# ગુણસુંદરી

અને

## સ્ત્રી હિતોપદેશક

ર્ષ ૩ જું.

અંક-૧૧ મો




તંત્રીઓ: શ્રી. ઊર્મિલા મહેતા, બી. એ.
સૌ. જ્યોત્સ્ના મહેતા, બી. એ.

કાર્યાલય : ૧૦૫, ગીરગામ બેક રોડ,
મુંબાઇ ૪

લવાજમ: હિન્દમાં: રૂ. ૪-૦-૦ છૂટક નકલ : આઠ આના. હિન્દ બહાર: રૂ. ૫-૮

## નિર્મળાનો ... મિત્ર

("વર્માની વિવિધ વાર્તાઓ" નામક તા. ૧ લી ઑક્ટોબરે પ્રકટ થનારા પુસ્તકમાંનું એક આકર્ષક ચિત્ર).



# કન્હૈયાને !

લેખક:

લેખક: શ્રીયુત રમણીકલાલ કીશનલાલ મ્હેતા.

મોરલીમાં ગાયું એવું શું ત્હેં, કન્હૈયા !
મોરલીમાં પાયું એવું શું ત્હેં, કન્હૈયા !
છીપી તૃષા ન મ્હારા આત્મની, કન્હૈયા !
છેડી જજે એ મોરલી ફરી, કન્હૈયા !

સૂનું મધુવન ફરી ગજાવજે, કન્હૈયા !
અચેતમાંહી ચેતના જગાવજે, કન્હૈયા !
અજબ અંજનો અમીનાં આંજજે, કન્હૈયા !
અમને રસઝકોરમાં ભીંજાવજે, કન્હૈયા !

મોંઘેરી ગા ફરી તું રસ-ગીતા, કન્હૈયા !
વિશ્વસ્નેહ કેરી એક સંહિતા, કન્હૈયા !
મોરલીમાં જગતભાન ભૂલાવજે કન્હૈયા !
રસછોળે આતમ છલકાવજે, કન્હૈયા !




રાતના અગીઆરેકનો સુમાર હશે. સુરતની એક ગલીમાં એક ઉંચા ઓટલા ઉપર ચાર પાંચ આધેડ, ગંગાસ્વરૂપ તેમજ સૌભાગ્યવતી સ્ત્રીઓની સભા મળી હતી. બધીય સ્ત્રીઓ જમાનાની ખાધેલ અને જાજરમાન જણાતી હતી અને કુદરતની કોઇ વિચિત્રતાને લઇને જેમ જેમ તેમનું વય વધતું જતું હતું તેમ તેમ તેમની તંદુરસ્તી પણ વધતી જતી હતી એમ જોનારને જણાતું હતું. સભાના નાયક જેવાં જણાતા ગંગાસ્વરૂપ હીરાગવરી આસપાસના જગતમાં હીરામાશી તરીકે પ્રખ્યાત હતાં. જ્યાં જ્યાં કુટુંબમાં કલેશ. જ્યાં જ્યાં કુટુંબોમાં તોફાન ત્યાં ત્યાં હીરામાશી પોતાની દક્ષતાથી, પોતાની જીભ્હાથી, કોઇને ઉશ્કેરતાં, કોઇને પગતળે કચરતાં, ઠંડા થતા તોફાનને ઉત્સાહ અર્પી સજીવન કરતાં અગ્રસ્થાનેજ શોભિતાં હતાં.

ગં. હીરામાશીઃ (ગલીમાંનીએક બારી તરફ જોઇને) " કેમ ? મગન બ્હેન ! કે બહુ થાક લાગી ગયો છે કે નીચેજ ઉતરતાં નથી ?"

મગન બ્હેન : " હા, બ્હેન, અમને તો થાક લાગે. તમારે ઠીક છે કે ઘરમાં વહુ બધું કામ કરે. એટલે પગ પર પગ ચઢાવીને આખો દિવસ બેસી રહેવાનું મળે એટલે થાક શાનો લાગે ? "

સભામાં થોડુંક સ્મિત થયું અને એકાદ સ્ત્રી બોલીઃ " મગન બ્હેને વાત તો સાચી કરી હોં !"

ગં. હીરામાશી : " હા, બ્હેન, હા. વાત તો મગન બ્હેને સાચી કરી ! આજ સુધી એ હતાં તેમણે મને ઓટલે બેસાડીને નીરાંતે ખવડાવ્યા કર્યું. એમના ગયા પછી છોકરાએ મારી ચાકરી કરી અને હવે નવાં વહુરાણી આવ્યાં એ મારી ચાકરી કરી રહ્યાં છે અને કરશે. એટલે મગન બ્હેને વાત કરી એ તો સાચીજ કરી છે ને ! મારી મોટી બ્હેને ગરીબના ઘરની છોકરી લીધી તેના શા ફજેતા થયા તે હું જાણું છું. રાં... ધુવડે મારી મોટી બ્હેનને એક દા'ડો જંપવા દીધી નથી. પીયરમાં ભણેલું નહીં એટલે મઉડાંની માફક ટંકે પાંચ શેરનો ખાડો પૂરે. સાસરે આવી ત્યારે નાગીજ આવેલી એમ કહીએ તો ચાલે. વરસ દા'ડેય પીયરમાંથી એક ચીંથરાંની આશા નહીં, અને વરસના ત્રણસો ને પાંસઠે દિવસ સાસરામાંજ બેઠી હોય. પીયરીયાંને તો ગઇ તો બલા ગઇ અને એક પેટીયું નભાવવું ઓછું થયું એટલે એ લોકો તો બોલાવેજ શાનાં ! અરે, સરઅવસરે તો ઠીક છે. પણ સુવાવડમાંય મોટી બ્હેને મોઢે ચઢીને એ લોકોને કહ્યું ત્યારે છોકરીને લઈ ગયાં. તેય મહીનો થયો કે ધડાક કરીને પાછી તગડી મેલી ! આ બધું મેં મારી આંખે જોયેલું એટલે મેં જાણ્યું કે આના કરતાં પૈસાદાર કુટુંબની અને સહેજસાજ ભણેલી છોકરી હોય તો કંઇક ઠીક પણ ત્યાં તો..."

છગન બ્હેનઃ " પણ ત્યાં તો 'ઘરનાં બળ્યા વન ગયાં તો વનમાં લાગી આગ.' કેમ, ખરું ને ? હા હા હા હા ! "

1

બીજી એ ગયું બીઓ: " હા હા હા ! હીરામાશી ભણેલીનો લાડવો લેવા ગયાં ત્યાં તો લાડવામાંથી ઝેર નીકળી પડયું."

મગન બ્હેન: ( બારીમાંથી, ગીતાજી, વાંચતાં હતાં તેમાંથી ડોકું કાઢીને ) " એ તો માણસને ઠોકર વાગે ત્યારેજ સાન આવે. મેં હીરામાશીને મારી નણંદની વચલી છોકરીને માટે બહુ કહેલું પણ એમને તો પૈસાવાળી અને ભણેલી ગણેલી જોઇતી હતી. એટલે ગરીબ છોકરી ચાલે ! બાપડી બીચારી કેવી પગ બાંધીને રહેત તો ખરી."

હીરામાશી: " બાઇ, એ તો રાંડયા પછી ડહાપણ બધાંને આવે ! બાકી વહુ તે કંઇ ખાવાની ચીજ હતી કે ચાખીને લઇએ? કુટુંબ જોયું, છોકરી જોઇ, એનું ભણતર જોયું અને રૂપ રંગ જોયા. પછી આવી નીકળી એમા દોષ કોને દેવા જઇએ ? પહેલાં પહેલા તો બાઇ, મેંએ કુચા મારી મારીને સહન કરી લીધું અને ગાડું ગબડાવ્યું. પણ હંમેશનું થયું એ પાલવે ? સવારના તો વહુરાણીને એક અરધો કલાક વહેલા ઉઠવું પડે તો આખો દિવસ માથું ચડેલું રહે ! "

જતન બ્હેન: " હવે સેજ માથું ચડે તેમાં શું થઇ ગયું ?"

મગન બ્હેન: ( બારીમાંથી ગીતાજી વાંચતે વાચતે " બ્હેન, મારૂં તો છેલ્લાં પદંર વરસ થયાં માથું દુખે છે. તે અમે કેમ કામ કરતાં હઇશું ? એમ પડયાં રહીએ તો કામ કોણ અમારો બાપ કરે ? એ તો માથે તમારાં જેવાં ભોળાં સાસુ પડેલાં એટલે ચાળા સુઝે ! "

હીરામાશી: " હાયરે, મા ! તમે શું બોલ્યાં જતન બ્હેન ? માથું દુખે તેમાં શું થઇ ગયું ? એમ જો માથું દુખ્યા કરે તો એમાંથી તો પાંચસો ને પાંચ મોટા રોગ થઇ જાય એ તમને ખબર છે ? વળી મગજ નબળું પડી જાય તો પછી મોટાં મોટાં થોથાં વંચાય કેમ ? અને આપણને માથું દુખે ત્યારે આપણે બહુ તો માથે કકડો બાંધીએ કે સુંઠ ચોપડીએ પણ આ તો માથે બરફ ઘસવું પડે, બામ ચોપડવો પડે અને તોય મટે નહિં તો બીજે દિવસે ડાકટરની સલાહ લેવી પડે !"

છગન બ્હેન : " ત્યારે હવે તમારેય એને વહેલી ઉઠાડવામાં શો ફાયદો હતો ? જરા મોડી ઉઠે તો છો ઉઠતી."

હીરામાશી: " પણ તેમાં મારે ક્યાં ના



હીરામશી: " દાદર આગળ જઇને અરધો કલાક બુમ માર' ત્યારે—"



" વહુરાણી રાં—નાચનારીની માફક ઠમક ઠમક કરતી દાદર ઉપરથી પોતાની મેડીએથી ઉતરે ! "

છે ? છોને એ બે વાગે ઉઠે ! હું તો ઘરનો ઘંસીડો કરતી આવી છું અને કરીશ. આટ-આટલું એ કરે છે પણ છતાંય મારા મોમાંથી મેં એક કડવો હરફ પણ કાઢ્યો છે ? તમે ક્યાં નથી જાણતાં ? પણ દરેક ચીજની પણ કૈં હદ હોયને. હું મુ– સવારનાં પાંચ વાગ્યાથી ઉઠું, ચા પાણીની તૈયારી કરું, અધરણ મુકું, વાસીદાં વાળું, અને પછી દાદર આગળ જઇને અરધો કલાક બુમ મારું ત્યારે વહુ રાણી રાં-નાચનારીની માફક ઠમક ઠમક કરતી દાદર ઉપરથી પોતાની મેડીએથી ઉતરે ! તોયે આપણે તો બા, એકજ નિયમ રાખેલોઃ કે શ્રી કૃષ્ણ કૈં બોલવું જ નહિ. આપણે આ દુનિયામાં કેટલા દિવસ કાઢવા છે. ?"

મગન બ્હેન (ગીતાજી વાંચતાં બારીમાંથી) " હોય, હવે બ્હેન: હજી નાદાન છે એટલે વહેલાં નહિં ઉઠાતું હોય, પણ પછી તો આખો દા'ડો કામ કરે છે ને ?"

હીરામાશી: "હારે બ્હેન હા. પછી તો સાસુજી ઢોળીઓ ઢાળીને આખો દિવસ સુઇ જ રહે છે. પછી કૈં મારૂં કામ કરવાનું હોય ? સવારે જમવાનું થાય ત્યાં સુધી બાધા જેવી આમથી તેમ ફર્યા કરે. જરાક કામ કહીએ એટલે એવો છણકો કરે કે આપણને એમ થાય કે હૈયું બાળીએ તેના કરતાં હાથ બાળેલા સારા. અને જમી રહ્યાં એટલે હાથ તો પીયરજ સુકવવાના હોય ! પછી જોઇએ તો વરસ ભરવાનું હોય કે અથાણાં કરવાનાં હોય, કે પાપડ કરવાના હોય કે ગમે તે કરવાનું હોય ને ? અરે, મારી કમુની સુવાવડના દસ દિવસ-માં મેં એને પીયેર નહોતી મોકલી તેમાં તો એના ભાઇઓએ આખી ન્યાતમાં મને ફજેત કરી હતી. અને પછી તો રાતના એક તો પીયરથી થાકીને આવેલાં હોય તેમાં દીવામાં અને લાકડાનાં ધુમાડામાં આંખ બગડે એટલે રસોઇમાં અડકાયજ કેમ ? રાતના બાર વાગ્યા સુધી ચસમાં પહેરીને વાંચો શકાય તેમાં આખ બગડે નહિ. પણ જો ચુલા પાસે પાંચ મીનીટ પણ બેસવું પડયું તો આંખ લાલ થઇ જાય, લાલ ! "

જતન બ્હેન : " પણ એટલું તો ખરૂં કે એની તબીયત પહેલેથી જરા નબળી તો ખરી. "

હીરામાશી : "અરે શેની ધુળની નબળી ! એ પાતળાં શરીરનાં માણસો તો કેની, તમને લાગે નબળાં એટલુંજ. એ તો અમથાં કાગાં થયા કરે. અને આપણે શરીરમાં જાડાં પડેલાં એટલે આપણી કોઇ કોઇ દયા ખાયજ નહિ.

મગન બ્હેન : ( બારીએથી, ગીતાજી વાંચતે વાંચતે ) " જ્યારે હમણાં આમ છે તો એકાદ બે પેટે પડશે ત્યારે શું થશે ? "

હીરામાશી : " હાય હાય ! ત્યારે તો કોણ જાણે આભ તુટી પડશે ! મારે તો ઝેર ખાવુંજ બાકી રહેશે. ધણી હમણાં, એની ચાકરીમાંથી પરવારતો નથી. તે વળી બાબા-ગાડા લઇને છોકરાઓને ફેરવવા પણ જશે પણ ચાલો બ્હેન, એમ કૈં આ પુરાણ પુરૂં થાય એમ છે ? હું તો જાઉ છું. "

( જાય છે. )

છગન બ્હેન : " ભગવાન આવી સાસુ કોઇ વહુને નહિં આપજો ! નર્યો ડાકણનો અવતાર છે ! એ અને એની દીકરી મળીને બીચારી વહુનો જીવ લેવો બાકી રાખે છે. "

જતનબ્હેન : " અને પાછી સામી સતી થાય છે ! અરે, બીચારી વહુના હાલ તો જુઓ થઈ ગયા છે ! કુંવારી હતી ત્યારે કેવી ગબરૂ જેવી હતી ! અને પીયરમાં કેટલા લાડમાં ઉછરી હતી ! તેના હવે ચાકરડીના કરતાં બુરા હાલ છે. આવી નાજુક, કાચની પુતળી તે આ કુભારજાને પનારે કયાંથી પડી?"

મગન બ્હેન: ( ગીતાજી વાંચતે વાંચતે બારીમાંથી ) " અરે બ્હેન ! હું તો મારી નણંદની વચલીને આ ઘેર આપવા તૈયાર થયેલી ! એ તો એ છોકરીનાં નસીબ મોટાં એટલે બચી ગઈ ! બાકી, હાય હાય. અત્યારે એના શા હાલ થયા હોત ! " ( ધીમે ધીમે મંડળ વીખરાવા માંડે છે, ગીતાજીનું વાંચન પણ બંધ થાય છે. દુર દુર ડાંડીયાનો ડુગડુગીનો અવાજ સંભળાય છે. )



## બે લાખ વર્ષ પહેલાં.

ડોડેસીઆમાં બ્રોકનહીલ આગળ માણસોનાં હાડકાંની થએલી શોધ ઉપર લંડનમાં પ્રોફેસર સર આર્થર કીથે ભાષણ કર્યું હતું. આ હાડકામાં એક ખોપરી પણ છે. અત્યાર સુધી પુરાતન જમાનાના માણસોનાં મળેલાં હાડકાંમાં આ હાડકાં સૌથી જૂનાં છે. સર આર્થર કીથે કહ્યું હતું કે મળી આવેલી ખોપરીથી હમણા સુધી નહિ જણાએલા માણસની શોધ થાય છે. હાલની માણસ જાતથી તે તદ્દન જુદાજ પ્રકારનો માણસ હશે એમ લાગે છે. એક લાખથી બે લાખ વર્ષપર જે માણસ જાત દુનીયામાં થઈ ગઈ હશે તેનાં આ હાડકાં હોવાં જોઇએ. એમ જણાય છે કે માણસની ઉંચાઇ ૫ ફીટ ૯ ઈંચ જેટલી હશે અને આપણી માફક પગે ચાલતા હશે. તે ખોપરી ગોરીલા વાંદરાની ખોપરીને સ્હેજસાજ મળતી આવે છે ખરી; છતાં તે માણસો ગોરીલા જેવી હલકી પંક્તિના નહોતા એમ લાગે છે; આગળ જતાં આ શોધ બહુ અગત્યની થશે; એવો સંભવ છે. આપણા બાપદાદા બે લાખ વર્ષ પર કેવા હતા તે બાબત કંઇક જ્ઞાન આ શોધથી આપણને મળશે.

# રસિકાના રાસ.

લેખકઃ શ્રીયુત હીનેન.

વાદળમાં વીજળી રે કે ચમકે હલ્લારે સાહેલડી,
નેનાંમાં ટમકે રે કે ચંચલા વિમાસે સાહેલડી.
પૂર્ણ ચંદ્ર ચંદ્રિકા રે કે અમૃત ધાર્યાં સાહેલડી,
પ્રેમી લબ ચુંબતાં રે કે અમર થાતાં સાહેલડી.
રસ છોળ ઉછળે રે કે ઉર ચઢયાં હેલે સાહેલડી,
સ્નેહ–સુનાં હૈયાં રે કે મ્હાણું શું રેલે સાહેલડી ?
ગગને હિમાંશુ રે કે પોયણી વિકસે સાહેલડી,
પ્રીતમને દર્શને રે કે મદભરી ખીલે સાહેલડી.
આજે વસંતની રે કે પંચમી આવી સાહેલડી,
હર્ષભર્યાં હૈયે રે કે વિશ્વે વધાવી સાહેલડી.
કોયલડી કુજંતીરે કે આંબડાળે કુક સાહેલડી,
ગીતડે શા જાદુ રે કે કોકિલ–કંઠે સાહેલડી ?
પ્રકૃતિયે નવલાં રે કે પલ્લવ ધર્યાં સાહેલડી,
લીલાં પાનેતર રે કે પ્હેરી પધાર્યાં સાહેલડી.
વેણી ફુલે ગુંથી રે કે ફુલડાંની માળા સાહેલડી,
કોને પ્હેરાવશો રે કે દ્રખ કોણ સ્હેશે સાહેલડી ?
ચિત્તહર ચિતવન રે કે રસિક ઝુકાવે સાહેલડી.
માયાની મોહિની રે કે આલમ ઓવારે સાહેલડી.
વિવિધ શર છૂટે રે કે દિલડાં ભેદે સાહેલડી,
આમ શું રંજાડીયે રે કે કાયાના ભેદે સાહેલડી ?
પ્રિય જન ખેલે રે કે રંગે અનંગે સાહેલડી,
સંગ–સુનાં સાથી રે કે હર્ષ કેમ ધારે સાહેલડી ?
પિયુ પરદેશમાં રે કે બ્હાવરી બાળા સાહેલડી,
પંથ જોતી રોતી રે કે સંદેશ હીણા સાહેલડી.
પ્રેમીનાં જોડલાં રે કે ઉછળે ઉમંગે સાહેલડી,
આજે જે એકલાં રે કે હતભાગ્ય સાલે સાહેલડી.
વ્હાલમે વિયોગીને રે કે વસંત બાળે સાહેલડી,
વિરહ–વિધુરને રે કે કંટક લાગે સાહેલડી.
વસંત મ્હેંકતી રે કે હસવે રડાવે સાહેલડી,
વિધિની વિચિત્રતા રે કે કળી કોણે કળશે સાહેલડી ?
અંતરની આશિષ રે કે દુઃખીયાને દેજે સાહેલડી,
વ્હાલસ્હોયાં એકચે રે કે વિશ્વ વિરામે સાહેલડી.

# બાળઉછેર.

લેખકઃ ડૉ. અમૃતલાલ હ. પટેલ,
એમ. બી. બી. એસ, ડી. પી. એચ., ડી. ટી. એમ.,
(ઇગ્લેંડ), હેલ્થ ઓફીસર, સુરત.

( ગયા અંકના પૃષ્ઠ ૭૬૪ થી ચાલુ. )

## જન્મ પછી બાળકની લેવાની સંભાળ.

આગલા લેખોમાં બાળઉછેર વિષે જે કાંઈ લખવામા આવ્યું છે તેના કરતાં આ લેખમાં ઘણીજ અગત્યની બાબતો લખવાની છે. ગર્ભની અંદર તથા જન્મ વખતે તો બાળકની જીંદગીની સંભાળ કુદરત પણ લે છે. ગર્ભનું રહેવું અને જન્મ થવો તે બન્ને કાર્યો તો કુદરતે નિર્માણ કરેલાં છે અને તેને યોગ્ય રીતે પાર પાડવાની ઘણી ખરી તજવીજ કુદરતજ કરે છે. મનુષ્યને તો તેમાં થોડી ઘણી મદદ કરવાનીજ હોય છે અને તેથી તેમા બાળકની અને માતાની જીંદગીને–મનુષ્ય જો કુદરતના કાર્યમા આડખીલી ન કરે તો–જોખમ જેવું નથી. પરંતુ જન્મ પછી બાળક મનુષ્યની સંભાળમાજ આવે છે અને તેના જીવન અને મરણની દોરી તેના ઉછેરનારનાજ હાથમાં ઘણી ખરી રહેલી હોય છે. આ સાબિત કરવા માટે આગલા લેખમાં જુદા જુદા દેશના બાળ મરણના આંકડાની વાંચક વર્ગને ફરી યાદ દેવડાવવાનીજ જરૂર છે. જન્મ પછી બાળકની તંદુરસ્તી સાચવી રાખવા મનુષ્ય કેટલે સુધી ઉપાય યોજી શકે છે તે સાબિત કરવું અઘરું નથી. ન્યુઝીલેન્ડના ડનેડીન શહેરમા બાળકોની રાજ્ય તરફથી અને પ્રજા તરફથી એટલી બધી સંભાળ લેવાય છે કે તે શહેરમા સને ૧૯૨૬ ની સાલમાં એક પણ બાળક ઝાડાની બિમારીથી મરણ પામ્યું ન હતું. આનું કારણ એ છે કે ડનેડીન શહેરની માતાઓની અને બાળકોની અહર્નિશ સંભાળ ત્યાંની વૈદકીય પરિચારીકાઓ લે છે અને તે શહેરમાં બાળકો માટે વપરાતા દુધ અને અન્ય ખોરાક ઉપર એટલી બધી દેખરેખ રાખવામાં આવે છે કે બાળકની તંદુરસ્તી બગડે તેવો ખોરાક ત્યાં વેચાતોજ બંધ થઇ ગયો છે અને તેને લીધે બાળકોને ઝાડાની બિમારી ભાગ્યેજ થાય છે. ડનેડીન શહેરના બાળકોની તંદુરસ્તીના આ આંકડાઓ ત્યાંના શહેરીઓને મગરૂરી આપે તેવા છે અને તે આંકડાઓ પુરવાર કરે છે કે મનુષ્યને ઇશ્વર તરફથી સોંપાયલું બાળક, મનુષ્ય ધારે તો પુરેપુરી રીતે સાચવી શકે અને કુદરતનું ઋણ અદા કરી શકે. બાળકોના ખોરાક સંબંધીનો આ મારો લેખ નથી છતાં એટલું અહિં લખવું જરૂરી છે કે આપણી માતાઓના આ વિષય સંબંધી અજ્ઞાનને લીધે આપણા દેશના સેંકડો બાળકો મરણને શરણ થાય છે. તરતના જન્મેલા અને દશબાર દીવસ કે અઠવાડિયાની ઉમરના બાળકોને બેસનું નહિ પચે તેવું દુધ પાનારા અજ્ઞાન અથવા બેદરકાર માતાપિતાઓ આ લેખક ઘણા જોવા છે. જન્મ પછી બાળકને પેટે વળગેલા નાયડાની યોગ્ય સંભાળ નહિ લેવા-

યાથી ભયંકર ઝેરી તાવને લીધે અનેક બાળકો આ દેશમાં મરે છે. જન્મ પછી બે ત્રણ દીવસ ઝાડો ન થાય તો પણ માબાપની આંખ ન ઉઘડે તેવા દાખલાઓ પણ ડાકટરો ઘણી વખત જુએ છે. ક્ષય અથવા તેવાજ અન્ય ચેપી રોગથી પીડાતી માતાનું દુધ પીને સેંકડો બાળકો આ દેશમાં મરણ પામે છે. બ્રોન્કો ન્યુમોનીયાથી પીડાતા બાળકને, " જરા ભરાઇ ગયું છે કહી " ઉંટવૈદું કરીને ઘણી અજ્ઞાન માતાઓ અજાણમાંજ પોતાના વ્હાલા બાળકોને મરવા દે છે. બાળકના રોગનો યોગ્ય ઉપાય કરવાને બદલે માનતા માનવાના અથવા નજર ઉતારવાના અખતરા આ દેશમાં હજુ ઘણાએ થાય છે. શિતલા, ઓરી, ગોબર અથવા ઉપદંશને લીધે ચામડી ઉપર દેખાવ દેતાં જુદી જુદી જાતના ચાંદા, કે ફોલ્લાઓને " બાપજી આવ્યા છે " એમ માની આવા ભયંકર રોગોનું નિવારણ કરવા દેવ દેવીઓની પુજા કરવાની પ્રથા હજુ આ દેશમાં સંપૂર્ણ શ્રદ્ધાપૂર્વક ચાલુ છે. છઠ્ઠીનો દીવસ ન આવે ત્યાં સુધી બાળકને ઉઘાડુંજ રાખીને ન્યુમોનીયાને આમંત્રણ કરવાનો રિવાજ હજુ આ દેશમાં ચાલુ છે. મા બાપના વહેમ અને અજ્ઞાનને લીધે ખીલતા કુસમ સમા બાળકો જીંદગીના પ્રભાતમાંજ કરમાઇ જાય છે. દુનિયાની ભયંકર લડાઇઓમાં પણ સેંકડે ૪૦ માણસો નથી મરી જતા પરંતુ આ અભાગી દેશમાં વગર લડાઇએજ, સેંકડે લગભગ ૪૦ બાળકો મરણ પામે છે. તેમને મારી નાંખવામાં દુશ્મનની કાતિલ તલવાર કે ભયંકર તોપ કામ નથી કરતી પણ તેમનાજ પ્રિય માબાપોનું ભયંકર અજ્ઞાન, અંધશ્રદ્ધા અને વહેમ આ ક્રુર કાર્ય કરે છે.

આ લેખમાં બાળકને થતા દરેક રોગનું વર્ણન કરીએ તો પાર પણ ન આવે. તેટલા માટે બાળકની પાંચ વર્ષની ઉમર સુધીમાં તેની કઇ કઇ બાબતમાં મુખ્ય સંભાળ લેવી તેનું ટુંક વર્ણન કરવામાં આવશે.

જન્મ પછી બાળકની આંખ ધોવાનું, મ્હોં ધોવાનું, નાયડો કાપવાનું અને નવરાવવાનું કાર્ય તો દાયણ અથવા નર્સ કરે છે. તે પછીની બધી સંભાળ માતાએ અથવા સંબધીએ લેવી પડે છે. જન્મ પછી પાંચ કે છ કલાકની અંદર બાળકને ઝાડો થવો બહુ જરૂરી છે. અને જો ન થાય તો ડાકટરને બોલાવવો જોઇએ. બાળકના પ્હેલા ઝાડામાં લીલો અને કાળાશ પડતો પિત્ત મિશ્રિત મળ નિકળે છે જેને જન્મ-મળ કહે છે. આ મળ જો શરીરમાં વધુ રહે તો વખતે બાળકને દુઃખ થાય, પેટ ફુલી જાય અને તેને લીધે અન્ય રોગો લાગુ પડવાનો સંભવ રહે છે.

જન્મ પછી બેચાર કલાક બાળકની પાસે કોઇ પણ માણસે બેસી રહેવાની જરૂર છે. કારણ કે કોઇ વખત બાળકને પેટે વળગેલા નાયડામાંથી લોહી વહે છે અને તેને લીધે કદાચ બાળક મરી પણ જાય. સાધારણ રીતે બાળકના શરીર પર કપડું ઢાંકેલું હોય છે અને નાયડામાંથી નીકળેલું લોહી કપડામાં સુસાઇ જાય અને કોઇને ખબર પણ ન પડે. માટે આ બાબતની ખાસ કાળજી રાખવી જોઇએ. કેટલાક બાળકોને જન્મ પછી તરતજ આંચકી આવે છે અને જો પાસે કોઇ માણસ ન હોય તો આ જોઇ શકાય નહિ.

**બાળકને શરદીથી અને જાનવરથી બચાવો.**

હિંદુ કોમમાં કેટલીક જ્ઞાતિઓમાં એવો રિવાજ હોય છે કે જન્મના છઠ્ઠા દીવસ સુધી બાળકને શરીરે કોઇપણ શીવેલું કપડું અડકાડાયજ નહિ, અને સાધારણ રીતે છ દીવસ સુધી બાળકને એકાદ કપડું ઓઢાડી રાખવામાં આવે છે. બાળકને શરદી ન લાગે તે માટે ગળાથી તે પગ સુધી લાંબુ ઝબલું

પહેરાવવાની ખાસ જરૂર છે. અને તેની પર સાધારણ ગરમ કપડું રૂતુ અનુસાર ઓઢાડવું જોઇએ. વળી બાળકને કમર પર ત્રીકોણાકાર કપડું લંગોટની જેમ પહેરાવી રાખવું. જોઇએ કે જેથી પથારી બગડે નહિ અને તેના કપડાં પણ સ્વચ્છ રહે. આવા ત્રીકોણાકાર લંગોટ જુના નરમ ચાદર કે લુગડામાંથી થઇ શકે છે. તેમને વાપરતા અગાઉ ધોઇને સ્વચ્છ કરવા જોઇએ.

બાળકને જાનવરથી બચાવવાની વાત શહેરમાં રહેનારને હસવા જેવી લાગશે પરંતુ ગામડામાં અને કોઈ કોઈ વખત શહેરમાં પણ બિલાડી અને વગેરે, બાળકોને ગંભિર ઇજા કરવાના દાખલા બને છે. બાળકના મોઢામાં દુધની વાસ આવવાથી બિલાડી ઘણી વખત તેના પર તરાપ મારે છે અને નખોરીયા ભરી જાય છે. બાળકની પથારીમાં જીવ જંતુ ન આવે તેની ખાસ કાળજી રાખવી જોઇએ. પારણામાં વીંછીએ ચડી જઇને બાળકને કરડવાથી બાળકોના મરણના દાખલા પણ બનેલા છે. બાળકની પથારી સ્વચ્છ રાખવી જોઇએ કે જેથી તેને માકડ કે ચાંચડ ઇત્યાદી જંતુઓ ન કરડે અને બાળકના ખાટલાની આસપાસ મચ્છરદાની પણ રાખવી જરૂરી છે. મચ્છરના કરડવાથી મૈલેરીયા તાવ બાળકને સહજમા લાગુ પડે છે અને આઠ દીવસમાં બાળકને આંચકી આવે છે અને બાળક મરી જાય છે.

ગર્ભાશયમાં નવ માસ રહ્યા પછી બાળક એકાએક નવાજ વાતાવરણમાં મુકાય છે. ગર્ભમાં તેનું રક્ષણ તો કુદરતજ કરી લે છે પરંતુ જન્મ પછી વિશ્વની અંદરના પંચ તત્વોથી તેનું રક્ષણ કરવા માટે યોગ્ય સહાય મનુષ્યેજ આપવી પડે છે. જગતની આધી વ્યાધિ અને ઉપાધિથી અપરિચિત બાળક ઉપર જગતના સ્થુલ જીવો આક્રમણ કરે છે. અને તેને રોગના પંજામાં સપડાવે છે અને માતા પિતાની બરાબર કાળજી ન હોય તો બાળક રોગગ્રસ્ત થઇ મૃત્યુવશ થાય છે.

## બાળકનું સ્નાન.

ગરમ પ્રદેશોમાં બાળકને દરરોજ સ્નાન કરાવવું જરૂરી છે. શરીરે મીઠું તેલ ચોળી પછી રૂતુ અનુસાર સાધારણ ગરમ કે ઠંડા પાણીથી સ્નાન કરાવવું જોઇએ. બાળકની સ્પર્શેન્દ્રીય બહુ નાજુક હોય છે અને તેને સાધારણ ઠંડુ પાણી બહુ ઠંડુ લાગે છે અને જરા વધુ ગરમ પાણી તેને ઉકળતા પાણી જેટલું ગરમ લાગે છે. મોટી ઉમરના માણસનાં આંગળાં અતિશય ઠંડાં અને ગરમ પાણીને બહુ ટેવાઇ ગયાં હોય છે તેટલા માટે ફક્ત આંગળાંથીજ પાણીની ગરમી કે ઠંડીનું અંદાજ ન કાઢવું પણ બાળક માટે વાપરવાનું પાણી ગાલે અડકાડી જોવું કારણ કે ગાલની સ્પર્શ શક્તિ હથેલી અને આંગળાં કરતાં વધુ નાજુક છે. પશ્ચિમના દેશોમાં તો આ કાર્ય માટે થરમોમીટરનો ઉપયોગ થાય છે પણ તેનો ઉપયોગ અમુક ખાસ સંયોગો શિવાય આ દેશમાં અસ્થાને છે. સ્નાન કરાવવાની વખતે બાળકના સાથળના મુળ, બગલ, ગરદન અને આંગળાને બહુ સંભાળથી સ્વચ્છ કરવાં. બાળકને ન્હવરાવવા માટે ઉંચી જાતના સાબુનો કે જેમાં કોસ્ટીક સોડાનો હિસ્સો વિશેષ પ્રમાણમાં ન હોય તેવો વાપરવો. સસ્તો અને ચામડીને નુકશાન કરે તેવો સાબુ વાપરવા કરતાં સાબુ ન જ વાપરવો વધારે સારું છે.

## બાળકને નિયમિત ઝાડો થવો જોઇએ.

ઝાડો નિયમિત આવવાનો આધાર ખોરાક પર રહે છે. માતાના દુધ ઉપર ઉછરતા બાળકને સાધારણ રીતે કબજીયાત નથી રહેતી. જ્યાં કેટલાક બાળકોની પ્રકૃતિજ એવી હોય છે કે તેમને કબજીઆત રહે છે.

આવા સંયોગોમાં ડાક્ટરી સલાહ મુજબ દિવેલ કે તેવુંજ બીજું નિર્દોષ ઔષધ બાળકને આપવું જોઇએ. માતા, જે જે ખોરાક ખાય છે તેના બધાજ તત્વો તેના દુધમાં નથી ઉતરતાં. છતાં એટલું તો માની શકાય કે જો બહુ ગરમ પદાર્થ કે કબજીઆત થાય તેવો ખોરાક માતા ખાય તો તેની થોડી ઘણી અસર માતાના દુધમાં થાય ખરીજ. આટલા માટે માતાએ જેમ બને તેમ સાદો અને સત્વિક ખોરાક ખાવો જોઇએ. કૃત્રિમ ખોરાક ઉપર ઉછરતા અને ઉપરનું દુધ પીનારા બાળકોને કબજીઆત અથવા ઝાડા ઘણી વખત થાય છે અને આ તકલીફ માટે તેના ખોરાકમાં યોગ્ય ફેરફાર કરવો જોઇએ.

### બાળકને શિતળા કયારે કઢાવવા ?

જો, બાળક રહેતું હોય તે ગામમાં શિતળાનો રોગ ચાલુ હોય તો જન્મ પછી ચોથે કે પાંચમે દીવસે પણ શિતળા કઢાવવા તે વધારે સહિસલામત છે. બાકી સાધારણ રીતે ચોથા અને છઠા મહિનાની અંદર શિતળા કઢાવી લેવા જોઇએ. શિયાળો અને ચોમાસામાં તો ઘણી ગરમી હોતી નથી. બાળકને ચાર માસ થાય પછી શિતળા કઢાવવાની અનુકુળ રૂતુ આવેજ છે. બાળકનો જન્મ ઉનાળામાં થયો હોય તો ઉનાળો ઉતરતાજ શિતળા કઢાવી લેવા અને શિયાળામાં જન્મ થયો હોય તો ઉનાળો શરૂ થાય તે અગાઉ કઢાવી લેવા. ઉનાળામાં પણ શિતળા કઢાવવાથી બાળકને નુકશાન તો થતું નથીજ. માટે જો ગામમાં શિતળાનો રોગ ચાલુ હોય તો ઉનાળામાં પણ શિતળા કઢાવવા જોઇએ.

### બાળકને કોણે રમાડવું ?

શ્રીમંત વર્ગમાં બાળકને આયાને સોંપી દેવાનો રિવાજ હોય છે. શ્રીમંત-માતાઓના આ હકને છીનવી લેવાનો આ લેખકનો આશય નથી. પરંતુ એકલી આયાનીજ સંભાળમાં ઉછરતા બાળકોની યોગ્ય સંભાળ લેવામાં નથી આવતી તે તો નિર્વિવાદ છે. આયા રાખતા અગાઉ તેને કોઈ પણ જાતનો ચેપી રોગ છે કે નહિ તેની ડાક્ટરી તપાસ થવી જોઇએ. તે ઉપરાંત તેનું ચારિત્ર્ય અને સ્વભાવ પણ નિરખવાની જરૂર છે. મધ્યમ વર્ગમાં અને ગરીબ વર્ગમાં માતા અથવા સંબંધીઓ બાળકની સંભાળ રાખે છે. તેમને માટે બહુ લખવાની જરૂર નથી છતાં એટલું જણાવવું જરૂરી છે કે ચેપી રોગથી પીડાતા અંગત સ્નેહીને પણ બાળકને રમાડવા દેવું તે બાળકની જીંદગી માટે જોખમકારક છે. જગતની રૂઢીઓ વિચિત્ર છે. છતાં આવી બાબતોમાં કેટલીક વખત અપ્રિયતા વહોરીલઇને પણ અણસમજુ માણસોને શિખામણ આપવાની જરૂર પડે છે. બાળકપર પ્રેમ રાખનાર પરંતુ ક્ષયથી પીડાતા સ્નેહીનું બાળકને મ્હોએ અથવા હોઠે ચુંબન ભરવાનું કાર્ય સંસારની દ્રષ્ટિએ તદ્દન નિર્દોષ અને ક્ષમ્ય ગણાય છે. પરંતુ વૈદકીય દ્રષ્ટિએ આ કાર્ય બાળકને માટે ક્ષય રોગને ચોખ્ખું આમંત્રણ કરવા જેવું ગણાય. માતા પિતા અથવા સ્નેહિઓ બાળકને પોતાની થાળમાં જમવા બેસારી પોતાના બાળક પ્રત્યેના પ્રેમને બતાવે છે પણ આ કાર્ય વૈદકીય દ્રષ્ટિએ તો અક્ષમ્યજ છે.

### બાળકને કયાં સુવડાવવું ?

સાધારણ રીતે માતા બાળકને પોતાના પડખામાંજ લઇને સુએ છે. આમ કરવાથી ફક્ત બાળકને રાત્રીએ ધવરાવવાની સગવડજ સચવાય છે. બાકી તો બાળકે તે માતાના શ્વાસથી બગડેલી હવા લેવી પડે છે અને અજ્ઞાન અને બેદરકાર માતાની ઉંઘમાં બાળકને ઘણી અગવડો ભોગવવી પડે છે. સૌથી સારી સગવડતો એ છે જે માતાના બિછાનાની

બાજુમાંજ બાળકનું અલગ બિછાનું રાખવું. આમ કરવાથી માતાને કોઇ પણ જાતની અગવડ પડતી નથી અને બાળકની બરાબર સંભાળ લેવાય છે.

### દૂધપીતા બાળકને પાણી પાવું કે નહિ ?

બાળકને માતાના કે ઉપરના દુધ ઉપરાંત બે ત્રણ કલાકને અંતરે પાણી પાવું જરૂરી છે. ઉનાળામાં તો આમ કરવું અત્યંત જરૂરી છે. પાણી પાવાથી બાળકનું ગળું જલદી સુકાઇ જતું નથી. મોઢાની અંદર ચોંટી ગયેલું દુધ વાસ મારતું નથી, અને ઝાડો અને પેસાબ બરાબર આવે છે.

### બાળકના કપડાં.

બાળકના કપડાં રૂતુ અનુસાર ગરમ કે સુતરાઉ નરમ કાપડના બનાવવા જોઇએ. કોઇ પણ કપડું શરીરે બરાબર થઇ રહે તેવું સાંકડુ હોવું જોઇએ નહિ. શિયાળા કે ચોમાસામાં ગરમ કપડું પહેરાવવું હોય તો તેની અંદર પાતળું સુતરાઉ કપડું પહેરાવવું આવશ્યક છે. શરીરની ચામડીની લગોલગ સુતરાઉ કપડુંજ રાખવું જોઇએ. જલદી સળગી ઉઠે તેવા કપડા બાળકને માટે યોગ્ય નથી. આટલા માટે અર્ધ સુતરાઉ અને અર્ધ રેશમી કે ગરમ કપડાં વધારે સારાં છે. સાધારણ રીતે બાળકને એક લાંબુ ઝભલુંજ પહેરાવવું જોઇએ અને બહુ ઠંડી હોય તો તેના ઉપર ગરમ કપડું પહેરાવવું જોઇએ. બાળકની પથારી પેશાબ અને મલથી બચાવવા માટે જુના ધોતીઆ અથવા ચાદરના ત્રીકોણા કટકા વાપરવા તે બહુ અનુકુળ અને સસ્તા પડે છે. ત્રીકોણા કપડા ને ત્રણે છેડે કસ લગાવી દીધી હોય તો તે લંગોટની માફક પહેરાવી શકાય છે. માથા ઉપર ગરમ ટોપી અને પગે ગરમ મોજાની જરૂર શિયાળામાં પડે છે. જ્યાં સખત ઠંડી પડતી હોય ત્યાં કોઇ કોઇ વખત ગરમ પાણીની કોથળી પથારીમાં રાખવી. અનુકુળ થઇ પડે છે. દરરોજ ધોયેલા કપડાં પહેરાવવાં જોઇએ અને જો કપડું બગડે તો તેને તરતજ બદલવું જોઇએ. બાળકનો નાળ જ્યાં સુધી ખરી પડે નહિ અને ખરી પડયાં પછી નાળની ઉપર રૂઝ આવે નહિ ત્યાં સુધી પેટે પાટો બાંધી રાખવો બહુ જરૂરી છે આમ કરવાથી નાળનું રક્ષણ થાય છે અને બાળકને કોઇ પણ જાતનો ચેપ લાગતો નથી. બાળકના લંગોટને કસને બદલે સેફટી પીનથી પણ બાંધી રાખવાનો રિવાજ છે પણ સેફટી પીન વાપરવામાં જો બેદરકારી રાખવામાં આવે તો કોઇ વખતે તે બાળકને વાગી પણ બેસે. બાળકને રબરની ચડી પહેરાવવી નહિ કારણ કે તે ખરડાએલી રહેતો શરદી લાગવાનો સંભવ છે. પથારીની વચ્ચે ( લેધર કલોથ ) મીણીયું કપડું રાખવું ઇચ્છનીય છે. બાલકના બધાં કપડાં પાણીમાં ઉકાળીને ધોવા જોઇએ અને તેને ખેળ નાંખી ઇસ્ત્રી કદાપી કરવી નહિ કારણ કે તેમ કરવાથી કપડાં સખત થઈ જાય છે અને બાળકની ચામડીને ઈજા કરે છે.

### નિયમિત ડાક્ટરી તપાસ.

બાળકની જીંદગીના પહેલાં એક વર્ષમાં તેની જીંદગીને બહુ જોખમ હોય છે. માતાના ગર્ભની અંદર તો કુદરત તેનું દરેક રીતે રક્ષણ કરે છે. પરંતુ જન્મ પછી તેને દુનિયામાં તાદ, તડકો, વન ઇત્યાદીથી બચાવવા માટે દરેક સંભાળ લેની પડે છે. અને આ સંભાળ બરાબર ન લેવાય તો તેને ઘણી જાતના રોગ લાગુ પડવાનો સંભવ છે. મનુષ્યની વસ્તીવાળા દુનિયાના પ્રદેશમાં હવા અસ્વચ્છ હોય છે, પાણીમાં વિકાર હોય છે, દુધ ઇત્યાદી ખાવાના પદાર્થો સ્વચ્છ અને ભેળસેળ વગરના મળતા નથી, કપડા ધોવાનું પાણી નિર્મળ મળતું નથી અને બાળકને સાચવનાર, આંબાી કે માતા પણ ચેપી રોગ રહિત હોય કે કેમ તેની ખાત્રી

હોતી નથી. આવા વિકટ સંયોગોમાં બાળક કોઇ પણ રોગના પંજામાં ઝડપાઇ જાય તેમાં નવાઇ નથી. આટલા માટે તેની ડાકટરી તપાસ કરાવવી જરૂરી છે મનુષ્યની જીંદગીની દરેક ઉમર કરતાં પહેલા વર્ષની જીંદગીમાં મરણ પ્રમાણ સૌથી વિશેષ હોય છે અને તેટલા માટે તેની જીંદગીના આ કટોકટીના પ્રસંગમાંથી તેને બચાવી લેવાની બહુ જરૂર છે. બિનઅનુભવી માતાઓ બાળકનાં ગંભીર રોગથી પણ એટલી બધી અજ્ઞાન હોય છે તેને બાળક સખત બિમાર થાય નહી ત્યાંસુધી વૈદકીય મદદ લેવાની સમજણજ પડતી નથી. બ્રોંકોન્યુમોનીયા જેવા ગંભીર રોગને " બાળક જરા ભરાઈ ગયું છે " એમ માની તે રોગને સાધારણ માની તેને માટે નિમાલ્ય ઉપાય કરી અથવા બાધા આખડી રાખીને કે બહુ તો દેવતા ઉપર રાઇ મીઠું નાખી નજર ઉતારી સંતોષ પામતી અજ્ઞાન માતાઓ સેંકડો બાળકોને આ દેશમાં મૃત્યુને શરણ કરે છે તેની ખરેખરી ગંભિરતા હજુ આપણી બ્હેનોને નથી. ગાંધીને ત્યાં એક પૈસામાં મળતા ગરમાણાના ગોળયા કે નગરશેઠને ત્યાં મફત મળતી વરાધની દવાથી બધાજ રોગો સારા થતા નથી તે જાણવું જરૂરી છે.

## દાંતનું આવવું.

લગભગ છઠ્ઠેથી આઠમે મહિને દાંત આવે છે અને જ્યારે દાંત આવવા લાગે છે ત્યારે બાળકને થતા બધાજ રોગ દાંત આવવાને આભારી છે એમ આપણી સાધારણ માન્યતા છે જે માન્યતા સાચી નથી. ખાવા પીવાની યોગ્ય સંભાળ લેવાય અને બાળકને શરદી લાગવા દેવામાં ન આવે તો દાંત, વગર તકલીફે આવે છે એવો ઘણાનો અનુભવ છે. દાંત આવે છે માટે ઝાડા થવા જ જોઇએ અને આવા ઝાડાનો કંઇ ઉપાય જ નથી તે માન્યતા ખોટી છે. દાંત આવતી વખતે બાળકના દાંતના મસોડા ફુલી જાય છે. તેવે વખતે બાળકને સુંવાળી લાકડાની ચુસણી કે સખત રબરની કે હાથીદાંતની ચુસણી આપવી. આ ચુસવાથી બાળકની જે તે કરડવાની ઇચ્છા શાંત થશે અને તેને દાંત જલદી આવશે. દાંત જલદી લાવવા માટે કહેવાતા વીજળીના પટા કે વીંટીઓ તદન નિરૂપયોગી અને ખર્ચાળ છે તે કહેવાની જરૂર નથી. બારમે મહિને બાળકને ૭ દાંત, અઢારમે મહિને બાર દાંત અને બે વરસે અઢાર દાંત આવી જાય છે. મોટા બાળકને દાંતે ચાવવા માટે સુકો રોટલાનો કે રોટલીનો કટકો આપવો જેથી દાંત જલદી આવશે.

## બાળકનો ખોરાક.

આ વિષયનો " ગુણસુંદરી " માં એક સવિસ્તર લેખ થોડાજ માસ અગાઉ આવી ગયો છે અને તેમાં આ બાબત એટલી બધી ઝીણવટથી લખવામાં આવી છે કે તે વિષયમાં ફરી લખવું જરૂરી નથી. વાંચક વર્ગે અગાઉનો આ વિષયનો લેખ વાંચી લેવો.

## બાળકને રોગથી શીરીતે બચાવવું ?

આનો જવાબ ફક્ત ત્રણુજ શબ્દોમાં આપી શકાયઃ–સ્વચ્છ હવા, યોગ્ય ખોરાક અને તડકો. આત્રણ વસ્તુઓ બાળકને મળે તો તેને થતા ગંભિર રોગોમાંથી બાળક તદન બચી જાય છે. તડકો ક્ષય અને રીકેટસ ( હાડકાનું બળી જવું ) રોગોનો કટો શત્રુ છે. બાળક સહન કરી શકે તેવા સવારના અને સાંજના તડકામાં તેને રાખવાની ખાસ જરૂર છે. છેલ્લી શોધ મુજબ એવું સાબિત થયું છે કે રીકેટસ રોગ સારો કરવામાં તડકો જેટલું કામ કરે છે તેટલી કોઇ દવા નથી કરતી.

આ ઉપરાંત બાળકને હરવા ફરવાની અને રમવાની છુટ આપવી. ઝોળી જેવા ઘોડીઆમાં

બાળકને સુવાડવાથી તેની પીઠ વાંકી થઇ જાય છે અને બાળકના બધા અંગો બરાબર ખીલી શકતા નથી. પાટી ભરેલા નાના ખાટલામાં કે પાટીઆવાળા ખાટલામાં નરમ બિછાનું નાખી તેમાં બાળકને સુવારવું તે સૌથી સારૂં છે. તેને ઘોડીઆમાં તો સુવાની ટેવ પાડવીજ નહિ. ઘોડીઆમાં સુવાડવાથી બાળકને તેમાંજ સુવાની ટેવ પડે છે અને ઘણી વખતે મુસાફરીમાં માબાપને તકલીફ પડે છે.

**બાળકને બચપણથી નિયમિત જીવન ગાળવાની ટેવ પાડવી.**

માતાએ યાદ રાખવું જોઇએ કે બાળકની કેળવણી તે તેના જન્મથીજ શરૂ થાય છે અને આ ખ્યાલ જે માતા રાખે છે તેના બાળકો સદ્ગુણી, નિયમિત અને બહાદુર થાય છે. પ્રેમની સાથે સખ્તાઇ રાખવાથી બાળકને યોગ્ય તાલીમ મળે છે. બાળકના જીવનનો પાયો તેની માતાજ રચે છે. આ વિષય એટલો બધો અગત્યનો છે કે તેને વિષે તો એક લાંબો લેખ લખી શકાય. રામચંદ્ર, ધ્રુવ, શિવાજી વિગેરેના દાખલા આપણા ઇતિહાસમાં બાળકની યોગ્ય કેળવણીના નમુના રૂપે મોજુદ છે. આ આખી લેખમાળા, બાળ ઉછેરના મહાન વિષયની ફક્ત આછી રેખા સમાન છે. અંગ્રેજીમાં તો આ વિષયના એક એક વિભાગ ઉપર મોટા મોટા પુસ્તકો લખાયા છે. આપણા ગુજરાતી સાહિત્યમાં આ લેખમાળા, આપણી ગુજરાતી બ્હેનોને કાંઇક થોડે અંશે પણ ઉપયોગી થઇ પડશે અને તેનો થોડો ઘણો લાભ પણ વાંચક બ્હેનો ઉઠાવશે તો આ લેખકે લીધેલો શ્રમ સફળ થયો ગણાશે.



## રશિઆમાં મુસ્લીમ સ્ત્રીઓની પ્રગતિ

રશિઆના મુસલમાનોએ હાલ કેટલી પ્રગતિ કરી છે તે બાબત મિ. અબદુલ કયુમ મલિકે લાહોરના ' ન્યુ ઓરિએન્ટ ' પત્રમા એક જાણવા લાયક લેખ લખ્યો છે. તેમાં ત્યાંની સ્ત્રીઓએ કરેલા કામ બાબત તેમણે નીચે પ્રમાણે લખ્યું છેઃ—

" રશિઆની આ જાગૃતિને સમયે સૌથી વધારે આશ્ચર્યજનક કાર્ય ત્યાંની સ્ત્રીઓએ કર્યું છે. રાજકીય વિષયોમા પ્રગતિ કરવા માટે ત્યાના સામાન્ય લોકોમાં વધારે નહિ તો માત્ર અક્ષરજ્ઞાનનો પણ પ્રચાર કરવાની ઘણી જરૂર હતી. આ કામ ત્યાંની સ્ત્રીઓએ ઉપાડી લીધું. તે માટે તેમણે ગામેગામ સેંકડો મંડળોની સ્થાપના કરી. ત્યાંના જાણીતાં કુટુંબની સન્નારીઓ આ મંડળોની વ્યવસ્થા કરે છે. તેને પરિણામે ત્યાં અનેક શાળાઓની સ્થાપના થઇ અને રાજકીય સંસ્થાઓમાં મત આપવાનો અધિકાર સ્ત્રીઓને આપવાનું ત્યાંના રાજકર્તાએ કબુલ કર્યું. રાજકીય તથા સામાજિક બાબતોમાં વધારે સ્ત્રીઓ ભાગ લે તે માટે ત્યાં પરિષદો ભરવામાં આવે છે. એવી એક પરિષદ્‌માં બાળલગ્ન, કન્યાવિક્રય તથા અનેક સ્ત્રી કરવાના અનિષ્ટ રીવાજને બંધ કરવાના ઠરાવ કરવામાં આવ્યા હતા. કેટલાંક શહેરમાં સ્ત્રીઓની ક્લબો સ્થાપવામાં આવી છે. આ સંસ્થાઓમાં સ્ત્રીઓને સાહિત્ય, સંગીત, તથા બીજી લલિત કલાઓનું શિક્ષણ અપાય છે. આ બધી પ્રવૃત્તિઓને લીધે રશિઆની મુસલમાનસ્ત્રીઓની સ્થિતિ ઘણી સુધરી છે. "



# લક્ષ્મીની સાડી.

લેખકઃ શ્રીયુત જયકૃષ્ણ નાગરદાસ વર્મા,
એમ. એસસી.

ચિત્રકારઃ
શ્રીયુત અ. લ. નાણાવટી.

લક્ષ્મી અત્યંત લાડમાં ઉછરી હતી. તેના પિતાને તેના સિવાય બીજું સંતાન ન હતું. લક્ષ્મીના જન્મ વખતે તેના પિતાની સ્થિતિ સાધારણ હતી. એના જન્મ પછી એ સ્થિતિમાં સુધારો થતો ગયો; ધીમે ધીમે તેમણે અઢળક લક્ષ્મી સંપાદન કરી.

લક્ષ્મીના પિતા માનતા કે આ ધન તે કમાયા છે તે પુત્રીના ભાગ્યશાળી પગલાંને લીધેજ. એ કારણે જ તેમણે એનું નામ લક્ષ્મી રાખ્યું હતું અને અત્યંત લાડથી ઉછેરી હતી. એની એક પણ માગણી તે પૂરી કર્યા વિના રહેતા નહિ, પછી ભલેને તેમ કરતાં હજારો રૂપિઆ ખર્ચાઇ જાય.

પરિણામે લક્ષ્મીને નાણાં કેમ કમાવાય છે તેનું જરાયે ભાન ન હતું. એક એક રૂપિઓ કમાતાં કેટલો પરસેવો ઉતરે છે તેનો તેને ખ્યાલ ન હતો. તે માત્ર નાણાં ખરચી જ જાણતી.

આટલું છતાં એનું હૃદય લાગણીવાળું હતું. મારે માટે એને અપૂર્વ પ્રેમ હતો. મારા કુટુંબી જનો માટે એને અનહદ સ્નેહ હતો. જેટલું એનું હૃદય ગુણસુન્દર હતું, તેટલું જ એનું શરીર રૂપસુન્દર હતું. અમારા લગ્ન થયાને હજી બે વર્ષ પૂરાં થયાં ન હતા, પણ એ ટુંક અરસામાં મેં એની અનેક નાની મોટી માંગણીઓ પોષી હતી. ખરૂં જોતાં એમાં દોષ મારો હતો. કોઇ સારૂં કપડું કે કીમતી આભુષણ એ માંગતી ત્યારે ખર્ચનો વિચાર કર્યા વિના એ વસ્તુ હું આણી આપતો. મને એમજ લાગતું કે એના રૂપસુન્દર શરીરને શોભાવવા માટે એવી વસ્તુની ખાસ જરૂર છે.

જ્યાં સુધી કમાણી સારી હતી ત્યાં સુધી તો મારી આંખ પણ ન ઉઘડી. વેપારમાં જ્યારે મંદી આવી અને કમાણીને બદલે ખોટ જવાનો ભય લાગવા માંડ્યો ત્યારેજ હું જાગ્યો. હવે એની ખરચાળ માંગણીઓ મને સાલવા લાગી. એક બે વાર વસ્તુસ્થિતિ એને જણાવી એની લાલસા રોકવાનો પ્રયત્ન કર્યો, પણ "ઓ હો ! એટલામાં તે શું આમ કરતા હશો !" એમ તે જ્યારે કહેતી ત્યારે મારી મક્કમતા સરી પડતી. એના હૃદયને સ્હેજ પણ દુઃખ થાય એ મારાથી જોઇ શકાતું નહિં.

પરિણામે દિવસે દિવસે એની માંગણીઓ વધતી ગઇ. એક દિવસ રાતના હું ઓફીસેથી ઘેર આવ્યો—હંમેશ કરતાં કંઇક મોડો આવ્યો. આજે આખો દિવસ મેં ચિંતામાં ગાળ્યો હતો. શેરના ભાવ બેસતા જતા હતા; રૂના ભાવ પણ ગગડતા હતા. દરેક બજારમાં મંદીનું સામ્રાજ્ય વ્યાપવા માંડ્યું હતું. મેં થોડોક તેજીનો વેપાર કર્યો હતો. આ વેપારમાં ખોટ જશે એવો ભય લાગ્યા કરતો હતો. શરીર અને મગજ બન્ને થાકી ગયાં હતા.

મારી આવી મનોદશામાં 'લક્ષ્મીએ વાળુ' કરતાં કરતાં વાત છેડી. મારા મિત્ર શેઠ ગંગા-

દાસની પત્નીએ પોતાને માટે એક સાડી તૈયાર કરાવી હતી. સુંદર રેશમ ઉપર સોનેરી ભરત-કામ કર્યું હતું: દરેક ફુલ્લામાં સાચા મોતી ભર્યા હતા. આશરે રૂપીઆ દશ હજારની કીમતની એ સાડી થઇ હતી. લક્ષ્મી તેમની સાથે જઇને બપોરે એ સાડી જોઇ આવી હતી અને એવીજ સાડી પોતાને માટે કરાવવાનો એને મોહ લાગ્યો હતો !

આ માંગણી થતાંજ મારો મિજાજ હાથ ન રહ્યો મેં નહિ કહેવાનું કહી નાંખ્યું. કોઇ દિવસ નહિ ને આજે મને આ પ્રમાણે બોલતો જોઇને લક્ષ્મી ઝંખવાઇ ગઇ. તેને પણ ગુસ્સો ચઢ્યો, પરન્તુ તે વખતે એ કાઇ પણ ન બોલી.

( ૨ )

આખી રાત એ મારી સાથે એક શબ્દ પણ ન બોલી. મારો ક્ષણિક ગુસ્સો શાંત થતાં મેં એને દલીલોથી સમજાવવાનો પ્રયત્ન કર્યો પણ વ્યર્થ ગયો. એક તરફ સાડીનો મોહ હતો; બીજી તરફ મારા બોલવાથી એને સખ્ત લાગી આવ્યું હતું. આખરે થાકીને હું સુઇ ગયો.

સવારે ચ્હા પીતી વખત મેં ફરી એને સમજાવવા માંડી. આખી રાતના અબોલાથી એનો મિજાજ પણ નરમ પડ્યો હતો. એની ફક્ત એકજ દલીલ હતીઃ "મારી પાસે એવી એક પણ સાડી નથી. કોઇ ઠેકાણે જઇએ આવીએ ત્યારે કેવું ખરાબ દેખાય ? હું ક્યાં વધારે માગું છું ? મારે બે ચાર એવી સાડી નથી જોઇતી; ફક્ત એકજ કરાવી આપો." દશ હજાર રૂપીઆનો એને હિસાબ ન હતો. અને ખોટ જાય તો એ દશ હજાર રૂપીઆ દશ હજાર સોના મ્હોરો જેવા થઇ પડે એનો એને ખ્યાલ ન હતો. વલણને દિવસે કેટલાં નાણાંની જરૂર પડશે તેનું અનુમાન થઇ શકતું ન હતું; એ વિચાર કરતાં મને કમકમાં આવતાં હતાં.

પણ મારી બધી દલીલો વ્યર્થ ગઇ. નાણાંની હમણાં કેટલી તંગી છે, વેપારની હમણા કેવી સ્થિતિ છે, ખોટ જાય તો થોડા દિવસમાં કેટલા બધા નાણાંની જરૂર પડશે, એ બધું એને સમજાવ્યું પણ એણે હઠ ન છોડી. પિતાને ત્યાં એણે લાખોના હિસાબ થતા જોયા હતા; મારે ત્યાં પણ સદ્ભાગ્યે કે દુર્ભાગ્યે એજ મામલો હતો. એને દશ હજારની શી ચિંતા.

આખરે હું થાકયો જમીને ઓફીસે ગયો ત્યારે એને કહેતો ગયો કે મારી દલીલો પર ફરી વિચાર કરે અને બને તો હઠ મૂકી દે.

ઓફીસમાં હું મારા કામમાં ગુંથાયો હતો. દલાલોના ટેલીફોન એક પછી એક આવતા જતા હતા. ભાવોમાં જરાય સુધારો દેખાતો નહતો. હું મુંઝાઇ રહ્યો હતો.

આ સમયે જ લક્ષ્મીએ ઘેરથી ટેલીફોન કર્યોઃ "હલ્લો, કોણ છો ?" લક્ષ્મીનો અવાજ આવ્યો.

"એ તો હું વિષ્ણુપ્રસાદ. કોણ લક્ષ્મી?" મેં પૂછ્યું.

"જી, હા. કેમ શું વિચાર કર્યો ?"

"વિચાર તો તારે કરવાનો હતો. હમણાં માંડી વાળે તો ઠીક, પછી જોઇ લેવાશે." મેં કહ્યું. ગમે તેટલી મક્કમતા બતાવવાનો વિચાર છતાં કોણ જાણે કેમ હું મોળો પડી જતો હતો.

"હવે એમાં તે શું મોટી વાત છે કે માંડી વાળીએ ? મહિના પછી કરવું ને હમણાં કરવું. ને નાણાં ક્યાં હમણાં આપવાં છે ? હજી તૈયાર થતાં મહિનો ઉપર નીકળી જશે." લક્ષ્મીએ દલીલ કરી. મહિનામાં પાછા ભાવ ઉપર આવે અને ગુમાવેલું પાછું મેળવી લેવાય કે નહિ તે માટે મને શંકા હતી.

"પણ મહિના પછી પ્રભુ જાણે શી દશા હશે ! તું હમણા માંડી જ વાળ. જરા ડાહી થા " મેં કહ્યું.

"ના, ના, એમ ખોટા બ્હાના ના કાઢો. નકામું ખોટું ભવિષ્ય શું કામ ભાખો છો? પ્રભુ સૌ સારૂં કરશે." પ્રભુ ઉપર લક્ષ્મીની અટળ શ્રદ્ધા હતી. મને એટલી શ્રદ્ધા હોત તો કેવું સારૂં?

શું જવાબ દેવો તેનો હું પળવાર વિચાર કરી રહ્યો. લક્ષ્મીને નાણાંની યથાર્થ કીમત આંકતા શીખવવું જોઇએ. મેં એક નિશ્ચય કર્યો, પરંતુ હું જવાબ દઉં તે પ્હેલાં અધીરી બનેલી લક્ષ્મીનો ફરી અવાજ આવ્યો: "કેમ કાંઇ બોલતા નથી? શું વિચારમાં પડયા છો?"

"લક્ષ્મી! એ સાડી વગર નહિ જ ચાલે?" મેં પૂછ્યું.

"ના." તેણે જવાબ આપ્યો.

"ભલે ત્યારે. પણ આપણે એવી સાડી ભરવાનો ઓર્ડર આપીએ તે પહેલાં મારે એ જોવી છે. એ સાડી ભરનાર આપણે ઘેર બતાવવા લઇ આવશે?"

"હા ખુશીથી. તમે કહો ત્યારે બોલાવું."

"કાલે બપોરે બોલાવજે—બે વાગ્યે."

"ભલે. હું હમણાંજ જઇને એને કહી આવું છું." લક્ષ્મીનો આનંદ સમાતો નહિ હોય એમ મને એના અવાજ પરથી લાગ્યું.

[ ૮ ]

બીજે દિવસે ઓફીસ જવા નીકળ્યો ત્યારે લક્ષ્મીએ ફરી યાદી આપી: "પેલો સાડી લઇને બપોરે બે વાગ્યે આવશે. તમે તે વખતે આવી પ્હોંચશો ને?"

"જરૂર." મેં કહ્યું.

ઓફીસમાં પ્હોંચતાની સાથે મેં મારા કેશીઅરને બોલાવ્યો અને રૂપીઆ દશ હજારનો એક ચેક લખી આપ્યો: "મી. ચુનીલાલ! બેંકમાં આ ચેક વટાવી કરન્સી ઓફીસમાં જાઓ અને રૂપીઆ દસ હજાર રોકડા લઇ આવો. રૂપીઆ રોકડાજ જોઇએ. નોટો નહિ ચાલે."

"સારૂં સાહેબ! પણ એ ભરવા માટે..."

"બજારમાંથી બે થેલી મંગાવી લેજો. દરેકમાં પાંચ પાંચ હજાર ભરજો." મેં તેને વચમાંજ અટકાવીને કહ્યું. "ગાડી લઇ જાઓ."

"સારૂં સાહેબ!" કહીને કેશીઅર ગયો.

બે વાગ્યે હું ઘેર પ્હોંચ્યો ત્યારે સાડીવાળો આવી ગયો હતો. તેને પણ ઓર્ડર મેળવવાની આતુરતા ઘણી હશે. નાણાંની થેલી મોટરમાંજ બ્હાર રાખી હતી. ચુનીલાલને અને એક બીજા કલાર્કને સાથે લેતો આવ્યો હતો.

સાડી જોઇ. ભરતકામ બહુ સુંદર હતું. લક્ષ્મીને ઠેકાણે હું હોત તો તે મેળવવા હું પણ એટલીજ રઢ લેત એમ મને લાગ્યું. મેં એ સાડી પ્હેરી જોવા લક્ષ્મીને કહ્યું.

લાવનાર માણસ આનાકાની કરે તે પ્હેલાં લક્ષ્મી સાડી ઉઠાવીને તે પ્હેરવા દોડી. દરમિઆન તે માણસને મેં લલચાવવાં માંડયાં. કેટલીક સમજાવટ પછી બસો રૂપીઆ વધુ લઇને એજ સાડી આપી દેવા તૈયાર થયો. ગંગાદાસની પત્ની માટે બીજી તૈયાર કરવાનું નક્કી થયું.

લક્ષ્મી થોડી વારે સાડી પ્હેરીને આવી. કોઈ મહારાણી પૂર દમામમાં, શાહી ઠાઠમાઠમાં હોય યા સાક્ષાત લક્ષ્મી સ્વર્ગમાંથી ઉતરી આવી હોય એમ લાગતું હતું. એના ચંપકવરણા દેહ ઉપર સાડી અત્યંત શોભતી હતી.

એ સાડી જ ખરીદી લેવા વિષે મેં લક્ષ્મીને વાત કરી. પળવાર માટે એ માની જ ન શકી અને મારા સામે આભી બનીને જોઇ રહી. જ્યારે એને ખાત્રી થઈ ત્યારે "ઓ, નાથ! ખરેખર?" એટલુંજ એ બોલી શકી. પણ એની આંખો અને મુખ પરની રેખાઓ એના અંતરનો આનંદ વધારે સ્પષ્ટતાથી રજુ કરતી હતી.

"ઠીક ત્યારે, નાણાં પણ હમણાં જ ગણી આપીએ." મેં કહ્યું.

"એટલી બધી શી ઉતાવળ છે ?" સાડી લાવનારે વિવેક બતાવ્યો.

"એમાં વળી ઉધારો શો ? ચુનીલાલ !" મેં બુમ મારી.

થોડી વારે ચુનીલાલ અને તેનો સાથી એક થેલી લઇને દીવાનખાનામાં દાખલ થયા અને આગળથી સૂચવ્યા મુજબ બરોબર વચમાં જાજમ પર ઠાલવી. બીજી થેલી પણ એજ પ્રમાણે ઠાલવી. દિવાનખાનામાં ચાંદીનો મોટો ઢગલો થયો. એ ઢગલા પર સૂર્યનો તડકો પડી એને ઓર ચળકાટ આપી રહ્યો હતો. ખણખણાટથી આખો ઓરડો ગાજી રહ્યો.

એ થેલીઓ ઠલવાતી હતી ત્યારે હું લક્ષ્મીનું મોઢું જ અનિમિષ નઝરે જોઇ રહ્યો હતો. જેમ રૂપિઆનો ઢગ મોટો થતો જતો હતો તેમ એના મોઢા પરના ભાવ બદલાતા હતા. સાડી લાવનાર પણ આભો બની ગયો હતો. લક્ષ્મીની દાસી તો તદ્દન દિગ્મુઢજ ગઇ અને "ઓ, બાપ ! આટલા બધા રૂપિઆ !" કહી વિવેક ભૂલી એક ખુરસીમાં બેસી ગઈ !

"આ તારી સાડીની કિંમત." મેં ધીરેથી લક્ષ્મીને કહ્યું. પળવાર તો એ કાંઇ બોલી ન શકી. એની નઝર એ ઢગલા ઉપર ચોંટી રહી હતી; એ ફાટી આંખે જોતી હતી. નાણાની યથાર્થ કીમત તેને સમજાવા માંડી હતી. એક સાડી પાછળ આટલો ભોગ ? તેનું દીલ ડંખતું હતું.

એણે ઢગલા પરથી નઝર ખેસવી મારી સામે જોયું. એની આંખો આંસુથી લસલસી રહી હતી. અંદર દયા—ક્ષમા યાચનાનો ભાવ હતો. "ઓ, નાથ ! હું ભૂલી. મને માફ કરો. મારે એ સાડી નથી જોઇતી." તે ગળગળી થઇને બોલી. "ચાલ તો માણેક, જરા." તેણે દાસી તરફ ફરીને કહ્યું.

હું કાંઇ જવાબ દઉં તે પ્હેલાં બન્ને જણી અંદરના ભાગમાં ગઇ. આ શું થયું તે સાડી લાવનારને ન સમજાયું. મારો કેશીઅર ને ક્લાર્ક પણ આ તમાસો જોઇ આભા બની ગયા હતા.

થોડી વારમાં બન્ને જણીઓ પાછી આવી. લક્ષ્મીએ સાડી લાવનાર માણસને તે પાછી આપી. "લો ભાઇ, લઇ જાઓ. માફ કરજો. તમને તસ્દી આપી."

"કંઇ નહિ બ્હેન, એમાં શું ?" એ સાડી લઇને પાછો ગયો. મારા માણસો પણ એની પાછળ બ્હાર નીકળ્યા અને વાટ જોતા ઉભા. સમજુ દાસી પણ અંદર ચાલી ગઇ. દિવાનખાનામાં અમે એકલાં પડ્યાં.

"મને માફ કરશો નાથ ? અત્યાર સુધી મને પૈસાની કીમત ન હતી. હવે મારી આંખ ઉઘડી." અત્યારે મોજશોખની લાલસાવાળી નહિ પણ લાગણીવાળી, સ્નેહથી દ્રવતી લક્ષ્મી બોલી રહી હતી. તેનો અવાજ હજી ગળગળો હતો.

મેં તેને આસ્તેથી મારા પડખામાં લીધી અને શાન્ત કરી. શબ્દોમાં જવાબ દેવાની જરૂર ન હતી.



# સંધ્યા.

( એક રાસ. )

લેખકઃ શ્રીયુત રામનારાયણ રે. ત્રિવેદી.

શાંત સંધ્યાના તેજ કોઇ ઝીલો....રે,
માનવી....સંધ્યાના રંગ કોઇ ઝીલો. ટેક.

## સાખી.

આછા આછા રંગની, સુરખી રહી છવાઇ;
નવરંગી આ આભમાં, લીલા રહી ગવાઇ.....શાંત સંધ્યા....૧

વનમાલા કંઠે ધરી, પુષ્પો પહેરી કાન;
સ્વર્ગ સખી સંગે કરે, વનદેવી વિભુ-ગાન .... ,, ....૨

ગોરજ આ ઉડી રહી, રંગ મિલાવટ થાય;
પંખેરૂ આ નભ વિષે, ન્હાતું-ધોતું જાય..... ,, ....૩

સંધ્યા દીપ પ્રકાશીયા, ઘંટા નાદ સુણાય;
ટોળે મળી મળી સુંદરી, સંધ્યા દર્શન જાય..... ,, ....૪

તેજદ્યુતિ આછી થઇ, સંધ્યા ગઇ શરમાઈ;
તારકની સાડી ધરી, ચંદા રહી પમરાઇ.
....શાંત સંધ્યાના તેજ કોઇ ઝીલો.

# સુમાત્રા-જાવા-બૉર્નીઓની સ્ત્રીઓ.

લેખક: સ્વ. જયાશંકર જીવનરામ જોશી એમ. એ.

મલાયા દ્વીપકલ્પમાં ખરી મલાયા જાતિઓ તો બાદ થોડા જ વખત પહેલાં આવી વસી છે, ત્યાર પહેલાં ત્યાં બીજી જાતિઓ વસતી જે આજે 'ઇન્ડોનેશિયન્સ'ને નામે ઓળખાય છે. આ જાતિની સ્ત્રીઓનું કદ નીચું અને શરીર ભરેલું હોય છે. ચામડીનો રંગ પીળાશ પડતો અને ગાલનાં હાડકાં ઉપસેલાં હોવાથી તેમનામાં ખરું સૌંદર્ય નજરે પડતું નથી; તો પણ શાંત ચહેરો, કાળી આંખો અને પુષ્કળ વાળથી કેટલીક યુવતીઓ સુંદર લાગે છે ખરી. સ્ત્રીઓમાં દાંતને રંગવાનો રીવાજ હોવાથી તેઓ પરદેશી રંગ્યા વગરના દાંતવાળી સ્ત્રીઓને "કુતરાના દાંત જેવા સફેદ દાંતવાળી" કહી ધિક્કારી કાઢે છે!

મલાયાની સ્ત્રીઓને જ્યારે આપણે વાડી, ખેતરમાં ગંડાજેટલું વૈતરું કરતા જોઈએ ત્યારે તો આપણને એમ થાય કે અહીંની સ્ત્રીઓ ને હિંદની અશિક્ષિત વર્ગની સ્ત્રીઓ વચ્ચે કશો ફરક નથી. પણ ના, એમ નથી. અહિંની સ્ત્રીઓ ગામડાની પંચાયતોની સભાસદો હોય છે, અને ગૃહસ્સારમાં પણ તેનું સ્થાન ઘણું ઉંચું ગણવામાં આવે છે. પુરૂષ તેને પૂછ્યા વિના ઘરમાં શાક શું કરવું છે, ત્યાથી કરી પુત્ર પુત્રીઓના લગ્ન સુદ્ધા તેને પૂછ્યા વિના કરતો નથી તે મજુરીમાં ભાગ લે છે તે એટલા માટે કે આ દ્વિપોના દુનિયાના કોઇ પણ દેશ કરતા શારીરિક મહેનત-મજુરીને ગૌરવશાલી અને પવિત્ર કાર્ય ગણવામાં આવે છે.

મલાયામાં સ્ત્રીઓનું સ્થાન ઘણું ઉંચું છે તેનું એક કારણ ત્યાંની લગ્નપદ્ધતિ છે. પુરૂષને બીજા ગામની કન્યા પરણ્યા પછી પોતાનું ઘર છોડી પોતાની સ્ત્રીનાં માબાપને ત્યાં જઇ રહેવું પડે છે. ત્યાં ભાઇસાહેબનો કોઇ ભાવ પૂછતું નથી. તેના છોકરાંને રમાડી કે ઉછેરી શકતો નથી; એ કામ તેનો સાળો કરે છે.

## સુમાત્રા:

સુમાત્રામાં મુખ્ય ચાર જાતિઓ વસે છે: ઉત્તરમાં એકેનીઝ, પૂર્વમાં બેટક અને દક્ષિણમાં રેજંગ તથા લેંપૉંગ. સ્ત્રીઓના પોષાકમાં એક પગ ઢંકાયલો રહે એમ અથવા માત્ર ઘુંટણ સુધીનોજ ચણિયો હોય છે અને ચોળી હોય છે; તે કામ કરવાનું હોય ત્યારે ઉતારી લેવામાં આવે છે. સ્ત્રીઓ, આ ઉપરાંત, પહોળા પાયજામા પહેરે છે; અને માથું ઢંકાઇ રહે એમ ખભા પર પછેડી જેવું રાખે છે. આ બધું કાપડ તેઓ જાતેજ વણે છે.

સુંદરતા વધારવાને જાતજાતના વિચિત્ર પ્રયોગો થાય છે. નાકને જન્મથી ચપટું કરી દેવામાં આવે છે. કાનને ઉપરથી ચીરી માથાથી જૂદો પાડવામાં આવે છે. ધાતુની ઝાળ ચુડીઓ અને પટ્ટા પહેરવામાં આવે છે. કાનમાં મોટી ભારે ટીનની વાળીઓ નાખવામાં આવે છે.બાળક છ સાત વર્ષનું થાય કે તરત તેના કાન ઘણી ધામધુમથી વિંધવામાં આવે છે.

હિંદની પેઠે અહીં પણ કન્યાઓ આઠ

દશ વર્ષની થાય તેટલામાં તેમને પરણાવી દેવામાં આવે છે. આ લોકોની લગ્નપદ્ધતિ આપણી લગ્નપદ્ધતિને કેટલી બધી મળતી આવે છે, તે નીચેના ટૂંક વર્ણન પરથી જણાશે. વરકન્યાનાં માબાપો સગપણ કર્યા પહેલાં ગામના મુખી અને વૃદ્ધોની સલાહ લે છે. સગપણ વખતે કન્યા માટે ઘરેણાંઓ વર તરફથી મોકલવામાં આવે છે. લગ્નના દિવસ પહેલાંના ત્રણ દિવસ કન્યાપક્ષવાળા ઘણી ધામધુમ અને ખાવાપીવામાં ગાળે છે. ચોથે દિવસે-લગ્નને દિવસે-વરરાજા તેના મિત્રો સહિત કન્યાને ઘેર જાય છે, અને ઉંબર આગળ કન્યાના સંબંધીઓ તેની સામાં આવે છે. ત્યાર પછી તે, અંદરના ભાગમાં મોટી સુંદર જાજમ પર કન્યા બેઠી હોય છે, તેની પાસે જઇ બેસે છે. કન્યા પોતાના મોં આડો પંખો અથવા કપડું રાખે છે. તે વર આગળ લાંબી થઇ પ્રણામ કરે છે, વર તેને થોડા પૈસાની ભેટ આપે છે, એટલે લગ્નવિધિ પૂરો થાય છે. ત્યાર પછી સગાંઓને બહાર ઓશરીમાં જમાડવામાં આવે છે અને વરકન્યા અંદર જ એક થાળીમાં જમે છે. વર પરણ્યા પછી થોડી મુદત વીત્યા બાદ પોતાનાં સાસરિયાને ત્યાં જઇ રહે છે.


સુમાત્રાની એક જાતિની એક સ્ત્રી.

આ લોકમાં બહુ પત્ની રાખવાનો રિવાજ નથી. જો પુરુષને સ્ત્રી સાથે છૂટાછેડા કરવા હોય તો તે એક સોપારીનાં ત્રણ કટકા કરી એક પછી એક સ્ત્રીના હાથમાં આપે છે, અને ત્યાર પછી મુખીને જાણ કરી સ્ત્રીથી છૂટો થઇ શકે છે.

કેટલીક ઓછી સુધરેલી જાતો કન્યાઓને છાનીમાની ઉઠાવી લાવે છે, અને તે બદલ થોડા પૈસા તેના બાપને ઘેર રાખી આવે છે. આવી જાતો એકથી વધારે સ્ત્રીઓ ઘણીવાર ઉપાડી લાવી પરણે છે. તેઓ બૈરી છોકરાંને ગુલામની પેઠે વેચવાને પણ અચકાતી નથી.

એકેની જાતિની લગ્નપદ્ધતિ આપણી પદ્ધતિને જેમ ઘણીજ મળતી આવે છે, તેમ તેમની સુવાવડની રીત પણ આપણી રીતને કાંઈ મળતી આવે છે. ગર્ભિણી સ્ત્રીને સીડીના પગથીઆ પર બેસવા દેવામાં આવતી નથી, વાંદરાઓ જોવાની તેમને મનાઇ હોય છે-નહીં તો તેનો છોકરો વાંદરા જેવો થાય !-ચાલીસ દિવસ તેમના ખાટલા નીચે ચાલુ અગ્નિ

ઉત્સવો વખતે તેઓ હાર્મોનિયમ, સારંગી વગેરે સાથે નૃત્ય કરે છે.

બૉર્નિઓ અને સુમાત્રામાં સ્ત્રીઓનું સમાજમાં જેવું સ્થાન છે તેવું ઉચ્ચ નહીં તોપણ જાવામાં તેમનું સ્થાન એટલું બધું હલકું નથી. જાવામાં પોતાની ખેતી અને વેપારની પેદાશ બજારે જઇ વેચવાનું કામ સ્ત્રીઓનુંજ છે. મારકીટમા ઘણીખરી દુકાને સ્ત્રી દુકાનદારોજ હોય છે.

સારી સ્ત્રીમા નીચેના સદ્ગુણો હોવા જોઇએ, એમ જાવાના લોકો માને છે. " તે દેખાવડી, નમ્ર, ઉદ્યોગી, પૈસાદાર અને ખાનદાન કુટુંબની હોવી જોઇએ, " અને " જે સ્ત્રી પતિનું મૃત્યુ થતા તેની સાથે જવાને તૈયાર થાય છે, અથવા જીવન ચાલુ રાખે છે તો કદીપણ ફરીને પરણતી નથી અને વિરાગી જીવન ગાળે છે તે સ્ત્રી સર્વથી શ્રેષ્ઠ છે. " વિધવા જીવનની હિંદુ અને જાવાની ભાવનામા બિલકુલ તફાવત નથી.

જાવામાં બાળકોની નાનપણમાં સગાઇ થઇ જાય છે, પણ ઘણે ભાગે તેમને મોટાં થયાં પછીજ પરણાવવામા આવે છે. લગ્નને દિવસે વરરાજા માતાપિતા અને સગાંઓ સાથે મસીદમાં જાય છે. ત્યા મુલ્લાં ગંભીર રીતે બોલે છે. " હું—ભાઇ અને—બાઇને દંપતી તરીકે જોડું છું. તમે આ બાઇને તમારી આ લોકની પત્ની તરીકે સ્વીકારશો. સર્વ રીતે તમે તેના માટે જવાબદાર છો. જો તમે સાતમાસ ઘરથી બહાર રહેશો અને દરિયાપાર ગયા હો તો એક વર્ષ રહેશો અને તે દરમીયાન આ તમારી પત્નીને કાંઇ ખાધા ખોરાકી નહીં આપો તો તમારી લગ્નગ્રંથી તૂટી ગએલી ગણાશે અને કાયદેસર તમે શિક્ષાને પાત્ર થશો. "

કેટલીક જાતોમાં આ વિધિ પછી વરવહુ એક બીજા સામે 'સીરી' નામનાં પાંદડાંનો ઝૂડો ઉગામે છે અને એમાંથી જે બીજાના મોં પર તેની ઝાપટ મારી શકે છે તેનું ભવિષ્યમાં ઘરમાં ચલણ વધારે થશે એમ મનાય છે.

ટેંગેરીઝ નામના લોકો પોતાના જૂના મતને વળગી રહ્યા છે અને તેમાં હિંદુ વિધિનું કાંઇ મિશ્રણ થયેલુ છે. તેમનામાં વર અને વહુ ગોર પાસે જાય છે. ત્યાં તેઓ પ્રથમ દક્ષિણ દિશાને, પછી ચૂલાને, પછી પૃથ્વીને અને છેવટ ખેતીનાં ઓજાર સંઘરેલાં હોય એવી મેડીને નમન કરે છે. ત્યાર પછી ગોર બ્રહ્માની સ્તુતિ કરે છે, અને કન્યા વરના પગ ધુએ છે. પછી વર અને કન્યાને દરેકનાં સગાંવહાલાં તરફથી ભેટ મળે છે, અને તેના બદલામાં તેમને સોપારી વહેંચવામાં આવે છે. આ પછી ભોજન કરાવી લગ્ન સમાપ્તથાય છે.



મહાલક્ષ્મી પોતાના છોકરાંઓને લઇને એકલી ભાવનગર જતી હતી. સાથે કોઇ પુરૂષ નહોતો, ગાડીમા બેસતી વખત તેના પતિએ કહેલું કે " વીરમગામને સ્ટેશને આ ગાડીમાંથી ઉતરીને ભાવનગરની ગાડીમા બેસજે કોઇ અજાણ્યા આદમી કંઇ પૂછે કરે તો બોલશો મા. એવા બદમાશો બૈરા માણસને હેરાન કરે છે.

વીરમગામને સ્ટેશને ઉતર્યા પછી સ્ટેશન માસ્તરે મહાલક્ષ્મીને પૂછ્યું, " બ્હેન, તમારે કયે ગામ જવું છે ? " તે બોલી " મારે રાજકોટ જવું છે. " સ્ટેશન માસ્તરે તેમને રાજકોટની ગાડીમા બેસાડયા. ગાડી ચાલવા માંડયા પછી મહાલક્ષ્મી પોતાની મોટી છોકરીને કહેવા લાગી, " મુવાને કેવો છેતર્યો ? એકલા બૈરાને ભાળીને મજાક કરવા આવ્યો હતો. તે મેં તો ગામનું નામજ ખોટું દીધું ? ".

# સૌરાષ્ટ્રનાં હાલરડાં.

સંપાદક: શ્રીયુત જયેન્દ્ર પાઠક

[ ૨ ]

માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે,
ઝૂલે લાડકડા પુરુષોત્તમ આનંદભેર.
હરખી નિરખીને ગોપીજન જાએ વારણે
અતિ આનંદ શ્રી નંદજીને ઘેર.—માતા.

હરિના મુખડા ઉપર વારૂં કોટીક ચંદ્રમા,
પંકજ લોચન સુંદર વિશાળ કપોળ;
દિપક સરખી તો શોભે છે નિર્મળ નાસિકા,
કોમળ અધર અરૂણ છે રૂડા રાતા ચોળ.—માતા.

મેઘશ્યામ કાંતિ ભ્રકુટી છે વાંકડી,
ખટંળીયાળા ભાલ પર ઝુમે કેશ:
દસતાં દંતુડી દિસે બેહુ હિરાકણી,
જોતાં લાજે કોટીક મદન મોહન વેશ.—માતા.

સિંહ નખ જડેલું સુવર્ણ શોભે સાંગલુ,
નાજુક આભરણ સઘળાં કંચન મોતીહાર;
ચરણ અંગુઠો ધાવે હરજી બે હાથે ગ્રહી.
કોઇ બોલાવે તો કરે કીલકીલાકાર.—માતા.

લાલ લલાટે કીધો કુમકુમ કેરો ચાંદલો,
શોભે જડીત્ર જાણે મરકત મણિની માળ;
જનની જુગતે આંજે અણીયાળી બેઉ આંખડી,
સુંદર, કાજળ કેરૂં ટપકું કીધું ગાલ.—માતા.

સરવે સોનાનું જડીત્ર મણિમય પારણું,
ઝૂલાવે રૂમઝુમ વાજે ઘુઘરીનો ઘમકાર;
માતા વિધવિધ વચને હરિગુણ ગાયે હાલરાં,
ખેંચે ફુમતીઆળી રેશમદોરી સાર.

હંસ, કારંડ, ને કોકિલ, પોપટ, પારણે,
બપૈયા, ચકોર, ને કાંઇ સારસ મેના મોર,
રમકડાં મૂકયાં રમવાને મોહનલાલને,
ઘમ ઘમ ઘુઘરા વજાડે નંદકિશોર.—માતા.

મ્હારા કહાનાની સમાણી કન્યા લાવશું;
મ્હારા લાલને પરણાવીશ મ્હોટે ઘેર;
મ્હારો જાયો વરરાજા થઇ ઘોડે બેસશે,
મ્હારો કહાનો કરશે સદાય લીલાલ્હેર.—માતા.

મ્હારો લાડકવાયો સખામાં રમવા જશે,
સારી સુખલડી હું આપીશ હરિને હાથ;
જમવા વેળા રૂમઝુમ કરતો ઘેર આવશે,
હું તો ધાઇને ત્હેને ભેટીશ હૃદયા સાથ.—માતા.

જેનો શેષ શંકર સરખા પાર પામે નહિં,
નેતિ નેતિ- કહે છે નિગમ વારંવાર;
ત્હેણે નંદરાણી હુલરાવી ( ? સુલરાવી )
ગાયે હાલરાં,
નથી નથી એના ભાગ્ય તણા કૈં પાર.—માતા.

વ્રજવાસી સૌ સર્વથી સુભાગી ઘણાં,
તેથી નંદ જસોદા કેરૂં, ભાગ્ય વિશેષ;
તે સર્વેથી ગોપીજનનું ભાગ્ય અતિ ઘણું,
જેની કરે પરીક્ષા બ્રહ્મા શિવ ને શેષ.—માતા.
ધન્ય ધન્ય વ્રજવાસી ગોપીજન નંદ જસોમતી,
ધન્ય ધન્ય વૃંદાવન જ્યાં હરિ કેરો છે વાસ;
સદા જુગલકિશોરે ત્યાં લીલા કરી,
સદા બલીહારી જાય છે દયારામ દાસ.—માતા.



# અધિપતિ.*

લેખક: શ્રીયુત " ગોવિન્દ "

प्रारभ्यते न खलु विघ्न भयेन नीचैः
प्रारभ्य विघ्नविहता विरमन्ति मध्याः।
विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः
प्रारब्धमुत्तमजना न परित्यजन्ति ॥

બાલ્યાવસ્થાથીજ માસિકના અધિપતિ બનવાનો મને મોહ હતો. મારે આદર્શ માસિક કાઢવું હતું, અને એ માટે હું અહર્નિશ વિચારમાં ફર્યા કરતો. હાલમાં ઘણાં માસિકો નીકળે છે એમાંનાં ઘણાંખરાં હું મારે ત્યાં મંગાવતો અને ધ્યાનપૂર્વક વાંચતો, પરંતુ એકથી પણ હું સંતોષ ન પામ્યો.

મારા માસિકમાં શું શું આવશે ? શું નહિ આવે ? એજ પ્રશ્ન થઇ પડતો. જાણવા જેવી દરેકે દરેક બાબત મારા માસિકમાં આવશેજ. કળા, વિજ્ઞાન, ઇતિહાસ, અને રસમય સામાજીક વાર્તાથી મારૂં માસિક દીપી રહેશે. વળી હાલમાં અમુક લેખકનો લખેલો હોવાથીજ લેખની યોગ્યતા લેખાય છે, એની હું ખાસ વિરૂદ્ધ છું. એટલુંજ નહિં પણ નવા લેખકને ઘટતું ઉત્તેજન ન મળવાથી ઉપજતી નિરાશાનો મને પોતાને કડવો અનુભવ મળ્યો હોવાથી નવા લેખકો, ચિત્રકારો તેમજ ફોટોગ્રાફરોને મારા માસિક દ્વારા ઉત્તેજન આપી, સાહિત્ય સેવકોના ઉત્સાહમાં વૃદ્ધિ કરવાનો મારો ખાસ ઉદ્દેશ હતો.

મારો જન્મ પ્રશ્નોરા, જ્ઞાતિમાં એટલે લેખક તો ખરોજ, અને નિશાળમાં ડ્રોઇંગ પણ સારૂં આવડતું, એટલે ચિત્રકળાથી પણ હું અજાણ્યો ન હતો; વળી ન્હાનું ક્ષાઉની કેમેરા હું સાથેજ રાખતો, અને મુસાફરીમાં કે ગમે ત્યાં, મારા માસિકમાં મૂકવા જેવું કંઇ પણ દૃશ્ય હું જોતો તો તરતજ હું છબી લઇ લેતો. આમ ફોટોગ્રાફી પણ કંઇક અંશે જાણતો. આવી રીતે માસિકના અધિપતિ બનવાની બધી યોગ્યતા મારામાં છે એમ હું નિશ્ચયપૂર્વક માનતો.

માસિક કેવું હોવું જોઇએ એ વિશે મારા આદર્શ ઘણા ઉંચા હતા, અને જ્યાં સુધી એ આદર્શોને હું ન પ્હોંચુ ત્યાં સુધી માસિક ન કાઢવું એવો મારો નિશ્ચય હતો; પરંતુ સ્વ. ભાઇ હાજીમહમ્મદનો ઉત્સાહ, " વીસમી સદી "ના સાફલ્ય, અને અવસાન પછી હાજી મહમ્મદની સાહિત્યવિલાસીઓએ કરેલી કદર, એ બધું જોઇ માસિકના અધિપતિ બનવાનો મારો મોહ વધ્યો અને જ્યારે મારૂં માસિક, મારી ખ્યાતિ અને અવસાન પછી 'મારા નીકળેલા સ્મારક ગ્રંથો મેં સ્વપ્નામાં મારી નજરે જોયાં ત્યારે અભ્યાસ માટે મારી ધીરજ રહી નહિ, અને તરતજ આબાલવૃદ્ધ સર્વને આકર્ષી રહે એવું આદર્શ માસિક બ્હાર પાડવા હું ઉત્સુક બન્યો.

પ્રથમ અંક ઘણો સુન્દર બનાવવા હું

---

* એક ફ્રીલ્મ ઉપરથી સૂચિત

પ્રયાસ કરી રહ્યો. મારા મિત્ર લેખકો અને ચિત્રકારોને ઘેર હું પ્હોંચ્યો. ઇનામની લાલચો, છુપી બક્ષિસો પણ આપવાનું હું નજ ચૂક્યો. ભાઈ હાજીમહમ્મદે "વીસમી સદી" પાછળ ઓછા પૈસા વેર્યા હતા! અલબત્ત, એ ભાઇને મુશ્કેલીઓ પણ ઘણી ભોગવવી પડી હતી! હું પણ મારા માસિક માટે જીંદગીને ભોગે પણ સાહસ ખેડવા કૃતનિશ્ચય થઇ ચૂક્યો હતો. બસ મારે તો હાજીમહમ્મદ બનવું હતું.

અથાગ શ્રમથી મેં સારાં સારાં કાવ્યો, લેખો તેમજ ચિત્રો મેળવ્યાં. હવે મારી તરફનો લેખ બાકી રહ્યો હતો. મારો પ્હેલો લેખ બહુજ સારો અને અસરકારક હોવો જોઇએ. કારણ મારી તેમજ મારા માસિકની ખ્યાતિ એ મારા પ્રથમ લેખ પરજ અવલમ્બી રહેશે એમ મને થયા કરતું. પણ વિષય કયો લેવો એ મને ન સૂઝ્યું, અને રાત દિવસ હું એજ વિચારમાં ફર્યા કરતો. ખાવું, હરવું, ફરવું કે મિત્રોની વાતોમાં મને ચેન ન્હોતું પડતું. અને સારો વિષય ન્હોતો મળ્યો ત્યાં સુધી મને ઉંઘ પણ આવતી નહિં. આવી રીતે એક રાત્રે હું લખવાના વિચારમાં મારા બિછાના પર પડ્યો હતો.. ત્યાં તો અહા! આખરે મને બહુ સારો વિષય સૂઝી આવ્યો અને ત્યારેજ મને સંતોષ થયો.

મારા કાકા વ્હેપાર માટે મોમ્બાસા ગયા હતા સીદીઓનો એ પ્રદેશ અને મારા કાકા પણ ત્યાંજ હતા એ તકનો લાભ લઇ મને ત્યાં જવાનો વિચાર થયો. મને લાગ્યું કે સીદીઓની રહેણી કરણી, એમના રીત રિવાજ અને ત્યાંની ગામ રચના એ બાબદની માહિતી મારા વાચકવર્ગને આપી શકું તો મારો લેખ કંઇક આશ્ચર્યકારક, આકર્ષક અને આનન્દમય બની રહેશે. કદાચ માસિક ધાર્યા કરતાં એકાદ માસ મોડું પ્રકટ થાય. પણ તેની હરકત ન્હોતી.

મારા અભિપ્રાય-પ્રમાણે માસિકોમાં આવું આવું જ આવવું જોઇએ. એકદમ વિચારપૂર્ણ કે ગહન વિષયો તો ન જ ચર્ચાવા જોઇએ. માસિકોમાં તો જેને અંગ્રેજીમાં Light reading કહે છે એટલે એ ઘડી આનન્દ આપી શકે એવા વિષયો હોય. પછી તે એકદમ છાલકા કે નીરસ ન બની જાય એ લક્ષમાં રાખવું, પણ ટુંકામાં આનન્દથી વંચાય, અને વૃત્તાન્તો હોય તોજ તે માસિક રસમય બની શકે, એ ખ્યાલથીજ સીદીઓના પ્રદેશમાં જઇ મારો પ્હેલો લેખ લખવા હું કૃતનિશ્ચય બન્યો. અને એક વાર નિશ્ચય કર્યો પછી હું પાછી પાની કરતોજ નહિં.

હું કાકાને ઘેર પ્હોંચ્યો ઘણે વર્ષે એમને મળ્યો તેથી કાકા બહુજ ખુશ થયા મેં મારો ઉદ્દેશ એમને જણાવ્યો. "હું બીજો હાજીમહમ્મદ થઇશ" મેં સહર્ષ કહ્યું. મારા કાકા પણ પૂરા સાહિત્યપ્રેમી હતા, તેથી બહુજ ખુશ થયા અને મને આશીર્વાદ આપ્યો. સારૂં ઉત્તેજન મળ્યું તેથી મને હર્ષાશ્રુઓ આવ્યાં.

ત્યાં મને ઘણું જોવાનું અને જાણવાનું મળ્યું. મારા માસિક માટે ઘણા સારાં સારાં દૃશ્યોની મેં મારા કેમેરાથી છબીઓ લઇ લીધી. ઘેર તો હું કવચિતજ બેસતો; બે વાર જમતો એટલુંજ, બાકી તો આખો વખત ગામ જોવા નીકળી પડતો, અને રાત્રે જાગી મારા આખા દિવસનાં અવલોકનો આલેખતો. મારો આવો ઉત્સાહ જોઇ કાકા કાંઇ હર્ષ પામતાં અને મેં પણ એમને ખાત્રી આપી કે મારા સ્મારકગ્રંથમાં એઓશ્રીની છબીઓ ચોક્કસ આવે એવી અવસાન પ્હેલાં હું જરૂર કંઇક ગોઠવણ કરી જઇશ—જે સાંભળી મારાં કાકી આનન્દાશ્રુથી ગળગળાં થઇ રહ્યાં.

હું ત્યાં સારા શુકન જોઇનેજ ગયો હતો. કારણ ત્યાં પ્હોંચ્યાને હજી બે દિવસ પણ થયા ન્હોતા ત્યાં તો સાંજના કાકાએ મને ખબર આપ્યા કે તે ગામથી થોડે દૂર ગામ-

ગામમાં કોઇ શ્રીમંત સીધી કુટુંબમાં વિવાહનો સમારંભ ચાલી રહ્યો હતો. વિવાહ પણ બહુ ધામધુમથી થનાર હતા, મારે મારા કાકાએ સૂચવ્યું કે જો હું ત્યાં જઇ એ લગ્ન જોઇ શકું તો મારા માસિક માટે એ ઘણોજ સારો વિષય થઇ રહે, એટલુંજ નહિં પણ એ લોકોના નવાઇ જેવા રીતરિવાજો જોવાની બહુ સારી તક મળે. આ સાંભળી હું તો હર્ષઘેલો બની રહ્યો આથી બીજો સારો વિષય મને કયો મળવાનો હતો? હું મારા કાકાને ભેટી પડ્યો અને તરતજ તે ગામમાં જવા ઉત્સુક બન્યો.

મારા કાકાએ સાથે આવવા કહ્યું પણ મેં ના કહી. મારે તો આખો દિવસ ત્યાં રોકાણ રહેશે ને રાત્રે લખવાનું થશે, ત્યાં કાકા શું કરે? નકામી મને ખલલ થાય, અને એમને બિચારાને તકલીફ.

"વિનુ, તું કેવી રીતે એ વિવાહમાં જઇશ?" મારા કાકાએ મુશ્કેલી દર્શાવી.

"એમાં શું? રીપોર્ટર તરિકે." મ્હેં ઉસ્તાદના ઉમળકાથી કહ્યું

"નહિં ફાવે હો!" કાકાએ કહ્યું. એ લોકો કંઇ આપણા જેવા ન હોય, કે આમ ગ્રાહિતને દાખલ કરે. કદાચ એમની પવિત્ર વિધિઓ થતી હોય ત્યાં કોઇ જાય એ પણ એમને ઘણુંખરું પસંદ નહિ હોય એમ મને તો લાગે છે. તું ભારે સાહસ ખેડી રહ્યો છે તે મને નથી ગમતું. મારી ઓળખાણ હત તો જૂદી વાત હતી, પણ આમ તો તું હેરાન થઇશ." કાકાએ સમજાવ્યો.

"કંઇ હરકત નહિ કાકા" મ્હેં કહ્યું. "બિચારા હાજીમહમ્મદે ઓછાં સાહસો ખેડ્યાં હતાં? ઓછું સહન કર્યું હતું? એ તો એમજ. ઉત્સાહિ અધિપતિ પોતાના માસિક માટે શું ન કરે? તમે નકામા ગભરાઓ છો. કંઇ નહિ." કાકાએ પણ ઘણું કહ્યું પણ મ્હેં માન્યું નહિં. બીજેજ દિવસે તો વિવાહ થવાના હતાં એટલે બીજી સ્હવારે તો હું લગ્નમાં જવા સજ્જ થયો.

ઉત્સાહભર્યો હું તે ગામમાં પ્હોંચ્યો. સારે નશીબે ત્યાંની ભાષા હું જાણતો, બાકી તો હેરાન થાત. કારણ ત્યાં આપણી ભાષાને કોણ સમજે? ગામડીઉં ગામ એટલે લગ્નની ધમાલ છાની રહે? જેથી ઠેકાણું શોધવું મુશ્કેલ ન હતું.

ત્યાં પણ હું બહુ સારે વખતે પ્હોંચ્યો. કારણ લગ્ન થવાનાં હતાં ત્યાં હું પ્હોંચ્યો, ત્યારે કન્યા અને એની માતા શિવાય ઘેર કોઇ હાજર ન હતાં. બહાર કોઇ સાથીનો છોકરો હતો તે મને અંદર લઇ ગયો.

પ્રથમ તો હું કોઇ જોવા જેવો જનાવર ન હોઉં એમ કન્યા અને તેની મા મને ગભરાયલે મ્હેરે ફાટેલે ડોળે જોઇ રહ્યાં, પણ મેં બહુ વિનયપૂર્વક અને સારી રીતે મારો પરિચય કરાવ્યો, અને ઉદ્દેશ પણ જણાવ્યો. મને તો ખાતરી હતી કે મારા માસિકમાં એ લગ્નનો સંપૂર્ણ અહેવાલ છબીઓ સાથે આવશે, એ સાંભળી એ લોકો ખુશ થશે. પણ જ્યારે મેં એ કહ્યું ત્યારે કન્યાને તો ગમ્યું હશે પણ એની માએ મ્હોડું મરડ્યું. મેં ખાસ તેની દરકાર કરી નહિં. ઘરડાંને તે આપણને ન ફાવે એનું કારણ આટલુંજ. હવે મારા માસિકમાં એ લગ્નની નોંધ લેવાય એમાં પેલી હબસણને શું? એને તો ખુશી થવું જોઇએ. મ્હોં મરડે તો ભલે મરડે હું ક્યાં પરવા કરૂં એમ હતું. મારે તો મારૂં કામ કરવું હતું. તે ખુશ થાય કે નાખુશ!

પછી તો પેલી ડોશીએ મારી સાથે સારી રીતે વાતો કરી. પ્રથમ તેણે પોતાની દીકરીના સૌન્દર્યની પ્રશંસા કરીઃ "જાડા હોઠ વચ્ચે કેવી દંતાવલી દીપી રહી છે." તે માતાએ સદર્પ મારૂં ધ્યાન ખેચ્યું. એના દાંતજ ઘણા

સારા છે. વળી ગુંચળા વળતા વાળ અને પુષ્ટ શરીર કોઇકજ ભાગ્યશાળીનું હોય છે. આંખો કેવી ઉંડી કાળી ને ચળકતી છે. અંધારામાં પણ ઝબકે.”

હું પણ હા એ હા કરતો ગયો. મારે કયાં તે કન્યા સાથે પરણવું હતું કે પસંદગી કરવી હતી કે ના કહું. જેમ બને એમ મારે તો એ લોકોને ખુશ કરી મારૂં કાર્ય સિદ્ધ કરવું હતું. કન્યા પણ પોતાની પ્રશંસા સાંભળી ખુશ થતી હતી.

“મારી દીકરી તો એ વર્ષની હતી ત્યારથીજ એને સારા સારા ઘરનાં માગાં આવતાં હતાં.” પેલી ડોશીએ ફરી ચલાવ્યું. “અને એથી અમારે વહેલી સગાઇ કરવી પડી. એનો વર હતો પાંચ વર્ષનો. પછી અમારા વ્હેવાઇ કંઇ ઘણા દૂર, કોણ જાણે કયા ગામમાં જઇને રહ્યા. એમનો વિચાર તો, આ છોકરીને પરણાવી પોતાની સાથેજ લઇ જવાનો હતો પણ હું મા તે મારૂં મન ઉપડયું નહિં અને તેથીજ અમારે વ્હેવાઇ સાથે અણબનાવ જેવું રહ્યું, તે એટલે સુધી કે આટઆટલાં વર્ષો થયાં પત્રવ્યવહાર પણ ન રહયો આજે મારો જમાઇ બાવીશ વર્ષે એકલોજ આવશે, અને તે પણ પરણીને તરતજ આ મારા કુમળા કુસુમને લઇને ચાલ્યો જશે. એમ તો એમ. જમાઇ રહયો તે દેવ રહયો કહેવાય તે ખોટું? સંબંધ થયો તે કંઇ ન થયો થશે? શું કરીયે બીજું!” આટલું કહી તે માતા પોતાના જાડા કુમળા કુસુમને વળગી પડી. તેની આંખમાંથી અશ્રુબિન્દુઓ સરી પડયાં. મને પણ બહુ લાગી આવ્યું.

મારા હૃદયે પ્રાર્થના કરી કે ઇશ્વર એને સુખી રાખે. કન્યા પણ રોવા લાગી. હું ગળગળો થઇ રહ્યો, પરંતુ આશ્વાસન કેમ આપવું એ સુઝ્યું નહિં.

પછી તો બૈરાંની જીભ, એટલે બધી હકીકત મને જણાઇ ગઇ. એમની વાત પરથી જણાયું કે જમાઇરાજ લગ્નનો વખત થઇ ગયો છતાં હજી આવ્યા ન હતા, તેથી ઘરમાંથી પુરૂષો તેમજ સ્ત્રીઓ બધાં જમાઇને શોધવા ગામમાં નીકળી પડયાં હતાં, અને કન્યા આગળ કોઇ રહેવું જોઇએ માટેજ કન્યાની મા રોકાઇ હતી, બાકી તો એને પણ જમાઇને શોધવા જવાની ભારે ઉત્કંઠા હતી.

અમે આમ હજી વાતો કરતાં બેઠાં હતાં ત્યાં બ્હાર હો હા થતી સાંભળીને કન્યાની માતા ઉત્સાહ ભરી ત્યાં ગઇ. “કેમ કંઇ પત્તો મળ્યો?” પણ નહિં નિરાશાનું વાદળ છવાઇ રહ્યું હતું, અને જમાઇ ન મળવાથી બધા ઘણાજ ઉશ્કેરાઇ ગયાં હતાં.

ટોળું અંદર આવ્યું અને એક સીધી, જે ઘણોજ ઉશ્કેરાઇ ગયો હતો તેને મેં હસી, નમીને સલામ કર્યા, કારણ તેની વર્તણુંક ઉપરથી તે કન્યાનો બાપ હશે એમ મને લાગ્યું.

હું હજી અધિપતિ તરીકે સારો પરિચય કરાવવાની શરૂઆત કરતો હતો ત્યાં તો તે ઉશ્કેરાયલું ધાડું મારી પર તૂટી પડયું, અને પેલા કન્યાના બાપે એવા તો દાંત કચકચાવ્યા કે હું તો ઠંડોજ થઇ ગયો.

“અમારે રિપોર્ટરનું કામ નથી; કે ચોપાનીઆમાં જાહેરખબર પણ આપવી નથી.” પેલાએ કહ્યું “હરામખોર! ઘરમાં પુરૂષો ન હોય ત્યારે આવી બિચારી એ અબળાઓને ભ્હીવડાવી મારી! શરમ છે તને બાયલા!” આવી રીતે જીભ અને હાથના ઘણા ઘા મારે ઝીલવા પડયા. નવાઇ જેવું તો એ લાગ્યું કે પેલી સીધણ અને કન્યાએ પણ મારી પર પ્રહાર કરવામાં પાછી પાની કરી નહિં, અને ત્યારેજ હું સમજ્યો કે આટલી વાર એ લોકો મારી સાથે સારી રીતે વાતો કરતાં હતાં તે ઘરમાં પુરૂષો નહિં” અને માત્ર બે નાજુક

અબળાઓ હોવાથી બ્હીકના માર્યાજ બધો વિનય દર્શાવવામાં આવ્યો હતો.

- માંડ માંડ હું ત્યાંથી ન્હાસી છૂટયો. હું બહુજ ગુંચવાઇ ગયો અને હવે કેમ કામ લેવું એ સમજ પડી નહિં. મેં મારા કાકા અને ફોઇને યાદ કર્યા. હું કર્તવ્યવિમૂઢ થઇ કેટલીક વાર તો બેસી રહ્યો. પરંતુ આ લગ્ન જોયા વિના જાઉં એ પણ મને ન ગમ્યું. ગમે એ રીતે-ગમે એ ભોગે-એ લગ્ન તો મારે જોવાંજ જોઇએ અને એનો અહેવાલ મારા માસિકમાં આવવોજ જોઇએ. આમ બેસી રહ્યાથી શું વળવાનું હતું ? મુશ્કેલી તો નડે-એમાં શું ? મુશ્કેલીઓથી ડરૂં તો હાજીમહમ્મદ કેમ થવાય !

**विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः ।**
**प्रारब्धामुत्तमजनाः न परित्यजन्ति ॥**

હું ફરી સતેજ થયો અને ઉત્સાહભર્યો ઉઠયો. મને એક યુકિત સૂઝી અને હિંમત પણ આવી ગઈ.

ત્યાંથી ઉઠયો કે તરતજ હું એક મોચીને ત્યાં પહોંચ્યો. મારા કાળા બુટ એને પાલીસ કરવા ઉતારી આપ્યા. અંદર જઇ એ પાલીસ કરવા રોકાયો એ તકનો લાભ લઇ ત્યાં બીજી હોબરાની કાળી પાલીસ અને કાળા રંગની એક ડબ્બી પડી હતી. તેનો પ્રથમ મારી આંગળી પર ઉપયોગ કરી જોયો, અને હું હર્ષ ઘેલો થઇ રહ્યો. કારણ એમ કરવાથી મ્હારી આંગળી બરોબર સીધીની ચામડી જેવી કાળી બની રહી. પછી વખત ખોવામાં સાર ન રહ્યો. કારણ મોચી અંદરથી બ્હાર આવે, એ પહેલાં તો મારે મારૂં કામ પૂરૂં કરવુંજ જોઇએ. તેથી તે રંગથી મેં મારૂં મ્હોઢું અને દેખાય એટલા હાથ અને પગ રંગી લીધા. વળી કન્યાનું વદન તેલથી ચળકતું મેં દીઠું હતું. એટલે ત્યા પડેલી તેલની શીશી જોઇ મને યાદ આવ્યું. એ પણ સૌન્દર્યની નિશાની લેખાતી હશે, એમ માની તેલનો પણ મ્હેં છૂટથી ઉપયોગ કર્યો. જોકે મોચીના ઘરનું ગંદુ તેલ આગ મ્હોંઢે ચોળતાં મને સુગ તો એવી ચડી કે ન પૂછો વાત, પણ એ વખતે મેં કશાનો પણ વિચાર ન કર્યો. હું બરોબર વખતસર પરવાર્યો કારણ તેલની શીશી મૂકી કે તરતજ મોચી બૂટ તૈયાર કરી લાવ્યો. પરંતુ મને જોઇ તે વિસ્મયથી આભોજ બની રહ્યો.

હું સમજ્યો. એને બૂટ આપ્યા ત્યારે હું ગોરો અને હવે એકદમ હબસી જેવો કાળો બની રહ્યો હતો, તેથી પેલો બાપડો મુંઝાયો હશે. હું હસ્યો. પણ એને કંઇ પણ કહી શકું એ પ્હેલાં તો, પૈસા લેવાની પણ દરકાર કર્યા વિના, ભયની એક ચીસ સાથે, મારા બૂટ ફેંકી તે મોચી બિચારો અંદર જતો રહ્યો અને જોરથી બારણું દઈ દીધું. બિચારો એકદમ ગભરાઇ ગયો. તેની મ્હેનતના તેમજ વાપરેલા રંગ, પાલીસ, તેલ વગેરેના પૈસા જમીન પર નાંખી હું નીકળ્યો.

ત્યાંથી હું કપડાવાળાની દુકાને પ્હોંચ્યો, અને તૈયાર કપડાં માગ્યાં. મેં તે દુકાનવાળાને સમજાવ્યું કે મારે છુપી રીતે લગ્નમાં જવું હતું મારે વર્તાઇ ન જાઉં એવી રીતે એમનો રિવાજ પ્રમાણે સને સજ્જ કરે. કિંમત ગમે તે થાય પણ કપડાં સારાં જોઇએ. એમ કહેતાં મેં બક્ષિસ પણ તેના હાથમાં મુકી, એટલે મારૂં એ કાર્ય વધારે સરળ થયું.

દુકાનવાળો તો ખુશ ખુશ થઈ રહ્યો અને ઘણો નીચો નમી હસી હસી મારી સાથે વાતો કરવા લાગ્યો. પછી મે તેને મારી સ્થિતિ સમજાવી અને લગ્નમાં બીલકુલ વર્તાઇ ન જાઉં એવો હબસી બનાવવા મેં તેને કહ્યું, એની મદદથી મને ઘણો લાભ થયો.

એને નવાઇ તો લાગી પણ બક્ષીસ મળી હોવાથી ઉત્સાહભર્યો તે મને હબસી બના-

વવા લાગ્યો. પ્રથમ તો એણે મારા હોઠ એકદમ લાલ રંગ્યા, કરચળીઆળા ટુંકા વાળની વીગ પણ એ ક્યાંકથી લઇ આવ્યો, અને સારાં કપડાં પણ એણે મને પ્હેરાવ્યાં.

થોડી વારમાં તો હું પૂરેપૂરો હબસી બની રહ્યો અને જ્યારે મેં કાચમાં જોયું ત્યારે ખરેખર હું તે કુશળ દરજી ઉપર ખુશ થયો. હું મને પોતાને પણ માંડ વર્તી શકું એવો હબસી બની રહ્યો હતો

એના કપડાં અને મ્હેનતની સારી કદર કરી, હવે મારૂં કામ ચોક્કસ નિર્વિઘ્ને પાર પડશે એ ખ્યાલથી આનન્દ પામતો હું તે લગ્નમંડપમાં પ્હોંચ્યો.

ત્યાં હજી બધાં કોઇની આતુરતાથી રાહ જોઇ રહ્યા હતાં, એટલે મેં અનુમાન કર્યું કે જમાઇરાજ હજી આવ્યા નહિં હોય; અને હતું પણ તેમજ.

હું ત્યાં પ્હોંચ્યો એટલે બધાનાં વદન ખુશાલીથી ઝળકી રહ્યાં અને "આવ્યા આવ્યા" ના પોકાર મેં સાંભળ્યા. મંડપ આખું હર્ષના નાદથી ગાજી ઉઠ્યું.

મારા ત્યાં પ્હોચવાનો અને ઉપલા આનન્દનો સંબંધ શું હશે એ હું સમજી શક્યો નહિં. શું એમનો જમાઇ પણ મારી સાથે ત્યાં દાખલ થતો હશે? જમાઇને જોવા હું આમ તેમ નજર ફેરવી રહ્યો, ત્યાં તો પેલી જાડી સીધણ જેણે કન્યાની માતા તરિકે મારી માથે વાતો કરી હતી તે કંકુ ચોખા લઇ મારી સામે આવી અને મને ચાંદલો કર્યો.

હું તો વિસ્મિત બન્યો. શું પરોણાઓને આમ ચાંદલા કરવાનો રિવાજ એમનામાં હશે? હું કંઇ પણ પૂછી કે બોલી શકું એ પ્હેલાં તો કન્યાનો બાપ મને પગે લાગ્યો, અને પછી એક પછી એક ઘણા સીધીઓ મને પ્રણામ કરી ગયા. આમ પગે લાગવાનો પણ રિવાજ હશે? હું મનમાં ગણગણ્યો. પણ બોલવાની કે દમ ખાવાની પણ તક મળે એ પ્હેલાં તો મને માનપૂર્વક લઇ જઇ એક સારામાં સારી ખુરશી પર બેસાડ્યો, અને પછી સીધણોના ટોળા વચ્ચે હું સપડાયો.

મને ત્યારેજ સમજ પડી કે આં તો જબરા ઘોટાળો થતો હતો—કારણ એ લોકો તો મને પોતાનો જમાઇ માની આ બધી, હા હો મચાવી રહ્યાં હતાં.

એ ખ્યાલ આવતાંજ હું બહુ ગભરાયો. "નરવસ" થઇ ગયો. શું બોલવું અને કેમ સમજાવવું એ મને સુઝયુંજ નહિં. મારી તો જાણે વાચા પણ બંધ થઇ ગઇ હતી.

હવે બધું ખરેખરૂં કહી દેવાનો નિશ્ચય કરી હું ઉઠ્યો અને માંડમાંડ શબ્દો મેળવી હું સમજાવવા પ્રયત્ન કરી રહ્યો, પણ સીધણોએ તો મંગલ ગીતો ગાવાં શરૂ કર્યાં હતાં એટલે મારૂં સાંભળે પણ કોણ?

'વિવાહઘેલી' નાર તે નકામું કહેવાતું હશે? ખરેખર જાણે ઘેલીજ બની હતી. કર્કશ અવાજ અને વિચિત્ર રાગ સાંભળી મેં તો કાનમાં આંગળાં નાખ્યાં અને ઘણીજ બૂમાબૂમ કર્યા છતાં મારૂં કોઇએ સાંભળ્યુંજ નહિં, ત્યારે હું ઉશ્કેરાઇ ગયો, અને ત્યાંથી ન્હાસી છૂટવાનું કરતો હતો, ત્યારે પેલી જાડી સીધણે ડોળા કકડાવી એવી તો ત્રાડ મારી કે મારા તો રામજ રહી રહ્યા. છતાં પણ હિંમત રાખી મેં કહ્યું કે 'હું તેમનો જમાઇ ન હતો' પણ થોડા સમય પ્હેલાંજ આવેલો અધિપતિ હતો.

મારૂં સાંભળી બધી સ્ત્રીઓ હસી પડી. આમ હાસ્યપાત્ર થયો અને તે પણ આવા વિચિત્ર ટોળા વચ્ચે, તેથી મને બહુ લાગી

આવ્યું. હું ફરી ન્હાસવા લાગ્યો ત્યારે વળી બૈરાંઓએ ખૂમાબૂમ કરી મૂકી એટલે પુરુષો બધા એ તરફ દોડી આવ્યા. ફરી એ બધા ઉશ્કેરાયલાં ડાચાં મારી તરફ ઘુરકી રહ્યાં અને હું ગભરાઇ ગયો. આટલા બધા વચ્ચે એકલો હું તે શી રીતે ફાવી શકું ?

"હું તમારો જમાઇ નથી." મહા મ્હેનતે મેં બોલવાની હિંમત મેળવી. "મારૂં સાંભળો," મેં કહ્યું, "હું અધિપતિ છું."

પુરુષો પણ મારાં વાક્યો સાંભળી હસી પડયા. હું ફરી ઉશ્કેરાઇ ગયો, અને ત્યાંથી ન્હાસી છૂટવાનું કર્યું. પણ હવે તો હું તે સીધીઓના સપાટામાં પૂરેપૂરો સપડાયો હતો.

મેં સમજાવવા ઘણું કર્યું પણ મારો અવાજ પણ કોઇએ ભાગ્યેજ સાભળ્યો હશે, કારણ એ લોકો તો જાણે મને પૂરીજ કરવાનો નિશ્ચય કરી ચૂકયા ન હોય ? એમ મારી પર જોર અજમાવવા લાગ્યા. આમાંથી કેમ છૂટાય ?

વળી આવામાંથી છૂટવાની હિંમત કરવી એ પણ જીવ સાથે રમત રમવા જેવું થાય. એટલે હવે તો કળથીજ કામ લેવું જોઇએ એમ મને થયું. વળી

असमर्थो हि भवेत् साधुः ।

હાડકાં પણ એવાં ખોખરાં થયાં હતાં કે ન્હાસવાની તાકાત પણ રહી હોય તો વિચાર સૂઝે. હું તો મૃતપ્રાય થઇ રહ્યો. હવે તો જે થાય એ ખરૂં ! બીજો ઉપાય જ રહ્યો ન્હોતો.

આખરે એ બધાં થાક્યાં ત્યારેજ મને છોડયો. "કેમ હજી જમાઇ છે કે અધિપતિ ?". પેલા વિકરાળ ચ્હેરાવાળા સીધીએ મને પૂછ્યું. મેં કંઇ જવાબ ન આપ્યો. એટલે વધારે ગુસ્સે થયો.

હું ફરી ગભરાયો અને જીવવાની આશાએ ટુંકો જવાબ આપ્યો: "જમાઇ,"

"હં. હવે આવ્યો ઠેકાણે." તેને સંતોષ થયો. "મોડા આવવું, બધાંને હેરાન કરવાં અને પછી વિચાર ફરે એટલે ગમે એ બ્હાને ન્હાસી છટકવું ! કંઇ બાળકની રમત રમવા બેઠા હતા ? અમારી દીકરીમાં એવી તે શું ખામી દીઠી ? ન્હોતું પરણવું તો આટલે વર્ષે આવ્યા શું કામ ? કંઇ અમારી દીકરી કુંવારી રહી ન જાત. એને તો ઘણાં માગાં આવતાં હતા." અને આવી રીતે તો ઘણું ઘણું મને કહી સંભળાવ્યું.

"મારી મારીને હાડકાં પણ રંગી નાખીશું, જો હવે ચૂં કે ચાં કરી છે તો." છેલ્લી ધમકી પણ આપી.

હાડકાં રંગાવાંજ બાકી હતાં. ચૂં કે ચાં કરવાની શક્તિજ ન હતી. એટલે છેલ્લી ધમકી નકામીજ થઇ પડી.

"ચલાવો હવે વિધિ !" મારા સસરાએ હૂકમ કર્યો. તરતજ એ લોકોનો પાદરી આવ્યો. અને કન્યાને પણ મારી બાજુમાં બેસાડી.

પાદરીએ વિધિ શરૂ કરતાં મને પૂછ્યું, "આ કન્યા તમારે કબૂલ છે ?"

દૂરથી મારા સસરાએ ડોળા કકડાવ્યા. મ્હેં "હા" કહી.

કન્યાને પણ એજ પ્રશ્ન પૂછાયો, એની પસંદગીનો પ્રશ્નજ કેવો ?

મારૂં તો હૃદય ધબકી ઉઠ્યું. આ હબસણ મારી પત્ની ! ઓ પ્રભુ ! આ શું થવા બેઠું હતું ! મને કુમુદ સાંભરી. બેબી સાંભરી અને આંખમાં ઝળઝળીઆં આવ્યાં. આની સાથે કેમ રહેવાશે–કુમુદને શું કહીશ–બેબી તો આને જોઇને ડરી જશે–એજ વિચાર મને પજવવા લાગ્યા. મારૂં માથું ધુમવા લાગ્યું. બેશુદ્ધ કેમ ન બન્યો એજ નવાઇ જેવું હતું.

નાચ, રંગ, વાજાં શરૂ થયાં અને લગ્નવિધિ આરંભાયો. સીધણોએ ફરી મંગલગીતો આદર્યાં.



મારૂં તો હૃદય ધબકી ઉઠ્યું:



" આ હબસણ મારી પત્ની ? "

હું તો જડવત્ બેસી રહ્યો અને જેમ કહેવામાં વ્યું એમ કરવા લાગ્યો. બોલવાની પણ હવે ક્તિ મારામાં રહી ન હતી. જે થાય એ ખરૂં !

હું જમાઇ શી રીતે ગણાયો તે હવે સમજ ડી. હાજીમહમ્મદની રીત કરી પૈસા બચ્યા? ચવાની ઇચ્છાથી, મેં પેલા દરજીને સારામાં સારાં પડાં આપવાનું કહ્યું હતું એટલે પેલો બાંધી શું મ રહેવા દે ?

આખા મંડપમાં મેં જોયું તો મારા જેવો ભપકાબંધ પોશાક બીજા કોઇનો પણ ન હતો. ળી બીજું તો મ્હોડે ચોપડેલું તેલ નહતું.

મેં કન્યાને મ્હોંડે તેલ ચોળેલું જોઇ એમ માન્યું કે સૌન્દર્યની નિશાની હશે તેથી મેં પણ મારૂં ન્દર્ય એવી રીતે વધાર્યું. પણ જ્યારે કન્યાને મારી પાસે બેસાડવામાં આવી ત્યારેજ મને ભાન થયું કે મ્હોંડે તો અમારા બે શિવાય કોઇએ પણ તેલ ચોપડ્યું ન હતું. આપ-ણામાં જેમ લગ્ન વખતે પીઠી ચોળવાનો રિવાજ છે તેમ એ લોકો મ્હોંડે તેલ ચોળતા હશે એ ખ્યાલ તો મને ત્યારેજ થયો. મને શી ખબર કે આવી નજીવી ભૂલમાં આવો જબરો ગોટાળો થશે! શંકા પછીનું ડહાપણ પણ શા કામનું ?

અમારો હસ્તમેળાપ થયો. પેલી સીદ્યણનો ગીરજો હાથ મારા હાથમાં મૂકાયો અને મને તો કમ્પારી છૂટી. ફરી નાસી છૂટવાનો વિચાર આવ્યો પણ કુમુદ અને બેબી ખાતર જીવતો રહેવાની ઇચ્છા થઇ, એટલે નાસવા જતાં મરવાનું માંડી વાળ્યું.

મોડી રાત્રે કન્યાની સગીઓ બધી

સ્વયંવર શબ્દના મૂળ અર્થ પ્રમાણે તો જે લગ્નમાં કન્યા પોતે જાતે પોતાને યોગ્ય વર પસંદ કરે તેવું લગ્ન એવો સ્વયંવરનો અર્થ થાય. હવે આપણે જે જે સ્વયંવરનાં વર્ણન વાંચ્યાં છે તેમા આવા પ્રકારનો સ્વયંવર હતો કે કેમ તેનો વિચાર કરીએ અતિ પ્રાચીન સમયથી માંડી છેક સંયુકતાના સ્વયંવર સુધી લગભગ દરેક સ્વયંવરમાં કાં તો કન્યાના પિતા અગર વાલી તરફથી કાંઇક હોડ કે શરત કરવામાં આવતી-એટલે કે અમુક શરત પ્રમાણે જે વર્તી શકે તેજ કન્યાનું પાણીગ્રહણ કરે; અગર તો સ્વયંવર રચવા અગાઉ કન્યાએ તો પોતે અમુક વર પસંદ કરેલોજ હોય-સ્વયંવર વખતે માત્ર તેને વરમાળ પહેરાવાય-અર્થાત્ સ્વયંવર રચવાનું એ તો નામનુંજ. સીતા સ્વયંવરમાં શિવ ધનુષ્ય ચઢાવવાની, દ્રૌપદી સ્વયંવરમાં મત્સ્યવેધની એમ જુદા જુદા સ્વયંવરમાં જુદી જુદી શરતો રજુ કરવામાં આવેલી જણાય છે. જે સ્વયંવરમાં કાંઇ પણ ખાસ શરતો રજુ કરેલી નથી તેમાં જુદા જુદા રાજકુમારોમાંથી કન્યા જેને પસંદ કરે છે તેની સાથે એને અગાઉથી મન મળેલું હોય છે-એક બીજાને પરણવાના કોલ અપાઇ ગયેલા હોય છે. દમયંતીને સ્વયંવર પહેલા નળનું ઓળખાણ થયેલું અને તેને વરવાનું દમયંતીએ પણ લીધેલું. છેક સંયુકતાના સ્વયંવરમાં જોઇશું તો માલમ પડશે કે પૃથ્વીરાજને સંયુકતાએ અગાઉ જોએલો અને બન્નેએ એક બીજાને પરણવાની કબુલાત આપેલી. એટલે આ બીજા પ્રકારના સ્વયંવરોમાં તો માબાપની આંખમાં માત્ર ધૂળ નાખવા જેવુંજ થયેલું જણાય છે.

જે સ્વયંવરોમાં કન્યાના પિતા તરફથી કાંઈ શરત કરવામાં આવતી, તે સ્વયંવરની યોગ્યાયોગ્યતાનો વિચાર કરીએ. કન્યાને લાયક વર કન્યા પોતે પસંદ કરે એતો સર્વ રીતે યોગ્ય છે પણ પિતાએ મુકેલી શરત પાળે તે કન્યાને સર્વ રીતે યોગ્યજ વર હોય એમ હંમેશ શી રીતે બને ? શિવનું ધનુષ્ય વાળનાર રામચંદ્ર નીકળ્યા અને મત્સ્યવેધ કરનાર અર્જુનની નીકળ્યો તેથી સીતા અને દ્રૌપદીને યોગ્ય વર મળ્યા પણ એમ કાંઇ હંમેશ બને ? શિવનું ધનુષ્ય રાવણ અગર કોઈ મહા બળવાન રાજા વાળી શકયો હોત તો ? મત્સ્યવેધ કરવા કર્ણ ઉઠયોજ હતો પણ તેને સૂતપુત્ર કહી દ્રૌપદીએ બેસાડી દીધો. શરીરે મહા બળવાન વર તે કન્યા માટે સર્વ રીતે યોગ્ય કેમ ગણાય ? અને તે કન્યાએ પસંદ કરેલો શી રીતે ગણાય? હાલ કોઇ માબાપ એવી શારીરિક બળની હરીફાઇમાં સૌથી પહેલા ઉતરનાર યુવકને-માત્ર એટલાજ કારણે કન્યા દેવાનું પસંદ કરશે ? શારીરિક બળજ નહિ પણ બીજી રીતે પણ અમુક એકજ શરત પાળનારને કન્યા કેમ દેવાય ? " મારી ન્યાતમાં બી. એ. ની પરીક્ષામાં જે કોઇ છોકરો પહેલો આવશે તેને હું મારી કન્યા આપીશ " આવી શરત જાહેર કરનાર બાપને માટે આપણે કેવો વિચાર કરીએ ? બી. એ. ની પરીક્ષામાં પહેલો આવનાર યુવક શરીરે નિર્માલ્ય હોય, દુર્ગુણી કે વ્યસની હોય એમ પણ બને. પોતાની વ્હાલી કન્યાને એમ અનિશ્ચિત ભવિષ્યને સોંપી દેવાને કયો પિતા રાજી હોય ? આ પદ્ધતિ કોઇ પણ રીતે સ્વયમ્વરની ગણાયજ નહિં, એટલુંજ નહિ પણ તે બિલકુલ ઇષ્ટ નથી એ સહજ જણાશે.

બીજા પ્રકારના સ્વયંવર જેમાં કન્યાઓ પોતે અગાઉથી મનગમતો વર પસંદ કરી રાખતી, પણ તે વાત પોતાના વડીલોથી છાની રાખતી, અને જાહેર સ્વયંવર વખતે પોતે અગાઉ પસંદ કરેલા વરનેજ વરમાળ આરોપતી-તેમાં સ્વયંવરમંડપનું " ફારસ " નકામુંજ હતું. એમાં કન્યા પોતે વર પસંદ

કરતી. એટલે એ ' સ્વયંવર ' તો ખરો પણ સ્વયંવરમંડપમાં ભેગા થયેલા દેશદેશના રાજાઓમાંથી એકને પસંદ કરીને પરણવાની પ્રથા પ્રમાણેનો એ સ્વયંવર નહિ. કન્યા જો પોતે અગાઉ પસંદ કરેલા વરનેજ સ્વયંવર મંડપમાંથી પણ પસંદ કરવાની હોય તો દેશદેશના બીજા રાજાઓને વૃથા શ્રમ શા માટે આપવાનો ? કન્યાએ પોતે પસંદ કરેલા રાજકુંવર સાથે ધર્મવિધિ અનુસાર લગ્ન કરવાને શો વાંધો ?

હવે, આપણે વાર્તાઓમાં સ્વયંવર વિષે સાંભળીએ છીએ–વાર્તાઓમા સ્વયંવરની જે કલ્પના છે તે વિષે કાંઇક વિચાર કરીએ. એ કલ્પના પ્રમાણે સ્વયંવર એટલે કોઈ રાજકન્યા માટે દેશદેશના રાજાઓને એક મંડપમાં ભેગા કરવામાં આવે, કન્યાને તે સભામંડપમાં લાવવામાં આવે. ત્યાં રાજપુરોહિત કે બારોટ અગર ચારણ અથવા તો કન્યાની સખીઓ મંડપના એક છેડાથી બીજા છેડા સુધીના પ્રત્યેક રાજાનાં રૂપ, ગુણ વગેરેનાં વર્ણન કરે. આ બધાનાં વર્ણનને અંતે જે રાજકુમાર કન્યાને સૌથી યોગ્ય લાગે તેને તે વરમાળ આરોપે. જરા વિચાર કરતાં જણાશે કે આ પદ્ધતિ પણ કોઇ રીતે ગ્રહણ કરવા યોગ્ય નથી. દેશદેશના રાજાઓનાં પારકે મોઢે કરેલાં વર્ણન ઉપરથી તેની સાથે લગ્નસંબંધ કરવાને કોઇ પણ મોટી ઉમરની વિચારશીલ યુવતી તો તૈયાર ન થાય. વખાણ કરનાર ખરાંજ ગુણગાન કરે છે કે કોઇ અમુક રાજાએ લાલચ આપ્યાથી તેનાં ખોટાં વખાણ કરે છે તેની શી ખાત્રી ? વળી એવા " રિપોર્ટ " ઉપરથી તેની સાથે જીવન પર્યન્ત સંબન્ધ કેમ બંધાય ? ઑફિસમાં નોકરી આપવાની હોય તો ઉમેદવારોને જાતે મળવા બોલાવી તેમની લાયકાત જાણવા માટે તેમની સાથે વાતચીત કરવાનો રિવાજ જાણીતો છે. એવી રૂબરૂમાં વાતચીત–personal interview–માં પણ બીજાના " રિપોર્ટ " ઉપર આધાર રાખવામાં આવતો નથી. વળી એતો નોકરી, માટે હોય છે એટલે શેઠ અને નોકરને ન ફાવે તો છુટા થઇ શકાય છે. પણ જીવન પર્યન્ત સંબંધ બાંધવાના ગંભીર કાર્યમાં આવી રીત ચાલે ? એકાદ વખતના સમાગમથી પણ આવી બાબતનો નિર્ણય ન થાય તો બીજાના ' રિપોર્ટ ' પરથી તો કેમ જ થાય ?

ઉપર જે ચર્ચા કરી તે પરથી જણાશે કે પ્રાચીન કાળમાં સ્વયંવરની જે પદ્ધતિ–જેટલે અંશે તે પ્રવર્તતી હતી તે પણ–કોઇ રીતે ઇષ્ટ હતી નહિ. લગ્નપદ્ધતિની ચર્ચા કરતાં જ્યારે લેખકો પ્રાચીન કાળની સ્વયંવર પદ્ધતિનાં વખાણ કરે છે, અગર તે દાખલ કરવા ભલામણ કરે છે ત્યારે ત્યારે કાં તો એ પદ્ધતિ કેવી હતી તેનો જરાપણ વિચાર કરતા નથી અથવા તો પ્રાચીન માટે સારૂં એવીજ કાંઇક માન્યતાથી એ પદ્ધતિની હિમાયત કરે છે એમ કહેવું પડશે.

સ્વયંવર પદ્ધતિની આટલી ચર્ચા કર્યા પછી કયી લગ્ન પદ્ધતિ સૌથી ઇષ્ટ છે તે વિષે બીજે પ્રસંગે ચર્ચા કરીશું.



# કાઠીઆવાડના કંઠસ્થ લોકગીત.

## ગાય આપોને મ્હારી ગોતી રે.

સંપાદિકા: બ્હેન હેમકુંવર કૃષ્ણદાસ સંપત.

ગાય આપોને ગોતી મ્હારા વ્હાલા,
ગાય આપોને મ્હારી ગોતી રે.

નંદના ગોવાળીયા તમને ભળાવી,
કેમ કો' છો ગા' નો'તી રે,
ગાય આપોને મ્હારી ગોતી રે.

આંખે છે આંજણી ને મોઢે છે મુંઝણી,
અણીયાળી આંખડીએ જોતી રે,
ગાય આપોને મ્હારી ગોતી રે.

સોનાની શીંગડી ને રૂપાની ખરીએ,
હીરની દોરી સોત હોતી રે,
ગાય આપોને મ્હારી ગોતી રે.

ગોઠણ વચ્ચે દોણીઓ, હાથમાં ચુડલો,
લટકેથી ગા' દો'તી રે,
ગાય આપોને મ્હારી ગોતી રે.

હું રે નાનકડી ને કાનવર મોટા,
આડે તે ઘુંઘટે જોતી રે,
ગાય આપોને મ્હારી ગોતી રે.

નંદના ગોવાળીઆ તમને ભળાવી,
કેમ કો' છો ગા' નો'તીરે.
ગાય આપોને મ્હારી ગોતી રે.






લેખક: શ્રીયુત ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા

## પ્રકરણ ત્રેતાલીશમું.

### નણંદ ને ભાભી.



"પૂર્ણાબ્હેન ! હજી જરા 'વસન્તોત્સવ' સમજતાં મ્હને મુશ્કેલી આવે છે."

"ભાભી ! ત્હમે તો ઘણાં હુશિયાર છો એટલા થોડા વખતમાં 'વસન્તોત્સવ' જેવું પુસ્તક ત્હમે થોડું પણ સમજી શકો છો એ ત્હમારા સારા સંસ્કારોનું પરિણામ છે."

"મ્હારામાં તો કંઇયે ન્હોતું. એ બધા સંસ્કાર ત્હમે રેડયા છે. હું ત્હમારી જીવનભર ઉપકારી છું."

"ભાભી નણંદનો ઉપકાર માને એ કીયા ગામનો ન્યાય ?"

"પૂર્ણાબ્હેન ! ત્હમે નણંદ ભોજાઈના ઝગડાઓ જોયા હોય તો આ પ્રશ્ન પૂછોજ નહિં. આંખે આંખ વઢનારી ભાભી નણંદની લડાઇ ઘેરઘેર દુઃખને નોતરી રહી છે. મ્હને બીક રહેતી હતી કે રખે ત્હમે મ્હને દુઃખ દેશો પણ ત્હમારા સહવાસે મ્હારૂં જીવન સુધર્યું, આનંદમય બન્યું. હું તો ભગવન પાસે બે હાથ જોડીને એટલુંજ માગું છું કે ઘેરઘેર ત્હમારા જેવી નણંદો મોકલે."

"ગાંડાં રે ગાંડાં ! ભાભી !" આમ બોલતી સ્નેહપૂર્ણા ખડખડાટ હસી પડી.

"પૂર્ણાબ્હેન ! ત્હમે બહુરૂપી છો. ઘડીકમાં મામી, ઘડીકમાં બ્હેનની ને ઘડીકમાં સગાભાઇની ગરજ સારો એ......" ભાનુમતી પોતાનું વાક્ય પૂરૂં કરે તેટલામાં ત્હેના મુખ તરફ મીટ માંડી સહાસ્ય સ્નેહપૂર્ણા બોલી ઉઠી "ને સ્વામિની ગરજ પણ સારૂં 'છું' એ વાત કયમ ભૂલી જાઓ છો ?"

અત્રે ભાનુમતીએ પોતાની કુમારિકા નણંદના નયનમાં નેહની મસ્તી જોઈ.

"કબુલ-કબુલ ! ત્હમે મ્હારા સ્વામી જોજ. એકવાર નહિ પણ એક હજારવાર કબુલ !"

"હું પણ મ્હારા ભાષથી ઉતરૂં તેવી નથી. સમજ્યાં લાડીજી !" સ્નેહપૂર્ણા તોફાને ચડી.

મનહરલાલના દિલ્હી ગયા પછી ભાનુમતીને પતિવિરહનું દુઃખ ન થાય તે માટે સ્નેહપૂર્ણા કંઇ કંઇ નિર્દોષ આનન્દો યોજતી ને વાતે વાતે હંમેશાં ભાભીને કુટુંબના દુઃખીમાં દુઃખી વખતે પણ પોતાની સાથે

આનંદના ઉચ્ચ ક્ષેત્રમાં લઇ જઇ સઘળાં દુઃખો ભૂલાવતી. સ્નેહપૂર્ણા ખરેખરો આનંદનો અવતાર હોય તેવી નણંદ હોવાથી ભાનુમતીને બહુ પ્રકારે આનંદ સાથે જ્ઞાન મળતું ગયું. આ નણંદ ભોજાઇના સુસંપે મનહરલાલની ગેરહાજરી જેવી રીતે જણાવી જોઇએ તેવી બન્નેને જણાઇ નહિ.

સ્નેહપૂર્ણાને દર અઠવાડીયે દિલ્હીથી મનહરલાલનો કાગળ આવતો હતો. કુટુંબથી પહેલીજવાર છુટા પડેલા મનહરલાલને શરૂઆતમાં બહુ વસમું લાગ્યું પણ જ્યમ જ્યમ વખત જતો ગયો ત્યમ ત્યમ પોતાપર આવી પડેલું દુઃખ ખમવાની હેનામાં શકિત આવતી ગઇ દિલ્હી ગયાને લગભગ છ મહિના થઇ ગયા હતા. હેના કાગળોપરથી સ્નેહપૂર્ણાને જણાયું કે ભાઇ હવે ત્યાં ઠરી ઠામ થઇ ગયો છે. મનહરલાલે પોતાની દિલ્હીની શરૂઆતની હકિકતો સ્નેહપૂર્ણાને લખી જણાવી તેમાં ગુરૂદેવના દિલ્હીમાં થયેલા મેળાપની પણ વાત લખી હતી, અને અત્યારે પોતે જે સારી સ્થિતિમાં આવ્યો છે તે ગુરૂદેવની લાગવગનુંજ પરિણામ છે એમ હેણે લખી જણાવ્યું હતું. યમુનાને કાંઠે ગુરૂદેવ સાથે મેળાપ થયા પછી ગુરૂદેવને ઉતારે પોતે ગયો. પોતાની સઘળી હકિકત ગુરૂદેવને કહી સંભળાવી. તે સરકારી નોકરીમાં રહ્યો છે એ વાત જાણતાં ગુરૂદેવ બહુ દુઃખી થયા. ' હારા જેવા માણસ માટે આ નોકરી નથી ને તું તો કંઇ ધંધો કર ' એ ગુરૂદેવના વાક્યોએ હેનાપર તે વખતે અસર કરી નહિં. ગુરૂદેવે હેની એ નબળાઇ જોઇ, તે વખતે બહુ દબાણ ન કર્યું. અમૃતને, ગુરૂદેવ દિલ્હીથી હરિદ્વાર તરફ ગયાં ગુરૂદેવના જવા પછી ગુરૂદેવનો એક શ્રીમાન શિષ્ય કે જે રંગનો મ્હોટો વ્યાપારી હતો તે મનહરલાલ પાસે આવ્યો. પોતાના રંગના ધંધામાં ગુરૂદેવની આજ્ઞાથી મનહરલાલનો એ આના ભાગ રાખવામાં આવ્યો છે એમ હેણે હેને કહ્યું અને વધારામાં જણાવ્યું કે જ્યારે હમે આ નોકરી છોડી દેશો ત્હારે હમારો ભાગ છ આના જેટલો થશે. છ મહિના થયા પણ હજુ હેણે નોકરી છોડી ન્હોતી. હેને હજુ પેલા માણસપર પુરતી શ્રદ્ધા આવી નથી વિગેરે એવી દરેક હકિકતથી હેણે સ્નેહપૂર્ણા તથા ભાનુમતીને પત્રદ્વારા વાકેફ કરી હતી.

ભાઇના જેટલા પત્રો આવતા તે ભાભીને વંચાવી હવે થોડા વખતમાં આપણા સુખનો સૂર્ય ઉગશે એવું આશ્વાસન આપતી સ્નેહપૂર્ણાએ દુઃખમાં પણ સુખ માન્યું.

આજે નણંદ ભોજાઇ બન્ને નિર્દોષ આનંદમાં તોફાને ચઢયાં.

" હમે મ્હારા સર્વ કોડ પૂરો તો હું ' મ્હારો કોઠીલો કંથ'નું કાવ્ય જરૂર ગાઉં." ભાનુમતીએ નણંદની મીઠી મશ્કરી ઝીલી.

" કહો કહો ! શા શા કોડ હમારા છે ? " સ્નેહપૂર્ણાએ એક પતિની ઢબમાં ભાભી તરફ પ્રશ્ન કર્યો.

" મ્હારા કોડ એવા છે કે એમાં ન જોઇએ નાકની નથની કે કાનની વાળી; જોઇએ હીરાનાં એરીંગ કે ફૂલછડીનો હાર; જોઇએ હેમની વીંટી કે વેઢ, ન જોઇએ ઝમકાર કરતાં ઝાંઝર કે ઠમકાર કરતાં નેપૂર.

" ત્યારે શું જોઇએ ? "

" હૃદય ! "

" ઓ હો...હો ! હૃદયનાં તરસ્યાં લાડીજી હમારા કોડ તો બહુ મોંઘા ! " સ્નેહપૂર્ણાએ ભાભીના ગોરા ગાલપર અડપલું કર્યું

" આ તો એક પત્નીના કોડ મ્હેં કહ્યા હવે હમે એક પતિના કોડ શા શા હોય કહેશો કે બાઇસાહેબ ? " ભાનુમતીએ નણંદને અડપલાનો જવાબ અડપલાથી આપતાં આપતાં પ્રશ્ન મૂક્યો.

" જરૂર જણાવું જરૂર. મ્હારી કોઈલા !" આમ કહી સ્નેહપૂર્ણાએ ભાનુમતીનો હાથ જોસમાં દબાવ્યો.

" આ શું કરો છો ? તોફાને ચઢ્યાં હો તેમ દેખાયછે. આંખમાં મસ્તી તો જુઓ ! "

" હા હા. એક પતિના કોડ શા શા હોય તે ત્હમને બતાવું છું. "

" તે શબ્દમાં હોય કે આમ વાતે વાતે અડપલું કરવામાં ? "

" સાંભળો સાંભળો શબ્દમાં પણ હવે આવે છે. જો હું ત્હમારો પતિ હોઉં તો મ્હારા કોડ મ્હારે વાસ્તે ન હોય પણ ત્હમારે વાસ્તે હોય. હું ત્હમારા જેવો સ્વાર્થ ન બનાવું. હું તો ત્હમને રોજ જીવનને ફૂલડે શણગારૂં. ત્હમને ગૃહદેવી કહી હૃદયમન્દિરે પધરાવું, ત્હમને મ્હારી સાથે વિકાસક્રમમા ઉંચે ઉડાડું, ત્હમને મ્હારી જ્ઞાનનૌકામાં બેસાડી હું હલેસાં મારનાર ખલાસી થઇ એ નૌકા ચલાવું-ત્હમને ઠાકોરજીની માફક જીવનની ફૂલમંડળીઓમાં દેવી સમાં શોભાવું. ત્હમને હેતને હિંડોળે બેસાડી ઝુલાવું. ત્હમને મહારાણી બનાવી વસંતનો કલગીદાર તાજ પહેરાવું, ત્હમે રાધા ને હું કૃષ્ણ હોઉં ત્યાં તે- મને કૃષ્ણ બનાવું ને હું પ્રેમઘેલી રાધા બનું..."

" અરે બસ બસ. આ તો કોઇ દિવાના પતિના ઉદ્‌ગાર ગણાય ! "

" દિવાનાનું ખરૂં સ્વરૂપ સ્હમજનાર પત્નીજ પતિના કોડ ઝીલી શકે. જુઓ ! આગળ સાંભળો. હું જો ચિત્રકાર હોઉં તો સમગ્ર જગતના સર્વ ચિત્રોથી સુન્દરમાં સુન્દર ચિત્ર મ્હારી પ્રિયતમાનું-ત્હમારૂં ચિતરૂં. જો હું કવિ હોઉં તો દુનિયાના સાહિત્ય ભંડારમાં સહુથી પ્રથમ પંક્તિએ આવે તેવું ત્હમારા વર્ણનનું સુન્દર કાવ્ય લખું. જો હું ગાયક હોઉં તો સાક્ષાત પ્રભુ સાંભળવા આવે એવા ત્હમારા નામના કિર્તનની રસધુન જગાવું. જો હું મૂર્તિઓ ઘડનાર હોઉં તો ત્હમારી પ્રેમમૂર્તિ જગતની સર્વ મૂર્તિઓથી જરૂર શ્રેષ્ઠ બનાવું. જો હું ફુલમાળી હોઉં તો ફુલક્યારીઓમાં ફુલે ફુલે ત્હમારા નામની સુવાસ ઉડાવું. જો હું..."

આમ યુવાનીના સાગર સમાં હૃદયમોજાં ઉછળે છે એટલામાં વૃંદાવન બાગની ઉત્તર દિશામાંથી મધુરો સૂર સંભળાયો:

' નમુ ગોકુલપતિ ગિરિધારી...'

" એ કોણ ગાય છે ? "

---

## પ્રકરણ ચુવાળીશમું.

### યોગિની.



સૂરની મીઠાશ વધતી ગઇ. ગાનાર વ્યક્તિ ધીમે ધીમે પાસે આવતી હોય તેમ જણાયું. સ્નેહપૂર્ણાને ભાનુમતી બન્નેએ જે તરફથી સૂર આવતો હતો તે તરફ મીટ માંડી.

'એ કોણ ગાય છે' એ પ્રશ્ન હજુ મનમાં મે મનમાં રમી રહ્યો છે એટલામાં શ્વેતવસ્ત્રોમાં શોભતી એક યોગિની આવતી દેખાઇ. સિતારી સાથે ગવાતું કાવ્ય વૃંદાવન બાગનાં આંદોલનોમાં સંગીતની રેલ લાવતું હોય ત્યમ સૂર ગાજી રહ્યો.

નમું ગોકુલપતિ ગિરિધારી,
હિંદભૂમિનું ભાગ્ય અનુપમ—
પ્રકટ્યા જ્યાં શ્રી મુરારિઃ
નમું ગોકુલપતિ ગિરિધારી.

કૃષ્ણચંદ્ર મુરલીધર સુન્દર પૂર્ણકલા અવતારી.
ગાઇ ગીતા અણુમે લી પ્રભુજી તત્વજ્ઞાન વિસ્તારી
નમું ગોકુલપતિ ગિરિધારી.
સર્વે ઋષિમુનિઓ ગુણુ ગાતા રસનાએ રસધારી,
જ્ઞાનેશ્વર હો! નાથ જગતના કૃષ્ણ કૃષ્ણ બલિહારી-
નમું ગોકુલપતિ ગિરિધારી
" નમું—ગોકુલ..................

ગોકુલપતિના નામમાં સિતારી નાચતી હોય તેમ તેનાં સુરેસૂર ગાયકના હૃદય-નાથમાં ભળતા હતા.

**સ્નેહપૂર્ણા**એ યોગિનીને આવકાર આપ્યો. ભાભી નણંદે આનન્દના આ અવસરને વધાવી લીધો. બીજી કંઇપણ હકીકત પૂછ્યા વિના પોતાના ઓરડામાં બોલાવી જેમ ગાયન સાંભળનાર ગાયકને સૂચના કરે તેમ **સ્નેહપૂર્ણા**એ બીજું કંઇ સાંભળવાની ઇચ્છા બતાવી. યોગિનીએ **સ્નેહપૂર્ણા**ની સ્હામેના કોચપર બેઠક લેતાં લેતાં સહાસ્ય એ માગણી સ્વીકારી.

યોગિનીએ પોતાના મધુર કંઠ સાથે સિતારીના મૃદુતારને છેડયાઃ

જય જય વંદુ ગોકુલના નાથ,
કૃષ્ણ કનૈયા લાલાઃ
ભક્તિને વશ છો ભૂધરનાથઃ
કૃષ્ણ કનૈયા લાલાઃ
ગજની અચાવી કાયા, કૃષ્ણાની વ્હારે ધાયા,
પાડુકુળની પ્રભુ રાખી લાજ—
કૃષ્ણ કનૈયા લાલા
જય જય વંદુ ગોકુલના નાથ,
કૃષ્ણ કનૈયા લાલાઃ
વિદુર ઘર જમીયા ભાજી, કીધો છે ભક્ત રાજીઃ
મીરાંને લગતી લાગી રાજ—
કૃષ્ણ કનૈયા લાલાઃ
જય જય વંદુ ગોકુળના નાથ,
કૃષ્ણ કનૈયા લાલા.
વ્રજવાટ વ્હાલી જાણી, ભક્તોની ભીડ પ્રમાણી;
એ રસપ્રભુના ગુણ ગાઉં આજ—
કૃષ્ણ કનૈયા લાલા.
જય જય વંદુ ગોકુળના નાથ,
કૃષ્ણ કનૈયા લાલા.

યોગિનીના શબ્દે શબ્દે કૃષ્ણ - કૃષ્ણની ધુન જાગતી જોઇ **સ્નેહપૂર્ણા** તો રસઘેલી બની રહી. **ભાનુમતી** પણ આ રસરંગે રંગાઇ.

યોગિનીએ પોતાની સિતારી કોચના એક ખુણાપર અટેલી મૂકતાં મૂકતાં પ્રસન્ન વદને કહ્યું.

" મ્હારે જળ પીવું છે. "

એક ક્ષણમાં **ભાનુમતી**એ યોગિનીની ઇચ્છા પૂરી કરી.

" ઓહો ! અહિનું જલ તો જમના-જલ જેવુંજ છે " યોગિનીએ પીતાં પીતાં જલનાં વખાણ કર્યાં.

" આપ ક્યાંથી પધારો છો ? " આ યુવાન યોગિની તરફ બારીકાઇથી દ્રષ્ટિ ફેંકતાં **સ્નેહપૂર્ણા**એ સ્વાભાવિક તપાસ કરી.

" હમણાં તો હું કપિંજલા બ્હેનને ઘેરથી સીધી અહિં આવું છું પણ રાજકોટમાં ગઇ કાલેજ આવી છું."

" આપનો મુકામ ? "

" મુકામમાં તો મ્હારી સ્થિતિ લગભગ રમતારામ જેવીજ છે. ગયા ચાર માસ હું ગોકુલ, મથુરા ને વૃંદાવનની રસકુંજોમાં હતી. ત્યાંથી ઇચ્છા થઇ કે કૃષ્ણચંદ્રની રાજ્યભૂમિ દ્વારિકા —કાઠીયાવાડમાં કૃષ્ણ હોય તો આ આંખ્યોને એ દર્શનથી પવિત્ર કરવી. "

" સાપ ગયા ને લીસોટા રહ્યા. હવે આ ભૂમિમાં કૃષ્ણ કેવા ! " **ભાનુમતી**એ પોતાનો અભિપ્રાય આપ્યો.

" નહિ બ્હેન ! એમ ના બોલો, આજ ભૂમિમાં કૃષ્ણ પાકશે. આપણી વચ્ચે કૃષ્ણ હોય

તોપણ આપણે ત્હેને ઓળખવા એ બહુ મુશ્કેલમાં મુશ્કેલ કાર્ય છે. મહા પુણ્યશાળી આત્માઓજ પ્રભુને પીછાણી શકે. " યોગિનીની આંખમાં તેજનો ચમકાર થયો.

" માફ કરશો. એકાદ બે પ્રશ્ન પૂછું તો ?" સ્નેહપૂર્ણાએ વિનયભાવ બતાવ્યો.

" જરૂર પૂછો. "

" આપ કોણ છો એ કહેશો ? "

" મ્હારો ઇતિહાસ સાંભળવો છે ? સ્નેહપૂર્ણા સ્હામુ જોઇ યોગિની ખડખડાટ હસી પડી.

પોતાના લાંબા વાળપર હાથ ફેરવતી ફેરવતી તે બોલી:-" સાંભળો મ્હારો ઇતિહાસ. કંઇ બહુ લાંબો નથી હું ગુજરાત પાટણની રહીશ છું. નાગર કુટુંબમાં મ્હારો જન્મ થયો છે: મ્હારા પિતા એક સારા કવિ હતા. સંગીતનો પણ ત્હેમને બહુ શોખ હતો. મ્હારી માતા મ્હને એક વર્ષની મૂકીને પ્રભુને દરબાર સિધાવી હતી. પિતાએ મ્હને બહુ સાચવી ઉછેરી. મ્હારામાં ન્હાનપણથી ત્હેમણે કાવ્ય ને સંગીતનો શોખ રેડયો. પિતાના સહવાસથી એ વિષયોમાં મ્હેં રસ લીધો. પિતાએ એક સારા શાસ્ત્રી પાસે ધર્મશાસ્ત્રો શિખવવાની મ્હારે માટે ગોઠવણ કરી હતી. ન્હાનપણથીજ હું ધર્માચરિણી બનું. તેવું જ્ઞાન આપવાની ત્હેમણે ખાસ સંભાળ લીધી હતી. હું પંદર વર્ષની વયે પહોંચી કે મ્હારા ગામમાંજ મ્હારૂં લગ્ન કર્યું. લગ્ન થયા પછી સોળમે વર્ષે હું સાસરે જવાની તૈયારીમાં હતી તેટલામાં મ્હારા સ્વામી સ્વર્ગે સિધાવ્યા. મ્હારા પિતાને આ ઘા બહુ વસમો લાગ્યો. મ્હારૂં બાલપણથીજ યોગિની નામ રાખવામાં આવ્યું હતું. હવે હું ખરેખરી યોગિની બનું એવો વખત આવ્યો. મ્હારાપર હવે આફતની રેલ આવી. મ્હારા સ્વામી પછી ૭ માસે મ્હારા પિતા પણ વૈકુંઠવાસી થયા. પિતાની છેલ્લી દશા જોઇ મ્હને સંસારપરનો સર્વ ભાવ ઉઠી ગયો. મ્હારા જીવનનું શું થશે એ વિચારે બિચારા મૃત્યુ વખતે પણ બહુ મુંઝાતા હતા. મ્હેં ત્હેમને શાંત કર્યા ને વચન આપ્યું કે આપ સુખેથી પોઢો; હું આપના દશ પુત્રો જેટલું કામ કરે તેટલું કાર્ય કરી દેશસેવામાં મ્હારૂં જીવન ગાળીશ. મ્હારા પિતાને મ્હારે માટે બહુ દુઃખ થતું હતું. પણ મ્હારા છેલ્લા શબ્દોથી ત્હેમને સંતોષ થયો હોય તેમ લાગ્યું. આજે એ વાતને પાંચ વર્ષ થઇ ગયાં છે, ને દેશસેવાની દિક્ષા લઇ એ પાંચ વર્ષમાં મ્હારાથી બન્ને તેટલી સેવા કરવામાં મ્હેં આનંદ માન્યો છે. મ્હારા પિતાનાં ગાયેલાં કાવ્યો મ્હારામાં કંઇ ઓર આશ પ્રકટાવે છે. હું ભેખધારી યોગિની નથી છતાં મ્હારા હૃદયમાં હમેશાં ભેખની ભાવના જાગતી રહે છે. હું જંગલમાં ભટકતી નથી. પણ સંસારીઓની વચ્ચે રહી ત્હેમનામાં દેશસેવાની ભાવના જગાવવા નિરન્તર પ્રયત્નો કરી સેવાધર્મની સાધના કરૂં છું. મ્હારા પિતાના અવસાન પછી મ્હેં પાટણ છોડયું ને હરિદ્વારમાં રહેતા મ્હારા પિતાના એક વૃદ્ધ મિત્રના આશ્રમમાં હું જઇ રહી. મ્હારી યુવાનીની સઘળી મસ્તી કાવ્ય ને સંગીતમાં રેલાઇ ગઇ. હું અખંડ બ્રહ્મચારિણી હોવાથી સંપૂર્ણ સંયમી બની રહી છું: મ્હારે મન કોઇપણ વાત અશક્ય નથી. મ્હેં એ આશ્રમમાં જ્યોતિષવિદ્યાનો અભ્યાસ કર્યો ને એ વિદ્યા મ્હને મ્હારા પ્રવાસમાં બહુ ઉપયોગી થઇ પડી છે. સ્થળે સ્થળે લોકોની હસ્તરેખા જોતાં, મ્હને વિવિધ જાતનાં માણસો જણાયાં છે. કોઇ ધનનાં ભુખ્યાં છે, કોઇ સરકાર દરબારના ચાંદને માટે મરી ફીટે છે, કોઇ સંતાનોને માટે ટળવળે છે. એ પ્રમાણે હિંદુસ્થાનની પ્રજાની સ્થિતિના અનુભવો મ્હેં બહુ બહુ લીધા છે. પંજાબની રમણીઓની વીરતા, બંગાલણોની હૃદયપ્રિયતા.

અને દક્ષિણની આર્યાણીઓની તેજસ્વિતા મ્હેં જોઈ છે. સારાં ને નરસાં દૃશ્યોની દુનિયા બની છે. પ્રભુ ચિતારે વિવિધ તરેહના રંગોથી સંસાર રંગોળી પુરી છે એમ મ્હારા અનુભવોના પટમાં મ્હને દેખાયું છે. છેલ્લાં બે વર્ષમાં મ્હેં હિંદની પ્રજામાં ઘણો ફેરફાર જોયો છે. અગાઉ હું જે જે સ્થળે જતી ને ત્યાં જો હું હસ્તરેખાપરથી નસીબ જોઉં છું એવી ખબર પડે તો લોકો પોતાનો હાથ મ્હારી આગળ ધરતાં ને માત્ર એવાજ સવાલો પૂછતાં કે ત્હેમના નસીબમા પૈસો કેટલો છે ? છોકરાં કેટલાં છે ? આયુષ્ય કેટલું છે ? ભૂખે મરવાનો વખત તો નહિ આવે ના ? ઘાત કેટલી છે ? ઘડપણમાં સુખ છે કે જુવાનીમા ? હવે એ સવાલો પ્રમાણમાં ઓછા થયા છે ને હું દેશસેવા કરી શકીશ કે ? મ્હારામાં વિદ્યા કેટલી છે ? હું સંગીત ને સાહિત્યમાં પારંગત થઈશ કે ? હું સરોજનીદેવી કે સરલાદેવી જેવી હુંશિયાર થઈશ કે ? આ પ્રશ્નો પૂછાવા શરૂ થયા છે. આ ઉપરથી હું આશાવાદી બનતી જાઉં છું. મ્હારા પિતા જ્યારે હું બાલક હતી ત્યારે કહેતા કે ' જ્યારે જ્યારે ધર્મનો નાશ થાય છે ત્યારે કૃષ્ણનો અવતાર થાય છે ને ધર્મની સંસ્થાપના થાય છે એ વાક્યની ભાવના મ્હારી નજર આગળ રોજ તરવરી રહે છે.

ગોબ્રાહ્મણને ભીડ પડે ત્યા
યુગે યુગ અવતારી
ગોકુલપતિ કૃષ્ણ મુરારિ.

એ મારા પિતાએ બનાવેલી હોરીનું ચરણ હું નિશદિન ગાયા કરું છું. હું ફરતી ફરતી કૃષ્ણની જન્મભૂમિ મથુરામા ગઈ. ગોકુળની ગલીઓમાં બાળકૃષ્ણને રમતા, વૃંદાવનની રસકુંજોમાં મુરલીધરને મુરલી વગાડતા, બંસીબટમાં રસસ્વેરને રાસ રમતા રમાડતા મ્હેં કલ્પ્યા. યમુનાના જલભર્યા ઘાટપર બેસી મ્હેં કૃષ્ણની ધુન જગાવી. કૃષ્ણભક્તો કૃષ્ણને શોધવા નીકળે તો જરૂર કૃષ્ણ મળે એ મ્હેં યમુનાઘાટ પરથી કલ્પ્યું ને મ્હારી એ કલ્પના ખરી પડે એ ઇચ્છાએ હું વિવિધ સ્થળે ભ્રમણાં કરૂં છું. હુ ગુજરાત પાટણની રહીશ ને કૃષ્ણની પુણ્યભૂમિ કાઠીયાવાડનું મ્હને ભાન નહિં એ વિચાર આવતાં હું આ તરફ આકર્ષાઈ. મ્હને ખાત્રી છે કે આ ભૂમિનું ભાગ્ય જરૂર ખુલશે. નરસિંહ મહેતાની ભજન ભૂમિ, સુદામાની મૈત્રીની સ્મરણભૂમિ મ્હને નામ માત્રથી ગમે છે. હવે એ ભૂમિનાં દર્શન કાજે મ્હારૂં અત્રે આગમન થયું છે. એકાએક આજે સ્હવારે હું એક ઘર આગળ આવી ઉભી. એ ગૃહની ગૃહિણી મ્હને બહુ ઉત્તમ લાગી. એનાં દર્શનથી હું પાવન થઈ. નયનમાં શિલવન્તું તેજ જોઇ હું બહુ પ્રસન્ન થઈ. પ્રભુની ભૂમિનાં બાલકો શિલવન્તાં હોય જ. એ બાઇ તે કપિંજલા. એમણે ત્હમારાં બહુ વખાણ કર્યાં એટલે હું વૃંદાવન બાગ શોધતી અહિં ત્હમારા દર્શને આવી છું. ત્હમને સંગીતનો બહુ શોખ છે એ સાંભળી મ્હારી સિતારીને પણ સાથે લેતી આવી છું. ત્હમને સંગીત સુણાવીશ ને સાથે સાથે ત્હમારી હસ્તરેખા જોઇ ત્હમારૂં ભાગ્ય પણ કહીશ."

યોગિનીની જીવનકથા એક ધ્યાનથી સાભળતી સ્નેહપૂર્ણાનો યોગિનીએ હાથ પકડયો.

" જોઉં ત્હમારી હથેળી ! "

સ્નેહપૂર્ણાની હથેળી બારીકાઇથી તપાસતાં તપાસતા યોગિની બોલી ઉઠી.

" ઓહો ! ત્હમારી હસ્તરેખાઓ તો બહુ જોરદાર છે. " બોલતાં બોલતાં. યોગિનીએ સ્નેહપૂર્ણાનાં સ્નેહપૂર્ણ નયનો તરફ મીટ માંડી.

" ત્હમે મનમાં સ્હમજો તેના કરતાં અંમને પણ પૂર્ણાબ્હેનના ભાગ્યલેખ સંભ-

જાવો તો ઉપકાર થશે. " ભાનુમતીએ યોગિનીને વિનંતિ કરી.

" ખરેખર ભાગ્યશાળી છો બ્હેન ! ત્હમારૂં જીવન દેશસેવાના ખજાનારૂપ દેખાય છે. " યોગિની સંતોષ પામતી બોલી.

" એ બધું ખરૂં પણ પહેલાં કહેશો કે બ્હેનનાં લગ્ન ક્યારે થશે ? " ભાનુમતીએ મનમાં રમી રહેલી વાત બહાર મૂકી.

" ઉતાવળાં બન્યાં કે ભાભી ! હજુ હમણાંજ આપણે માતાજી પાસેથી સાંભળ્યું કે દેશમાં ઘણા લોકો એવા સ્વાર્થી સવાલો પ્રથમ પૂછે છે.. " સ્નેહપૂર્ણાએ મનમાં ભાવતું હતું છતાં ભાનુમતીનો પ્રશ્ન ઉડાવવા પ્રયત્ન કર્યો.

" એમાં સ્વાર્થી સવાલ જેવું શું છે ? પરણ્યા પછી તો ત્હમે દેશસેવા પ્રથમ કરતાં સારી રીતે કરી શકો. " ભાનુમતીએ રોકડું પરખાવ્યું.

" હા. એજ વાત ખરી છે. સ્નેહપૂર્ણાના ભવિષ્યમાં એવુંજ દેખાય છે કે ત્હેના લગ્ન પછી ત્હેને દેશસેવા કરવાની સુન્દર તક પ્રાપ્ત થશે. " યોગિનીએ ભાનુમતીને અનુમોદન આપતાં આપતાં સ્નેહપૂર્ણા તરફ જોઇ પ્રશ્ન કર્યો. " બોલો બ્હેન ! ત્હમારૂં ભૂત, વર્તમાન ને ભવિષ્ય ત્રણે જાણવાની ત્હમને ઇચ્છા છે ? "

" ભૂત ને વર્તમાન તો અમ્હે જાણીએ છીએ પણ ભવિષ્ય કહો ને ત્હેમાં બ્હેનનાં લગ્ન ક્યારે થશે ? પતિ કેવો મળશે ? સાસરીઆમાં સુખ છે કે દુઃખ ? પતિ તરફ બ્હેનનું લેણું છે કે ? બ્હેનનો ગૃહસંસાર સુખમાં જશે કે ? એ સવાલો જાણવા હું ઇંતેજાર છું. " સ્નેહપૂર્ણા કંઇપણ બોલે તે પહેલાં ભાનુમતી ફરીથી પોતાની નણંદના સુખ વિષે જાણવા ઉતાવળી બની.

" ગાંડાંરે ગાંડાં ભાભી ! ત્હમે ફરી ફરી આવા પ્રશ્નો પૂછી કેવી ભૂલ કરો છો........"

" નહિં નહિં, એમની ભૂલ નથી. પ્રેમાળ ભાભી તો એવા પ્રશ્ન પૂછેજ. " યોગિની ભાનુમતીની તરફેણમાં ઢળી.

" માતાજી ! હું તો એવી પ્રાર્થના કરૂં છું કે મ્હારાં પૂર્ણા બ્હેન જલ્દી પરણે. એમની હુશીઆરી, એમની ચતુરાઇ, એમનું ડહાપણ, અને એમનુ જ્ઞાન જોઇ હું તો દંગ થઇ ગઇ છું. મ્હારૂં જીવન એમણે સુધાર્યું છે. જે ઘેર પૂર્ણાબ્હેન જશે ત્યાં સ્વર્ગ રચાશે. એમના નયનનો નેહ, એમની મંજુલ વાણીની મીઠાશ, અને એમના હૃદયની શુદ્ધતા ને ઉદારતા જોતાં મ્હારૂં હૃદય હર્ષથી ઉભરાય છે-છલકાય છે ને હું રોજ પ્રભુ પાસે એજ પ્રાર્થના કરૂં છું કે મ્હારાં સ્નેહભર્યાં નણંદને સ્નેહભર્યો સારો વર મળે. "

સ્નેહપૂર્ણા ખડખડાટ હસી પડી. " ભાભી ત્હમને આજે થયું છે શું ? માતાજી હજુ ભવિષ્ય જુએ એટલામાં તો ત્હમેજ ભટ્ટ મહારાજની માફક ભવિષ્ય ભાખવા મંડી ગયાં. "

" સ્નેહપૂર્ણા બ્હેન ! ત્હમારાં ભાભી પરમ પ્રેમાળ વૃત્તિનાં છે. એમના હૃદયમાં ત્હમારે માટે પ્રેમનો ઉમળકો છે. ઉદાર ને ભોળાં હૃદયની ભાભી એ આપણા સંસારી જીવનમાં પ્રભુ તરફથી ઉમદામાં ઉમદા બક્ષીસ છે. " યોગિની પ્રસન્ન થઇ હોય તેમ દેખાયું.

" અરે પણ વાત વાતમાં મ્હારી નણંદને કેવો વર મળશે એ સવાલ પૂછવાનું પ્રયોજન શું ? " સ્નેહપૂર્ણાએ ટોંગ આદર્યો.

"ઠીક ઠીક. ત્હમે મ્હાનાં ગુરુ હો તો ભલે હો પણ આ બાબતમાં તો હું ત્હમારૂં માનવાની નથી. માતાજી ! પૂર્ણાબ્હેન ભલે ના

કહે પણ મ્હને કૃપા કરી મારા પ્રશ્નોના જવાબ આપો. ભાનુમતીએ યોગિની તરફ આશાભરી ભાવનાએ જોયું.

" ત્હમારી ઇચ્છા પૂર્ણ કરીશ. સાંભળો. ત્હમારી નણંદનાં લગ્ન હવે થોડા વખતમાં થશે. ત્હમારી જ્ઞાતિમાં જે સહુથી સારામાં સારો વિદ્વાન, સુશિલ ને દેશભક્ત હોય તે ત્હમારી નણદનો પતિ થશે. સાસરીઆમાં ત્હમારી નણંદને સસરા તરફથી બહુ સારૂં સુખ મળશે એમ દેખાય છે સાસુ તરફનું સુખ દેખાતું નથી. સાસુ સ્વર્ગે સિધાવ્યાં છે. પતિ તરફ ત્હેમનું બહુ લ્હેણું છે. ' બે પાંખ્યોથી ઉડશું વિશ્વ વ્યોમ મોઝાર ' એ વાક્યે પતિપત્ની વિકાસક્રમમાં આગળ વધશે એમ જણાય છે. ત્હમારા નણંદનો ગૃહસંસાર તો ત્હમારાજ શબ્દોમાં કહું તો સ્વર્ગ રચશે એવા ત્હેમના સુન્દર ગ્રહ છે. એ ગૃહસંસાર એવો તો સુન્દર બનશે કે કદાચ દેવોને પણ જો પૃથ્વીપર ઉતરવાની ઇચ્છા થાય તો તે ત્યા જરૂર અવતરે એવો બની રહેશે. વિશેષમાં હું ભવિષ્ય ભાખું છું કે સ્નેહપૂર્ણા બ્હેન સેવાધર્મના ઉપાસક બની પોતાના પતિ સાથે દેશસેવાના કાર્યમાં જોડાશે. એ દંપતી ઘણા જીવોને આ સંસારપ્રયાણમાં મદદગાર થશે. દેશમાં જે નૂતન યુગની ઉષા પ્રકટી છે તેનું ચેતન આ દંપતી ઝીલશે ને દેશભાન્હુને ઝીલાવશે. એમના જીવનપંથમાં થોડા કાંટાઓ પણ દેખાય છે. થોડી મુશ્કેલીઓ પણ જણાય છે. ક્યાંક ક્યાંક એમના વિકાસમાં ખલલ પડશે એવા પ્રસંગો પણ કદાચ આવી ચઢશે પણ એકંદરે એમનું જીવન ખરેખરૂં સુખી જીવન બનશે. બ્હેનના થનાર પાત એક કવિ છે, વક્તા છે, દેશભક્ત છે. બોલો વધારે હવે કંઇ જાણવું છે ? " સ્નેહપૂર્ણાનું ભવિષ્ય ભાખતી યોગિની ભાનુમતી. હવે શીયો પ્રશ્ન પૂછે છે તે જાણવા ઇંતેજાર બની.

સ્નેહપૂર્ણા તો યોગિનીની આ અજબ શક્તિ જોઇ દંગ થઇ ગઇ. બ્રહ્મચારિણી યોગિનીનું તેજ ત્હેને અજબ ભાસ્યું. જે જે યોગિનીએ કહ્યું તે સત્ય હતું ને એ માત્ર હસ્તરેખા જાણવાનું પરિણામ નથી પણ તે વિશેષ શક્તિ ધરાવે છે એની સંપૂર્ણ ખાત્રી સ્નેહપૂર્ણાને યોગિનીના શબ્દે શબ્દે થતી ગઇ.

" મ્હારી નણંદના વરનું નામ કહી શકશો. " ભાનુમતીએ હવે ગાંઠી બની હોય તેમ જીજ્ઞાસાથી પ્રશ્ન પૂછયો.

" એ તે પૂછાય ભાભી ? નામ જાણવાની ત્હમને એટલી બધી જીજ્ઞાસા એકદમ થઇ ગઇ ? "

" નહિં નહિં, સાંભળો. ત્હમારી જીજ્ઞાસા તૃપ્ત કરો. ત્હમારી નણંદનાં થનાર વરનું નામ હું ત્હમને કહું છું. ત્હમે હું પુછું ત્હેનો જવાબ આપો. ત્હમારી જ્ઞાતિમાં કોઇ કવિનું નામ વ અક્ષર ઉપર છે ? સાધારણ નહિં હોં; સારામાં સારો કવિ. "

" હા અમ્હારી જ્ઞાતિમાં વસંત નામનો કવિ છે ને એમનાં કાવ્યો પૂર્ણાબ્હેન મ્હને રોજ શિખવે છે ને સંભળાવે છે. "

" હા તેજ. " યોગિની નણંદ-ભોજાઇ તરફ એક સરખી દ્રષ્ટિ ફેંકતાં હસી.

" અરે લુચ્ચાં રે લુચ્ચાં ! મ્હને કહે છે કે હું તો સરસ્વતિની માફક બ્રહ્મચારિણી રહેવાની છું. મ્હારે તો કુમારિકા તરિકેજ જીવન ગુજારવું છે ને અંદરખાનેથી તો ' વસંત ' નોજ જાપ જપે છે. એનાજ કાવ્યોપર દિવાનાં થયાં છે. હું તો ભોળી કંઇપણ સ્હમજુ નહિ પણ નણંદસાહેબે તો અત્યારસુધી મ્હને અંધારામાંજ રાખી. આપ ખરાં છો દેવી ! આપેલું ભવિષ્ય પણ ખરૂં છે. મ્હને એમના

ભાઇ તરફથી ખાસ હુકમ છે કે જ્યાં સુધી પૂર્ણાબ્હેન પોતે પોતા તરફથી એ બાબતમાં વાત ન છેડે ત્યાં સુધી મ્હારે બીલકુલ ત્હેમને એ બાબતમાં કહેવું નહિ. મ્હેં તો જાણ્યું કે કુમારિકા રહેવામાંજ પૂર્ણાબ્હેન આનંદ માને છે પણ આજ ખરેખરી ખબર પડી. હવે તો હું ખુશી ને મ્હારો પ્રભુએ ખુશી." હર્ષઘેલી ભાભીએ હૃદયના ઉદ્‌ગારો જેમ આવ્યા તેમ મૂકયા.

યોગિનીને આ નણંદ ભોજાઇની જોડીમા બહુ આનંદ આવ્યો.

"ત્હમે આટલું બોલતાં શિખ્યા કયાથી ભાભી ?" સ્નેહપૂર્ણાએ હૃદયનો ભાવ છુપાવી પ્રશ્ન કર્યો.

"ત્હમારા જેવા ગુરૂ પાસેથી. હવે હું ડરૂં તેમ નથી. માતાજીએ ત્હમારૂં ભવિષ્ય ભાખ્યું છે કે ત્હમારાં લગ્ન હવે થોડા વખતમાંજ થવાનાં છે અને તે પણ વળી વસંત કવિ સાથે એટલે હું તો મ્હારે બધી તૈયારી કરી રાખીશ."

"માતાજી ! મ્હારાં ભાભીને સંસારનો કેટલો બધો મોહ છે !" સ્નેહપૂર્ણાએ હાસ્યપૂર્ણવદને યોગિની તરફ જોયું.

"એ મોહ નથી. પૂર્ણાબ્હેન ! ત્હમારાં ભાભી બહુ હેતાળ લાગે છે."

"માતાજી ! મ્હારાં ભાભીએ આપ ના કહો કે હા કહો પણ જે પ્રશ્નો પૂછ્યા તે સંસારના મોહનાજ પૂછ્યા છે. હવે આપને હું એક પ્રશ્ન પૂછવા માગું છું. આપની શકિત જોઇ મ્હને ખાત્રી છે કે આપ એનો જવાબ આપી શકશોજ."

"બેલાશક પૂછો."

"માતાજી ! આપે મ્હારા ભાગ્યલેખ કહ્યા પણ આ ભારતમાતાના ભાગ્યલેખ કહેશો ? હું એ જાણવા ઉત્સક છું."

---

## પ્રકરણ પીસ્તાલીશમું.

### ભારતના ભાગ્યલેખ.



"ઘણો સુન્દર પ્રશ્ન ! ભારતમાતાના ભાગ્યલેખ જાણવાની જીજ્ઞાસા ત્હમારા જેવી સંસ્કારી વ્યકિતઓમેજ થાય છે બ્હેન !" યોગિનીએ સ્નેહપૂર્ણા તરફ સંતોષ ભરી દ્રષ્ટિ ફેંકી.

"માતાજી ! અમ્હારા કાઠીયાવાડના ભાગ્યલેખ પણ કહી બતાવશો તો ઉપકાર થશે." ભાનુમતીએ પોતાના દ્રષ્ટિબિંદુએ દેખાતો પ્રશ્ન મૂકયો.

યોગિની સ્નેહપૂર્ણાએ પૂછેલા પ્રશ્નથી બહુ ગંભીર બની હતી તે આ પ્રશ્નથી સહજ હસી.

"ભાનુમતી બ્હેન ! કાઠીયાવાડ એ ભારતનું એક અંગ છે એટલે ભારતના ભાગ્યલેખ એ કાઠીયાવાડના ભાગ્યલેખ સમજવાં. કાઠીયાવાડ એ ગુર્જરી કુંજોની એક રમણીય કુંજ છે. શ્વેત સાડીરૂપી ગુજરાતની કાઠીયાવાડ ચકચકતી સોનેરી કોર છે. સાડી ને કોર એક થતાં સાડી કહેવાય તેમ ગુજરાત કાઠીયાવાડને જૂદાં નહિ પાડતાં એ બન્ને 'ગુજરાત' નામમાં એક થઇ જાય છે. સગવડને ખાતર આપણે પ્રાંતવાર જૂદાં નામો

આપી શકીએ પણ એ જૂદાઇ તે હૃદયની જૂદાઇ ન હોવી જોઇએ. હું ત્હમારા પ્રદેશમાં હમણાજ આવું છું ત્યાં આ હૃદયની જૂદાઇ મ્હને ઘણે સ્થળે દેખાઇ. કેટલાંક ભાઇ બ્હેનોને અમ્હે ગુજરાતી ને ત્હમે કાઠીયાવાડી એવા ભેદભાવના વાડાઓ બાંધતાં મ્હેં જોયા છે. કેટલાક માત્ર કાઠીયાવાડી નામ માત્રને તિરસ્કારભરી ભાવનાથી જૂએ છે. વાતવાતમાં કાઠીયાવાડીઓ તરફ કંઈ જૂદાંજ ચક્ષુઓથી જોવાય છે. આ મ્હારો અનુભવ છે. અલબત ઘોડા થોડા અંતરે આવેલા પ્રદેશોમાં સહુ સહુની જાતીય ભાવના ખીલે એ આવશ્યક છે. એમાં પોતપોતાની મહત્તાનું શિક્ષણ મળે છે. છતાં વિવિધતામા પણ ઐકયની ખાસ જરૂર છે. અમ્હે સુરતી, અમ્હે અમદાવાદી, સોરઠી, અમ્હે ઝાલાવાડી, અમ્હે કચ્છી, એ જૂદી નામવાર ભાવનામાં તિરસ્કારને સ્થાન ન હોવું જોઇએ. એ સર્વને બદલે અમ્હે ગુજરાતી નહિં પણ આપણે ગુજરાતી ભાઇ બ્હેનો છીએ એવી ભાવના ગુજરાત, કાઠીયાવાડ ને કચ્છે પોષવાની છે. સ્નેહપૂર્ણા બ્હેને પૂછેલા ભારતના ભાગ્યલેખમાં આ ભાવનાનું હું ભવિષ્ય જોઇ શકું છું. નૂતન ભારતમા ગુજરાતી, દક્ષિણી, મદ્રાસી, બંગાળી, પંજાબી ને સિંધી એ ભાવનાનું ઐક્ય થશે ને સર્વે એક અવાજે ગીતો ગાશે કે અમ્હે હિંદી છીએ. અમ્હારૂં જીવન ભારતમાતાને ચરણે અમે મૂકીએ છીએ. સમસ્ત પ્રજાવર્ગમાં 'અમ્હે હિંદી' એ ભાવનાની ગર્જના ગાજશે ને દૂર દૂરના ભાગમાં પણ મહાગર્જનાના પડઘા પડશે." યોગિનીની આંખોમાં હવે તેજનાં કિરણો દેખાયાં.

ભાનુમતી યોગિનીનાં નયનો સ્હામે જોઇ શકી નહિં. 'અમ્હે હિંદી' એ મંત્ર ભાનુમતીના હૃદયમન્દિરમા ગાજી રહ્યો. જાણે નવી દિક્ષા મળી હોય તેમ ભાનુમતી નીચી નજરે એજ ધૂનમાં મચેલી જણાઇ.

સ્નેહપૂર્ણાએ યોગિનીની ભાવના શબ્દે શબ્દે ઝીલી. ત્હેને યોગિનીના નયનતેજમાં ભારતના ભવિષ્યનો ચમકાર જણાયો.

યોગિનીએ આ ભાભી નણંદની જોડી સ્હામે મીટ માંડતાં આગળ ચલાવ્યું.

"સાંભળો બ્હેનો ! ભારતના ભાગ્યલેખ ત્હમારા જેવી બ્હેનોના ભાગ્ય સાથે જોડાયા છે. એ ભાગ્યલેખના પુસ્તકના પાનામાં એક ઉપયોગી પાનું તે આપણા સુન્દરીસમાજનો ઉદ્ધાર. ભારતના ભવિષ્યમાં જનસમાજનું એ અંગ ખીલશે. પ્રાચીન ભારતમાં જેમ માતાઓ પોતાનાં સન્તાનોને ગૃહઆંગણે જે શિક્ષણ આપતી હતી તે પ્રણાલી નૂતન ભારતમાં ચાલુ થશે. માતૃપદની જોખમદારી સ્ત્રીસમાજ સહમજશે, પોતે જ્ઞાની બની પોતાની પ્રજાને જ્ઞાની બનાવશે, અને પોતે તંદુરસ્ત બની તંદુરસ્ત પ્રજા ઉત્પન્ન કરશે. સ્ત્રીવર્ગમાં થતા સંસારી ઝગડાઓ બંધ થશે. રોજની અંદર અંદરની લડાઇઓ, કુથલી, નિંદા, અદેખાઇ વિગેરે દુર્ગુણો જ્ઞાનના તેજકિરણોથી નાશ પામશે. અમ્હે ભારતની મહાન પ્રજાની માતાઓ છીએ, બ્હેનો છીએ, અર્ધાંગનાઓ છીએ, એ ભાવનામાં ભારતનો સુન્દરી સમાજ જાગૃત થશે. આપણી વર્તમાન સ્થિતિ એ માત્ર સુન્દરી સમાજની અધોગતિનુંજ પરિણામ છે. જો સ્ત્રીજાતિમાં સુધારણા થાય તો આખો દેશ સુધરે. ગૃહે ગૃહે ગૃહિણીઓ ગૃહરાજ્ય ચલાવે તો સ્વર્ગ ને પૃથ્વીમાં કંઇ ફરક જ રહે નહિ. દેશનું સ્વરાજ્ય એક ગૃહિણીના સુન્દર ગૃહથી શરૂઆત કરે છે. ભારતના ભવિષ્યમાં જે સ્વતંત્રતા, સ્વમાન ને સમભાવની લાગણી જાગૃત થવાની રેખાઓ છે તેનો સર્વ આધાર સ્ત્રીવર્ગ પર રહેલો છે. નૂતન ભારતની માતાઓ પોતાના પુત્રોને દેશ માટે પ્રાણ અર્પે તેવા દેશભક્ત બનાવશે. નૂતન ભારતની સુન્દરીઓ

દેશને માટે કદાચ રણાંગણે જવાનો વખત આવે તો પોતાના સ્વામીને એ દેશભક્તિના પાઠો પઢવા પ્રોત્સાહન આપશે. નૂતન ભારતની બ્હેનો સેવિકાધર્મ બજાવી ગૃહેગૃહે જઇ ભાન્ડુઓનાં દુઃખો તપાસી એ દુઃખો ટાળવા માટે ભગીરથ પ્રયત્નો કરશે. નૂતન ભારતની પુત્રીઓ દેશમાં આશા, ઉલ્લાસ ને એકતાના ગાન ગૃહેગૃહે જઇને ગાશે. ભારતના સ્ત્રીસમાજમાં નવું ચેતન આવશે ને એ ચેતનની ચીણગારીથી આખો દેશ જાગૃત થશે. સંસારી બંધનોની ગુલામ, રૂઢીઓની ગુલામ, મોહમાયાભરેલાં જીવનની ગુલામ, વ્યસનોની ગુલામ ને ક્ષણે ક્ષણે ગુલામીની ભાવનામાં પોષાયલી ભારતની પ્રજાના ઉદયની ઉષા પ્રકટી છે. એ ઉષાના તેજે કંઇ કંઇ ફુલછોડો, આ નંદનવનમાં ખીલ્યા છે ને ખીલશે. એ ફૂલછોડ નૂતન ભારતને આંગણે આંગણે સુવાસ ભરશે. રામરાજ્યની પુણ્યભરી ભાવના, રામસીતાનાં શીલવન્તાં જીવનોની મોંઘામૂલી ભાવના નૂતન ભારતમાં જાગૃત થશે. ધર્મની લડાઇઓ મટી યુગધર્મની ઉપાસના નૂતન ભારતમાં સ્થળે સ્થળે થશે. પ્રાચીન ભારતના સન્ત મહન્તો, ઇશ્વરભક્તો, મહાન કવિઓ, કાબેલ રાજ્યદ્વારીઓ ફરીથી ભારત વર્ષમાં અવતરશે. મહાપુરૂષોની પુણ્યભૂમિ ભારતમાં વીર પુરૂષો પાકશે. કહો હજુ વધારે સાંભળવું છે ?" યોગિનીએ સ્નેહપૂર્ણાની જીજ્ઞાસા તપાસવા પ્રશ્ન કર્યો.

"વધારે તો શું પણ આપને ભારતના ભાગ્યલેખ જેવા દેખાતા હોય તેવા સંપૂર્ણ રીતે અમને સંભળાવો. જન્મભૂમિના ઉદયની વાતો સાંભળવી કોને ન ગમે ?" સ્નેહપૂર્ણાએ વધારે સાંભળવાની ઇંતેજારી બતાવી.

"અને આપ જેવાં યોગિની જ્યારે ભારતનું ભવિષ્ય કહે ત્યારે કોને એ ભવિષ્ય પૂરૂં સાંભળવા ઇચ્છા ન થાય ?" ભાનુમતીએ નણંદની ઇચ્છાને ટેકો આપ્યો.

"સાંભળો બ્હેનો ! સદ્દભાગી છો તે તે ભારતના ભાવિલેખ સાંભળવા ઇંતેજાર છો. જ્યહારે સ્ત્રીવર્ગમાં માતૃભૂમિના ઉદ્ધારની આશા જાગશે જ્યહારે સુન્દરીસમાજ દેશના ઉદયના મંત્રો નિરન્તર રટશે. જ્યહારે દેશની સન્નારીઓ સ્વદેશસેવાનાં તપ આચરશે ત્યહારે ભારતવર્ષ પ્રાચીન મહત્તાથી જગતના સર્વ દેશોમાં શોભી રહેશે મ્હેં ત્હમોને કહ્યું છે કે ભારતના ઉદયની ઉષા પ્રકટી છે એ સત્ય છે ને તેથી નજદિકના ભવિષ્યમાંજ ત્હમોને મ્હારાં વેણ ખરા છે ત્હેની સંપૂર્ણ ખાત્રી થશે. અત્યારે ભારતમાં જે દુઃખ, દરિદ્રતા ને રોગચાળો દેખાય છે ત્હેને બદલે ભવિષ્યનું ભારત સુખી, સમૃદ્ધિવાન ને તંદુરસ્ત થશે. ભાઇ ભાઇને, કુટુંબ કુટુંબને, ન્યાત ન્યાતને, સમાજને અને પ્રજા પ્રજાને હમણાં જે ઉધ્યમાં ગરદન મારવાની ભાવના દેખાય છે ત્હેને બદલે સર્વને એકતાની અખંડ ભાવના વ્યવહારમાં દેખાશે. વર્ષોથી અજ્ઞાનતાના અંધકારમાં ભટકતી હિંદી પ્રજામાં જ્ઞાનના સૂર્યનો પ્રકાશ પડશે. એ પ્રકાશના કિરણે કિરણે સત્ ને અસત્‌ની પરીક્ષા થતાં દેશમાં સાચા સાધુઓનાં દર્શન થશે. સાધુતા એટલે માત્ર ભગવાં વસ્ત્ર નહિ, માત્ર વેદના મંત્રોનાં ગાન નહિ, માત્ર જટા, લંગોટી કે કમંડલ નહિ, માત્ર ધર્મની ધર્માંધતા નહિ પણ સાધુતા એટલે સાચા સાધુને શોભાવે તેવી માતૃભૂમિ ને મનુષ્યજાતિની સેવા. જંગલમાં જઇને માત્ર પોતાનું કલ્યાણ સાધનારા સાધુઓને બદલે મનુષ્યજાતિને વિકાસક્રમમાં મદદ કરનારા સાધુઓ ભારતમાં અવતરશે સંસારી છતાં સાધુજીવન ગુજારી સંસારીઓને સ્વર્ગને આરે ઉતારનારા સાધકો ભારતમાં પાકશે. આ નૂતન યુગના સાધુઓ, સર્વ ધર્મમાં રહેલી

સત્યની ભાવનાનો ઝુંડો ફરકાવશે. જેવું બોલવું તેવું ચાલવું, જેવી વાણી તેવું વર્તન આ સાધુઓ જીવનમાં ઉતારશે. સેવાધર્મનો યુગ જાગશે ને સેવાધર્મના સાચા સાધુઓનાં ભારતની પ્રજાને દર્શન થશે. ઠામઠામ લોકહિતના કલ્યાણને સાધનારા એ સાધુઓના આશ્રમ સ્થપાશે ને ભારતનું પ્રાચીન ગૌરવ, ભારતની પ્રાચીન અધ્યાત્મ વિદ્યા તથા ભારતના આત્મબળના દર્શન આ આશ્રમોમાં થશે. ભારતના બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર વર્ગમાં શિક્ષક, રક્ષક, પોષક ને સેવકની ભાવના જાગશે ને એ ચારે વર્ગ પોતપોતાની ફરજો સમજશે. આ ચારે વર્ગ જ્હેનામાં સંપૂર્ણપણે વિકસ્યા હશે એવી એક અદ્ભૂત ઇશ્વરી વિભૂતિ આ ભૂમિમાં અવતરશે ને ભારતવાસીઓને હમણાંની મોહનિદ્રામાંથી મુક્ત કરી ફરીથી પ્રાચીન ભારતની દિવ્યતામાં દાખલ કરાવશે હિંદુ મુસલમાન પારસી ખ્રિસ્તીના ભેદ ભૂલાશે. સર્વ સર્વના ધર્મમાં ચુસ્ત રહેશે. એક બીજાના ધર્મને ધિક્કારશે નહિ ને જૂદા જૂદા પંથમાં હોવા છતાં દેશધર્મમાં યુગધર્મમાં સહુ કોઇ ઐક્ય સાધી ભારતનો ઉદ્ધાર કરશે. ભારતનું સનાતન બ્રહ્મતેજ માત્ર શાસ્ત્રોના વિતંડાવાદમાં ત્યખન નહિં ગુમાવતાં દેશસેવાના જાપ જપશે. ભારતનો ક્ષાત્રવર્ગ ચરકલાં ને કબુતરના શિકારને ભૂલી નબળાના રક્ષણ માટે સત્યના પક્ષમાં રણખેલન માટે ઉભો રહેશે. ભારતનો વૈશ્યવર્ગ દગો, અપ્રમાણિકતા ને અદેખાઇને દૂર કરી વ્યાપારમાં ચારિત્ર્યની છાપ પાડી દેશસેવામાં પ્રમાણિકતાના શુદ્ધ લેખથી પોતાનો હિસ્સો આપશે. ભારતનો સેવકવર્ગ પોત પોતાની કરજો બજાવવામાં તત્પર રહી દેશની પ્રાચીન સેવાની પ્રથાઓને સજીવન કરશે. પરશુરામ ને દ્રોણાચાર્ય, અર્જુન ને કર્ણ, પૃથ્વીરાજ ને પ્રતાપ, અકબર ને શિવાજી અને ભામાશા અને દુર્ગાદાસ જેવી વ્યક્તિઓ ફરીથી ભારતમાં વીરાંગનાઓને ગૃહે અવતરશે. વ્યાસ ને વાલ્મિકિ, કાલીદાસ ને ભવભૂતિ, અને જયદેવને બાણભટ્ટ ભારતના સાહિત્ય ક્ષેત્રમાં ફરીથી ઘુમવા અવતરશે. અંબરિષ ને સુદામો, અને નરસિંહ ને મીરાં ભક્તિભાવથી પ્રભુને પોતાને ત્યાં પધરાવવા ફરીથી હિંદને પાવન કરશે. રામ, લક્ષ્મણ ને સીતાના શિલવન્તાં તેજ ભારતી પ્રજામાં જાગશે. રાધાકૃષ્ણની ઐક્તાની અખંડ ભાવના ભારતી સ્ત્રી પુરૂષો ઝીલશે. ફરીથી યુગધર્મના પ્રભુ પ્રકટશે, સાથે દેવલોક અવતરશે. પયગમ્બરોની આ પુરાણપ્રસિદ્ધ ભૂમિ, દેવોનું રમણસ્થાન ફરીથી દેવભૂમિ બની દેવલોકની સ્વર્ગીય લ્હાણ લેશે ને જગતની સર્વ પ્રજાઓને પ્રભુની એ પરમ પ્રસાદી આપશે. નૂતન યુગ આવ્યો છે, બ્હેનો ! ”

યોગિનીએ છેલ્લા શબ્દો બોલતાં બોલતાં સિતારી હાથમાં લીધી. એક પળમાં ત્હેની મૃદુ અંગુલીઓ સિતારીના તારપર ફરી ને વસંતની કોકીલા સમી તે ટહુકીઃ

નૂતન યુગની નૂતન લ્હાણુ,
લેજો હો ! ભારત સન્તાન.
જ્ઞાન, કર્મ ને ભક્તિમાર્ગનાં,
ભ્રાતૃભાવ ને દયા ધર્મના,
કુસુમોની સુન્દર રસ લ્હાણ–
લેજો હો ! ભારત સન્તાન.
જગસેવાનો મહામંત્ર જે
વિશ્વ તણું મધુરું અમૃત જે,
શાન્તિ સ્નેહનાં અમીરસ પાન,
પીજો હો ! ભારત સન્તાન.
આશા ઐક્યનાં બીજ વાવો,
કેળવણી રસ વારિ પાવો,
એજ અમારી અનેરી લ્હાણ–
લેજો હો ! ભારત સન્તાન.

નૂતન યુગાની નૂતન લ્હાણ—
લેજો હો ! ભારત સન્તાન.
કુસુમોની સુન્દર રસ લ્હાણ—
લેજો હો ! ભારત સન્તાન.

" કહો હવે શી ઇચ્છા છે ?" સિતારીને પાછી કોચને અઢેલીને મૂકતાં મૂકતાં યોગિનીએ પ્રસન્ન વદને સ્નેહપૂર્ણા તરફ જોયું.

" મહદ્ ઉપકાર થયો માતાજી ! ભારતના ભાગ્યલેખ આપને મુખેથી સાંભળી મ્હારા હૃદયમાં આશાના અંકુર ફુટયા છે. હાલનું ભારતનું સમાજજીવન, હાલની સ્ત્રીઓની ગુલામગીરી અને હાલની મોહજાળની અંધતા જોઇ મ્હને ક્ષણેક્ષણે વિચાર આવતો હતો કે આ પ્રજાનો ઉદ્ધાર કયારે થઇ શકે ? જે પ્રજા પર સેંકડો વર્ષોથી અજ્ઞાનતાના ને આસુરી વિચારોના થર જામી ગયા છે એ પ્રજા પોતાનુ સત્ય સ્વરૂપ પુનઃ કયારે પ્રાપ્ત કરશે ? જીવન્ એટલે માત્ર ખાવું, સુવું ને બે ઘડી વાહ વાહ કહે તેવા સમાજમાં છાતી ઉંચી કાઢી ચાલવું એ ભારતનો પ્રજાવર્ગ ફરીથી જીવતાં કયારે શીખશે ? આપે ભાખેલા ભવિષ્યથી આ સર્વ શંકાઓ નાશ પામી છે. વધારે આનંદ જેવું તો એ છે કે ભારતમાં દેવો અવતરે ને એ વખતે અમને દેવોની સાથે દેશસેવા કરવાની તક પ્રાપ્ત થશે એ અમ્હારૂં સદ્‌ભાગ્ય છે. ઘણી વખત એમ વિચાર આવે છે કે શ્રીકૃષ્ણે જ્યારે ગોવર્ધન તોળ્યો ત્યારે આપણે એક ગોપ અથવા ગોપાંગના હોઇએ તો કેવું સારૂં ? હવે આ નૂતન યુગમાં જો પ્રભુના અવતારીઓ સાથે દેશસેવાનો ગોવર્ધન તોળવામાં પણ જો મ્હારા જેવી સ્ત્રીઓને સ્થાન મળે તો અમ્હારાં ભાગ્ય ચઢતાંજ છે એમ મ્હારૂ માનવું........"

" પૂર્ણાબ્હેન ! પૂર્ણાબ્હેન ! " સ્નેહપૂર્ણા પોતાનું બોલવું પુરૂં કરે તેટલામાં બહારથી ટપાલવાળાએ બૂમ મારી.

" અમ્હારો કાગળ છે શું ? "

" હા જી. "

( અપૂર્ણ )



થોડાક વખત ઉપર એક એવી ખબર આવી હતી કે અફઘાનિસ્તાનમાં ભીખ માગવાના ધંધા ઉપર અંકુશ મૂકનારો કાયદો ઘડવામાં આવ્યો છે. જે બાળકો ભીખ માંગતાં જોવામાં આવે તેઓને તેઓના માબાપો પાસે પાછાં મોકલી એવી ખાત્રી લેવી કે તેમને નિશાળે મોકલવામાં આવશે. માબાપ વગરના બાળકોની રાજ્ય તરફથી સંભાળ લેવી. અશક્ત શરીરવાળા ભીખારીઓ પાસે કામ કરાવી તેમને ખાવા આપવું અને ખોડ ખાંપણવાળા ભીખારીઓને રાજ્ય તરફથી પાળવા. પણ તેમાં આપણે શું ? હિંદના અરે મુંબાઇના સેંકડો ભીખારીઓ માટે કાંઇ થયું ? સરકાર ને મ્યુનિસિપાલિટિ બહુ લાંબા વખતથી વિચાર કરે છે પણ કંઇ ઉકેલ કરી શકતી નથી. જેમ એક દશ્ય વારંવાર જોવાથી તેની જોઇએ તેવી થવી જોઇતી લાગણી થતી નથી તેમ મુંબાઇમાં ભીખારીઓને દરરોજ જોઇ અને તેની વાત સાંભળી સરકાર અને મ્યુનિસિપાલિટિની લાગણી તો મરી ગઇ નથી ને ?




## પ્રાચીન ઇજીપ્તમાં સ્ત્રીઓનું સ્થાન

હિંદી માસિક "ચાંદ"માં શ્રી. ઉમેશપ્રસાદસિંહ નામના લેખકે " પ્રાચીન ઇજીપ્તમાં સ્ત્રીઓનું સ્થાન " એ વિષય ઉપર ઘણો જાણવા લાયક એક લેખ લખ્યો છે. તેમાથી કેટલુંક નીચે આપીએ છીએઃ—

પ્રાચીન કાળમાં ઇજીપ્તમા માતૃરાજ્ય પ્રચલિત હતું અર્થાત્ છોકરાં માતાના નામથી ઓળખાતા તેમજ માતાપિતાની સંપતિની પહેલી વારસ પુત્રને બદલે પુત્રી ગણાતી હતી. લગ્ન સંબંધથી મીલકત પારકાને હસ્તક ન જાય તે કારણથી ઘણું કરીને ભાઇ બ્હેનના પણ લગ્ન થતાં. તે સમયે તો ઇરાનથી માંડીને તે ઇગ્લંડ સુધીના બધા દેશોમાં સગાં સગાંમાંજ લગ્ન કરવાનો ધારો હતો વળી ઇજીપ્તમાં તો કોઇ કોઇ વખત પિતા પણ પોતાની પુત્રી સાથે લગ્ન કરતો. સ્નેફરૂ તથા પ્રખ્યાત રાજા રામસેસે પોતાની પુત્રીઓ સાથેજ લગ્ન કર્યાં હતા. જ્યારે પુત્રી પોતાના માતાપિતાની સંપતિની પહેલી વારસ ગણાતી ત્યારે પોતાના માતાપિતાના ઘડપણમાં ભરણપોષણની પહેલી ફરજ તેનેજ માથે પડતી. જ્યારે ગ્રીક લોકો ઇજીપ્તમાં ફરવા ગયા ત્યારે ત્યાંની સ્ત્રીઓનું સામર્થ્ય જોઇ એ લોકોને નવાઇ લાગી. ઇ સ પૂર્વે ૪૦૦૦ વર્ષથી માંડીને ઇ. સ. ૫૦૦ સુધી કે એથી પણ આગળ સુધી ઇજીપ્તમાં આ પ્રમાણે સ્ત્રીઓનું રાજ્ય હતું. રાજ્યની બધી લગામ સ્ત્રીઓના જ હાથમા હતી

આવી રીતનો રિવાજ આપણી જાણમાં છે. છતાં ઇજીપ્તના ઇતિહાસની જાણમાં એક જ મોટી સ્ત્રી થઇ ગઇ છે જેણે રાજ્ય સિંહાસન પોતાની બુદ્ધિથી પ્રાપ્ત કરીને રાજ્ય કર્યું. એ સ્ત્રીનું નામ હાટસેનઓ. કોઇ પ્રકારના વાદવિવાદની છતના બદલામાં તેને રાજ્ય મળ્યું હતું.

હાટસેનઓ આપણી રજિયા બેગમની માફક પુરૂષવેશ સજીને દરબારમાં જતી. તેની સ્વારીની બધી સ્ત્રીઓ પુરૂષવેશમાંજ બ્હાર નીકળતી. આથી એમ સાબિત થાય છે કે જુના કાળમાં પણ સ્ત્રીઓ પોતાના હકકથી રાજ્ય કરી શકતી નહોતી. જગત્ પ્રસિદ્ધ રાણી કલીઓપેટ્રા એકલી પોતાના હકકથી જ રાણી થઇ હતી. હાટસેનઓ દુનીઆના ઇતિહાસમાં પહેલીજ પ્રખ્યાત રાણી છે. ઇજીપ્તમાં ચાલુ એવા ખરાબ રિવાજો દૂર કરી તેણે બતાવી આપ્યું હતું કે એક સ્ત્રી પણ એક પુરૂષની માફક કુશળતાથી રાજ્ય કરી શકે છે

ઇજીપ્તમાં જુના કાળમાં ઇજીપ્તના રાજાઓ કે જે ફારોઆ કહેવાય છે તે પોતાની બ્હેન સાથેજ લગ્ન કરતા. આ બ્હેનજ પટરાણી પદ ભોગવતી. રાજા એકથી વધારે વાર લગ્ન કરી શકતા, પણ બ્હેન સિવાય બીજી કોઇ રાણીનો પુત્ર રાજ્ય માટે દાવો કરી શકે નહિં. પટરાણીનો પુત્ર જ રાજ્ય વારસ ગણાતો. રાજાના મૃત્યુ વખતે જો રાજપુત્ર સગીર હોય તો તેની મા જ બધું રાજ્ય સંભાળતી.

ગૃહસ્થ પુરૂષ એકથી વધારે વાર લગ્ન કરી શકતો હતો. ધર્મગુરુઓ એકજવાર લગ્ન કરી શકતા. સાધારણ કોટિના મનુષ્યો પણ એકથી બીજીવાર લગ્ન કરી શકતા નહિં. પતિ હંમેશ પોતાની પત્ની તરફ સન્માનની દૃષ્ટિએ જોતો. સ્ત્રી પોતાની વ્યક્તિગત સંપતિનું ધારે તે કરી શકતી કે પોતાની પત્નીની મદદ સિવાય કોઇપણ પુરૂષથી કોઇપણ જાતનું અધ્યાત્મિક કે સામાજિક કાર્ય થઇ શકતું નહિં. ઇજીપ્તના જે પ્રાચીન સ્મરણસ્તંભો વગેરે છે તેમાં પણ પુરૂષની સાથે હંમેશ તેની પત્નીની પણ છબી જોવામાં આવે છે. તેમાં જો પુરૂષ સાથે તેની પત્નીની છબી ન હોય તો પતિને પરલોકમાં

સદ્‌ગતિ ન મળે એવી માન્યતા ત્યાંના લોકમાં પ્રબળ હતી.

ત્યાં છુટા છેડાનો રિવાજ હતો. જે કારણોસર પતિ પત્નીનો ત્યાગ કરી શકતો તે જ કારણોસર સ્ત્રી પણ પોતાના પતિનો ત્યાગ કરી શકતી હતી. ત્યાંની ભણેલી સ્ત્રીઓ પોતાનું બધુંજ કામ ને ધંધો પોતેજ કરતી. ગૃહસ્થના ઘરોમાં પુત્રીઓને સારૂં શિક્ષણ મળતું. ઇજીપ્તમાં સ્ત્રીકેળવણીનો પ્રચાર ધીમે ધીમે એટલો વધતો હતો કે ઈસુ ખ્રિસ્તના જન્મ પછી તરતનો જમાનો ત્યાં એવો હતો કે સાધારણ ઘરની છોકરીઓ પણ સારી રીતે લખી વાંચી શકતી. ત્યાં ગરીબ ઘરની છોકરીઓને ગૃહકાર્ય ઉપરાંત ખેતરમાં જઈને પણ કામ કરવું પડતું. તેને ખેતરમાં અનાજના પોટલા માથે ઉંચકી ઘેર લાવવા પડતા. બજારમાંથી કંઇ લાવવા કરવાનું પણ કામ તેનું જ ગણાતું. શિકારના પક્ષી પકડવાનું પણ કામ તેનુંજ હતું. સાધારણ વર્ગની સ્ત્રીઓમાં પડદો નહોતો. ફક્ત ઉચ્ચ વર્ગની સ્ત્રીઓ પડદો પાળતી.

ગૃહસ્થના ઘરમાં રસોઈ કરવાને, પીરસવાને, હિસાબ રાખવાને, બીજી રીતે બધાંનું બીજું કામ કરવાને પુરૂષ નોકરો રાખવામાં આવતા. શ્રીકયુગમા ઊત્તર ઇજીપ્તની સ્ત્રીઓ પડદો પાળતી નહોતી. એમ જણાય છે કે તે વખતે પડદાનો રિવાજ દૂર કરવાને પ્રયત્નો ચાલી રહ્યા હતા. સારા પ્રસંગોમા ઘરની સ્ત્રીઓ ઘરની બહાર આવી અતિથિઓનો સત્કાર પણ કરતી.

ધર્મકામમાં પણ સ્ત્રીઓનું સ્થાન બહુ ઉચ્ચું હતું. અનેક મંદિરોમાં સ્ત્રીગુરૂઓ હતી. દરેક મંદીરમાં સ્ત્રીઓ દેવદાસીઓ તરીકે રહેતી, પણ તેમનું કામ ફક્ત નાચ વગેરે કામથી દેવોને ખુશ રાખવાનું હતું. ઇજીપ્તમાં સમસ્ત સ્ત્રીજાતિ માતા તરીકે પૂજાતી. ગૃહજીવનમાં સ્ત્રીઓનું સ્થાન ઘણું ઉંચું હતું અને તે જ કારણથી ઈજીપ્ત દેશ પોતાની ઉન્નતિ કરી શકયો હતો.

**સ્ત્રીઓની ચળવળ.**

ઑગસ્ટ મહિનાના " મોડર્ન રિવ્યુ"માં એક લેખકે:—" સ્ત્રીઓની ચળવળ " એ મથાળા નીચે ઘણોજ રસ પડે એવો એક લેખ લખ્યો છે તેમાંથી કેટલોક ઉતારો નીચે આપીએ છીએ:—

સમાજ એટલે શું ? સમાજને માનસિક ક્રિયા અને પ્રતિક્રિયાથી બનેલા બધા જુદા જુદા અનુભવોનું સમગ્ર સ્વરૂપ એવી વ્યાખ્યા આપી શકાય. અન્ય વ્યક્તિ કે વ્યક્તિઓની પ્રગતિને હાની પહોંચાડયા સિવાય થએલો બીજી વ્યક્તિઓની માનસિક શક્તિઓનો ઉન્નત અને પૂર્ણતમ પ્રાદુર્ભાવ, જેના ઉપર સામાજિક પ્રગતિનો આધાર રહેલો છે. અને જ્યારે આ સમાજની અર્ધી સંખ્યા સ્ત્રી જાતિ છે ત્યારે તે જાતિનું પૂરૂં વ્યક્તિત્વ ખીલ્યા વગર સમાજની પ્રગતિ અસંભવિત છે એમ જરૂર કહી શકાય.

અસલ એવી ઘણી જાતો હતી જેમાં સ્ત્રી અને પુરૂષ સામાજિક બાબતોમાં સરખા હક્કો ભોગવતાં. કેટલીક જાતોમાં તો પુરૂષો કરતાં પણ સ્ત્રીઓનું સ્થાન વધારે ઉંચું ગણાતું. પણ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ સ્ત્રીઓની સ્થિતિ બગડતી ગઈ. ધીમે ધીમે એવો પણ વખત આવ્યો કે સ્ત્રીઓનું સ્થાન પુરૂષો કરતાં હલકું ગણાવા લાગ્યું સ્ત્રીઓની આવી સામાજિક અધોગતિના કારણો કેટલાક દલીલ મૂકે છે તેમ જીવનશાસ્ત્રને લગતા કે મૌલિક નથી પણ માત્ર ઐતિહાસિક ને આકસ્મિક છે અસલના વખતમાં લડાઇ ઉપરજ જીવનનો આધાર હતો. હંમેશ લડાઈઓ ચાલુ જ રહેતી પોતાની એક ટુકડીનું સંરક્ષણ તે સૌથી મહત્વની ચીજ ગણાતી. સ્ત્રીઓને છોકરા જણવાનું ને ઉછેરવાનું કામ કુદરતે સોંપ્યું છે એટલે તથા તે તેમની પુરૂષો સાથેના મુકાબલામાં રહેલી શારીરિક નબળાઇને પરિણામે સ્ત્રીઓ લડાઇમાં ભાગ લઇ શકતી નહોતી. ધીમે ધીમે આથી સ્ત્રીઓની ગણત્રી નિરૂપયોગી પ્રાણીમાં થવા લાગી. પછી ગુલામગીરીનો રિવાજ શરૂ થયો. ત્યારથી તો સ્ત્રીઓની તદ્દન જ પડતી થઇ. લડાઇમાં વિજયી એવો વીર નમાવેલા દુશ્મનનો પ્રાણ લેવાની સાથે પોતાની જીતના જયચિન્હ તરીકે દુશ્મનની ટોળીની સ્ત્રીઓને ઉંચકી લઇ જવામાં મોટાઇ માનતો અને પછીથી તે સ્ત્રીઓનો પોતાના ભોગવિલાસ કે આર્થિક લાભ માટે ઉપયોગ કરતો. આવી રીતે સ્ત્રીઓ ગુલામ તરીકે ખરીદાવા લાગી.

એકવાર આવી સ્થિતિ ઉપસ્થિત થઈ કે સ્ત્રીઓને હંમેશ એવીજ સ્થિતિમાં રાખનારા કાયદાઓ ને સમાજનાં ધોરણો બંધાયાં અને એવો પણ વખત ધીમે ધીમે આવ્યો કે જ્યારે સ્ત્રીઓ પોતેજ પુરૂષો કરતાં પોતે ઉતરતી પંક્તિની છે એમ માનવા લાગી, અને પોતાની એવી હલકી પંક્તિની સ્થિતિમાં સંતોષ માનવા લાગી.

સ્ત્રીઓ પુરૂષો કરતાં ઉતરતા દરજ્જાની છે તે સાબીત કરવાની ઘણી દલીલો બતાવવામાં આવે છે. પ્રથમ કહેવામાં આવે છે કે પુરૂષો તેઓમાં રહેલા વધારે શારીરિક બળને લીધેજ સ્ત્રીઓ કરતાં સમાજમાં વધારે ઉચ્ચ સ્થાન ભોગવે છે. ગર્ભ ધારણ ને પછીથી છોકરાની ઉછેરને લીધે સ્ત્રીઓના શરીરનું બંધારણ તેમજ તેમની ફરજો પુરૂષો કરતાં જુદાં છે. સ્ત્રીઓ શારીરિક બળમાં પુરૂષો કરતાં ઓછી હશે, ઉતરતી હશે, પણ સજીવનતા કે ચૈતન્યમાં તો જરૂર ચઢીઆતી જ છે. એ ઉલ્ટું તો સ્ત્રીઓની કેટલાએ રોગો સામે ટકાવ કરવાની શક્તિથી તેમજ ગમે તેવા પ્રતિકુળ સંજોગોમાં સમય પ્રમાણે વર્તન રાખવાના સામર્થ્યથી દેખાઇ જ આવે છે. તે ઉપરાંત શારીરિક બળને કંઇ આવા સામાજિક ભેદનો પાયો ગણાય તે યોગ્ય નથી. કારણ કે સમાજ તે એક નૈતિક તેમજ માનસિક નિયમો પ્રમાણે ચાલનારી સંસ્થા છે તે ઉપરાંત માનસિક શક્તિના પાયાને આધારે પણ પુરૂષો વધારે ઉચ્ચ દરજ્જાના છે એમ સાબીત કરવાને પણ પ્રયત્નો ચાલી રહ્યા છે. કેટલીક અંતર્પ્રેરણાઓ જેવી કે આત્મપ્રભાવ સ્થાપવાની શક્તિ તેમજ યુદ્ધપ્રિયતા પુરૂષોમાં વધારે વિકાસ પામેલી હોય છે; પણ તે જ પ્રમાણે માતૃત્વની અને સ્વાર્થ ત્યાગની લાગણીઓ સ્ત્રીઓમાં વધારે પ્રમાણમાં વિકાસ પામેલી હોય છે. આ તફાવતથી તો એટલુંજ સાબીત થાય છે કે સ્ત્રી અને પુરૂષનાં કર્તવ્યો જુદાં છે, નહિં કે એક જાતિ બીજી જાતિ કરતાં વધારે ચઢીઆતી છે. બીજી સ્ત્રીઓની વિરૂદ્ધ એવી દલીલ મૂકવામાં આવે છે કે તેમનામાં કંઇ નવું પ્રારંભ કરવાની તેમજ કંઇ અપૂર્વ શોધ કરવાની શક્તિ નથી. પણ તે વખતે એટલું યાદ રાખવું જોઇએ કે છોડ તથા જાનવર ઉછેરવાનું, વણવાનું તથા માટીના વાસણો બનાવવાનું કામ પહેલું સ્ત્રીઓએ જ શરૂ કર્યું હતું. હાલના નવા જમાનાની નવી નવી શોધોમાં સ્ત્રીઓએ પોતાનો હીસ્સો આપ્યો નથી. તેનું કારણ એ નહિં કે તેમનામાં શક્તિ નથી, પણ અત્યારસુધી તેઓ ગૃહકાર્યમાંજ મશગુલ રહેલી હોવાથી બીજા કાર્યમાં મન ઘાલવાની તેઓને તક મળી નથી. હાલ સ્ત્રીઓ કારખાનાઓમાં કામ કરે છે તે વાત ખરી પણ મુખ્ય કામ તરીકે નહિં.

સ્ત્રીઓને હાલ છે તેવીજ દબાએલી સ્થિતિમાં રાખવા માટે બીજી એક દલીલ મૂકવામાં આવે છે તે એ કે અત્યાર સુધી તેઓની જેવી સ્થિતિ હતી તેવી જ રાખવી જોઇએ. બદલવી શા માટે ? આ દલીલ સામે કહેવું જોઇએ કે સ્ત્રીઓ દબાએલી સ્થિતિમાં હતી. ફક્ત તે જ કારણથી ભવિષ્યમાં પણ તેવી દબાએલી સ્થિતિમાં રહેવું તે કંઇ સકારણ દલીલ ન કહેવાય એક વખત આપણા સમાજમાં ગુલામો જેવી વ્યક્તિઓ પણ હતી તો હાલ પણ ગુલામો કેમ ન રાખવા ?

જે કારણોસર જુના જમાનામાં સ્ત્રીઓને પુરૂષોના હાથ નીચે રાખવામાં આવતી હતી તે કારણો હાલના જમાનામાં અસ્તિત્વમાં નથી. અસલના જેવી લડાઇઓ હવે થતી નથી. હાલ તો દુનીઆમાં કંઈ જુદા જ આદર્શો જોવામાં આવે છે. તેને પરિણામેજ સ્ત્રીઓની ચળવળ શરૂ થઈ છે. એ ચળવળ એટલે તેઓના અત્યારસુધી દબાઇ રહેલા વ્યક્તિત્વને ખીલવવાની તક મેળવવાના પ્રયત્નો. તે ચળવળની ઉદ્દેશના ત્રણ વિભાગ થઇ શકે. ( ૧ ) હજારો વર્ષોથી સ્ત્રીઓની દુર્બળતા વિષે ખરી ખોટી વાતો થયા કરે છે. તો હવે સ્ત્રી એટલે શું, તેમજ સ્ત્રીની શક્તિ કેટલી છે તે જાણવાના પયત્નો સ્ત્રીઓ પોતાનામાં રહેલા સ્ત્રીત્વનો નાશ કરવા ઇચ્છતી નથી. પણ તે જ સ્ત્રીત્વને પૂરેપૂરૂં ખીલાવીને સમાજના લાભાર્થે વાપરવા ઇચ્છે છે. ( ૨ ) જુના કાયદા ને રીતરિવાજો એવા છે કે જે સ્ત્રીઓની પ્રગતિને અટકાવે છે તો તેને ખસેડવા અને પ્રતિકુળ સમાજના બંધારણને લીધે સ્ત્રીઓમાં જે જડપણું ઘર ઘાલી બેઠું છે તે કાઢવું. ( ૩ ) સમાજ હંમેશ અજાણ્યા એવા લક્ષ્ય તરફ ઘસડાયાજ કરે છે. આવી સ્થિતિમાં દુનીઆમાં કંઇ પણ સ્થિર કે સ્થાયી નથી. એક વખત મેળવેલ

હક્કો તે બરોબર જાળવી રાખવામાં ન આવે તો તે ચાલ્યા જાય છે. આવી દુનીઆની લડતમાં હંમેશા સમાજનો એક વિભાગ બીજાને વાળ્યા કરશે, પછી તે જાતિ જાતિનો વિભાગ હોય કે બીજી જાતનો વિભાગ હોય. પુરૂષજાતિમાંથી કોઇ તેનો પિતા, પતિ કે પુત્ર છે તે કારણથી સ્ત્રીઓ પોતાના મેળવેલા હક્કો માટે નિશ્ચિંત રહી શકે નહિં. માટે તે મેળવેલા હક્કો જાળવી રાખવા તે આ ચળવળનો ત્રીજો ઉદ્દેશ છે.

આ ચળવળ તે અમુક દેશ કે ભાગને જ માટે નથી. તે તો દુનીઆના સમસ્ત દેશોને લાગુ પડે છે. પ્રત્યેક દેશની પ્રગતિ ઉપર તે દેશમાં આ ચળવળની સફળતાનું પ્રમાણ રહેલું છે. મુસલમાન સ્ત્રીઓ પડદો દૂર કરવા પ્રયત્ન કરતી હોય, હિંદુ છોકરીઓ પોતાનો પતિ પસંદ કરવાનો હક્ક માંગતી હોય, ફ્રેન્ચ સ્ત્રીઓ મતાધિકાર માંગતી હોય, કે અમેરિકાની સ્ત્રીઓ રાજ્યકારભારમા હિસ્સો માંગતી હોય પણ એ બધાની દિશા એક જ છે. આ ચળવળ રાજકીય, આર્થિક ને સામાજિક બધી દિશામાં પ્રવર્તે છે.

સૌથી મહત્વની ચળવળ રાજકીય વિભાગમાં દેખાય છે. તેમાં પણ મુખ્ય બે વિભાગ છે. (૧) શહેરી તરીકેના હક્કોની માંગણી (૨) મતાધિકાર. ઘણા વર્ષોથી રાજકીય બાબતોમાં સ્ત્રીઓને કોઇ પુછતું જ નહિં. કાયદામાં પણ સ્ત્રીઓની સ્થિતિ કઢંગી છે. તે કમાઇ શકે નહિં. મીલકતની સ્વતંત્ર માલીક થઇ શકે નહિં. મીલકત હોય તો વીલ કરીને કોઇને આપી શકે નહિં. સ્ત્રી પોતે જ પુરૂષ પછી તે બાપ હોય કે પતિ હોય તેની મીલકત જ ગણાતી. હજી પણ આની અસર કાયદા ઉપર રહેલી છે. અમેરિકા અને ઇંગ્લાંડ જેવા દેશોમાં પણ સ્ત્રીઓ અને સગીર બાળકોમાં કંઇ તફાવત નથી. પણ હવે વખત બદલાય છે. સ્ત્રીઓ જાગૃત થઇ છે, ને પુરૂષો જેટલાજ હક્ક માગે છે. શહેરી તરીકેના એકલા હક્કો જેવા કે મત આપવાનો અધિકાર વગેરે મળ્યા એટલે બસ નહિં થાય. પણ રાજ્યની ધારાસભા, કારોબારી સભા તેમજ ન્યાયસભામાં પણ બેસવાનો સ્ત્રીઓને હક્ક મળવો જોઇએ. આ સામે સ્ત્રીઓ રાજ્ય કરી શકશે નહિં એવી દલીલ મૂકવામા આવે છે અને તેનું કારણ શારીરિક નબળાઇ બતાવવામાં આવે છે. પણ એ તો જુના જમાનાની વાત થઇ, જ્યારે ઘણી લડાઇઓ થતી, ને તરવારોથી લડવું પડતું. પણ હવે એ જમાનો નથી સ્ત્રીઓએ રાજ્યકારભારમાં ભાગ લેવો જ જોઇએ તેનું મુખ્ય કારણ એ છે કે દરેક દેશની વસ્તીની અર્ધી સંખ્યા સ્ત્રીઓની હોય છે.

ઔદ્યોગિક ને આર્થિક ક્ષેત્રમાં સ્ત્રીઓની ચળવળ એટલે દ્રવ્યની બાબતમાં દરેક હક્કો—જેવા કે દ્રવ્ય સંપાદન કરવાના, દ્રવ્યનો કબજો મેળવવાના, ને ધારે તેને આપી દેવાના —સ્ત્રીઓને પુરૂષો જેટલાજ હક્કો જોઇએ છે. જુના પુરાણા વખતથી દ્રવ્ય ઉત્પન્ન કરવામાં પુરૂષો જેટલોજ સ્ત્રીઓનો હિસ્સો છે. પહેલાના વખતમાં સ્ત્રીઓ ગુલામ તરીકે જ ફકત કામ કરતી. હવે સ્ત્રીઓને માટે કામ કરવાને કારખાનાઓ વગેરે ખુલ્લાં છે. પણ હજીપણ ત્યાં તેઓને પુરૂષો જેટલા કામને બદલે પૈસાનો બદલો મળતો નથી. જ્યાં સુધી આર્થિક સ્થિતિમાં સ્ત્રી પુરૂષને આધીન છે ત્યાં સુધી તો સ્ત્રીઓને પરતંત્ર રહેવુંજ પડશે. સ્ત્રીઓને સ્વતંત્ર થવા માટે તો તેમને પુરૂષો જેટલાજ હક્ક મળવા જોઇએ. આ સ્ત્રીઓની ચળવળ એટલુંજ કરવા માગે છે કે બધાજ ધંધા પુરૂષોની માફક સ્ત્રીઓ કરી શકે, અને કામ પ્રમાણે બેઉને બદલો મળવો જોઇએ. સામાજિક બાબતમા સ્ત્રીઓની ચળવળમાં ધાર્મિક પ્રશ્નો, રમત ગમતોને લગતા પ્રશ્નો, કેળવણીને લગતા પ્રશ્નો અને ઘરને લગતા પ્રશ્નો આવી જાય છે. સ્ત્રીઓમાં નૈસર્ગિક જ ધાર્મિક લાગણી પુરૂષ કરતાં વધારે હોય છે. અત્યારસુધી ધર્મને બ્હાને સ્ત્રીઓ અનેક વહેમોમાં માનતી, પણ આ ચળવળ સ્ત્રીઓમાંથી તે વહેમો દૂર કરી, સ્ત્રીઓને ધાર્મિક બાબતમાં પણ સ્વતંત્ર કરવા માગે છે. ગાવું, વગાડવું, રમતો રમવી, ઘોડા ઉપર બેસવું વગેરે ઘણી વિનોદની ને કસરતની રીતો છે. પણ તેમાંની કેટલીક ફકત પુરૂષોનાજ લાભ માટે છે એમ મનાય છે. પણ આ ચળવળનો ઉદ્દેશ તે બાબતમાં પણ સ્ત્રીઓ માટે પુરૂષો જેટલાજ હક્ક મેળવવાનો છે. દુનીઆમાં મોટામાં મોટું દ્રવ્ય કેળવણી છે. પણ તેમાં પણ પુરૂષો જેવી ને જેટલી કેળવણી સ્ત્રીઓને આપવામાં આવતી નહોતી. પણ હાલ થોડા વર્ષથી વસ્તુસ્થિતિ બદલાઇ છે ને સ્ત્રીઓને પણ પુરૂષો જેટલી ને જેવી

કેળવણી લેવી હોય તો લેવાને ઘણી વખત તક મળે છે. પણ તે બાબતમાં પણ ચળવળ ચાલુ રાખવી જોઈએ. ગ્રહને લગતી ચળવળ કુટુંબને લગતી છે. કુટુંબનો વિચાર કરીએ એટલે પ્રથમ આવે લગ્ન. લગ્ન એટલે ફક્ત શારીરિક સંબંધ નથી, પણ એક બીજા પ્રત્યે પ્રેમ અને માનથી બંધાએલો સંબંધ છે. પણ લગ્ન પછી સ્ત્રીને એક ગુલામ જ ગણવામાં આવે છે. જુના જમાનામાં સ્ત્રીઓનું હરણ થઇ શકતું, સ્ત્રીઓને સાટામાં આપી શકાતી, સરસામાનની માફક વેચી શકાતી કે વેચાતી લઇ શકાતી. આ બધાની અસર હજી પણ આપણા સમાજ ઉપર જોવામાં આવે છે. પણ ઉપર જણાવેલી ચીલચાલનો એક ઉદ્દેશ એ છે કે સ્ત્રી અને પુરૂષ લગ્ન પછીની પોતાની ફરજો ને જોખમદારી સમજીને જ એક બીજાનું પાણીગ્રહણ કરે એવી સ્થિતિ લાવવી. લગ્નની માફક છુટાછેડા માટે પણ પુરૂષો જેટલી જ છુટ સ્ત્રીઓને હોવી જોઈએ. કોઇ પણ સ્ત્રી કે પુરૂષ પોતાની મરજી વિરૂદ્ધ એક બીજા સાથે રહે છે તો તેમાં એક મોટું અનીતિનું કર્મ કરે છે. મનુષ્ય સ્વભાવ જોતાં ઘણા સ્ત્રી પુરૂષોને લગ્ન પછી પોતાની ભૂલ સમજાય તો નીતિને આધારે પણ સ્ત્રી તેમજ પુરૂષ બંનેને છુટાછુટા લેવાની છુટ મળવી જોઇએ. તો ઉપર જણાવેલી હીલચાલનો એક ઉદ્દેશ એ પણ છે કે સ્ત્રીઓ માટે છુટાછેડાની બાબતમાં પુરૂષો જેટલાજ હકો મેળવવા.

આ ઉપરથી જણાશે કે સ્ત્રીઓની ચળવળ તે સ્ત્રીઓને દરેક બાબતમાં પુરૂષો જેટલા હકક મેળવવાની ચળવળ છે અને તેની બધી કે થોડી પણ સફળતાની ઘણી અસર સમાજ ઉપર થશે.

૧. પુરૂષો જેટલાજ સ્ત્રીઓને હકો મળવાથી સ્ત્રીઓનું દષ્ટિબિંદુ વિશાળ થશે. તેઓને આત્માનુભવ માટે પ્રેરણા થશે અને તેઓ સમાજનો જવાબદારીવાળી ને સંમાન્ય વ્યક્તિઓ બનશે.

૨. પુરૂષ જેવુંજ સ્ત્રીઓનું સમાજમાં સ્થાન થવાથી પુરૂષોને પણ ફાયદો છે. સ્ત્રીઓની દબાયેલી સ્થિતિથી એકલી સ્ત્રીઓનીજ અધોગતિ થઇ છે એટલુંજ નહિં પણ પુરૂષોને પણ પશુવત્ બનાવ્યા છે. જ્યારે સ્ત્રી અને પુરૂષો સમાજમાં સમાન થશે ત્યારે પુરૂષોને તેઓના કેટલાક સ્વેચ્છાચારોને ખીલવવાની તક મળશે નહિં. સ્ત્રીઓની કદર કરવાથી ને માન આપવાથી પુરૂષો પોતાની પણ ઉન્નતિ કરશે.

૩. દુનીઆની અર્ધી વસ્તીની શકિતઓ જેમાંની મોટે ભાગે હાલ સુસ્ત રહેલી છે, તેને ખિલવવાથી સમાજને પણ ઘણો ફાયદો થશે.

## હિંદુસ્તાનમાં બાળલગ્ન.

હિંદના જાણીતા સંસાર સુધારક સ્વ. બહેરામજી મલબારીએ ઇ. સ. ૧૮૮૪ માં એક "હિંદુસ્તાનમાં બાળલગ્ન" એ વિષય ઉપર લેખ લખ્યો હતો. તે લેખ લખ્યાને તો ઘણાએ વર્ષો થઇ ગયા. હાલની સ્થિતિ જોતાં એ લેખ આપણા જમાનાને હજી પણ લાગુ પડે તેવો છે. "સ્ત્રી ધર્મ" માસિકમાં એ લેખ આપવામાં આવ્યો છે તેમાંથી ઉતારો અમે નીચે આપીએ છીએ

સરકારે બાળહત્યાને કાયદેસર ગુનોહ ગણ્યો. તેથી સમાજને ઘણો ફાયદો થયો. પણ હવે જણાય છે કે બાળહત્યા કરતાં પણ બાળલગ્નનો રિવાજ આપણા સમાજને વધારે નુકસાન કરી રહ્યો છે. કારણ કે બાળહત્યામાં તો બાળકને એક ક્ષણનું દુઃખ ખમવું પડે, ત્યારે બાળ લગ્નથી તો પરણનાર એક કે બંને વ્યક્તિને જન્મભર દુઃખ ખમવાનું આવે છે. બાળલગ્નની સામે વરકન્યા એક બીજાને પસંદ કરીને પરણતા નથી એ દલીલને બહુ ટેકો મળે તેમ નથી. કારણ કે મોટી ઉમરે છોકરા છોકરીના લગ્ન થાય તો પણ માબાપનો અંકુશ ફક્ત આવશ્યક નહિં પણ લાભદાયક છે. પણ ઉપર જણાવી તે એક જ દલીલ નથી—બાળલગ્નના અનેક ગેરફાયદા છે. હિંદુઓમાં ન્યાતોના કુંડાળા એટલા નાના છે કે માબાપને પોતાના છોકરા કે છોકરી માટે વહુ કે જમાઈ શોધવા એ નાના કુંડાળા તરફજ ફરવું પડે છે. એટલે ઘણી વખત જે મળે તેની સાથે લાકડે માંકડુ વળગાડીને પણ લગ્ન કરવા પડે છે. માબાપ બહુ પૈસાદાર હોય નહિં એટલે બને તેટલા ઓછા પૈસામાં લગ્ન થઇ શકે તેમ કરે છે, અને તેમાં પછી સામેના છોકરા કે છોકરીમાં શારીરિક ખોડ હોય કે કંઇ દુર્ગુણ કે અપલક્ષણ હોય તો તે સામે આંખ આડા કાન કરે છે. આગળ જતાં તે ખોડ કે દુર્ગુણ વૃદ્ધિ પામે ને તે જોડાના કાળરૂપ નીવડે તેમાં શી નવાઇ ? આ ઉપરાંત કેટલી વખત વર

કન્યાની ઉંમરમાં બહુ તફાવત હોયછે. જ્યારે પત્ની ખરી યુવાવસ્થામાં પગ મૂકે ત્યારે પતિ વૃદ્ધ થવા માંડયો હોય. કોઇ વખત પતિ અને પત્નીનો સ્વભાવ એવો જુદો પડે કે બંનેને એક ઘડી પણ બની શકે નહિં, ને દુનીઆની આંખે તે લોકો પતિ પત્ની તરીકે રહે પણ ખરી રીતે બંને એક બીજાના સામું પણ ન જોતાં હોય. પણ ધારો કે આ બધા કારણો ઉપસ્થિત ન થતાં બાળલગ્ન સુખી નીવડે, કારણ કે સાધારણ રીતે હિંદુ જોડાં એક બીજાને નીભાવી લઇ સંતોષ માની લે છે. તો પણ બાળલગ્નથી બીજા અનેક ગેરફાયદાઓ છે. નાની વયમાં ગૃહસ્થાશ્રમ માંડવાથી બંનેની તબીયત બગડે છે. પરણે એટલે ઘણી વખત નાની વયમાં છોકરાને કેળવણી લેવાનું મૂકી દેવું પડે છે. તે ઉપરાંત નબળી સંતતિ જન્મે છે તે જુદું. ઉપરા ઉપરી છોકરા થવાથી ગરીબાઇ, પરાધીનતા વગેરે અનેક દુઃખો ખમવા પડે છે. સારાંશ કે બાળલગ્ન કરીને પરણેલાઓની જીંદગી રદ થાય છે. નાની ઉમરમાં મૃત્યુ આવે છે. આમાં કંઇ અતિશયોક્તિ નથી. ઉપર લખેલા ગેરફાયદાઓ તો જોયા. તે ઉપરાંત ધારો કે બાળલગ્ન કરેલો પતિ મરણ પામે તો ? હિંદુસ્તાનની ૪ કરોડ વિધવાઓમાં એક વધે, અને તે ઉપરાંત નાના છોકરા હોય તો નબાપા નિરાધાર થાય અહિં એક મોટો આર્થિક સવાલ ઉભો થાય છેઃ હિંદુસ્તાનની વસ્તી જોઇએ તે કરતાં ઘણી વધારે છે. બીજા પૈસે સુખી અને આગળ વધેલા દેશોમાં વસ્તી જોઇએ તે કરતાં વધે નહિં તે માટે ઉપાયો લેવાય છે. તો શું સરકાર કંઇ ન કરે ? અંગ્રેજ સરકાર આ દેશના સામજિક સવાલોમાં વચ્ચે પડવા માંગતી નથી, પણ આ સવાલને આર્થિક સવાલ ગણી સરકાર કંઇ ન કરે ?

ઘણા લોકો કહે છે કે પ્રથમ તે બાબતમાં લોકોનો મત કેળવવો જોઇએ. આ એક સારો સિદ્ધાન્ત છે. પણ જે દેશમાં આટલા વર્ષો થયા વસ્તીના બહુજ થોડા પ્રમાણમાં લોકો કેળવણી મેળવવાને ભાગ્યવાન થયા હોય ત્યાં મત કેળવવાની ક્યાં વાત કરવી ? શિક્ષિત હિંદુઓ બાળલગ્નનો રિવાજ તદન નાબુદ કરવો જોઇએ એમ માને છે અને નિઃસદેહ તેમાંના ઘણા પોતાનાથી બને તો તે પ્રમાણે વર્તે પણ ખરા. પણ ન્યાતોનું જોર બહુ હોય છે અમુકજ કુંડાળામાં લગ્ન કરવાનું એટલે પોતાની મરજી વિરૂદ્ધ સામાવાળા કહે તે પ્રમાણે પણ ઘણીવાર કરવું પડે છે. બાળલગ્ન પરણનાર વરકન્યા ઉપર નહિં પણ ભવિષ્યની પ્રજા ઉપર પણ ઘણી ખરાબ અસર કરે છે. બાળલગ્નની તરફેણમાં કહેવામાં આવે છે કે શાસ્ત્ર પ્રમાણે બાળલગ્ન જરૂઆત છે. પણ શાસ્ત્રો જોતાં ખબર પડશે કે તેમાં લગ્ન માટે છોકરીની ઉંમર ૧૨ વર્ષની લખી છે. તો છોકરાની ઉંમર વધારે નહિ તો ૧૫ થી ૨૦ વર્ષની હોવી જોઇએ. પણ આ વધુ રહેવા દેતાં, બાળલગ્નનો સવાલ એક આર્થિક સવાલ જ ગણીને સરકાર ન,કંઇ કરે ? કાયદાથી એવા લગ્ન અટકાવવા એમ હું કહેવા નથી માંગતો પણ સરકાર આડકતરી રીતે પણ પોતાનો અણગમો બતાવી એવા લગ્નો ઓછા તો કરી શકે. યુનિવર્સિટિઓ પણ એવો નિયમ કરી શકે કે યુનિવર્સિટિ તરફથી લેવાતી પરીક્ષાઓમાં પરણેલા, ઉમેદવારોને નહિં બેસાડવામા આવે એવો નિયમ કરી દાબ મૂકી શકે. સરકારી ખાતાઓ પણ જુદી જુદી રીતે બાળલગ્ન તરફ અણગમો બતાવી શકે. હિંદુઓના સમાજ સુધારકોને આવા નિયમો અવશ્ય ગમશે. તે ઉપરાંત આપણા શિક્ષિત યુવકો ધારે તો ઘણું કરી શકે. તે લોકો એક મંડળ સ્થાપે ને તેમાં અમુક ઉમર સુધી પરણવું નહિં એવી પ્રતિજ્ઞાઓ લે; તો પણ ફાયદો થાય. તે ઉપરાંત બીજા ભણેલા પુરૂષો, પોતાનાથી બહુ નાની ઉંમરની સ્ત્રીને ન પરણવાની પ્રતિજ્ઞા લે તો પણ ફાયદો થાય. સૌથી નિન્દ્ય પ્રકારનું બાળલગ્ન તો એ છે કે જેમાં છોકરીના માબાપ પૈસા ખાતર પોતાની ઘણી નાની ઉંમરની છોકરીને કોઇ વૃદ્ધ માણસ સાથે પરણાવે છે. આમાં તેમણે પોતાની છોકરીને એક ગુલામ માફક વેચી નહિં તો બીજું શું ? આવા લગ્નો પણ સરકાર આડકતરી રીતે અટકાવી શકે. સરકાર એટલું તો કરી શકે કે લગ્ન વખતે વરરાજા તરફથી જે પૈસા કન્યાવાળાને આપવામાં આવે છે તે ફકત છોકરીજ વાપરે. આમ કરવાથી મોટે ભાગે એવા લગ્નો થશે નહિં ને થશે તો કોઇ છોકરી એવી રીતે પરણીને વિધવા થાય તો તે પૈસા તેના ગુજરાન માટે તો ચાલશે.



# સ્ત્રી જગત્.



## હિંદ.

મુંબાઈમાં મારવાડી વિદ્યાલયમાં તા. ૧ લી ઑગસ્ટને દિવસે લોકમાન્ય તિલકની સંવત્સરી નિમિત્તે સ્ત્રીઓની સભા મળી હતી પ્રમુખપદ સૌ. મથુબાઇ ધર્મસિંહ ઠક્કરને આપવામાં આવ્યું હતું. તે વખતે શાસ્ત્રી વૈજનાથ આગવલેએ શ્રીમદ્ ભગવદ્ ગીતાપર વિવેચન કરીને સનાતન ધર્મના સિદ્ધાંતો હાજર રહેલી બ્હેનોને સમજાવ્યા હતા. તે પછી મીસીસ યશોદાબાઇ ભટે તથા શ્રીમતી રતનબ્હેન મહેતાએ વિવેચન કર્યાં હતાં.

× × ×

મુંબાઇની મ્યુનીસીપાલીટી તરફથી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળના મકાનમાં સ્ત્રીઓ માટે મફત પુસ્તકાલય મીસીસ કાવસજી જહાંગીરને હાથે ઉઘાડવામા આવ્યું છે તેમા રૂ. ૨૫૦૦ની કિંમતના ગુજરાતી મરાઠી, ઉર્દુ, તથા અંગ્રેજી પુસ્તકો રાખવાની વ્યવસ્થા કરવામા આવી છે લાઇબ્રેરીઅન તથા ક્લાર્ક તરીકે બે સ્ત્રીઓની નીમણૂક થઇ છે રૂ. ૧૫૦૦ ની કિંમતનું ફરનીચર રાખવામાં આવ્યું છે. કેટલાક લોકોએ કબાટ તથા પુસ્તકો ભેટ આપ્યાં છે.

× × ×

મુંબાઈ ઇલાકાના સોશ્યલ રીફોર્મ એસોસીએશનના આશ્રય હેઠળ મુંબાઇમાં આર્યના સમાજમાં તા. ૨૫ મી જુલાઇને દિવસે, વિધવા વિવાહનો કાયદો હિંદમા પસાર થયો તેની જયંતિ ઉજવવા તથા ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર અને કરસનદાસ મૂળજી એ બે સંસાર સુધારકોની સંવત્સરી ઉજવવા માટે એક સભા મળી હતી પ્રમુખસ્થાન રા. રા ભવાનીદાસ મોતીવાળાને આપવામાં આવ્યું હતું. તે પ્રસંગે રાવબહાદુર મહેતા, રા. રા ગિરજાશંકર ત્રિવેદી, રા. રા નેરસી, ડૉ કલ્યાણદાસ દેસાઇ, રા. રા. બેર, તથા ગંગાબાઈ રાનડેએ વિધવા વિવાહની આવશ્યકતા બાબત વિવેચન કર્યાં હતાં.

× × ×

મુંબાઇમાં વસતાં મધ્યમ વર્ગના ગુજરાતી કુટુંબના લાભાર્થે એક શ્રીમંત ગૃહસ્થે ' કંચનગૌરી સૂતિકાગૃહ ' નામે સુવાવડની હૉસ્પિટલ સેંડહર્સ્ટ રોડ ગાર્ડન લેનમાં આવેલા શેઠ મગનદાસ ગિરધરદાસ પારેખ બીલ્ડીંગમાં તા. ૨૬ મી જુલાઇથી શરૂ કરી છે. સુવાવડ અને ત્યારપછી બાર દિવસની સારવાર માટે ત્યાં બે વર્ગ રાખવામા આવ્યાં છે. પહેલા વર્ગની ફી રૂ. ૩૦ અને બીજાની રૂ. ૧૦ રાખી છે. હૉસ્પિટલનું સર્વ કામકાજ હોંશિઆર ડૉકટરો તથા પાસ થએલા નર્સોની દેખરેખ નીચે કરવામાં આવશે

× × ×

મુંબાઇમાં તા ૨૦ મી જુલાઇએ પ્રાંતિક ભાટીઆ પરિષદ્ ભરાઇ હતી તેમા બીજા ઠરાવો ઉપરાંત નીચેના પણ થયા હતા:—આ પરિષદ્ આપની જ્ઞાતિની તમામ કન્યાની માતાઓને તથા વડીલોને ઘણા આગ્રહપૂર્વક ભલામણ કરે છે કે કન્યાને પંદર વર્ષ પૂરાં થતાં પ્હેલાં તેનાં લગ્ન કરવાં નહિ તેમજ લગ્ન સમયે જો વરની ઉંમર પીસતાળીસ કરતાં વધારે હોય તેનું માગું કદી ન સ્વીકારવું. અં. સ્વ. જમનાબાઇ ગોવિંદજી માધવજીએ આ ઠરાવને ટેકો આપતાં કહ્યું હતું કે ' હું તો છોકરીની પરણવાની વય પંદરને બદલે વીસ વર્ષની ઠરાવવાની તરફેણમાં છું. વળી ૪૫ વર્ષ પછી નહિ પરણવાનો ઠરાવ ખાસ પુરુષોએ પાળવાની જરૂર છે ' બીજો ઠરાવ મૂકતા ગો: દામોદરદાસ લાલજી બોલ્યા હતા કે ' ભાટીઆ

સ્ત્રીઓ શ્રાવણ મહિનામાં હજારો અને લાખો રૂપીઆ જુગારમાં બરબાદ કરે છે અને ઉમેદ છે કે ગં. સ્વ. જમનાબાઇ આપણી સ્ત્રીઓમાંથી આ બદી દૂર કરવા પગલાં લેશે '

× × ×

મુંબાઈની ધારાસભામાં મિ. અડવાણીએ એવું બિલ મૂક્યું છે. કે સિંધના હિંદુઓ એક ઉપર બીજી સ્ત્રી ન કરી શકે. આ વખતે પૂનામાં ધારાસભાની બેઠકમાં તે બિલ ઉપર ચર્ચા થઇ હતી. બિલમાં એવું છે કે જે પુરૂષની મરજી હોય તે પોતાના લગ્ન વખતે એવા કરાર પર સહી કરે કે પોતે એક ઉપર બીજી સ્ત્રી નહિ કરે. મિ. જોશી અને બીજા બે સભાસદોએ એમાં સુધારો મૂકવાનો પ્રયત્ન કર્યો કે આવા કરારપર સહી કરવાનું દરેક પુરૂષ માટે ફરજીઆત રાખવું. પરંતુ પ્રેસીડેંટે આ સુધારો મૂકવા દીધો નહિ કારણ કે તેથી બિલનો સિદ્ધાંત બદલાઇ જાય તેમ હતું.

× × ×

મુંબાઇ ઇલાકાની મુસલમાન સ્ત્રીઓની પરિષદની બીજી બેઠક પૂનામાં તા. ૧૦ મી ઑગસ્ટથી શરૂ થઇ હતી. પંજાબની ધારાસભાના પ્રમુખનાં પત્ની બેગમ અબદૂલ કાદરને પ્રમુખ સ્થાન આપવામાં આવ્યું હતું. ઘણી સ્ત્રીઓએ પરિષદમા હાજરી આપી હતી તેમાં નીચેના ઠરાવ થયા હત. ( ૧ ) હૉસ્પીટલમાંની ગરીબ સ્ત્રીઓ તથા બાળકો માટે કપડાં સીવવાના વર્ગો ખોલવા. કોમની સ્ત્રીઓને આમાં દાખલ કરવી. ( ૨ ) ગઇ વખત અલીગઢમાં એક ઉપર બીજી સ્ત્રી ન કરવા વિષે જે ઠરાવ થયો હતો તેને આ પરિષદ્ ફરીથી ટેકો આપે છે. ( ૩ ) ધારા સભામાં સ્ત્રીઓનો મતાધિકારનો ખરડો આવે તો તેને આ પરિષદ્ અનુમોદન આપશે.

× × ×

ભાવનગરમાં તા. ૨૫ મી જુલાઇને દિવસે સૌ. શારદા બ્હેન મહેતાને હાથે મહિલા વિદ્યાલય ખુલ્લું મૂકવાની ક્રિયા થઇ હતી. તે પ્રસંગે પ્રમુખસ્થાન રા. રા. ભુપતરાય મહેતાને આપવામાં આવ્યું હતું. રા બળવંતરાય મહેતાએ આ વિદ્યાલયનો ઇતિહાસ વાંચી સંભળાવ્યો હતો. વિદ્યાલયના ઑનરરી લેડી સુપરીટેન્ડન્ટ સૌ. વિનોદિની ચાલ્લિક તથા શ્રીમતી સુલોચના બ્હેને વિવેચન કર્યાં હતાં.

× × ×

રાજકોટમાં વિધવાઓને હુન્નર ઉદ્યોગ શીખવવા માટે ના. ઠાકોર સાહેબે ત્યાંની મ્યુનીસીપલ કોરપોરેશન સાથે મસલત કરીને એવું નક્કી કર્યું છે કે એ કામ માટે એક કમીટી નીમવી. વિધવાઓની ટીપ તૈયાર થાય છે જે વિધવાઓને મદદની જરૂર હોય તે કમીટીને જણાવે કમીટી બધી વિગત તપાસીને જે યોગ્ય લાગે તેની ભલામણ ના. ઠાકોર સાહેબને કરે. વિધવાઓને આપવાના હુન્નરમાં રેંટીઓ, ભરતગુંથણ, સીવવાના સંચા વગેરેનાં નામ સુચવવામાં આવ્યાં છે. તેના ખર્ચનો સમાવેશ આવતા બજેટમાં થશે.

× × ×

સિદ્ધપુરની એક ગંગાબાઇ નામની બ્રાહ્મણ સ્ત્રી પોતાના ધણી સાથે તકરાર થવાથી પોતાનાં મામાને ત્યાં જવા નીકળી. તેવામાં કોઈ વીરજી નામનો માણસ તેનો સગો થાય છે એમ કહીને તેને તેડી ગયો અને એક સેંકડના બદલામાં તેને એક મુસલમાનને આપી દીધી. તેણે તેને એક બીજા મુસલમાનને વેચી. પછી તેને હૈદરાબાદ લઈ ગયા અને એક ઘરમાં કેદ રાખી તેને ધમકી આપવામાં આવી હતી કે તારું ખરું નામ કોઇને કહેશે તો તારું નાક કાપી નાખીશું. પછી તેને એક વાણીયાને રૂ. ૫૦૦ માં વેચવાની તજવીઝ થતી હતી. તેવામાં પાડોશીને શક પડતાં પોલીસને ખબર આપી, અને તે સ્ત્રીને બચાવી કેસ ચાલતાં બંન્ને આરોપીને તથા છેલ્લાની સ્ત્રીને સીટી મેજીસ્ટ્રેટે સાડાપાંચ વર્ષની સજા કરી

× × ×

મદ્રાસ ઇલાકાની ધારાસભાની આવતી બેઠકમા ૨૯ નવા ઠરાવો મુકવામાં આવનાર છે. તેમાંનો એક એ છે કે ધારાસભામાં સ્ત્રીઓને મેંબર થવાનો હાલ જે પ્રતિબંધ છે તે દૂર કરવો.

× × ×

અલાહાબાદ યુનીવર્સીટીની એક્ઝિક્યુટીવ કાઉન્સિલે એવો ઠરાવ પસાર કર્યો છે કે વાઇસ ચાન્સેલરની ખાસ રજા સિવાય બી. એ. ની ડીગ્રીના વર્ગમાં પુરૂષ વિદ્યાર્થીઓ સાથે કોઇ પણ સ્ત્રી

વિદ્યાર્થીને દાખલ કરવી નહિ. આની સામે વિરોધ દર્શાવવા માટે અલાહાબાદની સ્ત્રીઓની એક સભા મીસીસ દુર્ગાચરણ બેનરજીના પ્રમુખપણા હેઠળ મળી હતી. હાજર રહેલી સન્નારીઓમાં મીસીસ ચિંતામણિ, મીસીસ મોતીલાલ નેહરૂ, મીસીસ રમાકાંત માલવીય, અને મીસીસ સપ્રુ હતાં.

સ્ત્રીઓની બીજી સભા આર્ય કન્યા પાઠશાળામાં શ્રીમતી સુશીલા દેવીના પ્રમુખપણા નીચે મળી હતી. તેમાં યુનીવર્સીટીના આ પગલા માટે તેનો ઉપકાર માનવાનો ઠરાવ થયો હતો. દેશની હાલની પરિસ્થિતિ જોતાં સ્ત્રી પુરૂષોને એકઠું શિક્ષણ આપવાની પ્રથા એકદમ બંધ કરવી જોઇએ એવો અભિપ્રાય આ સભાએ દર્શાવ્યો હતો.

× × ×

સ્વર્ગસ્થ મિ. જમસેદજી તાતાના બ્હેન મીસીસ રતનબાઇ એદલજી બામજીએ પોતાની પુત્રી ઉમાબાઇના સ્મરણાર્થે નવસારીમાં એક સ્ત્રીઓની સંસ્થા સ્થાપવા માટે રૂ. ૨૫૦૦૦ આપ્યા છે. આ સંસ્થાની યોજના એવી છે કે તેમાં સ્ત્રીઓ માટે પુસ્તકાલય, ઉદ્યોગગૃહ, મોટી ઉમરની સ્ત્રીઓ માટે જનાના સ્કૂલ, બાળ રક્ષણ અને સમાજ સેવાનું ગૃહ, સ્ત્રીઓની કલબ, બાળકોને માટે રમતનું સ્થાન, તથા ભાષણો વગેરે માટે મોટો હૉલ એટલું રાખવું આ સંસ્થા બધી જાતની સ્ત્રીઓ માટે ખુલ્લી રહેશે, અને તેમા દાખલ થવાની ફી ઘણીજ થોડી રાખવામાં આવશે. શહેરના મધ્ય ભાગમાં સંસ્થાનું મકાન રાખવામા આવશે. સરકાર તથા નવસારીની બીજી સ્થાનિક સંસ્થાઓ આમાં આર્થિક મદદ કરશે એવી આશા રાખવામાં આવે છે.

× × ×

✓ પશ્ચિમ હિંદનાં દેશી રાજ્યોના એજંટ મિ વૉટસનનાં પત્નીએ તા. ૫ મી ઑગસ્ટને દિવસે મોરબીમાં કન્યાશાળાનું નવું મકાન ખુલ્લું મૂકવાની ક્રિયા કરી હતી. એ મકાન બાંધતાં રૂ ૬૫૦૦૦નો ખર્ચ થયો હતો. તેનું નામ મોરબીના ના. ઠાકોરસાહેબનાં માતુશ્રી ઉપરથી રાખવામા આવ્યું છે તેમાં ૫૫૦ કન્યાઓ માટે સગવડ થઇ શકે તેમ છે. હાલ ત્યાં ૩૮૦ કન્યાઓ ભણે છે. તે બધીને ઇનામ વ્હેંચવામાં આવ્યાં હતા.

× × ×

ડૅલીકટ તાલુકાના એક ગામમાં ઉચ્ચ જ્ઞાતિનો હિંદુ એક પુરૂષ આર્ય સમાજમાં દાખલ થયો અને અંત્યજો સાથે સમાગમ કરવા લાગ્યો, તેથી તેની પત્નીએ આપઘાત કર્યો એવી ખબર આવી છે.

× × ×

શ્રીમતી સરોજિની નૈડુ હૈદરાબાદ (સિંધ)ગયાં હતાં. ત્યાં તા. ૪ થી ઑગસ્ટે તેમણે જાહેરસભામાં ભાષણ કર્યું હતું. ત્યાંની કેળવણીની તથા સામાજિક સંસ્થાઓની મુલાકાત લીધી હતી. ત્યાંની મ્યુનિસિપાલટી તરફથી તેમને માનપત્ર આપવામાં આવ્યું હતું. હૈદરાબાદથી પછી તે રોહરી, સક્કર, શિકારપુર, જેકોબાબાદ વગેરે સ્થળે ગયાં હતાં

× × ×

✓ દિલ્હીમાં તા. ૨૭ મી જૂનને દિવસે 'જૈન બાલ વિધવા સહાયક સભાની' સ્થાપના થઇ છે. સંતાન વિનાની બાળક તથા યુવાન વિધવાઓના પુનર્લગ્નની ગોઠવણ કરવી તથા એ બાબત લોકમત કેળવવો એ તેનો ઉદ્દેશ છે.

× × ×

✓ દિલ્હીમાં ઘોડાની સરતમાં જોકી તરીકે મીસીસ જ્યૉર્જ નામની એક સ્ત્રી બીજા પુરૂષ ઉમેદવારો સાથે ઉતરી હતી. તેનો ઘોડો પ્હેલો આવવાથી તેને ગૅરીક નામનું ઇનામ મળ્યું છે.

× × ×

✓ પંજાબના જાલંધર કન્યા મહા વિદ્યાલયની બે કન્યાઓને કેટલાક મુસલમાન બદમાશો ફોસલાવીને મુસલમાન નોકરના વેશ પ્હેરાવીને લઇ ગયા. એમ સંભળાય છે કે તે બદમાશો પકડાયા છે અને તેમનાપર કામ ચાલવાનું છે.

× × ×

✓ બોલપુરમાં શ્રીયુત રવીન્દ્રનાથ ટાગોરના વિશ્વભારતી વિદ્યાલયમાં કન્યાઓને પ્રથમથીજ દાખલ કરવામાં આવે છે. પરંતુ હવેથી તેમને કલકત્તા યુનીવર્સીટીની ઇંટર મીડીએટ તથા બી. એ. ની પરીક્ષા માટેનો અભ્યાસ કરવાની પણ સગવડ ત્યાં થઇ છે. કન્યાઓને સંગીત, ચિત્ર વગેરે લલિતકળા તથા ગૃહ ઉદ્યોગની કળાઓ પણ શીખવવામાં આવે છે. ગરીબ કન્યાઓને રૂ. ૧૦ થી રૂ. પાંચ સુધીની સ્કૉલરશિપ આપવામાં આવશે. કન્યાઓના છાત્રાલયની દેખરેખ એક ગ્રેજ્યુએટ સન્નારી રાખે છે અને ત્યાં ૩૦ કન્યાઓને માટે સગવડ છે.

× × ×

કલકત્તા પાસે માથુરપુર ગામમાં આઝીદ એકમખાં નામનાં પુરૂષનું લગ્ન બે વર્ષથી શહેરજાન નામની સ્ત્રી સાથે થયું હતું. તે સ્ત્રીને બહુ સતાવતો હતો. તેના બાપે તેને બહુ સમજાવ્યો છતાં ન માનવાથી સસરાએ વહુને ગુપ્ત રીતે પીયર મોકલી દીધી. તે જાણીને આઝીદ સ્ત્રીને પાછી બોલાવી લાવવા સાસરે ગયો. પણ સ્ત્રીના ભાઇએ મોકલી નહિ. બીજે દિવસે તે હથીઆર લઈને ગયો અને ગુસ્સામાં સ્ત્રીને બહાર આણીને હથીઆરવડે કાપીને ટુકડે ટુકડા કરી નાખ્યા !

× × ×

શ્રાવણ મહીનાના દરેક સોમવારે સારનાથમાં મેળો થાય છે. ત્યાં ધર્મને નામે ઘણો અનર્થ થાય છે. સારનાથ મહાદેવના દર્શનને નામે ત્યાં ઘણા હિંદુ બદમાશો આવે છે, અને તેમની સાથે મેળામાં મુસલમાન બદમાશો પણ હોય છે. તેઓ ઘણી સ્ત્રીઓનું અપમાન કરે છે.

× × ×

કલકત્તાના હેલ્થ ઑફિસર ડૉ. ક્રેક પોતાના ૧૯૨૩ ના રીપોર્ટમાં લખે છે કે ત્યાં ક્ષયરોગથી થએલાં મરણમાં ૧૫ થી ૨૦ વર્ષની ઉંમરના છોકરાઓ કરતાં એજ ઉમરની છોકરીઓનાં મરણની સંખ્યા પાંચે ગણીછે. પડદાનો રીવાજ એ આનું એકજ કારણ છે એમ તે માને છે.

× × ×

લાહોરની પોલીસે મહમદજાન નામના એક પઠાણને પકડયો છે. એમ કહેવાય છે કે તે એક પાંચ વર્ષની છોકરીને ગુપ્ત રીતે ઉપાડી ગયો હતો. પોલીસ આગળ ખુલાસો કરતાં તેણે કહ્યું હતું કે પઠાણોની એક ટોળી આજ ધંધો કરે છે. બધાં મળીને ચાલીસેક બાળકો તેઓ આ રીતે ઉપાડી ગયા હતા. તે બાળકોને તેઓ તળીને ખાઇ જતા હતા. અને પોતે તે ટોળીમાંનો એક હતો.

× × ×

બારીસાલનું એક પત્ર જણાવે છે ત્યાં એક હિંદુ કન્યાનાં માબાપ બહુ ગરીબ હતાં. છોકરીને સારો વર મળે તે માટે જમાઇને જે પૈસા આપવાનો રીવાજ જ્ઞાતિમાં હતો તેટલા પૈસા તેમની પાસે નહોતા.આ મુશ્કેલી દૂર કરવા માટે કન્યાએ પોતાનાં કપડાં પર તેલ છાંટી ને સળગાવી મૂક્યાં અને પરિણામે મરણ પામી.

× × ×

એક ચૌદ વર્ષની પરણેલી હિંદુ બાલિકાને તેના કાકાના ઘેરથી કેટલાક બદમાસો ઉપાડી ગયા હતા. શેદાદપુર ગામમાં તેને લઇ જઇને ત્યાં એક મુસલમાનને વેચવામાં આવી. સદ્‌ભાગ્યે તે બાલિકા પાસેના ગામમાં પોતાના કોઇ સંબંધીઓને મળવા ગઇ. ત્યાં કેટલાક લોકોએ તેને ઓળખી અને પોલીસને ખબર આપી. પરિણામે પાંચ બદમાશો પકડાયા. સકકરના સેશન્સ જજે એમાંથી ત્રણને પાંચ પાંચ વર્ષની સખત કેદની સજા કરી અને બાકીનાને છોડી મૂકયા.

+ × ×

ગઢવાલનો રાજા મરણ પામવાથી તેની ગાદીની વારસ તેની વિધવા રાણી ગણાવી લેઇએ એવી મતલબની અરજી મદ્રાસની કેટલીક સ્ત્રીઓએ નામદાર નિઝામ સરકારને કરી છે. તેમાં લેડી સદાશિવ આયર, મીસીસ રેંચગીરી વગેરે સન્નારીઓએ સહી કરી છે. અરજીમાં બીજાં કારણો સાથે એમ પણ લખવામાં આવ્યું છે કે ત્યાં પતિના મરણ પછી તેની સ્ત્રી વારસ થાય એમાં કંઇજ પ્રતિબંધ હોતો નથી.

× × +

ટિકારી રાજ્યના મહારાજા ગોપાલ શરણ સિંહજીએ પોતે રાખેલી શેદા નામની મુસલમાન વેશ્યાને પોતાનાં ૨૫૦ ગામ ભેટ તરીકે આપી દીધાં છે. હિંદના દેશી રાજાઓ પોતાના વિલાસ માટે જે ન કરે તે ઓછું છે ! ( ચાંદ )

× × ×

નરસિંહપુર જીલ્લાના સાંઇખેડા ગામમાં એક મહાતમાજી રહે છે. તેમના શિષ્યનું નામ દરિહરાનંદ છે. એમ કહેવાય છે કે તેમનાં દર્શનને માટે ત્યાં હજારો સ્ત્રી પુરૂષો આવે છે. તેઓ પોતાને શ્રીકૃષ્ણનો અવતાર કહેવડાવીને ગોપીલીલા કરે છે. અને સેંકડો સ્ત્રીઓના ધર્મનો નાશ કરે છે. (ચાંદ)

× × ×

કમાઊ પ્રદેશમાં નાયક જાતિની દશા બહુ અધમ છે. એ જાતમાં માની પછી છોકરી અને પછી તેની છોકરી એમ વેશ્યા વૃત્તિ કરે છે. તેમનામાં એવી સ્ત્રીઓ ઘણી છે કે જે પોતાના કુકર્મ માટે પશ્ચાતાપ કરે છે. તેઓ શિક્ષિત સમાજમાં આવવાને તૈયાર છે. પરંતુ સમાજ તેમનો સ્વીકાર કરતો નથી.

× × ×

### યુરપ.

ઈંગ્લંડમાં મજૂર પક્ષના શોધખોળના વિભાગની એક સભાસદ મીસીસ વુટન નામની સન્નારી છે. તેણે અર્થશાસ્ત્રનો ખાસ અભ્યાસ કર્યો છે. રાષ્ટ્રીય કરજની કમીટીમાં બીજા તેર પુરૂષ સભાસદો સાથે તેને પણ નીમવામાં આવી હતી. તેની ઉમર હજી ઘણી ન્હાની છે.

× × ×

બ્રિટિશ સામ્રાજ્યમાં સ્ત્રીઓના શહેરી તરીકેના હક વધારવા માટે ઇંગ્લંડમાં એક પરિષદ્ ભરવામાં આવી હતી. તેને લગતા ભાષણમાં મિ. રામસે મૅકડૉનલ્ડે કહ્યું હતું કે " સ્ત્રીઓને મતાધિકાર મળવાથી જે લાભ થયો છે, તેવો મારા વખતમાં બીજા કોઇ પણ રાજકીય ફેરફારથી થયો નથી. આખા સામ્રાજ્ય પર આ ફેરફારથી કાયમને માટે મહત્વની અસર થશે. ભવિષ્યમાં આખા સામ્રાજ્યની સ્ત્રીઓએ એકઠી મળીને કામ કરવું જોઇએ. " લેડી એસ્ટર બોલ્યાં હતાં કે " ભવિષ્યની મને જરા પણ ચિંતા નથી કારણ કે તેને ઘડવામાં સ્ત્રીઓજ મુખ્ય ભાગ લેશે. સ્ત્રીઓની આ હીલચાલ બહુ આશ્ચર્યજનક છે. પરંતુ તેમણે હજી વધારે લાયકાત મેળવવાની જરૂર છે. "

× × ×

ઇંગ્લંડમાં જુન મહીનામાં મજૂર સ્ત્રીઓની મોટી પરિષદ્ ભરવામાં આવી હતી મજૂર સ્ત્રીઓ તથા બાળકોના હિતના ઘણા સવાલોની ત્યાં ચર્ચા થઇ હતી. કાયદામા ઘણા સુધારા કરવામા આવ્યા હતા

× × ×

ડેન્માર્કની પાર્લામેંટમાં ઘણી સ્ત્રીઓ સભાસદ છે. કેળવણી ખાતાના પ્રધાનની જગાએ પણ એક સ્ત્રી છે. સરકારી તથા મ્યુનિસિપાલટીની નોકરીઓમા સ્ત્રીઓને પુરૂષો જેટલોજ પગાર મળે છે સ્ત્રીઓ બધી જાતના વેપાર તથા ધંધા કરી શકે છે. માત્ર એકજ જગા એવી છે કે જેમાં સ્ત્રીઓ દાખલ નથી થઇ. તે ધર્મના પાદરી તરીકેની જગા છે.

× × ×

પૅરીસની મૅડમ દુસેલો નામની એક્ટ્રેસ એક દિવસ પોતાના પતિ સાથે બહાર જઇને ઘેર પાછી આવી ત્યારે અગાસીમાં એક પેટી પડી હતી. તેમાં તેના પોતાના દાગીના તથા કીંમતી ચીજો કોઇએ એકઠી કરીને ભરેલી હતી. ઘરનાં બારણાં તોડેલાં હતાં. અંદર જતાં એક પત્ર હાથ લાગ્યો. તેમાં લખ્યું હતું કે દાગીના વગેરે એકઠું કર્યા પછી ઘર તોડનારના હાથમાં તે એક્ટ્રેસની બે છબી આવવાથી માલીક કોણ છે તેની ખબર તેને પડી. પોતે અનેકવાર નાટકોમાં વખાણેલી આવી સુંદર એક્ટ્રેસને દુઃખ દેવાનો તેનો જીવ ચાલ્યો નહિ. તેથી દાગીના વગેરે ત્યાંજ રહેવા દઇને તેની બે છબી તે લઇ ગયો હતો. આ કામ પ્રખ્યાત લુંટારા આર્સેની લુપીનની ટોળીના કોઇ માણસનું જણાય છે.

× × ×

જર્મનીના એક જોશી મિ. ચિમે સને ૧૯૭૧ સુધીનું દુનીઆનું ભવિષ્ય કહી બતાવ્યું છે તેમાં લખ્યું છે કે ઇ. સ. ૧૯૨૬ માં એટલે આવતાં વર્ષમાં દુનીઆની સ્ત્રીઓ બળવો કરશે !

× × ×

તુર્કસ્તાનના પ્રેસીડંટ કમાલ પાશાએ પોતાની સ્ત્રી સાથે છુટા છેડા કરવાનું જાહેર કર્યું છે. લોકોમા એવી વાત ચાલે છે કે તેમની સ્ત્રી પતિથી તદન સ્વતંત્ર રહેવાનો પ્રયત્ન કરતી હતી, અને પોતાના ક્ષેત્રની બહારનાં કામમાં પણ માથું મારતી હતી. તે સ્ત્રીને ઇંગ્લંડ ફ્રાન્સમાં શિક્ષણ મળ્યું હતું. પોતાના લગ્ન પ્હેલાં તુર્ક સ્ત્રીઓની ઉન્નતિની હીલચાલમાં તે મુખ્ય ભાગ લેતી હતી. હમણાં થોડા દિવસપર તે પતિને છોડી એકદમ માબાપને ઘેર જતી રહી હતી. ત્યારથી આ વાતની શંકા લોકોને પડી હતી.

× × ×

### અમેરિકા.

યુનાઇટેડ સ્ટેટસનાં ૨૬ શહેરોમાંથી ચુંટી કહાડીને ત્યાંની સૌથી વધારે લોકપ્રિય અને સુંદર એવી આઠ યુવતીઓને લંડન મોકલવામાં આવી છે. લંડનના લોકોને સ્વતંત્રતાના આદર્શ શીખવવાનો તેમનો ઉદ્દેશ છે. આ ઉદ્દેશ પાર પાડવા માટે કઇ પદ્ધતિ અખત્યાર કરવાનાં છે તે વાત બહાર પાડતાં નથી. લંડનમાં પોતાનું કામ પુરૂં કર્યા પછી તેઓ પૅરીસ જવાનાં છે.

× × ×

અમેરિકાના ડાક્ટરોએ એવું નક્કી કર્યું છે કે દર્દીઓની સ્થિતિ સાધારણ સારી થાય એટલે તેમને કંઇ હાથનો હુન્નર શીખવવો. તેને લીધે તેમના શરીરનો તથા મનનો સુધારો ઝડપથી થાય છે. શહેરની તથા લશ્કરી હૉસ્પિટલોમાં દર્દીઓને આવા હુન્નર શીખવવા માટે શિક્ષણ પામેલી સ્ત્રીઓની માંગણી થાય છે. આથી સ્ત્રીઓને એક નવો ઉદ્યમ મળ્યો છે. આવા હુન્નર શીખવવાની ખાસ શાળાઓ સ્થાપવામાં આવી છે. ત્યાં દરેક સ્ત્રીને એક વર્ષ સુધી શિક્ષણ આપવામાં આવે છે. હુન્નરો વિવિધ જાતના શીખવાય છે.

× × ×

અમેરિકાની શિલ્પશાસ્ત્રીઓની સંસ્થામાં બે સ્ત્રીઓની નીમણુંક માનદ સભાસદ તરીકે કરવામાં આવી છે. ૧૯૧૯ માં વાયોલેટ ઓકલિ નામની સ્ત્રીને આ માન સૌથી પ્હેલું મળ્યું હતું. બીજી સભાસદ મીસીસ વર્ટમેનની નીમણુંક ૧૯૨૫ માં થઇ છે. ગયાં ત્રીસ વર્ષથી તેણે આ વિષયનું શિક્ષણ શાળામાં તથા જાહેર પ્રજામાં ભાષણો દ્વારા આપ્યું છે.

× × ×

અમેરિકાની બાર પ્રખ્યાત સ્ત્રીઓમાં ડૉ. ફ્લોરેન્સ રીના સેબિન ખાસ પ્રસિદ્ધ છે. વિજ્ઞાનશાસ્ત્રમાં (સાયન્સ) તે ઘણી પ્રવીણ છે. ત્યાંની સાયન્સની યુનીવર્સીટીની તેને જીવન પર્યંતની સભાસદ (લાઇફ મેંબર) બનાવવામાં આવી છે. આ માન મેળવનાર તે પ્હેલીજ સ્ત્રી છે. તેણે વિદ્વાનની નવી શોધો અને તેમાં ખાસ કરીને શરીરની લોહીની નસો સંબંધી બહુ કરી છે. અમેરિકાની શરીર રચનાની મોટી સભાની પ્રમુખ પણ તે થઇ ચૂકી છે.

× × ×

અમેરિકાની બૉસ્ટન યુનીવર્સીટીના પ્રોફેસર ડૉ. પૉને જાહેર કર્યું છે કે લગ્ન વખતે કન્યાનું 'દાન' કરવું એ સ્ત્રીની ગુલામગીરીની દશાનું ચિન્હ છે. ત્યા જાહેર લોકમત પણ એવો થયો છે. ઘણે સ્થળે લગ્નવિધિ વખતે બોલવાના શબ્દોમાં 'કન્યાદાન' મૂકી દેવામાં આવે છે. પિતા પોતાની પુત્રીને જનાવરની માફક બીજા માણસને દાન તરીકે આપે તે ઘણું અયોગ્ય લાગે છે.

× × ×

પેન્સિલવેનીઆ (અમેરિકા) માં મદ્યનિષેધના કાયદાનો ભંગ કરવા માટે ત્રણ સ્ત્રીઓને કેદની સજા થઇ હતી. ત્રણેના પતિઓ એ કોર્ટમાં આવીને જજને કહ્યું કે તેમને સ્ત્રીઓને બદલે તેમને પોતાને કેદમાં જવા દેવા અને જજે કબુલ કર્યું. તેમણે કારણ એવું બતાવ્યું કે ઘરમાં બાળકોની દેખરેખ રાખવા માટે સ્ત્રીઓની જરૂર વધારે હતી.

× × ×

બ્રાઝિલમાં માત્ર થોડાં વર્ષથીજ સ્ત્રીઓ પોતાના ગૃહ ઉપરાંત બહારની જવાબદારી સમજવા લાગી છે. પણ એટલા વખતમાં ત્યાંની ઘણી સ્ત્રીઓએ ડૉક્ટર, વકીલ, ચિતારા, શિલ્પશાસ્ત્રી તથા રસાયણશાસ્ત્રીનું કામ કરવા માંડયું છે.

× × ×

મીસીસ કૅરી ચેપમેન કેટ નામની સ્ત્રી સ્ત્રીઓના મતાધિકાર માટે ઘણું કામ કરતી હતી. હવે તેણે જાહેર કર્યું છે કે એ કામ છોડી દઇને દુનીઆમાં યુદ્ધ થતું અટકાવવા માટે જે પ્રયત્નો થાય છે તેમાં પોતે ભાગ લેશે. લડાઇનો ભય એટલો બધો છે અને દુનીઆનાં શાંતિ સ્થાપવાની જરૂર એટલી બધી છે કે એ કામ તેને સૌથી વધારે અગત્યનું લાગે છે.

---

એક ઘરમાં આગ લાગી હતી બધાં માણસો દોડાદોડી કરી રહ્યાં હતાં. પોલીસ તથા બંબાવાળા આવી પહોંચ્યા હતા. ઘરનો માલીક ઉભો ઉભો ઘરનાં બધાં માણસો બ્હાર આવી ગયા કે નહિ, ને આગ ઓલવાય એમ લાગે છે કે નહિં તે જોતો હતો. તેટલામાં તેની પાસે એક માણસ દોડતો દોડતો આવ્યો અને પૂછવા લાગ્યો "ઘરના માલીક હમે કે?" માલીકે કહ્યું, "હા, કેમ કંઇ કામ છે?" પેલા માણસે કહ્યું, "હા ફક્ત એટલુંજ કે હમારે બીજું ઘર બંધાવવું હોય તો હું નવા ઘરનો પ્લેન લઇને આવ્યો છું. હું ઘર બાંધનાર ઇંજનેર છું!"

ઇ

# સમાલોચના.

**રાસતરંગિણી:**—લેખકઃ સ્વ. કવિ દામોદરદાસ ખુશાલદાસ બોટાદકર, પ્રકાશકઃ શ્રીયુત અમૃતલાલ વલ્લભદાસ દાણી. મૂલ્યઃ દશ આના.

" રાસતરંગિણી " અને " ગુણસુંદરી " ના લેખ વિધિએ એકજ વખતે લખ્યાં હશે એમ લાગે છે. સપ્ટેમ્બર ૧૯૨૩ માં " ગુણસુંદરીની " શરૂઆત થઇ ત્યારે એના સમાલોચનાના કોલમોની શરૂઆત " રાસતરંગિણી " ની સમાલોચનાથી થઇ હતી. બન્નેએ જાણે હરીફાઇ માંડી હોય તેમ સપ્ટેમ્બર ૧૯૨૪ માં " ગુણસુંદરી " ને બીજું વર્ષ બેઠું અને " રાસતરંગિણી " ની બીજી આવૃત્તિ પ્રકટ થઇ. ચાલુ માસમાં " ગુણસુંદરી ને ત્રીજું વર્ષ બેસે છે અને " રાસતરંગિણી " ની પણ ત્રીજી આવૃત્તિ પ્રકટ થાય છે. એ ત્રણે વખત સમાલોચનામાં " રાસતરંગિણી " મોખરે વિરાજે છે. અત્યારે અમને ખેદ એટલોજ થાય છે કે એ અણમૂલા પુસ્તકના લેખક તેની ત્રીજી આવૃત્તિ જોવાને અહિં હાજર નથી. એ રસભર્યો કવિ જીવન જીવી ગયો અને કુટુંબને નિરાધાર છોડી ચાલ્યો ગયો. એણે ગુજરાતને આ અણમૂલું પુસ્તક આપી ગુજરાતી આલમને અને ગુજરાતી સાહિત્યને ઋણી બનાવ્યાં. એ ઋણ કેટલું હજી ગુજરાતને માથે બાકી રહ્યુ.

" રાસતરંગિણી " ને અત્યાર પહેલાં ગુજરાતે જે આદર આપ્યો છે તે જોતાં એમ કહી શકાય કે આ ત્રીજી આવૃત્તિની નકલો જોતજોતામાં ઉપડી જશે. પ્રકાશકે એ આવૃત્તિ પ્રકટ કરી સ્વ. કવિની સંવત્સરી યોગ્ય રીતે ઉજવી છે અને તેમ કરતાં એ પુસ્તકને સર્વાંગ સુંદર બનાવવા માટે સારો શ્રમ કર્યો છે. પહેલી બે આવૃત્તિ કરતાં આ આવૃત્તિ વધારે સુંદર અને આકર્ષક બની છે. સુંદર છપાઇ, આકર્ષક છતાં મજબુત પૂઠું અને કવિના ફોટોચિત્રથી સુશોભિત બનેલું આ પુસ્તક દસ આનાની કીમતે અત્યંત સસ્તું ગણાવું જોઇએ.

એ પુસ્તકમાંના રાસ તો અદ્વિતિય છે અને રહેવાના. એ રાસના વખાણ કરવાની હવે ભાગ્યેજ જરૂર રહે છે. ગુજરાતી લખી વાંચી જાણતી એક પણ સ્ત્રી આ રાસ સંગ્રહ વિના ચલાવી ન શકે. એ રાસમાંની ઉદાર ભાવનાઓ ઘેર ઘેર પ્રસરે તો કલુષિત થયલાં ગૃહજીવનમાં અનેરી મીઠાશ આવે. કન્યાશાળાઓમાં આ પુસ્તકને પાઠ્ય પુસ્તક તરીકે રાખવામાં આવે તો એની અસર કંઇ ઓરજ થાય. ગૃહજીવનની ઉજળી બાજુ દર્શાવતી એ રાસની સુંદર ભાવનાઓ ગુજરાતની સ્ત્રીઓના જીવનમાં અમૃત રેડી શકે એટલી શકિત ધરાવે છે. અમે ઈચ્છીએ છીએ કે ગુજરાતના શિક્ષણશાસ્ત્રીઓ આ સૂચનાનો સત્વર અમલ કરે. સ્ત્રી સંસ્થાઓ પણ ધારે તો આ અણમૂલા પુસ્તકની ફરીથી લ્હાણી કરી શકે. ભાઇઓ બ્હેનોને વીરપસલી તરીકે આ પુસ્તકની ભેટ આપી શકે. ગુજરાત એ રીતે સ્વ. કવિ તરફનું પોતાનું ઋણ અદા કરી તેમના નિરાધાર કુટુંબને મદદરૂપ થઇ શકે છે. અમને આશા છે કે ગુજરાત અને ખાસ કરીને ગુજરાતની ગુણસુંદરીઓ કૃતઘ્ન કે બેદરકાર નહિ થાય.

**રાયચુરાની રસીલી વાર્તાઓઃ**—લેખકઃ શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા. સોલ એજંટઃ મેસર્સ આર. વનમાલીદાસ, ભાટીઆ મહાજનવાડી સામે, મુંબઇ, ૨. મૂલ્યઃ રૂ. ૧-૯-૦.

રા. રાયચુરાની વાનીથી " ગુણસુંદરી " ના વાચકો અજાણ્યા નથી. એમની ચાલુ વાર્તા " સ્નેહપૂર્ણા ", બીજી ટુંકી વાર્તાઓ અને રાસ કાવ્યો

એમની શક્તિની સચોટ સાબિતિ આપે છે. પ્રસ્તુત પુસ્તકમાં એમની બાર ટુંકી વાર્તાઓનો સંગ્રહ પ્રકટ થયો છે. એ વાર્તાઓને લગાડેલું "રસીલી" વિશેષણ કોઇ પણ રીતે અતિશયોક્તિ ભરેલું નથી. એક પણ વાર્તા એવી નથી કે જે વાંચતા કંટાળો આવે. વાર્તાઓ વાંચવાનો જેમને શોખ છે તેઓ આ પુસ્તકને જરૂર સત્કારશે. જુદા જુદા પ્રસિદ્ધ ચિત્રકારોના આઠ સુંદર ચિત્રોથી પુસ્તકની ઉપયોગિતા અને આકર્ષકતા વધી છે, અને તેમાં આંખે ઉડીને વળગે એવું પૂઠું ઓર વધારો કરે છે. આવા સુંદર પુસ્તકની કિંમત ફક્ત દોઢ રૂપીઓજ રાખી છે, તે જોતાં એમ અનુમાન કરી શકાય કે લેખકે કમાણી કરવાનો લોભ નથી રાખ્યો. અમારી તો ખાત્રી છે કે ગુજરાતનો વાચક વર્ગ આ પુસ્તકની નકલો એજન્ટના હાથમાં લાંબો સમય રહેવા નહિ દે.

**પૃથ્વીશ:** લેખક: રા. "ધુમકેતુ" પ્રકાશક: રા. ચાપશી વિ ઉદેશી, "નવચેતન" ઓફીસ, ૧૪, અમરતલા સ્ટ્રીટ, કલકત્તા. મૂલ્ય: રૂ. ૨-૮-૦.

આ નવલકથા ગુજરાતના વાચકોમાં અત્યાર પ્હેલાં જાણીતી થઇ ગઇ છે. "નવચેતન" માં લાંબા સમય સુધી ચાલુ વાર્તા તરીકે એ પ્રસિદ્ધ થતી હતી. એના લેખક પણ કોઇ નવા સવા નથી, પણ નવલકથાના ક્ષેત્રમાં જાણીતા છે એટલુંજ નહિ પણ અત્યંત લોકપ્રિય છે. અત્યાર પ્હેલા પ્રકટ થયલી તેમની "રાજમુગટ" અને બીજી વાર્તાઓ વાચક પ્રજાનો અત્યંત આદર પામી ચુકી છે અને તેવીજ રીતે આ નવલકથા પણ પામશે એ શંકા રહિત છે. "પૃથ્વીશ" માં રા. "ધુમકેતુ" દેશી રાજ્યોની ખટપટ અને કાવાદાવા ઉપરાંત રાજકર્તાઓની ખામીઓ અને નબળાઇઓ ઉઘાડી પાડે છે અને તેનું નિવારણ કરવાનો માર્ગ દર્શાવે છે. એ ફાયદાનો એમણે આપેલો ઉકેલ એક અનુભવી મુત્સદ્દીને છાજે તેવો છે. એમનું પાત્રાલેખન પણ જોરદાર છે. અમને ખાસ કરીને મહાત્મા કુટસ્થ અને પૃથ્વીશનાં પાત્રો ઘણાં ગમ્યાં છે. અત્યારના દેશી રાજ્યોનો સડો દૂર કરવા માટે લોક કલ્યાણ માટે નિષ્કામ કર્મ કરતાં કુટસ્થ અને રાજ્યની સાથે પ્રજાનું કલ્યાણ નિરંતરતાથી, આત્મભોગ આપી સાધતા પૃથ્વીશ જેવા જાગીરદારો કે પ્રજાજનોની જ અત્યારે જરૂર છે. આ નવલકથાના આલેખનમાં અમને એકજ ખામી લાગે છે અને તે પાત્રોની વિશેષતા છે. મુખ્ય કામ કરનારા સંખ્યા ઓછી રાખી હોત, તો અમને લાગે છે કે વાર્તા વધારે રસમય અને જોરદાર થાત. આટલું છતાં એ વાર્તા કંટાળો તો નથીજ આપતી. એક વાર હાથમાં લીધાં પછી વાચકને તે પુરી કરવાનુંજ મન થાય. રા. રાવલ જેવા સિદ્ધ હસ્ત ચિત્રકારને હાથે દોરાયલાં ચિત્રો એની ઉપયોગિતા અને આકર્ષકતા અનેક ગણી વધારે છે. મુદ્રણના કેટલાક દોષ ગણાવી શકાય, પરંતુ કલકત્તા જેવા સ્થળમાં છાપવાથી તે અનિવાર્ય અને ક્ષંત્ય ગણાવા જોઇએ.

**પ્રીતમદાસની વાણી:** સંપાદક: ભિક્ષુ અખંડાનંદજી. પ્રકાશક: સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય. વિવિધ ગ્રંથાંક ૧-૨-૩. મૂલ્ય: ૧-૪-૦.

ગુજરાતી ભાષાના સાહિત્યભંડારને સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે-તેના સંચાલક ભિક્ષુ અખંડાનંદજીએ અત્યાર પહેલાં અનેક ઉપયોગી પુસ્તકોથી સમૃદ્ધ કર્યો છે, એ વાતથી ગુજરાતનો વાચકવર્ગ હવે અજાણ્યો નથી. પ્રસ્તુત પુસ્તક એવા ઉપયોગી પુસ્તકોમાં એકનો વધારો કરે છે. લગભગ ૨૦૦ વર્ષ પહેલાં ચરોતરના સંદેસર ગામમાં થઇ ગયલા સંત પ્રીતમદાસનાં ભજનો આ પુસ્તકમાં સંગ્રહ થયો છે. જુદે જુદે પ્રસંગે પ્રકટ થયલા એ ભક્તજનના ભજનો અત્યાર પહેલાં લોકપ્રિય થયાં છે. આ પુસ્તક એનાં પ્રગટ તેમજ અત્યાર સુધી અપ્રકટ રહેલાં ભજનોનો એકત્ર સંગ્રહ પ્રજા સમક્ષ ધરે છે. ભક્તિરસથી છલકાતાં એ કાવ્યોનું મૂલ્ય સાહિત્યની દૃષ્ટિએ પણ ઓછું નથી. આવું ઉપયોગી પુસ્તક પ્રકટ કરી ભિક્ષુ અખંડાનંદજીએ ગુજરાતી આલમ પર એક વધુ ઉપકાર ચઢાવ્યો છે. સવા રૂપીઆની કીમતે ૩૫૦ પાનાનો આ ગ્રંથ બહુજ સસ્તો ગણાય. પણ સસ્તુ સાહિત્ય આપવાનું તો એમનું જીવનવ્રત છે. એમના સંન્યાસને એ વ્રત દીપાવી રહે છે.

**સૌભાગ્યવતીનું સંસાર ચિત્ર:** યોજક: શ્રીયુત કહાનજી ધર્મસિંહ. પ્રકાશક: શ્રીયુત નટવરલાલ કનૈયાલાલ વૈષ્ણવ મૂલ્ય: રૂ. ૦-૧૨-૦.

સ્વ. સૌ. માણેકબાઇ કહાનજીની જીવનરેખા: આ પુસ્તકમાં તેમના પતિને હાથે લખાઇ છે. સ્ત્રી કલ્યાણની પ્રવૃત્તિમાં યથાશક્તિમતિ સ્વ. માણેકબાઇએ ઓછો ફાળો નથી આપ્યો. ભાષણો અને પુસ્તકો દ્વારા તો તેમણે સેવા કરી છે પણ તે ઉપરાંત બીજી રીતે પણ ઉપયોગી જીવન એ બાઇ જીવી ગયાં. એમનાં સહવાસમાં આવેલાં અનેક જણ આજે તેમને યાદ કરે છે. એવા ઉપયોગી જીવનની રેખા કોઈ નિકટના સંબંધીને હાથે દોરાય - ત્યારે તેને જરૂર પૂરતો ઇન્સાફ મળે. લેખકે એ ફરજ લાગણીપૂર્વક અદા કરી છે. પોતાની જાતિના કલ્યાણ માટે પ્રવૃત્તિ માંડી રહેલી બ્હેનો સ્વર્ગસ્થનું અનુકરણ કરે તો તેઓ પોતાનું કાર્ય વધારે ઉપયોગી બનાવી શકે.

**વીરની વાતો:**—લેખક અને પ્રકાશક: શ્રીયુત **તારાચંદ પોપટલાલ** અડાલજા, એલ. ટી. એમ. ( ડે ફોડી પાસે-વડોદરા. ) મૂલ્ય. રૂ. ૨–૮–૦

ટુંકી રસભરી અને ખાસ કરીને ઐતિહાસિક વાર્તાઓના લેખક તરીકે રા. અડાલજાનું નામ ગુજરાતના વાચક વર્ગમાં જાણીતું છે. એમની એવી અનેક વાર્તાઓ અત્યાર પ્હેલાં જુદા જુદા માસિકોમાં અને દૈનિક પત્રોના દિવાળી અંકોમાં પ્રક_ થઇ આદર પામી ચૂકી છે. તે વાર્તાઓમાંથી દશ સુંદર વાર્તાઓનો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે, જે વાર્તાઓને શ્રીમંત પુરૂષોત્તમ, શ્રીયુત રાવળ અને શ્રીયુત ગોહિલ જેવા વિખ્યાત ચિત્રકારોએ પોતાના ચિત્રોથી શણગારી એમની આકર્ષકતા વધારી છે. શ્રીમંત પુરૂષોત્તમની પીંછીના પ્રસાદરૂપ બે ત્રિરંગી ચિત્રો આ પુસ્તકની મુખ્ય શોભારૂપ છે, એ ઉપરાંત બીજા એકરંગી અને બેરંગી ૧૮ ચિત્રો અપાયાં છે. મુદ્રણ પણ સુંદર અને આકર્ષક છે. આ બધું જોતાં લગભગ ૩૨૦ પાનાના આ પુસ્તકનું મૂલ્ય રૂ. ૨–૮–૦ રાખ્યું છે તે વ્યાજબીજ લેખાય. અમે ઇચ્છીએ છીએ કે આ રસભરી વાર્તાઓના બીજા પુસ્તકો રા. અડાલજા જલ્દી પ્રકટ કરી શકે. વાચક એકવાર હાથમાં લીધા પછી પૂરું કર્યા વિના પુસ્તક હેઠું મુકવાની ધૃષ્ટતા નહિ કરે, એમ અમને લાગે છે.

## સાભાર સ્વીકાર

**રંગુન સમાચાર** ( રંગુન ): તંત્રી: રા મણીભાઇ ર. દેસાઇ. અંક. ૫૯–૬૪. વાર્ષિક લવાજમ: રૂ ૬–૦–૦.

**ઇ સાફ** ( મુંબાઇ ): તંત્રી: મુન્શી ફતેહખાન અહમદખાન "દિલકશ" વર્ષ છઠ્ઠું; અંક ૧–૮. વાર્ષિક લવાજમ: રૂ. ૫–૦–૦.

**કૃષ્ણભૂમિ** ( ગોંડલ ): તંત્રી: રા. જી. કે વૈદ્ય, વર્ષ ૧ લું; અંક ૭–૧૦. વાર્ષિક લવાજમ: રૂ. ૪–૦–૦

**સમાજ સેવક** ( જામનગર ): વ્યવસ્થાપક: રા. મોહનલાલ હીરજી ઠક્કર. પત્રિકા ૩ જી.

**ભટ્ટી હિતેચ્છુ** ( મુંબાઇ ): તંત્રી: શેઠ પુરૂષોત્તમ વિ. માવજી જુલાઇ, ૧૯૨૫. વાર્ષિક લવાજમ: રૂ ૨–૮–૦

**વાયકા મિત્ર** (મુંબાઇ): તંત્રી: રા. રામલાલ ચુનીલાલ મોદી. પુસ્તક ૫ મું; અંક ૯–૧૦ વાર્ષિક લવાજમ: રૂ. ૩–૦–૦

**સમાજ સેવા મંડળ** ( મોમ્બાસા ) નું ચોથો વાર્ષિક રીપોર્ટ: ૧૯૨૩–૪.

**બે ઘડી મોજ** ( મુંબાઇ ): બીજા વર્ષનો ખાસ અંક. વખત ગાળવા માટે આ એક સારું સાધન પૂરું પાડે છે. બે આનાની કિંમત નોંધ નથી.

**અલ-મેહબુબ** (સુરત): તંત્રી એ. ૬ રસા સુરતીવાળી જીલ્દ ૧; નંબર ૭. વાર્ષિક લવાજમ રૂ ૩–૮–૦

**જીવનચર્ચા:** લેખક: શ્રીયુત માવજી દામજી શાહ. લાંબું આયુષ્ય બનાવવા માટે મનુષ્યે કેમ વર્તવું જોઇએ તે આ પુસ્તક બતાવે છે. લેખકે દાખલા સહિત પોતાનો વિષય સારી સમજાવ્યો છે. મૂલ્ય. રૂ. ૦–૬–૦.

# ઈનામી ઉખાણું.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ■ | ૧ | ૨ | ૩ | ■ | ૪ | ૫ | | ■ |
| ૬ | ■ | ૭ | | ૮ | | | ■ | ૯ |
| ૧૦ | ૧૧ | ■ | ૧૨ | | | ■ | ૧૩ | |
| ૧૪ | | ૧૫ | | ■ | ૧૬ | ૧૭ | | |
| ■ | ૧૮ | | ■ | ■ | ■ | ૧૯ | | ■ |
| ૨૦ | | | ૨૧ | ■ | ૨૨ | | | ૨૩ |
| ૨૪ | | ■ | ૨૫ | ૨૬ | | ■ | ૨૭ | |
| | ■ | ૨૮ | | | | ૨૯ | ■ | |
| ■ | ૩૦ | | | ■ | ૩૧ | | | ■ |

**આડા.**

૧ ગૌરી માતા.
૪ ગરમી લાવનાર એક જાતની ઔાષધની ભુકી.
૭ એક સરોવરનું નામ.
૧૦ લાલ રંગના.
૧૨ બીજાની પાસે કામ લે ( આજ્ઞાર્થ )
૧૩ લખોટા.
૧૪ રાજ્ય સંબંધી.
૧૬ રબારીની જાત. ( મરાઠી. )
૧૮ શરીરનો એક અવયવ.
૧૯ યુક્તિ
૨૦ પૃથ્વી.
૨૨ સમશેર.
૨૪ ધન.
૨૫ ચાર ગાઉ.
૨૭ ઝીણી કણુ.
૨૮ સુન્દર હાથ.
૩૦ ઇન્દ્રિયોથી જણાય એવું.
૩૧ આંખ.

**ઉભા.**

૨ લક્ષ્મી.
૩ દરબારનો એક માનદ અધિકારી. (મરાઠી)
૪ શ્રી કૃષ્ણનું એક પરાક્રમ.
૫ કિનાર.
૬ એક સુગન્ધી મસાલો.
૮ ટાણાનો વખત.
૯ એક સંખ્યા.
૧૧ એક રાક્ષસનું નામ.
૧૩ એક વારનું નામ.
૧૫ વડોદરાથી ભરૂચ સુધીનો પ્રદેશ.
૧૭ અનુકરણ
૨૦ ભાર.
૨૧ ખજાનચી ( અંગ્રેજી પરથી લીધેલો )
૨૨ સુન્દરીની 'વેરની વસુલાત'માંનું એક પાત્ર.
૨૩ રૂપુ.
૨૬ આડાઇ.
૨૮ બૃહસ્પતિનો પુત્ર અને શુક્રાચાર્યનો શિષ્ય.
૨૯ ગાયનની ચાલ

[ નોંધઃ ઇનામી ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવાનો હક્ક ફક્ત સ્ત્રી ગ્રાહકોનેજ છે. જે બ્હેનો જવાબ લખી મોકલે તેમણે પોતાનો **ગ્રાહક નંબર અવશ્ય જણાવવો જોઇએ.** ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાંથી નામ કાઢી નાંખવામાં આવશે.

ઉપર જણાવેલા ઉખાણાનો જવાબ તા. ૩૦ મી સપ્ટેમ્બર ૧૯૨૫ સુધીમાં અમને મળી જાય એવી રીતે મોકલી આપવો. જેમના જવાબ ખરા હશે તેમનાં નામોની ચીઠ્ઠી નાંખવામાં આવશે અને જે બ્હેનના નામની ચીઠ્ઠી નીકળશે તેમને "પેશે પેર" નામે સામાજીક નાટકનું સુંદર પુસ્તક ઇનામ તરીકે આપશે. આ હરિફાઇનું પરિણામ નવેમ્બર ૧૯૨૫ના અંકમાં પ્રકટ કરવામાં આવશે.

**જુલાઇ ૧૯૨૫ના અંકમાં આપેલા ઉખાણાની હરિફાઇનું પરિણામઃ**

આ માસિકના જુલાઇના અંકથી ઇનામી ઉખાણાં આપવાનું અમે શરૂ કર્યું. ગુજરાતીમાં આ પ્રથા નવીજ છે. તેથી અમે એવું ધાર્યું નહોતું કે વાંચક વર્ગ તેને આટલા ઉત્સાહથી વધાવી લેશે. પરંતુ ઘણા આનંદ સાથે જણાવીએ છીએ કે વાંચનાર બ્હેનોએ બહુ ઉમંગથી આ હરીફાઇમાં ભાગ લીધો છે. અમારો હેતુ સફળ થયો છે.

જુલાઇના અંકમાં જે ઉખાણું નં. ૨ આપ્યું હતું, તેના બધા મળીને ૬૪ જવાબ આવ્યા હતા. તેમાંથી કેટલાક ખોટા હતા. કેટલાક પુરૂષ ગ્રાહકોએ મોકલ્યા હતા. વળી કેટલાક ગ્રાહક નહિ એવા વાંચનારના હતા. તેમજ કેટલાક તા. ૩૧ મી જુલાઇ પછી આવેલા હતા. આ બધા બાદ કરતાં ૨૮ જવાબ ખરા નીકળ્યા. તે બધા એકઠા કરીને ન્હાના બાળક પાસે એમાંથી એક કાગળ ઉપડાવ્યો. તો નીચેનું નામ આવ્યું. એટલે એ બ્હેનને ઇનામ આપવાનું જાહેર કરીએ છીએ

**કુમુદ મ. રાયજી.**
C/o ડૉ. મનંતરાય રાયજી
ઠે. હવાડીઆ ચકલો.
આમલીરાન. **સુરત.**

જુલાઇના અંકમાં અમે જાહેર કરેલું તે પ્રમાણે એ બ્હેનને "**રાયચુરાની રસીલી વાર્તાઓ**" નામે પુસ્તક ભેટ તરીકે મોકલવામાં આવશે. આ ઇનામ મેળવવાને તે ભાગ્યશાળી થયાં છે તે માટે અમે તેમને અભિનંદન આપીએ છીએ.

એ ઉખાણાનો ખરો જવાબ નીચે પ્રમાણે છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ક | ન | ક | × | અ | મૃ | ત |
| વિ | મ | લા | × | ય | ગ | ર |
| × | × | ર | જ | ની | × | × |
| નિ | કા | સ | × | પ | તા | કા |
| મ | નો | રા | × | તિ | લ | ક |

ઑગસ્ટના અંકમાં નવું ઉખાણું મૂક્યું છે. તેના જવાબ પણ અમારી પાસે આવવા માંડયા છે. એ પ્રમાણે દર મહીને બનતા સુધી એકેક ઉખાણું મૂકીશું. આની માફક વાંચનાર બ્હેનો ઉત્સાહથી જવાબો મોકલશે એવી આશા રાખીએ છીએ.

તંત્રી. ગુણસુંદરી.




**સર સુરેન્દ્રનાથ બેનરજી.**

એક જોશીએ કહ્યુ હતું કે આ વર્ષમાં હિંદુસ્તાન પોતાના બે નરરત્નો ગુમાવશે. દેશબંધુ દાસને ગયાને તો હજી બહુ વખત થયો નથી, તેમના મૃત્યુનો ઘા તો હજી તાજો જ છે. ત્યાં એકાએક સર સુરેન્દ્રનાથ બેનરજીના મૃત્યુના દુઃખદાયક સમાચાર આવ્યા.

સર સુરેન્દ્રનાથના નામથી હિંદુસ્તાનમાં કોઇ અજાણ્યું હોય એ સંભવિત નથી. તેમના પિતા ડૉ. દુર્ગાચન્દ્ર બેનરજી તે કલકત્તાના એક પ્રખ્યાત ડૉકટર હતા. સર સુરેન્દ્રનાથનો જન્મ ઇ. સ. ૧૮૪૮ માં થયો હતો. કલકત્તામાં માન સાથે કેળવણી લીધા પછી તેમને આઇ. સી. એસ. ની પરીક્ષા માટે ઇંગ્લંડ મોકલવામાં આવ્યા. તે પરીક્ષા પસાર કરીને આસિસ્ટન્ટ મેજીસ્ટ્રેટ તરીકે હિંદુસ્તાન પાછા ફર્યા. તેમની આ કારકીર્દી લાંબો વખત ટકી નહિં. તેઓને સરકારી નોકરીમાંથી બરતરફ કરવામાં આવ્યા. પછી જાણીતા સમાજ સુધારક પંડિત ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગરે સ્થાપેલા કલકત્તાના મેટ્રોપોલીટન ઇન્સ્ટીટયુટમાં અંગ્રેજીના અધ્યાપક તરીકે થોડો વખત કામ કર્યું અને તે દરમિયાન ઇ. ૧૮૮૨ માં રિપન કૉલેજ શરૂ કરી. ૧૮૭૬ માં ઇન્ડીયન એસોસીએશન સ્થાપવામાં આવ્યું તેનું માન સર સુરેન્દ્રનાથ તેમજ સ્વ. આનંદ મોહન ઘોષને ઘટે છે. આ એસોસીએશન તે હિંદી રાષ્ટ્રીય મહાસભાનું પૂર્વ ચિન્હ કહી શકાય. તેઓ આ મહાસભાના બે વાર પ્રમુખ ચુંટાએલા હતા. પણ પછીથી મહાસભાથી તેઓ છુટા પડયા ને "મોડરેટો"માં ભળ્યા ને તે લોકોની પહેલી પરિષદના પ્રમુખ પણ તેઓજ હતા. સાત વર્ષ સુધી તેઓ બંગાળની ધારાસભાના સભ્ય હતા. અને કેટલાક વર્ષ જુની વડી ધારાસભાના પણ સભ્ય હતા. "બંગાળી" નામના પત્રના તે તંત્રીને માલિક હતા. ઇ. ૧૯૨૧ માં તેઓને "નાઇટહુડનો ખિતાબ મળ્યો હતો. તેમના ગુણોના યશોગાન કરવા બેસીએ તો પ્રથમ તેની ભાષણ કર્તા તરીકેની શકિતના વખાણ કરવા જોઇએ. ભાષણકર્તા તરીકે તેમના જેવું આખા હિંદમાં કોઇ મળવું મુશ્કેલ છે. તેમનું અંગ્રેજીનું જ્ઞાન, અંગ્રેજી બોલવાની છટા વિસ્મય પમાડે એવા હતા. એક અધ્યાપક તરીકે તેઓએ બંગાળના તે વખતના યુવકોના ચારિત્ર્ય ઉપર ઘણી અસર કરી હતી. અધ્યાપક તરીકે સર સુરેન્દ્રનાથના આદર્શો ઘણા ઉચ્ચ હતા, ને તે પ્રમાણે વર્તવાને હંમેશ તેઓ પ્રયત્ન કરતા. "કલકત્તા મ્યુનિસિપલ એકટ" માટે લડી પસાર કરાવનાર પણ તેઓજ હતા. આ કાયદાથી કલકત્તાની મ્યુનિસિપાલિટિને ઘણા હકો મળ્યા હતા. બ્રિટિશ રાજ્યના એક પ્રધાન તરીકે બંગાળમાંથી "મલેરીયા" નાબુદ કાઢવાને ઘણા પ્રયત્ન તેમણે કરાવ્યા હતા. તેમના જ વખતમાં બંગાળની ઘણી મ્યુનિસિપાલિટિને પોતામાંથીજ પ્રમુખ ચુંટવા હકક મળ્યો હતો.

સર સુરેન્દ્રનાથના ગુણ અને કામ એવાં હતાં કે પોતાના દેશના માણસો તેમજ અન્ય લોકો પણ તેમના તરફ માનની લાગણીથી જુએ. તેમના મૃત્યુથી હિંદુસ્તાનને એક મોટી ખોટ ગઇ છે. પરમેશ્વર તેમના આત્માને શાન્તિ બક્ષો.

**અલ્હાબાદની યુનિવર્સિટિમાં સ્ત્રીઓને બી. એ. કલાસમાં ભણવા જવા સામે નિષેધ**

અલ્હાબાદ યુનિવર્સિટિની કારોબારી સભાએ એવો ઠરાવ કર્યો છે કે તે યુનિવર્સિટિના ઉપઅધ્યક્ષની રજા સિવાય કોઇ પણ સ્ત્રી વિદ્યાર્થીનીને પુરૂષ વિદ્યાર્થીઓની સાથે બી. એ. કલાસમાં દાખલ કરવામાં આવશે નહિં.

આ ઠરાવ પસાર થયા પછી એની સામે વિરોધ

દર્શાવવાને અલ્હાબાદની સ્ત્રીઓની એક સભા મિસિસ દુર્ગાચરણ બેનરજીના પ્રમુખપણા નીચે મળી હતી. તે સભામાં મિસિસ મોતીલાલ નહેરૂ, મિસિસ ચિન્તામણિ, મિસિસ રમાકાન્ત માલવીય અને મિસિસ સપ્રુ વગેરે હાજર હતા. હિંદની એક વિદ્યાપીઠ સ્ત્રી-વિદ્યાર્થીનીઓને બી. એ. ક્લાસમાં જવાનો નિષેધ કરી જાતિભેદ દર્શાવે છે તે આવા 'પ્રગતિના સમયમાં પાછળ પગલું ભર્યા બરાબર છે,' અને તે પગલું બંને જાતિ વચ્ચે વિરોધ કરાવે એવું છે. તેથી તે સભાએ તે વિદ્યાપીઠને તે ઠરાવ પાછો ખેંચી લેવા વિનંતી કરી હતી. આ ઉપરાંત સ્ત્રીઓની બીજી એક સભા ભરાઇ હતી. તે સભા અલ્હાબાદની આર્ય કન્યાશાળામાં શ્રીમતિ સુશીલાદેવીના પ્રમુખપણા નીચે ભરાઇ હતી અને તે સભાએ અલ્હાબાદની યુનિવર્સિટિનો તે લોકોએ કરેલો ઠરાવ પસાર કરવા માટે ઉપકાર માન્યો હતો. આ બીજી સભામાં જે મત દર્શાવવામાં આવ્યો તેવા મતના હિંદમાં હજી છે જાણી અમને નવાઈ તો નથી લાગી, પણ ખેદ તો થયો. પોતાની પુત્રીઓને છોકરાઓ સાથે ભણાવવી કે નહિં તે દરેક જણની પોતાની મુનસફી ઉપર આધાર રાખે છે. પણ બીજી છોકરીઓ જે છોકરાઓ સાથે કોલેજમાં શીખીને ઉચ્ચ કેળવણી મેળવતી હોય તેનો નિષેધ થતો જોઇ આનંદ દર્શાવવો તે એક બીજી વાત છે પણ હવે એ યુનિવર્સિટિના ઠરાવ ઉપર વિચાર કરીએ એ જે ઠરાવ કર્યો તેનો તો ઉદ્દેશ જ અમને સમજાતો નથી કંઇ ગૂઢ ઉદ્દેશ હોવો જોઇએ. કારણ કે દરેક યુનિવર્સિટિની કોલેજમાં બી એ. થતા સુધીના ચાર ધોરણો હોય છે. તો તે બધામાં સ્ત્રી વિદ્યાર્થીનીઓને જતી અટકાવવી નહિં ને ફક્ત બી. એ ના જ ક્લાસમાં અટકાવવી તેનો અર્થ અમે સમજી શકતાં નથી. જો છોકરીઓ છોકરાઓ સાથે કોલેજમાં કેળવણી લે તેના કંઇ અનિષ્ટ પરિણામ (છોકરા છોકરીઓને સાથે ભણાવવાથી અનિષ્ટ પરિણામ આવે છે એમ અમે સ્વપ્ને પણ માનવાને તત્પર નથી) આવવાનો સંભવ હોય તો તે ફક્ત બી. એ. ક્લાસને જ કેમ લાગુ પડે ? તે ઉપરાન્ત દુનીઆના બીજા દેશોમાં જ્યારે સ્ત્રીઓને સરખા હક્ક તથા કેળવણી વગેરે લેવાને સરખી તકો આપવાની વાતો થાય છે, અપાય છે, ત્યારે હિંદના એક ભાગની યુનિવર્સિટિ (જે એક કેળવણી આપતી સંસ્થા છે, ને જેની પાસે તો આપણે સુધારા તથા પ્રગતિની ઘણી આશાઓ રાખી શકીએ ) ત્યાંથી કોલેજના બી. એ ક્લાસમાં સ્ત્રીવિદ્યાર્થીઓને ફક્ત જાતિભેદના કારણથી જ દાખલ થતી અટકાવનારો ઠરાવ પસાર કરે છે. તે એક ઘણા ખેદની વાત છે. આ ઠરાવથી ત્યાંની સ્ત્રીઓની ઉચ્ચ કેળવણીને ઘણો ધક્કો લાગે તેમ છે. ને તે રીતે તે ઘણો નિંદ્ય છે ! આની સામે-કેટલાક એવી દલીલ મૂકશે કે છોકરીઓને ઉચ્ચ કેળવણી આપવી હોય તો એ લોકો માટે જુદી કોલેજો ઉઘાડવી જોઇએ, ગૃહવ્યવસ્થાને લગતું કે ખાસ સ્ત્રીઓને જ યોગ્ય એવું શિક્ષણ આપવાને માટે જુદી કોલેજો ઉઘાડી હોય તે વાત જુદી. પણ સામાન્ય કોલેજોમાં છોકરાઓ જે શિક્ષણ લેતાં હોય તે જ શિક્ષણ લેવા ઇચ્છનાર છોકરીઓને તેવી કોલેજોમાં દાખલ ન થવા દેવી-દાખલ કરતાં હોય તો હવેથી અટકાવવી એ તો સ્ત્રીજાતિનું અપમાન કર્યા બરાબર છે. છોકરાઓ જેવું જ શિક્ષણ લેવા માટે દરેક સ્થળે છોકરીઓ માટે જુદી કોલેજો ઉઘાડવામાં આવે તો નાહક ખર્ચ પણ કેટલો થય ? તે ઉપરાંત છોકરા અને છોકરીઓની કેળવણી માટે સંયુક્ત સંસ્થાઓ રાખવાથી બંનેને માનસિક અને નૈતિક અનેક લાભ છે તેનું શું ? એ લોકો સાથે કેળવણી લે તેથી એક બીજાના સમાગમમાં આવે. એક બીજાના સ્વભાવ, વિચારો, આદર્શો વગેરે જાણવાની તક મળે છોકરા છોકરીઓ એક બીજાના સમાગમથી ટેવાઇ જાય છે તેથી જાતિવિકાસ ઉત્પન્ન થતો નથી. તે ઉપરાંત તેઓમાં કેટલેક અંશે સ્ત્રી અને પુરૂષ વચ્ચેના ભેદ પ્રત્યે એક જાતની ઉદાસીનતા આવી જાય છે. તે ઉપરાંત આપણા દેશમાં હાથ જે સ્ત્રીઓને પુરૂષોથી હલકી કે ઉતરતી પંક્તિની ગણવાની પ્રથા છે તે કેટલેક અંશે દૂર થાય ને પુરૂષો સ્ત્રીઓ તરફ માનની દ્રષ્ટિએ જોતાં થાય કારણ કે છોકરાઓ પ્રત્યક્ષ જુએ કે છોકરીઓ તેઓની સાથે કેળવણી લઇ હરીફાઇમાં ઉતરી શકે છે અને સફળ પણ થાય છે એટલે સ્ત્રીઓમાં તેઓ કરતાં કંઇપણ ઓછી બુદ્ધિ કે શક્તિ નથી.

**હિંદુ વિધવાનું મુસલમાન યુવક સાથે થએલું લગ્ન**

કાઠીઆવાડના ગોંડળ શહેરમાં ગુજરાતી બ્રાહ્મણ જ્ઞાતિની મંજુલા નામની વિધવાએ ત્યાંના એક મુસલમાન ગોર મુહમદભાઇના પુત્ર અઝીઝ સાથે લગ્ન કર્યું છે. આ ત્રીજું પ્રથમ

લગ્ન તેર વર્ષની વયે તેનાં માબાપે કર્યું હતું અને હાલ તેની ઉમર વીસ વર્ષની છે. તે પોતાની માતા તથા ભાઈ સાથે રહેતી હતી. એક વર્ષથી તેણે અઝીઝ સાથે અઘટિત સંબંધ રાખવા માંડ્યો હતો. હમણાં તેણે મુસલમાન ધર્મ સ્વીકાર્યો અને ત્યાંના પીરસાહેબે તેનું લગ્ન કરાવી આપ્યું. આ હકીકત તે સ્ત્રીએ પોતે મેજીસ્ટ્રેટની કોર્ટમાં ખુલાસો કરતી વખત કહી હતી.

આ બનાવથી ગોંડળમાં તેમજ આખા કાઠી-આવાડમાં અને બીજે સ્થળે પણ ગુગળી જ્ઞાતિના લોકોમાં ખળભળાટ મચી રહ્યો છે. વર્તમાનપત્રો પોતાપોતાને ફાવે તેવા ઉભરા કહાડે છે. ગોંડળના હિંદુઓ ત્યાંના મુસલમાનો પર રોષ ભરાયા છે. હિંદુ તથા મુસલમાન કોમોમાં અન્યોન્ય વૈરભાવની લાગણીમાં વધારો થયો છે

ખરું જોતાં બે કોમના ઝગડાને આની સાથે ખાસ સંબંધ નથી જ્યાં સુધી હિંદુ કોમ પોતાની વિધવાઓને અસહાય અવસ્થામાં છૂટી રાખશે, ત્યાંસુધી આવા બનાવ બન્યા વગર રહેશે નહિ. બાળ-વિધવા ઉમર લાયક થાય ત્યારે એની ઇચ્છા હોય તો પુનર્લગ્ન કરે એમાં કંઇ અયોગ્ય અમને લાગતું નથી. પરંતુ આ દાખલામાં તેણે પસંદ કરેલો યુવક પરકોમનો મુસલમાન હતો, અને તેથી તેણે પોતાનાં માબાપથી ગુપ્તરીતે લગ્ન કર્યું. વળી પોતાનો ધર્મ પણ તજીને પરધર્મનો સ્વીકાર કર્યો. હિંદુઓમાં વધારે ખળભળાટ થવાનું કારણ આજ છે. વળી મંગળાએ આ પગલાં પોતાની રાજી-ખુશીથી ભર્યાં કે તેને કંઇ લાલચ બતાવીને ફસાવવામાં આવી હતી એ બાબત પણ શંકા રહે છે. જો કે કોર્ટમાં ખુલાસો કરતી વખત તો તેણે એમજ કહ્યું હતું કે તેણે બધું પોતાની ખુશીથી કર્યું છે. પરંતુ કદાચ કોર્ટમાં એવું બોલવાનું પણ તેને પહેલેથી શીખવવામાં આવ્યું હોય વળી બીજી મુદ્દાની વાત એ છે કે લગ્ન પહેલા એક વર્ષથી મંગળાએ આ યુવક સાથે અયોગ્ય વ્યવહાર રાખ્યો હતો. એ બાબત અલબત્ત ઘણીજ નિંદનીય છે. પુનર્લગ્ન કરનાર વિધવાનું ચારિત્ર્ય શુદ્ધ હોય તોજ તે ઈષ્ટ ગણાય. તેવું આ દાખલામાં ન હતું.

આનેજ મળતો બીજો દાખલો હમણાં મદ્રાસ ઇલા-કામાં બન્યો છે. મસુલીપટમની પાસેના ગામડામાં રહેનાર એક સત્તર વર્ષની બ્રાહ્મણ વિધવા પોતાના દુઃખી જીવનથી કંટાળીને. એક મુસલમાન મોટર ડ્રાઇવરને શરણે ગઈ. તે બન્ને નાસીને હૈદરાબાદ ગયાં. બન્નેના પિતાએ શોધ કરવા માંડી. આખરે પકડાતાં તેમને પાછાં મસુલીપટમ આણવામાં આવ્યાં સ્ત્રીની ખરી વય જાણવા માટે તેને હોસ્પિટલમાં મોકલી. ત્યાં ડાકટરોએ તેમે લાયક ઉમરની જાહેર કરી. તેણે હજી પણ એ મુસલમાન યુવક સાથે રહેવાની મરજી બતાવી. મુસલમાન પંચાયતે એવું નક્કી કર્યું કે જો તે સ્ત્રી ઇસ્લામ ધર્મનો સ્વીકાર કરે તો આ યુવક સાથે રહી શકે. તેણે તે કબુલ કર્યું અને મુસલમાન થઇને તેની સાથે લગ્ન કર્યું.

આ બન્ને દાખલા એકેકને ઘણાજ મળતા છે. હિંદુ સમાજનું વિધવાઓ પ્રત્યેનું વર્તન અતિશય નિર્દય છે એ વાત હવે લગભગ સર્વમાન્ય છે ધર્મ-ને બહાને જૂના વિચારને વળગી રહીને મોટા ઋષિ મુનિઓથી પણ ન પળાય તેવો સંયમ પાળવાની આશા આપણો સમાજ વિધવાઓ પાસેથી રાખે છે. તે સાથે તેને કંઇજ સહાય મળતી નથી. હિંદુ રૂઢિ પ્રમાણે વિધવાએ મનને પવિત્ર રાખીને જીવન પર્યંત બ્રહ્મચર્ય પાળવું જોઇએ. તે સાથે તેને કેવા સંજોગો-માં રાખવામાં આવે છે તેનો વિચાર કરવો. બાળપ-ણથી ચારિત્ર્ય શુદ્ધ થાય એવું શિક્ષણ તેને બિલકુલ મળેલું હોતું નથી. સંસારની કંઇજ જવાબદારી સમજી ન શકે તેટલી વયે તેનું લગ્ન થાય છે. પછી દૈવયોગે વૈધવ્ય પ્રાપ્ત થાય તો પીયરના કે સાસરાના સંયુક્ત કુટુંબમાં તે રહે છે. ત્યાં તેની સ્થિતિ ઘણું ખરું મફત કામ કરનાર ગુલામ જેવી હોય છે. ઘણી વાર તેના પર હદપાર ત્રાસ ને જુલમ કરવામાં આવે છે. વળી બીજાનું સુખ જોઇને બળવાનું હોય છે. પરણેલી સ્ત્રીઓ તેની નજર આગળ સંસારના અનેક લહાવા ભોગવે છે. ન્યાત જાતના શુભ પ્રસંગોએ વિવિધ જાતના આનંદ કરે છે. વિધવાથી તેમાં બીલકુલ ભાગ લેવાતો નથી, ને તો ખુણામાં બેસીને પોતાના કમનસીબ માટે વિલાપ કરે છે. સંયમ કે વૈરાગ્ય માટે જે અતિ દૃઢ મનોબળની આવશ્યકતા છે તે તેનામાં હોતું નથી. આવી સ્થિતિમાં તેને ભરપૂર સંસાર સમુદ્રમાં લાલચોની વચમાં તરતી મુકવામાં આવે તો તે ડુબે એમાં કંઇ આશ્ચર્ય છે ? વિધવાને એક તરફથી અતિશય દુઃખ

પડતું હોય, અને બીજી તરફ લાલચોની જાળ પથરાએલી હોય, તો તે કુદરતી રીતે તેમાં ફસાયજ. આ લાલચો પોતાની કોમને બદલે પરકોમ તરફથી ધરવામાં આવે તો ત્યાં જતા પણ તે અચકાય નહિ, એમા કંઇજ નવાઇ નથી. આવી સ્થિતિ ઉત્પન્ન કરીને પછી હિંદુ વિધવા પરધર્મમાં જાય તે માટે અફસોસ કરવો શા કામનો ? જે વ્યક્તિને પોતાની કોમ આશ્રય ન આપે તે સ્વાભાવિક રીતેજ પરકોમ પ્રત્યે આકર્ષાય એમાં કંઇજ આશ્ચર્ય નથી

આવી સ્થિતિ ન થાય તે માટે ઉત્તમ માર્ગ એ છે કે પ્રથમ તો કન્યાઓનું ચારિત્ર્ય ઉત્તમ ઘડાય તે માટે તેમને બાળપણથી સારૂં શિક્ષણ મળવું જોઇએ. જો તેમનામાં સંયમનો ગુણ કેળવાયો હશે તો તેઓ આગળ જતાં લાલચને વશ થશે નહિ. બીજી ઘણીજ મહત્વની બાબત એ છે કે બાળલગ્ન કરવાં નહિ. પરંતુ જે બાળલગ્ના હાલ થઇ ગયેલા છે અને જેને પરિણામે બાળવિધવાઓ થએલી છે, તેમની ઇચ્છા હોય તો તેમનાં વડીલોએજ સારૂં સ્થળ જોઈને તેમનાં પુનર્લગ્ન કરી આપવા. જ્ઞાતિ તરફથી તેમાં બીલકુલ વિરોધ થવો જોઇએ નહિ. પરંતુ ઉલટું ઉત્તેજન મળવું જોઇએ. જે વિધવાની ઇચ્છા પુનર્લગ્ન કરવાની ન હોય તેને પ્રથમ તો સ્વતંત્ર રીતે પોતાનું ગુજરાન કરી શકે એવો ઉદ્યમ શીખવવો જોઇએ એટલે તેને સગાં સંબંધીઓની આધીનતામા ન રહેવું પડે તેને સંસારીઓથી દૂર અને શુદ્ધ વાતાવરણમા રાખવી જોઇએ આ કાર્ય વિધવાશ્રમો આશ્રમો વગેરે સંસ્થાઓ કરી શકે. આવી વિધવાઓના મનમાં સેવાની ભાવના જાગ્રત કરવી જોઇએ. તેમના જીવનનો ઉપયોગ દેશના હિત માટે કોઇપણ રીતે થવો જોઇએ પરંતુ વિધવાની પોતાની ઇચ્છા હોય તોજ આમ થઇ શકે. તેની પાસે બળાત્કારથી બ્રહ્મચર્ય પળાવવાનો પ્રયત્ન કરવો એ તદ્દન મિથ્યા છે. માણસના મનમા વૈરાગ્ય કદી જોર જુલમથી ઉત્પન્ન થઇ શકે નહિં. એવા પ્રયત્ન વ્યર્થ ગયાનાં હજારો દૃષ્ટાંતો આપણે જોયાં છે ઉપર લખ્યા પ્રમાણે હિંદુ સમાજ પ્રયાસ કરશે તોજ મંગળા જેવા દાખલા બનતા બંધ થશે અથવા ઓછા થશે.

**મુંબાઈમાં સ્ત્રીઓ માટે મફત પુસ્તકાલય.**

મુંબાઈમાં મ્યુનીસીપાલીટી તરફથી ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના મકાનમાં સ્ત્રીઓ માટે મફત પુસ્તકાલય મીસીસ કાવસજી જહાંગીરને હાથે ખુલ્લું મૂકવામાં આવ્યું છે. એમાં ગુજરાતી, મરાઠી, ઉર્દુ તથા અંગ્રેજી પુસ્તકો અને ચોપાનીઆં રાખવામાં આવ્યાં છે. લાઇબ્રેરીયન તથા કલાર્ક તરીકે સ્ત્રીઓને રાખવામાં આવી છે. આ ખબર જાણીને અમને ઘણો હર્ષ થયો છે. મ્યુનીસીપાલીટીનાં જે ફરજીઆત કાર્યો છે તેમાં આ ગણવામાં આવ્યું નથી. છતાં પણ મુંબાઈની મ્યુનીસીપાલીટીએ તે ઉપાડી લીધું છે, તે ઘણા આનંદની વાત છે. વળી પુસ્તકાલય માટે સ્થળ પણ એવું પસંદ કર્યું છે કે જ્યાં સામાન્ય વર્ગની સ્ત્રીઓ સહેલાઇથી જઈ શકે આપણી સ્ત્રીઓમાં વાંચનનો શોખ વધારવાની ઘણી જરૂર છે. મુંબાઇની ઉંચી કોમની સ્ત્રીઓમાં તે ધીમે ધીમે વધતો જાય છે એમ કહી શકાય. સરકાર અથવા મ્યુનીસીપાલીટી તરફથી તેને અવશ્ય ઉત્તેજન મળવું જોઇએ. હાલ જે મોટી ઉમરની સ્ત્રીઓ થોડું શિક્ષણ પામેલી છે, તેમના જ્ઞાનમાં વધારો કરવાની અગત્ય ઘણી છે. પુસ્તકો, વર્તમાનપત્રો તથા માસિકોદ્વારા તે થઈ શકે. પરંતુ બધી સ્ત્રીઓની સ્થિતિ એવી હોતી નથી કે તેઓ ચોપાનીઆં કે પુસ્તકો વેચાતાં લઇને વાંચી શકે. તેમને આવાં પુસ્તકાલયોમાં મફત વાંચન મળે તોજ તેમનાથી વાંચી શકાય. તેથી આવા વાંચનાલયોની, જરૂર બહુ હતી તે ખોટ મુંબાઇની મ્યુનીસીપાલીટીએ પુરી પાડી છે. સ્ત્રીઓના જ્ઞાનમાં વધારો થશે તો આપણા સમાજને અનેક લાભ થશે. શંકા માત્ર એટલીજ રહે છે કે આ વાંચનાલયનો લાભ સ્ત્રીઓ પુરતા પ્રમાણમાં લેશે કે નહિ ? આપણી સ્ત્રીઓમા હજી વાંચન તરફ આળસ અને બેદરકારી ઘણી છે વાંચનથી થતા લાભ સ્ત્રીઓએ સમજવાની જરૂર છે. છતાં પણ આવા સાધન મળે તો વાંચન પ્રત્યે સ્ત્રીઓનું આકર્ષણ થાય એવો સંભવ છે. તેથી આ કાર્ય માટે મુંબાઇ મ્યુનીસીપાલીટીને અમે અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપીએ છીએ.

# ઉષાસ્નાન

અમૃત ચોઘડિયાં બજે, મન્દિર મંગલ નાદ;
અરૂણુ લઇને ઉતરે, ઇશ્વર આશીર્વાદ:

ચાલ, સખી ! ચાલ સ્નેહસિંધુને કાંઠડે,
ઉષાનાં તેજે અંઘોળવા:

ભારતનાં ભક્તિપુર ઉર ઉર ઉછળે,
કલરવતી કુંજે કલ્લોલવા:—ચાલ સખી !

ધોવા કલંક ચાંદલો, ડૂબ્યો સાયર નીર,
પ્હરોડ પ્રકટ્યા પ્રાચિમાં, નિર્મળ કંચન કિર;

જોને, સખિ ! જોને ફૂટે કુસુમ્બલ ટસરો,
અણુઓટ્યાં ફૂલડાંની ફોરમ ફોરે:

ફોરે વસન્ત, વાય મલયાનિલ મિઠુડો,
સન્તોની સિદ્ધિ ભરતઆંગણુ મ્હોરે—ચાલ સખિ !

નભમંડળનાં મોતિયાં, માનસસરના હંસ;
પંપાસરનાં પદ્મ ને મધુવનના મકરન્દ !

ઝીલો સખી ! ઝીલો સ્નેહ-સૌન્દર્ય હેલાં,
ઝીલી ઝીલીને ભેટ ધરીએ ભોમે:

ભોમે સામ્રાજ્ય આજ સ્વાતંત્ર્ય સોહલાં,
કલ્યાણુક આણુ જેની સુરજ-સોમે—ચાલ સખી !

કેશવ હ. શેઠ

# ઉષા-સુન્દરી.

આશાને અજવાળતી, ઉર વિષે ઉત્સાહને પ્રેરતી,
ઉગે સ્મિત ભરી ઉષા જગતમાં આનંદ વર્ષાવતી;
વીસારી ગત કાળના શ્રમ સહુ કલ્યાણને સાધવા,
અર્પે નિત્ય નવિન જોમ જીવને સન્માર્ગને પામવા.

ઉગે છે તેમ આજે આ નવા વર્ષ તણી ઉષા,
કુંકુમાંકિત, શું પૂર્યાં સ્વસ્તિકો સુરલોકમાં ?

સૌન્દર્યોના, શુચિ જીવનના, સ્નેહ વાત્સલ્યતાના,
સન્દેશા એ મનુજ જીવને પાઠવે પ્રેમભીના;
કૌમારે યે પરમ રસિલાં, જ્યોત શા તોય કૂંળા,
દર્શાવે છે નિજ સ્વરૂપમાં ભાવ એવા અમોલા.

એ સુભાવ ઝીલી ઉરે સ્નેહ-સૌન્દર્ય સ્થાપતી,
ઉષા શી સુન્દરીઓ યે સ્વસ્તિકો અહીં પૂરતી.

ઉષા શાં મૃદુ તેજ રશ્મિ થકી એ સંસાર ઓપાવતી,
પૃથ્વીમાં, ગૃહ આંગણે, જન ઉરે લાલિત્ય રેલાવતી;
આશા-ઉર્મિ સદૈવ પોષી અરપે સુ-વાંચ્છના, પ્રેરણા,
સન્નારી જગધાત્રી શી ઝુલવતી સૌભાગ્યનાં પારણાં.

જ્યોત્સ્ના શુકલ.

## ઉષા અને કમલિની.

[ " વર્ષાની વિવિધ વાર્તાઓ " નામે તા. ૧ લી ઓક્ટોબરે પ્રકટ થયલા પુસ્તકમાંનું એક આકર્ષક ચિત્ર. ]



ચિત્રકાર : ] કમલિની : " કેમ આજે ચુપ થઇ ગયા છો ? " [ શ્રીમાન પુરૂષોત્તમ

મૂલ્ય : રૂ. ૨–૦–૦ " ગુણસુંદરી "ના ગ્રાહકો માટે : રૂ. ૧–૮–૦

## ઉષા અને કમલિની.



ચિત્રકાર : ] [ શ્રીમાન પુરૂષોત્તમ

" તમારા પતિના વિશાળ હૃદયમાં મ્હને પણ કંઇક સ્થાન
મળે એમ હું ચાહતી હતી. પણ હું હારી."

મૂલ્ય : રૂ. ૨-૦-૦ "ગુણસુંદરી "ના ગ્રાહકો માટે : રૂ. ૧-૮-૦

The Lohanamitra P. Press, Baroda.



જેકી અને તેની માતા.

# દુનિયાનો એક પ્રખ્યાત બાળક જેકી કુગન.

જાત કમાઈથી એકઠા કરેલા લાખો રૂપીઆનો માલીક દશ-અગીઆર વર્ષનો બાળક હોય એ વાત માની શકાય છે? કેવી આશ્ચર્યકારક લાગે છે! છતાં પણ અમેરિકામાં એવો એક બાળક છે. ઈંગ્લંડ તથા અમેરિકામાં જૅકી કુગનના નામથી ભાગ્યેજ કોઈ અજાણ્યું હશે. અહીં પણ જેમણે સીનેમાની અંગ્રેજી ફીલ્મો જોઈ હશે તેમણે એ નામ સાંભળ્યું હશે. હવે તો આખી દુનિઆમાં તે પ્રસિદ્ધ થએલો છે. તે સીનેમાનો ઍક્ટર (ખેલાડી) છે. કેટલાંક વર્ષ થયાં એ કામ કરે છે. સીનેમાના પડદાપર એને જોવા માટે ત્યાંના લોકો ગાંડા થઈ જાય છે. આટલી ઉમ્મરમાં તેણે એટલી પ્રખ્યાતી તથા ધન પ્રાપ્ત કર્યું છે કે એ વયના બીજા કોઈ બાળકે નહિ કર્યું હોય. ત્રીસ કે પચીસ વર્ષની ઉમરે પણ એના દશમા ભાગને પ્રસિદ્ધિ મળે તો બીજો કોઈ પણ સીનેમા કે નાટકનો ઍક્ટર ઘણો ભાગ્યશાળી ગણાય



જેકીને અનેક પ્રખ્યાત માણસો સાથે મિત્રતા છે. આ ચિત્રમાં તે પ્રખ્યાત ગાયક જોન મેક્કોરમીક સાથે ફરો છે.

જૅકી કુગનનો જન્મ અમેરિકામાં લૉસ એન્જે નામના ગામમાં ૧૯૧૪ માં થયો હતો. તેનો પિતા પંદર સોળ વર્ષની વયે નાટકના ધંધામાં દાખલ થયો હતો. તેમાં તેને ધીમે ધીમે સારી ખ્યાતિ મળી. જૅકીની માતા પણ એજ ધંધામાં હતી. સંગીતમાં તે ઘણી કુશળ હતી. ત્યાં તેને જૅકીના પિતા સાથે ઓળખાણ થયું અને પછી તેમનાં લગ્ન થયાં. પોતાના પુત્રને સારી રીતે ઉછેરવા એ જૅકી-

"પીઅરસન" માસિકમાંના એક લેખને આધારે.

ની માતા મીસીસ કુગનનું મુખ્ય ધ્યેય છે. તેના પુત્રને દુનિયામાં જે પ્રખ્યાતિ મળી છે, તેનાથી રખેને તેના મગજમાં મોટો ગર્વ આવી જાય, એ ચિંતા હમેશાં તેને રહે છે. આ વાત તેના બાળક પ્રત્યેના વર્તન પરથી સ્પષ્ટ જણાય છે, છતાં પુત્રપર તેનો પ્રેમ અનહદ છે. જૅકીને પોતાના ધંધા માટે બહુ વાર બહાર જવું પડે છે, ત્યારે તેની માતા કહે છે કે 'એના પર પ્હેલો હક મારો છે અને પછી દુનિયાનો છે.'"

જૅકી સૌથી પ્હેલી વખત રંગભૂમિ પર કેવી રીતે આવ્યો તે વાત જાણવા જેવી છે. તેની વય લગભગ બે વર્ષની હતી ત્યારે તેનો પિતા એક નાટક કંપની સાથે ન્યૂયૉર્ક ગયો હતો, સાથે જૅકી પણ હતો. મિ. કુગને (જૅકીનો પિતા) એક દિવસ નાટકમાં રમુજી ઍક્ટર તરીકે ભાગ લીધો હતો; એક અંક પુરો થવા આવ્યો ત્યારે લોકોને હસાવવાનો તે બહુ પ્રયત્ન કરતો હતો. પણ લોકોને કંઇ ગમ્મત પડતી નહોતી. તેણે એક નવી રમુજ કરવા માંડી. એટલામાં શ્રોતાજનો એકદમ જોરથી હસી પડ્યા; પરંતુ મિ. કુગનની રમુજથી તેઓ હસ્યા નહોતા. તેની પાછળ બે વર્ષનો જૅકી અરધાં કપડાં પ્હેરીને લોકો સામે આવીને ઉભો હતો. અંદરથી પિતાને શોધતો તે રંગભૂમિપર દોડી આવ્યો હતો. તેને જોઇને શ્રોતાજનો હસતા હતા. મિ. કુગને તેને પાસે બોલાવ્યો અને એક પ્રખ્યાત ઍક્ટરના ચાળા પાડતાં તે શીખ્યો હતો તે કરી બતાવવાનું કહ્યું. તે તેણે એવી સારી રીતે કરી બતાવ્યું કે લોકો ખુશ થઇ ગયા. તે દિવસથી જૅકી પોતાના પિતા સાથે નાટકોમાં થોડો ભાગ લેવા લાગ્યો.



જૅકી અને તેના માતપિતા.

હજી સુધી જૅકીએ સીનેમા માટે કામ નહોતું કર્યું. સીનેમાની એક નવી ફિલ્મ શરૂ કરવાની હતી, અને તેને માટે એક ન્હાના બાળક ઍક્ટરની જરૂર હતી. અમેરિકાનો વિખ્યાત ઍક્ટર ચાર્લી ચૅપલિન ઘણા વખતથી એવા એક લાયક બાળકને શોધતો હતો. દશબાર બાળકોને અજમાવી જોયાં પણ એ તે કામ કરી શક્યાં નહિ. એવામાં ચૅપલિન લૉસ એન્જેલેસની નાટકશાળામાં ગયો અને ત્યાં જૅકીને તેના પિતા સાથે જોયો. જોતાં વાંત જ તેને એકદમ લાગ્યું કે આ બાળક પોતાને જોઇતો હતો તેવોજ હતો બીજે દિવસે તે મિ. કુગનને ઘેર ગયો અને પોતાની નવી ફિલ્મમાં જૅકીને લેવાનું નક્કી કર્યું. 'ધ કિડ' નામની ફિલ્મમાં જૅકીએ પ્હેલવ્હેલો ભાગ લીધો. તે દિ લોકોમાં એટલી બધી વખણાઇ કે આ

દુનીઆનાં જુદાં જુદાં સીનેમામાં તે બનાવવામાં આવી. ત્યારથી જૅકી સીનેમાના ઍક્ટર તરીકે પ્રખ્યાત થવા લાગ્યો

જૅકી જ્યારે સીનેમાના ઍક્ટર તરીકે કામ કરે છે ત્યારે પોતે કંઇ ભાગ ભજવે છે એ વાત ભૂલી જાય છે. કુદરતી રીતેજ એ કામ કરતો હોય એમજ માને છે. તેની ન્હાની વયને લીધે આસપાસના બીજા ઍક્ટર તથા કૅમેરા ( છબી પાડવાનો સંચો ) ત્યાં હાજર છે તેનું ભાન તેને રહેતું નથી ઘરમાં પોતે એકલો રમત કે તોફાન કરતો હોય તેમજ કરે છે. આ કારણથી જ તે આટલો બધો લોકપ્રિય થયો છે. એના ફિલ્મ બનાવનારા જેટલું કમાય છે તેટલું બીજી થોડીજ કંપનીઓ કમાય છે

હમણાં થોડા જ વખતપર અમેરિકાની એક પ્રખ્યાત ફિલ્મ બનાવનારી કંપનીએ જૅકીને ચાર ફિલ્મોમાં ભાગ લેવા બદલ એક લાખ પાઉંડ ( પંદર લાખ રૂપીઆ ) આગળથી આપ્યા હતા. આ બધા પૈસાનું શું થતું હશે એ સવાલ ઘણાનાં મનમાં થાય છે. તેનાં માબાપ તે પૈસા પોતાને માટે અથવા જૅકીને માટે પણ વાપરી નાખતાં નથી. જૅકી જે કમાય છે તે બધા પૈસા તેને નામે બેંકમાં મૂકવામાં આવે છે. તે ઉમ્મર લાયક થાય ત્યારે તેને બધા મળે એવી ગોઠવણ કરવામાં આવી છે. કૉર્ટના હુકમથી તેની માતાને તેની ટ્રસ્ટી નીમવામાં આવી છે. કૉર્ટમાં વખતોવખત જઇને તે જૅકીના કામ વિષે માહીતી આપી આવે છે. જૅકીના પિતાને તેનો મેનેજર નીમવામાં આવ્યો છે. અત્યાર સુધીમાં જૅકીની પોતાની મિલકત આશરે ૩૦૫૦૮૦૦ રૂપિઆની છે. તેમાંથી કેટલાંક મકાન તથા જમીનો ખરીદેલી છે. અને ઘણી કંપનીઓના શૅર લીધેલા છે. વેપારીઓ પોતાના માલ પર જૅકી કુગનની છાપ મારે છે તો તે ઘણી ઝડપથી વેચાય છે. તેથી તેઓ જૅકીને અમુક પૈસા આપીને તેના નામની છાપ મારે છે. ટોપી, કપડા, રૂમાલ, પેન્સિલ, પેપરમિંટ વગેરે ઘણી ચીજો પર તેની છાપ હોય છે. આ રીતે પણ જૅકીની વાર્ષિક આવકમાં વધારો થાય છે. આટલો બધો લોકપ્રિય તે બાળક થઇ ગયો છે !



ગોલ્ફના નામીના ખેલાડી છન સેરેઝન પાસે જેકી ગોલ્ફ રમતાં શીખે છે.

અત્યારે આખી દુનિયામાં બીજા કોઇ બાળકની કમાણી આટલી બધી નહિ હોય. જો કે જૅકીને પોતાને તે વાત કહેવામાં આવતી નથી ન્હાની ઉમ્મરને લીધે સ્વાભાવિક રીતેજ તેને પોતાની મિલકતનો કંઇ ખ્યાલ નથી. દર અઠવાડીએ તેને પચીસ શિલિંગ હાથ ખર્ચી તરીકે વાપરવાના મળે છે તે તેને ઘણાજ લાગે છે. તેમાંથી તે રમકડાં, બૉલ, બંદ, ચંપુ

વગેરે લે છે. મિઠાઇ કદી લેતો નથી. કોઇ ખાસ પ્રસંગેજ તેને મીઠાઇ આપવામાં આવે છે.

જૅકીને ઘણી સાદી રીતે ઉછેરવામાં આવે છે. બીજાં સાધારણ બાળકો જેટલાં લાડ પણ તે પામતો નથી. તેનો દરરોજનો કાર્યક્રમ આ પ્રમાણે છે:-રોજ સવારે સાત વાગે તે ઉઠે છે અને એક કલાક ઘરની બહાર રમે છે. નાસ્તો લીધા પછી દસ વાગે તે પોતાની માતા સાથે અભ્યાસના ઓરડામાં જાય છે. ત્યાં પોતે જે ફિલ્મમાં ભાગ લેવાનો હોય છે, તે બાબત તેને શિક્ષણ આપવામાં આવે છે. સીનેમાના ઍક્ટર તરીકે તેની પાસે દિવસમાં ત્રણ કલાકથી વધારે કામ કદી પણ લેવામાં આવતું નથી. તે ત્રણ કલાકમાં પણ વચ્ચે વચ્ચે આરામનો વખત આપવામાં આવે છે. તેના બાળક શરીરને અતિશય શ્રમ ન પડે એ બાબતની બહુ કાળજી રાખવામાં આવે છે. જૅકીને બૅાલબૅાટ રમવાનો પણોજ શોખ છે. નિત્ય સાંજે પાંચથી ૭ વાગ્યા સુધી તે એ રમત રમે છે. સાડા ૭ વાગે તે જમી લે છે. પછી સાડાસાત સુધી પાઠો ગોખે છે. પછી સ્નાન કરે છે અને પોતાની માતાની આગળ ઇશ્વર પ્રાર્થના કરીને સુઇ જાય છે. તેનું સાદું જીવન દરરોજ આમ પસાર થાય છે આખા વર્ષમાં તેમાં કંઇ ફેરફાર થતો નથી; પરંતુ તેને કેટલાક મોટા માણસો સાથે ઓળખાણ છે. ઇંગ્લાંડના પ્રસિદ્ધ નવલકથાકાર સર આર્થર કૅાનન ડૅાઇલ તથા અમેરિકાના પ્રખ્યાત સંગીત શાસ્ત્રી મિ. જૉન મૅકૉર્મક સાથે જૅકીએ મિત્રતા કરી છે.



જૅકી કુગન ડૅાઇલ અને આર્થર કૅાનન સર

જૅકીને એકવાર જોતાંજ ખબર પડે છે કે તેનામાં તેની વય કરતાં વધારે સમજણ, કે દોઢડહાપણ કે કૃત્રિમતા અથવા એવું બીજું કંઇજ નથી. તેની ઉમ્મરનાં બીજાં બાળકો જેવોજ તે નિર્દોષ છે. પોતાની પ્રખ્યાતિનો પણ તેને કંઇ ખ્યાલ નથી. તે મોટો થયા પછી શું થવાનો છે એ પ્રશ્ન તેને પૂછતાં એવો ઉત્તર દે છે, કે "હું રેલ્વેનો એંજીન ડ્રાઇવર થવાનો છું." તેના માતાપિતાએ એ બાબત હજી સુધી કંઇ વિચાર કર્યો નથી. ઘણા લોકો એમ ધારે છે કે હાલ તેનામાં જે સ્વાભાવિક ગુણો છે તે કાયમ રહે તો આગળ જતાં તે સીનેમાનો પ્રસિદ્ધ ઍક્ટરજ થશે. બીજા કેટલાક એમ કહે છે કે આજથી દસ વર્ષ પછી તે આ ધંધો નહીં કરી શકે. ત્યાં વર્ષનાં તેની નિર્દોષતા અને સ્વાભાવિકતા જતી રહેશે. કદાચ તે ખરૂં પણ પડે; પરંતુ અત્યારે તો આટલી ઉમરે આટલી બધી કીર્તિ મેળવનાર બીજું કોઇ બાળક સીનેમા કે નાટકમાં નથી. ભવિષ્યમાં ગમે તે થાય, પણ તેને હમેશાં એટલો તો સંતોષ થશે, કે બાળપણે તેણે સીનેમા જોનાર હજારો લોકોનાં હૃદય જીતી લીધાં હતાં, અને તેમના આનંદમાં વધારો કર્યો હતો.

જૅકી કુગન જેટલી ખ્યાતિ મેળવનાર તો હિંદુસ્તાનમાં કોઇ બાળક નથી. પરંતુ ન્હાની

વયે સંગીતમાં પ્રવીણ થએલાં એવાં કેટલાક બાળકો આપણા દેશમાં છે. તેમની સરખામણી જેકી કુગન સાથે કરીએ છીએ ત્યારે કેટલો બધો ફેર માલમ પડે છે ! આપણા દેશમાં એવા બાળકોમાંથી કેટલાંક જાહેરમાં કામ કરી બતાવે છે. તેમની પાસે સંગીતના જલસા કરાવવામાં આવે છે, પરંતુ તેમનાં માબાપ, અથવા વાલી તેમના પ્રત્યે નિર્દયપણે વર્તે છે. એવડા ન્હાના બાળકોને અરધી રાત્રિના ઉજાગરા કરવા પડે છે. પોતાના કામમાં ભૂલ પડે તો તેમને માર પડે છે. રાત દિવસ એ કામનુંજ શિક્ષણ તેમને મળે છે. તેમની તંદુરસ્તી, બીજી કેળવણી વગેરે તરફ બીલકુલ ધ્યાન અપાતું નથી. તેમનાં માબાપ એ બાળકોને કમાઈનું એક સાધન માત્ર ગણે છે. માબાપ પોતેજ આમ કરે એ કેવી નિષ્ઠુરતા તથા સ્વાર્થીપણું કહેવાય ! ઉપર લખેલા જેકી કુગનના જીવનમાં અને આપણા દેશના આવા બાળકોના જીવનમાં કેટલો તફાવત છે તે વાચનાર પોતાની મેળે સમજી શકશે.





## સાભાર સ્વીકાર

સમાજ શિક્ષક ( નવસારી ): પુ. ૩ જું; અંક ૭-૮. તંત્રી: શ્રીયુત ભીમભાઈ નારણજી નાયક.

મંથન (અમદાવાદ): પુ. ૧ લું; અંક ૩ જો. તંત્રી: શ્રીયુત મંજુલાલ સાકરલાલ દેસાઈ. વાર્ષિક લવાજમ: રૂ. ૨-૮-૦.

વાપરા મિત્ર ( મુંબાઈ ): પુ ૫ મું; અંક ૧૧ મો. તંત્રી: શ્રીયુત રામલાલ ચુનીલાલ મોદી. વાર્ષિક લવાજમ: રૂ. ૩-૮-૦.

જૈનયુગ ( મુંબાઈ ): શ્રી. જૈન શ્વે. કોન્ફરન્સનું માસિક પુ. ૧ લું; અંક ૧ લો. તંત્રી: શ્રીયુત મોહનલાલ દલીચંદ દેસાઈ. વાર્ષિક લવાજમ: રૂ. ૨-૦-૦.

ટહુકાર ( કરાંચી ): પુ. ૧ લું; અંક ૪-૮. કુંબાઈમાં નીકળતાં અનેક અસ્વાદિક પત્રોના કરતું માસિક પત્ર; પરંતુ સ્ત્રીઓનો આદર્શ ઉંચો અને શિષ્ટ જનોને પસંદ પડે એવો. તંત્રી: શ્રીયુત આત્મનારાયણ જિરધરલાલ ભટ્ટ. વાર્ષિક લવાજમ: રૂ. ૩-૦-૦.

રંગુન સમાચાર ( રંગુન ): અંક ૬૫-૭૩. તંત્રી: શ્રીયુત મગનલાલ ક. દેસાઈ. વાર્ષિક લવાજમ: રૂ. ૬-૦-૦.

# નવીન ઉષા

લેખક: શ્રીયુત "રસેશ".

ખીલે નવીન ઉષાની પાંખ આજ ધીમે ધીમે:
વહે મીઠી સુધાની ધાર આજ ધીમે ધીમે:
નવલી આ પ્રભાતના:
નવલા સૂર્ય રાજના:
પ્રકાશતા કંઈ પ્રકાશ આજ ધીમે ધીમે:
ખીલે નવીન ઉષાની પાંખ આજ ધીમે ધીમે.

જ્યોતિ ઝળહળ જગે જગે આજ ધીમે ધીમે:
પ્રફુલ્લે ઉર પાંખડીય આજ ધીમે ધીમે:
છાયે પ્રભુતા આત્મમાં:
છાયે પ્રભુતા વિશ્વમાં:
છાજો એવી સહુ આત્મમાં આજ ધીમે ધીમે:
ખીલે નવીન ઉષાની પાંખ આજ ધીમે ધીમે.

# મ્હારો બાલુડો.

લેખકઃ શ્રીયુત કવિ "રસિકચતુર".

ચિત્રકારઃ શ્રીયુત તનસુખ



દેવરૂપ મ્હારો બાલુડો રે લોલ,
દેવ સમાં મીઠાં એનાં હાસ જોઃ
દેવરૂપ મ્હારો બાલુડો રે લોલ.

અંજન આંજ્યાં અજબ સ્નેહનાં રે લોલ,
આંખ્યોમાં દેવના પ્રકાશ જોઃ
દેવરૂપ મ્હારો બાલુડો રે લોલ.

વાડીનાં ફુલ સમું બાલુડું રે લોલ,
વેરે જગતમાં સુવાસ જોઃ
દેવરૂપ મ્હારો બાલુડો રે લોલ.

આશા અંબાર એને મુખડે રે લોલ,
માતૃમન્દિરના હુલ્લાસ જોઃ
દેવરૂપ મ્હારો બાલુડો રે લોલ.

માતા જીવનની એ મોરલી રે લોલ.
વાગે જીવનને અવાસ જોઃ
દેવરૂપ મ્હારો બાલુડો રે લોલ.

ન્હાવા માટે રમા ઘણી વાર નોકર આઘો પાછો હોય તો હાથે પાણી પણ કાઢી લે છે. ટાઢું ઉનું જે પાણી હોય છે તેનાથી ચલાવી લે છે. પણ મદનલાલ તો ઘરના કમાનાર અને સર્વના રક્ષક તેથી એમને માટે તો આવી બધી તૈયારી રાખવીજ જોઇએ.

સર્વથી મહાન્ પ્રસંગ તે મદનલાલ જમવા બેસે તે છે. પોતે સારૂં કમાય છે, અને સ્ત્રીના સુકોમળ દેહની રક્ષા કરે છે એમ જગતમાં બતાવવા મદનલાલ રસોઇઓ રાખે છે. પણ આખો વખત એની પાસે બેસીને રમાને તપાસ રાખવી પડે છે, કેમકે મદનલાલને રસોઇની ચટ બહુ છે. જો કે પારકી સ્ત્રીઓના હાથની તો કાચી, બેસ્વાદ રસોઇ એ વખાણી વખાણીને રસથી ખાય છે પણ પોતાને ઘેર તો ઉત્તમ પ્રકારની રસોઇ થવીજ જોઇએ, અને તેમાં પણ ભૂલો તો કાઢવીજ જોઇએ. મદનલાલનો આમાં દોષ નથી. એ તો પુરૂષ માત્રનો સ્વભાવ છે. શાકમાં તેલ, મશાલો અમુકજ પ્રમાણમાં હોવા જોઇએ. દાળ ખાટી મોળી પણ નાનપણમાં મદનલાલને તેનાં દાદી ખવડાવતાં તેવીજ જોઇએ. રોટલીનું કદ, ભાતની પકવતા એ બધું પણ અમુક પ્રમાણસરજ જોઇએ. વળી તે ઉપરાંત રોજ સાદું ખાવાનું તેમને ભાવતું નથી. દરરોજ કાંઇ ખાસ ચીજ જોઇએ. અને તે તો રમા પોતાને હાથેજ બનાવે છે. કેમકે રસોઇઓ તે ચીજ બગાડે તો બિચારા મદનલાલનું જમવાનું ધુળ થાય છે અને તેથી આખો દિવસ રમાનો જીવ બળ્યા કરે છે. આ સર્વ કરવાને લીધે રમાને સવારમાં એક ભોજનમાં કાંઇને કાંઇ ખામી તો નીકળેજ. રમા કંટાળીને અનેક વખત કહે છે કે આના કરતાં હાથે રાંધવાની મહેનત કરવી હઝાર દરજ્જે સારી. હૈયું બાળ્યા કરતાં હાથ બાળ્યા સારા. પણ રસોઇઓ ન રાખે તો જગતમાં એમ સિદ્ધ થાય કે પોતાની સ્થિતિના પ્રમાણમાં મદનલાલ સ્ત્રીનું રક્ષણ કરતા નથી. મદનલાલને ઑફિસમાં જવાનું એટલે તે પ્હેલા જમી લે છે. તે વખતે રમા સામે પાટલો નાખીને બેસી રહે છે. કેમકે વખતે પીરસવામાં કાંઇ ચૂક આવે તો મદનલાલને નાહક શ્રમ પડે. બાળકો જમતાં હોય ત્યારે હાજર ન રહી શકાય તો રમાને બહુ લાગતું નથી. કેમકે બાળકો રડે તો કાંઇ સોનાનાં આંસુ ખરી જતાં નથી. પણ ઘરના રક્ષકને જમતાં જમતાં કદાચ સ્હેજ નારાજ થવાનો પ્રસંગ આવે તો એમની તબીયત બગડે.

જમ્યા પછી રમાએ આણેલું પાણી પી, રમાએ તૈયાર કરેલાં પાન સોપારી ખાઇ, રમાએ કાઢીને બ્રશથી સાફ કરી મૂકેલાં કપડાં પહેરી મદનલાલ ઑફિસમાં જાય છે. હવે રમાને કાંઇક શ્વાસ લેવાની ફુરસદ મળે છે. જોકે બાળકો, ગૃહવ્યવસ્થાની ખટપટો વિગેરેને લીધે એને નિરાંત તો મળતીજ નથી.

નોકરો સાથેના સંભાષણમાં રમાના મુખમાંથી 'શેઠ' શબ્દ સેંકડો વખત નીકળે છે. 'રામા, શેઠનાં બૂટ બરાબર સાફ કરજે. જરા પણ કચરો ના રહે. એમને બહુ ચીડ છે.' 'જો, શેઠનો ટેબલ ખૂબ ઘસીને લુછજે.' 'મહારાજ, ભીંડા બહુ લાલ ન થઇ જાય, ... ... ... ... ... ...માં

# મ્હારો બાલુડો.



લેખક: શ્રીયુત કવિ "રસિકચતુર".

ચિત્રકાર: શ્રીયુત તનસુખો



દેવરૂપ મ્હારો બાલુડો રે લોલ,
દેવ સમાં મીઠાં એનાં હાસ જોઃ
દેવરૂપ મ્હારો બાલુડો રે લોલ.

અંજન આંજ્યાં અજબ સ્નેહનાં રે લોલ,
આંખ્યોમાં દેવના પ્રકાશ જોઃ
દેવરૂપ મ્હારો બાલુડો રે લોલ.

વાડીનાં ફુલ સમું બાલુડું રે લોલ,
વેરે જગતમાં સુવાસ જોઃ
દેવરૂપ મ્હારો બાલુડો રે લોલ.

આશા અંબાર એને મુખડે રે લોલ,
માતૃમન્દિરના હુલ્લાસ જોઃ
દેવરૂપ મ્હારો બાલુડો રે લોલ.

માતા જીવનની એ મોરલી રે લોલ.
વાગે જીવનને અવાસ જોઃ
દેવરૂપ મ્હારો બાલુડો રે લોલ.

# શો

## ( એક

સંપાદક: શ્રીપત ગોકુલદાસ

ચિત્રકાર: શ્રીમાન



ભીને કપડે...સાહ્યબો રોતાં આવે જો...

હું નેરાવર હું જોરાવર
મ્હારેને બોલણીયે બીજ

ચોખા રાંધું કણકી કાઢું
ઉકરડાંની મોર સાહ્યબો

શોકયનાં ઝાંઝર સીમે ઝમકયાં
બાઇ રે પાડોસણ પાટા

શોકયના ઝાંઝર શેરીએ
બાઇ રે પડોસણ ગોદડી

કહોને મ્હારા સમરથ સસરા
મહોલ ઓરડા રે અમને
પરેલ ઝૂપડાં રે આવતા

કહોને મ્હારી સમરથ સાસુ
ગાયું ભેંશું રે અમને
પાડડુ વાછરડાં આવતા

એમ એમ કરતાં બે બે
ત્રીજીને રાતે શોકય

ભીને કપડે વાસ્યે અંબોડે
સાહ્યબો રૂવે ને મ્હાર

ચોખા રાંધીશ સેવ રાંધીશ
લોકની લાજ્યે મોર

કચ.

લોકગીત ).

દ્વારકાદાસ રાયપુરા.

પુરૂષોત્તમ.

હું ને સાહ્યબો વઢીયાંજી,
પરણીયા રે સહીયરૂંજી.

છોકરાં પરણાવું રાજ,
પરણીયા રે સહીયરૂંજી.

ડાબી આંખ ઉઠી રાજ,
બાંધજે રે સહીયરૂંજી.

ઝમક્યાં થરથર ટાઢ વઈઠી રાજ,
ઓઢાડજે રે સહીયરૂંજી.

નહ્વારાં વેંચાવો રાજ,
સોંપજે રે સહીયરૂંજી.
શોક્યનાં રે સહીયરૂંજી.

નહ્વારાં વેંચાવો રે,
સોંપજે રે સહીયરૂંજી.
શોક્યનાં રે સહીયરૂંજી.

રાતું વઇ ગઇ રે,
મરી ગઈ રે સહીયરૂંજી.

સાહ્યબો રોતા આવે જો,
મન હસે રે સહીયરૂંજી.

હું ને સાહ્યબો જમશુંજી રે,
વાળશું રે સહીયરૂંજી.



...ને મારાં મન હસે રે સહીયરૂં જી.

## રક્ષક કે રક્ષિત ?



ચિત્રકાર: ] મદનલાલ જમવા બેઠા હોય ત્યાં તો બાળકાથી એક અક્ષર પણ ન બોલાય. [ શ્રીયુત ગદાણી



# રક્ષક કે રક્ષિત ?

લેખિકાઃ સૌ. સરોજિની મ્હેતા, બી. એ.
ચિત્રકારઃ શ્રીયુત ચીમનલાલ કે. ગદાણી.

મદનલાલે યુનિવર્સિટીની કેટલીક ડીગ્રીઓ મેળવી છે. ધંધામાં પણ એ સારી રીતે ઠેકાણે પડી ગયા છે. સુભાગ્યે લગ્ન પણ સંસ્કારી કુટુંબની સુશિક્ષિત કન્યા સાથે થયું છે. એટલે જગત્‌માં એમની ગણુના સુખી મનુષ્યોમાં થાય છે. સાત પેઢીને તારનાર બાળકો પણ એમને ત્યાં છે. એટલે હિંદુ સંસારમાં એમના સુખની પરિસીમા ગણાય છે. જાણે કે સંતાન રહિતતા એ જગત્‌નો નિયમ હોય અને તેમાં વિરલ હિંદુ વ્યક્તિઓ માટે સંતાનપ્રાપ્તિનો અપવાદ કરવામાં આવ્યો હોય !

પુરૂપ જાનિ એ સ્ત્રીઓની રક્ષક છે અને તેમના આશ્રય વિના સ્ત્રીઓ જગત્‌માં પળે પળ ભયમાં આવી પડે છે એવી મદનલાલની દૃઢ માન્યતા છે. આધુનિક . સ્ત્રીસ્વાતંત્ર્યની હીલચાલ પ્રત્યે એમને ખાસ તિરસ્કાર તો નથી જ. કેટલેક અંશે એ ચળવળને તે આવકારદાયક લેખે છે. પરંતુ પુરૂષોના આશ્રય તળેજ સ્ત્રીઓએ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાનું છે એમ એ માને છે. આખરે સ્ત્રી જાતિ નિર્બળ છે; પુરૂષના રક્ષણ વિના તેને ચાલે તેમ નથી. મદનલાલની આ માન્યતા એમના જીવનવ્યવહારમાં કેટલે અંશે પ્રતિપાદન થઇ છે તે જોવા માટે એમનો સવારથી સાંજ સુધીનો કાર્યક્રમ તપાસીશું.

સવારમાં મદનલાલ બીજા સર્વ કમાનાર પુરૂષો પેઠે મોડા ઉઠે છે. ઘરના રક્ષક તરીકે પોતે એટલી છૂટ લે છે, બાકી એમની પત્ની રમા તો અંધારામાં ઉઠે છે. પોતાના નિત્ય કર્મથી પરવારી મદનલાલ ઉંઘમાંથી ઉઠે એ મહાન્‌ પ્રસંગની તૈયારી કરવામાં તે પડે છે. નોકર એમને માટે દાતણ પાણી મૂકે તે જાતે તપાસી જુએ છે. કારણ કે દાતણ કદાચ વધારે જાડું પાતળું મૂકાઇ જાય તો મદનલાલના સુકોમળ દાંતને તસ્દી પડી જાય અથવા પાણી જોઇએ તે કરતાં વધારે ઠંડુ કે ગરમ હોય તો એમની સુકુમાર ચામડીને ઇજા પહોંચે. વળી ચ્હાનું પાણી પણ બરાબર એવી રીતે મૂકે છે કે મદનલાલ દાતણ કરીને ઉઠે ત્યારે હાથમાં પ્યાલો મૂકાય. ઠંડી ચ્હા મદનલાલને બીલકુલ ભાવતી નથી. તેમ તૈયાર થયા પછી તરત કાઢેલી પણ પસંદ નથી. વળી પાણી લાંબા વખત સુધી ઉકળેલું હોય તો પણ તેમને ચ્હા બેસ્વાદ લાગે છે. આ બધી કાળજી રાખવામાં રમાનો ઘણો વખત જતો રહે છે. મદનલાલ ચ્હા, નાસ્તો લે ત્યાં સુધી રમા પાસે બેસી રહે છે, કારણ કે વખતે કાંઇ જોઇતું હોય તો નકામી બુમો પાડીને મદનલાલનો ધાટો દુઃખે.

ત્યાર પછી બીજો મોટો પ્રસંગ તે મદનલાલ ન્હાવા બેસે તે છે. તે વખતે ગરમ ઠંડા પાણીનાં વાસણ યોગ્ય પ્રમાણમાં ભર્યાં છે કે નહિ તેની તપાસ રમા રાખે છે. વળી સાબુ ટુવાલ ધોયેલાં કપડાં વિગેરે એવી જગાએ મૂકાવે છે કે મદનલાલને જરા પણ હાથ લાંબો કરવાનો શ્રમ ન પડે. પોતાને

ન્હાવા માટે રમા ઘણી વાર નોકર આવ્યો પાછો હોય તો હાથે પાણી પણ કાઢી લે છે. ટાઢું ઉનું જે પાણી હોય છે તેનાથી ચલાવી લે છે. પણ મદનલાલ તો ઘરના કમાનાર અને સર્વના રક્ષક તેથી એમને માટે તો આવી બધી તૈયારી રાખવીજ જોઇએ.

સર્વથી મહાન્ પ્રસંગ તે મદનલાલ જમવા બેસે તે છે. પોતે સારું કમાય છે, અને સ્ત્રીના સુકોમળ દેહની રક્ષા કરે છે એમ જગતમાં બતાવવા મદનલાલ રસોઇઓ રાખે છે. પણ આખો વખત એની પાસે બેસીને રમાને તપાસ રાખવી પડે છે, કેમકે મદનલાલને રસોઇની ચટ બહુ છે. જો કે પારકી સ્ત્રીઓના હાથની તો કાચી, બેસ્વાદ રસોઇ એ વખાણી વખાણીને રસથી ખાય છે પણ પોતાને ઘેર તો ઉત્તમ પ્રકારની રસોઇ થવીજ જોઇએ, અને તેમા પણ ભૂલો તો કાઢવીજ જોઇએ. મદનલાલનો આમાં દોષ નથી. એ તો પુરુષ માત્રનો સ્વભાવ છે. શાકમા તેલ, મશાલો અમુકજ પ્રમાણમાં હોવા જોઇએ. દાળ ખાટી મોળી પણ નાનપણમાં મદનલાલને તેનાં દાદી ખવડાવતાં તેવીજ જોઇએ. રોટલીનું કદ, ભાતની પકવતા એ બધું પણ અમુક પ્રમાણસરજ જોઇએ. વળી તે ઉપરાંત રોજ સાદું ખાવાનું તેમને ભાવતુ નથી. દરરોજ કાંઇ ખાસ ચીજ જોઇએ. અને તે તો રમા પોતાને હાથેજ બનાવે છે. કેમકે રસોઇઓ તે ચીજ બગાડે તો બિચારા મદનલાલનું જમવાનું ધુળ થાય છે અને તેથી આખો દિવસ રમાનો જીવ બળ્યા કરે છે. આ સર્વ કરવાને લીધે રમાને સવારમાં એક ક્ષણની પણ ફુરસદ મળતી નથી. બેદરકાર રસોઇઆઓ પાસે એકધારી અમુકજ પ્રકારની રસોઇ તૈયાર કરાવવાનાં રમાને કેટલી માથાકુટ પડે છે, તેનો મદનલાલને કે કોઇને ખ્યાલ નથી. વળી આટલી મહેનતે તૈયાર થએલા ભોજનમાં કાંઇને કાંઇ ખામી તો નીકળેજ. રમા કંટાળાને અનેક વખત કહે છે કે આના કરતાં હાથે રાંધવાની મહેનત કરવી હજાર દરજ્જે સારી. હૈયું બાળ્યા કરતાં હાથ બાળ્યા સારા. પણ રસોઇઓ ન રાખે તો જગતમાં એમ સિદ્ધ થાય કે પોતાની સ્થિતિના પ્રમાણમાં મદનલાલ સ્ત્રીનું રક્ષણ કરતા નથી. મદનલાલને ઑફિસમાં જવાનું એટલે તે પ્હેલા જમી લે છે. તે વખતે રમા સામે પાટલો નાખીને બેસી રહે છે. કેમકે વખતે પીરસવામાં કાંઇ ચૂક આવે તો મદનલાલને નાહક શ્રમ પડે. બાળકો જમતાં હોય ત્યારે હાજર ન રહી શકાય તો રમાને બહુ લાગતું નથી. કેમકે બાળકો રડે તો કાંઇ સોનાનાં આંસુ ખરી જતાં નથી. પણ ઘરના રક્ષકને જમતાં જમતાં કદાચ સ્હેજ નારાજ થવાનો પ્રસંગ આવે તો એમની તબીયત બગડે.

જમ્યા પછી રમાએ આણેલું પાણી પી, રમાએ તૈયાર કરેલાં પાન સોપારી ખાઇ, રમાએ કાઢીને બ્રશથી સાફ કરી મૂકેલાં કપડાં પહેરી મદનલાલ ઑફિસમાં જાય છે. હવે રમાને કાંઇક શ્વાસ લેવાની ફુરસદ મળે છે. જોકે બાળકો, ગૃહવ્યવસ્થાની ખટપટો વિગેરેને લીધે એને નિરાંત તો મળતીજ નથી.

નોકરો સાથેના સંભાષણમાં રમાના મુખમાંથી 'શેઠ' શબ્દ સેંકડો વખત નીકળે છે 'રામા, શેઠનાં બૂટ બરાબર સાફ કરજે. જરા પણ કચરો ના રહે. એમને બહુ ચીઢ છે.' 'જો, શેઠનો ટેબલ ખૂબ ઘસીને લુછજે.' 'મહારાજ, ભીંડા બહુ લાલ ન થઇ જાય, શેઠને એવા ભાવતા નથી.' 'ચટણીમાં લસણ ન નાખશો. શેઠને એની વાસ બીલકુલ ગમતી નથી.' . . .

સાંજ પડે કે પાછી 'મહાન્ પ્રસંગોની તૈયારી થાય છે. પહેલો મહાન્ પ્રસંગ તે મદનલાલ ઑફિસમાંથી ઘેર આવે તે છે.-તે

વખતે ન્હા, ખાવાનું, બદલવાનાં કપડાં, ઘરમાં પહેરવાનાં સ્લીપર, એ બધું તૈયાર રાખવાની ખટપટમાં રમા પડે છે આખો દિવસ કામ કરીને થાકેલા હોય એટલે અત્યારે તો એમની સવિશેષ સંભાળ લેવની. ફરી પાછી મનભાવતી રસોઇ તૈયાર કરાવવાની અને જમવાનો મહાન્ પ્રસંગ પણ પાછો સાચવવાનો.

જમ્યા પછી વર્તમાનપત્ર વિગેરે રમાએ ટેબલ ઉપર નજરે પડે તેમ ગોઠવી મૂકયાં હોય તે મદનલાલ વાંચે છે. પત્રો શોધવાની ખટપટ એમને ગમતી નથી. રમા આખો દિવસ નવરી ( ! ) બેસી રહી હોય તે એટલાં સોધીને ઠેકાણે મૂકે તો શું ?

ઘરમાં પથારીઓ કરવાનુ કામ નોકરોનું છે. પણ મદનલાલની પથારી નોકરે તૈયાર કરી હોય તેને રમા પાછી સમી કરે છે. કારણ કે વખતે ચાદરમાં એકાદ કરચલી રહી જાય તો મદનલાલની કોમળ કાયાને ઘસારો પહોંચે ઑફિસમાં બેઠાં બેઠાં દુખી આવેલા મદનલાલના મજબૂત પગ રમા પોતાના સુકુમાર હાથે દરરોજ ઉંઘતાં પહેલાં દાબે છે કારણ કે એ તો આખો દિવસ ઘરમાં બેસી રહે અને મદનલાલ બિચારા ઑફિસમાં ગપ્પાવૈતરું ( ! ) કરે.

આ એમનો આખા દિવસનો કાર્યક્રમ છે. મદનલાલ ' રક્ષક ' તરીકે પોતાની ફરજ કેવી રીતે બજાવે છે તે આપણે જોયું આ ઉપરાંત ઘણી બાબતોમાં મદનલાલને શ્રમ ન પડે માટે રમા રાત દિવસ ચિંતા રાખે છે. બાળકોને આ જગતમાં લાવવામાં પોતાની જવાબદારી હોવા છતાં મદનલાલથી બાળકના રૂદનનો સ્વર સાંભળી શકાતો નથી એ માટે તો એમને બહુજ કંટાળો છે.. એ ઘરમાં હોય ત્યારે બાળક જરા પણ રડે તો રમા હાંફલી ફાંફલી દોડી જઇ તેને ગમે તે પ્રકારે સમજાવી તેનું મોટા સ્વરનું રૂદન બંધ કરાવે છે. કારણ કે એના અવાજથી મદનલાલનું માથુ દુખી આવવા સંભવ છે. મદનલાલ જમવા બેઠા હોય ત્યાં તો બાળકોથી એક અક્ષર પણ ન બોલાય. જ્યાં ત્યાં બે કોળીઆ અન્ન ખાતા હોય ત્યાં બાળકો ગરબડ કરે તો બિચારાનું ખાવાનું બગડે નિશાળમાં ઇન્સ્પેક્ટર સાહેબ આવ્યા હોય ને વિદ્યાર્થીઓને માસ્તર ચુપચાપ બેસાડે તેમ રમા પોતાનાં બાળકોને તે વખતે બેસાડે છે. મદનલાલ કાંઇ બાળકોને રમાડતા નથી કે લાડ કરતા નથી એમ ન ધારવું. પણ જ્યારે પોતાને પૂર્ણ નિવૃત્તિ હેય અને બાળકો પૂરાં ખુશ મિજાજમાં હોય ત્યારેજ એમને બોલાવી શકે છે. બાકીના પ્રસંગોએ રમા બન્નેને સાચવી લે છે.

સ્ત્રીઓના રક્ષક હોવાનો આટલો બધો દાવો કરનાર મદનલાલનો અફસોસ એટલોજ છે કે પોતે વીસમી સદીમાં વસે છે એટલે પોતાના શૌર્યથી સ્ત્રીનું રક્ષણ કરવાનો કોઇ પ્રસંગ આવતો નથી. એ એમજ કહે છે કે એવો પ્રસંગ આવે ત્યારેજ સ્વતંત્ર થવા ઇચ્છતી સ્ત્રીઓને પુરૂષોની કિંમત સમજાય. એવો પ્રસંગ ન આવે તેમાં વાંક મદનલાલનો નથી, જમાનાનો છે. વળી દુષ્ટ મનુષ્યોથી પણ પુરૂષો સ્ત્રીઓનું રક્ષણ કરે છે એમ મદનલાલ કહે છે. પણ હજી સુધી એક એવો પ્રસંગ નથી આવ્યો કે જ્યારે એ રીતે એમને રમાનું રક્ષણ કરવું પડયું હોય. રમાના મુખ ઉપર આત્મબળનું, નૈતિક બળનું તેજ એવું છે કે દુષ્ટ મનુષ્યો તેની સામે નજર પણ કરી શકતા નથી.

મદનલાલ ધંધે વળગ્યા ત્યાં સુધી તેમનાં માબાપ જીવતાં હતાં. એમના બાપેજ એમને ભણાવ્યા અને પોતાની વગથી ઠેકાણે પાડયા. વળી આર્થિક સ્થિતિ સારી હોવાને લીધે વિદ્યાર્થી અવસ્થામાં પણ મદનલાલને કાંઇ દુઃખ પડયું

ન હતું. એટલે મદનલાલને કાંઇ પુરૂષાતન બતાવવાનો પ્રસંગ આવ્યો નહિ. વળી ખાવા પીવા વિગેરેમાં હાલ જે સંભાળ રમા રાખે છે તે એમની માતા રાખતી એટલે એ બાબતમાં પણ એ પરતંત્રજ હતા.

મદનલાલને હાથમાં સોય પકડતાં કે ખીચડી મૂકતાં પણ નથી આવડતું. નોકર ચાકરો ઉપર મીઠી જીભે જે દાબ રમા રાખી શકે છે તે ગુસ્સે થઇને ઘાંટા પાડવાથી મદનલાલ રાખી શકતા નથી. એટલે રમા વગર એમને બીલકુલ ચાલે તેમ નથી. એના વગર એ અસહાય, અનાથ જેવા છે. રમાનું પીયર પરગામ છે. ત્યાં કદાચ રમા જાય છે તો મદનલાલના દુઃખની પરિસીમા આવે છે. બનતા સુધી રમા મદનલાલની બ્હેન કે માશી એવા કોઇને ઘર સોંપીનેજ જાય છે. પણ દરેક વખત એમ બની શકતું નથી અને વળી એ લોકોના મદનલાલ "રક્ષક" ન હોવાથી એમને રમા જેટલી કાળજી પણ નથી હોતી.

રમાના રક્ષક હોવાથીજ મદનલાલ એની પાસે આટલી સંભાળની આશા રાખે છે. એ કાંઇ જુલમગાર નથી. રમા ઉપર એમને ઘણો સ્નેહ છે. અને તેને લાડ પણ જાત જાતનાં કરે છે. એમના વર્તનમાં કશું અસાધારણ નથી. એ તો ઘેરે ઘેર એવુંજ બને છે. પુરૂષ વાચકોને આમાંનું ઘણું લાગુ પડતું હશે પણ એમા મારો દોષ નથી. મેં તો એક જગતના સામાન્ય પુરૂષના જીવન વિષેજ લખ્યું છે.



**સાંજવર્તમાનનો પતેતી અંક:** દર વર્ષના રીવાજ મુજબ સહયોગી "સાંજવર્તમાન" ના ઉત્સાહી તંત્રીએ દળદાર પતેતી અંક પ્રકટ કર્યો છે: આ મોટા કદના ૨૦૦ પાનાનો અંક આગલના અંકો જેવોજ સાહિત્યની દષ્ટિએ ઉપયોગી અને કળાની દષ્ટિએ આકર્ષક બન્યો છે. જુદા જુદા અને જાણીતા લેખકોના અંગ્રેજી અને ગુજરાતી લેખો, વાર્તાઓ અને કવિતાઓ મોટી સંખ્યામાં પ્રકટ થયા છે અને વાચકને વિચાર કરવા માટે પૂરતો ખોરાક તેમજ નવરાશનો સમય આનંદમાં ગાળવાના ઉત્તમ સાધન પૂરાં પાડે છે. ચિત્રોમાં પ્રતિવર્ષની જેમ વિખ્યાત ફોટોગ્રાફર શ્રીયુત તારાપોરવાળાની કળા અગ્રસ્થાન લે છે, પરંતુ તે ઉપરાંત ઉમ્મર ખય્યામની રૂબાઇઆતોના વિષયોને લગતાં જે સંખ્યાબંધ ચિત્રો અપાયાં છે તે આ અંકની ઉપયોગિતા અને આકર્ષકતામાં અનેકગણો વધારો કરે છે. એ ચિત્રો આ અંકની મુખ્ય શોભારૂપ છે. આ સિવાય દેશના જાણીતા નરનારીઓનાં સંખ્યાબંધ ફોટો-ચિત્રો આપ્યા છે. એકંદરે બે રૂપીઆની કીમતે આ અંક જરાય મોંઘો ન ગણાય.

# અહિંસા

લેખકઃ શ્રીયુત જયકૃષ્ણ નાગરદાસ વર્મા
એમ. એસસી ઇકોન (લંડન)

ચિત્રકારઃ શ્રીયુત એમ. વી. ધુરંધર, એ. એમ.

યશલક્ષ્મી મારી સાથે ભાગ્યેજ વાત કરવાનો પ્રસંગ શોધતી. ન છૂટકે વાત કરવી પડે ત્યારે જાણે મ્હેરબાની કરતી હોય તેમ લાગે. જો કે હું એનાથી પાંચ વર્ષ વયમાં મોટો હતો; વધારામાં હું પ્રોફેસર હતો, તે મારી શિષ્યા હતી. આજ બે વર્ષથી તે કોલેજમાં મારા હાથ તળે ભણતી. છતાં એ સ્વપ્નદ્રષ્ટા સુંદરી હું જાણે 'કુછ ગિસાતમાં' નથી એમ જ વર્તતી.

"કમીટીએ આ રજાઓમાં બ્હાર જઇને નિવાસ કરવાનું ઠરાવ્યું છે, અને તે માટે મુંબાઇની પાસેજ એક વેરાન ટાપુ પસંદ કર્યો છે. તમે આવશો ને?" એક દિવસ મને કોલેજના વરંડામાં રોકીને યશલક્ષ્મીએ પૂછ્યું.

"ખુશીથી.કયારે જવાના છો?" મેં કહ્યું.

"રજા પડે કે તરતજ."

"કોણ કોણ આવનાર છે?"

"લગભગ બધાં ય. બધાં મળીને આપણે ત્રીશેક જણાં થઇશું."

"મોહનલાલ દલાલ પણ આવનાર છે?"

"જરૂર. એ તો મંડળીના પ્રાણરૂપ છે. એણેજ સોસાયટીનો આશય અમલમાં મૂકવા માટે આ યોજના ઘડી કાઢી છે."

"ત્યાં જઇને શું કરવાનું છે?"

"ત્યાં આપણે ઝુંપડાં બાંધીને રહેવાનું છે—બને તેટલી સાદાઇથી—અસલના લોકો રહેતા હતા તેમ. ખોરાકનાં સાધનો આપણે લઇ જવાં પડશે. છૂટકો નથી. પણ તે સિવાય બીજું બધું આપણે હાથે કરી લેવાનું. સોસાયટીનો ઉદ્દેશ પાર પાડવા જાત મ્હેનત ઉપર જીવન નિભાવવાની તાલીમ આપણે લેવાની છે." યશલક્ષ્મીએ વિગતો આપી.

લગભગ એક વર્ષથી લેનીનના સિદ્ધાંતોએ કોલેજના વિદ્યાર્થીઓના મગજ પર જબરી છાપ પાડી હતી. ઇતિહાસ અને અર્થશાસ્ત્રના પ્રોફેસર તરીકે જુદા જુદા દેશોની આર્થિક સ્થિતિ વિષે વર્ગમાં મારે વિવેચન કરવું પડતું, પરંતુ બને તેટલા સંયમથી જ રશિયાની સ્થિતિ હું વર્ણવતો. આટલું છતાં કોણ જાણે કયાંથી એ સંબંધી સારાં નરસાં અનેક પુસ્તકો મેળવી વિદ્યાર્થીઓ વાંચતા.

પરિણામે તેમણે "ધ સોસાયટી" નામની એક સંસ્થા સ્થાપી હતી. કોલેજના અધિકારી વર્ગની આંખે ન ચઢાય તેટલા માટે કાગળ પર તો એના સિદ્ધાંતો અને ઉદ્દેશો બહુ નરમ રાખ્યા હતા અને મને એ મંડળીનો અધ્યક્ષ બનાવ્યો હતો. મોહનલાલ દલાલ નામે બી. એ ના વર્ગમાં ભણતો એક વિદ્યાર્થી એ સંસ્થાનો કર્તા હર્તા—આગેવાન હતો. સ્વપ્નદ્રષ્ટા યશલક્ષ્મીને એણેજ એ તરફ આકર્ષી હતી અને યશલક્ષ્મીને લીધે બીજી બે ત્રણ વિદ્યાર્થીનીઓ એ મંડળમાં જોડાઇ હતી.

યશલક્ષ્મીએ સોવીએટ સિદ્ધાંતોને ગાંધીજીના "અહિંસા" ના સિદ્ધાંતનો ઓપ લગાડયો હતો અને અત્યારે એ અહિંસાનો સિદ્ધાંત જ મંડળનો મુખ્ય સિદ્ધાંત ગણાતો.

મોહનલાલ દલાલને એ સિદ્ધાંત કેમ રૂચતો હશે તે હું ન સમજી શક્યો. એની પ્રકૃતિજ એ સિદ્ધાંતની વિરૂદ્ધ હતી. ખરૂં કહું તો કોઇપણ સારો આદર્શ કે સિદ્ધાંત એના જીવનને સ્પર્શી શકતો નહિ છતાં યશલક્ષ્મીના પ્રભાવે તેને હા પાડવી પડતી. એ બંને મંડળના મંત્રી હતાં.

મંડળનો આશય મનુષ્ય પ્રાણીઓમાં ભ્રાતૃભાવ વધારી લોભ, ઇર્ષ્યા, ટંટા ફીસાદ વગેરેને જડમૂળથી ટાળવાનો હતો. દુનિયામાં મનુષ્યો—એકજ પ્રભુના બાળકો—પરસ્પર લઢે વઢે એ આ મંડળને રૂચતું નહિ. જગતમાં વ્યાપી રહેલી હિંસાને પદભ્રષ્ટ કરી અહિંસાનું સામ્રાજ્ય સ્થાપવા આ મંડળે કમર કસી હતી.

આ મંડળમાં મારૂં સ્થાન વિચિત્ર હતું. આગેવાન સભાસદોએ ધાર્યું હતું કે હું ઉત્સાહથી તેનું સુકાન ચલાવીશ અને તેમના સિદ્ધાંતોનો પ્રચાર કરવામાં તેમને સક્રિય સહાય કરીશ. પણ તેમની એ આશા ફળીભૂત ન થઇ. તેમની અવ્યવહારિક યોજનાઓને તેમના સત્ય સ્વરૂપમાં રજુ કરી મારે વારંવાર તેમને અંકુશમાં રાખવા પડતા. આવે પ્રસંગે યશલક્ષ્મી સાચી વાત મગજમાં દસતાં સ્હેલાઇથી નમ્યું આપતી. પણ દલાલ જક્કીપણે પોતાના મતને વળગી રહેતો. મંડળમાં મારી હાજરી તેને નિરંતર ખુંચતી.

આ નવી યોજનામાં ભાગ લેવા માટે મને નિમંત્રણ કરવાની ફરજ તેથીજ યશલક્ષ્મીને માથે આવી હતી. મારી બે દિવસની ગેરહાજરીનો લાભ લઇ દલાલે એ યોજના કમીટીમાં પસાર કરાવી હતી, અને ચાર સભાસદોનું ડેપ્યુટેશન ટાપુ પણ પસંદ કરી આવ્યું હતું. હું હાજર હોત તો કદાચ એ યોજના કમીટીમાંજ સ્વધામ પ્હોંચી જાત

'હ.લ.લની આંતરિક ઇચ્છા તો મને દૂર રાખવાનીજ હતી, પરંતુ બીજા સભાસદો તેની સાથે એકમત થઇ શક્યા નહિ. તેમને સર્વને મારા નેતૃત્વ માટે શ્રદ્ધા હતી. યશલક્ષ્મી પણ તે સ્વીકારતી. મારી સામે તેની મોટામાં મોટી ફરિયાદ એ હતી કે હું જોઇએ તે કરતાં વધારે વ્યવહારકુશલ છું; તેના જેટલો આદર્શવાદી-સ્વપ્નદ્રષ્ટા નથી.

[ ૨ ]

કોલેજ ઉન્હાળાની રજા માટે બંધ થઇ. જે દિવસની મંડળના સભ્યો આતુરતાથી રાહ જોઇ રહ્યા હતા તે દિવસ આવી પ્હોંચ્યો. અત્યાર પ્હેલાં સાથે શું શું લેવું અને શું શું ન લેવું તેની સૂચના મંડળના સભ્યોને આપવામાં આવી હતી. દરેક જણે પોતાને પ્હેરવાનાં કપડાં-જેમ બને તેમ સાદાં સાથે લેવાનાં હતાં. એક નાનો બીસ્તરો લેવાનો હતો, કોઇ પણ જાતનું હથિઆર સાથે લેવાની સખ્ત મનાઇ હતી. માત્ર સાદી વોકીંગ સ્ટીક લેવાને વાંધો ન હતો. ખોરાક માટે દાણા દુણી વગેરે ખરીદવાનું કામ એક કમીટીને સોંપાયું હતું. મારે એ મંડળીના આગેવાન તરીકે કામ કરવાનું હતું.

ટાપુ પર પ્હોંચવા માટે અમે કુડ ઓઇલથી ચાલતી એક મોટર બોટ ભાડે લીધી હતી. ઇંગ્લાંડમાં હું હતો ત્યારે આવી બોટ ચલાવવાનો મેં થોડોક અનુભવ લીધો હતો. એ બોટ ચલાવવા માટે કંપનીનો એક પણ માણસ અમારે સાથે લેવાનો ન હતો. મારી આગેવાની હેઠળ મંડળના સભ્યોએ જ એ કામ કરવાનું હતું.

કોલેજ શનિવારે બંધ થઇ. રવિવારે સવારે અમારે ઉપડવાનું હતું. બોટ દાણા દુણી તેમજ કપડાં બીસ્તરા ભરીને શનિવારે સાંજેજ તૈયાર રાખી હતી. બધાં મળીને અમે બાવીશ જણ હતાં. એમાં સ્ત્રી તો એક યશલક્ષ્મી જ

હતી. બીજી બે સભ્યા-વિદ્યાર્થીનીઓ આવવાની હતી પણ તેમના માબાપે પોતાની જુવાન છોકરીઓને પુરૂષ વિદ્યાર્થીઓના સંગમાં વેરાન ટાપુ પર જવાની ના પાડવાથી તેમણે છેલ્લી ઘડીએ ના પાડી. ત્રણ ચાર પુરૂષ વિદ્યાર્થીઓ પણ કોઇ કારણે આવતાં અટકી ગયા હતા.

યશલક્ષ્મીને કોઇ ના પાડે એમ હતુંજ નહિ. એના માતપિતા ચાર વર્ષ પ્હેલા એને પોતાની-ચાર પાંચ લાખની-સંપતિ સોંપી સ્વર્ગે સીધાવી ગયાં, ત્યારથી તે સર્વથા સ્વતંત્ર હતી. ફકત એક દૂરની વિધવા માશી તેની સાથે રહેતી, પણ તે બિચારી કોઇપણ પ્રકારે તેના પર અંકુશ રાખી શકતી નહિ.

સાથે કોઇપણ પ્રકારનાં હથિયાર લઇ જવાની સખ્ત મનાઇ હતી છતાં એ નિયમ મેં જ તોડયો હતો. મેં મારી રીવોલ્વર સાથે રાખી હતી અને એક મોટા છરા ઉપરાત વોકીંગ સ્ટીકને બદલે ગુપ્તીવાળી લાકડી સાથે લીધી હતી. મંડળના બીજા સભાસદો તો પૂરા આદર્શવાદી હતા એટલે તેમાંથી કોઇ ચપ્પુ પણ ભાગ્યે લીંવશે એવી મને ખાત્રી હતી. જરૂર પડે તો આજુબાજુના ટાપુમાંથી જોઇતી વસ્તુ ખરીદી શકાય તે માટે નાણાંની થોડીક રકમ અમે સાથે રાખી હતી. એ બધા જાનમાલનું જરૂર પડયે રક્ષણ કરવા કંઇક સાધન તો રાખવુંજ જોઇએ એમ મારી વ્યવહારકુશળતા મને કહેતી હતી.

બોટ પર પ્હોંચતાંજ મેં મંડળના સભાસદોને તેમના કામની વ્હેંચણી કરી આપી. યશલક્ષ્મીને રસોડાનો કારભાર અને દાણાદુણીનો ભંડાર સોંપ્યાં. તેની મદદમાં જરા શરીરે ઓછા શકિતમાન હતા એવા બે વિદ્યાર્થીઓને મૂકયા. બીજાઓને બોટ ચલાવવાના કામમાં રોકયા.

શરૂઆતમાં તો બધું ઉત્સાહપૂર્વક ચાલ્યું, પણ જેમ જેમ સૂરજ તપતો ગયો તેમ તેમ એ ઉત્સાહ કમી થતો ગયો. આ મંડળની મોટામાં મોટી ખામી એ હતી કે દરેક જણ સ્વાતંત્ર્યનો પૂજારી હતો, અને પોતાની મરજીમાં આવે તેવું અને તેટલું જ કામ કરવાનો પોતાને હકક છે એમ માનતો. વ્યવહારમાં આનો અર્થ જેમ બને તેમ ઓછું કામ કરવું એવો થતો.

સૌથી પ્હેલો દલાલ કંટાળ્યો. ટાપુ પર પ્હોંચતાં સાંજ પડે એમ હતું. હજી દસ વાગ્યા નહિ હોય ત્યાં તો એને ભૂખ લાગી અને પોતાને સોંપેલું કામ છોડી તે રસોડા તરફ ગયો. " હજી રસોઇને થોડી વાર છે " એમ જવાબ મળ્યા છતાં એ વાતો કરવા ત્યાં બેઠો. મેં આ જોયું. મારે આંખ ફેરવી એના કામે એને પાછો મોકલવો પડયો.

પરંતુ એનાથી સીધા બેસી રહેવાયું નહિ. બે ત્રણ જણને પાસે બોલાવી એણે ઉશ્કેરણી કરવા માંડી. બધા કામ કરે અને હું માત્ર હુકમો કાઢયા કરૂં એ એને રૂચ્યું નહિ. પોતાની ઘડેલી યોજનામાં બીજો નેતૃત્વ ભોગવે એ કોણ સહી શકે ? બીજા સાધારણ વ્હાણ પર દલાલનું કામ બળવો જગાડવાની ઉશ્કેરણી તરીકે જ લેખાય અને એવા ગુન્હેગારને તુરત ગોળી મારવામાં આવે.

પણ અહિં બધું અસાધારણ હતું. આખરે મારાથી ન રહેવાયું. " તમને એક વખત કહ્યું કે તમારૂં કામ કરો. તમે બધાં કેમ અહિં ભેળા થયા છો ? જાઓ તમારે કામે લાગો. " પ્હેલું વાકય મેં દલાલને ઉદ્દેશીને કહ્યું હતું. બીજાઓ તો મારી રાતી થયલી આંખ જોઇ ચાલ્યા ગયા અને પોતાને કામે લાગ્યા, પણ દલાલનો આંકડો નરમ ન પડયો.

" હું અહિં વૈતરૂં કરવા નથી આવ્યો." તેણે કહ્યું.

" તમને સોંપ્યું તે કામ કરો. હું બીજું કાંઇ પણ સાંભળવા નથી માગતો. " મેં મક્કમપણે કહ્યું.

" મારાથી તે નહિ બને. " તેણે કહ્યું.

" શું કહ્યું ? " એમ કહેતાં જ મેં એક સખ્ત તમાચો તેને ચોઢી કાઢ્યો. " ઓ, બાપ રે ! મારી નાંખ્યો " કહી ચીસ પાડી તે જમીન પર બેસી ગયો.

તેની આ ચીસથી યશલક્ષ્મી આકર્ષાઇને દોડી આવી. બીજા પણ તેની પાછળ આવ્યા.

" યશલક્ષ્મી ! તમે જોયું ? એમણે મને તમાચો માર્યો. આપણા નિયમનો એમણે ભંગ કર્યો છે. એ નેતા તરીકે ચાલુ રહેવાને લાયક નથી. " તેણે ડુસકાં ભરતાં ભરતાં ફરિયાદ કરી.

" કેમ ? " યશલક્ષ્મીએ મારા તરફ ફરીને પૂછ્યું.

" મેં એને બે વાર સોંપેલું કામ કરવાનું કહ્યું. એણે માન્યું નહિ. હું નેતા છું, મારા આપેલા હુકમનો એણે અનાદર કર્યો." મેં કહ્યું.

" ખરી વાત બી. દલાલ ? એમના હુકમનો તમે અનાદર કર્યો હોય તો મંડળના નિયમ મુજબ સજા થવી જોઇએ. " યશલક્ષ્મીએ કહ્યું.

દલાલના પ્રત્યુત્તરની દરકાર કર્યા વિના યશલક્ષ્મી પાછી પોતાના કામે ચાલી ગઇ. દલાલ મુંગે મોઢે અને નીચી મુંડીએ પોતાને કામે લાગ્યો. એ દબાયો તેનું ખરું કારણ એ હતું કે આ યોજના પાછળ મોટે ભાગે નાણાં યશલક્ષ્મીનાં જ ખર્ચાતાં હતાં.

બપોરે જમી પરવાર્યા પછી યશલક્ષ્મીએ મને એક તરફ બોલાવ્યો અને કહ્યું: " તમે નેતા છો એ વાત ખરી; તમારા હુકમનો અનાદર ન થવો જોઈએ એ વાત પણ ખરી. પરંતુ એ હુકમો પળાવવા માટે આવો માર્ગ ન લેવો જોઇએ. "

" જો હુકમો યોગ્ય રીતે પળાય તો બળ વાપરવાની જરૂર ન જ રહે. હું જ્યાં સુધી નેતા છું ત્યાં સુધી તે ગમે તે ઉપાયે પળાવીશ. એ હુકમો ન પળાય તો આપણી બધાની જીંદગી ભયમાં આવી પડે. અહિં રમત કરવાની નથી. " મેં કહ્યું.

" એ ખરું, પણ હુકમો પાળવા માટે બળના ઉપયોગ કરતાં બીજા ઘણા માર્ગ છે. " યશલક્ષ્મીએ કહ્યું.

" હશે; પણ તે બીજાઓ માટે; દલાલ જેવા માણુસ માટે નહિ. " મેં કહ્યું.

" તે ગમે તેમ હોય. પણ મંડળનો નિયમ છે–બળ ન જ વાપરી શકાય. "

" એ નિયમનું પાલન વ્યવહારમાં જેટલે અંશે શક્ય હશે તેટલે અંશે જરૂર થશે. " મેં ખાત્રી આપી.

" તમારો વ્યવહાર ! " એક તિરસ્કારભરી નજર નાંખી, જરા છણકો કરી યશલક્ષ્મી પાછી પોતાના કામે ચાલી ગઇ.

આ બનાવ પછી એક ફાયદો જરૂર થયો. પછીથી દલાલે કે બીજા કોઇએ આપેલા હુકમનો અનાદર કરવાની હામ ન ભીડી. લગભગ ચાર વાગ્યે અમે ટાપુ પર પ્હોંચી ગયા.

[ ૩ ]

ચાર દિવસમાં તો એ વેરાન ટાપુ પર એક નાનું સરખું ગામ વસ્યું હોય એવો દેખાવ થઇ રહ્યો. ટાપુ પર ઉગેલા વાંસ અને ઘાસનો ઉપયોગ કરીને અમે ઝુંપડીઓ બાંધી દીધી હતી. રસોડું સર્વને માટે એકજ હતું. બધા વારા ફરતી યશલક્ષ્મીને તેમાં મદદ કરતા. સાથે આણેલી વસ્તુઓ ઉપરાંત ટાપુ ઉપર કુદરતી રીતે ઉગતી કેટલીક વસ્તુઓ પણ અમે ઉપયોગમાં લેવા માંડી હતી.

પરન્તુ ઉત્સાહ ઝાઝો સમય ન નભ્યો. સભાસદોને આઠ દિવસ પૂરા થતાં કંટાળો

અહિંસા.



[ચિત્રકાર : ] " ચંદ્રલક્ષ્મી ! તમે જોયું ? એમણે મને વધામણી આપી." [ શ્રીયુત ધુરંધર

The Luhanamitra P. Press, Baroda.

" તમે પ્રમુખ હો કે ગમે તે હો ! મારા ઉપર તમારી સત્તા નથી. " મેં સો વાતની એક વાત કહી નાંખી. દલાલ નિરાશમાં યશલક્ષ્મી તરફ ફર્યો.

" તમે પેલા માણસને માર્યો અને દલાલને પણ મારવા જતા હતા. " યશલક્ષ્મીએ કહ્યું.

" એ બાબતો હું જાહેરમાં ચર્ચવા નથી માગતો. " આમ કહી મેં ત્યાંથી ચાલવા માંડ્યું. યશલક્ષ્મી થોડીવારે ઉઠી મારી પાછળ આવી. મારી ઝુંપડીની બ્હાર એક કામળ પાથરી અમે બેઠાં. દૂર સભામાં ગરમા ગરમ વાટાઘાટ ચાલી રહી હતી.

" હું બહુ દિલગીર છું તમારૂં અપમાન થયું. " યશલક્ષ્મીએ નીચી નજરે કહ્યું.

" જરાય ચિંતા ન કરશો. મને એ મગતરાંઓના ગુસ્સાની દરકાર નથી. મેં પેલાને માર્યો તેનું કારણ તમે જાણો છો !

" હા. "

" એને ન માર્યો હોત તો અમને બધાંને નમાલા ધારી એ શું કરત-કેટલી હદે જાત તે કેમ કહી શકાય ? બીજી બધી વાત તો ઠીક, પણ એક સ્ત્રીનું અપમાન થતું કોઇ પણ ગૃહસ્થ સાંખી ન શકે. "

" એ ખરૂં, પણ બળને બદલે તમે કળથી-સમજાવટથી કામ લઇ શકત. " યશલક્ષ્મીએ ફરી એજ દલીલ કરી. એને બળનો ઉપયોગ ખુંચતો હતો.

" યશલક્ષ્મી ! " મેં કંઇક ગભીર થઇને કહ્યું. " તમારા કરતાં મેં પાંચ દીવાળી વધારે જોઇ છે; એવા માણસો પણ વધારે જોયા છે. તમને હજી દુનિયામાં વસતા બદમાશોના સ્વભાવની ખબર નથી. એ સમજાવટથી નહિ, ધુધાથી જ પાંસરા થાય. "

" તમારી વાત સાચી હશે. પણ ગમે તેમ થાય. અમારે બળનો ઉપયોગ ન જોઇએ. "

" તો પછી મને તમારા સંઘમાંથી છુટો કરો. "

" એટલે ? તમે અમને છોડીને ચાલ્યા જવા માંગો છો ? "

" બિલકુલ નહિ. તમે અહિં વેરાન ભૂમિમાં હો અને હું ચાલ્યો જાઉં એમ બને જ નહિ. "

" ત્યારે ? "

" એટલુંજ કે આજથી હું તમારા મંડળનો પ્રમુખ નથી; તમારામાંનો એક નથી એમ માનજો. તમારા સિદ્ધાંતો તમને મુબારક રહે. મારે તે ન જોઇએ. "

આ સાંભળી યશલક્ષ્મી કંઇક ખિન્ન વદને ત્યાંથી ઉઠી.

[ ૪. ]

આ પછી ચારેક દિવસ તો બધું સીધું સમું ચાલ્યું. મારે રસોડાં સુધી જમવા જવાની જરૂર રહેતી નહિ. બીજા ત્રણ વિદ્યાર્થીઓ પણ મારી જેમ મંડળમાંથી છૂટા થયા હતા. અમારે ચારે જણ માટે ભોજન, મારી ઝુંપડીમાંજ એક વિદ્યાર્થી મૂકી જતો.

એ ત્રણેને મેં મારૂં દૃષ્ટિબિંદુ સમજાવ્યું. મને ભય હતો કે પેલો બદમાશ વધારે માણસોને લઈ કદાચ બદલો લેવા અને બને તો લુંટવા માટે આવશે. તે અમારી નબળાઇ જોઇ ગયો હતો. એ ત્રણમાંથી એક જણને મેં મારી ગુપ્તી સોંપી. ત્રીજો શરીરે જરા લઠ્ઠ જેવો હતો અને અખાડામાં લાકડીપટાના દાવ શીખ્યો હતો. તેને માટે એક ઝાડની ડાળી કાપી સુંદર ડાંગ તૈયાર કરી. કોઇ પણ પ્રકારનો હુમલો આવે તો તેને પ્હોંચી વળવાને અમે સજ્જ હતા.

ચોથે દિવસે સવારમાં ચાર મછવા અમારા ટાપુ તરફ આવતા દેખાયા. દરેકમાં બે બે જણા હતા. સૌથી આગલના મછવામાં પેલો બદમાશ હતો. મેં તેને દૂરથી ઓળખ્યો અને મારા સાથીઓને હાંક મારી. મારી એ

ખૂમ સાંભળી મારા સાથીઓ ઉપરાંત મંડળના કેટલાક સભાસદો પણ કિનારા આગલ આવ્યા. નવો પ્રમુખ–દલાલ પણ તેમાં હતો.

પેલાએ મછવો થોભાવી ઉતરવાની તૈયારી કરી એટલે દલાલે કહ્યું: " હથિયાર લઇને આ ટાપુ પર ઉતરવાનો હુકમ નથી. હથિયાર મુકીને આવો. "

પેલો મછવામાં ટટાર થઇને ઉભો. બોલનાર સામે જોઇ જરા તિરસ્કારથી હસ્યો. " તુંમી જ ધ્યા. " તેણે કહ્યું. આઠે જણ પાસે તલવારો હતી.

આ લોકો કિનારે ઉતરશે તો વાત હાથથી જશે એમ મને લાગ્યું. અમે ચાર જણા આ આઠને કદાચ પૂરા નહિ પડી શકીએ. મંડળના નમાલા સભાસદો પર આધાર રખાય એમ ન હતું. યશલક્ષ્મી એક તરફ ઉભી ઉભી ભયથી કાંપી રહી હતી. તેણે મારી સામે જોયું. મેં પળવારમાં નિશ્ચય કરી લીધો. પેલો ઉતરે તે પ્હેલાં ગજવામાંથી રીવોલ્વર કાઢી તેની સામે ધરી. અમારી વચ્ચે માંડ ત્રણ ચાર વારનું અંતર હશે.

" મુઓ જ જાણજે, જો ઉતર્યો તો" મેં ધમકી આપી.

રીવોલ્વર જોઇ એ જરા ચમક્યો અને અટક્યો. પણ આ ખાલી ધમકી હશે એમ એને થયું. જરા તિરસ્કારમાં હસી એણે આગલ પગ દીધો. મેં બીજી ચેતવણી આપવાની દરકાર કર્યા વિના રીવોલ્વરની એક ગોળી એના પગના નળામાં ખાલી કરી. પગ વીજળીની ત્વરાથી પાછો મછવામાં ખેંચાયો, અને ગાળો દેતો એ ધબ્બ દઇને પડયો.

બીજાઓ તો આ અવાજ સાંભળી હેબતાઇ જ ગયા અને તુરતજ મછવા ફેરવી પલાયન કરી ગયા.

" આહ ! તમે ઠીક દીર્ઘદૃષ્ટિ વાપરી. તમે રીવોલ્વર ન લાવ્યા હોત તો શું થાત ? " એ લોકો ગયા પછી યશલક્ષ્મીએ મારી પાસે આવીને ઉમળકાથી કહ્યું.

" પણ એમ કરવામાં મંડળના નિયમનો ભંગ કર્યો તે ? " મેં સ્હેજ ટોળમાં કહ્યું.

" હું એ મંડળની સભાસદ નથી ! " બધા સાંભળે તેમ તેણે કહ્યું. " મેં મ્હારો સિદ્ધાંત ફેરવ્યો છે. જરૂર પડયે બળનો ઉપયોગ આત્મરક્ષણ માટે કરવો જ જોઇએ. "

" પણ એ બળના ઉપયોગથી જ આપણે આ પીડામાં આવી પડયા. પ્રો. દેસાઇએ પેલાને માર્યો ન હોત તો આ બધા ધાડ લઇને ન આવત." દલાલે વચમાં પોતાનો મત દર્શાવ્યો.

" કેમ મીસ્તર હજી ફાંકો રહી ગયો છે કે ? એને પ્હેલાં કોણે નોતર્યો હતો ? તમે સ્હેલ કરવા ન ગયા હોત તો તમારા અસ્તિત્વની એને ખબર પડત ખરી કે ? " મેં કહ્યું.

" બરાબર છે. તમે તો ચેતવણી આપી હતી પણ અમેજ માન્યું નહિ. " યશલક્ષ્મીએ ગુન્હો કબુલ કરી લીધો.

" અને હવે બીજી ચેતવણી આપું છું. આજે ને આજે અહિંથી મુંબઇ તરફ જવાની તૈયારી કરો. એ લોકો ફરી ક્યારે ને કેટલી તૈયારી સાથે આવશે તે કહી ન શકાય. અહિંથી ચાલ્યા જવામાં જ સલામતી છે. "

બધાંને ગળે આ વાત ઉતરી. અનુભવથી બધા ડાહ્યા થયા હતા. મંડળને એ ટાપુ પરજ દફનાવી અમે વિદાય થયા.

યશલક્ષ્મી કોલેજ ઉઘડતાં પાછી ન દેખાઇ. વિદ્યાર્થીઓમાં છાની છાની વાતો ચાલતી હતી: " પ્રો. દેસાઇએ એને ભોળવી નાંખી ! અહિંસાનો પ્રચાર કરવાનું ઉમદા કાર્ય છોડી તે સંસારની ઝુંસરીમાં પડી છે અને બળના ઉપયોગમાં માનતી થઇ છે. કેટલો બધો ફેરફાર ! "

વાત સાચી છે. મિસિસ દેસાઇ તરીકે યશલક્ષ્મી હવે મારા ગૃહરાજ્યની સમ્રાજ્ઞી બની છે અને ફુરસદને, વખતે રીવોલ્વરની નેમ તાકતાં શીખે છે !

# મ્હારો વ્હાલો બાબુ !*

લેખક: શ્રીયુત ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા,
બી. એ., એલએલ. બી.

( રૂડી શરદ પૂનમની રાત રે, સુન્દર વેણુ વાગી, વેણુ વાગી—એ લય )

મ્હારાં નયનોનો મીઠો આરામ રે, મ્હારો વ્હાલો બાબુ ! વ્હાલો બાબુ !
રાંક હૃદયોનું મોઘું તમામ રે, „ „
જોઉં જોઉં ને ઘેલી ઘેલી થાઉં રે, „ „
બાબુ-લીલાનાં ઘેલાં ગીત ગાઉં રે, „ „

( સાખી )

પ્રિયતમની પ્રતિમા પૂરી બાબુ મ્હારે મન;
ગૌણ ગણું બીજું બધું-મુખ્ય બાબુ-જતન.

એ જ મીઠી મુખાકૃતિ સાવ રે, મ્હારો વ્હાલો બાબુ ! વ્હાલો બાબુ !
એ જ ઉંચા હૃદયના ભાવ રે, „ „
એ જ તેજસ્વિતા-એ પ્રતાપ રે, „ „
જાણે નર્યાં જ એના બાપ રે, „ „

( સાખી )

દીધો છે પ્રભુ ! બાલ તો લેશોને સંભાળ ?
ચિન્તા શી કરવી રહી જહીં રામ રખવાળ ?

પ્રભુ ! બાબુ છે આપ-પ્રસાદ રે, મ્હારો વ્હાલો બાબુ ! વ્હાલો બાબુ !
હોજો જગનો બાબુ આહ્લાદ રે, „ „
પ્રભુ ! આપ છો જગદાધાર રે, „ „
આપ-ચરણે બાબુ ઉપહાર રે. „ „

---

* એક સંસ્કારી આર્ય માતાના હૃદયોદ્‌ગાર.



# ઘુંઘટ:

લેખક: શ્રીયુત જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા, એમ. એ.
ચિત્રકાર: શ્રીયુત ધુરંધર.

ગામડાંનો રસ્તો હતો. સમીસાંજ થઇ ગઇ હતી પણ રાત્રિનો અંધકાર જગત ઉપર હજી પ્રસર્યો ન હતો. સંધ્યાનું ઝાંખું તેજ-ઝાંખું અંધારું એકમેકમાં ભેળાં થતાં ગામડાંનાં ઘરોને, વગડેથી ચરીને આવતાં ઢોરોને, તળાવે પાણી ભરવા જતી પણીયારીઓને, તળાવ કાંઠે મોટાં વડના ઝાડમાં રાતને માટે વિસામો શોધતાં પક્ષિઓને કંઇક નવીન સુંદરતા અર્પતાં હતાં. પ્રાતઃકાલની કે મધ્યાન્હની સુંદરતામાં કોઇ પણ ગેબી તત્વ રહેતું નથી. તે સુંદરતા પાછળ પડદો નથી જેમાંથી ગાઢ અંધકારવાળાં વાદળાં ચીરીને વિજળી ઝબુકે તેમ કંઇ ઝબકારો થાય. તે તો નરી ગંગાજીના જલ જેવી સુંદરતા જેમાં તળીયા સુધી જોઇ શકાય. તે સંધ્યા જે સુંદરતા દાખવતી હતી તેમાં તો ગેબી ઉંડાણ હતાં, તેમાં તો પડદાઓ હતા. જાણે કે કોઇ રાજપુતની કન્યા ઘુઘરિયાળા બળદના ઓઝલવાળા રથમાં બેસી પોતાને સાસરે જતી હોયના ! તે રથ પસાર થાય ત્યારે બંધ પડદામાંથી વિજળીનો ચમકારો થાય છે અને પંજાબના મેદાનોમાં બપોરના ભયંકર તાપ પછી રાત્રિની સુમધુર શાંતિમાં આંબાવાડિયાંની શીતળ સુગંધ આવે તેવી સુગંધ ચાલી આવે છે.

તે ગામડાને સંધ્યાએ પોતાના રંગથી સ્વપ્નસૃષ્ટિ બનાવી હતી અને તે તળાવને સ્વપ્નસરોવર બનાવ્યું હતું. આત્માને જે થોડી અમૃતઘડીઓ આવે છે તેમાંની આ એક હતી એમ લાગતું હતું. કારણ કે તે તેજમાંથી, તે પક્ષીઓનાં સંગીતમાંથી, તે ગામડામાંથી, તે તળાવમાંથી આત્માની વણ બોલાયલી વાતો, ન સુણાયલી ભેદી આકાંક્ષાઓનો જવાબ મળતો હતો.

આવી સંધ્યા જોઇને સ્મૃતિપટ ઉપર ઘણાં ચિત્રો આવે છે. કેટલાંક તાજાં, કેટલાંક જુનાં, જેની દરેકે દરેક રેખા હજી આંખ આગળ તરે છે એવાં, જેની રેખાઓ ભુંસાઇ ગયલી હોય છે અને ફક્ત ચળકતી આંખો કે રડતું મુખજ બહાર તરી આવે છે એવાં.

રાત્રિનો વખત હતો. ઓરડામાં ઠંડો પણ ઝાંખો પ્રકાશ પડતો હતો. ત્રણ ચાર સ્ત્રી પુરુષો બેઠાં હતાં. પણ દરેકની આસપાસ પોતપોતાના વિચારની દિવાલ બંધાઇ ગઇ હતી અને ચોકીતાને દરવાજો બંધ કરી સીઢી પણ લઇ લીધી હતી. પગનાં ઝાંઝરનો અવાજ સંભળાયો અને એક સૌમ્ય, સુંદર પ્રતિમા દાખલ થઇ. શ્વેતવર્ણના સાળુમાંથી તે શરીરની સુંદરતા દેખાતી હતી પણ તે મુખ ઘુંઘટથી આચ્છાદિત હતું. પ્રભુએ સુંદરતાની સંજ્ઞારૂપ ઘણા ચહેરા બનાવ્યા છે, જેમાંના કેટલાક પ્રભાત જેવા સુંદર, આલ્હાદજનક તેજોમય હોય છે. જ્યારે કેટલાક પૂર્ણિમાની રાત્રિની સુંદરતાવાળા હોય છે.

પણ આ ચહેરો તો ઘુંઘટથી આચ્છાદિત હતો. તે ઘુંઘટ પાછળ પ્રભાત હશે કે મધ્યાન્હ હશે, સંધ્યા હશે કે પૂર્ણિમાની રાત્રિ હશે તે જાણવું અશક્ય હતું. ઘુંઘટમાં થી કવચિત કોમળ આંખોનાં કિરણોનો પ્રકાશ બહાર આવતો જણાતો હતો. કવચિત ઓષ્ઠો ઉપર આછું સ્મિત જણાતું હતું. બાળકને સૌથી મોટું કુતુહલ એ હોય છે કે આપણી ઉપર અહોરાત્ર આવી રહેલ આકાશની પાછળ શું છે ? જ્યારે આકાશ ઘનઘોર મેઘથી છવાઇ રહ્યું હોય છે, અને અવારનવાર ગર્જના થતી જાય છે ત્યારે તે પ્રભુ ગેડીદડે રમે છે એમ બાલક માને છે, પણ તેમ ન હોય અને ભુરો રંગ જણાયાજ કરે ત્યારે તે ભેદની પાછળ બાલક પોતાની કલ્પના દોડાવ્યાજ કરે છે. તેજ પ્રમાણે ઘુંઘટનાં ભેદ ખોલવાને બાલકની માફક આપણને પણ આંકાક્ષા રહે છે અને તે ભેદના દૈ દૈ જવાબો કલ્પના આપે છે. પુરૂષની વૃત્તિ બાલકના જેવી છે—મુસાફર જેવી છે. જેમ બાલકના જેવી તેને કલ્પના છે તેમ બાલકની માફક તેને જગતનો થાક પણ લાગે છે. અને પોતાનું થાકેલું માથું બાલક જેવું માના ખોળામાં મુકવા માગે છે તેમ પુરૂષ પોતાનું થાકેલું માથું કોઇ સ્ત્રીના ખોળામાં મુકવા માગે છે. હંમેશનો મુસાફર પુરૂષ મીઠી વીરડીઓ શોધે છે જ્યાં મરૂભુમિના તાપથી દૂર થઇ પોતાના સુકાઇ ગયેલા કંઠને અમૃત પાય અને લીલાં ઘટાંવાળાં ઝાડ નીચે જગતની ઉપાધિઓ થોડી ઘણી ભૂલી આરામ લે. તે ઘુંઘટવાળી પ્રતિમા શું એક મીઠી વીરડી હશે. મારવાડના રણમાંથી જતાં કોઇ પરમાર્થી ભાઇએ જનતાને માટે તૈયાર કરાવેલ નાવણુ અને સુંદર બગીચો હશે કે જ્યાં પશુંપક્ષીઓ તથા ભાઇ બહેનો તાપમાંથી શાંતિ મેળવે અને જંજાળ અને કલહમાંથી વિશ્રાંતિ મેળવે ! સુએઝની નહેરમાંથી પસાર થતાં માઇલો અને માઇલોના ઢગ સવારથી સાંઝ સુધી જુદા જુદા રંગ બદલતા જણાય છે. ત્યારે નેહરને કિનારે ઠેકઠેકાણે આવતાં સ્ટેશનો અને ત્યાં વસતાં ફ્રેંચ કુટુંબોએ કરેલાં વિસામાનાં ચિત્ર પણ નજર આગળ તરે છે. તે ઘુંઘટ પાછળ છુપાયેલો ચહેરો આવો કોઇ વિસામો હશે ? સ્ટીમર એડન છોડી લાલ સમુદ્રમાં દાખલ થાય છે અને સવાર પડતાંજ સૂર્યદેવનાં કિરણોમાં એક શ્વેત મકાનો અને મસીદોનું ગામ દૂર કિનારા ઉપર દેખાય છે. રાત્રિના અંધકાર, રાત્રિનાં સ્વપ્ના, કેટલાંક સારાં કેટલાંક નરસાં તે બધા પછી જાણે શીપલીની અંદર મોતી હોય તેવું આ દ્રષ્ય તેજોમય પ્રભુ પાસે લઇ જાય છે અને સખ્તમાં સખ્ત હૈયાને પણ " અંધકારમાંથી તેજમાં લઇ જા " એ પ્રાર્થના કરાવે છે. ઘુંઘટ પછવાડેનો ચહેરો શું આ શ્વેત, તેજોમય, ભુરા સમુદ્ર ઉપર ચમકતું ગામ હશે કે જે હૃદયને હમેશ તેજ અર્પે અને પ્રભુજીને પંથે વાળે ? ધોધમાર વરસાદ વરસતો હતો; અને હૃદયને ગુંગળાવી નાખે તેવો આકાર બધે છવાઇ રહ્યો હતો. તે અધંકારમાં દિવસ હતો કે રાત તેનું પણ ભાન રહેતું નહતું.

તે અંધકાર ભેદીને રડવાનો અવાજ સંભળાય છે અને છેલ્લી મુસાફરીને માટે એક ભાઇને લઇ જતા જોવામાં આવ્યા. તેમને છેલ્લું નમન કરવા, તેમની પાછળ આંસુઓની છેલ્લી અજંલિ અર્પવા સ્ત્રીઓનું એક ટોળું તેમની પાછળ થોડેક સુધી ગયું. તેમને મોખરે એક બાલિકા-સ્ત્રી હતી. આંખોમાંથી થોડાં એક આંસુ ટપકયાં હતાં. કારણ કે હૃદયનાં આંસુ બહાર નીકળતાં નથી. તે બ્હેને પાછાં વળતાં પોતાની વેણી અને સૌભાગ્ય શણગાર ભાઇને આપ્યો અને ઘરમાં ગઇ. તે ઘુંઘટવાળો ચેહરો શું તે મૃત્યુશય્યા અને આત્માના



[ચિત્રકારઃ ] ઘુંઘટ. [ શ્રીયુત ધુરંધર.

Joshi Art, Bombay. 1

અવર્ણનીય શોક અને દુઃખની પ્રતિમારૂપ હતો, અને તે પગમાં ખખડતાં ઝાંઝર એ સુવાવસ્થાના સંગીતચિહ્ન નહિં પણ આત્માના કારાગૃહસૂચકજ હતાં ?

પૂર્વના દેશોનો ઉનાળો અને તેનો ભયંકર તાપ હતો. માખીઓનો ઉપદ્રવ, ધૂળ, અસ્વચ્છતા વગેરેથી ભરેલું ગામ હતું. રોગચાળો ફાટી નીકળ્યો હતો અને સેંકડો મનુષ્યો રોજ મૃત્યુને શરણ થતાં હતાં. ગામમાં એક દવાખાનું હતું. જ્યાં દરદીઓની સારવાર સારી રીતે-જીવને જોખમે પણ કરવામાં આવતી હતી. તે દવાખાનામાં પ્રભુ ખ્રિસ્તને આખું જીવન અર્પણ કરનારી બ્હેનો હતી જેઓ પોતે પોતાના શ્વેત વસ્ત્રમાં છાતી ઉપર ક્રુસ લટકાવી ફરતી હતી. દરેક બ્હેનને કેટકેટલા દરદી જોવા પડતા હતા અને મા જેટલી સેવા પોતાના બાલકની કરે તેટલી સેવા તેઓ દરદીઓની કરતી હતી. ભયંકર રોગગ્રસ્ત તે દરદીઓની માવજત જે દેવને તેમણે જીવન અર્પેલું હતું તે દેવની શાંતિથી અને તે દેવના પ્રેમથી કરતી હતી. શું તે ઘુંઘટવાળો ચહેરો આ દયાની અને ત્યાગની પ્રતિમારૂપ દરદીઓની સારવાર કરતી બ્હેન હતી ? કુટુંબની માયા છોડી જગતનેજ મોટું કુટુંબ બનાવી, પ્રભુનો દયા અને સેવાનો ધર્મ સ્વીકારી રહેલ જનતાની બ્હેનનો ચેહરો હતો ? અને તેનાં નૂપૂર પતિદેવની આગળ નત્ય કરવાને માટે નહિં પણ પોતાનાં દુઃખી ભાઇ બેહનોને તેમના દુઃખમાં નિદ્રા નહિં આવતી હોય તે વેળા સંગીતવડે નિદ્રા લાવવાને માટે હતાં ?

તે પડદા પાછળ રહેલાં તેજ, પવિત્રતા, પ્રભુતા ! ઘુંઘટ ખોલાય ત્યારેજ તેની ઝાંખી મળે અને તે ઘુંઘટ ખોલાયા પછી પણ શું આત્માના બીજા ઘુંઘટ હશે કે આત્માના પ્રતિબિંબ રૂપજ તે ચેહરો હશે ?

રાત્રિ ઘણી વીતી ગઇ હતી. સ્ત્રી પુરૂષો સૌ પોતપોતાના વિચારોની દિવાલો તોડી રાત્રિને માટે આરામ લેવા ઉભાં થયાં. પેલાં મીઠો રિવાજ કરતા નૂપુર અને પેલો ઘુંઘટવાળો ચહેરો દાદરને સંગીતથી રેલાવતાં ઉપરના શયનગૃહમાં ગયા.



## સાભાર સ્વીકાર

**ઇન્સાફ** ( મુંબાઇ ): અંક: ૫-૯ તંત્રી: મુન્સી ફતેહખાન અહમદખાન “ દિલકશ. ” વાર્ષિક લવાજમ રૂ. ૫-૦-૦.

**વીર-શાસન** ( અમદાવાદ ): પુ. ૩ જું; અંક ૫૦ મો. તંત્રી: શ્રીયુત કેશવલાલ મનસુખરામ, વાર્ષિક લવાજમ: રૂ. ૫-૦-૦

**સમાજ સેવક** ( જામનગર ): પત્રિકા ૪ થી. વ્યવસ્થાપક: શ્રીયુત ગોકળદાસ હીરજી ઠક્કર.

**મોઢ મિત્ર** ( રાણપુર ): પુ. ૩ જું; અંક ૩ જો, તંત્રી. શ્રીયુત કનૈયાલાલ ગો. કોઠારી, બી. એ. વાર્ષિક લવાજમ: રૂ. ૨-૮-૦

**કૃષ્ણ ભૂમિ** ( ગોંડલ ): વર્ષ ૧ લું, અંક ૧૨ મો, તંત્રી: રા. જે. કે. વૈદ્ય. વાર્ષિક લવાજમ: રૂ. ૪-૦-૦.

# રાધાનું રૂસણું.

[ લક્ષ્મણ ! લક્ષ્મણ ! બન્ધવા રે ! વેરી કોણે રે લખિયા—એ ઢાળ ]

આઘા રહો અલબેલડા રે ! જાણી પ્રિત તમારી;
કુબ્જાના પ્રેમમાં ઘેલડા રે ! નથી ચિંતા અમારી.

મહિં માખણના લાલચુરે ! ગોપી ગોરસ રસિયા !
કાલિંદી કેરા કાંઠડા રે, મૂકી શીદને ખસિયા !

રાધા ભલે ઝૂરતી મરે રે, એની ભાળ શી લેવી !
ઘડયાં કઠોર જે દિલડાં રે, એની વાત શું કહેવી ?

ધેનુનાં ધણ ચારવાં રે, ગોપબાળોની સંગે;
હૈડાં હરેલાને બાળવાં રે, નાચી, કૂદી, ઉમંગે !

વેરણ પેલી વાંસળી રે, પાડે કાળજે કાણાં;
મુગ્ધ બની મધુમંત્રથી રે, ફસે કૈંક અજાણ્યાં !

જાણી ગઇ હવે આપને રે, કપટી ન્હાના કાળા !
નહિં ફસું મીઠા બોલથી રે, દેવકીજીના જાયા !

હૈયું હર્યું મારૂં હેળવી રે, સાન-ભાન ભુલાવી,
સમજણ કાઇ પડે નહિં રે, એવે પંથ ચડાવી !

ભૂરકી નાખી કશી નેનમાં રે, આંખે આંધી ચડાવી;
બંસીના ઘેરા ઘેનમાં રે, દીધું દિલડું ડૂલાવી !

કામણ કૈંક કરી મને રે, ઘેલી તુર બનાવી;
ઠગડા ! ઠીક ઠગી મને રે, મીઠું અમૃત પાઇ !

આઘા ખસો મદઘેલડા રે, નહિં ફસવાની રાધા;
ચિતડાના ચોરની સાથમાં રે, બોલવાની છે બાધા !

**સીતારામ જે. શર્મા.**

# ' કરવેરાના ભારા લાવ્યો '

લેખિકાઃ સૌ. શારદાબ્હેન મ્હેતા, બી. એ.

એક ન્હાની સરખી, પણ સુંદર કવિતામાં એ ઉપર લખેલી લીંટી વાંચવામાં આવી. આ જમાનામાં ખર્ચાળ રાજ્યવ્યવસ્થા અને રહેણીને લીધે આપણી પ્રજા ઉપર પુષ્કળ કરનો બોજો છે અને તેને લીધે રંક પ્રજા ઊંચી આવી શકતી નથી. એ વસ્તુસ્થિતિના પુકારાર્થે ઉપરની લીંટી લખવામાં આવી છે. "ગોરો આવ્યો. શું શું લાવ્યો. કરવેરાના ભારા લાવ્યો," ઇત્યાદિ. એમાં કંઈ ખોટું છેજ નહિં. ભરતખંડની ગરીબાઇ જોતાં જે કરવેરાનો બોજો વેઠવો પડે છે તે અસહ્ય છે. એ તદ્દન સત્ય છે, પરંતુ એટલું કહેવું જોઇએ કે આપણી આર્થિક સ્થિતિ સુધારવા માટે અનેક ઉપાય લેવાવા જોઇએ. સરકાર તરફના કર થોડે ઘણે અંશે ઓછા થાય તો પણ આપણા ઉપર બીજા સાંસારિક કર એટલા બધા છે કે એનો બોજો આપણા ઉપરથી ઓછો નહિં થાય ત્યાં સુધી આપણે કોઇ રીતે ઉંચા આવી શકીશું નહિં.



સૌ. શારદાબ્હેન મ્હેતા, બી એ.

માણસ ને હમેશ બીજાની ભુલ અથવા દોષ વહેલો જડે છે. પણ પોતાનીજ અંદર જે સડો રહેલો હોય છે તેના તરફ નજર નથી થઇ શકતી.

બાઇબલે જે શીખામણ આપી છે કે "ત્હારી પોતાની આંખનું ધાબું તું જો" વિગેરે તે દરેક ક્ષણે યાદ રાખવા જેવી છે.

લગ્ન, મરણ, સીમન્ત, અને જનોઇ વગેરે પ્રસંગે કેટલો બધો ખર્ચ આપણા લોકને

કરવો પડે છે ? તેમાં કેટલોક ખર્ચ શોખને લીધે થાય છે અને કેટલોક તો ન્યાતના કર રૂપે થએલો હોય છે, તેતો કર્યા વગર છૂટ-કોજ નહિં. લગ્ન પ્રસંગનો ઘણો ખર્ચ તો ઇતરાટ અને અભિમાનને લીધે થાય છે. પૈસાદાર લોકોને પોતાના ધનનો દેખાડો કરવાનો મદ હોય છે તેનેજ લીધે લાખો રૂપીઆ ખર્ચાઇ જાય છે. જો કોઇ સમાજશાસ્ત્રી આપણા પ્રાન્તમાં લગ્ન પ્રસંગના આંકડાની ગણત્રી કરે તો પ્રજાને બહુજ લાભ થશે. ધનવાન લોકો લખલુટ ખર્ચ કરે છે તેની પછવાડી મૂર્ખ, અજ્ઞાન અને ગરીબ લોક ધસડાય છે. ને કોઇવાર તો ધસડાવું પડે છે કેમકે નહિં તો પછી એ બિચારાંની ન્યાત જાતમાં ગણના રહે નહિં અને સારે નરસે પ્રસંગે કોઇ મદદે ના આવે.

ચાલુ સમયમાં મોંઘવારી બેશુમાર થઇ ગઇ છે તેમજ નાણાંની તંગી પણ એટલી બધી થઇ ગઇ છે કે આવાં ખરચો તો સદંતર બંધ કરી નાંખવા જોઇએ. અને તે કામમાં પૈસાદાર લોકોએજ પહેલ કરવી જોઇએ.

વરઘોડા, પહેરામણી, જમણવાર એ બધામાં જે લાખો રૂપીઆ વેરાય છે તે એકદમ બંધ થવા જોઇએ. એ ખર્ચને ને લગ્નની ધર્મવિધિને કાંઇજ સંબંધ નથી. એ ખરચ એકદમ બંધ થઇ જાય તો લાખો ગરીબ લોકો શ્રીમંત લોકોને આશીર્વાદ દેશે.

કેટલાક લોકો આવે પ્રસંગે વડીલવર્ગ અને સગાં વહાલાંને માથે દોષ ઓરાઢે છે. પરંતુ જો માણસ દ્દઢ હોય તો પોતાના સિદ્ધાન્ત પ્રમાણે વર્તી શકે છે. ક્લેશ, કલહ તથા કુટુંબ કજીઆ સહન કરવા માટે હિંમત રાખવી જોઇએ. એ બાબતમાં નબળાઇ બતાવવામાં આવે તો સિદ્ધાન્ત પ્રમાણે વર્તન ના થાય.'શાણા, સમજુ તેમજ શ્રીમંત વર્ગની આ પ્રથમ ફરજ છે. લગ્ન પ્રસંગે અસહ્ય ખર્ચના બોજામાં કેટલીક ન્યાતમાં તો લોકો આવી જાય છે, અને તેને લીધે આખી ન્યાતની ન્યાત પાયમાલ થતી નજરો નજર જોવામાં આવે છે છતાં થોડાક દુરાગ્રહી માણસોની જૂઠી મોટાઇને લીધે આ દુષ્ટ ધુંસરી નીકળી શકતી નથી. પાટીદાર જ્ઞાતિ, અનાવલા, રજપુતો વિગેરેમાં જે કન્યા પાછળ ખર્ચ થાય છે તેનો કાંઇ આંકજ નથી. એ દુષ્ટ રૂઢિને લીધે નિર્દોષ બાળાઓ આપઘાત કરવા તૈયાર થાય છે, મા બાપ છોકરીઓને દૂધપીતી કરે છે. ખાનદાનીના ખપ્પરમાં કેટલાંએ હોમાય છે. આ પાપનું પ્રાયશ્ચિત કેવી રીતે કરી શકાશે ? જ્યાં સુધી આ ખર્ચના કર આપણે કહાડી શકીએ નહિં ત્યાં સુધી સરકારને આંગણે ભીખ માંગવાનો આપણો હકક નથી. આવાં ખર્ચોના અસંખ્ય બોજા તળે આપણે કચરાઇ ગયાં છીએ; આવક પહેલાં જેટલી રહી નથી, જીવન વ્યવહાર બહુ ભારે થયો છે તેનેજ લીધે છોકરાંની ધાડ ખમાતી નથી. ભાઇઓ અને બહેનો ! આપણી આંખ ઉઘડે તો સારું. બૂમો પાડે નહિં ચાલે. વ્યવહારમાં પોતાને ત્યાં પ્રસંગ આવે ત્યારે કટિબદ્ધ થાઓ.

આતો થયું લગ્ન પ્રસંગનું, મરણ પ્રસંગનું શું ?

ખરેખરો કરવેરાનો બોજો તો આપણે માથે આ બારમા તેરમાનો જ છે. માણસ પાસે પેટ ભરવાનું તો સાધન પણ ના હોય, ઘરમાં હાંલ્લાં ખખડતાં હોય, છોકરાંને પહેરવાને કપડાં પણ ના હોય, ભણવા ગણવાના તો સાંસાસ્તો, તે છતાં ડોસો કે ડોસી મરી ગઇ એટલે દહાડોપાણી કર્યા વગર તો ચાલે જ કેમ ? ખરેખર આ મરણ પછવાડી દહાડોપાણી કરવાનું જે ખર્ચનું લાકડું બ્રાહ્મણોએ ઘાલ્યું છે તે આપણને

પાયમાલ કરે છે. સમજુ લોક તો કદાચ પોતાની સ્થિતિ પ્રમાણે કરે; અજ્ઞાન લોકનો તો એમાં મરોજ થાય છે, અમુક ખર્ચ કરીને દહાડો ના વાળે તો ન્યાતવાળા એની સાથે સમુળગો વહેવાર ટાળી દે. એને કોઇ છોકરી આપે નહિં, લે નહિં, કામે કાજે કોઇ એની સાથે વ્યવહાર રાખે નહિં, ત્યારે એ કરે પણ શું ? સાથ સથવારા વગર નીચી મુડીએ કરજે નાણાં લાવીને એને એ ખર્ચ કરવો પડે છે. અને તેમાં એ વળી જૂદા છતરાટ હોય છે. અમુક જમણજ કરવાં જોઇએ. જે કામ પચાસ રૂપીએ સરતું હોય તેમા પાંચસે રૂપીઆ કુળાભિમાનને લીધે ખર્ચવા પડે છે. ચાર દિવસની વાહવાહ બોલાવવાના લોભમાં જીંદગી ભરના દુઃખનો વિચાર ભૂલી જવાય છે અને જીંદગીભર કરજના બોજામાં ઘસડાવું પડે છે. ગાડી ઘોડે ફરતા, એશઆરામ ભોગવતા શેઠીઆઓને સ્વપ્ને પણ ખ્યાલ નહિં હોય કે બિચારા ગરીબ લોકો કેટલા કરજમાં ડૂબેલા હોય છે ' મા કે બાપ મારી જાય તેના મરણનો શોક કરવાનો હોતો નથી પણ તેનો દહાડો પાણી કરવાના પૈસાની સવડ કેવી રીતે થશે તેનું રડવાનું રહે છે. જે માણસ બાર કે પંદર રૂપીઆ કમાતો હોય તે પાંચસેનો વરો કેવી રીતે કરી શકે ? આ વાતનો કોઇ તોડ લાવશો ? ઘરબાર વેચી, ઘરેણાં ગાંઠા વેચી, ખેતરો, વાસણકુસણ ગીરો મૂકીને ડોસા ડોસીનાં બારમાં, તેરમાં થાય છે એનો ખ્યાલ કેટલાં લોકને છે ? ટુંકા પગારદાર અને સાધારણ ગરીબ લોકની આર્થિક સ્થિતિની તજવીજ ચોક્કસ કરીશું તો માલુમ પડશે કે દરેકે દરેકને કાંઇને કાઇ કરજ ચૂકાડવાનાં હોય છે. માથે કરજ હોવાં એ શરમ ભરેલું છે એ લાગણી આપણા લોકોમાં હોતી નથી તેનેજ લીધે આવી રૂઢિઓ ટકી રહી છે, નહિ તો કે દિવસની જતી રહી હોત. આવાં કરજના ત્રાસમાંથી આપણાં લોકો કયારે ઊંચા આવશે ?

આ લગ્ન-મરણ-પ્રસંગના દુષ્ટ ખરચો નાબુદ થાય તોજ આપણી સ્થિતિ સુધારે મોટી મોટી કમીટીઓ નીમીને આપણે સરકારી ખર્ચમા કાપકુપ માંગીએ છીએ પણ આપણા મહાજન અને ન્યાતોએ મળીને આ કાપકુપ કરવાની પ્રથમ જરૂર છે. પરિષદ મેળવીને ઠરાવ કરીએ કે લગ્ન-મરણ-પ્રસંગના ખર્ચ ઘટાડવા તેનાથી કાંઇ નહિં થાય. એતો ન્યાતે મળીને ચોકકસ નિયમ કરવાના કે અમુક ખર્ચતો તદ્દન કહાડી નાંખવાનાજ અને ગરીબમાં ગરીબ માણસથી થઇ શકે એટલોજ ખર્ચનો નિયમ બાંધવો જોઇએ. એથી વધારે જે ખરચે તેનો દંડ થવો જોઇએ. આ પ્રમાણે હથોડો લઇનેજ આ દુષ્ટ રૂઢિનો સત્વર નાશ કરવામા દરેક સ્ત્રી પુરૂષે મદદ કરવી જોઇએ, અને આ કાર્યમાં સંગીન પ્રયત્ન થવા જોઇએ. દરેક ન્યાતે આ પ્રશ્નને સત્વર ઉકેલવો જોઇએ નહિં તો આપણે ખુવાર થઇએ છીએ ને વધારે થઇશું. આપણે પોતે રચેલા 'કરવેરા'ને કહાડી નાંખીશું તો જ આપણા દેશના ગરીબ લોકોનું કલ્યાણ થશે. આ પ્રશ્ન મામુલી ગણાય છે પણ એના પરિણામ બહુજ ભયંકર આવે છે. દેશના ગરીબ લોકોની દાઝ જેને હૈડે હશે તે આ કાર્ય પોતાનું કરી લેશે, તોજ સત્વર તેનાં સુફળ જોવાશે.





# મુંબઈનું ગાડું કેમ ચાલે છે.



લેખક: શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી,
એમ. એ., એલએલ. બી., જે. પી;
ચીફ જડજ, સ્મોલ કોઝ કોર્ટ મુંબઈ.

મુંબઈમાં દરેક રીતની મોંઘવારી છે, અને તે મોંઘવારીને પહોંચી વળવા ત્યાંના રહેવાશીને જાતજાતની કોશેશ કરવી પડે છે. નાણાંની મુશ્કેલી, ગરીબ વર્ગ તેમજ મધ્યમ વર્ગને ઘણી ભોગવવી પડે છે, અને તેથી તેઓ કાંતો ફાલતુ સમયમા બીજું કામ કરે છે, એટલે કે "સવાઈ" ભરે છે ને તબીએત બગાડે છે, અથવા તો નાણું કરજે કાઢે છે જેવો ગામડામા નાણાં ધીરનાર સાહુકાર-"વાણીઆ" નો વર્ગ છે, તેવો મુંબઈમાં પણ માત્ર એ જાતનોજ-નાણા ધીરવાનો-ધંધો કરનારનો એક ખાસ વર્ગ છે, ગરીબ માટે ગોલવાડીઆ મારવાડી અને દમણા દમણા પઠાણ. અને મધ્યમ વર્ગ એટલે મધ્યમ વર્ગના વેપારી માટે મુલતાની અથવા શિકારપુરી સરાફ. આ બંને વર્ગની કામ કરવાની પદ્ધતિ જુદા પ્રકારની છે, જો કે આશય એક છે. પહેલે તડાકે તો એ બંને ગરીબ તથા મધ્યમ વર્ગનું લોહી પીનારા હોય એમ લાગે છે, પણ જરા લાંબી નજરે જોતાં એમ જણાય છે કે એ લોકો ન હોય તો મુંબઈનું ગાડું ચાલે નહિ. કોઈ એક મીલ મજૂરને ત્યાં એકાએક મધરાતે મરણ થયું, પગાર મળવાનો દહાડો ( Pay day ) હજુ દૂર છે, મળેલો પગાર મંદવાડમાં વા ઘર ખરચમાં વપરાઈ ગયો છે, ને મરણને અંગે થતા ખરચની તાત્કાલિક જરૂર તો ખરી: આવી વખતે રાત્રે દુકાન ઉઘાડી તેને જોઈતી મદદ એ ગોલવાડીઓ મારવાડીજ કરે છે. મુંબઈના વ્યાપારનું ગાડું પણ એમજ ગબડે છે. એ પાંચથી પંદર હજાર સુધાની હુંડી પર એકી વખતે ખરી નોકની વખતે નાણું મુલતાની સરાફજ કાઢી આપે છે. મારવાડી અલબત્ત પચાસ આપી સોની ચીઠ્ઠી લખાવી લેવાનો, અને તે પચાસ પણ પૂરેપૂરા નહિ, તેમાંથી પહેલેથી થોડી વ્યાજની રકમ, કાંઈક કોથળી છોડામણ વગેરે વગેરે હકસાઈ ગણી તે કાપી લેવાનો, પરંતુ જે રકમ સામા માણસના હાથમાં આવે તે રકમથી તેની તે વખતની મુશ્કેલી ટળે એટલી તો તે હોવાનીજ, એટલે તેટલા પૂરતો ફાયદો જોઈ, પોતાનું કામ સરતું હોવાથી, સાહુકાર કહે તેમ લખી આપવાની તે આનાકાની કરતો નથી. મનુષ્ય સ્વભાવનું લક્ષણ મારવાડી જાણી ગએલો હોવાથી તે પૂરેપૂરો તેનો લાભ લે છે આ ઉપરથી તેને દયાહીન, સ્વાર્થી વિગેરે ઘણાં વિશેષણો આપવામાં આવે છે, પરંતુ એણે અણીની વખતે કરેલી મદદ, અને તેથી ગરજાઉ માણસને મળેલો સંતોષ એ બે એના પક્ષની વાતો ભૂલી જવામાં આવે છે; જોકે એણે મદદ કરવામાં માત્ર ધંધાનું લક્ષજ મનમાં રાખેલું, ઉપકારનું નહિ, છતાં ઉપર જણાવેલી એના લાભની બાબતનો કોઈ નિષ્પક્ષપાતે વિચાર પણ કરતું નથી. એના પર

તો ધૃણાનો એક સરખો વરસાદજ પડયા કરે છે, એ મારવાડીમાં પ્રમાણિકતા છે, એણે ચીઠ્ઠી સો રૂપીઆની લખાવી લીધી હોય, પરંતુ દેણદાર જોડે ખાનગી ઠરાવ હોય-કે અમુક મુદતની અંદર એ અમુક રકમ સાઠ કે સીત્તેર—જે નક્કી કરી હોય તે જો આપી દેશે તો ચીઠ્ઠી ફાડી નાંખશે, અને તે પ્રમાણે જો કરજ કરનાર માણસ આપી દે તો જરૂર તે કરજમાંથી છૂટો થવાનો. મારવાડી સાહુકાર બે પ્રકારના ચોપડા રાખે છેઃ એક પોતાની ખાનગી માહિતી માટે, બીજો પોતાના ઘરાકોની માહિતી માટે. દરેક મારવાડી પોતાની ખાનગી મુડીથી કામ કરી શકે એટલી એની કાયનાત હોતી નથી, અને એના જેવી બીજી પેઢીઓ જોડે ભાગમા ધંધો કરવો પડે છે, અને તેના પાસેથી ઉછીની લીધેલી રકમનો ચોખ્ખો હિસાબ રાખ્યા વગર એનો છૂટકો થતો નથી. પોતાના વચનને વળગી રહેવા ઉપરાંત એનામાં બીજા પણ કેટલાક ગુણ છે. મારવાડી પોતાનાં ઘરાકો જોડે દલાલની દરમ્યાનગીરી વગર કામ કરે છે, એટલે એની પાસે ઉછીનાં નાણાં લેનાર પુરૂષો તથા સ્ત્રી વર્ગ બંને આવે છે, પરંતુ આટલા લાંબા અરસામાં કોઇ પણ મારવાડી સાહુકારે કોઇ પણ સ્ત્રી તરફ કુદ્રષ્ટિ કર્યાનો એક પણ દાખલો નોંધાયો નથી. આ ઉપરાંત એ જાત સ્વભાવે ઘણીજ ગરીબ અને રાંક છે. પારસી કે અંગ્રેજ ઘરાકને ત્યાં એ ઉઘરાણી જાય, ત્યાંથી એનાં નાણાં ખરાં નીકળનાં હોય તે એને આપવાને બદલે એના પર ગડદા પાટુનો પ્રહાર કરી એને કાઢી મૂકે તો એ મુંગે મોંડે ચાલ્યો જાય. એકના બમણાં લખાતી લેવામાં એની અમુક ગણત્રી છે. જેમ વિમા કં. વાળા પોતાના હિસાબી અમલદારો (Actuaries) મારફતે ગણત્રી કરી વિમાના દર ઠેરવે છે, તેમ ઘણાં અનુભવે એને પણ ગણત્રી શીખવી છે. એનાં ઘરાકમાંથી કેટલાક નરમ એટલે સાચા, એટલે હીરા જેવા, અને કેટલાક ઇંટ અને પત્થર જેવા એટલે તદન ખોટા નીકળે છે. એવી ડુબત રકમનો બદલો સાચા ઘરાકો પાસેથી મેળવી એ પોતાનો કારભાર ચલાવે છે. પોલીસ, કસ્ટમ્સ (જકાત) અથવા મીલીટરી (લશ્કરી) ખાતાના અમલદારો લખી આપે ત્રણ ગણી રકમ પણ તેમની પાસેથી પાછી આખી પણ આવતી નથી. કેટલાક નાદારી કોરટમાં જાય, કેટલાક હિંદુસ્તાન છોડી ચાલ્યા જાય, અને કેટલાક ગુજરી જાય, એવાં એવાં ઘણાં નુકસાન એના વેપારમાં એને લાગે છે. વળી એની પાસેથી નાણું ઉછીનું લઇ તે નાણું બીજાને ઉછીનું આપનાર ઘણા નીકળે છે. મીલનો જોબર અથવા મજૂરોની ટોળીનો મુકાદમ એની પાસેથી ૫૦૦-૭૦૦ રૂા. દર મહીને દરસેંકડે બે ટકાને વ્યાજે ઉછીના લે એટલે એને વરસે સેંકડે ચોવીશ ટકા મળવાનો સંભવ. એ જોબર કે મુકાદમ પોતાના હાથ તળેનાં માણસોને દરમહીને દર રૂપીએ એક આનો વ્યાજ લઇ નાણાં ધીરે, એથી એને વરસે પોણોસો ટકાનું વ્યાજ પડે; હવે જ્યાં સુધી એ જોબર કે મુકાદમ તે મીલ યા ખાતામાં હોય ત્યાં સુધી તેનો કાબુ હાથ તળેનાં માણસો પર ખરો, અને તેથી પગાર થાય તે વખતે પોતાનું માગતું તેમના પગારમાંથી કાપી લે ને મારવાડીને ભરે, પરંતુ એવું ઘણી વખત બને છે કે એ જોબર યા મુકાદમની નોકરી ત્યાંથી બંધ થાય, તેમ થતાં નવો માણસ આવે તે પોતાની ધીરધાર કરે. આવી વખતે મારવાડીના નાણાં ઘણાં ખરાં ડૂબે છે. ધંધો હલકો છે. એમાં એનું કોઇ દહાડો તરતું નથી, પરંતુ મુંબઇની જરૂરીઆતોમાંની મુખ્ય જરૂર એ પૂરી પાડે છે, ને તેથી એ ટકી રહ્યો છે; એ

ન હોય તો મુંબાઇનું ગાડું ગબડે નહિં. પઠાણો એ ધંધો કરે છે. પણ ઘણા થોડા પ્રમાણમાં. પઠાણો રકમ ઘણી નાની ધીરે છે. દસ, પંદર, પચીશ, અને તેને અંગે પણ ત્રાસ-તેમાં ખાસ સ્ત્રીઓને-એટલો આપે કે અનિવાર્ય જરૂર સિવાય કોઇ એમનો આશરો લેતું નથી.

મુંબાઇનો અડધો-લગભગ પોણો વ્યાપાર જો મુલતાની સરાફ હોય નહિ તો ચાલે નહિ હુંડી લખી મુલતાની પાસેથી નાણા કઢાવા ઘણા વેપારીઓ પોતાની આંટ જાળવે છે. આજથી આશરે વરસેક પર મુલતાનીઓએ પોતાની હુંડીઓ પાછી ખેંચી લઇ હુંડીઓ પર નાણા ધીરવાનું બંધ કર્યું; કારણ એમનાં નાણા એમને વખતસર પાછાં મળતાં નહિં. આમ થતાંજ મુંબાઇના દરેક બજારમાં શોર-બકોર થઇ રહ્યો અને ઘણાને પોતાની આંટ ખોઇ બેસવાનો વખત આવ્યો અને જ્યારે હુંડી-અથવા જેને એ લોકો પુરજા કહે છે તે-પાછી ચાલુ થઇ ત્યારે સૌના છાતીમાં જીવ આવ્યો. એ ધંધામાં દલાલો મુખ્ય ભાગ ભજવે છે. જે કોઇ વેપારીને નાણાં જોઇતાં હોય તે દલાલને બોલાવે અને પોતાની જરૂરીઆત તેને કહે દલાલ તે વેપારી સદ્ધર છે કે કેમ તેની તપાસ કરે અને પછી તેની પાસે ઉઘીની જોઇતી હોય તેટલી રકમની પોતાના પરની અમુક મુદતે પાકતી હુંડી લખાવે, તે હુંડી પાછળ એવાજ એક બીજા સદ્ધર વેપારીની જામીન તરીકે સહી કરવે, પછી તે હુંડી તથા પાકતી મુદત સુધીનું વ્યાજ રોકડું લઇ સરાફ પાસે જાય અને હુંડી તેને વેચે, એટલે સરાફ જોઇતાં નાણા ધીરે. સરાફનો ઘણોખરો આધાર દલાલના પર, દલાલનેજ વિશ્વાસે પોતે કામ કરે. હવે સરાફ અમુક બેંક સાથે ગોઠવણ કરી રાખેલી હોય તે મુજબ હુંડી બેંકને આપતાં બેંક અમુક વ્યાજે સરાફને નાણાં આપે. નાણાં લેનાર જે વ્યાજના દરથી નાણાં લે અને સરાફ જે દર બેંકને આપે, એ બે દર વચ્ચેનો તફાવત તે સરાફનો નફો. દાખલા તરીકે સરાફ પહેલેથી દર મહીને દર સેંકડે સવાટકાનું વ્યાજ રોકડું લઇ લે, સરાફ બેંકને બાર આના ભરે, એ બે વચ્ચેનો ગાળો આઠ આના તે સરાફની કમાણી. પાકતી મુદતે બેંક દેખાડ કરે અને હુંડી લખનાર જો હુંડી સીકારી નાણાં ભરી દે તો તો સરાફના ખાતામાં તે જમે થઇ જાય, નહિ તો બેંક સરાફને ખબર આપે એટલે સરાફે બેંકને તરત નાણાં ભરી દેવાં જોઇએ. સરાફ તે મુજબ કરી પછી પાછો ઘરાકને લઇ બેસે: કાંતો ફરીઆદી માંડે યા કાં તો કાંઇ બીજી ગોઠવણ કરે. કેટલાક સરાફો અંગત જામીનગીરીને બદલે કે તે ઉપરાંત વેપારીનો માલ સાનમાં રાખે છે, ને પછી તે માલ વેચી વેચાવી નાણાં વસુલ કરે છે. મુલતાની સરાફોનો ધંધો એ મુંબઇના વ્યાપારનું એક ખાસ અંગ છે અને જ્યારે વેપાર ધીકતો ચાલતો હોય છે ત્યારે એમાં રહેલું વ્યાજ-ખાઉધરાપણાનું તત્ત્વ બહુ બહાર પડી આવતું નથી, જ્યારે વેપારમાં મંદી હોય છે ત્યારેજ વેપારીઓને એ વાત ખૂંચે છે.

મુંબઇનું ગાડું કેમ ગબડે છે એ વિષય "ગુણસુંદરી"ના સ્ત્રી વાચકવર્ગને જરા શુષ્ક લાગશે, પરંતુ ઘરની સ્ત્રીઓ ઉત્તમ પ્રકારનાં કપડાં દાગીના વગેરેની માગણી કરે, તેને પહોંચી વળવાને પુરૂષવર્ગને કેવી વિટંબનાઓ ભોગવવી પડે છે, તેનો કાંઇક ખ્યાલ આવે એ મતલબથી આ લેખ લખાયો છે, બાકી બીજું તેમને એ વિષય જોડે બોહુંજ લાગે વળગે છે.

# સુવાવડ નંબર ૩

## ( કુલીકાકી લેખ દફ્તો. )

લેખક: શ્રીયુત છોટાલાલ ડાહ્યાભાઈ જાગીરદાર
ચિત્રકાર: શ્રીયુત છોટાલાલ અંબાશંકર જોશી.

આજે મકરસંક્રાન્તિ હતી. મકનકાકા અગાસીએ કનકવા ચગાવા ચ્હડયા ના. નટુએ પરતી ઝાલી હતી. ગટુ એક હાઇ વાળી ફુગ્ગી ચગાવવા મથી રહ્યો હતો. કાકા, કાકા, કાયપો' 'એ કા-આ-ટેહે' ઇત્યાદિ વૈચિત્ર અવાજેથી સુરતી મકરસંક્રાન્તિની રમાન ગાજી રહી હતી. દરીઆમહાલની વિશાળ અગાશીએ સુરતના નવાબના બક્ષી સાહેબ પોતાના રસાલા સાથે રેશમના માંજાથી ટીચોઠીચ ભરેલી પરતીઓ તેમજ મ્હોટી ગાંઠીઓ ભરીને અમદાવાદી ઘુંટેલા કાગળના મ્હોટા ફુમતાદાર પતંગો હજુરીઆઓ પાસે ઉંચકાવીને પતંગ ચગાવવા ચ્હડયાં હતા. મકનકાકા અને બક્ષી સાહેબના પતંગોના પેચ જોવા આખું નાણાવટ થંભી જતું. કારણ મકનકાકા પણ માંજો જાતે તૈયાર કરતા અને અમદાવાદી ઘુંટેલા કાગળના મ્હોટા વજનદાર પતંગો જાતેજ બનાવી લેતા. એટલો એને પતંગનો શોખ હતો ! "વલ્લાહ આજ તો ચાચાસાહબભી આ ગયે હય. ખાનસમા ! પતંગને કન્ના બાંધ અને જલદી ઉડાવ. ચાચા સાહેબ રાહ જોઇ રહ્યા છે" બક્ષી સાહેબે હુકમ કીધો કે ખાનસમાએ પતંગને ' શુન ને એક ' કન્ના બાંધી તેને તોળી જોયો, અને તેને સ્થિર જોઇ દોર બક્ષી સાહેબના હાથમાં તે આપવા માંડયો.

' તું જ ચગાવ. '

બક્ષી સાહેબનો હુકમ મળતાંજ ખાનસમાએ આખા રસાલાની તાળીઓના ગગડાટ વચ્ચે પતંગ ચ્હડાવી દીધો. મકરસંક્રાન્તિના ઠંડા પવનની આછી લ્હેરીમાં ગુલાંટ ખાતો અને ખાનસમાના ઠુમકાં ખાતો પતંગ ધીમે ધીમે આગળ વધ્યો.

'બાપા બાપા બખસી કાકાનો પતંગ આયવો. ' નટુએ બૂમ પાડી.

કાકાએ બક્ષીનો પતંગ જોયો અને એ સાવધ થઇ ગયા. એનો પતંગ પેટામાં નહિ ઘુસે તે સારૂ કાકાએ પોતાના પતંગને એક ઝોક સાથે લપેટો ખવાડયો એટલે બક્ષીનો પતંગ તીડની માફક કાકાના પતંગ ઉપર પડયો. કાકાએ પોતાના પતંગને હંસાવી જરા ઉપર લીધો કે પેચ શરૂ થયા. બરાબર પેચ લાગતા કાકાએ નટુના હાથમાંથી માંજાની પરતી પોતે લઇ લીધી. બક્ષીએ પણ હાથે ચામડાનાં મોજાં ચ્હડાવી દોર હાથમાં લીધી. 'એ જાય, એ જાય ' કરતાં લોકો આ બાદશાહી પેચ જોઇ રહ્યા. એ પેચની વચ્ચે જાણે અજાણે પડનારા પતંગો 'ચીભડાંની માફક એકજ ઝટકે કપાઇ જવા લાગ્યાં. કંઇ સેંકડો પતંગોની એવી દશા થઇ હશે. પરતીપર પરતી ખલાસ થતી ચાલી તેમ તેમ બીજી પરતી જોડાતી ચાલી અને પતંગ તો નજરે યે નહિ

પડે એટલે દૂર સુધી પેચ લંબાયા આમ જ્યાં રંગ જામ્યો હતો ત્યાં ફોઇબાના બંદુકીઆ ઘાંટાએ એ રંગમાં ભંગ પાડ્યો.

'અરે મકનભાઇજી! ઓ મકનભાઇજી! મુવા ડાધાબળ્યા જેવા ભાન વગરના! આ નીચે તો બાયડી કષ્ટાય છે ત્યારે ભાયડો પતંગ ચગાવવા નીકળ્યો છે! અરે નીચે આવો. નટુ, ગટુ, ક્યાં ગયા મુવાઓ!

ફોઇબાની બૂમ સાંભળી કાકાએ પરતી નટુના હાથમાં આપી અને પેચની ધુનમાં નીકળી ગયલી કાછડી પાછી ખોસી નીચે જવા લાગ્યા.

'જોરે અપલા પરતી ખલાસ થાય કે દોર તોડી લાખજે. હાંભળ્યું કે!' કાકાએ જતાં જતા નટુને કહ્યું.

પણ પરતી ખલાસ થાય શાની! કાકાએ પગથીઆ નહિ ઉતર્યાં હોય ત્યાં તો બક્ષી સાહેબની અગાસીમાંથી કાનના પડદા તોડી નાખે એવો અવાજ આવ્યોઃ 'કા-આ-આ-ટે હયે'!

ખરેખર કાકાનો પતંગ કપાઇ ગયો હતો. નટુ બીચારો તો આભાની માફક પરતી પકડી જોઇજ રહ્યો. દોર નીચે પડી રસ્તા પરના લોકોની એના પર તુટા તૂટ પડી, ને ખેંચાવા લાગી ત્યારેજ એને ભાન આવ્યું. પરતી ફેંકી એકદમ એ તો છાપરાની ટોચ સુધી આવી ઝડપબંધ દોર ખેંચવા લાગ્યો. પણ થોડીએક ખેંચી હશે ત્યાં તો પાડોશમાંથી કોઇએ તે પકડી એટલે નળીઆંબાજી શરૂ થઇ! ગટુ પણ નટુની મદદે આવ્યો.

આણીમેર મકનકાકાને નીચે જતા જતાં ખબર તો પડી કે પતંગ કપાયો પણ એને તેનો શોક નહિ હતો. મકરસંક્રાન્તિના દિવસોની ઠંડીમાં પતંગ ચગાવવાથી આખનું નૂર બહુ વધે છે અને વજનદાર પતંગને સ્થિર રાખવાની કળાથી હાથની આંગળીઓમાં ચપળતા કેળવાય છે એમ એમની માન્યતા હોવાથી બક્ષી સાહેબ જેવા મોટા માણસના પતંગ સાથે આટલી બધી ટક્કર ઝીલ્યા પછી પોતાનો પતંગ કપાયો તે માટે એને જરાયે ખેદ થયો નહિ. હલકે હૈયે નીચે આવી જોયું તો ફુલીકાકીને પ્રસવવેદનાની શરૂઆત હતી. મ્હાલી સોયાણી ગઇ રાતના આવીને જોઇ ગઇ હતી અને બીજે દિવસે નવદશ વાગાને સુમારે પ્રસવ થવાને સમયે એ આવી પહોંચશે એમ કહી ગઈ હતી. પ્રસવ સમયે જોઇતું સર્વ સાહિત્ય ફુલીકાકીએ જાતે રાતનાજ તૈયાર રાખ્યું હતું થીગડાં મારીને આખાં કીધેલાં લુગડાં, ચણીઆ, ચોળીઓ, ડુચા વગેરેનું એક પોટલું કાકીએ આવા પ્રસંગને માટે સંગ્રહી રાખેલું તે કહાડીને સુવાવડવાળા 'ઓરડામાં રાખી મૂક્યું હતું. આ લુગડાંઓ ધોબીના કપડાનું હીર બાળી નાંખે એવા બ્લીચીંગ પાઉડર કે એસીડમાં નહિ ધોયલા હોવાથી 'સફેદ ચની' જેવા નહિ હતા પણ ઘેર અરીઠાના પાણીમાં પાથા પાડીને ધોયલા હોવાથી સ્વચ્છ તો હતાંજ. ઘણી વખત આવા સફેદ ચની જેવા કોટ પાટલુન ઓફીસમાં કે ઘેર લઘુશંકા માટે કે દીર્ઘશંકા માટે દિવસમાં ત્રણ ચાર વાર જાજરૂમાં 'પાવન' થઇ આવેલા હોવા છતાં 'સફેદ ચની' જેવા ઉજળા દેખાવાથી સ્વચ્છ તરીકે પસાર થાય છે ત્યારે કોઇ ચુસ્ત હિંદુના કપડા દરરોજ ન્હાતી વખતે ધોવાવાથી સ્હેજ લાલાશ પડતા થઇ જતા હોવાથી તેને ગંદા ગણવામાં આવે છે! આજના જમાનાને બહારનો દેખાવ આમજ આજી રહ્યો છે!

સુવાવડ માટે ખાસ જુદો રાખેલો ઓરડો ઘરના પાછળના ભાગમાં આવેલો હતો. એમાં પાણી વગેરે જવા માટે ખાળ મોકડી વગે-

રેની સગવડ સારી હતી. એ ઓરડો જાણી જોઇને અંધારીઓ રાખવામાં આવ્યો હતો અજવાળું અને પવન આવવા માટે એ ન્હાના જાળીઆં હતા, તે સિવાય એક મ્હોટી બારી હતી પણ તે સુવાવડ વખતે બંધની બંધજ રહેતીઃ નવમાસ સુધી ગર્ભાગારનો અંધકાર સેવ્યા પછી ઝાઝો પ્રકાશ, અવતરનારા બાળકની અને સુવાવડીની આંખો ઉપર પડે તો બાળકની નાજુક આંખોને તેમજ પ્રસવ થયા પછી નબળી પડી ગયલી સુવાવડી બાઇની આંખોને ગમ્ભીર નુકશાન પહોંચે એમ હિન્દુ પદ્ધતિ મુજબ સુવાવડ કરનારાઓની માન્યતા હોવાથી સુવાવડવાળા ઓરડામાં ઝાઝો પ્રકાશ કે ઝાઝો પવન ન આવે એવી ખાસ ગોઠવણ રાખવામાં આવતી. આ ઓરડાની દીવાલો દર દીવાળી અને દર સુવાવડ ગયા પછી ચુનાથી ધોળાતી હોવાથી અને જમીન પણ તેજ મુજબ માટી અને ગાયના છાણથી એકલીઓ પાઠી લીંપાતી હોવાથી એ ઓરડો બીલકુલ ભેજ વગરનો કહી શકાય. એના ભારોટીઆ, છત વગેરેમા લાકડાનો ઉપયોગ થયલો હતો. એની રુરખામણીમાં હાલની લાખોને ખરચે ઉભી થયલી ઇસ્પિતાલોની દીવાલ પત્થરની, જમીન પત્થરની લાદીની, સીમેન્ટની કે સીમેન્ટમાં બેસાડેલી કાચની ટટકીની, ભાલ છત વગેરે લોખંડના કે સીમેન્ટના, સુવાવડીનો ખાટલો અને બાળક માટેનું પારણું લોખંડના–એમ ચારે તરફથી શરદી, મારતો સુવાવડીના બહારનો ભપકાથી આંજી નાંખતો, ઓરડો મ્હારા નમ્ર મત મુજબ વધારે શરદીવાળો કહી શકાય. આર્ય પદ્ધતિ મુજબ સુવાવડીના ઓરડામાં સુવાવડ દરમ્યાન દુષ્ટ જંતુ નાશક સુવા અને મેથી કે લીમડાના સુકકાં પાનનો ધૂપ દરરોજ સ્હવાર સ્હાંજ થતો હોવાથી એ ઓરડાનું વાતાવરણ અતિશય સ્વચ્છ અને પવિત્ર રહેતું. અસ્તુ.

મ્હાલી સોયાણી આવે તે પહેલાં કાકીને વીણુ આવવા માંડવાથી એ ફોઇબાને બૂમ મારી સુવાવડવાળા ઓરડામાં નેતરના ખાટલાપર જઇ સૂતા. ફોઇબા આવ્યાને થોડીવાર થઇ હશે એટલામાં બાળકને બદલે બાળકનો હાથ પ્રથમ બહાર આવ્યો. ફોઇબાએ અનેક સુવાવડો કીધેલી હોવાથી તે એ બાબતના ભારે અનુભવી હતા, પણ આમ પ્રથમ હાથ આવેલો એમણે જોયલો નહિ હોવાથી એ જરા ગભરાયા અને મકનકાકાને આપણે ઉપર જોયું તેમ બૂમ પાડી. મકનકાકા નીચે આવ્યા એટલે ફોઇબાએ એને સીવીલ સરજ્યનને બોલાવવા મોકલ્યા અને નટુને ધમકાવી નીચે બોલાવી મ્હાલીને ત્યા દોડાવ્યો. મ્હાલી એને રસ્તામાજ મળી. તેને ધમકાવી દોડાવતો દોડાવતો એ ઘેર લઇ આવ્યો. મ્હાલી શરીરે લઠ્ઠ હતી, એના ગાળ ભરેલા હતા અને તેમાંથી લોહીની તસર છૂટતી. એ બહુ બટકબોલી ને હસમુખી હતી કંઇ હજારો સુવાવડો એના હાથે થયલી હોવાથી સુવાવડ કરવી એને મન રમત વાત હતી. મ્હાલીને આવેલી જોઇ ફોઇબાના જીવમાં જીવ આવ્યો. આવતાં મોડું કરવા માટે એને નરમ ઠપકો આપી બનેલી હકીકત ટુંકામાં કહી એની પાછળ પાછળ એ સુવાવડીના ઓરડામાં આવ્યા. આસ્તે રહીને નટુ પણ અંદર ધુસ્યો. ' ઓહો આતરામાં ગભરૈ ગીયા ! જાવ મ્હારા બૈ ! આતરી આતરી હુવાવર થઇ તો યે ગભરૈ ગીયા ! ઉંહ ! હવે આ છોકરા હોરે દીનહાને તૈંથી પૈહાનું આઇસ મંગાવો. એમ જાયનું કે બધું હુધારી લાયખું ! હમજ્જા ! "

મ્હાલીએ કહ્યું કે તરતજ ફોઇબાએ એક પૈસો આપી નટને આઇસ લેવા દોડાવ્યો નટુ આઇસ લઇને આવે તે દરમ્યાનમાં મકનકાકા સરજ્યનને લઇને આવી પહોંચ્યા સરજ્યન યુરોપીઅન હતો. માથેથી

હેટ કહાડી એ બુટ સાથે સુવાવડીના ઓરડામાં ગયા. કેસ તપાસી એણે પૂર ગંભીરતાથી કહ્યું: ' ઓપરેશન કરના પરેગા ' બહોત દેર હોયગી તો ' પેશન્ટ ' મર જાયગા. ઓપરેશનકા દોસો રૂપિઆ હોયગા, ' મ્હાલી હસી. પણ ફોઇબા ને મકનકાકાના મ્હોં લેવાઇ ગયા! ફીને લીધે નહિ પણ પોતાના માણસને જાન ભયમાં છે તે સાંભળીને. આમ વાત ચાલે છે એટલામાં નટુ આઇસ લઇને આવ્યો. સરજ્યન સાહેબ તો પંદર રૂપિઆ ફી ખીસામાં મૂકી જવા માંડતા હતા તેને મ્હાલીએ રોકયા. ' જરા ખરા રો. હમારા ઓપ્રેશન દેખતા જાવ. '

સાહેબ કુતુહલથી મ્હાલીને જોઇ રહ્યો. મ્હાલીએ આઇસનો કટકો લઇ તે પરનું ભુસું લૂછી આઇસ બાળકના હાથ આગળ ધર્યું. બાળકના હાથને આઇસની ઠંડક લાગતાં બાળકે હાથ ધીમે ધીમે અંદર ખેંચી લીધો! આ દરમ્યાન ફુલીકાકી વેદનાથી ઉં, ઉં કર્યા કરતાં હતાં! બાળકનો હાથ પૂરેપૂરો અંદર ગયો ત્યાંસૂધી મ્હાલીએ આઇસ ધરી રાખ્યું. તે સંપૂર્ણ અંદર ગયો એટલે મ્હાલીએ ઉઠીને સાહેબને સલામ કીધી અને બોલી: ' દેખા હમરા ઓપ્રેસન ! '

આ ' જંગલી ' માણસની ' જંગલી રીતો ' ને શેષ ભરતો સાહેબ ગાડીમાં બેસી સીધાવ્યો, ને મ્હાલીએ હાથે તેલ ચોપડી બાળકને ગર્ભાશયમા સીધું કરી બાળકનો પ્રસવ કરાવ્યો. પછીનું કામ પોતાની હમેશની પદ્ધતિ મુજબ મ્હાલીએ પતાવ્યું. મકનકાકાએ પુત્રના જન્મનો સમય જન્માક્ષર માટે નોંધી લીધો. પ્રસવ થતાં વાર થવાને લીધે ફુલીકાકી કંઇક વધારે નબળાં પડી ગયા હતા પણ કામકાજની રગડથી પસોટાયલું અને ખાધેલ પીધેલ શરીર એ નબળાઇ રહામે ઠીક ટકી રહ્યું હતું. નટુ ને ગટુ કુદતા કુદતા પતંગ ચગાવવા ટેકરે જતા હતા એટલામાં પાડોશમાંથી ઇચ્છાકાકીએ એમને બોલાવ્યા.

' અલ્યા આજે દોડતો દોડતો કયાં જતો હનો ! ત્હારી માએ જણ્યું કે શું ! ઇચ્છાકાકીએ નટુને પૂછ્યું.

' હા જયતું. કેમ ગટુ ખલી વાટને ! ' નટુએ કહ્યું.

' હા કાકી, ભાભીએ જયનું. ' ગટુએ ટાપસી પૂરી. ' શું આવ્યું ? ' કાકીએ પૂછ્યું.

' હાપોલીઉ ! ' નટુએ બાળકનો પ્રથમ સાપોલીઆ જેવો હાથ આવેલો જોયલો તે ઉપરથી ઠોકયું.

' મેર મુવા ! સાપોલીઉં તે કોઇને આવે ! ' ઇચ્છાકાકીએ હસતા હસતા કહ્યું.

' હા, હા, હાપોલીઉં આયવું ! ગટુને પૂછી જુવો. કેમ ગટુ ખલી વાટને ! " નટુએ કહ્યું.

' હા કાકી તમ્મારા હમ ખાઉં છું ! ભાભીને હાપોલાઉં જયનું ! ' ગટુએ સોગંદ પર સાક્ષી આપી અને થઇ ચૂક્યું ! ઇચ્છાકાકીએ ભૂલીમાસીને અને ભૂલીમાસીએ કંકુ વેવણને-એમ વાતે વાત ચાલી તે સ્હાંજ સોરા તો આખા સુરતમાં વાત પ્રસરી કે ફુલીકાકીએ સાપોલીઉં જણ્યું.

" હું તો બા બે દિવસ રહીને આવવાની હતી પણ મ્હારો તો આ જીવ રહ્યો નહિ તે અમથીના બાપા પાસે પાન ને લવંગ હાલોહાલ મંગાવી ફુલીની ખબર કહાડવા આવી. માણસને સાપોલીઉં જણે તે તો બા આજેજ જાણ્યું ! " કહી લખમી બ્હેને પાનને લવંગ ફોઇબા આગળ મૂક્યાં. ફોઇબાને એની વાતમાં કંઇ સમજ નહિ પડી એટલે એણે પૂછ્યું: ' સાપોલીઉં શું ! '

' સાપોલીઉં ' સાપોલીઉં ! કેમ નહિ રદમનત્યા. સાપનું બચ્ચું તે સાપોલીઉં ! '



ચિત્રકારઃ ] નટુ ને ગટુ કુદતા કુદતા પતંગ ચગાવવા ટેકરે જતા હતા. એટલામાં પાડોશમાંથી ઇચ્છાકાકીએ એમને બોલાવ્યા. [ શ્રીયુત છોટાલાલ જોશી.

The Luhana Mitra Press. Baroda.



ચિત્રકાર: ] મકનકાકા અગાશીએ કનકવા ચગાવવા [ શ્રીયુત છોટાલાલ જોશી.

ચ્હડ્યા હતા.

Lubana Mitra P. Press, Baroda.

લખમી બ્હેને ખુલાસો કીધો, 'હા પણ તેનું છે શું ?' ફોઇબાએ વળી પૂછ્યું.

'કેમ આપણી કુલીને સાપોલીઉં આવ્યું કેની ! મ્હને રાંડને તો એ વાતની કયાંથી ખબર પડે પણ આજે મંદિરે શેનના દર્શનમાં વાત થતી હતી.' લખમી બ્હેને વધુ ખુલાસો કીધો.

'અરે તમને કહ્યું કયા રાંડ મુવાએ કે કુલીને સાપોલીઉં જણ્યું ! તેતું ડાચું તો લાવો અહીં ! આંખ હોય તો જુવો કે આ સાપોલીઉં છે કે કદાન કુંવર જેવો છોકરો !' ફોઇબાએ આમ કહી કુલીકાકીને છોકરાને બતાવવાનું કહ્યું લખમી બ્હેન છોકરાને જોઇ જરા આભા બની ગયા. જેમતેમ ખુલાસો કરી બીજી આડી તેડી વાતો કરી એ વિદાય થયા. ત્યાર પછી બીજી પાંચ સાત સ્ત્રીઓ કોઇ ગોળ લઇને તો કોઇ સાકર લઇને આવેલી-સન્નારીઓને તો 'ગળેગાંઠ અને મ્હોડે ડુંચો.' રાખી ફોઇબાએ સાપોલીઆ બાબતનો ખુલાસો કીધો પણ એ દિવસ રહીને લચકાદાલના ઉજમ બ્હેને, આવીને એ વાત ઉકેલી ત્યારે તો, ફોઇબાનો મીજાજ હાથમાં ન રહ્યો.

'બાઇ મ્હેં તો જયારથી સાંભળ્યું છે કે આપણી કુલીવહુને સાપોલીઉં '—

'કપાળ તમારૂં ને તમને કહેનારનું ! આંખ છે કે કોડા ! જરા જોઇ વિચારીને તો બોલો.' ફોઇબા આ વખતે કુલીકાકીને અડકેલાજ હતા એટલે એમણે તો ઝટ ઉઠીને બાળકને લઇ ઉજમ બ્હેનના ખોળામાં મૂકી દીધું. ઉજમ બ્હેન તો અભડાયા ને અકળાયા. સાપોલીઆને બદલે બાળકને જોઇ ચાટ પડી ગયલા એટલે જેમ તેમ વાતને સંકેલી બાળકને પાછું ફોઇમાને આપી એ ઉઠયા અને ઘેર જઇને માથાબોળ ન્હાઇ નાંખ્યું ! આ રીતે ધીમે ધીમે આ ગપોડાનો અંત આવ્યો અને બધાને નિરાંત થઇ !

સુવાવડના દશ દિવસ દરમ્યાન કુલીકાકી કણુતરખાનાવાળા હોરાની દશ મૂળની સુવાવડીની પડીનો ઉકાળો દિવસમાં બે વાર માટીની હાંલ્લીમાં ઉકાળી પીતા. એ ઉકાળો અતિશય કડવો હતો તો પણ સુવાવડની જરાકે જરાક કસર કહાડી નાખવાનો ને સુવાવડ પછી પાટા બાંધવાની કચાશને લીધે મ્હોટા થઇ જતા પેટને બેસારી નાખવાનો એનામાં અમૂલ્ય ગુણ હતો. ફોઇબા, કે મકનકાકા આ 'પડી' જાતે ઉકાળીને કુલીકાકીને આપતા. કડવાશને લીધે કાકી પીતાં કંટાળતા તો ખરા પણ ફોઇબાના ધાકે અને પોતાની પણ મરજીથી એ આંખ મીચી પી જતા. બાળકને માટે કડુ, કરીઆતું, કાચકો, ઇંદ્રજવ, વાવડીંગ અતિવિષની કળી, હરડે વગેરે સસ્તી અને જ્યારે જોઇએ ત્યારે મળી શકે એવી પણ બાળકના સામાન્ય રોગો માટે બહુજ ઉપયોગી દેશી ઔષધીઓનો ઉપયોગ યથાસમય કરવામાં આવતો, તેથી બાળક નિરોગી રહેતું. દશઉઠયા નાહ્યા પછી કુલીકાકી ચોળનારીપાસે એક બે માસ તેલ ચોળાવતા અને ચણાના લોટથી કે અરીઠાંથી તેલની ચીકાસ કહાડી નહાતા. આ રીતનું અભ્યંગ સ્નાન ગયલી શકિત પાછી આણવામાં અને લોહીને તથા ચામડીને અતિશય સ્વચ્છ કરવામાં દેશી પદ્ધતિ બહુ ઉપયોગી માને છે. બાળકને પણ નાક કાનમાં જરા જરા તપાવેલું ઘી લગાડી તેલ ચોળવામાં આવતું અને તેને દુધ, ચણાનો લોટ અને સ્હેજ હળદરના મિશ્રણથી ન્હાવાડવામાં આવતું. ચણાનો લોટ ચીકાશ કહાડવામાં, દુધની મલાઇ ચામડીની કુણાશ જાળવી રાખવામાં અને હળદર લોહીને શુદ્ધ કરવામાં બહુ ઉપયોગી ભાગ ભજવે છે એ બીના જાણીતી છે. સુવાવડ દરમ્યાન કુલીકાકીને દુધ તથા ભાત વંર્જ્ય હતા. તેને બદલે બીજો પુષ્ટીકારક ખોરાક

પાચક અને દીપક વસાણા સાથે એ લેતા. સુવાવડીની ગયલી શક્તિ પાછી મેળવવા પુષ્ટિકારક ખોરાકની અત્યંત જરૂર છે પણ એ ખોરાક નબળા શરીરને ભારે નહિ પડતાં પચી જાય તે માટે એ મધ સાથે હલવાઇ ચાટતા. આ હલવાઇમાં પીપર, મૂળ, સુંઠ વગેરે દીપન અને પાચક ઓષધિઓ પડેલી હોવાથી શીરો વગેરે પુષ્ટિદાયક ખોરાક પચી જવામાં વાંધો આવતો નહિ. કમ્મરની તાકાત મેળવવા કાકી સુવાવડ દરમિયાન હમેશાં બોળ ગળતાં. થાનમાં દુધના ભરાવા માટે તેમજ તેની શુદ્ધિ માટે પાનમાં એ સુવાનું સેવન રાખતા. મ્હોં ફેર માટે કોઇ વાર સુંદરપાક તો કોઇવાર સૌભાગ્ય સુંઠી-પાક અને તથા બત્રીસું. કાટલું યોગ્ય પ્રમાણમાં લેતા. મગજશક્તિ માટે મંગજતરીની રાબ દરરોજ પીતા. દીવેલની પાડેલી હંડી મેશ પોતે આંજતા અને બાળકને પણ નવડાવ્યા પછી આંજતાં. ન્હવડાવીને સુવાડતાં બાળકને માથે તાલ ઉપર જરા દીવેલ થાબડતા અને નાગરવેલના પાન પર દીવેલ ચોપડી તેને જરા દીવાપર સેકી ડુંટી આગળથી પાનને કાણું પાડી તે ડુંટીની આસપાસ પેટ ઉપર મુકતા. આથી બાળકના પેટનો પવન છુટો રહેતો અને દસ્ત ખુલાસે થતો. બાળકનું ઘોડીઉં લાકડાનું અને ઝોલી દરરોજ છોડી ધોઇ શકાય એમ હોવાથી એ ઘોડીઉં બીજા પ્રમાણમાં વધારે સગવડ ભરેલું કહી શકાય. અલબત્ત એના પાંગળામાં કે બીજે માંકડ વગેરે જંતુઓ ન ભરાય તે માટે સાવચેતી તો રાખવીજ જોઇએ. આ રીતે ડોઠઆની અનુભવી દેખરેખ હેઠળ સુખથી, આરામથી અને કુશળતાપૂર્વક સરજ્યનની ફી બાદ કરતાં ઓછામાં ઓછે ખર્ચે કુલીકાકીની સુવાવડ પૂરી થઇ. ચાલીસ ઉઠયાનું નાહ્યા પછી એમનું શરીર સુવાવડ પહેલાંના શરીર કરતાં પે વધારે સશક્ત અને તેજદાર લાગતું હતું. નાહ્યા કે તરતજ સારો દિવસ જોઇને બ્રહ્મભોજન કરાવી એ ઘરના કામે વળગ્યા અને આ રીતે મરુભાઇના પ્રાગટ્ય સાથે કાકીની સુવાવડ નં. ૩ સુખપૂર્વક પૂર્ણાહુતિને પામી. ' સર્વત્ર એમ થાઓ ' એવી શુભેચ્છા સાથે એક રીતે ગમ્ભીર અને મ્હારે મન ઉપયોગી લેખની હું સમાપ્તિ કરીશ.

---

લેખક ( નાટક કંપનીના મેનેજરને ) -મેં એક નાટક લખેલું છે. તમારી કંપનીમાં ભજવવા માટે જોઇતું હોય તો આપું.

મેનેજર—એનો ' પ્લૉટ ' કેવો છે ? સારો છે ?

લેખક—અરે પ્લૉટ તો એનો ગૂઢ અને માર્મિક છે કે જોવા આવનાર લોકો નાટક એક જ વખત જોવાથી વાર્તા સમજી શકશે પણ નહિ ! આઠ દિવસ સુધી રોજ જોવા આવશે ત્યારે પ્લૉટ કંઇક સમજી શકશે ! તમને પણ ફાયદો થશે ! મારું નાટક લઇ લો !

× × × ×

મળવા આવનાર ગૃહસ્થ ઘણુ કલાક સુધી નકામી વાતો કરતો બેસી રહ્યો હતો. ઘરધણી આળસ ખાઇને બગાસાં ખાતા હતા.

મળવા આવનાર—પેલા રતિલાલે મને એક ભૂતની વાત કહી. એવી ભયંકર વાત હતી કે મેં તો તે સાંભળીને એકદમ ત્યાંથી ચાલવાજ માંડ્યું !

ઘરનોમાલીક- મને ભૂતની વાતો આવડતી હોત તો કેવું સારું !



# તમાચો !

લેખકઃ શ્રીયુત "મસ્ત-ફકીર."

ચિત્રકારઃ **શ્રીમાન પુરૂષોત્તમ.**

તે દિવસે બપોરે ગોરધનદાસને ત્યાં ગયો ત્યારે પણ એજ ખબર મળ્યા. ટ્રામમાં પણ એજ સમાચાર સાંભળ્યા હતા, અને સવારે પણ કોઈ એજ વાત કરી ગયું હતું.

છગનભાઈએ સર નંદનપ્રસાદને એની પોતાની મોટરમાં ધોળે દિવસે જાહેર રસ્તા પર સેંકડો માણસોની અવરજવર વચ્ચે તમાચો ખેંચી કાઢ્યો હતો, એ વાત તો આજ ચાર દિવસથી જગજાહેર થઈ ચૂકી હતી. આજે જે વાત જાહેર થઈ તે એ તમાચાનું પરિણામ હતું. એવા નજીવા બનાવનો પણ ત્રણ ચાર દિવસ કેસ ચાલ્યા પછી છગનભાઈને છ મહિનાની કેદની સજા કરવામાં આવી હતી. ઉડતી વાતો ઘણીય સંભળાઈ હતી. કેસ બંધ બારણે ચાલ્યો ત્યારથી જ લોકોને જુદા જુદા પ્રકારની શંકાઓ થવા માંડી હતી. છગનભાઈની મરજી કેટલીક વિગતો ભર કોર્ટમાં જણાવવાની હતી. પરન્તુ સર નંદનપ્રસાદના વકીલના દબાણથી અને તેમની લાગવગથી પ્રેરાઈ મેજીસ્ટ્રેટે મુકદમો બંધ બારણે ચલાવ્યો હતો.

ગોરધનભાઈને ત્યાં ખબર મળી તે એટલીજ કે "છગનભાઈ છ મહિના ગયા." છગનભાઈ જેવો માણસ આવું નાદાનીભર્યું કામ કરે એ માટે તેમને અજાયબી લાગતી હતી. ત્યાં બેઠેલા વખતચંદ ઝવેરી ઘણા ઉશ્કેરાઈ ગયા હતા અને છાપું નાંખી દેતાં બબડ્યા હતા કે " આવી રીતે સારા માણસોને જાહેર રસ્તાપર તમાચા પડે તો પછી લોકોની સલામતી ક્યાં ? " એલ્ફીન્સ્ટન કોલેજમાં અભ્યાસ કરતા કિશોરલાલે કહ્યું: There must be some secret motive behind it. I knew this man Chhaganlal ( એમાં કાંઈ છુપો ઉદ્દેશ હોવો જોઈએ. એ છગનલાલને હું ઓળખું છું ), એ એક ખરેખરા પરદુઃખભંજન અને પરગજુ માણસ છે." દયાશંકર કાકાએ કહ્યું: " કોઈ સારા શેઠીઆને રસ્તામાં તમાચો માર્યો એમાં ક્યા પારકાનું દુઃખભંજન કર્યું ? આ ગોરધનદાસનો મિત્ર થાય છે છતાં કહું છું કે એ છગનમાં અક્કલ ઓછી છે. " ગોરધનને મળવા આવેલા હરિમાધવભાઈએ એ તમાચો મારવાના કામને ' એક મરદાનગી ભરેલા કામ ' તરીકે વખાણ્યું. આ રીતે એ તમાચા વિષે જુદા જુદા દૃષ્ટિબિંદુથી અમે ચર્ચા કરતા હતા. ત્યાં રઘુનાથ આવી પહોંચ્યો.

રઘુનાથ મુંબાઈના છુપી પોલીસ ખાતામાં ઇન્સ્પેકટર હતો, અને બાહોશી, હિમ્મત અને ચાલાકી માટે વખાણાતો હતો. મારો અને ગોરધનનો મિત્ર હતો, અને તેથી કોઈ કોઈ વખત ડયુટીપર ન હોય ત્યારે અમારી મિત્રમંડળીમાં એ હાજરી આપતો.

હંમેશા એના આવવાથી અમને આનંદજ થતો, કારણકે એમની પાસેથી મુંબાઈમાં ચાલી રહેલા રંગઢંગ, દગાફટકા, બદમાશી, સોનેરી ટોળાની શેતાની જાળો, વગેરેના

વર્ણનો તેની હંમેશની છટાદાર બાનીમાં અમને સાંભળવા મળતાં. વળી રઘુનાથમાં એક ખાસ ધ્યાન ખેંચનારો ગુણ એ હતો કે બીજા પોલીસ અમલદાર જેવો એ નિષ્ઠુર અને મનુષ્યજાતિ તરફ તિરસ્કાર બતાવનારો ન હતો; પરંતુ મનુષ્યની નબળાઇઓ તરફ દિલસોજી ધરાવનારો અને કયા કારણોથી માણસ લપસી પડે છે તે જાણનાર હતો. સાથે સાથે તે બદમાશોનો કટ્ટો દુશ્મન હતો. એને જોઇ અમે બધાં ઘણા ખુશ થયા અને એક સાથે બે ચાર જણે એજ પ્રશ્ન કર્યો કે " આ તમાચા માટે તમે શું ધારો છો? "

રઘુનાથે એક આરામ ખુરશીમાં નિરાંતે બેઠા પછી એ પ્રશ્નનો ઉત્તર આપતાં કહ્યું: "હું તો પંદર દિવસથી ધાડના એક અગત્યના મુકદ્દમાની તપાસ માટે પૂના ગયો હતો, એટલે આ બાબત માટે ખરી બીનાની મને અંગત માહિતિ નથી. પરન્તુ મુકદ્દમાના રેકર્ડ મેં વાચ્યા તે ઉપરથી એટલું તો કહી શકું છું કે છગનભાઇએ તમાચો માર્યો તે વ્યાજબીજ કર્યું છે. એને ઠેકાણે હું હોત તો એ દુષ્ટને ચાબુકે ચાબુકે ફટકાવી કાઢત. કેસ ખાનગીમાં ચાલેલો હોવાથી હું આ બાબતમાં તમને વધારે વિગતો આપી શકું એમ નથી; પણ અમારા ખાતાના વડાની ઇચ્છાથી આ કેસ મેં ઉપાડી લીધો છે, અને જો છગનભાઇએ કહેલી વાતો સાચી હશે તો થોડા વખતમાં કાંઇ નવું જુનું તમે સાંભળશો. "

## [ ૨ ]

### ધરપકડ

આ વાતને લગભગ પંદર દિવસ વીતી ગયા. અમે તો એ વાત લગભગ ભૂલી પણ ગયા હતા. એક દિવસે સવારના છાપાઓમાં 'સ્ટોપ પ્રેસ' ના કોલમમાં એક ચોંકાવનારી ખબર વાંચી આખું મુંબાઇ ખળભળી ઉઠયું. છાપામાં નીચે પ્રમાણે હકીકત આવી હતી:

**કરોડપતિ શેઠીઆની ધરપકડ.**
**ગરીબ છોકરી પર હુમલો કરવાનો આરોપ.**
**સ્ત્રીઓને ફસાવવા માંડેલી જાળ.**
**ઇન્સ્પેક્ટર રઘુનાથે પકડેલી બદમાશોની ટોળી**

" ગઈ રાતે પંત્ર પર ગયા પછી મોડેથી પાકે પાયે ખબર મલી છે કે મહાલક્ષ્મી પાસે આવેલા એક એકાંત બંગલા પર ઇન્સ્પેક્ટર રઘુનાથ અને તેમના સાથીઓએ દરોડો પાડી મુંબાઇના જાણીતા કરોડપતિ શહેરી સર નંદનપ્રસાદ અને તેના મળતીઆઓની એક ટોળકીને પકડી હતી. આ ટોળકી ચંપા નામની એક સોળ વર્ષની છોકરીને બદદાનતથી ઉઠાવી લાવી હતી, અને સર નંદનપ્રસાદ એ બિચારી પર નિર્લજ્જ હુમલો કરવાની તૈયારીમાં હતા ત્યાં ઇન્સ્પેક્ટર રઘુનાથે તેને પકડયો હતો. આ સંબંધી વધુ ભરોસાપાત્ર ખબરો હજી મળી નથી, પરંતુ એટલું જણાયું છે કે સર નંદનપ્રસાદને જામીન પર નહિ છોડતાં આખી રાત પોલીસ પહારા હેઠળજ રાખવામાં આવ્યો હતો, અને આજે કોર્ટ ઉઘડતાં મેજીસ્ટ્રેટ સમક્ષ તેને રજુ કરવામાં આવનાર છે. આ ધરપકડના સંબંધમાં ઘણી ચોંકાવનારી વિગતો બહાર આવવાની વકી છે. આ મુકદ્દમા સાથે સર નંદનપ્રસાદને ભરબજારમાં તમાચો મારવાનો જે મુકદ્દમો લગભગ પંદર દિવસ પહેલાં ઉભો થયો હતો અને જેમાં છગનલાલ નામના માણસને ૭ માસની કેદની સજા થઇ હતી, તે સાથે ગાઢો સંબંધ છે, એમ પણ જણાવાય છે. "

તે દિવસે સવારથીજ આખા શહેરમાં હોહા થઇ ગઇ, કારણ કે સર નંદનપ્રસાદ

મુંબાઇના જાહેર જીવનમાં ઘણી જાણીતી અને આગલ પડતી વ્યકિત હતી. કોર્ટ ઉઘડવાના સમય પ્હેલાં એક કલાક આગમચથી લોકોનું મોટું ટોળું પોલીસ કોર્ટમાં જામ્યું હતું. અગીઆર વાગ્યે તો એટલી બધી ગીરદી થઇ હતી કે ઉભા રહેવા જેટલી જગ્યા પણ મળતી ન હતી. સાડા અગીઆર વાગ્યે સર નંદનપ્રસાદ અને

શરૂઆતમાં રઘુનાથની જુબાની લેવામાં આવી. મી જીલેટે પૂછેલા સવાલોના જવાબમાં તેણે પોતે તપાસ હાથમાં લીધી ત્યારથી માંડીને છેવટ સુધીની બીના કહી બતાવી. આરોપીઓની હીલચાલની તપાસ રાખનાં ચંપાને ઉપાડી જવાના કાવતરાની પહેલી ખબર, ત્રીજા ભોઇવાડામાં મંદિરેથી દર્શન કરી પાછા ફરતાં એક ડોશીએ તેને કંઇક



છગનકાકા તુરતજ નીચે ગયા અને આરોપી સાથે થોડોક વખત વાતચીત કરી.

તેમના મળતીઆઓને પોલીસ પ્હારા હેઠલ હાજર કરવામાં આવ્યા. મેજીસ્ટ્રેટ મી. કોમ્પટને જગ્યા લીધા બાદ તુરતજ આ કેસ હાથ ધરવામાં આવ્યો. સરકાર તરફથી મી. જીલેટ (અખાડાવાળો નહિ હો!) હાજર થયા હતા; જ્યારે આરોપીઓ તરફથી બેરીસ્ટરો અને એડવોકેટોની એક નાની સરખી ફોજ જામી હતી.

સમજાવી પાસેના મકાનમાં લઇ જવી, બાદ તેને કલોરોફોર્મ સુંઘાડી મોટરમાં નાંખી મહાલક્ષ્મી પરના બંગલામાં ઉપાડી જવી, ઇન્સ્પેક્ટર અને તેના સાથીઓનું તેમની પાછળ પડવું અને બંગલામાં તેમને પરહેજ કરવા, વગેરે વિગતો રઘુનાથે જણાવી અને છેવટે કહ્યું: “ આરોપી સાથે બાથંબાથા કરતાં તેણે મને નીચે નાંખી દીધો હતો, અને છરી

મારી મારો જીવ લેવાની તૈયારીમાં હતો. જો ચંપાએ તે વખતે સમયસૂચકતા ન વાપરી હોત તો મારા રામ રમી જાત. અત્યારે જીવતો છું, તે એ બાઇને પ્રતાપે !"

[ ૨ ]

## ચંપાની જુબાની :

" ચંપા ચંપકલાલ ! " કોર્ટના ચપરાશીએ બુમ મારી અને જવાબમાં એક સોળ સત્તર વર્ષની મનોહર હિન્દુ બાળા સાક્ષીના પીંજરામાં આવીને ઉભી. લોકોની જામેલી ભીડ ભીડ અને જીંદગીમાં પ્હેલવ્હેલી કોર્ટ જોઇ ભયભીત થયલી હરણી જેવી તે દીસતી હતી. ખાસ ધ્યાન ખેંચે એવી બાબતો તેના મુખપરની બાળક જેવી નિર્દોષતા અને નવોઢા જેવી લજ્જા હતાં. એ કાળી આંખો, લાલ પરવાળા જેવા હોઠ અને નિર્દોષ અદાથી જાણે દુધમલ બાળક હોય એવી તે લાગતી હતી. ગમે તેવા નિષ્ઠુર માણસને પણ એ ચ્હેરા તરફ એકવાર દયાની લાગણી જરૂર થાય. મી. જીલેટના સવાલોના જવાબમાં તેણે હૃદય પીગળાવે એવી જે હકીકત કહી તે નીચે પ્રમાણે હતી.

" લગભગ એક વર્ષ પ્હેલાં હું મુંબાઇ મારે સાસરે આવી. સેન્ડહર્સ્ટરોડ પર આવેલી " લક્ષ્મી-નિવાસ " ચાલમાં મારા પતિ, સાસુ અને નણંદ સાથે હું રહું છું. ( અહિં મી. જીલેટે પતિનું નામ પૂછતાં એ મુગ્ધા જવાબ આપતાં શરમાઇ અને ગુંચવાઇ હતી. આખરે મી. જીલેટે તેનું નામ દઇ સવાલ પુછ્યો ત્યારે જવાબમાં માત્ર ડોકું નમાવી તેણે હા પાડી હતી. ) મારા પતિ મારકીટમાં નોકરી કરે છે. સવારના વ્હેલા જમીને જાય તે રાતના નવ વાગ્યા પછી પાછા ઘેર આવે છે. શરૂઆતમાં મુંબાઇ નવું નવું લાગતાં ઘરમાં કંઇ કામ ન હોય ત્યારે હું અવાર નવાર છજામાં આવીને ઉભી રહેતી, અને માણસો તથા ગાડી ઘોડાની અવર જવર જોઇ વખત ગાળતી. પછી તો મને એમ ઉભા રહેવાની ટેવ પડી ગઇ. મને મુંબાઇ આવ્યે પાંચ છ મહિના થયા હશે એ અરસામાં એક દિવસ આરોપીની મોટર ત્યાં આગળથી નીકળી અને તેની ને મારી નજર અચાનક મળી. એ આંખ પલકાવી હસ્યો. હું શરમાઇ અને ગભરાઇને અંદર જતી રહી. બે ચાર દિવસ તો છજામાં જતાં પણ મારો પગ પાછો પડતો હતો. પાંચમે કે છઠ્ઠે દહાડે બપોરે હું જરાક છજામાં ઉભી હતી ત્યાં પાછી એજ મોટર દેખાઇ. હું ગભરાઇને અંદર ચાલી ગઇ. "

" તે વખતે આરોપીએ પ્હેલાંની જેમ ઇશારો કર્યો હતો કે ? " મેજીસ્ટ્રેટે વચમાં સવાલ પુછ્યો.

"હું તે જોવાજ થોભી ન હતી. પણ અમારા ઘરમાં છુટક કામ કરનારી ઘાટણે મને કહ્યું હતું કે એક મોટર ઘર આગલથી દિવસમાં આઠ દસ વાર આંટા મારી જાય છે. " ચંપાએ કહ્યું.

" તો પછી તમારા વરને તમે એ વિષે કહ્યું હતું કે નહિ ? " મેજીસ્ટ્રેટે ફરી પૂછ્યું.

" હું એવી ગભરાઇ ગઇ હતી કે શું કરવું તેની મને સુઝ ન પડી. હું આરોપીનું નામ પણ નહોતી જાણતી. એક વખત એમણે..."

" એમણે એટલે કોણે " મેજીસ્ટ્રેટે ખુલાસો પૂછ્યો.

કોર્ટમાં એક ધીમું હાસ્યનું મોજું ફરી વળ્યું !

"Her husband ( એના પતિએ ) ", મી. જીલેટે ખુલાસો કર્યો,

સાક્ષીએ આગળ ચલાવ્યું: " એક વખત એમને મેં કહેવાની કોશીશ કરી ત્યારે હું હજી પૂરું બોલી રહું તે પ્હેલાં તો તેમણે મનેજ ધમકાવી કાઢીઃ " રાંડ તુંજ એવી છે. નાચણની જેમ શું કામ છજામાં ઉભો

છે." મારાં સાસુ નણંદને કાને આ વાત જતાં તે બન્ને એવું એવું બોલવા લાગ્યાં કે એ વાત એમના આગળ ફરીથી કરવાની મારી હિમ્મત ચાલી નહિં."

"એ પછી છજામાં ઉભવાનું મેં માંડી વાળ્યું. છતાં પણ જ્યારે જ્યારે બ્હાર ડોકીઉં કરતી ત્યારે ત્યારે મને એમજ લાગતું કે કોઇ અમારા ઘર તરફ જોયા કરે છે. આશરે એકએક મહિના પ્હેલાં મારા સાસુ ને નણંદ દેશમાં ગયાં. એમના ગયા પછી બીજે કે ત્રીજે દિવસે હું રસોઇ કરતી હતી તે વખતે કોઇએ બારણું ખખડાવ્યું. ઉઠીને મેં બારણાં ખોલ્યાં તો ત્યાં કોઇ નહતું, પણ એક ચીઠ્ઠી પડી હતી એ ચીઠ્ઠી આ રહી."

અત્ર સાક્ષીએ એક ચીઠ્ઠી રજુ કરી. મી. જીસેટે એક અગત્યના દસ્તાવેજ તરીકે એ ચીઠ્ઠી દફતરે ચઢાવવાની કોર્ટને વિનતિ કરી અને ઉમેર્યું કે "જરૂર પડશે તો યોગ્ય સમયે ને સ્થળે અમે સાબિત કરી આપશું કે એ ચીઠ્ઠીમાંના હસ્તાક્ષર મુખ્ય આરોપી સર નંદનપ્રસાદના જ છે" ચીઠ્ઠી આ પ્રમાણે હતીઃ

"તારે તાબે થવુંજ પડશે. માની જઇશ તો મોજમઝા ને નાણાં મળશે; નહિતો તારા ધણીના કાન ભંભેરવામાં આવશે. મારા માણસો તેની ખાત્રી કરી આપશે કે તારો મારી સાથે સંબંધ છે."

"આ ચીઠ્ઠી વાંચતાં જાણે વીજળી પડી હોય એવી હું દિગમૂઢ બની ગઇ. શું કરવું? કોને કહેવું? તેની મને સૂઝ ન પડી. એમને કહું ને એ ઉંધો અર્થ લે તો? મારા ઉપર જ એમને શંકા આવે તો? એ બીકે હું કડવો ઘુંટડો ગળી ગઇ. બીજો કાંઇ ઉપાય ન હતો."

"ચીઠ્ઠી મળ્યા પછી ત્રીજે કે ચોથે દિવસે હું ભુલેશ્વર તરફ કંઇક ખરીદી કરવા જતી હતી. વચમાં માધવબાગમાં દર્શન કરીને જવાને ઇરાદે હું ખેતવાડીને રસ્તે તે તરફ ગઇ. પણ તે વખતે ભુલેશ્વર તરફ જવાનો માર્ગ બંધ હતો, એટલે હું દર્શન કરી પાછી ફરી પાંજરાપોળને રસ્તે જવા લાગી. એકાએક પાછળથી મોટરનું ભુંગળું સંભળાયું. પાછળ ફરીને જોયું તો એજ આરોપીની મોટર! હું બીધી. બપોરનો સમય હોવાથી એ ગલીમાં માણસોની અવરજવર ન હતી. હું બાજુ પર ખસી ગઇ પણ મોટર પસાર થવાને બદલે મારી નજદીક આવીને અટકી. આરોપી મોટરમાંથી કુદી પડયો અને મારો હાથ પકડવાનો તેણે પ્રયત્ન કર્યો. મેં ગભરાઇને ચીસ પાડી અને તે સાથેજ એક તમાચો આરોપીને ખેંચી કાઢયો! ભયભીત થઇને હું ત્યાંથી નાઠી. એ પાછળ દોડયો કે નહિ તેની મને ખબર નથી; કારણ પાછળ ફરીને જોવાની મારામાં તે વખતે હિમ્મત ન હતી. ભુલેશ્વરના લત્તામાં આવી ત્યારે મારો જીવ હેઠો બેઠો. ખરીદી કરવાનું ભૂલી, મોટા મંદિરની ચાલમાં રહેતી મારી એક બ્હેનપણીને ત્યાં હું ગઇ. સાંજે એકલા પાછા જવાની મારી હિમ્મત ન ચાલી. મારી બ્હેનપણીનો ભાઇ મને ઘર સુધી મુકવા આવ્યો હતો.

"બીજેજ દિવસે પ્હેલાંની જેમ આરોપી તરફથી મને એક બીજી ચીઠ્ઠી મળી, જેમાં હું તાબે ન થાઉં તો મને અને મારા ધણીને મારી નાંખવાની ધમકી આપી હતી. એ ચીઠ્ઠી પણ આ રહી."

અત્ર આરોપીએ બીજી ચીઠ્ઠી રજુ કરી હતી, જે પ્હેલાંની જેમ કોર્ટે મુકદમાના દફતરમાં દાખલ કરી હતી. એ ચીઠ્ઠીમાં નીચે પ્રમાણે લખ્યું હતું:—

"તેં કોને તમાચો માર્યો છે તેનું તને ભાન નથી. એ તમાચા માટે તારે બહુ સ્હેવું પડશે; પણ જો માની જશે અને તાબે થશે તો એ માટેની શિક્ષા રદ થશે; નહિ તો

પરિણામ શું'કાં છે. યાદ રાખજેઃ તારો ને તારા ધણીનો જીવ જોખમમાં છે ! "

" આ ચીઠ્ઠી મળ્યા પછી હું બહુ ગભરાઇ. એમને તો હું કહી શકું એમ હતું નહિ, અને વધારે વખત રહેવાય એમ પણ ન હતું. એક દિવસ બપોરે અમારી પાડોશમાં રહેતાં સંતોક કાકીને મેં મન મોકળું મુકી મારી કથની કહી-સંભળાવી. "

" સંતોક કાકી કોણ ? " મેજીસ્ટ્રેટે ખુલાસો પૂછ્યો.

" છગનકાકાની વહુ, " ચંપાએ કહ્યું.

" કયા છગનકાકા ? " મેજીસ્ટ્રેટને ન સમજાતા ફરી સવાલ કર્યો.

" જે મી. છગનલાલના ઉપર સર નંદનપ્રસાદને તમાચો મારવા માટે કેસ ચાલ્યો હતો અને ૭ માસની સજા, આપ નામદારે કરી હતી તેજ. " મી. જીલેટે ખુલાસો કર્યો.

" Oh ! I see ( હવે સમજ્યો ). " મેજીસ્ટ્રેટે કહ્યું.

ચંપાએ હકીકત આગળ વર્ણવતાં કહ્યું: " સંતોક કાકીએ મને ધીરજ આપી, અને છગનકાકાને વાત કરી મારું દુઃખ ટાળવાની ખાત્રી આપી. બીજે દિવસે છગનકાકા મારી પાસે આવ્યા અને કહ્યું: " બેટા ! તારા દુઃખની વાત મેં જાણી. તું જરા પણ ગભરાઇશ નહિ. હું એ કાળા નાગને ઠેકાણે લાવી દઇશ. આ તરફ પાછો દેખાય ત્યારે મને બતાવજે. " મને હવે કંઇક હિમ્મત આવી.

" બીજે દિવસે રવિવાર હતો. છગનકાકા પણ ઘરમાં હતા. સાંજે લગભગ ચાર વાગે હું ને સંતોક કાકી છજામાં ઉભાં હતાં ત્યાં આરોપીની મોટર આવી ને અમારા ઘરની સામે ઉભી રહી. તુરતજ છગનકાકાને બોલાવી મેં એ બતાવ્યું. તે તુરતજ નીચે ગયા અને આરોપી સાથે થોડાક વખત વાતચીત કરી. પછી કોણ જાણે કેમ એકાએક તેમણે આરોપીને એક તમાચો ઠોકી દીધો. આ બનાવથી હો હા થઇ ગઇ અને લોકોનું ટોળું જામ્યું. પોલીસ આવીને છગનકાકાને પોતાની સાથે લઇ ગયો. ત્યાર પછી છગનકાકાને મેં પાછા જોયા નથી. સંતોક કાકી કહેતાં હતાં કે એ તમાચો મારવા માટે એમને સજા થઇ છે.

" એ વાતને પંદરેક દિવસ થઇ ગયા. આ આરસામાં આરોપીની મોટર અમારા ઘર આગળથી નીકળતી દેખાઇ ન હતી. કાલે બપોર પછી હું સંતોકકાકી સાથે દર્શન કરવા ગઇ હતી. મંદિરમાંથી નીકળતાંજ એક બાઇએ મને આવીને ખબર આપ્યા કે મારાં ફઇબા બહુ માંદાં થઇ ગયાં છે, તેમને ત્યાં જવાને હું ઉત્સુક થઇ અને ' હું ત્યાં જઇને આવું છું ' એમ સંતોકકાકીને કહી એ બાઇ સાથે હું ફઇબાના ઘર તરફ ગઇ. એ બીજા મોહલ્લાવાડામાં રહે છે. હજી તો હું દાદર પાસે પ્હોંચી નથી તેટલામાં કોઇએ પાછળથી મારા નાક આગળ એક રૂમાલ દાબ્યો. હું બેહોશ થઇ ગઇ. પછી શું થયું તેની મને ખબર નથી.

" હું શુદ્ધિમાં આવી ત્યારે એક કોચ પર પડી હતી. આરોપી મારી પાસે ઉભો હતો. આજુબાજુ નજર કરી તો કોઇ બંગલાના શણગારેલા દિવાનખાના જેવો એ ઓરડો મને લાગ્યો. મને શુદ્ધિમાં આવેલી જોઈ આરોપી મને સ્પર્શ કરવા વધારે પાસે આવ્યો. તુરતજ દુર હઠી જઇ "મને અહિં શા માટે લાવ્યા છો ? " એમ મેં ગુસ્સામાં પૂછ્યું. " તમાચાનો બદલો આપવા. " તે નિર્લજે જવાબ દીધો અને મને લલચાવવા ગજવામાંથી સોનાની બંગડીઓ કાઢી મને

આપવા માંડી. મેં તેનો હાથ ઝટકી નાંખ્યો; બંગડીઓ નીચે પડી ગઇ. પછી તેણે મને સમજાવવા માંડી. છેવટે મારી નાંખવાની ધમકી આપી. મેં બુમ પાડવાની તેને ધમકી આપી, "ત્યારે તું એમ નહિ માને" કહી તે મારા શરીરપર ધસ્યો. બીજી પળે શું થાત તે કહી શકતી નથી. લાચાર થઇ જીભ કરડી મરવાનો વિચાર કરતી હતી, ત્યાં એકાએક મારી સામેની બારીનો કાચ તુટવાનો અવાજ આવ્યો. આરોપીએ ચમકીને પાછળ જોયું. એક કદાવર દેખાવનો માણસ આંકડી ઉઘાડી ઓરડામાં કુદી પડયો. એ માણસ તે આ સામે બેઠા છે તેજ ભાઇ." એમ કહી ચંપાએ રઘુનાથના તરફ આંગળી કરી.

"એ ભાઇને જોઇને આરોપી નાસવાના ઇરાદાથી બારણા તરફ જવા લાગ્યો, એટલે એમણે દોડીને એને બોચીમાંથી પકડયો. બન્ને બાથંબાથા આવી ગયા અને થોડીવારે તો જમીનપર આળોટવા લાગ્યા. કમનસીબે આરોપી તેમની ઉપર ચઢી બેઠો અને ગજ-વામાંથી તેમને મારવા માટે છરી કાઢી. અત્યાર સુધી હું દિગ્મુઢ થઇને ઉભી હતી પણ દીવાના પ્રકાશમાં એની છરીનો ચળકાટ જોઇ મારી શુદ્ધિ ઠેકાણે આવી. મારી મદદે દોડી આવનાર એ ભાઇ માર્યા જશે તો પછી મારી શી વલે થશે? એ વિચાર આવતાં હું ત્રાસી અને પાસે પડેલી એક ખુરશી ઉપાડી આરોપીના માથામાં મારી. (આ સાભળીને કોર્ટમાં રહેલા સર્વના મુખમાંથી "શાબાશ" એવો ઉદ્‌ગાર નીકળી ગયો.) ખુરશી વાગતાંજ તે ઢળી પડયો; એની છરી એક બાજુ પડી ગઇ. આ ભાઇએ તરતજ ઉઠી તેને હાથ કડી પ્હેરાવી દીધી અને બારણું ખોલી સીટી મારી. બે માણસો તુરતજ દોડતા આવ્યા અને આરોપીને ઉપાડી બંગલા બ્હાર લાવ્યા. હું પણ તેમની સાથેજ નીકળી. બંગલાના કમ્પાઉન્ડમાં આવીને જોયું તો બીજા ચાર માણસો હાથકડી પ્હેરેલા પોલીસના પ્હારાં હેઠળ ઉભા હતા; એમાં મને બ્હાનું બતાવી લઇ જનાર પેલી બાઇ પણ હતી."

ચંપાની જુબાની પૂરી થતાં પોલીસ તરફના બીજા બે ત્રણ માણસોની જુબાની લેવામાં આવી. તેમણે પણ ઉપલીજ વિગતોને પુષ્ટિ આપી.

સરકાર તરફના સાક્ષીઓ પૂરા થતાં આરોપીના વકીલોના આગેવાન સર રંગ બહાદુરને બચાવ કરવો હોય યા સ્ટેટમેન્ટ રજુ કરવું હોય તો તેમ કરવા જણાવ્યું. આરોપી વિરૂદ્ધ પડેલી સખ્ત જુબાની જોઇ તેમણે મૌન સાધવામાંજ ડહાપણ માન્યું અને બચાવ મુલતવી રાખ્યો. મેજીસ્ટ્રેટે આરોપીને 'સેશન્સ કમીટ' કરી 'મનુષ્ય હરણ અને બળાત્કાર કરવાનો' આરોપ સર નંદનપ્રસાદ પર અને તેમાં મદદ કરવાનો આરોપ બાકીના ચાર આરોપીઓ પર ઘડી કાઢયો. છેવટે સર રંગ બહાદુરના આગ્રહને વશ થઇ સેશન્સ કોર્ટ બેસતાં સુધી મુખ્ય આરોપીને પચીશ હજારના જામીનપર છોડવાને તેમણે હુકમ કર્યો.

[ ૪ ]

## સેશન્સ કોર્ટમાં

લગભગ એક મહિના પછી સેશન્સ કોર્ટ બેઠી. દરમિયાન સર નંદનપ્રસાદે ચંપાને લાંચ આપવાનો અને પોતાની તરફેણમાં કરી લેવાનો પ્રયત્ન કર્યો. જો ચંપા ફરી જાય અને પોલીસના દબાણથી ઉપર જણાવ્યા પ્રમાણે સાક્ષી આપી હતી એમ સેશન્સ કોર્ટમાં કહેવા તૈયાર થાય તો રૂપીઆ દશ હજાર તેને આપવાનું કહેણ મોકલ્યું હતું, એમ કહેવાય છે.

ચંપાએ આ માગણીનો તિરસ્કાર કર્યો અને વધારામાં સેશન્સ કોર્ટમાં જુબાની આપતાં એ વાત સ્પષ્ટપણે જણાવી દીધી. એ કોર્ટમાં આપેલી જુબાની ઉપર જણાવ્યા પ્રમાણેની જ હોવાથી અહિં તેનું પિષ્ટપેષણ કરવાની જરૂર નથી.

આરોપીના બેરીસ્ટર સર રંગ બહાદુરે ઉલટપાલટ તપાસમાં ચંપાને ગભરાવવાનાં બહુ ફાંફાં માર્યાં પણ કાંઇ વળ્યું નહિ. તે એમ એમ સાબિત કરવા માંગતા હતા કે ચંપાને લાંબા વખતથી આરોપી સાથે સંબંધ છે અને કંઈ નજીવા કારણસર બન્ને વચ્ચે મતફેર થતાં માત્ર પૈસા કઢાવવાને જ–Black-mail તરીકે–આ કેસ ઉભો કરવામાં આવ્યો છે. આ ઉદ્દેશ પાર પાડવા તેમણે ચંપાને પ્રશ્ન કર્યો: "તમારે આરોપી સાથે કેટલા વખતથી સંબંધ છે ?"

"મુઆ, પીટયાનું નામ પણ નથી જાણતી !" ચંપાએ ચીડાઇને સ્ત્રી સુલભ ઉદ્‌ગાર કાઢયો ને આખી કોર્ટ હસી પડી.

બીજા સવાલોના જવાબમાં પણ સત્ય સિવાય કાંઇ બ્હાર આવ્યું નહિ. એક બે ગુંચવે એવા સવાલો સર રંગ બહાદુરે પૂછ્યા ત્યારે એ અકળાઇને એ બોલી ઉઠી: "એમ ગોળ ગોળ શું પૂછો છો ? સાચી વાત પૂછોને! મારે ઠેકાણે તમારી બ્હેન દીકરી હોત તો આવા પ્રશ્ન પૂછત કે ?" આ ઉદ્‌ગારથી ન્યાયાધીશ ચમકયા અને કંઇક મમતા સાથે કડકાઇ મેળવવાનો ડોળ કરી 'બેરિસ્ટર સાહેબને એમ ન કહેવાય' એવી સૂચના આપી.

કેસ લગભગ ૭ દિવસ સુધી ચાલ્યો. સરકાર તરફના અને આરોપી પક્ષના ધારાશાસ્ત્રીઓ વચ્ચે જબ્બર વાગ્યુદ્ધ ચાલ્યું. છેવટે બન્ને પક્ષ તરફથી જ્યુરીના મનપર અસર કરવા ગરમાગરમ અને દીર્ઘ ઉશ્કેરનારાં ભાષણો થયાં. ન્યાયાધીશે 'સમીંગ અપ' કરતાં જ્યુરીને શુદ્ધ ન્યાય તોલવાની સૂચના આપી. જ્યુરીને નિર્ણય આપતાં બહુ વાર ન લાગી સર્વાનુમતે તેણે આરોપીઓને ગુન્હેગાર ઠેરવ્યા.

નામદાર ન્યાયાધીશે એ નિર્ણયને અનુસરી ચુકાદો આપતાં મુખ્ય આરોપીનો 'સરનો' ખિતાબ પાછો લઇ લેવાની અને ચાર વર્ષની સખ્ત કેદ મળી. પોતાના એ ચુકાદા દરમિઆન તેમણે નીચે પ્રમાણે ટીકા કરી.

"દૂનિયાની બીન અનુભવી છોકરીઓ મુંબાઇ જેવા શહેરમાં નિર્દોષતાથી બારીએ કે છજામાં ઉભી રહે તો બદમાશો તેનો કેવો લાભ લે છે તે આ કેસ સાબિત કરે છે. આ કેસમાં ચંપા એક નિર્દોષ, બીન અનુભવી છોકરી છે, જે અજ્ઞાન અને વ્હેમી કુટુંબ વચ્ચે રહેલી છે. એને ઠેકાણે કોઇ અનુભવી ને વધારે કેળવાયલી સ્ત્રી હોત તો પ્હેલેજ દિવસે પોતાના પતિને બધી વાત કહી દેત અને સમજુ પતિ હોત તો ખબર મળતાં પોલીસને જણાવીને યા બીજી રીતે વાત આગળ વધતી અટકાવવાને પ્રયત્ન કરત. તેને બદલે ચંપાના પતિએ 'નબળો માંટી બૈયર પર શુરો' એ કહેવત પૂરવાર કરી આપી અને સાસરીઆની એ વ્હેમી અને બીકણુ વર્તણુકને પરિણામે આરોપી જેવો કાળો નાગ આટલો વખત પોતાની નેમમાં ફાવ્યો. જો ઇન્સ્પેકટર રઘુનાથ વેળાસર તપાસ કરી પગલાં ન લીધાં હોત તો શું પરિણામ આવત તે કહી શકાતું નથી. કદાચ મહાલક્ષ્મીના દરીઆમાંથી ચંપાની લાશ મળી આવત અને કોરોનરની જ્યુરી તેને આપઘાત ઠેરવત ! ઇન્સ્પેકટર રઘુનાથની બાહોશીથી એક નિર્દોષ સ્ત્રીનો જીવ બચ્યો છે અથવા તેનો અવતાર બગડતો અટકયો છે !

અને તે માટે તેને શાબાશી ઘટે છે. બીજી શાબાશી મારે પારકાને દુઃખે દુઃખી થનાર મી. છગનલાલને આપવી જોઇએ. અલબત્ત એમણે કાયદો હાથમાં લીધો તે ઠીક ન કર્યું, પણ સંયોગો જોતાં એનું કાર્ય વ્યાજબી જણાય છે. એક નિર્દોષ બાળાની હિમાયત કરી એ ગૃહસ્થ આરોપીને સમજાવવા ગયા હતા અને તેણે ના પાડતાં ઉશ્કેરાઇ જઇ તેમણે તમાચો માર્યો હતો. મને લાગે છે કે એમને થયલી સજા ગેરવ્યાજબી છે અને તેટલા માટે એમને તુરતજ છોડી મુકવાની હું મેજીસ્ટ્રેટને ભલામણ કરૂં છું. કાયદો હાથમાં લેવા માટે અત્યાર સુધી તે જેલમાં રહ્યા છે તે સજા પુરતી છે. વધારામાં તેમને વિનાકારણ રહેવું પડ્યું, તે માટે આરોપી તરફથી નુકશાની તરીકે રૂપીઆ પાંચ હજારની રકમ તેમને મળે એમ ફરમાવું છું. બાઇ ચંપાને પણ આરોપી તરફથી ઘણું સ્હેવું પડયું છે અને તે માટે બદલા તરીકે રૂપીઆ પાંચ હજારની રકમ આરોપી તરફથી તેને પણ મળવી જોઇએ. સદ્‌ગૃહસ્થોના સ્હાયામાં ફરી નિર્દોષ સ્ત્રીઓને ફસાવતા આવા બદમાશો મુંબાઇમાં કેટલાય હશે ! એવા માણસો પોતાની નેમમાં આટલો વખત પણ ફાવી શકે એ મુંબાઇ જેવા શહેર માટે નામોશીભર્યું ગણાય. એવા માણસો આબરૂદાર કુટુંબોની સલામતી માટે મોટા ભયરૂપ છે અને તેમને ઉઘાડા પાડી જલ્દી કેદે પ્હોંચાડવાની દરેક શહેરીની ફરજ છે."

[ ૫ ]

## "તમાચા" મીજલસ:

ગોરધનદાસને ત્યાં ત્યાર પછીના રવિવારે એક "તમાચા" મીજલસ ભરવામાં આવી હતી. એ મીજલસમાં છગનભાઇના એકજ તમાચાથી એક નિર્દોષ બાળા ઉપરનું સંકટ કેમ ટળ્યું અને એક જેન્ટલમેન લોફર ઘટતે ઠેકાણે કેવી રીતે પ્હોંચ્યો તે સંબંધી અમે સર્વેએ ભાષણો કર્યાં અને છગનભાઇને તેમના કામ માટે મુબારકબાદી આપતાં હોંસમાં આવી જઇ તેમના હાથનો તમાચો હળવો હળવો-નંદન પ્રસાદને પડેલો તેવો જોરથી નહિ-અમે બધાએ વારાફરતી ખાધો !

ઇન્સ્પેક્ટર રઘુનાથે પણ એકરાર કર્યો કે "છગનભાઇ જેવા માણસે એ તમાચો ન માર્યો હોત તો આ કેસ એ કદી હાથમાં લેત નહિ. એમને ઠેકાણે બીજો કોઇ હોત તો એમણે જે વિગતો "તમાચા"ના મુકદ્દમામાં જણાવી હતી. તે હું કદી માનત નહિ."

છેવટે છગનભાઇએ એક આદરણીય બાતમી આપી રઘુનાથને પણ રૂપીઆ પચીશ હજારની લાંચ આપવાની માગણી થઇ હતી તેની તમને ખબર છે ? એ મોટી રકમને રઘુનાથે લાત મારી દીધી !"

"શાબાશ રઘુનાથ !" અમારા સર્વના મુખમાંથી સહસા ઉદ્‌ગાર નીકળી ગયો અને એક સાથે અમારા સર્વના હાથ શાબાશી આપવા માટે રઘુનાથની પીઠ પર આવી પડયા !






લેખક: ડૉ. સુમન્ત બ મ્હેતા.

બાળ વિધવાને જે ભયંકર અન્યાયો થાય છે તેને વિષે પાંચસો પુસ્તકો લખ્યાં હોય અને જેટલી અસર સમાજ ઉપર થાય તેનાથી પાંચસો ગણી અસર ગોંડળની બાઈ મંગળાના કિસ્સાથી થઇ છે. બાળલગ્નથી જે ભયંકર હાનિ હિંદુ સમાજને થઇ રહી છે તેનું વિગતવાર વર્ણન અનેકવાર થયું છે પણ હિંદુ સમાજની જડતા અનહદ છે. આજે હિંદુસમાજને ચારે દિશાએથી ફટકા પડી રહ્યા છે, પણ હજી પુરી જાગૃતિ આવતી નથી. બાળલગ્ન એ આપણી શારીરિક અને માનસિક અવનતિનું એક અગત્યનું કારણ છે, પણ લગ્નની ઉમ્મરની બાબતમાં આપણે હિંમતથી સુધારા વધારા કરતા નથી આર્થિક મુશ્કેલી વિગેરે કારણોને લીધે કેટલીક ન્યાતોમાં પરણવાની ઉમ્મર મોટી થતી જાય છે પણ વિચારપૂર્વક જરૂરી સુધારાઓ અમલ કરવાનું આપણામાં આત્મબળ નથી.

કન્યા બાર તેર વર્ષની થાય એટલે તેને નિશાળેથી ઉઠાડી લેવી જોઇએ એવી માન્યતા આખા ગુજરાતમાં ફેલાઇ રહી છે. જો બાર તેર વર્ષમાં કેળવણી પુરી થાય તો એટલા થોડા વખતમાં કન્યાઓને શું શીખવી શકાય ? બાર તેર વર્ષનાં છોકરાંઓની ગ્રહણશકિત ખીલી ન હોય તે વખતે ખરા ઉપયોગી વિષયો શીખવી પણ શી રીતે શકાય ? અને છોકરાઓને તો ધંધા તથા કમાણી માટે ભણાવવા પડે છે, તેમના શિક્ષણ પછવાડે પૈસા ખર્ચવા પડે છે, પણ છોકરીઓ અને વીસ બાવીસ વર્ષની સ્ત્રીઓને શીખવવા માટે પૈસો ખર્ચવાની આશા ન મળે એટલે કન્યાઓએ અજ્ઞાન રહેવુંજ પડે છે જો કોઇ છોકરીને લાંબા વખત સુધી શિક્ષણ મળે છે, તો તેને વિષે હજાર પ્રકારની ટીકા અને મોટા આક્ષેપો મુકવામાં આવે છે. સામાન્યમાં સામાન્ય પણ લગભગ તદ્દન જુઠ્ઠો આક્ષેપ એવો મુકાય છે કે શિક્ષણથી માત્ર ટાપટીપની ટેવ પડે છે, પણ સંગીન ફાયદો થતો નથી. જે સમજુ લોકો છે તે બને તેટલું શિક્ષણ આપવાનો પ્રયત્ન કરે છે; કારણ કે શિક્ષણથી સ્વમાન અને સ્વાશ્રયના ગુણો ખીલે છે, અને એ બન્ને ગુણોને લીધે જીવન ઉન્નત થાય છે.

ગુજરાતીઓની શારીરિક અધોગતિ હદ પાર થઇ ગઇ છે અને નબળાઇને લીધે રોગોનું સામ્રાજ્ય ફેલાઇ રહ્યુ છે. આપણી સામાન્ય અવદશાનાં કારણો ઘણાં છે પણ તેમાં બાળલગ્ન ઘણુંજ અગત્યનું છે.

જે ચીજ હાનિકારક છે, જેને લીધે આપણે નબળાં થઇએ છીએ; જેને લીધે શિક્ષણમાં અડચણ નડે છે, માનસિક ખીલવણીના અભાવને લીધે અજ્ઞાનના અંધકારમાં જીવન ગાળવુ પડે છે, આર્થિક નુકશાન થાય છે, નૈતિક અને ધાર્મિક જ્ઞાનનો લાભ મુશ્કેલ થઇ પડે છે, તે ચીજ અટકાવવા માટે આપણે ભગીરથ પ્રયત્ન ન કરવો જોઇએ ? જો આપણે ખાત્રી થાય કે દારૂના વ્યસનથી આપણી

સમાજ પાયમાલ થઇ જાય છે તો આપણે સ્ત્રી પુરૂષોએ તેની બંધી કરવા માટે અથાગ પ્રયત્ન ન કરવો જોઇએ ? યૂરોપ અમેરીકામાં દારૂ પીવાનું જોર બહુજ વધી ગયું હતું તેનો અટકાવ સ્ત્રીઓએ કર્યો હતો. સ્ત્રીઓએ નિશ્ચય કર્યો કે કુટુંબની પાયમાલી અટકાવવા માટે દારૂનું વ્યસન ઓછું કરવું, તેઓ એકત્ર થયાં અને તેમની ઝુંબેશને પરિણામે અમેરિકામાંથી પીણાં બંધ થયાં.

સ્ત્રીઓ શક્તિનો ભંડાર છે. સ્ત્રીઓ સમાજના નૈતિક વાતાવરણની રક્ષક છે, અને રક્ષક તરીકે તેમને માથે ભારે જવાબદારી છે. બાળ લગ્નની બાબતમાં આપણી હિંદુ સ્ત્રીઓનો મત કેળવાય, સુધારાને માટે સંકલ્પ થાય, તો થોડા સમયમાં ફેરફાર થઇ જશે. પણ એ મત શી રીતે કેળવાય ? એ મત શી રીતે પ્રદર્શિત થાય ? એ કામ કોણ ઉપાડી લે ? સંગઠનને માટે કોણ વ્યવસ્થા કરે ? કોણ ફરે?

હું માનું છું કે એક બ્હેન નિશ્ચય કરશે કે એ કામ ઉપાડી લેવું છે તો બીજી અનેક સાથે જોડાશે. ભાઇઓ પણ મદદમાં ખુશીથી આવશે. સ્ત્રીઓની સંસ્થાઓ પણ કામ ઉપાડી લેશે. આપણી કન્યાઓ સોળ વર્ષની પહેલાં ન પરણે એટલો સુધારો કરવા માટે સમાજ તૈયાર છે.

માત્ર દેખાદેખી વહેલાં લગ્ન થાય છે. રૂઢિથી જુદું કરવાની હિંમત નથી. આપણામાં પહેલ કરવાનું આત્મબળ નથી. ગુજરાતીઓની વસ્તી એક કરોડ માણસની ગણાય છે તો પચાશ લાખ સ્ત્રીઓમાંથી એક સ્ત્રી રત્ન નહીં નીકળે કે આ કામ ઉપાડી લે ? પચાશ લાખ પુરૂષોમાંથી એક મર્દ નહીં નીકળે કે આ કામ પોતાનું કરી લે ? મને એક સારો દાખલો યાદ આવે છે. ૧૯૧૫ ની સાલમાં મુંબાઇમાં સંસાર સુધારા પરિષદની બેઠક થઇ તે વખતે પ્રોફેસર કર્વેએ સ્ત્રીઓની યુનિવર્સીટી વિષે યોજના મુકી. પ્રોફેસર કર્વે શરીરે, જ્ઞાનમાં, માનસિક બળમાં સાધારણ માણસ છે, તે છતાં માત્ર સંકલ્પ બળથી એમની યોજના પાર પડી છે. તે પ્રમાણે આપણી બ્હેનો આ પ્રશ્ન હાથમાં લઇને બેસે તો જરૂર સારૂં પરિણામ આવે. આજનો જમાનો જાહેરાત અને પ્રચારનો છે. આપણાં પેપરો અને માસિકોની મદદ સહેલાઇથી મળી શકે, ચોપાનીઆ અને હસ્તપત્રિકાઓથી પ્રચાર થાય, હજારો જગ્યાએથી જાહેરાત થાય કે સોળ વર્ષ પહેલાં છોકરીઓને પરણાવવી નહીં. ન્યાતોમાં દેખાદેખી સુધારો થઇ જશે, પણ એક અથાક વ્યક્તિની જરૂર છે. એ વ્યક્તિનું નામ અમર થઇ જશે. ક્યાં છે એ વ્યક્તિ ?



## પતિના વતનમાં.

[ " વર્માની વિવિધ વાર્તાઓ " નામે તા. ૧ લી ઓક્ટોબર પ્રકટ થયલા પુસ્તકમાંથી. ]



ચિત્રકાર : ] એક નાનકડી બાલિકા બે વર્ષના બાળકને આંગળીએ તેડી ચાલી આવતી હતી. [ શ્રીયુત ગદાણી

મૂલ્ય: રૂ. ૨-૦-૦. " ગુણસુંદરી " ના ગ્રાહકો માટે: રૂ. ૧-૮-૦.

## સ્નેહ શૈથિલ્ય.



ચિત્રકારઃ ] એક વીસેક વર્ષની યુવતી ઝોંચકા ખાતી હતી, અને સામે [ શ્રી. નાણાવટી.
તેની બાલસખી પોતાનું અતિ જીર્ણ થઇ ગયેલું
કપડું સાંધતી બેઠી હતી.



# સ્નેહ શૈથિલ્ય ?

લેખકઃ શ્રીયુત મુનિકુમાર મણિશંકર ભટ્ટ.
ચિત્રકારઃ શ્રીયુત અ. લ. નાંણાવટી.

ચંપાની મહેમાન બધો વખત તેની તરફ સકૌતુક નજરે જોઇ રહી હતી.

પહેલીજ વાર જોનારને આ દૃષ્યમાં ઘણું નવું લાગવા સંભવ હતો. બપોરના સૂર્યનાં પ્રખર કીરણો ગામડાંની આસપાસની વૃક્ષરાજિમાં થઇને આવતા પવનથી મંદ થઇ જતાં. આસપાસની સૃષ્ટિ જો કે મધ્યરાત્રિના જેવીજ સુપ્ત અને શાન્ત હતી છતાં મધ્યરાત્રિની મીઠાશને બદલે પ્રચંડ નિદાઘની વ્યાકુલતાથી ત્રાસ પામેલી હતી. તે વખતે એક સુશોભિત અને પૈસાદારનું લાગે એવા મકાનમાં એક વીસેક વરસની યુવતી મોટેથી હીંચકા ખાતી હતી અને સામે તેની બાલસખી–તેની મહેમાન–પોતાનું અતિજીર્ણ થઇ ગયેલું કપડું સાંધતી બેઠી હતી. અને ચંપા પોતાના અનુભવનું રસિક વર્ણન કરતી તેથી વિસ્મય, આનંદ, ખેદ, નૂતનતાના અનેક અનુભવોમાંથી, વારંવાર પસાર થતી હતી.

' અમારે મુંબઇમાં, ' ચંપા જે ઘરમાં બેઠી હતી તે તેના બાપનું ઘર હતું-એટલે ગામડાનું હતું-તેથી કે શાથી પણ તે મુંબઇની વસનારી છે એ કોઇને ભૂલવા દેતી નહીં. અને તેની આ માન્યતાનું સમર્થન બોલતી વેળા નકામા સકારોચ્ચાર વડે, ચાલતી વખતે ગતિની વિશિષ્ટતા વડે અને બીજા પ્રસંગોએ કેવલ અતિ ઝીણાં કપડાંથી કે અતિ વિચિત્ર ઘરેણાંથી કરતી. " અમારે મુંબઇમાં તો હીરા! તારી જેવું કોઇ મળે નહીં. તારે તારા ધણી માટે બાઇ ! કેટલો ઉચાટ ? સવારમાં ભેંસ દોવી, નીરણ કરવાં, રાંધવું, સાફ સુફ કરવું, નદીએ કપડાં ધોવા જવું, કપડાં સાંધવાં અને ધણી બહાર જાય ત્યારે ઘરની નજર રાખવી અને ઘેર હોય ત્યારે તેની અને તેના મિત્રોની ખાતર બરદાસ કરવી. ત્યારે તું વાંચતી કયારે હોઇશ, કાગળો કયારે લખતી હોઇશ અને ફરવા કયારે જતી હોઇશ ? મને લાગે છે કે તને આ કાંઇ કરવાનો–તારી ખાતર કરવાનો યે–વખત ન મળે તો પછી તને કાંઇ જાહેર જીવનમાં ભાગ લેવાનો વખત તો કયાંથીજ મળે ? "

હીરા ઉત્તરમાં માત્ર એક નિશ્વાસ નાખીને મૂંગી રહી. પરન્તુ ચંપા આટલાં વાકયો બોલીને અટકે તેમ ન હતું. તેના પ્રશ્નો ઉત્તર સાંભળવા માટે નહીં પરન્તુ પૂછવા માટેજ હતા. વળી તેનો વાક્પ્રવાહ આગળ ચાલ્યો.

"તને સાંભરે છે હીરા ? આપણે કન્યાશાળામાં સાથે ભણતાં ત્યારે પેલાં વનિતા વિશ્રામનાં બાઇએ ભાષણ કર્યું હતું તે ? બધાંએ તે દિવસ તેનું બોલેલું સાંભળ્યું નહીં અને આજે બધાં તે કરતી તેવીજ વાતો કરવામાં વડાઇ માને છે. એ વાતને યે આજ એક દાયકા ઉપર વીતી ગયું. તું પરણી ત્યારે મને તારી મોટી ઉમ્મરની બહુ અદેખાઇ આવતી હતી. મને થતું કે હું પણ કયારે તારી જેવડી થાઉં અને પરણું. પણ સારું થયું કે હું 'પારીજ રહી. મારે કાંઇ તારી જેવું નહીં,

અને ત્હારે યે એક નિરાંત છેજ, તારે હજી ક્યાં છોકરાં છે, હોત તો તો તારો અવતાર જીવતે મૂવા જેવોજ થઇ જાત, પણ તું તો હતીજ એવી પહેલેથી. ન પરણી હોત તો, સમાજનું કેટલું કામ તું માથે લઇ શકી હોત ? "

હીરાને આ દલીલ ઘણી સાચી લાગી. તેની નજર આગળ તેનો સંસાર નવી દૃષ્ટિએ તરવા લાગ્યો. જીવનમાં તેણે ગરીબાઇ, હાડમારી અને પતિસેવા સિવાય બીજું કશું જોયું કે કર્યું ન હતું. તે બધાનો શો ફાયદો ભોગવ્યો હતો ? જો તે છૂટી હોત તો એ ન્હાના ગામડાંની કન્યાશાળામાં શિક્ષક થઇ હોત, એકાદ મહિલા વર્ગ કાઢ્યો હોત અથવા તેના ગામડાંની બહારના જગતમાં વિસ્તરતા નવા ચેતનની પ્રેરણા વધારે તીવ્રતાથી ઝીલીને પોતાના ગામને અથવા પોતાની બહેનોને ઉંચે લાવી શકી હોત. તે ભણી; પ્રમાણમાં વધારે ભણી. તે શું ભેંસ દોહવા માટે ? એ બધા વિચારો ચંપા બોલતી ગઇ તેમ તેના મનમાંથી પસાર થઇ ગયા.

ફરી તેણે નિશ્વાસ નાખ્યો, " બ્હેન ! તને મારી વાત કેમ કહું, હું તો ઘરકામમાંથી ઉંચીજ આવતી નથીને. પણ લાગે છે કે કાંઇક છાપા વાંચું, કાંઇક વધારે સારું કામ કરું, કાંઇક સેવા કરું પણ..." બોલતાં તેનો કંઠ ભરાઇ આવ્યો. "

'ચાલ બ્હેન ' હવે હું જાઉં ' એ ' ને આવવાને વખત થયો છે. વળી કોઇવાર મળીશું.' પોતાની આંતરદયા છુપાવાને ઉતાવળાં વાક્યો બોલીને તે ચાલતી થઇ.

તે ઘેર આવીને ઉદાસ થઇ હતી. ચંપા જોડેની થોડી વાતચિત પછી તેનું મગજ કંઇક નવા વિચારોથી ભરાઇ ગયું હતું. અને કુદરતી રીતેજ તેના ન્હાનપણના જીવનના રૂપ રાગનાં સ્મરણો તે વખતે આવીને તેને સતાવવા લાગ્યાં હતાં.

તે ન્હાની હતી અને ઠાકોર તેને ઘેર આવતો, ત્યારે તેની વાતચિતમાં કેટલું જાણવા જેવું મળતું. તેની રીતભાત કેવી સુઘડ હતી. નાનના પ્રદેશો માટે તેનું આકર્ષણ કેવું પ્રબળ હતું. તેની શહેરી જીવનની છાપ કેટલી મનોહર રીતે ગામડાંના જીવનમાંથી તરી આવતી હતી......પણ સમય બદલાયો, તેમનાં લગ્ન થયાં અને ઠાકોર એ ગામડામાંજ જાગીરોની વ્યવસ્થા કરવા રોકાઇ ગયો. ત્યાર પછી વરસો સુધી એકજ રીતે ટૂંક ઉપજમાં તેમનો ઘર સંસાર ચાલ્યો. કદીજ તેમાં ફેર પડ્યો નહીં. અને દંપતી પોત પોતાનાજ વ્યવસાયોમાં એટલાં ગૂંથાઇ ગયાં કે એકમેકનું સદ્જ્ઞાન આપવાના અવકાશ કે મનોરથ રહ્યાજ નહીં... વગેરે વગેરે બધી વાત તે દુઃખથી સંભારવા લાગી હતી.

હીરાની એક બાજુથી વિચારમાળા ચાલતી હતી. બીજી બાજુથી નિત્યકાર્યમાળા ચાલતી હતી. તેને ઘણાં કામ ઉપર કંટાળો આવેલ. જો તે પરણી ન હોત, તેની કાકી કે ફોઇ જોડે એકલી રહેતી હોત તો તે કેવી સુખમાં હોત. કોઇ રીતે તે ઠાકોરથી છૂટી પડે તો હજીયે એકલી રહે; ભરતાં ગુંથતાં શીખવીને પણ પોતાનું ગુજરાન ચલાવે એટલો મ આ વિચારમાળાને અંતે તેનામાં આત્મવિશ્વાસ જાગૃત થવા પામ્યો હતો.

ઠાકોર ઘેર આવ્યો, એક દાયકા ઉપરાંત ગૃહસંસારથી તેની રસવૃત્તિ જો કે મરી નહોતી ગઇ તોપણ શુષ્ક થઇ ગઇ હતી તે હવે હીરા જોડે કવચિત વાત કરતો. કોઇકવાર તેને કોઇએ ખુશી કર્યો હોય ત્યારે કે તેને [illegible] કરતાં થોડી વધારે ઉપજ થઇ હોય ત્યારે પોતાના ન્હાનપણનાં જીવનને સંભારતો [illegible] અમારાવાળાં રતનપોળમાં [illegible] આરંભ વખતમાં ફરી લેવાશે, અમારે [illegible] જાને રહેવાશે. પછી હીરાને મળ્યો કે [illegible]

જેવાં કામ નહી કરવાં પડે એવાં એવાં સ્વપ્ન જોતો-દેખાડતો. પરન્તુ તે સિવાયને બીજે સર્વ પ્રસંગે હીરાના જીવનમાં તેને ભાગ નહોતો. તેમ તે પોતાના જીવનમાં હીરાને સહભાગી કરતો નહતો. તેમના લગ્ન પછી વરસો વીતી ગયાં હતાં. પહેલાં ઠાકોર જમતાં જમતાં કોઇકવાર પોતે દિવસમાં શું કર્યું તેની વાતો કહેતો અથવા હીરા તેને પોતાની વાતો કરે તે રસપૂર્વક સાંભળતો. પણ સમય જતો ગયો તેમ તેમ બન્નેની વાતચિત વધારે અંતર્મુખ થતી જવાને પરિણામે કહેનાર સાંભળનારનાં રસ અને ઉત્સુકતા ઓછાં થયાં અને એ વિશ્રંભપ્રણાલી થોડા વખતમાં અટકી ગઇ–નાશ પામી અને તો પણ બન્ને સાથે રહેતાં, અને જૂદા વહેતા પ્રવાહમાંથી સહજીવનનો આનંદ ઝડપી લેવાની શુભ પળ કવચિત તેમને મળતી તો તે ભોગવી મ્હાણી લેતાં અને રાચી રહેતાં.

"રસોઇ તૈયાર છે કે ?" ઠાકોરે ઘરમાં આવતાંજ સવાલ કર્યો. હીરાને બહુ બોલવાની ટેવ હતીજ નહી. તેણે ઉત્તરમાં એક ચાકળો નાખ્યો. સામે બાજટ ઉપર થાળી પીરસી અને સ્વચ્છ પાણીનો લોટો ભરી આપ્યો

"જો બને તો આજે મારે મહાલકરી સાહેબને મળવા જવું છે." ઠાકોર જમતાં જમતાં બોલ્યો, "મારા કોટનાં બટન તો સાંધીજ રાખ્યાં હશે. પણ હું કહેવું ભૂલી ગયો. નવું ધોતીયું તે દિવસ જરા બળી ગયું છે તે પણ હું જાઉં ત્યારે મારે સાંધેલું તૈયાર જોશે માટે તું પહેલાં તે સાંધીને પછીજ જમજે."

આ વાક્યો સાંભળનાર હીરા રોજની હીરા નહોતી. જો કે વાતનો મુદ્દો અને તેનો કહેનાર બન્ને ચિરપરિચિત હતા. તેને વાક્યે વાક્યે પોતાના સ્વાતંત્ર્યનો ધ્વંસ લાગ્યો. શબ્દે શબ્દે પોતાની ગુલામીનું ભાન થયું. વિષયે વિષયે એકલાં રહેવાની વૃત્તિ પ્રબલ થતી ગઇ.

ઠાકોર જમીને બહાર આવ્યો અને હીરા સામું જોયું. હીરાની મુદ્રામાં ખિન્નતા, થાક. કંટાળો બધું જોયું અને તેની સહાનુભતિ જાગૃત થઇ ઉઠી. "કેમ, આજે બહુ થાકેલી છે ? કંઇ ફિકર નહીં. કામકાજ બધું પછી થશે. તું જમી લે, હું તારી પાસે બેસીશ અને પછી આપણે ફળીમાં વાતો કરશું–નહીં તો તું ફળીમાંજ જમજે,સાફસુફ કરવાનું જમના ડોશીને સોંપી દઇશું..." વગેરે વગેરે. તેની સહાનુભૂતિનાં સ્ફુરણો હીરા જમી રહી ત્યાં સુધી બહાર પડતાજ ગયાં. રતનપોળનાં ઘરની વાત પણ આવી ગઇ. ઠાકોરલાલને ખાત્રી હતી કે હીરાને રીઝવવાનો એક માત્ર ઉપાય રતનપોળનાં ઘરની વાત કરવાનોજ હતો.

હીરાને ટપાલ સાંભરી. બે પત્રો હતા તે બહાર લાવી અને ઠાકોરને આપ્યા ઠાકોરે વાંચ્યા. તેમાંનો એક તો હીરા ઉપર હતો. તે ટાઇપ કરેલો ટૂંકો પત્ર હતો.

"અમને જણાવવાને ખેદ થાય છે કે અમારાં અમદાવાદનાં કુલ વિઠ્ઠલદાસ લલ્લુભાઇ ઠક્કરે સ્વર્ગવાસ કર્યો છે અને તેમનું વંશ વારસ કોઇ નહીં હોવાથી એમની બધી મિલકતનાં એકલાં માલીક આપ થાઓ છો. મિલકતમાં ઘર ઉપરાંત વીસ હજારની આસપાસની મૂડી છે તે આપને સુપ્રત કરવાનું અમને ફરમાન થયું છે. આપનાં સદ્‌ભાગ્ય માટે અમે આપને મુબારકબાદી આપીએ છીએ અને હવે પછી અમારા લાયક જે કામકાજ હશે તે કરવા અમે હમેશાં તત્પર રહીશું."

હીરાએ પત્ર વાંચ્યો. ઠાકોરલાલ હર્ષથી ભરાઇ ગયો, "હેં ! ખરેખર ! વીસ હઝાર ? હવે આપણે રતનપોળનું ઘર લેશું. હું કાલને કાલ મ્હારી નોકરીનું રાજીનામું આપીશ. આપણે બન્ને અમદાવાદમાં રહેશું અને

આનંદ કરીશું. હવે આપણી મુશ્કેલીઓ પૂરી થઇ. હું ધારતો જ હતો કે આપણે કાયમ તો આમ ગામડાંમાં સડયા ન જ કરી શકીએ ને પેલું રતનપોળનું ઘર હાથમાંથી ગયું પછી શું કરવું..."

હીરાનો દસ વરસનો ગુસ્સો એક સામટો ભભૂકી ઉઠ્યો "તમને બીજો કાંઇ વિચાર આવે છે કે નહીં ? તમે એમ ધારો છો કે પૈસા તમને મળ્યા છે ?"

"કેમ ? તને પૈસા મળ્યા તે આપણાજ કહેવાય ને ?"

"કહેવાય કે ન કહેવાય, પણ મારા પૈસા હું તમારી મરજી પ્રમાણે ખર્ચીશ એમ કેમ ધાર્યું ? આટલાં વરસ તમે કમાયા પણ તેમાં કોઇ દિવસ પણ મારે શું જોઇએ છીએ તે પૂછ્યું નથી. હવે પૈસા આવશે તેવાજ હું તમારા હાથમાં મૂકી દઇશ એમ ધારવાનો તમે કયો હક્ક રાખ્યો છે ?"

"હક્કની વાત મને ખબર નથી. પણ આપણે..."

"આપણે ન કહેશો. આ ઘર એટલે તમે એકલા. એમજ આપણો આટલા વરસો સુધી વ્યવહાર ચાલ્યો છે. તમે મને પરણ્યા અને અત્યાર સુધી આપણે સાથે રહ્યાં. મારૂં ભરણપોષણ કર્યું હશે પણ તેને બદલે મારી પાસે કામ એટલૂંજ કરાવ્યું છે. કમાવા માંડ્યા ત્યારેથી રતનપોળના ઘર સિવાય બીજી વસ્તુ લેવાની ફરજનું ભાન તમને થયુંજ નહીં. મેં તમારી સાથે રહીને શું સુખ જોયું? તમારો દરજી, તમારો ધોબી, તમારો ભરવાડ, તમારો રસોયો, તમારો ચંપી કરનાર વાળંદ હુંજ હતી. એટલૂંજ નહીં પણ જ્યારે સલાહકારીની તમારે જરૂર પડી હશે ત્યારે તમરો સલાહકાર હું કોઇ દિવસ હતી નહીં, હવે તમને મારા સલાહકાર બનાવવાની મને જરાયે ઇચ્છા નથી. અમદાવાદમાં હું મારી કાકી જોડે રહીશ અને મારી મિલકતની વ્યવસ્થા કરવા જેટલું તો હું ભણી છું"

ઠાકોરલાલ ડઘાઇ ગયો. "તું-તું-એકલી રહીશ. ત્યારે હું શું કરીશ ? મારૂં શું થશે ?"

"હું તમારાં વૈતરાં કરી કરીને મરી ગઇ હોત તો તમારૂં શું થાત ? તેજ દશા હવે થશે."

"હજી કાંઇ તારે ફરિયાદ કરવી હોય તો કરી નાખને." બેસતે હૈયે ફિક્કુ હસીને ઠાકોરલાલ બોલ્યો.

"જરાય નહીં. જો આપણે સાથે રહેવાનાં હોત તો હું ફરિયાદ કરત. પણ છૂટાં પડતી વખતે લડીને છૂટાં પડવાની મને જરાયે ઇચ્છા નથી. મેં મારા મામાના છોકરાને ગાડું લઇને આવવા તમે ઓરડામાં ગયા ત્યારે કહેવડાવ્યું છે. તે હવે આવતો હશે, આપણી છૂટા પડવાની ક્ષણે તમારે કશું કહેવું હોય તો હું સાંભળવા તત્પર છું."

ઠાકોરલાલ મૂઢ બની ગયો હતો. બન્નેની થોડીક મિનિટો ઘર સંબંધી-કૂંચીઓ સંબંધી વાતચિત કરવામાં ગયો.

ગાડું આવતા હીરા અમદાવાદ ગઇ.

છેલ્લા થોડા વખતમાં અમદાવામાં સૌ. હીરાલક્ષ્મી ઠાકોરલાલ ઠક્કરનું નામ સમાજ સેવક તરીકે સારી પ્રતિષ્ઠા પામ્યું હતું. હીરા અને ચંપા બન્નેએ મળીને અમદાવાદમાં સ્ત્રીઓના પ્રશ્નનો ઉકેલ લાવવાને જીવન સમર્પણ કર્યા હતાં એવો સામાન્ય મત હતો.

ઠાકોરલાલને અને ગામડાંને છોડીને આવ્યા પછી હીરાને થોડા વખત સુધી તો પોતાનામાં નવો પ્રાણ સંચરતો હોય તેવું લાગ્યું. વાંચવામાં, સભાઓ કે સમિતિઓમાં જવામાં અને તેનાં નવિન મિત્રમંડળને મુલાકાતો આપવામાં તેનો સમય ચાલ્યો જતો. થોડા વખત સુધી તો જીવનની આ વિચિત્ર નવીનતાથી હીરાને નવો અવતાર સાંપડ્યો,

અને સ્થિતિની નવીનતાનું ભાન અન જોસ રહ્યાં ત્યાં સુધી હીરાનું જીવન સુખમય બની ગયું. પરંતુ તે થોડા વખત માટેજ. સ્વાતંત્ર વધ્યું તેના આનન્દની સાથેજ તેની અનુષંગી જીવનની 'એકલતા તેને ખટકવા, સાલવા અને દુઃખ દેવા લાગી હતી.

વખત જતો ગયો તેમ કરવાનાં કામો પણ ઓછાં થતાં ગયાં, અને સાથે સાથે બાકી રહેલાં કામો નવીન મટતાં ગયાં. હીરા જેટલી ફુરસદ તેનાં કોઇ સહકારીને હતી નહીં. એટલે તે વારંવાર એકલી પડવા માંડી; તેના આ એકાન્તમાં તે તેનાં ન્હાનપણનાં જીવનનાં સ્મરણથી ભરાઇ રહેતી. તે વખતે તેનું સુંદર ન્હાનું ગામ, તેનું ન્હાનું સુઘડ ઘર, સ્વચ્છ કલકલ નાદે વહી જતી નદિ, સ્હાંજ પડતાં આવતાં બરાડતી ભેંસની કોટે બાંધેલ ઘંટાનો મંજુલ રવ, એ બધું સાંભરતું. કેટલું શાન્ત જીવન, કેટલી કસરત, મનને કેટલી સ્વસ્થતા ! કેટલીકવાર તેનીયે પાછળનો ભૂતકાળ યાદ આવતા; તેનાં નવ યૌવનની પ્રભાતે દર્શનથી તેને આંજી ગયેલ ન્હાનો ઠાકોર, તેનું રમ્ય હાસ્ય, તેની હૃદયંગમ વાતો, નજર સમીપ તરતાં. પણ પછી ઠાકોર સાથે છૂટાં પડવાનો પ્રસંગ યાદ આવતાં તેનાં નયનો સજલ થઈ ગયાં. ઘણીવાર ઠાકોર શું કરતો હશે ? સુખી હશે કે નહીં ? એવા વિચારો થતા. કવચિત્ તેને આ ઠાકોરવિહોણા જીવનમાં નિરસતા લાગતી અને ફરી ઠાકોર સાથે રહેવા તલસતી.

હીરા તેને છોડી ગઇ ત્યાર પછી ઘણી વારે ઠાકોરની સ્તબ્ધતા ઉડી. હીરા સાથેનો તેનો સંસાર સુખરૂપ હતો પણ તેની હીરાને ચાહવાની ઢબ વિચિત્ર હતી. હીરાની હાજરી તેને સ્વીકૃત બનાવ હતો પણ તેનો વિયોગ તો કલ્પનાતીત હતો. છતાં તેને તે સહી લેવા વારો આવ્યો હતો. તેને હીરા વિના બધે સૂનકાર ભાસ્યો. તેણે ગામડાનું કામ છોડયું, ઘર છોડયું અને અમદાવાદ આવીને રહ્યો. સાથે હતાં ત્યાં સુધી બન્નેના જીવન પ્રવાહો જૂદા હતા. હીરાની વાતોમાં તેને રસ નહોતો; તેની વાતો હીરા સમજે એમ માનતો નહોતો. તે નિષ્ઠુર નહોતો. માત્ર તેના દૈનિક જીવનક્રમમાંથી તે પોતે ન સમજી શકે તેવાં કારણોથી તેની રસવૃત્તિ ચાલી ગઇ હતી. પણ સંયોગો બદલાતાં તેની રસવૃત્તિ. તેની બુદ્ધિ, તેની વિચારશક્તિ બધાં નવપલ્લવિત થવા લાગ્યાં અને તે પણ અમદાવાદ આવીને વસ્યો.

અમદાવાદ આવ્યા પછી લાંબા વખત સુધી ઠાકોરલાલ હીરાને મળ્યો નહી-મળી શકયો નહીં. છતાં કવચિત કોઇ સભામાં જતો ત્યારે હીરાનું એક નવીન દર્શન તેને થતું. અંધારામાં ઉગેલ અને નબળો રહેલ છોડ પ્રકાશનાં કિરણે સર્વાંગ ખીલી ઉઠે તેમ હીરાનું વ્યક્તિત્વ ખીલી રહ્યું હતું, તે હીરાને દૂરથી જોતો. પણ મળવાનો પ્રસંગ આવતો નહીં. દર્શનથી આનંદ પામી તે ઘેર જતો. હીરાના આ આકર્ષણે ઠાકોરલાલને એક કાર્ય દિશા બતાવી હતી. તે એક " સ્ત્રી સેવક " માસિકમાં ઉપતંત્રી બન્યો. અને સ્ત્રીઓની ઉન્નતિ સાધક સંસ્થાઓના કાર્યમાં રસ લેતો થયો.

એક સાંજે પ્રેમાભાઇ હોલમાંથી બહાર નીકળતાં હીરાએ તેને જોયો. તેની નજર પણ હીરા તરફજ હતી. એમાનું કોઇ આ અચાનક મિલન માટે તૈયાર નહોતું છતાં તે હીરાની પાસે ગયો, થોડીવાર સુધી કોઇને કાંઇ બોલવાનું સૂઝયું નહીં. બન્ને રસ્તા ઉપર સાથે ચાલવા માંડયાં... " અમદાવાદ માફક આવે છે ને ? " ઠાકોરલાલે છેવટ પૂછ્યું.

હીરાનો ક્ષોભ ચાલ્યો ગયો. "હાસ્તો. મને

તો અહીં અહુજ ગમી ગયું છે; પણ તમે—તમે અહીં કયાંથી ? ”

“ હું થોડા વખતથી ‘ સ્ત્રી સેવક ’ માસિકમાં જોડાયો છું અને તેટલા માટે આજનું ભાષણ સાંભળવા આવ્યો હતો. ” આ ઉત્તરે હીરાનો એક મોટો ભાર ઓછો કરી નાખ્યો. હીરાએ કુતૂહલથી સવાલ પૂછ્યો ખરો પણ ઉત્તર મળ્યા પછી વાતચિત બંધજ થશે એવી તેને બ્હીક હતી તે ખોટી પડી, “ ખરેખર ! ત્યારે તો મને કહો તમને ભાષણ કેવું લાગ્યું ? ”

ઠાકોરલાલે વિસ્તારથી ભાષણ ઉપર વિવેચન કર્યું. જેમ જેમ હીરા તેને સાંભળતી ગઇ તેમ તેમ વધારે ઓત્સુકય થતું ગયું. તેમની વાતચિત ઘણી લાંબી ચાલી. પરિણામે બન્નેનો ક્ષોભ ચાલ્યો ગયો હતો. બન્ને એક બીજાને આનંદદાયક હતાં અને તેમનું સહજીવન એક નવે સ્વરૂપે તેઓ અનુભવતાં તેથી સંતુષ્ટ હતાં. તેઓ વારંવાર મળવા લાગ્યાં અને જૂના કાળનો તેમનો સંબંધ ભૂલી નવા જીવનમાં નવા કાર્યોમાં ગુંથાઇ ગયાં.

છૂટા પડયાને એક વરસ અને ત્રણ માસ વીતી ગયા હતા. ઠાકોરલાલની સાથે રહેવાના, તેની સાથે કામ કરવાના પ્રસંગો વધતા ગયા તેમ તેમ હીરાને ઠાકોરલાલ સાથે ફરી રહેવાની ઇચ્છા પ્રબલ થતી ગઇ. ઠાકોરલાલની બુદ્ધિથી એ અંજાઇ હતી, તેની શક્તિથી તે મુગ્ધ થઇ હતી અને સ્ત્રીઓના પ્રશ્નો માટે તેની નિઃસ્વાર્થતા હીરાના માન અને આદરનું પાત્ર બની રહી હતી. ઘણી વખત તે ઇચ્છતી કે ઠાકોર તેને પાછી બોલાવે તો તે જાય. પણ તેમની વચ્ચે સમુદ્ર હતો. એક બાજુ મકાન અને પૈસા. બીજી બાજુ અતિશય કામ અને દારિદ્રય. આજ કારણથી ઠાકોર તેને સાથે રહેવાનું કદી કહે નહીં અને ઠાકોરને તેની જોડે રાખવાની દરખાસ્ત તે સ્વીકારે નહીં એવી તેને ખાતરી હતી.

હૃદયના મર્મની ઉંડી વાતોને બહાર આવવા અવકાશ આવે તેવી એક સાંજે હીરાએ ઠાકોરને પૂછ્યું:—“ પણ જ્યારે તમારે કામ ન હોય અને ફરવા જ જતાં હો ત્યારે તમારો વખત કેમ જાય છે ? ”

“ સવાલ વખત જવાનો છેજ નહીં; માત્ર વખત મળવાનો છે. હું જાણું છું કે મારે ઘણું કામ કરવાનું રહ્યું છે. પણ મારી ન્હાની ઓરડી સાફ કરવી, રાંધવું, કપડાં સાંધવાં, ધોવાં વગેરે બાબતોજ મારો એટલો વખત લઇ જાય છે કે મારું લખવાનું કામ પણ હું પૂરું કરી શકતો નથી. મને દુઃખ એટલુંજ થાય છે કે મ્હારી આવી સ્થિતિમાં આપણા કામ માટે હું જોઇતો વખત મેળવી શકતો નથી. અને...” બીજું ઘણું બોલ્યો.

પણ વાતચિતની વિગત તરફ હીરાનું ધ્યાન નહોતું. બે વિચારો તેના મગજમાં રમી રહ્યા હતા. એક તો એ કે સમાજ સેવામાં તેના પોતાના સ્વાર્પણ કરતાં ઠાકોરલાલનું સ્વાર્પણ ઘણું વધારે હતું. તેમજ એ વિષયમાં પોતાના વિચારો કરતાં ઠાકોરલાલના વિચારો વધારે ઉન્નત અને વધારે સાચા હતા. આવા પુરૂષ સાથે તે ફરી પહેલાંની માફક રહી શકે તો કામમાં રસ આવે. જીવવામાં કેવો આનંદ ઉપજે ? આ વિચાર સરણી સાથેજ એક બીજી વિચાર સરણી ચાલતી હતી. ઠાકોરલાલ સાથે રહેવાની વિટંબણાનું ભાન જે ચંપા સાથેની વાતચિત પછી વારંવાર તરત મળવાને લીધે દ્વિગુણિત થયું હતું તે જીવનની અસભ્યતા ઉપર આજે ચિરસ્મૃતિનાં થરો ગડ્યાં હતાં. માત્ર તે દિવસોમાં બોઝવેલ સુખના પ્રસંગોજ તેની દૃષ્ટિ સમિપ તરી રહ્યા હતા. આવા સુખી દિવસો મુખ્યત્વે ઠાકોરલાલના જન્મ દિવસો હતા. તે દિવસે ઠાકોરલાલ આખો દિવસ ઘેર રહે, મિત્રોને

ન્હોતરે, હીરાની જોડે સૌથી વધારે વાતો કરે. તે દિવસે હીરા ઠાકોરલાલ માટે કાંઇક સીવેલી અથવા કાંઇક ભરેલી અથવા કાંઇક ગૂથેલી ભેટ તૈયાર રાખે. ઠાકોરલાલને તે આપે અને એ પ્રમાણે તે વરસના એકજ દિવસે મળતા આનંદની સ્મૃતિ જાળવી રાખે. ઠાકોરલાલ પણ આ ભેટોને પોતાની કીંમતી વસ્તુઓ ગણીને જતનપૂર્વક સાચવી રાખતો. એ દિવસો–વરસનો એ દિન હીરા કેમ ભૂલે? તેને અચાનક યાદ આવ્યું હતું કે આવતે અઠવાડિયે ઠાકોરનો જન્મ દિવસ છે. પરણ્યા પછી માત્ર એકજ વખત તેણે ઠાકોરને ભેટ આપી નહોતી. આ વખતે તેના બદલા સાથે ભેટ આપવાના વિચારમાં તે પડી. જેમ તેમ કરી તેણે ઠાકોરલાલને વિદાય કર્યો અને પોતાના વકીલને ત્યાં ગઇ.

ઠાકોરલાલના જન્મ દિવસને દિવસે તેણે તેને જમવાનું નિમંત્રણ કર્યું.

હીરામાં થયેલ ફેરફારો ઉપર ઠાકોરલાલનું ધ્યાન નહોતું. તે તો હીરા સાથે રહેવાનો આનન્દ જેટલો મેળવી શકાય તેટલો લેવાજ માગતો હતો. જમવાને દિવસે તે વખતસર આવ્યો. જમણમાં ઠાકોરલાલને પ્રિય બધીજ વસ્તુઓ બનાવવા માટે ખાસ ધ્યાન આપવામાં આવ્યું હતું. બીજા કોઇને નિમંત્રણ નહોતું. તેઓ બેજ હતાં, આકાશમાં ધીમે ધીમે ઘાટાં થતાં જતાં ઘનઘટા અને ક્યાંક વરસતા વરસાદથી શીતલ થઇ આવતી હવા બન્નેના વિચારોને કોઇ દૂરની ભૂમિમાં લઇ જઇ અગમ્ય; અકથ્ય લાગણીઓ જગાવતાં હતા.



એક હાથમાં દસ્તાવેજના પાકીટ ઉપરની સીલ ઉખેડતી ...હીરાને જોતાં તેનાં સંશયો નાશ પામ્યા.

હીરાએ આખરે પૂછ્યું "આજે કઇ તિથિ થઇ તે ખબર છે ?"

"મને તિથિની ખબર નથી. અંગ્રેજી તારીખ વાર યાદ છે"

હીરા નિસ્તેજ થઇ ગઇ. "તારીખનું નથી પૂછતી પણ આજે શ્રાવણ શુદ ત્રીજ છે તે ધ્યાન છે ?"

ઠાકોરલાલે નિશ્વાસ નાખ્યો "મ્હારો જન્મ દિવસ ?"

"હા. પણ રહો."

તે ઉઠી 'અને ટેબલના ખાનામાંથી એક સીલબંધ પાકીટ લઇ આવી' ઠાકોરલાલને આપ્યું. ઉપર લખ્યું હતું:

"જન્મ દિવસે હીરા તરફથી સપ્રેમ ભેટ હા...ને"

ઠાકોરલાલે પાકીટ ફોડ્યું. અંદર 'રતનપોળના ઘરનો દસ્તાવેજ હતો. વાંચી લઇને ઠાકોરલાલે પાછું તે હીરાના હાથમાં મૂક્યું.

"મને કેમ પાછું આપો છો ?"

"મ્હારે હવે એ ઘરની જરૂર નથી."

"એમ કેમ ? શું રતનપોળનું ઘર પાછું મેળવવાની તમારી વરસો સુધી તીવ્ર ઇચ્છા નહોતી ? આ રહ્યું એ ઘર."

"હીરાલક્ષ્મી ! મારી ટીકા કરો છો ? જો તેમ હોય તો..."

"ના..ના. ખરુંજ કહું છું. તમારો જન્મ દિવસે ભેટ આપવાનો આપણો જુનો રિવાજ

હતો. આ વખતે તમને ગમે તેવી કઇ વસ્તુ આપવી તે મને સૂઝયું નહીં, પણ રતનપોળના ઘરની વાત મને યાદ આવી એટલે મેં એ ભેટ પસંદ કરી. "

"રતનપોળનું ઘર પાછું મેળવવા મને ઇચ્છા હતી ખરી પણ તે મારે માટે નહીં, અને હવે તો ઇચ્છાયે નથી "

"શા માટે ? એ ઇચ્છા કેમ મરી ગઇ ?" હીરાની આંખમાં મસ્તી હતી.

જરાપણ વિકંપિત થયા વિના ઠાકોરલાલે જવાબ આપ્યો "એ ઘર તો મ્હારે હીરા માટે જોઇતું હતું. એ ન હોય તો મારે ઘરની શી જરૂર ?"

"કોઇપણ રીતે મારી ભેટ તમે સ્વીકારી શકો તેમ નથી ? મને નિરાશ કરવાની બ્હીક પણ નહીં ?"

"નિરાશાની વાત તમારે એકલાંએ કહેવાની નથી. હું ઘર ક્યારે સ્વીકારી શકું તે હું બોલી ગયો. હું તમને કેમ સમજાવું ? પણ એકલા ઘરને હું શું કરૂં ? ફક્ત ઘરની મારે જરૂર જ નથી."

"છતાં મારી ભેટ તમે સ્વીકારોજ એવો મ્હારો આગ્રહ છે."

આ વાક્યનો ધ્વનિ સમજતાં ઠાકોરલાલને જરા વાર લાગી. કાંઇક સ્પષ્ટતા માટે તેણે હીરા તરફ જોયું. યુવાવસ્થા લગભગ પૂરી કર્યા છતાં કસરતને લીધે યુવાન લાગતી તેજસ્વી ગૌરવર્ણ અને આજનાં પ્રસંગ માટે સુન્દર કપડાં, અલંકારમાં ચીવટથી સજ્જ થયેલ એક, હાથમાં દસ્તાજના ખપરીટ ઉપરની ચીપ ઉખેડવાને બ્હાને અવનત મુખ અને અંતરમર્મની તોફાની અને ઘણે લાંબે વખતે જાગૃત થઇ ઉઠેલ ઉર્મિઓને પ્રયત્નથી વશ રાખવા મથતાં કંપિત થતી, હાસ્યના પ્રબલ ઉભળકાને રોકવા આભાસ કરતાં ગુલાબી થઇ જતી હીરાને જોતાં તેના સંશયો નાશ પામ્યા

અકથ્ય લાભના હર્ષથી તે સ્પષ્ટ બોલી ન શક્યો. "શું-શું-હીરા—તું—આપણે સાથે-ખરેખર—ના—"

વધારે વખત તેઓ એક બીજાથી વિખૂટાં ઉભાંયે રહી શકયાં નહીં.

ત્યાર પછી રતનપોળનાં ઘર ઉપર કેટલાયે ચોમાસાં વરસી એ દંપતીને ભીંજવી ગયાં.

---

### "ફ્યુચર પ્રોસ્પેકટસ"

એક દિવસ રસ્તા ઉપર એક એક ધોબીના ગધેડા સાથે બાજીગરના ગધેડાનો સમાગમ થયો. પરસ્પર પરિચય પ્રશ્નાદિ કર્યા પછી ઉભય પોતપોતાની નોકરી સબંધે આલોચના કરવા લાગ્યા. ધોબીના ગધેડાને નદી કિનારે લીલો ઘાસ ચરવાને મળવાથી શરીરે હષ્ટપુષ્ટ હતો. બાજીગરનો ગધેડો દુર્બલ હતો. એ જોઇ ધોબીના ગધેડાએ કહ્યું:—"ભાઇ ! જ્યારે પેટ પુરતું ખાવાનું મળતું નથી ત્યારે એવા શેઠની નોકરી કેમ કરે છે? રાજીનામું આપને ?"

બાજીગરના ગધેડાએ કહ્યું:—"ભાઈ ! નોકરી કેમ મૂકી શકતો નથી એ તું શું જાણે ? આ નોકરીમાં 'ફ્યુચર-પ્રોસ્પેકટસ (ભવિષ્યની સારી આશા) છે."

ધોબીનો ગધેડો બોલ્યો:-" શું ફ્યુચર-પ્રોસ્પેકટસ છે દોસ્ત ! કહે તો ખરો ?"

બાજીગરના ગધેડાએ કહ્યું—" મારો શેઠ ખેલ કરતી વખતે તેની છોકરીને તાર ઉપર ચઢાવવાનો ખેલ કરે છે. એ સમયે તે તેની છોકરીને કહે છે કે:-' હુંશિયાર રહેના. ગીરેગી તો એ ગધેડી સાથ તેરી સાદી કર દેંગે. "—કોઇ દિવસ તેનો પગ તાર ઉપરથી સરકી નહિ જાય ? ભવિષ્યની ઉન્નતિની આ આશામાં, ભાઇ નોકરી હું મૂકી શકતો નથી.

અંબાલાલ. ડી. શુકલ.



# ઈર્ષા.

લેખિકાઃ બ્હેન સરલા મ્હેતા.

ચિત્રકારઃ સૌ. બ્હેન કુમુદ ઠાકોર.

સુધીરા મુંબાઇના નામાંકિત ડાકટર રણધીરરાયની એકની એક પુત્રી હતી. રણધીરરાય સુધરેલા વિચારના અને સ્ત્રી કેળવણીના હિમાયતી હોવાને લીધે કુટુંબના કેટલાક વડીલોની ઇચ્છા વિરૂદ્ધ પણ તેમણે સુધીરાને જમાનાને લાયક કેળવણી આપી હતી. સુધીરા આકર્ષક દેખાવની હતી અને બાપની લાડકી હોવાથી મિત્રમંડળમાં તે માનીતી હતી.

રણધીરરાયના મકરન્દરાય નામના એક બાલમિત્ર હતા. તેઓને એક પણ દિવસ મળ્યા વિના ચાલતું ન્હોતું. મકરન્દરાય વકીલ હતા, ને મિત્રની માફકજ તેમણે પણ સારી સંપત્તિ એકઠી કરી હતી. તેમનો બીજો પુત્ર ચિત્રકલાનો શોખીન હતો. તેને ધંધો કરવાની વૃત્તિજ ન્હોતી એટલે પોતાનો મોટો ભાઇ વિલાયત જઇને બૅરિસ્ટર બની આવ્યો. તો પણ જયદેવ તો કલાનોજ પૂજક રહ્યો. તેણે ઘરમાં છેક ઉપલે માળે એક ઓરડાને કલામંદિર બનાવ્યું હતું, ને તેમાં બેઠો બેઠો ચિત્રોજ કરતો હતો. થોડાક વખતથી તો એણે ચિત્રો વેચવા માંડયાં હતાં ને નસીબયોગે તેની કલામાં સૌન્દર્ય પારખનાર નીકળી આવતા. રણધીરરાયને મકરન્દરાયના કુટુંબીજનોમાં ઘરવટ હતી એટલે જયદેવ ઘણુંખરું સુધીરાના સમાગમમાં આવતો.

એક દિવસ રણધીરરાય પુત્રી સાથે પોતાના મિત્રને ઘેર મળવા ગયા હતા, તે વખતે જયદેવ સુધીરાને પોતાનાં ચિત્રો વિષે કહેતો હતો. સુધીરાએ પૂછ્યું, "હમણાં તમે શું ચિતરો છો?" જયદેવે કહ્યું, "મુનશીની પાટણની પ્રભુતામાંથી એક પ્રસંગ લીધો છે." આ સાંભળતાંજ સુધીરાને અત્યંત રસ પડયો, કારણ કે તે મુનશીની ઐતિહાસિક નવલકથાઓ પાછળ તો ઘેલી હતી—અને તેમાં પણ ખાસ કરીને 'પાટણની પ્રભુતા' એ તો એણે કંઇ નહિ તો દસ–બાર વખત તો વાંચીજ હશે એટલે તેમાં આવતા કોઇ પણ પ્રસંગનું ચિત્ર જોવાનો તેને ઘણોજ ઉમંગ થયો. તરતજ તે અને જયદેવ ઉપલે માળે કલામંદિરમાં ગયાં. ત્યાં જતાંજ સુધીરાએ જોયું તો આખા ઓરડામાં ચારે તરફ ચિત્રો અધુરાં ને પુરાં કરેલાં પડયાં હતાં. ભીંત ઉપર જયદેવનાં કેટલાંક સારામાં સારાં ચિત્રો લટકાવેલાં હતાં. વાતાવરણમાં ટર્પેન્ટાઇન ને જાતજાતના રંગોની વાસ આવતી હતી. ચિત્રકારની સ્વાભાવિક બેદરકારીને લીધે ચિતરવાની બધી સામગ્રી ચોપાસ વેરણખેરણ પડેલી હતી. સુધીરાએ ઉમરા ઉપર ઉભાં ઉભાં આ બધું જોયું ને પછી જયદેવ તેને કેટલાંક ચિત્રો બતાવવા લાગ્યો. સુધીરાના રસિક આત્માને આ બધું ઘણુંજ રૂચિકર લાગ્યું. એક બારીની પાસે ચીતરવાની ઘોડી ઉપર જયદેવનું ઉસ્લું અધુરું ચિત્ર હતું. સુધીરાએ જોયું કે ત્રિભુવનપાલ પારણ છોડીને

જતો રહેતો હતો ત્યારે એની સાથે પુરુષવેશમાં નાસી જવા તત્પર થએલી પ્રસન્ન, મુંજાલની સલાહથી તેને પાટણમાં રહેવાની વિનંતી કરે છે તે સમયનો દેખાવ હતો. ચિત્રના ભાવ ઘણાજ સ્વાભાવિક ને સુંદર હતા ને સુધીરા તે જોઇને અત્યન્ત પ્રસન્ન થઇ.

તે દિવસ પછી સુધીરા જ્યારે મકરન્દરાયને ઘેર જાય ત્યારે ચિત્રમંદિરમાં ગયા વિના રહેજ નહિં. આમ સુધીરાને ચિત્રો ઉપર પ્રેમ ઉત્પન્ન થયો પણ બન્ને પક્ષનાં કુટુંબીઓએ આનો જુદોજ અર્થ લીધો અને જોકે કોઇ બોલતું નહિં પણ બધા મનમાં એમ સમજવા લાગ્યાં કે સુધીરા જયદેવની જીવનસખી થશે. બધાં આવું ધારે છે એમ સુધીરા પણ જાણી ગઇ અને જાણ્યે અજાણ્યે તેના મનમાં પણ એ વાત નિશ્ચિત થતી ગઇ. પોતાની કલાની ધુનમાં રહેલા જયદેવને માત્ર આ વિષે કંઇ પણ ખ્યાલ ન આવ્યો.

રણધીરરાયની એક બ્હેન ભાવનગરમાં પરણી હતી. લગ્ન પછી ત્રણ ચાર વર્ષ રહીનેજ તેનો પતિ એક બાલક પુત્રી સોંપીને સ્વર્ગવાસી થયો હતો. આ બ્હેન મરણ પામી એટલે તેની ૧૬-૧૭ વર્ષની પુત્રી માલિની તદ્દન નિરાધાર થઇ ગઇ. તેથી તે રણધીરરાયને આશરે આવી સુધીરાને તેના આગમનથી ઘણોજ આનંદ થયો કારણ કે તેને ભાઇબ્હેન હતા નહિં અને મા ગુજરી ગયા પછી પિતા શિવાય કોઇની સંગત ન્હોતી. માલિની ભાવનગરમા જુના આચાર વિચાર વાળાં કુટુંબમા ઉછરેલી એટલે મુંબાઇગરી સુધીરા કરતાં તો તરત જુદી પડે એવી હતી. તે સુધીરા કરતા સ્હેજ નીચી હતી ને જોકે વર્ણમા જરા પણ હારે તેવી ન્હોતી છતાં તેના મ્હોં પર સુધીરાના જેવી ચમક નહોતી. રહેણી કરણી ને રીતભાત તેની ઘણી જુદી હતી ને તેની ભાષામા કાઠીયાવાડી ઢબ નહીં આવતી. છતાં સુધીરાના સોબતમાં રહીને તેનું જુદાપણું લોપ થવા માંડ્યું હતું. અને તે હોશીયારીથી હરેક વિષયમાં ઉમંગભર્યો રસ લેતી થઇ. થોડાજ સમયમાં મકરન્દરાયના ઘરમાં સૌ તેની જોડે હળી ગયાં ને સુધીરાની સહચારી હતી તેથી જયદેવ તેનો પણ મિત્ર બન્યો. માલિની શહેરની રહેવાસી ન્હોતી, એટલે તે વાતાવરણમાં સહજ એવા કેટલાક દોષોમાંથી તે મુક્ત હતી ને તે માટે જયદેવ ઘણીવાર તેને વખાણતો અને તે સાંભળી સુધીરા તિરસ્કારભર્યું હસતી. તેના શાન્ત ને સ્નેહાળ સ્વભાવને લીધે રણધીરરાયની પણ માલિની માનીતી થઇ ગઇ હતી.

એક દિવસ સવારનાં તેઓ ચ્હાય પીતાં હતાં, એટલામાં મકરન્દરાયને ત્યાંથી એક નોકર ચીઠ્ઠી લાવ્યો ને સુધીરાને આપી. સુધીરાએ જયદેવના અક્ષર ઓળખ્યા પણ સરનામું માલિનીનું હતું એટલે તેને આપી. માલિનીએ તે ઉઘાડી જોઇને રણધીરરાયને કહ્યું, "મામા, જયદેવભાઇએ આ લખ્યું છે તે જુઓ." રણધીરરાયને નવાઇ લાગી કે માલિની પોતાના પર આવેલી ચિઠ્ઠી મને શું કામ વંચાવે ? તેણે ચિઠ્ઠી લીધી ને ઉઘાડતાં પુછ્યું. "એવું જયદેવે શું લખ્યું છે ?" પછી તેમણે વાચ્યું તો સુધીરાને અને માલતીને સાંજના ચ્હાય પીવાનું આમંત્રણ હતું. તેણે કહ્યું, "આ તો આમંત્રણ છે." એટલે માલિની ધીમે રહીને બોલી, "તમે રજા આપો તોજ અમારાથી જવાય ને ?" રણધીરરાયને નવાઇ એટલા માટે લાગી કે તેમણે સુધીરાને સંપૂર્ણ સ્વતંત્રતા આપી હતી. એટલે સાંજનાં ગમે ત્યાં જવું હોય તો પણ તેને કદી રજા માગવાની ટેવજ ન્હોતી. ત્યારે મકરન્દરાયને ત્યાં જવું તેમાં તે વળી રજા માગવાની વાતજ ક્યાં? તેમણે મનમા ધાર્યું કે માલિની હજી જૂની ટેવ ભૂલી નથી તેથી તેણે આવી નજીવી બાબતમાં રજા માગી. તે બોલ્યા, "માલિની ! જવાબ

## ઇર્ષા.



ચિત્રકાર : ] [ સૌ. કુમુદ ઠાકોર.

સુધીરા અને જયદેવ ઉપલે માળે કલામંદિરમા
ગયા......બારીની પાસે ચીતરવાની ઘોડી ઉપર
જયદેવનું ઊકતું અધુરૂં ચિત્ર હતું

The Luhanamitra P. Press, Baroda

## ઇર્ષા.



ચિત્રકાર : ] [ સૌ. કુમુદ ઠાકોર,

આરસની જમીન પર બેઠી બેઠી બંગડીની ખાલી
કાઢતી હતી. તેણે...કહ્યું : "...સુધીરા બ્હેન,
જરા ફાડીને વાંચોને..."

The Luhana Mitra P. Press, BARODA.

લખે છે ને ?" માલિનીએ નોકરને કહ્યું: "જયદેવભાઇને કહેજે કે અમે આવીશું."

માલિનીને મુંબાઇ આવ્યે થોડા મહિના વહી ગયા હતા. હવે તો તે એકલી બજારમાં જઇ શકતી ને સુધીરા સાથે ફરવા, ભાષણોમાં, સિનેમા, નાટક બધેજ જતી આવતી. જયદેવને માટે પક્ષપાત હતો એમ સુધીરાને લાગવા માંડ્યું હતું ને તેને મુકીને તે દિવસે જયદેવે માલિની ઉપર ચિઠ્ઠી લખી હતી ત્યારથી તેનો શક વધારે દૃઢ થયો હતો.

એક દિવસ રણધીરરાય અને બન્ને છોકરીઓ મકરન્દરાયને ત્યાં સવારનાં મળવા ગયાં હતાં. જયદેવ સુધીરા અને માલિનીને પોતાનું એક નવું ચિત્ર બતાવવા ઉપર લઇ ગયો. સુધીરાનું મન ઠેકાણે ન્હોતું એટલે તે બારીની બ્હાર સમુદ્ર તરફ જોયાં કરતી હતી. એટલે જયદેવ માલિનીને રંગની ગોઠવણી વિષે બધું સમજાવતો હતો. તે ચિત્રમાં એક ભૂલ છે એમ માલિનીએ કહ્યું તેથી તેઓ વાદવિવાદમાં ઉતરી પડયાં, ને છેવટે જયદેવે એક બીજા ચિત્રકારને પુછી ખાત્રી કરવાનું નક્કી કર્યું.

તેજ દિવસે સાંજનાં રણધીરરાયે સિનેમામાં જવાની ઇચ્છા દર્શાવી. સુધીરાના હૃદયમાં ઇર્ષાનો અગ્નિ સળગ્યો હતો એટલે તે કાંઇ ઉત્સાહમાં ન્હોતી ને ઘેરજ રહી તેથી માલિની સાથે રણધીરરાય ગયા.

સુધીરા સુવાના ઓરડામાં બેઠી બેઠી એક પુસ્તક વાંચવાનો મિથ્યા પ્રયત્ન કરતી હતી. તેનું મન તો બીજેજ કાંઇ ભમતું હતું. એટલામાં નોકર એક ચીઠ્ઠી આપી ગયો. સુધીરાએ જોયું તો માલિની ઉપર તે લખાએલી હતી ને અક્ષર જયદેવના હતા. તેને મનમાં ખાત્રી થઇ કે આ ચિઠ્ઠીના જયદેવે માલિનીને પોતાના પ્રેમ વિષે લખ્યું હશે. શું લખ્યું હશે તે જાણવાની જિજ્ઞાસા થઇ તેથી દીવાની સામે પાકીટ ધરી જોયું પણ જયદેવ કાચો માણસ ન્હોતો કે બહારથી વંચાય એવું લખે. સોઇઆથી ઉઘાડે ને વાંચીને પાછું પાકીટ બંધ કરી દે તો પણ માલિની શું જાણવાની હતી. પણ જરા વિચાર કરતાં લાગ્યું કે હું ધારૂં છું તેવુંજ લખ્યું હશે. તો પછી હું વાંચીને શું કરવાની હતી ? એટલે વાંચવાનો વિચાર માંડી વાળ્યો.

નવેક વાગે માલિની ને રણધીરરાય સિનેમામાંથી પાછાં આવ્યાં. સુધીરા જોડેજ માલિની સુતી હતી, એટલે થોડીજ વારમાં તે ઉપર આવી ને પોતાનાં આભુષણો કાઢી નાખવા મંડી પડી સુધીરાએ કહ્યું "માલિની! તારા પર જયદેવની ચિઠ્ઠી આવી છે." માલિની જમીન ઉપર બેઠી બેઠી બંગડીની ખીલી કાઢતી હતી, તેણે ઉંચું પણ જોયા વિના નરી સરળતાથી કહ્યું "અત્યારે ચિઠ્ઠી ? સુધીરા બ્હેન, જરા ફોડીને વાંચોને ! એવું તે શું કામ પડયું ?" સુધીરા શરમથી લાલચોળ થઇ ગઇ. તેણે કહ્યું, "જયદેવે ગમે તે લખ્યું હોય, મારાથી કેમ વંચાય." માલિનીએ કહ્યું, "જયદેવ તમારાથી વાંચી ના શકાય એવું લખે નહિં ને લખ્યું હોય તો એવું ખરાબ લખવા માટે શિક્ષા તરીકે તમે વાંચો." સુધીરા તો નિઃશબ્દ થઇ ગઇ. તેણે ધીરે ધીરે પાકીટ ફાડયું—પણ તેના હાથ ધ્રુજતા હતા. અંદર શું લખ્યું હશે ? તેણે વાંચીને માલિની સામું જોયું પણ તે તો બાલીશ નિર્દોષતાથી સન્જડ થઇ ગયલી બગડીની ખીલી કાઢવામાંજ રોકાયલી હતી. સુધીરાએ ગળું ખંખારીને કહ્યું, "માલિની! આમાં તો આટલુંજ લખ્યું છે કે, આજે દસવાગે મારા ચિત્ર મંદિરમાં આવશો ?" આટલું બોલીને તે હસી પડી, ને તેણે ચિઠ્ઠી માલિનીની તરફ ફેંકી. માલિનીની ખીલી

નીકળી એટલે તે ઉઠીને ઉભી થઇ ને ઘડીયાળમા જોયું તો સાડા નવ વાગી ગયા હતા. તેણે બ્હાર જવાની તૈયારી કરી. સુધીરાએ પૂછ્યું, "ખરેખર અત્યારે જાય છે?" માલિનીએ કહ્યું "જરૂરજ."

માલિની મુંબાઇના રસ્તા પર ચાલતી રાત્રે કોઇ દિવસ ગઇ ન્હોતી એટલે પ્હેલાં તો જરા ગભરાઇ. પણ જયદેવે અત્યારે શું કામ બોલાવી હશે તેનો વિચાર કરતાં તે ભય ભૂલી ગઇ. થોડીજ વારમાં તે મકરન્દરાયનાઘરપાસે આવી પહોંચી. ઉપર નજર નાખતાં ચિત્રમંદિરમાં દીવા સળગતા જોયા. જયદેવ ઘણીવાર રાત્રે ચિતરતો હતો તે એને ખબર હતી. તેણે આશા રાખી હતી કે તે એને આવકાર આપવા નીચે ઉભો હશે, પણ તે નિરાશ થઇ. દસ વાગી ગયા હતા એટલે બધાં જમી પરવારીને સુવાની તૈયારીમાં હતા. એટલે નીચે એક નોકરે બારણું ઉઘાડ્યું. તે શિવાય કોઇજ બીજું જણાયું નહિં. તે ધીમે પગલે દાદર ચઢી ગઇ ને સુભાગ્યે કોઇએ તેને જોઇ નહિં.

ચિત્રમંદિરના ઉમરા ઉપર જઇને તે ઉભી. તેને જોઇને જયદેવ ચકિત થયો. ને તરત પીંછી મુકી આગળ આવ્યો. માલિનીએ કહ્યું, "જયદેવ, તમારી ચિઠ્ઠી હું બહારથી આવી ત્યારે મને મળી. તે સુધીરા બ્હેને વાંચીને કહ્યું કે અત્યારેજ તમે મને અહિંઆ બોલાવી છે એટલે હું તો એકાએક આવી." તે બોલી રહી એટલે જયદેવ હસી પડયો. માલિનીએ જરા શરમાઇને પૂછ્યું, "અત્યારે મારૂં શું કામ પડ્યું?" જયદેવે કહ્યું, "માલિની, હું તારી પાછળ પ્રેમઘેલો થયો છું તે તને ખબર નથી? હમેશા તો તું સુધીરા સાથે હોય છે એટલે હું તને કહું શી રીતે? પણ આજે તો હું બહુજ અધીરો થઇ ગયો ને તેથી મેં તને અહિંઆં બોલાવી. પણ મને કહે, તું મારી થશે ને?" માલિની નીચું જોઇને સાંભળ્યા કરતી હતી તેણે કહ્યું, "મારે આનો જવાબ આપતાં પ્હેલાં મારી એક ભયંકર ખામી તમને જણાવવી જોઇએ. તે જાણ્યા છતાં પણ તમે મને પરણવા ઇચ્છતા હો તો હું ખુશી છું." જયદેવે આશ્ચર્યથી પુછ્યું, "એવું શું છે?" માલિની બોલી, "હું તદ્દન નિરક્ષર છું. મને લખતાં કે વાંચતાં સમુળગું આવડતુંજ નથી." જયદેવે તેની સામું મુગ્ધ બનીને જોયાજ કર્યું, પછી કહ્યું, "માલિની! હું પિતાજીને કહીને લગ્ન જલદી કરવાનું નક્કી કરીશ. તને હરકત નથી ને." માલિનીએ ડોકું હલાવ્યું. "ચાલ, હું તને ઘેર મુકવા આવું. તારાથી અંધારામાં એકલાં કાંઇ જવાય?" જયદેવે પૂછ્યું. માલિનીએ કહ્યું, "હું આવેલી એકલીજ."

× × ×

જયદેવ ને માલિનીનાં લગ્ન થઇ ગયાં હતાં. તેઓ ચિત્રમંદિરમાં હતાં. જયદેવ તેનું ચિત્ર ચિતરતો હતો. એકાએક તેણે પીંછી મૂકી દીધી ને ખુબ હસતાં કહ્યું. "માલિની, તે દિવસે મેં રાત્રે તને ચિઠ્ઠી લખેલી તેમાં શું લખ્યું હતું તે ખબર છે?" માલિનીએ પૂછ્યુ, "શું?" "તેજ દિવસે સવારે તેં મારા ચિત્રમાં ભૂલ બતાવેલી યાદ છે? ને હું કબુલ ન્હોતો કરતો. મે બીજા ચિત્રકારને પુછીને ખાત્રી કરવાનું કહેલું. મેં એક જણને પુછી જોયું તો મારી ભૂલ નીકળી ને તારી જીત થઇ. મને લાગ્યું કે ચિત્રકારના ચિત્રમાં ભૂલ તેં શોધી કહાડી એ જાણી તને આનંદ થશે. તેથી મેં તરતજ તને લખી મોકલ્યું. મને ખબર નહિં કે તમે સિનેમામાં ગયાં હશો. મે તો એટલુંજ લખ્યું હતું, "મારી ભૂલ પકડાઇ છે. તમારૂં કહેલુંજ ખરૂં હતું."

માલિની ને જયદેવ ખડખડાટ હસી પડ્યાં.

# પાષાણી.

અનુવાદક : રમણીક કીશનલાલ મ્હેતા.

**નાટકનાં પાત્રો.**

પુરૂષ વર્ગ.

| | | |
|---|---|---|
| મહર્ષિ ... | ... | ગૌતમ |
| રાજર્ષિ... | ... | જનક |
| બ્રહ્મર્ષિ... | ... | વિશ્વામિત્ર |
| મહારાજ | ... | દશરથ |
| શતાનંદ | ... | ગૌતમનો પુત્ર |
| ચિરંજીવ | ... | ગૌતમનો શિષ્ય |

ઇન્દ્ર, મદન, શ્રીરામ, લક્ષ્મણ, વસિષ્ઠ, વસન્ત, અન્ય દેવતા, તાપસ બાળકો, યોગી, પુરવાસી, પુરોહિત, નોકર, દૂત, વગેરે.

સ્ત્રી વર્ગ

| | | |
|---|---|---|
| અહલ્યાદેવી | ... | ગૌતમની સ્ત્રી |
| શચી ... | ... | ઇન્દ્રની સ્ત્રી |
| રતિ ... | ... | મદનની સ્ત્રી |
| માધુરી ... | ... | ગૌતમની શિષ્યા, અને ચિરંજીવની સ્ત્રી |

અન્ય દેવીઓ, તાપસ બાલિકાઓ, અને પુરવાસિનીઓ વગેરે.

---

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

**સ્થળ:** રાજર્ષિ જનક. **સમય:** પ્રાતઃકાળ.

વિશ્વામિત્ર—રાજર્ષિ જનક ! શું આ ત્હમારૂં બ્રાહ્મણત્વ છે ? બ્રાહ્મણજાતિ આ સંપત્તિનો આટલો બધો ગર્વ ધારે છે ? મ્હેં સહેલાઇથી, સંકેત માત્રથી તુચ્છ તપ કરીને તે પ્રાપ્ત કર્યું છે; અને તેટલીજ સહેલાઇથી ક્ષોભ વિના માર્ગના કીચ્ચડમાં માટીના ઢગલાની માફક ત્હેને ફેંકી દઇ શકું છું.

જનક—વિશ્વામિત્ર ઋષિ ! આટલો બધો અહંકાર ન કરો ! ત્હમે જે બ્રાહ્મણત્વ મેળવ્યું છે તે બ્રાહ્મણજાતિના વિનયથીજ; નહિ કે ત્હમારા ગુણથી ! સાથે સાથે એ પણ યાદ રાખજો કે ત્હમે બ્રાહ્મણત્વ પ્રાપ્ત કર્યું છે; છતાં યે ત્હમારૂં આસન બ્રાહ્મણ કરતાં બહુ નીચું છે.

વિશ્વામિત્ર—ત્હેનું કાંઇ પ્રમાણ ?

જનક—પ્રમાણ ? ઋષિવર ! એક દિવસ નદીની પેલી પાર ગૌતમના આશ્રમે પરવરો; ત્યાં ત્હમને પ્રમાણ મળશે.

વિશ્વામિત્ર—મહર્ષિ ગૌતમ ? જેની પત્નિ સર્વાંગ સુંદરી અહલ્યા છે તે ? ગૌતમ ગૃહસ્થ છે; છતાંય ત્હેનું આસન મ્હારાથી ઉંચું ? એ બનેજ નહિ.

જનક—ઘણું ઉંચું છે બન્ધુવર ! એ સત્ય ત્હમે ત્હમારી નરી આંખ જોઇ શકશો.

વિશ્વામિત્ર—શું સાચ્ચું ભાખો છો ? ઠીક છે ! હું જોઇ લઇશ !

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ:** તપોવનની અંદર વનની કુંજ. **સમય:** પ્રાતઃકાળ.

( તપસ્વી સન્તાનો જઇ રહ્યાં છે )

તાપસ સન્તાનો ગાય છેઃ—

અમે તપસ્વી સહુ વનનાં:
રહીએ નિર્મળ થઇ મનનાં:
પ્રકૃતિની આ સૃષ્ટિમાં, કરીએ પ્રેમવિહાર;
પર્વત નદી ને ઝુંપડાં, જીવનનો આધાર.
નન્દન સહુ તપોવનનાં—અમે તપસ્વી૦
કોકિલ ટહૂકે મધુરવે, કુહૂ કુહૂ રવ થાયઃ
સીંચે અમૃત કર્ણમાં, જાદૂ અનેરાં થાયઃ
સ્વરો સહુ એ સરગમનાં—અમે તપસ્વી૦
મધ્યાન્હે તરૂછાંય કે સરિતા તટ જો હોયઃ
આનંદે સહુ બેસીએ, રોકી શકે નવ કોયઃ
તુચ્છ છે સુખ સહુ નન્દનનાં—અમે તપસ્વી૦
સંધ્યાની શોભા ભલી, મધુર પ્રકૃતિ હાસ્યઃ
કલકલ ગીત નિનાદથી, ઉપજે છે ઉલ્લાસ;
પડે શ્રવણે ગાન પવનનાં—અમે તપસ્વી૦

( ચિરંજીવ પ્રવેશ કરે છે )

ચિરંજીવ—અહિં કોણ કોણ છે ?

તાપસસન્તાનો—અમે છીએ !

ચિરંજીવ—હં: ત્હમે તો ઘણા મ્હોટાં માણસો છો ! જાઓ—

( તાપસસન્તાનો જવાનું કરે છે. )

ચિરંજીવ—વારૂ: ઉભાં રહો. મ્હારે ત્હમને કંઇક પૂછવું છે. અરે ! સાંભળો ! સાંભળો !

તાપસસન્તાનો—શું ?

ચિરંજીવ—ત્હમે કહેશો હું શું કરૂં ? હું એક અટપટા સન્દેહમા પડ્યો છું.

૧ બાળક—સન્દેહ શો છે, મહાશય ?

ચિરંજીવ—સન્દેહ એ છે કે, ધબાકાથી પડે છે, કે પડવાથી ધબાકો થાય છે ?

૨ બાળક—ખરેખર ! આ તો અદ્દભુત સન્દેહની વાત છે.

૩ બાળક—આ સન્દેહનું નિવારણ ત્હમે મહર્ષિને પૂછી કેમ નથી કરતા.

ચિરંજીવ—પૂછ્યું હતું.

૩ બાળક—મહર્ષિ શું કહે છે !

ચિરંજીવ—તેઓ કાંઈ કહેતા નથી.

૨ બાળક—અને ત્હમે શું કહો છો ?

ચિરંજીવ—મ્હારી એ જ ફરિયાદ છે.

૪ બાળક—તો હવે એનો નિર્ણય કેમ થશે ?

ચિરંજીવ—એજ મ્હોટી ગરબડ છે. દર્શનશાસ્ત્રના કોઇ પણ વિષયનો નિર્ણય થઇ શકતો નથી. ત્હમે સૌ દર્શનશાસ્ત્રની વાતો સાંભળશો ?

તાપસ સન્તાનો—કહો, અમે સાંભળીએ.

( ચિરંજીવ ગાય છે )

ચિરંજીવઃ—

વાહ ! કેવી દુનિયા મઝેદાર રંગીન !
વાતો સહુ ત્હેની કેવી છે સંગીન !

દિવસ પછી રાત છે ને
રાત પછી દિન-સીન:
મેડક જળ-સ્થળે વસે ને
જળમાં રહેતાં મીન:—વાહ !૦
ગર્મીમાં છે અધિકી ગર્મી,
શર્દીમાં છે ઠંડી:
સ્ત્રી જણે છે બાળક જૂઓ,
મુર્ગી આપે ઈંડાં:—વાહ !૦
ગાય બરાડે "ઑં ઑં" ભાઇ,
"હુઆ હુઆ" કરે શિયાળ:
'કાકાં' કરે સૌ કાગડા
રહેજો સહુ હોંશિયાર:—વાહ !૦
હાથી ઉપર છે અંબાડી,
ઘોડા પર છે જીન:
ધનિકને શિર ચિંતા ડાકણ,
દીન બજાવે બીન:—વાહ !૦

૨ બાળક—વાહ ! આ તો ઘણું વિચિત્ર દર્શનશાસ્ત્ર જણાય છે !

ચિરંજીવ—કેમ ? બધી વાત બરાબર છે ને ?

સૌ—હા, બરાબર. તદ્દન સાચ્ચી !

ચિરંજીવ—મ્હેં સ્હમજી વિચારીને ત્હેની શોધ કરી છે.

૮ બાળક—એમ કે ? આ બધી આપની જ શોધ છે કે ?

( વિશ્વામિત્ર પ્રવેશ કરે છે )

વિશ્વામિત્ર—( ચિરંજીવને ) આજ મહર્ષિ ગૌતમનું તપોવન કે ?

ચિરંજીવ—( વિશ્વામિત્રને નખશિખ જોઇને ) ત્હમને શું જણાય છે ?

વિશ્વામિત્ર—મહર્ષિનો આશ્રમ આ જ કે?

ચિરંજીવ—ત્યારે શું આ તાડીની દુકાન જણાય છે ?

વિશ્વામિત્ર—સીધી રીતે જવાબ આપતાં કાંઇ બગડી જાય છે કે ?

ચિરંજીવ—અને જવાબ ન દઉં તો ત્હમને નુકશાન શું છે ?

વિશ્વામિત્ર—અત્યારે મહર્ષિ કયાં છે ?

ચિરંજીવ—કેમ ? ત્હેમની શોધખોળ કેમ કરવી પડે છે ભાઇ ? ત્હેમનું કાંઇ કામ પડયું છે કે શું ?

વિશ્વામિત્ર—હા, મ્હારે ત્હેમનું કામ છે. તેઓ આશ્રમમાં છે કે ?

ચિરંજીવ—( કટાક્ષમાં ) ના, તેઓ વાઘનો શિકાર કરવા ગયા છે !

વિશ્વામિત્ર—ઘણો બેઅદબ જણાય છે ! તું કોણ છે ?

ચિરંજીવ—હું પણ ત્હમને પૂછું છું-ત્હમે કોણ છો ?

વિશ્વામિત્ર—હું મહર્ષિ વિશ્વામિત્ર છું.

ચિરંજીવ—હું ચિરંજીવ શર્મા અર્શી છું.

વિશ્વામિત્ર—અર્શી એટલે ?

ચિરંજીવ—મ્હને અર્શરોગ થયો છે. એથી વિશેષ હજુ કાંઇ થયું નથી પરંતુ અર્શ એટલા અધિક થયા છે કે મહર્ષિ થવામા હવે વિશેષ વાર નથી.

વિશ્વામિત્ર—કેમ ? મ્હારી સાથે મશ્કરી કરે છે ?

ચિરંજીવ—ના, મશ્કરી કરવા જેટલો સંબંધ હજુ બંધાયો નથી.

વિશ્વામિત્ર—જો, મ્હને જૂએ છે ?

ચિરંજીવ—જોતો નથી તો શું કરું છું? હું ત્હમારા તરફજ જોઇ રહ્યો છું.

વિશ્વામિત્ર—શું જોઇ રહ્યો છે ?

ચિરંજીવ—બરાબર નવ કાર્તિકેયનું નવીન સંસ્કરણ ! બરાબર, મદનમોહન ! શરીર ગોળાકાર છે ! માથાની લંબાઇ કરતાં પહોળાઇ વધારે છે ! ચ્હેરાનો રંગ તો દાઢીના રંગને પણ આંટી દે છે !

વિશ્વામિત્ર—જો ! મ્હારા મનમાં ધીરે ધીરે ક્રોધનો સંચાર થાય છે.

ચિરંજીવ—પોતાના સંબંધમાં આવાં વખાણ સાંભળી ક્રોધ ન ઉપજે, તો શું પ્રેમ ઉપજે ?

વિશ્વામિત્ર—શાપ દઇ ત્હને ભસ્મ કરી દઉં ?

ચિરંજીવ—ધબ્બા મારીને ત્હમને રૂની માફક નરમ બનાવી દઉં ?

વિશ્વામિત્ર—ના, જોઉં છું. મ્હારે ત્હને ભસ્મજ કરવો પડશે. હર હર હર હર હર ! ( ટહેલવા માંડે છે. )

ચિરંજીવ—રામ રામ રામ રામ રામ ! ( બીજી બાજુ ટહેલવા માંડે છે ).

વિશ્વામિત્ર રામ રામ કેમ કરી રહ્યો છે?

ચિરંજીવ—મ્હેં સાંભળ્યું છે કે રામનું નામ લેવાથી ભૂતનો ભય ભાગી જાય છે.

વિશ્વામિત્ર–ત્યારે શું હું ભૂત ભગાડું છું?

ચિરંજીવ—ના, ત્યારે લગ્નના મન્ત્ર ભણો છો કેમ ?

વિશ્વામિત્ર—તું મ્હોટો મૂર્ખ છે । જા ! ( ગળું પકડી ધક્કો મારે છે. )

ચિરંજીવ—સારૂં. તો આવી જાઓ ! –જોઉં ! ( વિશ્વામિત્રને મારવા માંડે છે–મારે છે. )

( ગૌતમ પ્રવેશ કરે છે. )

ગૌતમ—ચિરંજીવ ! આ શું ? તું આ શું કરે છે ?

ચિરંજીવ—( માથું હલાવી ) કાંઇ નહિ. આ મહર્ષિ સાથે જરા જોર અજમાવતો હતો.

ગૌતમ—(વિશ્વામિત્રને) આપ કોણ છો ?

વિશ્વામિત્ર—હું મહર્ષિ વિશ્વામિત્ર છું.

ચિરંજીવ—સાંભળ્યું ગુરુજી ! મહર્ષિનો ચ્હેરો આવોજ હોય છે ને ? આજ કાલ જેને જૂઓ તે મહર્ષિજ છે !

વિશ્વામિત્ર—ત્હમેજ ગૌતમઋષિ કે ?

ગૌતમ—હા, આ દાસનું નામજ ગૌતમ છે.

ચિરંજીવ—હેં ! દાસનો અર્થ શો ?

ગૌતમ—ચિરંજીવ ! એમની ચરણ-રજ મસ્તકે ચઢાવ. તેઓ અત્યંત તેજસ્વી મહર્ષિ છે.

ચિરંજીવ—હાં ! બરાબર છે ! એટલા માટે તો મ્હારે ત્હેમની સાથે ઝઘડો ચાલતો હતો !

ગૌતમ—તેઓ પોતાના તેજના બળથી મહર્ષિ થયા છે. હું ત્હેમની આગળ કાંઇ વિસાતમાં નથી. ત્હેં એમની સાથે બહુ બુરું વર્તન ચલાવ્યું છે. પગે પડી ત્હેમની ક્ષમા યાચ!

ચિરંજીવ—હાં ! (વિશ્વામિત્રની પીઠ પર હાથ રાખી ત્હેને પગથી માથા સુધી જૂએ છે; અને સ્નેહભાવે બે ત્રણ વાર પીઠ ઠોકે છે.) મહારાજ ! કાંઇ ખોટું ન લગાડશો હોં ! (જાય છે.)

ગૌતમ—(વિશ્વામિત્રને) મહર્ષિજી ! એ મ્હારો શિષ્ય છે. ત્હેની બેઅદબી માફ કરજો. ત્હેની હકીકત હું પછીથી આપને જણાવીશ અત્યારે કૃપા કરી મ્હારા આશ્રમમાં પધારો ! હું જાણતો નથી કે કયા પુણ્યના બળથી આજે પ્રભાતમાંજ આપ જેવા સાધુ પુરુષનાં દર્શન થયાં !

વિશ્વામિત્ર—( સ્વગત ) આટલી બધી નમ્રતા ? (પ્રકટ) ચાલો.

( બન્ને જાય છે. )

---

## પ્રવેશ ૩ જો.

**સ્થળ:** મહર્ષિ ગૌતમનું તપોવન. **સમય:** બપોર.

( અહલ્યા એકલી છે અને ફરતી ફરતી ગાય છે. )

વિમળ આ નિદાઘપ્રાત સુંદર સજી આવ્યો.
મધુર ગીત મૃદુ સુવાસ સમધિક શોભા વિકાસ,
નિખિલ ભુવન છાઇ લીધું, મુગ્ધ મન બનાવ્યું.
વહે સ્નિગ્ધ મંદ પવન, ગૂંજી રહે કુંજભવન,
મસ્ત છે પપૈયો ગાન લલિત એ સુણાવ્યું.
કનકવરણ સૂર્યકિરણ ઝગઝગિત નીલ ગગન,
શાન્તરૂપ અતિ અનૂપ જગતમહિં દીપાવ્યું.
ગગન ચરણમાંહિ લીન, ધરણી સંતાપ હીન
કિરણ કાન્તિમગન જ્યમ રંક રતન પામ્યું.
કેની વ્યથાઓ વિરાટ, સમાયે ના હૈયે ઉચાટ.
કંપી કંપી . ઉડે હૃદય જાણે ગભરાયું.

( માધુરી પ્રવેશ કરે છે. )

અહલ્યા—આટલી બધી વ્હેલી ? ધન્ય છે ત્હારી પૂજા ! મધ્યાન્હ થયો છે, સર્વત્ર શાન્તિ છે. માધુરી, ચાલ આપણે વટવૃક્ષની છાયા હેઠળ ઠંડકમાં બેસીએ.

માધુરી—ચાલો, દેવી.

અહલ્યા—ફરીથી એજ અપ્રિય સંબોધન ! હું ગુરુપત્ની અને તું શિષ્યા—એ સત્ય; પરન્તુ તે છતાંય હું ત્હને મ્હારી પ્રિય સખી ગણું છું. આવ ! એ ઘડી આપણે એકાન્તમાં બેસીએ. હું ત્હને મ્હારા હૃદયની ગુપ્ત વાત કહીશ. મ્હારા હૃદયપાત્રમાં ટોચ સુધી ભરાયલી હોવા છતાં રુંધાઇ ગયેલી વ્યથા આજે આપોઆપ ઉભરાઇ જાય છે. આથી મ્હેં ત્હને બોલાવી છે. બેસ, અહિંઆ ! (બેસે છે) સાંભળ !

માધુરી-( બેસીને ) કહે, પ્રિય સખિ ! કહે.

અહલ્યા—કહીશ; પણ જરા વાર થોભ. પણ હું ત્હને શું કહું ? તું તો બધુંય જાણે છે.

માધુરી—ના, હું કાંઇ જાણતી નથી.



અહલ્યા—વારુ તો સાંભળ. મ્હારું લગ્ન થયે કેટલા દિવસ થયા એ ત્હને યાદ છે ?

માધુરી—પાંચેક વર્ષ થયાં હશે.

અહલ્યા—બરાબર, સખિ ! આજ વૈશાખી પૂર્ણિમા છે. એ વખતે હું દશવર્ષની બાલિકા હતી. આજ હું પન્દર વર્ષની નવયુવતી છું. એ વખતે લગ્ન એટલે શું એ હું સ્હમજતી નહોતી. એકાન્તમાં બેસી હું વિચારતી કે આ પુણ્ય પરિણયથી મ્હારું જીવન સફળ થશે. પણ હવે સ્હમજાય છે કે મ્હારો એ ભ્રમ હતો.

માધુરી—ભ્રમ ! ભ્રમ હતો ! હે સૌભાગ્યશાલિની, ત્હમારો જન્મ સફળ નથી થયો ? જેને આવા શિવ સમા ભોળા ધર્માત્મા સ્વામી છે ત્હેનો જન્મ સાર્થક નહિ ?

અહલ્યા—આંખ ઉંચી કરીને જો !—સખિ! કેવળ આ રૂપ—આ માધુરીને નિહાળ ! મ્હારા કંઠમાં ઝૂલતી આ પુષ્પમાળા તરફ દૃષ્ટિ કર. એ આ વક્ષઃસ્થળના સ્પર્શથી લજ્જાવશ થઇ કરમાઇ ગઇ નથી ? આ કમળનાળ

સમી મુગ્ધાઓની તુલના કેવળ કલ્પવૃક્ષલતાની સાથે થવી જોઇએ એ બરાબર નથી? આ ભગવાં વસ્ત્ર કેટલા આગ્રહથી મ્હને ઘેરી રાખે છે!

માધુરી—હું નિહાળું છું–બધુંય જોઉં છું

અહલ્યા—તું જ કહે–આ રૂપ, આ યૌવન, આ જીવન વ્યર્થ નથી કે? આ જગત મ્હારે કાજે નીરસ અને સ્વાદવિહોણું નથી? કવચિત્ કવચિત્ મ્હને એમ થાય છે કે કૌમારાવસ્થામાં હું અત્યાર કરતાં અધિક સુખી હતી. હું એકલીજ મ્હારી સંગિની–સહચરી હતી. જાતે જ હાર ગૂંથી હું પહેરતી; જાતે જ ગીત ગાતી, અને આનન્દમાં મગ્ન થતી. પર્વત શિખરો પર, મયદાનોમાં, સોહામણી કુંજોમાં, ઝરણાંની સમીપમાં ઘૂમતી હતી–ટગલે ટગલા ફૂલ ચૂંટતી ફરતી હતી. સરોવરનાં સ્વચ્છ નિર્મળ નીરમાં હું મ્હારી દેવમૂર્ત્તિ નિહાળતી હતી, વસન્ત મ્હોરતા, કુહૂ શબ્દ કાને પડતાં શરીર રોમાંચિત થતું નહિ. પ્રફુલ્લ ચિત્તે ચંપાની કિશોર કળીઓ ચૂંટતી; અને મ્હારી આંગળીઓના સ્પર્શથી એ કલિકાઓ વિવર્ણ થઇ જતી-કરમાઇ જતી, પ્રચંડ ગ્રીષ્મના મધ્યાન્હે વનની વૃક્ષઘટાની છાયામાં હું ઘૂમતી; અને સુખપૂર્વક વનફળ તોડીને ખાતી. પિતાજી મ્હને એમ કહીને ઠપકો આપતા, 'ઘરમાં આટલો મધુરસ ભરી રાખ્યો છે: અને તું ફળ બગાડવા ક્યાં જાય છે?' વર્ષાની શીતથી સ્નિગ્ધ બનેલો વાયુ મ્હારા કૃષ્ણ કેશકલાપના ગુચ્છોને ઉડાવતો. ભોળી-ભાળી હું આંખો ફેરવી તીરછી નજરે એ દૃશ્ય નિહાળતી. આસમાની આકાશના શ્યામવર્ણ મેઘમંડળનું પછી હું દર્શન કરતી. બાલ્ય જીવનનો એ મધુર સમય કેવો મધુર હતો! (દીર્ઘ શ્વાસ લે છે.)

માધુરી—સખિ! તું આ શું વિચારી રહી છે! મહર્ષિ ગૌતમની પત્ની તું મહા ભાગ્યશાળી છે. ગૌતમ-ધર્મધ્યાનમાં, જ્ઞાન-વિજ્ઞાનમાં, વિદ્યાભ્યાસંગમાં તથા શુદ્ધવિભવમાં અન્ય કરતાં અધિક ઉચ્ચ સ્થાને છે.

અહલ્યા—માધુરી! હું એમ નથી કહેતી કે તેઓ જ્ઞાની નથી, શાસ્ત્રવિશારદ નથી અથવા તો ધાર્મિક નથી. પણ સખિ! સ્ત્રી હૃદય ત્હેમને અનુસરી શકતું નથી! જવા દે! હવે આ વૃથા વિલાપની જરૂર નથી. તું કાંઇ નહિ સમજી શકે. (એક દીર્ઘ નિશ્વાસ નાંખીને) હું નથી સમજી શકતી કે આજે મારૂં હૃદય આટલું દીન અને ચંચળ કેમ બની ગયું છે–આજે મ્હેં ત્હને મ્હારા હૃદયની મર્મવ્યથા કહી સંભળાવવા શીદને બોલાવી? રહેવા દે–જો માધુરી, આ જૂઇનો હાર સુકાઇ ગયો છે. એક નવો હાર ગૂંથી લાવ. આ જમણા હાથના ગજરા શિથિલ થઇ ગયા છે. જરા કસીને બાંધી દે.

માધુરી—આવો, જરા પાસે આવો! દેવિ! પણ આટલો બધો સાજશણગાર શા માટે કરો છો? પ્રિય સખિ! ત્હમે શણગાર વિનાજ સહુને આકર્ષી શકો છો એ શું ત્હમે જાણતાં નથી? કયો મૂઢ મનુષ્ય પદ્મ પત્રમાં પીંછીથી રંગ પૂરશે? વિજળીના પ્રકાશને દીપકની રોશની દાખવવાનું કયો બુદ્ધિમાન પસંદ કરશે–યોગ્ય ધારશે? હસ્તકંકણ માટે આયનાની આવશ્યકતા કોણ વિચારશે?

અહલ્યા—(ગાઢ નિશ્વાસ નાંખી) હાય! પ્રિય સખિ!

(શાંતાનંદ પ્રવેશ કરે છે.)

શાતાનંદ—મા! મા!

અહલ્યા—કેમ બેટા?

શાતાનંદ—મ્હોટાભાઇએ મ્હને માર્યો. માસી, મ્હોટાભાઇ મ્હને રોજ શા માટે માર્યા કરે છે?

માધુરી—ત્હારા મ્હોટાભાઇ ઘણા દુષ્ટ માણસ છે. તું એમની પાસે ન જઇશ.

અહલ્યા—મ્હને લાગે છે કે મ્હેં કાંઇ અડપલું કર્યું છે.

## પાષાંણી.



[ચિત્રકાર:] અહલ્યા અને માધુરી. [શ્રીયુત ધુરંધર.

પાષાણી.



ચિત્રકાર: ] વિશ્વામિત્ર—ચિરંજીવ ! એ ઘણી શરમની વાત છે ! [ શ્રીયુત ગદાણી.

શતાનંદ—ના, મ્હેં કહ્યું. 'મ્હોટાભાઇ મીઠાઇ ખાશે ?' બસ પછી તો ફડાક દેતો એક તમાચો લગાવી દીધો.

અહલ્યા—( હસીને ) તું બહુ જુઠું બોલતાં શીખ્યો છે.

માધુરી–કયાં માર્યો ? આવ હું પંપાળું.

શતાનંદ—અહિં માર્યો–અહિં માર્યો–અહિં માર્યો. આ જગાએ માર્યો. ( આમ કહી જૂદે જૂદે ઠેકાણે બતાવે છે )

માધુરી—આવ ભાઇ ! પંપાળું ( હાથ ફેરવે છે. )

( ગાય છે. )

નિજ અંતર આનંદ માનીને
હસી કુદી વખત વીતાવે;
ચિન્તા સઘળી દૂર કરીને
શિશુ વિનોદ ભાવ બતલાવે.
હાસ્ય મુખે છે કંદકલિકા,
અશ્રુ મોતી સમ લાગે,
સજળ નયન જોઇ આલિંગન
વૃત્તિ ઉરમાં જાગે.
પ્રભુ દેવનું મોંઘેરૂં એ
દાન કોઇ જો પામે,
ધન્ય જીવન તેહનું સંસારે
દુઃખડાં ત્હેનાં વામે.

શતાનંદ—મા ! પિતાજી કયહાં છે ?

અહલ્યા—હું નથી જાણતી. મ્હને કાંઇ ખબર નથી. માધુરી ! તેઓ ક્યાં છે એ તું જાણે છે ?

માધુરી—તેઓ મહર્ષિ વિશ્વામિત્રને તપોવનનું દર્શન કરાવવાને લઇ ગયા છે.

શતાનંદ—એ વિશ્વામિત્ર કોણ છે મા !

અહલ્યા—તે પણ ત્હારા પિતાના જેવા એક ઋષિ છે.

શતાનંદ—પણ ત્હેમના શરીર ઉપર એટલાં બધાં રૂવાટાં કેમ હશે ?

અહલ્યા—હું જાણતી નથી, જા !

( શતાનંદ જાય છે )

અહલ્યા—માધુરી, કયા પાપોની પ્રબળતાના પરિણામે ત્હને આવો પશુ જેવો સ્વામી મળ્યો છે એ હું સમજી શકતી નથી.

માધુરી—હું ત્હમારા પગે પડું છું. ત્હમે ત્હેમની નિન્દા ન કરશો. હું ત્હેમને ચ્હાઉં છું.

અહલ્યા—સખિ ! બાલીશ ના. તું એને ચ્હાય છે ? કયા ગુણને લીધે ચ્હાય છે ? માધુરી સ્વેચ્છાપૂર્વક ત્હેની સ્વામી તરીકે ત્હેં શા માટે પસંદગી કરી એ હું વિચારી શકતી નથી.

માધુરી—બ્હેન ! મહર્ષિની આજ્ઞાથી એમ બન્યું છે–મ્હારી ઇચ્છાથી નહિ. નિષ્કામ સાધના સાધવાને વિવાહધર્મની સૃષ્ટિ રચાઇ છે. મહર્ષિએ કહ્યું, ' લગ્ન વિલાસ નથી; પ્રેમ વિષય લાલસા નથી. પતિ અને પત્ની બજારમાં વેચાતી ચીજ નથી કે ખરીદી શકાય. લગ્ન એક કર્તવ્ય છે: પ્રેમ એક નિષ્કામ સાધના છે. '

અહલ્યા—જૂઠું ! સાવ જૂઠું ! હાય ! કેવી વિડમ્બના—પ્રેમ સાધનાની વસ્તુ છે ? આજ્ઞા ત્હેને નિયમિત કરી શકે છે ? એને શું કૂવાના જળની માફક ખોદીને કાઢી શકાય છે ? નહિ. માધુરી, પ્રેમ જ્વાળામુખીના જ્વલંત રસની માફક પર્વત તોડી પોતાની મેળેજ પ્રકટે છે–અંદર ઉભરાઇ આવે છે ! ( દીર્ઘ નિશ્વાસ નાંખી ) ચાલ, હવે આશ્રમ તરફ જઇએ.

( બન્ને જાય છે. )

---

## પ્રવેશ ૪ થો

**સ્થળ:** ગૌતમના આશ્રમનો બહારનો ભાગ. **સમય:** બપોરે

( વિશ્વામિત્ર અને ચિરંજીવ બેઠા છે. )

વિશ્વામિત્ર—ત્હારી વાત અતિ વિચિત્ર છે.

ચિરંજીવ—ઘણી જ વિચિત્ર છે ! મ્હેં વિચાર્યું ' મહર્ષિ ગૌતમ રાજા જનકના મહેલેથી આવે છે; જરૂર ત્હેમના હાથમાં કાંઇ માલ છે. ' જ્યારે મહર્ષિએ પોતાના શરીર ઉપરથી રેશમી દુપટ્ટો તથા રાજર્ષિ જનક તરફથી ઉપહાર મળેલું સુવર્ણ કમંડલુ-બન્ને ચીજો-જરાયે સંકોચ વિના હસતાં હસતાં પૃથ્વી પર પડેલા મ્હારા જેવા શત્રુને સોંપી દીધી, ત્યારે હું આશ્ચર્યચકિત અને વિસ્મય બની ગયો !

વિશ્વામિત્ર—કોના પ્રહારથી તું ભોંયભેગો થયો હતો ?

ચિરંજીવ—રાજાના સિપાઇએ મ્હને માર્યો હતો. તે મહર્ષિની પાછળ પાછળ છૂપી રીતે આવતો હતો. ત્હેના આગમનથી ઋષિ પણ અજ્ઞાત હતા; અને મ્હેં પણ તે તરફ પ્રથમ લક્ષ્ય આપ્યું ન હતું. બળપૂર્વક મ્હેં ઋષિનું ગળું પકડયું કે તરતજ એ સિપાઇએ મ્હારા માથામાં જોરથી લાઠીનો પ્રહાર કર્યો; અને હું જમીનદોસ્ત થયો. ઘોડાની પીઠ ઉપર જેમ સ્વાર ચઢી બેસે, તેમ મ્હારી છાતી ઉપર તે ચઢી બેઠો. મહર્ષિએ મ્હારા પર દયા લાવી સિપાઇને કહ્યું; " સિપાઇ ! છોડી દે. ચોરને જવા દે. " સિપાઇએ મ્હને મૂકી દીધો; અને ચાલ્યો ગયો. ઋષિએ તુરતજ રેશમી દુપટ્ટો અને સુવર્ણ કમંડલુ મ્હારા હાથમાં આપ્યાં અને કહ્યું, " ભાઇ ! મ્હારી પાસે બીજું કાંઇ નથી; જો હોત તો ત્હને આપી દેત. સોનું ચાંદી દુર્લભ છે—પરન્તુ સુખ અત્યંત સુલભ અને સહજ છે. એવું સુખ તું પસંદ કરતો હોય તો હું ઘણું આપી શકીશ. ભાઇ ! કોઇ કોઇ વાર મ્હારા આશ્રમમા આવતો રહેજે. " વિશ્વામિત્રજી ! એ કૃપાવિગળિત અપાર કરુણાપૂર્ણ પ્રેમાર્દ્ર કાંડની હૃદયવિદારક ભાષાએ મ્હારા હૃદય પર એવી પ્રબળ અસર કરી કે તે દિવસથી હું મહર્ષિનો શિષ્ય બની ગયો. ઋષિએ મ્હને એવો જડ બનાવી દીધો કે તેજ દિવસથી આ તપોવનમાં દંડીથી અકડાઇ ગયેલા નાગની માફક નિર્જીવ-નિર્વિષ બની હું પડી રહ્યો છું. ત્હોપણ કોઇ કોઇ વાર હું અસ્વસ્થ બનું છું ત્યારે પહેલાંની પાપવૃત્તિ હૃદયમાં પુનઃ જાગૃત થાય છે; અને એકાન્તમાં ગુપ્ત રીતે મહર્ષિનું ગળું દબાવી ત્હેમને યમપૂરીના અતિથિ બનાવી દેવાની ઇચ્છા થાય છે. જો કે તેથી મ્હને લાભ જરાયે નથી; કારણ ગૌતમ ચિરદરિદ્ર છે. ત્હેની પાસે ફુટી બદામ પણ નથી.

વિશ્વામિત્ર—અને પેલી યુવતી કોણ છે ? ત્હેનું નામ શું ?

ચિરંજીવ—ત્હેનું નામ માધુરી છે. ઋષિવર ! ત્હેનું શું વર્ણન કરૂં ?—બહુ વિચિત્ર છે. સાંભળશો ?

વિશ્વામિત્ર—કહે.

ચિરંજીવ—એ મિથિલાપુરીની સર્વશ્રેષ્ઠ વેશ્યા હતી. એક દિવસ એ માયાવિનીએ કોણ જાણે કઇ કુક્ષણે મહર્ષિ ગૌતમને માર્ગમાં રોકયા, અને ત્હેનાં સૌન્દર્યછટા, મધુરકંઠ, ઉજ્જવળ હાસ્ય, સુગંધિત શ્વાસ વગેરેથી ત્હેમને ચળાવવા પ્રયત્ન કર્યા: પણ ત્હેની સર્વ ચેષ્ટા વ્યર્થ થઇ. ઉલટું ઋષિના જ ચારિત્રના ચકકરમાં ફસાઇને માધુરીએ વેશ્યાવૃત્તિનો ત્યાગ કર્યો સુસજ્જિત પ્રાસાદ, અમૂલ્ય અલંકારો અને હજારો પ્રેમિકોને ત્યાગી દઇ તે ઘડી-ક્ષણથી જ ઋષિની શિષ્યા

ખની ગઇ. એક દિવસ માધુરીએ મ્હને-નીચ, ભયાનક, બીભત્સ આકારવાળા લુંટારાને-કોણ જાણે શુંયે સ્હમજીને ત્હેનો પતિ બનાવ્યો-મ્હારી સાથે ત્હેણે લગ્ન કર્યું. મહર્ષિજી! તે દિવસે મ્હેં ચોવિસે કલાક હસ્યાં જ કર્યું હતું. મ્હેં કહ્યું, 'જોડી તો સારી જામી! ચોરની સ્ત્રી વેશ્યા!' મહાશય! તે દિવસથી માધુરી મ્હારી પત્ની છે; અને હું ત્હેનો પતિ છું.

વિશ્વામિત્ર—ગૌતમના લગ્ન પહેલાંની આ ઘટના છે કે?

ચિરંજીવ – ઘણી જૂની. ઋષિવર! પણે જૂઓ. ગૌતમજી પોતાનાં પત્ની સાથે આ તરફ આવે છે.

વિશ્વામિત્ર—હા.

(ગૌતમ અને અહલ્યા પ્રવેશ કરે છે)

ગૌતમ—મહર્ષિ! ચરણસેવા કરવાને આવ્યો છું-આજ્ઞા આપો.

વિશ્વામિત્ર—ગૌતમ! મ્હારે હવે કાંઇ નથી જોઇતું. ત્હારો આ આશ્રમ અતિ શાન્ત પવિત્ર અને સુંદર છે! કિન્તુ સર્વથા નિર્જન છે. બન્ધુવર! ત્હને હંમેશાં અહિં ઠીક લાગે છે!

ગૌતમ—હા. આ નિર્જન આશ્રમ જન્મથીજ મ્હને પ્રિય છે. મ્હારૂં જીવન એમાં ઓતપ્રોત છે. મહર્ષિ! ત્હમે નથી જાણતા કે ત્હેનું દરેક વૃક્ષ, દરેક માર્ગ, તથા દરેક શિલાખંડમાં કેટલીયે ભૂતકાળની ઘટનાઓ આલેખાયલી છે.

વિશ્વામિત્ર—ત્હમને સુંદર નગર, મહેલ, રથ, હાથી, ઘોડા, બજાર ઇત્યાદિ ગમતાં નથી!

ગૌતમ—નહિ મિત્ર. ત્હેનાં કરતાં આ હર્યાં ભર્યાં ખેતરો, મયદાન મનોહર વન, નિર્મળ ઝરણો અને પક્ષીઓ બહુ ગમે છે.

વિશ્વામિત્ર—(અહલ્યાને) દેવિ! ત્હમને પણ આ વનવાસજ પ્રિય છે!

અહલ્યા—સ્વામીની ઇચ્છા એજ સ્ત્રીની સંમતિ છે.

વિશ્વામિત્ર--સત્ય છે! પણ હું તો કોઈ કોઇવાર આશ્રમમાંથી બ્હાર જઇ મહેલમાં રહેવું પસંદ કરૂં છું. વિચિત્રતા વિનાનું જીવન સાવ નિરસ લાગે છે.

ગૌતમ--પ્રભો! ત્હમારામાં સકળ કાર્યો અને વાતો અસાધ્યની સાધના છે. કોઇવાર ત્હમે ઘણા દિવસો સુધી તપ કર્યા કરો છો, તો કોઇવાર જનસમાજમાં જઇ એ તપના બળવડે પારકાંનું હિત અને ઉપકાર કરતા ફરો છો. હું આત્મપર છું. સદાસર્વદા પોતાના સુખની ચિન્તામાં જ મગ્ન રહું છું. કેટલું કહું બન્ધુવર! ધન્ય છે ત્હમને; અને ત્હમારા તપના મહિમાને!

ચિરંજીવ—બેશક ધન્ય છે! કોણ જાણતું હતું કે આટલાં બધાં રૂંવાટાથી ઢંકાયેલા આ કાળા ચામડાની નીચે આટલા મ્હોટા ઋષિ છુપાઇ રહ્યા હશે!

વિશ્વામિત્ર—(ગૌતમને) તું બહુ ગરીબ છે?

ગૌતમ—હા, છેકજ ગરીબ છું.

વિશ્વામિત્ર—તું રાજા દશરથને ઓળખે છે?

ગૌતમ—ના, પણ ત્હેમનું નામ સાંભળ્યું છે.

વિશ્વામિત્ર—ત્હેના રાજ્યમહેલમાં હંમેશાં મ્હારો અવરજવર છે. તું મ્હારી સાથે અયોધ્યા ચાલ.

ગૌતમ- શા સારૂ?

વિશ્વામિત્ર—ત્યાંથી ત્હને ઢગલે ઢગલા રત્ન અપાવીશ.

ગૌતમ—રત્ન! રત્ન લઇ હું શું કરીશ?

વિશ્વામિત્ર--તું તદન ભોળો અને અણસમજુ છે. ધનરત્નથી સારાં સારાં સ્વાદિષ્ટ પક્વાન્ન, વિવિધ પ્રકારની મિઠાઇ, અણમૂલાં ઘરેણાં, રમણીય બાગબગીચા, મહેલ, સુન્દર વારાંગના વગેરે અપરંપારામની વસ્તુઓ ખરીદી શકાય છે.

ગૌતમ—મ્હારે તે ન જોઇએ. નિર્જનમાં સામાન્ય પરિશ્રમથી મળેલાં વનનાં ફળ, ફૂલ–કંદમૂળ ખાવાથી શરીર પુષ્ટ થાય છે. વલ્કલ, મૃગચર્મ વગેરે જે કાંઇ મળે છે તે પહેરૂં છું. મ્હારી અહલ્યા અનુપમા સુકુમારી પતિવ્રતા પત્ની છે. જીવનમાં મ્હને કોઇ જાતની કમીના નથી. હું ધન–રત્ન લઇ શું કરૂં ?

વિશ્વામિત્ર—( સ્વગત ) આ બ્રાહ્મણ આટલો બધો નિર્લોભી છે કે પછી અતુલ રૂપલાવણ્યમયી સુન્દરીએ પોતાનો પતિ બનાવ્યો છે એથી એ બાહ્ય સંપત્તિપ્રતિ આટલો બધો ઉદાસીન છે ? સત્ય છે. જેના ઘરમાં આવી સ્વરૂપિણી સાધ્વી સ્ત્રી છે ત્હેને કોઇ વાતની કમીના શાની હોય ?

ચિરંજીવ—જૂઓ ! પ્રભુ–પત્ની તરફ આ ઋષિ કેવું તાકીને જોઇ રહ્યા છે ? હમણાંજ ગુરુપત્નીને હોઇયા કરી જશે એમ લાગે છે. મ્હોં એટલું પહોળું કર્યું છે કે જાણે મોતિચૂરના લાડુની માફક અહલ્યાને ઉઠાવી પેટમાંજ પધરાવી દેશે !

વિશ્વામિત્ર—( અહલ્યાને ) દેવિ ! તમે તમારા આ સુન્દર શરીરને સુવર્ણાલંકાર, મણિમોતી આદિથી શણગારવા ઇચ્છતાં નથી? હિરાજડિત સુવર્ણકંકણ પહેરવાનું મન નથી થતું ? માથે રત્નની કલગી લગાવવાની ઇચ્છા નથી થતી ? પગમાં ઘુઘરીવાળા ચાંદીના વિછુઆં, કરમાં મણિજડિત રત્નકંકણ અને કંઠમાં મોતીના હાર પહેરવાનું મન નથી થતું ?

ચિરંજીવ—ક્ષમા કરો, ઋષિવર ! બસ, બંધ કરો ! શા કારણે પતિ પત્ની વચ્ચે કલહનું બીજ રોપી રહ્યા છો ? પરપત્ની સમક્ષ અપ્રાપ્ય અણમૂલ રત્નો અને આભુષણોનું આ વિસ્તૃત સૂચિપત્ર રજૂ કરી આપ શું કરવા માગો છો ?

ગૌતમ—ચાલો, જઇએ બન્ધુવર ! આશ્રમની અંદર પધારો ! ઘણો સખત તાપ પડે છે; ગરમ ધુળ ઉડવા લાગી છે.

વિશ્વામિત્ર—હા, મહર્ષિ ! ચાલો. ( અહલ્યાને ) ચાલો દેવિ ! ( સ્વગત ) આ પત્નીનો વિયોગ ગૌતમ સહી શકે છે કે નહિ ત્હેની પરીક્ષા કરવી જોઇએ.

( ગૌતમ, અહલ્યા અને વિશ્વામિત્ર જાય છે. )

ચિરંજીવ—( પાછળ જતાં જતાં ) હં ! ભાઇ ચિરંજીવ ! તું પણ વગર બોલાવ્યે ચાલ ! આ કાળા ચામડાની નીચે આટલા મ્હોટા ઋષિ છે ?—એ પણ અજાયબીની વાત છે !!

( જાય છે. )

---

## પ્રવેશ ૫ મો.

સ્થળઃ તપોવનનો એક ભાગ. સમયઃ બપોર.

( બે તાપસ બાળક ઉભાં છે )

૧ તા. બા—મ્હેં સાંભળ્યું છે કે વિશ્વામિત્ર ઋષિ અત્યંત તેજસ્વી છે.

૨ તા. બા –કેવી રીતે ?

૧ તા. બા—પહેલાં તેઓ ક્ષત્રિય રાજા હતા. તપોબળથી ત્હેમણે બ્રહ્મર્ષિપદ પ્રાપ્ત કર્યું છે.

૨ તા. બા—રહેવા દો એમનું બ્રહ્મર્ષિ પદ ! એમને જોઇને મ્હારા મનમાં તો જરાયે ભક્તિભાવ ઉત્પન્ન થતો નથી.

૧ તા. બા—આપણા મનમાં ભલે ત્હેમના પ્રતિ પૂજ્ય ભક્તિભાવ ન હોય પરંતુ મહર્ષિજી તો ત્હેમના ગુણ ઉપર મુગ્ધ થઇ ગયા છે ! સાંભળ્યું છે કે વિશ્વામિત્રના તપોબળની હકીકત સાંભળીને મહર્ષિ પણ દૂર આવેલા કોઇ સ્થળે તપ કરવા જવાના છે.

૨ તા. બા—આ શું ખરી વાત છે ?

(અન્ય એક તાપસ બાળક પ્રવેશ કરે છે)

૩ તા. બા—અલ્યા ! ચિરંજીવ તો બહુ મઝા કરી રહ્યો છે !

૨ તા. બા—શી ? કહે તો ખરો ?

૩ તા. બા—કોણ જાણે એણે શું પે પીધું છે કે અટંસટં બકયા કરે છે. ! જો એ આ તરફજ આવે છે.

( ચિરંજીવ આવે છે. )

ચિરંજીવ—વાહ વાહ ! વિશ્વામિત્ર ઋષિના પેટમાં આટલા બધા ગુણ ભર્યા છે ! વાહ ભાઇ ! કેટલો સરસ સોમરસ બનાવ્યો છે ! અમારા મહર્ષિ તો વજ્રમૂર્ખ છે !

૧ તા. બા—આ શું બકે છે. ચિરંજીવ ?

ચિરંજીવ—અરે ભાઇ ! વજ્રમૂર્ખ નહિ તો બીજું શું ? વિશ્વામિત્રે પોતાના હાથે આવો દિવ્ય સોમરસ બનાવીને આપ્યો. તો પણ હેમણે એજ પીધો. જો સોમરસ ન પીએ તો પછી મહર્ષિ થવાની શી જરૂર હતી ? અરે એ છોકરાઓ ! સાંભળો ! હવે તો હું એ વિશ્વામિત્રનો શિષ્ય થઇશ.

૨ તા. બા—શું સાચ્ચું કહે છે ?

ચિરંજીવ—હા, હા, થઇશ ! પણ ખરી વાત એ છે કે વિશ્વામિત્ર ઋષિ દર્શનશાસ્ત્ર જાણતા નથી; અને દર્શનશાસ્ત્ર ઉપર મ્હારો અધિક પ્રેમ છે.

૩ તા. બા—બરાબર છે !

ચિરંજીવ અરે છોકરાઓ ! હમારે દર્શનશાસ્ત્રની વાત સાંભળવી છે ?

૩ તા. બા—હા, કહો જોઇએ. બધાંય સાંભળીશું.

ચિરંજીવ ગાય છેઃ—

ભૂચર, ખેચર, જલચર, કિન્નર,
દેવ દૈત્ય ગંધર્વ નિશાચર;
ઇન્દ્ર ચન્દ્ર પાવક સચરાચર,
બ્રહ્મા સુરપતિ વિષ્ણુ મહેશ્વર.
પન્નગ ઉરગ તુરંગ ભુજગ જગ
વિહગ કુરંગ પતંગ વાયુચર;
ભૂત પ્રેત માતંગ યક્ષ કુલ,
બ્રહ્મ દૈત્ય રાક્ષસ પિશાચનર.
જે છે જ્યહાં કાનથી તાણે,
સુણો ગાન આ મહા ભયંકર;
કિન્તુ અરથ એનો કો જાણે ?
હશે શો ? જાણે ઇશ્વર.
ચરખા સમ ઘુમે સકળ જગ,
મળે પ્રમાણ પિયે મદ સત્વર;
વિચાર શા હેને કારણ સહુ ?
ચેત ન પામે ક્ષણ ભર.

(એક અન્ય તાપસ બાળક પ્રવેશ કરે છે.)

૪ તા. બા—આ શું ચિરંજીવ શર્મા ? આ શું કરી રહ્યા છો ?

૧ તા. બા—ચિરંજીવ શર્મા અત્યારે જરા લ્હેરમાં આવ્યા છે !

૨ તા. બા—નહિ તો એમના હાથ-પગ મ્હોં હાલતાં અત્યારે હમે ક્યાંથી જોઇ શકત ?

૩ તા. બા—અને એમણે ગીત કેવું સરસ ગાયું !

ચિરંજીવ—હમે બહુ મસ્તી અને શોરબકોર કરો છો. આમ જુઓ ?

૩ તા. બા—શું ?

ચિરંજીવ—જૂઓ, હું સશરીરે સ્વર્ગમાં સંચરું છું. વિશ્વામિત્ર ઋષિએ કહ્યું કે, ' આ સોમરસ પીવાથી લોકો સશરીરે સ્વર્ગ સંચાર કરે છે.—થોડો લઇશ કે ભાઇ, ચિરંજીવ ? ' મ્હેં કહ્યું, ' ક્યાં, બનાવો ? પણ વિશ્વામિત્રજી ! હું અને હમે જો સ્વર્ગ જઇએ તો તો સશરીરે જવું સારું નહિ. માર્ગમાં આ શરીર બદલવું ઠીક પડશે. સશરીરે ન જવામાં લાભને બદલે નુકશાન શું છે ? આ વ્હેરો લઇ સ્વર્ગે જવામાં સુગમતા પડે એવું કાંઇ લાગતું નથી. ' આટલું કહી

થોડા સોમરસનું પાન કર્યું. પીતાંજ, બસ; શું કહું ભાઇ ? ચપટી પૃથ્વી મરઘીના ઇંડા જેવી જણાવા લાગી; આકાશે અટ્ટહાસ્ય કરવા માંડયું; પાતાળપુરી પરી-અપ્સરા બની નાચવા લાગી-અને હું સશરીરે આસમાની સ્વર્ગમાં વિહંગોની માફક ઉડી જવા લાગ્યો.

૨ તા. બા—જી ! ત્યારે તો કહેવું જોઇએ કે મામલો સંગીન થઇ ગયો છે.

ચિરંજીવ—સંગીન નહિ ભાઇ ! રંગીન કહો ! બલિહારી છે સોમરસની ! ત્હમે જૂઓ છો કે નહિ ?

૩ તા. બા—શું જોઇએ ?

ચિરંજીવ—(મદ્યપાત્ર બતાવીને) કેવો રંગ છે ! કેટલો સાફ છે !-કેટલો સુગંધદાર અને લહેજતદાર છે ! વાહવાહ ! ત્હમે થોડા થોડા પીશો કે ?

૧ તા. બા.—જી, નહિ !

ચિરંજીવ—મૂર્ખાઓ ! જરા ચાખી તો જૂઓ ! આમાં કડવો, મીઠો, તીખો, ખાટો વગેરે બધાંય રસનું પદાર્થ વિજ્ઞાનની દૃષ્ટિથી થયેલું અદ્‌ભુત સંમિલન છે !

૨ તા બા—ના, ભાઇ ! ના ! અમારેતુ એ ન જોઇએ.

ચિરંજીવ—જો ત્હમે બધાં પીઓ તો ઘણું સરસ કામ કરી શકો.

૩. તા. બા—નહિ.

૪ તા. બા—આ બાકીનો પણ ત્હમેજ પી જાઓ ! અમે જોઇએ તો ખરા કેવી મઝા આવે છે !

ચિરંજીવ—હં, પાજી ! ત્હમે બધાં હસીને મારી મશ્કરી કરો છો !

( તાપસ બાળકો હસે છે. )

ચિરંજીવ—છોકરાઓ !-ત્હમે હસો છો શા માટે ? ( ગાય છે. )

ઢોંગી જાણે શું મુજને ?
મ્હારી સાથે બદમાશી:
નિરખી ઢંગ નિરાળા મ્હારા
મનમાં હસતા શું પાજી ?
પરવા નહિ કોઇની મુને
સ્વેચ્છાયે હું ફરતો:
હરખાતાં સહુ જોઇ મ્હને
જે ચાલ વિરંગી કરતો.
દિવાનો માન્યો મુજને
શું ? અટ્ટસટ્ટ બકતો:
જાણી બુઝી બોલું, નહિ
હું લેકચર આપી શકતો.

( ગાતાં ગાતાં ઉગ્રભાવ ધારણ કરે છે )

૧ તા બા—મારી નાખશે—

૨ તા બા—ખાઇ જશે—

૩ તા બા—હાસો રે ! ન્હાસો.

૪ તા બા—અરે ! બાપરે—

ચિરંજીવ—ત્હમને બદમાશોને નરકમાં મોકલીશ ( ફરીથી ગાય છે. )

( બધા તપાસ બાળકો નાસી જાય છે. )

( માધુરી પ્રવેશ કરે છે. )

માધુરી—પ્રભુ ! આ શું કરો છો ?

ચિરંજીવ—( હતાશ ભાવે ) જાઃ— નશો ઉતરી ગયો ! સશરીરે સ્વર્ગે જવાની વાત તો એમ ને એમજ રહી ગઇ. તું અત્યારે કેમ આવી ?

માધુરી—ત્હમે શરાબ પીધો છે કે ?

ચિરંજીવ—શરાબ ? શરાબ પીએ એનું ખાનું ખરાબ ! અરે ગાંડી ! આ તો સોમરસ છે સોમરસ. સ્વયં વિશ્વામિત્ર ઋષિના હાથે તૈયાર થયેલો !

માધુરી—ખુદ વિશ્વકર્માના હાથથી તૈયાર થયેલો હોય તો પણ તે શરાબ જ છે.

ચિરંજીવ—બહુ સારૂ. તો પછી શરાબ-શરાબ પછી કાંઇ !

માધુરી—પ્રભુ ! શરાબ પીવો સારો નથી. મહર્ષિ ગૌતમ તે પીતા નથી.

ચિરંજીવ—મહર્ષિ ગૌતમ તો તદન ઢોંગી ધુતારા મૂર્ખમતિ છે. અત્યારે જો હું

ત્હેમને અહિં જોઉં તો એ હાથ ત્હેમના પર જમાવ્યા વગર ન રહું ! પણ એ અહિં નથી તો ત્હેમને બદલે લે ત્હારીજ પૂજા કરી લઉં ! ( મારે છે. )

માધુરી—નાહ, નાથ ! બસ કરો, હું ત્હમારે પગે પડું છું.

( વિશ્વામિત્ર પ્રવેશ કરે છે )

વિશ્વામિત્ર—ચિરંજીવ ! આ ઘણી શર્મની વાત છે !

ચિરંજીવ—શી શર્મની વાત છે ?

વિશ્વામિત્ર—ત્હારી સ્ત્રીને મારે છે કે ?

ચિરંજીવ—પોતાની સ્ત્રીને ન મારું તો શું પારકી સ્ત્રીને મારું ?

વિશ્વામિત્ર—તું સ્ત્રી ઉપર હાથ ઉઠાવે છે ? છટ્ ! છટ્ ! !

ચિરંજીવ—મહર્ષિજી ! આ સ્ત્રી નથી. સ્ત્રીના લેબાસમાં છૂપાયેલો મર્દ છે મર્દ !

વિશ્વામિત્ર—કેમ ? એણે ત્હારો શો અપરાધ કર્યો છે ?

ચિરંજીવ—એનું ત્હમારે શું કામ છે ? ધણીધણીઆણીના વિષયમાં માથું મારવાની ત્હમને શી જરૂર છે ? જૂઓ, વિશ્વામિત્ર ઋષિ ! ત્હમે ભલે બ્રહ્મર્ષિ કે દેવર્ષિ હો; પણ આવી રીતે દાળભાતમાં મૂસળચંદ ( કોલસા ) બનીને **પતિપત્નીની વચ્ચે પડી ત્હેમના ઉચિત દાંપત્યકલહમાં વિઘ્ન નાખશો તો આ જૂઓ છો—**

( એક વૃક્ષની ડાળી લઇ ફેરવે છે; અને સાથે સાથે ઘુરકે છે )

( ગૌતમ પ્રવેશ કરે છે. )

ગૌતમ—આ બધું શું છે ચિરંજીવ ?

ચિરંજીવ—હેં-હેં એ તો—

વિશ્વામિત્ર—ચિરંજીવ સોમરસ પીને જરા રંગે ચઢ્યો છે.

ચિરંજીવ-હા, એજ—એ સોમરસ વિશ્વામિત્ર ઋષિના હાથે તૈયાર થયેલો હતો.

ગૌતમ—માધુરી, તું રડે છે !

વિશ્વામિત્ર—ચિરંજીવે એને બહુ મારી છે.

ચિરંજીવ—હા, મારી છે ! એમાં દોષ કોનો છે ? ત્હમેજ મ્હને સોમરસ પાયો છે. હું તો સાફ ના કહેતો હતો, પરન્તુ ત્હમે તો, ‘ ચિરંજીવ પીશે, ચિરંજીવ પીશે.” કહીને મ્હારી પાછળ પડયાં. હું કયાં સુધી મ્હારા જીવને કાબુમાં રાખી શકું ? [ કામીજન આગળ નગ્ન સ્વરૂપે વેશ્યા નાચે ત્હેનું કેવું પરિણામ આવે ? ] આખરે આ શરીર તો રકતમાંસપુંજ બનેલું છે !

વિશ્વામિત્ર—હું પરીક્ષા કરતો હતો કે ત્હારામાં માનસિક બળ કેટલું છે ?

ચિરંજીવ—એ જાણ્યા વગર ત્હમને ઉંઘ આવતી નહોતી કે ?

ગૌતમ—ચિરંજીવ ! પ્રતિજ્ઞા લે કે હવે તું કદાપિ મદિરા નહિ પીયે.

ચિરંજીવ—હં. સ્વયં વિશ્વામિત્ર જ્યારે પીયે છે.

ગૌતમ—મહર્ષિ વિશ્વામિત્રને જે શોભે છે તે ત્હને શોભી શકે નહિ. કોલસા અગ્નિના શરીરને કલુષિત કરતા નથી; પણ પાણી એથી મલિન થાય છે. પ્રતિજ્ઞા લે કે હવે તું ફરીથી તેમ નહિ કરે.

ચિરંજીવ—હં ! વારૂ-એ-એજ.

( જાય છે. )

ગૌતમ—માધુરી ! હું પરદેશ જાઉં છું. તું ત્હારી ગુરુપત્નીની સંભાળ રાખજે !

માધુરી—હું પ્રાણાન્તે પણ ત્હેમની સેવા કરીશ. આપ પાછા કયારે પધારશો ?

ગૌતમ—એનું કાંઇ નકકી નથી. કદાચ એકાદ વર્ષ પછી આવું ખરો. હું હવે ત્હારી ગુરૂપત્નીની વિદાય લેવા જાઉં છું. ( વિશ્વામિત્રને ) બન્ધુવર ! તૈયાર થાઓ. હું સત્વર આવું છું.

( બધાં જાય છે. )

### પ્રવેશ ૬ ઠ્ઠો.

**સ્થળ:** તપોવનનો એક ભાગ. **સમય:** પ્રાતઃકાળ.

અહલ્યા એકલી – ( ગાય છે. )

વિના અંધાર ના હીરો, ચમક પૂરી બતાવે છે:
હિમાલય પર નહિં કુદરત, ફુલો રંગીન બનાવે છે.
વિના ઉસ્તાદ ના વીણા મધુર દિલને રીઝાવે છે:
મલયાનિલ વિના કોકિલ ન મીઠો સ્વર સુણાવે છે.
નિરાશા, ભય, વિરહ, વિઘ્નો, ન પ્રેમીને ડગાવે છે.
ઘૃણા–અવહેલના કેવળ પ્રીતિનો અંત લાવે છે.

( ગૌતમ પ્રવેશ કરે છે. )

ગૌતમ - અહલ્યા !

અહલ્યા—( ચમકીને ) કોણ–આ શું ? પ્રભુ ! આ વેશમાં ? અહિં ?

ગૌતમ—દેવિ ! હું ત્હમારી પાસે વિદાય લેવા આવ્યો છું.

અહલ્યા—વિદાય લેવા ? હું–સ્હમજી ગઇ ! ઠીક છે. કયાં જાઓ છો ?

ગૌતમ—ઘણે દૂર–પરદેશમાં.

અહલ્યા—શા માટે ?

ગૌતમ—પ્રિયે ! ત્યાં તપસ્યા આદરીશ.

અહલ્યા—તપસ્યા ? કોની–કેવી ? શું ઘર આગળે બેસીને તપસ્યા નથી થઈ શકતી ?

ગૌતમ—ગૃહસ્થાશ્રમમાં હજારો બન્ધનો છે; મોહ–માયા અને નિત્ય સંસારની અનેક ચિન્તાઓ જીવાત્માની આસપાસ ઘેરાયેલી રહે છે. આથી પ્રિયે, એકાન્ત નિર્જન સ્થાનમાં એકલા–જ્યાં મનુષ્ય શબ્દ સંભળાતો નથી ત્યાં જઇને તપસ્યા કરીશ.

અહલ્યા—જાઓ !

ગૌતમ—દેવિ ! પ્રસન્નવદને વિદાય આપો ?

અહલ્યા—એ તો કહો કે મ્હને કોની પાસે છોડીને જાઓ છો ?

ગૌતમ—સતી સ્ત્રીઓ પતિનું સ્મરણ કરી એકલી રહી શકે છે.

અહલ્યા–પ્રભુ ! કેવળ ધ્યાન ધરવાથી આકાંક્ષા નથી મટતી. હાય ! સરોવરનું ચિત્ર પટ નિહાળવાથી જ કાંઇ તૃષા છીપે છે ! હાય ! મમતાહીન પુરૂષ જાતિ ! કઠિન પુરૂષ ! નિત્ય વિયોગમાં, મિલનમાં, અમે ત્હમને યાદ કરીએ. અને ત્હમે ફાવે ત્યારે આવો. જાઓ ! સ્વાધીન તરંગની માફક સહન શીલતાના ચોક્કસ કિનારા પર ટક્કર મારતા આવતા જતા રહેશો. પાસે કેમ આવો છો ? રમણીના રૂપનુંજ ધ્યાન ધરી દૂરજ કેમ નથી રહી શકતા ? જ્યારે શરીર જીર્ણ થઇ જાય છે, વૃદ્ધાવસ્થાની અન્તિમ દશા આવે છે ત્યારે પણ શા માટે પલ્લવિત વૃક્ષની ડાળ ઉપરથી ખીલતી ફૂલની કળીને ચૂંટી લો છો ? દૂરથી ન્હેને નાચતી, હસતી. માતાનું દૂધ–રસ પીને વધતી જોઇનેજ ત્હમે કેમ સુખી થતા નથી ! ત્હમે ઘણા સ્વાર્થી છો ?

ગૌતમ—અહલ્યા ! હું બ્રાહ્મણ છું. હું શું સદા સર્વદા પ્રેયસીનો પાલવ પકડીનેજ બેસી રહું ? મ્હારા કર્તવ્યને વિસરી જાઉં !

અહલ્યા–( ઉઠીને ) અગર જો ત્હમારે રહેવું નહોતું તો પછી લગ્નજ શા માટે કર્યું ? ત્હમારા આ શિથિલ શીર્ણ બુઢાપાની સાથે મ્હારી જુવાનીને કેમ જકડી લીધી ? આ મુખ તરફ નજર કરો. આ ઉગતી જુવાની ખીલતું સ્વરૂપ–અતૃપ્ત આકાંક્ષા, આ ઉમંગભર્યું દિલ નિહાળો છો ? શા માટે નવી

સુકોમલ પલ્લવિત પુષ્પલતાને આ નિરસ સુક્કાં વાંસ સાથે બાંધી હતી. ( રડે છે )

( ચિરંજીવ પ્રવેશ કરે છે )

ચિરંજીવ—( સ્વગત ) હું ધારતો હતો એવોજ ગંભીર મામલો જણાય છે. હું જાણતો હતો કે મ્હોટાં મ્હોટાં રૂવાંવાળાં રીંછ જેવા દિસતા, ઋષિ અવશ્ય કાંઇક આફત લાવશે ! ( પ્રકટ ) મહર્ષિજી ! બહાર કુટીના દ્વાર નજીક વિશ્વામીત્ર રૂપી તૈયાર થઇ ત્હમારી રાહ જોઇ ઉભા છે.

ગૌતમ—પ્રિયતમે ! હું જાઉં છું.

અહલ્યા—પ્રભુ ! ત્હમે જાઓ અગર રહો;-અહલ્યાને મન એ બધું સરખું જ છે. ત્હમારા હૃદયમાં સ્નેહ નથી; અધરમાં સુધા નથી. તપસ્યાના શુષ્ક કર્તવ્યને માટેજ ત્હમારૂં જીવન છે. મ્હારૂં જીવન સંયોગ ઇચ્છે છે. ત્હમારા જીવનનું વ્રત પુણ્યનો સંચય છે; મ્હારા જીવનનું કાર્ય પુણ્યનો વ્યય છે. બન્નેની ગતિ જૂદે જૂદે માર્ગે અનુસરનારી છે. આ જીવનમાં આપણે બન્ને પુનઃ કદાપિ મળી શકીશું નહિ–એક બનશું નહિ. જાઓ; ત્હમારા જવાથી મ્હારા જીવનનો સ્વાભાવિક ગંભીર વિચ્છેદ કાંઇ વધશે નહિ.

ગૌતમ—(સ્વગત) સત્ય છે, પ્રિયે ! એ વિચ્છેદ મટી શકતો નથી. (જાય છે.)

અહલ્યા—આટલું રૂપ-આ ખીલતી જુવાની એ સઘળું વૃથા થયું ? અહલ્યા ! તું મૂઢ ગૌતમને રોકી રાખી શકી નહિ ! ધિક્કાર છે ! તેઓ દૃઢ ચિત્તે-ઉતાવળે પગલે ચાલ્યા ગયા ? શુષ્ક ઉંડી અનુકંપાથી મ્હારા તરફ જોતા ચાલ્યા ગયા ? હાય ! રમણી ! તું આ નિષ્ફળ દુર્બળ રૂપનું ઘમંડ ન રાખ ! ( જાય છે. ,

---

## પ્રવેશ ૭ મો.

સ્થળઃ નન્દનભવન — સમયઃ પ્રાતઃકાળ.

( અનુચરો સહિત ઇન્દ્ર બેઠા છે. )

અપ્સરાઓ નાચતી નાચતી ગાય છે.

અમારાં ઉંચાં ઉંચા સ્થાન,
અમે બસ સ્વર્ગ મહીં રહીએ,
નૃત્યે નૃત્યે છે તાન, અમારાં ઉંચાં ઉંચા સ્થાનઃ
ઇચ્છિત સ્થળ સંચરીએ.
જ્યોતિ હાસ્ય પ્રકાશ એ સકળ અમારાં રૂપઃ
કુસુમગંધ વાયુ મહીં, સમજો અમ તદ્રુપઃ
થાતાં વિધવિધ સન્માનઃ
અમારાં ઉંચાં ઉંચાં સ્થાન.
અમે બસ સ્વર્ગ મહીં રહીએ.
અરૂણ કિરણ કે નિશ ગગન સ્વર્ગ મૃત્યુ ત્રિલોકઃ
છાયા સમ વિચરી રહી, પ્રકાશતી આ લોકઃ
અમારાં દેવો ગાયે ગાનઃ
અમારાં ઉંચાં ઉંચાં સ્થાન.
અમે બસ સ્વર્ગ મહીં રહીએ.

બંસી સૂર નિનાદ કે, કોકિલના ટહૂકાર:
વસન્તવાયુમાં વસી, ભર્યા જળસ્થળમહીં વિહાર:
જોઇ ભૂલે સહુ ભાન:
અમારાં ઉંચાં ઉંચાં સ્થાન:
અમે બસ સ્વર્ગ મહીં રહીએ.

ઇન્દ્ર—અય ! છોકરા !

ચન્દ્ર—દેવરાજ !

ઇન્દ્ર—બીજો એક અમૃત કટોરો ભરી આપ!

( ચન્દ્ર એક બીજું પૂર્ણ પાત્ર આપે છે. )

ઇન્દ્ર—પવન !

પવન—દેવેન્દ્ર !

ઇન્દ્ર—તું તો સ્વર્ગલોક, મનુષ્યલોક અને પાતાળ લોક-સર્વ સ્થળે સંચરે છે. ખરૂં કે ?

પવન—જી, હા.

ઇન્દ્ર—હું ત્હને એક વાત પૂછું. જવાબ આપી શકીશ ?

પવન—આપી શકું તેમ હોઇશ તો જરૂર આપીશ મહારાજ !

ઇન્દ્ર—વાર, કહે જોઇએ-સ્વર્ગ સમું રાજ્ય, ઇન્દ્ર સમો રાજા, પ્રાચી સમી સ્ત્રી, સુધા સમો મદ ત્હેં અન્ય કો સ્થળે ભાળ્યાં છે ?

પવન—ના, મહારાજ !

ઇન્દ્ર—ત્હેં તો ઝટ લઇને જવાબ આપી દીધો, જી, નહિ ' મ્હેં ત્હને શું પૂછ્યું તે બરાબર સાંભળ્યું છે કે ?

પવન—ત્હારે શું સાંભળ્યા વગરજ અદ્ધર જવાબ આપ્યો છે ?

ઇન્દ્ર—ત્હેં બરાબર સાંભળ્યું છે તો કહે, મ્હેં તને શું પૂછ્યું હતું ?

પવન—( સ્વગત ) આ તો ફસાયા; મુશ્કેલીમાં આવી પડયો. ( પ્રકટ ) એ-એ સ્વર્ગ સમી નારી, સુધા સમો રાજા. ઇન્દ્ર સમું રાજ્ય અને શચી સમો મદ.

ઇન્દ્ર—જા, દૂર જા. ત્હારી સ્મરણ શક્તિ બહુ તેજ જણાતી નથી.

પવન—મહારાજ ! એ તો મ્હારામાં જરાય નથી.

ઇન્દ્ર—ના, ત્હારી માત્રા જરા વધી ગઇ છે; હવે વધારે ન લઇશ. ( ત્હેના હાથમાંથી સુધાનું પાત્ર લઇ લે છે ) વરૂણ !

વરૂણ—વજ્રપાણિ !

ઇન્દ્ર—ત્હમે મ્હારા પ્રશ્નનો ઉત્તર આપી શકો છો ?

વરૂણ—ના, પ્રભુ !

ઇન્દ્ર—ત્હેં પૂરો પ્રશ્ન પણ સાંભળ્યો નથી, અને પહેલેથી જ કહી દીધું કે કાંઇ જાણતો નથી. અગ્નિદેવ !

અગ્નિ—દેવરાજ !

ઇન્દ્ર—હું એક પ્રશ્ન પૂછું ?

અગ્નિ—મ્હને ન પૂછો તો હું મ્હારા પર આપે અનહદ કૃપા કરી માનીશ.

ઇન્દ્ર—સૂર્ય !

સૂર્ય—હું હજૂ જાગૃત થયો નથી દેવરાજ !

ઇન્દ્ર—બરાબર છે. હજૂ તો રાત્રિનો અમલ છે. ચન્દ્ર !

ચન્દ્ર—લ્યો, મહારાજ ! ( સુધાનું પાત્ર આગળ ધરે છે. )

ઇન્દ્ર—છોકરા ! તું બહુ હોશિયાર છે. પવન ! અર્થ સમજતો નથી ! ઉર્વશી, મેનકા, રંભા એ બધાં તો જૂનાં થઇ ગયાં છે.

પવન—બરાબર છે, મહારાજ !

ઇન્દ્ર—જેના સહવાસથી જીવનમાં જરાક પણ વિચિત્રતા આવે એવી કોઇ આપ મતલબી સ્ત્રીનું નામ તું સૂચવી શકીશ.

પવન—હા મહારાજ ! પરન્તુ-એ સૌ ગૃહસ્થના ઘરની સ્ત્રીઓ છે.

ઇન્દ્ર—ભલેને ગમે ત્હાંની હોય ! પરન્તુ તે સુન્દરી હોવી જોઇએ.

પવન—સ્વર્ગને ત્યજીને મર્ત્યલોકમાં ઉતરવાની આપની મરજી હોય તો હું એક એવી સ્ત્રી દાખવું કે જેની તુલના ત્રિભુવનમાં પણ થઇ શકે નહિ.

ઇન્દ્ર—પણ–એ કોણ છે ?

પવન—મિથિલામાં મહર્ષિ ગૌતમની સ્ત્રી અહલ્યા દેવી.

વરૂણ—બહુ કપરૂં સ્થાન છે. ત્યાં ફાવી શકાશે નહિ.

ઇન્દ્ર—(માથું હલાવી સંદિગ્ધ ભાવથી) હં:

પવન—પણ એક સુગમતા છે.

ઇન્દ્ર—શી ?

પવન—મહર્ષિ મિથિલામાં નથી.

ઇન્દ્ર—હાં, ત્યારે તો બસ ફતેહ છે ! અરે ! કોઇ મદનને તો બોલાવી લાવો !

પવન—તું ન જાય કે ?

પવન—જેવી આજ્ઞા ! (જાય છે.)

ઇન્દ્ર—ચન્દ્ર ! ભાઇ ! આ પ્રસ્તાવ ખૂરો નથી. કેમ અગ્નિ દેવ !–કોઇ અપ્સરાઓને જલ્દી બોલાવી લાવો !

વરૂણ—મહારાજ ! હું બોલાવી લાવું છું. ( જાયછે )

ઇન્દ્ર—અગ્નિ !

અગ્નિ—જી, મહારાજ !

ઇન્દ્ર—તું તો બહુ ગંભીર બનીને બેઠો છે ને !

અગ્નિ—હા, એ તો મ્હને એવી આદત પડી ગઇ છે.

ઇન્દ્ર—સાચ્ચું-લ્યો, આ મદન આવ્યો !

( મદન પ્રવેશ કરે છે. )

મદન—પ્રણામ, દેવરાજ !

ઇન્દ્ર—તું આવ્યો ! જીવતો રહે !

મદન—જીવતું રહેવું તો મને બહુ ગમે છે, પરન્તુ દેવરાજ ત્હેવો અવસર નથી આપતા.

ઇન્દ્ર—કેમ ?

મદન—એજ તો ! દિવસ ને રાત લોકોના સર્વનાશને માટે હું ફરતો રહું છું.

ઇન્દ્ર—સર્વ નાશ કેવો ?

મદન—એજ. અમુકની સ્ત્રીને પકડી લાવ, અમુકનું સતીત્વ નષ્ટ કર; એવું એવુંજ તો ?

ઇન્દ્ર—પણ એ તો રમત વાત છે. વિધવા બાલિકાનો સર્વનાશ કરવો; દ્વિચારિણીને વેશ્યા બનાવવી; અસહાય રમણી સાથે વ્યભિચાર કરાવવો. એ બધું તો હુંયે કરી શકું છું.

મદન—તો બીજું શું કરવાનું કહો છો ?

ઇન્દ્ર—સાચ્ચી-સતી સ્ત્રીનો તું સર્વનાશ કરી શકે છે ?

મદન—ના, મહારાજ. એ કાર્યમાં તો આપનુંજ કામ છે.

ઇન્દ્ર—હવે મશ્કરી કરવી રહેવા દે. આ કામ કરવાને મ્હેં ત્હને અહિં બોલાવ્યો છે.

મદન—એ તો મ્હેં પ્રથમથીજ જાણ્યું હતું. વારૂ; પહેલાં એ તો કહો કે એ ભાગ્યવતી કોણ છે ?

ઇન્દ્ર—( ધીમેથી કાનમાં ) મહર્ષિ ગૌતમની સ્ત્રી અહલ્યા !

મદન—મહા વિકટ કાર્ય છે–મહા કઠિન સ્થાન છે.

ઇન્દ્ર—નહિ તો શું મ્હેં ત્હને ફળાહાર કરવાને ન્હોતર્યો છે ?–પણ એક સારો લાગ છે.

મદન—શો ?

ઇન્દ્ર—મહર્ષિ અત્યારે આશ્રમમાં નથી:

મદન—ત્યારે તો હું ભસ્મ થયા વગર કાર્ય સિદ્ધ કરી શકીશ; એમ મ્હને લાગે છે. પરન્તુ-પરન્તુ, એક વાત યાદ રાખજો.

ઇન્દ્ર—કઇ ?

મદન—સાંભળો—( ગાય છે )

રડે છે એક દિન અંતે
જે જન પડે પ્રેમને ફંદે;
પાછળ પસ્તાયે પૂરા
સ્હમજી લે જે તું બંદે !–રહે છે૦

પ્રથમ હાસ્ય વિનોદે રે'તાં.
વિતે જિંદગી ખાસીઃ
ગંભીર ભાવે પહેલાં ખેલે,
અંતે ગળામાં ફાંસીઃ-રડે છે૦
પહેલાં મળે આરામ પૂરો.
અંતે હૃદયમાં જ્વાલાઃ
પહેલા ન્હાતાં પ્રેમસરોવરઃ
અંતે ઝેરના પ્યાલાઃ-રડે છે૦

ઇન્દ્ર–પછીથી તો થવાનું હશે તે થશે. અત્યારનું કામ અત્યારે કર!

મદન—આજ્ઞા મહારાજ

ઇન્દ્ર—ચન્દ્ર!

ચન્દ્ર—સુરરાજ!

ઇન્દ્ર—એક બીજો અમૃત કટોરો ભરીને આપ!

( અપ્સરાઓ પ્રવેશ કરે છે )

ઇન્દ્ર—આવી ગઇ અપ્સરાઓ? વાહ, કોઇ અચ્છી ચીજ સંભળાવો, બસ એક અચ્છી ચીજ ઉડાવો કે દિલ ખુશ ખુશ થઇ જાય-ઉમંગ વધે, ઉત્સાહ વધે, કોઇ સોહિણી ચાલવા દો!

( અપ્સરાઓ નાચતી ગાય છે )

ગઝલ–સોહિણી.

સીંચો, અમૃત સીંચો કિશોરી ચન્દ્રવદની સુન્દરી!
છે જો તૃષા આકુલ અધીર ત્હેને છીપાવો, રસભરી.
હર એક નસમાં ગર્મ ખૂન ઉમંગથી ફરતું રહે;
સીંચો હવે મદિરા, બનાવો મસ્ત મુજને, સુન્દરી!
ચમરી ઝૂલાવો ત્યમ સુગંધિત શુભ વસંતી વાયુથી;
સુખ શાન્તિ આપો દિલને સુરપુરની ઓ સુન્દરી!
બાજે મૃદંગ સિતાર મુરલી લલિત સારંગી બજે;
ગાઓ મધુર સ્વરથી, દિશાઓ ગૂંજી ઉઠે કિન્નરી!
નાચો નિરાળા હાવ ભાવ દિખાવથી, અનુરાગથી;
મન્મથ પીડે ઝાઝું અને એ બાણ મારે હરઘડી.



**સમાજ શિક્ષકઃ બોટાદકર સ્મારક અંકઃ** શિક્ષક વર્ગના લાભાર્થે આ માસિક આજ ત્રણ વર્ષ થયા નવસારીથી પ્રકટ થાય છે. "રાસતરંગિણી"ના વિખ્યાત લેખક સ્વ. કવિ બોટાદકર પણ શિક્ષક હતા, એટલે તેમને સ્મરણાંજલિ અર્પવાના સ્તુત્ય હેતુથી આ માસિકના ઉત્સાહી તંત્રીએ મે-જુનનો સંયુક્ત અંક 'સ્મારક અંક' તરીકે પ્રકટ કર્યો છે. કવિને પોતાના ગણીને શિક્ષક સમાજે આ પ્હેલ કરી છે અને બીજા સાક્ષરોને માટે અનુકરણીય માર્ગ દાખવ્યો છે કવિના અવસાનને એક વર્ષ વીતી ગયું છતાં તેમને યોગ્ય સ્મરણાંજલિ અર્પવા કોઇએ હજુ સુધી પ્રયત્ન કર્યો નથી એ ગુજરાતી સાહિત્યરસિકો માટે ખરેખર લજ્જાસ્પદ ગણાય. પ્રસ્તુત અંકમાં કવિના જીવન અને કવન વિષે અનેકવિધ ઉપયોગી માહિતી મળી શકે છે. ભાઇ દાણીએ લખેલો કવિનો જીવનવૃતાંત અને કવિના પોતાના પત્રો આ અંકના મુખ્ય આકર્ષણ છે. ઉપરાંત તંત્રીએ ખાસ ખર્ચ કરી એક પત્ર કવિના પોતાના હસ્તાક્ષરમાં છાપ્યો છે. કવિની પ્રતિભાના પ્રમાણમાં આ અંક જોકે નાનો ગણાય છતાં તંત્રીએ જે ઉત્સાહભરી પ્હેલ કરી છે અને શ્રમ વેઠ્યો છે તે માટે તેમને અભિનંદન ઘટે છે.



# ઉમા

લેખક:
શ્રીયુત ચન્દ્રવદન ચીમનલાલ મ્હેતા.

ઉમાએ મૂંગી જન્મવાનું પાપ કર્યું હતું, એટલે સમાજમાં એની કંઇજ કિંમત નહી. એ મૂંગી એટલે એને કોઇ સંઘરે પણ નહી. એ મૂંગીને કંઇકે તરછોડી હતી. સમાજમાં એ વર્જ્ય ગણાતી. જીભ નહી એટલે એને હૈયું પણ નહી!

પરંતુ ઉમામાં અનેક ગુણ હતા. એનામાં ડહાપણ હતું, બુદ્ધિ હતી, લાગણી હતી; વિવેક હતો, મર્યાદા હતી. જીભ વડે બોલીને એ બતાવી શકે નહી એટલે સમાજ એ સર્વથી અજ્ઞાતજ રહેને? તાળામાં પૂરાયલા જવાહીરની જનસમૂહને કિંમતજ નથી. સમાજને તો સદા એનાં પ્રદર્શનો જોઇએ છે.

મ્હારા હૃદયખંડનો ઉંબરો ઉમાએ પૂજ્યો હતો. એનો પ્રેમ-પૂજાપો એણે મ્હારે ચરણે ધર્યો હતો. મ્હને દેવાનું સૌ કંઇ એ દઇ ચૂકી હતી. એણે મ્હને મૂંગાં મૂંગાંજ જીત્યો હતો. મ્હને જીત્યા પછી એણે ચાંલ્લાવ્રત, ને તુલસીવ્રત, કરવાં મુકી દીધાં હતાં.

જીભ ન હતી, એટલેજ તો એના ગુણ ખીલી નીકળતા. જીભ હોત તો એ એના અવગુણો ઢાંકવામાંજ જીભનો સદુપયોગ ગણાય છે ને?

મ્હને જોઇને એનાં નેત્ર વધારે તેજસ્વી બનતાં, અને પ્રેમનાં રહસ્યો ઉકેલવામાં એની નેત્રકીકી વધારે ચળકતી. મૂંગી અને એનું હૃદય પણ મૂગું. એ બન્નેની કાર્યસાધિકા એકલી આંખ! એ અનુચરી તે કેટલું સહે? જરા જરામાં ઉભરાઇ જતાં આંસુઓ પર એ એની આશાની નૌકા તરાવતી. આવું સુન્દર મુખ વાચાળ ન કીધું? હોઠે બણબણતી વાચાળના હૃદયદાબડે ભરાઇ બેસતી. એની એ છલકતી હૃદય-તબકડી ક્યારે અચાનક ફુટી જશે એવો મ્હને નિત્ય ભય રહેતો. રંક બાપડી! ક્યાં એ ઠાલવી શકે એનાં માપ! એ બાળક હતી ત્યારનો હું એને ઓળખું છું. અમે રહવાર સાંઝ સામેના ખેતરોમાં સાથે રમતાં, અને પેલા વ્હેળામાં હોડીઓ તરાવતાં. ઘાસની ભારીઓનાં ઘર બાંધતાં, ને એવાં કંઇ કંઇ તોફાનો કરતાં. હું બોલું ને એ સાંભળે, એ ઇશારા કરે ને હું સમજું.

પણ બાળપણ વીત્યા પછી તો અમે એકમેકને મૂંગું ચ્હાતાં શીખ્યાં હતાં. એ જ્યારે મળતી ત્યારે હું નિત્ય ગળગળો થઇ જતો. એ બિચારીને તો અબોલ સન્દેશા પાઠવ્યેજ છુટકો. એનું મ્હોંજ એટલું દયામણું લાગતું કે મ્હારૂં હૈયું દ્રવીજ પડતું. એ મૂંગી એટલે ગામની કેટલીક વ્યક્તિઓ એના હૃદયમાં વાત સંતાડવા આવતી. એમાંની એક પણ વાત એ મ્હને નહીજ કહી શકે. પરંતુ મ્હેં મ્હારા હૃદયમાં ઉમાને એનું અબોલ સંગીત સુણાવવા આવ્હાન દીધું હતું. ડોકું નામી, આંખ નામી, એણે મ્હારૂં આમંત્રણ સ્વીકાર્યું હતું. એ દિવસથી એ પોતાની જીંદગીનું પરિવર્તન સમજતી હતી.

એક રાત્રિએ દિવસ પર અન્ધકારનો પડદો નાંખ્યો હતો; અને ઉમાની જળભરી આંખપર પોપચાંનો પડદો પડ્યો હતો.

અને દૂર દૂર: સાગર ભરતી સમયની

ખંજરી વગાડતો, વર્ષાદ ધીરંભો ધાલી ગાજતો, વાયુ સુસવાટા ભેર વાતો; કુદરત એવાં વાદિંત્રો વગાડતી, ત્યાં ઉમા નયન મીંચી ઉભી હતી. આકાશમાં વાદળાં લઢી લઢી વિજળી ચમકાવી એને નિરખવા મથતાં.

" ઉમા "! " ઉમા "!

મ્હેં બોલાવી તોયે એ ન બોલી. મ્હારે એને ઘણું મહત્વનું કહેવું હતું. હું પ્રથમ તો ન બોલી શક્યો. એ નિર્દોષ બાળાનું મૂંગુ સૌન્દર્ય વધારે દયાજનક લાગતું. એ દિવસે અમે ભારી હૃદયે છૂટાં પડયાં.

ઘણીએવાર શીઆળામાં ખેતરોમાં અમે શેરડીનો રસ પીવા સાથે જતાં. ત્યાં જઇ કોલુ ફેરવતાં, શેરડીઓ ચૂસતાં, રસ પણ પીતાં. ઇશ્વર કૃપાથી અમે બન્ને જમીનદાર પિતાનાં ફરજંદો હતાં.

તે દિવસે છૂટાં પડયા પછી અમે બીજે દિવસે પાછાં મળ્યાં. કોણ જાણે કેમ અમારા બન્નેના હૃદયમાં ગડમથલ ચાલતી. કંઇક, કંઇક, કંઇક ન સમજાય એવું અમારા દિલમાં ઘોળાતું. છતાં મૂંગા મૂંગા હું એને પાછો કોલા આગળ દોરવી લઇ ગયો.

તે દિવસને માટેજ મ્હેં કોઇ જીન-કે ભૂતના દિલ સાથે મ્હારા હૃદયનો બદલો કર્યો હોવો જોઇએ. મ્હારી લાગણીઓમા કોઇ આકસ્મિક પલટો થઇ ગયો હતો, અનેક મૃદુ ભાવોથી ઉભરાતો હું-ઉમળકાને આવેશથી છલકાતા હૃદયવાળો હું-તે દિવસે હું ન હતો.

આજે ઉમાને જોઇને મ્હારાં ગાત્ર શિથિલ થતાં હતાં. મ્હારી આંખે અન્ધારા આવતાં હતા, મ્હને કમ્પારી છુટતી હતી. આજ કંઇ વર્ષો થયાં ઉમા સાથે મ્હેં નિષ્કપટ જીવન વિતાડયું હતું-અને આજે ? ઉમાને આજ સુધી મ્હેં કદી છેતરી નથી, છેતરવા વિચાર સરખોયે કર્યો નથી,-અને આજે ? કોઇ દિવસ હું એની સાથે કપટ વિદ્યા રમ્યો નથી,-અને આજે ? અને છેલ્લા દિવસોમાં અમારો ઉત્કૃષ્ટ કોટિએ પહોંચેલો સ્નેહ સંબંધ! ઉમા તો મ્હને વરીજ ચૂકી હતી. વેલી જેવી એ મ્હને વળગી રહી હતી અને હું યે એને આ ભવે છોડી દઉં એ મ્હારે માટે તો અસંભવિતજ હતું. નિર્દોષતાની આવી મૂર્તિ! પ્રભુ! પ્રભુ! મ્હારા હાથે ક્યાંથી ચઢી!

મ્હારા હાથમાં શેરડીના રસથી ભરેલું પ્યાલું હતું, એ રસ હું મ્હારી ઉમાને પાવા માંગતો હતો, અને ભોળી ઉમા એ પીવા તૈયાર પણ હતી. મ્હેં અધમે એ પ્યાલું ઝાલ્યું ત્યારે મ્હારો હાથ કપાઇ પણ ન ગયો!

ધ્રુજતે હાથે એ પ્યાલું મ્હેં એના હોઠ



"ધ્રુજતે હાથે એ પ્યાલું મેં એના હોઠ આગલ ધર્યું"."

આગળ ધર્યું. અરેરે ! મ્હને કંપારી પણ ન આવી. ભોળી ઉમા ! એ તો હોંસથી પીવા તૈયારજ હતી. એ નિર્દોષતાની મૂર્તિને ઠગતાં હું ખંચાયો પણ નહી ને શરમાયો પણ નહી. અરેરે ! એ કારમી પ્રતિજ્ઞા !

શરમીન્દો થઇ હું એ પ્યાલામાં જોઇ રહ્યો હતો. મ્હારી આંખમાંથી એ પ્યાલામાં દડદડ આંસુ પડતાં હતાં. ઉમા મ્હારી એ સ્થિતિ જોતાંજ છળી. પ્યાલું ભોંય પર પડ્યું, રસ ઢોળાઇ ગયો. કોઇ બ્હીકણ બ્હાવરૂં ઓચિંતા આવી પડેલા મદદગારને બાઝે એમ એ મ્હને વળગી પડી એનો વાંસો પંપાળતો હું બોલ્યો; રે મ્હારી જીભ પણ ન કપાઇ ગઇ, " ઉમા ! એમાં ઝેર હતું. "

ઉમાની ભોળી આંખ મ્હારૂં એ કથન સ્વીકારવા ના પાડતી. એનો મ્હારામાં રહેલો અનહદ વિશ્વાસ હજીએ નિશ્ચલ હતો. છતાં કંઇક ક્ષણ વીતી ગયા પછી મ્હેં કહેવા માંડ્યું. તે સમયના બધા મ્હારા બોલ જીભ વિનાની ઉમાના કાનના પડદા ફાડી નાંખે એવા હતા. છતાંયે હું બોલ્યોઃ

" ઉમા ! જંગલની જડીબુટ્ટી જેવી તું મ્હારા જીવનને નિત્ય રોગરહિત રાખતી. ત્હારી સાથે જીવન જોડવાને મ્હેં તો કયારનો ત્હારી જેમ મૂંગો નિશ્ચય કર્યોજ હતો. ત્હારી મૂંગી વાચળતા હું સમજી શકતો. ત્હારી આંખોમાં ચળકતા અક્ષર હું વાંચી શકતો, એ સૌમાં હું ત્હારો અનહદ પ્રેમ પરીક્ષી શકતો; ત્હારા એ મૂંગા પ્રેમની પરિસીમાજ ન હતી. પરંતુ ઉમા ! એ પ્રેમનું પારાયણ કરે શું ? આજે હવે છેલ્લો દિવસ છે. ઉમા ! ઉમા ! મ્હારે એક દુર્ઘટ કથની કહેવી પડે છે. આજે મ્હારા પિતાને દેહ છોડયાને એક વર્ષ થઇ ગયું. આજે એની સંવત્સરી છે, અને મ્હારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવાનો યે આજે છેલ્લોજ દિવસ છે..

"ઉમા ! જ્યારે મ્હેં વચન આપ્યું કે એક વર્ષની અંદર હું ત્હારો જીવ લઇશ-ત્હારા પિતાને હું નિસંતાન કરીશ ત્યારે મ્હારા પિતાના વલખા મારતા જીવને શાંતિ વળી, અને શાંતિથી દેહત્યાગ કર્યો. "

ઉમા વિચારશૂન્ય થતી જતી હતી. હું તો બોલ્યાજ જતો.

" ઉમા ! ત્હારે કારણ જાણવું હશે ! હો, તે પણ કહું. શું કામ ન કહું. મ્હારી લાચારીનો પણ ત્હને ખ્યાલ આવશેઃ ત્હારા ને મ્હારા પિતા, બન્ને પૈસાદાર જમીનદાર હતા. પરંતુ બન્નેને મ્હોં જોયે વેર હતુંઃ હડહડતા દુશ્મન હતા. દુનીઆ દેખીતા એમના વર્તનમાં કોઇનેયે શંકા ન આવે. ત્હને મળવા માટે મ્હને કદી એમણે ના નથી કહી. છતાં અંભૂના ઊંડાણમાં તો તિરસ્કારજ ભરેલો હતો. શા કારણથી એ તકરાર થઇ એ જાણવાની ઉત્કંઠા રાખીશ નહીં. વર્ષોની જુની એ તકરાર હતી. ત્હારા પિતા પાસે લક્ષ્મી ઉપરાંત સત્તા પણ હતી. એ સત્તાના બળે એમણે કેટલાક અન્યાયો પણ કર્યાં હતા. પણ એ અન્યાયોથી પણ વધુ એવું એક કૃત્ય એણે કર્યું હતું, જેથી મ્હારા પિતા એના જીવલેણ વેરી થઇ પડ્યા હતા. ના ના, ત્હારે એ કારણો જાણવાની જરૂર નથી. એવા દુષ્કૃત્યના ઇતિહાસ જણાવી ત્હને હું દુઃખી નહિ કરૂં. હશે. મોટેરાંની વટવાડો ! મોટેરાંની મોટાઈની ભૂલો ! યૌવનની ઉન્માદાવસ્થા ! હશે. આપણે જાણીને શું કામ છે ? પરંતુ મ્હારા પિતા ત્હને મારવા મથતા. પણ એ ન ફાવ્યા પરંતુ એ ન ફાવ્યા એટલે હું ફસાયો.

મૃત્યુ શય્યાએ સુતા સુતા એમણે મ્હારી પાસે પ્રતિજ્ઞા લેવડાવી. એક વર્ષની અંદર મ્હારે ત્હારો જીવ કોઇપણ પ્રકારે લેવો, એવું મ્હેં એમને વચન આપ્યું ત્યારે એમને શાંતિ થઇ. અને જો હું ત્હારો જીવ લઉં તોજ હું

એની દોલતનો માલિક થાઉં,' નહિ તો એ ધન મ્હારે હરામ હતું, એમ પણ કબુલાવ્યું.

પણ ઉમા ! ના, ના, એ ધનને માટે મ્હેં એ પ્રતિજ્ઞા લીધી ન હતી. મ્હારા પિતાનો હું આજ્ઞાંકિત પુત્ર કહેવાતો. એની આંતરડી કકળતી જોઇ, એનો જીવ પરાણે જતો જોઇ, એના હૃદયને શાંતિ થવા ખાતરજ મ્હેં એ પ્રતિજ્ઞા લીધી હતી. હાય ! મ્હારે લેવી પડી હતી. આપણા ગામડા ગામના જીવનપાછળ પણ કેવા દાવપેચ ચાલ્યા કરે છે, એ હું હવેજ સમજ્યો. આપણે ગામડીઆ લોકોએ તામસી વૃત્તિને ઉશ્કેરી કેટલી સ્વચ્છંદી બનાવી છે, એનો પણ મ્હને હવે ખ્યાલ આવ્યો. ઉમા ! ઉમા ! સંજોગને-આધીન થઇનેજ મ્હારે એ પ્રતિજ્ઞા લેવી પડી. મ્હને તે સમયે ભાન તો હતુંજ કે ઉમા તો મ્હારી દેવી, એની હું કયા હાથે હત્યા કરીશ !

પણ મ્હને માફ કરજે, ઉમા ! એ દુઃખદ પ્રસંગ વધારે વાર સંભારીને શું કામ ? થનાર થઇ ગઇ. પિતાજી તો દેવલોક પામ્યા છે. એ જીવતા હોત તો મ્હારી અશક્તિ એમને જણાવી હું છૂટી શકતે. પણ—

પરંતુ હું પુરું કરું તે પહેલાંની એ તો મ્હને બાઝી પડી હતી.

મ્હારે હાથે આવું ખૂન કેમ થાય ? મ્હારા પિતાની દોલતમાંથી હું એક પણ પાઈ લઇ પણ કેમ શકું ?

" ઉમા " ! મ્હારી ગોદમાં લપાએલું એનું મ્હોં ઉંચું કરતાં હું બોલ્યોઃ–અરે એ મૂંગી તે શું ઉત્તર આપે ?

મ્હેં એ નિર્દોષને તરછોડી. એ રંક બાપડીને રીબાવી ફરી એક વાર ધીમેથી રડતે અવાજે " ઉમા " બોલી હું ઉભો થઇ ગયો. ભોંય પર પડેલા પેલા પ્યાલાને જોરથી લાત મારી દૂર ઉડાવી દીધું. ઉમા સામે એક વાર જોઇ, હવામાં બન્ને હાથ ઉંચા કરી, એને એકલી, નિરાધાર મૂકી હું ત્યાંથી ન્હાઠો. જીંદગીના કયા ઝંઝાવાતમાં હું ઝંપલાવતો હતો, એનો કશોયે વિચાર કર્યા વિના હું ન્હાઠો. બુદ્ધિપર ચઢેલા જુઠા માયાવી પડળને લીધે સાચી કર્તવ્યભૂમિ ત્યજીને હું ન્હાઠો.

( ૨ )

રેવાકાંઠો અનેક છુપા રત્નોથી ભરપુર છે, કોઇ કોઇ બાવો છુરો છવાયો પોતાનો અથંગો જમાવી પડયોજ હોય. મ્હને સદ્‌ભાગ્યે એક સિદ્ધ પુરૂષની પ્રાપ્તિ થઇ હતી. એ સંપૂર્ણ સિદ્ધ તો કદાચ નહીં હોય પણ મહા જ્ઞાની તો હતોજ. એ નિખાલસ અને નમ્ર પણ હતો, એણે ક્રોધને તો જીત્યો હતો, કામ અને તૃષ્ણાને ઠોકરો મારી અલખ માર્ગે આગળ વધ્યો જતો હતો.

એણે મ્હને પૂછયો એ નથી, ને મ્હેં એને કહ્યો પણ નથી, છતાં મ્હારો ઇતિહાસ એની જીભને ટેરવે હતો એમ મ્હને લાગતું.

મ્હારે યોગના અધિકારી થવું હતું, મ્હારામાં નષ્ટપ્રાય થએલા સંસ્કારો મ્હારે જાગ્રત કરવા હતા. મ્હારે બ્રહ્મદીક્ષા લેવી હતી. એટલે હું એ બાવાનો સત્સંગ સેવતો.

મ્હારી વિનંતિનો એ દરરોજ અસ્વિકાર કરતો. " બચ્ચા હજી વાર છે, ત્હારા નશીબમા સંસાર લખ્યો છે. " એમ એ વારંવાર કહેતો. પણ હું એમનો પીછો છોડતો નહીં. દરરોજ હું એમને બમણા મમતે વિનવતો. છતાં એ મ્હને વારંવાર સંસારમાં જવાજ કહેતો. હું નહી માનતો. એ મ્હારા જેટલા જીદ્દી ન બન્યો. મમત, મહાપુરૂષનું લક્ષણ નહીં હોય ?

એક દિવસ હું ફાવ્યો. મ્હારી ઇચ્છા ફળી. મ્હારે માટે કપરી પ્રતિજ્ઞાઓ એમણે ઘડી હતી, તે લેવા કહ્યું, અને લઉં તો મ્હને બ્રહ્મદીક્ષા મળે. મ્હેં ઝંપલાવ્યું. એ પ્રતિજ્ઞાઓ

સાર હું સ્ત્રીને અડી તો શું, પણ એમની સાથે સંભાષણે ન કરી શકું, એમનું દીધેલું દાન પણ હું ન લઇ શકું. મ્હેં એવી સૌ પ્રતિજ્ઞા લીધી. અનેક કારણોને લઇને લીધી. મ્હારા પાપનું પ્રાયશ્ચિત કરવાની હોંસમાં લીધી. ઉમાને તદ્દન ભુલવાની આશામાં લીધી, જીંદગીનું સાર્થક્ય થવાની અભિલાષામાં લીધી, મોક્ષ મેળવવાના ઉત્સાહમાં લીધી.

રેવાકાંઠે અનેક પર્વો ઉજવાય છે અસંખ્ય જાત્રાળુઓ ઉભરાય છે. વર્ષમાં જ્યારે જ્યારે રેલ આવે છે ત્યારે કાંઠે કાંઠે અનન્ય દ્રશ્ય ઉત્પન્ન કરે છે.

એક દિવસ ન્હાઇ, જરા ઉંચે, ઓવારા પર હું પ્રભુ સ્તવન કરી પરવારી ઉભો હતો તે દિવસે રેવાજીમાં પાણી ચઢતાં હતાં. નીચે મેદની ન્હાઇ રહી હતી.

પીળચટા પાણીમાં ઝબકોળાતી એ મેદની હું ન્યાળી રહ્યો હતો, હું ઉભો હતો, ત્યાંથી જરા ઉંચે હમારો આશ્રમ હતો. બાવાની નજર ત્યાંથી ચોગરદમ પડતી.

એકાએક નીચે કોલાહલ મચી રહ્યો. કોઇ ડુબતું હોય એમ મ્હને લાગ્યું. રેવાજીનાં પાણી પૂર જોસમાં વહી રહ્યાં હતાં. હું એક સારો તરનારો ગણાતો. મ્હેં જોયું કે એક સ્ત્રી પાણીમાં તણાતી હતી. ભૂસ્કો મારૂં–ન મારૂં, એ વિચારમાં હું ગોથાં ખાતો હતો, એવામાં પછાડીથી, ઉપરથી, અવાજ આવ્યો. બાવાજીએ મ્હારી મનોદશા સમઝી આજ્ઞા આપી હશે. "બચ્ચા ! કુદી પડ, ત્હારો ધર્મ છે." ને હું તરતજ જળમાં કુદી પડયો.



મ્હા મુસીબતે કેટલેક દૂર તણાયા પછી કિનારે લાવી શકયો.

સ્હેજ વારમાં તો હું એ ડુબતી વ્યક્તિ સમીપ જઇ પહોંચ્યો. પાણીનો વ્હો પણ જબરો હતો. માંડ માંડ મ્હેં એને પકડી. મહા મુસીબતે એને કેટલેક દૂર તણાયા પછી કિનારે લાવી શકયો.

ત્યાં મ્હારી આંખ કહ્યું કરતી નહી. જે

ઉભા

.૧ વિષ્ણુ.
૨ દેખાડવા માટે.
૩ મસાલાદાર કઢી.
૪ પૈસા.
૬ તાજા કલમ ( ઉંધું )
૭ અક્કલ.
૮ માળવાનો રાજા.
૯ અમુક હદની બહાર જવાય નહિં એવો પ્રતિબંધ.
૧૧ વિષ્ણુનો એક અવતાર.
૧૪ પ્રાચીન ઉત્તર હિન્દુસ્તાનનો એક પ્રાંત.
૧૫ મિથ્યા.
૧૮ ગુજરાતનું એક શહેર.
૧૯ ઘોડેસ્વાર ટુકડીનો નાયક.
૨૧ સોનાં રૂપાનાં પાતળાં પતરાં.
૨૩ હૈયું.
૨૭ એક ગુજરાતી નવલકથાકાર.
૨૯ સારૂં.
૩૦ સ્વચ્છ કરવું તે.
૩૧ પરિસ્થિતિ.
૩૩ બનાત (Sack Cloth).
.૩૫ હિંદુસ્તાનનો એક પ્રાન્ત.
૩૬ લડાઇનું વહાણ.
૩૮ લાડ.
૪૦ બાળક (સંસ્કૃત).
૪૨ લાભ ( ઉંધો )*
૪૩ એક તીર્થ.

* દાખલા તરીકેઃ—' કસુર (ઉંધો) ' એમ આપ્યું હોય તો કસુરનો અર્થ ' વાંક ' અને ' વાંક 'નું ઉંધું ' કવાં ' એટલાં ' કવાં ' મૂકવું. એ પ્રમાણે આ જગાએ કરવાનું છે.

[ નોંધઃ ઇનામી ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવાનો હક્ક ફક્ત સ્ત્રી ગ્રાહકોનેજ છે. જે બ્હેનો જવાબ લખી મોકલે તેમણે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો જોઇએ. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાંથી નામ કાઢી નાંખવામાં આવશે.

ઉપર જણાવેલા ઉખાણાનો જવાબ તા. ૩૧મી ઓક્ટોબર ૧૯૨૫ સુધીમાં અમને મળી જાય એવી રીતે મોકલી આપવો જોઇએ. જેમના જવાબ ખરા હશે તેમનાં નામોની ચીઠ્ઠી નાખવામાં આવશે. અને જે બ્હેનના નામની ચીઠ્ઠી નીકળશે તેમને કવિ પ્રેમાનંદકૃત " તપત્યાખ્યાન " (નાટક) નામે સુંદર પુસ્તક ઇનામ તરીકે અપાશે. આ હરિફાઇનું પરિણામ ડીસેમ્બર ૧૯૨૫ ના અંકમાં પ્રકટ કરવામાં આવશે.

## ઓગસ્ટ ૧૯૨૫ ના અંકમાં આપેલા ઉખાણાની હરિફાઇનું પરિણામઃ

ઓગસ્ટ ૧૯૨૫ ના અંકમાં જે ઉખાણું આપ્યું હતું, તેના બધા મળીને ૨૩ જવાબ આવ્યા હતા. એમાંથી ૯ જવાબ ખરા નીકળ્યા છે. તે બધા એકઠા કરી એક ન્હાના બાળક પાસે ઉપડાવતાં તેમાં નીચેનું નામ નીકળ્યું છે, એટલે એ બ્હેનને ઇનામ આપવાનું જાહેર કરીએં છીએ:

**સૌ. પદ્મમાવતી ગાંધી.**

**ખાડીઆ—અમદાવાદ**

ઓગસ્ટ અંકમાં જાહેર કર્યા મુજબ એ બ્હેનને "પકવાન પોથી અથવા પાકશાસ્ત્ર"નામે પુસ્તક ભેટ તરીકે મોકલી આપીએ. છીએ એ બ્હેન ઇનામ મેળવવા ભાગ્યશાળી થયાં તે માટે અમો તેમને અભિનંદન આપીએ છીએ.

એ ઉખાણાનો ખરો જવાબ નીચે પ્રમાણે છે.

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ત | સુ | × | ક | મ | લા | પ | તિ | × | જ | ખ |
| પ | ૨ | શ્રી | × | ગ | જ | રૂ | × | ગ | મા | ૨ |
| × | મા | ધ | જી | × | મ | × | ૨ | મ | ત | × |
| ખ | × | ન | વ | રા | × | સ | જા | ત | × | ગા |
| ગો | ૨ | × | ન | મ | ન | તા | ઇ | × | જા | ત |
| લ | મ | ણું | × | ન | × | કું | × | ક | લ | મ |
| વિ | ણ | × | ન | વ | લ | ક | થા | × | કાં | ખુ |
| ઘા | × | ગ | ૨ | મી | × | ડી | ક | રી | × | ઙ |
| × | મ | ૨ | ધાં | × | અ | × | તો | બ | રો | × |
| ખ | ૨ | જ | × | ૨ | વ | ઇ | × | વા | ન | ૨ |
| ગ | ણ | × | રા | જા | ખિ | રા | જ | × | ક | ણ |

તંત્રી, "ગુણસુંદરી."



# નોંધ.

**નૂતન વર્ષાભિનંદન.**

આ અમારો દીપોત્સવીનો ખાસ અંક છે. તે તક અમે અમારા વાંચક વૃંદને નૂતનવર્ષાભિનંદન આપીએ છીએ. નવા વર્ષના શુભ પ્રસંગે આપણામાં શુભાશીર્વાદ આપવાનો કે શુભ ઇચ્છવાનો રિવાજ છે. અમારે પણ કંઇ શુભેચ્છાઓ મોકલવી જોઇએ શું ઇચ્છીએ ? દેશની પ્રગતિ–ઉન્નતિ. આપણા દેશની પ્રગતિની ગતિ ઘણી મંદ છે. તેનું શું કારણ ? પુરૂષો આગળ વધવા માગે છે, વધે છે, પણ આપણી બ્હેનો જોઇએ તેટલી આગળ વધતી નથી. પોતાની જે સ્થિતિ હોય તેમાં સંતોષ અને આનંદ માનવાનો આપણી બ્હેનોનો સ્વભાવ છે. પોતાની ઉચ્ચ ભાવનાઓ ને આદર્શોનો ભંગ થાય તો તે માટે પણ હશે કહી જતું કરી સંતોષ માનવાનો તેમનો સ્વભાવ છે જ્યાં આવી સ્થિતિમાં પણ સ્ત્રીઓ સંતોષ માને ત્યાં પ્રગતિની આશા કેવી રીતે રાખી શકાય ? આ કારણને લીધેજ આપણી પ્રગતિની ગતિ અતિમંદ છે. ઘણા ખરાબ રિવાજો આપણા સમાજમાં સદારૂપ ચાલ્યા કરે છે. પણ એ રિવાજોનો નાશ કરવાને જોઇએ તેટલો પ્રયાસ થતો નથી. માટે જ્યારે આપણી બ્હેનોમાં અસંતોષ ફેલાશે— કાયદામાં તેમજ સમાજમાં પોતાને થતા અન્યાયો–સમાજમાં સદારૂપ રહેલા ખરાબ રિવાજો સામે સ્ત્રીઓ અસંતોષ દર્શાવશે તોજ પ્રગતિની ગતિ વધવાનો સંભવ છે. અસંતોષ ફેલાવવાનું સૂચવવું એ એક બંડ ઉઠાવવાનું કહેવા જેવું છે પણ આવી જાતના સામાજિક બંડ સિવાય આપણી બ્હેનોની પ્રગતિ નથી ને જ્યાં સ્ત્રીઓની ઉન્નતિ નથી ત્યાં દેશની તો ક્યાંથીજ થાય ? બ્હેનોએ આપણા બધાંજ સમાજમાં રહેલા સદારૂપી ખરાબ રિવાજો સામે બંડ ઉઠાવવો પડશે. તો અમે આ નૂતનવર્ષ નિમિત્તે અમારી બ્હેનોને માટે એવું ઇચ્છીએ છીએ કે હિંદની સ્ત્રીઓમાંથી તેમની પ્રગતિને નુકશાનકારક જે સંતોષ રહેલો છે તેનો નાશ થાય. દરેક જાતના સંતોષનો નાશ અમે ઇચ્છતાજ નથી. કારણકે સંતોષ સિવાય સુખ નથી. નૂતનવર્ષ નિમિત્તે અસંતોષ જેવી ભયદર્શક ચીજ અમે ઇચ્છીએ છીએ તે ઘણાને યોગ્ય નહિં લાગે. પણ તે અસંતોષ આખરે તો અમે સ્ત્રીઓની તેમજ સમસ્ત દેશની ઉન્નતિ માટેજ ઇચ્છીએ છીએ તે ધ્યાનમાં રાખવા વિનંતિ છે.

**ગયા વર્ષનું સરવૈયું**

નવું વર્ષ શરૂ કરતી વખતે જુના વર્ષની થોડી ઘણી પ્રવૃત્તિઓને યાદ કરીએ તો અસ્થાને નહિંજ ગણાય. ગયા વર્ષમાં હિંદુસ્તાનના જુદા જુદા શહેરોમાં "બાળસપ્તાહ" ઉજવવામા આવ્યા હતા. આપણા દેશમાં એકંદર મરણ પ્રમાણ ઘણું છે પણ તેમાં બાળમરણનું પ્રમાણ તો અતિશય મોટું છે. આપણા દેશમાં બાળમરણનું પ્રમાણ વધારે હોવાનાં જે જે કારણો હોય તેમાંનાં બને તેટલાં દૂર કરવાના પ્રયત્ન તરીકે આખા હિંદમાં જુદા જુદા શહેરોમાં "બાળસપ્તાહ" ઉજવવાની યોજના કરવામાં આવી હતી. દરેક વખતે સાથે પ્રદર્શનની પણ વ્યવસ્થા કરવામાં આવી હતી. દરેક જાણવા જેવી બાબતો ચિત્રો, નકશા તથા છાપેલી સૂચનાઓથી સમજાવવામાં આવી હતી. આપણા દેશના ઘણા બાળકો તો આપણી સ્ત્રીઓના અજ્ઞાનને લીધે જ કમોતે મરે છે. તો આવાં પ્રદર્શનોથી જ્ઞાન ફેલાવવાનો સંભવ છે. આવા પ્રદર્શનો દરેક શહેરમાં શિક્ષિત વર્ગ કરતાં પણ અજાણ વર્ગને વધારે ઉપયોગી થઇ પડે એવા લતાઓમાં ને એવા પ્રકા-

રનાં ભરવામાં આવે તો તે પ્રદર્શનોનો ઉદ્દેશ વધારે ફળીભૂત થવાનો સંભવ છે.

**જાહેરજીવનમાં સ્ત્રીઓ.** હવે આપણા દેશની સ્ત્રીઓએ દેશના જાહેરજીવનમાં ભાગ લેવા માંડયો છે. એ પણ એક શુભ ચિન્હ છે. બ્હાર ને ઓરીસામાં મિસ શૈલ બાલા દાસ ઓનરરી મેજીસ્ટ્રેટ અને મ્યુનિસિપાલ કમીશ્નર નીમાયાં. મુંબાઇમાં પાંચ સ્ત્રીઓ સુલેહના અમલદાર (જસ્ટીસ ઓફ ધી પીસ) નીમાઇ કોચીન



ડૉ. કુમુદ મ્હેતા,
એમ. બી., બી. એસ.

રાજ્યની ધારાસભામાં શ્રીમતિ માધવી આમા નામનાં બાનુ બીન સરકારી સભાસદ ચુંટાયાં છે મદ્રાસમાં શ્રીમતિ સીનામાલ્લુ નામનાં બાનુ ઓનરરી મેજીસ્ટ્રેટ નીમાયા છે. આ ઉપરાંત મુંબાઇની મ્યુનિસિપાલિટિમાં તો બાનુ સભાસદો કરે છે. સુરતની મ્યુનિસિપાલિટિમાં તો બ્હેન સૂર્યલક્ષ્મી હમણાં ચુંટાયા છે. જ્યાં ત્યાં દેશમાં થોડાં થોડાં પણ સ્ત્રીઓની પ્રગતિના ચિન્હો જણાય છે. પણ અંદરખાનેથી તપાસતાં અમને તો નિરાશાજ થાય છે. હિંદુસ્તાનની આટલી બધી સીઓમાં આટલીજ દેશના જાહેર જીવનમાં રસ લે તે કંઇ સારું કહેવાય ? સ્ત્રીઓને મ્યુનિસિપાલિટિ વગેરેમાં મતાધિકાર મળ્યો પણ તેનો લાભ કેટલી સીઓ લે છે ? જાહેર જીવનમાં આગળ પડતો ભાગ લેવાને ગૃહકાર્યને લીધે બધી



સૌ. સૂર્યલક્ષ્મી.
સુરત મ્યુનીસીપાલીટીના મ્હેલાં સ્ત્રી સભાસદ.

સ્ત્રીઓને ફુરસદ ન મળી શકે પણ બધીજ સ્ત્રીઓ પોતાને મળેલા મતાધિકારનો લાભ લઇ જે સ્ત્રીઓ તેવી જાતનું કામ કરવાને તત્પર ને યોગ્ય હો"

તેમને માટે પોતાનો મત દર્શાવી રસ્તો સરળ કરી આપવા જેટલું તો કામ કરી શકે. સ્ત્રીઓ જો આવી રીતે જાહેર જીવનમાં રસ લે તો સ્ત્રીઓનેજ ઘણા ફાયદા થાય. ઘણી સ્ત્રીઓ આ સામે દલીલ મૂકે છે કે " ક્યાં અમે સ્કુલ કે કોલેજમાં ગયાં છીએ તે અમે બધું સમજીએ. " દેશના જાહેર જીવનમાં રસ લેવા માટે સ્કુલ કે કોલેજની કેળવણીની જરૂર નથી. ( ઉચ્ચ કેળવણી હોય તો વધારે સારૂં તો ખરૂં. ને જે સ્ત્રીઓને એમ લાગતું હોય કે પોતે ઉચ્ચ કેળવણી નથી લીધી માટે દેશના જાહેર જીવનમાં રસ નથી લઇ શકતી તો તેણે પોતાની પુત્રીઓને એ કેળવણીનો જેટલો બને તેટલો લાભ આપવા ચુકવું ન જોઇએ ) જે સ્ત્રીઓને દેશના જાહેર જીવનમાં રસ લેવો જ હોય તે પોતાની માતૃભાષાના ચોપાનીયાં કે માસિકો દ્વારા ઘેર બેઠાં બેઠાંજ માહિતી મેળવી શકે. તેમજ પોતાના ઘરમાં પોતાના પતિ કે ભાઇને પૂછીને પણ માહિતી મેળવી શકે. માટે બ્હેનો! આપણામાં રહેલી ઉદાસીનતાનો આપણે જડમૂળથી નાશ કરવો જોઇએ. ત્હમે જાગો ને બીજાને જગાડો. દેશની દરેક પ્રવૃત્તિમાં રસ લો. ત્હમે રસ લેતાં થશોજ તો ત્હમારાં સન્તાનોની રસ વૃત્તિ પોષાશે. માટે જાગો

**બહુ પત્નીનો રિવાજ**

હિંદુઓ એક સાથે એકથી વધારે પત્ની રાખી ન શકે એવો અંકુશ સિંધના હિંદુઓ ઉપર મૂકવાનો ખરડો પસાર થયો છે. મિ. અડવાણીએ એ ખરડો ધારાસભા સમક્ષ રજુ કર્યો હતો. હિંદુસંસારમાં કાયદામાં તેમજ અન્યરીતે સ્ત્રીઓને કેટલાએ અન્યાય થયા છે. ઉપરનો ખરડો પસાર થવાથી એ બધા અન્યાયોમાંનો એક અન્યાય સિંધ પ્રાન્તમાં દૂર કરવામાં આવ્યો. હિંદુ સ્ત્રી પોતાનો પતિ તેને ગમે તેટલી નાની વયમાં વિધવા મૂકીને મરણ પામે તો પણ ફરીથી લગ્ન નજ કરી શકે ત્યારે એક પુરૂષ એક પત્ની જીવતી હોવા છતાં પણ તેની સાથે બીજી કરી શકે તે ક્યાંનો ન્યાય ? આપણે ઇચ્છીએ કે આવી જાતનો ખરડો હિંદના દરેક પ્રાન્તમાં પસાર થાય.

**સંમતિ વય.**

થોડા વખત ઉપર સંમતિ વયનો ખરડો મુંબઈની ધારાસભામાં રજુ કર્યો હતો. તે પસાર ન થયો, તે ખરડાનું રૂપ ફેરવીને બાળરક્ષણનો ખરડો એવું નામ બદલીને તેમણે ફરીથી ધારાસભા સમક્ષ મૂક્યો તે ખરડો પસાર થયો, તે ખરડા પ્રમાણે ૧૩ વર્ષની અંદરના બાળકોનું રક્ષણ થાય. કન્યાઓની ૧૫ વર્ષની વય સુધી પરપુરૂષથી તેમનું રક્ષણ થાય અને પરણેલી બાલિકાઓ ૧૪ વર્ષની વય સુધી પતિના સમાગમમાંથી દૂર રહી શકે. આ નિયમનો ભંગ કરનાર પતિને દંડ સહિત એક વર્ષની સજા થઇ શકે અને પરપુરૂષને દંડ સહિત બે વર્ષની સજા થઇ શકે એવો નિયમ એ ખરડામાં આવી જાય છે. ચૌદ વર્ષની કે પંદર વર્ષની વયને એક કન્યા માટે બહુ મોટી વય તો નજ કહેવાય. આટલો પણ ખરડો પસાર થયો તેથી સંતોષ માનવાનો. પણ સંતોષ માની બેસી રહેવાતું નથી હજી પણ આટલી નાની ઉમર રાખી છે તેને લીધે થતા ગેરફાયદા સમજનાર લોકોએ તો એ વિષે ચળવળ ચાલું રાખવીજ જોઇએ. તે લોકોએ પોતાની આસપાસના જે લોકો એ બાબતમાં રસ ન લેતા હોય તેમને તે કાયદાની અગત્ય સમજાવી તે લોકોને પણ તે ચળવળમાં દાખલ કરવા જોઇએ તથા તે કાયદાની વિરૂદ્ધ હોય તેવાઓને પણ દલીલોથી સમજાવી પોતાની તરફેણમાં ફેરવવા બહુ પ્રયત્ન કરવા જોઇએ. એક વખત સમાજનો મત એ બાબતમાં ઉમર વધારવાની તરફેણમાં થશે તો પછી કાયદા તરીકે પસાર થતાં વાર નહિં લાગે.

**વૈદકીય ધંધામાં સ્ત્રીઓ.**

થોડા વખત ઉપર બહેન જયા ખાંડવાળાએ એમ. બી. બી. એસ.ની પરીક્ષા પસાર કરી. આવી રીતે દાક્તરી પરીક્ષા પાસ કરનારં ગુજરાતી હિંદુ બ્હેન તરીકે તેઓ પહેલાંજ હતાં. હમણાં તેજ છલ્લી પરીક્ષામાં બ્હેન કુમુદ અમૃતલાલ મહેતા પણ પાસ થયાં છે. ને આ બ્હેન તો વધુ દાક્તરી અભ્યાસ માટે વિલાયત જનાર છે. આ સાંભળી અમને ઘણો આનંદ થયો. અમે દાકતર થનાર આ બંને બ્હેનોને અભિનંદન આપીએ છીએ ને આશા રાખીએ છીએ કે તે બ્હેનોનું અનુકરણ આપણી અન્ય બ્હેનો કરે ને ગુજરાતમાં સ્ત્રીદાકતરોની ખોટ છે તે પુરી પાડે.




વર્ષ ૩ જું. નવેમ્બર ૧૯૨૫ અંક ૨ જો

# મા.

લેખકઃ શ્રીયુત ચન્દ્રવદન ચીમનલાલ મહેતા.

( સોનેટ–મન્દાક્રાન્તા. )

વ્હાલી માતા ! શિશુ સમયમાં ખોલતો કાલું કાલું—
ચાંદા પોળી—વિવિધ રમતે દીધ લ્હાણી અનેરી—
અંકે પોઢી ખલલ કરતો નીંદ હું અર્ધ ઘેરી,
એવાં મીઠાં સ્મરણમહિં યે ન્યાળતો એક વ્હાલું.
રૂડું આંક્યું મુજ જીવનમાં પોત ત્હારું નિરાળું:
ને જાગંતી સ્મૃતિમહિં સ્ફુરે, કૈંક ત્હારા સુનેરી
સંસ્કારોનો, મૃદુલ સવિતા ! બીજ ત્હેં નિત્ય વેરી
પાળ્યાં પોષ્યાં ! અરર નગુણો, એ ઋણો કેમ વાળું ?

મોંઘી માડી ! જીવન સરતી ઓટમાં તુજ ઈન્દુઃ
ત્હારી આણે મુજ ઉર મહીં ઉતરે ઉર્મિ સિન્ધુ,
મ્હારે માટે સદય જનની ! આંસુડાં કૈંક સાર્યાં,
મ્હારે માટે સુખ દુઃખ વળી ત્હેં ક્યાં ના વિસાર્યાં ?
માડી ત્હારું સુભગ હસવું ક્યાય બીજે ન ભાળું—
મૂકું છું આ ચરણ રજમાં લે સદી કૃત્ય મ્હારું.



# પતિવ્રત અને પત્નીવ્રત.

લેખક : ડૉ. અમૃતલાલ હ. પટેલ,
એમ. બી., બી. એસ., ચિ. હેલ્થ ઑફીસર, સુરત.



ભારતવર્ષનું પ્રાચીન અને અર્વાચીન સાહિત્ય જોતાં માલુમ પડે છે કે શિયળ, સતીત્વ અને પતિવ્રત ઉપર જેટલાં પાનાં ચિતરાયાં છે તેના સોમા હિસ્સાનું પણ લખાણ એકપત્નીવ્રત ઉપર જોવામાં આવતું નથી. વૈદિક અને પુરાણિક ધર્મશાસ્ત્રોમાં પણ શિયળનો મહિમા ઘણી સુંદર રીતે વર્ણવવામાં આવ્યો છે. જૈન ધર્મશાસ્ત્રોમાં પણ શિયળ ઉપર જોઇએ તેટલું સાહિત્ય મળી આવે છે. પરંતુ આ બધાં પુસ્તકોમાં એકપત્નીવ્રતધારી મનુષ્યોની કથા કવચિતજ જોવામાં આવે છે. આ ઉપરાંત વિશેષ વિચિત્ર વાત તો એ છે કે આપણા પ્રાચીન સાહિત્યમાં એક ઉપરાંત બે, ત્રણ કે ચાર સ્ત્રીઓ અને કોઇ કોઇ જગ્યાએ તો દશસહસ્ત્ર સ્ત્રીઓ પણ હોય, તેવા નૃપતિઓનું વર્ણન આવે છે, અને આવા બહુપત્નીવાળા રાજાઓની પ્રજા, રાજાના આવા કાર્યને વિના સંકોચે વાંધા ભરેલું ગણતી નહિ હતી તેવું પણ જોવામાં આવે છે. ટુંકમાં એક પત્નીવ્રત ધારી રામ કરતાં બહુ પત્નીવાળા બીજા રાજાઓનું સન્માન તે વખતની પ્રજામાં જરાપણ ઓછું હતું નહિ. પતિવ્રતના વિષય ઉપર એકતરફી દૃષ્ટિ રાખવામાં હિંદુ સમાજની મનોદશા એટલી બધી ટેવાઇ ગઇ છે કે અર્વાચીન લેખકો પણ તેમના વડીલોની માફક આજ વિષયનું ગુણાગાન કરી રહ્યા છે અને તેઓએ બહુપત્નીવાળા પુરૂષોની વિરૂદ્ધ લખવા ભાગ્યેજ પ્રયત્ન કર્યો છે. અર્વાચીન સાહિત્યકારોએ જાણે, પતિભક્તિનો મહિમા પ્રાચીનકાળમાં ઓછો ગવાયો હોય તેમ આપણી હિંદુ બહેનોના લાભની ખાતર, 'સતી મંડળ,' 'પતિવ્રતા સ્ત્રીઓ' ઇત્યાદિ એકજ વિષયનું પિષ્ટપેષણ કરનારાં થોથાં બહુ પ્રસિદ્ધ કર્યાં છે અને અર્વાચીન હિંદુ બાળાઓને પવિત્ર બનાવવાના શુભ અને પ્રમાણિક હેતુથી આવાં પુસ્તકોની કીમત પણ સસ્તી રાખવામાં આવી છે. ખરેખર આપણા સાહિત્યકારોની પરમાર્થવૃત્તિની આ પરાકાષ્ઠા છે ! એક હિંદુ બાળાને શાળામાં કે લગ્ન પ્રસંગે ઇનામ આપવા લાયક કોઇ પણ પુસ્તક યોગ્ય ગણાતું હોય તો તે શિયળના વિષય પુરતું જ હોય છે; જાણે કે હિંદુ અબળાઓ શિયળમાં બીજા દેશોની સ્ત્રીઓ કરતાં ઉતરતી હોય નહિ ?

હવે આપણે આ વિષયની બીજી બાજુ તપાસીએ. પ્રાચીન ઇતિહાસમાં એકપત્નીવ્રતધારી પુરૂષોના ઇતિહાસ, લંબાણથી વર્ણવાયા બહુ સાંભળ્યા નથી. પતિની પાછળ સતા થનારી સ્ત્રીઓની અસંખ્ય વાતો આપણે સાંભળી છે પરંતુ પત્નીની પાછળ "સતો" થનાર પુરૂષનું વર્ણન કવચિતજ મળી આવે છે. વધારામાં આપણા ઋષિમુનિઓ અને સૂર્ય અને ચંદ્રવંશના સ્થાપક મહાન્ રાજાઓને એક ઉપરાંત બે, ત્રણ કે ચાર સ્ત્રીઓ હતી.

તેના દાખલા ડગલે ડગલે મળી આવે છે. આપણાં બાળકોને ધર્મ અને નીતિનાં પાઠો શીખવવાને બાળ રામાયણ, બાળ મહાભારત, બાળ ગીતા વગેરે પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે; પરંતુ આવાં પુસ્તકો પણ બાળકોને શીખવતાં, બહુપત્નીવતનો બાહુ ઘણી વખત આડે આવે છે અને કોઇ કોઇ વખત, બાળકના નિર્દોષ અને કુતૂહલપૂર્ણ સવાલના જવાબ આપવા માબાપો અને શિક્ષકોને બહુ મુશ્કેલ પડે છે. આ બાબતનો હાસ્યજનક પણ ખરેખર બનેલો સંવાદ એક મિત્ર પાસેથી સાંભળેલો તે નીચે અક્ષરે અક્ષર આપું છું:

બાળક—બાપાજી, રામચંદ્રને દશરથે વનમાં શા માટે મોકલ્યા?

પિતા—કૈકેયી રાણીના ઉશ્કેરવાથી.

બાળક—કૈકેયી રાણી કોણ હતી?

પિતા—રામચંદ્રની મા હતી.

બાળક—રામચંદ્રની મા તે વળી તેમને વનમાં કાઢી મુકવા દે ખરી કે? મારી બા મને તેમ કેમ નથી કરતી?

પિતા—(જરા વિચાર કરીને) કૈકેયી, રામચંદ્રની સાવકી મા હતી.

બાળક—ત્યારે રામચંદ્રની ખરી મા કંઇ?

પિતા—કૌશલ્યા.

બાળક—ત્યારે રામચંદ્રને બે મા હતી ખરું ને?

પિતા—(જરા ગુંચવાઇને) ના—હા—ત્ર......ણ મા—હતી.

બાળક—ત્યારે દશરથ એવા કેવા કે બિચારા રામને બે ત્રણ મા...

પિતા—(વિચાર કરે છે કે બાળકને શું જવાબ આપવો.)

આવી રીતે પ્રાચીન સભ્યતા માટે મગરૂરી ધરાવનાર ધર્મિષ્ઠ પિતા ગુંચવાઇ જાય છે અને બાળકને બીજી વાતે વળગાડે છે!

પ્રાચીન સાહિત્યમાં વર્ણવેલી પતિ અંધ હોવાથી જન્મભર આંખે પાટા બાંધી, આંધળી બની રહેનાર પવિત્ર ગાંધારીની વાર્તા સાંભળી આપણે મુગ્ધ બનીએ છીયે. નળની પાછળ, ગાંડી થઇ જનારી, વલવલતી વૈદર્ભીનો કરૂણાજનક ઇતિહાસ વાંચીને આપણી આંખમાં આંસુ આવે છે. પરંતુ પત્નીની પાછળ ગાંડા થઇ જનાર અથવા પત્નીની પાછળ પ્રાણ અર્પનાર પતિના દાખલા તો આપણે ભાગ્યેજ કોઇ સંસ્કૃત નાટકમાં જોઇએ છીએ. આના જવાબમાં એવી દલીલ કરવામાં આવશે કે કે રાજા રામચંદ્ર સીતાની પાછળ ગાંડા બન્યા હતા, એ સીતાને વાસ્તે તો આખું રામાયણનું યુદ્ધ મંડાયું હતું; પરંતુ જો આપણે આખું રામાયણ વાંચી જઇએ તો માલુમ પડશે કે સીતાજીની પતિભક્તિ આપણા મન ઉપર જેટલી અસર કરે છે તેટલી અસર રામચંદ્રજીનો પત્નીપ્રેમ નથી કરતો. અને જો અર્વાચીન રામાયણમાં વર્ણવેલી-ધોબી-ધોબણની વાત સાંભળીને નિર્દોષ સીતાજીને વનમાં મોકલવાની ક્રૂરકથા આપણે સાચી માનીએ તો રામચંદ્રજીના સીતાજી પ્રત્યેના પ્રેમ માટે આપણને બહુ માન ઉત્પન્ન નહિજ થાય.

આ વિષય ઉપર લખતાં પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિ ઉપર બે શબ્દો લખવા જરૂરી છે. આપણાં શાસ્ત્રોમાં એક પત્નીવ્રતધારી પુરૂષ ઉત્તમ ગણાય છે; પરંતુ બહુપત્નીવાળા પુરૂષો ખરાબ છે એવું તો કોઇ ઠેકાણે લખવામાં નથી આવ્યું. બલ્કે, એક છતાં બીજી સ્ત્રી કરનાર પતિનું અસ્તિત્વ ભારતના જનસમાજે વગર વાંધો દર્શાવ્યે ચલાવી લીધું છે, અને તેવા મનુષ્યોનો હિંદુ સમાજે કદી બહિષ્કાર કર્યો નથી. વળી વધારામાં આપણા ઋષિમુનિઓ પણ બે સ્ત્રીને પરણે તો પણ અયોગ્ય તો નહોતું ગણાતું. આર્ય દેશના વિદ્વાન યાજ્ઞવલ્ક્ય ઋષિને

મૈત્રેયી અને કાત્યાયની નામની બે પત્નીઓ હતી. ભીમસેન જેવા, સ્ત્રી જાતિ પ્રત્યે અનહદ માન ધરાવનાર (chivalrous) પુરૂષને પણ ત્રણ ચાર પત્નીઓ હતી એમ વાંચીએ છીયે; પાંડુ રાજા જન્મથીજ માંદા હોવા છતાં બે પત્ની કરવા અચકાયા નહોતા; કૃષ્ણ મહારાજને પણ મહાભારતના ઇતિહાસ મુજબ ચાર અને ભાગવત મુજબ તો ઘણી સ્ત્રીઓ હતી. આપણા પ્રાચીન ઇતિહાસની આ કાળી રેખા આધુનિક જમાનામાં પણ નજરે પડે છે. આપણા કાલના સૂર્ય અને ચંદ્રવંશી રાજાઓ પણ તેમના પૂર્વજોનું આ વખતમાં તો પૂરેપૂરૂં અનુકરણ કરી રહ્યા છે અને ભાવનગરના સ્વ. મહારાજા ભાવસિંહજી, ગોંડળ નરેશ અને વડોદરા નરેશ જેવા બેચાર અપવાદો બાદ કરતાં, હિંદુસ્તાનના ઘણાખરા નૃપતિઓને બેચાર સ્ત્રીઓ તો હોયજ!

આપણા મુસલમાનભાઇના ઇતિહાસમાં પણ તેમજ છે; પરંતુ તેમના આ રિવાજ માટે બહુ લખવું જરૂરી નથી; કારણ કે મુસલમાન ભાઇઓના ધર્મગ્રંથમાંતો આપદ્ધર્મ તરીકે એક ઉપરાંત બીજી ત્રણ પત્નીઓ અમુક શરતે થઇ શકે છે. હિંદુ ધર્મમાં આવું ફરમાન કોઇ જગ્યાએ નથી, અને આટલા માટે વેદ કે પુરાણના શ્લોકનું પ્રમાણ આપી, આપણે આપણા બહુ પત્નીવાળા બંધુઓનો બચાવ કરી શકીએ નહિ.

હવે આપણે જરા પશ્ચિમનો ઇતિહાસ તપાસીએ. પ્રાચિન યૂરોપમાં એક ઉપર બીજી પત્ની કરવાવાળો પુરૂષ બહિષ્કૃત થતો હતો. અત્યારે પણ યૂરોપમાં એક ઉપર બીજી સ્ત્રી કરનાર પુરૂષ સમાજથી બહિષ્કૃત થાય છે. તેટલું જ નહિ, પણ કાયદાથી સજાને પાત્ર થાય છે. આ બાબતનાં ઉજ્જ્વલ દૃષ્ટાંતો યૂરોપનાં ઇતિહાસમાં ઘણાં છે. રાજકિય કારણો તથા પુત્રપ્રાપ્તિને અર્થે, મહાન નેપોલીયનને ઓસ્ટ્રીયાની રાજકુંવરી સાથે પરણવાની ફરજ પડી હતી, પરંતુ તેમ કરવા અગાઉ, તેને પોતાની પ્યારી પત્ની જોસેફાઇનથી છુટાછેડા કરવાની ફરજ પડી હતી. નેપોલીયનની ફ્રાન્સ તથા યૂરોપમાં જબરજસ્ત સત્તા હતી અને તે છતાં એક ઉપર બીજી પત્ની નહિ કરવાની સામાજિક પ્રથા વિરૂદ્ધ તે થઇ શક્યો ન હતો. પશ્ચિમની સંસ્કૃતિને વખોડનારાઓને પણ કબુલ કરવું પડશે કે યૂરોપના એક પત્નીવ્રતના આદર્શનું આપણે અનુકરણ કરવા જેવું છે.

સ્ત્રીની ખુબસુરતીએ જગતમાં અનેક યુદ્ધો જગાવ્યાં છે પરંતુ તે યુદ્ધોનો ઇતિહાસ આપણે વાંચીએ તો માલુમ પડશે કે આવાં યુદ્ધો, પશ્ચિમ કરતાં પૂર્વમાંજ વધુ મંડાયાં છે. પૂર્વમાં પણ જો એક ઉપર બીજી સ્ત્રી નહિ કરવાનું ધાર્મિક ફરમાન અને સખ્ત સામાજિક બંધારણ હોત તો કદાચ રામાયણ અને મહાભારતનાં યુદ્ધો ભારતવર્ષમાં થયાં ન હોત અને પાણીપત અને ભસ્મીભૂત ચિતોડનો ઇતિહાસ જુદીજ રીતે લખાયો હોત! સિદ્ધરાજ જયસિંહને જો એકપત્નીવ્રતની ખરી કીમત અને ભાન હોત તો રાણેંગારની રાણકદેવડી કોઇ બીજી રીતેજ અમર થઇ હોત. અન્ય રાજાની રાણીની ખુબસુરતીમાં મોહ પામીને, તેના પતિના રાજ્ય ઉપર આક્રમણ કરવું, અને તેનો નાશ કરવા માટે પોતાની પ્રજાના સકળ યુવાનોનું બળિદાન કરવું, અને રાજ્યલક્ષ્મીનો ભોગ આપવો અને નિર્દોષ પ્રજાની પાયમાલી કરવી: તેના પ્રકારની રાજનીતિ પૂર્વના ઇતિહાસને કલંકિત કરે છે તે આપણે શરમાઇને પણ કબુલ કરવું પડશે. પશ્ચિમમાં ગ્રીસની સુંદર રમણી હેલન સિવાય કોઇ અન્ય સ્ત્રી માટે યુધ્ધો મંડાયાં નથી તે વાત ઇતિહાસ આપણને બતાવે છે.

અમેરિકાની એક સીનેમા કંપનીએ પૂર્વની સંસ્કૃતિને ખરાબ દેખાડવાના ઇરાદાથી "The Indian Prince" કે એવાજ ભળતા નામની એક ફીલ્મ રજુ કરી હતી. તેમાં એક હિંદી રાજા એક યૂરોપીયન રમણીને ફોસલાવી, તેને રાણી બનાવવાનું વચન આપીને હિંદુસ્તાનમાં લાવે છે અને તેની સાથે લગ્ન કરે છે અને પછી જ્યારે આ સ્ત્રીને જનાનામાં રહેવા મોકલે છે ત્યારે તેને માલુમ પડે છે કે તેના પતિને તેના ઉપરાંત બીજી ઘણી રાણીઓ હતી. આ વાત જાણવાથી તે બાઇના હૃદયને સખત આઘાત થાય છે અને તે બહુ ઉશ્કેરાઇ જાય છે અને તે રાજા તરફ નીચે લખેલાં તિરસ્કાર યુકત વચનો કાઢે છે:—

'Remember oh! treacherous Prince! that no European woman can be satisfied with a part of a man's love" (ઓ! દગાખોર રાજા યાદ રાખજે કે કોઇપણ યૂરોપવાસી રમણી પુરૂષના પ્રેમના એક ભાગથી સંતોષ પામી શકતી નથી.) એટલે કે યૂરોપીયન સ્ત્રીને તો તેના પતિનો બધોજ પ્રેમ જોઇએ છે અને તેના પ્રેમમાં ભાગ પડાવનારી સપત્નીને તે સહન કરી શકતી નથી ખરેખર! કેટલું કટાક્ષમય પણ કેટલું સત્ય વાકય! યૂરોપ અને એશિયા બન્ને પ્રદેશની સ્ત્રીઓને પરમાત્માએ સરખી રીતેજ ઘડી છે. સ્ત્રીઓની મનોદશા જગતમાં બધે સરખી જ હોય છે. અમેરીકન ફીલ્મકારને પશ્ચિમની સ્ત્રીઓ માટે ભલેને પક્ષપાત હોય પરંતુ એ વાત તો નિર્વિવાદ છે કે પૂર્વની સ્ત્રીઓનો પ્રેમનો આદર્શ પણ તેજ છે. તેને પણ પતિના પ્રેમના અંશથી સંતોષ નથીજ થતો; પરંતુ તે બિચારીને પુરૂષવર્ગે રચેલા સતીધર્મના કાયદાએ શાસ્ત્રની આજ્ઞાઓએ સૈકાઓથી એટલી બધી બીકણ અને પરવશ બનાવી દીધી છે કે "No Indian woman can be satisfied with a part of a man's love" કોઇ હિંદી સ્ત્રી પોતાના પતિના પ્રેમના અંશથી સંતુષ્ટ થઇ શકતી નથી! આવા શબ્દો બોલવાની તેની હિંમતજ ચાલતી નથી. આર્ય સ્ત્રીનું કોમળ હૃદય અને તેની પતિ પ્રત્યેની અનન્ય ભકિત, તેને એક ઉપર બીજી સ્ત્રી લાવનાર પતિની સામે બંડ ઉઠાવવાને હિંમત ન જ આપી શકે. પરંતુ હિંદી પતિઓના આવા કાર્ય વિરૂદ્ધ સખ્ત અણગમો બતાવવા પુરતો હક તો તેને હોવોજ જોઇએ. પશ્ચિમના 'monogamy' ના સિદ્ધાંતનું પૂર્વમાં અનુકરણ થવાની બહુ જરૂર છે. યુરોપમાં તો એક ઉપર બીજી સ્ત્રી કરનાર કાયદા અને સમાજની દૃષ્ટિએ ગુન્હેગાર છે; એટલુંજ નહિ પણ આવા સંયોગોમાં પહેલી પત્નીને છુટાછેડા આપવાની કાયદો પતિને ફરજ પાડે છે. આ ઉપરાંત અનીતિને માર્ગે જનાર પતિનો દોષ જો કોર્ટમાં સાબિત થાય તો તેની પત્નીને કોર્ટ ભરણ પોષણ માટે પૂરતી રકમ અપાવી શકે છે અને સ્ત્રી ઇચ્છે તો છુટાછેડા પણ લઇ શકે છે. આ કાયદાઓ નીતિના આદર્શ મુજબ આપણને રાક્ષસી લાગે પણ તેનાથી એક જાતનો સખ્ત અંકુશ કમમાં કમ જાહેર રીતે લફંગાઇ કરનાર પતિઓ પર રહે છે અને આવા પતિઓને અનીતિને માર્ગે જવામાં ખર્ચના બોજામાં ઉતરવું પડે છે. તે ઉપરાંત ફજેત થવું પડે છે. શિયળ અને સતીત્વના આદર્શોમાં વિલસતી આર્ય અબળાને પોતાના પતિના બીજી સ્ત્રી લાવવાના ગુન્હા માટે કાયદાનું શરણું લેવાનો, તેની છુટ હોય તો પણ સ્વપ્ને પણ ખ્યાલ ન આવે. પરંતુ એટલું તો ચોક્કસ છે કે સપત્નીનાં આવવાથી તેનું કોમળ

અંતઃકરણ ગીરાય છે. અને તેને દુઃખ થાય છે. પતિને આવેશભેર ચ્હાનારી સ્ત્રી, તેના પતિના પ્રેમની બીજી ભાગીદારને અદેખાઇથી જુવે તો તેમાં નવાઇ જેવું નથી. આટલો તો તેને મનુષ્ય તરીકે હક છે. આર્ય સ્ત્રીઓનો આત્મત્યાગ અને સંયમ, તેને પતિના આવા અયોગ્ય કાર્ય માટે યૂરોપની સ્ત્રીની માફક બંડ ઉઠાવવા તો નહિ દે. પરંતુ તેના અંતરના દુઃખના નિશ્વાસથી આ હતભાગી દેશ હજુ ગુલામી ભોગવે છે તે વાત નિર્વિવાદ છે. દરેક મનુષ્યમાં દૈવી આત્મત્યાગની આશા રાખવી તે નિરર્થક આશાવાદ છે. સ્ત્રીજાતિની ભલાઇ, ઉદારતા, અને સહિષ્ણુતાનો પુરૂષવર્ગે આવી રીતે દુરૂપયોગ કરવો, તે તદ્દન અયોગ્ય છે.

આપણાં ધર્મશાસ્ત્રોએ સતીધર્મનું વર્ણન કરતાં સ્ત્રીઓને એવી સલાહ આપી છે કે પતિ આંધળો હોય, લુલો હોય, કુલક્ષણો અને બિણકમાઉ હોય તો પણ તેની દેવ માનીને સેવા કરવી. પરંતુ આ શબ્દો જેટલો ભાર દઇને લખવામાં આવ્યા છે તેટલોજ ભાર દઇને, પતિઓની ફરજો વિષે બહુ કહેવામાં આવ્યું નથી. પતિએ રખડતા રહેવું અને પત્નીની દરકાર ન કરવી, છતાં પત્નીએ તેને દેવ માની પૂજવો તે વાત કદાચ પુરૂષોએ રચેલા શાસ્ત્રાનુસાર યોગ્ય હશે પણ ન્યાયની દૃષ્ટિએ તો તે બ્યાજબી નથી. શાસ્ત્રોની આજ્ઞા અને લોકાચારને આધીન થઇ સ્ત્રીજાતિ યંત્રની માફક આવો અન્યાય મુંગે મોઢે સહન કરે છે. પરંતુ કુદરતી રીતે અને હૃદયની ઇચ્છાથી તો એક મનુષ્ય જીવ આવો અન્યાય નજ ચલાવી શકે. અને તેનું અંતઃકરણ તેમ કરવા ના પાડે છે. પરંતુ લાચારીથી તેને બધું સહન કરવું પડે છે.

સાક્ષાત્ લક્ષ્મીજીને પણ સત્યભામા અને જાંબુવંતી સપત્નીતરીકે પસંદ નહોતી. તો પછી અજ્ઞાન આર્યબાળાઓને સપત્નીઓ કેમ પસંદ હોય ? પ્રેમ, પ્રેમથીજ ઉત્પન્ન થાય છે અને પુરૂષે, સ્ત્રીને પોતાનો સંપૂર્ણ પ્રેમ અર્પણ કર્યા વગર તેની પાસેથી પુરા પ્રેમની આશા રાખવી તે મનુષ્યસ્વભાવ વિરૂદ્ધની વાત છે. ભારતવર્ષની સ્ત્રીઓના કમનસિબે, આપણાં નીતિશાસ્ત્રો અને સમાજના બંધારણના નિયમો પુરૂષોનેજ હાથે રચાયલા છે, અને તેથી વિષયલોલુપ્ત પુરૂષોને પોતાની આ સ્વતંત્રતા ઉપર અંકુશ મુકવાનું સુઝયુંજ નથી.

આ દેશમાં વિધવા વિવાહ ઉપર સખ્ત બંધન છે. ઘણી ખરી જ્ઞાતિઓમાં તો બાળ વિધવાઓને પણ જન્મપર્યંત એકલી અને નિરાધાર સડવા દેવામાં આવે છે, જ્યારે વિધુર પુરૂષોને ગમે તેટલી વખત પરણવાનો હક છે, આ હડહડતો સામાજીક અન્યાય છે પણ આ અન્યાયની પરાકાષ્ટા તો એક પત્ની જીવતી છતાં બીજી સ્ત્રી કરવાના દુષ્ટ રિવાજમાં આવી જાય છે.

એક ઉપર બીજી સ્ત્રી નહિ કરવાનું જ્ઞાતિ બંધન ભાગ્યેજ બેચાર જ્ઞાતિઓમાં હશે. ઘણી ખરી જ્ઞાતિમાં બે કે ત્રણ સ્ત્રીઓ કરવાની સંપૂર્ણ છુટ છે અને કેટલીક જ્ઞાતિઓમાં તો તેમ કરવું તે ખાનદાનીની નિશાની ગણાય છે! અને અકલના ઓથમીર માબાપો પણ ધન અથવા આબરૂને ખાતર આવા ફરમાસુ ખાનદાનોને જોઇએ તેટલી પત્નીઓ પુરી પાડે છે! આપણા હિંદુ ભાઇઓ એટલા બધા અણસમજુ છે કે તેમને તેમના ગુરૂએ બચપણમાં આંક ભણવાની શરૂઆતમાંજ " એકડે, બે ". ( બે બૈરીઓ કરે તો ગૃહસંસાર બગડે ) અને તગડે, ત્રણ ( ત્રણ સ્ત્રીઓ કરેતો તે બધી મળી પતિને તગડી-કાઢીમુકે). આવી ચોકકસ સલાહ આપી છે છતાં, ગુરૂજીની આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે! એક

બાજુથી પત્નીને, અર્ધાંગના કહેવી અને બીજી બાજુથી બીજું અડધુ અંગ ગળે વળગાડવું તેનો અર્થ શું ?

પતિભક્તિ અને શિયળ ઉપર નવલકથાઓ લખવાનો અને રાસડા ગવડાવવાનો જમાનો હવે ગયો છે. આવાં પુસ્તકો અને શાસ્ત્રોના અભાવે પશ્ચિમની સ્ત્રી, હિંદની સ્ત્રીઓ કરતાં વધુ અપવિત્ર છે તેમ સાબિત કરવું મુશ્કેલ છે. સ્ટીમર ટાઇટેનિક જ્યારે અમેરિકા અને ઈંગ્લંડની વચ્ચે દરિયામાં મુસાફરી કરતાં ડુબી ગઇ ત્યારે તેની અંદર પાંચ સાત કરોડાધિપતિ પુરૂષોની સાથે તેમની સ્ત્રીઓ પણ હતી અને આ સ્ત્રીઓને બચાવવાની દરેક સગવડ સ્ટીમરના કપ્તાને કરી આપવા છતાં અને પોતાના પતિના ડુબી જવા પછી તેમના અઢળક ધનની તેઓ વારસ બનશે તે જાણવા છતાં આ બહાદુર સતીઓએ પોતાના પતિના કંઠે વળગીને સમુદ્રમાં જ લીન થવાનું પસંદ કર્યું હતું. આવા અનન્યપતિ ભક્તિના પાઠ શીખવા અને જગતને છક કરી નાખે તેવું આદર્શરૂપ સતીનું વર્તન કરવા માટે તેમને સતીઓનાં જીવનચરિત્રો કે સતીધર્મના શાસ્ત્રો ભણાવવાની જરૂર નહોતી પડી. પતિ-પત્નીનો સ્વાભાવિક પ્રેમ ઇશ્વરેજ નિર્માણ કરેલો છે. તેને આદર્શને શિખરે લઇ જવો તે તેમનાજ હાથમાં છે.

"ગુણસુંદરી" માસિકમાં આવો સામાજિક વિપ્લવને ઉત્તેજન આપે તેવો લેખ પ્રસિદ્ધ થવાથી કેટલાક વાંચકોને સખ્ત અણગમો ઉત્પન્ન થશે એમ મારૂં ધારવું છે; પરંતુ આ લેખ મેં વાચક "બ્હેનો" તરફના મારા માન અને ભક્તિભાવની લાગણીથી જ લખેલો છે. "ગુણસુંદરી" માસિકનો આદર્શ ફક્ત જુનું તેટલુંજ સારૂં અને ફક્ત જુનાને જ વખાણવાનો નથી. " જે કર ઝૂલાવે પારણું તે જગત પર શાસન કરે " આવા આદર્શવાળા માસિકમાં આ લેખ અસ્થાને નહિ ગણાય એમ આશા રાખું છું."

---

ગુનેહગાર—( જડ્જને ) સાહેબ મારો મુકદ્દમો હમણાં મુલતવી રાખો તો સારૂં ! કારણકે મારો વકીલ માંદો છે.

જડ્જ—એતો ઠીક, પણ દરીઆદીના ગજવામાં તેં હાથ નાંખ્યો તેજ વખતે પોલીસે તને પકડયો હતો. હવે વકીલ આપીને ત્હારો શો બચાવ કરવાનો હતો ?

ગુનેહગાર—જી, તેજ મારે જાણવું છે ને !

× × ×

મહેંદ્ર—( હાથ જોડીને ) હે પ્રભુ ! પંજાબનું મુખ્ય શહેર અમૃતસર કરી દેજો !

સુરેંદ્ર—કેમ મહેંદ્ર, એવું કેમ પ્રભુ પાસે માગે છે ?

મહેંદ્ર—મેં આજે પરીક્ષાના પેપરમાં ભૂલથી એમ લખી દીધું છે !

× × ×

મેજીસ્ટ્રેટ—( આરોપીને ) આ માણસના ગજવામાં ઘડીઆળની કડી મજબુત બાંધેલી હતી, તો પણ તેં ઘડીઆળ કેવી રીતે કાઢી લીધી ?

ખીસાકાતરૂ—સાહેબ, મારી યુક્તિઓ હું કોઇને મફત શીખવતો નથી. શીખવા આવનાર પાસે રૂ. ૧૦) ની ફી લઉં છું.

# સ્વાર્થ—તે વિશે કેટલુંક.

લેખકઃ શ્રીયુત ધનસુખલાલ કૃષ્ણલાલ મેહતા

એક સાંજે ભાનુશંકરે કહ્યું: "જગતમાં એકજ દુર્ગુણ છે અને તે સ્વાર્થ છે."

સ્નેહવદન ઉભા ઉભા સીગાર સળગાવતા હતાઃ તે સળગાવી રહ્યા એટલે બોલ્યા. "હા, અને સર્વ સદ્ગુણોનું મૂળ પણ સ્વાર્થજ છે."

"આપણે નવલકથાના વિચાર કરીએ છીએ. આવાં પ્રકારનો વિરોધાભાસ દર્શાવનાર વાતો કરતા નથી." કનૈયાલાલ કોઇ ફીલસૂફના જેવી મુખમુદ્રા કરીને બોલ્યા.

"સ્વાર્થ એ દૃઢ મનનું બીજું નામ છે," સ્નેહવદન વાદવિવાદ કરવાના ઉત્સાહમાં હતા એટલે કનૈયાલાલના શબ્દો નહિં ગણકારતાં બોલ્યા. "આપણે ગમે તે કાર્ય કરીએ—પછી ભલે તે સારૂં હો કે ખરાબ હો—તો તે કાર્ય કરવાને આપણને ઉશ્કેરનાર સ્વાર્થજ છે. આપણે પુણ્યનું કાર્ય કરીએ છીએ તે માત્ર આપણને બીજી દુનિયામાં સારૂં સ્થાન મળે, આ જગતમાં આપણી વાહવાહ થાય અને બીજાંના દુઃખોના અભ્યાસથી આપણા દુઃખનો ભાર હલકો થાય એટલા માટેજ કરીએ છીએ. જેમ એક ક્રૂર માણસને ક્રૂર કાર્યો કરવાથી આનંદ મળે છે તેમજ એક ધર્માત્માને ધર્મના કાર્યથી સુખ મળે છે. ફરજ નહિં બજાવવામાં જેટલું સુખ મળે તેના કરતાં ફરજ બજાવવામાં વધારે સુખ છે, એમ માનીનેજ સારા માણસો ફરજ બજાવવા તત્પર થાય છે. ધર્મમાં સુખ માનીને અમુક મનુષ્ય ધર્મી થાય છે. અનીતિ કરવાથી શરીરને તેમજ આત્માને દુઃખ થાય છે એમ માનીને નીતિવાન મનુષ્યો નીતિમય જીવન ગાળે છે. આત્મત્યાગ એ પણ એક પ્રકારનો સૂક્ષ્મ સ્વાર્થ છે. સ્વાર્થત્યાગ નહિં કરીએ તો આપણી પશુવૃત્તિને સંતોષ મળે છે અને સ્વાર્થત્યાગ કરતાં આપણો આત્મા સંતોષ પામે છે. મનુષ્યો સ્વાર્થી થયાં સિવાય બીજું થઇ શકેજ નહિં. સ્વાર્થ એજ સર્વ જીવનનો કાયદો છે. દૂરમાં દૂર દેખાતા તારાથી માંડીને નાનામાં નાનું પ્રાણી પોતાની શક્તિ પ્રમાણે પોતાનેજ માટે લડે છે અને પોતાનેજ માટે અમુક કાર્યો કરે છે અને તે સર્વના ઉપર રાજ્ય કરતાં મહા પ્રભુ પણ પોતાને માટેજ સર્વ યોજના ઘડે છે. આજ જગતનો નિયમ છે."

"ભાઇ, જરા લેમન—આઇસ પીને ઠંડા પડો," કનૈયાલાલ બોલ્યા. "આજ સુધી હું સમજતો હતો કે બીજા કોઇ સમજી શકે નહિં એવી વાતો હુંજ એકલો કરી શકું છું પણ આજથી મારી ભૂલ ભાંગી છે."

"જો બધાંજ કાર્યોનું મૂળ કારણ-સારાં તેમજ નઠારાંનું-સ્વાર્થજ હોય તો," ભાનુશંકરે કહ્યું, "સારો સ્વાર્થ અને નઠારો સ્વાર્થ એમ બે શબ્દો યોજવા જોઇએ. આ પ્રમાણે મેં જે પ્રથમ સ્વાર્થ શબ્દ વાપર્યો તે નઠારા સ્વાર્થને માટે જ વાપર્યો હતો એટલે મારૂં કહેવું ખરૂં પડે છે. હું કહું છું કે જગતમાં સ્વાર્થ એજ સર્વ ખરાબ કાર્યોનું મૂળ છે."

"ના, એમ પણ નથી," સ્નેહવદન બોલ્યા. "તમે જેને ખરાબ સ્વાર્થ કહો છો–જેને દુનિયા ખરાબ સ્વાર્થ કહે છે તે ખરાબ સ્વાર્થથી પણ કેટલીક વાર સારાં કાર્યો થાય છે. આ પ્રમાણેનું દૃષ્ટાંત હું જાણું છું. મરજી હોય તો સંભળાવું."

"અમારે સાંભળવામાં હરકત નથી." અમે કહ્યું.

"ત્યારે સાંભળો." સ્નેહવદને શરૂ કર્યું." આ કથામાં ત્રણ માણસો છે. સ્ત્રી, તે સ્ત્રીનો પતિ અને એક બીજો પુરૂષ. આ જાતની જીવનની નાટિકાઓમાં સ્ત્રી એ મુખ્ય પાત્રનો ભાગ ભજવે છે. આમાં બીજો પુરૂષ તે ભાગ ભજવે છે.

"આ સ્ત્રી ઘણીજ ખુબસુરત હતી તેમજ ઘણી દુષ્ટ પણ જણાતી હતી. એક વખત હું જંગલમાં ફરવા ગયો હતો ત્યાં એક ઠેકાણે એક નાની, સુંદર પર્ણકુટી હતી. આસપાસનું સૃષ્ટિસૌંદર્ય પણ અપૂર્વ રીતે સુંદર હતું. પણ તેવામાં તે પર્ણકુટીમાંથી એક મનુષ્યે ડોકીયું કર્યું. આ મનુષ્યને જોતાં મને આખું દ્રષ્ય ખરાબ લાગ્યું. આજ પ્રમાણેનું વર્ણન આ સ્ત્રીના સંબંધમાં કહી શકાય: સ્ત્રીનો દેહ અદભૂત સૌંદર્યથી ભરેલો હતો પણ અંદર વસતો આત્મા દુષ્ટ હતો.

"એક વખત અગાઉ એ સ્ત્રી પોતાના પતિને ચાહતી હશે એ વિષે કાંઇ શંકા જેવું નથી. દુષ્ટ સ્ત્રીઓમાં દુર્ગુણ ઘણા ઓછાં હોય છે અને તેમાં પણ ક્ષુદ્ર વિચારો. તો જવલેજ નજરે પડે છે. પશુવૃત્તિવાળાં મનુષ્યોમાં વિકારોનાં તરંગો પણ બહુ પ્રચંડ હોય છે; એવા એક પ્રચંડ તરંગમાં તણાઇને ક્ષણિક મોહમાં એ સ્ત્રીએ પેલા પુરૂષ સાથે લગ્ન કર્યાં હશે. પણ એ વિકાર શાંત થયો હશે એટલે નવો વિકાર ઉદભવ્યો હશે.

"આ સમયે તે પતિ–પત્ની કેરો ખાતે રહેતાં હતાં. પતિ અમલદાર વર્ગમાં હતો તેથી અને તે સ્ત્રીની સુંદરતા તેમજ બુદ્ધિને લઇને તેમનું ઘર ત્યાં આવતા જતા યુરોપીઅનોમાં અગ્રસ્થાન થઇ પડયું. સ્ત્રીઓ આ સ્ત્રીને ધિક્કારતી છતાં તેની નકલ કરતી. પુરૂષો પોતાની પત્ની આગળ આ સ્ત્રીને માટે હલકો વિચાર દર્શાવતા હતા, અરસપરસ વાતો કરવામાં એ સ્ત્રીને હલકી પાડતા પણ જ્યારે એ સ્ત્રીની સાથે એકલા પડતા ત્યારે દિવાના થતા તેમજ મૂર્ખ બનતા.

"એવામાં ત્યાં મહેરોના બાંધકામ ઉપર દેખરેખ રાખવા એક જુવાન અંગ્રેજ એન્જીનીઅર આવ્યો. ત્યાંના યુરોપીયન સમાજે તેને એકદમ ઉત્સાહથી વધાવી લીધો. એ ખાસ ખુબસુરત ન હતો પણ સ્ત્રીઓમાં તેમજ પુરૂષોમાં જે ગુણ ખાસ આકર્ષક છે તે ગુણ તેનામાં હતો; તેનામાં અસાધારણ જોર હતું. સ્ત્રીએ પુરૂષની સામે જોયું. તે દ્રષ્ટિ પુરૂષે પાછી વાળી એટલે નાટક શરૂ થયું–

'નાના સમાજમાં વાતો જલ્દી પ્રસરે છે. એક માસમાં આસપાસના સર્વ લોકોમાં ચર્ચા થવા લાગી અને બે માસમાં સ્ત્રીના પતિને કાને આ વાત પહોંચી.

"આ પુરૂષ કાં તો અસાધારણ ઉચ્ચ વર્ગનો હતો કે કાંતો હદ વિનાનો નીચ હતો એ વિષેનો નિર્ણય અને કંઇ દ્રષ્ટિએ આપણે જોઇએ તે ઉપરથી કરી શકાય તેમ હતું. વિશાળ હૃદય અને કાંઇક નબળી મગજશકિત વાળા પુરૂષો જેમ સ્ત્રીને ચ્હાએ છે તેમ આ પુરૂષ પોતાની સ્ત્રીને કુતરાના જેવી નિમકહલાલીથી ચ્હાતો હતો. તેને ભય માત્ર એક હતો. આ ચર્ચા પોતાને કાંઇક પગલાં ભરવાંજ પડે એટલે હદ સુધી જાય અને તેથી કરીને પરિણામે જે સ્ત્રીને માટે પોતે

"હું તમારી માફ માગુ છું." સ્ત્રીના પતિએ ઉભા થઇને કહ્યું.

"હું પણ તમારી માફ માગું છું." બીજા પુરૂષે શેકહેન્ડ કરતાં કહ્યું "જરા આ દરવાજો ઉઘાડવામાં મને મદદ કરો છો ?"

બન્નેએ સાથે રહીને સામેનો દરવાજો ઉઘાડ્યો.

"તમે અંદર શાથી પડી ગયા ?" પેલા પુરૂષે પૂછ્યું.

"મને મારી સ્ત્રીએ કહ્યું કે આ કુવો તમે કૂદી શકો છો અને જો હું કૂદું તો તે મને એક ચુંબન આપે. તે ઉપરથી ઉશ્કેરાઇને હું કૂદ્યો. પણ મેં બહુ મૂર્ખાઈ કરી ખરું ?" સ્ત્રીના પતિએ કહ્યું.

"હા, ! મૂર્ખાઇ તો ખરીસ્તો !" પેલા પુરૂષે કહ્યું.

"કેટલાક દિવસ પછી એક પાર્ટીમાં પેલી સ્ત્રી અને આ પુરૂષ બન્ને એકલા મળ્યાં. પેલી સ્ત્રીએ કટાક્ષથી કહ્યું: 'તમે મારા પતિની જીંદગી બચાવી તેથી હું આભાર માનું છું. તમે તમારા જીવને જોખમે એની જીંદગી બચાવી એ શું સાચું છે ?"

"હા." પેલા પુરૂષે કહ્યું.

"'મૂર્ખ, ગધેડા !' પેલી સ્ત્રીએ પેલા પુરૂષના મ્હોં ઉપર જોરથી લપડાક મારીને કહ્યું.

"હું મૂર્ખ નથી." પેલા પુરૂષે પણ તેટલાજ કટાક્ષમાં ઉત્તર આપ્યો. 'જો તારો પતિ મરી જાત તો કદાચ મારે તારી જોડે પરણવું પડત. લોકોમાં આપણા વિષે એટલી બધી ચર્ચા થઇ હતી કે લગ્ન સિવાય મારો બીજો છૂટકોજ નહિં થાત. આ પ્રમાણે તું મારે ગળે બંધાત, અને જે સ્ત્રી સાથે હું ઇંગ્લાંડમાં પરણવાનો છું તે સ્ત્રી અને મારી વચ્ચે તું સદાની આડખીલી થઇને રહેત. હવે સમજણ પડી !"

'હા.' આટલોજ ઉત્તર બહુ ધીમેથી આપીને પેલી સ્ત્રી નીચું જોઇને ત્યાંથી ચાલી ગઇ.

"આમાં આખા જગતે આ માણસનો આત્મત્યાગ, શૌર્ય અને નિસ્વાર્થ કાર્યને માટે તેને ધન્યવાદ આપ્યો અને સઘળે ઠેકાણે તેની વાહવાહ થઇ ગઇ. માત્ર બેજ માણસો આ કાર્ય સ્વાર્થને લઈનેજ થયું હતું એમ માનતાં હતાં અને જાણતાં હતાં. આ બે માણસ તે પેલો પુરૂષ અને આ સ્ત્રી." સ્નેહવર્ધને વાત પૂરી કરી.*

* અંગ્રેજી ઉપરથી



જાહેર ખબરોની લંબાઇ વધારેમાં વધારે છસો ફીટની હોય છે. કેટલીક જાહેર ખબરો માટે દસ હજાર વીજળીના દીવાની રોશનીથી ઝગઝગતાં પાટીઆં વપરાય છે. જાહેર ખબરો પોસ્ટની ટીકીટ, ખાવાનાં બીસ્કીટ, સાબુ, છરી અને ચળકતી શીશીઓ પર આપવામાં આવે છે એટલુંજ નહિં પણ દાક્તરખાના કે રોશનીના ચમકારા વડે પણ અપાય છે. જાહેર ખબરો કેમ લખવી, ગોઠવવી, છાપવાં ને આપવા એ એક કીંમતી કળા થઇ પડી છે. એ માટે તો અભ્યાસક્રમ, પાઠ્ય પુસ્તકો અને વિદ્યાલયો રખાય છે. આખી દુનિયા દર વર્ષે જાહેર ખબર પાછળ પાંચ અબજ પચીસ કરોડ રૂપીઆ ખરચે છે. એકલું અમેરિકાજ તેની પાછળ વીસ કરોડ ખરચે છે. ઇંગ્લંડ અને મધ્ય યુરોપ પાંચ પાંચ કરોડ ખરચે છે.

# પ્રિયતમને આમંત્રણ.

લેખિકા: કુ. મલ્લિકા વ. હોરા.

( "ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ"—એ રાગની ધુનમાં. )

આવો પધારો હૃદયમંદીરે રે લોલ,
ચેતન વિહોણું મ્હારું ઉર જો !
આવો પધારો હૃદયમંદીરે રે લોલ.

આભમાં ઉગે છે જેમ ચન્દ્રમા રે લોલ,
હૈયે બિરાજો તેમ નાથ જો !
આવો પધારો હૃદયમંદીરે રે લોલ.

સૂકી વેરાન વાડી ઉરની રે લોલ,
પ્રેમથી બનાવો લીલી કૂંજ જો !
આવો પધારો હૃદયમંદીરે રે લોલ.

પ્રેમનો દિપક છે બૂઝાયલો રે લોલ,
આવીને ચેતાવો પ્રણયજ્યોત જો !
આવો પધારો હૃદયમંદીરે રે લોલ.

કરમાઇ જાતી આશવેલડી રે લોલ,
સીંચજો ત્યાં સ્નેહનાં એ નીર જો !
આવો પધારો હૃદયમંદીરે રે લોલ.

# કેસર

લેખિકાઃ બ્હેન પ્રેમલીલા મ્હેતા, બી. એસસી.

આજથી ચાર વરસ ઉપર મેં લખમણપુરા જોયું. તાપી નદીના કિનારા ઉપરજ આ એક ન્હાનકડું ગામડું છે. સુરતની જાહોજલાલી વખતે લખમણપુરા પણ જરા જાણીતું બંદર હતું. હાલમાં તો આ ગામમાં માછી અને કોળીની વસ્તી છે માછીઓનાં ઝુપડાં, કોળીઓનાં જરાં મોટા ઘર, બે કુવા, અને એક નિશાળ સિવાય બીજું કાંઇ નથી. ચાલીને આવવાથી મને થાક લાગો હતો, એટલામાં ઝુપડાંથી થોડે દૂર એક ખેતરમાં કુવાના કોસનો અવાજ સાંભળવાથી મેં ત્યાં જવાનું ધાર્યું.

ખેતર ઘણુંજ મોટું હતું અને તેની ચારે તરફ આંબાની હાર હતી. ખરું જોતાં ખેતર હતુંજ નહિં. કારણ કે તેમા કાંઇ અનાજ વાવેલું નહોતું, પણ તેને બદલે જાતજાતના ફૂલના છોડ વાવેલા હતા. એ છોડ ઉપર સેંકડો તો શું પણ હજારો ફુલ રંગરંગીત અને જુદી જુદી જાતનાં ઉગેલાં હતાં. દૂરથીજ તેની હદપાર સુવાસ આવતી હતી. કુવાના થાળા ઉપર એક માણસ કોસનું દોરડું પકડીને ઉભો ઉભો ગાતો હતો. બીજો એક માણસ કોસના બળદ હાંકતો હતો. બળદ પણ હૃષ્ટપુષ્ટ હતા, અને બન્નેને ગળે ફુલના હાર પહેરાવેલા હતા. આ બધું જોઇને મને બહુજ નવાઇ લાગી. મેં તેથી થાળા ઉપર ઉભેલા માણસને પૂછ્યું કે, " ભાઇ, આ તમારી વાડી છે ? " તેણે કહ્યું, " ના, જી, દેસાઇજીની. " મેં પૂછ્યું: " કયા દેસાઇ ? " તેણે કહ્યું: " ગજેન્દ્રરાય. "

ગજેન્દ્રરાય દેસાઇ તે કોણ તે મને ખબર નહોતી પણ મને થયું કે ખેતરને બદલે આવડી મોટી ફુલની વાડી કરી છે એટલે શોખીન માણસ હશે. તેથી મેં કહ્યું: " દેસાઇજી ફુલના બહુ શોખીન લાગે છે. " ત્યારે તેણે કહ્યું: " શોખીન ! આ કેસર બ્હેનના ગયા પછી દેસાઇજીને તો ફુલની ગાંડાઇ લાગી છે. એમને લાગે છે કે ફુલમાંથી કેસર બ્હેન પાછાં પ્રગટ થશે ! " મને આ સાંભળીને બહુ નવાઇ લાગી અને કાંઇ સમજણ પડી નહિં. તેથી મેં કહ્યું, " કેસર બ્હેન કોણ હતાં ? " પેલા માણસે કહ્યું: " દેસાઇજીના દિકરી, ભાઇ, પણ તમે કોઈ અજાણ્યા લાગો છો કેમકે કેસર બ્હેનની વાત તો અહીંઆ બધાંને ખબર છે. ". મેં કહ્યું: " હા, હું અહીંઆનો રહેવાસી નથી." પછી પેલા માણસે મને એક આંબા નીચે બેસવા કહ્યું, અને થોડું ટંડું પાણી પીવા આપ્યું અને મારા આગ્રહથી નીચેની વાત મને કહી સંભળાવીઃ

" તે વખતે કેસર બ્હેન પંદર વરસનાં હતાં. એ બહુજ રૂપાળાં હતાં અને દેસાઇજીનાં એકનાં એક બાળક અને મા વગરનાં એટલે હદપાર લાડમાં ઉછરતાં હતાં. પણ એમનો સ્વભાવ પણ એમના ચહેરા જેવોજ સુંદર

હતો. એમને ફુલ ઉપર હદપાર પ્રીતિ હતી. દેસાઇજીના બંગલાની આગળ એક નાનો સરખો બાગ હતો, તેમાં અસંખ્ય ફુલો ઉગતાં હતાં. કેસર બહેન રોજ સવારે એ બાગનાં ફુલો સાથે રમ્યાં કરે. કલાકોના કલાકો વહી જાય તેનું ભાન પણ એમને ના રહે. ખાસ કરીને મોગરાનાં ફુલો તો તેમને ખુબજ વહાલાં હતાં.

એક દિવસે સવારનાં રોજની માફક કેસર બહેન ફુલ સાથે રમતાં હતા. સાથે તેમની બહેનપણી કમલા હતી. રમતાં રમતાં કેસર બહેને કહ્યું, "કમલા, આ ફુલો જોઇને મને થાય છે કે તે આવા સુંદર અને મનોહર છે તો એમનો બનાવનાર તો કેવોએ હશે? મને ફુલો પાસે રહેવું આટલું બધું ગમે છે તો એમના બનાવનાર પાસે તો સ્વર્ગ જેવું સુખમય લાગે! ખરેખર, આ ફુલોનો બનાવનાર મને બહુજ ગમે. એ મને બોલાવે તો હું તરત એની સાથે જ્યાં લઇ જાય ત્યાં જાઉં." કમલા તો આ સાંભળીને હસી. અને થોડી વારમાં તો બધું ભૂલીએ ગઇ.

તે રાત્રે બાગમાંથી કોઇએ મધુરા અવાજથી 'કેસર' એમ બુમ પાડી. કેસરબહેન અને કમલા બંને જાગ્યાં. ફરીથી કોઇએ 'કેસર' કરીને ધીમા, મીઠા અવાજથી બુમ પાડી. બંનેએ બારીમાંથી બહાર જોયું. તે રાત્ર પુનેમ હતી, એટલે ચંદ્ર પૂર બહારમાં હતો. તેના તેજમાં તેમણે જોયું તો બાગમાં બારી પાસે કોઇ બાળકની આકૃતિ દેખાઇ. બે બહેનપણીઓનાં માથાં બારીમાંથી બહાર આવતાં જોઇને તેણે ત્રીજીવાર 'કેસર' એમ બુમ પાડી. કેસર બહેને તો એકદમ 'આવું છું.' એમ કહ્યું. અને પછી દાદર ઉતરીને નીચે ગયાં, અને આગળનું બારણું ઉઘાડીને બાગમાં ગયાં. કમલા પણ પાછળ પાછળ ગઇ. એક મોગરાના છોડની પાસે પેલો બાળક ઉભેલો હતો. તે બાર તેર વરસનો દેખાતો હતો. તે બહુજ દેખાવડો હતો. તેણે ગળે અને હાથે ફુલની માળાઓ પહેરેલી હતી. માથે નાનો સરખો ફુલનો મુગટ હતો. કેસરબહેનને જોઇ તે એવી તો મધુર રીતે હસ્યો કે જગતમાં એવું મીઠું કોઇ હસી શકતું હશે એમ પણ મનાય નહિં. તેણે કહ્યું: "કેસર, તું આજે સવારે મને યાદ કરતી હતી, તેથી હું આવ્યો છું. હું આ ફુલોનો બનાવનાર છું. મારૂં નામ વસન્તદેવ છે." આમ તેને બોલતો સાંભળીને કેસરબહેન તો તેની અગાડી ઘુંટણીએજ પડી ગયાં. તે બાળકે તેમને એકદમ ઉઠાડયાં અને કહ્યું કે "તું મારા ઉપર જે ભાવ રાખે છે તેનાથી હું બહુજ પ્રસન્ન થયો છું. તું મારી સાથે આવશે ને? હું તને લેવાજ આવ્યો છું. તને ત્યાં ગમશે તો ખરૂં ને? ત્યાં હું તને જોઇએ તેટલાં સુંદર ફુલ આપીશ. કદી પણ કરમાય નહિં તેવાં ફુલ પણ તને બનાવી આપીશ, ચાલ." કેસર બહેને તો જરા પણ અટકયા વગર તેનો હાથ પકડયો અને બીજીજ પળે તે બંને અંતર્ધાન થઇ ગયાં.

કમલા તો બિચારી કાંઇજ સમજી ના શકી અને ખુબ ગભરાઇ ગઇ એટલે ચીસ પાડીને એ તો બેભાન થઇને પડી. ચીસ સાંભળીને નોકર ચાકર બધાં બહાર દોડી આવ્યાં. કમલાને મહા મહેનતે જાગ્રત કરી અને છેવટે તેના કહેવાથી બધાંએ કેસર બહેનને શોધવા માંડયાં. જે જગાએ તે અંતર્ધાન થયાં હતાં તે જગાએ મોગરાનાં ફુલનો મોટો ગંજ પડેલો હતો. તે સિવાય કેસર બહેનની કાંઇજ નિશાની નહોતી દેસાઇજી તો ગાંડા જેવા થઇ ગયા અને મોગરાના ગંજનાં એકે એક ફુલને કેસર બહેન માટે પૂછવા લાગ્યા.

તે દિવસ પછી હંમેશાં સવારનાં પહોરમાં દેસાઇજી ફુલ મંગાવે છે. ૧ અગે એક

મોટી છાબડી ભરીને લઇ જઇએ છીએ. પછી દેસાઇજી બેઠા બેઠા તે ફુલોમાંથી એક પછી એક દરેકને પુછે છેઃ 'મારી કેસર ક્યાં છે?' અને ફુલ જવાબ દેતું નથી એટલે નિઃશ્વાસ નાંખીને ફુલ ફેંકી દે છે. પછી સાંજે આ વાડીમાં આવે છે. અને દરેકે દરેક છોડને પુછે છેઃ 'મારી કેસર તેં જોઇ છે? અને પછી કાંઇ જવાબ મળતો નથી એટલે બિચારા નિઃશ્વાસ નાંખીને અંધારું થાય છે એટલે બંગલે જતા રહે છે."

આટલું કહીને પેલા માણસે વાત પુરી કરી મેં થોડું પાણી પીધું. પછી પેલાએ મને વાડીમાંથી થોડાં ફુલ આપ્યાં. તે લઇને મેં ચાલવા માંડ્યું. એટલામાં પેલા માણસે મને રોક્યોઃ "જુઓ, દેસાઇજી આવ્યા." એક ઘણાજ વૃદ્ધ અને ખાનદાન જણાતા ગૃહસ્થ લાકડીને ટેકો દઇને ચાલતા ચાલતા આવતા હતા. અમારી પાસે થઇને ગયા પણ અમારી સાથે ના એક શબ્દ બોલ્યા કે ના અમારી તરફ જોયું. જાણે અમે હતાજ નહિં. ધીમે ધીમે ચાલતા ચાલતા તે એક મોગરાના છોડ પાસે ગયા, અને મંદ પણ સંસ્કારી અવાજથી બોલ્યાઃ "મારી કેસરને તેં જોઇ છે?" પછી થોડી પળ જવાબની આશામાં ઉભા રહ્યા. અને પછી ઘણાજ ગહન દુઃખનો એક ઉંડો નિઃશ્વાસ નાંખ્યો અને પછી પાસેના છોડ આગળ ગયા મારાથી વધારે વખત આ દુઃખી દેખાવ જોઇ ના શકાયો. એટલે મેં ફરીથી એક વાર ત્યાં નજર કર્યા વગર ત્યાંથી ચાલવા માંડ્યું.



ગંગાડોશી દરરોજ નોકર પાસે શાક મંગાવતાં, પણ એમને લાગતું ખરું કે નોકર બરોબર ભાવ ઠેરવીને શાક લાવતો નથી. એક દિવસ પોતે બજારમાં શાક લેવા ગયા. એક શાકવાળાની દુકાને ગયા ને કેળાનો ભાવ પૂછ્યોઃ શાકવાળાએ કહ્યું. "આનાના ત્રણ." ગંગાડોશી બોલ્યાઃ 'દોઢ આનાના બે નહિં કે અસ્યા?" પેલા માણસે કહ્યું; "વારૂ લઇ જાવ." ગંગાડોશી પોતે કેવો ભાવ કર્યો એમ મનમાં મલકાતાં ઘેર આવ્યા.

× × ×

હિંદના વાઇસરોયને વર્ષે દહાડે ૧૭૧૮૯૦૦ રૂપીઆનો પગાર મળે છે, જ્યારે આખી દુનીઆમાં શ્રીમંત અને સુધરેલા રાષ્ટ્ર તરીકે પહેલે નંબરે ગણાતા સ્વતંત્ર અમેરિકાના પ્રમુખને વર્ષે દહાડે માત્ર સવા બે લાખ રૂપીઆજ મળે છે.

× × ×

એક માણસ પોતાની ગાડીમાં બેસી સ્ટેશન પર જતો હતો એટલે પુષ્કળ જગ્યા હતી તો પણ પોતાની પાસે એક સાધારણ મોટી પેટી હતી તે ખોળામાં લઇને બેઠો હતો. રસ્તામાં તેનો મિત્ર મળ્યો. ગાડી ઉભી રાખી ને બંને જણ વાત કરવા લાગ્યા. પછી પેલા મિત્રને નવાઇ લાગવાથી પૂછ્યુંઃ "આ પેટી ખોળામાં કેમ લઇને બેઠા છો?" પેલા માણસે કહ્યું "ઘોડો થાકી ગયેલો છે. બિચારો મને ઉંચકે એટલે બસ. પેટીનો ભાર એના ઉપર ક્યાં નાંખું?"

## "રસભીનાં જીવન!"

( રાસ )

૧

હૈડામાં સ્નેહસરિત વ્હેતી સાહેલડી.!
રસિયાના રાસ! નવ રહેજે ભૂલાય!
પળો જીવનનૂર દેતી અલબેલડી!
રગે રગ હર્ષ વહી તાપો હોલાય! ધ્રુવ.

૨

સાખી.

જાણે કોઇ પથિકને.....રસ્તે કરવા શાન્ત!
પાઇ સુધા ટાળે તૃષા;......
એહેવા! એહેવા અલી! મ્હારા કાન્ત રે;
સાહેલડી! રસિયાના રાસ નવ રહેજે ભૂલાય!

૩

સાખી.

ધીમા મીઠા સૂરથી.....વદતા મ્હારા નાથ!
હરતાં ફરતાં જો ડરૂં;......
વેગે વ્હાલા સાહે મમ હાથ રે!
અલબેલડી! રસિયાના રાસ નવ રહેજે ભૂલાય!

૪

સાખી.

પૂર્ણિમાના તેજમાં.....ચમકે ચંદ્ર ચકોર!
ત્યમ ચમકે મમ શિર-મણિ;......
એ તો મ્હારો માનિતો મોર રે!
સાહેલડી! રસિયાના રાસ નવ રહેજે ભૂલાય!

૫

સાખી.

સહિયર શા શા વર્ણવું......મ્હારા જીવન લ્હાવ!
તુજ ભાવિ તેવું બનો;......
એવા રૂડા સફળ થાવ ભાવ રે!
અલબેલડી! રસિયાના રાસ નવ રહેજે ભૂલાય!

હૃદયયોગી.




લેખકઃ શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

## પ્રકરણ છેંતાળીશમું.

### સ્નેહભરી વાતો.



કાગળ દિલ્હીથી મનહરલાલનો હતો. સ્નેહપૂર્ણાએ ભાઇનો કાગળ હર્ષથી વાંચ્યો.

"ભાભી, એક વધામણી આપું ?" કાગળ પોતાના હાથમાં છુપાવતી હર્ષભરી સ્નેહપૂર્ણા ભાનુમતી તરફ એકીટશે જોઇ રહી.

"શું ત્હમારાં લગ્નને લગતી વધામણી છે ?" ભાનુમતી સ્નેહપૂર્ણાની ટકોર કરતાં મીઠું મીઠું હસી.

"જાઓરે ! જાઓ. વાતવાતમાં લગ્નની વાતજ કરતાં શિખ્યાં કે ? સાંભળો આવતી કાલે મ્હારા ભાઇ દિલ્હીથી અત્રે આવે છે."

"એમાં વધામણી જેવું શું !"

"કેમ નહિ. સ્વામી પરદેશથી ગૃહે પધારે એ ખબર તો વધામણી જેવાજ ગૃહિણીએ ગણવા જોઇએ."

"અને મનમાનતા પતિ સાથે લગ્નસંબંધથી જોડાવાના શુભ ખબર પણ વધામણીમાંજ ગણાય." ભાનુમતી નણંદને જવાબ આપવામાં પોતાની જીત થઇ હોય તેમ ખુશ બની. પોતાના પતિ કાલે આવવાના છે તેથી એ ખુશાલીમાં ઔર વધારો થયો.

યોગિની આ નણંદ ભાભીની સહૃદયતા પ્રસન્ન ચિત્તે જોઇ રહી હતી.

"ભાભી! શું આપશો એ વધામણીમાં?"

સ્નેહપૂર્ણાનો આ પ્રશ્ન બહારથી ઓરડામાં દાખલ થતી કપિંજલાએ ઝીલ્યો. "શેની વધામણી ભાભીને આપો છો?"

કપિંજલાને જોઇ ભાનુમતી ને સ્નેહપૂર્ણા બન્ને હસી પડી. યોગિનીને નમસ્કાર કરી કપિંજલાએ સોફાપર બેસતાં બેસતાં પૂછ્યું:.

"માતાજી ! મ્હેં કહ્યું હતું તે સ્નેહપૂર્ણાના સંબંધમાં આપને સર્વ સત્ય દેખાયું હશે."

"જરૂર. ત્હમારી વાત તદન સાચી છે. હું આજે બહુ પ્રસન્ન થઇ છું. હિંદુ સંસારમાં થોડી સ્નેહપૂર્ણાઓ જોઇએ છે. જે ગૃહમાં એ પગલાં ભરશે તે ગૃહમાં આનંદના વાયુ વાશે, પ્રેમના પ્રકાશ પડશે અને શાન્તિના ફૂવારા ઉડશે. ત્હમારી સખીના દર્શને મ્હારી આંખ્યો ઠરી છે." યોગિનીએ પોતાનો અભિપ્રાય આપ્યો.

"માતાજી ! બહુ થયું. આપના આશીર્વાદ ઉતરો એવું જ હું માગું છું." સ્નેહપૂર્ણાએ વિવેક બતાવ્યો.

"અરે પેલી ત્હમારી વધામણી કઇ છે એ તો મ્હને કહો ?" કપિંજલાને ફરીથી વધામણીની યાદ આવી.

"સ્નેહપૂર્ણા બ્હેન કહે તે પહેલાં હું કહું. કાલે દિલ્હીથી ત્હમારા ભાઇ આવવાના છે ને સ્નેહપૂર્ણા બ્હેન હવે પોતાના લગ્નની વાત ત્હેમની પાસે કરવનાં છે એ વધામણી સ્હમજ્યાં કે ? બ્હેનની બધી ખબર આજે મ્હને પડી ગઇ છે." ભાનુમતીએ નણંદની સ્હામે બહુ પ્રેમભાવથી નયન ફેંક્યું.

"શું ખબર પડી ગઇ ? મ્હને તો સ્હમજાવો ભાભી !" કપિંજલાએ વાતમાં રસ લેતાં માગણી કરી.

"કપિંજલા બ્હેન ! શું કહું. આજે માતાજી પાસેથી બ્હેનના ભાગ્યલેખ સાંભળી હું બહુ પ્રસન્ન થઇ છું. મ્હારા જીવને ટાઢક વળી છે. એટલા દિવસથી હું તો એમજ ધારતી હતી કે બાઇસાહેબ કુંવારાં રહેશે મ્હને એ વાત બીલકુલ પસંદ ન્હોતી. રાત દિવસ એની એજ ચિંતા મ્હને થયા કરતી હતી કે આવી પ્રેમાળ, આવી ચતુર, આવી ચાલાક, આવી સુશિલ ને આવી સુન્દર મ્હારી નણંદ કોઇને શું પરણશે નહિ ? મ્હને ત્હમારા ભાઇ તરફથી મના હતી એટલે હું મનમાં જ મુંઝાતી હતી કે આવી દૈવી સંસારસુખથી હમેશાં શું દૂર જ રહેશે ? કપિંજલા બ્હેન ! બાઇસાહેબ એવાં પાક્કાં ચતુર કે મ્હને કોઇ દિવસ પણ ખબર ન પડવા દીધી કે એ બ્હારથી જૂદાં ને અંદરથી જૂદાં છે. એ રહ્યાં મ્હારાં ગુરૂ એટલે વધારે કંઇ પૂછાય પણ નહિ. હવે હું એમની શિષ્યા આજે બરાબર બધું યાદ કરી પારખી લઉં છું. માતાજીએ જ્યારે વસંત કવિનું નામ દીધું ત્યારે બાઇસાહેબની બધી કારીગરી પકડાઇ ગઇ. મ્હને રોજ હુલ્લાસથી વસંત કવિનાં કાવ્યો શિખવે, ગવડાવે, ગાય ને પોતે મસ્ત બને. હું તો તદ્દન ભોળી, એટલે કંઇ સ્હમજી નહિં, પણ આજે એ બરાબર સમજાયાં." ભાનુમતીએ હર્ષના આવેશમાં પોતાના હૃદયના ઉદ્દગારો બ્હાર પાડ્યા.

"જોયાં ભાભીને બ્હેન ! મ્હેં એમને ભણાવ્યાં તેનો બદલો કેવો આપે છે ?" સ્નેહપૂર્ણાએ સહાસ્ય કપિંજલા તરફ જોયું.

"એમાં જોવું છે શું ? ત્હેં જ એમને બધી વિદ્યા શિખવી છે. એ બિચારી ખરૂં કહે છે. બહારથી કુંવારી રહેવાના ડોળ કરવાથી તું ક્યાં ઉડતી હતી તેનો હવે વિચાર આવતાં ત્હારી હુશિયારી જોઇ તેઓ ખુશ થાય એ સ્વાભાવિક છે." કપિંજલાએ ભાનુમતીને ટેકો આપ્યો.

"કપિંજલા બ્હેન ! ત્હમે ઠીક આવ્યાં છો. મ્હારે ત્હમારી ને આ પુણ્યશાળી માતાજીની હાજરીમાં હવે મ્હારૂં પેટ ખોલી વાત કરવાની છે. જુઓ ત્હમારા ભાઇ કાલે દિલ્હીથી આવવાના છે. મ્હને બીક રહે છે કે એ સ્નેહપૂર્ણા બ્હેનને આ બાબતમાં કદાચ કંઇ નહિં પૂછે. તેથી હું ઇચ્છું છું કે ત્હમે આવી સાથે મળી સ્નેહપૂર્ણા બ્હેનના સગપણની વાત નક્કી કરો. મ્હારો સૌથી પહેલો એ આનંદ છે કે સ્નેહપૂર્ણા બ્હેનને પરણાવવાં. વળી ત્હેમનો મનમાનતો સ્વામી મળે એ જોઇ મ્હને વિશેષ આનંદ થશે. આ વાતમાં હવે ઢીલ કરવા જેવું નથી. જેમ બને તેમ સત્વર આ વાત ઉપાડી લેવાની જરૂર છે. માટે આ સઘળી વાતની જોખમદારી કપિંજલા બ્હેન, ત્હમારે શિર છે."

"ઉતાવળાં રે ઉતાવળાં, ભાભી ! ત્હમને

આજે શું થયું છે ? મ્હારા ભાઇ આવે છે તેથી આનંદના આવેશમાં આવી ગયાં કે શું ? " સ્નેહપૂર્ણાએ વાત ફેરવવા પ્રયત્ન કર્યો.

" એ વાત જવા દો. હું તો મ્હારી નણંદના ભવિષ્યના લેખ સાંભળી આનંદમાં આવી છું. મ્હારા ગુરુ તરીકે ત્હમે મ્હને સંસારમાં સ્વર્ગ રચવા બહુ વખત ઉપદેશ આપો છો. એટલે હું ત્હમારું એ સ્વર્ગ જોવા બહુ આતુર છું. માતાજીની ભવિષ્યવાણી સફળ થાઓ એ મ્હારા હૃદયની આશિષ છે."

" શું પ્રેમાળ ભાભી છે, કપિંજલા બ્હેન ! ત્હમે મ્હને આજે આ નણંદ ભાભીની જોડીનું દર્શન કરાવી આભારી કરી છે. " યોગિનીએ કપિંજલાનો આભાર માન્યો.

" માતાજી ! અમ્હે તો આપનાં બાળક છઇએ. આપની આશિષ ને આપની સદ્‌ભાવના અમને કલ્યાણના માર્ગ તરફ ઉતારો એ અમારી ભાવના છે. " કપિંજલાએ સદ્‌ભાવ બતાવ્યો.

" હું ભલે રાજકોટ આવી. કપિંજલા, સ્નેહપૂર્ણા ને ભાનુમતી જેવી સુન્દરીઓ આપણા સંસારમાં ગૃહે ગૃહે જોવા હું ઇચ્છું છું. મ્હને આપણા સ્ત્રીસમાજની અજ્ઞાનતા જોઇ ઘણી વખત દુઃખ ઉત્પન્ન થયું છે. ઘણી વખત એ વિષયમાં નિરાશા પણ લાગી છે. પણ ત્હમારા જેવી સુન્દરીઓને જોઇ મ્હને બહુ આશા ને આનંદની લ્હેરો દેખાય છે. ભારતના ભાગ્યલેખમાં ત્હમારા જેવી સુન્દરીઓને પ્રથમ સ્થાન છે. કપિંજલા ! હું ત્હમારો કેટલો બધો ઉપકાર માનું ? "

" માતાજી ! સ્નેહપૂર્ણાને ત્યાં મ્હેં આપને એજ આશાએ મોકલ્યાં હતાં કે મ્હારી એ સખીના ભાગ્યલેખ આપ જુઓ ને એનામાં રહેલા સંસ્કારો દેશસેવામાં ઉપયોગી થશે કે નહિં એ આપ મ્હને કહો. "

" જરૂર સ્નેહપૂર્ણા બ્હેન દેશસેવાના ક્ષેત્રમાં એક ઉપયોગી વ્યક્તિ થઈ પડશે. "

" સ્નેહપૂર્ણા ! માતાજીએ ત્હારી પાસે કંઇ ગાયું કે ? " કપિંજલાએ પૂર્ણા તરફ ફરી પ્રશ્ન કર્યો.

" હા. બહુ સુન્દર કાવ્યો ગાયાં. હું તો એ સાંભળી ખરેખર મુગ્ધ બની છું. "

" પણ સ્નેહપૂર્ણા બ્હેને હજી મ્હને કંઇ સંભળાવ્યું નથી. એકાદ સંભળાવે તો બહુ આનંદ થાય. " યોગિનીએ માગણી કરી.

" હા. જરૂર સંભળાવશે. પૂર્ણા ! માતાજીની આજ્ઞાનું ઉલ્લંઘન ન થાય. લે આ સિતારી વાટય જોઇ રહી છે. " કપિંજલાએ હસતી સ્નેહપૂર્ણાના હાથમાં યોગિનીની સિતારી આપી.

સ્નેહપૂર્ણાએ મધુર કંઠે લલકાર્યું.

જગાવો સ્નેહજ્યોતિ હો ! પ્રાણ-
જગતની એ અનેરી લ્હાણ-
જગાવો સ્નેહજ્યોતિ હો ! પ્રાણ.
જીવનની મોંઘેરી આશે,
અંતરના મીઠડા અભિલાષે;
શોધો સ્નેહભરી રસખાણઃ
જગતની એ અનેરી લ્હાણ-
જગાવો સ્નેહજ્યોતિ હો ! પ્રાણ.
સ્નેહજ્યોતિ જ્યાં નિત્ય પ્રકાશે,
હૃદયે હૃદયે હેત જગવશે,
આત્મ આત્મની કરી પીછાણઃ
જગતની એ અનેરી લ્હાણ-
જગાવો સ્નેહજ્યોતિ હો ! પ્રાણ.
સ્નેહ જ્યો......તિ હો......

" જોયું ! આ એમના માનીના વસંત કવિનું જ કાવ્ય લલકાર્યું." ભાનુમતી રસઘેલાઈ ઉછળી.

" એમાં ખોટું શું છે ! જે હૃદયે હોય

તે હોડે આવેજ." કપિંજલાએ સ્નેહપૂર્ણાના હૃદયને ટેકો આપ્યો.

"હું એ કબુલ કરું છું બ્હેન, પણ બ્હારથી મ્હારા જેવી ભોળી ભાભીને એમ દેખાડે છે કે પોતે આખું જીવન કૌમારવ્રત લેવાનાં છે ને અંદરથી વસંત કવિતો જાપ જપાતો હોય તેનું કેમ?" ભાનુમતીએ પોતાનો મુદ્દો ખરો હોય તેમ બતાવવા પ્રયત્ન કર્યો.

"એ તો એમજ ચાલે. ત્હમે જ્યારે પરણ્યાં હતાં ત્યારે ત્હમારી શી સ્થિતિ હતી તે વિચારી જુઓને ભાભી?" કપિંજલા આમ કહેતી કહેતી હસી પડી.

"હું તો જેવી ઇચ્છા કરું તેવું બ્હાર દેખાડુંજ. હું પરણી ત્યારે તો પરણવામાં રહેલી પ્રભુતા સ્હમજતીજ ન્હોતી. ત્યારે તો મ્હારે મન પરણવું એટલે વર સાથે પરણીને સાસરે જવું. ત્યાં જઇ ઘરની ધણીયાણી થઇ રહેવું, સાસુ નણંદ કે દેરાણી જેઠાણી સાથે કજીઆ કંકાસ થાય તેવા પ્રસંગો યોજવા, પોતાનો કક્કો હંમેશા ખરો પાડવા પ્રયત્ન કરવો, ઘરના સહુ માણસોને બની શકે તેવી રીતે પોતાના હાથ નીચે રાખવા, પતિને વશ રાખવો. એટલે સોળે સોળ આના આપણી ફતેહ. નણંદ લઢે તો તેને રોકડું પરખાવવું કે ત્હમારા ભાઇનું ઘર છે પણ મ્હારા તો ધણીનું ઘર છે, દેરાણી જેઠાણી લઢે તો કહેવું ઘરમાથી જૂદાં થાઓ, મ્હને ત્હમારી રોજની તકરાર નહિં પાલવે. સાસુ લઢે તો તો ડોસીને વર પાસે રોજ ધધડાવવી. આવી રીતે કુટુંબની મહારાણી થવું, ધણી પાસેથી દાગીના મેળવવાં, રોજ ધણીથી રીસાવું, કાનની વાળી આવે તો હાથની બંગડી વિના મ્હને નહિંજ ચાલે, હાથની બંગડી આવે તો પગનાં ઝાંઝર વિના મ્હને નહિંજ ચાલે, એવી રીતે દાગીના મેળવી શરીર શણગારી સહુથી સરસ થઇ ફરવું, ખાવું, પીવું, સુવું, ગપાટો મારવા, કોઇને ત્યાં કોઇ મરી ગયું હોય તો રડવા કુટવામાં અગ્રભાગ લઇ વહુને રડવા કુટવાનું બહુ સારૂં આવડે છે એવાં વખાણ સાંભળવાં, અને ચાર પાંચ છોકરાંની મા થવું, એમાંજ પરણવાના સર્વ ઉદ્દેશો સમાઇ જતા હતા." ભાનુમતીએ સાચા શબ્દોમાં આગલી સ્થિતિનું વર્ણન કર્યું.

"ઓહો! ભાભી! ત્હમે તો નવલકથાકારની માફક સંસારનો ચિતાર રજુ કરી શકો છો. વારૂ કહેશો કે હવે ત્હમને લગ્નની ભાવનામાં શું શું જણાય છે?" કપિંજલાએ ભાનુમતીને વધુ સાંભળવા ઈંતેજારી બનાવી.

"હવે તો મ્હને મારા આ ગુરૂજીએ તદ્દન ફેરવી નાંખી છે."

"અરે જરા સંભળાવો તો ખરાં ત્હમારા એ ગુરૂજીનો ઉપદેશ!" કપિંજલા વધારે આનંદમાં આગળ વધી.

"એ ઉપદેશ બહુ સુન્દર છે. પરણવું એટલે ઘર માંડવું નહિ, પણ ગૃહદેવી સરિખાં બની રહેવું. કુટુંબમાં ક્લેશવર્ધક ન બની કુટુંબપાલક થવું, પોષક થવું. સાસુ સસરા, નણંદ દેરાણી, જેઠ જેઠાણી એ સર્વ તરફ અભાવની નજરથી નહિં પણ પ્રેમની નજરથી જોઈ ત્હેમને સહુ સહુના દરજ્જા પ્રમાણે માન આપી પોતે પોતાના સ્ત્રીપદની મહત્તા દેખાડવી. ગૃહિણી એટલે માત્ર મકાન સાફ કરી, બે વખત પેટ પૂજા કરી સુવું, બેસવું ને કોઇની નિંદા કરી જીવન પુરૂં કરવું તે નહિ, પણ સુન્દર ગૃહની ભાવનાને પોતાનું જીવન બનાવી શાન્તિ, સ્નેહ ને સરળતાની મહારાણી બની ગૃહને શોભાવનારી સુન્દરી થવું. હમેશાં પતિના કાળજાં

કોરતારી, વાતે વાતે ક્લેશને ઉત્પન્ન કરાવનારી કટુ વચનો વદનારી સ્ત્રી નહિં, પણ પતિના સુખે દુઃખે સમાનભાવથી તેની સાથે રહી ઉત્તમ મિત્ર બની તેની હૃદયદેવી બનવું. વૃક્ષ ને વેલડીની માફક પતિ પત્નીએ, હમેશાં રહેવું. પરણવામાં માત્ર સંસારના સર્વ પ્રસંગોને સુન્દર બનાવવા એટલુંજ નથી પણ વિકાસક્રમના માર્ગમાં જે જે જીવાત્માઓ પોતાના સંબંધમાં આવે તેના વિકાસના ભાગીદાર થવા પ્રયત્ન કરવાનો સુન્દર હેતુ સ્હમજવો. પરણીને ભુંડણની માફક સન્તાનો ઉત્પન્ન કરવાની ક્ષુદ્ર ભાવના ન હોવી જોઇએ. પણ પોતાને ગૃહે દેવ દેવી જેવાં સન્તાનો અવતરે એ લગ્નની શુભ ભાવનાઓમાંની એક ભાવના જાણવી. પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં એ સૂત્ર માત્ર શબ્દની મીઠાશ તરીકે ન સમજવું, પણ પ્રેમ, દયા, શાન્તિ, ક્ષમા વિગેરે સદ્‌ગુણોને પોષી જીવનને પ્રભુતામય બનાવવું. પ્રસંગોને પ્રભુતાથી પોષવા. કસોટીઓને પ્રભુતાની સરાણીએ ચઢાવવી ને જ્ઞાનનો પ્રભુતાની ભાવનાથી ઉપયોગ કરવો. મોહ, કામ, ક્રોધ, કુસંપ વિગેરે વિગેરે શયતાનીયત ભરેલા દુર્ગુણોને દુર કરવા. પછી જીવનની લ્હેર જોવામાં અનુભવવામાં પ્રભુતાની પ્રતીતિ થાય છે."

"ઓહો ત્હમને તો સ્નેહપૂર્ણા બ્હેને અજબ પઢાવ્યાં લાગે છે. ત્હમારે તો અમ્હારા સ્ત્રીસમાજમાં લગ્નના વિષયપર એકાદ ભાષણ રાખવું પડશે." કપિંજલા ખુશ દેખાઇ.

"ત્હમારા સમાજના ગયા વાર્ષિકોત્સવમાં મ્હારી તબીયત અસ્વસ્થ હોવાથી હું આવી શકી નહિં પણ આવતા વાર્ષિકોત્સવમાં ત્હમે કહેશો તો હું જરૂર ભાષણ આપીશ." ભાનુમતીએ પોતાની ઇચ્છા દર્શાવી.

"ત્હમે તો બહુ બદલાયાં! ત્હમારામાં આવો ફેરફાર જોઇ મ્હને આશ્ચર્ય થાય છે." કપિંજલાને ભાનુમતી માટે આજે ખરેખર માન ઉત્પન્ન થયું.

"હું કેમ ન બદલાઉં? પારસમણિના સંગથી લોખંડ સુવર્ણ બને એ કહેવત ખરીજ છે. સાબિતી તરીકે મ્હારાં નણંદ એ પારસમણિ અને હું લોખંડ."

"કયમ માતાજી! જોયું આ ભાભી નણંદનું જોડલું?"

"જે સંસારમાં હું દુઃખ જોઇ રહી છું ત્યાં સુખની રહવાર પડી હોય તેમ ત્હેના પુરાવા તરીકે સ્નેહપૂર્ણા ને ભાનુમતી મ્હને દેખાય છે. પ્રભુ એ ભાવના કુટુંબે કુટુંબે ઉતારે!" યોગિની બહુજ પ્રસન્ન જણાઇ.

"માતાજી! આપના આશિર્વાદ ઉતરો અમ્હારે સંસારે." કપિંજલાએ યોગિનીની ભાવના ઝીલી.

# મકરણ સુડતાલીસમું.

## નિરાશા.



“ વસંત ! રૂક્ષ્મણીની વાતમાં તો આખી બાજી ઉંધી પડી. ”

“ શું થયું ? ”

“ સ્ત્રીની બુદ્ધિ પાનીએ, એ લોકવેણ રૂક્ષ્મણીએ સાચાં પાડયાં. ” નંદલાલે ખેદ ને નિરાશાની મિશ્રિત ભાવના બતાવી.

રૂક્ષ્મણીને નાટકમાં છેલ્લી જોયા પછી વસંતને કંઇ જૂદાજ વિચારો ઉત્પન્ન થયા હતા. ન્યાતિ જમણનું પ્રથમ પ્રિયદર્શન હજુ તે મીઠાં સ્મરણોની માફક નિરન્તર યાદ કરતો હતો. લલિતાના વિચારે તે બહુ દુઃખમાં રહેતો પણ રૂક્ષ્મણીની યાદે એ દુઃખી હૃદયને પોતા તરફ ખેંચી લલિતાની વાત વિસારે પાડવામાં બહુ સારો ભાગ અત્યાર સુધી ભજવ્યો હતો. નાટકની ચોપડીમાં લખેલી લીટીઓ તે ઘણી વખત ગોખી ગયો. રૂક્ષ્મણીએ આવતી કાલે પત્ર લખવાની આપેલી કબુલાતની તે રાહ જોઇ રહ્યો એ કાલ આવીજ નહિ તેથી તે રૂક્ષ્મણીના પત્ર માટે વધારે ઇંતેજાર બન્યો એ આશા હવામાંજ લટકી રહી ને વર્તમાનપત્રોમાં રૂક્ષ્મણીનું ચંદ્રપ્રકાશ સાથે સગપણ થયાની વાત પ્રકટ થઈ. આ સગપણની વાત વાંચ્યા પછી વસંતને રૂક્ષ્મણી વિષે વધારે ખેંચાણ થયું. રૂક્ષ્મણીની છટા, લાવણ્ય ને સૌંદર્યની ત્રિપુટીપર તે વધારે ને વધારે વિચારે ચઢી તલ્લીન બન્યો. રૂક્ષ્મણી પોતાના થાત તો ? એ સૌંદર્યની દેવીને પોતે ગૃહમન્દિરીએ પધરાવત તો ? આ પ્રશ્નોની સાથે એક કન્યાનું સગપણ થઇ ગયા પછી તેના વિષે એવા વિચાર કરવાનો પોતાને શો અધિકાર છે એ ભાવના જાગૃત થતાં સર્વ વિચારો શાંત પડી જતા. રૂક્ષ્મણીએ કબુલાત મુજબ કાગળ કેમ ન લખ્યો ? એ પ્રશ્ને તો તે બહુ મુઝાયો હતો. શું ચંદ્રપ્રકાશને જોઇ તે પોતાને ભુલી ગઇ હશે ? તે દિવસે નાટકમાંથી મોટરમાં બેસી ચંદ્રપ્રકાશની સાથે જતાં રસ્તામાં ચંદ્રપ્રકાશે તેને ગાંડી બનાવી હશે ? નાટકને બીજેજ દિવસે સગપણની વાત છાપામાં આવેલી જોઇ વસંતને પોતાના એ તર્કમાં કંઇક સત્ય લાગ્યુ. બસ થઇ ચુકયું. જે કન્યા બીજાની થઇ તેને માટે જરા પણ વિચાર કરવાનો હવે પોતાને હક નથી એમ લાગવાથી રૂક્ષ્મણીની વાતને ભુલવાનો વસંતે નિશ્ચય કર્યો.

વસંત બી. એ. માં પાસ થતાં સુન્દરલાલે પુત્રને માટે બીજી કન્યા શોધવાના ખાનગી પ્રયત્નો કર્યા. જયકુંવરે પોતાની નણંદની છોકરી ભાઇ આગળ રજુ કરી. સુન્દરલાલ પોતાની બેનને સારી પેઠે જાણતો હોવાથી એની પસંદગીની કન્યા કેવી હશે તે સમજી ગયો. છતાં ખાત્રી કરવા એ કન્યા તેણે જોઇ. અભણ, એક આંખે ખોડવાળી અને બોલવામાં જયકુંવરને પણ ભૂલાવે તેવી જયકુંવરની નણંદની પુત્રીને જોઇ સુન્દરલાલ હસ્યો; વસંતને માટે એ કન્યા લાવવાનો આગ્રહ કરતી જયકુંવરની વાતો સાંભળી તે મનમાં ને મનમાં જ સહજ ગુસ્સા સહિત હસ્યો. કવિહૃદયના, ઉચ્ચ આદર્શવાળા પોતાના સંસ્કારી પુત્રને કોટે આવું માંકડું વળગાડવાનું આ સંસ્કારી પિતા પસંદ કરેજ નહિં. જોઇશું, એમ કહી જયકુંવરને પતાવી. આ સઘળી વાતો વસંતે સાંભળી હતી. પોતાના સગપણની વાતો થતી હોવાથી તે

હમણાં હમણાં ચિંતામાં રહેતો હતો. પરીક્ષામાં પાસ થયા પછી થોડો વખત માથેરાન જઇ આવ્યો. માથેરાનમાં વિશ્વના મહાન્ કલાકાર પ્રભુની રસકલાનાં રસભર્યાં દ્રશ્યોએ ત્હેને બહુ આનંદ આપ્યો, પણ એ આનંદમાં ત્હેને કંઇ ઉણપ લાગી. જગતમાંથી લલિતા ગઇ ને રૂક્ષ્મણી જેવી સુન્દરીનું સગપણ બીજા સાથે થયું એ વિચારો તેના આનંદમાં ખલલ પાડતા હતા. કપિંજલાએ પત્રમાં લખેલી સ્નેહપૂર્ણા યાદ આવી. આર્ટીસ્ટ પોઇન્ટપર બેસી સ્નેહપૂર્ણાના વિચારો કરતા વસંતને આર્ટીસ્ટ પોઇન્ટનો આનંદ અધૂરો લાગ્યો. લલિતાની સ્હામે ભણતરની ગડમથલમાં એકપણ સ્નેહભરી દ્રષ્ટિ ન ફેંકનારની આંખ્યોમાં સ્નેહ નાચતો દેખાયો. એ સ્નેહ કવિતામાં ઉતર્યો. આર્ટીસ્ટ પોઇન્ટ આગળના બાંકપર બેસી તેણે કવિતા લખી. એ કવિતા કોને સંભળાવવી ?

માથેરાનથી મુંબઇ આવ્યો. પોતાની ટપાલ તપાસી. જે રૂક્ષ્મણીને ભૂલી જવા તે પ્રયત્ન કરતો હતો તે રૂક્ષ્મણીનો પત્ર આવેલો જોઇ સહુથી પહેલું એ પરબીડીયું ખોલી પત્ર કંઇક દુઃખદ હૃદયે તેણે વાંચવો શરૂ કર્યો.

સાકર વિલા તા..........

કવિવર વસંત,

આપને મ્હેં નાટકની ચોપડીમાં આવતી કાલે કાગળ લખવાનું લેખિત વચન આપ્યા પછી હું કાગળ ન લખી શકી તેથી મ્હારે માટે આપને કંઇ બીજોજ વિચાર આવ્યો હશે.

આશા રાખું છું ને માગી લઉ છું કે બીજો કંઇપણ વિચાર આપને મ્હારે માટે થયો હોય તો તે દૂર કરજો અને માનજો કે રૂક્ષ્મણી તમારી છે.

કાગળ હું ન લખી શકી તેનાં કારણોમાંનું મુખ્ય કારણ એ છે કે જે દિવસે નાટકમાં નયનોથી મળ્યાં હતાં તેજ રાત્રે મ્હારા પિતાએ મ્હારી મંજુરી વિના આપખુદીથી ચંદ્રપ્રકાશ નામના એક યુવાન સાથે મ્હારૂં સગપણ કરી નાંખ્યું. આ બનાવે હું બહુજ મુઝવણમાં પડી. બહુ વિચારો પછી મ્હેં ચંદ્રપ્રકાશને મ્હારી સ્થિતિથી વાકેફ કરવા પત્ર લખી હું ત્હેને બીલકુલ ચહાતી નથી એ જણાવ્યું. ચંદ્રપ્રકાશે એ પત્રનો જવાબ આપ્યો. મ્હારા ને ચંદ્રપ્રકાશના કાગળોની નકલો આપની જાણ માટે આ સાથે બીડી છે. ચંદ્રપ્રકાશનો પત્ર આવ્યા પછી મ્હારે કયમ આગળ વધવું એ વિચારે મ્હારો વધુ વખત લીધો. આખરે મ્હેં એક હિમ્મત કરી. આપના પિતા પાસે જઇ કંઇ ઉપાય શોધવાનું મ્હને ઉચિત લાગ્યું. આપના પિતાને મ્હેં મ્હારો પ્રેમ આપને અર્પણ કર્યો છે એ વાત જણાવવાથી મ્હારો નિવેડો મ્હારા લાભમાં આવશે એ આશાએ હું ત્હેમને મળી. મ્હેં સર્વ હકિકત ખુલ્લે દિલે ત્હેમને કહી બતાવી. આપના પિતા મ્હને બહુ સંસ્કારી લાગ્યા. ચંદ્રપ્રકાશને ચહાવા ત્હેમણે મ્હને બહુ બહુ સ્હમજાવી. મ્હેં આપની વાત રજુ કરતાં ત્હેમના ચહેરામાં મ્હને કંઇ ફેરફાર દેખાયો, તેથી આ પત્રથી આપને વાકેફ કરૂં છું કે જો આપના પિતા આ વિષયમાં આપની સંમતિ માગે તો જરૂર કૃષ્ણ બની રૂક્ષ્મણીને સ્વીકારશો. મ્હને ત્હેમણે મદદ કરવાનું વચન આપ્યું છે. તો મ્હારી આપને વિનંતી છે કે મ્હને ભૂલશો નહિં.

આપને હું રામની પેરે જપી રહી છું એ મ્હારે શબ્દમાં કહેવાની જરૂર રહેતી નથી.

હું કોણ ? શું લખું ?
રૂક્ષ્મણી.

રૂક્ષ્મણીનો પત્ર વાંચીને રૂક્ષ્મણી તથા ચંદ્રપ્રકાશના પત્રો વસંતે વાંચ્યા.

ચંદ્રપ્રકાશે રૂક્ષ્મણીના પત્રનો આપેલો

જવાબ વાંચતાં વસંતને બહુ અજાયબી લાગી. એક કન્યકાના સુખને માટે તેનો નક્કી થયેલો પતિ આવી રીતે ભોગ આપવા તૈયાર થાય એ વિચારે ચંદ્રપ્રકાશ માટે વસંતને માન ઉત્પન્ન થયું. રૂક્ષ્મણીના પત્રમાં ખુલ્લે ખુલ્લા શબ્દોમાં લખાયલી 'હું ત્હમને ચહાતી નથી' એ શબ્દોનો ઉદાર જવાબ વાળવામાં ચંદ્રપ્રકાશની ખરેખરી હૃદયની શોભા વસંતે પારખી. આવો યુવાન આ રીતે રૂક્ષ્મણી જેવી સુન્દરીને બીજાને પરણવાની ભાવનામાં સંમતિ આપે એ એક અદ્વિતીય ચિત્ર તરીકે વસંતના હૃદયપટમાં ખડું થયું. ત્હેણે રૂક્ષ્મણી તથા ચંદ્રપ્રકાશ બન્નેના ઉભયને લખાયલા પત્રો ફરીફરી વાંચ્યા .વાંચતાં વાંચતાં રૂક્ષ્મણીની દ્રઢતા ને હિમ્મત તથા ચંદ્રપ્રકાશના સૌજન્ય અને સરળતા તપાસતાં ત્હેને ચંદ્રપ્રકાશ વધારે વ્હાલો લાગ્યો. એક બાજુ પોતાને ખાતર ગમે તે જોખમ ખેડનાર કન્યકા છે, જ્યારે બીજી બાજુ એ કન્યકાના સુખને માટે પોતાના સુખનો ભોગ આપવા તૈયાર થનાર યુવાન ઉભો છે. આ બન્ને પાત્રોની તુલના કરતાં વસંત મુંઝાયો. છટાભરી, લાવણ્યમયી ને સુન્દરતાની અવતારી એક કન્યકા પોતાને ચાહે છે, એ કન્યકા નિર્ણીત થયેલા પતિને પણ પોતાને ખાતર કબુલ કરતી નથી અને કૃષ્ણ બનવા પોતાને વિનંતિ કરે ત્યારે પોતે શું કરવું ?

સુન્દરલાલને મળવાની રૂક્ષ્મણીની હિમ્મતનો વિચાર કરતાં વસંતને રૂક્ષ્મણીએ અવધીજ કરી નાખી હોય તેમ લાગ્યું. પોતાને તે ચાહે છે એમ એકાએક સુન્દરલાલને કહી દેવામાં શું પરિણામ આવશે તેનો રૂક્ષ્મણીએ વિચાર કર્યો હશે કે ? આવી નિડર ને ખુલ્લા દિલથી વાત કરનારી રૂક્ષ્મણીની આ હિલચાલનું પરિણામ શું આવશે ? આ પ્રશ્નોના તે કંઇ પણ નિર્ણયપર આવે તેટલામાં શરૂઆતમાં જણાવ્યા પ્રમાણે નંદલાલે આવી રૂક્ષ્મણીની બાબતમાં બાજી ઉંધી પાડવાના ખબર આપ્યા!

" સ્ત્રીની બુદ્ધિની નંદલાલ ત્હારાથી આમ નિંદા કરાય ? " રૂક્ષ્મણીની બાબતમાં કંઇપણ જાણતો ન હોય તેમ વસંતે સિધો પ્રશ્ન કર્યો.

"આ કંઇ કોઇની નિંદા નથી જે બન્યું છે તે હું ત્હારી પાસે રજુ કરૂં છું. ખરેખર! રૂક્ષ્મણીએ કાચું કાપી નાંખ્યું. " નંદલાલ વધારે નિરાશ થયો હોય તેમ બોલ્યો.

" હું નથી સ્હમજી શકતો કે શા માટે તું એટલો નિરાશ થાય છે. હું તો માનતો હતો કે મ્હને જોતાં તું તુરતજ માથેરાનના રસભર્યાં દ્રશ્યો વિષે પૂછશે. માથેરાનનો રસિકડો ડુંગર, માથેરાનની રસિકડી ન્હાનકડી રેલ્વે, માથેરાનનાં રસભર્યાં વૃક્ષો, માથેરાનના રસભર્યા પોંઇટો, માથેરાનની રસભરી શિતળતા અને માથેરાનમાં આવતાં રસિયાઓ ને રસિકાઓની રસગોઠડી વિષે પૂછવાને બદલે આવો નિરાશાને છેલ્લે પાટલે તું બેસશે એ મ્હેં સ્વપ્ને પણ નહોતું ધાર્યું."

" વસંત ! એ રસદ્રશ્યોનો રસ ત્હારી થનારી રસિકાએ અત્યારે ત્હારે માટે મ્હારામાંથી થોડો દૂર કર્યો છે. તું ભલે બહારથી મીઠા શબ્દોમાં એ બધું ત્હારી કવિની રીતિ મુજબ વર્ણન કરે પણ ત્હારી રસિકા વગર ત્હારો રસ પણ સુનો છે એ તું સારી રીતે સ્હમજે છે. સાંભળ, આજે સ્હવારે ત્હારા પિતાએ મ્હને બોલાવ્યો ને તું આજે માથેરાનથી આવે ત્યારે પહેલી તકે ત્હને મળી મ્હારે ત્હને ત્હેમનો સંદેશ આપવો એવી મ્હને આજ્ઞા થઇ છે "

" શું સંદેશ છે, કહે ભાઇ. "

" સંદેશમાં સ્નાનના સમાચાર છે ?

રૂક્ષ્મણી વિષે ત્હારે બીલકુલ વિચાર સરિખો પણ ના કરવો."

"કારણ?"

"કારણમાં એ ઉછાંછળી છોકરી ત્હારા પિતાને મળી ને પોતાની દરેક વાતો વિગતવાર કહી સંભળાવતાં તે ત્હને ચાહે છે એ પણ ખુલે ખુલ્લું જણાવી દીધું."

નંદલાલે ત્યારપછી સુન્દરલાલ સાથે પોતાને થયેલી વાતચીત સવિસ્તર વસંતને કહી સંભળાવી. રૂક્ષ્મણીએ સુન્દરલાલ પાસે જવામાં ગંભીર ભૂલ કરી છે એમ નંદલાલને લાગ્યું. 'છોકરી ઉદ્ધત છે. વસંતને માટે એ કન્યકા મ્હારે ન જોઇએ. ભલે તે સુન્દરતાનો નમુનો હોય, ભલે તે ચતુર હોય, ભલે તે શાણી હોય, ભલે તે વિદુષી હોય પણ એ કન્યકાને હું મ્હારી પુત્રવધૂ ન બનાવી શકું. મ્હારા વસંતને માટે એ કન્યાને હું લાયક ન ગણું. એ સુન્દરતા, એ છટા, એ લાવણ્ય, એ મોહકતા, એ વચનોની મીઠાશ આકર્ષક હોય તો પણ તું વસંતને કહેજે કે હું ત્હેની સાથે એને પરણાવી શકીશ નહિ. મ્હને રૂક્ષ્મણી જેવું પાત્ર વસંતને માટે નથી જોઇતું. મ્હેં ત્હને કહી તે બધી હકીકત વસંતને કહેજે ને સમજાવજે કે રૂક્ષ્મણી ચંદ્રપ્રકાશની થાય તેમાંજ રૂક્ષ્મણીની શોભા છે. વધારામાં વસંતને કહેજે કે રૂક્ષ્મણી ત્હને હૃદયથી ચહાય છે તેમ જો તું ત્હેને ચહાતો હો તો ત્હારી બધી શક્તિઓનો ઉપયોગ રૂક્ષ્મણી ચંદ્રપ્રકાશની થાય તેવા પ્રયત્નોમાં કરજે.' વિગેરે સુન્દરલાલનાં વાક્યો નંદલાલે વસંતને કહી સંભળાવ્યાં.

કંઉ પેરે નંદલાલ પાસેથી બધી હકીકત સાંભળી લીધા પછી વસંતે રૂક્ષ્મણીનો પોતાપર આવેલો પત્ર તથા તેની સાથેના રૂક્ષ્મણી તથા ચંદ્રપ્રકાશે ઉભયપર લખેલા પત્રો નંદલાલ તરફ ફેંક્યા.

નંદલાલે ત્રણે પત્રો વાંચ્યા. આ પ્રસંગ ત્હેને પણ મુંઝવણનો લાગ્યો.

"ત્હને નથી લાગતું કે રૂક્ષ્મણીએ આ પ્રસંગે ગંભીર ભૂલ કરી છે?" ફરી નંદલાલે રૂક્ષ્મણીની ભૂલો યાદ કરી.

"બધુંય ખરૂં, પણ હવે શું કરવું તેનો કંઇ વિચાર કર્યો?"

"પિતાની આજ્ઞા ત્હારે માનવી પડશેજ. એમાં તો કંઇ આપણું ચાલવાનું નથી. પણ રૂક્ષ્મણીનું થશે?"

"પિતાની આજ્ઞા પળાય ને રૂક્ષ્મણી પણ મ્હારી થાય એ ત્હારી ઇચ્છા છે?" વસંતે નંદલાલ તરફ જોયું.

"અલબત! રૂક્ષ્મણી ત્હારી થાય એ તો પહેલી વાત છે."

"ચંદ્રપ્રકાશ આટલો ભોગ આપવા તૈયાર થાય એ ત્હને ગમે છે?"

"એમાં શું? જે પોતાને ચાહે નહિ ત્હેનાપર ત્હેનો શું હક!"

"એ બધુ શબ્દોમાં ઠીક લાગે છે પણ વ્યવહારમાં મુકવું મુશ્કેલ છે."

"ત્યારે શું ધારે છે?"

"મ્હને તો પિતાજીની સલાહ બરાબર લાગે છે કે રૂક્ષ્મણી તો ચંદ્રપ્રકાશની થવી જોઇએ."

"મ્હારી તો મતિ મુંઝાઇ ગઇ છે. ચાલ પછી નિરાંતે વાત કરશું. હમણાં તો હું જાઉં છું." નંદલાલ નિરાશામાં ગોથાં ખાતો હોય તેમ ઉઠ્યો.

નંદલાલના ગયા પછી વસંત થોડીવાર આરામ ખુરસીપર પડ્યો. રૂક્ષ્મણી ત્હેની નજર આગળ તરી રહી. પોતે નંદલાલ આગળ તો હિમ્મતથી બોલ્યો પણ હવે તે જ્યમ જ્યમ તે વિચારમાં ઉંડા ઉતર્યો તેમ તેમ પોતાના જીવનની આ કથા ત્હેને નિરાશામય લાગી. આ નિરાશામાં ને નિરાશામાં તે દબાતો ગયો. 'ભાઇ જમી લ્યો મોડું થયું છે.' નોકરે આવી ધીમેથી કહ્યું, ત્યારે તેની એ નિરાશામય વિચારમાળામાં ભંગ થયો.

# પાષાણી.

મૂળ લેખક: સ્વ. દ્વિજેન્દ્રલાલ રૉય.
અનુવાદક: રા. રમણીક કિશનલાલ મ્હેતા.
ચિત્રકાર:
રા. ધુરંધર અને રા. ગદાણી.

[ ગયા અંકના પાને ૧૮૦ થી ચાલુ. ]

## અંક ૨ જો.

### પ્રવેશ ૧ લો.

સ્થળ: અહલ્યાની કુટીર. સમય: સાયંકાળ.

( અહલ્યા એકલી બેઠી છે. )

અહલ્યા—કેવી ઘોર વર્ષાઋતુ છે! ભૂરા વાદળાંઓથી આકાશ છવાઇ રહ્યું છે. ઘડીએ ઘડીએ રહી રહીને ઝાપટું પડે છે. પાણી પડવાનો અવિરામ ઝંકાર દિગંત આકાશમાં ગૂંજી રહે છે. આવ બ્હેન વર્ષા! શીતળ વાયુ પર બેસી આવ, સુકુમારી! તાપથી સૂકી અને તપી ગયેલી ધરતીને સ્નિગ્ધ કર–હરીભરી બનાવ સુન્દરી! ( ગાય છે. )

સુંદર સહુ રીત સુખદ વર્ષાઋતુ આવી.
ઘેરાયું ઘોર, ગગન,
ધરણી છે શ્યામ વસન;
સહુ પ્રસન્ન લોક મગન,
શોભા ઉર ભાવી. સુખદ૦
મારી રહ્યો કામ તીર,
વ્યાકુળ હ્રદય અધીર;
સ્થિર રહે ન કોઇ ધીર,
ચેતના જગાવી. સુખદ૦
ચમકે ચપળા પ્રકાશ,
વિશ્વમાંહી છે વિકાસ;
તોય આ હ્રદય ઉદાસ,
હૈયું દે હલાવી સુખદ૦
ઝરઝર જલધાર ધરે,
નયનમાંથી અશ્રુ ઝરે;
ધીરજ હ્રદય કેમ ધરે,
મોહિની લગાવી. સુખદ૦
છાઇ રહ્યો અંધકાર,
સૂઝે ન એક પાર;
ઉર વિષાદ બેશુમાર,
રહ્યો દિલે છવાઇ. સુખદ૦
સજલ પવનમાંહી જાય,
આંસુ નિહાર થાય,
દ્રષ્ટિ શૂન્ય હાય હાય,
સત્તા શી જમાવી. સુખદ૦
યાતના અનેક સહું,
ઉર અમાપ ભાર વહું;
દુઃખ વ્યથા કેમ કહું,
બ્હાવરી બનાવી. સુખદ૦
યુવાનો વેગ ચપળ,
નિષ્ફળ સૌંદર્ય સકળ;
ધિક્ ધિક્ આ જન્મ વિફળ,
મ્હારો દુઃખદાયી. સુખદ૦

( રતિ પ્રવેશ કરે છે. )

અહલ્યા—ત્હમે કોણ છો ?

રતિ—અતિથિ !

અહલ્યા—ત્હમે ખાધું છે કે ભૂખ્યાં છો ?

રતિ—હું ભૂખી નથી પણ તરસી છું.

અહલ્યા—તૃષિત ? મુષળધાર વર્ષાદથી મેદાન, ઘાટ, જંગલ બધુંયે પાણીમાં બૂડી ગયું છે—અને તું—તું—તરસી છે ? આ મશ્કરી નથી કે ?

રતિ—ના, મશ્કરી નથી-ઉપહાસ નથી. સત્ય હકીકત છે. સરોવરમાં શીતલ જળ ભર્યું છે : પરન્તુ એથી ચાતકની તૃષા છીપતી નથી.

અહલ્યા—મશ્કરી છોડી હવે સમસ્યા પૂછવા માંડી ?

રતિ—કોઇ દિવસ ત્હમે આયનામાં ત્હમારૂં આ રૂપ—ત્હમારી અનૂપ રૂપરાશિનું પ્રતિબિંબ નિહાળ્યું—જોયું છે ?

અહલ્યા—હા, પણ અત્હારે ત્હમારે શું જોઇએ છે ? ત્હમારી શી ઇચ્છા છે ?

રતિ—તપસ્વિની ! હું કેવળ એકાગ્ર દૃષ્ટિએ ત્હમારાં મુખ ઉપરની મોહિની નિહાળવા ચાહું છું.

અહલ્યા—ત્હમે તો સ્ત્રી છો—

રતિ—તેથી શું ? વિશ્વની સંપત્તિ રૂપ છે—આ સમસ્ત વિશ્વમાં રૂપ વિસ્મયજનક વસ્તુ છે.

અહલ્યા—ત્હમારૂં નામ શું ?

રતિ—રતિ.

અહલ્યા—ત્હમારૂં નિવાસસ્થાન ક્યહાં ?

રતિ—મ્હારૂં નિવાસસ્થાન સ્વર્ગ છે. અમુક કારણવશાત્ હું આ માર્ગે થઇ મિથિલા જતી હતી. માર્ગમાં એકાએક વર્ષાદ તૂટી પડયો; અને તેથી ભીંજાતી બચવા લાચાર બનીને મ્હારે આ આશ્રમની બહાર આશ્રય લેવો પડયો. ત્હાં તો સહસા ત્હમારી આ મોહિનીસ્વરૂપ મૂર્તિ મ્હારી નજરે પડી. હું આશ્ચર્યચકિત થઇ ચિત્રવત્ બની ગઇ. સખિ ! ત્હમારૂં નામ શું ?

અહલ્યા—હું તપસ્વિની અહલ્યા છું.

રતિ—હું મહાભાગ્યશાળી છું. સ્વર્ગમાં અહલ્યાનું નામ સાંભળી ચુકી છું—હા ! આ તો ફરીથી વર્ષાદ તૂટી પડયો. કૃપા કરીને ત્હમે મ્હને ત્હમારા આશ્રમમાં સ્થાન આપશો?

અહલ્યા—હું કૃતાર્થ થઇશ. મ્હારા પતિ આશ્રમમાં નથી—પરદેશ ગયા છે. ત્હમે મ્હારા અતિથિ છો એ મ્હારૂં સૌભાગ્ય છે. ચાલો, આશ્રમમાં પધારો !

રતિ—ચાલો; પ્રિય સખિ ! (જાય છે)

---

## પ્રવેશ ૨ જો.

સ્થળઃ ગૌતમના તપોવનનો માર્ગ. સમયઃ સન્ધ્યાકાળ.

( મદન અને વસન્ત. )

મદન ગાય છેઃ

પહેરીને પુષ્પમાળા, પુષ્પો બધે બિછાવું;
પુષ્પોથી કેશ ગૂંથી, સુગંધ હું ન્હેલાવું.—૧

પુષ્પોનું બાણ ધારી, ધનુ પુષ્પનું ઉડાવી;
ગતિ પુષ્પની ઉતારી, સત્તા બધે જમાવું.—૨

પુષ્પોની મ્હેંક વાયે, બેભાન લોક થાયે;
છોડી નહિ જવાયે, આધીન હું બનાવું.—૩.

પુષ્પો તણો હું પ્યારો, પુષ્પો તણો સીતારો;
અવતાર પુષ્પ મ્હારો, સુગંધમાં ડૂબાવું.—૪

મદન—શું વિચારી રહ્યો છે વસન્ત ?

વસન્ત—પ્રભુ ! હું વિચારૂં છું કે ત્હમે આટલું બધું જૂઠું પણ બોલી શકો છો !

મદન—શું જૂઠું ભાખ્યું મ્હેં, સખા ?

વસન્ત—એજ તો. ત્હમે ત્હમારા મ્હોંયેજ કહ્યું, કે 'ફૂલના પરિધાનથી શરીર ઢાંકું છું.' પરન્તુ ત્હેની નીચે તો આપ મહાશયનો ખાસ્સો મખમલનો જામો સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે.

મદન—કેવળ પુષ્પથી જ શરીર ઢંકાય ખરૂં કે ? એકલાં પુષ્પથી શરીર ઢાંકતાં ટાઢ ન વાય કે ?

વસન્ત—મ્હારૂં કહેવું પણ એજ છે. જો પુષ્પથીજ ચાલે તેમ હોય તો લોકો કપાસને બદલે ફૂલની જ ખેતી કરત.

મદન—વારૂ, બીજું જૂઠું મ્હેં શું કહ્યું ?

વસન્ત—બીજું, ત્હમારૂં ફૂલનું ધનુષ્ય જૂઠું છે. પુષ્પધનુષ્ય તો બિશ્વકર્માનો બાપ આવે ત્હોય ન બની શકે. એને સખ્ત રહેવા સારૂ કાંઇક તો જોઇએજ. ઉપર ઉપરથી ભલે ફૂલથી શણગારવામાં આવે.

મદન—બીજું કાંઇ જૂઠું છે કે ?

વસન્ત—પુષ્પની સાથે રમવું તે. ફૂલની સાથે રમવું તે કાંઇ અઘરી વાત નથી; પરન્તુ આપને તો મ્હેં સદાય ગિલ્લીદંડા રમતાં જ જોયા છે.

મદન—એ તો તું ન્હાનપણની વાત કરે છે !

વસન્ત—રહેવા દ્યો હવે ! પરન્તુ એટલું તો હું સોગનપૂર્વક જરૂર કહીશ કે કેવળ પુષ્પના સુમધુર રસનું પાન કરીને જ આ વાસ્તવિક ( ગોળમટોળ ) વર્તુલાકાર શરીર આટલું બધું પુષ્ટ થયું નથી.

મદન—સ્હમજતો નથી—

વસન્ત—અને ફૂલની તરફ તાકી રહ્યા સિવાય આપને પણ અમારી માફક બીજાં બે ચાર કામ કરવાં પડે છે.

મદન—એ બધી તો કવિતાની વાત છે. હું કાવ્યકળા જરાયે જાણતો નથી એમ લાગે છે. કેમ સાચ્ચું ને ?

વસન્ત—જી, ના. મ્હેં કાવ્યકળાનો અભ્યાસ કર્યો નથી; પરન્તુ કળાકંદની મીઠાઇ ખાધી છે; અને કસમ ખાઇને કહું છું કે કળાકંદની મીઠાઇ આગળ કાવ્યકળા યા તો ચિત્રકળા કાંઇ વિસાતમાં નથી.

મદન—આ ગીતની બધી વાતો છે-બધી કવિતા છે. જો પેલો શીકાર આવે છે. ત્હારા સાથી મલય-પવન અને કોકિલા સૌથે તૈયાર છે કે ?

વસન્ત—બધાંય તૈયાર છે-જોવું છે !

( પાસે કોયલ ટહુકે છે. )

મદન—વાહ વાહ ! આ કોકિલાનો શબ્દ સુણીને પણ અહલ્યા દેવી આપણા ફંદમાં ન ફસાય તો સ્હમજવું કે ત્હેનું શરીર રકત-માંસનું નહિ-ઇંટ ચૂનાનું બનેલું છે. બેશક, કોયલ પણ વિચિત્ર પંખી છે. ચાલો છૂટાં છૂટાં ચાલીએ. ( બંને જાય છે. )

( જતાં જતાં મદન ગાય છેઃ )

એક ઘણું કાળું પંખી છે,
પાંખો બે એની કાળીઃ
કોમળ કહે છે કવિ એને
પણ લાખો ઘર નાખ્યાં બાળીઃ

ફાગણ ચૈતર માંહિ બોલે,
ટેવ એની છે ઘણી બુરી:
સંયોગી અમૃત સમ જેને,
વિયોગીના મનમાં છુરી.
કુહૂ કુહૂ રવ કરતી એ જાણે,
પ્રાણ તડપતો એનો છે:
પછાડ ખાઇ પૃથ્વી પર પડતી,
વિયોગી જીવ બસ એનો છે.
પ્રાણનાથના વિના મધુરો
સ્વર જો કો એનો સુણે:
જીવનતનમાં બળી જઇને,
શોક દુઃખથી એ ધુણે.
એ પંખી છે સત્યાનાશી
નવીન વસન્તે આવે છે:
ગડબડ કરીને પંચમ ગાઇ,
અજબ ધુન મચાવે છે.
મહાભાગ્ય છે માનવ જીવન,
બાર માસ એ રહેતું નહિ:
નહિ તો જીવન કઠિન થાતે,
કોઇ હૃદય એ સહેતું નહિ.
( જાય છે. )

(અહલ્યા અને રતિ પ્રવેશ કરે છે.)

રતિ—હાય સખિ! આ વસન્ત ઋતુમાં આ રૂપ, આવી ઉગતી જુવાની, બધાંની આ દશા! સખિ! જીવનમાં કેવળ એકજ વાર જુવાની આવે છે; અને તે પણ બહુ વખત સુધી ટકતી નથી-એ તો ચાર દિવસના ચાંદરણા સમી છે!

અહલ્યા—હું સમજું છું-બધુંય સ્હમજું છું; પરન્તુ શું કરું? હું બહુ કમનસીબ છું!

રતિ—ઝવેરી વિના રત્ન કોણ પારખી શકે? તું રત્નને જંગલમાં વેડફી ન દે! આ રૂપ અને જુવાની સદાયે રહેવાની નથી. ત્હારાં રૂપ અને જુવાનીને સાર્થક કર! વારુ, હવે હું જાઉં છું, સખિ! તું અતિ ભાગ્યશાળી કે એકાએક ત્હારું મિલન થયું. અપ્સરાઓમાંજ કેવળ ત્હારા જેવું રૂપ હોય છે. માર્ગમાં આ રૂપરાશિને નિહાળીને હું કૃતાર્થ-ધન્ય થઇ.

અહલ્યા—અહા! કેવું મનોહર દૃશ્ય! ( બેસી જાય છે. ) શ્યામનિકુંજ મંજુલ મંજરીઓથી શોભી રહ્યું છે, ભ્રમર ગુંજારવ કરી રહ્યા છે, દૂર વનની કઠોર ભૂમિમાં, ગાઢ વૃક્ષઘટાની છાયામાં અર્ધ ઘુંઘટ ખોલ્યા સમી નદી વેગપૂર્વક વહી રહી છે. આખું વન નિસ્તબ્ધ છે. કેવળ દૂર-દૂર આમ્રવૃક્ષ પર કોકિલા પુષ્પિત વનભૂમિને કંપાવતા લલિત સ્વરે કુહૂરવ કરી રહી છે. મંદ ગતિએ-ધીમી લહરીએ વસન્તવાયુ વિહરે છે. પેલું હરણશિશુ ગર્દન નીચી નમાવી વિસ્મયપૂર્વક, નિર્મળ હમણાં જ મેઘમુક્ત થયેલા નિલાકાશ તરફ ઝાંખી રહ્યું છે. કોણ કહે કે આ વર્ષા ઋતુ છે! કોણ કહેશે કે કાલે આ નીલાકાશને વર્ષાની ઘનઘટા છાઇ રહી હતી? વસન્ત અને વર્ષાના મધુર સહકારે અપૂર્વ સૌન્દર્ય રાજ્યની રચના કરી છે! આહા! કેવું મધુરું દૃશ્ય! ઘણાં દિવસો થયાં મ્હેં આવું મનમુગ્ધ કરે એવું સૌન્દર્યચિત્ર જોયું ન હતું. કોકિલાએ આટલા આગ્રહપૂર્વક કુહૂધ્વનિ કદાપિ કર્યો નથી એમ મ્હને લાગે છે. ( ગાય છે. )

ગીત.

ચંચળ મન ક્યમ થાએ આજે
આ ચંચળ મન ક્યમ થાયે;
સુપ્ત રહેલી વ્યાકુળતા તે
જાગૃત શાને થાય?-ચંચળ૰
પ્રકૃતિને વશ થઇને આ,
પામર જીવ લલચાય;
માને નહિ ઉપદેશ જરાયે
મન, મનમાં મુંઝાય-ચંચળ૰
આકર્ષણ આ કેવું છે
તે કેમ કરી સ્હમજાય;
સતિ નારી મુગ્ધા થઇને
શાંદ મનમાંહી મલકાય?-ચંચળ૰

આ મન્દ આકાશમાં ખીલી રહ્યો છે ! વાહ ! કેવી અપૂર્વ ત્હેની શોભા ? આખા વનમાં ચાંદની ચમકી રહી છે ! એક તરફ શાન્ત ગૌરવપૂર્વક સૂર્યાસ્ત થઇ રહ્યો છે; બીજી તરફ ચન્દ્ર સ્નિગ્ધ હાસ્ય કરતો આકાશમાં દેખા દે છે. સૂર્ય અને ચન્દ્ર-બન્નેએ દિગંત-વિસ્તૃત ઉજ્જવળ આકાશ રાજ્યની વ્હેંચણી કરી લીધી હોય એમ લાગે છે. આ—આ— કોણ ગાય છે ?

( એક સુસજ્જિત નૌકામાં બેઠેલી અપ્સરાઓ ગાતી-ગાતી પ્રવેશ કરે છે. અને જાય છે. )

ગીત.

સમય આ ફોગટ વીતી જાય;
કોણ આવશે સંગી થઈને
ઇચ્છે સોબત થાયઃ સમય૦

ન્હાની નૌકા સજી અમારી,
હાલી ચાલી જાયઃ
જુઇ ચમેલી હાર હલાવે,
હૈયું આ લોભાય. સમય૦

ફરફરતી આ ધજા પતાકા,
મૃદુ વાયુ બહુ વાયઃ
નદીની અંદર વ્હાલમ નૌકા,
હાલી ચાલી જાય. સમય૦

પ્રેમમાર્ગના મુસાફરો જે,
નવીન પ્રેમને પાયઃ
મગન થઇને લગન લગાવે,
હૃદય ન પ્રેમ સમાય. સમય૦

મુખે હાસ્ય ને નયને અશ્રુ,
અંતરમાં ભારી લ્હાયઃ
જઈ રહ્યો જે પ્રેમ પંથમાં,
કોઇ ન ત્હેની સ્હાય. સમય૦

પશ્ચિમનું આકાશ જુઓ,
આ સંધ્યાએ સોહાયઃ
રંગવિરંગી છટા નીરખી,
માનવ મન લલચાય. સમય૦

મંદ સુગંધ પવનની માંહિ,
બંસી ધ્વનિ સંભળાયઃ
છુટે ફુવારો હાસ્ય તરંગે,
મોહન ગળે લગાય. સમય૦

અહલ્યા—કેવું સ્વર્ગીય સંગીત ! મ્હારા શરીરમાં રોમાંચ થાય છે. હૃદયમાં વાસના જાગૃત થાય છે ! એ પ્રવાહને રોકી રાખવાની મ્હારામાં શક્તિ નથી. હા ! હું સમજી ! મ્હારી યુવાની નિષ્ફળ છે–મ્હારો આ નારી જન્મ વૃથા છે. બહુ સમય વીતી ગયો. હવે તો મ્હારા સૂના આશ્રમ તરફ જાઉં ! (જવા પગ ઉપાડે છે. ફરી નેપથ્ય તરફ જોઇ) આ સુંદર નવયુવક કોણ છે ? આ મંદગતિએ કોણ જાય છે ? મસ્તક ઉપર જટા છે અને મ્હેં કદાપિ જોયો નથી. શરીર સુગઠિત, સુન્દર અને દીર્ઘ છે. છાતી વિશાળ છે. ચાલ ગજરાજ સમી મસ્ત છે, શરીરની શોભા અનેરી છે; પરન્તુ સર્વથી સુન્દર તો એનો મુખચન્દ્ર છે. શેવાલ-ભરી કોમળ કમળનાળની ઉપર, કમળકુસુમ સમા દેહની ઉપર મુખમંડળની શોભા અપૂર્વ છે. કોણ હશે એ ? લાવ, પૂછી તો જોઉં ! શું જવાબ આપે છે ! પથિક ! ત્હમે કોણ છો ?

( તપસ્વીના વેશમાં ઇન્દ્ર પ્રવેશ કરે છે. )

ઇન્દ્ર—સુન્દરી, તપસ્વિની ! ત્હમે કોણ છો ? ત્હમે મ્હને કેમ બોલાવ્યો ?

અહલ્યા—ત્હમે ક્યાં જાઓ છો ?

ઇન્દ્ર—મિથિલાનગરીમાં. એ અહિંથી કેટલું દૂર છે ? દેવી, મ્હને એ માર્ગ દાખવી મ્હારા પર દયા કરશો?

અહલ્યા—એ દુર્ગમ સ્થાન અહિંથી બહુ દૂર છે; અને સન્ધ્યા સમય થયો છે. હે તાપસ ! મ્હારા આશ્રમમાં ત્હમે સુખપૂર્વક રાત્રિ વ્યતિત કરો. કાલે પ્રાતઃકાળે ત્હમે ત્હમારે માર્ગે જજો.

ઇન્દ્ર—ત્હમે કોણ છો ?

અહલ્યા—હું તપસ્વિની છું.

ઈન્દ્ર—ત્હમારૂં નામ શું ?

અહલ્યા—મ્હારૂં નામ છે અહલ્યા! નહિ, નહિ, સખા! મ્હેં જૂઠું કહ્યું. હું કેવળ નારી છું. મ્હારૂં નામજ નથી. નહિ, મિત્ર! મ્હારૂં નામ તો હું વિસરી ગઇ છું. મ્હારૂં નામ પૂછો છો ? નહિ, નહિ, હું કેવળ સંન્યાસિની છું. મ્હારૂં તો નામજ નથી.

ઈન્દ્ર—દેવિ! સત્ય હકીકત કહો. ત્હમારી આ શમસ્યા હું સ્હમજી શકતો નથી. ત્હમે કોણ છો ?

અહલ્યા—પ્રિય! સાચ્ચું કહું ? હા! સાચ્ચું કહીશ. મ્હારા આશ્રમમાં ચાલો.

ઈન્દ્ર—નહિ, નહિ, હું આશ્રમમાં નહિ આવું.

અહલ્યા—નહિ, ત્હમે જરૂર આવશો. ત્હમારા મનનો ભાવ ત્હમારા મુખ પરથી મ્હને સ્પષ્ટ જણાય છે. મિથ્યા આડંબરનો ત્યાગ કરી મ્હારા આશ્રમમાં ચાલો. (અસ્પષ્ટ સ્વરે) સાચ્ચું કહું છું હું ત્હમારી દાસી છું—ત્હમે મ્હારા પ્રાણેશ્વર છો!

( બન્ને જાય છે )

---

## પ્રવેશ ૩ જો.

**સ્થળ** : ચિરંજીવના આશ્રમનો બહારનો ભાગ. **સમય** : તૃતીય પ્રહર.

( એકાએક માધુરી પ્રવેશ કરે છે. )

માધુરી—હા! કેવું આશ્ચર્ય! કેવો અન્યાય! કેવી વિચિત્ર ઘટના! હું શું કહું ? કોની સલાહ લઉં ? હું એકવાર અન્ય તપસ્વીઓના આશ્રમમાં જાઉં તો ? ના. મ્હારે અન્ય તપસ્વીઓની આગળ હજૂ આ નિન્દનીય ઘટના પ્રકટ કરવાની જરૂર નથી. કદાચ કાંઇ રસ્તો સૂઝે તો હું વિચારૂં; પણ પહેલાં સ્વામીની સલાહ લઉં તો ઠીક. હા. એમજ કરું. એ આ જાય—બોલાવું. નાથ! જરા અહિં આવો તો !

( ચિરંજીવ પ્રવેશ કરે છે. )

ચિરંજીવ—શું છે ? ત્હેં મ્હને બોલવ્યો કે ?

માધુરી—હા, મારે એક વાત કહેવી છે.

ચિરંજીવ—બહુ જરૂરની વાત છે કે ?

માધુરી—હા, ઘણી જરૂરી છે.

ચિરંજીવ—તો તે કહીજ નાખ. હું પણ એક ઘણા જરૂરી કામને માટેજ બહાર જાઉં છું.

માધુરી—ત્હારે ગુરૂપત્ની ક્યાં છે એ તમે જાણો છો ?

ચિરંજીવ—એ પૂછવાનું કારણ ? અત્યારે તો તેઓ આશ્રમમાં છે.

માધુરી—શું કરે છે ?

ચિરંજીવ—વળી કરે શું ? આંખો ચોળે છે. એજ પૂરાણો કિસ્સો!

માધુરી—ક્યો જૂનો કિસ્સો ?

ચિરંજીવ—બુઢ્ઢા બુઢ્ઢીનો જ તો! તું જાણતી નથી ? લે સાંભળ. (ગાય છે.)

એક સ્થળે એ બુઢ્ઢો બુઢ્ઢી બેઉં જણાં બસ રહેતાં'તાં
સંપભાવ બંનેની વચ્ચે, પ્રેમભાવથી ન્હાતાં'તાં
બુઢ્ઢા પૂરી વૈષ્ણવ જ્યારે વૃદ્ધ શક્તિને સ્વાકારે:
ઝઘડો થાતાં ઘરમાં બંને લાકડીઓ લઇ મારે.

લડતાં વઢતાં જો બહુ દોડી આવે લોક:
લોક તણો ત્યાં થોક ને પોલિસનો સંયોગ.

"હત્તારીની" કહીને બુઢ્ઢો થયો અચાનક અન્તર્ધ્યાનઃ
બુઢ્ઢી દુઃખના કરે વિલાપો આપે પથરા પર પ્રાણ.
એક વર્ષ પુરૂં વીત્યું ને બુઢ્ઢો આવ્યો જ્યારે ઘેરઃ
બુઢ્ઢીનું મન મલકાયું ને થઇ રહી ત્યાં લીલાલ્હેર.

આ ચન્દ્ર આકાશમાં ખીલી રહ્યો છે ! વાહ ! કેવી અપૂર્વ હેની શોભા ? આખા વનમાં ચાંદની ચમકી રહી છે ! એક તરફ શાન્ત ગૌરવપૂર્વક સૂર્યાસ્ત થઇ રહ્યો છે; બીજી તરફ ચન્દ્ર સ્નિગ્ધ હાસ્ય કરતો આકાશમાં દેખા દે છે. સૂર્ય અને ચન્દ્ર-બન્નેએ દિગંત-વિસ્તૃત ઉજ્જવળ આકાશ રાજ્યની વહેંચણી કરી લીધી હોય એમ લાગે છે. આ—આ—કોણ ગાય છે ?

( એક સુસજ્જિત નૌકામાં બેઠેલી અપ્સરાઓ ગાતી ગાતી પ્રવેશ કરે છે. અને જાય છે. )

ગીત.

સમય આ ફોગટ વીતી જાય;
કોણ આવશે સંગી થઇને
ઇચ્છે સોબત થાય: સમય૦

ન્હાની નૌકા સજી અમારી,
હાલી ચાલી જાય:
જુઇ ચમેલી હાર હલાવે,
હૈયું આ લોભાય. સમય૦

ફરફરતી આ ધજા પતાકા,
મૃદુ વાયુ બહુ વાય:
નદીની અંદર વ્હાલમ નૌકા,
હાલી ચાલી જાય. સમય૦

પ્રેમમાર્ગના મુસાફરો જે,
નવીન પ્રેમને પાય:
મગન થઇને લગન લગાવે,
હૃદય ન પ્રેમ સમાય. સમય૦

મુખે હાસ્ય ને નયને અશ્રુ,
અંતરમાં ભારી લ્હાય:
જઈ રહ્યો જે પ્રેમ પંથમાં,
કોઇ ન હેની સ્હાય. સમય૦

પશ્ચિમનું આકાશ જુઓ,
આ સંધ્યાએ સોહાય:
રંગવિરંગી છટા નીરખી,
માનવ મન લલચાય. સમય૦

મંદ સુગંધ પવનની માંહિ,
બંસી ધ્વનિ સંભળાય:
છુટે ફુવારો હાસ્ય તરંગે,
મોહન ગળે લગાય. સમય૦

અહલ્યા—કેવું સ્વર્ગીય સંગીત ! મ્હારા શરીરમાં રોમાંચ થાય છે. હૃદયમાં વાસના જાગૃત થાય છે ! એ પ્રવાહને રોકી રાખવાની મ્હારામાં શકિત નથી. હા ! હું સમજી ! મ્હારી યુવાની નિષ્ફળ છે—મ્હારો આ નારી જન્મ વૃથા છે. બહુ સમય વીતી ગયો. હવે તો મ્હારા સૂના આશ્રમ તરફ જાઉં ! (જવા પગ ઉપાડે છે. ફરી નેપથ્ય તરફ જોઇ) આ સુંદર નવયુવક કોણ છે ? આ મંદગતિએ કોણ જાય છે ? મસ્તક ઉપર જટા છે અને મ્હેં કદાપિ જોયો નથી. શરીર સુગઠિત, સુન્દર અને દીર્ઘ છે. છાતી વિશાળ છે. ચાલ ગજરાજ સમી મસ્ત છે, શરીરની શોભા અનેરી છે; પરન્તુ સર્વથી સુન્દર તો એનો મુખચન્દ્ર છે. શૈવાલ-ભરી કોમળ કમળનાળની ઉપર, કમળકુસુમ સમા દેહની ઉપર મુખમંડળની શોભા અપૂર્વ છે. કોણ હશે એ ? લાવ, પૂછી તો જોઉં ! શું જવાબ આપે છે ! પથિક ! ત્હમે કોણ છો ?

( તપસ્વીના વેશમાં ઇન્દ્ર પ્રવેશ કરે છે. )

ઇન્દ્ર—સુન્દરી, તપસ્વિની ! ત્હમે કોણ છો ? ત્હમે મ્હને કેમ બોલાવ્યો ?

અહલ્યા—ત્હમે ક્યાં જાઓ છો ?

ઇન્દ્ર—મિથિલાનગરીમાં. એ અહિંથી કેટલું દૂર છે ? દેવી, મ્હને એ માર્ગ દાખવી મ્હારા પર દયા કરશો ?

અહલ્યા—એ દુર્ગમ સ્થાન અહિંથી બહુ દૂર છે; અને સન્ધ્યા સમય થયો છે. હે તાપસ ! મ્હારા આશ્રમમાં ત્હમે સુખપૂર્વક રાત્રિ વ્યતિત કરો. કાલે પ્રાતઃકાળે ત્હમે ત્હમારે માર્ગે જજો.

ઇન્દ્ર—ત્હમે કોણ છો ?

અહલ્યા—હું તપસ્વિની છું.

ચિરંજીવ—શું કરવાનું છે ? કહે તો ખરી ! મ્હારામાં જેટલી તાકાત છે એટલીજ બુદ્ધિ જો મ્હારા મગજમાં હોત તો તો ખરેખર હું મહા બુદ્ધિવાન્ માણસ થઇ શકત.

માધુરી—કામ તો એજ છે કે ત્હમારે તે માણસનો પત્તો મેળવવો. તે કોણ છે ? ક્યહાં રહે છે ? અને ત્હેની શી ઇચ્છા છે ? એ બધું જાણવું જોઇએ.

ચિરંજીવ—તે કોણ છે, અને ક્યહાં રહે છે તે તો બેશક હું જાણતો નથી; પરન્તુ ત્હેની ઇચ્છા શી છે એ તો બરાબર મ્હારા ધ્યાનમાં આવ્યું છે; આવી સ્થિતિમાં દરેક પુરૂષનો એકજ અભિપ્રાય આવે છે.

માધુરી—કાલે તે આશ્રમમાંથી બહાર નીકળે ત્હારે ત્હેની પાછળ પાછળ ત્હમે જજો. જઇને......

ચિરંજીવ—ના, એ તો મ્હારાથી નહિ બને. હું એની પાછળ પાછળ જઇને એને નહિ પકડી શકું. પકડીશ તો ત્હેની સાંમે લડીને પકડીશ ( ઉગ્રભાવ ધારણ કરે છે. )

માધુરી—નહિ, પ્રભુ ! મહર્ષિ ગૌતમના પવિત્ર આશ્રમમાં એવું બદનામીનું કામ કરવાની જરૂર નથી.

ચિરંજીવ-હું હું હું ( હુંકાર કરે છે. )

માધુરી-સોગન છે સ્વામીનાથ ! અહિંઆ નહિ. યુદ્ધ કરવું હોય લડવું હોય તો તપોવનની બહાર જઇને લડજો. આજે પાછલી રાત્રે જરા જાગતા રહેજો, સ્હમજ્યા ?

ચિરંજીવ-મ્હને તો આજ આખી રાત ઉંઘજ નહિ આવે. ઠીક છે. ઘણા સારા સમાચાર છે ! આવી રીતે જ જીવનમાં થોડી ઘણી વિચિત્રતા આવે છે.

માધુરી—(નેપથ્ય તરફ દષ્ટિપાત કરીને ) શતાનંદ રોતો રોતો આવે છે.

( શતાનંદ રડતો રડતો પ્રવેશ કરે છે. )

શતાનંદ—મારી !

માધુરી—શું છે, બેટા ?

શતાનંદ—માએ મ્હને માર્યો.

માધુરી—શા માટે ?

શતાનંદ—કોણ જાણે શા માટે માર્યો. એ તો કહે છે કે આજ રાત્રે એ મ્હને એની સાથે નહિ સુવાડે ( રડે છે. )

ચિરંજીવ—તો છોકરા ! ત્હારી મા ત્હને મારે છે તો પછી તું ત્હેની પાસે સુવાને કેમ જાય છે ?

માધુરી—ત્હમે સ્હમજતા નથી. એ તો હૃદયના સ્નેહનું આકર્ષણ છે. ચાલ, બેટા ! તું મ્હારી સાથે ચાલ. ( શતાનંદને લઇને માધુરી જાય છે )

ચિરંજીવ—(સ્વગત) હું, હું. મ્હારૂં કહેવું તદ્દન ખરૂંજ છે કે સ્વભાવ કોઇ કાળે બદલાતોજ નથી. " अंगारः शत धौतेन मलिनत्वं न मुञ्चति । " એ ક્યાં જવાનો છે ? સ્ત્રીચરિત્ર ! તું ક્યહાં જઇશ ?

( એક તપસ્વી પ્રવેશ કરે છે. )

ચિરંજીવ—હું, હું, હું. (હુંકાર કરે છે.)

તપસ્વી—આઇ ! એકાએક આટલું બધું ઉગ્ર રૂપ કેમ ધારણ કર્યું ?

ચિરંજીવ—મ્હારા અંતરમાં ક્રોધનો આવિર્ભાવ થયો છે.

તપસ્વી—કેમ ? શા માટે ?

ચિરંજીવ—ત્હારે એ કંઇ પૂછવાની જરૂર ? ( મારવા દોડે છે. ) ચાલ, ચાલ્યો જા આ આશ્રમમાથી.

તપસ્વી—જાઉં છું ભાઇ ! હું તો એક ખુશખબર આપવા આવ્યો હતો.

ચિરંજીવ—ખુશખબર ? (આગ્રહ કરીને) શું ? શું ? કહે તો ખરો !

તપસ્વી—મહર્ષિ ગૌતમ પાછા પધારે છે.

ચિરંજીવ—ક્યહારે પધારે છે ?

તપસ્વી—એક અઠવાડિયામાં જ.!

ચિરંજીવ—તે પાછા પધારે છે શા માટે ?

તપસ્વી—ત્યહાં ત્હેમનાથી તપસ્યા થઇ શકી નહિ. ત્યહાં રાક્ષસોનો ઘોર ઉપદ્રવ છે.

ઋષિ વિશ્વામિત્ર, મહારાજા દશરથ પાસે રાક્ષસોનો વિનાશ કરવાની પ્રાર્થના કરવા ગયા છે; અને ગૌતમઋષિ પાછા આશ્રમમાં પધારે છે.

ચિરંજીવ—મહર્ષિમાં જરાય માનસિક બળ નથી. ગૌતમ ઋષિ અત્યંત અપદાર્થ છે. સ્ત્રીને છોડીને ત્હેમનાથી ત્હાં રહી શકાયું નહિ. બીજું શું ? સમજ્યો-તેઓ અત્યંત અપદાર્થ છે !

( બન્ને જાય છે. )

---

## પ્રવેશ ૪ થો

**સ્થળ :** અહલ્યાની કુટીરનો બહારનો ભાગ. **સમય :** પાછલી રાત્રિ

( ઈન્દ્ર અને અહલ્યા ).

અહલ્યા—તમે ઇન્દ્ર છો ? પહેલાં જો જાણતી હોત, તો ઓ માયાવી ! ત્હને મ્હારા હૃદયનો અધિષ્ઠાતા દેવ ન બનાવત !

ઇન્દ્ર—દેવિ ! મ્હારામાં શો દોષ છે ?

અહલ્યા—તમારામાં સેંકડો દોષ છે. મ્હેં સાંભળ્યું છે કે તમે ધૂર્ત, વ્યભિચારી, અને લંપટ છો.

ઈન્દ્ર—મ્હારી આ વ્યર્થ બદનામી ઉપર વિશ્વાસ ન રાખશો.

અહલ્યા—સાચ્ચું ભાખો, તમે અહલ્યાને ચ્હાઓ છો ?

ઇન્દ્ર—( બન્ને હસ્ત પકડી ) સર્વાંગ સુંદરી ! મ્હારી હૃદયેશ્વરી ! જેટલી સુગંધ ...ની અસ્ફુટ પ્રણયવાણીના ભરપૂર શ્વાસ-માં છે, તેટલી સુગંધ નંદનવનનાં મંદાર પુષ્પ, વસન્તવાયુથી સંચાલિત ...ી આપતાં. ત્હારા આ લાલ લાલ ...ઠમાં જેટલું અમૃત છે ત્હેટલું મ્હારા સ્વર્ગ ... ... ...)

માધુરી—જેવી તમારી ઇચ્છા. તમે મ્હારા ઉપર પ્રેમ રાખો યા નહિ; પણ હું તો તમને સદાયે પૂજીશ !

ચિરંજીવ—એજ સ્ત્રી-જાતિનો મ્હોટો દોષ છે. રાંડ ગળે પડે છે તો પછી પીછો છોડતીજ નથી.

મધુરી—હશે. હવે એ બધી વાતો જવા

વાત ઉપર વિશ્વાસ રાખતી હોઉં તો !

ઈન્દ્ર—તું શા માટે વિશ્વાસ નથી રાખતી ?

અહલ્યા—તમારી સભામાં વેશ્યાઓ નાચે છે, એ સત્ય છે કે ?

ઈન્દ્ર—હા, પણ તે તો નાચનારીઓ છે-મ્હારી પ્રણયિની નથી.

અહલ્યા—અને શચીદેવી તમારાં રાણી છે કે ?

ઇન્દ્ર—ઇન્દ્રાણી કેવળ રાણીજ છે-પ્રણયિની નહિ.

અહલ્યા—(સહસા) ના, ના, પાછા જાઓ, ! તમે હજી જઇ શકો છો. હું પણ જઇ શકું છું. જે થવાનું હતું તે થઈ ગયું. કોઈ એ નહિ જાણે. જાઓ ! પાછા જાઓ !

ઇન્દ્ર—પ્રિયતમે ! હું જઇશ, પરન્તુ ત્હારે તો મ્હારી સાથે જ આવવું પડશે. ચાલ. હમણાંજ ચાલ. કિનારા પર હોડી

ચિરંજીવ શર્મા કાંઇ અલ્પ..

હવે એ ક્યહાં જવાના ? સ્ત્રીશ્વર ! શા માટે ...ત્રજ એવું હોય છે. એ રેશમી સા... મહર્ષિ ગૌત-

યા તો વૃક્ષનાં પાંદડાં પહેરે પણ ...

ક્યહાં છુપાય ? કહો જોઇએ ક્યહાં ...ંધ શા માટે

માધુરી—અત્યારે તમારે ...વ્યાં છીએ. હું

ફરવાનું છે. ...પતે ઈન્દ્ર મરણ

પર્યંત એક ન તુટી શકે એવી શૃંખલાથી બંધાયાં છે. ચાલ, હું હને સંગેમરમરનાં મહેલમાં, પુષ્પસુવાસિત સુવર્ણ પલંગમાં પોઢાડીશ. હિરાના આભુષણ આપીશ, સેંકડો દાસ દાસીઓ હારી સેવા બજાવશે. હું ખુદ દેવરાજ, હારા ચરણ તળાંસીશ.

અહલ્યા—( કંપતાં કંપતાં ) સોગન લ્યો, સાચ્ચેજ હમે મ્હને ચ્હાઓ છો ?

ઈન્દ્ર—હને હજુય સંદેહ છે ? અને મ્હને પુછે છે ' ચ્હાઓ છો ? ' હાય પ્રિયે ! પ્રાણેશ્વરી ! આટલો અધીર આગ્રહ, આટલી જ્વલંત વાસના હારી સ્હમજમાં નથી આવતી ?

અહલ્યા—તો ચાલો. હુંય હમારી સાથેજ આજે કલંકના મહાસાગરમાં ઝંપલાવું છું. પરન્તુ હાય ! આ માર્ગે હું પાછી ફરવા ઇચ્છું છું; પણ તેમ કરવાનું મ્હારામાં સામર્થ્ય નથી. ચાલો, પરન્તુ પુત્ર શતાનંદનું શું થશે ?

ઈન્દ્ર—હેને મુકી જાઓ. હમારા ચેલા અને ચેલીઓ હેનું પાલન કરશે. હજુ રાત્રિ બાકી છે. ચાલ !

અહલ્યા-પણ આપણે ક્ય્હાં જઇશું ?

ઈન્દ્ર—સ્વર્ગમાં.

અહલ્યા—ના, ના, મ્હારે સ્વર્ગમાં નથી જવું.

ઇન્દ્ર—કેમ, પ્રાણેશ્વરી ?

અહલ્યા—હમે મ્હને પૂછો છો ' કેમ ? ' સ્વર્ગના મારગમાં દિવ્યાંગનાઓ મ્હારા તરફ આંગળી કરી કહેશે કે ' આ ભ્રષ્ટા, ગૌતમની સ્ત્રી છે. ' ત્ય્હારે મ્હારૂં મ્હોં લજ્જાથી રક્તવર્ણ નહિ બને ? લજ્જાને લીધે પૃથ્વીમાં છુપાવું મ્હને નહિ ગમે ?

ઇન્દ્ર—હું હને એકાન્ત ભુવનમાં અલગ, સર્વથી દૂર રાખીશ. હને કોઇ પણ નહિ જોઇ શકે.

અહલ્યા—નહિ, પ્રિયતમ ! નહિ. હેના કરતાં તો ચાલો, આપણે કોઇ દૂર જનશૂન્ય દ્વીપમાં, સાગરના કિનારે, અથવા કોઇ પર્વતશિખર ઉપરઃ જ્ય્હાં મનુષ્યનો શ્વાસ પણ ન પ્હોંચી શકે, જ્ય્હાં અલક્ષ્ય એકાન્ત સ્થાનમાં સુખપૂર્વક નિત્ય અતૃપ્ત વિલાસપૂર્વક આનંદ ભોગવી શકીએ-ત્ય્હાં જઈ વસીએ. ત્ય્હાં હું સ્હમજીશ કે વિશ્વ જનશૂન્ય છે-કેવળ હું અને હમે-બસ આપણે બેજ છીએ. આપણે આ ક્ષુદ્ર મિલનના નાવને અપાર ગંભીર પ્રેમસાગરમાં-હંકારતાં ત્ય્હાં ચાલ્યાં જશું.

ઈન્દ્ર—જેવી હારી ઇચ્છા. ચાલ. આ ઘડીએ જ આપણે જઇએ. શતાનંદ પણ ઉંઘે છે. સર્વત્ર શાન્તિનું સામ્રાજ્ય વ્યાપેલું છે. પાંદડું સરખું યે હાલતું નથી.

અહલ્યા—અને વર્ષાદ પણ વરસી રહ્યો છે.

ઈન્દ્ર—એ પણ ઠીક છે. રાત્રિના અંધકારમાં, નિસ્તબ્ધ પાછલા પ્રહરે, સકળ વિશ્વ મુડદાની પેઠમ અચેત થઇ સુઇ રહ્યું છે. ચાલ, જલ્દી ચાલ.

અહલ્યા—ચાલો.

( બંને જવાની તૈયારી કરે છે. )

શતાનંદ—(જાગીને) મા ! મા !

અહલ્યા—હાય ! હવે હું શું કરૂં ? પુત્ર જાગી ઉઠ્યો !

ઈન્દ્ર—બાળક ફરીથી સુઇ ગયો. ચાલ, જલ્દી ચાલ, તું મોડું શા માટે કરે છે ?

અહલ્યા—ચાલો.

શતાનંદ—મા ! મા ! તું ક્ય્હાં ગઇ ?

ઇન્દ્ર—ચૂપ ! બાળક ! અહલ્યા ! તું એ છોકરાને છાનો રાખ. નહિ તો આપણી આ બધી તૈયારીઓ નકામી જશે; આપણા પ્રયત્નો નિષ્ફળ થશે.

અહલ્યા—ચૂપ ! શતાનંદ !

શતાનંદ—મા ! આ કોણ છે ? મા ! તું મ્હને મૂકીને ક્ય્હાં ચાલી જાય છે ?

કલ્પનામિશ્ર વાસ્તવિક ચિત્રોને ભેગાં કરવામાં આવે તે અંશ મરજી પડે ત્યાં ગોઠવીને નવું સંયુક્ત ચિત્ર પણ તે રુચિ મુજબ ઉપજાવે, તે ઘણું વધારે કાલ્પનિક હોઇ શકે છે. આ પ્રમાણે કમરા વડે છબીઓ પાડનાર વાસ્તવ દૃશ્યોને પોતાની સૌંદર્ય ઔચિત્ય આદિ ભાવનાઓ પ્રમાણે જ છબીમાં લેવાને અનેક રીતે મથે છે, અને કોઇ કોઇવાર અદ્‌ભુત વિજય મેળવે છે. તો પણ કમરો આખરે યંત્ર, ત્યારે ચિત્રકારના નેત્રરૂપ કમરો સજીવન ઇંદ્રિય છે, ચિત્રકારના વિચાર કલ્પના અને ભાવનાબળે પણ બલવત્તર છે. ચિત્રકાર જીવતા માણસને સામે રાખીને છબીજ પાડે, મુખ્ય રેખાઓ રંગ આપ આદિ કુદરતી જ રાખે, ત્યારે પણ તે માણસના ચારિત્ર્ય નૈતિક લાવણ્ય પ્રતિભા આદિની પોતાની જે ભાવના હોય, તેની મુદ્રા હૂબહૂ છબી ઉપર પણ આબાદ છાપી આપે છે. સ્થૂલ સાથે સૂક્ષ્મ ભાવનાં, વાસ્તવિકતા સાથે કલ્પનાનાં, અને કુદરતી આકૃતિ સાથે ભાવનામયતાનાં આવા મિશ્રણમાં જ ચિત્રકારનો કલાવિજય છે; અને તેની ઉત્કૃષ્ટ કૃતિઓ સૂક્ષ્મ તત્વને સ્પષ્ટ કરી દેખાડનારી, કે વસ્તુને કલ્પના સૃષ્ટિએ નહીંજ દેખાડનારી, કે કુદરતની સાથે નવી ભાવનાદીપ્તિ દેખાડનારી હોવાથી જ ઉત્કૃષ્ટ ગણાય છે. સરસ્વતીચંદ્રસૃષ્ટિનાં કવિતા અને વાણીની પીંછી વડે ચિત્રેલાં પાત્રોના પણ આ ધોરણે કુદરતી, કલ્પનામય, અને ભાવનારંગે તેજસ્વી, એમ ત્રણ વર્ગ પડે છે. પરંતુ કુદરતી કે વાસ્તવિક છબી હોય તેથી તેમાં કલાપ્રભાવ ઓછો, અને કલ્પનાપ્રધાન કે ભાવનાપ્રધાન છબીમાં કલાપ્રભાવ વિશેષ એમ લેવાનું નથી. કમરા વડે લીધેલી વાસ્તવ છબીમાંયે કેટલીક વાર ખૂબી અને ઉંચી કલા હોય છે, તો આ તો પીંછી રંગ અને રેખાવડે પદ્‌પર ચિત્રેલી છબીની પણ વાત છે નહીં, વાણીવડે ચિત્રેલી મનચક્ષુગ્રાહ્ય છબીઓનીજ આપણે વાત કરિયે છિયે. દાખલા તરીકે બુદ્ધિધન, નરભેરામ, અને માનચતુરની છબીઓમાં મુખ્ય રેખાઓ કર્તાએ પોતાના અનુભવમાં આવેલા, પોતાને અચ્છો પરિચય થઇ ગયો હશે એવા જીવતા માણસો ઉપરથી લીધેલી લાગે છે. એટલે કે સરસ્વતીચંદ્રસૃષ્ટિમાં પુરુષોમાંથી કોઇ પાત્રોને કુદરતી વાસ્તવિક સજીવન કહી શકાય તો તે આ ત્રણ પાત્રો છે. એ ત્રણ વાસ્તવિક-મૂર્તિઓને બોલતી, વિચારતી, ઘાટ ઘડતી, દુનિયાના ઘા સ્હેતી-અને સામા ઘા કરતી, અને તે પ્રમાણે હાલતી ચાલતી અને હર્ષ-શોકદયાવૈર આદિ ભાવો ધરતી નિરૂપવામાં કર્તાની ઊંચામાં ઊંચી શક્તિઓની કેટકેટલી એકાગ્ર પ્રવૃત્તિ થઇ હશે તેનો ક્યાસ કરો. વાસ્તવિક અને લગભગ સજીવન જેવું તે કલાદૃષ્ટિએ નીચું, કલ્પનામય હોય તે એથી ઊંચું, ભાવનાપ્રધાન સૌથી ઊંચું, એમ કહેવાનો આશયજ નથી. આ વિષય આપણે પાછો ભાષણમાં અને ખાસ કરીને ભાષણને અંતે જરા વિચારવો પડશે, એટલે આજે ધ્યાનમાં રાખવા જેવાં પ્રાસ્તાવિક સૂચનો આટલાં બસ ગણીને હવે આપણે સરસ્વતીચંદ્રમાંની સ્ત્રીઓ સંબંધી વિચારણા જ ચલાવિયે.

સ્ત્રીરત્નોમાં ગણાય એવી સ્ત્રીઓ સરસ્વતીચંદ્રમાં બધી મળીને પંદરથી વધારે નથી. પ્હેલા ભાગમાં પાંચ આવે છે,–બુદ્ધિધનની માતા, સૌભાગ્યદેવી, અલકકિશોરી, કુમુદસુંદરી, અને ચંદ્રલક્ષ્મી. બીજા ભાગમાં ધર્મલક્ષ્મી, ગુણસુંદરી, અને સુંદરગૌરી એ ત્રણને ગણું છું. ત્રીજા ભાગમાં બેજ ઉમેરી શકાય એવી છે,–મેનારાણી અને કમળારાણી. અને બાકીની પાંચ મુખ્યત્વે ચોથા ભાગમાં જોઇએ છિયે,–ગંગા અને કુસુમસુંદરી, ચંદ્રા-

વલી, મોહની, અને બિંદુમતી.' આ પંદરમાંથી આખાં અને વિગતે ભરપૂર ચિત્રો ચાર છેઃ ગુણસુંદરી અને તેની બે પુત્રીઓ, અને અલકકિશોરી. બીજાં ચાર ચિત્ર પોણિયાં કે અર્ધ કહેવાં પડે એવાં છેઃ બુદ્ધિધનની માતા, સૌભાગ્યદેવી, મેનારાણી, અને ચંદ્રાવલી; જો કે આ ચારે પ્રથમ ચારની માફક જ સજીવન જેવાં લાગે છે. બાકી રહેલાં સાત ચિત્રોમાંથી એકે રેખાચિત્રથી વધારે ભરાઉ નથી. અને બીજી રીતે જોઇયે. ગુણસુંદરી અને અલકકિશોરી એ બે બુદ્ધિધન અને માનચતુરના જેવીજ પ્રતિકૃતિઓ લાગે છે; જાત અનુભવ ઉપરથી દોરેલી, વાસ્તવિકતાને વળગીને, તથાપિ (ઐતિહાસિક જંતુમાંથી અમરચિત્ર બનાવવાને માટે તેને મુખ્ય ગુણમાં બઢાવવું અને સામાન્ય ખોડખાંપણોમાંથી મુક્ત કરવું જોઇએ તે પ્રમાણે) ઉપ્લાવિત. બીજાં ૭ ચિત્રો છે તે અધિયાં કે રેખાચિત્રો છતાંયે આપણાં ઉત્તમ કુટુંબોમાં ઘણે ઠેકાણે જોવામાં આવે એવાં કુદરતી અને સજીવન લાગે છેઃ આ ૭ તે–ધર્મલક્ષ્મી, બુદ્ધિધનની માતા, સૌભાગ્યદેવી, ચંદ્રલક્ષ્મી, સુંદરગૌરી, અને ગંગા. અને આ આઠ ઉપરાંત સાત રહ્યાં, તેમાં કુદરતની રેખાઓ કરતાં ગો. મા. ત્રિ. ના મનોરાજ્યમાંની કલ્પના અને ભાવનાની રેખાઓ જ વધારે ઉપસેલી જણાય છે. ફરી કહી લઉં કે કલ્પનામય અગર ભાવનામય તે વાસ્તવિકથી ઉતરે યા ન્હડે એમ માની ન લેવું. સજીવન ચિત્રને ઠેકાણે માત્ર નામધારી ખોખું થઇ જાય, અથવા તો અસાધારણ ગુણોત્કર્ષ આલેખવા જતાં ચિત્ર માણસનું સંભવે નહીં એવું લોકોત્તર બની જાય, તો બેશક એવા આલેખનને નબળું ગણવું પડે. પરંતુ કલ્પનામય કે ભાવનાપ્રધાન ચિત્રો પણ સજીવન અને સંભવિત લાગે એવાં હોઇ શકે છે. ગો. મા. ત્રિ. નું તો આ સાતમાંથી લગભગ દરેક ચિત્ર એવું છે, એ સરસ્વતીચંદ્રનો કલાકૃતિ લેખે ન્હાનો કે સામાન્ય વિજય નથી. મેનારાણી અને ચંદ્રાવલી જ આવાં છે એમ નથી. કુમુદ અને કુસુમ, કમળા, મોહની અને બિંદુ પણ કોણ કહી શકશે જે સજીવન નથી ?[5] કલ્પનામય અને ભાવનામય પાત્રોમાં આ પ્રમાણે સજીવનતા જુદા જુદા લેખકો જુદી જુદી રીતે આણી શકે છે. ગો. મા. ત્રિ. આ ચમત્કાર અનુકૂલ વાતાવરણ અને બંધ બેસતા પ્રતિહાસો આલેખવાની એમની અદ્ભુત શક્તિ વડે ઉપજાવે છે. ભૂમિકા અને પરિસ્થિતિ અને વ્યક્તિ ત્રણેનો સંવાદ સધાય એટલે પાત્ર સજીવન જેવું લાગેજ. વાણી અને કર્મ ઉપર હાવતો આવે એવો પ્રકાશ પાત્રના માનસ ઉછેર આદિનાં વર્ણનમુખન વડે નવલકથામાં કલાસ્વામિ કર્તા મનમાન્યો નાખી શકે છે. તેમાં અનુકૂલ પરિસ્થિતિ અને ભૂમિકાનાં પ્રકાશછાયા ભળે, આગલો પ્રતિહાસ આ પુષ્પને માટે જેવો તરુ જોઇએ તેવો રચવામાં આવે, અને એવા બેચાર પ્રતિહાસોને એક બીજામાં ગૂંથી દેવામાં આવે, એટલે વાંચનારના ચિત્તંત્ર

૪ ચાર ભાગ પ્રમાણેની આ વ્હેંચણ કેવલ સુગમતા માટે છે. બાકી ગંગા વિશે આગલા એક ટિપ્પણમાં આવી ગયું; કુમુદનું ચોથા ભાગમાં સ્થાન ૧લા ભાગમાં છે તે કરતાં કોઇ પણ દૃષ્ટિએ ઉતરતું નથી; કુસુમ ચોથા ભાગ પ્હેલાં પણ, ગુણસુંદરી અને સુંદર ત્રીજા ભાગ પછી પણ, આવે છે; વગેરે, વગેરે.

૫ સરસ્વતીચંદ્રમાં આ પંદર સ્ત્રીઓજ સજીવન છે, એમ પણ ન લેવું પરંતુ ગુમાન, ગ્રામંતપત્ની, રાજબા, વનલીલા, મધુમક્ષિકા, ચંદ્રિકા, આદિને આ ભાષણમાં સ્થાનજ ન હોય, એમાંથી એકે સ્ત્રીરત્નમાં ગણવાનો સંભવ જ નહીં; એ કારણથી.

પૂજનીય ગણે છે, ને આપણી હાલના 'સંપ્રત્યયો ' આ છે, ન ઇતર.

આપણો મુગ્ધ રૂઢિચુસ્ત વર્ગ માને છે કે આ ભાવનાઓ જ સનાતન આર્યભાવનાઓ છે. અને પોતાને સુદ્દારક (સુ+ઉદ્ધારક) કહેવડાવતો પક્ષ મનાવવા મથે છે કે સનાતન આર્યભાવનાઓ આ જ છે. પરંતુ ગોવર્દ્ધનરામની વિદ્યા માને છે અને ખુલ્લેખુલ્લો બોધ કરે છે કે એ મત તો આંધળો અને અસ્વીકાર્ય છે. વેદથી માંડીને મહાભારતરામાયણ અને બુદ્ધના કાલ સુધીનો આપણો ઇતિહાસ તે આર્ય પ્રજાના ગૌરવનો ઇતિહાસ છે. એ આપણા ચરિત્રતેજના સૈકાઓમાં આપણ આર્યોની ભાવનાઓ જુદી હતી, એ સૈકાઓમાં આર્યસમાજ અને આર્યધર્મનાં બંધારણ જુદાં હતાં. એ આપણા ઇતિહાસના આદિ યુગ વિશે જેટલું જાણી શકાય છે તથા તે સમયનું આર્ય અને બૌદ્ધ સાહિત્ય જે કંઇ આજ લગી જળવાયું છે અને સમઝાય છે, તેમાંની કેટલીક ભાવનાઓને જ ગો. મા. ત્રિ. આર્યોની સનાતન ભાવનાઓ ગણે છે. ઉપલી મધ્યકાલીન અથવા ગૌપ્ત[1] ભાવનાસૃષ્ટિ જે આજસુધી ઉતરી આવી અને બગડતી આવેલી છે, તેને આપણા કર્તા સનાતન આર્ય ભાવનાઓ નથી ગણતા, માત્ર પૌરાણિક અથવા હિંદુ ભાવનાઓ ગણે છે. વળી યુરોપીય આર્યોની કેટલીક અર્વાચીન ભાવનાઓમાં અને આપણા ઇતિહાસના આદિ યુગની ઇન્ડો આર્યન ( Indo-Aryan ) ભાવનાઓમાંથી કેટલીકમાં ગોવર્દ્ધનરામ અત્યંત મહત્ત્વનું સામ્ય જુવે છે. ત્યારે શું આપણા કર્તાને સુધારાવાળા કહેવા ? શું એઓ જે ન્હાનો ઇંગ્રેજી ભણેલો પક્ષ દુર્ગારામ મ્હેતાજી, ભોળાનાથ, નર્મદ, અને કરસનદાસના સમયથી ઉભો થયો, જે પોતાના વિચાર મિનારાને 'સુધારા 'નું નામ આપે છે, અને પોતે એકલાજ સુધારક હોવાનો દાવો કર્યા કરે છે, તે પક્ષને સ્વીકારે છે ?

ગો. મા. ત્રિ. ને તો આ સુધારકો, મણિલાલ નભુભાઇની સાથે, પોતાના વૈરી ગણે છે.

તોપણ ગોવર્દ્ધનરામ અને મણિલાલ પણ સુધારકો છે, એમનો સુધારો 'સુધારકો'-નાથી જુદી જાતનો તો ય સાચો સુધારો છે, અને માટે એ જે જુદી જુદી જાતના સુધારાને જુદાં જુદાં નામ આપવાં આવશ્યક છે. નર્મદથી માંડીને રા. રા. નરસિંહરાવ દીવટિયા જેવાના સુધારાને આપણે પાશ્ચાત્ય સુધારો કહિયે છિયે જ, તો ગો. મા. ત્રિ. ના સુધારાને તપોમય સુધારો એવું નવું નામ આપિયે તો ખોટું નથી.

ગો. મા. ત્રિ.નો સુધારો સનાતન આર્ય ભાવનાઓનું આપણામાં નવોત્થાન શ્રેયસ્કર ગણે છે અને સાથે પાશ્ચાત્યવિરોધી નથી એટલુંજ નહીં પણ પાશ્ચાત્ય ભાવનાઓમાંના કેટલાક અંશોને એ આપણા આદિ યુગની ભાવનાઓના શુદ્ધોચ્ચ વિકાસજ ગણે છે. પાશ્ચાત્ય વિદ્યાના જ સમાજેતિહાસ અને સમાજશાસ્ત્ર સ્પષ્ટ બોધ કરી રહ્યાં છે, જે સૈકાઓની જડીભૂત રૂઢિઓ અને મન્વંતરજૂના સંપ્રત્યયોમાંના દોષ દૂર કરવાને માટે સમય જોઇએ, ધૈર્ય આત્મભોગ અને બીજાં તપ જોઇએ; લોકમતને કેળવીકેળવીને જ એવી ભગીરથ સમુત્ક્રાંતિ થઇ શકે; જે અગ્રણીઓમાં લોકને શ્રદ્ધા હોય તેવાને હાથે જ લોકમત કેળવાય; અને જે માણસોના આચાર લોકદૃષ્ટિએ પૂરતા શુદ્ધ ના હોય તે અગ્રણી પદનાં લાગવગ ભેળવી

[1] ગુપ્ત સામ્રાજ્ય દરમિયાન, ઘણું કરીને, સુસંકલિત રૂપ પામેલી માટે તેને ગૌપ્ત એ નવું નામ આપી શકાય, જ્યારે મધ્યકાલીન અથવા પૌરાણિક જેવાં વિશેષણ કરતાં વધારે સ્પષ્ટ વિશેષણ જરૂરનું હોય ત્યારે.

શકે નહીં. એટલે કે લોકહિતને માટે ખરી બળતરાવાળા માણસો આચારશુદ્ધિમાં લોકસંઘને માનનીય કડકમાં કડક ધોરણો પ્રમાણેની તપોમય વર્તણૂક રાખીને જ સુધારાનું કાર્ય કરવા મથે, તો તેવા માણસોને ય તે થોડી ઘણી સિદ્ધિ ઘણે કાળે મળે. વળી સુધારામાં વિજયને માટે આચારતપ આટલું આવશ્યક છે, તો જ્ઞાનતપ પણ ઓછું જરૂરી નથી. જૂની વ્યવસ્થાઓનું શુદ્ધ નિરીક્ષણ ઘણા કાળે અને સાત્વિકતા વડેજ થઇ શકે છે; એમાં જે પ્રથમ દર્શને દોષ જણાય તે સર્વ કેવલ દોષમય હોતા નથી. બ્હારના ગુણ એમાં રોપવા જઇયે તો તે મૂલ પકડતા નથી કે ગુણરૂપે જ ઉગવા સંભવિત નથી; જૂનાં ગુણબીજ શોધવાં અને તેમાંથીજ વિશેષ ગુણોત્કર્ષ ઉપજાવવાનો માર્ગ સુદૃઢ અને ઉત્તરોત્તર ખીલતો આવે એવો સુધારો ફેલાવવાને માટે સાચો રાજમાર્ગ છે.

પાશ્ચાત્યમોહિત ' સુધારકો ' આ કંઇ સમજવા રહ્યા નહીં. અથવા તો વ્યક્તિ-સ્વાતંત્ર્યનો ડાઇનેમાઇટ (dynamite) તોડવે જ બલિષ્ઠ છે, ચણવાને માટે રેતી કરતાં પણ કનિષ્ઠ છે, એ કશું એમને ભાન જ ન મળે. પરંપરાપ્રાપ્ત વ્યવસ્થામાં એમણે ઘોર પાતક, હડહડતા જુલમ અને અસહ્ય યાતનાજ દીઠાં, અને યાહોમ કરવામાં વીરત્વ આત્મ બલિદાન અને દેશભક્તિ માન્યાં.અજ્ઞાન એ પાપ નથી, બેશક. પરંતુ જ્ઞાન પોતે એકલું શક્તિ નથી, તો અજ્ઞાન તે શક્તિ ક્યાંથી હોય! જ્ઞાન એકલું ઘણી યે વાર રક્ષવાને અસમર્થ છે, તો સાહસને અજ્ઞાન ક્યાંથી જ રક્ષી શકે! આ ભોળાં અને દામણાં અજ્ઞાનમાં કેટકેટલાંયે બીચારાં હાથીની અડફટે બાલક આવે ને પેચાઇ જાય, એમ પેચાઇ જ ગયાં. અને તોપણ સ્થૂલ પરિણામ તો એ જ આવ્યું કે આ સુધારા-પક્ષના આશયો તો શુભ હતા, એટલો પણ ન્યાય તેને નવલરામ, અંબાલાલ સાકરલાલ, મણિલાલ નભુભાઇ[૭] કે ગોવર્દ્ધનરામ જેવા વિરલ બુદ્ધિપ્રભાવવાળા સજ્જનો જ દઇ શક્યા. નર્મદ જેવાએ પણ ઉત્તરાવસ્થામાં પાશ્ચાત્ય સુધારાને અધર્મી, વિલાયતી અને ભ્રષ્ટ[૮] ગણવાનો અન્યાય કર્યો, અને સુધારક પક્ષના અગ્રણી થવા જેવું કર્યું. આવી આપત્તિમાં દેશને ઉગારનાર અને સાચા સુધારાને માટે નવેસર અને નવી રીતે ઉદ્બોધન કરનાર મણિલાલ અને ગોવર્ધનરામ હતાઃ મણિલાલના પ્રયત્ન કંઇક થીઓસોફી મંડળની સાથે સાથે અને કંઇક સ્વતંત્ર હતા, તો ગો. મા. ત્રિ. ના સ્વતંત્ર જ હતા. માટે ગુજરાતી સાહિત્યની દૃષ્ટિએ તો મણિલાલ અને ગોવર્ધનરામના ગ્રંથોનું મૂલ્ય નર્મદના ગ્રંથોના જેટલું બલ્કે વધારે. સૌ કોઇ સ્વીકારે છે જ, તેમ ગુજરાતી સમાજ અને ગુજરાતી વિચાર પ્રવૃત્તિના ઇતિહાસની દૃષ્ટિએ પણ એ બે નર્મદ પછીના કર્તાઓ નર્મદસમાન બલ્કે કઇંક વધારે મહત્ત્વના ગણવા જોઇએ.

રૂઢિની અંધ પૂજા કરનારો સુધારક પક્ષ મૂર્ખ છે, હિંદુ ભાવનાઓને સનાતન ભાવનાઓ બળે સુધારણી આવશ્યક છે, પરંતુ

---

૭ મણિલાલ નભુભાઇના સુધારા વિશે વિચારો માટે તેમ એમના ' સુધારાવાળાઓ ' તરફના વળણ વિશે અહીં કહેવા-સૂચવવામાં આવે છે. તેને મળતુંજ પ્રતિપાદન ઘણાં વર્ષો ઉપર રા. રા. આનંદશંકર બાપુભાઇ ધ્રુવે મણિલાલ નભુભાઇના પ્રકટ અપ્રકટ લખાણોમાંથી ઉતારા ટાંકીને કરેલું છે, પોતાની શૈલીમાં, અમદાવાદ સાહિત્યસભાએ ઘણાં વર્ષો ઉપર મણિલાલ નભુભાઇની જયંતી નિમિત્તે સભા કરેલી તે વખતે વ્યાખ્યાનમાંઃ " મણિલાલની કેળવણી, અને એ કેળવણીની એમના ગ્રંથકાર તરીકેના સ્વરૂપ ઉપર થયેલી અસર "—એ મથાળાથી પ્રકટ થયેલા વ્યાખ્યાનને માટે જુવો ' સુદર્શનગદ્યાવલિ'ના પ્રવેશકનો ઉત્તરાર્ધ.

૮ જુવો નિબંધને અંતે પૂરવણી ૧.

હિંદુ ભાવનાઓના ગુણદોષની સાચી પરીક્ષાને માટે પણ આચારતપ અને જ્ઞાનતપ જોઇએ, તો એ ભાવનાઓના સુધારાને માટે તે અનેકગણું વધારે જોઇએ. આ બોધ અથવા તો આ દૃષ્ટિરાગ અથવા તો આ વિચારવલણ, સરસ્વતીચંદ્રમાં પાનેપાને છે. સરસ્વતીચંદ્રનું આખું વસ્તુ ઘડવામાં પે આદિથી અંત સુધી કર્તાનો એક **મુદ્દિતાશય**–સુધારો તે આ, મનુષ્યજીવનનો ઉત્કર્ષ તે આ, રસ–ધર્મ[૯] તે આ, ન ઇતર; બુદ્ધિધન મલ્લરાજ–ગુણસુંદરી–ચંદ્રાવલી–વિહારપુરી–વિષ્ણુદાસ–સરસ્વતીચંદ્ર–કુમુદસુંદરી એ પુરુષ અને સ્ત્રીરત્નોનાં જેવાં આચારતપ અને જ્ઞાનતપ વડેજ સાધ્ય, ન અન્યથા : એ દરેક વાચકના ચિત્તત્રમાં ( તેના અધિકાર પ્રમાણે ) કલારસાયન બળે છાપી દેવાનો છે.

આ દલીલના દરેક અંકોડાને માટે મનમાનતા ફકરાઓ સરસ્વતીચંદ્રમાંથી ટાંકી શકાય એમ છે. પણ આપણે મુંબાઇમાં ઠંડા પ્હોરના બે ત્રણ કલાક આપણા રસિકબોધક વિષયને માટે પણ આપી ન જ શકિયે; એટલે એ ફકરાઓ[૧૦] યોગ્ય અનુક્રમમાં વાંચવા અને માલામાં ગોઠવવાનું કાર્ય સૌએ પોતપોતાની અભ્યાસકોટડીમાં અનુકૂલતાએ કરવાનું રાખીને, આપણો વિષય આગળ ચલાવિયે. અત્યાર સુધીની વિચારણાનો સાર એ આવે છે, કે

બુદ્ધિધનની માતા,
સૌભાગ્યલક્ષ્મી,
ચંદ્રલક્ષ્મી,
ધર્મલક્ષ્મી,
સુંદરગૌરી,
ગંગા
અને મેનારાણી,

આપણી જૂની અને પરંપરાપ્રાપ્ત ભાવનાઓ, જે હજી આપણા સમાજ અને મનોરાજ્યમાં સુપ્રતિષ્ઠિત છે જ તે, પ્રમાણે પૂજનીય.

**ગુણસુંદરી** અને **કુમુદસુંદરી,**
**ચંદ્રાવલી** અને **મોહની**, એ ચારઃ-
જૂની, તેમ નવીઃ
હિંદુ, તેમ આર્યઃ
ગોપ્ત, તેમ સનાતનઃ

ત્રિગુણાત્મક જગતને માટે સ્મૃતિપુરાણોના દક્ષ ગુમ્ફનાર નાગલોકો, તેમ સનાતન ધર્મના પ્રવર્તક બ્રાહ્મણક્ષત્રિય તેજોનો સંવાદ સ્થાપનાર શ્રી પરશુરામ–શ્રીરામચંદ્ર–શ્રીયદુનન્દનના અવતાર લેનાર પરમ પુરુષ **નારાયણ** તથા ત્રિકાલજ્ઞાનરાશિના સાત્વિક ચિરંજીવ શ્રીગાંગેયઃ—એમ **બંને કોટિને માનનીય છે એવી સર્વોપરિ ભાવનાઓ પ્રમાણે પૂજ્ય સ્ત્રીરત્નો**. સરસ્વતીચંદ્ર–પુરાણનું આ હાર્દ કર્તાએ પોતાને સાધ્ય તમામ કલાકારીગરી વડે એટલું તો સ્પષ્ટતાથી કહેલું છે, કે પુસ્તક પુરું થયે ચોવીશ વર્ષ વહી ગયાં તો યે મ્હારા જેવાને એ હજી સૌ આગળ મોટે મોટે અવાજે સંભળાવવાનું અને દલીલો અવતરણો આદિ વડે સાબીત કરી આપવાનું રહે છે, એ જ ભારે નવાઇની વાત છે. ઝમાનાનાં મંતવ્યોનું નર્મદ આદિ પાશ્ચાત્ય સુધારકોએ રંગી દીધેલું વાતાવરણ–મણિલાલ અને ગોવર્ધનરામ જેવી અસાધારણ શક્તિઓને પણ ભેદતાં સમય લાગે છે, એ અનુભવ, **જગત છે ત્રિગુણાત્મક**, એ નાગરાજેના મૌલિક સિદ્ધાંતનું જ સમર્થન કરે છે. તપોમય સુધારો જ ખરો સ્થાપી સ્વયંસમુન્નતિસાધક સુધારો છે, એ બૃહત્ વિચારબીજને અનુકૂલ વાતાવરણ ગુજરાતમાં જામતાં હજી પણ કેટલો સમય લાગશે, ન જાને. બુદ્ધિની પ્રતીતિ સોળ આના થઇ જાય તે પછી પણ ઇચ્છા શક્તિની પ્રવૃત્તિનાં વેગ ખંત અને ફલોત્પાદકતાનો આધાર ચારિત્ર્યબલ ઉપર રહે છે. ચારિત્ર્યબલમાં નબળા દાયકાઓ હિતસાધનામાંય તે એવું સાખ જ ઉકાળે.

૯ રસ તે જ ધર્મ, ધર્મ તે જ રસઃ જુવો ૪ ૫૧૫,૪૦૪ વગેરે. **મુદ્દિતાશય** માટે જુવો ૪ ૬, ૩૯૫ ( ચંદ્રાવલીએ કરેલો અર્થ ), અને ૮૦૨ (વિષ્ણુદાસે કરેલો ઉલો અર્થ )

૧૦ જુવો પુરવણી ૨.

# ઈનામી ઉખાણું.

સંપાદિકા: સૌ. રમણીકગૌરી એ. કાજી,

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | | | ૪ | ૫ | | ૬ | ૭ | ૮ |
| ૯ | | | | ૧૦ | | | | ૧૧ | | |
| ૧૨ | | | ૧૩ | | | | ૧૪ | | ૧૫ | |
| | | ૧૬ | | | | ૧૭ | | ૧૮ | | |
| ૧૯ | ૨૦ | | ૨૧ | | | ૨૨ | | | ૨૩ | |
| ૨૪ | | ૨૫ | | | ૨૬ | | | ૨૭ | | ૨૮ |
| | ૨૯ | | ૩૦ | ૩૧ | | ૩૨ | ૩૩ | | ૩૪ | |
| ૩૫ | | ૩૬ | | | | ૩૭ | | | | |
| ૩૮ | ૩૯ | | | | ૪૦ | | | | ૪૧ | |
| ૪૨ | | ૪૩ | | ૪૪ | | | | ૪૫ | | |
| ૪૬ | | | | | | | ૪૭ | | | |

**આડા.**—૧ નજર ઉતારવાની ચીજો. ૪ વર્ષાભિનંદન. ૯ સ્વદેશ. ૧૦ સ્મૃતિ. ૧૧ શુભ અવસર. ૧૨ સફળ. ૧૩ રકાસ. ૧૫ લોઢી (બહુવચન). ૧૬ ધારા. ૧૭ બંદગી. ૧૯ આશીષ. ૨૧ નોકર. ૨૨ બકરાં પાળનારા. ૨૪ ખેલ. ૨૬ ઠોઠ. ૨૭ દક્ષિણમાં બોલાતી એક ભાષા. ૨૯ એક વાજીંત્ર વગાડનાર. ૩૨ બ્રહ્મા. ૩૪ રાન. ૩૬ સુન્દર. ૩૭ તુર્કસ્તાનનો જાણીતો પુરૂષ. ૩૮ ખુશી થા. ૪૦ દોસ્તી. ૪૧ બુદ્ધી. ૪૨ ગોવાળ. ૪૪ મોરી. ૪૫ હિંદુસ્તાનની એક નદી. ૪૬ દેશી રાજ્યનો અધિકારી. ૪૭ ઇશ્વર.

**ઉભા.**—૧ એક ઇલકાબ. ૨ બીજું. ૩ માછલી. ૪ એક પક્ષી. ૫ વેલ. ૬ વાળ. ૭ લોહી. ૮ દરકાર. ૧૦ આંધળો. ૧૩ નફો. ૧૪ મોચી. ૧૭ આકાશ. ૧૮ જઈ શકતે. ૨૦ ડીંગણું. ૨૩ પરદેશી સીકકા. ૨૫ લોખંડનું એક વાસણ. ૨૮ સદ્દગુણી સ્ત્રી. ૩૦ બનાવ્યું. ૩૧ કપડાં. ૩૨ હીંદના ઇતિહાસમાંનું એક પાત્ર. ૩૩ સમુદાય. ૩૫ વધારે ઉદાર. ૩૯ છોડી દે (સંસ્કૃત). ૪૦ એક વાહન. ૪૧ ભાવ ૪૩ અવાજ. ૪૪ એક જાતનું હથીઆર. ૪૫ પૈસો.

[નોંધ: હરિફાઇની શરતો હંમેશ મુજબ જ છે. જવાબ તા. ૩૦ મી નવેમ્બર ૧૯૨૫ સુધીમાં અમને મળી જાય એવી રીતે મોકલી આપવો. ઇનામ તરીકે એક સુંદર પુસ્તક ભેટ આપવામાં આવશે.]

## સપ્ટેમ્બર ૧૯૨૫ના અંકમાં આપેલા ઉખાણાની હરિફાઇનું પરિણામ:

સપ્ટેમ્બર ૧૯૨૫ના અંકમાં જે ઉખાણું આપ્યું હતું, તેના બધા મળીને ૨૧ જવાબ આવ્યા હતા. એમાંથી ૭ જવાબ ખરા હતાં પણ એક બ્હેન ગ્રાહક ન હોવાથી તેમનું નામ કાઢી નાંખવામાં આવ્યું હતું. પછી બધા જવાબો એકઠાં કરી એક ન્હાના બાળક પાસે ઉપડાવતાં તેમાંથી નીચેનું નામ નીકળ્યું છે, એટલે એ બ્હેનને ઇનામ આપવાનું જાહેર કરીએ છીએ:

**સૌ. બ્હેન સુમનગૌરી ઠક્કર.**
C/O રા. રા. મગનલાલ ના. ઠક્કર.
બી. એ. એલએલ. બી.
ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટ, વડોદરા.

સપ્ટેમ્બર અંકમાં જાહેર કર્યા મુજબ એ બ્હેનને "પેલે પાર" નામે પુસ્તક ભેટ તરીકે મોકલી આપીશું. એ બ્હેન ઇનામ મેળવવા ભાગ્યશાળી થયાં તે માટે અમે તેમને અભિનંદન આપીએ છીએ.

એ ઉખાણાનો ખરો જવાબ નીચે પ્રમાણે છે:

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| x | ૧ ગો | ૨ ર | ૩ મા | x | ૪ કું | ૫ કો | ડી | x |
| ૬ બ | x | ૭ મા | ન | ૮ સ | સ | ર | x | ૯ દ |
| ૧૦ રા | ૧૧ ના | x | ક | રા | વ | x | ૧૩ મં | જા |
| ૧૪ સ | ર | ૧૫ કા | રી | x | ૧૬ ધ | ૧૭ ન | ગ | ર |
| x | ૧૮ દા | ન | x | x | x | ૧૯ ક | ળ | x |
| ૨૦ વ | સુ | મ | ૨૧ તી | x | ૨૨ ત | લ | વા | ૨૩ ર |
| ૨૪ જ | ર | x | ૨૫ જો | ૨૬ જ | ન | x | ૨૭ ર | જ |
| ન | x | ૨૮ ક | ર | ક | મ | ૨૯ લ | x | ત |
| x | ૩૦ ગો | ચ | ર | x | ૩૧ ન | ય | ન | x |

તંત્રી, "ગુણગુંદરી."




**સંસ્કૃત સાહિત્યની કથાઓ:—સંગ્રથન કર્તા:** શ્રીયુત ન્હાનાલાલ નાથાભાઇ શાહ. પ્રકાશક: રા. જીવનલાલ અમરશી મ્હેતા. મૂલ્ય રૂ. ૧-૧૨-૦.

આ પુસ્તકની અંદર મહાકવિ કાલિદાસનાં કાવ્ય નાટકોની રસિક વાર્તાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. રઘુવંશ, કુમાર સંભવ, શાકુન્તલ, વિક્રમોર્વશીય અને માલવિકાગ્નિમિત્ર એ પાંચનો આમાં અનુવાદ છે. આ ગ્રંથના લેખક ભાઇ ન્હાનાલાલ સંસ્કૃત કાવ્ય નાટકાદિ સાહિત્યના સારા અભ્યાસી હોય, એમ લાગે છે. તેમજ ગુજરાતી ભાષા ઉપર પણ એમનો સારો કાબુ છે. સંસ્કૃત સાહિત્યના સુંદર કાવ્યો અને નાટકોનો વાર્તાના રૂપમાં અનુવાદ કરવાની એમની યોજના ખરેખર સ્તુત્ય છે. જેમણે સંસ્કૃત ભાષાનો અભ્યાસ ના કર્યો હોય અને તે છતાં જેમને કાલિદાસની કૃતિઓનો પ્રસાદ ચાખવો હોય તેમને માટે આ પુસ્તક ઘણુંજ ઉપયોગી છે ગુજરાતી સાહિત્યમાં આજ સુધીમાં ઘણાં સંસ્કૃત નાટકોનાં અને કાવ્યોનાં ભાષાન્તર થયાં છે એટલે આ રા. ન્હાનાલાલનો પ્રયાસ તદ્દન નવીન છે એમ તો કહી શકાયજ નહિં, પરન્તુ અત્યાર સુધીમાં થએલાં ભાષાન્તરોમાંના ઘણાંખરાંની ભાષા એટલી સંસ્કૃતમય અને અઘરી છે કે સંસ્કૃત ન જાણનારાં માટે એ લગભગ નકામાં જેવાં છે. પણ આ પુસ્તકની શૈલી તો શુદ્ધ અને સ્હેલી અને તે ઉપરાન્ત આકર્ષક છે ગુર્જર સાહિત્યમાં આજકાલ ટુંકી વાર્તાઓ ઠેર ઠેર નજરે પડે છે પરંતુ તેમાંની ઘણીખરી તો અંગ્રેજી કે બંગાલી સાહિત્યમાંથી લીધેલી હોય છે. અને જે સ્વકલ્પિત હોય છે તે ભાગ્યે જ ઉત્તમ કોટિમાં મૂકી શકાય એવી હોય છે. ઘણીખરી વાર્તાઓમાં તો એવુંજ આવે છે કે એક યુવક અને યુવતિને એક બીજા માટે પ્રેમ ઉત્પન્ન થાય, એમનાં પ્રેમમાં કંઇક અંતરાય આવે, અન્તે એ બે પરણે. હવે જે સમયે આપણે આવી જાતની નિર્માલ્ય વાતોથી છેક કંટાળી ગયાં છીએ તે સમયે સંસ્કૃત સાહિત્યમાંની રઘુદિગ્વિજય ની, વરતંતુ શિષ્યની, ઇન્દુમતિ સ્વયંવરની, ઉમા શંકરના વિવાહની વિગેરે વાર્તાઓ અતિ આનંદકારક લાગ્યા વિના રહેતી નથી.

રા. હીરાલાલ વ્રજભુખણદાસ શ્રોફે આ પુસ્તકની ઉપયોગી અને વિચારશીલ પ્રસ્તાવના લખીને પુસ્તકની શોભામાં વધારો કર્યો છે. તેમજ લેખકની પ્રસ્તાવનામાંથી પણ ઘણું જાણવાનું મળે તેમ છે. ચોપડીના આરંભમાં એક અઘરા શબ્દનો કોષ આપીને વિદ્યાર્થીઓ માટે એક સરળતા કરી આપી છે.

**ત્યાગ મૂર્તિ અને બીજા લેખો:—પ્રકાશક: રા.** વેણીલાલ છગનલાલ બુચ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ. મૂલ્ય રૂ. ૦-૪-૦.

મહાત્મા ગાંધીજીનાં સામાજિક પ્રશ્નોની ચર્ચાને લગતાં લખાણોનો સંગ્રહ કરીને આ પુસ્તક છાપવામાં આવ્યું છે આપણા સમાજમાં પુષ્કળ સડો પેઠેલો છે અને તે દૂર કરવાની અતિ અગત્ય છે. એ વાત હવે ચારે તરફથી સ્વીકારાય છે છતાં સમાજ સુધારાના કાર્યમાં આપણી ગતિ અત્યંત મંદ છે. જ્યારે આપણી સ્થિતિ આવી છે ત્યારે ગાંધીજી જેવા મહાન પુરૂષના સામાજિક પ્રશ્નો સંબંધીના વિચારો આપણને બહુજ ઉપયોગી થઇ પડે એ સ્વાભાવિક છે. જે સમયે રૂઢિઓ ને રિવાજોના રાક્ષસી બંધનમાંથી મુક્ત થઇને સમાજની સ્થિતિ ઉન્નત કરવાના અલ્પ પ્રયાસો ચાલે છે તે સમયે ગાંધીજી જેવા વિચારશીલ પુરૂષના સામાજિક લેખોનો સંગ્રહ બ્હાર પાડીને નવજીવન પ્રકાશન મંદિરે સમસ્ત ગુજરાતની ભારે સેવા બજાવી છે.

આ પુસ્તકની અંદર વિધવાઓનો સવાલ બહુ વિસ્તારથી અને લંબાણથી ચર્ચવામાં આવ્યો છે તે જોઇને ખરેખર સંતોષ થાય છે. ગાંધીજી લખે છે કે "હિંદુ વિધવાને ઘડીને વિધાતાએ હાથ ધોઇ નાંખ્યા છે. જ્યારે જ્યારે પુરૂષવર્ગને પોતાનાં દુઃખની કથા કરતો હું સાંભળું છું ત્યારે વિધવા બ્હેનોની પ્રતિમા મારી પાસે ખડી થાય છે. પોતાનું દુઃખ રોનાર પુરૂષને જોઇ હું હસું છું. હિંદુધર્મે સંયમને ઉંચામાં ઉંચી કોટિએ લઇ ગયો છે અને વૈધવ્ય તેની પરિસીમા છે." આ શબ્દોમાં કેટલું બધું સત્ય સમાએલું છે! હિંદુ વિધવાના દુઃખ સાથે બીજા કોઇપણ જાતના દુઃખની સરખામણી થઇ શકે એમ છેજ નહિં. વૈધવ્યની પવિત્રતા સાચવવાને ખાતર તેમજ હિંદુસમાજની સુવ્યવસ્થાને ખાતર ગાંધીજીએ ચાર નિયમો સુચવ્યા છે. એ નિયમો જો કે માર્ગદર્શક છે છતાં આદર્શમયતો નથીજ. બાળલગ્ન, બાળહત્યા, જ્ઞાતિ ભોજન, લગ્નના વરઘોડા, કજોડાં, જ્ઞાતિ બંધન વિગેરે વિધવિધ વિષયોની ચર્ચા આ પુસ્તકમાં કરવામાં આવી છે. આ લેખસંગ્રહની અંદર પ્રગટ થએલા ગાંધીજીના બધાજ અભિપ્રાયો સાથે આપણે સંમત તો ન થઇ શકીયે પરન્તુ એ અભિપ્રાયો જાણવાથી આપણને વિચાર કરવાનું અખૂટ સાધન મળે છે. આ પુસ્તકની ઉપયોગિતા આટલેથીજ અટકતી નથી; દુષ્ટ સામાજિક બંધનોમાંથી છૂટવાના આમાં બહુ સરસ માર્ગો દર્શાવ્યા છે અને જો સમય આવે આપણે તે અમલમાં મૂકીયે તો ઘણી મુશ્કેલીઓ દુર થાય એમ છે. આ પુસ્તક જેટલી વધારે સંખ્યામાં સ્ત્રીઓ અને સંકુચિત વિચારવાળા પુરૂષોના વાંચવામાં આવશે તેટલાં વધારે આગળ આપણે સમાજ સુધારાની દિશામાં જઇ શકીશું.

**મહાત્મા શેખ સાદી:**—લેખક શ્રીયુત "સાદીક". પ્રકાશકઃ ઇરાક સાહિત્ય કાર્યાલય. કિંમત રૂ. ૨-૦-૦.

આશરે ૭૦૦ વરસ ઉપર લખાએલાં 'ગુલેસ્તાન' અને 'બોસ્તાન' નામનાં શેખ સાદીનાં પુસ્તકો દુનિઆભરમાં જાણીતાં છે. આવા જાણીતા લેખકની કૃતિનું દર્શન ગુર્જર સાહિત્યને થાય એ જરૂરનું હતું, અને તે શ્રીયુત ભાઇ સાદીકે સરસ રીતે કરાવ્યું છે. આ પુસ્તક એ માત્ર એક ભાષાંતરજ નથી, પરંતુ એની અંદર ટુંકાણમાં મહાત્મા શેખ સાદીનું જીવન ચરિત્ર આપ્યું છે. એની અંદર શેખ સાદીના બહુ રસ પડે એવા મુસાફરીના અનુભવો પણ આપવામાં આવ્યા છે. ગુલેસ્તાન અને બોસ્તાનની કથાઓને રસમય વાર્તાઓના રૂપમાં મૂકીને પુસ્તકને વધુ આકર્ષક બનાવવામાં આવ્યું છે. શ્રીયુત સાદીક જન્મે અરબ અને મૂળ વતની ઇરાકના હોવાથી એમની માતૃભાષા ફારસી છે છતાં તે આવી સારી રીતે ગુજરાતી ભાષા લખે છે એ જોઇને સાનંદ આશ્ચર્ય થયા વગર કેમ રહે? ગુજરાતી ભાષા ઉપરના એમના કાબુ માટે એમને ખરેખર ધન્યવાદ ઘટે છે. રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ આ પુસ્તકની વિદ્વતાભરેલી ભૂમિકા લખીને પુસ્તકની શોભામાં વધારો કર્યો છે.

**સ્વામી રામતીર્થ:**—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી પ્રયોજક અને અનુવાદકઃ સ્વામી સ્વયંજ્યોતિતીર્થ. સંપાદક અને પ્રકાશકઃ ભિક્ષુ-અખંડાનંદજી, મૂલ્ય રૂ. ૨-૦-૦

મહાન પુરૂષોનાં જીવન ચરિત્રો તૈયાર કરીને બ્હાર પાડવા માટે સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય સુવિખ્યાત છે. સાહિત્યની સેવા આ કાર્યાલયે એટલી કરી છે કે એનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે. આ મોટા પુસ્તકના બે વિભાગ પાડી નાંખવામાં આવ્યા છે. પ્હેલા વિભાગમાં રામતીર્થની જીવન કથા આપવામાં આવી છે અને બીજા વિભાગમાં સ્વામીના ઉપદેશો મૂકવામાં આવ્યા છે. પ્હેલા વિભાગમાંના "સ્વામી રામ જાપાનમાં," "સ્વામી રામ અમેરિકામા," "અમેરીકાનું કાર્યક્ષેત્ર" વિગેરે પ્રકરણો વાંચવામાં ઘણો રસ પડે એવાં છે. આ પુસ્તકની એક ખામી એ છે કે તે એટલું બધું મોટું છે કે કોઇપણ માણસ એનું કદ જોઇને એ વાંચવાનો વિચાર માંડી વાળે. આવાં જીવન ચરિત્રો જો જરાક ટુંકાણમાં લખાતાં હોય તો તે વધારે આકર્ષક બને.

**કૃષ્ણ ચરિત્ર:**—ભાષાન્તર કર્તા રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, મુંબાઇ. કિંમત રૂ. ૨-૮-૦.

બાબુ બંકિમચંદ્રના મૂળ બંગાળી પુસ્તક ઉપરથી આ એક ભાષાન્તર કરીને રા. કૃષ્ણલાલ ઝવેરીએ ગુજરાતી સાહિત્યને એક સુંદર ભેટ આપી

છે. કોઇને કદાચ એમ લાગશે કે 'કૃષ્ણચરિત્ર' લખવાની શી જરૂર ? શ્રી કૃષ્ણનું તો આખું જીવન દરેક હિન્દુને મ્હોંએ હોય છે ! આના ઉત્તરમાં માત્ર એટલુંજ કહેવાનું કે એ વાત ખરી છે, આપણે છેક બાળપણથી કૃષ્ણ ચરિત્રથી વાકેફ હોઇએ છીએ પરન્તુ આપણી માહિતિ અનેક ગેરસમજોથી ભરપુર હોય છે. આ પુસ્તકની અંદર શ્રી કૃષ્ણ વિશે લોકોમાં પ્રચલિત થએલી અસંખ્ય ગેરસમજો દૂર કરવાનો જે પ્રયાસ કરવામાં આવ્યો છે તે ખરેખર સ્તુત્ય છે. કૃષ્ણ ચરિત્રના એકેએક બનાવોનું શાસ્ત્રીય રીતે સંશોધન કરવામાં આવ્યું છે એટલુંજ નહિ પરન્તુ ઇતિહાસની મદદ લઇને કેટલા બનાવો સત્ય છે અને કેટલા અસત્ય છે તે પણ સાબિત કરી આપ્યું છે. આ પુસ્તકની ભાષા સરસ છે અને વળી કઠણ કહી શકાય એવી નથી.

**વીર દુર્ગાદાસ અથવા મારૂ સરદારોઃ—લેખક શ. વિઠ્ઠલદાસ ધનજીભાઇ પટેલ. પ્રકાશકઃ સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી ભિક્ષુ અખંડાનંદજી મૂલ્ય રૂા. ૦-૧૨-૦.**

આ પુસ્તક એક ઐતિહાસિક નવલકથા રૂપે છે. કર્તાએ આ પુસ્તક ઉત્તમ બને તે માટે બને તેટલો પ્રયાસ કર્યો જણાય છે. તે પોતે જોધપુર અને તેની આસપાસનો પ્રદેશ જાતે જોઇ આવ્યા હતા, તેમજ દુર્ગાદાસ તથા રાણા રાજસિંહજીના ચિત્રો પણ તેમણે તે પ્રદેશમાંથી જાતે મેળવેલી છબિઓ ઉપરથી તૈયાર કરાવ્યાં છે. આ જીવન ચરિત્ર સરળ શૈલીમાં લખાયું છે તે ઉપરાન્ત પ્હેલેથી તે છેલ્લે સુધી એકધારી રસ જારી રાખવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે.

**સૌ. સૌદામિની ગગનવિહારી મ્હેતા.** (બી. એ.)

## સાભાર સ્વીકાર

**યોગવિજ્ઞાન** ( કલોલ ): તંત્રીઃ રા. જેઠાલાલ નાથાલાલ દવે. વર્ષ ૧લું, અંક ૧લો. વા. લ. રૂ. ૩-૦-૦

**વૈદ્ય કલ્પતરૂ** ( અમદાવાદ ): તંત્રીઃ રા. વૈદ્ય રવિશંકર જટાશંકર ત્રિવેદી. પુ. ૩૦મું, અંક ૯મો. વા. લ. રૂ. ૩-૦-૦

**અલમહેબુબ** (ભરૂચ): તંત્રીઃ રા. એ. ઈસ્માઇલ મુસ્તુફાબાદી. જીલ્દ ૧, નંબર ૮. વા. લ. રૂ. ૩-૮-૦.

**વડોદરા વર્તમાન** ( વડોદરા ): તંત્રીઃ રા. અંબાલાલ ઝવેરભાઇ પટેલ. પુ. ૧લું, અંક ૧૦મો. વા. લ. રૂ. ૩-૦-૦.

**દીર્ઘાયુષ્ય:** શ્રી. મોરબી સમાજ સેવક મંડળની પત્રિકા ના. ૧. લેખકઃ ડૉ. વરજીવનદાસ દામોદરદાસ મરચંટ, L. M & S.

**ટહુકાર** ( કરાંચી ): તંત્રીઃ રા. પ્રાણનારાયણ ગિરધરલાલ ભટ. વા. લ. રૂ. ૩-૦ ૦.

**સુમન** (મુંબાઇ): હસ્તલિખિત માસિક. દિપોત્સવી અંક. સુંદર અને સચિત્ર; મનનીય લેખોથી ભરપૂર અંક.

**રંગુન સમાચાર** ( રંગુન ): તંત્રીઃ રા. મણીભાઈ ર. દેસાઇ. અંક ૭૪-૮૦. વા. લ. રૂ. ૬-૦-૦.

**જૈનયુગ** ( મુંબાઇ ): તંત્રીઃ રા. મોહનલાલ દલીચંદ દેસાઇ. પુ. ૧લું, અંક ૨જો. વા. લ. રૂ. ૨-૦-૦.

**ઇન્સાફ** ( મુંબાઇ ): તંત્રીઃ મુન્સી ફતેહખાન મહમદખાન " દિલકશ " અંક ૧૨મો. વા. લ. રૂ. ૫-૦-૦.

**વીર શાસન** ( અમદાવાદ ): તંત્રીઃ રા. કેશવલાલ મનસુખરામ પુ. ૩જું અંક ૫૧; પુ. ૪થું, અંક ૧-૨. વા. લ. રૂ. ૫-૦-૦.

**મોઢમિત્ર** ( રાણપુર ): તંત્રીઃ રા. કનૈયાલાલ ગી. કોઠારી. પુ. ૩જું અંક ૪-૬;




ઙ૦૬.

કાનપૂરમાં ભરાવાને નક્કી થએલી આગામી કૉન્ગ્રેસના પ્રમુખ તરીકે શ્રીમતિ સરોજિની નેડુની ચુંટણી થઈ છે. આવી રીતે હિંદી કોન્ગ્રેસના પ્રમુખ તરીકેનું માન મેળવનાર આ પહેલાંજ હિંદી બાનુ છે

× × ×

પાટીદાર સ્ત્રી મંડળની સ્થાપના કરવા સંબંધમાં વિચાર ચલાવવા તથા તેને લગતો ઠરાવ કરવા તે કોમની સ્ત્રીઓની એક જાહેર સભા ગયા મહિનામાં થઇ હતી જે વેળા સભાનુ પ્રમુખ સ્થાન શ્રીમતિ સમજુબા ગોવિંદભાઇ દેસાઇએ લીધું હતું, સભામાં દરબારશ્રી ગોપાળદાસના ધર્મપત્ની શ્રી ભક્તીદેવી પણ હાજર હતા. પ્રમુખે તથા અન્ય બ્હેનોએ સમયાનુસાર વિવેચનો કરી તે કોમની સ્ત્રીઓ માટે એક મંડળ સ્થાપવાની અગત્ય જણાવી હતી. સભાએ તે બાબ સ્ત્રીમંડળ સ્થાપવાનું નક્કી કર્યું હતું.

× × ×

હિન્દુ મીશનરી સોસાઇટીના આશ્રય હેઠળ મી. આર. એસ. નીમ્બકર નામના મુંબાઇના એક યુવાન જર્નાલીસ્ટે મિસીસ સુશીલાબાઇ દેશપાંડે નામની સોમપુરના સેવાસદનની એક નર્સ જોડે લગ્ન કર્યાં છે.

× × ×

નામદાર મહારાજા જયાજીરાવ સીંધીયા ગ્વાલીયરની ગાદી ઉપર આવવાની ખુશાલીમાં " કાઉન્સીલ ઓફ રીજીન્સી " ના પ્રમુખ નામદાર મહારાણી સાહેબે રૂા ૬૦૦૦ શ્રીમતિ નાથીબાઇ દામોદરદાસ ઠાકરસી ઈન્ડીયન વીમેન્સ યુનિવર્સિટીને એનાયત કર્યા છે

× × ×

પુનાની "ડીપ્રેસ્ડ કલાસ મીશન સોસાઇટી"ની સભાએ રે. વી. આર. શીંદે અને સિસ્ટર જમનાબાઇ શીંદે જેમણે મીશનની ૨૦ વર્ષ સુધી સેવા કરી છે તેમને રૂ, ૫૦ અને રૂ. ૨૦ નું અનુક્રમે માસિક પેનશન બાંધી આપ્યું છે.

× × ×

નવસારીમાં સ્ત્રીઉપયોગી સંસ્થા સ્થાપવા માટે બાઇ રતનબાઇ એદલજી બામજીએ આપવા કહેલી રૂ. ૨૫ હજારની સખાવત શ્રી. સરકારે સાભાર સ્વીકારી છે.

× × ×

શ્રીમતિ દીવાળી જગજીવન ત્રિવેદી નિખિલ ભારતવર્ષીય આયુર્વેદ વિદ્યાપીઠની પરીક્ષામાં પસાર થયાં છે. આ પરીક્ષા પાસ કરનાર એ પહેલાંજ ગુજરાતી બાઇ છે. તેમણે એલોપથી અને નર્સીંગનું કેટલુંક જ્ઞાન મેળવ્યું છે, અને સેન્ટ જોન્સ એમ્બ્યુલન્સનું સર્ટીફીકેટ ધરાવે છે.

× × ×

ગયા મહિનામાં અમદાવાદમાં સાહિત્ય સભાના સ્ત્રીવિભાગ તરફથી શરદુત્સવ ઉજવવામાં આવ્યો હતો.

× × ×

અમદાવાદની વિશા પોરવાડ જ્ઞાતીના એક યુવકના લગ્ન સુરતના તેજ જ્ઞાતિના અગાઉ પુનર્લગ્ન કરનાર જોડાથી થયેલી કન્યા સાથે થતાં ત્યાંની ન્યાતે તેમને પાવન કરીને જ્ઞાતિમાં લીધાં છે.

× ×

માનપુર ( ધોળા પાસે ) નાં કણબી નાગજી અને પારઠીના બે વાઘરીએ એક પીંજરાની કન્યા એક પાટીદારને વેચેલી તે માટે પકડાવાથી ત્રણે જણને વરસ વરસની સજા કરી છે, અને પાટી-

તાણાં સ્ટેટમાં સ્ત્રીહરણનો ગુન્હો તેમના ઉપર હજી ઉભો છે.

× × ×

કાઠિયાવાડ અને વઢવાણના ૫૦૦૦ ઘરોની દશા શ્રીમાળી વણીક જ્ઞાતિએ એવો ઠરાવ કર્યો છે કે જે કોઇ કન્યા યા વર પસંદગી કરી પરણશે તેનો રૂ. ૫૧) નો દંડ થશે । આથી યુવાનોમાં ભારે ખળભળાટ થઇ ગયો છે,

× × ×

અમરેલી પ્રાન્તમાં ચાલુ સાલમાં એક આરોગ્ય પ્રદર્શન અને બાળ-સપ્તાહ ભરાવાનો સંભવ છે.

× × ×

આ નવેમ્બરની તા. ૨૦ મી એ સિંધના વિદ્યાર્થીઓની કરાંચીમાં મળનારી બીજી પરિષદના પ્રમુખ તરીકે શ્રીમતિ સરોજીની નૈડુની પસંદગી કરવામાં આવી છે.

× × ×

અકટોબર મહિનામાં બેંગલોરમાં મહિલા સેવા સમાજ સ્થાપવામાં આવ્યું હતું.

× × ×

જલંધર પ્રાન્તમાં સ્વામી શ્રદ્ધાનંદના પ્રમુખપણા નીચે વિધવા વિવાહને લગતો વિચાર કરવાને પરિષદ ભરાઇ હતી. એ સભાએ છોકરાઓના સોળ વર્ષની ઉંમર પહેલાં લગ્ન કરવાની રીત સામે વિરોધ દર્શાવ્યો હતો. પછી નીચેના ઠરાવો થયા હતા. કોઇપણ વિધુરે કુમારિકા સાથે લગ્ન કરવા નહી, તેમજ કોઇ વિધવાએ અપરિણીત પુરૂષ સાથે લગ્ન કરવાં નહિં. ( ૨ ) બાળ વિધવાના લગ્ન કુમારિકોના લગનની માફક જ ધામધુમથી ઉજવવા. તે ઉપરાંત મોટી ઉમરના વિધુરોને નાની કન્યાઓ વેચવાની જે પ્રથા છે તે સામે તે સભાએ અત્યંત વિરોધ દર્શાવ્યો હતો.

× × ×

બનારસ હિંદુ યુનિવર્સિટીને શ્રી. જી. એસ બિરલાએ હિંદી ચોપડીઓ માટે રૂ. ૫૦૦૦૦ નો સુંદર ફાળો આપ્યો છે. તેમજ સ્ત્રી ઉદ્યોગાલય માટે બીજા રૂ ૫૦૦૦૦ આપ્યા છે,

× × ×

ફતેહપુર જીલ્લામાં બેનીસીંહ નામના જમીનદારે એક માણસને રૂપીઆ ધીર્યા હતા. મહિને મહિને તે માણસ દેવું વાળવા પ્રયત્ન કરતો હતો તોપણ નક્કી કરેલી મુદતમાં દેવું વાળી શક્યો નહિં. તે માણસ પાસે એક ભેંસ ને પોતાની પુત્રી એટલુંજ બાકી રહ્યું. દેવું ભરવાનો તેને પોતાની પુત્રી વેચવી પડી !

× × ×

શ્રીમતિ સંતોષકુમારી ગુપ્તા બંગાલના મજુરવર્ગની આગેવાન છે. કલકત્તામાં મળેલી ટ્રેડ યુનિયન કોંગ્રેસ વખતે સ્વાગત મંડળના પ્રમુખ તરીકે અને શ્રી. મુકુંદલાલ સરકારના સેક્રેટરી તરીકે તેમનું નામ પ્રસિદ્ધ છે. તેઓ "શ્રમિક" નામનું એક મજુરવર્ગનું સાપ્તાહિક પણ બંગાળીમાં કાઢે છે. હિંદી અને અંગ્રેજી બંને ભાષામાં જુસ્સાદાર લખવાની અને બોલવાની કળા પણ તેમને સાધ્ય છે. મીલ મજુરો અને રેલ્વે કામદારોમાં તેમનું વજન પણ ઘણું છે. અમદાવાદના મીલ મજુરોને ગાંધીજીએ અલ્પસંતોષી અને પ્રમાણિક રહેવાનો ઉપદેશ આપ્યો તે મત સાથે તેઓ મળતાં નથી અને તે માટે ગાંધીજીના ઉપર મુડીવાળાઓના રક્ષક તરીકે ટીકા પોતાના પત્રમાં તે બાઇએ કરી હતી.

× × ×

લંડનની મિસ વન્દા કોન્સ્ટન્સ મારેલ જે પાછળથી વૃંદાદેવીનું હિંદી નામ ધારણ કરીને કલકત્તાના બેરીસ્ટર શ્યામશંકર સાથે પરણી હતી. તેનો કલકતાના બ્રાહ્મણોએ બ્રાહ્મણ તરીકે સ્વીકાર કર્યો હતો તે બાઇ મરણ પામતાં બ્રાહ્મણ કોમે તેને પોતાના સ્મશાનમાં અગ્નિદાહ દીધો હતો.

× × ×

બંગાળની સ્ત્રીઓને મતાધિકારી મળી ચૂક્યો છે. આથી ત્યાંની સ્ત્રીઓ મત આપી શકશે તેમજ કાઉન્સીલ વગેરે માટે ચુંટાઇ પણ શકશે.

× × ×

મહિસુરમાં ગ્રામ્ય પંચાયતનો ખરડો રજુ થયો છે. તેમાં પ્રજાના આત્મશાસનના વધુ હક્કો રાખવામાં આવ્યા છે; પ્રાથમિક કેળવણીની વ્યવસ્થા અને ઘરો, દુકાનો તથા ખાલી પ્લોટો ઉપર કર નાંખવાની સત્તા પંચને હસ્તક રહેશે. સ્ત્રીઓને મતાધિકાર અને પંચમાં ચુંટાવાનો હક્ક પણ આ ખરડા અનુસાર મળશે.

× × ×

### એશિયા.

ચીન અને જાપાનમાં ઘણી સ્ત્રીઓ વકીલો થવા માટે શિક્ષણ લેવા બહાર નીકળી છે. જાપાનમાં તો સ્ત્રી–બેરિસ્ટરોને પુરૂષ–બેરિસ્ટર જેટલા હકકો આપવાનો ખરડો ત્યાંની પાર્લામેન્ટ સમક્ષ આવનાર છે. ચીનમાં એક સ્ત્રી મલાયામાં જઇ ત્યાંના ગરીબો માટે જ લડવા માટે વકીલાતનું ભણે છે.

× × ×

જાપાનના કેટલાક મોટા માણસોએ સંમતિ વયનો કાયદો રદ કરવાની અરજ મિકાડોને કરીછે.

### આફ્રિકા

મિસ શ્યુનિરા સેબેટ નામની બાઇએ કેરોમાં એક દૈનિક ચોપાનીયું શરૂ કર્યું છે. આમાં દુનીઆની બધી ખબરો આપવામાં આવશે પણ ખાસ કરીને સ્ત્રીઓને રસ પડે એવી બધી હકીકતોનો સમાવેશ કરવામાં આવશે.

### યુરપ

પેન્શનને લગતા કાયદામાં સુધારો કરતાં બ્રિટિશ સરકારે ચૌદ વર્ષથી નાની ઉમરના છોકરાંઓ સાથેની વિધવાઓને અઠવાડિયાના ૧૦ શીલીંગ ( આશરે રૂ. ૬–૮–૦ ) અને માબાપ વગરના ચૌદ વર્ષની અંદરના બાળકોને સાડાસાત શીલીંગ આપવાનું નક્કી કર્યું છે.

× × ×

તુર્કસ્તાનમાં સ્ત્રીઓનું પહેલું ચોપાનીયું કાઢવામાં આવ્યું છે.

× × ×

ફ્રાન્સના સેંટ વાયટરના એક ગરીબ મજુરને ૭૫ વર્ષની ઉમર થતાં લગીમાં ત્રણ સ્ત્રીઓથી ૩૧ છોકરાં થયાં, જેમાંના ૨૯ જીવે છે. એ નાનામાં નાનું બાળક ત્રણ વર્ષનું છે જ્યારે સૌથી મોટો છોકરો ૫૦ વર્ષનો છે. એ મજુર સીલ્વેન બુલનને લડાઇ પૂર્વે માત્ર રોજના દશ ફ્રાન્ક મળતાં હતાં ( દશ ફ્રેન્ક એટલે આજની કિંમતે આશરે દોઢ રૂપીઓ ). પાછળથી મજુરી સ્હેજ વધી હતી, છતાં પહેલી બે સ્ત્રીઓનાં મળીને બાવીસ બાળકોને તે ઉછેરી શક્યો. પણ ત્રીજી સ્ત્રીએ જેમ જેમ બાળકોને જન્મ આપ્યો તેમ તેમ તે બાળકોને અનાથાશ્રમમાં મૂકતો ગયો. ફ્રાન્સે એને આટલા બાળકોને જન્મ આપવા માટે કેટલાં ઇનામો આપ્યા તે ખબર નથી.

× × ×

રોસેલ્લા કોરોના નામની ઈટાલીયન બાળાએ પોતાના વિવાહીત ધણીની પરણવા માટેની આતાકાનીથી તેને પાંચ દિવસ સુધી કેદમાં રાખ્યો હતો. આ બાબતનો કોર્ટમાં કેસ ચાલી રહ્યો છે.

× × ×

રશિયામાં વિવાહનો એક વિચિત્ર ધારો થયો છે. તેથી અજમાયેશ લગ્નો કરી શકાય. દંપતી ત્રણ વર્ષ સાથે રહે ને પછી એમ લાગે કે તે બન્ને વચ્ચેનો પ્રેમ ટકી રહેશે તો લગ્નગાંઠથી જોડાય નહિં તો છુટા પડે. આવા લગ્નો પણ ફક્ત સહી કરવાથીજ થાય. કોઇપણ જાતની ધામધુમ કરવામાં આવતી નથી.

### અમેરિકા

બ્રુકલીનની ( અમેરિકા ) મિસીસ મરફીએ પોતાના ધણી તરફનો પ્રેમ મરી ગયાથી છુટાછેડા માંગ્યા હતા. આ તેના ૩૨મી વારના છુટાછેડા છે.






**આવતી કોંગ્રેસનાં પ્રમુખ.**

આવતા ડીસેંબર માસમાં કાનપુરમાં ભરાનારી કોંગ્રેસનાં પ્રમુખ તરીકે શ્રીમતી સરોજિની નૈડુની ચુંટણી થઇ છે એ જાણીને અમને ઘણો હર્ષ થયો છે. આટલાં વર્ષોમાં કોંગ્રેસનાં પ્રમુખ સૌથી પ્હેલાં સન્નારી ડૉ. એની બેસંટ થયાં હતાં. પરંતુ હિંદી સન્નારી તો શ્રીમતી સરોજિની જ પ્રથમ થશે. આખાં હિંદમાં તેમણે એટલી ખ્યાતિ પ્રાપ્ત કરી છે કે એમની લાયકાત વિષે અમારે બહુ કહેવાની જરૂર નથી.

સૌથી પ્હેલાં શ્રીમતી સરોજિની નૈડુ કવિ તરીકે પ્રસિદ્ધ થયાં. અંગ્રેજી પોતાની માતૃભાષા નહિ હોવા છતાં તે ભાષામાં તેમણે એટલી સુંદર કવિતા લખી છે કે તે માટે ઇંગ્લંડ તથા હિંદ બન્ને સ્થળે તેમની નામના થઇ છે. વળી ભાષણ કરવાની તેમની છટા અદ્‌ભુત છે. અંગ્રેજી ભાષા પર એટલો સંપૂર્ણ કાબુ આવેલો છે કે તેમને અંગ્રેજીમાં ભાષણ કરતાં સાંભળીને લોકો છક થઇ જાય છે. કંઈ પણ તૈયારી કર્યા વિના ગમે તે વિષય પર બોલીને હજારો શ્રોતાજનોનાં મન હરી લેવાની તેમનામાં શક્તિ છે. હાલ થોડાં વર્ષ થયાં તેમણે રાજકીય ક્ષેત્રમાં પ્રવેશ કર્યો છે. તેમાં પણ બધાંનાં મન જીતી લીધાં છે. હમણાં આપણા દેશમાં રાજકીય નેતાઓના ઘણા પક્ષ પડી ગયા છે. પરંતુ શ્રીમતી સરોજિની ખાસ એકે પક્ષનાં નથી. તેથી કોઇ પણ પક્ષ એવો નથી કે જે તેમની વિરુદ્ધ હોય. બધાંને તેમને માટે સરખુંજ માન છે. સ્વદેશાભિમાનની લાગણી તેમનામાં અનહદ છે. માતૃભૂમિની સેવા ખાતર તેમણે જે સ્વાર્પણ કર્યું છે, તેની ખરેખરી કદર લોકોએ આ પગલાથી કરી છે. હમણાં થોડાજ વખત પર આફ્રિકા જઇ આવીને તેમણે હિંદની કીર્તિ ત્યાં વધારી છે. ત્યાં પોતાના દેશબંધુઓમાં તે ઘણાંજ લોકપ્રિય થયા હતાં. એટલું માન ત્યાં ભાગ્યેજ બીજા કોઇ દેશસેવકને મળ્યું હશે. પ્રથમથીજ શ્રીમતી સરોજિનીને મુસલમાનો પ્રત્યે ઘણી સહાનુભૂતિ છે. તેમની અને હિંદુઓની વચ્ચે ઐક્ય કરવાનો પ્રયત્ન તે હંમેશાં કરતાં આવ્યાં છે. ગયાં એક બે વર્ષમાં દુર્ભાગ્યે આખા દેશમાં આ બે કોમ વચ્ચે ઘણો વૈરભાવ થયો છે. બન્ને કોમમાં વિશ્વાસપાત્ર એવા જે ગણ્યાંગાંઠયા નેતાઓ છે તેમાં શ્રીમતી સરોજિની નૈડુ એક છે. કાનપુરની કોંગ્રેસમાં આ પ્રશ્નની ચર્ચા જરૂર થશે. તે માટે આવા લાયક પ્રમુખની ચુંટણી થવાથી એ પ્રશ્નનો નિકાલ સરલતાથી આવશે એવી આશા રાખી શકાય. બન્ને કોમને સંતોષ થાય એવો માર્ગ પ્રમુખ બતાવે અને દેશની આ મોટી તકરારનો જલદી અંત આવે એવું અમે ઇચ્છીએ છીએ.

શ્રી સરોજિની નૈડુ આખા હિંદની મહાસભાનાં પ્રમુખ થયાં છે, તે માટે આપણે ખાસ ખુશી થવાનું કારણ એ છે કે એક સન્નારીને આવું મોટું માન મળ્યું છે. સ્ત્રીઓને પુરતું શિક્ષણ મળ્યું હોય તો તેઓ શું શું કરી શકે તેનું આ મોટું દૃષ્ટાંત છે. સ્ત્રી બુદ્ધિમાં પુરુષ કરતાં કોઇ રીતે હતરતી નથી, તે આ રીતે સાબીત થાય છે. સ્ત્રીએ સારી કેળવણી લીધી હોય તો તે ઉત્તમ કવિ તથા વક્તા થઇ શકે છે. તેમજ રાજ્યદ્વારી પ્રકરણોની ગુંચ પણ પુરુષોની માફકજ ઉકેલી શકે છે. આ સિદ્ધાંતનું ઉદાહરણ શ્રી. સરોજિની છે. તેમને મળેલું માન તેમને એકલાંને નહિ પણ હિંદની-આખી સ્ત્રીજાતિને શોભાવે છે.

**પ્રસૂતાના લાભાર્થે કાયદો.**

પ્રસૂતાના લાભાર્થે કાયદો કરવા માટે જે ખરડો મિ. એન. એમ. જોશીએ લેજીસ્લેટીવ એસેમ્બ્લીમાં મૂકયો હતો, તે પસાર થયો નહિ, એ ઘણું

ખેદજનક છે. કારખાનાં ખાણો વગેરેમાં કામ કરતી મજૂર સ્ત્રીઓને સુવાવડ પહેલાં તથા તે પછી આરામ મળી શકે, તે માટે તેમને અમુક સમયની રજા આપવી અને તે દરમિઆન અમુક રકમ આપવી, એ આ ખરડાનો મુદ્દો હતો. એ બાબત આ માસિકમાં અગાઉ એક બે વખત લખાઇ ગએલું છે. તેથી આ બિલની ઉપયોગિતા માટે વિશેષ કહેવાની જરૂર નથી. છતાં પણ તે પસાર ન થયું તેની નોંધ દીલગીરી સાથે લઇએ છીએ. ધારાસભામાં આ ખરડાની વિરુદ્ધ ઘણા લોકો થયા હતા તેમાં મુંબાઇ ઇલાકાના મિલમાલીકો પણ હતા. પોતાને થોડા પૈસાનો બોજ આપવો પડે એટલા માટેજ તેઓ વિરુદ્ધ થયા હશે એમ ધારીએ છીએ. બાકી આવા હિતકારક બિલનો વિરોધ કોઇ પણ માણસ શા માટે કરે તે અમે સમજી શકતાં નથી. ગરીબ મજૂર સ્ત્રીઓની દયાની ખાતર મિલમાલીકો આટલો પણ સ્વાર્થત્યાગ કરી શકતા નથી ? માણસે દુનીઆમાં પોતાના સ્વાર્થ ઉપરાંત બીજાનો વિચાર પણ કરવો જોઇએ પરંતુ સ્ત્રીની જીંદગીમાં પ્રસૂતિનો સમય કેવો બારીક છે, અને તેને કેટલા આરામની જરૂર છે તે પુરૂષો બરોબર ક્યાંથી સમજે ? આટલા માટેજ સ્ત્રીઓને મતાધિકાર મળવો જોઇએ એમ અમે માનીએ છીએ. જો સ્ત્રીઓ ધારાસભામાં જઇ શકતી હોય તો તેમાંની કોઇ પણ આવા ખરડાનો વિરોધ કરે નહિ. તેમજ તે પસાર કરાવવા માટે પુરૂષ સભાસદોને સમજાવવાનો પણ પોતાનાથી બનતો પ્રયાસ કરે. હાલ જે પુરૂષો સ્ત્રીઓનું હિત વિચારીને આવા ખરડા ધારાસભામાં મૂકે છે તેનો અમે અંતઃકરણપૂર્વક ઉપકાર માનીએ છીએ. પરંતુ જ્યારે સ્ત્રીઓ પોતે ધારાસભામાં જઇ શકશે, ત્યારેજ આખી જાતિને ખરેખરો લાભ થશે એમ અમે દૃઢતાથી માનીએ છીએ. ધારાસભાની આવતી બેઠકમાં આ ખરડો ફરીથી મૂકવામાં આવે અને પસાર થાય એવું અમે ઇચ્છીએ છીએ.

**સંસાર સુધારામાં સ્ત્રીઓનું કર્ત્તવ્ય**

પૂનામાં ઑગસ્ટ મહિનાની આખરમાં લિબરલ કૉન્ફરન્સ ભરાઇ હતી તેની સાથે સંસાર સુધારા પરિષદ્ પણ ભરવામાં આવી હતી. તેનું પ્રમુખસ્થાન સૌ. વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠને આપવામાં આવ્યું હતું. તેમના પ્રમુખ તરીકેના ભાષણમાં બીજી ઘણી બાબતો ઉપરાંત સ્ત્રીઓને લગતી કેટલીક બાબતો પણ છે. સંસાર સુધારાના ક્ષેત્રમાં કોણે શું શું કરવાનું છે તે ગણાવતાં તેઓ કહે છે કે "સમાજ સુધારાના કાર્યક્રમમાં સ્ત્રીઓને મુખ્યત્વે લાગુ પડે એવી ઘણી બાબતો છે. કેળવાયલી સન્નારીઓની ફરજ છે કે તે કામ તેમણે ઉપાડી લેવું. તે ઉપરાંત સુધારાનાં બીજાં કાર્યો પણ તેમણે પોતાને માથે લઇને પુરૂષોને બીજાં કામ કરવાનો અવકાશ આપવો. અમેરિકામાં મદ્યપાન બંધ કરવાનું મહાન કાર્ય મુખ્યત્વે સ્ત્રીઓએજ કર્યું હતું. સ્ત્રીઓને લગતા પ્રશ્નોનો ઉકેલ સ્ત્રીઓ પોતેજ ઉત્તમ રીતે કરી શકે. હવે પુરૂષોને આ ફરજમાંથી મુક્ત કરવાનો સમય ક્યારનો આવી ચૂક્યો છે. શ્રીમંત તેમજ મધ્યમ વર્ગની સ્ત્રીઓને એટલી ફુરસદ મળે છે કે જેનો વ્યય તેઓ પોતાની જાતિની ઉન્નતિ કરવામાં સ્હેલાઇથી કરી શકે. વળી સામાનું મન વાળવાની જે કળા સ્ત્રીઓને કુદરતી રીતે આવડે છે તે પુરૂષોને નથી આવડતી. ખરું જોતાં એ કામ તેમનુંજ છે, અને તેઓ પોતેજ ઉત્તમ રીતે કરી શકે."

કેળવાયલી સન્નારીઓની ફરજ વિષે સૌ. વિદ્યાગૌરી કહે છે તેની સાથે અમે સંપૂર્ણ રીતે સંમત થઇએ છીએ. સમાજ સુધારાના કાર્યમાં તેમણે મોટો ફાળો આપવાનો છે. પરંતુ આખા દેશની વસ્તી જોતાં કેળવાયલી સ્ત્રીઓની સંખ્યા ઘણી થોડી છે. જેને ખરેખરી કેળવાયલી એટલે સંસ્કાર પામેલી સ્ત્રીઓ કહી શકાય એવી તો સેંકડે એક ટકા જેટલી પણ બાઅે હશે. અમેરિકાની સ્ત્રીઓની સરખામણી હાલ આપણી સ્ત્રીઓ સાથે કેવી રીતે થઇ શકે ? ક્યાં તેમનું સ્વદેશાભિમાન અને ક્યાં આપણી ઉદાસીનતા ! અમેરિકાની હજારો સ્ત્રીઓ શિક્ષિત છે, સ્વતંત્ર છે, દેશ પ્રત્યેનું કર્તવ્ય સમજે છે. આપણી હજારો સ્ત્રીઓ અજ્ઞાન છે, પરતંત્ર છે, અને દેશપ્રત્યેની જવાબદારીનું તેમને કંઇ ભાન નથી. સ્ત્રીઓને લગતા પ્રશ્નોનો ઉકેલ સ્ત્રીઓ પોતેજ ઉત્તમ રીતે કરી શકે એ વાત ખરી છે પરંતુ પોતાના સંસારમાં રહેલી ખામીઓ સ્ત્રીઓ સમજતી થાય ત્યારેજ તે દૂર કરવાનો પ્રયત્ન કરે. જેમને તે ખામીઓનું ભાન નથી તે કેવી રીતે દૂર કરે ? જ્યાં સુધી સ્ત્રીઓ

અજ્ઞાનમાં ડૂબેલી છે, ત્યાં સુધી તેઓ પોતે કંઇ કરી શકે નહિ. ત્યાં સુધી પુરૂષોની સહાયની જરૂર પડશે. વળી શ્રીમંત તથા મધ્યમ વર્ગની સ્ત્રીઓ ફુરસદના સમયનો વ્યય પોતાની જાતિની ઉન્નતિ કરવામાં કરી શકે એમ સૌ. વિદ્યાબ્હેન કહે છે. તો તેમાં પણ મુખ્ય વાંધો એજ આવે છે કે તેઓ ઘણે ભાગે અજ્ઞાન હોય છે. કેટલાક મોટા શેઠીઆઓની સ્ત્રીઓ ગુજરાતી પુસ્તક કે વર્તમાન પત્ર પણ વાંચી શકતી નથી. કદાચ વાંચી શકતી હોય તો પણ તે વાંચવાની દરકાર કરતી નથી. તેઓ પોતાની જાતિની ઉન્નતિ શું કરી શકે? શિક્ષણનો અભાવ એ દરેક જાતની પ્રગતિમા મુખ્ય વિઘ્ન છે.

ત્યારે સ્ત્રીઓમાં શિક્ષણનો પ્રચાર કરવો એ આપણી મુખ્ય ફરજ છે.

**સ્ત્રીઓમાં શિક્ષણનો પ્રચાર.**

કન્યાઓની કેળવણી માટે જેટલાં સાધનો બને તેટલાં કરવાં જોઇએ. કન્યાશાળાની સંસ્થાઓ જેમ બને તેમ વધારવી જોઇએ. બાળાઓને માત્ર પ્રાથમિક નહિ પણ માધ્યમિક તથા ઉચ્ચ શિક્ષણ આપવાની પણ ઘણી જરૂર છે. આ વાત તેમનાં માબાપનાં મનમાં ઉતરવી જોઇએ. આ શિક્ષણ પામેલી બાળાઓ મોટી થાય અને પોતાના સંસારમાં સુધારો કરે એને તો હજી ઘણી વાર લાગશે. પરંતુ હાલ તરત સુધારો કરવાની પણ એટલીજ આવશ્યકતા છે. આ કામ બહુ મુશ્કેલ છે. મોટી વયની અજ્ઞાન સ્ત્રીઓમાં મૂળ ઘાલીને પેઠેલા વિચારોમાં ફેરફાર કરવો તે કાર્ય લગભગ અસંભવિત જેવું છે. સંસાર સુધારાની પ્રગતિમાં વૃદ્ધ સ્ત્રી પુરૂષો અને તેમાં પણ ખાસ કરીને સ્ત્રીઓ બહુ આડે આવે છે. હાલ આપણે ઘણે સ્થળે એવું સાંભળીએ છીએ કે કુટુંબનાં બીજાં બધાં માણસો અમુક જૂની અનિષ્ટ રૂઢિ બંધ કરવાને તૈયાર હોય પરંતુ ઘરની વૃદ્ધ સ્ત્રીઓના આગ્રહથી તેમ કરી શકતાં નથી. તેમની આજ્ઞાની વિરૂદ્ધ યુવકો તથા યુવતીઓ થઇ શકતાં નથી આ મુશ્કેલી બહુ મોટી છે પરંતુ જ્યા વિવેકબુદ્ધિથી આપણને અમુક કાર્ય કરવાનું યોગ્ય લાગતું હોય ત્યાં વૃદ્ધોની આજ્ઞાની પણ દરકાર ન કરવી જોઇએ. એ વિના છૂટકો નથી. તે વિના આપણી સાંસારિક સ્થિતિ કદી સુધરશે નહિ.

**મોટી વયની સ્ત્રીઓનું શિક્ષણ.**

મોટી વયની સ્ત્રીઓમાં કંઇક જ્ઞાનનો પ્રચાર થાય, તેમનો સમય કંઇક ઉપયોગી કાર્યમાં જાય તે સારૂ તેમને માટે ખાસ શિક્ષણ વર્ગો કહાડવાના પ્રયાસ ઘણે ઠેકાણે થયા છે. પરંતુ દીલગીરી સાથે જણાવવું પડે છે કે તેમાંના બહુ થોડા સફળ થયા છે. મુંબાઇ તથા અમદાવાદમાં ઘણે સ્થળે અમે જોયું છે કે વર્ગોની શરૂઆત થાય, ત્યારે સ્ત્રીઓમાં ઉત્સાહ હોય છે. પણ પછી તે મંદ પડી જાય છે. જેમને બાળપણમા પુરતી કેળવણી મળી નથી તેમને નીતિ સાહિત્ય, સંગીત, આરોગ્ય, ગૃહકળા વગેરેનું થોડું ઘણું શિક્ષણ આપી શકાય તો તે તેમના જીવનમાં ઉપયોગી થાય. એવી ધારણાથી આ વિષયો શીખવવાના વર્ગો કહાડવામાં આવે છે, પરંતુ સ્ત્રીઓને તે શીખવાની દરકાર હોતી નથી. શીખવનાર પોતાના કીંમતી સમયનો ભોગ આપવાને તૈયાર હોય છે. પણ શીખનારાં તેનો લાભ લેતાં નથી, એ ઘણું નિરાશાજનક છે. એટલું કબુલ કરવું જોઇએ કે આપણી સ્ત્રીઓને આવા વર્ગોનો લાભ લેવામાં સાંસારિક અડચણો ઘણી નડે છે. કુટુંબ પ્રત્યેની ફરજો બજાવતાં બહાર જવાનો અવકાશ મળતો નથી. પણ તે સાથે ઘણી સ્ત્રીઓમાં બેદરકારી પણ બહુ હોય છે, તે વાત પણ સત્ય છે. માટે અમારી બ્હેનોને અમારી નમ્ર વિનંતિ છે કે તેમના હિત માટે શિક્ષિત સ્ત્રીઓ તથા પુરૂષો તરફથી જે જે સાધનો પૂરાં પાડવામાં આવે તેનો સંપૂર્ણ લાભ લેવા ચૂકવું નહિ.

પાષાણી.



ચિત્રકારઃ ] અહલ્યા. "જશો ? જશો ? તો જાઓ, જાઓ ઇન્દ્ર, [ શ્રી ગદાણી.
જાઓ કિન્તુ સ્વર્ગમાં નહિ–યમપુરીમાં

અનાથા.



ચિત્રકારઃ ] ઉજાણું અભિપ્ય કરી હું તેની સાથે ચાલી નીકળી. [ શ્રી. પુરૂષોત્તમ.

The Lohana Mitra Press, BARODA.




વર્ષ ૩ જું. ડીસેમ્બર ૧૯૨૫ અંક ૪ થો.

## બાપુ.

લેખક: રવ કવિ દામોદરદાસ ખુ. બોટાદકર.

( ઓધા ! નન્દનો છોરો તે નમેગો થયો જો;

અથવા

મહા કોપ થયો તે કવિકાળમાં જો—એ ઢાળ. )

સખી ! મીઠો અષાઢ કેરો મેહુલો જો,
આભ ઘેરી ઉભેલ દીસે એકલો જો. સખી ! (ટેક)

એના ઘટમાં અનેક ગાન ગાજતા જો,
મહિં રસના તરંગ રૂડા રાજતા જો. સખી !

પ્રાણ આપી એ પ્રાણીઓને પાળતો જો,
કેંક તનડાના તાપ રહે ટાળતો જો. સખી !

ભરે સર ને સરિત નવાં નીરથી જો,
એને દેતાં અંદેશડો ઉરે નથી જો. સખી !

એવાં મનડાં મીઠાશ ભર્યાં તાતનાં જો,
માંહિ હિંચે હીલોળ કેંક હેતના જો. સખી !

એની છાયામાં રંગભર્યાં રાચીએ જો,
નિત્ય નવલા ઉમંગ ધરી નાચીએ જો. સખી !

એને આંખે ને અંતરે અમી ઝરે જો,
ભાગ્ય કેરા ભંડાર ભવનમાં ભરે જો. સખી !

એક પળમાં હજાર વાંક વીસરે જો,
'કર્યું' એનું તે કોણ લગીરે ઠરે જો. સખી !

એના અંતરમાં એક રમે 'આપવું' જો,
એની 'વર્ષાનું' 'નીર' તો નવું નવું જો. સખી !

ભલે ભૂલી આનન્દ 'આજ' નો જશું જો,
કદી બાપુના ભાવ નહિ ભૂલશું જો. સખી !



# અનાથા.

લેખક: સૌ. ભાનુમતિ ત્રિવેદી.
ચિત્રકાર: શ્રીમાન પુરૂષોત્તમ.

ગામથી દૂર છતાં ભાવના અને ભક્તિથી ગામ લોકોને આકર્ષી રહેલું બીલીથી ઢંકાએલું શિવનું સ્થાન હતું. બીલી પત્રના ઘેરાવાને ભેદી પુષ્પધન્વાને મારનાર એ વિજયી દેવની ભગવી ધ્વજા ગર્વથી આકાશમાં ફરફરી રહી હતી. કોઇ સરલા બાલિકા શિવના પૂજનાર્થે આવતી હોય તેવી નદી નિર્મળ પ્રવાહે ત્યાં વહી રહી હતી. કુદરતે એ સ્થાનને ઘેરી લીધું હતું. રાય અને રંકને તે ભોગવવાનો સરખો હક્ક હતો.

શિવાલયને મધ્યમાં રાખી તેની ચારે તરફ લગભગ પચાસ હાથને છેટે ઓરડા અને ઓશરીઓ ઉતરેલા હતા, તે પથિકોના વિશ્રામ માટે સદૈવ ખુલ્લાજ રહેતા. પૂર્વ અને પશ્ચિમ દિશાએ તે સ્થાનમાં આવવા જવાના માર્ગો કર્યા હતા.

દહેરાનાં અગ્ર ભાગમાં માટીથી ચણી લીંપેલો ઓટો હતો. તેની વચમાં પીપળાનું ઝાડ હતું. એ ઓટા ઉપર જ્ઞાનગોષ્ટિ થતી અને સાંજે ત્યાં શિવપુરાણ વંચાતું. તે ઓટાની સામેજ પૂર્વના દ્વારથી માંડીને પગથીઆની પરંપરા નિર્ઝરિણીમાં જઇને અટકતી.

સજ્જન પુરૂષોનો ત્યાં સમાગમ થતો. કેટલાય વયોવૃદ્ધ સંન્યાસીઓ પોતાનું આયુષ્ય તે સ્થળમાંજ વીતાવતા હતા. ગામમાં આવનાર કોઇપણ જ્ઞાની પુરૂષનો ઉતારો એ અખાડામાંજ રહેતો.

શીલ ગુણમાં સમાન વ્યસનવાળા. એ ધર્મસમાજનું વાતાવરણ અલૌકિક ગુંજતું હતું. ચિરસ્થિત મહાદેવની વિભૂતિ જેવી એક યોગિની તે સ્થાનની અધિષ્ઠાત્રી હતી.

અંધકારમાંજ ખીલીને ખરી પડેલાં પુષ્પ જેવો એનો ભૂતકાળ સૌને અગોચર હતો. બધાં તેને ' માતા ' કહેતાં. મૂર્તિમંત શ્રદ્ધાની જીવંત પ્રતિમા સમો એનો દેહ હતો. ગળાથી પગ સુધી દેહ ઉપર ધારણ કરેલી કફની જાણે તેના હૃદય ઉપર આવૃત્ત થએલ વૈરાગ્યની બીજી આવૃત્તિજ હતી. પીઠ પ્રદેશ ઉપર પથરાઇને પડેલી લટોના પ્રત્યેક વાળમાં તેના પ્રતાપનાં કિરણો છૂપાઇને રહ્યાં હતાં. તેની આંખોમાંથી પ્રેમ જ વરસતો.

પ્રભાત અને સાયંકાળની આરતીએ થતા ઘંટારવનાં આંદોલનો વાયુમાં ઘૂમ્યા કરતાં. ભાવિક ભક્તોના પાપથી મુક્ત કરવાની પ્રાર્થનાના પોકારોથી ઘુમ્મટ ગાજી ઉઠતો. ત્યાર પછી ભિન્નભિન્ન વૃત્તિઓવાળા જનપદનો કોલાહલ પ્રવૃત્તિમાર્ગે વળતો અને કોઇ પ્રબોધ આત્માને મળી હોય તેવી શાન્તિ તે સ્થળે વ્યાપી રહેતી.

બાલસમી નિર્દોષ પ્રોત્સાહનભરી ઉષા શિવાલયને આંગણે રમવા ઉતરતી અને ડુબતા સૂર્યનાં છેલ્લાં કિરણો ઝીલતી સંધ્યા પણ સાંજ આવીને ઉભી રહેતી. ધીમેધીમે એ પારગ્રાહી પ્રકાશ અદશ્ય થતો. અંધકાર ઉતરતો.

તેની વચ્ચે રહેલી તે મનુષ્ય આત્માને પાઃ આપતી હોય તેમ ધીમેધીમે અંતર્ગત થતી. દિક્પ્રાન્તનાં સુંદર ક્ષેત્રો શ્યામ જણાતાં અને જનપદ વિનાના કાંઠાંવાળી નદી પણ પોતાની ગંભીરતા વિસ્તારતી. ત્યાર પછીનો સમય જગતની તંદ્રાનો અને જ્ઞાનીઓના ચિન્તનનો આવતો.

આ વખતે અંધકારમાં બે વ્યક્તિઓ ચાલી જતી હતી. માર્ગ દેખાતો ન હતો. પણ જાણે તેઓ અતિ પરિચિત હોય તેમ તેમાંથી વિના સંકોચે જતાં હતા. થોડુંક ચાલ્યાં હશે. વૃક્ષોનો ઘેરાવ ઓછો થતો હતો છેવટે એક મ્હોટા વૃક્ષ આગળ તેઓ અટક્યાં. વૃક્ષની નીચે બેસવાનો ઓટો હતો તે ઉપરથી લાગતું કે તે કોઇના વપરાશની જગા હશે.

" ઘણા વખતનું ત્હારૂં કુતૂહલ આજ શાન્ત થશે, સુરેશ ! " ઓટા ઉપર બેસતાં યોગિની બોલી. " મ્હારો ભૂતકાળ ભયંકર છે. એ સાંભળ્યાથી મ્હારે માટે ત્હારા મનમાં શી શી વૃત્તિઓ જાગશે તે હું અનુમાન કરી શકું છું. પણ તેની ફીકર નથી. કદાચ તેમાંથી તું ત્હારે માટે ઘણું મેળવી શકીશ. સમાજનું સ્વરૂપ તું ઓળખી શકીસ. બાળ વિધવાઓ પાસે પરાણે વૈધવ્ય પળાવી, પવિત્રતાનું દંભી પડળ ચઢાવી પરોક્ષ રીતે સમાજ એને કયે રસ્તે દોરી રહ્યો છે તેનું પણ તને ભાન થશે. "

આટલું બોલી યોગિની ચુપ રહી. ઓટાના એક ખૂણા તરફ સુરેશ બેઠો. વાત સાંભળવાની ઉત્કંઠાએ તેને મુગ્ધ બનાવી દીધો હતો. આસપાસ ગાઢ શાન્તિ વ્યાપી રહી હતી. કવચિત્ વૃક્ષોના પાંદડાં ખડખડતાં.

કંઇક દુઃખી અવાજે તેણે શરૂ કર્યું, " ધનાઢ્ય પિતાને ત્યાં પ્રભુના પ્રતિબિમ્બ જેવું મ્હારૂં બાલજીવન માતાના અંકમાં ઝુલતું હતું. મ્હારા પિતાને ત્યાં હું પ્રથમ બાળક તરીકેજ અવતરી હતી. એટલે મ્હારા લાડમાં કંઇ ખામી જ નહોતી. બોલવા ચાલવાની છટામાં પહેરવા ઓઢવાની ઢબનાં અને રૂપના વખાણ આવતા જતા માણસોનો મુખ્ય વિષય બનતો. આથી કુદરતી રીતેજ મ્હારૂં અભિમાન પોષાતું ગયું કે હું સર્વથી શ્રેષ્ઠ છું. હું કહું તેનાથી કાંઇ કોઇ પણ વિરૂદ્ધ બોલે કે વર્તે એ મ્હારાથી સહન થતું નહિ. મ્હારી મા પણ સદા મ્હને અનુકુળ રહેતી. આ બાળા એક વખત સ્ત્રી થશે. સંસારનાં અનેક વાંકા-ચૂંકા માર્ગો તેને ઓળંગવા પડશે, કામ, ક્રોધ, લોભ, મદ, મોહ, વીગેરે લડવૈયાઓ જોડે પુરૂષાર્થ દાખવવા પડશે, એ વિચારથી પોતાની સંસાર યાત્રામાં જોઇતી સબળ શક્તિઓ મ્હારામાં લાવવાનું ભાન મ્હારી માને રહ્યું હોત તો મ્હારો જીવનપથ આટલો બધો વિકટ બન્યો તે ન બન્યો હોત. "

" આ અસાધારણ લાડને ઇશ્વર પણ સાંખી ન શક્યો. પરણી તો ખરી પણ સ્વપ્ન જેવું સૌભાગ્ય ન રહ્યું. સંસાર જોયો, ભોગવ્યો નહિ. લાગે છે કે એ સંસ્કાર ન થયો હોત તો સારૂં હતું; કારણ કે વસ્તુ તરફના અજ્ઞાનથી માણસ મોહમાંથી બચી શકે છે. "

" છોડ ઉપરથી ચુંટી લીધેલી કળીની માફક ઇશ્વરદત્ત વત્સલતા ભરી માતાની છાતીએથી હું ખરી પડી. જે પ્રદેશમાં મુકી તે તો તદ્દન વેરાનજ હતો. દિવસે ધગાવે ને રાત્રે ઠંડાગાર બનાવી મૂકે. તેમાં વિસામાનું કોઇ ઠેકાણું ન હતું. આત્માની તરસ છીપે એવાં અમૃતભર્યા વચનો તો ક્યાંથીજ હોય? આધ્યાત્મિક ધન નહોતું કે જેમાંથી કંઇ શાન્તિ મેળવી શકાય. આથી મ્હારા તરંગો મ્હને જેમ ઘસડી જાય તેમજ ઘસડાવાનું રહ્યું. "

" ઘરમાં અનુભવી વૃદ્ધ સસરાજી. એ એકનુંજ મ્હારા ઉપર હેત. હું પણ એમનાં સામું

જોઇનેજ ઘરમાં ટકેલી. પણ મ્હારો ભાગ્ય વિપ્લવ થવાનો હશે. જેની ડાળી ઉપર ઝુલતી હતી તેજ વૃક્ષ કપાયું."

" પછી તો હું અને ઘરનાં મેંટેરાંઓ ! કઠોળ વ્યવહારનીતિ એવી કે વિધવાઓને જીવન રસથી વિંચિત રાખે. અને સમી સધવાઓ એમની લાગણીઓને તદ્દન ધ્યાન બહાર રાખી વર્તતી રહે. મ્હારું યૌવન આવતું હતું. ઘરની સધવા વહુઓના મદોન્મત હાવભાવ જોઇ હું વિહ્વલ બની જતી. આનો કોઇને ખ્યાલ નહોતો. બચાવનું કંઇ સાધન મ્હારી પાસે તો હોયજ ક્યાંથી ?"

" માળામાંથી વિખુટું પડી ગએલું બીજાં પક્ષીઓએ સતાવેલું અને જીવનાશાવાળું પંખીનું બચ્ચું જેમ. બાજપક્ષીનાં માળામાં આશરો લે તેના જેવી મ્હારી સ્થિતિ થઇ. એક પુરૂષ મ્હારા તરફ બહુજ મમતા બતાવતો હતો. પરોપકારીપણાનો ડોળ ઘાલી મ્હારાં બધાં કામો તે કરી આપતો. મેં સરળતાથી વિશ્વાસ કરી તેનો આશ્રય લીધો; અને આખરે તેનોજ ભક્ષ થઇ પડી."

" હું ઘરથી અને ઘરનાં માણસોથી બહુ કંટાળી ગઇ હતી, કારણકે તેઓએ મ્હારી જાતની માલિકી પણ મ્હારી રહેવા દીધી નહોતી. હું સુખ અને સ્વતંત્રતા જોતી પણ અનુભવી શકતી નહોતી. દાઝેલા ઢકાના જેવી મ્હારા મનની સ્થિતિ હતી. મ્હારા મનમાં સુખ તથા મસ્તાના અવર્ણનીય આનંદ-તરંગો ઉઠતા. મ્હારા મનના આવા ઢહોળાણનો લાભ લઇ તે પુરૂષે મ્હને માર્ગ સુઝાડ્યો.

કંઇપણ વિચાર્યા વિના મેં તેની સલાહ સ્વીકારી. એક રાત્રે હતું તેનાં કરતાં હજારો-ગણું ઉજળું ભવિષ્ય કલ્પી હું મ્હારી મિલકત લઇ તેના સાથે ચાલી નીકળી."

' પંજાબ તરફના દૂર ગામડામાં જઇ વસવાસ માંડ્યો. મિલકત બધી ખરચાઇ ગઇ. એક સવારે ઉઠીને જોઉં તો સાથી ન મળે. મ્હારી પાસે પૈસા હતાજ નહિ. કોઇની ગાળો ખાતી, કોઇની ધમકી સહન કરતી. આમ વિનામુલ્યે મુસાફરી કરતી તેના ભાળમાં હું ભટકવા લાગી '!

" એક અજાણ્યા ગામના સ્મશાનભૂમિમાં જઇ ચડી. જ્યાં ઉપસેલી માટીના અંતરપટમાં માનવીઓનાં સ્થૂલ શરીરો દટાયલાં પડ્યા છે; જ્યાં અનેક આત્માઓએ શરીરની નશ્વરતા સિધ્ધ કરી આપી છે; જ્યાં દેહસૌંદર્યના મોહની વિપરીતતાના નમુનાઓ આમતેમ રઝળતા પડ્યા છે; એવા સ્થાનમાંય જેને ધર્મ નથી સમજાતો, મોહ નથી જતો, જીવનનું રહસ્ય નથી ઉકેલાતું, હારે ! તેજ અધમ માનવ જાતને ?"

" રાત્રિ પડતી હતી. દુનિયાથી વિખૂટી પડી ગએલી હું આમ તેમ રઝળતી હતી. એટલામાં કોઇનાં પગલાં સંભળાયાં. ત્યાર પછી જે બન્યું તે વિચારતાં અત્યારે પણ મ્હારા મગજ ઉપર લોહી ચઢી જાય છે. એ દુષ્ટોની સતાવણીથી દુઃખી થએલી હું અચેતન પડી હતી."

એટલું બોલી યોગિની અટકી. તેના ગળામાં શોષ પડતો હોય તેવું લાગ્યું. તેના દીલનું દર્દ તેના અવાજથી સ્પષ્ટ સમજાતું.

સુરેશ આ વાતો સાંભળી કમકમી ગયો હતો. તેને કંઇક પસ્તાવો થયો. લાગ્યું કે ગત-સમયની વાતો સંભારી યોગિનીના દુઃખનું કારણ એ પોતે થયો. ધીમેથી તે બોલ્યો "માતાજી, ઇચ્છા હોય તો આટલેથી આ વાત બંધ કરીએ."

" ના બાપુ, હવે તો પૂરી સાંભળ." યોગિની બોલી. " સાંભળવું અને સહેવું એમાં ઘણો ફેર છે. મ્હારા જેવી ઘણીય અનાથ બ્હેનોના આવા હાલ ઉપર જનતા આંખ મીચામણાં કરી રહી છે. ઘણાંય પવિ-

દાનો અપાયાં. છતાં તેની આંખો હજુય દયાથી ભીની નથી થઇ. 'ગશે, એ આશાનું જ અત્યારે અવલંબન કરવાનું રહ્યું છે."

"હવે મૂળ વાત ઉપર આવીએ. સવારમાં કોઇ દયાળુ પંજાબી દંપતી ત્યાં થઇને જતાં હતાં. મ્હારી સ્થિતિ જોઇ તેઓ મ્હને ઘેર લઇ ગયાં. બહુ પ્રયત્ને તેમણે મ્હને સાજી કરી. મ્હારૂં મન આ ઘટનાઓથી ઘેલું થઇ ગયું હતું. હું જેમ આવે તેમ બોલતી. હું કે તેઓ કંઇ વિપત્તિમાં ન આવી પડીએ તેથી તેમણે પોલીસમાં ખબર આપી. પછી તો ઘણા સંસ્કાર થયા. એ કોર્ટ! મ્હારૂં રૂપ અને યૌવન જોઇ ન્યાયકારીઓની આંખો પણ ખેંચાઇને ઉઘાડી રહેતી. હું તો ઘેલા જેવી હતી. ભાન ભૂલી ગઇ હતી. કોણ જુએ છે અને કેવી દ્દષ્ટિથી જુએ છે તેની મ્હને પતિતને પરવાજ જાણે રહી નહોતી. એટલે સિપાઇઓએ મ્હને ઘસડી હોય, વકીલોએ કામી નજરે મ્હારા તરફ નાખી હોય, અને ન્યાયાધીશના મનમાં જે જે આવી ગયું હોય તેનું વર્ણન મ્હારાથી થાય તેમ નથી. પણ એ બધાંને પોતાની છબાઇ જાળવવાની, સંસાર સાચવવાનો અને આબરૂદારનો ડોળ રાખવાનોઃ એટલે ન્યાયાધિકારીએ બે ચાર પ્રતિષ્ઠિત ગુજરાતી ગૃહસ્થોને મ્હારી સ્થિતિની જાણ કરી વાલી થવા કહેવરાવ્યું."

"અનાથનો કોણ નાથ થાય? તેમાંય હું તો ધર્મભ્રષ્ટ, પતિત. પતિત શા માટે? માતાએ જન્મ આપ્યો ત્યારે હું પતિત નહોતી. આ રસ્તે જતાં મ્હને રોકે એવું બીજું કોઇ અવલંબન સમાજે રહેવા દીધું નહોતું. દુર્નિષેધ્ય સ્થિતિની ગતિનો તિરસ્કાર હોય કે સદય પ્રતિકાર પ્રયત્ન? પણ ગુજરાતી સમાજની આ વિશિષ્ટતાઓ, બળ વિનાના પોકારો, વિચાર વિનાની વાતો, સમજણ વિનાનો સંસારવ્યવહાર, મનુષ્યત્વના ભોગે ધનસંચય, અને ડોળ દંભથી કીર્તિની પ્રાપ્તિ, ચર્ચા, પોકાર, સંસાર-વ્યવહાર કુશળતા, ધનસંચય, કીર્તિ બધાય ઉપયોગી છે. પરંતુ જીવનને અંતેજ એની કિંમત છે. જો માણસાઇ જતી હોય તો એ પ્રાપ્તિમાં હાનીજ છે. ધર્મનીતિનો માર્ગ મ્હારાથી ચુકાયો. તે પાપી લાલસાના મોહથી નહિ. મ્હને જીવનરસની અભિલાષા હતી. એ અજ્ઞેય અવસ્થાના કલ્પિત આનંદનું અનેરાપણું મ્હને દ્દઢ આકર્ષણ કરી રહ્યું હતું. ખીલતું યૌવન, સંસારસુખમુગ્ધ બાલપણથી બનેલું મન, શરીર સૌંદર્યનું અભિમાન, બીજાઓ કરતાં વધારે ડહાપણભરી અને બળવાળી હોવાનું મ્હારી માતાએ મૂર્ખ લાડ કરવામાં ઉત્પન્ન કરેલું અને પોષેલું ગુમાન, મ્હને સમાજનાં નિર્દય વ્યવહારની વિરૂધ્ધ જવા ઉશ્કેરતાં હતાં. મ્હારાં સાસરીયાની અને બીજી સંબંધી મ્હારા કરતાં ઉમરમાં મ્હોટી સધવા બાઇઓના નિરંકુશ વિષયવિહારો અને ઘરનાં મોટેરાઓ તરફથી અકારણ મળતાં ત્રાસ મ્હને મ્હારૂં સુખ શોધી લેવા પ્રખર ધક્કા મારતાં હતાં. મ્હેં પગલું ભર્યું, ભૂલી ને પડી. ભૂલ્યાં પતિતને માર્ગે વાળવામાં પાપ છે? પણ ગુજરાતી ધનાઢ્યો ડરી ગયા, શ્રીમંતાઇને લીધેજ તેઓ પ્રતિષ્ઠિત ગૃહસ્થો ગણાતા. તેમને મન પ્રભુ ધન હતું; આત્મધન માણસાઇ નહિ. મહેતા અને મજુરોના શ્રમથી મુખ્યત્વે થતા ધનસંચયમાંથી મહેતાના કુટુંબને ટાણે કટાણે તેમાંથી કોડી પણ અપાતી નહિ. અકસ્માતથી આફતમાં આવી પડતાં મજુરોને બચાવવાં એમાંથી પાઇ પણ અપાતી નહોતી. પણ ગવર્નરની નજર પોતાના તરફ ખેંચવા, અમલદારોની મહેરબાની મેળવવા અને પોતાના ધર્મબંધુઓમાં વાહવાહ મેળવવા અનેક ફાળાઓમાં ઉપયોગિતા સમજ્યાં

વિના કે ધર્મભાવથી દૈયું હાલ્યા વિના હજારો આપતાં એ ધનાઢ્યો અચકાતા નહિ. ન્યાયા ધિકારી પણ એજ નાતના ! શ્રીમંતોની પ્રતિષ્ઠા ઉપર તેમને વિશ્વાસ ! ”

“ પ્રતિષ્ઠિત શ્રીમંતોમાં મ્હારી ધા ન સંભળાઇ એ બહાદુર વીરોના ધર્મભાવ જાગ્રત્ ઉઠયો ! મ્હને ધર્મભ્રષ્ટને ઘરમાં લેતાં તેમને આભડછેટનો ભય લાગ્યો! કોઇ કોઇ દેવાના દીણાને ધર્મપત્નીની પણ બીક લાગી ! જડ પ્રતિમામાં પ્રભુત્વ આરોપી તેની પૂજા કરનારાઓ, અજામિલના ઉદ્ધારનાર, સુરદાસને દોરનાર, કુબ્જાને ભેટનાર, પ્રભુને યાદ કરી શકયાજ નહિ ! ! દૈયાદુબળી ગુજરાતી શ્રીમંતાઇ ઉપર પ્રભુ દયા કરો ! ”

“ અને એથીય વધારે કહું, સુરેશ ? લક્ષ્મીના બળે અઠ્ઠાવન વર્ષના એક શેઠ ચોથી વાર અઢાર વર્ષની કન્યા પરણી લાવેલા તેમને ઘેર એક વર્ષનો બાળક હતો. તેમનું પહેલું લગ્ન બાર વર્ષની ઉમ્મરે થયેલું. તેઓ તો કેમ જાણે મ્હારા વર્તનથી કલંકિત થઇ ગયા હોય તેમ પ્રતિસ્પર્ધીની માફક તડી તડીને દલીલો કરતા.આનું શબ્દચિત્ર પાડવાને હું અસમર્થ છું.”

“ મ્હારૂં આ જ્ઞાન મ્હારા વિતક પછીની વાતો સાંભળીને થએલું છે. મ્હારો અનુભવ મ્હને આમ બોલાવે છે. એથી કોઇ સજ્જન શ્રીમંતને અન્યાય થતો હોય તો પ્રભુ મ્હને ક્ષમા કરે. ”

“ એક યુવકના મનમાં મ્હારી સ્થિતિ જોઇ અનુકંપા જાગી. એ પ્રતિષ્ઠિત નહોતો. પણ સાધારણ મુનીમનું કામ કરતો. ધનસંપત્તિનાં ઓછાં સાધનોવાળો છતાં તેનું હૃદય દૈવી સંપત્તિઓથી ભરપૂર હતું. તેના સચ્ચિદાનંદે તેને જુદીજ પ્રેરણા કરી. તેના હૃદયમાં પારલૌકિક પુરુષાર્થ કરવાની હોંશ ઉઠી. વિષયના વહેણમાં હજારો ગાઉ ઘસડાઇ આવેલી એક ગુજરાતી બ્હેનને માટે તેનો સ્વદેશીભાવ ઉકળી ઉઠયો. થોડી વાટાઘાટ પછી ગુજરાતી તરીકેનું પોતાનું દબી ગૌરવ જાળવાઇ રહેશે એવી લાલચમાં આ યુવકને મ્હને સોંપવાનું તેની વર્તણુંકનું સારૂં પ્રમાણ શ્રીમંતો તરફથી અપાતાં ન્યાયાધિકારીએ ઠરાવ્યું. યુવકે અપકિર્તિ વ્હોરી; એ મ્હારો વાલી થયો. સુરેશ, બાઇ, એ એની અપકિર્તિ નહોતી પણ કીર્તિજ હતી. મનુષ્યલોકમાં એનું ગાન કરવાની તાકાત નથી.માટેજ ઇશ્વરે તેને દેવલોકના ગાન માટે રાખી. સત્કર્મથી મેળવેલા સ્વર્ગના દ્વાર પાસે દેવમુખથી ગવાતાં એની એ કીર્તિનાં ગાન એના આત્માને આનંદ આપનારાં થાઓ. ”

“ તે મ્હને પોતાને ઘેર લઇ ગયા. ગાડી ઘર પાસે જઇ શકે એવો રસ્તો નહોતો. હું પણ ઘેલીજ હતી. સીધે સીધી ઘેર ચાલી જાઉં એટલુંય ભાન નહોતું. ”

“ યુવક તેની પત્નીને બોલાવવા દોડયો. પણ તેના આ અણઘટતા પરાક્રમની વાતો પવનવેગે ઘેરેઘેર પ્રસરી ગઇ હતી. ગાડીનો ખડખડાટ સાંભળતાં અગમચેતી પડોશીઓ ઓટલે અટારીએ ભેગાં થઇ ગયાં. યુવકની પત્નીને પણ પતિનું આ સાહસ ખૂંચ્યું. પડોશી ન્યાતજાત, સગાંસબંધી બધાંની શરમ તોડી છટેચોક દુરાચારિણીને પોતાને ઘેર લઇ આવનાર નફટ માણસને શિક્ષા થવીજ જોઇએ, એવો વિચાર કરી તે સહચારિણી પોતાના મહાન્ શિક્ષાકાર્યનો આરંભ કઠોર સ્વરે કડવા શબ્દોથી કરતી પતિથી વિરૂદ્ધ પડોશીઓ સાથે કુતૂહલ જોવામાં ભળી ! ”

“ અરેરે ! દેશધન, જગાહ્જાની આશા આપતા રાષ્ટ્ર સેવકોની, ઉત્સાહના પૂરમાં વહેતા યુવકોની કેટકેટલી ઉદાત્ત ભાવનાઓનો આ ખાપર શક્તિ ગ્રાસ કરતી હશે ? કેટકેટલા યુવકો આવા છાના મારથી પીડિત થતા હશે? કેટકેટલા યુવાનોએ પોતાના ભવ્ય મનોરથોનું ગુપ્ત બલિદાન એ દેવીને ચરણે દીધું હશે ? સુરેશ ! ”

" તેની પત્નીનું આવું વલણ જોઇ યુવક જરા ખંચાયો. પણ તરતજ પાછો વળી મ્હારો હાથ પકડી તે મને દોરી ગયો. તેણે પાર્થિવ બધી લાલસાઓને પરમાર્થ માટે ત્યજી અને પદે પદે કષ્ટ, કુથલી, માનહાનિનેજ વ્હોરી લીધાં. એ વ્હોરી લીધેલી, વસ્તુઓ તેના પુણ્યપથમાં ઉન્નતિના દ્વાર થઇને જાણે ઉભી હોય, તેમ તે માર્ગને એ અડગ રીતે ઓળંગી ગયો. આ દઢતાને દુનિયાએ બળનો ગેરઉપયોગ માન્યો પણ એ બળેજ એણે જગત્ જીત્યું ! "

" અવિશ્રાન્ત શ્રમે એણે મને સાજી કરી. તેનાં સતસંગે મ્હારૂં જીવન સુધર્યું. અનુભવથી સાચું જ્ઞાન થયું અને જ્ઞાનથી મ્હારો જીવનપંથ સુગમ બન્યો. જે ઇન્દ્રિયો ઉપર મનુષ્યનું આધિક્ય હોવા છતાં તેના દાવમાંથી છટકી જઇ વ્યક્તિઓ ઉપર પોતાનું સ્વામિત્વ ખડું કરે છે તેનો વેગ મેં જાણ્યો, અને તેના રોધ માટે હું સમર્થ બની. મ્હારામાં શાન્ત બળ રમી રહ્યું. હું શાન્ત બળમાં રમી રહી. મ્હારા શત્રુઓ મ્હારામાંજ સમાઇ ગયા. "

" યુવકના આગ્રહથી મેં મ્હારા સગાઓનાં નામ આપ્યાં. તેણે મ્હારી બાળ લખી જણાવી. તેમણે કંઇ ખાતરી ન આપી. પરસ્પર સુખાવલંબનનો લાભ સમાયલો હોય તોજ સગાં તરીકેના સંબંધો ટકી શકે છે. દુઃખભોગી થઇ કોઇ સંબંધ ટકાવી રાખવા ઇચ્છતું નથી. સગાં તરીકેની સમાજમાં કહેવાતી મૌલિક કણુલાલ સ્વાર્થી આડંબરકર્તા હોય તો તેને ત્યજી દેતાં જરાય વાંધો આવતો નથી. આથી જ હું પ્રેમહીન માયિક સંબંધોને બહુ સંતોષપૂર્વક દૂર કરી શકી. જન્મતાં જે મ્હારી સાથે આવે છે, અને આ જીવન મ્હારાથી થતા દુષ્કૃત સુકૃતમાં મ્હારી ભાવનાઓને પ્રેરી શત્રુ કે મિત્રનું કામ કરે છે, તેજ મ્હારા મનનેજ મ્હારૂં પરમ સંબંધી માન્યું. અને તેનાથીજ હું આ જીવાનની શાન્તિ મેળવી શકી અને પરલોકના આનંદ પણ મેળવી શકીશ. "

" માતાનો અવાજ સાંભળી બાળક તેના પ્રત્યુત્તર માટે ચંચળ બની ઉઠે તેમ હું પણ મ્હારી જન્મભૂમિ તરફ જવાને ઉત્સુક બનતી. મેં એકાન્તિક જીવન ગાળવાનો નિશ્ચય કર્યો



બધાંની શરમ તોડી દુરાચરિણીને પોતાને ઘેર લઇ આવનાર નફટ માણસને શિક્ષા થવીજ જોઇએ એવો વિચાર ક

હતો. મ્હારો એ વિચાર મ્હેં યુવકને જણાવ્યો અને તેના ઘરમાંથી વિદાય માગી. હું આવી ત્યારથી એ પતિ પત્ની વચ્ચે કંઇ ખટરાગ શરૂ થએલો. આજ જતી વખતે મ્હેં તેની ક્ષમા માગી. તેની આંખ ભીની થઇ. ગળગળી થઇ ગઇ. યુવક પણ કંઇ બોલી ન શક્યો. આમ ત્રણેનાં હૃદયનાં મૌન લાગણીઓનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું.

"પ્રભાત ગણી જતી-રાત્રિના થોડાંક અંશો પકડી ઉભું હતું, રાત્રિના સાથ માટે કેટલાંક તારાઓ અને શીકો ચંદ્ર પણ ખંચાઇને ઉભા હતા. રાત્રિ જાણે પ્રભાતને કહેતી હોય : બેટા! પ્રકૃતિ હેવીને ખોળે હું ત્હને મૂકી જાઉં છું, તેને ત્હારા સંગથી મધુર બનાવજે. અને માનવબાલનાં જીવનમાં ઉલ્લાસ રેડજે. ત્હારા અલ્પ આયુષ્યની ઉપયોગિતા અનંત છે."



—તે સાહ્યચારિણીએ પોતાના મહાન શિક્ષાકાર્યનો આરંભ કઠોર સ્વરે અને કઠણ શબ્દોથી કર્યો.

"માતાની પાસે વિનયથી રહેલા પ્રભાતે તેના ગયા પછી પોતાનું વિસ્તૃત સ્વરૂપ જગત્ ઉપર નાખ્યું અને જગતની સ્થાવર જંગમ વસ્તુઓએ પ્રવૃત્તિનું અનાદિ ગાન આરંભ્યું, એ મધુરતાના આચ્છાદનમાં હું આ ગામમાં ઉતરી. પ્રકૃતિ માતાનું સ્વરૂપ જોઇ તેના ખોળામાં હું સૂતી પડી. તેનાં ચરણોમાં અભય માગ્યું અને તેની છાતીમાં હું સમાઇ. સંસારની ઘોર ગર્જનાનો અંત આવ્યો."

"આજ એને ઘણાય વર્ષો થયાં. આછે નીરે સરિતા વહેતી હતી. તેના બંને કિનારા રંગબેરંગી વૃક્ષો ઉપર ઝાલરોથી શોભતા હતા. તેની બંને બાજુએ ગાઉઓ સુધી વિસ્તૃત ઘેરાવાવાળુ વન હતું. એવા નિર્જન સ્થળમાં નદીની પાસેજ માનવીઓની સેવાથી નિસ્પૃહ જગતમાં ઝંઝાવાતને સ્વેચ્છાથી સ્વીકારનાર અવધૂત શિવનું સ્વરૂપ પડ્યું હતું. મ્હેં પણ તેમની પાસેજ સમાધિને ઇચ્છી અને

ામની શક્તિઓનું પૂજન કર્યું.

"કોઇ કોઇ જનપદ ત્યાં આવવા ાગ્યાં. પછી તો તે યાત્રાનું સ્થાન બની યું, અને એ સ્થાનને મનુષ્યોએ પોતાની ાયાથી રંગ્યું."

"હું જ્ઞાનગોષ્ઠી કરૂં છું લોકો કહે છે કે એ એમને ગમે છે. પ્રભુ તેમનું કલ્યાણ કરે. એ ઘૂમે છે ત્યાં સુધી જનતાનો અને હવામાં ફરફરતી ભગવી ધ્વજાનો વિજય છે."

# સૌરાષ્ટ્રનાં હાલરડાં.

[ ૩ ]

સંપાદકઃ રા. જયેન્દ્ર મ. પાઠક.

સોનલા કેરૂં રે સુંદર પારણું રે,
રૂપલા કેરી દોર મોતીડે પરોવ્યા રે;

મોર હીરલેને જડયા સુંદર હાંસીયા રે,
શ્રી કૃષ્ણ શામળા પ્રભુજી પાતળા રે;

નટવર એ ન્હાનડીયા વળી રે,
વધામણીઆ રમે રે, હિંચોળે માત જસોમતી રે;

આનંદ હિંચોળે જનુની વાળી રે,
સૈયા સૈયા અચર નામ પાવન રે;
ગોકુળ ગામ પાવન કીધાં તેં કુળ અમારડાં રે.

# મ્હારા વ્હાલા બાપા ! વ્હાલા બાપા !*

લેખક: શ્રીયુત સૂર્યશંકર રેવાશંકર પંડ્યા.

( રૂડી શરદ પૂનમની રાતરે, સુન્દર વેણુ વાગે: એ ઢાળ. )

એના ખોળામાં મીઠો આરામ રે—મ્હારા વ્હાલા બાપા, વ્હાલા બાપા.
રમવા માંગુ, તો મોંઘુ તમામ રે „ „
જોઉં જોઉં ને ઘેલો ઘેલો થાઉં રે „ „
બાપ ધંધાના ઘેલાં ગીત ગાઉં રે „ „

( સાખી )

દાદાની મૂર્તિ પૂરી બાપા મ્હારે મન,
ગૌણ ગણું બીજું બધું, સેવામાં મુજ તન.

કેવી મીઠી મુખાકૃતિ સાવ રે—મ્હારા વ્હાલા બાપા, મ્હારા વ્હાલા બાપા.
દીસે ઉંચા હૃદયના ભાવ રે „ „
જાણે ગૌરવને ઓજ પ્રતાપ રે „ „
જાણે નરી દાદાની છાપ રે „ „

( સાખી )

દીધો છે પિતા પ્રભુ તે લેજો સંભાળ
ચિંતા શી કરવી રહી જહીં રામ રખવાળ.

પ્રભુ બાપા છે આપ પ્રસાદ રે,
મ્હારા હૈયાના પૂરે આહ્લાદ રે,
પ્રભુ બાપા તે કુટુંબનું નામ રે,
ત્હમને બાપ-બેટાનાં પ્રણામ રે.

---

* એક સંસ્કારી આર્યપુત્રના હર્ષોદ્ગાર.




લેખકઃ પ્રો. બળવંતરાય ક. ઠાકોર, બી. એ.

( ગયા અંકના પાને ૨૩૮ થી ચાલુ )

[ ૨ ]

ભક્તથી ભક્તિ થઇજ જાય, જેમ ફુલથી પ્રકાશમાં ઊઘડીજ જવાય છે તેમ, તે ભક્તિ સૌથી વધારે નિખાલસ અને ઉત્તમોત્તમ. ભક્તિજ જીવનનું સાર્થક્ય છે, ભક્તિજ પરમ શ્રેય, માટે ભક્તિમય જીવન જીવવાને મથતો ભક્ત ભક્તિ કરે,–ને ભક્તિ ઉત્તમ. પણ આપણી બુદ્ધિનું બંધારણ કુદરતેજ દ્વયવધાની રચેલું છે, તેથી એ જે કંઇ કરે છે ને કરતાં કરતાં તેની સાક્ષી પણ બની રહે છે: એટલે ઉત્તમોત્તમ કહું છું અને ઉત્તમ કહું છું તે બે જાતની ભક્તિ વચ્ચે, માનવ દૃષ્ટિએ, ફેર ઓછોજ રહે છે: સ્વયંભૂ ભક્તજીવન અને ભક્તિજ પરમ શ્રેય એવા સંપ્રત્યયે ઘડેલા ચારિત્રમાંથી ઉપજતું ભક્તજીવન, બંનેને નિષ્કામ અને નિર્વિશેષ નિઃશ્રેયસ સ્વીકારવાં પ્રાપ્ત થાય છે. ભક્તિભાજન પરા વસ્તુની અનંત સુંદરતા અને અગાધ ભવ્યતાનો માનવીને શક્ય તેવો અનુભવ જાતે કરવા તથા અન્યને કરાવવાને માટે ભક્તિનો જે વિશિષ્ટ પ્રકાર ઊગે છે, અને વાણી, રંગ, આકૃતિ, ગતિ, સંગીત, આદિ વાહન દ્વારા મૂર્ત થાય છે,તે કલા. અને કલા કલાની ખાતર ( Art for Art's sake ) એ સૂત્રને આ ઉત્કૃષ્ટ અર્થમાં લઇયે, તો જેમ સર્વ કર્મોમાં નિર્દોષ પ્રવાહપતિત ધર્મ પ્રમાણેનાં કર્મ, તેમ સર્વે કલાપ્રવૃત્તિમાં શુદ્ધ કલાની ખાતર સેવાતી કલાપ્રવૃત્તિ.

સરસ્વતીચંદ્ર નવલ જ નથી કેમકે સરસ્વતીચંદ્રને તેના કર્તાએ નિષ્કામ સૌંદર્ય પ્રીતિએ જ લખેલો નથી. સરસ્વતીચંદ્ર નવલ ઉપરાંત પુરાણ પણ છે, કેમકે એ ગ્રંથને તેના કર્તાએ સકામ વૃત્તિએ લખેલો છે. ગો. મા. ત્રિ. ની પ્રસ્તાવનાઓ જુવો, ગ્રંથને અંતે વાંચકથી છૂટા પડતાં તેને એમણે કરેલું સંબોધન જુવો. એ સર્વ સ્થલે મળીને કર્તા કહે છે:—

આ વિકટ સંક્રાંતિ સમયમાં સામસામે ઝઘડતી અને અન્યોન્યને હણતી ભાવનાઓના ત્રેવડાચોવડા તુમુલ યુદ્ધ વચ્ચે આવી ફસેલા 'પ્રિય વાંચનાર,' ત્હારી સામેજ પાશ્ચાત્ય આચારોના અતિમોહક સિનેમાપટ ઉકલી રહ્યા છે; તું ઘરમાં અને પોળમાં નાતમાં અને સંસારમાં હો, ત્યાં આ હિંદુ સમાજની વર્તમાન પ્રતીતિઓમાંજ ત્હારા શ્વાસોચ્છ્વાસ ચાલે છે; તું ભણ્યો હો અને પુસ્તકો ઉઘાડ, તો તેમાંથી પૌરાણિક ભાવનાઓ, અને વિદ્વાન હો શોધક હો, તો એથી જૂની આર્યોના ચારિત્રોત્કર્ષના યુગની ભાવનાઓ, ત્હારા ચિદાકાશમાં છપાય છે. વળી ત્હારી ત્હારા ( આપણા ) બંધુઓની ત્હારા ( આપણા ) દેશની સ્થિતિ અત્યારે

અત્યંત દામણી છે, તેમાં સંપત્તિ અને સામર્થ્ય પ્રગતિ અને ઉત્કર્ષ કેમ સાંપડે એ બળનરા ત્હારા લોહીમાં સ્થાયી મંદ જ્વરના જેવી વ્યાપેલી છે અને ત્હને પોચો અને મ્લાન રાંક અને મૂઢ બનાવી દે છે. આવી પરિસ્થિતિમાં હું તે ત્હારું શું 'શુભ' કરું શું 'કલ્યાણ' કરું? અર્થ કહો તો આ અર્થ અને કામ કહો તો આ કામ, આ નિસ્વાર્થી ઉત્સાહ, આ અગ્નિહોત્ર, મેં 'પંદર' સત્તર વર્ષ અખંડ 'કુટુંબયજ્ઞ,' 'અતિથિયજ્ઞ,' 'વ્યવહાર-યજ્ઞ' 'દયાયજ્ઞ' 'પ્રીતિયજ્ઞ,' 'સત્યયજ્ઞ,' કે 'અલક્ષ્યયજ્ઞ' (૪ પ્ર ૨૫) ગણીને સેવ્યો, અને તેનું ફલ આ ગ્રંથ. 'પ્રિય વાંચનાર,' એમાંથી 'તૃપ્તિ' મળે તો તૃપ્તિ લે' 'બોધ' મળે તો બોધ લે, 'સૂચના' કે 'અભિલાષસ્થાન' જ મળે તો તે લે. આ ત્હારો 'મિત્ર,' આ ત્હારો 'સેવક,' એમાંથી કંઇક તો ત્હને મળે જ એમ આશા રાખે છે. માતા બાલકને ધાવણ આપે છે તે ગમે તેવું બલિષ્ટ થાય તથાપિ બાલક તેને પચાવી શકે તે પ્રમાણમાંજ લાભદાયી છે. આ સૃષ્ટિજ એવી છે કે આપેલું કોઇથી લેવાતું નથીઃ આપેલું જડ કોથળીની માફક માત્ર ગળે, એથી કોઇનું સીઝતું નથી. અમૃત મળ્યું હોય તે પણ અપનાવવાં અને કેળવતાં આવડે એટલા પ્રમાણમાંજ હિતકારક છે. અઢારસો પાનામાંથી તું જે જે અપનાવી શકીશ તે તમામ ત્હારુંજ છે, અને જે કંઇ અપનાવી શક તેથી ત્હારું કલ્યાણજ થજો, એવો મ્હારો ત્હને આશીર્વાદ છે.

આવી કામનાવાળા કર્તાને ભૂપસિંહના રાજદરબારનાં અને ગુણસુંદરીના કુટુંબજાલનાં વાસ્તવિક ચિત્રો પોતે આલેખ્યાં તેથી સંતોષ ન થયો. એ બે સૃષ્ટિની ઉપર એમણે બીજી બે સૃષ્ટિઓ કલ્પી. મલ્લરાજની કારકિર્દી અને તેના પૂર્વજોનો ઇતિહાસ કેવલ કાલ્પનિક છે. આવા રાજાઓ, બાપથી બેટો સવાયોજ થાય એ પ્રમાણે ત્રણચાર પેઢી લગી પાકયા હોત, તો આપણા અતિવિસ્તીર્ણ હિંદમાં અલ્લાઉદ્દીન તો શું મોગલ શહેનશાહો પણ પ્હોંચેલા નહીં એવા પાંચપંદર ખૂણાઓ છે જ, તેમાંના કોઇ એકમાં એવા શુદ્ધ રાજપુતોનું રાજ્ય આજ સુધી ટકી રહેલું કલ્પિયે, તો તે કેવું હોય વારૂ? રત્નનગરી જેવું, મલ્લરાજના રાજ્ય જેવું. મલ્લરાજ આ પ્રમાણે કલ્પનાપ્રધાન પાત્ર છે. અને આપણી દેવકથાઓમાં ઇંદ્રને છાજે એવી ઇંદ્રાણી, વિષ્ણુને શોભે એવી લક્ષ્મી, શિવને યોગ્ય એવી શક્તિ વગેરે છે, તેમ મેનારાણી પણ શુદ્ધ રજપુત રાણીની કલ્પના માત્ર છે.

સુંદરગિરિ, તે ઉપરની સૌમનસ્ય વગેરે ગુફાઓ, અને તેના યજ્ઞશૃંગ ઉપર વિષ્ણુદાસજીના ત્રણ મઠ, એ સર્વ સૃષ્ટિ રત્નનગરી અને તેના રાજાઓની સૃષ્ટિ કરતાં પણ વધારે ઉંચી છે. બૌદ્ધ અને આર્ષ સાહિત્યમાં અને તે સમયનાં યોગશાસ્ત્ર, કામશાસ્ત્ર, અર્થશાસ્ત્ર જેવાં રહી ગયેલાં શાસ્ત્રોમાં જે જાણે જુદા જ મનવંતર હોય એવી ભવ્ય સૃષ્ટિ,—અતિ સ્થૂલ રીતે બોલિયે તો સાડા ત્રણને બદલે પાંચ હાથનાં જે સ્ત્રી પુરુષો, જેવા ઝંખવામાં આવે છે, તેને એક ન્હાનો સંઘ આજ સુધી એવોને એવો ઉતરી આવ્યો હોય, તો તેમનાં જીવન અને આશયો, તેમનાં ચારિત્ર્ય અને અભિલાષો, તેમનાં લક્ષ્ય અને તેમનાં લક્ષ્યોત્તર અલક્ષ્ય, કેવાં હોય વારૂ? બિંદુમતી, મોહની અને ચંદ્રાવલી, વિહારી અને વિષ્ણુદાસજી આવાં પાત્રો છેઃ ભવ્ય અને તેજોમય,-દેવદેવીઓ આપણા દૃષ્ટિ પથમાં આવી ચ્હડે ને આપણને અવાસ્તવિક, અતર્ક્ય, અને ભાવનામય લાગે, એવાં; આપણાં જેવાં ઊંદરડાં, બૂચર, પેટભરાં અને વિકારી નહીં; પાયહત્યાં, પંખાળાં અને ત્રિવિધ તાપમય વાતાવરણથી ઊંચે જૈવાતકકિરણસૃષ્ટિ (૩ પ

રાગથી તું સંસારને ભૂલી જઇશ. એના નિરાકાર સ્વરૂપને પામી તું એના પદને પામીશ, અને હારા હૃદયમાં શક્તિ આરૂઢ થશે. તે પછી સંસારમાં ”

**यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः!**

કુમુદસુંદરી એ પ્રમાણે પ્રયત્ન કરવા લાગી. પરંતુ તુમુલ મનોરાગની તોફાન ચકરીઓ એક વાર જે હૃદયમાં ગરબે ઘૂમે છે, તે હૃદયમાં એ જોગણીઓને પૂરેપૂરી શાંત પાડવાનું કાર્ય અત્યંત દુર્ઘટ છે. ત્રીજાની સવારે ભેખડ ઉપર પણ આ જોગણીગરબો શરૂ થયો અને એ નદીમાં તણાઈ હતી,–જાતે પડી, કે પગ સર્યોને પડી ગઇ, પગ એની મેળે સર્યો કે ભેખડનો કોઇ પણ ભાગ તુટવાથી સર્યો કે કોઇએ પગ ખેંચીને એને નદીમાં પાડી–એ કશાજ એને ખબર ન્હોતી અને એ પડી હતી. પણ અહીં બેટ આગળ આ રીતે જોગણીઓ પાછી ધુણી ઉઠી અને એ પોતાની મેળે સમુદ્રમાં ડુબવાને ચાલી. ચાલતી ચાલતી છાતીસમાં પાણીમાં આવી અને સર્વ જીવાત્માનું અંતર્હિત જીવન પ્રેરણા રૂપે[11] તેના કાનમાં બોલવા લાગ્યું, માજીની યોગસાધના નવી આરંભાયલી તેના કંઇ કંઇ સ્વરોને પોતાનું વાહન કરી લઇને તેના મર્મોમાં ગાવા લાગ્યું. આ ગાનથી ઘડી થંભી ન થંભી ને એ

‘ આગળ પગ ઉપાડવાનું કરે છે અને ઉંડાં પાણીમાં ધસવા ચંચળ થાય છે ત્યા ” “ ચંદ્રાવલીના હાથ કુમુદના શરીરની ચારે પાસ વીંટાઇ વળ્યા અને એ માયાળુ સાધુજનનો કોમળ સ્વર કુમુદના કાનમાં સ્થિર ગતિથી આવ્યો.

‘ મધુરી ! મધુરી ! ત્હારો આટલોજ વિશ્વાસ ? બેટા, જો તું પાછીન ફરે તો ત્હને માજીની આણ છે’ ”

અને આમ બે વાર ઉગાર્યું તે તો માત્ર શરીર. મુગ્ધ હૃદયના ઊંડામાં ઊંડા તંતુ હૃદય મુગ્ધતામાંથી વધી યૌવનમાં આવતું હતું તેજ કાળે જે બીજા હૃદયના તંતુઓ સાથે પ્રીતિ ગાંઠમાં ગૂંથવાઇ ગયેલા, અથવા એ પ્રિયજન તો મ્હારે પ્રીતમ નહીં પણ પરપુરૂષ એવો કાળો તોય રેશમી તાર એ પ્રીતિગાંઠમાં આમળે આમળે ગંઠાઇ ગયેલો, એ સર્વ અતિકરુણ ઘટનામાં, શુદ્ધ ચિકિત્સા કરી; સ્થૂલ મદન બળવાન અતિબળવાન ખરો તથાપિ સૂક્ષ્મ કામના અધિકારી જીવોમાં સૂક્ષ્મ કામજ બળવત્તર છે; એ ( સંસારીઓને અજાણ્યું અશ્રદ્ધેય ભયાનક પરંતુ ) સુંદરગિરિના ચારિત્રપોષક વાતાવરણમાં અનુભવસિદ્ધ અને અહર્નિશ પરિચિત સત્યમાં શ્રદ્ધા બેસાડી; વળી જાતે દૂતીકર્મ પણ કર્યું; અને એ રીતે સરસ્વતીચંદ્ર અને કુમુદસુંદરીને સૂક્ષ્મ પ્રીતિયોગ કરાવી આપનાર પણ એ ને એ ચંદ્રાવલી. કુમુદસુંદરી અને સરસ્વતીચંદ્ર બન્નેને આમ “ જીવનની સફલતા ” આપનાર સ્વપ્નયાત્રા અને જાગૃત સંલાપ,–આ તપઃસંસિદ્ધ જ્ઞાની દંપતીએ આમ ત્રણ રાત અને દિવસનો અખંડ સૂક્ષ્મ પ્રીતિયોગ અનુભવ્યો તે અનુભવ, જેનાથી તો એમનું પછીનું જીવન આખુંયે ફરી ગયું અને કલ્યાણપ્રવાહે કલ્લોલતું આનંદમય બની રહ્યું, એ સર્વ ચમત્કારની વિધાત્રી પણ એ ચંદ્રાવલી જ.

સરસ્વતીચંદ્ર જાતે એને કહે છે,—

‘ દયા, સ્નેહ, અને ભક્તિ તેમ રતિ, વૈરાગ્ય, અને જ્ઞાન એ ત્રિપુટીજોડના ત્રિવેણીસંગમરૂપ આપ ઉત્કૃષ્ટ ધર્મ અને ઉત્કૃષ્ટ રસ એક જ છે, એવો અદ્ભુત પ્રકાશ મ્હારા હૃદય ઉપર નાખીને તેની ઉપર આજ સુધી જામી રહેલ ગાઢ અંધકારને ભેદી નાખી દૂર કરનાર આપ મ્હારાં તો સાક્ષાત્ ઉષા દેવી છો, તો

त्रिलोकीमंगल्यां अवनितललोलेन शिरसा
जगद्वंद्यां देवीं उषसमिव वंदे भगवतीं ’ [12]

સૂક્ષ્મ પ્રીતિ જ સાચી પ્રીતિ છે, અને એવી પ્રીતિનું અધિકારી હૃદય પોતાના પ્રીતિ-

---

11 The instinct of Selfpreservation latent in all life

૧૨ મૂલમાં લગભગ બે પાનાં છે (૪૦૪-૬), તે ઉપર અતિ સંક્ષિપ્ત મૂક્યું છે.

પાત્રનું કલ્યાણ જ વાંછે, એ સત્રનું ઉત્તમ દૃષ્ટાંત પણ ચંદ્રાવલી જ પૂરું પાડે છે.

વિહારપુરી અને ચંદ્રાવલી વિહારમઠમાં દાંપત્ય જીવન ગાળતાં હતાં, ત્યાં ચંદ્રાવલીએ જોયું, કે વૃદ્ધ થયેલ વિષ્ણુદાસજી પોતાની પાછળ ત્રણે મઠના ગુરુ તરીકે ભાર ઉપાડવાને માટે ત્રણે મઠના સાધુઓમાં સૌથી વધારે યોગ્ય વિહારપુરીને ગણે છે, પરંતુ એ પદને માટે સંન્યાસી જ ઉત્તમ, અને વિહારપુરી તો ગૃહસ્થ હતો તેને પોતાની મેળે સંન્યાસ લેવાને નિશ્ચય સ્ફુરે તો જ કામનું, સંન્યાસી થા અને આ પદ લે એવી એને ગુરુએ સૂચના સરખી કરવી એ તો અધર્મ. પહેલા ભાગમાં અન પણ સુશીલ સૌભાગ્યદેવીએ છોકરાં મોટા થયાં હવે શરીરભોગ એમના આપણે હવે ગૃહસ્થાશ્રમને પણ વાનપ્રસ્થાશ્રમ જેવોજ ગણવો એવો અભિલાષ ધર્યો હતો અને ચૈત્રી પડવાના દરબારમાં સ્થૂલ વિજય મેળવીને આવેલા પતિએ એ સાત્વિક વાસના અભિનંદી (૧ પ્ર ૧૬ પૃ ૨૬૨). અહીં સુંદરગિરિ ઉપરના આર્ય જીવનને આ કલિકાલ સુધી પણ ટકાવી રાખેલું એવા આ મઠોમાં વિષ્ણુદાસજીની ચિંતા—

"ચંદ્રાવલીને કાને આવતાં, ગુરુજીની વાસના તૃપ્ત કરવા, પોતાના સ્વામીનું પારમાર્થિક કલ્યાણ કરવા સર્વ સાધુજનનું અને અલખમઠનું વ્યવસ્થાતંત્ર કલ્યાણકારક રહે એવી બુદ્ધિથી, અને તે દ્વારા સંસારમાં અલખબોધની ગર્જના સફલ થાય એવી વાસનાથી, ચંદ્રાવલીએ વિહારપુરીને અભિલાષ દર્શાવ્યો કે તેણે ગુરુજી પાસે રહેવું અને તેણે તથા પોતે પ્રવ્રજ્યા સાધવી. સર્પ કાંચળી ઉતારે તેમ મદન વિકારનો ત્યાગ કરી આ દંપતી એક બીજાને આશીર્વાદ દેઇ વિયુક્ત થયાં, અને તેમની પ્રીતિની અને તેમની વિરક્તિની ચમત્કૃતિભરેલી સુંદર રસિક કથાઓ ત્રણે મઠનાં સાધુજનોમાં ચાલી. પરિવ્રાજકા મઠની અધિષ્ઠાત્રા થયા પછી પણ સુંદરગિરી ઉપર દંપતી અનાયાસે મળતાં, તે પોતે લીધેલા વ્રતને પ્રતિકૂલગણી અને પોતાના અને સ્વામીના વૈરાગ્યના ભયનું કારણ ગણી, ચંદ્રાવલી પર્વત છોડી માતાના ધામમાં ગઇ, અને પુરૂષ રૂપે ઇશ્વરની કલ્પના ને પોતાના વૈરાગ્યને પ્રતિકૂલ ગણી અલખનાં અંબાસ્વરૂપમાં યુક્ત થવા લાગી" (૪ પ્ર ૨૧ પૃ ૩૫૦)

ત્યારે વચ્ચે ચંદ્રાવલી, એક બાજુએ બિંદુમતી અને બીજી બાજુએ મોહની, એ ત્રણ ભાવના મૂર્તિઓ કર્તાએ એવી રીતે ગોઠવી છે કે એમની આગળ મૂકેલી કુમુદસુંદરી અને કુસુમસુંદરી એ બે બ્હેનોમાં એ ત્રણેના ભાવના કિરણો આવે છે અને બેય બ્હેનોને વધારે તેજોમય બનાવે છે: મોહની અને ચંદ્રાવલીના કિરણ કુમુદસુંદરીને સંસ્કારે છે, બિંદુમતી અને ચંદ્રાવલીનાં કિરણ કુસુમસુંદરીને સંસ્કારે છે. અને કર્તાએ સરસ્વતીચંદ્રને આ પાસેથી જરા આગળ રાખ્યો છે, એવી રીતે કે પાંચેના તેમ બીજાં પણ કિરણ એનામાં વહે છે, તો એના કિરણ પાછા કુમુદ કુસુમની જોડમાં પણ વહે છે. વાસ્તવિકતા કલ્પનાલીલા અને ભાવનાઘુતિનો આવો નિયોગ અપૂર્વ નહીં તો અત્યંત વિરલ તો છેજ, અને મોટે ભાગે અંધહસ્તિન્યાયજ ચાલી રહ્યો છે એવા જગતમાં, કુદરતી રીતે જ અનેકાનેક સમઝફેર અને વાદવિવાદ ઉત્પન્ન કરે એવો છે. એવા સર્વ વાદવિવાદ, સમઝફેર, અને મતભેદોને આપણે આજે દૂરજ રાખીશું. કલાકલ્પના ભાવનાપ્રધાન હોય તે ન્હડે કે વાસ્તવિક સુંદરતાને જ વળગનારી હોય તે ન્હડે, એ એકજ પ્રશ્ન જરા વધારે વિચારીશું. વાસ્તવિક ચિત્રો પણ કલ્પનામય હોય એ આપણે જોઈ ગયા. વાસ્તવિક અને ભાવનામય બન્ને જાતનાં ચિત્રો સજીવન હોય એ આપણે જોઇ ગયા. કલાની ખાતર સેવાતી કલાપ્રવૃત્તિજ શુદ્ધ કલાપ્રવૃત્તિ એ આપણે જોઇ ગયા. અને સરસ્વતીચંદ્ર શુદ્ધ નકલ નથી, વાચકોનું કલ્યાણ સાધવાના ઉચ્ચ આશયથી

વિસ્તારવાળી કૃતિ છે, એ પણ આપણે જોઈ ગયા.

વાસ્તવિકતા તેજ સજીવનતા એ વ્યાપ્તિ આપણને માન્ય નથી: ભાવના પ્રધાન કલા પણ સજીવન ચિત્રો આલેખે છે. વળી કલ્પના વિહીન વાસ્તવિકતા કે શુદ્ર કલ્પના વાળી વાસ્તવિકતા સજીવન હોય તથાપિ તુચ્છ છે. ઉચ્ચ અને સજીવન અને માટે ચિરંજીવ થવાને લાયક કલાકૃતિઓમાં વાસ્તવિક હોય તે વ્હડે કે ભાવનામય હોય તે વ્હડે, એ જ આપણો સવાલ છે.

આ સવાલનું ક્ષેત્ર કલાની આખી સૃષ્ટિ છે. નવલ, નાટક કે કાવ્યજ નહીં, સ્થાપત્ય ( architecture આર્કિટેકચર ), શિલ્પ ( sculpture સ્કલ્પ્ચર ), ચિત્રકલા, અને સંગીતની કૃતિઓ વિશે પણ આ સવાલ વિચારવો પ્રાપ્ત થાય છે.

સ્પષ્ટ બોધની ખાતર કરેલી નહીં અથવા સ્પષ્ટ બોધ કરતી ના જ હોય, એવી કૃતિઓ પણ પોતપોતાની મગદૂર પ્રમાણે સહૃદયની ચિત્તશુદ્ધિ અને વાસના-સમુત્ક્રાંતિ સાધે છે, સહૃદય માનસને ઔદાર્ય અને બલ વિકાસ અને સમભાવ આપી શકે છે, જે કલ્યાણ ન્હાનું નથી, સુસાધ્ય પણ નથી, એમ સૌ સ્વીકારે છે.

સ્પષ્ટ બોધની ખાતર કરેલી કૃતિઓમાં કલાધર્મ અને કલાપદ્ધતિનો જાણ્યે અજાણ્યે ત્યાગ થઈ જવાનો સંભવ છે; અને એ સંભવ ઘણેરેલો સાચો પડે તેટલે દરજ્જે કૃતિ, બોધ કરવામાં અને ઇષ્ટ કલ્યાણ સાધવામાં તેમ ઉપર જણાવેલાં આડકતરી રીતે સધાતાં કલ્યાણ સાધવામાં નબળી પડવાનીજ, એ પણ સૌ સ્વીકારે છે. પરંતુ કલાધર્મ અને કલાપદ્ધતિની દૃષ્ટિએ દોષરહિત હોય એવી કૃતિઓને, સ્પષ્ટ બોધની ખાતર કરેલી હોય એટલા માટે જ, ઉતારી પાડવી શું ?

વળી આ પણ દેખીતું છે કે કલાકૃતિઓના વિષયમાં મોટામોટા વર્ગ પાડીને તેમાંના એકને-ઊંચો ઠરાવિયે બીજાને નીચો ઠરાવિયે; અને તે ઉપરથી પ્રથમ વર્ગમાંની તમામ કૃતિઓને બીજા વર્ગની તમામ કૃતિઓથી ઊંચી મનાવવા જઈયે, તો એવી વકીલાત કોઈને ગળે ઉતરવાની નથી. પદ્ય કરતાં ગદ્ય નીચું, તથાપિ કોઈ કોઈ ગદ્યકૃતિઓ ઘણીયે કવિતાઓ કરતાં નિઃસંશય ઊંચી છે. અરે, મહાપુરુષોના જેમ વર્ગ પાડી, દરેક મહાપુરુષને વિશે જે વર્ગમાં તેને મૂકિયે તે પ્રમાણે મત બાંધિયે, એ વિચાર પધ્ધતિ જેવી હાસ્યાસ્પદ, તેવીજ હલકી રીત કલાકૃતિઓના વિષયમાં સામાન્ય નિર્ણયો બાંધીને તે પ્રમાણે કૃતિઓને વિશે નિર્ણય બાંધવાની છે.

મતલબ કે આમ જુદી બાજુએ તપાસતા જોતાં આપણા પ્રશ્નનું મહત્ત્વ પ્રથમ દર્શને લાગતું હતું તે કરતાં ઘણું ઘટી જાય છે. અને પ્રશસ્ત તથા ચિરંજીવ ગણાઈ ચુકેલી હોય એવી સુપ્રતિષ્ઠિત કૃતિને વિશે તો વિવેચકનું મુખ્ય કર્તવ્ય તેની વિશિષ્ટતાઓ રસિક રીતે ખુલ્લે ખુલ્લી બનાવી આપવાનું છે. તથાપિ આપણા આજના બાબતની સમાપ્તિમાં એક બાબત, વિચારણીય સ્થાન લેવે, ઉમેરી લઇશું. યુરોપીય કલાદિવસુરી ( aesthetics ઇસ્થેટિક્સ ) માં વાસ્તવિક કૃતિઓ તરફ પક્ષપાત છે. ભાવનાપ્રધાન ભવભૂતિ કરતાં વાસ્તવિક સૌંદર્યના સ્વામી કાલિદાસને પાશ્ચાત્યો ઘણો વધારે ઉંચો કવિ ગણે છે. કાલિદાસનાં કુમારસંભવ અને રઘુવંશ એ કાવ્યોને બાજુએ રાખીને એનાં નાટકોની ભવભૂતિનાં નાટકો સાથે તુલના કરતાં પણ પાશ્ચાત્યો આવો અભિપ્રાય દર્શાવે છે. અને ભાવનામયતાને માટે કાવ્ય કે નવલ નાટકના કરતાં વધારે યોગ્ય વાહન છે, નાટકના તખ્તા

ઉપરું ભાવનાપ્રધાન પાત્રોને સજીવન અને આકર્ષક બનાવવાનું કાર્ય લગભગ અસાધ્ય છે, એટલુંજ સ્વીકારીને પણ આપણે સ્પષ્ટ નોંધવું પ્રાપ્ત થાય છે કે આપણી હિંદની સુરુચિએ સૈકાઓ સુધી ભવભૂતિને એની ભાવનામયતાને લીધેજ મહાકવિ ગણેલો છે, અને નાટકના તખ્તા ઉપર પણ એની ભાવનામયતાને આપણે તો આજ સુધી એકસરખી વધાવી લીધેલી છે. આપણી સ્થાપત્ય આદિ કલાઓમા પણ પાશ્ચાત્યોના કરતાં ભાવનામયતા વિશેષ જોવામાં આવે છે. આપણી સુરુચિના આવા પરંપરા પ્રાપ્ત વલણમાં પાશ્ચાત્ય કલાઓના વધતા જતા સંસર્ગની અસર કાળે કરીને શી થશે અને કયા રૂપની, એ કંઇ અત્યારથી સમજાય એમ નથી. ગો. મા. ત્રિ. વાક્યરચનામાં, વાગ્વૈભવ ( rhetoric રેટરિક ) ને ખેલવવામાં, અને રસમિશ્રણ, રસાનુપૂર્વી આદિમાં પાશ્ચાત્ય રસિકતાને વળગ્યા છે; સરસ્વતીચંદ્રમાં વાસ્તવિકતા પણ એમણે છૂટે હાથે ગુંથેલી છે; પરંતુ ભવભૂતિના એ પરમ શિષ્યે ભાવનામય મૂર્તિઓને ઉપજાવવામાં પણ પોતાની પ્રતિભાને વિહરાવી છે.



## ગયા અંકના લેખવિભાગની અશુદ્ધિઓ.

નવેમ્બરના અંકમાં "સરસ્વતીચંદ્રમાં સ્ત્રીરત્નો" નો જે વિભાગ પ્રકટ થયો છે તેમાં નીચે જણાવેલી અશુદ્ધિઓ રહી છે, જે સુધારીને વાંચવા વિનતિ છે:

| પૃ. | કૉલમ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૨૩૨ | ૧ | ૨૪ | નહીંજ | નીજ |
| ૨૩૩ | ૨ | છેલ્લી | ગળુંનાનો | ગળામાંનો |
| ૨૩૪ | ૨ | ૧૫ | પતિને પણ | પતિને પણ પતિ |
| ૨૩૬ | ૧ | ૧ | ને આપણી | તે આપણા |
| ,, | ૨ | ૧૩ | એને માટે એ જે | અને માટે એ જે |
| ૨૩૭ | ૨ | ૭ \| ૨૧ | સુધારક | સુદારક |
| ૨૩૮ | ૧ | ૨૬ | સૌભાગ્યલક્ષ્મી | સૌભાગ્યદેવી |



# અમે મહીયારાં ગોકુળ ગામનાં.



લેખિકા: સૌ. હેમકુંવર કૃષ્ણદાસ સંપત.

(રાસ.)

અમે મહીયારાં રે, ગોકુળ ગામનાં,
અમારાં મહી જોઇ રાખો, મહીયારાં રે ગોકુળ ગામનાં,

ગોરી અમારી ગાવડી રે ગોકુળ ગામની,
ગોરાં ગોરાં એના દુધ, મહીયારાં રે ગોકુળ ગામનાં.

ગોરી ગોરી હું ગોરણી રે ગોકુળ ગામની,
ગોરો છે આત્મા શુદ્ધ, મહીયારાં રે ગોકુળ ગામનાં.

કાળા કાળા તમે કાનજી રે ગોકુળ ગામના,
કાળાં તમારાં નેણુ, મહીયારાં રે ગોકુળ ગામનાં.

કાળી તમારી કામળી રે ગોકુળ ગામની,
કાળી તમારી ધેન, મહીયારાં રે ગોકુળ ગામના.

કાળા તમારા ગોપ છે રે ગોકુળ ગામના
કાળાં કાલીન્દીનાં નીર, મહીયારાં રે ગોકુળ ગામનાં.

મીઠા મીઠા તમે માવજી રે ગોકુળ ગામના
મીઠાં તમારાં વેણુ, મહીયારાં રે ગોકુળ ગામનાં.

મીઠી તમારી મોરલી રે ગોકુળ ગામની,
મીઠી પુનમની રેન, મહીયારાં રે ગોકુળ ગામનાં.

મીઠાં લાગે મહી વેચવાં રે ગોકુળ ગામમાં,
મીઠો આ મનુષ્ય દેહ, મહીયારાં રે ગોકુળ ગામનાં.





# પાષાણી.

મૂળ લેખક: સ્વ. દ્વિજેન્દ્રલાલ રોય.

અનુવાદક: રા. રમણીકલાલ કિશનલાલ મ્હેતા.

ચિત્રકાર:

રા. ધુરંધર અને રા. ગઢાણી.

[ ગયા અંકના પાને ૨૩૦ થી ચાલુ. ]

## અંક ત્રીજો.

**સ્થળ:** જનકનો રાજ્યમહેલ. **સમય:** પ્રાતઃકાળ.

( જનક, ગૌતમ, ચિરંજીવ, શતાનંદ. )

ગૌતમ—બંધુ! હું શું કહું ? મ્હેં પ્રવાસમાંથી પાછા આવ્યા પછી જોયું તો મ્હારો આશ્રમ નિર્જન હતો. પ્રિય અહલ્યાનો પત્તો નથી. મ્હારી કુટીરનું શિખર નીચું નમી ગયું છે. આંગણામાં ઘાસ વગેરે ઉગ્યાં છે; અને પહેલાંની માફક પોતાનું આધિપત્ય જમાવી રહ્યાં છે.

ચિરંજીવ—અને અહિં તો બધે ઉંદર ઘૂમી રહ્યા છે.

ગૌતમ—કુટીરની પાસેના વૃક્ષ ઉપર પક્ષીઓએ માળા બાંધ્યા છે. આખું વન નિસ્તબ્ધ અને મલિન થયું છે. આશ્રમમાં પ્રવેશ કરતાં જ એક મ્હોટું શિયાળ ચીત્કાર કરી ઉઠયું; અને મ્હને જોઇને ન્હાસી ગયું. મ્હેં મ્હોટેથી બૂમ પાડી, "અહલ્યા!," દૂર વનમાંથી મ્હારાજ શબ્દના પ્રતિધ્વનિએ મ્હારો ઉપહાસ કરતાં સ્હામો જવાબ આપ્યો, "અહલ્યા !" એ સમયે મ્હારી શિષ્યા માધુરી આશ્રમની બ્હાર આવી. ત્હેણે કહ્યું, 'આશ્રમમાં કોઈ નથી.' શિષ્ય ચિરંજીવ કુટીરમાં બેભાન થઈ પડ્યા હતા. પ્રિય પુત્ર શતાનંદ મુડદાની માફક એક બાજૂએ પાડ્યો હતો. બહુ સેવા-શુશ્રુષા-કરવાથી ત્હેના પ્રાણ બચ્યા છે. તે હરઘડી અહલ્યાને પૂકારતો.

જનક—ત્હમે ગૌતમીની તપાસ કરી કે ?

ચિરંજીવ—એક વનમાંથી બીજા વનમાં અને બીજામાંથી ત્રીજામાં એમ ઘણે દૂર દૂર સુધી ત્હેની તપાસ કરી પણ કાંઇ પત્તો નથી લાગતો.

જનક—તે પછી ?

ચિરંજીવ—મ્હેં મહર્ષિજીને કહ્યું કે સ્ત્રી લાવીને જો ગૃહસંસારજ નિભાવી શકતા નહોતા તો પછી એ વિડમ્બનામાં પડ્યા શા માટે ? આ લગ્નનું બંધન માથે શા માટે લીધું હતું ?

ગૌતમ—સાચ્ચું બાબે છે ચિરંજીવ !

ચિરંજીવ—મહારાજ ! ગુરૂજીએ જ્યારે સાંભળ્યું કે અહલ્યા એક લંપટની સાથે ચાલી ગઇ હતી ત્યારે ત્હેમણે કહ્યું, "એ અસંભવિત છે." મ્હેં કહ્યું, "પ્રભુ ! નહિ, એ શાસ્ત્રની વાત છે. આપિનવાર્તામાં

એ દોષ હોવો જરાય અસંભવિત નથી. " પરંતુ રાજર્ષિજી ! એ લંપટે મ્હને ખેંચીને શું માર્યું હતું તે હજૂય મ્હારાથી સ્હમજાતું નથી. એ શસ્ત્ર, તેજમાં અગ્નિ સમું અને અદ્ભુત હતું.

ગૌતમ—રાજર્ષિ ! હવે મ્હને જીવનની શ્રદ્ધા અને અનુરાગ નથી. સંસારમાં રહેવાની હવે મ્હને જરાયે ઇચ્છા નથી. આજ આ વનની વસ્તીનો ત્યાગ કરી હું મ્હારા શિષ્ય અને સિપાઇઓ સાથે ચાલ્યો જઇશ.

જનક—ક્યાં જશો મિત્રવર !

ગૌતમ—દૂર કૈલાસ પર્વત ઉપર. મેં સાંભળ્યું છે કે એ પર્વત અતિ મનોહર અને એકાન્ત-નિર્જન છે. ત્યાં જઇને હું અત્યંત આગ્રહપૂર્વક મ્હારી સર્વ કામના, સઘળી સાધના—એ પ્રભુ વિશ્વનિયંતા જગદીશ્વરના ચરણોમા ધરીશ.

જનક—તમારાજ તપોવનમા રહીને તપ શીદ નથી આદરતા ?

ગૌતમ—પ્રિયમિત્ર ! અહિં રહીને હું તપ કરી શકીશ નહિ. મ્હારું રમ્ય તપોવન અનેક સુખસ્મૃતિઓથી પરિપૂર્ણ છે, એ બની ગયેલી ઘટનાઓનું સદાયે સ્મરણ કરાવી મ્હારા ચિત્તને વ્યગ્ર બનાવે.

જનક—હાય ! તમારી સ્થિતિ બહુ શોચનીય છે.

ગૌતમ—હું સ્હમજું છું કે આ વેદના એ પ્રભુનું મંગળમય વિધાન છે. આટલા દિવસ પર્યંત માયા મોહમાં ફસાઇને, આત્મ-સુધારન નહી, હું એ નિજસ્વરૂપને નિરખી રહ્યો. એથી એ દયામય પ્રભુએ મ્હારી માયાના આવરણને ચીરી નાંખી મ્હને અકિંચન દાસને ત્હેના પ્રતિ દોર્યો છે. ધન્ય હે જગદીશ્વર ! ત્હારી મંગળદાયિની ઇચ્છા પૂર્ણ થાઓ !

(નમન કરે છે.) મિત્ર જનક ! આ મ્હારા પ્રાણાધિક પુત્રને તમારા હાથમાં સોંપું છું; ત્હેની તમે સંભાળ રાખજો.

જનક—વારુ હું એને મ્હારા પુત્રથી પણ અધિક સ્હમજી ત્હેનું પાલન કરીશ.

ગૌતમ—બેટા ! શતાનંદ ! હું જાઉં છું. હું ત્હારો નિષ્ઠુર પિતા છું. તું બાળપણથી જ માતાપિતાના સુખથી વંચિત થયેલો છે. ત્હારી મા, ત્હારો ત્યાગ કરી ચાલી ગઇ છે. હું પણ મમતાહીન બની આજે ત્હને મૂકીને જાઉં છું. બેટા ! હું જાઉં છું. કોઇ કોઇ વાર મ્હને યાદ કરજે. ના-ના-મ્હને ભૂલી જજે-ત્હારા દિલમાંથી નિષ્ઠુર પિતાના સ્મરણને, સ્નેહને માટે ભૂંસી નાખજે-જડમૂળથી ઉખાડી ફેંકી દેજે-પ્રિય પુત્ર ! તું સ્હમજી લેજે કે જન્મથીજ ત્હારે માબાપ નહોતાં. (ચુંબન કરે છે.) અભિન્ન હૃદય-મિત્ર જનક ! તમારા આશ્રયમાં આ બાળકને મૂકી હું જાઉં છું-જાઉં છું બેટા ! (ચુંબન કરે છે.) મિત્ર ! આ બાળકની સંભાળ રાખજો. તે અસહાય છે. વધુ શું કહું ? તમે સઘળું જાણો છો. પ્રિયવર ! એને સંભાળજો. પુત્ર શતાનંદ મ્હને પ્રાણથી અધિક પ્રિય છે. જાઉં છું બેટા ! (ચુંબન કરે છે.) રાજર્ષિ ! મ્હને ક્ષમા કરજો ! આ અભાગી અસમર્થ વૃદ્ધ ગૌતમને ક્ષમા કરજો !

જનક—સમાટનું ભાગ્ય આવું કેમ છે એ મ્હારાથી સ્હમજાતું નથી ? અથવા મિત્ર ! આ તીવ્ર યાતનાઓ સહન કરીને તમે અનંત અક્ષય પુણ્યના ભાગી બની રહ્યા છે.

ગૌતમ—તો હવે હું જાઉં છું.

ચિરંજીવ—ગુરુજી ! આપ એક સો વાર " જાઉં છું, જાઉં છું " કહી ચૂકયા. આ વારંવાર, ' જાઉં છું, જાઉં છું ' કહેવાનો

છે ? ઠીક છે. પણ હું ત્હમને એક સવાલ પૂછું છું. ત્હમે સાચ્ચા ક્ષત્રિય છો ?

દશરથ—પણ મહારાજ ! હજુ તો કુમાર ન્હાનાં બાળક છે.

વિશ્વામિત્ર—વારંવાર એકજ વાત, "બાળક છે !" દશરથ ! ક્ષત્રિયનો બાળક જે દિવસથી શસ્ત્ર પકડતાં શીખે છે, તેજ દિવસથી ત્હેનું કર્ત્તવ્ય યુદ્ધ હોય છે. યુદ્ધજ એની કામના-જીવનમંત્ર હોય છે. સૂતાં અગર જાગતાં તે યુદ્ધનું રટણ કરે છે; એ બધું ત્હમે જાણતા નથી કે ?

દશરથ—એ બધુંય જાણું છું, મહર્ષિ ! પણ આ બન્ને કુમાર હજુ યુદ્ધકળામાં પારંગત થયેલા નથી.

વિશ્વામિત્ર—હા ! ધિક્કાર છે ! "ક્ષત્રિયનાં બાળક બાર વર્ષની ઉમ્મર થવા છતાં યુદ્ધશાસ્ત્રથી અજ્ઞાત છે" એ કહેતાં અપમાનથી ત્હમારી જીભ કપાઇ કેમ ન ગઇ ? એ શબ્દો ઉચ્ચારતાં ત્હમને લજ્જા ન આવી ?

દશરથ—ઋષિવર ! ત્હમે જાણો છો કે ઘણા દિવસોના તપના પ્રભાવે હું આ પુત્ર-ધન મેળવી શક્યો છુ,

વિશ્વામિત્ર—મહારાજ ! એ બધાં બહાના જવા દો. મ્હને સ્પષ્ટ-સ્પષ્ટ કહો કે કુમારને મ્હારી સાથે મોકલો છો યા નહિ ?

વસીષ્ઠ—રાજન્ ! ઋષિની પ્રાર્થના પૂર્ણ કરો. એ મહર્ષિ સ્વયં સહાયક છે, ત્હમારા પુત્રોને માટે જરા ય ભય નથી.

દશરથ—ગુરૂદેવ ! જેવી આપની ઇચ્છા મુનિવર ! આ મ્હારા પ્રાણાધિક પ્રિય કુમારોને ત્હમે લઇ જાઓ. પ્રભુ ! આજ હું મ્હારા આ આંખના સિતારા-પ્રિય પુત્રોને ત્હમારા હાથમાં સોંપું છું. રામ અને લક્ષ્મણને ત્હમે લઇ જાઓ !

વિશ્વામિત્ર—રાજન્ ! હું કૃતાર્થ થયો. મ્હને લાગે છે કે ત્હમારા અત્યંત સ્નેહને લીધે બન્ને કુમારો અદ્યાપિ પર્યંત શસ્ત્રવિદ્યામાં નિપુણ થયા નથી; ને મ્હારે એટલાજ માટે આટલું બધું કહેવું પડ્યું. મહારાજ ત્હમે સ્નેહને વશ થઇ પિતા તરિકેનું ત્હમારૂં કર્ત્તવ્ય વિસર્યા છો. એ ત્હમને છાજતું નથી. હું ત્હમારી પાસે ત્હમારા સેનાધિપતિની સહાય્ય લેવાનેજ આવ્યો હતો; પરન્તુ અહિં, આવતાં મ્હને જણાયું કે ત્હમારા બન્ને કુમારો શસ્ત્રવિદ્યાથી વંચિત હતા. રાજન્ ! યુદ્ધ કર્યાં વિના યુદ્ધનું શિક્ષણ પ્રાપ્ત કરવું તદ્દન અસંભવિત છે. આથી મ્હેં ત્હારી પાસે રામ અને લક્ષ્મણની માગણી કરી. ત્હમે કાંઇ ચિન્તા ન કરશો. હું ત્હેમને શસ્ત્રવિદ્યા શીખવીશ; અને ત્હેમની સાથે રહીશ. તેઓ શીઘ્ર, સકુશળ ત્હમારી પાસે પાછા આવશે.

દશરથ—ઋષિવર ! આપનું બોલ્યું સફળ થાઓ ! (સ્વાગત) ભરત અને શત્રુઘ્ન તો મ્હારી પાસે રહેવાના જ. ભાગ્યવશ એ બન્ને અહિં નથી; અને એની ખબર ઋષિને પણ નથી.—એ કુશળ છે. (પ્રકટ) સત્ય છે. આપ એ બન્નેને લઇ જાઓ !

( સૌ જાય છે. )

---

## પ્રવેશ ૩ જો.

**સ્થળઃ** વનની અંદરનો ભાગ. **સમયઃ** સન્ધ્યાકાળ.

ચિરંજીવ—તું મ્હારો કેડો નહિ છોડે કે ?

માધુરી—નહિ, નાથ !

ચિરંજીવ—( ગાય છે. )

હાય રે ! સંસાર, સઘળું અસાર
વિધિની કે મહાભૂલ. (હાય રે૦)
'અસ્તિ' જોતાં 'નાસ્તિ' અધિકી,
સૃષ્ટિ જોતાં શૂન્ય:
ઢગલે ઢગલા પાપની અંદર,
ન્હાનકડું છે પુણ્ય,
પ્રકાશથી ઝાઝું અંધારું,
સ્થળથી મ્હોટા સિન્ધુ :
મહામૃત્યુમાં જન્મ છે
ન્હાનું સરખું જલબિન્દુ.
સત્ય જોતાં મિથ્યા અધિકું,
ધર્મ જોતાં તંત્ર;
ભક્તિ કરતાં કિર્તન ઝાઝું,
પૂજાથી છે મંત્ર.
ફૂલ જોતાં પર્ણ અધિકાં,
મણિથી અધિકાં કર્દમ :
સ્વલ્પ શાન્તિની બાદ પ્રિયાનું,
તર્જન ગર્જન હર્દમ.

ચિરંજીવ—હું હજીય કહું છું કે તું પાછી જા.

માધુરી—શા માટે પાછી જાઉં ? હું ત્હમારૂં શું અનિષ્ટ કરૂં છું ?

ચિરંજીવ—અનિષ્ટ ?-સઘળું અનિષ્ટજ કરે છે તો. તું ધીમે ધીમે મ્હારી પાછળ શા માટે આવે છે ? પાછી જા. જાય છે કે નહિ ?

માધુરી—ના.

ચિરંજીવ—( હતાશ ભાવે દીર્ઘ નિશ્વાસ લઈ ફરીથી ગાય છે )

બ્રહ્માથી વિષ્ણુ મ્હોટા બ્રહ્માની નવ કંઇ આશાઃ
વિષ્ણુદેવ કને કિન્તુ હજીયે રાખું છું કંઇ આશા.
ભર્તાથી છે ભાર્યા જ્યાદા ભર્તા ઘરનો કર્તા :
કિન્તુ રસોઇ કેરા કાર્યમાં સ્ત્રી ભર્તાની ભર્તા.
શક્તિ જોતાં ભક્તિ વધતી શક્તની નિજની શક્તિઃ
ભક્તિ પામે અવનીમાં જે ગણાય મહત્તર વ્યક્તિ.
પત્નીથી છે સાળી અધિકી, બ્હેન ન જે નારીનેઃ
છે ત્યાગ યોગ્ય શાસ્ત્રમાં એ મહાઋષિઓનાં વચને.

ચિરંજીવ—હજીય તું ન ગઇ ? કેમ સાંભળતી નથી કે ? એજ ત્હારામાં મ્હોટો દોષ છે.

માધુરી—મ્હને એવી આજ્ઞા ન કરો. પ્રભુ ! ત્હમે મ્હારા સ્વામી છો; હું ત્હમારી સ્ત્રી છું. જ્યહાં ત્હમારી ગતિ, ત્હાં મ્હારી ગતિ, શાસ્ત્રમાં કહ્યું છે કે "સ્ત્રીએ છાયાની માફક પતિની પાછળ ચાલવું જોઇએ."

ચિરંજીવ—તો મ્હારે કહેવું જોઇએ કે શાસ્ત્રાનુસાર પતિની સ્થિતિ ઘણી જ શોચનીય છે. તે જ્યહાં જાય ત્હાં પ્હેરો રહે કે ? જરા પણ છુટી ન મળે કે ? પતિએ પૂર્વજન્મમાં એવાં કયહાં ભયાનક પાપ કર્યાં હતાં ? હજીયે તું જા ! નહિ તો પછી પરિણામ સારૂં નહિ આવે. હું ત્હને સ્પષ્ટ કહી દઉં છું. નથી જતી કે ?

માધુરી—ના.

ચિરંજીવ—( ફરીથી ગાય છે. )

બાંધ જોતાં પીડ ભલી છે, ક્રોધ જોતાં ક્રન્દનઃ
દાસ્યભાવથી ઘણુંજ સારૂં પારો ! ફાંસી બન્ધન.
શત્રુ ખુલાસો ભલો, ન સારો કપટી જીવનો મિત્ર;
અસલ પ્રેમનું ભલું કાવ્યમાં લખ્યું પ્રેમનું ચિત્ર.
ગુપ્ત પ્રેમનું ફળ છે પાછળ, બહુ જરૂરી દંડ;

ક્ષમ કરે જે જે તે મહા મૂર્ખ બંડ પાખંડ;
હોય ભલે સારી સ્ત્રી પણ, કહે છે સૌ શાસ્ત્રી;
ચાહે મગર પકડી છોડે, પકડી છોડે ના સ્ત્રી.

તું ભૂતની માફક મ્હારી પીઠ ઉપર સ્વાર થઇને રહીશ કે? હવે નહિ જાય તો હું ત્હારૂં ગળું દબાવી દઇ અહિંયાંજ ત્હને મારી નાખીશ અને દાટી દઇશ. મહર્ષિ ગૌતમ બહુ આગળ ગયા છે અને સંધ્યા થઇ છે. વળી અત્યારે કોઇ માણસ આવતો જતો દેખાતો નથી.

માધુરી--નાથ! એવો તે કહો મ્હારો અપરાધ છે કે મ્હને જવાનું કહો છો?

ચિરંજીવ--તું પિશાચિની ડાકણ છે. તું ત્હારા આગ્રહ-આદરમાં, સ્નેહમાં રાત્રિદિવસ મ્હને ફસાવવા માગે છે. મ્હારા પર તું જાદૂ કરે છે-મંત્ર કરે છે. તું મ્હારો સર્વનાશ કરવાની તદબીર કરી રહી છે. અને કોઇ કોઇ વાર મ્હને લાગે છે કે હું ત્હારા ઉપર પ્રેમ રાખું છું. પહેલાં તો હું ત્હને ચ્હાતો નહોતો.

માધુરી--ત્હમે મ્હારા ઉપર પ્રેમ રાખો છો તો પછી શું છે? સ્ત્રીને જો પતિ ચાહે તો ત્હેમાં દોષ શો છે?

ચિરંજીવ--જો, પાછું ત્હારૂં પુરાણ ચાલુ કર્યું કે? જા, જતી રહે. જાય છે કે નહિ?

માધુરી--નહિ.

ચિરંજીવ--(સહસા) અરે, બાપરે! વાઘે મારી નાંખ્યા--

(માધુરીને ધક્કો મારી પાડી નાખે છે, અને પોતે પલાયન કરી જાય છે.)

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળ: કૈલાસ પર્વતનું શિખર. સમય: સંધ્યાકાળ**

( એકલી અહલ્યા )

અહલ્યા--બહુ સ્થળે રખડી. શહેર, મેદાન, કુંજ, ઉપવન, પર્વત, શિખર સઘળે હું ફરી વળી; પણ ક્હાંય સુખ ન મળ્યું. સુખ ક્યાં છે? નિત્ય હૃદયને ચીરીને એક મર્મભેદી દીર્ઘ નિશ્વાસ નિકળે છે. આંસુઓ અધિર ચિત્તને અનન્ત વિષાદ વ્યગ્ર બનાવે છે. મિલનના નિત્ય મન્દિર ગીત હું સાંભળવાને માટે આ યંત્રણા ભૂલી જાઉં છું; પરન્તુ તરતજ ફરીથી એ પાપની વિરાટ મૂર્તિ રહી રહીને મ્હારી આંખ આગળ ખડી થાય છે. હું સહસા આંખ ઉઘાડીને જોઉં છું તો સામે એક ભયાનક ગર્તા નજરે પડે છે; જેનો અન્ત નથી, જેમાં પ્રકાશ નથી; જેમાં શબ્દ નથી; જેનું કરાળ મુખ નિરંતર મ્હને ગ્રસવાને ખુલ્લું રહે છે. હાત્! એજ પરિણામ છે! એને માટે મ્હેં પાપિણીએ ઘૃણિત વ્યભિચાર અને પુત્રની હત્યા કર્યાં. એ નિર્દોષ બાળકના અંતિમ શબ્દો હજુએ મ્હારા કાનમાં ગૂંજી રહ્યા છે. "મા! મા!"—આ શું? પુત્ર મ્હને બોલાવે છે. ના, આ તો માત્ર પ્રતિધ્વનિ છે. આ કલ્પના છે. એ કલ્પના માત્ર જ છે?, ના, ના, કલ્પના નથી. ધરતીની અંદરથી, આકાશ ઉપરથી, એ રૂદન સ્વર આવે છે. દિવસના પ્રખર પ્રકાશને ટાળીને, રાત્રિના ગાઢ અંધકારને વધુ ગાઢ કરીને, સુન્દર સંગીતને કર્કશ બનાવીને, પર્વતો તોડીને, શૂન્ય આકાશને ભેદીને આ રૂદન ધ્વનિ આવે છે. એ રણ દીન રૂંધાયેલો શબ્દ-તે હાથ ઉઠાવી નીરવ અનુનય એ આતાની પાસે હાથ લંબાવી સંતાનની નિષ્ફળ જીવન-ભિક્ષા!-ઓ!-

અહો જગદીશ્વર ! કામના પ્રલોભનમાં પડીને સ્ત્રી આટલી બધી અંધ બને છે ? માતા આટલી બધી નિર્બળ બને છે !–ફરીથી પુત્રે બુમ પાડી કે શું ? હું આવું છું બેટા ! આજ મ્હારા એ પાપના ડાગને મ્હારા રક્તથી ધોઇશ. મ્હારી પાસે આ કટાર છે. હે ચકચકિત તીક્ષ્ણ સુંદર ક્ષુદ્ર શસ્ત્ર ! તું આટલું ક્ષુદ્ર છે છતાંયે ઘણું ભયંકર છે ! આજે પ્રિય પ્રણયિની માફક મ્હારી છાતીયે ત્હને ચાંપીશ. પ્રિયશસ્ત્ર ! અહલ્યાના ગરમ રૂધિરનું તું પાન કરી લે. સંસારમાંથી કલંકિની અહલ્યાનું નામ તું મિટાવી દે ! શતાનંદ ! બેટા ! ફરીથી ત્હેં મ્હને પુકારી કે ? આવું છું–ઉભો રહે—

( છાતીમાં કટાર મારવા જાય છે. પાછળથી મદન આવીને ત્હેનો હાથ પકડી લે છે. )

અહલ્યા—ત્હમે કોણ છો ?

મદન—ક્ષમા કરજો દેવિ ! ત્હમારા ચરણોમાં આ કટાર મૂકું છું. કટારને બદલે આ અમૃતભર્યો કટોરો લ્યો; અને તે પીઓ.

( રતિ પ્રવેશ કરે છે )

રતિ—તું આ શું કરે છે ? ઓ મૂઢ નારી ! આ વસન્તઋતુ છે: આવો મનોહર મલય વાયુ વિહરે છે. સ્વચ્છ નીલાકાશમાં પૂર્ણ ચંદ્ર ખીલી રહ્યો છે. આ વનકુંજ નિકટમાં છે. સખિ ! આ સ્થાન અને સમય શું આત્મહત્યા કરવાને યોગ્ય છે ? છી છી: !–હા, જ્યારે મલિન આકાશમાંથી જળ પડતું હોય, સૂર્યના પ્રકાશ વિહોણો વર્ષાનો દિવસ હોય, તદ્દન નીરસ તૃતીય પ્રહર હોય, કોયલનું કૂંજન ન હોય, ત્યારે આત્મહત્યા કરે તો ફિકર નહિ. એ સમયે આત્મહત્યા કરવી કોઇને ય અયોગ્ય અને અસંગત નહિ લાગે.

મદન—આ વસન્તઋતુ છે. તું પણ સૌન્દર્યવતી અને પૂર્ણ યૌવનના બ્હારમાં છે. આ વખતે તું આત્મહત્યા કરવાને તત્પર થઇ છે; એ ઉચિત છે ? એ ત્હારાથી સહી શકાશે કે ?–આ તો ચોકખી મશ્કરી જ જણાય છે–આ તદ્દન અસહ્ય કહેવાય સુન્દરી !

રતિ—સખિ ! મરવાનું તો એક દિવસ સૌને છે જ. મોત તો એની મેળેજ આવે છે–ત્હેને આમંત્રવું પડતું નથી. ઝિંદગી કેટલા દિવસની ? જે સંક્ષિપ્ત છે ત્હેને વધારે સંક્ષિપ્ત શા માટ કરવું ? એમ કરવાની કાંઈ જરૂર ? જ્યાં સુધી જીવન છે, ત્યાં સુધી બની શકે તેટલું સુખ ભોગવી લે ! પછી મરવાનું તો છે જ.

અહલ્યા—પ્રિયમિત્ર અને પ્રિયસખિ ! ત્હમે સાચ્ચું કહ્યું. લાવો મદિરાનું પાત્ર–હું બળી રહી છું–લાવો, મદિરાનું પાત્ર મ્હારા હાથમાં આપો ! મદિરા પીને હું આ તીવ્ર અને તીક્ષ્ણ હૃદય જ્વાલાઓ શાન્ત કરૂં. ( અમૃત–મદિરાનું પાત્ર લઇ તે પીએ છે. ) બીજો આપો. ( લઇને પીએ છે. ) હજૂ આપો ! ( પીએ છે. ) ત્હેં સાચ્ચું કહ્યું સખિ ! " ભોગવી લે. " પછી ? પછી ? જે થવાનું હશે તે થશે. ભોગવી લે–ફરી શતાનંદે બુમ પાડી કે ? જા, જા, તું જા ઓ મૂઢ બાળક ! તું પુત્ર છે ? કોનો પુત્ર ? પુત્ર નથી: મ્હારે પુત્રજ નહોતો. કોણ કહે છે કે મ્હેં પુત્રની હત્યા કરી છે ? મ્હેં પુત્રની હત્યા કરી નથી. લાવો. બસ, મદિરા આપો. ( ફરી પીએ છે. ) નાચો અને ગાઓ ! એજ ઝિંદગીની મઝા છે !

( મદન અને રતિ ગાય છે. )

ખીલી રહ્યાં આ પુષ્પો સુંદર,
ગગન ચંદ્ર છે ઉદિત મનોહર.
ઉડી રહ્યાં આ ઉજળાં વાદલ,
નીલ વાયુ મંડળની ઉપર:
કરી કોકિલા કલ્લોલ વનમાં,
રહી રહી ટહુકે મધુ સ્વર:

શિરીષ આમ્રની મંજુ મંજરી,
મ્હેકી રહી છે મસ્ત ચરાચરઃ
વસન્તવાયુ વિહરે સુંદર,
મંદ ચાલ મોંઘેરી કરકરઃ
એવા દિન બેઠાં આ સ્થળપર,
ઉમંગનું છે અંતરમાં ઘરઃ
પણ પ્યારા પ્રિયતમ વિણ કહોને,
રહેવાય ક્યહાંથી ક્ષણભર !

અહલ્યા-વાહ ! કેવું મધુરું ગીત ! આહા ! વાહવાહ ! પ્રાણેશ્વર ! ક્યહાં છો પ્રાણેશ્વર ! મદન ! મ્હારા પ્રાણનાથને લાવી મ્હને મેળવી આપો. હૃદયમાં લાલસાનો પ્રચંડ અગ્નિ પ્રબળ થઇ રહ્યો છે. રતિપતિ ! જાઓ, તેમને અહિં બોલાવી લાવો.

( ઇન્દ્ર પ્રવેશ કરે છે. )

અહલ્યા-નિષ્ઠુર પ્રણયી ! અહલ્યાને ત્યજીને અત્યહાર સુધી તમે કયાં હતા ? આવો પ્રિયતમ ! મ્હારી પાસે આવો ! તમે આજ આટલા બધા ચિન્તાતુર કેમ જણાઓ છો ?

ઇન્દ્ર-એનું કારણ તો મ્હને પણ ખબર નથી.

અહલ્યા—ચિન્તાને ચિત્તમાંથી દૂર કરો. હું તમારી પાસે છું છતા યે તમારું મુખ આટલું બધું મલિન કેમ ? જુઓ. પૂર્ણિમાની ચાંદની કેવી ખીલી રહી છે ! જાણે ચન્દ્રના સંયોગથી રાત્રી હસી રહી છે. પ્રિયતમ ! તે દિવસ યાદ આવે છે કે ?

ઇન્દ્ર—ક્યહો દિવસ ?

અહલ્યા—જે દિવસે તમે આવીને મ્હારી સ્હામે ઉભા રહ્યા હતા તે. એ સ્થળે શાન્ત શુભ્ર સ્વચ્છ ચન્દ્ર નીલાકાશમાં પ્રકાશતો હતો, અને આ ઝળહળતા (ઝગઝગતા) તારા ચમકી રહ્યા હતા. પૃથ્વીએ આવી જ હરિયાળી હતી. આવો જ સ્નિગ્ધ ઋતુ-રાજની વાયુ મંદમંદ લહરીએ વિહરતો હતો; અને આપણાં અંતર હારતો હતો. એ પ્રમાણે દૂર—

ઇન્દ્ર—એ દિવસનાં સ્મરણો પડતાં મૂક. હું અત્યહારે ત્હને એક દારુણ સમાચાર આપવાને ત્હારી પાસે આવ્યો છું.

અહલ્યા—શું ? શા સમાચાર છે ?

ઇન્દ્ર—અહલ્યા ! મ્હારે આ ક્ષણેજ ત્હારો ત્યાગ કરી જવાનું છે.

અહલ્યા—નાથ ! ક્યહાં જશો ?

ઇન્દ્ર—ક્યહાં ? સ્વર્ગમાં પાછો જઇશ.

અહલ્યા—સ્વર્ગમાં ? સ્વર્ગમાં શા માટે ? આ આપણું સ્વર્ગ નથી શું ? અહિં અપૂર્વ સુખ ભોગવો. ઉંચે અનંત આકાશ વિસ્તીર્ણ છે, પગ નીચે વિશ્વનો મધુર ઉચ્છ્વાસ છે-શું આ સ્વર્ગ નથી ? નહિ, નહિ, નાથ ! સૃષ્ટિમાંથી સ્વર્ગરાજ્યનું નામ લુપ્ત થઇ જાય. હું સ્વર્ગમાં જવા માગતી નથી.

ઇન્દ્ર—તું નહિ. હું એકલો જઇશ.

અહલ્યા—એકલા ? તમે એકલા જશો ? -અને-હું ?

ઇન્દ્ર—તું-મિથિલાનગરીમાં પાછી જઇ-ત્હારા આશ્રમમાં જઇને રહે.

અહલ્યા—તમે તો મ્હારી મશ્કરી કરો છો !

ઇન્દ્ર—ના, આ મશ્કરી નથી. હું સાચું કહું છું, અહલ્યા ! મ્હારે ત્હને કહેવું પડે કે ? તું હજુ સમજી નહિ કે ?

અહલ્યા—શું સમજવું ? કાંઇ સમજી નથી.

ઇન્દ્ર—ત્યારે, તો સાંભળ. આટલા દિવસ સુધી ત્હારી સાથે રહીને મ્હેં સુખ ભોગવ્યું. હવે મ્હારી એ લાલસા તૃપ્ત થઇ છે. એ સુખ હવે મ્હારે નથી જોઇતું ! આટલા દિવસોના ઉલ્લાસ સંયોગ અને શિથિલ આમોદ જોઇને તું પ્રેમ પ્રસાદના ઉતારને સમજી શકી

નહિ? લાલસાનો અગ્નિ શમી ગયો, તૃષા છીપાઇ ગઇ!

અહલ્યા—હાય! આ હું શું સાંભળું છું? પર્વત! તું સાંભળે છે કે? વૃક્ષ-ગુલ્મ-લતા આદિ, તમે સાંભળો છો કે? વાયુ, ઝરણાં, નીલાકાશ તમે સાંભળો છો કે? "તમારી લાલસાનો અગ્નિ બુઝાઇ ગયો? તમારી તૃષા છીપાઇ ગઇ?" નથી જાણતી-હું જાગૃત છું કે ઉંઘું છું. સ્વપ્ન નિહાળું છું કે શું? 'તૃષા છીપાઇ ગઇ?' પ્રભુ! જગતમાં કોઇનીય પ્રેમતૃષા કદાપિ છીપાઇ છે કે છીપાશે? મ્હારી તૃષા તો નથી છીપી. દેવરાજ! સાચ્ચું કહો છો? આજ, તમારી પ્રેમતૃષા છીપાઇ ગઇ છે?

ઇન્દ્ર—અહલ્યા! હવે તું બાલિકા નથી. તું સ્હમજતી નથી કે અત્યહાર સુધી જે બંધનથી હું બંધાઇ રહ્યો હતો તે પ્રેમનું બંધન નહતું, લાલસાનું હતું?

અહલ્યા—સાચ્ચું? આ સાચ્ચું ભાખો છો? પ્રેમ નહોતો?—એ કેવળ લાલસા જ હતી? હું શું સાંભળું છું? ઓઃ! મ્હારી સ્હમજમાં કાંઇ આવતું નથી! તમે ઇન્દ્ર છો? અને હું અહલ્યા છું?—એ સત્ય છે કે? સત્ય છે કે સઘળું સ્વપ્ન છે? કાંઇ સ્હમજાતું નથી.—ઓઃ! મ્હારૂં માથું ફરે છે.

( એક વૃક્ષને ટેકો દઇ ઉભી રહે છે. )

ઇન્દ્ર—અહલ્યા! તું પાછી જા.

અહલ્યા—ક્યહાં જાઉં?

ઇન્દ્ર—ત્હારા દેશમાં.

અહલ્યા—મ્હારા દેશમાં જાઉં? કોની પાસે?

ઇન્દ્ર—ભદ્રે! ઘણા દિવસો બાદ ગૌતમ આશ્રમમાં પાછા પધારેલ છે.

અહલ્યા—શું કહે છે? કોનું નામ ઉચ્ચારે છે લંપટ? એ પવિત્ર નામ ત્હારી જીભે ન ઉચ્ચાર—જીભ ભસ્મ થઇ જશે! એ પવિત્ર નામ ત્હારી જીભે ઉચ્ચારી એને કલુષિત ન કર! હું અચેત અને પાગલ બની જઇશ. હું ત્હારે પગે પડું છું, ભિક્ષા માગું છું. કેવળ એ નામનો ઉચ્ચાર ન કરીશ. તેમની પાસે પાછી જાઉં? ધન્ય છે, ઇન્દ્ર! ત્હારા ડહાપણને! આ શબ્દો તું કેમ ઉચ્ચારી શકે છે? લંપટનો પાપમય સ્પર્શ થયા પછી કોઇ પણ જાતના સંકોચ વિના મહર્ષિના પવિત્ર ચરણોમાં જઇને હું પડું કે? એ મહર્ષિની પવિત્ર રસના ત્હારૂં જૂઠું—એઠું પાણી પીશે! તું નથી જાણતો?—જે દિવસે ઘૃણિત અભિપ્રાયથી એ પવિત્ર આશ્રમનો ત્યાગ કરી હું ત્હારી સાથે ન્હાસી આવી તે દિવસથી એ પુણ્યભૂમિમા પગ મૂકવાનો મ્હારો અધિકાર પણ નષ્ટ થયો છે. જે દિવસે ત્હારો—લંપટનો હાથ પકડી હું નરકના ભયાનક ખાડામાં ઉતરી પડી છું તે દિવસથી સ્વર્ગમાં પ્રવેશ કરવાનો મ્હારો અધિકાર મ્હેં ખોયો છે!

ઇન્દ્ર—અહલ્યા! અહલ્યા! જો, સાંભળ—

અહલ્યા—તે દિવસથી એ નરકમાં મરણપર્યન્તને માટે તમે જ મ્હારૂં સર્વસ્વ હૃદયવલ્લભ, જીવનધન છો. હું તમને ધિક્કારૂં છું, તમારી સાથે રહેવું તિરસ્કારયુક્ત છે—છતાંયે મ્હેં તમને ચાહ્યા છે, ચ્હાઉં છું, અને ચ્હાઇશ. જીવન યા મરણમાં તમે જ મ્હારા પ્રાણેશ્વર છો!

ઇન્દ્ર—અહલ્યા! ત્હારાં આ યુક્તિ તર્ક-સઘળું મિથ્યા છે. હું સ્વર્ગનો સ્વામી દેવેન્દ્ર છું; અને તું માનવી અહલ્યા છે. મ્હારી અને ત્હારી વચ્ચે પ્રેમનો સંબંધ કદાપિ સંભવી શકે ખરો કે?

અહલ્યા—જો એ સંબંધ અસંભવિત હતો તો તમે એક કુલવધૂને બહેકાવી કલં-

કિત શાને કીધી ? ત્હમે ત્હેની દશા ધોબીના કુતરાં જેવી શાને કરી ? શા માટે મ્હને મ્હારા શાન્ત અને પવિત્ર આશ્રમમાંથી ખેંચી અહિં આણી ? હું મ્હારા ક્ષુદ્ર દુઃખ સુખને લઇને ત્હાં પડી રહી હતી. એ પૂર્ણ ચન્દ્ર યુક્ત સુંદર પૂર્ણિમાની રાત્રિયે, સ્નિગ્ધ સન્ધ્યાકાળની પવન લહરીઓમાં, કોકિલાના કુહુ શબ્દમાં શા માટે ત્હમે મ્હારી નજરે પડયા ? કુચક્ર રચી મ્હને શાને બહેકાવી ? જાળ પાથરીને હરિણીને શા માટે ફસાવી ? બે દિવસ આદર આપી, અંગ ઉપર હાથ ફેરવી, પાછળથી ગળા ઉપર છુરી ફેરવવા માટે ત્હમે મ્હને જાળમાં ફસાવી હતી ?

ઇન્દ્ર—ત્હારો આ બધો વિલાપ વ્યર્થ છે. અહલ્યા ! તું અહિંથી ચાલી જા. ત્હારે માટે એજ એક માર્ગ છે.

અહલ્યા—( ઘડીભર વિચારીને ) સાંભળો, પ્રાણનાથ ! મ્હારે ત્હમને કંઇક કહેવું છે. ( હાથ પકડે છે. )

ઇન્દ્ર—છોડી દે ! મ્હારો હાથ મૂકી દે !

અહલ્યા—આટલી બધી ખુમારી ! વારૂ તો જાઓ ઓ નિષ્ઠુર ! જાઓ સ્વર્ગમાં પાછા જાઓ-અહલ્યાને વિસરી જાઓ. ના, દેવેન્દ્ર ! મ્હને ભૂલી નહિ શકો. જાઓ, સ્વર્ગમાં જાઓ; પરન્તુ યાદ રાખજો કે મ્હારી સ્મૃતિ ત્હમારા હૃદયમાં રક્ત સાથે સદાએ ભળેલીજ રહેશે. જાઓ, જાઓ, સૂતાં, જાગતાં ચાલતાં, ફરતાં સદાયે મ્હારી ભયાનક છાયા જોઇ ત્હમે કંપી ઉઠશો. જાઓ સ્વર્ગે સિધાવો ? હું દુઃસ્વપ્નની માફક ત્હમારા અનંત જીવન સાથે રહીશ.

ઇન્દ્ર—ઠીક છે અહલ્યા ! હું જાઉં છું.
( જવાને તૈયાર થાય છે. )

અહલ્યા—( સહસા ઇન્દ્રને પકડીને, પગે પડીને ) ક્યાં જાઓ છો ? ન જાઓ, પ્રિયતમ ! હજુ હું યુવતી છું ત્હમે દશવર્ષ પર્યંત આ રૂપના તીવ્ર મદિરાનું પાન કર્યું છે; પરન્તુ પાત્રને જૂઓ હજી એ ખાલી થયું નથી. હું હજુય પ્રેમમદિરા પાઇ શકું છું. આંખ ઉંચી કરી લાંબા કાળા ચિકણા આ વાળ જૂઓ, આ ઉજ્જવળ કુંદકળી સમી દન્તપંકિત નિહાળો આ સુંદર સુગઠિત દેહલતા પ્રતિ દષ્ટિપાત કરો. આ લાલસાવિવ્હળ વિશાળ નેત્રો પ્રતિ નજર કરો, આ લાલ લાલ રસીલા ઓષ્ઠ નિહાળો; આ પીન ઉન્નત પયોધર તરફ દષ્ટિ ફેંકો. જેટલો રૂપમદિરા માગશો એટલો આપીશ; ફાવે તેટલો પીઓ પણ જાઓ નહિ.

ઇન્દ્ર—ત્હારા આ કાલાવાલા સર્વ વ્યર્થ નિરર્થક છે. હું જાઉં છું.

અહલ્યા—બસ ! જશોજ ! ક્યાં જશો ધૂર્ત ? અન્ય કો કુલકામિનીને છળવાને જશો ? મ્હને કલંકિત કરી ત્હમે સુખી થશો ? મૂર્ખ-નિર્મમ-લંપટ મ્હને ફસાવીને નરકમાં ધકેલીને-ત્હમે સ્વર્ગમાં જશો ? જશો ? જશો ? તો જાઓ, જાઓ, ઇન્દ્ર-જાઓ, કિન્તુ સ્વર્ગમાં નહિ-યમપુરીમાં !

( કમ્મરમાંથી છુરી કાઢીને ઇન્દ્રના બખામાં ભોંકી દે છે. )

ઇન્દ્ર—ઓઃ ( પડી જાય છે. ) શું કર્યું આ ઓ પિશાચિની ? રાક્ષસી !

મદન—શાસ્ત્રમાં લખ્યું છે કે " **य पलायति स जीवति ।** " માટે ન્હાસો અહિંથી ( મદન અને રતિ ન્હાસી જાય છે.

અહલ્યા—આ હાથેજ મેં મ્હારા પેટના બાળકને માર્યાં છે-મેં ત્હેનું ગળું દબાવ્યું ત્હેની નસોમાં નિરન્તર વહી રહેલા ગર્મ રુધિરના પ્રવાહની ગતિ બંધ કરી હતી અને આજે એજ હાથે આ ખૂનથી એ ખૂનનો બદલો મેં લીધો છે. દેવરાજ-આટલા દિવસો પછી આજે ત્હમે અભિસારે નિકળ્યા

લીધો ? જૂઓ, આજ એજ રમણી સાક્ષાત્ ભૈરવી બની છે! હા... હા... અહિં સડો અહિંજ મરો. વનના ગીધ અને શિયાળ તમારા શરીરનું ભક્ષણ કરી તૃપ્ત થશે.!!!

(પાગલની માફક અટ્ટહાસ્ય કરતી કરતી જાય છે.)

ઇન્દ્ર--પિશાચિની! હત્યાકારિણી! ઓઃ!-

(ગૌતમ અને ચિરંજીવ પ્રવેશ કરે છે.)

ચિરંજીવ--અરે! આ કોણ પડ્યું છે? જરાયે હાલતું ચાલતું નથી. આખું શરીર રક્તવાળું થયેલું છે! ખૂન કરનાર ક્યહાં ન્હાસી ગયો?

ગૌતમ-જોઉં એની નાડી! (નાડી જોઇને) હજી એ જીવિત છે. તેને આશ્રમમાં લઇ ચાલ, ચિરંજીવ! આપણે પ્રયત્ન કરીએ. કદાચ એ બચે.

(બન્ને ઇન્દ્રને ઉંચકી લઇ જાય છે.)

## વિવિધ લગ્ન પદ્ધતિઓ.

**બ્રહ્મદેશમાં** એવો રીવાજ છે કે જે જુવાન કન્યાને લગ્ન કરવાની ઇચ્છા હોય, તે પોતાની બારીમાં એક દીવો મૂકે છે. એટલે બધા લોકો સમજે છે કે હવે તેની પરણવાની મરજી થઇ છે. તે સમયે જે નવયુવકની ઇચ્છા હોય તે રાતના બાર વાગ્યા સુધી આવીને તે કન્યા સાથે વાતચીત કરી શકે છે. તેમાં ઘરનાં માણસો કંઇ વાંધો લેતાં નથી.

**જાપાનમાં** એવો રીવાજ છે કે કોઇ માણસને કોઇ કન્યા પસંદ પડી જાય, તો તે કન્યાના બારણા પર ઝાડની ડાળી બાંધી જાય છે. જો કન્યા તે ડાળીની દરકાર ન કરે અને તેને સૂકાઇ જવા દે, તો એનો અર્થ એમ થાય છે કે તેની લગ્ન કરવાની મરજી નથી. પરંતુ જો તે ડાળીનું રક્ષણ કરે, અને પોતાના દાંત પર મેંસ લગાડે, તો એવો અર્થ થાય છે કે તે લગ્ન કરવાનું કબુલ કરે છે.

**અફઘાનિસ્તાનમાં** પુરૂષને જે કન્યા સાથે લગ્ન કરવાની ઇચ્છા હોય તેના માથાના વાળની એક લટ તે કાપી લાવે છે. બાકીની વાત પછી નક્કી થાય છે.

**એસ્કિમો જાતિમાં** આવી આવી પંચાત બીલકુલ કરવી પડતી નથી. ત્યાં તો એવું છે કે જે જુવાનને, જે કન્યા પસંદ પડે, તે કન્યાને ઘેર લાગ જોઇને એકલો જાય છે, અને તેનો ચોટલો પકડીને પોતાને ઘેર લઇ આવે છે. બસ! પછી લગ્ન થઇ જાય છે!

# 'પનીહારીનાં પાણીડાં.'

લેખકઃ શ્રીયુત "પુષ્પ"

( રાસ. )

સખી ! સોળે સજે શણગાર...
પાંણીડાં જઇએ...(૨)
નવાં બેડુલાં ઉજળાં ઓ બ્હેન !
માથે તે લઇએ...(૨) સખી૦

ઉજળાં બેડુલાંને...ઉજળાં પાણીડાં...(૨)
રંગે રુડાં નિર્મળાં ને સ્વાદે શું મીઠડાં (૨)
(એ'ને) ઉજળાં દિલડાંઓ ભરનાર...
પાણીડાં જઇએ...

સખી સોળે સજે શણગાર...
પાણીડાં જઇએ...(૨)
કરો ! ઉતાવળ ! આવડી શી વાર ?
પાણીડાં જઇએ...(૨)

ન્હાનાં ઘડુલાંને...લાંબા શા દોરડાં ? (૨)
ઉંડે કૂવે......પનીહારીનાં પાણીડાં...(૨)
(એ'ને) ખેંચનારા કુમળાં આ હાથ...
પાણીડાં જઇએ...

સખી ! સોળે સજે શણગાર...
પાણીડાં જઇએ...
અલી ચંપા* ! ત્હારો શું વિચાર ?
પાણીડાં જઇએ...(૨)

ધીમું ધીમું બોલીએ ! ને ધીમું ધીમું ચાલીએ, (૨)
એક હાથે માથાનું બેડું સંભાળીએ ( ૨ )
કરતાં વરધેલીઓ ! વાત...
પાણીડાં જઇએ...
સખી ! સોળે સજે શણગાર...
પાણીડાં જઇએ...(૨)

અલી ! પગમાં ઝાંઝર...ઝણકાર...
પાણીડાં જઇએ...(૨)
હસી હસી તાળીઓ...લઇએ ને દઇએ, (૨)
અંતરના ઉભરા...એકેકને તે કહીએ. (૨)

કરવી તો ! મીઠી મજાક...
પાણીડાં જઇએ...
સખી ! સોળે સજે શણગાર...
પાણીડાં જઇએ...

બળ્યો ! ખાલી બેડાનો (તે) શો ભાર...
પાણીડાં જઇએ...
જાવા દયો ! એ'ને એ જાય છો ! તળાવે, (૨)
આપણે તો ભરશું ! બા અહીંઆ કુવાયે. (૨)

આઘાં તળાવ તો અપાર...
પાણીડાં જઇએ...
સખી ! સોળે સજે શણગાર...
પાણીડાં જઇએ...

સહુની સંગાયે જાવામાં સાર...
પાણીડાં જઇએ...

× × ×

પ્હેર્યાં હા ! પટકુળ ને પંથે તે પડીયાં, (૨)
બેડલાં ભરીયાં ને...ઊંઢણુ પર ધરીયાં. (૨)
(લઇ) એકેકના હાથોમાં હાથ...
પાણીડાં ભરીયાં...

સખી ! સોળે સજયાં શણગાર...
પાણીડાં ભરીયાં...
હવે ! લાગે બેડલાંનો ભાર...
પાણીડાં ભરીયાં...

---

* અહીં બ્હેનો ઇચ્છા મુજબ નામ યોજી શકે છે.

કાન્ત નામ કૂવો ! ને પ્રેમ-નામ પાણીડાં (૨)
ખેંચવાના સાધન તે સેવાનાં દોરડાં...(૨)
જોઈશે ઇશ્વરની મ્હેર...
પાણીડાં જઇએ.

સખી ! સોળે સજ્યાં સણગાર...
પાણીડાં ભરવાં.
સેવા, ભક્તિ, નીતિ ને સદાચાર...
પાણીડાં ભરવાં.

દિલડાના બેડામાં...પાણીડાં ઠાલવો, (૨)
સ્નેહ સ્વામીનાથ કેરાં ચરણોમાં વાળવો-(૨)
ચાહો ! જો સ્વર્ગીય સંસાર ..
પાણીડાં ભરવાં.
સખી ! સોળે સજ્યાં શણગાર...
પાણીડાં ભરીયાં...
પતિ-પૂજનમાં પ્રમદા-ઉદ્ધાર...
પાણીડાં ભરીયાં

પતિ-પ્રેમ પાણીડાં...મોંઘા ને મીઠાં (૨)
અમૃત શા સ્વાદ! એ'માં અલબેલી દીઠાં-(૨)
પીધાં ભરી મ્હેં તો પેર...
પાણીડાં ભરીયાં...

સખી ! સોળે સજ્યાં સણગાર...
પાણીડાં ભરવાં. (૨)
રૂડાં વર્તન ! વિશુદ્ધ વિચાર...
વાણી ઉચરવાં. (૨)

રોજ ભરૂં બેડા...ને રોજ રોજ ખાલી, (૨)
તરસ્યાં ! પીઓ તોય પ્રીતિનાં પાણી-(૨)
ભજો ભામાના ભગવાન
પાણીડાં ભરવાં...

" પુષ્પથી " પૂજી નમતે...
સખી પાણીડાં ભરવાં...



## સાભાર સ્વીકાર.

**રંગુન સમાચાર** ( રંગુન ): તંત્રી: રા. મણીભાઈ ર. દેસાઇ, અંક: ૯૧-૯૬. વા. લ. રૂ. ૬-૦-૦.

**પંચમહાલ-રેવાકાંઠા વર્તમાન** ( ગોધરા ): તંત્રી: રા. ભીખાભાઇ પુ. વ્યાસ. પુ. ૧ લું, અંક ૧ લો, વા. લ. રૂ. ૩-૦-૦. પંચમહાલનો પ્રજામત રજુ કરતું નવિન અઠવાડીક પત્ર.

**મોઢમિત્ર** ( રાણપુર ): તંત્રી: રા. કનૈયાલાલ ગી. કોઠારી. દીપોત્સવી અંક. વા. લ. રૂ. ૨-૮-૦.

**વીરસાશન** ( અમદાવાદ ): તંત્રી: રા. કેશવલાલ મનસુખરામ. પુ. ૪ થું; અંક ૩-૫. વા. લ. રૂ. ૫-૦-૦.

**શ્વેતાંબર જેન** ( હિંદી-આગ્રા ): સંપાદક: રા. જવાહરલાલ લોઢા. ભા. ૧, અંક ૪.




**શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.**

## પ્રકરણ અડતાલીશમું.

### નવા ખબર.



"ભાઇ ! આયેરાનમાં આનંદની તો સીમાજ નહિં રહી હોય. કવિને કુદરતનાં દર્શન થાય પછી તો કવિ હૃદય થન થન નાચે કેમ ?"

"યમુના કાકી, હમે પણ સાહિત્યમાં રસિયાં બન્યાં હો તેમ લાગો છો !" માતાના વાત્સલ્યભાવથી જમાડતી કાકી સાથે વાત કરતાં પોતાનાં દુઃખો વસંત ઘડીભર ભૂલ્યો.

"જ્હેનો ભત્રિજો કવિ હોય ત્હેની કાકી સાહિત્યની બારાખડી સ્હમજે તો ખરીજ. રસિયાં બન્યાં હોઇએ કે નહિ એ તો હું કંઇ કહી શકતી નથી, પણ જો અત્યારે........" આગળ બોલતાં યમુના અટકી. યમુના કહેવા જતી હતી તે કહેતાં અટકી છે એમ લાગવાથી વસંત બોલી ઉઠયો "કાકી ! કયમ બોલતાં અટકયા ?"

"કંઇ નહિં." યમુનાની આંખમાં ઝળઝળીયાં આવ્યાં.

"કયમ દુઃખી થાઓ છો કાકી ?"

"કંઇ નહિ ભાઇ ! કંઇ નહિ ! એ તો હુંજરા હઇયાની પોચી છઉં એટલે વખતો વખત એમ થઇ જાય છે." વાત ફેરવવા યમુનાએ કોશેષ કરી.

"કાકી ! કહો કે ન કહો પણ હમે અત્યારે કંઇક હૃદયના ભાવને છૂપાવો છો"

"ભાઇ ! મ્હને માણેક જેઠાણી અને લલિતા વહુ યાદ આવ્યાં."

"એ તો એમજ હોય કાકી. આપણે સર્વએ પણ એક દિવસ એજ રસ્તે જવું છે" વસંતે મન વાળવા પ્રયત્ન કર્યો.

"અરે આજે જો માણેક જેઠાણી જીવતાં હોત તો હમે કંઇ બીજાજ સ્વરૂપે પ્રકાશત ભાઇ ! હમારી મા ખરાં માતૃપદને લાયક હતાં. ન્હાનપણથી હમારી સંભાળ લેવા-હમારામાં ઉચ્ચ સંસ્કાર દાખલ કરવા અને હમે મહાપુરૂષ થાઓ એવી અભિલાષા, પોષવામાં તેઓ બહુ કાળજી રાખતાં હતાં. ભૂલે ચૂકે જો અમારાથી કંઇ અપશબ્દ જેવું બોલાઇ જવાય તો હમારી હાજરીમાં નહિ બોલવા અમને સમજાવતાં. એ વખતે તો મ્હને એમના એ વર્તન ઉપર બહુ ગુસ્સો આવતો હતો પણ જ્યારથી હમારૂં વર્તન હું પારખતાં શિખી છઉં ત્યારથી મ્હને તેમણે હમારે માટે લીધેલી કાળજી યાદ આવે છે."

" એતો હમેશા એવુંજ છે. માણસની ખરી કિંમતતો મૃત્યુ પછીજ થાય છે. "

" ભાઇ ! ત્હમે કમનસીબ તો ખરાજ. હું જ્યારે ત્હમારે વિષે વિચાર કરૂં છઉં ત્યારથી મ્હને ત્હમારે માટે બહુ લાગી આવે છે. મા જેવી મા ગુમાવી ને લલિતા જેવી સહૃદયી પત્ની ગુમાવી.

સ્ત્રીસ્વભાવ પ્રમાણે યમુનાને આગલાં પ્રકરણો ખોલતી જોઇ વસંતે એ વાત ફેરવવા પ્રશ્ન કર્યો.

" કાકી ! જયકુંવર ફઇ આજ કયમ દેખાતાં નથી ? "

" એને તો હજી દર્શનનો શોખ ગયો નથી. આખો દિવસ દર્શને જાય અને બહુ કરે તો હજુ અગાઉની માફક મ્હારી ત્હારી કરવામાં આખો દિવસ ગુમાવે છે. બિચારી લલિતાને એમણે બહુ હેરાન કરી અને..."

યમુનાને જુની વાતમાં ફરી ઢળતી જોઇ વસંતે ત્હેને અટકાવી.

" કાકી! શાક તો બહુ મઝાનું થયું છે. માથેરાનમાં ત્હમે સાથે હોત તો કંઇ ઓર આનંદ આવત. ત્યાં એક મિત્રને ઘેર હું ઉતર્યો હતો. રાંધવાવાળો ભટ એવો હતો કે એ રાંધે તે, કાં તો ભેંસ ખાય કે બ્રાહ્મણ ખાય એના જેવા હાલ થયા હતા. "

" એ ભટ રાખવાની ટેવજ આપણા લોકોમાં ખોટી પડી ગઇ છે. સુન્દરભાઇએ તો ત્હમારા કાકા સાથે ઘણી વાર કહેવરાવ્યું કે આપણે ત્યાં એક ભટ રાખીએ પણ મ્હેં ચોખી ના પાડી. મ્હારે તે એવું શું મ્હોટું કામ છે કે રસોઇ કરવા માટે એક ભટ રાખનો. કાશી પણ હવે પોતાની મેળે રમતે ચડે છે એટલે હું તો આખો દિવસ ઘણે ભાગે નવરી રહું છું."

" હા કયમ કાશી દેખાતી નથી? "

" મ્હેં કહ્યું હતું કે વસંતભાઇ માથેરાનથી ત્હારે માટે એકાદ હાલરડું બનાવી લાવ્યા હશે તે ગાઇશ એ આશામાં ને આશામાં તે હમણાંજ સુતી."

" તબીયત તો સારી છે ના ? આવતે વખતે આપણે બધાંય સાથે માથેરાન જઇશું. કાકી! માથેરાનનો ડુંગર બહુ જોવાલાયક છે. દુનિયાની ઉપાધિઓ, બધી ચિંતાઓને બધી વ્યાધિ જાણે નેરલને સ્ટેશને મૂકી આપણે ઉપર ઉડતાં હોઇએ તેવો ભાસ ન્હાનકડી ગાડી જ્યારે ડુંગરપર ચઢે છે ત્યારે થાય છે. શરૂઆતમાં તો મ્હોટા મ્હોટા પથરાઓજ દેખાય છે. તે જોઇ પહેલી દ્રષ્ટે તો એમ ભાવના થાય છે કે ડુંગર દૂરથીજ રળીયામણા પણ જ્યમ જ્યમ ગાડી ઉપર ચડતી જાય છે ત્યમ ત્યમ કંઇ સૃષ્ટસૌંદર્યનાં દર્શન થવાં શરૂ થાય છે. શિતળ હવા, એક સરખી વૃક્ષોની અલાગાર તથા આંખને ઠંડક આપે તેવા દેખાવો જોઇ કોઇ બીજી દુનિયામાં પ્રવેશ કર્યો હોય તેવો આનંદ રસિક હ્રદયને થાય છે. ગંગાને કાંઠે રહેનારને ગંગાજળની કિંમત નથી ત્યમ ત્યાંનાં રહેવાસિઓને આ સ્વર્ગની કિંમત નથી. બાકી મ્હને તો એમજ લાગ્યું કે કુદરતના ઉપાસકોએ તો અહિંજ રહેવું જોઇએ. આપણા હિંદુઓ કરતાં પારસી ભાઇ બ્હેનો આ જગ્યાનો બહુ સારો લાભ લે છે. હિંદુ સ્ત્રીઓ કરતાં પારસી રમણીઓ ત્યાં પ્રમાણમાં બહુ વધારે ગેલમાં ઉછળતી દેખાય છે. ઉપરના કોઇ પોઇંટને નાકે ઉભા રહી નીચે દ્રષ્ટિ ફેંકીએ તો મહાન શિવાજીના દક્ષિણની આપણને યાદ તાજી થાય છે. આ ઉપરાંત આ સ્થળનું વધારે વર્ણન આપું તેના કરતાં ત્હમને ત્યાં તેડી જઇ બધું દેખાડીશ ત્યારે ત્હમે કહેશો કે હું એ સ્થળનાં જેટલાં વખાણ કરૂં છું તેથી તે સ્થળ વિશેષ આકર્ષક છે."

" આવીશ ! હું જરૂર આવીશ પણ જ્યારે મ્હારા વસંતભાઇ પરણશે ત્યારેજ હો ! "

"કાકી, આ ઘુઘરા પણ ત્હમે અચ્છા બનાવ્યા છે હો!" વળી વસંતે વાત ફેરવી.

"ત્હમે વાત ફેરવો કે ન ફેરવો પણ હું હવે બધું સ્હમજતાં શીખી છું. ભાઈ, ત્હમારે હવે તો પરણવુંજ પડશે." યમુનાએ પોતાની બધી શક્તિનો ઉપયોગ કર્યો.

"કાકી, ત્હમે મ્હને પરણવાની સલાહ આપી શકો ખરાં કે?"

"કેમ ન આપું?"

"લલિતાની સાથે ત્હમે બહુ દિવસો આનંદમાં રહ્યાં હતાં તે શું ભૂલી ગયાં?"

"એટલે?"

"એટલે લલિતાને પિછાણનાર ત્હમે મ્હને ફરીથી પરણવાની સલાહ આપી શકોજ નહિ. મ્હારી બેદરકારીનું પ્રાયશ્ચિત કરવા ત્હમારે મ્હને દોરવો જોઇએ." વસંતે બહુ બારીકાઇથી યમુનાના ચહેરાપર થતા ફેરફાર જોયા.

"ભાઇ! ગઇ ગુજરી ભૂલી જાઓ. એ વાત તાજી કરવાથી હવે શું ફાયદો? જે નિર્માણ થયું હોય છે તે થયા કરે છે. આપણે માત્ર આપણી ફરજો બજાવવાની છે." યમુનાએ આશ્વાસન આપતા શબ્દો ઉચ્ચાર્યા.

વસંત જમી રહ્યો ત્યાંસુધી કંઇ પણ બોલ્યો નહિ. યમુનાએ પણ થોડીક વાર મૌનવૃત્તિ બતાવી.

આખરે જ્યારે વસંત રસોડા બહાર જવા નિકળ્યો ત્યારે યમુનાએ ફરીથી વાત છેડી.

"ભાઇ! જરા બેસો. મ્હારે ત્હમારી સાથે અગત્યની વાત કરવી છે. માણેકભાભીની જગ્યાએ મ્હને ગણી હું જે કહું તે ત્હમે ધ્યાનથી સાંભળજો. કેમ મ્હને એ પદ આપશો કે?"

"જરૂર. માણેકભાની સ્થિતિએજ હું હમેશાં ત્હમને લેખું છું."

"તો પછી ત્હમને જેટલો અધિકાર ત્હમારા ઉપર હતો તેટલો અધિકાર મ્હારો પણ ખરો કે?"

"એમાં શંકાને સ્થાન નથી."

"ત્યારે જુઓ. હવે ત્હમે લલિતાની વાતને ભૂલી જાઓ અને જે કન્યાઓ ત્હમારે માટે તલપે છે તેમાંથી એકનો હાથ સ્વીકારો."

"મ્હારે માટે કન્યાઓ તલપે છે?"

"હા. ઘણે ઠેકાણેથી ત્હમારે માટે કહેણ આવ્યાં છે."

"આ તો હું એક નવી વાત સાંભળું છું." પોતાને માટે કેટલીક કન્યકાઓ તલપે છે એ ખબર સાંભળતાં વસંતને આશ્ચર્ય થયું.

"એ કંઇ નવી વાત નથી. આજ ઘણા મહિનાઓથી એ વાત ચર્ચાઇ રહી છે પણ સુન્દરભાઇ ઘણાખરાને ના જ કહે છે."

"કેવી રીતે?"

"ત્હમારા કાકા તો એમ કહેતા હતા કે જ્યાંસુધી વસંત એક કન્યાને પસંદ કરે નહિ ત્યાંસુધી કોઇનું પણ માગું હું સ્વીકારવાનો નથી એમ સુન્દરભાઇની ઇચ્છા છે."

"એ પણ નવી વાત."

"એમાં નવું શું છે? સુન્દરભાઇ જેવા સંસ્કારી પિતાની એ ઇચ્છા તો સ્વાભાવિક હોયજ કે પુત્રને પુત્રની પસંદગીની કન્યા પરણાવવી!" વસંતને આ બાબતનો રસ લેતો જોઇ યમુનાને સંતોષ થયો.

"પણ મ્હારે પરણવુંજ ન હોય તો?"

"એ વાત હવે છોડી દો. હવે તો ત્હમારી પસંદગીની કન્યા શોધવાની છે. પરણીને સંસારમાં સ્વર્ગ રચાવવાની સાહિત્યમાં હમણા લખાતી ત્હમારી ભાવનાઓનો જીવનમાં સાક્ષાત્કાર કરવા તૈયાર થાઓ."

"કાકી, ત્હમને સંસારપર મોહ થયો હોય તેમ દેખાય છે."

"ભાઈ! જ્યાં સુધી સંસારી રહેશું ત્યાં સુધી એ મોહ રહેવાનોજ, છતાં ત્હમને પર-

ણુવાની સલાહ આપવી એને હું મોહ ગણુતી નથી. અરે પણ હું જે કહેવા માગું છે તે તો રહી ગયું." કંઇ યાદ આવ્યું હોય તેમ યમુના ઉછળી.

"શું છે?"

"જયકુંવર બાઇએ ત્હમારે માટે એક કન્યા શોધી હતી, ખરેખર જોવા જેવી હતી."

"એટલે?"

"હંસની ડોકે કાગડો વળગાવવાનો એ પ્રયત્ન સુન્દરભાઇને બીલકુલ ગમ્યો નહિ. કન્યાનું વર્ણન કરવાને હું ઇચ્છતી નથી પણ ટુંકામા ત્હમારે લાયક નહિ."

"બીચારાં જયકુંવર કંઇ નિરાશ થયાં હશે."

"અરે એ તો એવા ગુસ્સે થયા છે કે જ્યાં ત્યાંથી બાઇજીની વાતો લઇ આવે છે." વસંત રસથી સાંભળે છે એમ પારખી જતા યમુનાએ આગળ ચલાવ્યું "રૂક્ષ્મણી નામની એક કન્યા છે તેણે ત્હમને પરણવા માટે બહુ વલખાં માર્યાં પણ તેના બાપે ત્હેનો કોઇ બીજા સાથે સંબંધ કર્યો. એ રૂક્ષ્મણી એવી તો ચાલાક ને ચંચળ છે કે કહે છે કે ને સુન્દરભાઇને આવીને મળી ને પોતાનું થયેલું સગપણ ફોક કરી આપવા વિનંતી કરી, ને સાથે સાથે ત્હમને પરણવા તે માગે છે તે પણ કહી દીધું. એ છોકરીની એ હિમ્મતની વાત સાંભળી હું તો દંગજ થઇ ગઇ છું. સુન્દરભાઇએ ત્હેને શું જવાબ આપ્યો તે મ્હને ખબર નથી. બીજી અહિંના એક ધનાઢય કુટુંબની કન્યા છે. કન્યાનો બાપ મોટા માલમાલેક છે. તે એક નાના વિચારનો માણસ છે તેથી સુન્દરભાઇની સાથે તેને ઠીક પડયું નહિ. સુન્દરભાઇએ ત્હેને રોકડું પરખાવી દીધું કે કન્યાને મ્હારા પુત્રને દેખાડવી પડશે. પેલા બુઢ્ઢા ગૃહસ્થે ચોખી ના પાડી. સુન્દરભાઇએ એ વાત પડતી મૂકી. ત્યારપછી આપણું બાજુનાં પાડોશી સરલા બ્હેનની છોકરી છે પણ એ કન્યા બહુ ન્હાની છે. રાજકોટમાં એક કન્યા છે. તેનું નામ સ્નેહપૂર્ણા છે. એનો બાપ મરી ગયો છે. ભાઇ બોન્હઇ સાથે રહે છે. હમણાં એનો ભાઇ દિલ્હી છે. એ આવવાનો હતો.' આવશે એટલે કદાચ એ પોતાની બ્હેનને માટે સુન્દરભાઇને લખશે. એ વાતમાં માત્ર મુસ્કેલી એ છે કે જ્યાં સુધી સ્નેહપૂર્ણા પોતાના ભાઇને પોતાની પરણવાની ઇચ્છા જાહેર ન કરે ત્યાં સુધી ત્હેનો ભાઇ ત્હેને પરણાવી શકે નહિ. એ કન્યાનાં વખાણ બહુ થાય છે. કહે છે કે રૂપમાં તો તે સર્વોત્તમ ગણાય છે. ગુણમાં તેની બરાબરી કરી શકે એવી એકપણ કન્યા આપણી જ્ઞાતિમાં નથી. ભણેલી ગણેલી છે. સાહિત્યમાં રસ લેનારી છે. ભાષણો આપી શકે છે. સુન્દરભાઇને એ કન્યા પસંદ છે એમ મ્હેં સાંભળ્યું છે પણ જ્યા સુધી ત્હમારી પસંદગી ન ઉતરે ત્યાં સુધી એ બધું નકામું છે. કહો મ્હારા વરરાજા, હું કેટલું બધું ત્હમારે વિષે જાણું છું?" યમુનાએ સ્નેહભાવે હર્ષાવેશમાં પ્રશ્ન મૂકયો.

"કાફી! ત્હમે આ બધી વાતો કયાંથી સાંભળી? આ તો એક પુરાણની માફક ત્હમે બધી વાતો કહી. હું તો આમાંનું કંઇ જાણતો નથી."

"આ સ્ત્રીપુરાણ છે. સારા દેશની વાતો પહેલા સ્ત્રીઓ જાણી શકે છે. આમાંના ઘણી ખરી વાતો કદાચ સાચી ન હોય પણ સ્ત્રીઓના સમૂહમાં આ વાતો થઇ રહી છે, મ્હેં જેમ સાંભળી છે તેમ અક્ષરે અક્ષર ત્હમારી આગળ કંઇ પણ વધઘટ કર્યા વગર કહી છે."

"મ્હારૂં વર્તમાનપત્ર હોય તો જરૂર ત્હમને રીપોર્ટર રાખું. સ્ત્રીઓ આવા ખબરો મેળવી શકે છે એ મ્હેં આજેજ જાણ્યું."

"ત્હમે પરણો પછી એક વર્તમાનપત્ર કાઢજો ને ત્યારપછી આ સુચના અજમાવી જો જો."

"હું દુઃખી માણસ–લલિતાના મૃત્યુનો કારણભૂત માણસ સુખી થઇ શકું કે ? કદાચ બીજી આવનાર વ્યક્તિ લલિતાના જેવું દુઃખ ભોગવે તો એ પાપમાંથી હું ક્યારે છૂટું !?"

"ભૂલી જાઓ ભાઇ ! એ વાતને ભૂલી જાઓ. હવે પ્રભુ બધાં સારાં વાનાં કરશે. મ્હેં દુઃખો ભોગવ્યાં છે એવાં હવે નવી આવનાર વહુને ભોગવવાં નહિ પડે અને......"

"બસ કરો કાકી, બહાર જયકુંવર ફઇનો ઘાંટો સંભળાય છે."

તેટલામાં જયકુંવર દર્શન કરી આવી પહોંચી.

"હા ! તું માથેરાનથી ઠીક થઇ આવ્યો લાગે છે."

"ત્યાંનાં હવા પાણી સારાં છે એટલે ઠીક થવાયજ. તમે પણ એકાદ વખત આવજો."

"જ્યાં મ્હારા ઠાકોરજીનાં દર્શન નહિ ત્યાં હું કોઇ કાળે આવુંજ નહિ."

"ત્યાં તો વૃક્ષે વૃક્ષે ઠાકોરજી દેખાશે."

"એ હું કંઇ ન સમજાું. તમે ભણેલાઓ તો બાયડીઓમાં પણ ઠાકોરજી જોશો. જોને ત્હારી ભણેલી પેલી રૂક્ષ્મણી સુન્દરબાઇ પાસે મળવા આવી. શરમ ન લાગી ?"

"જયકુંવર બ્હેન ચાલો જમવાનું ઠરી જાય છે." યમુનાએ વાત વધતી અટકાવવા પ્રયત્ન કર્યો.

જયકુંવર જમવા ગઇ. વસંત પોતાના ઓરડા તરફ ગયો.

અત્યારે ત્હેની વિચારમાળામાં સ્નેહપૂર્ણાએ સ્થાન લીધું. વિચારે વિચારે ત્હેને જયકુંવરની કર્કશતા પણ યાદ આવી.

---

## પ્રકરણ ઓગણપચાસમું.

### સંસારનું ઝાંખું દર્શન.



સ્નેહપૂર્ણાના વિચારમાં ને વિચારમાં વસંત પોતાના ખંડમા આવ્યો. થોડીવાર ઓરડામાં આમ તેમ આંટા માર્યા. યમુના સાથે થયેલી વાતચીત, રૂક્ષ્મણી ને સ્નેપૂર્ણાની યાદ, અને ત્યાર પછી જયકુંવરની સાંભળેલી થોડી કર્કશ વાણી વિષે તે વિચારોમાં થોડીવાર વિશ્રાંતિ અર્થે પોતાના પલંગ પર ચડયો.

"શા માટે આ બધી ઉપાધીઓ જોઇએ? આના કરતાં તો હવે ન પરણવું એજ બહેતર છે. પરણીને આવનાર આ ગૃહમાં સુખી થશે એની ખાત્રી શું ? ગરિબ બીચારી લલિતાએ આપઘાત કર્યો એ શું આ ગૃહજીવનમાં કલંકરૂપ નથી ? આવી હોય ત્યાં બિચારી ફૂલકળી સમી કન્યાને ચીમળાતાં શી વાર ? હજી આવનારને તો એજ જયકુંવર ફૂઇ સાથે રહેવું પડે ત્યારે શા માટે હાથે કરીને એ દુઃખ માથા પર લેવું ? જે ગૃહમાં સ્ત્રીને સન્માન નથી, જે ગૃહમાં સ્ત્રી તરફ કોઇ ઉતરતી પંકિતની વ્યકિત તરીકે વર્તન રાખવામાં આવે, જે ગૃહમાં વહુ એટલે આપણાથી દબાયલું રહેવાને સરજાયલું એક મનુષ્ય છે એવી ભાવનાઓ હોય ત્યાં સુખ ને આનંદ કયાંથી હોય ! લલિતાએ ખરેખર કંટાળીનેજ આપઘાત કર્યો છે. હવે બીજી કોઇને આપઘાત કરવાનો વખત આવે તેનાં કરતાં પરણવાનું માંડીવાળી દેશને ચરણે જીવન આપવું એમાંજ માલ છે."

આળોટતા વસંતે જૂદા જૂદા ભાવથી ઉત્પન્ન કર્યા. ત્હેને અત્યારે શાંતિ ન્હોતી. ત્હેને અત્યારે ન હતો આનંદ કે ન હતી છંદગીની મીઠાશ. અત્યારે જો ત્હેની છબી પાડવામાં આવે તો એ પ્રફુલ્લિત, સદાનું હસતું કવિમુખ કંઇ બીજીજ ભાવના ખડું કરે તેવું હતું. સંદેદ કપડામાં ડાઘ દેખાતાં વાર લાગે નહિં તેમ કવિહૃદયમાં થયેલા ઘા તુરતમાં ચતુર જોનારને અત્યારે ખુલ્લા દેખાય એવી વસંતની મુખાકૃતિ બની રહી હતી.

તે મુંઝાયલો ને મુંઝાયલો પલંગમાંથી ઉઠ્યો. ટેબલપરથી વર્તમાનપત્ર લઇ એક બારી આગળ ખુરસીપર બેસી વાંચવા માટે ત્હેણે પ્રયત્ન કર્યો. પોતાના બધા વિચારો ભૂલી જઇ કંઇ જૂદા વિષયપર મન ગુંથાય એ ત્હેની ઇચ્છા હતી પણ કમનસીબે વર્તમાનપત્રમાં પણ પહેલી દૃષ્ટિએ જે ફકરો ચઢેલો તે પણ ત્હેની લાગણીને ઉશ્કેરી મૂકે તેવો હતો. આ રહ્યો તે ફકરોઃ

### દુઃખી હિંદુ સમાજ.

" મુંબઇમાં આજે એક કમકમાટી ઉપજાવે તેવો બનાવ બન્યો છે. એક હિંદુ કુટુંબમાં ધઇજીએ પોતાની વહુ પર કરેલો આ અત્યાચાર આખાય સમાજને શરમાવે તેવો છે. એ ભોગ થઇ પડેલી બાળાનું નામ ચન્દ્રિકા છે. તેનો પતિ જમીને ગયા પછી ત્હેની ફઇ કંકુબાઇ દર્શન કરી ઘેર આવી. એમ કહેવાય છે કે હમેશાં તે સોળ વરસની ચંદ્રિકાપર રાજ્ય ચલાવવાને સરજાયલી હોય તેમ જોહુકમી ચલાવતી હતી. છેલ્લા થોડા દિવસોથી ચંદ્રિકાએ બહુ કંટાળી જઇ પોતાના પતિને પોતાની દશાનું ભાન કરાવ્યું હતું. ભત્રિજાએ ફઇને આ બાબતમાં બહુ સ્હમજાવી ફરી આવું ન બને તેમ સુચના કરી હતી. આજે દર્શનથી કંકુબાઇ જ્યારે પાછી આવી ત્યાર પછી ચંદ્રિકાને તેની વચ્ચે આ બાબતમાં કંઇ બોલાચાલી થઇ. એમ જણાવવામાં આવે છે કે કંકુબાઇ શરીરબળમાં ચંદ્રિકાથી ચડી જાય તેવી હોવાથી તુરત બારણું બંધ કરી ચંદ્રિકા સાથે એ બળનો ઉપયોગ કર્યો. ગરીબ બિચારી ચંદ્રિકા આ બળનો ભોગ થઇ પડી. ચંદ્રિકાને પેટના મુખ્ય ભાગમાં લાગવાથી તુરત પ્રભુના દ્વારમાં એનો જીવ ચાલી ગયો હોય તેમ મનાય છે. ચંદ્રિકાની આવી હાલત જોઇ કંકુબાઇએ તેનાપર ઘાસલેટ રેડી તેને સળગાવી મૂકી. અગ્નિનું જોર લાગ્યા પછી કંકુએ બુમો પાડી. ચંદ્રિકા બળી મૂઇ છે, એમ બતાવવા ઢોંગ કર્યો. પાડોસની એક બાઇ જે પહેલી બુમ સાંભળી દોડી આવી ત્હેણે ચંદ્રિકાને મૂવેલીજ સળગતી જોઇ. ઘરમાં થયેલી ધમાધમી ત્હેણે સાંભળી હતી તેથી કંકુનું તરકટ ત્હેણે જાહેર કર્યું છે. વધુ તપાસ ચાલે છે. ગરીબ બિચારી હિંદુ કન્યાઓની આવી દશા જોઇ અમને દીલગીરી થાય છે. આવા સુધરેલા જમાનામાં આવા બનાવો બને એ હિંદુ સમાજ સુધારકો ક્યાં સુધી જોયા કરશે ? "

વસંત તો આ ખબર વાંચી આભોજ બની ગયો. 'અરે! લલિતાને વિસરાવી દે તેવો આ બનાવ!' મુંબઇ જેવા શહેરમાં આવા બનાવો બને છે એમ વસંત ન્હોતો ધારતો. ગૃહદેવી ને ગૃહદેવની ભાવના સ્હમજનાર, કૌશલ્યા ને સીતા સમી સાસુ વહુને ઓળખનાર વસંત જેવા કવિને આ બનાવથી હિંદુ સંસાર તરફ તિરસ્કાર આવ્યો. આ ભારતભૂમિમાં આવા બનાવો સંભવે!?! જ્યાં લગ્નની ઉચ્ચ ભાવના છે, જ્યાં સંસારની સ્વર્ગસમી કલ્પનાઓ છે, જ્યાં કુટુંબ પ્રેમની જ્યોત પરાપૂર્વથી પ્રકટતી આવી છે, ત્યાં આવા બનાવ બને!?!

આ ફકરો વાંચ્યા પછી વસંતપર એટલી

બધી અસર થઇ કે થોડીવાર તો તેની આંખોએ અંધારાં આવ્યાં. પોતે કોણ છે તે પણ ભૂલ્યો, હેનું હૃદય આજે ખરેખર રડતું હોય તેમ દેખાયું. તિરસ્કાર, ખેદ, નિરાશા અસ્વસ્થતાએ તેનો કબજો લીધો. આ હાલતમા હેના ઓરડામાં કોઇ આવતું હોય તેમ પગલાં સંભળાયાં.

થોડીવારમાં વસંત સમક્ષ જયકુંવર ઉભેલી દેખાઇ.

" કયમ ભાઇ જરા ફુરસદ છે કે ? "

કંઇપણ જવાબ આપ્યા વગર વસંત જય-કુંવર તરફ નિરસ્કાર ભરી દ્રષ્ટિએ જોઇ રહ્યો.

હિંદુસસારને કલંકરૂપ લાગતી આ મૂર્તિને પોતાની આંખો સમક્ષ ઉભેલી જોઇ વસંતને વધારે કમકમાટી છૂટી. મુંબઇમા બનેલા બનાવની હકીકત વાંચતાં હેને જે ખરાબ અસર થઇ હતી તેમા જયકુવરની હાજરીએ બળતામા તેલ રેડવા જેવો વધારો કર્યો.

અત્યારે વસંત કવિ મટી મનુષ્ય બન્યો હતો. ચંદ્રિકા ને કંકુની હકિકતે હેને ઉશ્કેરી મેલ્યો હતો.

પોતે પૂછેલો પ્રશ્ન વસંતે સાંભળ્યો નથી એમ લાગવાથી જયુકુંવરે ફરી પૂછ્યું.

" ભાઇ ! જરા ફુરસદ છે કે ? "

તિરસ્કાર, ખેદ ને નિરાશામાંથી સ્વસ્થ થવા વસંતે પ્રયત્ન કર્યો.

" કયમ ! શું કામ છે ? " બોલતાં બોલતાં હેના નેત્રોમા તેણે દાબેલી વૃત્તિઓ ચમકતી દેખાઇ.

" જરા તારા સગપણ વિષેની વાતચીત કરવી છે. "

" મ્હારૂં સગપણ ! ? " વસંત કવિને હાસ્યે નહિં પણ મનુષ્યને હાસ્યે હસ્યો.

" હા. હવે તું આમ ને આમ કયાં સુધી ફરી નહિં પરણે ? હવે ઉમર લાયક છો, પરીક્ષા પણ તેં પસાર કરી છે. આખો ભવ થોથાં પોથાં વાંચ્યાં તો હવે સંસારની પોથી વાંચવાની પણ જરૂર છે. ત્હારી મા હૈયાત હોય તો તું આટલો વખત કુંવારો ન રહી શકે. સુન્દરભાઇ કંઇ બોલતા નથી તો હવે કુટુંબના મોટા માણસ તરીકે મ્હારે તો બોલવુંજ જોઇએ. માટે ત્હારે હવે કંઈ વિચાર કરવો જોઇએ. " જયકુંવરે ધીમા અવાજે વસંતને સ્હમજાવતી હોય તેવો ભાવ પ્રદર્શિત કર્યો.

જયકુંવરને આમ બોલતી જોઇ વસંતને બહુ નવાઇ લાગી. હમેશ જેની જીભમાંથી કાંટા ખરે તેની પાસેથી આવા શબ્દો આવી ભાવનાથી સંભવે નહિં. જરૂર કંઇ સ્વાર્થ હશે, નહિ તો હમેશની કજીયાળી જયકુંવર પોતાનું પોત બતાવ્યા વિના રહે નહિં.

કંઇક ઠંડો પડયો હોય તેમ વસંતે વાતે ચલાવા પ્રયત્ન કર્યો.

" ઘઇ ! મ્હારે હવે પરણવુંજ નથી. "

" ના દિકરા ! પરણ્યા વિના ચાલે ? હિમ્મત બાપાના ચાર દિકરે માત્ર તું એક અને બીજી કાશી એ બેજ છો. કુટુંબનો વેલો વધવો જોઇએ. તું પરણે ને ત્હારે ઘેર છોકરો થાય તો હિમ્મત બાપાની રાખને ટાઢક વળે. "

" એમાં રાખને ટાઢક મળે એવું શું ? "

" એ તમારી અંગ્રેજી ભણતરની મોહ-કાણથી એવું લાગે. બાકી વાડી વધે તેમ તેમ પિતૃઓને સ્વર્ગ શાન્તિ મળે. જો એવી ભાવના ન હોત તો સંસાર કોણ ચલાવત ! "

" જોયો તમારો સંસાર... " વસંત બોલતો બોલતો અટકયો. તેણે પોતે પોતાના પર કાબુ રાખવા પ્રયત્ન કર્યો. જયકુંવર આવી વાત કરે છે તેનું મૂળ શું છે તે જાણવાની જીજ્ઞાસાએ વધારે બોલવું સારૂં નથી એમ હેને લાગ્યું.

" ભાઇ ! એમ તદન સંસારનો એકડો બાદ કરી નાંખવો ન જોઇએ. સંસારથી તો આપણે શોભીએ છીએ "

"ચાલો ત્હમે કહો તે કબુલ. હવે શું કહેવું છે ?"

વસંત પોતાને બરાબર સાંભળે છે એમ જાણી જયકુંવરે પોતાનું દિલ ખોલ્યું.

"ત્હારે પરણવું તો પડશેજ અને ત્હારે માટે મ્હેં એક લાયક કન્યા શોધી છે. મ્હારાં સાસરીયાં પક્ષની એ કન્યા ત્હને પરણે એ મ્હારી ઇચ્છા છે. અમ્હારી જૂની સંસારી નિશાળે ભણેલી છે. આપણા કુંટુંબમાં એવીજ વહુઓ હોય તો સારૂં એમ મ્હારૂં માનવું છે. આજકાલની છકેલી, ફટકેલી, માતેલા સાંઢ જેવી સુધરેલી છોકરી કરતાં આ છોકરી ગરીબ ગાય જેવી સારી છે. હું ભલામણ કરૂં એટલે કન્યા ત્હારે લાયક હોય તોજ બોલું બાકી એમાં મ્હને કંઇ બીજો સ્વાર્થ નથી. સુંદરભાઇને મ્હેં આ કન્યા વિષે વાત કરી પણ એણે મોઢું મરડ્યું. હવે તું જો ભાગ્યશાળી થવા માગતો હો તો મ્હારી વાત કબુલ કરજે."

"મ્હારૂં ભાગ્ય તો પહેલેથી ફુટેલું છે."

"તું તો મ્હોટો નસીબદાર દીકરા! પગનું ખાસડું બદલાવીએ તેમ બાયડી બદલાવીએ. એ લલિતા એને પાપે ગઇ અને તું તો........"

"બસ કરો ફઇ. એ એને પાપે નહિં પણ ત્હમારે પાપે ગઇ છે, અને એવી સેંકડો કન્યાઓ હિંદુ સંસારમાં પોતાનો ભોગ આપી રહી છે. જુઓ સાંભળો, આજે મુંબઇમાં એવોજ એક બનાવ બન્યો છે.":

વસંતે ચંદ્રિકા ને કંકુનો હેવાલ વાંચી સંભળાવ્યો. વાંચતાં વાંચતાં તે ઘણીવાર ઉશ્કેરાયો; પત્ર પુરો કરતાં ત્હેણે જયકુંવર તરફ ગુસ્સાભરી દ્રષ્ટિ ફેંકી.]

"ફઇ! આ ત્હમારા જેવીજ ફઇના દાખલો છે."

"એટલે ?"

"કંકુને ત્હમે એકજ હોડીનાં મુસાફર!"

એટલો વખત લડી ગયેલી જયકુંવર આ શબ્દો સાંખી શકી નહિં.

"શું હું એ કંકુ જેવી? મ્હારી કિંમત ત્હેં એવી કરી? ત્હારા ભલા માટે ત્હારો સંસાર માંડવા માટે હું ત્હને કહેવા આવી તેનો આ બદલો? મ્હેં કંઇ ત્હારી લલિતાને મારી નાંખી છે?"

"હા ત્હમેજ ત્હમારે હાથે નહિં પણ ત્હમારે વચને, ત્હમારાં કાર્યોએ." કવિહૃદયને બદલે વસંતનું મનુષ્યહૃદય જાગ્યું.

"ચાલ ચાલ! ખબરદાર એવું બોલ્યો છ તો! એ પાપણી એનાં કારસ્તાનોએજ ગઇ છે. એનું પાપ ઢાંકવા એણે આપઘાત..."

"ઉભાં રહો. એક પણ શબ્દ વધારે બોલશો તો તેનું પરિણામ ખરાબ આવશે. બિચારી મરી ગઇ ત્હેનું ખરાબ બોલો છો તે શરમાતા નથી ?"

"શરમ શાની? ખરાબ કામ એણે કર્યાં એટલે એ શરમની મારી નદીમાં ગઇ!"

"શંખણી જેવી ત્હમારી વાણી બંધ કરો." વસંતે હવે કવિભાવના સદંતર દૂર કરી.

"ત્હારી મા શંખણી! ખબરદાર બીજીવાર બોલ્યો તો."

"નિકળ બ્હાર મ્હારા ઓરડામાંથી પાપિણી." વસંતે બરાડ મારી. "શું છે? શું છે?" આ ધમાલ પોતાના ઓરડામાં સંભળાવાથી સુન્દરલાલ દોડતો આવ્યો. આવતાં હમેશનો શાન્ત વસંત આજે ક્રોધથી લાલચોળ ત્હેને દેખાયો.

સુંન્દરલાલની હાજરીથી વસંત પર જેવી જોઇએ તેવી અસર આજે થઇ નહિં. શબ્દે શબ્દે પિતાનું માન જાળવનાર વસંત જેવો પુત્ર આજે સહજ અવિનયી દેખાયો. જયકુંવરે પોતાના શબ્દોથી લલિતાપર કરેલા ઘાથે વસંતને બહુ ઉશ્કેરેલો હોવાથી તેને ટાઢો પાડવે એ બહુ મુશ્કેલ કાર્ય હતું.

જયકુંવર પોતાના સ્વભાવમાં પૂર બહારથી ખીલી હતી છતાં સુન્દરલાલની હાજરીથી તે સહેજ શરમાઇ. સુન્દરલાલની સ્હામે મીટ માંડી આગળ શું થાય છે તે જોતી તે ઉભી રહી.

" વસંત ! આ બધી ગરબડ આપણા ઘરમાં શોભે ! ?"

વસંતે કંઇપણ જવાબ આપ્યો નહિં. ત્હેનાં નેત્રોમાંથી હિંદુ સંસારની જીવલેણ બલાસમી જયકુંવર તરફ તિરસ્કારનો અગ્નિ વરસતો હોય તેવું દેખાયું.

" બ્હેન ! હવે આ ઉમરે પણ તમે હજુ બાળકો સાથે આવી શબ્દોની લડાલડીમાં ઉતરો છો એ ઠીક ન કહેવાય. તમારા તરફથી........" સુન્દરલાલ આ વાકય પુરૂં કરે તેટલામાં જયકુંવર પોતાના સ્વભાવ પ્રમાણે ઉછળી:

" હું શું કરૂં ! તમારો આ ભણેલો લાડકો મ્હને શંખણી કહે એ હું કેમ સાંખુ ? હું કંઇ એની ઓશીયાળી છું કે એનું એ વર્તન મૂગે મોઢે ચલાવી લઉં ? એ ભણ્યો એટલે એણે શું વાઘ માર્યો છે કે જેને જેમ ફાવે તેમ બોલે ? આ એની ઓલી લલિતા એને પાપે...

" પિતાજી ! એની જીભ બંધ રખાવો ગરીબ બિચારી લલિતાનું એ જે રીતે ખરાબ બોલે છે તે હું હવે સહન કરી શકતો નથી. મરી ગયેલી વ્યકિતનું આ રીતે ખરાબ બોલવું કે સાંભળવું એને હું મહાપાપ માનું છું. "

" વસંત ! તું સ્હમજુ થઇને આજે આવી તકરારમાં ઉતરે એનું કારણ હું સ્હમજી શકતો નથી. " વસંતને પહેલાં શુધ્ધિમાં લાવવાં સુન્દરલાલે પ્રયત્ન કર્યો.

" એ બધાય ભણેલાઓ એવાજ. જરા જરા વારમાં બાયડીની મદદે ઉભા રહેવાના. એમની રાણીઓની વાત કોઇપણ કરી શકેજ નહિ.' ભલેને જીવનમાં ગમે તેટલા ભવાડા હોય પણ એની બાયડીનું નામ લીધું કે એના મીજાજની સીમાજ ન રહે. "

" જયકુંવર ! ત્હારે હવે જરાપણ વધારે બોલવું નહિ. હું વર્ષોથી ત્હારા વર્તનને અંગે બહુ સહન કરતો આવ્યો છું. ત્હારી કુટુંબના દરેક માણસ સાથની અથડાઅથડીથી હું માહિતગાર છું. કુટુંબના શાંત સરોવરમાં ત્હેં વખતો વખત પત્થરો ફેંકયા છે. કુટુંબના દિલના એક સરખા સૂરોમાં ત્હેં ત્હારો બેસુરો સૂર મીલાવી સઘળી મીઠાશને ઘણી વખત મારી નાંખી છે. તું ધારે તો કુટુંબની માતા તરિકે રહી ત્હારૂં વડપણ જાળવી શકે. તું ધારે તો બધાપર પ્રેમભાવથી ત્હારો અધિકાર જમાવી શકે, તું ધારે તો કુટુંબમાં દયા, પ્રેમ ને ભકિતભાવ પ્રકટાવી શકે. એ સર્વને બદલે ત્હેં ત્હારી આખી ઉમરમાં કલેશ ને નિંદાને સંધ્યાં છે. ત્હારા જેવી ઉમરે પહોંચેલી વિધવાઓ દેશમાં ઘણી રીતે ઉપયોગી થઈ પડે. મન, વચન ને કર્મથી તું કુટુંબ, જાતિ ને સમાજની સેવા કરી ત્હારા જીવનનું સાર્થક સાધી શકે, પણ ત્હેને બદલે ત્હેં ત્હારી બધી શકિતનો ઉપયોગ સંસારમાં કટુતા ઉત્પન્ન કરવામાં કરી જીવનનો નકામો વ્યય કર્યો છે. વસંત જેવો શાંત ને સુશિલ ભત્રિજો આવી રીતે ક્રોધને વશ થાય એનું કારણ ત્હારી કડવી જીભજ છે. એવા માણસને ત્હારાથી જ્યારે આવો અસંતોષ થાય ત્યારે ત્હારૂં વર્તન કેટલું હલકું હોવું જોઇએ ? જયકુંવર ! હું જોરથી કહું છું કે હજુ ત્હારી પાસે સુધરવાની તક છે. એ તક ખોઇશ તો પછી તું જેવી છો તેવીને તેવીજ રહેવાની. ત્હારો એ સ્વભાવ મ્હને હવે નહિ પાલવે. મ્હેં પોતે તો ત્હારે લીધે જે જે દુઃખો ખમવાં પડે તે તે ખમ્યાં પણ મ્હારા આ પુત્રને હવે હું એવાં દુઃખોમાં વધારે વાર રાખવા માંગતો

નથી. સ્હમજવું હોય તો એટલામાં સ્હમજી જા અને જઇ ત્હારૂં જીવન સુધાર. ભણેલાઓ તરફ તિરસ્કારથી જોવાને બદલે ભણતરની કિંમત આંકતાં શિખ અને તું પોતે ભણ. બપોરના દર્શનને બ્હાને ઘર ઘર ભટકી સર્વની કુથલીમાં જીવન ગુમાવવાને બદલે સારાં સારાં પુસ્તકો વાંચ ને વંચાવ, સ્હમજી ?" સુન્દરલાલે કુટુંબના વડા તરીકે જયકુંવરને સલાહ આપી.

આ ઉપદેશ જયકુંવરને બહુ ભારે પડી ગયો. તેણે ક્રોધનું સાક્ષાત સ્વરૂપ ધારણ કર્યું.

"સુન્દરભાઇ ! આ આજકાલનો છોકરાનો પક્ષ લઇ તમે મ્હને ઉતારી પાડો છો એમ કે ? હું બધું શાંત ચિત્તે સાંભળી રહી છું તેમ તેમ તમે વધારે દર્શાવતાં દેખાઓ છો." આમ બોલતાં બોલતાં તેના નેત્રામાંથી ક્રોધનાં આંસુડાં આવ્યાં. ડચકા ભરતાં ભરતાં તે બોલ્યે જતી હતી:

"મ્હારા જેવી દુખણીને તમે સતાવો છો તે તમારી ખબર પ્રભુ...લે...શે...જેવા મ્હારૂં દિલ દાઝે છે તેવું તમા...રૂં દિલ દઝે ! મ્હારા સાસરીયા પક્ષમાં કોઇ નહિ નહિ તો આ તમારા ઓશિયાળા શે...ઠ...લાને ઠોકરે...મારૂં...એવી છું."

"બસ કર બ્હેન ! ત્હારે જેટલા શ્રાપ દેવા હોય તેટલા દે. જા ત્હારા ઓરડામાં જા !" સુન્દરલાલ પણ પોતા પરનો કાબુ જરા જરા ખોતો દેખાયો.

"આ ચાલી હું. કહો તો કુવે પડી આપઘાત કરૂં ! તમને ભારી લાગતી હોઉં તો રસ્તે રસ્તે ભીખ માગું ! તમારામાંથી પણ હવે શરમ ને આબરૂ બન્ને ગયાં. કળીયુગ આવ્યો છે." આમ બબડતી બબડતી જયકુંવર પોતાના ઓરડા તરફ ગઇ.

"વસંત ! બધુ ભૂલી જા ! ત્હારા જેવા પાસે આવો ક્રોધ ન હોવો જોઇએ. દુઃખ એ આપણે માટે કસોટી છે. એ કસોટીમાંથી હસ્તે મુખડે પસાર થવું એમાંજ આપણી મહત્તા છે" સુન્દરલાલે સ્વસ્થતા પ્રાપ્ત કરતાં પુત્રને શાંત પાડ્યો.

ક્રોધ શમતાં વસંત શરમાયો. કવિહૃદય જાગૃત થતાં પોતે કેટલો નીચે ઉતર્યો હતો તેનું તેને ભાન થયું.

---

## સાભાર સ્વીકાર.

**વડોદરા વર્તમાન** ( વડોદરા ): તંત્રી રા. અંબાલાલ ઝવેરભાઇ પટેલ પુ. ૧ લું. અંક ૧૨-૧૩, વા. લ. રૂ. ૩-૦-૦.

**ઇન્સાફ** ( મુંબઇ ): તંત્રી મુન્શી ફતેહખાન અહમદખાન "દિલકશ." અંક ૧૩-૧૪ વા. લ. ૫-૦-૦.

**વિલાસ** ( મુંબાઇ ): તંત્રી રા. હરિલાલ વ. બ્રહ્મક્ષત્રી. પુ. ૧ લું. અંક ૫૦-૫૨; પુ. ૨ જું, અંક ૧-૨ વા. લ. રૂ. ૨-૮-૦.

**જૈનયુગ** ( મુંબાઈ ): તંત્રી રા. મોહનલાલ દ. દેસાઇ. પુ. ૧ લું, અંક ૩ જો. વા. લ. રૂ. ૨-૦-૦.

**વાયડામિત્ર** ( મુંબાઇ ): તંત્રી. રા. રામલાલ ચુનીલાલ મોદી. પુ. ૫; અંક ૧૨. વા. લ. રૂ. ૩-૦-૦.

**સમાજ સેવક** ( જામનગર ): વ્યવસ્થાપકઃ રા. ગોકલદાસ હીરજી ઠક્કર. વર્ષ ૨ જું, પાત્રકા ૫ મી અને ૬ ઠ્ઠી.

# ઈનામી ઉખાણું.

સંપાદિકા:—બ્હેન પ્રેમલીલા મહેતા, બી. એસ સી.

આડા:—૧. મુનશીની 'ગુજરાતનો નાથ' માંનું એ પાત્ર. ૫. સુન્દર દેખાવ. ૮. પાર્વતીનું નામ. ૧૦. ક્ષેમ કુશળ. ૧૫. મદદ. ૧૬. વાળ. ૧૮. ઉમેદ. ૨૦. ના ટેબલ. ૨૩ વૃત્તાન્ત. ૨૪. કમનસીબ. ૨૫. આંબલી ફળ. ૨૭. આકાર. ૨૯. તરફ. ૩૦. ચાર સરખી બાજુવાળી આકૃતિ. ૩૧. કણ. ૩૨. એક ગુજરાતી અઠવાડિક પત્ર. ૩૩. સચોરો ૩૪. રેતીમાંથી બનતો એક પદાર્થ. ૩૫. ખોરાક તરીકે વપરાતી વનસ્પતિ ૩૭. ચન્દ્ર ૩૯. મુસલમાન ન્યાયાધીશ. ૪૦. બાટ એક જાત. ૪૧. સ્વામી. ૪૩. ઓચીંતું. ૪૫. શંકરનું એ નામ. ૪૬. કિંમત. ૪૮. કાંડો. ૪૯. વંદન કરનાર. ૫૨ ઠેકાણું. ૫૩. ઇશ્વરની સ્તુતિ. ૫૪. જોર. ૫૬. શુભ ૫૯ એક મશહુર કબરનું નામ. ૫૮. અશુભ સમય. ૬૦. સરલ ૬૧. ધુતારો. ૬૨. પદ્ધતિ. ૬૩. દવા તરીકે વપરાતી એક કડવી વનસ્પતિ. ૬૪. જમીનનો કર. ૬૫. કમળ બીયું. ૬૬. ડુબી ગએલું.

ઉભા:—૨. લાકડાં કાપનાર. ૩. વિધવા સ્ત્રીને માટે લખાતું એક વિશેષણ. ૪. ખીસ્સાં કાતરૂ. ૬. નામનો એ પ્રકાર. (વ્યાકરણમાં). ૭. ચક્રવર્તી રાજા. ૯. મમતા ૧૦. એક જાતનું કંદ. ૧૧. એક રેચક ઔષધિ. ૧૨ બધાં. ( હિન્દુસ્તાની ભાષામાં. ) ૧૩. સીલ કરવામ વપરાતી વસ્તુ. ૧૪. અભિપ્રાય. ૧૫. એક પ્રખ્યાત હિન્દ સન્નારીનું નામ. ૧૭. આસો સુદ પુનેમ. ૧૮. આકાશ ૧૯. ડાહી. ૨૧. આરો. ૨૨. ખાટલાની એક બાજુ. ૨૫ એક ઇન્દ્રિય. ૨૬. તારૂં. ( સંસ્કૃત ). ૨૮. એકાગ્ર જોયું તે. ૩૩. કસાઇ. ૩૪. ધાતુના વાસણને ઘસવાનું એક હથીયાર. ૩૬. તાલ આપવાનું એક વાદ્ય. ૩૭ યુક્તિ. ૩૯. એક મહીનાનું ન . ૪૦. એક જાતનું અનાજ. ૪૨. કેદખાનું. ૪૪. એક સંખ્યા. ૪૭ સંખ્યા. ૪૮. પોતાના નહિ તે. ૪૯. રંગ. ૫૦. એક જાતનાં તીખાં બીયાં. ૫૧ સુરતી શેર. ૫૨. બપોર. ૫૫. મહેરબાની. ૫૭. ઉત્પત્તિસ્થાન.

(નોંધ હરિફાઇની શરતો હંમેશ મુજબ છે. જવાબ તા. ૩૦ મી ડીસેમ્બર ૧૯૨૫ સુધીમાં અમને મળી જાય એવી રીતે મોકલી આપવો. ઇનામ તરીકે "વર્માની વિવિધ વાર્તાઓ" નામે સુંદર પુસ્તક ભેટ તરીકે અપાશે.)

**ઑક્ટોબર ૧૯૨૫ ના અંકમાં આપેલા ઉખાણાની હરિફાઇનું પરિણામ.**

ઑક્ટોબર ૧૯૨૫ ના અંકમાં જે ઉખાણું આપ્યું હતું, તેના બધા મળીને ૧૪ જવાબ આવ્યા હતા. એમાંથી ૭ જવાબ ખરા નીકળ્યા હતા. તે બધા એકઠા કરી એક ન્હાના બાળક પાસે ઉપડાવતાં તેમાં નીચેનું નામ નીકળ્યું છે, એટલે એ બ્હેનને ઇનામ આપવાનું જાહેર કરીએ છીએ.

**સૌ. રમણિકગૌવરી ઓછવલાલ કાઝી,**

કરમસી દામજી સેનીટેરીયમ, હાર્વે રોડ, ગામદેવી, મુંબઈ નં. ૭.

ઑક્ટોબર અંકમાં જાહેર કર્યા મુજબ એ બ્હેનને કવિ પ્રેમાનંદ કૃત "તપત્યાખ્યાન" (નાટક) નામે પુસ્તક ભેટ તરીકે મોકલી આપવામાં આવશે. એ બ્હેન ઇનામ જીતવા ભાગ્યશાળી થયાં તે માટે અમે તેમને અભિનંદન આપીએ છીએ. એ ઉખાણાનો ખરો જવાબ નીચે પ્રમાણે છે:

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ અ | ૨ બ | ૩ ર | ૪ દા | ર | × | ૫ મા | ૬ તા | ૭ સ | ૮ મા | ૯ મ |
| ૧૦ ગ | તા | ગ | મ | × | ૧૧ વ | × | ૧૨ ક | મ | લ | ની |
| ૧૩ વા | વ | ડ | × | ૧૪ ક્રો | શ | ૧૫ ન | × | ૧૬ અ | વે | ર |
| ૧૭ હ | વા | × | ૧૮ અ | સ | હ | કા | ૧૯ રી | × | ૨૦ શ | કું |
| ન | × | ૨૧ વ | મ | ળ | × | ૨૨ મા | મા | ૨૩ છ | × | દ |
| × | ૨૪ શા | ર | દો | × | ૨૫ રા | × | ૨૬ લ | ગ | ન | × |
| ૨૭ નં | × | ૨૮ ખ | વા | ૨૯ સ | × | ૩૦ મં | દા | ર | × | ૩૧ ધો |
| ૩૨ દ | ૩૩ સ | × | ૩૪ દ | ર | ૩૫ ગુ | જ | ર | × | ૩૬ મ | તા |
| ૩૭ શં | ખ | ૩૮ લા | × | ૩૯ સ | જી | ન | × | ૪૦ દા | ન | ચુ |
| ૪૧ ક | લા | લ | ૪૨ ઘુ | × | ર | × | ૪૩ કા | ર | વા | ર |
| ૪૪ ર | ત | ન | લા | લ | × | ૪૫ વ | શી | ક | ર | ણ |

તંત્રી. "ગુણસુંદરી."



# સમાલોચના.

**સંક્ષિપ્ત મહાભારતઃ**—લે. રા. રતિપતિરામ ઉદ્યમરામ પંડયા, બી એ. પ્રકાશકઃ રા. જીવનલાલ અમરશી મ્હેતા. જ્ઞાનવર્ધક પુસ્તકમાલા; પુ. ૪૮ મું. મૂલ્યઃ રૂા ૪–૮–૦.

"મહાભારત" ના વસ્તુથી ગુજરાતી પ્રજા અજાણ નથી. એ સર્વમાન્ય પુસ્તક ઉપરથી લેખકે સરળ અને સાદી ભાષામાં "મહાભારત"ની આખી કથા ગદ્યમાં લખી પ્રસ્તુત પુસ્તક રૂપે ગુજરાતી આલમ સમક્ષ ધરી છે. મૂળ સંસ્કૃત "મહાભારત" ના ગુજરાતી ભાષાંતરો થયાં છે, પરંતુ તેમના મોંઘા મૂલ્યને લીધે ઘણા જીજ્ઞાસુ વાચકો તે વિના ચલાવી લે છે. જેમની એ મૂલ્ય ખરચવા જેટલી શક્ત હોય તેઓ પણ એ મોટાં પુસ્તકો સાદ્યંત વાંચી જવા જેટલું ધૈર્ય અને સમય મેળવી શકે કે કેમ તે શંકાસ્પદ છે, એ પરિસ્થિતિમાં એ સર્વમાન્ય કથા સંક્ષેપમાં અને ઓછા મૂલ્યમાં જનસમાજ સમક્ષ મુકવાની જરૂર લાંબા સમયથી હતી. લેખકે અને પ્રકાશકે તે ખોટ પૂરી વાચક પ્રજા પર ઉપકાર ચઢાવ્યો છે એટલુંજ નહિ પણ ગુજરાતી સાહિત્યને પ સમૃદ્ધ કર્યું છે રા. પંડયાની શૈલી સરળ અને આકર્ષક હોઇ કથાનો પ્રવાહ અસ્ખલિત વ્હેવડાવે છે. ઉપરાંત એક વિદ્વતાભરી પ્રસ્તાવના લખી તેમણે એ કથામાં ઉદ્ભવતા કેટલાક કૂટ પ્રશ્નોનું નિરાકરણ કરવાનો પ્રયત્ન કર્યો છે. પ્રકાશકે પણ એના મુદ્રણમાં અને પૂઠાંને શોભીતું બનાવવામાં કચાશ નથી રાખી. વધારામાં રા. છોટાલાલ જોશી જેવા સમર્થ ચિત્રકારને હાથે દોરાયલા દસ સુંદર ચિત્રો આપી પુસ્તકની આકર્ષકતામાં વધારો કર્યો છે.

**યોગતત્ત્વઃ**—લેખક રા. નર્મદાશંકર બાલાશંકર પંડયા; પ્રકાશકઃ શ્રી સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી ભિક્ષુ અખંડાનંદજી, મુલ્યઃ પાકું પૂઠું રૂ. ૧–૪–૦; કાચું પૂંઠું રૂ. ૧–૦–૦.

વિવિધ ગ્રંથમાળાના ૧ લા વિભાગના ગ્રંથાંક ૧૭૪–૧૭૬ તરીકે આ પુસ્તક સ્વામીશ્રી અખંડાનંદજીએ પ્રકટ કર્યું છે. અત્યાર પ્હેલાં કેટલાંય ધાર્મિક ગ્રંથો પ્રકટ કરી તેમણે જીજ્ઞાસું વાંચક પ્રજાની સેવા સાધી છે, તેમાં આ પુસ્તક ઉમેરો કરે છે. રા. પંડયાએ એક "યોગી રામચરક" નામધારી અમેરિકન લેખકના પુસ્તકો ઉપરથી આ પુસ્તક લખ્યું છે. ભાષા શૈલી વગેરેની દ્રષ્ટિએ પુસ્તક રા. પંડયા જેવા સાક્ષરની કલમને શોભાવે એવું છે. અંદરના બધા વિચારો સાથે આપણે સંમત ન થઇ શકીએ; પરંતુ તેને માટે મુળ લેખક જવાબદાર છે. ૩૫૦ ઉપર પાના અને પાકુ પૂઠું તથા સુંદર છપાઇ વગેરે જોતાં રૂ. ૧–૪–૦ માં પુસ્તક મફત છે.

**સ્વર્ગનો પ્રકાશઃ** લેખકઃ અમૃતલાલ સુંદરજી પઢીયાર પ્રકાશકઃ ઉપર પ્રમાણે. મૂલ્યઃ કાચું પૂંઠું: રૂ. ૧-૨–૦, પાકું પૂઠું: રૂ. ૧–૬–૦.

સ્વર્ગના ઇજારદાર તરીકે ગુજરાતી આલમમાં મશહુર થયલા સાધુચરિત સ્વ. "દેવી" પઢીયારે પોતાની સાદી અને હૃદયસ્પર્શી બાનીમાં અનેક પુસ્તકો લખ્યાં છે. કેટલાંક તો તેમના જીવન દરમિયાનજ પ્રસિદ્ધ થઇ લોકપ્રિય થઇ ગયાં છે; પરંતુ કેટલાંક હજી અપ્રકટ છે. પ્રસ્તુત પુસ્તક એવાં અપ્રકટ પુસ્તકોમાંનું એક છે અને તેનો લાભ ગુજરાતને આપવાનું માન સ્વામીશ્રી અખંડાનંદજીને ઘટે છે. આ પુસ્તક તેમણે વિવિધ ગ્રંથમાળાના પ્હેલા વિભાગના અંક ૧૭૭-૭૮ તરીકે પ્રકટ કર્યું છે. પઢીયારજીના બીજા પુસ્તકોની જેમ આ પુસ્તક પણ સરળ ભાષામાં અસરકારક દ્રષ્ટાંતો સહિત જ્ઞાન અને ભક્તિનો માર્ગ દાખવે છે. એમના બીજા પુસ્તકોની જેમ આ પુસ્તક પણ જનસમાજમાં લોક પ્રિય થઇ પડશે એમાં શંકા જેવું નથી પુસ્તકની ઉપયોગિતાના પ્રમાણમાં તેનું

મૂલ્ય તદ્દન નજીવુંજ ગણાય. મુદ્રણ વગેરે તો સ્વામીશ્રી અખંડાનંદજીના પ્રબંધ હેઠલ મજબુત છતાં સુંદર હોય જ.

**અગીઆરમું:**—લેખકઃ રા. શયદા. મૂલ્યઃ રૂ. ૧–૮–૦

" બે ઘડી મોજ "ના તંત્રી અને જાણીતા લેખક રા. શયદાએ જુદે જુદે પ્રસંગે લખેલી ટુંકી વાર્તાઓનો સંગ્રહ આ પુસ્તકમાં કરવામાં આવ્યો છે. લગભગ ૧૮ નવલિકાઓ ઉપરાંત એમના " અકબર " નાટકના પણ કેટલાક પ્રવેશો અપાયા છે વાર્તાઓમાં " હીરા " " અભાગણી, " " સાડીની કીંમત, " " રેશમી સાડી, " " ગોકલ અષ્ટમીનો જુગાર " " હીરાની પીન " " રાખડી " વગેરે હોંસથી વંચાય એવી છે. "આદર્શ વિધવા" જેવી એક બે વાતોમાં વાર્તાને બદલે નિબંધનું સ્વરૂપ વધારે આવી ગયું છે છતાં એકંદરે આ પુસ્તક બે ઘડી મોજ આપે એવું છે. મુદ્રણમાં કંઇક વધારે કાળજી રખાઇ હોત તો ઠીક થાત, છતાં એ દોષ બહુ મોટો નથી. ૧૯ વાર્તાઓ, દોઢસો ઉપર પાનાં અને પાકું પૂઠું એ બધું જોતાં દોઢ રૂપીઆની કીંમત વધારે ન ગણાય.

**દાંતનું જતનઃ**—લેખકઃ રા. કેખશરૂ દોરાબજી જીલા. પ્રકાશક મેસર્સ જીલા બ્રધર્સ, નવસારી.

મનુષ્ય જીવનમાં દાંત કેટલો અગત્યનો ભાગ ભજવે છે તે સૌ કોઇ જાણે છે. નાના બાળકને ઉછેરી મોટું કરવામાં માબાપને સૌથી વધારે તકલીફ પડતી હોય તો એ દાંતને લીધે. શરીરના એ ભાગની સંભાળ ન લેવાથી મનુષ્ય જીવનની કેટલી હાની થાય છે તેનો ચિતાર રા. જીલાએ પોતાના પુસ્તકમાં આપ્યો છે. તેઓ જાતે દંતવૈદ્ય નથી પરંતુ એ બાબતનો તેમણે ઉંડો અભ્યાસ કર્યો હશે એમ જણાઇ આવે છે. એ બાબતની આ પુસ્તકમાં જે ચર્ચા કરવામાં આવી છે અને દાંતના રોગોથી બચવા માટે જે ઉપયોગી સૂચનાઓ કરી છે તે વિચારવા અને અનુકરણ કરવા યોગ્ય છે.

**બે નળાખ્યાનઃ**—પ્રકાશક રા. રામલાલ ચુનીલાલ મોદી મુલ્ય રૂ. ૨–૦–૦.

કવિ ભાલણકૃત બે નળાખ્યાનો આ પુસ્તકમાં સંગ્રહાયાં છે અને રા. મોદીએ એ કાવ્યોની વિદ્વતા ભરી ટીકા અને સમાલોચના ગ્રંથને છેડે આપી છે. " કવિ અને કાવ્ય " વિષે લખતાં તેમણે ભાલણની ભાષા, તેનાં વર્ણનો વગેરે વિષે ચર્ચા કરી છે અને પ્રેમાનન્દ સાથે સરખામણી કરી છે. પુસ્તક અભ્યાસકોને ખાસ ઉપયોગી થશે એમ માનીએ છીએ.

**ઋષિ પ્રબિત ગોત્ર વંશાવળી અને ખડાયતા કોટયર્ક સિદ્ધાન્તઃ**

લેખકઃ રા. સોમનાથ હરગોવિંદ દવે; પ્રકાશકઃ તંત્રીશ્રી " ખડાયતા મિત્ર " અમદાવાદ. મૂલ્યઃ એક રૂપીઓ.

**ગોત્ર સમીક્ષાઃ**—લેખકઃ. રા. ભોગીલાલ ભીખાભાઇ ગાંધી. પ્રકાશકઃ ઉપર પ્રમાણે મૂલ્યઃ ૩ આના

" ખડાયતા મિત્ર "ના વિદ્વાન તંત્રીએ પોતાના પત્રમાં ગોત્ર વિષે ચર્ચા કેટલાક સમય પ્હેલાં ચાલુ કરી હતી. એ વિષે એ જ્ઞાતિના અન્ય સજ્જનોએ પણ એ પત્રમાં લેખ લખ્યા હતા. પરંતુ ધર્મદ્રષ્ટિએ ગોત્ર વિષે સંશોધન અને ચર્ચા કરવાના હેતુથી આ પુસ્તકના પ્રકાશનની જરૂર હતી. લેખક પોતે જ્ઞાતિના ગોર છે અને તેમણે વિદ્વતાભરી રીતે પોતાની ફરજ અદા કરી છે. એ પુસ્તકમાંથી અન્ય જ્ઞાતિઓને પણ ઘણું જાણવાનું મળી શકશે. બીજાં જ્ઞાતિપત્રો " ખડાયતા મિત્રની " જેમ જ્ઞાતિને ઉપયોગી થાય એવાં આ પ્રકારના પુસ્તકો લખાવી ભેટ આપે એ ઇચ્છવા યોગ્ય છે. " ગોત્ર સમીક્ષા " ઉપરના પુસ્તકની સમાલોચના રૂપે લખાયું છે.

**એક સત્યવીરની કથા અથવા સોક્રેટીસનો બચાવઃ** લેખકઃ મ. મોહનદાસ ગાંધી. પ્રકાશકઃ શ્રી ભગિની સમાજ, મુંબાઇ.

આ નાનકડું પણ ઉપયોગી પુસ્તક મ. ગાંધીજીની સરળ અને આકર્ષક શૈલીમાં લખાયું છે, અને તેમની સત્યાગ્રહ વિષેની ધગશની ઝાંખી કરાવે છે. એથેન્સના રાજકારભારીઓએ લોકોને બ્હેકાવવાનો આરોપ એ મહાન ફીલસુફ ઉપર મુકી તેને ઝેરનો પ્યાલો પાયો હતો. સત્યનો આગ્રહી એ વીર હસ્તે મુખે એ પ્યાલો પી ગયો અને પોતાને મરતાં આવડે છે તે બતાવી આપ્યું. મરતાં પ્હેલાં તેણે પોતાના કરેલા બચાવનો સુંદર સાર આ પુસ્તક રજુ કરે છે. પોતાની પત્રિકાઓ દ્વારા

આવું સુંદર સાહિત્ય પ્રકટ કરવા માટે ભગિની સમાજના મંત્રીને ધન્યવાદ આપીએ છીએ.

**ચાંદની** (વાર્તા માસિક): તંત્રી: રા. નાગરદાસ ઇ. પટેલ. વ્યવસ્થાપક: મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ, મુંબાઈ, ૩. વા. લ. રૂ. ૪-૦-૦.

આ મનોરંજક વાર્તા માસિક દીપોત્સવીથી પ્રકટ થવા માંડ્યું છે અને તેના બે અંકો અમને અભિપ્રાયાર્થે મળ્યા છે જનસમાજને અત્યંત રુચિકર એવું કેવળ વાર્તાઓનું સાહિત્ય પ્રકટ કરવાનો આ માસિકનો ઉદ્દેશ રાખ્યો છે. અત્યાર પહેલાં "વાર્તા વારિધિ" જેવા એક બે માસિકો એ દિશામાં પ્રવૃત્તિ કરી ચૂક્યા છે, પરંતુ લાંબુ આયુષ્ય ભોગવી શક્યાં નથી. આ બન્ને અંકમાં અપાયલી ઘણી વાર્તાઓ મનોરંજક છે અને વાર્તાના શોખીનો માટે રસપ્રદ સામગ્રી પૂરી પાડે છે. કોઇ કોઇ વાર્તાની પુનરુક્તિ થઈ છે પરંતુ તેમાં દોષ લેખકનો છે, તંત્રીનો નથી. હિંદી કે બંગાળીમાંથી લેવામાં આવતી વાર્તાઓનું બહુધા આ પ્રમાણે બને છે. તંત્રી સર્વજ્ઞ ન હોઈ શકે એટલે આવી વાર્તાઓ એક કરતાં વધારે વાર પ્રકટ થઇ છે એ ધ્યાનમાં ન રહે. "સચિત્ર માસિકોના વિચિત્ર ચિત્રો" માટે મોટા મોટાં લેખો લખનાર આ માસિકના તંત્રીએ ચિત્રો આપવાની હિંમત નથી કરી.

**મોઢ મહોદય** (દીપોત્સવી અંક): સંચાલક અને પ્રકાશક: રા. પરિખ ભીખાભાઇ ગોપાળજી, ભાવનગર. વા. લ. રૂ ૧-૧૨-૦.

આ જ્ઞાતિપત્રના બાહોશ સંચાલકોએ લગભગ ૧૦૦ પાનાનો દીપોત્સવી અંક પ્રકટ કરી જ્ઞાતિની ઉન્નતિમાં સહાય રૂપ થવાની તક સાધી છે. અંક ઉપયોગી લખાણોથી ભરપુર હોઇ જ્ઞાતિ સજ્જનોનાં ફોટાચિત્રોથી સુશોભિત બન્યો છે.

**ચાંદ** (અલાહબાદ): તંત્રી રા. સહગલ અને રા. "હૃદયેશ" વ્યવસ્થાપિકા: સૌ. વિદ્યાવતી સહગલ. વા. લ. રૂ. ૬-૮-૦

આજ કાલ કરતાં ત્રણ ત્રણ વર્ષથી હિંદીમાં પ્રકટ થતું આ માસિક સ્ત્રીઓની સેવા બજાવી રહ્યું છે અને સમાજના સડાઓ દૂર કરવા પ્રયત્ન કરી રહ્યું છે. માસિકને દરેક રીતે આકર્ષક બનાવવામાં રા. સહગલે અને સૌ. વિદ્યાવતીએ કચાશ નથી રાખી. પ્રત્યેક અંકમાં હિંદી ભાષાના જાણીતા લેખક લેખિકાઓની સાહિત્યકૃતિઓ રજુ થાય છે. વિધવિધ પ્રકારના વાચન ઉપરાંત સુંદર ચિત્રો પણ અપાય છે. એ દંપતિની ધગશ માટે અમે તેમને ધન્યવાદ આપીએ છીએ.

**સ્વ. કવિ બોલાદકર** (જીવન ચરિત્ર): લેખકો: રા. અમૃતલાલ વ. દાણી અને રા. પ્રભાશંકર જયશંકર પાઠક. પ્રકાશક: તંત્રી, "મોઢ માર્તણ્ડ."

આ જાણીતા વિદેહ કવિનું જીવન ચરિત્ર પોતાના પત્રના દીપોત્સવી અંકમાંથી જુદું ચોપાનીઆ રૂપે પ્રકટ કરી તંત્રીએ એક જ્ઞાતિબંધુ તરીકેજ નહિ પરંતુ એક સાહિત્યરસિક તરીકે સારી સેવા બજાવી છે. રા. દાણી જેવા કવિના સંબંધીને હાથે લખાયલા વૃતાંતમાંથી કવિના જીવનના અનેક કરૂણ પ્રસંગો વિષે જાણવા જોગ માહિતી મળે છે અને વાચકને એ સ્વ. કવિ અને તેમની કૃતિઓ પ્રતિ લાગણીપૂર્વક આકર્ષે છે.

**બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક**: તંત્રી: રા. કેશવપ્રસાદ છો. દેસાઇ. પ્રકાશક: રા. જીવનલાલ મો. ઠાકોર. વા. લ. રૂ. ૧-૮-૦.

આ ત્રિમાસિકનો ઓક્ટોમ્બર ૧૯૨૫ નો દીપોત્સવી અંક અમને અભિપ્રાયાર્થે મળ્યો છે. આકર્ષક પૂઠું અને સુંદર ચિત્રો સાથે વિધવિધ પ્રકારની રસ સામગ્રી ઉત્સાહી સંચાલકોએ આ અંકમાં ભરી છે. જ્ઞાતિને લગતા વિષયો બાજુએ મુકીએ તો પણ બીજી ઘણી ઉપયોગી સામગ્રી એમાંથી મળી રહે છે.

**સ્મરણાંજલિ**: લેખક: રા. નાગોરી મનસુખલાલ મગનલાલ ઝવેરી આ નાના પુસ્તકમાં લેખકે પોતાના સ્વર્ગસ્થ સંબંધી શ્રી. છગનલાલ હરગોવિંદાસ નાગોરીનું જીવન ચરિત્ર આપ્યું છે.

**ઉત્સાહ** (જામનગર): પ્રકાશક: રા. "ઉત્સાહ" "સમાજ સેવક" પત્રિકાની ૧ લી ભેટ. આ નાનકડા પુસ્તકમાં જુદા જુદા ઉછરતા લેખકોને હાથે લખાયલા સમાજ સેવાનો પાઠ શીખવતા કેટલાક લેખો અપાયાં છે. આ મંડળના સંચાલકોને તેમના ઉત્સાહ માટે ધન્યવાદ ઘટે છે.

ગુ. વ.



# સ્ત્રી જગત



## હિંદ.

મુંબાઇના ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ તરફથી " આધુનિક સ્ત્રી કેળવણી ખામીઓ " એ વિષય ઉપર હિંદુ સ્ત્રીઓ પાસેથી નિબંધો મંગાવવામાં આવ્યા હતા. કુલ ૧૮ નિબંધ આવ્યા હતા. સઘળા નિબંધો તપાસી તેનું પરિણામ જાહેર કરવાને શ્રી. હિંમતલાલ ગ. અંજારિયાને પરીક્ષક નીમવામાં આવ્યા હતા. નીચે પ્રમાણે પરિણામ જાહેર થયું છેઃ

૧લું ઇનામ રૂ. ૫૦) સૌ. ચૈતન્યબાલા મજમુંદાર, વડોદરા.

રજું ઇનામ રૂ. ૨૫) સૌ. ઇન્દુમતિ ચન્દ્રકાન્ત ઠાકોર, સુરત.

૩જું ઇનામ રૂ. ૧૫) સૌ. નર્મદા છગનલાલ શાહ, ભાદરણ.

૪થું ઇનામ રૂ. ૧૦) ( સૌ. લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ તરફનું ) સૌ. મહિમનગૌરી મનુભાઇ પંડયા, મુંબાઇ.

× × ×

મુંબાઇની તંદુરસ્તી બાબતનો ત્રિમાસિક રિપોર્ટ ( જુલાઇ, ઑગષ્ટ, સપ્ટેમ્બરનો ) તૈયાર થયો છે, તે ઉપરથી જણાય છે કે દિવસે દિવસે મલેરિયાનું જોર વધતું જાય છે. ગયા દસ વરસ કરતાં હમણાં મલેરિયા વધુ છે. પાંચ વર્ષની અંદરના ઉમરના બાળકો ૩૩૪૩ મર્યાં તેમાં ૧૦૮૮ ન્યુમોનિયાથી ને ૨૭૦ ઉધરસથી. એકંદર જન્મ ૫૦૦૮ થયાં છે. એટલે કે એક પંચમાશ ન્યુમોનિયાથી મરે છે.

× × ×

મુંબાઇના " એફ " અને " જી " વોર્ડમાં ૬ થી ૧૧ વર્ષ સુધીનાં છોકરાઓ માટે ફરજીયાત અને મફત કેળવણી શરૂ થઇ છે.

× ×

શ્રીમતિ જમનાબાઇ ગોવિંદજી મોદીએ ( મહાલક્ષ્મી વોર્ડનરોડ, મુંબાઇ ) એ ભાટિયા બ્હેનોમાંથી જે કોઇ પણ હાથના ઉદ્યોગની ચીજોમાં ઉંચો નમુનો મોકલશે તેને રૂ. [illegible]નું ઇનામ આપવાનું જાહેર કર્યું છે. નમુનાઓ [illegible] અમાસ લગીમાં તેમને મોકલી આપવા.

× + ×

મુંબાઇના ડૉ. દેશમુખે [illegible] હિન્દુ કન્યાશાળાના મકાન ફંડમાં રૂ. ૧[illegible] આપ્યા છે.

× × ×

પારસી બાનુ બ્હેન માણેકબાઇ મહેરવાનજી મહેતાએ લંડનમાં ડી. એસ સી. ની ડિગ્રી મેળવી છે. પારસી સ્ત્રીઓમાં સાયન્સમાં આગળ અભ્યાસ કરી ડૉક્ટરની ડિગ્રી મેળવનાર આ પહેલાંજ બ્હેન છે. મિસ મહેતા મુંબાઇ યુનિવર્સિટિના એમ એ. છે તેમજ એમ. એસ. સી પણ છે. અહિં પાસ થયા પછી હિંદમાં જુદે જુદે ઠેકાણે ત્રણ ચાર વર્ષ કામ કરીને પછી ઇંગ્લંડ ગયાં હતાં.

× × ×

મિસ મેડેલીન સ્લેઇડ નામનાં આંગ્લ કમાન્ડર ઇન-ચીફ સર એડમંડ સ્લેઇડના પુત્રી, જેમણે થોડા વખત ઉપર મહાત્મા ગાંધીજીના સિદ્ધાન્તો સ્વી-

ક્રામાં છે તે હિંદુસ્તાન આવી પહોંચ્યા છે. તેમણે ફ્રાન્સના રોમાં રોલાં મારફતે મહાત્મા ગાંધીજી અને તેમના સિધ્ધાન્તો વિષે માહિતી મેળવી હતી અને તેથી આકર્ષાઇ અહિં આવી મહાત્માજીની મુલાકાત લેવાનું નક્કી કર્યું છે

x x x

સિંધમાં શાહદાદ કોટમાં એક ગરીબ વાણીઆએ પોતાના ૧૨ વર્ષના છોકરાને પાસેના ગામના એક વાણીઆની ૭ માસની છોકરી સાથે રૂ. ૮૦૦) આપી પરણાવ્યો છે.

x x x

પુના સેવાસદનની એક શાખા શિક્રુરમાં તા. ૧૨ મી નવેમ્બરે ઉઘાડવામાં આવી છે.

x x x

સાંગલીમાં એક મહિલા વિદ્યાલય છે. ત્યાં ચોથા ધોરણ સુધીનું શિક્ષણ અપાતું હતું. હવેથી અમાડી વર્ગો વધારવાનું નક્કી કરવામાં આવ્યું છે. આ વિદ્યાલયના પ્રમુખ ત્યાંના રાણી સાહેબ છે ને તે સ્ત્રીઓની કેળવણીની બાબતમાં બહુ રસ લે છે. એ વિદ્યાલય પ્રો. કર્વે યુનિવર્સિટિ સાથે જોડા એલું છે.

x x x

ઇટાલાની ગામ પંચાયતે રડવા કુટવાનો દુષ્ટ અને અમર્યાદિત રિવાજ નાબુદ કરવાનો ઠરાવ કરી તે માટે લોકોને સમજુત કરી રિવાજ બંધ કરાવવા કમિટિ નીમી છે.

x x x

લીંબડીની પાસે ગામડામાં એક બ્રાહ્મણની સ્ત્રીએ એક વિચિત્ર છોકરાને જન્મ આપ્યો હતો. છોકરું જન્મ્યું ત્યારે તેના ગળાની આસપાસ એક મરેલો સાપ વીંટાએલો હતો. છોકરું ફક્ત થોડી મિનીટજ જીવ્યું હતું. (ઇન્ડીયન સોશીયલ રીફોર્મર)

x x x

હાવતડ કાઠિયાવાડ (દામનગર પાસે)ના વાણીઆ ગોપા કરશન અને બીજા કેટલાક મળી એક કાળજુને ઉપાડી વીરમગામના વીશા શ્રીમાળી જ્ઞાતિના એક ભાઇ મગનલાલ હેમચંદને ૧૦-૧૨ હજારમાં વેચી છે. આ બાઇને પહેલાં એક જગ્યાએ વેચેલી એમ પણ સંભળાય છે. (સૌરાષ્ટ્ર)

x x x

આવતી હોળીમાં દ્વારકાં ખાતે રાજ્યની લાયબ્રેરીઓની પરીષદ અ. સૌ. શારદા બ્હેન મહેતાને પ્રમુખપદે ભરાવાનું નક્કી થયું છે.

x x x

લાહોરની (પંજાબ) વિધવા વિવાહ સહાયક સભા અને તેની શાખાઓ મારફતે હિંદુસ્તાનમાં ગયા સપ્ટેમ્બર મહિનામાં ૧૮૧ પુનર્લગ્ન થયાં હતાં. જાન્યુઆરી ૧૯૨૫ થી સપ્ટેમ્બર ૧૯૨૫ સુધીમાં કુલ ૧૮૭૦ પુનર્લગ્ન થયાં છે.

x x x

જલંદર ડિસ્ટ્રીકટમાં સ્વામી શ્રદ્ધાનંદના પ્રમુખપણા નીચે એક વિધવા વિવાહ પરિષદ મળી હતી. તે વખતે સ્વામીજીએ ભાષણ કરતાં જણાવ્યું હતું કે હિંદુ કોમની હાલની નબળી સ્થિતિ બાળલગ્નને લીધે છે. પરિષદે છોકરીઓની ૨૫ વર્ષની વય પહેલાં અને છોકરાઓની ૧૬ વર્ષની વય આગમજના લગ્નોને વખોડી નાખનારો ઠરાવ પસાર કર્યો હતો. વિધુરોએ કુંવારી કન્યાએ સાથે લગ્ન કરવા નહિં એવો પણ ઠરાવ પસાર થયો હતો. નાની ઉંમરે વિધવા બનેલી છોકરીઓને, કુંવારી કન્યા જેવીજ ગણવી જોઇએ એવો પણ ઠરાવ કર્યો હતો, અને બુઢ્ઢા માણસો તથા બીજાઓને જુવાન છોકરીઓનું વેચાણ કરવાના રિવાજ સામે પરિષદે સખ્ત વિરોધ દર્શાવ્યો હતો.

x x x

અંબાલામાં આવેલી રાયબહાદુર લાલા બનારસીદાસની ઝનાના ઇસ્પીતાલની મેનેજીંગ કમિટિએ ૧૦ હિંદુ વિધવાને નર્સનું શિક્ષણ આપવાનું નક્કી કર્યું છે. ત્રણ વર્ષનો શિક્ષણક્રમ છે ને તે દરમિયાન રૂ ૧૦ ની મહિને સ્કોલરશીપ મળશે. પણ તેવી રીતે પાસ થયેલી નર્સ પછીથી પાંચ વર્ષ ઇસ્પીતાલમાં કામ કરવાને બંધાયેલી રહેશે. જેને એ રીતે જવાની ઇચ્છા હોય તેણે ત્યાંની કમિટિના સેક્રેટરીને જણાવવું.

x x x

કલકત્તાની સ્ત્રીઓને સરખો મતાધિકાર મળ્યો છે.

x x x

દેશબન્ધુ સુરેન્દ્રનાથે પોતાની મિલકતના કુલ રૂ. ૫૦૦૦ના વ્યાજમાંથી દર માસે રૂ. ૪૫૦ બંગાળની સુધરાઇઓને આપવાનું અને માત્ર રૂ.

-૫૦૦ વારસદારો માટે રાખવાનું વીલ કર્યું છે. મિલકતનો અમુક ભાગ વિધવાઓના ઉદ્ધાર અને વિધવાઓની શિષ્યવૃત્તિ માટે પણ કાઢયો છે.

× × ×

કોચીનના રાજકુંવરી શ્રી. ઇકાતુ અમ્માએ મદ્રાસ યુનિવર્સિટિની પરીક્ષા માન સાથે પસાર કરી છે.

× × ×

## એશિયા.

જાપાનમાં સ્ત્રીઓ તરફથી ૧૧૨ દૈનિક પત્રો ચલાવાય છે.

× × ×

જાપાનમાં "યોશિવારા" જ્યાં વેશ્યાઓનો વેપાર અને ધંધો ચાલે છે તેને કાઢી નાંખવા માટે હીલચાલ ચાલી રહી છે.

આ હીલચાલમાં ત્યાંની જુદી જુદી ૧૫૦ સામાજીક સંસ્થાઓ જોડાઇ છે અને એ લોકો સ્ત્રીઓ અને છોકરાઓનો તે નીચ ધંધા માટે થતો વેપાર ધીમે ધીમે તદ્દન નાશ કરવા માંગે છે. અત્યાર સુધી જાપાનના લોકો એ વેપારને હાલ જે દૃષ્ટિએ જોવાય છે તે દૃષ્ટિએ જોતાંજ નહિં. તેને તો ફક્ત એક વેપારની દૃષ્ટિએજ જોવામાં આવતો. અને તેથી જો જાપાનમાં કોઇ મા પોતાની પુત્રીને યોશિવારામાં વેચે તો તેમાં કંઈ ખરાબ ગણાતું નહિં. ને તે ઉપરાંત આવી રીતે વેચાયલી છોકરી ધારે ત્યારે પોતાનું ખરાબ જીવન છોડી દઇને પાછી સમાજમાં દાખલ થઇ શકતી. પશ્ચિમના દેશોની સાથે સંબંધમાં આવ્યા પછી આ સ્થિતિ બદલાઇ ગઇ છે, અને હવે તો પ્રીવી કાઉન્સીલના પણ કેટલાક સભાસદોએ એ વેપાર બંધ કરવાના મતને ટેકો આપવાનું કબુલ કર્યું છે. ડૉ. બેરન યામાકાવા તો યોશિવારા કે જે જાપાન માટે તદ્દન કલંક રૂપ છે તે કલંકનો જડમૂળથી નાશ કરવા માટે હિમાયત કરી રહ્યા છે.

× × ×

## યુરોપ.

લંડનમાં હમણાં સ્ત્રીઓની એક વ્યાયામ મંડળી સ્થાપવામાં આવી છે તે સ્ત્રીઓમાં શારીરિક વ્યાયામની અત્યંત આવશ્યકતાના વિચારનો પ્રચાર કરે છે.

× × ×

ઇંગ્લંડની રોયલ કોલેજ ઓફ સરજન્સમાં સ્ત્રીઓને પુરૂષોની સાથેજ દાખલ કરવાની તજવીજ ચાલે છે. અત્યાર સુધી સ્ત્રીઓને એમ. આર. સી. એસ કે એફ. આર. સી. એસ. ની ડિગ્રી મળી શકતી પણ તેમને મત આપવાનો કે તેમની કાન્સીલમાં બેસવાનો હક્ક ન હતો.

× × ×

મિસ એના એક્ફ્લેટ નામના બાનુ ઇંગ્લંડમાં એક ઠેકાણે જાહેર કરારનામાં પર સહિ-સીકકો કરનાર વકીલ તરીકે નીમાવાના છે.

× × ×

ઇંગ્લંડ અને વેઇલ્સમાં રેલ્વે ઉપર એટલે કે સ્ટેશન માસ્તર શન્ટર વગેરે વગેરે કામમાં ૧૭૮૪ સ્ત્રીઓ કામ કરે છે.

× × ×

કેટલીક વીમા કંપનીઓ તો સ્ત્રીઓની જીંદગીનો વીમો લેતી જ નથી પણ અમેરિકાની કેટલીક કંપનીએ ફ્રાન્સમાં હમણા એવી કંપની કાઢી છે કે એક સ્ત્રી એવી રીતે વીમો ઉતરાવે કે જો તે પોતે ૪૦ વર્ષની ઉમરે વિધવા, છુટાછેડા પામેલી કે કુંવારી હોય તો જે રકમનો વીમો ઉતરાવ્યો હોય તે રકમ તેને મળે. કેટલાક લોકો કહે છે કે આથી થોડું નુકસાન થવાનો સંભવ છે. આવી રીતે વીમો ઉતરાવેલી સ્ત્રી ધારો કે ૩૫ વર્ષ સુધી કુંવારી રહે ને પછી પરણવાનું મન થાય તો કદાચ ૪૦ વર્ષે મળવાના પૈસાની લોભે લગ્ન કરવાનું માંડી વાળે

× × ×

ફ્રાન્સમાં સ્ત્રીઓના સરખા હક્કો વગેરેની ચળવળ કરતી સ્ત્રીઓ તરફથી એ જ ચળવળને ટેકો આપતું એક દૈનિક કાઢવાની યોજના થઇ છે.

× × ×

ટર્કીમાં જ્યારથી પ્રજાતંત્ર થયું છે ત્યારથી તે દેશની ધીમે ધીમે ઉન્નતિ થવા માંડી છે હમણા ત્યાંની સ્ત્રીઓએ પોતાના સંઘની સભાઓ માટે મસ્જીદોના ઉપયોગની માંગણી કરી છે. તેમજ સિનેમાની ફીલ્મો ઉપર અંકુશ મૂકવા સ્ત્રી અધિકારિણીઓ નીમવા સરકારને અરજી કરી છે.

× × ×

એંગોરામાં કાયદાની શાળા ખુલ્લી મુકતી વખતે કમાલ પાશાએ કરેલા ભાષણ ઉપરથી જણાય છે કે ઇસ્લામના કેટલાક ધાર્મિક કાયદાઓ રદ્દ કરીને તેની જગ્યાએ નવા કાયદાઓ કરવામાં આવશે. તે

જુદી દ્રષ્ટિથી વિચાર અને ચર્ચા ચલાવવામાં આવ્યા હતા:

૧ વૈદકીય અને આરોગ્યરક્ષણશાસ્ત્રને લગતી.
૨ કાયદાની દૃષ્ટિએ.
૩ કેળવણીની દ્રષ્ટિએ.

પરિષદને છેલ્લે દિવસે આ વિષયને લગતા જુદા જુદા સવાલોની દરખાસ્તો મૂકવામાં આવી હતી ને તે ઠરાવો તરીકે પસાર કરવામાં આવી હતી. આ બધા સવાલો બાળકોના મૌલિક હક્કોને લગતાં હતાં. બાળકોના લગતા હક્કોના એ ઠરાવો તે "જીનીવાનું જાહેરનામું" એ નામે ઓળખાય છે. તેમાં નીચેના ઠરાવો થયા હતા:

૧ દરેક બાળકને તેના આત્માના તેમજ શરીરના દરેક રીતે વિકાસ થવાના સાધનો અપાવા જોઇએ

૨ કોઇ પણ બાળક ભુખ્યું હોય તો તેને ખાવાનું આપવું જોઇએ. કોઇ પણ બાળક માંદું હોય તો તેની સારવાર કરવી જોઇએ કોઇ બાળક પછાત રહી ગયું હોય તો તેને આગળ આવવા મદદ કરવી જોઇએ કોઇ બાળક ગુનેહગાર હોય તો તેને સીધે રસ્તે ચઢવામાં મદદ કરવી જોઇએ અને માબાપ વગરના બાળકને દરેક રીતે મદદ કરવી જોઇએ.

૩ કોઇ પણ આફતની વખતે બાળકોને પ્રથમ મદદ મળવી જોઇએ.

૪ જ્યારે બાળક ઉમર લાયક થાય ત્યારે તેની પાસે કમાવાનું કંઇ સાધનરૂપ શિક્ષણ હોવું જોઇએ. તે વખતે તેના કોઇ ખોટી રીતે લાભ લેતું હોય તો તેમાથી તેને બચાવવું જોઈએ.

૫ દરેક બાળકને પોતાની બુધ્ધિ ખીલવીને તે પોતાના દેશના હિતને માટે વાપરવાની છે, એમ તેના મગજ ઉપર પહેલેથી ઠસાવવું જોઇએ.

ઉપરના ઠરાવોમાં જ્યાં "બાળક" શબ્દ વાપર્યો છે તે "સમસ્ત દુનીયાના બાળકો દેશ, ન્યાત કે ધર્મનો ભેદ રાખ્યા સિવાય" એવો અર્થ કરવાનો છે. પોતાના દેશ, ન્યાત કે ધર્મના બાળકને મદદ કરવી એવો સાંકડો અર્થ કરવાનો નથી

ઉપર જે ઠરાવો કર્યા છે તેમાં બાળરક્ષણને લગતા બધા મહત્વના મુદ્દાઓ આવી જાય છે.

ડૉ. શિખરે કહે છે કે હિંદમાં ઘણા ખરાં બાળમરણનું પ્રમાણ ઘણુંજ વધારે છે. બાળરક્ષણ ઉપર જોઇએ તેટલું ધ્યાન અપાયું નથી. અહિંના લોકોએ હમણાંજ એ વિષય ઉપર ધ્યાન આપવાનું કામ કર્યું છે. બાળરક્ષણનો વિષય તો હિંદને માટે ઘણોજ મહત્વનો છે. તે માટે આપણે સત્વર વિચાર કરવો જોઇએ હિંદના બાળકોનું મરણ પ્રમાણ સાંભળી બીજા દેશના લોકો તો દીંગમૂઢજ થઈ ગયા હતા.

આપણા દેશના બાળમરણનું પ્રમાણ ઘણે અંશે આપણી સામાજિક અને આર્થિક સ્થિતિને લીધે છે. તો પણ આરોગ્યને લગતા નિયમો સંબંધી હાલ પ્રવર્તતું અજ્ઞાન પણ ઘણે અંશે તેનું કારણ છે તેની ના કહી શકાય નહિં. હિંદની ઘણી જાતોમાં છોકરી એટલી નાની ઉંમરે માતા થાય છે કે તેને તે વખતે પોતાની ફરજ ને જોખમદારીનો ખ્યાલ સરખો પણ ન હોય. આ વિષય ઉપર લોકોનું અજ્ઞાન દૂર કરવાની ઘણી જરૂર છે દેશની જુદી જુદી ભાષાઓમાં તે વિષે સરળ ભાષામાં નાના પુસ્તકો લખાવી મફત વહેંચવાથી પણ થોડો લાભ થાય. દીવાલો ઉપર મોટી મોટી જાહેરખબરની માફક જાણવા જેવી બાબતો કાગળ ઉપર છપાવી ચોટાડવાથી તેમજ અવારનવાર બાળરક્ષણને લગતા પ્રદર્શનો જુદા જુદા શહેરો ને ખાસ કરીને ગામડાઓમાં ભરવાથી ઘણો ફાયદો થાય. તેમજ વારંવાર શિશુ સપ્તાહ ઉજવવાથી પણ લોકો તે વિષયનું મહત્વ સમજતાં થાય.

હિંદમાં સારા સુવાવડખાનાઓ, મા કામ કરવા જાય ત્યારે નાના બાળકોને રાખવાના મથકો, સારી નર્સો, સ્ત્રી ડાક્તરો અને તે ઉપરાંત બાળકો માટે સારૂં ચોકખું દૂધ મોકલવાની સગવડ એ ચીજોના અભાવને લીધે પણ દેશને ઘણું નુકસાન થાય છે એમ ડૉ. શિખરે માને છે.

સુધરેલા દેશોમાં બાળકોનું મરણ પ્રમાણ એક હજારે ૭૦ થી ૧૦૦ નું હોય છે. ત્યારે મુંબાઇ ઇલાકામાં ૨૨૦ નું પ્રમાણ છે. પણ મુંબાઇ શહેરમાં તો હજારે ૫૦૦ થી ૬૦૦ અને પૂના શહેરમાં તો કોઈ વખત ૭૦૦ થી ૮૦૦ બાળકો મરે છે. આપણી આર્થિક ગરીબીને લીધે આટલું બધું મરણ પ્રમાણ છે એ વાત ખરી પણ સાથે એ વાત પણ યાદ રાખવા જેવી છે કે પંદર વર્ષ ઉપર લંડનમાં જ્યારે હજુના આરોગ્ય રક્ષણના નિયમો લોકો જાણતાં ન હતાં ત્યારે બાળકોનું પ્રમાણ એક હજારે ૧૬૦ હતું ત્યારે હાલ ફક્ત ૮૦ છે.




**તુર્કસ્તાનની સ્ત્રીઓ.**

તુર્કસ્તાનની સ્ત્રીઓ કેટલાંએ વર્ષથી પડદામાં રહેતી હતી. એટલે આપણે ત્યાંની સ્ત્રીઓનો વિચાર કરીએ તો સાથે પડદાનો ખ્યાલ આવ્યા વગર રહે જ નહિં. ધીમેધીમે તે સ્થિતિ બદલાઇ. ટ્રામમાં પડદાની પાછળ બુરખો પહેરીને પણ સ્ત્રીઓએ બ્હાર નીકળવા માંડ્યું. પણ છેલ્લા બે વર્ષથી તો ત્યાંની સ્ત્રીઓમાં ઘણો ફેર પડી ગયો છે. આનું એક મોટું કારણ છેલ્લી મોટી લડાઇ છે. અને તેમાં પણ ખાસ કરીને તે લડાઈમાં તુર્કસ્તાનને મળેલી સ્વતંત્રતા છે. હાલ તો તુર્કસ્તાનના રસ્તામાં બુરખા વગર સ્ત્રીઓ ફરી શકે છે. ટ્રામમાંથી પણ સ્ત્રીઓ માટે રાખવામાં આવેલા પરદા કાઢી નાંખવામાં આવ્યા છે એટલુંજ નહિં પણ ત્યાંની બ્હેનો પુરુષો 'જેટલા સરખા હક્કો માંગી રહી છે. તે જોતાં આપણને સહજ લાગશે કે આપણી હિંદની બ્હેનો કેટલી નિરૂત્સાહી, મંદ ને સંતોષી છે. આપણી ઘણી બ્હેનો હજી સમજે છે કે પોતાને જાગવાની, વ્યક્તિત્વ ખીલાવવાની જરૂર છે. પુરુષોની દબાએલી જ સ્ત્રીઓ રહેશે ને તે સ્થિતિમાં સંતોષ માનશે તો સ્ત્રીઓની કે દેશની ઉન્નતિ શી રીતે થશે ? સ્ત્રીઓ જે ધારે તે થોડા વખતમાં પણ કરી શકે છે તે તો આપણે તુર્કસ્તાનની બ્હેનોના દાખલા ઉપરથી જોઈ શકીએ છીએ. આપણામાં રહેલા સામાજિક સડાઓ તો આપણી બ્હેનોજ દૂર કરી શકે તેમ છે માટે તે કાર્ય કરવા આપણી બ્હેનોએ સત્વર જાગવાની જરૂર છે. ધીમે ધીમે જાગૃતિ આવવા માંડી છે પણ તેની ગતિ વધારવાની જરૂર છે.આ ઉપરાંત નગરને લગતી ને રાજકીય બાબતોમાં પણ બ્હેનો પોતાનો ફાળો આપવો શરૂ કરશે ત્યારે જ દેશની ઉન્નતિ થવાની આશા રાખી શકાશે

**મુંબાઇમાં ફરજીયાત કેળવણી.**

મુંબાઇની મ્યુનિસિપાલિટીએ અહિંના એફ અને જી વિભાગમાં પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજીયાત કરી મજુરોનાં બાળકોને શાળાઓમાં લાવવાની યોજના અમલમાં મૂકવાની શરૂઆત કરી છે. આ ઉપરાંત તે વિભાગની નિશાળો જાહેરાતમાં આવે તે માટે તેમજ તેનું કામ બરોબર ચાલે છે કે નહિં તે તપાસાવવાની પણ બરોબર ગોઠવણ કરી છે. જે વિભાગના એ યોજના કરવામાં આવી છે તે વિભાગ મુંબાઇના ક્ષેત્રફળનો લગભગ અર્ધો ભાગ જેટલો છે. આ વખતે કેળવણીના હિમાયતી એવા દરેક જણે એટલું યાદ રાખવું જોઇએ એ યોજના જેટલી આવકારદાયક છે તેટલી જ મુશ્કેલીઓથી ભરેલી છે. આ યોજના માટે ખરેખર મુંબાઇની મ્યુનિસિપાલિટીને ધન્યવાદ ઘટે છે. એકદરેજ નાના બાળકોને માટે શિક્ષણ ફરજીયાત કરી તેમને શાળાઓમાં લઇ આવવા તે સહેલું કામ નથી. તેમાં ખાસ કરીને મુંબાઇમાં એફ અને જી વિભાગમાં એવી વસ્તી છે કે જેમાનો મોટો ભાગ અશિક્ષિત છે એટલે તેઓના છોકરાઓને શિક્ષણ લેવા જવા સમજાવવા તે સહેલું નથી. આ યોજના સફળ કરવા મ્યુનિસિપાલિટિ પોતાનાથી બનતું કરશે પણ તે સાથે દેશના દરેક હિતેચ્છુ અને કેળવણીના હિમાયતી એવા લોકોએ જોવાનું કે એ યોજના સફળ થાય એટલું યાદ રાખવાનું કે આ યોજના સફળ થશે તો બીજે બધે પણ મફત અને ફરજીયાત કેળવણી કરાવવાની આશા રાખી શકશે.

**વરવિક્રય અને તેનાં પરિણામ**

સંયુક્ત પ્રાન્તના કાયસ્થોમાં આપણા ગુજરાતની કેટલીક જ્ઞાતિઓની માફક વરવિક્રયનો ખરાબ રિવાજ ઘર ઘાલી બેઠો છે. તે વિષે શ્રી. ઈશ્વર શરણ

મિત્રે એ પ્રાન્તના કાયસ્થો માટે જે લખ્યું છે તે આપણા પ્રાન્તમાં જે ન્યાતોમાં એ રિવાજ પ્રચલિત છે તેને તદ્દન લાગુ પડે છે. તેઓ લખે છે કે જે ન્યાતમાં વરવિક્રય જેવો રિવાજ હોય તેનું ભવિષ્ય કેવી રીતે સારૂં હોઇ શકે તેનો તો સહજ ખ્યાલ આવી શકે. આપણા બી. એ. અને એમ. એ. તથા તેથી પણ વધારે ભણેલા પિતાઓ પોતાના પુત્રોને વેચે તેના કરતાં વધારે ભયંકર શું હોઇ શકે? એવો માણસ પોતાની ભાવિ પુત્રવધુના માતપિતાની લાગણીનો બીલકુલ વિચાર કરતો નથી ને પશુવતજ વર્તે છે. કોલેજ વગેરેમાં ભણતાં છોકરાઓ પોતાના માબાપ સામે થઇને પણ એ ખરાબ રિવાજ ન અટકાવી શકે? જો એમ ન કરી શકે તો કેળવણીનો અર્થ શો? જો છોકરાઓ ફક્ત પોપટીયું જ્ઞાન મેળવે પણ પોતાનું ચારિત્ર્ય બરોબર ઘડવાને પ્રયત્ન ન કરે તો તેમનાથી દેશને શો ફાયદો? કોઇપણ દેશના કોઇપણ કાળના મહાત્માએના જીવનચરિત્ર તપાસો તો જણાશે કે તે લોકોના ચારિત્ર્યને લીધેજ તેઓ મહાત્મા ગણાયા છે ને ગણાય છે. હાલના જમાનાના આપણા યુવાનોમાં ચરિત્ર્યબળનો થોડોપણ અંશ હોત તો આ ખરાબ રિવાજ ક્યારનોએ નાશ પામ્યો હોત. આપણા ઘણા લોકો તો બ્હાર મોટી મોટી વાતો કરે ને ભાષણો પણ કરે પણ પોતાના પુત્રને પરણાવતી વખતે પુત્રવધુના બાપ પાસે મોટી મોટી રકમો માગે. દુનીઆમાં આવાં ખોટા દંભ જેવું શરમભરેલું બીજું કાંઇ નથી તેઓ એ સમજતાં નથી.

વરવિક્રયને પરિણામે એક ત્રાસદાયક બનાવ હમણાંજ ત્રાવણકોરમાં બન્યો છે ત્યાંના એક ગામમાં એક સીતા અમ્મલ નામની બ્રાહ્મણ કન્યાએ પોતાના પતિના ક્રુર વર્તનથી કંટાળીને આપઘાત કર્યો. સીતાના લગ્ન વખતે તેના પિતા જીવતા હતા પણ કોઇ કારણસર તે સીતાના વરને વચન આપેલી રૂપીઆની રકમ ન આપી શકયા ને મરણ પામ્યા. સીતાના પતિએ કોર્ટમાં કેસ માંડયો પણ તેની માતા પાસે કંઇ ન હોવાથી વળ્યું નહિ. સીતાનો પતિ તેને તથા તેના બે છોકરાને મુકીને ચાલ્યો ગયો. સીતા એની માને ત્યાં ગઇ પણ ત્યાં માએ પણ દુઃખ દેવામાં બાકી ન રાખ્યું તેથી કંટાળીને તે બાઇએ આપઘાત કર્યો. આ આપણો હિંદુ સંસાર! પતિને પત્નીની ને માતાને પુત્રીની આટલી દરકાર! પણ આ બધાનું મૂળ કારણ જ વરવિક્રય. આવા ભોગો લેવાય છે તે છતાં આપણા લોકો કેમ જાગતા નથી?

ગુજરાતની પણ કેટલીએ ન્યાતોમાં આ રિવાજ ઘર ઘાલી બેઠો છે. આ વરવિક્રયનો દુષ્ટ રિવાજ આપણા સમાજનું કેટલું સત્યાનાશ વાળી રહ્યા છે તેનું ભાન તો હવે થોડા ઘણાને થવા માંડ્યું છે. પણ તે છતાં આપણા લોકો હિંમત કરીને તે રિવાજ દુર કરી શકતા નથી. એ રિવાજ ધારે તો આપણા યુવાનો કાઢી શકે.આ રિવાજ આખરે વધારે તો સ્ત્રીઓને જ નુકસાનકર્તા છે. સમાજના કેટલાએ સડાઓ આ રિવાજને આભારી છે. વરવિક્રયવાળી ન્યાતમાં એક પુરૂષને જો એકથી વધારે છોકરીઓ હોય ને પૈસાની સગવડતા ન હોય તો તેની તો પુરી જ કમબખ્તી. અને તે છોકરીઓની તો તેથીય વધારે કમબખ્તી. કારણ કે તે માણસ તો પોતાનાથી જેટલા પૈસા આપી શકાય એમ હોય તેના પ્રમાણમા જે વર મળે તેને પોતાની છોકરી આપી દે. પછી ભલેને લાકડે માંકડું વળગે. આ રિવાજ જ્યાં પ્રચલિત હોય ત્યાં એક કન્યાને લાયક વર મળવાનો સંભવજ કયાંથી હોય?

આ ઉપરાંત આપણામાં જુના વખતમાં કન્યાને દુધપીતી કરવાનો રિવાજ હતો તે પણ આનેજ પરિણામે. આ તથા બીજા આવા કેટલાએ દુષ્ટ પરિણામો એ ખરાબ રિવાજને લીધે આપણે આપણી નજરે જોઇએ છીએ તે છતાં ગુજરાતની તેમજ અન્ય પ્રાન્તોની ઘણીએ ન્યાતોમાંથી એ રિવાજ ખસતો નથી. આમાં સ્ત્રીઓ ધારે તો શું ન કરી શકે? જો આપણી બ્હેનો એમ નિશ્ચય કરે કે પોતાના છોકરાના પૈસા લેવા નહિં તો એ રિવાજ ઘણે અંશે દૂર થાય. પોતાની છોકરીને પૈસા આપ્યા સિવાય વર ન મળે તો કુંવારી રાખવાની ભીષ્મ પ્રતિજ્ઞા કરનાર તો કોઇ ભાગ્યેજ નીકળે. પણ છોકરાઓને માટે પૈસા ન લેવાની પ્રતિજ્ઞા કરવી તે તો વધારે સહેલી છે.

પાપાણી



ચિત્રકાર: ] અહલ્યા: "તું ? તું શતાનંદ ?" [ રવિ ગદાણી.

શતાનંદ: "ઉભી રહે, દૂર ઉભી રહે !"

—પૃષ્ઠ ૩૨૩.

[The Luhana Mitra Press, Baroda ]




વર્ષ ૩ જું. | જાન્યુઆરી ૧૯૨૬ | અંક ૫ મો.

# સંસારનું સંગીત.

લેખક : શ્રીયુત કેશવલાલ હ. શેઠ

[ ૧ ]

સરજનહારે સરજી સૃષ્ટિ,
: સરજ્યાં પાણી, હવા, પ્રકાશ;
અકલ કલાએ કુદરત ગૂંથી,
છાયો ચંદરવો આકાશઃ
ત્હોય સૂનો સૂનો સંસાર;
દિગન્તભર ભાસે સુનકારઃ

[ ૨ ]

જમવા સરજ્યા મેવા-મીઠા,
દિવ્ય રમકડાં રમવા કાજ;
જ્ઞાન કર્મની ધૂણી ધજતી,
ધર્મતણાં ધરણીપર રાજ્યઃ
ત્હોય સૂનો સૂનો સંસાર;
[illegible]

[ ૩ ]

સરજ્યું પણ કોને કારણ સૌ ?
કોણ લહે રસ-લીલા કોડ ?
સરજી, તવ ભવ રસમય કરવા, [illegible]
પુરુષ અને પ્રકૃતિની જોડઃ
ત્હોય સૂનો સૂનો સંસાર;
દિગન્તભર ભાસે સુનકારઃ

[ ૪ ]

વસન્ત હોરે, તરુવર મ્હોરે,
મધુરવાં કરતાં ટહૂકાર;
રૂમઝૂમ રૂમઝૂમ સરે સરિત ને
ચન્દની તારકના ચમકારઃ
એમ બોલે બેલડી-અવતાર;
ત્હોય સૂનો સૂનો સંસારઃ

[ ૫ ]

જુગલતણા તવ શુષ્ક જીવનમાં,
સરજનહારે સિંચ્યો પ્રેમ;
દયા દીનતા પુણ્ય પરમાર્થે,
જીવતાં જીવન કુશળ ક્ષેમઃ
લગ્નદંપતીને દિદાર,
પુરુષ–પ્રકૃતિ કરે વિહારઃ

[ ૬ ]

પૂજક સૌન્દર્ય ને સ્નેહનાં,
પાળે પાવન કુળાચાર;
ગાય, બજાવે ગીત પ્રભુનાં,
પુરાય સૂર ને ગૂંથાય તાર;
ત્હોય સૂનો સૂનો સંસાર;
દિગન્તભર ભાસે સુનકાર!

[ ૭ ]

કન્થ કહે "આ ભવ–સાગર છે—
ખારો, નવ આરો તરવા;"
કથે કામિની "ભવ-રણ આ તો,
ઠામ ન કયાંય દિસે ઠરવા;"
દંપતી નિજ સૂને સંસાર,
વાંચ્છે અમૃતના સંચારઃ

[ ૮ ]

જપતપ માંડયાં, તીરથ સેવ્યાં,
સાધ્યાં કંઇ કંઇ જન કલ્યાણ;
દંપતીપર તૂઠયા તવ દેવો;
ને દીધો ભવ ઉજ્જવલ ભાણઃ
સ્વર્ગસમો સોહે સંસાર;
દિગન્તભર કલરવ–કીલકાર!

[ ૯ ]

દંપતીના રસદેવ સમોવડ,
માનવ મન્દિર પૂજ્ય સ્વરૂપ;
જીવનજ્યોતિ, કુળનો દીવડો,
આંખડી પ્રાણની પાંખ અનુપઃ
બાલકુસુમ - બેલડી–શણગાર;
સ્વર્ગીય બાલવડે સંસારઃ

[ ૧૦ ]

બાલક બોલે, ઢોળે ફોડે,
બાલક ખેલે રસખેલન;
રાગે, અનુરાગે માગે કંઈ,
ને બાલક માંડે રૂદનઃ
બાલલીલાને તારે તાર;
ગઝણે જીવનગીત - રસાળઃ

[ ૧૧ ]

બાલક ઉતરે સ્વર્ગસદનથી,
કલ્લોલતો કરવા સંસાર;
છેદ, ભેદ, બન્ધન શાં એને ?
બાલક વાંચ્છે પંખી વિહારઃ
બાલશું પાઠવતા પરમેશ–
સુણાય તે સૂણે સન્દેશ.



# રક્ષક કે રક્ષિતા.

લેખક : રા. રા. **મનહરનાથ માણેકનાથ ધારેખાન,**
એડવોકેટ.

"ગુજાબાઇ, પાણી લાવ ને" એમ અચરાલક્ષ્મીએ એના સુવાના ઓરડામાંથી બૂમ પાડી.

"હા, લાવું" ઘાટણે જવાબ આપ્યો.

આજ્ઞા પ્રમાણે ગુજાબાઇ ચાંદીના પ્યાલામાં ઠંડુ પીવાનું પાણી લઇને આવી. અચરાલક્ષ્મીએ પીધું અને હુકમ ફરમાવ્યો, "જો એક વાગ્યો છે. હવે હું જરા સુઈ જઉં છું. રમુભાઇને અને જોલીબેનને એમના ઓરડામાં રમાડજે. આ બાજુ આવવા દઇશ નહીં. મને જરા બરોબર આરામ લેવા દે."

"ઠીક" કહી બાઇ ત્યાંથી ગઇ.

આ સમયે બપોરનો એક વાગ્યો હતો. મુંબઇમાં બધાં ધનીક શેઠને બે ઘડી આરામ લેવાનો વખત થયો હતો. અચરાલક્ષ્મી, તે રંગલાલના પત્નિ થતાં હતાં. તેમને એક પુત્ર તથા એક પુત્રી હતાં. છોકરો જરા વધારે રમતીઆળ હતો, તેથી એને બધાં રમુભાઇ કહી બોલાવતા હતા અને છોકરી આનંદી હતી તેથી ઈંગ્લીશ ઢબ પ્રમાણે તેને જૉલી કહેતાં હતાં.

રંગલાલે મુંબાઇ યુનીવરસીટીની એમ. એ. તથા એલએલ. બી. ની ડીગ્રીઓ મેળવી હતી. એમના પિતાનો મુળજી જેઠા મારકેટમાં કાપડનો મોટો વેપાર હતો. તે દુકાન ત્રીસ વરસની જુની હતી, અને વેપારમાં સારો પૈસો એકઠો કર્યો હતો. રંગલાલને વિદ્યા પ્રત્યે પ્રેમ હતો, અને ભણવાનો રસ લાગ્યો હતો તેથી એટલી ઉંચી કેળવણી લીધી હતી. રંગલાલના પિતાએ પણ તેને હોંશથી ભણાવ્યો હતો. રંગલાલને સોલીસીટરનો અભ્યાસ કરવાનું મન થયું હતું, તેથી તેમના પિતાએ મોટું પ્રીમીઅમ આપી, સારી અને જૂની સોલીસીટરની પેઢીમાં આર્ટીકલ્સ સહી કરાવ્યા હતા. રંગલાલે તે વિકટ પરીક્ષા પણ પાસ કરી. ત્યારપછી તરતજ રંગલાલના પિતાએ દેહ છોડ્યો અને રંગલાલ વિમાસણમાં આવી પડ્યો. મારકેટની દુકાન તેના પિતાના વખતના જૂના માણસોને સોંપી, પોતે સોલીસટરની ઑફીસ ઉઘાડવી, કે મારકેટની દુકાન પોતે જાતેજ જુના માણસોની મદદથી ચલાવવી એ પ્રશ્ને તેને મુંઝવ્યો. છેવટે બહુ વિચાર કરતાં તે એ નિશ્ચય ઉપર આવ્યો કે "જૂનું તે સોનું" તેથી ત્રીસ વરસથી ચાલતા ધંધામાં એ પડ્યો. એ નિશ્ચયથી એના પિતાના મિત્રો, જુના વેપારીઓ તથા દુકાનના માણસો ખુશ થયા, અને રંગલાલે કોટ, પાટલુન, વગેરે કોરટનો પહેરવેશ ઉંચે મૂકી, બારીક ધોતીઉં, લાંબો કોટ, પાઘડી વગેરે મારકેટનો ડ્રેસ ધારણ કર્યો.

રંગલાલે ઉંચી કેળવણી લીધેલી હોવાથી, તથા કેળવાએલાં વાતાવરણ જોએલાં હોવાથી, સ્ત્રીઓને સ્વાતંત્ર્ય બક્ષવાના અભિપ્રાયના તે હતા. સ્ત્રીવર્ગ પ્રત્યે માનની દૃષ્ટીએ

જોતા, અને તે વર્ગ પુરૂષવર્ગનો ગુલામ નથી, એમ તેઓ માનતા. આવા ઉંચ વિચારોને લઇને, તેઓ પોતાનાં ધર્મપત્ની સૌ. અચરાલક્ષ્મીને પાશ્ચાત્ય પદ્ધતિની સ્વતંત્રતા આપવા માંગતા હતા, અને તે એવી સ્વતંત્રતા સારી રીતે ઉંચ અભિલાષાથી ભોગવે એમ ઇચ્છતા હતા.

સૌ. અચરાલક્ષ્મી એક ધનાઢ્ય વ્યાપારીના કેળવાએલી પુત્રી હતા. એમનાં પિતા પૈસે-ટકે સુખી હોવાથી, ગાડી-ઘોડાં-મોટર-માણસ વગેરેની છુટ હતી. બાળપણથી જ્યારે અચરાલક્ષ્મીને કોઇ ચીજની જરૂર પડે કે બાઇ, ઘાટી કે કોઇને કોઇ લાવી આપવાને હાજરજ હોય ! તેને લીધે એને એવી ટેવ પડી કે, કોઇ જગ્યાએ એકલાં જવાયજ નહીં. કોઇ પણ સાથે જોઇએ, અને કોઇ ન હોય તો બ્હીક લાગે. પાણી પણ કોઇ લાવી આપે ત્યારેજ પીવાય. જરા ઉંમર વધતી ગઇ; તેમ શરીરની સૌંદર્યતા પણ વધતી ગઇ અને એના વિચારો પણ એવાજ દૃઢ થતા ગયા કે, ઘેરાંથી એકલા જવાયજ નહીં; અને ઘરમાં એકલાં રહેવાય પણ નહીં. ઉંમરલાયક થતાં રંગલાલ જોડે લગ્ન થયાં, અને તે પણ સુખી કુટુંબ, એટલે એમની ભાવનાઓને પોષણ મળે એવો અવસર આવ્યો. રંગલાલ એકના એકજ પુત્ર હોવાથી, એમના પિતાએ પણ સૌ. અચરાલક્ષ્મીને ઓછું ન આવે તેમ બાઇ વગેરેની ખાસ સગવડ કરી આપી; અને જાણે અજાણે સૌ. અચરાલક્ષ્મીની ટુંકી ભાવનાઓને પોષી.

સૌ. અચરાલક્ષ્મીના ઉપરના આદર્શોને લીધે, જ્યારે સવારમાં ઉઠે કે તરતજ, ઘાટણે મુખોપાર્જન માટે દાતણ-મંજન-જીભી-પાણી વગેરે તૈયાર કરેલાં હોવા જોઇએ. બટે ચાય-દુધ વગેરે હાજર રાખેલાં હોવા જોઇએ. ચોટલો પણ બાઇ હોળે ત્યારે, અને સ્નાન પણ બાઇ કરાવે ત્યારે.

રંગલાલ શેઠમાં પાશ્ચાત્ય વિચારો હોવાથી, તેઓ પોતાની પત્નીને દરેક સગવડ મળે છે કે નહિં તે જાતે જોવાની ફરજ સમજતાં હતા. સવારમાં એ ઉઠયાં હોય ત્યારે દાતણની ચીજો બારણે બરોબર આવી છે કે નહીં; પછી બટે ચાય આપી છે કે નહીં, સ્નાન માટે બરોબર પાણી ગરમ છે કે નહીં; અને કેશ માથા પર બરોબર ઘાટણે ગોઠવ્યા છે કે નહીં, તે બધું જાતે જોતા. આવી રીતે જાણે અજાણે રંગલાલ શેઠ પણ પોતાના ધર્મપત્નીને સ્વતંત્રતા બક્ષવાને બદલે પરતંત્રતા બક્ષતા ગયા.

રંગલાલ શેઠ હમેશાં સવારે નવેક વાગે દુકાને જતા. અગીઆરેક વાગે પાછા આવતા. પછી જમતા-તેઓ બપોરે ઉંઘતા નહીં, પણ થોડું ઘણું વાંચતા; અને પછી બે વાગે પાછા દુકાને જતા. ત્યાંથી પાંચ-છ વાગે પાછા ઘેર આવતા, અને સાંજે ફરવા જતા-ત્યાંથી ઘેર આવી, થોડા ઘણાં ગપાટાં મારતાં, આઠેક વાગે જમતા.

સાંજે જ્યારે ફરવા જતા, ત્યારે તેઓ પોતાના પત્નીને સાથે લઇ જતા.

છોકરાં માણસ સાથે ફરવા જતાં, કારણ સૌ. અચરાલક્ષ્મીને છોકરાં સાચવવાથી અકળામણ થતી હતી.

એક દીવસ રાતના વાળુ કરીને પતિ પત્ની દીવાનખાનામાં બેસી વાતોના ગપાટાં મારતાં હતાં, તે વખતે સૌ. અચરાલક્ષ્મીએ એમના પતિને કહ્યું કે સાડીઓ ફાટી ગઇ હતી, અને કેટલીક જૂની થઇ હતી, તથા નવી લાવવાની જરૂર હતી. છોકરાંના કપડાં પણ નવા લાવવા સુચવ્યું.

"મુંબાઇમાં ઘણાં સ્ટોર છે. આર્મી-નેવી, એવન્સ ફ્રેઝર, વ્હાઇટવે લેડલો, સ્વદેશી, અશોક, હીન્દ-કોઓપરેટીવ વગેરે ઘણાં છે. ત્યાં જાતે જઇ તમને પસંદ પડે એવી સાડીઓ, તથા કપડાં લઇ આવો." રંગલાલ શેઠે જણાવ્યું.

"-મારાથી તો એકલાં જતાં જીવ ચાલે નહીં. રંગ, પોત વગેરેમાં પણ મને સમજ પડે નહીં. તમેજ લઇ આવો."

"પણ બૈરાંનાં કપડામાં અમને શી સમજ પડે? રંગ-જાત-ભાત-પોત-વગેરે તમને પસંદ પડે તે પ્રમાણે તમે જાતેજ જઇને લઇ આવો. ચાલતા તો જવાનું નથી. મોટર છે. પછી શું?"

"મારાથી તો એકલાં નહીં જવાય" એમ કહી ટુંકામાં પતાવ્યું.

"સ્ત્રીઓને સ્વતંત્રતા જોઇએ છીએ. આપીએ છે તે લેવી નથી, આપતા નથી એમ બરાડા પાડવા છે." જરાક ગુસ્સાથી રંગલાલે કહ્યું.

"તમે આપો છે તેવી સ્વતંત્રતા અમને હિંદુ બાળાઓને નહીં જોઇએ. અમને તો તમે લાવો તેજ પસંદ પડે. અમને એવી શી સમજ પડે?"

આ વાટાઘાટથી રંગલાલને ફડીનો ડંખ લાગ્યો હોય એમ લાગ્યું. હાલતો "ઠીક છે, જોઇશું" એમ કહી પતાવ્યું.

બીજે દીવસે રંગલાલ શેઠ પોતે જાતે જાતે કેટલુંક કાપડ લઇ આવ્યા. સેલાં—અંબર—સાડીઓ વગેરે પોતાના પત્નિને આપ્યાં, અને છોકરાં માટે જે કાપડ લાવ્યા હતા તેને માટે દરજીને બોલાવી, માપ લેવ-રાવી, કપડાં સીવવાને આપ્યાં. આ બધું પોતે જાતે કર્યું. પત્નીની કાંઇ પણ મદદ નહીં.

સૌ. અચરાલક્ષ્મીએ બીજે દિવસે બહાર જતાં નવી સાડી પહેરી. રંગલાલે પહેરેલી જોઈ, પણ પહેરવાની ઢબથી નિરાશ થયા હોય એમ એમના મ્હોં પરથી લાગ્યું.

[ ૨ ]

"આવો કુસુમ બ્હેન, તમે ઘણાં દીવસે દેખાણાં" સૌ. અચરાલક્ષ્મીએ એમની એક જુના બ્હેનપણીને આવકાર આપતાં કહ્યું.

કુસુમલક્ષ્મી એક સારા કુટુંબની વિધવા હતી. એમના પતિ એમને યુવાન વયમાં સાધારણ પૈસો મૂકી સ્વર્ગે સીધાવ્યા હતા. એમના પૈસાનું રોકાણ બધું શેરમાં હતું. જ્યાં સુધી શેરોના ભાવ તેજ હતા, ત્યાં સુધી સારાં વ્યાજ મળ્યાં, અને દુઃખમાં પણ સુખેથી એમના બે સંતાનો સાથે દુનીઆનું ગાડું ગબડાવતાં હતાં. શેરોના ભાવ બેસી ગયાં અને વ્યાજ ગયાં, જેથી થોડી અકળામણમાં પડયાં હતાં. દહાડે દહાડે બધો ખજાનો ખુટયો. પાસે રોકડ કાંઇ સીલકમાં રહ્યું નહીં, અને શેરોના તો જુના કાગળ જેટલો પણ ભાવ ઉપજે એમ નહોતું. આવી અકળામણમાં તે એમનાં જુના બ્હેનપણીને ઘેર મળવા આવ્યાં હતાં.

એકમેકના સમાચાર પુછવાનો શિષ્ટાચાર થઇ રહ્યા પછી કુસુમ બ્હેને એની કહાણી કહેવા માંડી. થોડી વાર પછી ચાય નાસ્તાને ઇન્સાફ આપી, તે પોતાને ઘેર ગયાં.

રાતે વાળુ કર્યા પછી, પતિ પત્ની રોજના નિયમ પ્રમાણે બેઠાં હતાં, ત્યારે સૌ. અચરાલક્ષ્મીએ કુસુમ બ્હેનની વાત કહાડી અને થોડી ઘણી મદદ કરવા સુચવ્યું.

"ત્હારી બેનપણી છે તો ૪૦૦-૫૦૦ રૂપીઆ આપું."

"એવી રીતે તો રૂપીઆ લેવા ના પાડે છે. એમનું એમ માનવું છે કે એવી રીતે વગર મહેનતે પૈસા લેવાથી, જે હોય તેનો પણ નાશ થાય છે."

"ત્યારે એમને કેવી મદદ જોઇએ છીએ."

"એમના કુટુંબનું ખોટું દેખાય નહીં, અને કાંઇ કામ મળે એમ ઇચ્છે છે. તેવી કમાણી થાય તો ઠીક એમ કહેતાં હતાં."

થોડી વાર વિચાર કરી, "કુસુમ બ્હેન કોણ?" એમ પૂછ્યું.

સૌ. અચરાલક્ષ્મીએ એ બ્હેનનો પાછલો ઇતિહાસ કહી સંભળાવ્યો.

રંગલાલ શેઠને તે યાદ આવ્યાં. તે સાથેજ એમનો સૌભાગ્ય વખતનો પહેરવેશ યાદ આવ્યો. પાછા વિચારમાં પડ્યા, અને એકદમ કંઇ યાદ આવ્યું હોય, તેમ બોલ્યાઃ "જો એમ હોય તો એમના લાયકનું એક કામ મેં શોધી કહાડ્યું છે. સવારે અહીં આવી, તમને લુગડું પહેરાવી જવું. તેજ પ્રમાણે સાંજના ચારેક વાગે આવા, તમારા શરીર ઉપર સાડી સજી જવી, અને છોકરાંને કપડાં પહેરાવી જવાં. આ કામથી એમને કાંઇ ન્હાનમ નહીં લાગે અને હું એમને સારી મદદ કરીશ."

"ઠીક; કાલે મેં એમને બોલાવ્યાં છે. આવશે ત્યારે કહીશ."

પોતાને સાડી પહેરાવવા પણ માણસ જોઇએ, એ વિચારથી સૌ. અચરાલક્ષ્મીને કાંઇજ નવાઇ લાગી નહી, અને પોતાની અબળતાની સમજ પડી નહી. તે પોતાની પરતંત્રતામાં પડી અને એ વ્હેણમાં તણાઇ.

બીજે દીવસે બપોરે કુસુમબ્હેન આવ્યાં, અને એમને આપવાની મદદ સંબંધમાં પોતાના પતિના વિચાર દર્શાવ્યા. કુસુમ બ્હેન જરાક હસ્યા, અને પોતાની સંમતિ દર્શાવી. થોડીઘણી બીજી વાતચીત કરી. ઘેર જવા ઉઠ્યાં. ઉઠતા ઉઠતાં એમનાથી મનમાં એમ બોલાઇ જવાયું કે "શું કપડાં પહેરાવવાં પણ માણસની જરૂર ?" વિચારમાળા ત્યાંથીજ અટકી, અને ઘેર ગયાં.

રાતના રંગલાલ શેઠને સમાચાર પહોંચ્યા, અને બીજે દિવસથી પોતાનું કામ શરૂ કરવા કુસુમલક્ષ્મીને સંદેશો પહોંચાડ્યો.

કુસુમ બ્હેનના કામથી રંગલાલ શેઠને બહુજ સંતોષ થયો, અને પોતે લાવેલાં સેલાં તથા સાડીઓ હવે દીપી નીકળે છે, એમ એમને લાગ્યું. થોડા દીવસ ઉપર જે ડંખ એમને લાગ્યો હતો, તે વીસરી ગયા, અને ખુશ મીજાજમાં પાછા આવી ગયા.

આ સ્થિતિમાં ત્રણેક મહીના ગયા. પછી કુસુમલક્ષ્મીને એમના સગાના લગન હતા, તેથી રજા લઇ એમને દેશ જવું પડ્યું.

સૌ. અચરાલક્ષ્મી વિમાસણમાં આવી પડ્યાં. સાડી પહેરતાં હાથ દુખી આવ્યા, અને એક બાજુ ઉંચી રહી તો બીજી બાજુ નીચી રહી; પણ એમના નશીબમાં એટલી વીમાસણથી અટકવાનું નહોતું. એમની માનીતી—કેળવાયલી ઘાટણ ગુજાબાઇ માંદી પડી, અને ઝટ રજા લીધા વિના પોબારાં ગણી ગયો. બીજો માણસ તાત્કાળીક તેમની જગ્યા લેવા મળ્યાં નહીં, અને અચરાલક્ષ્મીના અકળામણનો પાર રહ્યો નહીં. બધામાં ઘાટી રહ્યો હતો, તેથી તેના કામ તરફની નિરાંત હતી.

હવે સૌ. અચરાલક્ષ્મીને રસોડું સંભાળવાનું આવ્યું. સ્નાનાદીક વીધીનું સંભાળવું પડ્યું. છોકરાંના કકાકુટ (?) કરવી પડી અને બીજી હજાર પંચાત આવી પડી. આ સ્થિતિમાં જો કોઇએ પણ એમના તરફ જોયું હોય તો દયાની લાગણી ઉત્પન્ન થયા વગર રહે નહીં. સગડીઓ કયાં રહેતી હશે, કોલસા કયાં મૂકાતા હશે, અનાજના ડબ્બાઓ કયાં ગોઠવતા હશે અને કયા ડબ્બામાં શું હશે-વાસણ કયાં મૂકાતા હશે અને પાટલાં કયાં ગોઠવાતા હશે, તે વિચારે તો એ બિચારી આભીજ બની ગઇ. દૂધવાળો આવ્યો. કઇ તપેલીમાં દૂધ લેવાનું ? કેટલું લેવાનું ? કોને ખબર ? છેવટે રડી, અને ડુસકાનો અવાજ રંગલાલ શેઠને કાને પહોંચ્યો.

શેઠ આવ્યા અને એક પળવારમાં શી સ્થિતિ છે તે સમજી ગયા. ચારે બાજુ એક તીક્ષ્ણ નજર નાંખી, અને આખું ઘર એમની નજરમાં

સમાઇ ગયું. ધીમે પણ સચોટ અવાજથી અચરાલક્ષ્મીને બધું બતાડ્યું. દરેક વસ્તુ ક્યાં રહે છે અને કેમ ગોઠવાય છે તે દર્શાવ્યું. દરેક અનાજના ડબ્બા ઉપર ચીઠ્ઠીઓ હતી તે વંચાવી, અને શું કરવું અને કેમ કરવું તેની સમજણ પાડી. અચરાલક્ષ્મીના જીવમાં જીવ આવ્યો, અને એનાથી બોલી જવાયું કે: "હિંદુ પતિઓ કેવા ચાલાક હોય છે ? ઘરના માલીક અને રક્ષક બન્ને એજ."

આજે રંગલાલ શેઠને કાંઇ ચેન પડયું નહીં. સવારના નિયમ પ્રમાણે દુકાને ગયા નહીં. જમવા વખત થઇ, અને જમ્યા; પણ રસોઇમાં સ્વાદજ મળે નહીં તો જમ્યાનો સંતોષ કેમ થાય ? છોકરાના દેદાર જોયા હોય તો સુગ ચડે. હાથ ધોઇ પાછા દીવાનખાનામાં આવીને બેઠા, અને વિચારમાં પડયા.

સૌ. અચરાલક્ષ્મી પણ મહા મેહેનતે પરવાર્યાં અને બધાંના પર ઉપકાર કરતાં હોય એમ તે પણ દીવાનખાનામાં આવી શેઠની સામેની ખુરશીમાં પડયાં. પતિ સામેજ બેઠાં હતાં પણ પતિરાજ તો પત્નીને દેખી પણ શકતા નહોતા, એટલા વિચારમાં ગરકાવ થઇ ગયા હતા. આ રીતે બે કલાક ગયા.

એટલામાં ભૈયાએ આવીને શેઠને કહ્યું: " વિનયધર શેઠ આવ્યા છે. "

" આવવા દો; અહીં લઇ આવો " રંગલાલ શેઠે જેમ ઉંઘમાંથી ઉઠતા હોય તેવી સ્થિતિમાં કહ્યું.

સૌ. અચરાલક્ષ્મી ત્યાંથી ઉઠી જવા માંડયા.

રંગલાલ શેઠે જરાક કડક શબ્દમાં કહ્યું " બેસો, એ તો મારા પરમ મિત્ર છે. એમની હરકત નહીં. "

અચરાલક્ષ્મી કચવાતાં મને બેસી રહ્યાં.

એટલામાં વિનયધર શેઠને ભૈયો લઇને આવ્યો.

" આવો, ઘણે દીવસે દર્શન દીધાં ! કેમ તબીયત તો સારી છે ને ? બેસો." રંગલાલ શેઠે આવકાર દેતાં કહ્યું.

" જરા કામની ધમાલમાં રોકાઇ ગયો હતો, તેથી આવી શકયો ન હતો. માફ કરજો પણ તમને મળવા મારૂં મન તલસી રહ્યું હતું. બધાંની તબીયત તો સારી છે ? કેમ લક્ષ્મી ભાભી, મઝામાં ? " વિનયધરે સમાચાર પુછતાં કહ્યું.

સૌ. અચરાલક્ષ્મીએ પાછાં ઉઠવા માંડયું.

" જુઓ, આજે સાંજના માધવબાગમાં સ્ત્રીઓની જાહેરસભા છે. તેમાં તમને આમંત્રણ છે. વખતે ભાષણ પણ કરવાનું થાય. તો ત્યાં તમારે જવાનું છે. " રંગલાલે એમના પત્નિને ઉદ્દેશીને કહ્યું.

" મ્હારાથી તો એમ નહીં જવાય; મને તો એકલાં જતાં બ્હીક લાગે, અને મ્હારાથી એમ ભાષણ બાષણ થાય નહીં. " પત્નીશ્રીએ ગભરાએલે સ્હરે જવાબ આપ્યો.

" એકલા જાઓ તો શું કોઇ ખાઇ જવાનું છે ? વળી સ્ત્રીઓની જ સભા છે, તેમ તમારી આંખમાં નૈતિક તેજનું બળ એટલું બધું છે કે કોઇ દુષ્ટ માણસ તમારા તરફ નજર પણ ન કરી શકે, તો પછી તમને જવામાં શો વાંધો છે ?" રંગલાલ શેઠે જરા ગુસ્સાના આવેશમાં કહ્યું.

" મ્હારાથી તો એમ નહીં જવાય." ફરીથીજ જવાબ અચરાલક્ષ્મીએ આપીને પતાવ્યું.

આટલી વાર સુધી વિનયધરે મૌન ધારણ કર્યું હતું તે અધીરાઇથી બોલ્યા " રંગલાલ ભાઇ, આજ તમારા ઘરમાં આમ કેમ ? તમે આટલી બધી કેળવણી લીધી છે. વ્યાપારી વર્ગમાંથી તમારા જેટલી કેળવણી લીધેલો કોઇ

વેપારી નીકળીશે નહીં. સારી સોસાઇટી જોઇ છે. તેમાં હર્યા ફર્યા છો. તેમ છતાં આમ કેમ ?

"ભાઇ, તને પૂછવાનો અધિકાર છે, અને તું નહી પૂછે તો કોણ પૂછશે ?" એમ કહી ટુંકાણમાં પોતાના વિચારો, પોતાનું વલણ, તેમજ પોતાની પત્નીના અંતિમ વિચાર, તેમનું વલણ, તેમની સ્થિતિ અને છેલ્લા બે દીવસથી દેખાએલી પરાધીનતા ઘણાજ આર્દ્ર સ્વરે સૂણાવી. સૌ. અચરાલક્ષ્મી તો ઠંડીજ બની ગઇ અને વિનયધરશેઠ આભા બની ગયા.

"ભાઇ રંગલાલ, જો મ્હેં ત્હારા જેટલી કેળવણી લીધી નથી, ત્હારા જેટલો હું સોસાઇટીમાં ફર્યો નથી, ત્હારા જેટલો મને અનુભવ નથી, તેમ છતાં મ્હારે મ્હારા અલ્પ અનુભવથી કહેવું પડે છે કે તમારા બન્નેના વિચારો, આચારો, અને આદર્શો અંતિમ સ્થિતિના છે. જો તમે બન્ને જરા વિચાર કરો, અને તમે તમારા વિચારમાં જરા પાછા હઠો અને તમારા પત્ની જો જરા આગળ વધે, તો તમે બન્ને અર્ધે રસ્તે મળો, અને સુખી થાઓ" વિનયધરે જરા ઠંડાઇથી, જરા નરમાઇથી અને જરા સખ્તાઇથી કહ્યું.

"મ્હારે ત્હારા વિચારને મળતું થવું પડશે. મ્હારે મ્હારી પત્નીને આવશ્યક સ્વતંત્રતા આપવી હતી અને તે લે અને ભોગવે એમ મારી ઇચ્છા હતી પણ સ્વતંત્રતાને બદલે પરતંત્રતા લેતી ગઇ અને સ્થિતિ આ આવી."

"હિંદુ બાળાઓ એટલી બધી સ્વતંત્રતા લઇ શકે એમ નથી, અને આપવા જાઓ તો પરીણામ આજ આવે. હિંદુ બાળાઓ તો રક્ષક નથી પણ રક્ષિતા છે, એમ પણ ઠીક નથી. તેઓ બન્ને છે. રક્ષક છે, અને રક્ષિતા પણ છે. જે પ્રમાણે તમે અત્યાર સુધી વર્ત્યા, તેજ પ્રમાણે જો ચાલે જાઓ તો તેઓ રક્ષિતાજ છે, અને જો મ્હેં રસ્તો બતાવ્યો તેજ પ્રમાણે ચલાવો તો બન્ને બને. "ગુણસુંદરી" ના દીપોત્સવી અંકના પાન ૯૭ ઉપર વર્ણવેલો વૃત્તાંત વાંચતાં મારે તો આજ નિર્ણય ઉપર આવવું પડે છે, અને તમારા વૃત્તાંતથી ખાત્રી થાય છે."

થોડી ઘણી વાતચીત કરી વિનયધરે રજા લીધી.

બીજે દીવસથી કાર્યક્રમ બન્નેમાં બદલાયો અને વિનયધરના કહેવા પ્રમાણે પરિણામ આવ્યું. એક આદર્શ હીંદુ ઘર બન્યું. બન્ને એક બીજાના કેટલાક અંશે રક્ષક બન્યા. પતિ તેજ પ્રમાણે રક્ષિત બન્યા અને પત્ની રક્ષિતા પણ થયાં.






લેખકઃ રા. છોટુભાઈ નારણજી જોશી.

સ્ત્રીઓની મહત્તા પુરુષવર્ગે અદ્યાપિ યોગ્ય રીતે સ્વીકારેલી નથી. જાતિય મહત્તા વધારવાના પ્રયત્નોમાં અને સ્વાર્થ સાધવામાં પુરુષોએ સ્ત્રીજાતિને અવનતિના કૂપમાં નિર્દય રીતે સૈકાઓ થયાં સડવા દીધી છે. સ્ત્રીઓ પણ પ્રભુના અણમોલાં બાળકો છે એ વાત અધ્યાત્મ અને મહાન્ તત્ત્વોની મીમાંસા કરતાં ફિલ્સુફોએ પોતાના સ્મૃતિપટ પરથી હંમેશને માટે ભુંસી નાખેલીજ માલૂમ પડશે. સ્ત્રીઓને પણ આત્મા છે, પોતાનો માનસિક, નૈતિક અને શારીરિક વિકાસ સાધવાની અખૂટ શક્તિઓની પ્રભુએ તેમને પણ બક્ષીસ કરેલી છે, અનુકૂળ સંજોગો અને પરિસ્થિતિ વચ્ચે પુરુષોનાં જેવાંજ ભવ્ય અને મહાન્ કાર્યો કરવાની શક્તિ હેમના અંગે અંગમાં વ્યાપી રહેલી છે એ સનાતન સત્યનું સ્વાર્થાન્ધ પુરુષવર્ગે ઇરાદાપૂર્વક વિસ્મરણ કરેલું છે. કિન્તુ, એ સનાતન સત્યની કરેલી અવગણનાથી ઉત્પન્ન થતાં અનિષ્ટ પરિણામોએ સમસ્ત માનવજાતના વિકાસઝરણાને રોકી દીધેલાં છે. માનવજીવનની ઉચ્ચતા તથા અમૂલ્યતા પ્રત્યેક યુગમાં કવિઓએ, ચિન્તકોએ, તત્વજ્ઞોએ તથા ધર્માચાર્યોએ ગાયેલી છે. હેના ઉપર લાંબા લાંબા સૂત્રો તથા ભાષ્યો રચી જગતને ચરણે અંજલિ રૂપે ધરેલાં છે. જે જીવનને એ મહાનુભાવોએ પ્રભુ પ્રાપ્તિનું ઉચ્ચતમ સાધન તરીકે ગણેલું છે, તેજ જીવનને સ્ત્રીઓને વિષે ચૂર્ણવિચૂર્ણ કરી નાંખવું એ અમાનુષતા તથા નિર્ઘૃણતાની પરિસીમાજ લેખી શકાય ! મહાપુરુષોનાં જીવનચરિત્રો આલેખતાં ઇતિહાસકારોએ હેમના સમયના મહાન્ બનાવોની તથા સામાજીક, રાજકીય પરિસ્થિતિની હેમના જીવન પર થયેલી અસરો અત્યન્ત શ્રમપૂર્વક આલેખેલી હોય છે. પણ હેમનાં જીવન રચવામાં પ્રધાન ભાગ ભજવતી હેમની માતાઓ ભગિનીઓ તથા પત્નીઓ વિષે મૌનવ્રતનાજ જાપ જપેલા હોય છે. લાલિત્ય, હૃદયની કોમળતા, નૈસર્ગિક ચંચળતા, રસિકતા તથા સ્નેહાર્દ્રતા એ સ્ત્રી જાતિના અલંકારભૂત લક્ષણો છે, અને એ લક્ષણોના પ્રભાવથીજ એમણે જગતનું માતૃપદ તથા નેતૃત્વ સાચવી રાખેલું છે. સ્ત્રી એટલે પ્રજોત્પત્તિનું સાધન, સ્ત્રી એટલે મૂર્તિમન્ત દૌર્બલ્ય, સ્ત્રી એટલે આત્મવિહોણું વાચાળ પ્રાણી સ્ત્રી એટલે પુરુષોની સેવા તથા આજ્ઞાપાલન માટે ઇશ્વરે યોજેલું

× [ આ લેખમાં વિષયની નવિનતા નથી કે શૈલીની ખાસ સરલતા નથી. પણ વિષય બ્હેનોને સારૂં રસપ્રદ હોવાથી અમે પ્રગટ કરીએ છીએ. લેખકના બધા અભિપ્રાયો સાથે અમે એકમત છીએ, એમ નથી, પણ અમને આશા છે કે મતાંતર ધરાવતી કોઇ સંસ્કારી બ્હેન આ વિષયમાં સ્ત્રીઓનું દ્રષ્ટિબિન્દુ જેમ બને તેમ સાદી ભાષામાં રજુ કરશે. તંત્રી–" ગુણસુંદરી. " ]

યન્ત્ર-આવા અધમ વિચારોના પૂજકોને નિઃશંક નપુંસક તથા બુદ્ધિહીનનીજ ઉપમાથી અલં-કૃત કરી શકાય. પુરુષ હોવા છતાં સત્ય અને ન્યાયની ખાતર એટલું તો કહીશ કે જગતનું ચક્ર યથાસ્થિત સ્વરૂપમાં ચલાવવાનો દાવો જો કોઇ કરી શકે તો તે જગતનું સુન્દરી-સંઘજ છે. કલિયુગનાં કાળા કૃત્યોથી પુરુષોનાં હૃદયો અપવિત્ર અને મલિન બનેલાં છે; વિલાસ અને આનંદ ભોગવવાની પ્રચંડ વૃત્તિએ ત્હેમના આત્મઝરાને સૂકવી નાખી વિકાસહીન બનાવી દીધેલો છે. પરન્તુ મહિલાઓનો પુણ્ય-સંચયનો ઝરો અદ્યાપિ અવિરત વહી રહી જગતને નિવાસયોગ્ય બનાવી રહ્યો છે.

ભારતવર્ષે સ્ત્રીઓની મહત્તા કેટલેક અંશે સ્વીકારેલી છે એ સત્ય આપણા પ્રાચીન ઇતિહાસનાં પાનાઓ ઉકેલતાં સમજાશે. આપણા મન્ત્રદ્રષ્ટાઓએ, ઋષિમુનિઓએ તથા કવિઓએ સ્ત્રી તથા પુરુષનું સમાજમાં સર-ખુંજ સ્થાન હોવાનું સ્વીકારેલું છે. પરન્તુ આ સ્વીકાર વ્યવહાર કરતા વાણીમાંજ વધારે નીક-ળેલો માલૂમ પડશે. મનુસ્મૃતિમાં દર્શાવેલા વિચારો આવા પ્રકારના વર્તનનુંજ ફલ ગણી શકાય. સરસ્વતી અને ગાર્ગી જેવી મહિલાઓએ પોતાની તીક્ષ્ણ બુદ્ધિમત્તાના પ્રભાવથી શંકરા-ચાર્ય અને યાજ્ઞવલ્ક્યની હરોળમાં પોતાનું સ્થાન અનન્તકાલને માટે સ્થાપેલું છે, પણ ઇતિહાસે એ વસ્તુ પર ઉહાપોહ કરી એને યથાર્થ સ્થાન નથી આપ્યું. કેટલાક પ્રસં-ગોમાં સ્ત્રીઓએ અનિમર્દત્વનું સ્થાન ભોગ-વેલું છે, જ્યારે અન્ય પ્રસંગોમાં ત્હેમને નિર્દય રીતે ચૂરી નાખવામાં પણ આવી છે. દ્રૌપદી જેવી ચારિત્રશીલ મહિલાની દુર્યોધન જેવા નરરાક્ષસે માનવમેદનીથી ઉભરાતી હસ્તિ-નાપુરની રાજસભા વચ્ચે લાજ લૂંટી ભારત-માતાની કૂખને સદાને માટે કલંકિત પણ કરેલી છે. આર્યાવર્તનું ગૌરવ ગણાતા શ્રીરામ-ચન્દ્રે જનકતનયા પ્રતિ દાખવેલું વર્તન અનુ-ચિતજ નહિ પણ અત્યન્ત નિંદ્ય છે. સ્ત્રી-જાતિની પ્રકૃતિસુલભ નમ્રતા તથા નિર્દોષતાનો લાભ લેવા કોઇપણ દેશનો પુરુષવર્ગ કોઇપણ યુગમાં ચૂક્યો નથી. પુરુષોનાં આવાં રાક્ષસી કૃત્યોથી પ્રત્યેક પ્રજાના ઇતિહાસનાં પૃષ્ઠો અંકિત થયેલાં છેજ. રામ અને સીતા, ધનં-જય અને દ્રૌપદી, દુષ્યન્ત અને શકુન્તલા, ભરત અને વસુંન્ધરા, વિષ્ણુ અને લક્ષ્મી-આ દ્વન્દ્વોનાં પાત્રોની સમાલોચના કરતાં સમજાશે કે કોઇ કોઇનાથી ચઢે યા ઉતરે એમ નથી. રામની કીર્તિ જનકસુતાને આભારી છે તેમજ વૈદેહી રામના સંસર્ગથી અમરત્વને પામેલી છે. એકજ રથનાં બે સરખાં ઉપયોગી ચક્રો છે. એકની સાહાય્ય વિના અન્ય નિરુપ-યોગી થઇ પડે છે. પ્રાચીન ઇતિહાસ છોડી મધ્યકાલીન ઇતિહાસ ઉપર આવતાં આપણને માલૂમ પડશે કે સ્ત્રીઓએ પોતાના ધર્મો બજા-વવામાં કિંચિત્ અંશે પણ પાછી પ્હાની કરેલી નથી. મુસલમાન રાજ્યકર્તાઓના ત્રાસથી હિન્દુ સમાજનો પાયો હચમચી ઉઠ્યો હતો અને સ્ત્રીઓની દશા તથા દુઃખોનો તો કલ્પ-નામાં પણ ખ્યાલ ન આવી શકે. રાજપુત રમણીઓનો આત્મભોગ, ત્હેમનો વિશુદ્ધિપ્રભાવ, દેહ તથા આત્માની પવિત્રતાના રક્ષણ માટે આ-પેલાં અશ્રુતપૂર્વ બલિદાનોનો ઇતિહાસ જો કે કોઇ વાલ્મીકિએ હજી સુધી સૂત્રો રૂપે ગૂંથ્યો નથી, છતાં પણ હજી ભારતના દિગન્તમાં ત્હેના દુંદુભિ નાદો ગડગડી રહેલા આપણને પ્રતિક્ષણે સંભળાયા કરે છે. અત્યારે પણ એમની જીવન-લતાઓને આવશ્યક સિંચન અને પોષણ વિના કરમાવા દેવામાં આવે છે. ગૃહરાજ્ઞી સ્થાનની અધિકારિણીઓને આજે માત્ર દાસીઓ તરીકેજ પદ તળે ચૂરી નાખવામાં આવે છે. અપવાદો હોય એ સંભવિત છે.

કિન્તુ, યુગયુગથી પિંજરમાં પુરાયેલી

પંખિણીઓએ પોતાની બન્ધનશૃંખલા તોડી નાખવાને માટે પોતાની પાંખો જોરથી ફફડાવા માંડી છે. અને દૂર સુદૂર ક્ષિતિજ ઉપર હેમની મુક્તિનો ભાનુ ઉદય પામતો આપણે જોઇ રહ્યા છે. એ માનસશાસ્ત્રના અભ્યાસીઓ એક મતે માન્ય રાખે છે કે મનુષ્યની સહનશક્તિ અપરિમિત હોવા છતાં હેને પણ અવધિ હોય છે. સ્ત્રીઓએ ઘણું સહન કર્યું છે; એમનાં દુઃખોનાં રામાયણો અને મહાભારતો વાલ્મીકિ અને વ્યાસજ રચી જગતની આંખ ઉઘાડી શકે. રવિ બાબુ અધ્યાત્મ, વેદાન્ત તથા ઉપનિષદ્‌ની ફિલસુફીનો પાર પામવામાંજ મશગુલ રહેલ છે; ન્હાનાલાલ "રસ, રસિકતા, ને રસની લીલા; સુન્દરી અને સૌન્દર્ય"ની મીમાંસાનેજ પોતાના કાવ્યોમાં ગૂંથી રહ્યા છે. પાશ્ચાત્ય સંસ્કૃતિના રંગે રંગાયેલા આપણા શિક્ષિતો સ્ત્રીઓને અંગ્રેજીભાષાનું ઉચ્ચ શિક્ષણ આપી ગૃહ બહારની પ્રવૃત્તિઓમાં ભાગ લઇ શકે એવી સ્થિતિમાં મૂકવા છેલ્લાં થોડાં વર્ષો થયાં સિંહગર્જનાઓ કરી રહ્યા છે. જીવનની મહત્તા સમજવાને અને હેનો સદુપયોગ કરી શકાય એ શિક્ષણની ખાસ આવશ્યકતા છે; પણ, જે પ્રકારના શિક્ષણની આપણા શિક્ષિતો હિમાયત કરી રહ્યા છે, તે પ્રકારનું શિક્ષણ હિન્દની સ્ત્રીઓને માટે વ્હેલું યા મોડું આશીર્વાદ રૂપ નહિ પણ શ્રાપ રૂપજ થઇ પડશે. બાહ્યાડંબર, આંજી નાખે એવી વાચાળ શક્તિ, રાજકીય તથા સામાજીક વિષયોપર સંભાષણ કરવાની શક્તિ, સમાજ બન્ધનોની અવગણના, નિરંકુશ વર્તનમાંજ જો ઉચ્ચ શિક્ષણ સમાઇ જતું હોય તો એવા શિક્ષણને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવામાંજ હિન્દનું શ્રેય સમાયેલું છે. પશ્ચિમની સ્ત્રીઓની માફક હિન્દની સ્ત્રીઓ જો રાજકીય હક્કોની પ્રાપ્તિ માટે પ્રયત્નો કરવા પ્રેરાશે તો હું આગાહી કરું છું કે તેઓ જે સ્વાતંત્ર્ય હજુ પણ ગૃહરાણીઓ તરીકે ભોગવે છે હેનો પણ સદંતર નાશ થઇ જશે. યુગો થયાં ઉતરી આવેલા સ્થાનનો ત્યાગ કરી અન્ય ક્ષેત્રોમાં સ્વતંત્ર સ્થાન પ્રાપ્ત કરવા જતાં હોય તે પણ ગુમાવી બેસવાનો સંભવ છે. પશ્ચિમનું રાજ્યતંત્ર, પશ્ચિમની ભાવનાઓ અને વૃત્તિઓનું અનુકરણ પૂર્વની પ્રજાઓને માટે મૃત્યુના ઘંટનાદ સમાન થઇ પડશે. પૂર્વ અને પશ્ચિમ વચ્ચે ઉત્તર દક્ષિણ ધ્રુવના જેટલું અન્તર રહેલું છે. એ અન્તર ખસેડતાં સૈકાઓ વીતી જશે. હિન્દની સ્ત્રીઓને માટે આવશ્યક વસ્તુ સામાજીક સ્વાતંત્ર્ય છે. સામાજીક સ્વાતંત્ર્યની પ્રાપ્તિ સાથેજ એમના નૈતિક, માનસિક તથા શારીરીક વિકાસના માર્ગમાં આવતા અવરોધો સ્વયમેવ દૂર થઇ જશે.

તુર્કસ્થાન, જાપાન, ચીન અને આપણા દેશમાં પણ સ્ત્રીઓ પોતાની ઉન્નતિને માટે ભગીરથ પ્રયાસો ઉત્સાહપૂર્વક કરી રહી છે. ગુજરાતની સ્ત્રીઓમાં પણ સામાજીક સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાની ભાવના ઉત્પન્ન થયેલી છે અને ગુજરાતના અંગેઅંગમાં રાષ્ટ્રીય ચેતનના જે ફુવારા ઉડી રહ્યા છે હેનાથી એ ભાવનાને વધુ પોષણ મળેલું છે. પુરુષોની માફક સ્ત્રીઓની સેવાવૃત્તિ પણ અજબ ખીલી નીકળી છે. સૌ. કસ્તુરબા, સૌ. શારદા મ્હેતા, લેડી જગમોહનદાસ, બ્હેન અનસૂયા—ગુજરાતની એ આદર્શ મહિલાઓએ ગુર્જર મહિલામંડળને સારા હિન્દમાં અપનાવેલું છે જ. શ્રીમતી સરોજની, કુમારી તોરુદત્ત તથા દેવી સરલાની હરોળમાં સ્થાન પ્રાપ્ત કરી શકે એવી કવયિત્રીઓ અદ્યાપિ ગુર્જરજનનીને ખોળે જન્મી નથી એ સત્ય હોવા છતાં અત્યારે જે સ્ત્રી લેખકો ગુજરાતી સાહિત્યમાં પોતાની લેખિની ચલાવી રહ્યાં છે. હેમનાં લખાણો જોતાં ભવિષ્ય જ્વલન્ત અને આશાસ્પદ નિવડશેજ એમ કહેવામાં અત્યુક્તિ થવાનો લવલેશ સંભવ નથી.

અન્તમાં નમ્રતાપૂર્વક એટલુંજ સૂચવવાનું કે સ્ત્રીઓને માટે જો કોઇ ઉચ્ચમાં ઉચ્ચ પદ હોય તો તે માતૃપદજ છે. જગતનું માતૃપદ ત્હમને અપી જગતનિયન્તાએ પુરુષો પર ત્હમારો અધિકાર સ્થાપિત કરેલો છેજ. એ પદને યોગ્ય બનવામાંજ ત્હમારી મહત્તા છે, ત્હમારૂં ગૌરવ છે અને ત્હમારા જીવનની કૃતકૃત્યતા સમાયેલી છે. ગમે ત્હેવી આપદાઓના વાદળોથી ત્હમારા જીવનનો ભાનું આચ્છાદિત થાય યા તો ગમે ત્હેવાં સુખોની વૃષ્ટિ ત્હમારા પર વર્ષા રહે, ત્હોપણ આ પ્રભુનિર્મિત પદનો ત્યાગ મા કરશો. માતૃપદની મહત્તા અવર્ણનીય છે. ગુજરાતના હૃદયનાથ કવિશ્રી ન્હાનાલાલના શબ્દોમાં કહીશ તો

"બ્રહ્માંડમાં બ્રહ્મકર્મી સરજનહારી કો હોય.
તો તે જનની કે જગજ્જનની.
શરીર સમર્પી શરીર ઘડે,
આત્મા સમપી આત્મા સરજે,
હૈયાનાં અમૃત હાલવી હાલવી
અમરોને ઉછંગમાં ઉછેરે,
એ મહાનુભાવ માતાની મોટપ.
દેહનાં કે દેહીનાં સૌન્દર્ય-સામર્થ્ય
કેવળ નિજના ઉપભોગાર્થે નથી,
માનવ વેલના ફૂલન ને શોભન કાજે છે,
એ ઉદારચરિત માતૃજીવનનો સદ્બોધ.
વર્તમાનને તીરે ઉભી ભવિષ્ય રચતી
મન્વન્તરોને સાંકળતી માતાઓ
સૃષ્ટિવિકાસની સહાયક મહાદેવીઓ છે,
પૂજ્ય છે, પવિત્ર છે, પાવનકારિણી છે,
સૃષ્ટા સરિખડી વન્દનીય છે,
માનવગંગાની અખંડસ્રાવી તે ગંગોત્રીઓ."

જગદાકાશની એ જ્યોત્સ્નાઓ, સદ્ભાવનાની એ પ્રેરણાદાત્રીઓ, અનન્ત સૌભાગ્યની એ જીવન્ત મૂર્તિઓ, ત્હમારા વિના જગતનું અસ્તિત્વ નિરર્થક છે. ત્હમારા વિના માનવજીવનની યાત્રા અપૂર્ણજ છે, તો ત્હમે ત્હમારી ઉપયોગીતા સમજી જગતને નન્દનવન સમાન બનાવી રહો એજ પ્રભુ પ્રત્યે અન્તિમ પ્રાર્થના !



## સાભાર સ્વીકાર

**ચિત્રમય જગત** ( પૂના) તંત્રીઃ રા. તુલજાશંકર ગૌરીશંકર યાજ્ઞિક. વર્ષ ૧૧ મું; નવેમ્બર ૧૯૨૫નો અંક. રા. યાજ્ઞિક આ માસિક લાંબા સમયથી પ્રકટ કરે છે. લેખો મનનીય અને વિવિધતાવાળા હોવા ઉપરાંત સાદી ભાષામાં લખાયલા હોય છે. વા. લ રૂ. ૫-૮-૦.

**તપોધન** ( અમદાવાદ ) : તંત્રીઃ રા. માધવલાલ હરગોવિંદ ભટ્ટ. પુ. ૧૬-મું : અંક ૧-૨ તથા ૮ અને ૯. માસિક તપોધન બ્રાહ્મણ જ્ઞાતિની ઉન્નતિ અર્થે સારા પ્રયાસો કરી રહ્યું છે. મહર્ષિ અંક વિવિધ પ્રકારના વાચનથી ભરેલો છે. વા. લ. રૂ ૧-૮-૦.

**સુમન** ( મુંબાઇ ): હસ્તલિખિત માસિક. તંત્રીઃ રા. પ્રાગજી જ. ડોસા. વર્ષ ૧ લું; અંક ૩ જો આ ભગિની અંક હસ્તલિખિત હોવા છતાં કલાનો સુંદર નમુનો છે. લેખો સ્ત્રીઓને હાથેજ લખાયા છે.

**યોગ વિજ્ઞાન** ( કલોલ ): તંત્રીઃ રા. જેઠાલાલ નાથાલાલ દવે. વર્ષ ૧ લું; અંક ૨ જો. વા. લ રૂ. ૩-૦-૦

**વાચક મિત્ર** ( મુંબાઇ ): તંત્રીઃ રા. રામલાલ ચુનીલાલ મોદી. પુ. ૬ ઠું; અંક ૧ લો. વા. લ. રૂ. ૩ ૦-૦

# લોકગીત.

સંપાદક: રા. ન્યાલચંદ ઉકાભાઈ દોશી.

" ગોરી કાંતો હો રાજ ! " નવસરીઆ !
" શું કાંતું હો રાજ ! નવસરીઆ !
નથી રેંટીઓ હો રાજ ! નવસરીઆ ! "
" ગોરી કાંતો હો રાજ ! નવસરીઆ ! "

" મારૂં ગાડું ભંગાવું, એનો રેંટીઓ ઘડાવું; "
ગોરી કાંતો હો રાજ ! નવસરીઆ !

" શું કાંતું હો રાજ ! નવસરીઆ !
નથી તરાક હો રાજ ! નવસરીઆ ! "
ગોરી કાંતો હો રાજ ! નવસરીઆ !

" મારો ભાલો ભંગાવું, તારી તરાક ઘડાઉં; "
ગોરી કાંતો હો રાજ ! નવસરીઆ !

" શું કાંતું હો રાજ ! નવસરીઆ !
નથી પુણીઓ હો રાજ ! નવસરીઆ "
ગોરી કાંતો હો રાજ ! નવસરીઆ !

" મારૂં ખેતર ખેડાવું, તારા કાલા વેડાઉં; "
ગોરી કાંતો હો રાજ ! નવસરીઆ ;

" શું કાતું હો રાજ ! નવસરીઆ !
નથી ગમતું હો રાજ ! નવસરીઆ !
ગોરી કાંતો હો રાજ ! નવસરીઆ !

" મારી સોટી મંગાવું, તારો વાંસો ભંગાવું ! "
ગોરી કાંતો હો રાજ ! નવસરીઆ.

# પાષાણી.

મૂળ લેખકઃ સ્વ. દ્વિજેન્દ્રલાલ રોય.
અનુવાદકઃ રા. રમણીકલાલ કિશનલાલ મ્હેતા.
ચિત્રકારઃ
રા. ધુરંધર અને રા. ગદાણી.

[ ગયા અંકના પાને ૨૮૧ થી ચાલુ. ]

## અંક ૪ થો.

### પ્રવેશ ૧ લો.

**સ્થળઃ** ઇન્દ્રાણી-શચીનો મહેલ. **સમયઃ** સંધ્યાકાળ.

( દેવીઓની સાથે ઇન્દ્રાણી બેઠી છે. )

શચી—હવે હું શું કરૂં ?

અંજના—હા, સાચ્ચું છે. ત્હમે શું કરશો ?

કાલિંદી—પરન્તુ વાત ઠીક નથી. પાંચ વર્ષ થયાં ત્હમારા પતિનો પત્તો જ નથી.

અંજના—પાંચ પાંચ વર્ષ પર્યંત અદ્રશ્ય રહેવું એ ઓછી ચિન્તાજનક હકીકત છે, બ્હેન ?

શચી—ત્હમેજ કહો જોઇએ બ્હેનો ! ત્હેમને માટે હું શું કરૂં ?

અંજના—એ તો બરાબર છે; ત્હેમાં ત્હમે બીજું શું કરી શકો ?

સ્વાહા—પણ બ્હેન ! લોકો તો કાનફુસી કરે છે.

અંજના—કરે છે તો ખરા. લોકોને કોણ જાણે શું યે સૂઝયું છે બ્હેન !

શચી—ભલેને કરે ! તેઓ બીજું શું કરી શકશે ?

અંજના—હા કાનફૂસી કરીને બધા ચૂપ થઈ જશે.

વારૂણી—પરન્તુ, સ્વામીની તપાસ કર્યા વિના તે કેમ ચાલે ? ત્હેમની તપાસ તો કરવીજ જોઇએ.

શચી—પણ એમની આ ટેવ તો કાંઇ નવી નથી.

અંજના—બેશક એ તો જૂની ટેવ છે.

કાલિંદી—તો પણ બ્હેન ! એ પતિ છે.

અંજના—એ તો છે જ. કોણ કહેશે કે ધણી નથી. વાજાં વગડાવી ઘોડે ચ્હડી યથાવિધિ લગ્ન કર્યું છે; રૂઢિ પ્રમાણે પરણેલા પતિ છે.

સ્વાહા—બરાબર છે બ્હેન ! હવે ત્હેમનો પત્તો મેળવવોજ જોઇએ.

અંજના—પત્તો મેળવ્યા વગર તે કેમ ચાલે ?—પત્તો તો મેળવવોજ જોઇએ.

શચી—ત્હમેજ કહો, હું ત્હેમની શોધ ક્યાં કરૂં ?

અંજના—ત્હેમનો પત્તો ક્યાંથી મળી શકશે ?

વારૂણી—કોણ જાણે, એ તો ક્યહાંયે ગયા હશે? આપણે ત્હેમને ક્યહાં શોધીશું? (અંજના નિરાશાસૂચક ભાવે માથું ધુણાવે છે.)

કાલિંદી—ત્હેમની સાથે રતિ અને મદન ઘૂમતાં હતાં, એટલે કોઇ કલંકની ઘટના બન્યા વગર રહી નહિ હોય; એમ મ્હને લાગે છે.

અંજના—કલંક! કેવું કલંક? મ્હારાથી એ સાંભળી શકાતું નથી.

સ્વાહા—ચાલો, ઠીક થયું. નામ લેતાંજ આવી પહોંચી.

શચી—કોણ?

સ્વાહા—રતિદેવી.

અંજના—હા, રતિદેવીજ છે.

કાલિંદી—જી, ના. એ રતિ નથી.

અંજના૦—હા, જી. રતિ ક્યહાં છે?

વારૂણી—હં, એ તો રતિ જ છે.

અંજના—રતિ સિવાય અન્ય કોઇ નથી.

કાલિંદી—હુંહું, રતિ નથી.

અંજના—ના, ના. રતિ નથી.

( રતિ પ્રવેશ કરે છે. )

શચી—આવ, રતિ!

અંજના—કેમ? આટલા બધા દિવસો પછી આગમન થયું. અત્યાર સૂધી તું ક્યહાં હતી?

કાલિંદી—તું એકલીજ આવી છે કે?

સ્વાહા—તીર્થયાત્રા કરવાને ગઇ હતી કે?

વારૂણી—અરે! કહે તો ખરી; કે દેવ-રાજની ખબર શું છે?

અંજના—હા. પહેલાં એ ખબર તો આપ.

રતિ—( ગાય છે. )

વ્યવસાય પ્રેમનો કરતી;
નહિ અન્યની વચ્ચે પડતી, નવઅંતર બીજું ધરતી.
બિંબાધરમાં સુધારાશિ, મુખડે હાસ્ય ફુવારાઃ
જાદૂઇ કામ કટાક્ષો મારૂં, પ્રેમ પંથે વિચરતી.
વ્યવસાય૦
કેશ ગુંથી ગુંથું વેણી, પીઠ પર લટકે એવીઃ
પ્રવીણતા એમાં પૂરી, પ્રેમધન જમાખરચ કરતી.
વ્યવસાય૦
વક્ર કાજળ રેખા નયને, પાયે નુપૂર અનેરાં ઝમકે
ગજમુક્તા મોતી હીરા, અલંકાર અંગે ધરતીઃ
વ્યવસાય૦
નયન નચાવું જાદૂ ચલાવું એવું પાલવ મ્હારો
આંસુ વહાવું અવસર જોઇ, સકલ કલા હું કરતી
વ્યવસાય૦
પ્રસંગ પડ્યો આ મુજને તો કૈં કૈં હું જાણું
કહી શકું કંઇ, અન્યવાતમાં દેવિ! નથી હું પડતીઃ
વ્યવસાય૦.

શચી—અત્યારે મશ્કરી કરવી રહેવા દે!

અંજના—હા. આ મશ્કરી કરવાનો વખત નથી.

રતિ—નથી તો પછી ક્યારે આવશે?

અંજના—એ પણ બરાબર છે. અત્યારે એ મશ્કરી ન કરે તો ક્યારે કરે?

કાલિંદી—એ સ્ત્રીનું નામ શું છે?

રતિ—અહલ્યા.

વારૂણી—અને દેવરાજ ક્યાં છે?

રતિ—એઓ અહિં પાછા આવી શકે એ સ્થિતિમાં નથી.

સ્વાહા—કેમ? ત્હેમને શું થયું છે વળી?

શચી—રતિ! આમ તલસાવ્યા કર નહિ. શું હકીકત છે-ખુલાસો કર.

રતિ—હકીકત તો ઘણી છે. પહેલાં અંદર ચાલો. પછી હું કહું છું. (બધાં જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ: શતાનંદના ઘરની સ્હામે મિથિલાપુરીની સડક. સમય: સન્ધ્યાકાળ. વાદળાં ઘેરાયેલાં છે.

( અહલ્યા એકલી ઉભી છે. )

અહલ્યા—આ મિથિલા નગરી છે. એજ સડક છે, એજ મકાનો છે. એટલાજ ઉદ્યમ અને ઉત્સાહપૂર્વક લોકોની ભીડ જામી રહી છે. જાઉં. હું પેલા દેવદારુના વૃક્ષની નીચે બેસું. મ્હારા પગ ફાટી જાય છે. લોહીની ધારા વહી રહી છે. આંખમાંથી આગની ચિનગારીઓ નીકળી રહી છે. ઓઃ ! વિધાતા ! (બેસી જાય છે) પેલા કોણ હશે ? કોલાહલ આટલો બધો શાને મચાવ્યો હશે ? આ તરફ એ બધાં કેમ આવતાં હશે?-એ બધાં નગરજનો હોય એમ લાગે છે.

( કેટલાક નગરજનો દાખલ થાય છે. )

૧—ના, એ જૂઠું છે.

૨—ખુદ ઋષિ શતાનંદે આ ખબર મ્હને કહ્યા છે.

૩—ઋષિ શતાનંદ કોણ છે, ભાઇ ?

૪—મહર્ષિ ગૌતમના પુત્ર.

૧—તમને ક્યહારે કહ્યું ?

૨—કાલે સ્હવારેજ.

૩—મહર્ષિ વિશ્વામિત્ર પધારે છે ?

૨—હા, એજ પધારે છે.

૩—તેમની સાથે દશરથના બે પુત્રો પણ છે ?

૧—શું તેઓ ખરેખર આવવાનાજ છે કે ?

૨—હા, એ હકીકત સત્ય છે.

૩—એ શુભ સમાચાર છે.

૧—અત્યંત શુભ !!! ચાલો આપણે રાજમહેલમાં અને બીજે બધે ખબર આપી આવીએ.

( બધાં જાય છે. )

અહલ્યા—(ઉભી થઇને) શું એ સત્ય છે? કે હું સ્વપ્ન અનુભવું છું ? શતાનંદ જીવિત છે ?—જીવિત છે ! પ્રભુ ! હું પ્રાર્થના કરું છું કે એ હકીકત સત્ય નિવડે.

( બીજાં કેટલાંક નગરજનો પ્રવેશ કરે છે. )

૧—પુરુષનો ધર્મ ? ત્હેનું પ્રમાણ ઇન્દ્ર છે !

૨—અને સ્ત્રીનું સતીત્વ ? ત્હેનું પ્રમાણ અહલ્યાજ છે !

૩—હાય ! અભાગી ગૌતમ ?

૪—દુર્મતિ અહલ્યા-ત્હને ધિક્કાર છે !

૩—ભાઇ ! એ પાપીણી અહલ્યાનું નામ ન લઇશ.

૨—એ મહાપાપિણી છે.

૪—તે પિશાચિની છે.

૩—તે પતિને દગો દઇને પરપુરુષગામિની—વ્યભિચારિણી થઇ છે.

અહલ્યા—( આગળ આવી ) પુરવાસિઓ ! ત્હમે કોણ છો: અને આ રીતે શા માટે અહલ્યાની નિન્દા કરો છો ?—શાને ગાળોનો વર્ષાદ વરસાવો છો ?

૨—અરે ! આ કોણ છે ?

૨—આ તો કોઇ ડાકણ જેવી લાગે છે.

૧—નહિ. આનાં કપડાં તો ફાટી ગયાં છે, વાળ સફેદ થયા છે, શરીરે કરચલી પડી છે. આ તો કોઇ દુખિની અનાથ હોય એમ જણાય છે. માતા, તું કોણ છે ?

૩—બોલ, તું કોણ છે ?

અહલ્યા—ત્હમે આટલા બધા અશ્રદ્ધાપૂર્વક માર્ગમાં ઉભા ઉભા જેનું નામ લઇ રહ્યા છો તે હું છું ! નગરજનો ! હુંજ એ અહલ્યા છું.

૨—આ શું કહે છે ?

૩—સાચ્ચું કહે છે? તુંજ અહલ્યા છે કે?

૪—હા, આ તો અહલ્યાજ જણાય છે. એને મારો! મારો!

૧—એ અસહાય છે. સ્ત્રી છે. એને જવા દો, છોડી દો!

૩—એ કલંકિની અસતિ છે-એ—

૨—બદચાલની અહલ્યા એજ છે—

૪—મારો! એ પાપિણી છે.

અહલ્યા—હું પાપિણી નથી, બદચાલની નથી. પહેલાં મારી હકીકત સાંભળોઃ-

૨—અમારે કાંઇ સાંભળવું નથી. બસ, મારોજ મારો!

૩—મારો! અલ્યા મારોજ મારો! ( મારે છે )

( શતાનંદ પ્રવેશ કરે છે. )

શતાનંદ—નગરજનો! ત્હમે આ શું કરો છો? એક દુર્બળ સ્ત્રી ઉપર આ કેવો અત્યાચાર ગુજારો છો?

૨—આ બદચાલની-વ્યભિચારિણી છે.

શતાનંદ—કેમ? આ સ્ત્રીએ શું કર્યું છે? ( અહલ્યાને ) માતા! તમારું નામ શું?

અહલ્યા—મારૂં નામ અહલ્યા છે.

શતાનંદ—અહલ્યા! તપસ્વિની ગૌતમની સ્ત્રી.

અહલ્યા—હા, ગૌતમની સ્ત્રી.

શતાનંદ—પુરવાસિઓ! ત્હમે પોત પોતાને ઘેર જાઓ. હું આ તપસ્વિનીની શાસ્ત્રવિધાન અનુસાર વ્યવસ્થા કરીશ.

૩—એને શૂળીએ ચઢાવો.

૪—નહિ, એનું માથું મુંડાવી નગર બહાર કાઢી મૂકો!

શતાનંદ—જે કર્તવ્ય હશે તે કરીશ. બ્રાહ્મણીને દંડ દેવાનો અધિકાર બ્રાહ્મણનેજ છે. તમે જાઓ.

( નગરજનો જાય છે. )

શતાનંદ—ત્હમારૂં નામ અહલ્યા કે? ત્હમે તાપસી આ મિથિલાનગરીમાં કેમ આવ્યાં?

અહલ્યા—હું પુત્ર શતાનંદને જોવા ઇચ્છું છું.

શતાનંદ—પુત્ર શતાનંદને? ત્હેનું તમારે શું કામ છે?

અહલ્યા—ત્હમે કોણ છો યુવક? આ મુખમંડળ, આ સુંદર ગોરૂં બદન મ્હને પરિચીત ભાસે છે તમારો કંઠસ્વર જો કે અત્યારે શુષ્ક, રૂદ્ધ અને ગદ્‌ગદ છે. છતાંય પરિચિત હોય એમ જણાય છે. મ્હને લાગે છે-લાગે છે કે-તમે કોણ છો યુવક?-તમે-તમે શું?

શતાનંદ—હા, હું શતાનંદ છું.

અહલ્યા—તું? તું? શતાનંદ!

( આગળ આવે છે. )

શતાનંદ—( પાછો હઠી ) તું શું કહેવા માગે છે?

અહલ્યા—શું કહેવા માગે છે?-બેટા-

( છાતીએ ચાંપવા જાય છે. )

શતાનંદ—ઉભી રહે! દૂર ઉભી રહે! મ્હારે કાંઇ જરૂર નથી. ત્હેં પુત્રને પુત્ર કહી બોલાવવાનો અધિકાર રાખ્યો નથી. તું શતાનંદને ભેટી શકશે નહિ. ના-પાછી જા-સ્વર્ગમાં, બ્રહ્મલોકમાં, વૈકુંઠમાં, કૈલાસમાં, મનુષ્ય લોકમાં, યા નર્કમાં-જ્યહાં ફાવે ત્યહાં. શતાનંદ ત્હને નહિ મળે-નહિ ભેટે! તું ભૂખી છે કે? તો આ માર્ગે પેલા દેવાલય પાસે ચાલી જા. ત્યહાં આશ્રય, ભોજન, અને પીવાનું પાણી મળશે. અંધકાર ગાઢ થતો જાય છે. ચાલી જા અહિંથી!

( ઘરમાં જઇ બારણાં બંધ કરે છે. )

અહલ્યા—પુત્ર! ત્હારા હૃદયમાં અસીમ કરૂણા છે! અહો! પૃથ્વી! તું ફાટીને સો સો ટુકડા કેમ ન થઇ ગઇ? પ્રભુ! આ

ત્હારો કેવો વિચિત્ર ન્યાય ! સાચ્ચું છે. હું કલંકિની છું; પરન્તુ કોના દોષથી ? કોણે આ સ્વર્ણલતાને નીરસ પાષાણના સ્તૂપમાં રોપી ? કોણે પ્રલોભનો દેખાડી અસહાય દુર્બળ હૃદયવાળી અબળાને બહેકાવી ? કોણે ત્હેને સંયોગ પશ્ચાત્ તીવ્ર મદિરા પીને ખાલી વાસણની માફક ફેંકી દીધી ? શું તે પુરુષ ક્રૂર નથી ? ત્હો પણ સમાજની દૃષ્ટિએ શું હું એકલીજ દોષિત છું ! પવન ! પૂર જોશથી ફૂંકા ! જલધારા પ્રલયકાળની માફક વરસી ધરતીને ડૂબાવી દે. વજ્ર ! દારુણ હુંકારની સાથે ગર્જના કર. કાળરાત્રિ, દશે દિશાઓને ઢાંકી દે ! જેવા પુરુષો ક્રૂર અને મમતાહીન હોય છે, એવું અન્ય કોઈ નથી. પવન જોરથી ફૂંક ! આ અરાજક રાજ્યને ધુળમાં મિલાવી દે ! પાષાણી અહલ્યા ઉભી ઉભી ભૈરવ ઉલ્લાસપૂર્વક ત્હેને નિહાળે !

( ઉન્માદિનીની અવસ્થામાં ચાલી જાય છે. )

---

## પ્રવેશ ૩ જો.

**સ્થળ:** કૈલાસ પર્વત. **સમય:** પ્રભાત.

( ગૌતમ અને ચિરંજીવ ઉભા છે. )

યોગી લોકો--( દૂર ગાય છે. )

પ્રતિમા સ્થાપી પૂજીએ તુંને સઘળે મૂર્ત્તિ ત્હારી છે:
સહુમાં વસતી તું માતા ! એ બલિહારી ત્હારી છે.
ઉગર શું અમ રંકનું કે રચિયે મન્દિર ત્હારૂં:
નીલાકાશ દિગન્ત વિસ્તૃત ભુવન ત્હારૂં ભારી છે.
રવિ શશિ તારા સાગર ઝરણાં વનગિરી કુંજ
વસંત પવન.
વૃક્ષલતા ફળફુલ મધુરિયા, પ્રતિમા ન્યારી ન્યારી છે.

ગૌતમ—કેવું મનોહર દૃશ્ય !-દૂર નિશ્ચલ નીરવ શુભ્ર તુષારનો સ્તૂપ રચાઇ રહ્યો હોય એમ લાગે છે. ઉપર નીલાકાશ છે: નીચે નિશ્ચલ કઠિન ધુમાડાના રંગની પર્વતમાલા છે-દિગંતવિસ્તૃત દૃઢ પત્થરની હારો સમી એ ભાસે છે-આ દૃશ્ય કેવું મહાન ! કેવું મનોહર ! કેવું નિઃસ્તબ્ધ, ઉદાર, સુંદર અને ગંભીર છે !

યોગી લોકો— ફરી ગાય છે. )

સતિઓનો સુપવિત્ર પ્રણયમધુ,
શિશુ હાસ્ય ને જનનીચુંબન:
ભક્તિ સાધુ જનની મતિ પ્રતિભા,
વ્યક્તિ શક્તિ સારી છે.
પ્રીતિ પ્રતીતિ પરસ્પર જે કંઇ
દયા કરુણા કેરા ભાવ:
સહુ માધુરી ત્હારી જનની !
શક્તિ અપાર ત્હારી છે.
જ્યહાં જૂઓ ત્હાં નિખિલભુવનમાં
વિરાજે તું ધરી શત રૂપ:
શીત વસન્ત રાતદિન સહુમાં,
વૈભવગરિમા ન્યારી છે.

ગૌતમ—આવા શાન્તિમય અને નિર્જન સ્થાનમાં પ્રકૃતિની સાથે માનવ પ્રકૃતિનો યોગ થાય છે-સંધિ થાય છે-હૃદય હલકું થાય છે. સૌ સંકટ દૂર થાય છે: જીવન સાર્થક થાય છે. ક્ષોભ અને સંતાપનો નાશ થાય છે, મૃત્યુનો ભય રહેતો નથી.

યોગી લોકો—( પુનઃ-ગાય છે. )

ત્હો પણ પ્રતિમા સ્થાપી ત્હારી પૂજવા ઉત્સુક દિલ:
હે ઇશ્વરી જગજનની એ ભાવાસક્તિ અમારી છે.
હૃદય ગંભીર અમરકવિનું યે ભાષા સીમા આબદ્ધ
કરી શકે ગુણગાન ના કંઇએ ભાષા હિંમત હારીછે.
અમે અબોધ દૃષ્ટતા ફરીએ દર્શન નવ તુજ થાતાં
નિકટ વસે તું છતાંયે; માયાની બલિહારી છે.

ગૌતમ—હવે દુઃખ નથી, ચિન્તા નથી, લાલસા નથી; ઇર્ષ્યા નથી અને દ્વેષ નથી. હું માતપિતાની વ્હાલસોઇ ગોદમાં અનન્ત વિશ્રામ પામ્યો છું. આજ આ ઉંચા પર્વતના શિખર ઉપર બેસીને નીચે દૃષ્ટિપાત કરૂં છું તો અનન્ત વિસ્મયપૂર્વક પૃથ્વી પરના ઝઘડા, કોલાહલ, ક્ષુદ્ર લોભ અને ઘૃણિત હિંસા સિવાય બીજું કાંઇ જણાતું નથી—ચિરંજીવ ! તું શા વિચાર કરે છે ?

ચિરંજીવ—વિચારૂં છું ! વિચારૂં છું પ્રભુ! કે દુર્બોધ સંસ્કૃત ભાષાના વિજ્ઞાનમાં આપની અપાર ગતિ છે. જે સરલ અને સહેલ વાત છે, ત્હેને દુષ્કર અને કઠિન બનાવવામા આપની બુદ્ધિ તેજદાર છે. આપનામાં અત્યંત અદ્ભૂત શકિત છે.

( ઇન્દ્ર પ્રવેશ કરે છે. )

ગૌતમ—આ શું ? ત્હમે અહિં કેમ આવ્યા ? આશ્રમથી આટલે બધે દૂર ચાલીને આવ્યા ?

ઇન્દ્ર—મ્હારામાં શકિત આવી છે. યોગીવર! આજે હું જવા માગું છું.

ગૌતમ—બે દિવસ વધારે રોકાઓ—જરા વધારે શકિત આવવા દો.

ઇન્દ્ર—મ્હારામાં પૂરતી શકિત આવી ગઇ છે. ત્હમારા પ્રતાપથી, ત્હમારા રાત્રિઓના અખંડ ઉજાગરાથી હું અત્યહારે સંપૂર્ણ આરોગ્ય પામ્યો છું. આપ કોણ છો એ હું આપને પૂછી શકૂં કે ?

ચિરંજીવ—કેમ ? એ પૂછીને ત્હમે શું કરશો ?

ઇન્દ્ર—(ગૌતમને) ત્હમે મ્હારી ઘણી સેવા કરી છે. હું ત્હેનો ત્હમને બદલો આપવા ઇચ્છું છુ.

ગૌતમ—હું એક સંન્યાસી છું. મ્હારે કાંઇ ન જોઇએ.

ઇન્દ્ર—ત્હમે માગતાં શરમાઓ છો? મનુષ્ય! હું દ્રવ્યવાન છું. ત્હમારે જે જોઇએ તે માગો—હું આપીશ.

ગૌતમ—મ્હારે કાંઇ ન જોઇએ.

ઇન્દ્ર—ત્હમારે કાંઇ ન જોઇએ ? સાચ્ચુ કહો છો ? ત્હમારૂં નામ શુ ?

ગૌતમ—મ્હારૂં નામ ગૌતમ છે.

ઇન્દ્ર—નામ શું કહ્યું ?

ગૌતમ—ગૌતમ.

ઇન્દ્ર—નામ શું ?

ગૌતમ—ગૌતમ.

ઇન્દ્ર—ગૌતમ ? ત્હમારૂં નિવાસસ્થાન કયાં ?

ગૌતમ—મિથિલાનગરીમાં.

ઇન્દ્ર—જે ગૌતમની સ્ત્રીનું નામ અહલ્યા છે એજ ગૌતમ ત્હમે કે ?

ચિરંજીવ—હા, એજ ગૌતમ. એ સંબંધમાં ત્હમારે કાંઇ વિશેષ કહેવું છે કે ?

ઇન્દ્ર—ત્હમે મહર્ષિ ગૌતમ છો..

ચિરંજીવ—હા, છે, હા. ત્હમે સ્હમજ્યા છતા યે સ્હમજવા માગતા નથી.

ઇન્દ્ર—મહર્ષિ ! ત્હમે જાણો છો હું કોણ છું ?

ગૌતમ—હા, જાણું છું. ત્હમે દેવરાજ ઇન્દ્ર છો.

ચિરંજીવ—અને અહલ્યાદેવીના ઉપપતિ છો.

ઇન્દ્ર—શું ? શું ? અસંભવિત ! ત્હમે આ વાત કોની પાસેથી સાંભળી ?

ગૌતમ—ત્હમારી પાસેથીજ.

ઇન્દ્ર—મ્હારી પાસેથી ? કયહારે ?

ગૌતમ—તાવના બડબડાટમાં.

ચિરંજીવ—અને મ્હેં આટલા દિવસ સુધી ત્હમને મારી ન નાંખ્યા ત્હેનું કારણ ફકત એટલુંજ છે કે મહર્ષિએ મ્હને એમ કરવાની મના કરી હતી. ત્હમને વનમાં અચેત જોઇને સેવાને કારણે ખભાપર નાખીને મ્હારે આશ્ર-

મમાં લાવવા પડ્યા ત્હેને માટે અનેક વાર હું પસ્તાવો કરી ચૂક્યો છું.

ઇન્દ્ર—( ઘડીભર વિચાર કરીને ઘુંટણીએ પડીને ) મહર્ષિ ! મ્હેં આપનો જે અપરાધ કર્યો છે તે અક્ષમ્ય છે; છતાં યે હું ત્હમારી પાસે ક્ષમાની પ્રાર્થના કરી શકું ?

ચિરંજીવ—એમ કદાપિ નહિ બની શકે. ત્હારો જીવ બચ્યો એજ ત્હારી સ્ત્રીના સૌભાગ્યનો પ્રતાપ માનજે.

ગૌતમ—ચિરંજીવ ! ચૂપ રહે ! ઇન્દ્ર ! ત્હમારા પર મ્હારે જરાયે દ્વેષ નથી

ચિરંજીવ—જાઓ ! બધુંયે મળી ગયું. હવે તું ન્હાસી જા.

ગૌતમ—જાઓ દેવરાજ ! વિશ્વપતિ પરમેશ્વરની પાસે ક્ષમાની ભિક્ષા માગો. એ મ્હારા ત્હેમજ ત્હમારા-બંનેના-સ્વામી છે. ત્હેની આગળ ન્હાના મ્હોટા સૌ સરખાં છે. ક્ષમા ? હું ત્હમને ક્ષમા આપી ચૂક્યો છું. દેવરાજ ! હું દરિદ્ર બ્રાહ્મણ છું. ત્હમને હું બીજું શું આપું ? કેવળ આશિર્વાદ આપું છું. સ્વસ્થ થાઓ, સુખી થાઓ !

( ઇન્દ્ર જાય છે. )

ચિરંજીવ—પ્રભુ ! ત્હમે તો ત્હેને તદન અવાક બનાવી દીધો.

ગૌતમ—કેમ ? ચિરંજીવ !

ચિરંજીવ—આવા પાજી, પાપી શત્રુને આશિર્વાદ ? જો એ મ્હારી પાસે ક્ષમાની યાચના કરત તો હું ત્હેનું ગળું પકડીને જુતાં મારીને કાઢી મૂકત.

ગૌતમ—ચિરંજીવ ! સાંભળ. શત્રુનું અપમાન કરવું એ ધર્મ નથી.

ચિરંજીવ—ના, ધર્મ છે શત્રુના પગ ધોઇને ત્હેને મિઠાઈ ખવરાવવામાં !

ગૌતમ—પ્રતિહિંસા પિશાચ શત્રુનું દમન કરી શકે છે, વિનાશ કરી શકે છે, ત્હેને ભસ્મ કરી શકે છે. પરન્તુ ક્ષમા એવી વસ્તુ છે કે જે શત્રુને મિત્ર બનાવે છે, ગર્વહીન બનાવે છે. પીડા કરવી-દુઃખ દેવું એ નરકનો ધર્મ છે: પ્રતિહિંસા પૃથ્વીનો ધર્મ છે, અને ક્ષમા સ્વર્ગનો ધર્મ છે.

( એક રાજદૂત પ્રવેશ કરે છે. )

દૂત—( ગૌતમને ) મહર્ષિ ગૌતમ ત્હમે જ કે ?

ચિરંજીવ—હા, એજ ગૌતમ છે. બાઇ ! ત્હમે ક્યા આકાશમાંથી ઉતરી આ પૃથ્વી ઉપર આવ્યા ?

દૂત—(સાષ્ટાંગ પ્રણામ કરીને ) રાજર્ષિ જનકે આપને આ પત્ર મોકલાવ્યો છે. ( પત્ર આપે છે. )

ગૌતમ—રાજર્ષિ જનકે ? જોઉં ! ( પત્ર વાંચીને) ચિરંજીવ ! ઘણા શુભ સમાચાર છે ! શુભ સમાચાર છે ! !

ચિરંજીવ—શું શુભ છે ?

ગૌતમ—રાજપુત્રી સીતાનું લગ્ન છે. રાજર્ષિએ નિમંત્રણ પત્ર પાઠવ્યો છે. તું કાલે જવાને માટે તૈયાર થઇ જા. બાઇ ! થાકેલા છો. આશ્રમમાં પધારી મ્હને કૃતાર્થ કરો !

( સૌ જાય છે. )

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળ :** ગૌતમનું તપોવન. **સમય :** સન્ધ્યાકાળ.

( વિશ્વામિત્ર, રામ અને લક્ષ્મણ )

રામ-આજ એ પુણ્ય આશ્રમ કે ?

વિશ્વામિત્ર-હા આજ મહર્ષિ ગૌતમનો આશ્રમ. આજ એ લજાએલો છે. અહિં તહિં ભાંગ્યું તૂટયું પડયું છે. ઘાસ પાંદડાં ઉગી નીકળ્યાં છે. ઋષિ તો દૂર દૂર કૈલાસ પર્વત ઉપર ચાલ્યા ગયા છે. અસીમ વૈરાગ્યને લીધે ગૃહસ્થાશ્રમ અને સંસારનો સંબંધ તોડી નાંખ્યો છે. તેમની અહલ્યા પ્રલોભનમાં પડી પતીત થઇ.

લક્ષ્મણ—પ્રભો ! આ તપોવન કેવું સુંદર, નિર્જન, નીરવ, ગંભીર અને છાયાથી પરિપૂર્ણ અને રમણીય છે !

વિશ્વામિત્ર—જે દિવસે મહર્ષિ ગૌતમ અને તપસ્વિની અહલ્યા-બને-અવિચ્છિન્ન સુખનાં મગ્ન બની આ વનગ્રામમાં રહેતાં હતાં અને તપસ્યા કરતાં હતાં તે દિવસોમાં આ સ્થાન આથી યે વધુ રમ્ય હતું.

લક્ષ્મણ—અહલ્યાની કથા તો અસંત કરૂણાજનક છે.

વિશ્વામિત્ર—એ નીરવ ગંભીર શાન્ત, સ્વચ્છ સમુદ્રની પેઠમ મીઠા ઝરણાંની માફક મનોહર શાન્તિ-આજ પણ યાદ આવે છે. એ પવિત્ર યુગલ-નીલાકાશનાં હૃદયમાં પૂર્ણિમાની ચાંદની સમી નયનસુખદ તે બને મૂર્તિઓ-આજે પણ દ્રષ્ટિસન્મુખ પ્રથમની જેમ નાચી રહી છે. આજે પણ એ બંનેના કંઠમાંથી સાથે નીકળતું ગીત-મૃદંગની સાથે વીણાના સ્વરની પેઠમ યાદ આવે છે.

( નેપથ્યમાં યંત્રણાનો શબ્દ સંભળાય છે. )

રામ અને લક્ષ્મણ—આ કોનો શબ્દ ?

વિશ્વામિત્ર—સાચ્ચું છે. આ તો કોઇ રમણીના કંઠનો સ્વર છે ચાલો જોઇએ.

લક્ષ્મણ—વૃક્ષના ઓથે પેલી ઉભેલી રમણી કોણ છે ? એનું મ્હો કેવું નિસ્તેજ જણાય છે ?

વિશ્વામિત્ર—એ ક્યહાં છે ?

લક્ષ્મણ—આ રહી. પાસેજ ઉભી છે.

વિશ્વામિત્ર—હા એ સ્ત્રી કોણ હશે ? આ શું ? હરે ! હરે ! આ એજ અહલ્યા છે કે ?

અહલ્યા— ( આગળ આવીને ) હા, હું અહલ્યા છું. તમે કોણ છો ઓ મુસાફિર ?

વિશ્વામિત્ર—અહલ્યા ! તું અહિં છે ?

અહલ્યા—હા, હું અહિં છું; પણ તમે કોણ છો ? એક પરિચિત તપસ્વિની માફક અહલ્યાનું નામ લઇ બોલાવનાર તમે કોણ છો ?

વિશ્વામિત્ર—તમે ઓળખી શકતાં નથી. હું વિશ્વામિત્ર છું.

અહલ્યા—તમે વિશ્વામિત્ર ? હા, ઓળખ્યા ! તમે કેમ પધાર્યા છો

વિશ્વામિત્ર—હું તમારો અતિથિ છું.

અહલ્યા—અતિથિ છો ? કોના ? ગૌતમ અહિં નથી. એકલવાયી હુંજ છું. જાઓ પાછા જાઓ ! એ પણ અહિં એવીજ રીતે આવ્યા હતા ? પોતાને અતિથિ કહી ઓળખાવતા હતા. ઋષિ ! જાઓ-પાછા જાઓ !

વિશ્વામિત્ર—આ શું ? મ્હેં તમને આ પ્રમાણે તો કદીએ દીઠાં નથી ! તમારૂં પ્રથમનું સૌમ્ય અને લજ્જાથી લાલ થઇ જતું મુખમંડળ ક્યહાં છે ? તમારા મુખ ઉપરની પહેલાંની એ મધુર હાસ્યરેખા ક્યહાં છે ?

અહલ્યા—એ કાંઇ નથી—કાંઇ નથી. સઘળું ગયું ! તે ધૂર્ત સઘળો રસ ચુસીને

આવ્યો ગયો. જાઓ, ઋષિવર ! જાઓ ! અહિં આ નિર્જન સ્થાનમાં આ દૂર વનવાસમાં મને હેરાન કરવાને ત્હમે કેમ આવ્યા ? હું કોઇના સુખના માર્ગમાં કંટક થઇને નથી રહેતી. હું એક કોડી પણ કોઇ પાસે નથી માગતી ! જાઓ મહર્ષિ ! એક દિવસ ત્હમારા ઉપર મારી અપાર ભક્તિ શ્રદ્ધા હતી—આજે રતીભાર જેટલી પણ શ્રદ્ધા નથી.

વિશ્વામિત્ર—કેમ, તપસ્વિની ! મારો શો દોષ છે ?

અહલ્યા—દોષ ? ત્હમે જાણતા નથી કે ત્હમારો શો દોષ છે ? ત્હમારો અપરાધ મહાન છે. ત્હમે કપટી પુરૂષ છો ! પ્રભુ ! આ એક મહાસત્ય મ્હેં જગતમાં પિછાન્યું છે-શોધી કાઢયું છે. પુરૂષજાતિ લંપટ હોય છે. ત્હમે ઋષિ છો તો પણ તમારા પર મને વિશ્વાસ નથી. ત્હમે પુરૂષ તો છોજ. ત્હમે પણ મ્હારા રૂપની લાલસાથી અહિં આવ્યા છો કે ? હવે ત્હમે નહિ ફસાવી શકો. એ જાૂઠ, એ દગાબાજી, એ મૃદુ હાસ્ય, એ એકાગ્ર ચિન્તન, એ બધું હું સમજું છું-બધુંય જાણું છું. મુનિવર ! ત્હમારી આ ચેષ્ટા વ્યર્થ છે ! ઘેર પાછા જાઓ !

વિશ્વામિત્ર—અહલ્યા ! ત્હારી સર્વ હકીકત હું જાણું છું. દેવિ ! ત્હમને દગો દેવામાં આવ્યો એ પણ હું જાણું છું. પરન્તુ ત્હમારો ત્યાગ કરવામાં આવ્યો છે એ હું જાણતો નહોતો. અને અભાગિની અહલ્યા ! હું આજે આ પુણ્ય આશ્રમમાં ત્હને દગો દેવા કે છળવાને નથી આવ્યો,

અહલ્યા—ત્હમારો શો વિશ્વાસ ? તમેય પુરૂષ છો. પુરૂષ જાતિ સર્વ કાંઇ કરી શકે છે. સુતેલી પત્નીના ગળા પર છુરી ફેરવવી, પરસ્ત્રીને કલંકિત કરવી, બાલિકાના ખીલેલા પ્રેમપુષ્પને લોકાચારના પગ તળે કચરી છુંદી નાંખવું, સ્નેહભક્તિનું બલિદાન આપવું, ભુખ્યાના મ્હોમાં ધૂળ નાંખવી, તરસ્યાને ઝેર પીવાડવું, દયાનો વિનાશ કરવો, વિશ્વાસનો ઘાત કરવો—એ બધું પુરૂષના ડાબા હાથનો ખેલ છે-પુરૂષને મન સ્હેલ વાત છે. પુરૂષજાતિ સર્વ કાંઇ કરી શકે છે.

રામ—ભોળી અભાગિની નારી ! હેં મનુષ્ય-પુરૂષ પરનો આટલો બધો વિશ્વાસ ગુમાવ્યો છે ? તાપસી ! તું આટલી હદપર્યંત પતીત થયેલી છે ? કે હાર્દિક યંત્રણાને લીધે તું સર્વજ્ઞાન ગુમાવી બેઠી છે ? મૂર્ખ મનુષ્ય જ્યારે વિવેકશૂન્ય બને છે, જ્યારે તે કર્તવ્યવિમુખ બને છે ત્યારે અન્યને દોષ દે છે ! દેવિ ! આ સંસારમાં મનુષ્યજન્મ પુષ્પનો ખેલ નથી. સ્ત્રીને સદાયે બ્રહ્માંડના આકર્ષણમાંથી સતીત્વ અને જીવનની રક્ષા કરવાની હોય છે. ત્હમને સેંકડો પ્રલોભનો બળપૂર્વક ત્હેના પ્રતિ આકર્ષશે. ત્હમારે ખુદ ત્હમારી જાતને સંભાળવી પડશે. વિઘ્ન અને વિપત્તિ સદાયે જીવનના માર્ગને દુર્ગમ બનાવશે-ત્હમારે પોતાના બળ પર ઝુઝવું પડશે. જીવન એક પ્રકારનો સંગ્રામ છેઃ જો જગત નિષ્ઠુર છે તો ત્હમે પણ કઠિન બનો !

અહલ્યા—હાય! મ્હારામાં એ શક્તિ નથી.

રામ—શક્તિ નથી ? કેવી મૂઢતા ! શક્તિ છે પણ ઇચ્છા નથી. વિવેક છે પણ ઉદ્યમ નથી. ત્હમે પ્રલોભનના ફંદામાં ફસાઇ પાપમાં કદમ ધપાવો છોઃ પછી જ્યારે એ શૃંખલા બંધાઇ જાય છે ત્યારે રૂષ્ટ થાઓ છો. પાતક સાથે સંબંધ કરો છો અને સ્વર્ગનું દ્વાર ત્હમારે માટે બંધ થાય છે ત્યારે ત્હમે ક્રોધ કરો છો. ત્હમે સ્વહસ્તે જ વિષવૃક્ષ વાવો છો અને પછી જ્યારે અમૃત ફળ નથી નિપજતા ત્યારે વિધાતાને દોષ દો છો !

અહલ્યા—ત્હમારૂં કહેવું સત્ય છેઃ પરન્તુ

મરૂભૂમિમાં શું કદિયે પાણીનું ઝરણ વહે છે? પત્થરમાં ક્યહાં યે પુષ્પ ખીલે છે? સાગરની અંદર શું સૂર્યનાં કિરણ પ્રવેશ કરે છે? મ્હારા જીવનનો આરંભ અતિ પ્રમાદમાં થયો હતો. હાય ! વિધાતાએ ખંડિયેરમાં ચાંદનીનો પ્રકાશ શીદ નાખ્યો? પપૈયાને અંધકારમાં કેમ રાખ્યો? નિર્જન વનમાં પુષ્પ સુગંધ શાને પ્રસરાવી?

રામ—ઓ મૂઢ નારી! આટલા દિવસ ત્હેં ત્હારા પ્રેમિકના સુંદર મુખને, સરલ નાસિકાને, સુંવાળા કેશને, બંને પદ્મદળથી અધિક અરૂણ અને કોમળ કપોલને, લાલસાથી શિથિલ દૃષ્ટિપૂર્ણ બંને આંખોને, નિરખ્યાં છે? હા! મૂઢ સુન્દરી ! ત્હેં પ્રેમિકના ગંભીર હૃદયને, પ્રેમની ગૂઢ વ્યવસ્થાને, સંયત આગ્રહને નથી પિછાન્યા? ગૌતમઋષિનું હૃદય તેવું હતું! ત્હેં ત્હેને લાત મારી ફેંકી દીધું. તાપસી ! ત્હેં અમૂલ રત્નાગરને કંઠમાંથી કાઢી ઉંડા મહાસાગરના જલમાં ફેંકી દીધો!

અહલ્યા—(ઘડી ભર વિચારીને) દાર્શનિક બાળક ! ત્હારા સૌમ્ય પવિત્ર મુખમંડળ ઉપર વસન્તનો વિકાસ છે. ત્હારી બંને નમ્ર આંખો પૃથ્વી તરફ ઢળેલી છે. જેમ વર્ષાના શ્યામ મેઘમાંથી સ્નિગ્ધ જલધારા ઝરે તેમ ત્હારા કંઠમાંથી નીકળતો અનુકંપાપૂર્ણ સ્વર વીણાના મૃદુ ઝણકારની માફક ગૂંજી રહ્યો છે. કહે કુમાર ! તું કોણ છે ?

રામ—મ્હારૂં નામ રામ છે. હું અયોધ્યાના સ્વામી મહારાજ દશરથનો પુત્ર છું. આ મ્હારો ન્હાનો ભાઇ લક્ષ્મણ છે.

અહલ્યા—તું રાજકુમાર છે. ત્હારા અક્ષય ખજાનામાં બહુ સુવર્ણ રત્ન હશે; પરન્તુ ત્હારા ઉપદેશના બહુમૂલ્ય વચન સમું કિંમતી રત્ન એક પણ નહિ હોય. તું ભગવાન નારાયણ છે. ત્હારા ચરણની રજ મ્હને આપ. ક્ષમા કરો પ્રભુ ! (પગ પકડે છે.)

રામ—હું શું માફ કરૂં ? ક્ષમા ત્હેની માગો કે જેને તમે અનંત પ્રેમ અને અનંત વિશ્વાસને બદલે ત્હમારા નીચ હૃદયની કઠિનતા આપી છે—જેના કોમળ હૃદયપર ત્હમારા વ્યભિચારનું વજ્ર ફેંક્યું છે. જાઓ માતા ! ત્હેની ક્ષમા માગો ! તે પછી વિધાતાની ક્ષમા માગો કે જેના નિયમનું, ગર્વમાં મત્ત થઇ નવયૌવનના બહારમાં અવજ્ઞાપૂર્વક ઉલ્લંઘન કર્યું છે.

અહલ્યા—તે મ્હને ક્ષમા કરશે ?

રામ—એ હું જાણતો નથી તપસ્વિની ! ત્હોપણ મ્હારી સલાહ તો એ છે કે મૌન-પ્રાર્થનાપૂર્વક ત્હેની ક્ષમા માગો.

અહલ્યા—હા! હું એમજ કરૂં. પ્રભુ! ત્હમે આજે અહલ્યાનો ઉદ્ધાર કર્યો. ચાલો. મ્હારા આશ્રમમાં પધારો. કેશવ ! હું ત્હમારી અને તમારા ન્હાનાભાઇની પૂજા અને અતિથિસત્કાર કરીશ! ( વિશ્વામિત્રને ) મહર્ષિ મ્હારી કુટીમાં પધારો!

( સહુ જાય છે. )



# વ્હાલાંઓ હો! મોટા મનનાં માનવી.

લેખકઃ રા. નાનાલાલ દલપતરામ પટેલ.

( ઓધવજી સન્દેશો કહેજો શ્યામને......એ રાગ. )

( ૧ )

વ્હાલાંઓ હો ! મોટા મનનાં માનવી,
બોલ્યું ચાલ્યું કરજો સરવે માફ જો !
દુભાવ્યાં દિલડાં હશે કદી મ્હેં આપનાં,
અગણિત કંઇએ કીધા હશે અપરાધ જો !
વ્હાલાંઓ હો ! મોટા મનનાં માનવી.

( ૨ )

જીવન પ્રવાસે જાતાં પામર પંથીએ,
લીધો ક્ષણભર તમ છાંયે વિશ્રામ જો !
હેતભર્યાં હૈયાં હરનિશ ઠાલવી,
અતિથિને અરપ્યાં આદર-સન્માન જો !
વ્હાલાંઓ હો! મોટા મનનાં માનવી.

( ૩ )

મ્હેમાનીમાં ઉણપ નથી તલભારની,
ખાધું પીધું ખેલ્યા ખાંતે ખુબજો !
વિદાય માગી નિજ પંથે પાછો વળું,
ઓછું આણી ધરશો નહિ દિલ દુઃખજો !
વ્હાલાંઓ હો! મોટા મનનાં માનવી.

( ૪ )

પૂર્વયોગથી ભેગાં મળીયાં આપણે,
વિયોગ સાલે છૂટાં પડતાં આજજો !
" ઇશ્વર ઇચ્છા બલિયસી " એ સુત્રથી,
જરાય દિલમાં થશો નહિ નારાજ જો !
વ્હાલાંઓ હો ! મોટા મનનાં માનવી.

# સરસ્વતીચંદ્રમાં સ્ત્રીરત્નો.

લેખક: પ્રો. બલવંતરાય ક. ઠાકોર, બી. એ.

( ગયા અંકના પાને ૨૬૭ થી ચાલુ )

[ ૩ ]

પૂરવણી ૧.

( જુવો ટીપ ૭ મી. )

ખુલાસા રૂપે ઉમેર્યા વગર ન જ ચાલે તેવું અતિસંક્ષિપ્ત ટાંચણ, ક ખ ગ ઘ એમ ચાર ટોપલીમાં, વાંચનાર આ અતિ મહત્ત્વની બાબત ઉપર પોતાની મેળે વધુ વિચાર કરે તેમાં તેને ઉપયોગી થઇ પડવાની આશાએ, ગોઠવું છું.

ક

પાશ્ચાત્ય સુધારો—

( ૧ ) ભ્રષ્ટ—દારુ, વ્યભિચાર, મદ અને 'ઉદ્ધતિ,' આદિ અનાદિનો સેવનારઃ-

( ૨ ) અધર્મ—પ્રાર્થના સમાજનો ધર્મ ખરી ઊર્મિનો નહીં, વળી ઐહિક સુખભોગને જ પ્રાધાન્ય આપનાર આ સુધારાવાદની સાથે સુસંગત નહીં:-

( ૩ ) વિલાયતી—વટલેલ, વર્ણાશ્રમી આચાર વિચારનો કેવલ નિંદક, પોષાક આદિમાં પરદેશીના અનુકરણનો બડો શોખીન.-

વગેરે આક્ષેપમિશ્ર લખાણ માટે જુવો નર્મદ કૃત 'ધર્મવિચાર' ( ૧૮૭૯-૮૪. )

નર્મદની આ ઉત્તરાવસ્થાની ગુલાંટ સાથે સરખાવો પારસી કવિ મનસુખ (=મંચેરજી કાવસજી લંગરાના ) નાં ઉત્તરાવસ્થાનાં ભાષણોઃ પારસીઓની સેંકડો સભાઓ આ બાહોશ નરના બુલંદ અવાજે પાશ્ચાત્ય કેળવણીને "દેશદુ( હ )બાઉ, દીનનીસરાઉ, ખોદાભુલાઉ" કહી કહીને ગજાવેલી. મનસુખના વિચારોના ટૂંકા સમલાવી નિરૂપણને માટે જુવો એના પુત્ર કાવસજી મનસુખે લખેલું છટાદાર જીવનચરિત્ર ( ૧૯૦૨ ).

પ્રજાઓના વિચારેતિહાસના ક્રમમાં વખતોવખત કેટલીક બુદ્ધિઓ-પ્રાચીન રોમના અમર થઇ ગયેલા કેટો ( Cato ) જેવી-'રીએક્શનરી ( reactoionary ) એટલે "પાછે પગલે જ પ્રગતિ" છે, એમ માનનારી થઇ જાય છે; પોતાના સમયના અતિ સાહસમાંથી પાછા ભડીને "જૂનું તે સોનું (old is gold ઓલ્ડ ઇઝ ગોલ્ડ)" એ અસલપરસ્તી અથવા પુરાણપૂજાનો આશ્રય લે છે. અને સમજુ અનુભવી પ્રજાઓ અને ટોળાં માને છે જ, કે ચાલતી ગાડીને કવચિત્ વેગ વધારનાર ચાબૂક ઉપયોગી છે તેમ કવચિત્ પૈડાની ગતિ ઓછી કરનાર 'બ્રેક ( brook )' પણ ઉપયોગી છે.

મણિલાલ દ્વિવેદી કૃત 'સિદ્ધાન્તસાર'માં અને એ કર્તાનાં બીજાં લખાણોમાં ઉપર પ્રમાણેના અને તેને મળતા આક્ષેપો આછા છે, ત્યારે

પ્રાચીનપક્ષ અને થીઓસોફીના (એ મંડળના પ્રથમરૂપના) બુદ્ધિવાદ (rationalism રેશનેલિઝમ) સામે ડોળી પછાડા અને ખાલી તડાકા વિશેષ છે.

ખ

નવલરામે નર્મદના 'ધર્મવિચારના' જવાબમાં 'સુધારાનું ઇતિહાસ રૂપે વિવેચન' લખવા માંડેલું અધુરૂં રહેલું, તે લખાયલું એટલું 'નવલગ્રંથાવલિ'માં જ બ્હાર પડયું, ૧૮૯૧. 'નવલગ્રંથાવલિ'ના સંપાદક ગો. મા. ત્રિ. એ આ બ્હાર પાડયું તે સાથે, પુસ્તકારંભે મૂકેલી નવલરામની 'જીવનકથા'માં, આ વિષય માટે નવલરામે કરેલું કેટલુંક પ્રાથમિક ટાંચણ છાપી દીધું છે, જે નવલરામ તો એ ને એ રૂપમાં કદાપિ ના છાપત.

'સુધારાનું ઇતિહાસ રૂપે વિવેચન' એ નિબંધ નવલરામની પરિપક્વ ઠરેલ બુદ્ધિની પ્રસાદી છેઃ અને હિંદનું પુનરુત્થાન (renascence રીનેસન્સ) યૂરપના સંસર્ગથી અને ઇંગ્રેજી કેળવણીથીજ થયું છે અને વધતું આવે છે; સુધારાવાળા, આર્યસમાજી, બ્રાહ્મસમાજી, સર્વ એ પુનરુત્થાનના પરિણામ, જે આરંભમાં એક બીજાના વૈરી જણાય ભલે ને પણ એમાંથી લોકમાં સમયપરિપાકે અમુક અમુક ગ્રાહ્ય ખચીત બંધાશે; એ બધી પ્રવૃત્તિ આરંભમાં ઉચ્છેદક, અવિચારી, અનીતિમય જણાય પણ એમાંથી ને એમાંથી પ્રાચીનનું જે કંઇ મૂલ્યવાન છે તેનું મૂલ્ય બુદ્ધિપૂર્વક સમજાતું થશેઃ–આટલું તો નવલરામે આ અપૂર્ણ નિબંધમાં પણ અસરકારક રીતે કહ્યું છે.

ગ

(૧) ભ્રષ્ટતા ઇ. સ. ૧૮૮૦ થી મોખરે આવેલા જમાનામાં હતી તે, આપણા પ્રાંતમાં તો દાયકે દાયકે ધરી છે, અને નર્મદે એ ફુગ્ગા ઉપર ફુગ્ગો કર્યો ત્યારે પણ તે ફટવા માંડેલા, ને, અને તે પછીનો દાયકે દાયકે એ ફુગ્ગો ગોળોના જેવો વધારે ને વધારે લાગે છે. વળી બંગાળી અને દક્ષણી સુધારાવાળાઓની પ્હેલી પ્હેડીના 'ઉદ્ધતલાલો' ને તે સમયના ગુજરાતી સુધારાવાળાઓ પણ "સું સાં પેસા ચાર" જેવા જ લાગ્યા હશે.

(૨) દક્ષિણ પ્રાંતમાં રામકૃષ્ણ ભાંડારકર, મહાદેવ ગોવિંદ રાનાડે, આદિ બીજી પ્હેડીના સુધારાવાળાએ જ્ઞાનદેવ, તુકારામ, વગેરેનું મધ્યકાલીન ભક્તિસાહિત્ય પોતાનું કર્યું કેળવાયલા વર્ગને એ મધ્યકાલીન સંતોના પૂજક બનાવવાને સારુ, કેડ બાંધીને પ્રયત્ન કર્યો. ગુજરાતમાં 'મહારાજ લાઇબેલ કેસ'ના બનાવને લીધે કે ગુજરાતના વૈષ્ણવપંથો–" દૂર ! દૂર ! રખે અમને અભડાવતા ! " એમ બાહ્યાચારમાં અત્યંત સૂગાળવા તેને લીધે, કે પરદેશગમન પ્રતિ નાતો આચાર્યો અને મંદિરો લાંબા સમય સુધી હઠીલાં રહ્યાં તેને લીધે, કે ગમે તે કારણથી, દક્ષિણ પ્રાંતના જેવો ઇતિહાસ નથી બનવા પામ્યો. પુનર્વિવાહમાં પણ દક્ષણી બ્રાહ્મણો જેટલાં સારાં જોડાં સાંધી શકયા, તે પ્રમાણમાં ગુજરાતી સુધારાવાળાઓનું કાર્ય મોળું. માધવદાસ, લાલશંકર, આદિએ કેટલાંક એવાં પુનર્લગ્નોને પણ ટેકો આપ્યો, કે જેથી પુનર્લગ્નના 'સુધારાને' અપજશ જ આવે.

( ૩ ) વિલાયતી પણા વિશે આપણા ખુશમિજાજી લોકોનો વિરોધ ઘણો જલદી ઓસરી ગયો છે. મ્હારા દાદાજી ચતુર્ભુજદાસ અનુપરામ, જેમના કર્મઠપણાને લીધે સૌ એમને ચતુર્ભુજ મહાદેવ કહેતા તે, રોજ સાંજે કચેરીમાંથી આવતાં માથાબોળ ન્હાઇને જ ઘરમા પેસતા; પણ એમના જમાનામાં ય એ પ્રમાણે આભડછેટ કરનારા વિરલ... આવી બાબતોમાં મુંબાઇના મેળમેળિયા જીવનની અસર ગુજરાતમાં, પ્રથમ શહેરોમાં અને

પછી ગામડાંમાં, ધણી ઝને ઝટ થઇ છે અને થાય છે.

નવલરામ અને ગોપાળજી સુરભાઇએ પાટલુન પ્હેરેલું જ નહીં, ગોપાળજી ઘોડે બેસવાના શોખીન હતા, તે ધોતિયાભેર કે ચોરણી પ્હેરીને બેસતા. ઉત્તમરામ મ્હેતાજી, ખંડુભાઇ દેસાઇજી, વગેરે એક દોઢ દાયકો ન્હાના, તેમને મેં ૧૮૮૧ પ્હેલાંથી પાટલુન પ્હેરતા જોયલા. ૧૮૮૮ ની આખરમાં હું પ્હેલો પૂણે આવ્યો ત્યારે કોલેજમાં ઘણાખરા છોકરાઓને માથે, હાલ સર પ્રભાશંકર પટ્ટણી અને પ્રિન્સિપાલ આનંદશંકર ધ્રુવને માથે હજી છે તેવી શિખાઓ જોઇને મ્હને નવાઇ લાગી હતી. શિખા, દખણી ટપુસિયાં, અને પ્હેરણધોતિયાં ઉપર ડેક્કન કોલેજનો ફ્યુજિયાન 'ગાઉન (gown) ઝભો-કાળો, બાંય અર્ધી' રોજ જોઉં, ને રોજ મ્હને હસવું આવે !

ઘ.

ખરો સુધારો ધર્મના પાયા ઉપર જ રચાય, પાછલી ઇતિહાસ વિકસિત સંસ્કૃતિ સાથે સંકળાઇને જ ઉછરે અને વધે, એવી શ્રેમે શ્રેમ પ્રતીતિવાળો ગુજરાતી 'સુધારાવાળાઓ' માં ક્યાં ?...

ભાઈ મહિપતરામ જેવા ધર્મપ્યાસી જીવ સુધારાવાળાના પ્રાર્થનાસમાજી કુવા પાસ જઇ જઇને પાછા જ વળેલા, તેના કારણોનાં આકાંક્ષાપૂર્ણ મનનોને માટે જુવો 'કાન્ત માળા' માં એમના કાગળો ('પત્રમાળા' માં અને રા. બ. રમણભાઇના 'મ૦ નું હૃદય' એ વિષયમાં) ઇ. સ. ૧૮૯૫ ની આખર સુધીના.

બુદ્ધિવાદ અને મતાન્તરભાની સાથે-સાથે, માનવ બંધુઓની દુઃખી નબળાઇઓ તરફ ઉદાર અમીદૃષ્ટિની સાર્વભાવે. ધર્મદૃષ્ટિ-થી આગળ વધતી પ્રગતિની અધિકારી ઓર છે: સાચા ધર્મનિષ્ઠ પુરુષો સંપત્તિની જમાવટ દેશપ્રગતિ સાથે, તેજ સમુદ્ધારક સુધારાનું સ્વયંપ્રકાશ ઓજસ્. આવાં બલિષ્ઠ સત્ત્વ ગુજરાત, કિં કર્તવ્યમૂઢ ગુજરાત ક્યારે પામશે, નજાને.

લગ્ન જ્ઞાતિ આદિના સ્થૂળ રિવાજોમાં સ્થૂળ તથાપિ હિતકારક ફેરફારો તો સ્થૂળ આર્થિક કારણો ઝડપથી ઉપજાવતાં જાય છે. પરંતુ આમ કે તેમ 'સુધારોજ' સ્વીકારાતો જાય છે. અને દેશલાભ સધાતો આવે છે એમ માનનાર મનાવનાર જડબુદ્ધિઓને બે વાત કહેવા જેવી છે: (૧) એ ફેરફારોથી લાભ અને હાનિ બંને થાય છે તેમાંથી લાભબીજ જોઇ રહ્યા છો તો હાનિબીજ પણ કેમ જોતા નથી ? (૨) ચારિત્ર અને મનોવૃત્તિના સુધારા જ સાચા સુધારા છે. નિસ્વાર્થ નિર્ભય ભાવનાઓથી ચિત્તને છતી લેવું, એ પ્રમાણેજ ચારિત્ર અને મનોવૃત્તિ સુધરે. કેળવણી આદિ આ ને આ રહે તથાપિ શિક્ષકો હાલના કરતાં વધારે કર્તવ્યપરાયણ અને શિષ્યશિષ્યાઓમાં મુદ્દે નાણનાનું દ્વિજત્વ ઉત્પન્ન કરવામાં વધારે વિજય મેળવતા થાય. તો પણ લાભબીજોનું બલ ઘણું વધે, હાનિબીજોનું બલ ઘણું ઘટે. નવલરામ સુધારાની આવ શક્તિ કેળવણીને ગણે છે તેનો ઉંચો અને સ્થાયી અર્થ આ છે. પાશ્ચાત્ય કેળવણીની વિદેશિતા, નવીનતા, દ્રવ્ય લોભ્યો આદિ શિષ્યને દેખીતા લાભ આપવાની શક્તિ, ઝડપથી ઘસાઇ ગયાં છે અને પૂરેપૂરાં ઘસાઇ જવાનો સમય હવે બહુ આઘો નથી. પણ કેળવણી માત્ર-અને સાહિત્ય માત્ર-ની જાગૃતિ આપવાની અને ચારિત્રને ઉંચું લેવાની તથા જ્ઞાનપ્રસારે મોહ જેમ આદિને નિર્બલ પાડવાની શક્તિ અમર છે. શિક્ષકો અને લેખકોની સંખ્યા વધતી જાય તેમાં શક્તિમાન કર્તવ્યનિષ્ઠ અને પોતાની જવાબદારી સમજીને મથનારનું

પ્રમાણ વધારે વધારે થતું જાય, એમાંજ પ્રગત અને સુધારો છે. દરેક શિક્ષક, દરેક લેખક, દેશના ભાવિનો વિધાયક છે, તેના ગજા પ્રમાણે......

પૂરવણી ૨.

( જુવો ટીપ ૯ )

પાશ્ચાત્ય સુધારાનો પક્ષવાદ અને તેના પક્ષવાદી ખંડનને માટે જુવો ૪ પ્ર ૬માં ઉદ્ધતલાલનો પત્ર અને તેને ચંદ્રકાંતનો જવાબ. ઉપરાંત જુવો એજ પ્રકરણના બીજા ચારે પત્ર, તેમના જવાબ, અને આ પાંચે સ્થલે સરસ્વતીચંદ્રના ઉદ્ગાર; વળી ચંદ્રકાંતના કુટુંબજાલના અનુસંધાનમાં પ્ર ૧૬માં સરદારસિંહ અને ચંદ્રકાતની વાતચિત દ્વારા જણાવામા આવતી હકીકત.

બીજું જુવો: ગુણસુંદરીના ' સંસાર ' સુધરી આવ્યો તેનો પરંપરા જશ ગુણિયલ ઉપર હશે, એ દુનિયાનો અને કલાનો ન્યાય સ્થૂલ દૃષ્ટિનેજ સ્થૂલ લાગે એવો છે. સંસ્કારી નજરે પણ એજ શુદ્ધ ન્યાય છે, કેમ જે ગુણિયલ ગુણિયલ ના હત, તો આ પરિણામ સંભવિતજ ન્હોતું. અને તો પણ ગો. મા. ત્રિની. સૂક્ષ્મ સત્યોને ય તે યોગ્ય સમાસ દેનારી કલા ચોકખું બતાવી દે છે, કે ઉપલું પરિણામ સિદ્ધ કરવામાં ગુણિયલ ઉપરાંત માનચતુર, વિદ્યાચતુર, ધર્મલક્ષ્મી, અને સુંદરનો હિસ્સો પણ છે. એ પાંચેનાં પોતપોતાનાં દૃષ્ટિબિંદુ પણ ગ્રંથમાં અનેક સ્થલે જણાવેલાં છે.

ત્રીજું: મલ્લરાજ, જરાશંકર, અને સામંતની ચિંતાઓ અને ચર્ચાઓના વાચ્યાર્થ રાજનીતિવિષયક છે, તેમાંથી ઠેકઠેકાણે સંસારિક પ્રશ્નોને લગતા ધ્વનિજ નીકળે છે. મહાભવનના પ્રકરણમાં પણ આવા ધ્વનિ છે (૪ પ્ર ૧૧ ).

અને ચોથું: ૪ પ્ર ૩૧ અને ૩૫, તેમાં ખાસ જોવાનું અને ઉપલા સર્વ સાથે ઘટાવવાનું:—

રાફડા; શ્વેત અને રંગીન પ્રકાશનળીઓ; વચ્ચે વચ્ચે થાંભલા ( એકત્ર જંતુઓના ) નીચેથી સંધાયલા; તેમાં પ્રવર્તતા અધર્મ; એ અધર્મોનું આપદ્-ધર્મત્વ; એ અધર્મોજ સનાતન ધર્મ છે એવા એ થાંભલાઓના જંતુઓના દૃઢગ્રાહ [superstitions, prejudices; કર્તા એમને સંપ્રત્યયો કહે છે ( ૪પ૫૭ ); એમને અપપ્રત્યયો કહિયે તો નોપણ કર્તા ના ન પાડે ]; પ્રકાશ નળીઓને વળગેલા નાગ, તેમનાં ઝેર અને રત્ન [ મોટામાં મોટા ' નાગરાજ ' કહી શકાય એવામાં જ રત્ન; બાકીના નાગ અને અળશિયાં ઝેરપ્રધાન ] ઈ. સ. ૧૮૮૦-૯૦ સુધીના આપણા ગુજરાતી ' સુધારાવાળાઓ ' નાં આ સ્વપ્નપ્રવાસી સાત્ત્વિક દંપતીએ દીઠેલાં પ્રતિબિંબ ( ૪ પ૭૮-૯ ); અશ્વત્થામાનું સડેલ હડકવાપીડિત મણિવિહીન ખંડનકાર્યોમાં બલવાન મંડનકાર્યોમાં પામર એવું એવું બુદ્ધિવિડંબનામય બ્રાહ્મણત્વ-જેને બ્રહ્મરાક્ષસત્વ કહેતાં કર્તાને લગારે સંકોચ નથી; અને આપણા દેશના ઇતિહાસમાં—

આદિકાલ અથવા આર્યકાલ અથવા ચારિત્રોત્કર્ષકાલ અશોક પર્યંત,

બીજો ગુપ્ત કાલ, નાગરાજોએ બાંધવા માંડેલો,

ત્રીજો પૌરાણિક કાલ, નાગરાજોની અતિપ્રતિકૂલ સંજોગોને પ્હોંચી વળવાની અશક્તિને લઇને વધુવધુ જોરમાં આવતો ગયલો, અને છેવટે અંધકાર કાળમાં જ પરિણમેલો,—

એમ ગો. મા. ત્રિ. એ ગોઠવેલો યુગોના

અનુક્રમ—જેના સમર્થનમાં એમનું આયુષ્ય લંબાયું હત તો એઓ ઘણું લખનાર હતા, ઇચ્છિત નિબંધો રૂપે.

આ ચાર તંતુને—વાસ્તવિક હકીકત, શાસ્ત્રો આદિનું મનન, સનાતન ભાવનાઓનું તેજ, અને ત્રણેને એક બીજા સાથે સાંકળી સમજાવનાર તથા ભાવિમાર્ગને માટે ઉદ્બોધન કરનાર ઇતિહાસ, એ ચાર તંતુનાં કલાદ્વારા દેખાડી શકાય તેવાં પ્રતીકોને—એક વિચારપટમાં વણવા જશે, તેવા ઉત્તમાધિકારી વાંચનારને સરસ્તીચંદ્ર પુરાણ કે મહાનવલમાંના વિદ્યાચતુર, ઉદ્ધતલાલ, વીરરાવ, માનચતુર, સામંત, ચંદ્રકાંત, ગુણસુંદરી સુંદર, ગંગા, એના કોઇ પણ પાત્ર—પાત્રોથી પર એવા કર્તાના પોતાના વિચાર જાણવા માટેની સારી ચાવી હાથમાં આવશે. કર્તાની ભાવનાંનાં તેને દર્શન થઇ શકશે. અને આ લાંબી યાદીમાં પણ છોડી દેવા પડેલાં સૂચનો (ઉ. ત. સુંદરગિરિ ઉપરના ત્રણ મઠ અને તેમાંનાં પાત્રો પરથી ઉદ્ભવતાં સુચનો ) તે પોતાની મેળે શોધી લઇ પોતાની મેળે યોગ્ય સ્થળે હું કહું છું તેવા વિચારમિનારામાં ગોઠવી શકશે.

આટઆટલી મગજમારી ? અધધધ ! સેવાની ઊર્મિઓ જેટલી સહજ અને જેટલી સર્વવ્યાપી છે તેટલીજ નિર્બળ છે; નપુંસક છે. સાચી સેવાના વિજયપ્રસ્થાનના માર્ગ જોવા અને બતાવવાનું કાર્ય એવું તો અટપટું છે કે—આળસુ બુદ્ધિવાળાને માટે તો એ નથી જ ! તપોમય સુધારાને માટે પ્રથમ આવશ્યક છે જ્ઞાનતપ, બીજું આવશ્યક છે ચારિત્રતપ, ત્રીજું આવશ્યક છે સ્નેહતપઃ જે ત્રણે અન્યોન્ય વળગીને જ સારી સિદ્ધિ મેળવી શકે. ( સંપૂર્ણ. )



## ગયા અંકના લેખવિભાગની અશુદ્ધિઓ.

| અશુદ્ધ | શુદ્ધ |
|---|---|
| પૃ કા પં | |
| ૨૬૩ ૧ ૧૯ થાય | હોય |
| ૨૬૩ ૨ ૨૦ મનવંતર | મન્વંતરની |
| „ „ ૨૯ વિહારી | વિહારપુરી |
| ૨૬૪ ૨ ફુટનોટ શ્રી | શ્રીને |
| ૨૬૭ ૨ ૧૬ પાસેથી | પાંચેથી |
| ૨૬૮ ૧ ૬ શુદ | શુદ્ધ |
| „ ૨ ૧૭ જુદી બાજુએ | જુદીજુદી બાજુએથી |

# લોકકથા.

લેખક: રા. દોલત ર. દેસાઈ

( ૧ )

પ્રભાતનો પ્હોર હતો. વિષ્ણુ અને લક્ષ્મી સ્વર્ગીય રથમાં પૃથ્વી પર પધાર્યાં હતાં. એક નાના ગામડામાં તેઓ ઉતર્યાં. તેમની નજર એક ઝુંપડાપર પડી. ગરીબીએ સૌ ઘર ઘાલ્યું હતું. એક વસ્તુ તે ઝુંપડાની શોભામાં વધારો કરતી હતી. તે મેથીના છોડવાઓ હતા. નાના શા જમીનના ટુકડામાં તેમને વાવ્યા હતા. તેમના સોનેરી ફુલોની શોભા અનેરી હતી. તેમને તાપ ન લાગે એટલા પુરતો પવન તેમને ઝોલા ખવડાવતો.

લક્ષ્મીએ કેટલાક ફુલો ચૂંટયા. તેમાંથી તેણે વેણીમાં ખોસ્યા બાકીના કાને પરોવ્યા. કોઈ બ્રાહ્મણની માલકીનું એ ઝુંપડું હતું. લક્ષ્મીને એ ખબર ન્હોતી. નારાયણ પાસે જઈ તે બોલી " આ જુઓને. ફુલના આભુષણો મારી શોભા નથી વધારતા? વિષ્ણુને દુઃખ થયું. ખીન્ન વદને તે બોલ્યાઃ " સુભી, આ શું કર્યું? ગરીબ બિચારા બ્રાહ્મણને તેં તો લુંટયો. એનુ ફળ તારે ભોગવવું પડશે. મારાથી તને નહિ બચાવાય. તને આ સજાઃ " અહીંઆં એક વર્ષ સુધી તું દાસ તરીકે રહેજે. પ્રભુજીની સેવા કરજે. "

લક્ષ્મીનું તેજ ઝાંખું પડ્યું. " ભલે સારું, " તે બોલી. ફુલો તેણે કાઢી ફેંકી દીધા. એક વર્ષ પછી ફરી ફુલો આવે ત્યારે રથ લઈ મને લેવા આવજો એમ તેણે કહ્યું. વિષ્ણુ સાર પછી સ્વર્ગે ગયા. લક્ષ્મીએ પોતાનો વેષ બદલ્યો. દાસીનાં કપડાં પહેર્યાં. બ્રાહ્મણના ઘરમાં તેણે પ્રવેશ કર્યો.

( ૨ )

આંગણાંમાં બ્રાહ્મણ-પત્ની મળી. તેને તેણે વંદન કર્યું. તે બોલી "બ્હેન, મારા પર દયા ન કરો? મને દાસી તરીકે રાખો." બ્રાહ્મણ-પત્ની બોલીઃ "મારી ના નથી. પરંતુ અમેજ ભીખ ઉપર જીવીએ છીએ. બે વેળા ખાવાનું પણ અમને ભાગ્યેજ મળે છે. કોક વેળા તો તેએ નથી મળતું. દાસી અમે શા ઉપર રાખીએ?" લક્ષ્મીએ વિનંતિ કરી "બ્હેન, હું વધારે નહિ ખાઉં. બધું કામ હું કરીશ. મારી ઉપર દયા કરો. મને ન કાઢી મુકો. ભગવાન તમારું ભલું કરશે." તેના બોલમાં કારમી કરૂણા હતી. બ્રાહ્મણપત્નીએ તેને દાસી તરીકે રાખી. નામ પૂછતાં તેણે 'લક્ષ્મી' કહ્યું.

લક્ષ્મી તો દેવી. ગંદવાડ તેને નજ ગમે. ઘરમાં તેણે સાફસુફ કરવા માંડી. તેણે સારૂંયે ઘર સ્વચ્છ બનાવ્યું. સાંજે તે બ્રાહ્મણપત્ની પાસે ગઈ. તે બોલીઃ "બ્હેન, મ્હોં ધોઇ નવી સાડી પ્હેરોને?" બ્રાહ્મણ-પત્ની બોલીઃ "મ્હોં ધોઇશ તો મને ભુખ લાગશે. ઘરમાં ખાવાનું તો કાંઇએ નથી. લુગડું બદલવાનું તું કહે છે. મારૂં અંગ ઢાંકવા મારી પાસે આટલુંજ છે."

લક્ષ્મી બોલી. "જાઓને પેટીમાં જુઓને! તેમાં હશે. ખાવાનુંએ રસોડામાં પડ્યું હશે. "લક્ષ્મીનું કહેવું તેણે માન્યું. પેટી તેણે ખોળી જોઇ. તેમાંથી એક સાડી નીકળી. મ્હોં તેણે ધોઇ નાખી પહેરી. પછી રસોડે સંચરી. સાચેજ ત્યાં ખાવાનું હતું. લક્ષ્મીનો આ પ્રભાવ હતો. તેઓ એ શું જાણે! તેણે આવી લક્ષ્મીને આશીર્વાદ આપ્યો. તેનો ઉપકાર માન્યો. રાત્રે તેમણે રસોઇ બનાવી. લક્ષ્મીને પણ તેમણે આપી. દેવો નથી ખાતા. લક્ષ્મીએ પોતાનો ભાગ દાડમના ઝાડના મૂળમાં દાટ્યો.

લક્ષ્મી સૂર્ય ઉગતાં ઉઠતી. વાળી ઝાડી ઘર સાફ કરતી. દિવસ ઘણો ચઢ્યો. બ્રાહ્મણ અને તેની પત્ની જણાયાં નહિ. લક્ષ્મીએ તેમને શોધ્યાં. એક ઓરડીમાં તેઓ બેઠાં હતાં. તે બોલી: "બ્હેન આજ આમ કેમ બેઠાં છો?" બ્રાહ્મણ-પત્ની બોલી: "લોકોમાં ઉદારતાની ઉણપ છે. એ હમણાં ખાલી હાથેજ પાછા આવે છે. તેમને તેથી કંટાળો આવ્યો. ભીખ માગવાનું આજથી તેમણે છોડી દીધું. આજ ચુલો પણ સળગાવવાનો નથી. ખાવાનું કાંઈ યે નથી." લક્ષ્મી બોલી: "ના એમને જવા કહો. આજ તે પાછા નહિજ આવે."

બ્રાહ્મણ માગવા ગયો. તે વ્હેલો પાછો આવ્યો. હરખ તેનો માતો ન હતો. તે બોલ્યો: "આજ તો દેવોની કૃપા થઇ. જો તો ખરી આજ કેટલું મળ્યું." તેણે ઝોળી નીચે મૂકી. તેમાં ચોખા, દાળ, લોટ અને ઘી. તેલ બધુંયે હતું. લક્ષ્મીનો તેઓ ઉપકાર માનવા લાગ્યાં. અમને તો તું ખરે દેવીજ લાગે છે.

રાત્રે તેઓએ ઠીક ભોજન કર્યું. લક્ષ્મીએ પોતાનો ભાગ દાડમના ઝાડના મૂળમાંજ દાટ્યો.

( ૩ )

લક્ષ્મી આમ પૃથ્વીવાસીઓનાં દુઃખ અનુભવતી. પતિથી વિખુટી તે સ્વર્ગનાં સુખ ક્યાં અનુભવે! પરંતુ સમય સમયનું કામ કર્યે જાય છે. દેવીને ખુશ કરવા તે વ્હેલો પસાર નથી થતો; તેમ રોકાતો ય નથી. દુઃખીઓની એ તો કલ્પના લક્ષ્મીનીયે અવધ પુરી થઇ. બેથાના ય ફણગા ફુટ્યા. તેના છોડવા થયા. તેના પર જોતજોતાંમાં ફુલો ય આવ્યાં.

એક રાત્રિજ તેને વીતાવવાની હતી. તેણે ત્યારે બ્રાહ્મણપત્નીને કહ્યું: "બ્હેન, મને ઠીક નથી લાગતું." તે બોલી: "હું થાકી ગઇ છું. હમણાં એક ખુણે પડી રહે. હું સ્હવારે જોઇશ." લક્ષ્મી થોડી વારે ફરી બોલી: "અહીં ઠીક નથી લાગતું." તે બોલી: 'ખુણો બદલ. સ્હવારે હું જોઇશ. મને ખૂબ થાક લાગ્યો છે." લક્ષ્મીએ આમ ચાર વાર પૂછ્યું. સઘળી વેળા તેના એ નહિતો એવાજ જવાબ મળ્યા.

પ્હો ફાટ્યો. સૂર્ય ઉગ્યો. આકાશથી રથ ઉતર્યો. બ્રાહ્મણના આંગણામાં તે આવ્યો. બ્રાહ્મણ અને બ્રાહ્મણપત્ની ચકીત થયાં. તેઓએ દાસીને ઘરબ્હાર આવતી જોઇ. તેના ચ્હેરાપર અનેરું તેજ હતું. તેમને ત્યારે એ દેવીનું ભાન થયું. એક વર્ષ સુધી દેવી પાસે કામ લીધું, એ જાણી તેઓ શરમાયાં. આંખમાંથી બોર બોર જેવડાં આંસુ પાડી તેમણે તેની માફી માગી. દેવીએ તેમને હાથ પકડી ઉઠાડ્યાં. તે બોલી: "એમાં માફી શાની. તમે મને ક્યાં દુઃખ દીધું છે. મારો આશીર્વાદ છે કે તમને કાંઇ દુઃખ નહિ પડે." તેમને તેણે છાના રાખ્યાં. બ્રાહ્મણ-પત્નીને પછી કહ્યું: "હું તો જાઉં છું. મારા ગયા પછી હું સુતી હતી તે ચાર ખુણા જોજો. દાડમના ઝાડના મૂળ આગળ પણ ખોદવું રખે ચુકતાં.' તેણે રથમાં પ્રવેશ કર્યો. વિષ્ણુ

પાસે તે બેસી ગઈ. રથ આકાશમાં અદ્રશ્ય થયો.

બ્રાહ્મણ અને તેની પત્ની ઘરમાં ગયાં. ચારે ખુણા તેમણે જોયાં. એક ખુણે તેમને રત્ન સાંપડ્યાં. બીજે ખુણે હીરા લાધ્યા. ત્રીજે પોખરાજ પામ્યાં. ચોથે ચમકતાં માણિક્ય મળ્યાં. તેમનાં આનંદનો પાર ન રહ્યો. દાડમના ઝાડ તરફ તેઓ દોડ્યાં. તેમણે ત્યાં ખોદી જોયું. સોનાના કટકા ત્યાંથી તો જડ્યા.

દંપતીનું દુઃખ દૂર થયું. તેઓ ધનવાન થયાં. તેમના દિવસો આનંદમાં વીત્યા જાય છે.



# માનો પ્રેમ.





( ૧ )

દેવે દીધો દીકરો,
માવડીએ માંડી મીટ;
દેરે-દેરે દીવા કરે,
માની નિર્મળ નિત

( ૨ )

દેવે દીધો દીકરો,
માડી ગાતી ગીત;
દેરે-દેરે દીવા કરે,
માને હૈયે હિત.

( ૩ )

દેવે દીધો દીકરો
માડી રાખે રીત;
દેરે-દેરે દીવા કરે,
માનું ચોખ્ખું ચિત્ત.

( ૪ )

દેવે દીધો દીકરો,
માડી ઝંખે જીત;
દેરે-દેરે દીવા કરો,
માનો પ્રેમ પવિત્ર.

" સરળ. "




# એક અદ્‌ભુત બનાવ.

લેખિકાઃ સૌ. સૌદામિની ગગનવિહારી મ્હેતા, બી. એ.

ગઈ કાલે સ્હાંજે મારા મિત્ર ચંદ્રવદનને ઘેર સાંભળેલી એક વાત મારાથી કેમે કરી ભૂલાતી નથી. હું ગમે તે કામ કરતો હોઉં કે ગમે તે વિચારમાં હોઉં તો પણ એકાએક પેલી વાત મારા સ્મૃતિપટ ઉપર તરી આવે છે.

ચંદ્રવદનને ઘેર અમે ચાર પાંચ મિત્રો અને બીજા કેટલાક ગૃહસ્થો કાલે સ્હાંજે ભેગા થયા હતા, અને બેઠા બેઠા ગપ્પાં મારતા હતા. એકાએક અમે ચમત્કારિક બનાવોની વાતો ઉપર ઉતરી પડયા. બધાએ વારાપરથી પોતે સાંભળેલા અથવા વાંચેલા અદ્‌ભુત બનાવો વર્ણવ્યા. ચંદ્રવદનના ન્હાનાભાઈનો નિખિલ નામનો એક મિત્ર આજે પ્હેલવ્હેલોજ અમારા મંડળમાં ભળ્યો હતો; અમારા સાથી અપરિચિત હોવાથી તે અત્યાર લગી ખુણામાં શાંત બેસી રહ્યો હતો. થોડી વાર પછી ચંદ્રવદનની નજર અચાનક નિખિલ ઉપર પડી એટલે તેણે નિખિલને કંઈક ચમત્કારિક બનાવ વિશે સાંભળ્યું કે વાંચ્યું હોય તો કહી સંભળાવવાની સૂચના કરી.

થોડીક ક્ષણ વિચાર કર્યા પછી નિખિલે બોલવાનું શરૂ કર્યું–" તમારા સહુની પેઠે હું બનાવટી વાત કે ઉડતી ગપ નથી કહેવાનો. પરંતુ એક બનેલો, મેં પોતે અનુભવેલો બનાવ કહી સંભળાવું છું. એક બે વર્ષ અગાઉ હું અમદાવાદમાં રહેતો હતો. ત્યાં મિરજાપુર રોડ ઉપર મેં એક જુનો પુરાણો બંગલો ભાડે રાખ્યો હતો. એ બંગલાની સ્થિતિ છેક ખડીયાખડખડ થઈ ગએલી હતી; ભીંતો ઉપરનો રંગ સમૂળગો ઉડી ગયો હતો અને કોઈ કોઈ ઠેકાણેથી તો ચુનો પણ ખરી ગયો હતો. મારા સુવાના ઓરડાની દિવાલ ઉપર એક જગાએ એવી વિચિત્ર રીતે ચુનો ખરી ગયો હતો કે બરાબર એક માણસની મુખાકૃતિ જેવો ઉખડેલા ભાગનો દેખાવ લાગતો હતો. ઘણીવાર એવું બને છે કે જુનાં મકાનોની દિવાલ ઉપરનો ચુનો ખરી જવાથી કોઈ જાનવરની કે પક્ષીની કે બીજી કંઈક વસ્તુની આકૃતિનો ભાસ આપણને થાય. પરંતુ આતો જાણે આબાદ કોઈ જોએલા માણસનો ચ્હેરોજ ભીંત ઉપર કોતરી કહાડયો હોય એવું લાગતું હતું.

વખત જતાં મને તો એવી ટેવ પડી ગઈ કે દરરોજ સ્હવારે ઉંઘમાંથી ઉઠયા પછી થોડો વખત પથારીમાં સુઈ રહું અને સુતે સુતે દિવાલ ઉપરની વદનાકૃતિ જોયાજ કરૂં. ધીમે ધીમે મને તો એમજ લાગવા માંડ્યું કે આ કોઈ મારી સાથે રહેનારા જીવતા માણસનુંજ મ્હોં છે.

થોડા દિવસ પછી ઇન્ફ્લ્યુએન્ઝાએ મારા-પર સખત હુમલો કર્યો. પરિણામે મારે દાન ને દિવસ પથારીમાં સુઈજ રહેવું પડતું. આ માંદવાડ દરમિયાન પેલા ભીંત પરના માણસના ચ્હેરા સાથેનો મારો સંબંધ બહુ વધી ગયો. જાગ્રત્ અવસ્થામાં હોઉં ત્યારે વારંવાર મને એનાજ વિચાર આવ્યા કરે, અને ઉંઘમા હોઉં

ત્યારે સ્વપ્નામાં પણ મારાથી એજ દેખાય. મેં એ ચ્હેરાનો ઘણી બારિકાઇથી અભ્યાસ કરવા માંડ્યો અને પછી છેવટે તો એવી સ્થિતિ થઇ ગઇ કે આંખો બંધ કરૂં તોએ એના નાકનો મરોડ, કપાળનો વાંક વિગેરે બધું મારાથી દેખાતું. હવે મારે મન એ એક ભીંત ઉપર કોતરાયલી મુખાકૃતિ ન્હોતી રહી. પણ સબળ વ્યક્તિત્વથી ભરેલો એક જીવતા માણસનો ચ્હેરો હોય એમજ મને લાગતું.

માંદગીમાંથી હું સારો થયો છતાં મને ચ્હેરાની લત લાગી હતી તે ગઇ નહિં. મારી ભીંત ઉપરની મુખાકૃતિ જેવા ચ્હેરાવાળા માણસની તપાસ કરવા માટે મેં જુદા જુદા રસ્તાઓમાં ફરવા માંડ્યું. કોણ જાણે શાથી મને એવી ચોકકસ ખાત્રી થઇ ગઇ હતી કે એવા મ્હોંવાળો કોઇ પુરૂષ અસ્તિત્વમાં છે અને તે વ્હેલો મોડો મને મળવોજ જોઇએ! કેટલીક વાર તો મને એમ લાગતું કે વિધાતાની કોઇક અકળ રચનાને લીધે મારૂં અને તે પુરૂષનું નસીબ જોડાએલું છે! પછી તો એ સદ્‌ગૃહસ્થની શોધ માટે મેં રાજકીય સભાઓમાં, જાહેર વ્યાખ્યાનોમાં, નાટકશાળામાં, રેલ્વે સ્ટેશન ઉપર વિગેરે અનેક સ્થળોએ જવા માંડ્યું. એક પછી એક મારા બધા પ્રયાસો નિષ્ફળ જવા લાગ્યા. મારા આ પ્રયાસને લીધે મને એક લાભ એ થયો કે મનુષ્ય-ચ્હેરાનું બહુ બારિકાઇથી નિરીક્ષણ કરવાની મને ટેવ પડી. કેટલા વિધવિધ પ્રકારનાં માણસનાં મ્હોં હોય છે તેનો ખ્યાલ પણ મને આ શોધને અંગેજ થયો. પ્રત્યેક માણસની મુખાકૃતિ જુદી છતા દરેકમાં ઘણું સામ્ય એ કેવી વિચિત્ર ઘટના છે?

મારા મિત્રો તો એમજ માનવા લાગ્યા કે મને એક પ્રકારની ઘેલછા લાગી હોવાથી, એક ચ્હેરાની શોધમાં, દિવાના માણસની માફક હું આમથી તેમ ભટકતો હતો. પછી તો હું મારો કામ ધંધો છોડીને એ અદ્‌ભુત માણસની તપાસ માટે ચોવીસે કલાક કહાડવા લાગ્યો. પોલીસને મારી આ વિચિત્ર વર્તણુકને લીધે, મારા ઉપર વ્હેમ ગયો એટલે મારી તરફ શંકાભરી નજરથી તે લોકો જોવા મંડ્યા. સ્ત્રીઓ કે બાળકો તરફ તો નજર સુદ્ધાંએ ફેંકતો નહિં. માત્ર માણસ, માણસ ને માણસજ હું તપાસતો."

નિખિલ આટલી વાત કહેતાં ખૂબ ઉશ્કેરાઇ ગયો હતો. એકાએક તેણે બોલવું બંધ કર્યું. જરા શાંત થયો અને પોતાના કપાળ ઉપર થોડીવાર હાથ ફેરવ્યો અને ફરી પાછી વાત આગળ ચલાવી:—" આખરે એ પુરૂષને મેં જોયો. એક વખત રાત્રે સાડાઆઠેક વાગ્યાને સુમારે હું ભદ્રના કિલ્લા આગળથી જતો હતો. તેવામાં એકાએક મેં એક મુસલમાન સદ્‌ગૃહસ્થને મોટરકારમાં બેસીને જતા જોયા. એમનો ચ્હેરો આબેહુબ એકદમ પેલી ભીંતપરની મુખાકૃતિ જેવોજ હતો.

ગાંડા માણસની પેઠે મોટરની પાછળ થોડીવાર દોડ્યો અને પછી રસ્તાની બાજુ ઉપર ઉભેલી એક ટેક્સીમાં બેસી ગયો. ટેક્સીવાળાને મેં પેલી મોટરની પાછળ પાછળ ચલાવવાનું કહ્યું. છેવટ રેલ્વે સ્ટેશન ઉપર અમે આવી પહોંચ્યા. પેલા ગૃહસ્થ ઉતરીને સ્ટેશનની અંદર ગયા એટલે હું પણ એમની પાછળ ગયો. જો જરા પણ તક મળે તો એમનું નામ ઠામ પૂછી લેવાનું મેં નક્કી કર્યું હતું. પરંતુ સ્ટેશનના પ્લેટફાર્મ ઉપર એમની રાહ જોઇને ઉભેલી એમના કુટુંબની સ્ત્રીઓ તથા બાળકોને મેં જોયાં એટલે તરત મને લાગ્યું કે મારો કંઈ પત્તો લાગશે નહિં. તપાસ કરતાં મને ખબર પડી કે એ મુસલમાન ગૃહસ્થ એડન જતા હતા. એટલે તરતજ મેં મુંબાઇ જવા માટે એક ટીકીટ લીધી, અને હું પણ આગગાડીમાં બેસી ગયો. મેં મનમાં સંકલ્પ કર્યો કે

મુંબાઇ પ્હોંચીશું એટલે બનશે તો સ્ટેશન ઉપરજ પેલા પુરૂષને મળી એમનું નામ પૂછી લઇશ. પરંતુ મ્હારી એ આશા પણ ફળી નહિં. હું આગગાડીમાંથી ઉતરીને એ પુરૂષને શોધવા આમથી તેમ ફરતો હતો. એટલામાં તો મેં એમને સ્ટેશનના દરવાજા આગળ એક મોટર માં બેસતાં જોયા. હું મોટર પાસે જઇ પ્હોંચ્યું તે પહેલાં તો મોટરકાર ઉપડી ગઇ. હવે મારે છેક એડન સુધી જવું પડશે એ વિચારથી પ્હેલાં તો હું જરા મુંઝાયો. પણ પછી એકદમ આરંભેલું કામ પરિપૂર્ણ કરવાની મ્હારા મનની વૃતિ સતેજ થઈ અને હું એડન જવાની તૈયારી કરવા મંડી પડયો.

સ્ટીમર ઉપર પ્હોંચતાજ મને પેલાં મહાન પુરૂષના દર્શન થયા. ફર્સ્ટ કલાસની એક કેબીનમાં મેં તેમને સહકુટુંબ દાખલ થતા જોયા. ક્યારે કેબીનની બ્હાર નીકળે અને હું એમને મળું એમ વાટ જોતો હું અડધો કલાક કેબીન-ની સ્હામે ઉભો રહ્યો. આખરે કેબીનનું બારણું ઉઘડયું અને પેલા સદ્ગૃહસ્થ એક ન્હાના બાળકને આંગળીએ લઇને બ્હાર આવ્યા. એ-મને જોતાંજ મારૂં હૃદય ખૂબ જોરથી ધડકવા લાગ્યું અને આખું શરીર કંપવા મંડયું. જરાક સ્વસ્થ થયા પછી મેં એમના ચ્હેરાનું બરાબર નિરીક્ષણ કર્યું અને મને ચોક્કસ ખાત્રી થઇ કે એજ ચ્હેરો મારી ભીંત ઉપર કોતરેલો હતો. એક ક્ષણ તો મને પણ સ્હમજાયું નહિં કે હું તે આ ખરેખરો માણસ જોઉંછું કે માત્ર મ્હારા ઘરની ભીંત ઉપરની મુખાકૃત્તિ જોઉંછું ! તે પુરૂષ મ્હારી તરફ એક દ્રષ્ટિપાત કરીને ડેક ઉપર ફરવા લાગ્યો. હું ધીમે રહીને તેની પાસે ગયો. અચકાતે અચકાતે ધ્રુજતે અવાજે મેં કહ્યું-માફ કરજો સાહેબ, હું તમારી સાથે ઓળખ્યા વગર વાત કરવા આવ્યો છું. મ્હેરબાની કરીને મને આપનું નામ ઠામ આપશો ? એક અતિ અગત્યનાં કામ માટે મારે તેની જરૂર છે. ! પ્હેલાંતો એ પુરૂષને મારી વાત સાંભળીને સ્હેજ આશ્ચર્ય લાગ્યું હોય એમ જણાયું. પણ પછી જરાક વિચાર કરીને ગજવામાંથી એક સુંદર કાર્ડ કેસ બ્હાર કહાડયું અને એમાંથી મને એક કાર્ડ આપ્યું. પેલા બાળકનો હાથ પકડીને તરત તે આગળ ચાલી ગયો. મને મનમાં એમ થયું કે જરૂર એ માણસે મને કોઇ ચકરમ ધાર્યો હશે. એનું આપેલું કાર્ડ લઇને હું સ્ટીમરના એક છેડા આગળ જઇને ઉભો અને ધ્યાનથી કાર્ડ તપાસવા માંડયું. એ માણસનું નામ “ મિર જાફર ” અને એ મૂળ એડનનો વતની હતો. ‘ મિરજાફર ’ એટલા અક્ષરો વાંચતાં વાંચતાં મારી આંખે ઝાંખ વળવા લાગી. મારૂં મગજ ફરતું હોય એવો ભાસ મને થયો અને એક-દમ મને ચક્કર આવી ગયા એટલે હું ડેક ઉપર પડયો. ત્યાર પછી મારૂં શું થયું તે મને કંઇજ ખબર નથી. જ્યારે મને ભાન આવ્યું ત્યારે મને ખબર પડી કે મને એક પથારીમાં સુવાડેલો હતો. થોડા દિવસ પછી હું પાછો મુંબાઇ આવ્યો અને ત્યાંથી પછી અમદાવાદના મારા મિરજાપુર રોડ ઉપરના મકાનમાં જઇ પ્હોંચ્યો ”

નિખિલ ફરી એક વાર વાત કહેતો અટ-કયો. અમને સર્વને એની વાતમાં અત્યંત રસ પડતો હતો. એટલે મૂંગા મૂંગા એક ચિત્તે અમે એની વાત સાંભળ્યા જતા હતા. તે સ્હાંજે અમે બીજી ઘણી અદ્ભુત વાતો સાંભળી હતી પણ નિખિલની કહાણીએ અમને બીજી બધી વાતો ભૂલાવી દીધી.

નિખિલે પાછી વાત શરૂ કરી-“ત્યાર પછી પછી તરત મેં આ મિરજાફર કોણ છે તે જાણવાની તજવીજ કરી. મુંબાઇમાં રહેતા મારા બે ત્રણ મુસલમાન મિત્રોને મિરજાફર વિશે કંઇ જાણતા હોય તો લખી જણાવવાનું

મેં લખ્યું. અને વળી એડનમાં વસતો મારા ઓળખીતા એક વ્હેપારીને પણ બની શકે તે મિરજાફર વિશે કંઈક માહિતી આપવાની વિનંતિ કાગળ દ્વારા કરી. આટલા બધા પ્રયત્ન અંતે માત્ર હું એટલુંજ જાણી શક્યો. કે મિરજાફર એક ધનિક વ્હેપારી છે અને મૂળ એડનનો હોવા છતાં ઘણા વર્ષોથી મુંબાઇ આવીને વસેલો છે. અને એડન જતાં પ્હેલાં એક અઠવાડિયું તેણે અમદાવાદનાં મસીદો અને રોજાઓ જોવામાં ગાળ્યું હતું.

દિવસો ઉપર દિવસો ચાલ્યા ગયા પણ મિરજાફર વિશે હું કાંઇ વધું જાણી શક્યો નહિ. ગઇ કાલે સ્હવારે જ્યારે ઉંઘમાંથી ઉઠીને મેં ભીંત ઉપરની પેલી વદનાકૃતિ નિહાળી ત્યારે હું એકદમ ચમક્યો. પ્હેલાં કરતાં એ આકૃતિ બહુજ ઝાંખી અને અસ્પષ્ટ થઇ ગઇ હતી. એક રાતમા આમ અણધાર્યો ફેરફાર થઇ જવાનું શું કારણ હશે તે હું સમજ્યો નહિં ! થોડીવાર પછી હું મારા ઘરના ઓટલા પર જઇને બેઠો. એટલામાં ન્યુસપેપર વ્હેંચનાર છોકરો આવીને તે દિવસનું પેપર આપી ગયો. હજી તો બીજું કંઈ વાંચું તે પહેલાં મારી નજર નીચેના સમાચાર ઉપર પડી:—" મુંબઇના વતની મિરજાફર નામે એક ધનાઢ્ય વ્હેપારીને થએલો ભયંકર મોટરનો અકસ્માત." ઉપરના શબ્દો વાંચતા મારા આશ્ચર્યનો પાર ના રહ્યો. જમીને બપોરે પાછો હું મારા સુવાના ઓરડામાં ગયો અને ખાટલા ઉપર બેઠો બેઠો પેલા અકસ્માત વિશે વિચાર કરવા લાગ્યો. એટલામાં તો એક અસંત નવાઇ જેવો બનાવ બન્યો. મારી સામેની ભીંતપરનો પેલો ચ્હેરો એકદમ સમુળગો અદ્રસ્ય થઈ ગયો.

આજે સ્હવારે ન્યુસપેપર વાંચતાં મને ખબર પડી કે મિરજાફર અકસ્માતથી થએલી ઇજાને લીધે ગઇ કાલે બપોરે ગુજરી ગયા."

નિખિલ આટલું બોલીને શાંત પડ્યો. અને બધા નિખિલની વાત સંભાળીને એવા મુગ્ધ થઇ ગયા હતા કે બોલ્યા ચાલ્યા વગર અમે એક બીજાની સ્હામું જોયા કરતા હતા.

નિખિલ થોડીવાર પછી બોલ્યોઃ— " મારી આ વાતમાં પણ અસાધારણ બાબતો છે. સૌથી પ્હેલી તો એ કે અમદાવાદના મકાનની ભીંત ઉપરનો ચુનો એવી રીતે ઉખડી ગએલો હોય કે ત્યાં આબાદ એક મુંબાઇમાં વસતા માણસની મુખાકૃતિ દેખાય, વળી એટલુંજ નહિ પણ એ પુરૂષના જીવનની સાથે એ ભીંત ઉપરની આકૃતિને એટલો ગાઢ સંબંધ હોય કે એકનો નાશ થતાંજ બીજાનો નાશ થાય. બીજી નવાઇ જેવી વાત એ કે જે રસ્તા ઉપર મારો બંગલો છે તેનું નામ ' મિરજાપુર રોડ ' અને પેલા ગૃહસ્થનું નામ " મિરજાફર." ખરેખર આ વાત તમને અલૌકિક નથી લાગતી ? " અમે બધાએ ટાપસી પુરી કે નિખિલની વાત અદ્ભુત હતી. ચંદ્રવદન એકાએક બોલી ઉઠયા—" પણ તમે તો કહેતા હતાને કે તમારી વાતમાં ત્રણ અસાધારણ બાબતો છે. તે ત્રીજી કઇ ? " નિખિલ ઉઠ્યો અને બારણાની બ્હાર નીકળતાં બોલ્યો કે " ત્રીજી અસાધારણ બાબત એ કે અડધા કલાક પ્હેલાંજ જ્યારે હું ખુણામાં શાંત રીતે બેસી રહ્યો હતો ત્યારે મેં આ આખી વાત મનમાં ઉપજાવી કહાડી હતી. " આટલું બોલી તે ચાલ્યો ગયો, અને અમે બધા આશ્ચર્યથી સ્તબ્ધ થઇ ગયા. ×

---

× અંગ્રેજી ઉપરથી.




લેખક શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

## પ્રકરણ પચાસમું.

### ફરી ન પરણું તો ?



"વસંત ! મ્હને તો અત્યાર સુધી એમ લાગતું હતું કે જયકુંવર જેવી વ્યક્તિને ત્હારા જેવા માણસો સુધારી શકશે."

વસંત પોતાની ભૂલ્ય સમજ્યો હતો તેથી સુન્દરલાલનો આ મૃદુ ઠપકો મુંગે મોઢે સાંભળ્યો.

"જો સંસારની એ કલેશમૂર્તિઓને ત્હારા જેવું કવિહૃદય સુધારી ન શકે તો બીજું કોણ સુધારશે ?" ઠપકા ભર્યા અવાજથી સુન્દરલાલ બોલ્યો,

વસંત શાંત રહ્યો. પિતાને પોતાને માટે કંઇ ગેરસમજ ન થાય તેથી બોલ્યો "હું ધારૂં છું કે ફરીથી આવા પ્રસંગને મ્હારા તરફથી આવકાર નહિજ મળે"

બીજી પળે સુન્દરલાલ ત્યાંથી ગયો. વસંત એકલો પડયો.

આજના પ્રસંગને ભૂલવા માટે ત્હેણે પ્રયત્નો કર્યા પણ એ પ્રયત્નો નિષ્ફળ ગયા હોય તેમ તે વિચાર વમળમાં પડયો.

"આ તે કંઇ જીવન છે ? જ્યાં જોઇએ ત્યાં આ કલેશની કથા. હિંદુ સંસાર સ્વર્ગસમો બનાવવો એ શું મ્હારાં સ્વપ્નાં હશે ! પૈસાને શું કરવો ? એના કરતાં તો રાખ સારી કે જોગી થઇ ભભુત લગાવી વનમાં ભમી પ્રભુને સાધવા. આ કુટુંબની જંજાળો, આ કુટુંબની ગડમથલો, આ કુટુંબની ઉપાધિઓ શા માટે જોઇએ ? કુટુંબમાં જો સંપ ન હોય, કુટુંબની દરેક વ્યક્તિમાં પ્રેમના અંકુર ન હોય તો પછી એ કુટુંબથી દૂર કાં ન થવું ? આ ગાડીઘોડે ફરવાનો મોહ, આ જાતજાતનાં રંગબેરંગી કપડાં પહેરી ફરવાનો મોહ, આ છાતી ઉંચી રાખી અમ્હે પૈસાવાળા છીએ, મ્હોટા કુટુંબના છીએ એ બધો મોહ શા માટે જોઇએ ? શું એ મોહમાં રચ્યા પચ્યા રહેનારાઓએ સુખ કયાં છે એ જોયું હશે ? મઝા કયાં છે એનો સ્વપ્ને પણ ખ્યાલ કર્યો હશે ? અને કદાચ મઝા મેળવવા માટે ઇચ્છા થઇ હશે તો સાચી મઝા કયાં છે તેની દિશા પણ તેઓએ જોઇ હશે ? હું કવિ, હું વકતા, હું સાક્ષર એમ માનવાથી શું વળ્યું ! લોકોમાં એ પદને અંગે મગરૂરીથી ફરવામાં શું થયું ! હજારો કવિતાઓ વાંચી નાંખી કે લખી નાખી, સેંકડો ભાષણો આપ્યાં કે સાંભળ્યાં, ઘણા વિષયો વાંચ્યા કે લખ્યા પણ તેમાંથી સરવાળે જો સુખ ન દેખાયું તો એ કવિતા ભાષણ કે લેખથી પરિણામે મોહ ને લોભના પુતળાં

થઇ જગતમાં નાચવું એનો અર્થ શું ? શાને માટે લોકો એ પુતળાંના નાચમાં મ્હોટાઇ માનતાં હશે ? આજે હું આટલું કમાયો, આજે મ્હેં સોનાના કે શેરના સટ્ટામાં તડાકો માર્યો; આજે મ્હેં મ્હારા હરીફને સટ્ટામાં જબરજસ્ત શિકસ્ત આપી એનો શું અર્થ ? લોકો દિવાના થયાં છે, લોકો જીવનની ખરી ઉપયોગીતા ભૂલ્યાં છે, લોકો અજ્ઞાનના ખડકો સાથે માથાં પછાડે છે કે શું ? " વસંતને આ પ્રમાણે બબડતો જોવાને જો કોઈ હાજર હોત તો જરૂર વસંતમાં સહજ દીવાનાપણું આવ્યું છે એમ પહેલી દ્રષ્ટે દેખાત. કર્મનાં સિદ્ધાંતોનો અભ્યાસક આજે આ ગડમથલમાં પડે એમ કોઇને કહ્યું હોય તો વસંતને ઓળખનાર વ્યકિત ઘડી આ વાત સાચી માને નહિ. વસંતની મુખમુદ્રા, વસંતના ચહેરા પર થતા ફેરફારો તેમજ એની વિચાર ઘટનાની ભરતી ને ઓટ જોઇ વસંતને માટે જોનારને જરૂર દયા આવે.

તે ઉભો થયો. પોતાના ઓરડામાં આમથી તેમ આંટા માર્યા. ત્હેને અત્યારે શાન્તિ જોઇતી હતી; આરામ જોઇતો હતો. પોતે શું બકવાદ કર્યો જાય છે એનું ભાન થતાં તે પોતાને માટે દિલગીર થતો હતો પણ ફરીથી એ ભાન ખોઇ દેતાં ત્હેના વિચારઘોડાઓની લગામ છૂટતી.

આંટા મારતો મારતો રસ્તાપર પડતી પોપોતાના ઓરડાની બારીએ તે ઉભો રહ્યો. મોટરોની ધમાલે કે વિવિધ ચીજો વેચતા ફેરીયાઓની બુમોએ ત્હેનું ધ્યાન ન ખેચ્યું. પણ ફુટપાથપરથી જતાં યુવાન યુગલો તરફ ત્હેની દ્રષ્ટી ગઇ. આવાં દંપતિ દર્શને ફરીથી ત્હેનાં વિચારપ્રકરણો આડાં અવળાં ઉઘડયાં.

" પરણવામાં શું સુખ છે. ? આ યુવાનીમાં મસ્ત બનેલા યુગલ શું પ્રેમને પારખી શકયાં હશે ? અરે પ્રેમની ચિણગારી પણ જેણે નથી જોઇ ત્હેને પ્રેમના સાક્ષાત દર્શન તે કયાંથી થાય ! આ તો બધાં મોહજગતનાં મોહપુતળાં ! પ્રેમના અખંડ ને અમર પ્રકાશ આ બિચારા કયાંથી ઝીલે ! પ્રેમની પ્રભુત્વભરેલી અમૃત કટોરી બિચારાં આ કામવાસનાના ઢીંગલા ઢીંગલીઓને કયાંથી મળે! ભલે એ લોકો માને કે અમ્હે પ્રેમને ઓળખીએ છીએ પણ જે લોકો પરસ્પર કહે કે હું આપને ચાહુ છું એ બનાવટી શબ્દો પ્રેમની પધરામણી કયાંથી કરાવી શકે ! બિચારાં અણસમજુ બાવલાઓ પ્રેમ ઉત્પન્ન કરવા કરાવવા માટે મુખને પાઉડરથી રંગે, માથામાં આડો સેંથો પાડે, વિવિધ આકર્ષક કપડાં પહેરે, ચાલવામાં, હરવામાં ફરવામાં ચપળતા દેખાડે ! કેવી મૂર્ખાઇની પરિસીમા ! જાણે એ પાઉડર, એ સેંટ લવંડર, એ આડો અવળો સેંથો, એ આખું અંગ નાગું દેખાય તેવાં રંગબેરંગી આચ્છાં વસ્ત્રો, એ નખરાં, એ ટાપટીપ ને એ બહારના લટકાની દુકાને પ્રેમ વેચાતો મળતો હોય તેવા વિચારના આ દંપતિની ખરેખર દયાજ ખાવી જોઇએ ! બહારથી પ્રેમનો ડોળ કરનારાઓ પોતાના હૃદયપર હાથ મૂકી જુએ તો પ્રેમ નહિ પણ કામની પોપકવૃતિ ધડાકા મારી રહેલી દેખાય. ઓ જગતનાં લોક ! ત્હમે પ્રેમને પીછાણો તો તો પછી ત્હમારા જગતપર સ્વર્ગ રચાશે અને પ્રભુના........"

" જગતના લોકને અમ્હારો કવિ શું કહી રહ્યો છે ?" વસંત પોતાની વિચાર માળામાં છેલ્લું વાકય મ્હોટેથી બોલ્યો તે ત્યાં આવતાં નંદલાલે સાંભળતાં તે વચમાંજ બોલી ઉઠયો.

નંદલાલના આગમનથી વસંતની વિચારમાળા ખંડિત થઇ. અર્ધ દિવાના જેવી સ્થિતિમાં તે આમતેમ આંટા મારતો હતો અને એ વખતનો ત્હેનો દેખાવ ખરેખર દયા ઉપજાવે તેવો હતો.

નંદલાલ વસંતની એ સ્થિતિ પ્રથમ દર્શનેજ પામી ગયો છતાં પોતાની અટકળ ખરી છે કે નહિં તે જાણવા હેણે પ્રયાસ કર્યો.

"કયમ કવિરાજ! જગતના લોકની સાથે કયાં ઉડો છો ?" નંદલાલે વસંતને ફરી પૂછ્યું.

"નંદલાલ! એક વખત હું કવિ છું એ તું ભૂલી જા પછી ત્હારી સાથે વાત કરૂં." કંઇક વિચિત્ર ભાવથી વસંતે આ માગણી કરી.

"ત્હારા જેવો કવિ નથી એમ ભૂલવા પ્રયાસ કરૂં તો પણ હું તે ભૂલી ન શકું. ત્હારા ઉચ્ચ વિચારો, ત્હારી અણમોલી ભાવનાઓ, ત્હારા લોકકલ્યાણના આશયો, અને સંસારમાં સ્વર્ગ રચવાની ત્હારી મહત્વાકાંક્ષાઓ મ્હારા વિચારોમાંથી કદાપિ ખસી શકે નહિ. વસંત! જેવી વાણી તેવા વર્તનવાળાં ત્હારા જેવા શુદ્ધ હૃદયના કવિને હું કેવી રીતે કવિ ન કહું ?"

"એ વાત હું વધારે સાંભળવા માંગતો નથી. હું જે છું તે છું પણ હમણા હમણાં મ્હારાથી જે ભૂલો થાય છે એ મ્હને બહુ દુંખે છે. મ્હને ઘડીમાં એવી ઇચ્છા થાય છે. કે ગીરનારની તળેટીમાં એકાદ ઝુંપડી બાંધી ત્યાં જગતથી દૂર દૂર એકલો પડયો રહું. બીજી વખત એમ ઇચ્છા થાય છે કે આ સંસારના બંધનોથી મૂકત થઇ દેશને માટે ફકીરી લઇ દેશયાત્રા કરૂં. જ્યાં જ્યાં તક મળે ત્યાં હિંદુ સંસારના કલેશમાં મરી જતી વધુઓને બચાવવા પ્રયત્ન કરૂં. સંસારમાં સુખ છે એવી ભાવનાવાળા ભોળા હૃદયના યુવાનોની આંખ્યો હું ખુલ્લી કરૂં અને ત્હમને બતાવું કે આપણું સંસારી જીવન પળે પળે દુઃખોથી ભરેલું છે. સ્વામાને સન્માન અપાય ત્યાં દેવો પ્રસન્ન રહે. સ્વામાને ગૃહિણીપદમાં શોભતી જોવી એ દેવીનાં દર્શન કરવા બરોબર છે એવી ભાવનાઓ શબ્દજાળ જેવી મ્હને ઘડી ઘડીમાં દેખાય છે. પેલા કવિએ ગાયું છે કે: 'સુખી સ્વામાનો કંથ સદ્દગુણી ગૃહિણી મળતાં; સુખી સ્વામાનો કંથ સ્નેહ સંકલના જડતાં, સુખી સ્વામાનો કંથ નારી જે શાણી પામે, સુખી સ્વામાનો કંથ નારીથી દુઃખડાં વામે, નરનું સુખ નારિ થકી, સકળ શાસ્ત્રનો સાર, સ્વામાના સુખ અખૂટ છે, ધન્ય ધન્ય અવતાર."

"નંદલાલ! ત્હને આ બધું ખરૂં લાગે છે ?" વસંતે તે ભાન ભૂલ્યો હોય તેમ પોતાના દિલનો ઉભરો ખાલી કર્યો.

"વસંત, વસંત! ત્હને આજ થયું છે શું ? ત્હારા જેવા પાસેથી આ શબ્દો સંભવે ખરા ?" નંદલાલે વસંતને શુદ્ધિમાં આણવા પ્રયત્ન કર્યો.

"તેટલા માટેજ હું ત્હને કહું છું કે મ્હને તું કવિ તરીકે અત્યારે ભુલી જા. મ્હને અત્યારે કયાંઇ પણ શાન્તિ નથી. જગતમાં શાન્તિ હશે કે નહિં ત્હેમાં મ્હને શંકા છે; અત્યારે હું હિંદુ સંસારના દરેક ગૃહનું સંસારી જીવન પ્રત્યક્ષ જોતો હોઉં એમ મ્હને લાગે છે. કયાંક બિચારી કુલકળી સમી બાલિકાઓ અકાળે કરમાઇ જાય છે. કયાંક વર-વધુનાં પારણાં હિંચોળાઇ રહ્યા છે. કયાંક મિંઢાળબાંધી કુમારિકાના કરકંકણના કટકા થઇ રહ્યા છે, કયાંક લક્ષ્મીની લાલચમાં દિકરી ને ગાય જ્યાં દોરે ત્યાં જાય એ લોક વેણુ વ્યવહારમાં દેખાઇ રહ્યાં છે અને કયાંક પ્રેમ વિનાનાં વ્યાપારી સોદા સમાન વરવધુના સગપણ થઇ રહ્યા છે. નંદલાલ આથી યે વધુ ચિત્ર ત્હારે જોઇતાં હોય તેટલાં ત્હને હિંદુ સંસારમાંથી મળશે. આ સુર્ય ને ચંદ્રમાને પૂછ તો તેઓ સાક્ષી પૂરશે કે સ્નેહને નામે કંઇ કંઇ અત્યાચારો થઇ રહેલા છે. પ્રેમને નામે સંસારમાં ઘણે સ્થળે અન્ય વાસનાઓને પોષણ મળી રહેલું છે.

કયા દંપતિ રાત્રીના કલેશ વિના શાં-

તિથી સુએ છે ? કીયાં દંપતિ ચંદ્રમાનાં તેજને ઝીલી જગતમાં સ્વર્ગ રચે છે ! અને કીયા દંપતિ ધર્મને સમજી ગૃહદેવને ગૃહદેવીની ભાવનાને જીવનમાં ઉતારે છે ? માત્ર શબ્દમાં બોલવું, માત્ર ચોપડીઓમાં વાંચવું, માત્ર કવિતાઓમાં ગાવું કે સંસારમાં સીતા-રામના જોડલાંઓ છે એ મ્હને હવે બહુ સાચું લાગતું નથી. હાલના હિંદુ સંસારમાં કયી સીતાનો પતિ રામ થયો છે ? કીયા રામની અર્ધાંગના સીતા સમી થવા તૈયાર થઈ છે ? નંદલાલ ! આપણી શબ્દભાવનાઓ એ આપણા ઢોંગ છે. આપણા વિચાર, કલ્પનાઓ એ આપણી બનાવટી ચિત્રમાળા છે." વસંત ફરી પાછો ઉશ્કેરાયલો દેખાયો. શબ્દે શબ્દે ત્હેનું આખું અંગ ધ્રુજતું હતું. ત્હેના હૃદયમાં બોલતી વખતે કારી ઘા થતા હોય તેવો ફેરફાર ત્હેની મુખમુદ્રા પર થયા કરતો હતો.

"વસંત ! આ બધા વિચાર નિરાશાવાદી જેવા છે. આશાવાદી મનુષ્યો આ ત્હારા વિચાર તરફ જરુર હસે. તું પોતે આશાવાદી છો એટલે જરા સ્વસ્થ થઇ આ વિચારોની ફરી તપાસ કરીશ તો ત્હને પણ એમ લાગશે કે એમાં ઘણી ભૂલો છે."

નંદલાલે આગળ ચલાવ્યું. "વસંત ! દુઃખને સમયે આપણે કેટલીક વખત આપણી બુદ્ધિ ખોઇ દઇ જેમ આવે તેમ શબ્દોની કીમત કર્યા વિના બોલ્યા કરીએ છીએ તેવી આજે ત્હારી દશા છે. ત્હારા જેવો સમજુ માણસ આ પ્રમાણે ડામાડોળ સ્થિતિમાં આવી પડી હિંદુ સંસારના માત્ર કાળીજ બાજુ જોઇ પોતાના વિચારોમાં નિરાશાને સ્થાન આપે એ મ્હને ઠીક લાગતું નથી. સીતારામના જોડલાંની આપણા સંસારની ભાવના જગતના અન્ય સર્વ સંસારની કોઇ પણ ભાવનાથી વધારે ઉન્નત ને વધારે આશાભરી છે. ગૃહદેવને ગૃહદેવીની ભાવના એ માત્ર કલ્પના નથી, એ માત્ર કવિઓનાં શબ્દોની ભરતી નથી પણ એ આર્ય સંસારની ચિરંજીવ ભાવના છે ને રહેશે. વિકાસ ક્રમનાં પંથમાં ઉભયને આધારે આગળ વધવાનું દંપતિજીવનનું રહસ્ય આર્ય સંસારની ઉચ્ચ ભાવનાઓનું ઉમદા લક્ષણ છે. આર્ય દંપતિ લગ્ન સમયે ગાય છે કેઃ—

'બે પાંખોથી ઉડશું,
વિશ્વ વ્યોમ મોઝાર;
જન્મો જન્મ મળો મને,
આપ પતિ ભરથાર.
× × ×
'નર નારિનું જોડલું
સૃજ્યું જગત સૃજનાર.
એક બીજાની ન્યુનતા
પુરે દંપતિ સાર.'

વસંત ! આર્ય સંસારનાં આ દાંપત્યજીવનના ચિત્રો શું ભૂલી ગયો છે કે ? રાધા ને કૃષ્ણના પ્રેમને તું શું માત્ર કવિની કલ્પનાઓ માને છે કે ? અનેક વરવહુના જોડલાંઓની મહાકથાઓનાં સુન્દર પ્રકરણોને તું શું માત્ર અરેબીયન નાઇટ્સની વાતો સમાન ગણે છે કે ? પ્રેમને માટે પ્રાણ અર્પનાર સ્ત્રી પુરુષોને તું કયી કક્ષામાં મૂકશે વારુ !?" નંદલાલે વસંતને ઠેકાણે આણવા પ્રયત્ન કર્યો.

વસંત આ વખતે બારી આગળ એક ખુરશી મુકી નિરાંતે નંદલાલની આ ભાવના યુક્ત વાતો સાંભળી રહ્યો હતો.

વસંતના ચહેરા પર થતા ફેરફારથી પોતે વસંત પર કરેલી અસરનું પરિણામ નંદલાલને જણાયું. ત્હેણે આગળ ચલાવ્યું.

"વસંત ? સંસારમાં રૂઢિના બંધનોનું જે સામ્રાજ્ય જામ્યું છે તેનો નાશ કરવા ઇચ્છનારે આશાવાદી થવું જરૂરીયાતનું છે.

નિરાશાથી નાસનારાં જગતના પુતળાંઓ એ રૂઢિઓને માત્ર નિંદી શકશે, પણ ત્હેનો નાશ કરવાનું સામર્થ્ય તેઓમાં કદાપિ પણ નહિં આવે. પળે પળે અંધકાર જોનારને જ્યાં સુધી પ્રકાશનું ભાન ન થયું હોય ત્યાં સુધી ત્હેને સર્વત્ર અંધકારજ દેખાયા કરે છે. ત્હારૂં શરૂઆતનું જીવન ઘડી ઘડી યાદ આવવાથી ત્હને આખો હિંદુ સંસાર ખરાબ લાગે છે. હું માનું છું કે તારી ત્યાંજ ભુલ થાય છે. ત્હારી વિચારભૂમિમાંથી બાવળના કાંટાને દૂર કરી ફૂલોની ફૂલવાડી ઉગાડ. આગળની સર્વ વાતો ભૂલી તું ફરીથી ગૃહસંસાર માંડી જો. તે પછી મ્હને કહેજે કે ગ્રહજીવનનું સ્વર્ગ એ શબ્દ ભાવના છે કે ખરેખર સાક્ષાત સ્વર્ગ છે. ગઇ કાલેજ મ્હારા પર સુમનલાલનો કાગળ હતો. ત્હારે માટે એ સર્વ પ્રકારે તજવીજ કરી રહ્યો છે અને... ..." નંદલાલ બોલતો હતો તેટલામાં વસંત બોલી ઉઠયો.

" નંદલાલ ! અહિં તો આવ પેલી ગાડીમાં કોણ જાય છે ? એ આપણી સ્હામું જોઈ રહી છે."

" એ તો રૂક્ષ્મણી ! " નંદલાલે બારી બહાર દ્રષ્ટી ફેંકતાં ફેંકતાં કહ્યું.

" અરે ગરીબ બિચારી રૂક્ષ્મણી મ્હને હજુ સુધી ભૂલી નથી. જો તો ખરો તેની દ્રષ્ટિમાં કેટલો બધો પ્રેમ છે. "

" વસંત ! ભૂલી જા એ રૂક્ષ્મણીને. પિતાનો હુકમ છે કે ત્હારે ત્હેને કદાપિ યાદ કરવી નહિ. "

" ત્યારે મારે શું કરવું ? "

" બીજી કોઈ પણ કન્યાને પરણવાની તને છુટ છે ! "

" લલિતા ગઇ ને રૂક્ષ્મણીને માટે પણ આ રીતનું બંધન હોય તો પછી પરણવામાં શું માલ છે ! નંદલાલ ! આના કરતાં હું ફરી ન પરણું તો ? "

---

# પ્રકરણ એકાવનમું

## ગૃહિણી



" **આ**વો આવો ભાભી ! આજ તો ત્હમારાં પગલાં અમ્હારે ગુપડે થયાં ! " કપિંજલાએ **ભાનુમતિને** આવકાર આપ્યો.

" કપિંજલા બ્હેન, ત્હમે હમેશાં મીઠી મેના જેવી વાણી બોલો છો. " **ભાનુમતિએ** કપિંજલા તરફ નયનબાણ ફેંકતાં ફેંકતા ઓસરીમાના હિંડોળાપર પોતાની બેઠક લીધી.

" ત્હમે તો હમણાં હમણાં સાક્ષરી ભાષામાં વાત કરતાં શિખ્યાં હો એમ લાગે છે. કાં ન બોલો ? મ્હારા ભાઇ દિલ્હીથી ઘેર આવ્યા તેથી મીઠડી મેના ને લાડીલા પોપટની વાતો ત્હમને હરપળે યાદ આવેજ. " કપિંજલા બોલતી બોલથી ખડખડાટ હસી પડી.

" સાક્ષરી ભાષાના પરિક્ષક ત્હમે છો ને શિક્ષક પૂર્ણા બ્હેન છે. "

" જરૂર. પૂર્ણાનું શિક્ષણ ત્હમે પણ શોભાવો એવા છો એ કેમ ભૂલી જાઓ છો ! પણ કહો તો ખરા ભાભી આજે આ તરફ ત્હમારી મહેરબાની થઇ ત્હેનું કંઇ ખાસ કારણ ? "

"હા. ત્હમોને હું ખાસ મળવા આવી છું. આપણે ખાનગીમાં એક વાત કરવાની છે."

"ચાલો ઉપર મેડીએ જઇએ. ત્યાં અત્યારે કોઇ નથી."

કપિંજલા ને ભાનુમતિ ઘરનો દરેક ભાગ જોતાં મેડીપર ગયાં.

ભાનુમતિ આજે કપિંજલાને ઘેર પહેલીજ વખત આવી હતી. કપિંજલાના જ્ઞાન વિષે ત્હેને બહુ માન હતું. ચતુર, શાણી ને સ્વભાવે શાંત કપિંજલાને જોઇ ત્હેને બહુ આનંદ થતો. સ્નેહપૂર્ણા સાથેની કપિંજલાની સ્ત્રીશિક્ષણની વાતો, સ્ત્રીવર્ગની ઉન્નતિ માટેની નવી નવી યોજનાઓ તથા સ્ત્રીવર્ગના કલ્યાણ માટેની ત્હેની આશાઓને ભાનુમતિએ ઘણીવાર રસપૂર્વક સાંભળી હતી. જ્યારથી ભાનુમતિને સ્નેહપૂર્ણાએ કેળવવાનું માથે લીધું ત્યારથી ભાનુમતિમાં ઘણા ઘણા ફેરફારો થયા હતા. સ્ત્રી સમાજમાં ભાનુમતિ હવે જવા લાગી હતી. ત્યાંના કાર્યક્રમમાં પણ ઉત્સાહથી પોતાની નણંદ સાથે તે ભાગ લેતી હતી. સ્નેહપૂર્ણાનાં શિક્ષણે ઉત્તમ ગૃહિણીપદ કોને કહેવાય તે ભાનુમતિ સ્હમજી હતી. આ સમજથી તેને કેટલોક ફાયદો થયો હતો પણ સાથે સાથે ત્હેને કેટલોક ખેદ પણ થયો હતો. સ્ત્રી સમાજની તેને કેટલોક ફાયદો થયો હતો પણ સાથે સાથે ત્હેને કેટલોક ખેદ પણ થયો હતો. સ્ત્રી સમાજની બ્હેનોને ઘેર જ્યારે જ્યારે તે જતી ત્યારે ત્હેને એ બ્હેનોનાં ઘરોની સુઘડતા ને સ્વચ્છતા જોઈ આનંદ થતો પણ કમનસીબે જ્યારે જ્યારે બીજી કોઇ ફેશનવાળી બ્હેનને ઘેર તે જતી ત્યારે ત્હેને આનંદને બદલે ખેદ થતો ઘર બહાર નિકળે ત્યારે છરકી કપડાં પહેરે, માથે વાંકો સેંથો, સેંટ લવંડર બહેકતાં હોય, પાકીટનો આછો આછો હાથ મારેલો હોય, ઉંચી એડીના બુટ પહેર્યાં હોય ને સર્વ પ્રકારે નખરાંબાજ દેખાતી હોય એવી સ્ત્રીને ઘેર જતા સુઘડતાઈનું નામ નિશાન પણ ન દેખાય! ત્હેનું આંગણું ગંદુ, ત્હેની ઓશરી ગંદી, ત્હેનું રસોડું ગંદુ, ત્હેના પાણીઆરે ગંદકીનો સુમાર ન હોય, ત્હેની ખાવાપીવાની ચીજોમાં પણ નીભાવી લેવા જેવી હાલત હોય, માત્ર ત્હેનો ડ્રોઈંગરૂમ જરા ભપકાબંદ હોય! એવી સ્ત્રીઓ ભાનુમતિએ જોઇ ત્યારે તે બહુ ઉદાસ થઈ. ગોરું મુખડું, ગોરા હાથ ને ગોરું શરીર સારું દેખાય છે એમ મનમાં અભિમાન લઇ સમાજમાં ફરનારી સ્ત્રીઓમાંની કેટલીકના ગૃહો જોયાં હોય તો જાણે ઉંદરનાં દર! ઘઉંવર્ણો ચહેરો ગોરો બનાવવાં માટે દીવસમાં દશ બાર વખત પીયર્સ સાબુને ઘસી નાંખે પણ જેના પાણી પીવાના કળશીયામાં તળીયે ચીકણો થર બાઝ્યો હોય એવી બ્હેનોને ભાનુમતિએ ક્યાંક ક્યાંક જોઇ હતી. જે બ્હેનોનું ગૃહ સુંદર ન હોય ત્હેને સ્ત્રી કહેવી કે નહિ તે વિષે ભાનુમતિએ ઘણીવાર સ્નેહપૂર્ણા સાથે વાદવિવાદ કર્યો હતો.

આજે ભાનુમતિને કપિંજલાને ત્યાં સંપૂર્ણ સંતોષ થયો. કપિંજલાનું આંગણું સ્વચ્છ, ઓસરી સ્વચ્છ, રસોડું સ્વચ્છ ને સર્વ સ્થળે સુઘડતાના દર્શન ભાનુમતિને થયાં. આંગણામાં તુલસીનો ક્યારો ને એક બાજુ ગાયને બાંધવાનું એક ઢાળીયું શોભી રહ્યું હતું. ઓશરીમાં ગ્લેડસ્ટન ને રીપનની છબીઓ લટકી રહી હતી. રસોડામાં મસાલો, ઘી, ખાંડ રાખવાની જગ્યાઓ બહુ સફાઇથી શોભી રહી હતી. રસોડા પાસે બે ઓરડા હતા. એક ઓરડો પુરૂષો માટે, બીજો ઓરડો સ્ત્રીવર્ગ માટે બેસવા ઉઠવાનો હતો. ફરનીચર સાદું પણ ધ્યાન ખેંચે તેવું હતું. સ્ત્રીવર્ગના ઓરડામાં દિવાલો પર સરોજીની નાયડુ, સરલાદેવી ચોધરાણી, કસ્તુરબાઇ ગાંધી ને મીસીસ બેસન્ટની છબીઓ શોભી

રહી હતી. પુરૂષવર્ગના ઓરડામાં કવિવર રવીન્દ્રનાથ, સ્વામિ રામતીર્થ, નેપોલીયન બોનાપાર્ટ અને કાઉન્ટ ટોલસ્ટોયની છબીઓ ખાસ ધ્યાન ખેંચતી હતી. વચમાં એક ગોળ ટેબલ હતું તેનાપર મહાત્મા ગાંધીનો એક બસ્ટ ફોટો સુન્દર ફ્રેમમાં મઢેલો શોભી રહયો હતો.

ભાનુમતિ કપિંજલાનું ઘર જોઇ બહુ પ્રસન્ન થઇ. મેડીપર આવતા બંગાલી ચિત્રકારોનાં ચિત્રો જોવા જેવા દેખાતાઃ 'કુંજદ્વારે' 'શાન્તનુ-ગંગા' 'મધુર મિલન,' વિગેરે ચિત્રો બહુ આકર્ષક હતાં. રેસકોર્સ તરફ પડતી બારી પર ત્હેણે એક યુવાનનો ફોટો જોયો. ત્હેણે સ્વભાવિક પૂછ્યું. "આ છબી કોની? જવાબ મળ્યોઃ

"કવિ વસંતની!"

"અને આ બારીપરની છબીમાં કોણ બેઠું છે?

"એ છબી ત્હમારા ભાઇની છે."

"ત્યારે અમ્હારાં ભાભી સાહેબની છબી ક્યાં?" ભાનુમતીએ નેહભર્યાં નયનો કપિંજલા તરફ ફેંક્યાં.

"ભાનુમતિ બ્હેન મ્હને તો છબી પડાવવાનો શોખજ નથી."

"ત્યારે આ બધી દિવાલોપર છબીઓ શું કરવા લટકાવી છે?

"એ બધાં ત્હમારા ભાઇનાં કામ છે. એમનો શોખ એ મ્હારો શોખ, એમનો આનંદ એ મ્હારો આનંદ, એ ન્યાયે હું પણ એમના એ શોખમાં મદદ કરૂં છું"

"નહિં ભાભી! માત્ર મ્હારા ભાઇનોજ શોખ છે એવું નથી દેખાતું. ત્હમે પણ ગૃહિણીપદની પરિક્ષામાં કંઇ ઉતરો તેવા નથી. ત્હમારા ઘરની વ્યવસ્થા,સફાઇ,સુઘડતા ને શાંતિ જોઇ હું બહુ પ્રસન્ન થઇ છું. મ્હને જ્યારથી સ્નેહપૂર્ણા બહેન તરફથી શિક્ષણ મળ્યું છે ત્યારથી હું જ્યાં જ્યાં જાઉં છું ત્યાં ત્યાં સ્વભાવિક દરેક જગ્યાની તપાસ કરવાની ટેવ પડી ગઇ છે. પરિણામે મ્હને બહુ વિવિધ જાતનાં સારાં નરસાં દર્શનો થયાં છે. ક્યાંક બહારથી ભપકામાં નીકળનારી બહેનોનાં ઘરોમાં અવ્યવસ્થાનો પાર નથી, ક્યાંક બહાર નીકળતાં મોઢું ધોઇ બાલને બરાબર ટાપટીપમાં ગોઠવી સફાઇબંધ વસ્ત્રોમાં સજ્જ થયેલી સુંદરીઓના ઘર જોયાં હોય તો સ્વચ્છતાનું નામ નિશાન ન હોય. જ્યારે કેટલીક બહેનો બહાર સાદાઇમાં ફરતી હોય છતાં ત્હેમનાં ઘરો જોયાં હોય તો જાણે ફૂલોની ફૂલવાડી. કેટલીકનાં કપડામાં બહુ તરેહના ભપકા ન હોય, ત્હેની બોલવા ચાલવામાં બહુ સફાઇ ન દેખાતી હોય પણ ત્હેમના ઘરોમાં સુઘડતા ને સ્વચ્છતા ઠામઠામ દેખાય છે. આ બધા સંજોગોથી મ્હારા મનમાં ગડમથલ થયા કરે છે કે સ્ત્રીઓની આ હાલત માટે જોખમદાર કોણ?"

"જોખમદાર આપણો પુરૂષવર્ગ! ભાનુમતિ બહેન! ત્હમારી માફક મ્હેં પણ એવી બહેનોને જોઈ છે કે જે બહાર ભપકો કરી નિકળે, જે બહાર સુધરેલાંઓમાં ખપવા માટે વિવિધ પ્રયત્નો કરે, ત્હેમનાં ઘરોમાં સ્વચ્છતા કે સુઘડતા સાચવવા માટે ત્હેમને વખત મળતો નથી. ત્હમારા ભાઇ એક દિવસ કહેતા હતા કે હાલના સ્ત્રીવર્ગમાંથી ગૃહિણીપણાના લક્ષણો ઓછા થતા જાય છે કારણ કે પુરૂષોને રમત રમવાને માટે પુતળીઓ જોઇએ છે, નહિ કે ઘર સાચવનારી ગૃહિણીઓ. સ્ત્રીત્વનો વિકાસ, સ્ત્રીશક્તિનાં ઉત્તમ લક્ષણો હાલની કેળવણી પામેલા પુરૂષો સ્હમજે છે કે નહિ એમાં ત્હમારા ભાઇને શંકા છે. ત્હમારા ભાઇએ આ બાબતમાં એક લેખ લખ્યો હતો ને હિંદુ સમાજના અભ્યાસીઓ -સુધારકો સમક્ષ કેટલાક પ્રશ્નો મુકયા હતો. પુરૂષો એટલા બધા મોહમાં તણાવા જાય છે કે સ્ત્રીઓ પુરૂષો સાથે જ્ઞાનગોષ્ઠી કરે, સ્ત્રી-

એ પુરૂષો સાથે દેશના પ્રશ્નોમાં વાદવિવાદ કરે, સ્ત્રીઓ વિદ્વાન થાય અને સ્ત્રીઓ પુરૂષોની સાથે દરેક પ્રકારે સહભાગી બને એ સુત્રોનાં બ્હાનાં નીચે તેઓ સ્ત્રીઓને રંગેલી ઢીંગલીઓ બનાવી રહ્યાં છે. જ્યાં પુરૂષોને આવી જાતના શોખ હોય ત્યાં ગૃહિણીપદની જોખમદારીઓ શું છે એ વિષે વિચારી સ્ત્રીઓ શું સમજે!? જ્યાં પુરૂષોને પોતાની અર્ધાંગનાઓમાં નવા જમાનાનું થનથન કરતું મોહવાળું નૃત્ય જોઇએ છે ત્યાં ઘર સાચવવાની વાતો કરવાનો પણ અવકાશ ક્યાંથી હોય ? જ્યાં વિદેશી આછામાં આછાં વસ્ત્રો, જ્યાં છેલ્લામાં છેલ્લી ઢબનો પહેરવેશ, જ્યાં વિવિધ તરેહના માથાપરના બાલમાં સેંથા પાડવાનાં પ્રયોગો, જ્યાં સ્ત્રીઓએ બુટ ન પહેરવા હોય છતાં મોજાં, તેના ઉપર કડલાં ને પછી જોડા પ્હેરવા પડે તેવા હાસ્યભર્યા પ્રયોગો અને મ્હારી સ્ત્રી સહુથી સુન્દર દેખાય છે એવી જાતની ભાવનાનાં જોવા જેવાં પ્રદર્શનો ભરાતાં હોય ત્યાં ગૃહ–સુન્દર ગૃહની ભાવનાને સ્થાન આપવાની તક પણ મળે ખરી ? ત્હમારાં ભાઇ સ્ત્રીકેળવણીના મ્હોટા હિમાયતી છે. સ્ત્રીઓ ચુલાની ચાકરડી બને, સ્ત્રીઓ પગનું એક ખાસડું છે, સ્ત્રીઓ માત્ર ઘરની દિવાલોમાં રહેવાને સરજાયલી છે એવા વિચારે.ને તેઓ ધિક્કારે છે, પણ સ્ત્રીઓ ગૃહિણી મટી માત્ર શોભાની પુતળીઓ બને એ જોવાને તે ઇચ્છતા નથી. ગૃહકારભારમાં સ્ત્રીઓનું ઉત્તમપદ સચવાઇ રહે ને ગૃહિણીધર્મના બધા સિધ્ધાંતો આપણા સંસારી જીવનમાં ઉતરે એ જોવાને ત્હમારા ભાઇ બહુ ઇંતેજાર રહે છે. સુન્દર ગૃહની ભાવના તેમણે મ્હને શીખવી છે. મ્હેં તેમને એક વખત પુરૂષો નહિં પણ સ્ત્રીઓ આ વિષયમાં જોખમદાર છે એમ કહ્યું ત્યારે જવાબમાં તેમણે એટલુંજ કહ્યું કે જે ભોજન પુરૂષોને ન ભાવતું હોય તે ભોજન સ્ત્રીઓ કોઇ દિવસ તૈયાર કરે ખરી ? તેજ પ્રમાણે સ્ત્રીઓની હાલની સ્થિતિની સર્વ જાખમદારી પુરૂષો ઉપર રહેલી છે. બ્હેન ! મ્હારા ઘરમાંજો ત્હમને કંઇ વ્યવસ્થા જણાઇ હોય તો તે સઘળી ત્હમારા ભાઇના શિક્ષણનું પરિણામ છે." કપિંજલાએ એક ભાષણ કર્યું હોય તેમ શ્વાસ લીધો.

"અરે વાહ ! ત્હમે ને મ્હારા ભાઇ તો ઘરમાંજ સ્ત્રી સમાજની સભાઓ ભરતાં લાગો છો ! જો મ્હને આવવાની રજા હોય તો હું રોજ ત્હમારાં ભાષણો સાંભળવા આવું."

"ત્હમારે માટે સ્નેહપૂર્ણાનું શિક્ષણ બસ છે. ત્હમારે તો ઘેર બેઠા ગંગા છે."

"પણ એ ગંગાજીના શાન્તનું રાજા વિષે હવે શું કરવું ? હું આજે અહિં આવી છું તે એ માટે જ આવી છું."

કપિંજલા આ વાત સાંભળી વધારે ગંભીર દેખાઇ.

"ત્યારે આપણે અત્યાર સુધી નકામી વાતોમાં વખત કાઢયો."

"નહિ નહિ ! એ વાતોમાંથી મ્હને બહુ શિખવાનું મળ્યું છે. કહો ભાભી ! હવે આપણે શું કરવું તે કહો." ભાનુમતિ પણ બોલતાં બોલતાં ગંભીર દેખાઇ.

"ત્હમે મનહર ભાઇને વાત કરી ?"

"હા. પણ જ્યાં સુધી સ્નેહપૂર્ણા બ્હેન પોતે ન કહે ત્યાંસુધી તેઓ કંઇપણ વાત કરવાની ના કહે છે."

"પૂર્ણા એ વાત કરી શકે ખરી ? ત્હમે કહો કે પૂર્ણા બ્હેનની હવે આ પ્રમાણે ઇચ્છા છે."

"મ્હને એમ લાગે છે કે ત્હમે આજે સ્હાંજના મ્હારે ઘેર આવો અને હું ને ત્હમે બન્ને મળી પૂર્ણા બ્હેન કહેવરાવે છે એમ એમને વાત કરીએ. મ્હને આજે એમણે કહ્યું છે કે હવે રજાના બહુ થોડા દિવસો બાકી છે માટે હું આજે અહિં ત્હમારે ઘેર આવી છું. આજે આપણે બન્ને પૂર્ણા બ્હેન તરફથી વાત તેમને કહીએ ને સુમનલાલ તેમને આવી મળે એટલે બધી ગોઠવણ તુરતમાં થઇ જાય."

"ભલે હું આજે સાંજના આવવા તૈયાર છું, પૂર્ણા શું કહે છે?"

"એ તો વસંત કવિના નામનો જાપ જપે છે પણ એમની આગળ આવીને કહી શકતાં નથી. આમ ને આમ શરમાશરમીમાં દિવસો ચાલ્યા જાય છે એ મ્હને હવે ગમતું નથી. ત્હમે વસંતલાલને પત્ર લખ્યો?"

"મ્હેં તો બે ત્રણ પત્રો લખ્યા છે. ત્હેમના તરફથી કંઇ જવાબ હજુ મ્હારા ઉપર નથી આવ્યો. આપણું અહિં નક્કી થાય તો આપણે એમને તાર મુકી તેડાવશું."

---

## પ્રકરણ બાવનમું.

### નક્કી.



વૃંદાવન બાગમાં આજે ખાનગી મસલત ચાલી રહી છે. સ્નેહપૂર્ણા ભાનુમતિ, કપિંજલા ને મનહરલાલ લીલા ઘાસની હરીયાળી ભૂમિપર બેસી વસંત વિષે વાતો કરી રહ્યા છે. સ્નેહપૂર્ણા આ વાતોમાં માત્ર સાંભળનાર તરીકેજ ઘણે ભાગે ભાગ લેતી હતી. ભાનુમતિમાં પોતાની નણંદ પરણે એ વિચારે ઉત્સાહ ને આનંદ ઉછળતો હતો. કપિંજલા વસંત સુખી થાય એ વિચારે આ લગ્ન કરવા ઇંતેજાર દેખાતી હતી. જ્યારે મનહરલાલ પોતાના મરહુમ પિતાની ઇચ્છા ફળે ને સ્નેહપૂર્ણા પોતે પોતાને યોગ્ય એવા વરને વરે એ જોખમદારીમાંથી પોતે મુક્ત થાય એ આશાએ બહુ ગંભીર દેખાતો હતો.

સૂર્યનારાયણ વિશ્રાંતિ અર્થે પધારતા હતા. આછાં આછાં અંધકારભર્યાં પગલાંથી નિશાદેવી પોતાનું સામ્રાજ્ય જમાવવા આવતી હોય તેવી છાંયા ચારે તરફ પ્રસરી રહી હતી. વૃંદાવન બાગથી થોડે દૂર આવેલા રેસકોર્સના મેદાનમાં લોકો છૂટા છવાયાં ફરતાં દેખાતા હતાં. દૂર દૂરના રસ્તાઓમાં કોઇ યુગલ પણ આ પ્રસંગની શાન્તિમાં જીવનની શાન્તિભરી રસગોઠડીમાં ધીમે ધીમે પગલે, ચાલતાં નજરે પડતાં હતાં. આ વખતે વૃંદાવન બાગમાં વસંત ને સ્નેહપૂર્ણાનું ભવિષ્ય ઘડાઇ રહ્યું છે.

"બ્હેન હું સમજુ છું ત્હારા હૃદયના સર્વ ભાવને. મ્હને ખાત્રી છે કે તું બહુ હિમ્મતવાન છે. છતાં અત્યારે મ્હારી સંમક્ષ ત્હારે કહેવાની સર્વ વાતો તું નહિ કહી શકે. પણ મ્હારે તો મ્હારી ફરજ બરાબર બજાવવી જોઇએ. આપણા પિતાના છેલ્લા શબ્દો મ્હારે બરાબર પાળવા જોઇએ." સ્નેહપૂર્ણાની લગ્ન બાબતમાં સમંતિ મેળવતા મનહરલાલે પોતાની બ્હેનને ચુપ બેઠેલી જોઇ ત્હેને બોલાવવા પ્રયત્ન કર્યો.

સ્નેહપૂર્ણા આ વખતે તુલસીના કુંડાઓ વચ્ચે ઉડતા ફુવારા તરફ એક નજરે જોઇ રહી હતી, બોલવામાં હમેશની ત્હેની ચપળતા આજે ત્હેને મદદ કરતી ન્હોતી. ઘણા પ્રયત્નો છતાં હજુ સુધી પોતાના લગ્નની બાબતમાં તે કંઇ પણ બોલી શકી ન્હોતી. પોતે બોલતી ન્હોતી છતાં ત્હેની ચુપકીદી આ બાબતમાં સંપુર્ણ સંમતિ આપતી હતી.

"હા! મનહરભાઇનું કહેવું ખરૂં છે. ત્હારી પોતાની ઇચ્છા ત્હારે જાહેર કરવી જોઇએ. તું ભાગ્યશાળી છો પૂર્ણા! કે ત્હારે આવાં ભાઇ ભોજાઇ છે. આપણા સંસારમાં મા બાપ ઘણી વખતે દીકરીને દેખતી આંખે દુઃખમાં નાંખે છે પછી ભાઇ ભોજાઇની તો

વાતજ શું કરવી ? અનેક જોડલાંઓને માત પિતાની ભૂલોથી વિવિધ રીતે વેઠવું પડ્યું છે કેટલીક કન્યાઓએ કુવાઓ પૂર્યા છે, કેટલીક હજુ કજીઆ કંકાસમાં અથડાય છે, કેટલીક સંસારમાં સ્વર્ગને બદલે સડેલા જીવનોમાં જીવે છે. એ બધા દોષ કોને શિર ? કેટલાક યુવાનોએ પણ પોતાના માતપિતાના માન-પાન અને અંગત લાભના મોહે હંસની ડોકે કાગડો બાંધ્યો હોય એવી કન્યાઓ સાથે પનારો પડતાં જીવનના અભિલાષ ને આશાઓના ખુન થવા દીધાં છે. કંઇ બધા માત પિતા આવા નથી. સર્વને શિરે આ દોષ નથી, પણ ઘણે ભાગે માતપિતાની ભૂલથી દંપતિજીવનની મીઠાશ કોઇ લઇ શકતું નથી. મનહરભાઇએ ત્હારા લગ્ન બાબતમાં જે વર્તન અત્યાર સુધી બતાવ્યું છે તે માટે તે ખરેખર ધન્યવાદને પાત્ર છે. ” કપિંજલાએ સ્નેહપૂર્ણાને પોતા તરફ ખેંચી.

સ્નેહપૂર્ણા આ વખતે પ્રસન્ન દેખાઇ. ત્હેણે બોલવા પ્રયત્ન કર્યો.

ભાભીમાં ત્હેને અત્યારે માતૃપદનું દર્શન થયું. માતાનોજ ઉમળકો, માતાનોજ પ્રેમ, માતાનાજ વાત્સલ્યનું અત્યારે ભાનુમતિની આંખોમાં દર્શન થતું હતું. પ્રયત્ન કર્યા છતા સ્નેહપૂર્ણા બોલી શકી નહિં. ત્હેની આંખમાં હર્ષના આસુ આવ્યાં તે મહા મહેનતે ત્હેણે અટકાવ્યાં.

સ્નેહપૂર્ણાને નિરુત્તર રહેલી જોઇ મનહરલાલ પ્રસંગ સમજી ગયો. પોતાની બ્હેનને આ વાત ગમતી છે એમ ત્હેને લાગ્યું છતાં બ્હેન જો એ વાતની સંમતિ શબ્દોમાં પ્રદર્શિત કરે તો સારૂં એ ઇચ્છાએ ત્હેણે ફરીથી એકવાર પ્રયત્ન કર્યો.

“ પૂર્ણા ! હું લગ્નની પવિત્રતા સમજતું છું. લગ્નની માનવવિકાસમાં રહેલી જરૂરીઆત હું સારી રીતે જાણું છું. હિંદુ સંસારમાં લગ્નની રહેલી શુભ ભાવનાઓ તું પણ સારી રીતે જાણે છે એટલે ત્હારૂં લગ્ન સુખી લગ્ન નિવડે એ જોવાની મ્હારા જીવનની પહેલી નેમ છે. વસંત કવિ વિષે મ્હેં ઘણું સાંભળ્યું છે. એની કવિતાઓ, લેખો વિગેરે મ્હેં વાંચ્યા છે. એનું કુટુંબ પણ ખાનદાન ગણાય છે. એ ઉપરાંત સુમનલાલે મ્હારી પાસે ત્હેમને વિષે બીજી ઘણી વાતો કરેલી છે. સુમનલાલનું કહેવું છે કે વસંતલાલને અહિં તેડાવવા ને પછી એ વિચારમાં આગળ વધવું. આપણે અહિંથી સોમવારે દિલ્હી જવાનું છે માટે હવે આ વિચારને વધારે લંબાવવાનો આપણને વખત નથી. હું ધારૂં છું કે અત્યારેજ જો તાર મુકવામાં આવે તોજ વસંતલાલ અહિં વખતસર પહોંચી શકે. ત્હારી સંમતિ વિના હું બીલકુલ આગળ વધવા માગતો નથી માટે ત્હારે જે કહેવું હોય તે કંઇ પણ ક્ષોભ વગર કહે. હું અત્યારે ત્હારા પિતાને સ્થાને છું એમ માનીને જરા પણ સંકોચ વિના ત્હારી ઇચ્છા પ્રદર્શિત કર ” મનહરલાલે વાતને ટુંકે પતાવવા માટે ખુલ્લા શબ્દોમાં વાત કરી.

ભાઇના પ્રેમની આ મ્હોટાઇ જોઇ પૂર્ણા બહુ પ્રસન્ન થઇ. મનહર જેવા ભાઇની બ્હેન થવામાં અત્યારે ત્હેણે પોતાને ભાગ્યશાળી માની. ત્હેણે ભાઇને જવાબ આપવાને બદલે ભાભી તરફ નયનો ઢાળ્યાં.

“ હા ! હા ! એમની ત્હમારા વિચારમાં સંમતિ છે. શું મુખથી હા બોલે ત્યારેજ હા કહેવાય ? પણ બ્હેનનું હૃદય હા પાડે છે. જાઓ કપિંજલા બ્હેન ! જલ્દી તાર મુકાવો.” ભાનુમતિએ સર્વ જોખમદારી માથે લીધી હોય તેવી હિમ્મત બતાવી.

“ હા ! મનહરભાઇ હું પણ માનું છું કે પૂર્ણાની આ બાબતમાં સંપૂર્ણ હા છે. ” કહેતા કહેતાં સખીભાવે કપિંજલાએ સ્નેહપૂર્ણા તરફ નયન ફેંક્યું.

“ ત્યારે હવે આ વાત નક્કી ? ” મનહરલાલે ફરી પ્રશ્ન કર્યો.

“ હા. નક્કી નક્કી. કેટલીકવાર હા કહેવડાવવી છે !” ભાનુમતિ ફરી ઉછળી.

સંપાદિકા: બ્હેન પ્રેમલીલા મ્હેતા, બી. એસસી.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ■ | ■ | ■ | ૫ | ૬ |
| ૭ | | | | ■ | ૮ | | | |
| ■ | | ■ | | ■ | | ■ | ૯ | |
| ■ | ૧૦ | | | ■ | ૧૧ | | | |
| ■ | ■ | ■ | ■ | ■ | ■ | ■ | ■ | ■ |
| ૧૨ | ૧૩ | | ૧૪ | ■ | ૧૫ | | ૧૬ | ■ |
| ૧૭ | | ■ | | ■ | | ■ | | ■ |
| ૧૮ | | | | ■ | ૧૯ | ૨૦ | | ૨૧ |
| ૨૨ | | ■ | ■ | ■ | ૨૩ | | | |

**આડા.** ૧. સૌભાગ્ય. ૫. પુરુષ. ૭. અમુક મુદતે આપવાની રકમ. ૮. એક સતિનું નામ. ૯. રાજા. ૧૦. પહાડ. ૧૧. એક વીરરસ કાવ્ય. ૧૨. બહાદુર લડવૈયાની ગર્જના. ૧૫. પ્રાચીન હિન્દુસ્તાનનો એક પ્રાન્ત. ૧૭. ઝીણી કણી. ૧૮. વિદાયગિરી. ૧૯. મૃત્યુનો દેવ. ૨૨. બગાડ. ૨૩. મહાન પુરુષ.

**ઉભા.** ૧. પાણીનું એડું. ૨. પવનનું મોટું તોફાન. ૩. મુખવાસની એક ચીજ. ૪. વન્દન. ૫. એક પ્રાચીન રાજાનું નામ. ૬. વિજ્ઞાન. ૮. એક ખાવાની વસ્તુ. ૧૨. કાવ્યનો એક રસ. ૧૩. રાજાનો મહેલ. ૧૪. ફુલનો ગોટો. ૧૫. અકબર બાદશાહની એક બેગમનું નામ. ૧૬. કૌરવોના દુશ્મનમાંનો એક. ૨૦. હિંમત ( ઉંધું ) ૨૧. મનુષ્ય.

[ નોંધ: હરિફાઇની શરતો હંમેશ મુજબ જ છે. જવાબ તા. ૩૧ મી જાન્યુઆરી ૧૯૨૬ સુધીમાં અમને મળી જાય એવી રીતે મોકલી આપવો. ઇનામ તરીકે એક સુંદર પુસ્તક ભેટ આપવામાં આવશે. ]

## નવેમ્બર ૧૯૨૫ ના અંકમાં આપેલા ઉખાણાની હરિફાઇનું પરિણામ:

નવેમ્બર ૧૯૨૫ ના અંકમાં જે ઉખાણું આપ્યું હતું, તેના બધા મળીને ૩૧ જવાબ આવ્યા હતા. એમાંથી ૧૦ જવાબ ખોટાં હતાં અને ચાર જણ ગ્રાહક ન હોવાથી તેમનાં

નામ કાઢી નાંખવામાં આવ્યાં હતાં. પછી બધા જવાબો એકઠાં, કરી એક ન્હાના બાળક પાસે ઉપડાવતાં તેમાંથી નીચેનું નામ નીકળ્યું છે, એટલે એ બ્હેનને ઇનામ આપવાનું જાહેર કરીએ છીએ:

**સૌ. શારદાગૌરી પૂર્ણાનંદ ભટ્ટ,**
વિદ્યાભુવન, સેંડહર્સ્ટરોડ, મુંબાઇ, ૪.

એ બ્હેનને "નવ ગ્રહ વિધિ અને પાર્થિવ પૂજન" નામે પુસ્તક ભેટ તરીકે મોકલી આપીશું. એ બ્હેન ઇનામ મેળવવાં ભાગ્યશાળી થયાં તે માટે અમે તેમને અભિનંદન આપીએ છીએ.

એ ઉખાણાનો ખરો જવાબ નીચે પ્રમાણે છેઃ

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ શા | ૨ ઇ | ૩ મી | હું | × | ૪ સા | ૫ લ | મુ | ૬ બા | ૭ ર | ૮ ક |
| ૯ વ | ત | ન | × | ૧૦ સુ | ર | તા | × | ૧૧ લ | ગ | ન |
| ૧૨ બ | ર | × | ૧૩ ધા | ર | સ | × | ૧૪ ચ | × | ૧૫ ત | વા |
| હા | × | ૧૬ કા | ય | દા | × | ૧૭ ન | મા | ૧૮ જ | × | ર |
| ૧૯ ડુ | ૨૦ પા | × | ૨૧ દા | સ | × | ૨૨ ભ | ર | વા | ૨૩ ડો | × |
| ૨૪ ર | મ | ૨૫ ત | × | × | ૨૬ છ | × | × | ૨૭ તે | લ | ૨૮ ગુ |
| × | ૨૯ ન | ગા | ૩૦ ર | ૩૧ ચી | × | ૩૨ અ | ૩૩ જ | × | ૩૪ ર | ણ |
| ૩૫ દ | × | ૩૬ રૂ | ચી | ર | × | ૩૭ ક | મા | લ | × | શું |
| ૩૮ રી | ૩૯ જ | × | સું | × | ૪૦ મો | ખ | ત | × | ૪૧ મ | તી |
| ૪૨ આ | હી | ૪૩ ર | × | ૪૪ ગ | ટ | ર | × | ૪૫ જ | મ | ના |
| ૪૬ વ | હિ | વ | ટ | દા | ર | × | ૪૭ ક્રિ | ર | તા | ર |

તંત્રી, "ગુણસુંદરી."




## વૈધવ્ય ને આપણો સમાજ:

હિંદી માસિક "માધુરી"માં 'વૈધવ્ય ને આપણો સમાજ' એ વિષય ઉપર મનનીય લેખ આવ્યો હતો, તેનો સાર નીચે આપીએ છીએ:—

હિંદુ સમાજમાં સ્ત્રીને વિધવા થવા કરતાં વધારે કંઇ દુઃખ નથી. એકવાર વૈધવ્ય રૂપી ખાડામાં પડેલી સ્ત્રીને બહાર આવવાનો ઉપાય નથી. પતિ ગુમાવવાની સાથે સ્ત્રીને માટે આ સંસાર તદ્દન દુઃખમય જ બને છે. તેને માટે સંસારના બધાં આનંદ બંધ થાય છે તેનું જીવન તદ્દન અંધકારમય બની જાય છે. તેનું જીવન ભારરૂપ દેખાય છે. આ કેટલા દુઃખની વાત કે હિંદુ સમાજની વિધવાઓની સ્થિતિ ઉપર જોઇએ તેટલું ધ્યાન અપાતું જ નથી. સમાજ તો વિધવાઓનો બહિષ્કાર કરે છે. એક સ્ત્રી વિધવા થઇ કે બધા મંગલ પ્રસંગોમાંથી તેને બાતલ કરવામાં આવે છે. શું વિધવાઓ પણ સમાજનું એક અંગ નથી? તો સમાજનું કર્તવ્ય નથી કે વિધવાઓનું દુઃખ જેમ બને તેમ ઓછું કરવા પ્રયત્ન કરવો? જે સમાજ આવા અજ્ઞાન ને અંધકારમાં ડુબી રહી, આદરણીય વસ્તુનો ત્યાગ કરે છે તેનું શું સારૂં થશે? સૃષ્ટિના નિયંતાએ સ્ત્રી અને પુરૂષ બંનેને ઘડયા કે જેથી એ બંને એક બીજાની મદદથી સંસાર ચલાવે, એ બંનેમાં જુદા જુદા ગુણો મૂકયા કે જેથી બંને મળવાથી આદર્શ સંસાર નીવડે. ઋષિ મુનીઓના વખતમાં એ નિયમ પ્રમાણે સંસાર ચાલતો પણ ધીમે ધીમે વખત બદલાતો ગયો ને હવે તો એવા પણ દાખલાઓ મળશે કે જ્યાં 'સ્ત્રીઓને ગૃહલક્ષ્મી' ને બદલે ઘરની દાસીઓ ગણવામાં આવતી હોય. પહેલાંના વખતમાં રાજ્ય કારભાર જેવી મહત્વની બાબતોમાં પણ સ્ત્રીઓની સલાહ લેવાતી તેને બદલે હવે સાધારણમાં સાધારણ બાબતમાં પણ સ્ત્રીની સલાહ લેવામાં હિણપદ મનાવા માંડયું છે. આને લીધે ધીમે ધીમે સ્ત્રીઓનું આદર્શ સ્ત્રીત્વ પણ નાશ પામવા લાગ્યું. તેઓની પરતંત્રતાને લીધે તેઓનું ખરૂં સામર્થ્ય પણ નાશ પામ્યું. એ લોકો તો ફક્ત પુરૂષોને માટે વિલાસના રમકડાં રૂપજ ગણાવા લાગી. પુરૂષોએ સ્ત્રીઓને પડદામાં મૂકી, વિદ્યાથી વિમુખ બનાવી, એ લોકોના વેચાણ કરવા શરૂ કર્યાં, ને તે બધાને પરિણામે સ્ત્રીઓ અકાલ મૃત્યુએ મરવા લાગી તે સ્ત્રી વિધવા થઇ તેની સાથે તો એના દુઃખની હદ થઇ. વિધવાઓને સંસારમાં રહી સંન્યાસ પાળવાનું ફરજીયાત કર્યું, જેથી હજારો બાળહત્યાઓના દાખલાઓ થવા લાગ્યા આવા સંયોગોમાં સેંકડો સ્ત્રીઓમાં બે ચાર સુખી થાય, વિદ્યા મેળવી સ્વતંત્ર થાય, તો તેમાં શું વળ્યું? એ તો મહાસાગરમાં એક બિંદુ સમાન છે.

વિધવાઓ સમાજમાં અમંગલતાની મૂર્તિઓ ગણાય છે ને એ લોકોના અપમાન અને અનાદરની તો સીમાજ નથી. સવારમાં ઉઠીને કોઇ એનું મોં જુએ તો એ માણસ પોતાનું કંઇ અમંગલ થશે એમ શંકા લાવે. જ્યારે નવ પરિણીત સ્ત્રી કે વરકન્યા સાથે ઘરમાં પ્રવેશ કરે ત્યારે વિધવાને ઘરમાં એક ખૂણે આંવી ધકેલી દેવામાં આવે છે. પરદેશ જતી વખતે એ વિધવા આડી આવે તો અપશુકન ગણાય. આવું ભયંકર, અપમાન કંઇ વિધવાના હૃદયને ન સાલે? વિધવાઓ પાસે સંન્યસ્ત પળાવવું હોય તો સમાજે પણ તેની તરફની વર્તણુંક બદલવી પડશે. વૈધવ્ય એ એક દુઃખી અવસ્થા છે—ને તેમાં વિધવાને અત્યંત દુઃખ પડે છે. તો વૈધવ્ય સંન્યસ્તના રૂપમાં ફેરવાવવું હોય તો સમાજે વિધવાઓ તે પોતાનાં મનથી સમજે એવા ઉપાય લેવા જોઇએ. વિધવાઓની આસપાસ ચારે તરફ શુદ્ધવાતાવરણ

રાખવું જોઇએ. વિધવા તરફ નાના મોટાં દરેક માણસે સન્માનભર્યું વર્તન કરવું જોઇએ.નવવધૂ કે સૌભાગ્યવતી સ્ત્રીઓ એના તરફ પૂજ્યભાવથી જુએ તેમ કરવું જોઇએ. વૈધવ્ય તરફ ધિક્કાર કે અપમાનની નજરનો સદંતર નાશ થવો જોઇએ. સમાજના લોકોએ એમ ન સમજવું જોઇએ કે એક સ્ત્રી વિધવા થઈ એટલે તેના નારીત્વનો પણ નાશ થયો. વિધવાઓ તો ઘરનું કામ કરનારી સોંઘી મજુરણો છે એમ ન સમજવું જોઇએ. વિધવાઓને એમ સમજાવવું જોઇએ કે વૈધવ્ય એટલે ઇશ્વરનું સ્મરણ કરવાનો અને સમાજ, દેશ, જાતિ કે રાષ્ટ્રને માટે નિષ્કામ સેવા કરવાનો ઇશ્વરેજ આપેલો અવસર. જ્યારે આ પ્રમાણે વિધવા તરફનું વર્તન થશે તો જ વિધવાઓને કંઇક શાન્તિ મળશે. આ ઉપરાંત કોઇને એમ હોય કે વૈધવ્ય ફરજીઆત શા માટે પળાવવું તો . તેને પુનર્લગ્ન કરવાની છુટ પણ આપવી જોઇએ.

**લાલાજી અને સ્ત્રીઓઃ**

મુંબાઈમાં ભરાએલી પ્રાન્તિક હિંદુ સભાના પ્રમુખના ભાષણમાંથી ટુંક ઉતારો નીચે આપીએ છીએ.

હિંદુ મહાસભાના પ્રમુખ લાલા લજપતરાયે પોતાનું ભાષણ કરતાં હિંદુ સભાની ચળવળના આશયો નીચે પ્રમાણે જણાવ્યા હતાઃ ( ૧ ) હિંદુ કોમના જુદા જુદા ભાગો વચ્ચે એકતા કરવી; અને તેને એક સંયુકત સમાજમાં સ્થાપવી, ( ૨ ) એકત્ર અને સ્વરાજ્ય ભોગવતી હિંદી પ્રજા સ્થાપવા માટે હિંદમાં વસતી બીજી કોમો સાથે હિંદુઓને સારી લાગણી અને મૈત્રી રહે અને વધે એવા પ્રયાસ કરવા, ( ૩ ) હિંદુ કોમની અંદર સઘળા વર્ગો વચ્ચે અંતરાય અને ભેદભાવ છે તે દુર કરી કહેવાતી પછાત જ્ઞાતિઓની સ્થિતિ સુધારવા પ્રયત્ન કરવા, ( ૪ ) જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે હિંદુ લાભો અને હકકો જાળવવા અને તેનું રક્ષણ કરવું, ( ૫ ) સામાન્ય રીતે સમસ્ત હિંદુ સમાજની ધાર્મિક, નૈતિક, કેળવણીને લગતા, સામાજિક, આર્થિક, રાજદ્વારી પ્રગતિ કરવા પ્રયાસ કરવો.

તેમણે આગળ બોલતાં જણાવ્યું હતું કે હિંદુ સંસ્કૃતિ માટે જેને અભિમાન હોય અને જેઓ હિંદુ કહેવડાવવા માટે ગરજ હોય તેમજ પોતાની હિંદુ સંતતી અને મૂળ માટેનો સ્વીકાર કરવામાં શરમાતા ન હોય તે બધાએ હિંદુઓને માંહોમાંહે જુદા રાખવાની અને જુદા પાડવાની બાજી ચાલી રહી છે તેની સામે થવું જોઇએ. પછી સ્ત્રીઓ વિષે બોલતાં તેઓએ જણાવ્યું હતું કે આપણી સૌથી મહત્વની ફરજ-તો આપણી મા બ્હેનોની સંભાળ લેવાની છે. રાષ્ટ્રની સાચી ઉત્પત્તિ તેં.ન.માંથી થાય છે. અને જેવી તેમની સ્થિતિ તેવું રાષ્ટ્રનું સત્વ. હિંદુત્વની ભાવનામાં તો સ્ત્રી એ લક્ષ્મી, સરસ્વતી અને મહાશક્તિની મૂર્તિ છે. પણ એ ભાવનાઓ આજે લુપ્ત થઇ છે. સ્ત્રીઓ ઉપર આજે નિરવધિ જુલમો ગુજરે છે. હિંદુ સમાજ તેમને અજ્ઞાન રાખી પોષે છે એટલુંજ નહિં પણ તેમના ઉપર પ્રાણશોષક બંધનો જીંદગીભર લાદી રાખે છે. એમની શારીરિક સ્થિતિ દયાજનક છે. જે ઉમ્મરે અન્ય દેશોમાં બાળાઓ શાળામાં શિક્ષણ લેતી હોય, કુદી કુદીને કસરતો કરતી હોય તે ઉમ્મરે હિંદુની પુત્રીઓ ગૃહિણી તો શું પણ જનેતા બને છે. એમનાં શરીર બાળપણની સુવાવડોથી નબળાં પડી જાય છે. પછી જીંદગી સુધી તે લોકો અશકત ને માંદલા રહે છે. ઘણી ઘણી સ્ત્રીઓ તો સુવાવડમાં જ મરણને વશ થાય છે. જીવતી રહેલી માતાઓમાં ચેતનજ રહેતું નથી. તેમની જીંદગીમાં નિરાશા ને નિરુત્સાહ પથરાઈ રહે છે. સ્ત્રીઓને સારું ખાવાનો હક્ક પણ હોતો નથી. મરદોને સારૂં જમાડી, સ્ત્રીઓએ હલકો, ઠંડો, હીન ખોરાક ખાવો અને તે પણ અનિયમિત રીતે એવી આપણે ત્યાં દુષ્ટ પ્રથા છે. રાંધવું, ગુલામી ઉઠાવવી, ઘરને ખૂણે ભરાઈ રહેવું, હવા પ્રકાશ પણ પૂરા પામે નહિં એ આપણી મા બ્હેનોનો દૈનિક જીવનક્રમ છે. એ લોકો પ્રત્યેની આવી ક્રુર બેદરકારીને લીધે જ સેંકડે ૪૦ ટકાને ક્ષયરોગ લાગુ પડે છે, અને સંતતિમાં એ ભયંકર માંદગીઓ ઉતરે છે. આમ આખી પ્રજાની નબળાઇનું, તેના વિનાશનું બીજ આપણે હાથે જ રોપાય છે. તેઓ બાળ-વિધવાઓ વિષે બોલતાં બોલ્યાં હતાં કે બાળ-વિધવાઓનો પ્રશ્ન પણ એટલોજ ભયંકર અને દુઃખદાયક છે. પુનર્વિવાહના વિરોધીઓને કયા નામથી સંબોધવા તે હું જાણતો નથી. તેમની નજર નીચે વિધવાઓ ખાનગી રીતે અને છચોક અનેક પાતકો કરે છે,

કેટલીયે પેટને ખાતર આપઘાત કરી જીવનનો અંત લાવે છે, છતાં તેમની આંખો કેમ . નથી ઉઘડતી? વિનિપાત વિધવાઓ પ્રત્યેની બેદરકારીથી બેવડો કારમો બને છે. પ્રત્યેક હિંદુ સ્ત્રી અને પુરૂષ નિશ્ચયબળ દાખવતાં શીખે એ મ્હારે જોવું છે. બ્હેનોએ શરમાળ સ્વભાવ ત્યાગી પોતાના વિચારો મક્કમપણે જણાવવા જોઇએ. પુરૂષો સ્ત્રીઓને માન આપી તેમની ઇચ્છાઓ સફળ નહિં કરે ત્યાં સુધી આપણો ઉદ્ધાર નથી. સ્ત્રીઓને કેળવણી આપવાની અતિશય જરૂર છે. એમને ઉચ્ચ પ્રકારનું શિક્ષણ અને સામાજિક શિક્ષણ આપવું જોઈએ. સ્ત્રીને પુરૂપની સારી સહધર્મચારિણી બનાવવાની જરૂર છે. અત્યારે તો આપણે સ્ત્રીઓને પરાધીન અસહાય બનાવી મૂકી છે. તે લોકોનો માનસિક અને શારીરિક વિકાસ થાય એવી સગવડો પુરૂપવર્ગે આપવી જોઇએ. સ્ત્રીઓની મનોદશા જ અત્યારે પરતંત્રતાની છે. એ લોકોની રગેરગમાં ભીરતા અને ખોટી લજ્જા ભરેલી છે. પુરૂપવર્ગ જો તેમને પોતાના જેટલી જ શરીર વિકાસની, વિચાર સ્વાતંત્ર્યની ને બુદ્ધિ ખીલવણીની સગવડો ન આપે તો બ્હેનોએ પોતે તે મેળવવા પ્રવૃત્તિ કરવી જોઇએ. હું સ્ત્રીઓમાં બંડ વગેરે જોવા નથી. ઇચ્છતો છતાં જો એ માર્ગે જ એ લોકોનો ઉદ્ધાર યતો હોય તો તે સ્વીકારવાને દરેક બ્હેનને આગ્રહ કરૂં છું. અંતમાં કહું છું કે તમારી સ્ત્રીઓ એ તમારી ભાગ્ય વિધાતાઓ છે. તેમને બચાવો, કેળવો અને ઉન્નતિ સાધો.”

**સ્ત્રીઓની આર્થિક સ્વતંત્રતાઃ—**

હિંદી માસિક "માધુરી"માં સ્ત્રીઓની આર્થિક સ્વતંત્રતા એ નામના વાંચવા લાયક લેખમાંથી અમે નીચે એક ટુંકો ઉતારો આપીએ છીએઃ—

પુરૂષોને માટે તો બધાજ કહીએ છીએ કે પારકાની કમાઇ ઉપર પડી રહેવું કે બીજાને અવલંબીને પડી રહેવું તે એના પુરૂષત્વને બટ્ટો લગાડનારૂં છે. મનુષ્ય માત્ર સ્વાવલંબી થવાથી પોતાના ચારિત્ર્ય ઉપર સારી અસર કરે છે. પણ આજ બાબત સ્ત્રીઓને લાગુ પાડવામાં બધા આનાકાની કરે છે. પણ એ તો નક્કી જ છે કે સ્ત્રીઓને માટે સ્વાવલંબી થવું તે સારૂં જ છે. જન્મે ત્યારથી મરણ સુધી સ્ત્રીઓએ પરતંત્ર રહેવું તે સારૂં નથી જ. જો કે એ પણ ખરૂં કે સારા કુળવાન સમજુ પિતા, પતિ કે ભાઇ કે પુત્ર પોતાની કન્યા પત્ની બ્હેન કે માનું પુરૂં કરવામાં તેના ઉપર દયા કરે છે એમ બીલકુલ ગણતો નથી. પણ તેમાં પોતાનું કર્તવ્ય સમજીને જ તે કરે છે ને તેમાં તે સ્ત્રીને નાનમ લાગે એવું કંઇ કરતો નથી. પણ એટલું યાદ રાખવું જોઇએ કે બધા પિતા પતિ ભાઇ કે પુત્ર આદર્શ પિતા, પતિ, ભાઇ કે પુત્ર હોતા નથી. જ્યારે સ્ત્રીઓ સ્વાવલંબી થશે ત્યારે જરૂર એટલું તો ખરૂં જ કે પિતાનો સ્નેહ પતિનો પ્રેમ, ભાઇની પ્રીતિ તથા પુત્રની ભક્તિ માન સાથે મેળવશે. ત્યારેજ સ્ત્રીઓ માન મેળવતી થશે. સ્ત્રીઓને સ્વાવલંબી બનાવવા માટે તે લોકોને કામ કરવા લાયક ક્ષેત્રની પણ જરૂર છે. આવી રીતે સ્ત્રીઓ સ્વાવલંબી થશે તો સ્ત્રીઓ અને પુરૂષ બંનેને માટે શ્રેયકર છે.






## હિંદ.

મુંબાઇની જુદી જુદી જાહેર સંસ્થાઓના આશ્રય હેઠળ ગયા માસમાં પેસેન્જર ડે ઉજવવા મુંબાઇના શહેરીઓની એક જાહેર સભા મારવાડી વિદ્યાલયમાં મળી હતી.

× × ×

ગયા માસમાં મુંબાઇમાં યુવક સપ્તાહ ઉજવવામાં આવ્યું હતું. તે દરમિયાન શ્રીમતિ સરોજિની નાયડુ, શ્રી. એમ. આર. જયકર, અને શ્રી ભુલાભાઇ દેસાઇ વગેરે પાસે ભાષણો તેમજ પ્રદર્શન ... વગેરે રાખવામાં આવ્યાં હતાં.

× × ×

મુંબાઇમાં ટાઉન હોલમા ના. ગવર્નરના પ્રમુખપણા નીચે હસ્પીતાલોની મદદની સગવડો વધારવા માટે એક જાહેર સભા મળી હતી જેમાં તે કાર્ય માટે મી. એન. એમ. વાડીયાની ૧૬ લાખની રકમ સિવાય રોકડા અને વચન અપાયેલા આશરે પાંચ લાખની રકમની મદદ મળેલી જાહેર કરવામાં આવી હતી, અને કારોબારી કમિટિ નીમવામાં આવી હતી.

× × ×

કોલાબા મેટર્નિટી એન્ડ ઇનફન્ટ વેલફેર એસોસીએશન તરફથી અલી બાગમાં એક સુવાવડખાનું મુંબાઇના ગવર્નરને હાથે ખુલ્લુ મુકાવ્યું છે. એ સંસ્થાને રા. ત્રિભુવનદાસ હરકીશનદાસ અને અતુલદાસ કણીયાએ મળીને રૂ ૧૦,૦૦૦ આપ્યા છે.

× × ×

માહિમના રહેવાસીઓએ હાજી આબુશીદીકની મિલકતના રૂ. ૧૯૪૦૦૦ ફાજલ પડેલા છે તે માહિમમાં એક સુવાવડખાનું કે ઇસ્પીતાલ કાઢવામાં વાપરવાની મુંબાઇની મ્યુનિસિપાલિટિને અરજી કરી છે.

× × ×

હિંદુ મહાસભા મુંબાઇમાં મળી હતી. તેમાં ઘણા અગત્યના ઠરાવો ઉપરાંત બૈરાંઓને લગતાં નીચે પ્રમાણે ઠરાવો થયાં હતાઃ—

( ૧ ) હિંદુ કોમના ધાર્મિક, નૈતિક, ને સામાજીક હિતને માટે આ સભાનો એવો અભિપ્રાય છે કે સ્ત્રીઓના સંબંધમાં પડદાનો રીવાજ કાઢી નાંખવો જોઇએ અને સ્ત્રીકેળવણી માટે પ્રબંધ કરવામાં આવે અને લગ્નની ઉમર છોકરાઓ માટે ૨૫ અને છોકરીઓ માટે ૧૬ રાખવામાં આવે.

( ૨ ) આ પરિષદ હિંદુઓની વિધવાઓની દુઃખભરી સ્થિતિ તરફ ધ્યાન ખેંચીને એમને રાહત આપનારાં પગલાં ભરવાનું જણાવે છે.

× × ×

મુંબાઇમાં એક દક્ષિણી ‘ કુમારિકા ’ છે. વીસ બાવીશ વર્ષની ઉમ્મર હશે થોડાક વખત પહેલાં તેની નિરાધારતાનો લાભ લઇ અમુક ગુંડાઓ તેને ઉપાડી ગયા. વેશ્યાને ત્યાં તેનું વેચાણ થયું. એ નવયૌવના ખૂબ મુંઝાઇ એટલે એક દિવસે લાગ સાધીને નાસી છુટી. મામીને ત્યાં તેણે આશ્રય શોધ્યો. પેલા માણસો પાછળ પડયા. ત્યાંથી ઉપાડી ગયા. પાછી તેને ‘ સામાન્યા ’ બનાવવામાં આવી. વળી તે મુંઝાઇ. પાછી નાસી છુટી. એક પંજાબી સાથે પરણી ગઇ. પાછા પેલા માણસો પાછળ પડયા. પંજાબીને માર્યો ને તે યુવતિને પાછા ઉપાડી ગયા. વળી તે નાઠી, અને આખરે ગઇ ૧૧ મી તારિખે તે હિંદુસભાની કચેરીમાં આશ્રય શોધવા આવી. અજબ જેવી વાત એ છે કે આ અબળાને ચારે વખત છુટવાની મદદ કરનાર એક ચમાર હતો. હિંદુસભાની ઓફિસમાં ચમાર સાથે આવેલો. શરમાળ અને આબરૂદાર બાળા પોલિસ પાસે શી રીતે જાય ?

( કર્મભૂમિ )

× × ×

આવતા વર્ષની શરૂઆતમાં મુંબાઇમાં બાળ-સપ્તાહ ઉજવવાનું નક્કી કરવામાં આવ્યું છે. ને તે કમિટિના પ્રમુખ મિસીસ કાવસજી જહાંગીરે મ્યુનિસિપાલિટિ પાસે મદદ માંગી છે. આ વર્ષે ગયા વર્ષ કરતાં થોડો જુદો પ્રોગ્રામ રાખવાનું નક્કી કરવામાં આવ્યું છે. બાળકોને તથા માતાઓને લગતા રોગો વગેરે ઉપરાંત સાધારણ બધા રોગો વિષે માહિતી આપી શકાય એવી ગોઠવણ રાખવાનું નક્કી કરવામાં આવ્યું છે.

× × ×

પૂના સેવાસદનમાં હજાર કરતાં વધારે સંખ્યામાં સ્ત્રીઓ લાભ લે છે. ત્યાં અક્ષર જ્ઞાન ( મરાઠી ને ઇંગ્લીશ ) સાથે નર્સીંગ, સુવાવડને લગતું, વૈદકીય વગેરે બધું શિક્ષણ આપવામાં આવે છે. ત્યાં કેળવણી લેતી સ્ત્રીઓમાં લગભગ અર્ધી સંખ્યા વિધવાઓ છે, ને પા ભાગની સંખ્યા પરણેલી સધવા સ્ત્રીઓ છે.

× × ×

સુરતના શ્રી. નાનુભાઇ નટવરલાલે શીહોરના શ્રી. દેવકોર સાથે અમદાવાદમાં આર્યસમાજની વિધિ પ્રમાણે પુનર્લગ્ન કર્યાં છે.

× × ×

વડોદરામાં કર્વે યુનિવર્સિટિના અંગે ચાલતા મહારાણી હાઇસ્કુલ તથા કોલેજના વર્ગ માટે વાર્ષિક ત્રણ હજાર રૂપીઆ મંજુર થયા છે.

× × ×

વડોદરા રાજ્યની કન્યાશાળાઓમાં વ્યાયામ શિક્ષણ મંજુર થયું છે. પણ હાલ કેટલીક શાળાઓમાં ત્યાંની સ્ત્રી શિક્ષકો જ તે શિખવશે.

× × ×

ગયા માસમાં અમદાવાદ ખાતે યુવક સપ્તાહ ઉજવવામાં આવ્યું હતું, ને તે પહેલે દિવસે મહાત્માં ગાંધીજીને હાથે ખુલ્લુ મૂકાવવામાં આવ્યું હતું.

× × ×

સ્વ. અચરતલાલ ગીરધરલાલના ટ્રસ્ટ ફંડના ટ્રસ્ટીઓએ તે ફંડમાંથી અમદાવાદમાં એક પ્રસુતિગૃહ ને ડિસ્પેન્સરી ઉઘાડયાં. અ. સૌ. વિદ્યાબ્હેન નીલકંઠને હાથે તે બંને ખુલ્લાં મૂકાવવામાં આવ્યા હતા.

× × ×

વીસનગરના શેઠ રોસાભાઇ પ્રસુતીગૃહ માટે લેડી ડૅાકટર તરીકે મીસ જયાબ્હેન ખાંડવાળા રૂ. ૨૫૦) ના પગારે એક વરસ માટે નીમાયા છે.

× × ×

મોરબીમાં પતિ સિવાયના કોઇપણ મરદ માટે સંમતિવયના કાયદા માટે સોળ વર્ષની વય ઠરાવવામાં આવી છે.

× × ×

પંજાબની ધારાસભાએ સ્ત્રીઓને મત આપવાનો હક્ક સ્વીકાર્યો છે.

× × ×

જયપૂરમાં એક યુવક વસતો હતો. ઉંમર અઢાર વર્ષની હતી. ભણતો હતો અને સંસ્કારી હતો. પોતાની બાર વર્ષની બ્હેન તેમના બાપે ૪૫ વર્ષના એક વૃદ્ધને આપી તેથી તેનો જીવ દુખાયો. માબાપને કન્યેડુ ટાળવા કાલાવાલા કર્યા. તેઓ ન માન્યા. દીકરાએ ચેતવણી આપી કે બ્હેનના લગ્ન ત્યાં થશે તો લોહી ઉડશે ! બાપે તોય ન માન્યું. તે બિચારા યુવકે બ્હેનને એ માણસ સાથે પરણેલી જોયા કરતાં મરવું વધારે પસંદ કર્યું ને ઝેર પીધું. ( કર્મભૂમિ )

× × ×

મધ્ય પ્રાન્તની સરકારે એક હિંદી સ્ત્રી ગ્રેજ્યુએટને માટે ઇગ્લંડ કે બીજા કોઇ દેશમાં જઇને વધારે ઉંચી કેળવણી મેળવવાને માટે ૩૦૦ પાઉંડ ઉપરાંત ૭$\frac{1}{2}$ ને ૧૫ ટકાના બોનસ સાથેની સ્કોલરશીપ કાઢી છે. આ સ્કોલરશીપ કોઈ દાકતરીય, કે શિક્ષકના કે એવા કોઇ ધંધાને લગતાં શિક્ષણને માટે ઇચ્છા રાખનાર હિંદી સ્ત્રી ગ્રેજ્યુએટને મળી શકસે. તેની શરતો વગેરે માટે "ડીરેકટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રકશન, મધ્ય પ્રાન્ત" એ સરનામે પૂછાવવું.

× × ×

ગ્વાલીયરમાં ત્રણ સગાં ભાઇ બ્હેનોએ પોતાના બધાં ઘરેણાં વેચી નાંખી, અત્યંજ બાળકોના ઉદ્ધાર માટે શાળા સ્થાપવામાં એ રકમોનો ઉપયોગ કર્યો છે. બ્હેનોએ શાળાને પોતાના ઘરમાં જ રાખી છે અને તેમની દેખરેખ નીચે ૧૫૦ અત્યંજ બાળકો અભ્યાસ કરે છે.

× × ×

મદ્રાસની મ્યુનિસિપાલિટિને હસ્તક ચાલતી શાળાઓમાં ભણતાં છોકરાંઓને બપોરનું ખાવાનું પુરૂં પાડવા માટે અને ત્યાં ભણતાં છોકરાંઓમાંના ગરીબ છોકરાઓને દર વર્ષે એક જોડ ખાદીના ધોતીયાં આપવા માટે ૪૦૦૦ રૂ. ૧૯૨૫ થી ૧૯૨૬ સુધી એક વર્ષના ખર્ચ માટે મંજુરી આપવાનો ઠરાવ ત્યાંની મ્યુનિસિપાલિટિમાં મૂકાતા તે ઠરાવ પસાર થયો હતો.

× × ×

મહિસુર રાજ્યની યુનિવર્સિટિએ કોલેજના ઇંટર ક્લાસમાં માતૃભાષા કાનડીનું શિક્ષણ ફરજીયાત કર્યું છે.

× × ×

મહિસુરની મ્યુનિસિપાલિટિએ હુકમ કર્યો છે કે આંગણે સાથીયા કે રંગોળી પુરવા નહિં. આ હુકમની વિરૂદ્ધ વર્તન કરનારનો દંડ કરવામાં આવશે !

× × ×

હિંદમાં કામ કરતાં બૈરાંઓના એક વર્ષની અંદરના મરણ પ્રમાણ દર હજારે ૪૦૦ થી ૬૦૦ છે.

× × ×

હિંદમાં સેંકડે પાંચ ટકા સ્ત્રીઓ પણ વાંચી લખી શકતી નથી. જ્યારે કામ કરતી સ્ત્રીઓમાં તો ભાગ્યે સોએ એક નીકળે.

× × ×

હિંદમાં એકંદર પુરૂષોની સંખ્યા કરતાં સ્ત્રીઓની સંખ્યા ઓછી છે. જ્યારે યુરપના બધા દેશોમા તેથી ઉલટુંજ છે. હિંદમા દર ૧૦૦૦ પુરૂષે ૯૪૫ સ્ત્રીઓ છે. ઇગ્લંડ ને વેઇલ્સમાં દર ૧૦૦૦ પુરૂષે ૧૦૬૮ સ્ત્રીઓ, ઇટાલી, ઓસ્ટ્રીઆ ને ફ્રાન્સમાં ૧૦૩૬ સ્ત્રીઓ છે. હિંદમાં દર વર્ષે સ્ત્રીઓની સંખ્યા કમી થતી આવે છે. ઇ. સ. ૧૯૦૧ માં દર ૧૦૦૦ પુરૂષે ૯૬૩ સ્ત્રીઓ હતી, ૧૯૧૧ માં ૯૫૪ અને ૧૯૨૧ માં ૯૪૫. આ ઘણું વિચારવા જેવું છે સ્ત્રીઓની સંખ્યા પુરૂષો કરતા ઓછી છે તેનું કારણ એ નથી કે છોકરીઓ ઓછી જન્મે છે કારણ કે હિંદમાં પણ છોકરાઓ કરતાં પ્રમાણમાં છોકરીઓ વધારે જન્મે છે. ખરૂં જોતાં તો યુરોપ વગેરેના સાથે સરખાવતા હિંદમાં છોકરીઓ વધારે જન્મે છે પણ અહિં ૧૦ થી ૨૦ અને ૩૦ થી ૪૦ ઉંમરની છોકરીઓ અને સ્ત્રીઓનું મરણ પ્રમાણ એટલું બધું છે કે સરેરાશ સ્ત્રીઓ ઓછી રહે છે. આ એક ઘણી ભયંકર બાબત છે.

× × ×

### એશિયા.

જાપાનમાં સ્ત્રીઓને બેરિસ્ટર ને વકીલ તરીકે કામ કરવાનો હકક આપતો કાયદો પસાર થયો છે.

× × ×

જાપાનમાં એવા ત્રણ સ્ત્રી માસિકો છે કે જેની ત્રણ લાખ નકલો ખપે છે.

× × ×

ચીનમાં સ્ત્રીઓની લગ્નની વય પહેલાં ચૌદ વર્ષની હતી. હવે તે વધારી અઢાર વર્ષની ઠરાવવામાં આવી છે.

### યુરોપ.

ઇગ્લંડના કામદાર વર્ગના મિસ ડોરોથી એવન્સ હમણા બેરિસ્ટર થયાં છે. તે કામદાર વર્ગના પહેલાંજ સ્ત્રી બેરિસ્ટર છે. એ બાઇ છેલ્લા સાત વર્ષથી એસોસીયેશન ઓફ વીમેન ક્લાર્કસ ને સેક્રેટરીઝ" એ નામના મંડળના સેક્રેટરી તરીકે કામ કરતાં હતાં ને છેલ્લા ત્રણ વર્ષથી પોતાના ફુરસદને સમયે કાયદાનો અભ્યાસ કરતાં હતાં.

× × ×

ઇગ્લંડમાં ગૃહિણીઓનું એક મંડળ સ્થાપવામાં આવ્યું છે.

× × ×

ફ્રાન્સના સ્ત્રી બેરીસ્ટરોએ હમણાંજ સ્ત્રીઓને બેરીસ્ટર તરીકે કામ કરવાનો હકક મળવાના પ્રસંગની ૨૫મી વર્ષગાંઠ ઉજવી છે. સં. ૧૮૯૦ ના ડિસેમ્બરની ૧ લી તારિખે ત્યાં એક બાઇએ પરીક્ષા પસાર કરી પણ તે વખતે એને બેરીસ્ટર તરિકે કામ કરવાનો હકક ન મળ્યો. પણ તે પછી ત્રણ વર્ષ પછી પ્રો. પોંઇકારે વગેરેની ચળવળથી તે હકક સ્ત્રીઓને પ્રાપ્ત થયો હતો.

× × ×

ડેનમાર્કની કોઇ સ્ત્રી બીજા કોઇ રાષ્ટ્રના પુરૂષ સાથે લગ્ન કરે તો પોતાના રાષ્ટ્રીય હકકો ગુમાવે નહિં એવો ઠરાવ ત્યાંની પાર્લામેન્ટમાં પસાર કરવામાં આવ્યો છે

સ્વીડનમાં સરકારી નોકરીમાં કામ કરતી સ્ત્રીઓની સંખ્યા હમણાં હમણાં ઘણી વધી ગઇ છે. ૧૯૨૩ કરતાં હાલ બમણી સંખ્યા છે. કુલ હાલ સ્ત્રીઓની સંખ્યા ૧૭૧૭૭ છે. ને તે બધા કુલ સરકારી નોકરોનો છઠ્ઠો ભાગ છે.

× × ×

મિસ ઇલીફ જ્યુગો સ્લોવીઆમાં "પબ્લીક પ્રોસીક્યુટર" તરીકે કામ કર્યું હતું. આ જગ્યામાં કામ કરનાર આ પહેલાંજ બાનું છે.

### અમેરીકા.

આર્જેન્ટાઇનમાં પરણેલી, કુંવારી કે વિધવા સ્ત્રીઓને પુરૂષો જેટલોજ મતાધિકાર આપતું બીલ પાસ થયું છે. અત્યાર સુધી ધણીની કે બાપની સંમતિ સિવાય સ્ત્રી કંઇ વેપાર કરી શકતી નહિં કે સ્વતંત્ર રીતે મિલકતની વારસ પણ ગણાતી નહિં.

### ઓસ્ટ્રેલીયા.

ઓસ્ટ્રેલીયાના ક્વીન્સલેન્ડમાં કોઈ માણસને એકથી વધારે છોકરાં થાય ને તેની આવક ૪૦૦ પાઉંડથી વધારે નહોય તો બધાં છોકરાં ૧૪ વર્ષની ઉમરના થાય ત્યાં સુધી તે માણસને સરકાર તરફથી દર છોકરાના માથા દીઠ મદદ આપવી એવો કાયદો પસાર થયો છે ને તે કાયદો ૧૯૨૬ ના જુલાઇ મહિનાથી અમલમાં મૂકવામાં આવશે.



## સાભાર સ્વીકાર

**જૈન યુગ** ( મુંબાઇ ): તંત્રીઃ રા. મોહનલાલ દલીચંદ દેશાઈ. પુ. ૧ લું; અંક ૪ થો. વા. લ. રૂ. ૨-૦-૦.

**દરજી હિતેચ્છુ** ( મુંબાઇ ): તંત્રીઃ રા. મુલચંદ જેઇતારામ પરમાર. પુ. ૪ થું; અંક ૧૧-૧૨. વા. લ. રૂ. ૧-૮-૦.

**વડોદરા વર્તમાન** ( વડોદરા ): તંત્રીઃ રા. અંબાલાલ ઝવેરભાઇ પટેલ. પુ. ૧ લું; અંક ૧૪-૧૭. વા. લ. રૂ. ૩-૦-૦.

**વિલાસ** ( મુંબાઈ ): તંત્રીઃ રા. હરિલાલ વ. બ્રહ્મક્ષત્રી. પુ. ૨ જું; અંક ૩-૬. વા. લ. રૂ. ૨-૮-૦.

**હકીકત** ( મુંબાઇ ): તંત્રીઃ રા. નાઝિમ અન્સારી. પુ. ૧ લું; અંક ૨ જો. કીમત એક આનો.

**૧૪ મા વાર્ષિક વૃતાંત.** શ્રી ઝવેરી છગનલાલ મનસુખલાલ હિન્દુ અનાથ બાળકાશ્રમ પાટણનો—તા. ૧-૪-૨૪ થી તા. ૩૦-૪-૨૫ સુધીનો.

**કેલેન્ડરઃ** ધી "હુસેની" ઓઇલ ડીપો, પો. બો. નં. ૫૦૨૩, મુંબાઇ, ૯, તરફથી સુંદર રંગીન એમ્બોસ્ડ કેલેન્ડર સન ૧૯૨૬ નું.




**અનુપમ-ઉષા:** લેખક: રા. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી. પ્રકાશક: રા. સોભાગલાલ મંગલદાસ શાહ. "ગુજરાતી પંચ" ની ૧૯૨૫ ની ભેટ કી. રૂ. ૨-૦-૦.

દર વર્ષના નિયમ મુજબ પ્રસિદ્ધ અઠવાડીક પત્ર "ગુજરાતી પંચ" ના તંત્રીએ આ સુંદર નવલકથા પોતાના ગ્રાહકોને સને ૧૯૨૫ માટે ભેટ તરીકે આપી છે. રા. ત્રિપાઠીએ આ પુસ્તકમાં એક બાહોશ નવલકથાકાર તરીકે પોતાનો પરિચય સાહિત્યની દુનિયાને કરાવ્યો છે. વસ્તુ અને પ્રસંગોની ફુલગુંથણી સુંદર અને રસમય હોવા છતાં કોઇ પણ રીતે અટપટી નથી. પાત્રાલેખન પણ જોરદાર છે. પ્રત્યેક પાત્ર અમુક ઉદ્દેશની સિદ્ધિ અર્થેજ યોજાયું છે; નકામો ખીચડો નથી થયો. વસ્તુની ગુંથણીમાં નવું જો કે કાંઇ નથી છતાં જુની બાબતો નવા સ્વરૂપે મુકવામાં રા. ત્રિપાઠી સફળ થયા છે દેશી રાજ્યના અંધેર અને કાવાદાવા, અમલદારોની બેપરવાઇ અને આપખુદી, દારૂનિષેધ, સામાજીક અત્યાચારો, જ્ઞાતિઓની અને જ્ઞાતિ-પટેલોની જોહુકમી, વ્યક્તિ-સ્વાતંત્ર્યની ભાવનાઓ વગેરે સુંદર રીતે આ કથામાં ગુંથાઇ જાય છે. ઉપરાંત વાર્તાને વધારે રસમય બનાવતો અને ભેદને છેવટ સુધી ટકાવી રાખતો સુરેન્દ્રસિંહનો પ્રસંગ પણ છે. સ્વપ્નદ્રષ્ટા અનુપમ, વ્યવહારકુશલ પ્રભાકર, રાજ્યનીતિનિપુણ નિરુપમા દેવી, પતિવ્રતા ઉષાદેવી અને નલિની, આપખુદ વિમલરાય, કાળાં કામ કરનાર નિશાકર, વગેરે પાત્રો સ્હેજે ગમી જાય એવાં છે. એકંદર આખી ઇમારત સુંદર અને ટકાઉ દેખાય છે. આ પુસ્તક લખવા માટે રા. ત્રિપાઠીને અને તે પ્રકટ કરવા માટે રા. શાહને અમારાં અભિનંદન છે.

**દેશ બન્ધુ:** લેખક: રા. જયન્તકુમાર મણિશંકર ભટ્ટ. પ્રકાશક: રા. અમૃતલાલ દલપતભાઇ શેઠ, સૌરાષ્ટ્ર સાહિત્યશ્રેણિ: વર્ષ ૩; ક્રમાંક ૧. કી. રૂ. ૧.

સ્વ. કવિ "કાન્ત"ના નામથી કોઈપણ સાહિત્ય રસિક અજાણ્યો ન હોય તેમનાજ ચિરંજીવ પુત્રને હાથે સ્વ૦ દેશબન્ધુ દાસનું આ વિસ્તૃત જીવનચરિત્ર લખાયું છે અને કવિ પિતાના પુત્રે પોતાને મળેલા વારસાનો પરિચય આ પુસ્તકમાં અને ખાસ કરીને "દેશબન્ધુની કાવ્યધારા" ચર્ચતા સાતમા પ્રકરણમાં આપ્યો છે. દેશબન્ધુના જીવનની અનેરી ઘટનાઓથી, દેશ માટેના તેમના અપૂર્વ સ્વાર્થત્યાગથી કોઇ પણ હિંદી અજ્ઞાત નથી. રા. જયંતકુમારની કલમે એ જીવનચરિત્રને વધારે મોહક બનાવી મૂક્યું છે. ભાષા એવી સુંદર અને સરળ છે કે કલાકોના કલાકો સુધી વાંચ્યાજ કરીએ ઉપરાંત પુસ્તકમાં એક વધુ આકર્ષણ ઉમેરાયું છે-રા. ઝવેરચંદ મેઘાણીની રસિક બાનીમાં થયેલો દેશબન્ધુના વિખ્યાત "સાગર-સંગીત" નો સુન્દર અનુવાદ. એ સિવાય દેશબન્ધુની જુદી જુદી અવસ્થાના અનેક ચિત્રો. મુદ્રણ માટે તો સૌરાષ્ટ્ર પ્રેસ વિખ્યાત છે, એટલે એ આકર્ષક હોયજ. આ પુસ્તકના પ્રકાશન માટે સૌરાષ્ટ્ર કાર્યાલયના સંચાલકોને ધન્યવાદ ઘટે છે.

**આદર્શ દ્રષ્ટાંતમાળા:** રા. પંડિત શિવપ્રસાદ દલપતરામ. પ્રકાશક: સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી ભિક્ષુ અખંડાનંદજી. વિવિધ ગ્રંથમાળા વિભાગ ૧ લાનો ગ્રંથાંક ૧૭૯-૮૦: કીમત: કાચું પૂઠું રૂ. ૦-૧૪-૦; પાકું પૂઠું રૂ. ૧-૨-૦.

ધર્મ અને નીતિનું શિક્ષણ આપવા માટે શુષ્ક ઉપદેશથી ભરેલાં વ્યાખ્યાનો કે નિબંધો જે કામ નથી કરી શકતાં તે કામ સાચી બનેલી ઘટનાઓના

કલ્લોલખથી યા વાર્તારૂપે કહેવાથી સ્હેલાઇથી પાર પડે છે. મનુષ્ય સ્વભાવ એવો છે કે નિરાકાર કરતાં સાકાર તેની દૃષ્ટિમાં જલદી ખુંપી જાય છે અને મગજ કે હૃદયમાં પણ કાયમનું ઘર કરી બેસે છે. આ પુસ્તકમાં સંગ્રહાયલાં લગભગ ૪૦૦ દૃષ્ટાંતો એ દ્રષ્ટિએ હૃદય પર સચોટ અસર કરે છે. ભિક્ષુ અખંડાનંદજીએ અત્યાર સુધીમાં અનેક ઉપયોગી પુસ્તકો સસ્તી કીંમતે પૂરાં પાડી જનસમાજની સેવા બજાવી છે; આ પુસ્તક એ સેવામાં ઉમેરો કરે છે પુસ્તકની ભાષા સરળ અને સાદી હોઇ વાર્તાની જેમ આનંદથી વંચાય છે; વાંચતા જરાય કંટાળો નથી આવતો. પુસ્તકની ઉપયોગિતા અને મુદ્રણ વગેરે જોતા કીંમત તદ્દન નજીવીજ ગણાય.

**ગુંજાનો વર** : અનુવાદક અને પ્રકાશક : રા. ભોખાભાઇ પુરૂષોત્તમ વ્યાસ, "બાળક" કાર્યાલય ગોધરા. કીંમત રૂ. ૨-૦-૦

બંગાલાના સુપ્રસિદ્ધ નાટ્યકાર સ્વ. બાબુ દ્વિજેન્દ્રલાલ રોયની કૃતિથી "ગુણસુંદરી" ના વાચકો હવે અજાણ્યા નથી. એમનીજ સુપ્રસિદ્ધ કલમે લખાયલો "પાષાણી" નાટક કેટલાક અંકથી ક્રમશઃ પ્રકટ થાય છે. બંગાલીમાં તેમણે જે અનેક નાટકો લખ્યા છે તેમાં "બંગનારી" પણ છે. એ નાટકનો "ભારત-રમણી" નામે હિંદીમાં અનુવાદ થયો છે. રા. વ્યાસે મૂળ નાટક અને હિંદી અનુવાદ-બન્ને ઉપરથી "ગુંજાનો વર" ગુજરાતીમાં ઉતાર્યો છે. જેમણે મૂળ નાટક વાંચ્યું નહિ હોય તેમને આ પુસ્તક અનુવાદ છે એમ ભાગ્યેજ લાગે. નાટકનું વસ્તુ વરવિક્રયની પ્રથા ઉપર રચાયું છે. બંગાલામાં એ પ્રથા હજી પ્રચલિત છે અને અત્યાર સુધીમાં એણે અનેક બાળાઓના ભોગ લીધા છે. આપણા ગુજરાતની અનેક જ્ઞાતિઓમાં પણ એ દુષ્ટ રીવાજ ઘર કરી બેઠો છે. એવી જ્ઞાતિઓમાં અનાવિલ જ્ઞાતિ મોખરે આવે. રા. વ્યાસે આ ગુજરાતી અનુસરણમાં એ જ્ઞાતિના પાત્રો મુકી પુસ્તક મૂળ ગુજરાતીમાંજ લખાયું હોય એવું બનાવી દીધું છે, અને તેમાંજ અનુવાદની ખરી સફળતા છે. ભાષા શુદ્ધ અને સરળ છે, જો કે કોઇ કોઇ ઠેકાણે બંગાળી યા હિંદી પ્રયોગો રહી ગયા છે. "શંકિત હૃદય" અને "સંયુક્તા" આદિના જાણીતા લેખક રા. રમણલાલ વસંતલાલ દેસાઇએ આ પુસ્તકની પ્રસ્તાવના લખી એની ઉપયોગિતા વધારી છે.

**ચોરવાડથી જેપાનઃ** લેખકઃ રા. વિઠ્ઠલદાસ ધરમસી પટેલ. પ્રકાશકઃ "શારદા" કાર્યાલય, રાજકોટ. સોલ એજન્ટસઃ મેસર્સ આર. વનમાળીદાસ, મુંબાઇ, ર. કીમતઃ બાર આના.

રા. પટેલની રમુજી બાનીમાં લખાયલો તેમની જેપાનની મુસાફરીનો આ અહેવાલ સુપ્રસિદ્ધ માસિક "શારદા" માં ક્રમશઃ પ્રકટ થયો હતો તે વખતેજ ઘણા વાચકોના મન તેમણે હરી લીધાં હતાં. આખો અહેવાલ એવી સુંદર રીતે લખાયો છે કે વાંચતા જરા પણ કંટાળો ન આવે. રા. પટેલ હજી પોતાને સાક્ષરોમાંના એક માનતા નથી એટલે ભાષા પણ સાદી, સરળ અને શુદ્ધ છે; સંસ્કૃત શબ્દોના આડંબરથી ક્લિષ્ટ નથી થઇ. પુસ્તક વાંચતા આપણને એમજ લાગે કે આપણે લેખકની સાથે ફરી એમણે જોયલાં સ્થળો જોઇ રહ્યાં છીએ યા એમણે અનુભવેલી બાબતો અનુભવીએ છીએ. પુસ્તકમાં અપાયલાં સંખ્યાબંધ દશ્યોના ચિત્રો એ લાગણી વધારે દૃઢ કરે છે.

**આનંદધારા, ભાગ ૨ જોઃ** પ્રયોજક અને પ્રકાશકઃ રા. રમણલાલ નાનાલાલ શાહ, "બાલજીવન" કાર્યાલય, બાજવાડા, વડોદરા. કીમતઃ રૂ. ૦-૮-૦.

બાલ સાહિત્યના પ્રકાશન માટે ગુજરાતમાં જે થોડાક પ્રયાસો થાય છે તેમાં "બાલજીવન" કાર્યાલયના પ્રયત્નો મુખ્ય છે. એ માસિક બાળોપયોગી સામગ્રી દર મહિને રજુ કરવા માટે સાધનોના પ્રમાણમાં સારા પ્રયત્નો કરે છે. એ માસિકમાં પ્રકટ થયલી કેટલીક સરળ અને બાળકોને રસમય લાગે એવી વાર્તાઓનો આ પુસ્તકમાં સંગ્રહ કર્યો છે. કેટલીક વાર્તાઓ સચિત્ર અપાઇ છે.

**અજાયબી બીજી વાર્તાઓઃ** લેખકોઃ સૌ. સુમતિ નાગરદાસ પટેલ અને રા. નાગરદાસ ઇ. પટેલ. પ્રકાશકઃ "બાલજીવન" કાર્યાલય. કીમતઃ રૂ. ૦-૮-૦

બાળોપયોગી ટૂંકી વાર્તાઓ લખવા માટે આ લેખક દંપતિ જાણીતાં છે. એમનો પ્હેલો સંગ્રહ થોડાક વખત પર પ્રકટ થયો હતો અને બાળવાંચકો તરફથી તે સારો સત્કાર પામ્યો હતો. આ પુસ્તકમાંનો બીજો સંગ્રહ પણ પ્હેલા જેવોજ રસિક

અને બોધપ્રદ હોઇ તેટલાજં આદરને પાત્ર થશે એમ અમને લાગે છે. રા. જગંમોહનના ચિત્રો એ પુસ્તકની ઉપયોગિતામાં વધારો કરે એવાં છે. આ પુસ્તક લખી પ્રકટ કરવા માટે લેખક દંપતિને ધન્યવાદ.

**ત્રિરત્ન ગીતા અને સર્વ પૂજનવિધિ:** પ્રકટકર્તા: ગં. સ્વ. લલિતાગૌરી સામરાવ. મળવાનું ઠેકાણું: મેસર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ, ૨. કીમત રૂ ૧–૮–૦.

"પાકશાસ્ત્રના" પુસ્તકથી લેખિકા બ્હેન સાહિત્યના પ્રદેશમાં જાણીતા થયલાં છે. આ પુસ્તકમાં ભાવિક જનસમાજના ઉપયોગાર્થ શ્રીમદ્ ભગવદ્‌ગીતા, વિષ્ણુ સહસ્રનામ, મનુસ્મૃતિ વગેરે અનેક રત્નોનો સંગ્રહ થયલો છે. પુસ્તકની વિશેષતા એ છે કે મૂળ સંસ્કૃત શ્લોકો ગુજરાતી લીપિમાંજ છાપ્યા છે અને તેથી સંસ્કૃત નહિ જાણનાર વાચક પણ સ્હેલાઇથી તેનો પાઠ કરી શકે એમ છે ઉપરાંત સરળ ભાષાંતર પણ આપ્યું છે. આવા હંમેશના ઉપયોગી પુસ્તકનું પૂઠું કાચું રાખવાને બદલે તેને પાકું કરવાની જરૂર હતી એમ અમને લાગે છે.

**સામુદ્રિક દીપ:** મૂળ લેખક: સ્વ. પંડિત રાજારામ કેશવ ઋષિ. અનુવાદક: રા. પુરૂષોત્તમ ગણેશ દંડવતે. મળવાનું ઠેકાણું: ઉપર પ્રમાણે કીમત: રૂ. ૧ ૪–૦

સામુદ્રિક શાસ્ત્રના જ્ઞાતા સ્વ. રાજારામ શાસ્ત્રીએ આ પુસ્તક મૂળ મરાઠીમાં લખ્યું છે અને તેની બીજી આવૃતિ હમણાંજ પ્રકટ થઈ છે હસ્તરેખા આદિથી ભવિષ્ય જાણવાને ઉત્સુક જનસમાજ માટે, આ પુસ્તક અત્યંત ઉપયોગી ગણાય. પોતાનું નસીબ જાણવાને દરેક જણ ઇંતેજાર રહે છે અને તે ઇંતેજારી આ પુસ્તક કેટલેક અંશે પોષે છે. જુદી જુદી રેખાઓ અને તેમના ગુણ દોષ વિષે જોઇતી માહિતી એમાંથી મળી રહે છે

**શ્રી શંકરગિરામૃત:** અનુવાદક: રા. જગન્નાથ મંછારામ પાઠક. કીમત: રૂ: ૦–૫–૦.

શ્રી મચ્છંકરાચાર્યના નામથી ગુર્જર પ્રજા અજાણી નથી. એ મહાન જગદ્‌ગુરૂએ પોતાના વાણીરૂપી અમૃતથી મૃતપ્રાય થતા જતા વૈદિકધર્મને સજીવન કર્યો છે. એમના એ અનેક અમૃતબિંદુઓમાંથી ત્રણ (૧) અપરોક્ષાનુભૂતિ; (૨) વિજ્ઞાનનૌકા અને (૩) ચરપટમંજરીના સમશ્લોકી ગુજરાતી ભાષાંતર આ નાનકડા પુસ્તકમાં અનુવાદકે ઉતાર્યાં છે. અનુવાદની ભાષા સરળ છે પરંતુ વેદાન્તનો વિષય હોવાથી વિસ્તૃત શબ્દાર્થ અને ટીકાની જરૂર રહે છે એમ અમને લાગે છે ટુંકમાં જે રીતે અર્થ અને ટીકા આપ્યાં છે તે પૂરતાં નથી.

J. V.



**નોંધ:** ( અનુસંધાન માટે જુઓ પાનું ૩૬૬. )

કંઇ કાપકુપ ન થઇ શકે? પણ તે માટે અથવા તો કોઇ શિક્ષિકાઓ તે રજાનો ગેર ઉપયોગ કરે માટે બીજી શિક્ષિકાઓને તેમની તબિયતને જરૂરીયાત હોય તે વખતે રજા ભોગવવા ન દેવી તે કંઈ વ્યાજબી ન ગણાય. એવે વખતે લાંબા વખત સુધી એકી સામટું બેસી રહેવું તે કંઇ ઇચ્છવા જોગ નથી. આવે વખતે બેદરકાર રહેવાથી ઘણું નુકસાન પણ થાય. આ માસિક અટકાવ વખતે હિંદમાં ઘણીખરી કોમોમાં સ્ત્રીઓ બધું કામ છોડી દઇ, આરામ ભોગવવાની (આ કેટલા પાળે છે તે જોવાનું–પણ સ્ત્રીઓએ આ વખતે આરામ પાળવો તે જરૂરીયાત છે તે ન સમજતાં હોય તેમને સમજાવવું વધારે સારૂં છે.) તેમજ કોઇ ઠેકાણે નહિં અડકવાની ધાર્મિક ફરજ ગણાય છે પણ આ ઉપરાંત જે એ ધર્મમાં ન માનતાં હોય તેને પણ એ સમયમાં પોતની તબિયત ખાતર પણ ખાસ સંભાળ લેવાની જરૂર છે તે વિષે કોઇપણ ના કહી શકે તેમ નથી. પણ તેમાં ખાસ કરીને જે લોકો માટે એ ધર્મનો સવાલ છે તેમના સંબંધમાં તો સ્કુલ કમિટિએ ફરીથી વિચાર કરી ઉપરનો ઠરાવ કાઢી નાંખવોજ ઘટે છે. આશા છે કે ન્યુ સ્કુલ્સ કમિટિ પોતાને ત્યાં કામ કરતી બધી શિક્ષિકાઓ ને તેમાં ખાસ કરીને હિંદી શિક્ષિકાઓનો અભિપ્રાય પૂછી તેને માન આપશે.




**હિંદુ મહાસભાના પ્રમુખનું ભાષણ.**

હિંદુ મહાસભાના પ્રમુખ શ્રી લાલા લજપત રાયનું ભાષણ અમે અન્યત્ર આપ્યું છે ને તે દરેક હિંદુએ વિચારીને વાંચવા જેવું છે. અત્રે અમે તો એમાંના સ્ત્રીઓને લગતા વિષય ઉપર લાલાજી બોલ્યા છે તે ઉપર સર્વનું ધ્યાન ખેંચવા માંગીએ છીએ.

તેઓશ્રી ભાષણ કરતાં બોલ્યા હતાં કે "સમાજ સુધારણા એ હિંદુ કોમની આજે પ્રથમ જરૂરીઆત છે." તે અક્ષરશઃ સત્ય છે આપણે રાજદ્વારી હક્કો માંગીએ છીએ. પણ તે આપણને મેળતાં નથી. તેનું કારણ શું ? અમે તો માનીએ છીએ કે હજી આપણે તેને માટે જોઇએ તેવા લાયક થયા નથી. જ્યારે આપણામાં બાળલગ્ન, બાળવિધવાઓ, અસ્પૃશ્યતા, એવા અનેક સડાઓ ઘર ઘાલી બેઠા છે, ને આપણું સત્યાનાશ વાળી રહ્યા છે તે દૂર કરવા હજી આપણે સમર્થ થયાં નથી તો બીજું આપણે શું કરી શકીશું ? લાલાજી કહે છે કે "હિન્દુઓ જીંદગીને ક્લેશમય જંજાળ" માને છે, તે કોમ આ સખ્ત અથડાઅથડી ને હરીફાઇના યુગમાં શું કરી શકે ? એ ખરી વાત છે. હિંદુએ પોતાનામાં રહેલા સડા દૂર કરવા શું કર્યું ને કંઇ કર્યું હોય તો તેનું પરિણામ શું આવ્યું છે ? લાલાજી કહે છે કે "એ સમાજ સુધારણાની શરૂઆત આપણી માતાઓના, આપણી વિધાતા સમી આપણી જનનીના ઉત્કર્ષથી થવી જોઇએ. હિન્દુ ધર્મ હિન્દુ નારીને લક્ષ્મી સરસ્વતી અને શક્તિનો અવતાર માને છે તો એનો અર્થ એ છે કે નારીજ આપણા ઉત્થાન અને અધઃપતની વિધાત્રી છે." પણ આજે આપણા દેશમાં સ્ત્રીઓની શી દશા છે ? હિન્દુ સ્ત્રીની સ્થિતિ હાલ તો ગૃહમાં સોંઘી મજુરણની છે. છોકરી જન્મે ત્યારથી માતાપિતા પોતાના ઉપર એક દુઃખ આવી પડયું હોય તેવું વર્તન રાખે છે. પુત્રીને પારકું ધન ગણવામાં આવે છે ને પુત્રીને સાપનો ભારો બરાબર એમ પણ માનવામાં આવે છે. ને તેથીજ પુત્રીના જેમ બને તેમ ઉતાવળથી લગ્ન કરવામાં માતા પિતા પોતાની ફરજ સમજે છે તે તેથી શું થાય છે ? બીજા દેશોમાં જ્યારે એક છોકરી શાળાઓમાં શિક્ષણ લેતી હોય ને દરેક રીતે દુનીઆની જવાબદારીથી દુર રહી આનંદ કરતી હોય તે ઉમરે હિંદમાં એક છોકરીના લગ્ન થાય છે ને માતા થાય છે. આના દુઃખદ પરિણામો અનેક છે. ધર્મનું નામ લઇને પોતાના બાળકોને રૂઢિને માટે બલિદાન આપનાર માણસનો ધર્મ તે શું ખરો હિંદુ ધર્મ છે ? આ બધું દૂર કરવાનો એક અગત્યનો રસ્તો તે સ્ત્રીકેળવણી છે, માતા ને ગૃહિણી કેળવાયેલાં હશે તો સમાજ સુધારણાને બહુ વાર નહિં લાગે.

છેવટે લાલાજી હિંદુ સ્ત્રીઓ માટે કહે છે કે "સ્ત્રીઓ માટે લજ્જા એ ઈશ્વરીય સદ્ગુણ છે, પણ બેહદ નિરાધારતા અને બેસુમાર પરાધીનતા એ સ્ત્રી કે પુરુષ ગમે તેને માટે મહાપાતક છે; હું મગું છું કે હિન્દુ નારી તેની લજ્જા, તેની પ્રતિષ્ઠા, તેની કુટુંબ ભક્તિ એ સદ્ગુણોને બરાબર જાળવે પણ સાથે સાથે હું હિન્દુ સ્ત્રીને નીડર, સ્વાધીન અને સ્વમાની જોવા ઇચ્છું છું. એવી આત્મગૌરવ સમજનારી મંહલાઓ ભારતની સ્વાધીનતા જીતી આપનારા બહાદુર પુરૂષોને જન્મ આપશે. હિન્દુઓ, મારા દેશબાંધવો, સ્ત્રીજ ત્હમારી ભાગ્યવિધાત્રી છે. તેને માન આપો, તેને શિક્ષણ

આપો, તેને મનુષ્યના અધિકાર બક્ષો. અને તેમાં ત્હમારો ઉદ્ધાર છે." આશા છે કે લાલાજીના ભાષણ ઉપર આપણા ભાઇબ્હેનો વિચાર કરશે ને તે પ્રમાણે વર્તવા પ્રયત્ન કરશે.

**ગુજરાતી સાહિત્ય પરિષદ.**

આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ આવતા ઇસ્ટરના તહેવારોમાં એટલે એપ્રિલ મહિનામાં મુંબાઇમાં ભરાવાનું નક્કી થયું છે. તેના બધા કામની વ્યવસ્થા કરવા માટે કારોબારી મંડળ, તથા તેના અધિકારીઓ ને સમિતિઓ તેમજ મંત્રીઓ નીમાઇ ગયા છે. ને તે લોકોએ પોતાના કામની શરૂઆત કરી દીધી છે. મુંબાઇમાં વસતા ગુજરાતી બોલતા સર્વ લોકોને તે પરિષદ સફળ કરવામાં મદદ કરવાની આમંત્રણ પત્રિકાઓ એ લોકોએ બ્હાર પડી છે. અમે આશા રાખીએ છીએ કે એ પત્રિકાને માન આપી ગુજરાતી સાહિત્યમાં રસ લેનારા દરેક પુરૂષ અને સ્ત્રી એ પરિષદ સફળ કરવા પોતાના ફાળો આપશે. હવે આપણને એ વિચાર આવશે કે સ્ત્રીઓ તે સાહિત્ય પરિષદમાં શું કરી શકે ? તો એ પ્રશ્ન પૂછનાર "સાહિત્ય" શબ્દનો અર્થ ખરોખર સમજ્યું જ નથી એમ કહી શકાય. સાહિત્ય એટલે સમસ્ત લોકની ભાષા. તો ગુજરાતી સાહિત્ય એટલે સમસ્ત ગુજરાતની ભાષા અને ગુજરાતી સાહિત્ય પરિષદ એટલે સમસ્ત ગુજરાતના લોકોની ભાષાને લગતી પરિષદ, એટલે તેમાં તો સ્ત્રીઓ ફાળો સારી રીતે આપી શકે. આશા છે કે ગુજરાતી ભાષામાં રસ લેનાર દરેક બ્હેન પણ આ પરિષદને સફળ કરવામાં પોતાની યથાશક્તિ ફાળો આપશે.

**દાહોદનું ભીલ સેવા મંડળ.**

દાહોદનું ભીલ સેવા મંડળ રા. રા. અમૃતલાલ વિ. ઠક્કરના મંત્રીપણા નીચે કેટલાએ વખતથી ભીલ લોકોના ઉદ્ધાર માટે કામ કરી રહ્યું છે તે વિષે ઘણાંઓને ખ્યાલ પણ નહિં હોય. હમણાંજ થોડા વખત ઉપર તે મંડળનો ત્રીજો વાર્ષિક મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો તે પ્રસંગનો લાભ લઇ અમે તે મંડળ વિષે લોકોને ને આપણી બ્હેનોને માહિતિ આપવાની તક લઇએ છીએ તે મહોત્સવ પ્રસંગે મુંબાઇના શ્રી એન. એમ. જોશીને પ્રમુખ તરીકે બોલાવવામાં આવ્યા હતા. ત્યાં વંચાએલા રિપોર્ટ ઉપરથી જણાય છે કે એ મંડળ બહુ સારૂં સંતોષકારક કામ કરે છે. એ મંડળ દસ નિશાળો ચલાવે છે ને તેમાં ૪૦ છોકરાંઓ મફત કેળવણી લે છે. તે કામ માટે મંડળને ૧૬ શિક્ષકો રાખવા પડે છે. ભીલ લોકોની વસ્તી આશરે ૧૯ લાખની છે અને તે લોકો હજી ઘણીજ પછાત દશામાં છે. તે લોકો જંગલ જેવા પ્રદેશમાં રહે છે અને તેમને દારૂનું બહુ જબરૂ વ્યસન હોય છે અને તે ખાસ કરીને તદ્દન દૂર કરવાની જરૂર છે. સેવા મંડળ એ દિશામાં પણ કામ કરે છે. શ્રી. જોશીએ પોતાના ભાષણમાં કહ્યું હતું કે ભીલ લોકોને પણ પોતાના તરફથી એક કે બે સભાસદો ધારાસભામાં મોકલવાનો હક્ક આપવાની માગણી થઇ છે. બીજી બધી પછાત કોમોને પોતાના તરફથી ધારાસભામાં પ્રતિનિધિ મોકલવાનો હક્ક હોય તો બિચારા ભીલ લોકોને શામાટે નહિં ?

આ ભીલ સેવા મંડળના કામ માટે તેના સેક્રેટરી શ્રી. ઠક્કરને તથા બીજા તેમની સાથે કામ કરે છે તે ભાઇઓને તેમની નિષ્કામ સેવા માટે ધન્યવાદ ઘટે છે.

**મ્યુનિસિપલ નિશાળોની શિક્ષિકાઓની રજા.**

મ્યુનિસિપલ સ્કુલ્સ કમિટિએ તેના તાબાની નિશાળોની શિક્ષિકાઓને મળતી માસિક અટકાવની રજા ગયા અક્ટોબરથી બંધ કરવાનો ઠરાવ કર્યો છે. તે ઠરાવ આ દેશના બધા વર્ગની રહેણીકરણી, ધાર્મિક લાગણી વગેરે જોતાં યોગ્ય નથીજ એમ કહેવાય. કેટલીક શિક્ષિકાઓ આ રજાનો જરૂર વગર ઉપયોગ કરતી હતી તે એક કારણ તથા મ્યુ. નિશાળોમાં વરસમાં લગભગ છ માસ જેટલી તો બીજી રજાઓ પડે છે ને એ રજાની કંઇ જરૂર નથી એ બીજા કારણસર ઉપરનો ઠરાવ કર્યો છે એમ કહેવાય છે. પહેલાં કારણનો વિચાર કરતાં લાગે છે કે એ દલીલજ ગેરવ્યાજબી છે. કારણ કે નિશાળોમાં જે છ માસની રજા પડે છે. તે કંઇ શિક્ષકોની તબિયત કે સગવડ ખાતર પડતી નથી પણ નિશાળમાં ભણતાં બાળકો ખાતર પાળવામાં આવે છે, એટલે એ રજાને શિક્ષિકાઓના માસિક અટકાવની રજા સાથે કંઇ સંબંધ નથી. જો રજાઓજ વધારે લાગતી હોય તો બીજી રજાઓમાંથી

[બાકીના ભાગ માટે જુઓ પાનું ૩૬૪.]

અંતરાત્મા



ચિત્રકારઃ ] ઉમાએ અજીતને એક ખુરશી પર બેસાડી દીધો, અને પોતે ખુરશીના હાથા પર પોતાનો હાથ રાખી ઊભી રહી. [ શ્રી. નાણાવટી.

પૃષ્ઠ ૩૭૦

અંતરાત્મા.




ચિત્રકાર: ] " જુઓ, રજનીકાંત ! એ કેવી સુંદર છે ? " [ શ્રી. નાણાવટી.




વર્ષ ૩ જું. ફેબ્રુઆરી ૧૯૨૬. અંક ૬ ઠ્ઠો.

# અંતરનાં આંદોલન.

લેખિકા: સૌ. મનોરમા રાવળ.

**સ્ત્રીઓએ તે માની લીધું:**

કવિઓએ કહ્યું: પુરુષ એ વૃક્ષ છે. સ્ત્રી એ વેલ છે. વેલે વૃક્ષને વિંટળાવું જોઇએ. સ્ત્રીઓએ તે માની લીધું. નારીવેલ પુરુષવૃક્ષને વિંટળાઇ.

સમાજે કહ્યું: સ્ત્રી એ અબળા છે. તેણે પુરુષના આશ્રયમાં રહેવું જોઇએ. સ્ત્રીઓએ તે માની લીધું. અબળા સ્ત્રીઓએ સબળ પુરુષની સત્તા સ્વીકારી.

માનસશાસ્ત્રીએ કહ્યું: પુરુષ કરતાં સ્ત્રીમાં આઠ ગણી વાસના છે. પરણ્યા વિના તો તેઓ પડવાનીજ. સ્ત્રીઓએ તે માની લીધું.

શાસ્ત્રકારોએ કહ્યું: પરપુરુષની નજરે પડવું એ મહાપાપ છે. સ્ત્રીઓએ તે માની લીધું, અને સંતાકુકડીની રમત શરૂ કરી.

અનુભવીઓએ કહ્યું: સ્ત્રીઓમાં સ્વતંત્ર વિચારશક્તિ નથી. પ્રમદાની બુદ્ધિ પાનીએ. સ્ત્રીઓએ તે માની લીધું.

સમાજશાસ્ત્રીઓએ કહ્યું: સ્ત્રીઓને સ્વતંત્રા અપથ્ય છે. સ્ત્રીઓએ તે માની લીધું.

આમ જેણે જેણે જે જે કહ્યું તે તે સ્ત્રીઓએ માની લીધું.

**માડી હું તો મરી જવાની:**

કોઇ કુમારિકાએ કહ્યું: માડી હું તો મરી જવાની.
આંસુભરી આંખે મા બોલી: બ્હેન, ત્હારી બલા
મરે. એવું બોલમાં.
કુમારિકાએ કહ્યું: ના. માડી હું તો મરી જવાની.
પંપાળતાં પંપાળતાં માએ પૂછ્યું: કેમ બેટા?
કુમારિકાએ કહ્યું: આજ લગી હું નાચી કુદી
હવે ધીમી કેમ ચાલું?

હસતે મુખડે હરી ફરી, હવે ધુમરો કેમ ધાલું ?
મનની માની મજા કરી, હવે ધણી કેમ ધારૂં ?
ત્હારે હાથે લાડ લડી, હવે આજ્ઞા કેમ ઉપાડું ?
બેટા બાપુ બેન બની હવે મેણાંઓ કેમ સાંખું ?
પતિ કહે તે કરવું.
મર કહે તો મરવું.
હાજી હાજી કહેવું.
સઘળું એ સહેવું.
છતાં રાજી રાજી રહેવું.

એ ખોટી ખુશામત આપણાથી નહિ થવાની. માટે માડી હું તો મરી જવાની.

### " મ્હારી મા. "

નાથ, ત્હારાં સુધામય મણિમોંઘેરાં સૌંદર્યપૂર્ણ સંસ્મરણો અમારા અંતઃકરણમાં અજબ ચેતના જગાવે છે.

વહાલા, તુંજ કવિઓના કાનમાં કંઇ કહી સાનમાં સમજાવી કવિતાઓ કરાવે છે.

યોગીઓની શુષ્ક યોગ સાધનામાં, રસીયા ! તુંજ રસની રેલમછેલ કરે છે.

જ્ઞાનમાર્ગની ગૂઢ વાર્તાઓમાં અંતે તો તુંજ પ્રાપ્ય હોવાથી અનેરો આનંદ આવે છે

પ્રભાતના પહોરમાં પૂર્વાકાશમાં અને આથમવા ટાણે આથમણી કોર તુંજ રંગબેરંગી છબીઓ બનાવે છે.

આમ્રતરુવનવાસિની કોકિલાના કંઠમાં પેસી સુધાકંઠ, તુંજ મીઠા ટહુકારા કરી ગેરગભીર વનવાટિકાઓ ગજાવે છે.

' ચાંદો સુરજ ' ત્હારી આંખો છે તેમાંથી લગીર તેજ અમારી આંખોમાં આંજીશ ?

કંઇ કંઇ માતાઓ બાલગોપાલની આંખો આંજી ગોરા ગાલે કાજળની ટપકી કરે છે. જનનીના કોડ નાથ તું પૂરીશ ?

અંગોને ઉપાંગોમાં રસભર્યા સુરંગો પૂરી જીહ્વામાં અમીની મિઠાશ, નયનમાં પ્રકાશ, અને ઉરમાં પ્રણયનું પૂર ભરી જગ આંગણીએ રમતાં ને ખેલતાં તારાં બાળકો જોવાનું તારૂં મન છે ?

મહાદેવ, તો તેમ કરવાની તને કોણ મના કરે તેમ છે ?

હું તો કહું છું કે તારા બાળકોના ગાલ ચૂમી ગોદમાં લઇ કટીએ બેસાડી કોટી કર. હાલરડાં ગા ને હુલાવ ફુલાવ.

વિભુ ! તું પરાત્પર નિરંજન નિરાકાર છું. તો યે એકવાર કહું ?

### " મ્હારી મા "

### પ્રભુએ માણસનું હૃદય અપારદર્શક કર્યું છે:

કવિશ્રી કહે છે કે સર્જન સર્વ સહેતુક છે. તો હૈયાની અપારદર્શિતામાં પણ કંઇ હેતુ હોવો જોઇએ.

માણસના મનમાં ઘોળાતા સારા નરસા, વિચારો, યોજનાઓ, ધારણાઓ, એ સઘળુંજ નજરે દેખાતું હોત તો પૃથ્વીનો પ્રલયકાળ વહેલો પાસે આવત.

પ્રભુએ માણસનું મન પારદર્શક કર્યું નથી. અને તેથી એવી સૂચના કરી છે કે કોઇ પણ માણસના અંતરના વિચારો જાણવાનો આપણો હક નથી. પરમેશ્વરેજ સ્વયં જે હકનો ઇનકાર કર્યો છે તે હક શા સારૂ મેળવવા મથવું ?






લેખકઃ રા. રા. પ્રતાપકુમાર પોપટભાઈ વૈદ્ય.
ચિત્રકારઃ રા. અ. લ. નાણાવટી.

પોતાના-પતિને દરેક કાર્યમાં વિજય મળે એવી રીતે ઉપયોગી થવામાં, ઉષા પોતે એક કર્તવ્ય કર્યું છે એમ માનતી. ઉષાનાં સુન્દર કાર્યોથી, તેની સાદી સરળ છતાં ઉંડા ગાંભીર્યથી ભરેલી શિખામણોથી, ત્યાં જતા દરેક મ્હેમાનોને અપાયેલા સન્માનથી, ચોપાટી ઉપર વિલ્સન કોલેજની પછવાડે આવેલાં ' હિરાભાઇ મેન્શનનો ' બીજો માળ તો જાણે ઘણાખરા લોકો માટે સ્વર્ગ સમાન થઇ પડ્યો હતો.

એ મંદિર, એ મંદિરનો દેવ અને એ મંદિરની પૂજારણ જ્યારે હોય ત્યારે આનંદમાં મસ્ત રહેતાં. અજીતકુમારે એન્જીનીઅરિંગની પરીક્ષા થોડા વખત પહેલાંજ પાસ કરી હતી. અને કોઇ મોટી પેઢીમાં જોડાયાથી તે સારો પગાર મેળવી શકતો. અને તેમાંય, પોતાની ન્યાતમાં ઘણાઓને અપ્રાપ્ય એવી ઉષા તેને પ્રાપ્ત થતાં એ બાબત વિષે તેને અભિમાન હતું.

× × ×

શ્રાવણ મહિનાની સુંદર સ્હાંજ સરી પડતી હતી. આજે ઘણા મહિનાઓ થયા અજીતે, મધ્યમ સ્થિતીના લોકો બહુ સગવડતાથી છતાં બહુ ઓછા ખર્ચે રહિ શકે એવાં એક ન્હાના કુટિરનો ' પ્લાન ' બનાવ્યો હતો. એ પ્લાન અમલમાં મુકવા માટે જો અજીતને કંઇ ખાસ વાંધો પડતો હોય તો તે એટલોજ કે પોતાની પાસે પૈસાની મ્હોટી રકમના અભાવે અજીત કોઇ પણ જાતનાં વધુ પગલાં લઇ શકતો નહિ.

એક આરામ ખુરશી ઉપર ઉષા પડી હતી. તાજેતરનાં આવીને પડેલાં માસિકોમાંનું એકાદ તે વાંચતી હતી. હમેશાં, રૂકમીબાઇ ઘાટણને, ચહા બનાવવાનો હુકમ આપ્યા પછી, અજીતની રાહ આજ રિતે ઉષા જોતી.

માસિક વાંચતાં વાંચતાં તે કંટાળી ગઇ. તેણે ઘડિયાળ તરફ જોયું. સાડા છને હવે થોડીજ વાર હતી. પેલું માસિક કંટાળાથી તેણે ફેંકી દિધું. ઓરડાના ખુણા ઉપર બિચારૂં ચોપાનીઉં ઘવાએલી દશામાં જઇ પડયું.

સફાળી ઉષા ઉઠી. " એમ તે કંઇ ફેંકી દેવાય ? " તે મનમાંજ બબડી. " એમણે બિચારાએ ૭ રૂપિઆ એને માટે આપ્યા છે." ૭ રૂપિઆના બદલામાં આવતાં ચોપાનીઆં ઉપર ઉષાની લાગણી વધી પડી. અને ત્યાં જઇને તેણે ચોપાનીઉં હેતથી ઉપાડી લીધું. અને ઓરડાની વચોવચ પડેલા ટેબલ ઉપર, સંભાળથી મુકી દિધું.

કરકસર તો ઉષાને જન્મથીજ વરી ચુકી હતી. કરકસર કરવા માંગતાં ઘણા ખરાં દંપતિઓ, ઉષાની સલ્લાહ લેવામાં અને માનવામાં હિણપત ન સમજતાં. ઉષા જે જાતની કરકસર પોતે જાતે કરતી, તેજ જાતની કરકસર બીજાંઓને શીખવતી. મુંબાઇની સરકારમાં પણ નહિ ચાલતા હોય તેવા કર ઉષાએ ઘણાં મિત્રોનાં ઘરમાં ચાલુ કરાવેલા.

" જ્યારે જ્યારે નાટક સિનેમા જોવા

જાઓ, " તે ઘણીવાર કહેતી, " કે નવી સાડી લ્યો, કે નવા ડગલાઓ સિવડાવો ત્યારે જે કંઇ પૈસા ખરચો તેનો દશમો ભાગ પૈસાની પેટીમાં નાખજો અને મહિનાની આખરે એ પૈસા બેન્કમાં જમા કરજો. "

સાડા છનો ટકોરો ઘડિયાળમાં થયો. ઓરડામાં ઉંચે ઉંચે ભીંતને વળગી રહેલ વિજળીક ટોકરીએ ચીચીયારી પાડી. અત્યાર સુધી કંઇક ગાંભીર્યભરેલી ઉષા, એકદમ રમતિઆળ થઇ ગઇ, બારણા પાસે ગઇ, બારણું ખોલ્યું.

અજીતકુમાર દાખલ થયો. બન્ને એ એક બિજાનાં હાથના આગળાઓ ભેરવી, સ્નેહથી દાબ્યાં. ઉષા અજીતને અંદર ખેંચી લાવી. **તેને એક ખુરસી ઉપર બેસાડી દીધો.** અને પોતે ખુરશીના હાથા ઉપર પોતાનો હાથ રાખી, અજીતકુમારની સામે સામે વાંકી વળીને ઉભી રહી.

અજીતના મુખ ઉપર વિદ્યાનું નૂર ઝળકતું હતું. તે યુવાન હતો. પ્રતિભાની રેખાઓ પણ અજીતનાં કપાળ સાથે સજ્જડ ચોંટી ગઇ હતી.

" ઉષા ! આજે આપણો વિજય થયો!" પાસે પડેલા ટેબલ ઉપર, પોતાની ટોપી ફેંકતા અજીત બોલ્યો. ઉષા જે રિતે અજીત સામું જોઇને ઉભી રહી હતી એ રિતે અજીતને ઘણી અગવડ પડતી હતી. પરણ્યાને છ મહિના ક્યારનાય થઇ ગયા હતા. છએ મહિનાં વિખુટાં પડ્યાં વિના રહ્યા છતાં બન્નેને એક બીજાને ધરાઇને જોઇ લેવાનો પુરતો સંતોષ નહોતો થયો.

" પેલા સર રજનીકાન્ત છેને-પેલા હમણા શેર બજારમા બહુ કમાઇ ગયા હતા તે-એમણે આપણને બન્નેને પોતાને બંગલે બોલાવ્યાં છે. અને પેલા ઘરના પ્લાન વિષે વાતો કરવાના છે. એમણે મને કહ્યું છે કે ' હું જરૂર રૂપિઆ રોકીશ. ' કેમ કેવું મજાનું ! "

આજે ઘણા દિવસથી જે કાર્યની સિદ્ધિ માટે પોતે પ્રભુ પ્રાર્થના કરતી હતી, તે કાર્ય આજ સિદ્ધ થયું ખરૂં. ઉષાની આંખોમાં ઝળહળીઆં આવ્યાં. તેણે હસી દિધું.

" અરે કમાલ ! " તેણે ન્હાનીશી બુમ પાડી. " પણ મ્હેને શા માટે બોલવતા હશે ? " ઉષાએ મુખ ઉપર ગાંભીર્ય આણીને પુછ્યું.

એકાદ પળ માટે તેણે વિચાર કર્યો, ' ચલો કે નહિ, કયારે જવાનું છે ? "

" આજેજ, હમણાજ. તું કપડાં પહેરે એટલીજ ખોટી. "

" ત્યારે તો રૂકમીબાઇ ! ચહા લાવ. "

" આનતી, બાઇ ! " બિચારી રૂકમીબાઇ ઘાટણ ! તેને તો તેના શેઠનો પ્લાન પાસ થાય કે ના' થાય એ બધું સરખુંજ હતું.

" અરે ! પણ સર રજનીકાંત આપણને ચહાજ પાવાના છે. અને હમણાંજ તેમની મોટર આપણને તેડવા આવશે. " વચ્ચેથીજ અજીત બોલી ઉઠ્યો.

" અરરર ! ત્યારે તો મ્હારી ચહા બગડશે. તમે પણ કેવા છો ? ત્યારે પેલી પેટીમાં છ આનાનો ' ટેક્ષ ' ભરો. ચાલો જોઇએ. તમે વધારે ચહા પીશો એમ ધારી મેં ત્રણ પ્યાલા ચા મુકાવી હતી. " ઉષા અને અજીત બન્ને હસ્યાં.

" ત્હારો ટેક્ષ ભર્યા સિવાય તે કાંઇ છુટકો છે ? " ફરી પાછા અજીતના હાથ ઉષાએ પકડયા, અને અંદરના સુવાના ઓરડામાં એને ખેંચી ગઇ. ત્યાં ખુણામાં પડયા રહેતાં એક ટેબલનું ખાનું ચાવીની મદદથી ઉષાએ ખોલ્યું. એક ન્હાની કાળા રંગની પેટી કાઢી. અજીતે પોતાના ખીસામાંથી પૈસા રાખવાનું પાકીટ કાઢ્યું.

" આમાં છ આના છુટા નથી. હવે ? " પાકીટ તપાસતાં તપાસતાં અજીતે પુછ્યું.

" કંઇ નહિ આઠ આના તો છેને "

ઉષાના જવાબમાં અજીતે ડોકી નમાવી હા કહી. "ત્યારે તે નાખો. આવતા રવિવારે એક વધુ બાઇબંધને ચહા પીવા બોલાવજો." ઉષાએ કહ્યું, "ચલો બોર્ડએ—બસ—હવે. તમે પેલું 'ગુજરાત' આવ્યું છે તે વાંચો, ત્યાં કપડાં પહેરીને, ઘાટણને થોડુંક કામ કહીને હું આ આવી." ઉષાએ એક ચપટી વગાડી. અજીત ત્યાંથી દિવાનખાનામાં ચાલ્યો આવ્યો.

× × ×

રજનીકાંત શેઠનો 'રજનીવિલાસ,' છેલ્લામાં છેલ્લી આંગ્લ ઢબને અનુસરીને બનાવવામાં આવ્યો હતો. ન્હાવાની ઓરડીનાં દ્વારથી માંડીને તે સુવાના ઓરડાની સિલીંગ પર્યંત આંગ્લ કળા ડેકોર નજરે પડતી. તેને અંદરથી પૂરેપૂરો જોવા માટે ઘણા જણાં રજનીકાંત પાસે માગણી કરતાં. એકાદ ભાઇએ તો એમ પણ સુચના કરી હતી કે એ બંગલાને એક પ્રદર્શનના રૂપમાં ફેરવી નાખવો. રજનીકાત શેઠે હજુ સુધી તો તેવું કાંઇ કર્યું ન્હોતું. તેઓ બહુ શ્રીમંત હતા, અને તે પણ એટલે સુધી કે તેમની પાસે વર્ષોથી નોકરી કરતો હિરાલાલ મુનિમ મોટરમાં ફરતો થઇ ગયો હતો અને જે શેઠે પોતાને પહેલેથી આટ આટલી મદદ કરી, તેમનીજ છાંય નીચે નોકરી કરી પોતાનુ આયુષ્ય પુરું કરવા માંગતો હતો.

શેઠ રજનીકાંતની કાર્કિર્દિમાં એકાદે કાળો ડાઘ હોય તો તે એ કે શેઠ ઘણીખરી નીચ પાશવ વૃત્તિના ગુલામ થઇ પડ્યા હતા. તેમની પરિણિત સ્ત્રી કમલાવતીને ન્હોતા તેઓ સુખ આપી શકયા કે ન્હોતા તેની પાસેથી સુખ લઇ શકયા. સ્નેહમાં એ બહુ સમજતા નહિ. રસ્તે ફરતાં, મોટરોમાં આંટા દેતાં કે મહાલયોમાં બેસી રહેતા દરેક માણસની શારિરિક અને માનસિક શુદ્ધતા વિષે રજનીકાંતને પૂરેપૂરો શક હતો. તેમાંય સ્ત્રીઓમાં તો એમને જરાય શ્રદ્ધા હતીજ નહિ. કોઇ પણ સ્ત્રીને તે પ્રમાણિક, શુદ્ધ અથવા તો પતિવ્રતા ધારતાજ નહિ—ધારી શકતાજ નહિ. પણ જેમ શ્રીમંતોની બાબતમાં ઘણીવાર બને છે, તેમ તેમની અઢળક સંપત્તિને લઇને, આ બધા દોષો છુપાજ રહેલા. બહારની દુનિયાનો મોટો ભાગ શેઠને શુદ્ધ સ્નેહી, પ્રમાણિક અને એક પત્નીવ્રતધારી માનતો હતો.

સર રજનીકાંતની એક ટેવ બહુ ગહન તેમજ બહુ વિચિત્ર હતી. હિન્દુસ્થાનના ઘણા ખરા ઉગતા ઉદ્યોગોને વખત આવ્યે તેઓ પોત્સાહન આપવા તૈયાર રહેતા; એ તો જાણે કે ઠીક પણ જેની સાથે આ જાતના દસ્તાવેજો નક્કી કરવા હોય, જેઓને આ જાતની મદદ કરવી હોય, તેઓને બનતા સુધી સહકુટુંબ પોતાને ઘેર બોલાવતા, ચહા નાસ્તો કરાવતા, અને છેવટે મરજી પડે તો મદદ આપતા.

દિવાનખાનામા વિલાયતથીજ તાજેતરની આવેલી કિંમતી ચિરૂટોમાંની એકનો પૂરેપૂરો ધુમાડો કરવાની ધારણાથી, એક મખમલ જડિત કોચ ઉપર શેઠ બેઠા હતા. પાસે એક ન્હાના ટેબલ ઉપર, ટેલીફોન, પાણીથી ભરેલો કાચનો ગ્લાસ, અને ચિરૂટની બાકી રહેલી રાખ નાખવા માટે એક પિત્તળની રકાબી પડયાં હતાં. આ ત્રણ ચીજો તો બંગલામાં જ્યાં રજનીકાંત હોય ત્યાં શેઠની પાસેજ પડી રહેતી.

"ચા......લો" હમેશની ટેવ મુજબ બગાસુ ખાઇને પોતાના મન સાથે શેઠ વાતો કરવા માંડયા, "આજે બીજા દસ વીસ હજાર જશે. પરમ દિવસેજ પાંચ હજાર પેલા સાબુવાળાને આપ્યા હતા...કેટલા થયા હશે ?" થયું. આ વિચાર અંહિજ અટકયો અને તેમને તરત ભિન્ન વિચારો આવવા લાગ્યાં.

બહાર મોટરનો અવાજ આવ્યો. લોકોનાં દિલ આકર્ષી લેતું, એમની મોટરનું વિજળિક

ભૂગળું વાગ્યું. શેઠ બેઠા થયા; ઉભા થયા; અને પાસેના ઓરડામાં ચાલ્યા ગયા. એમનો નિયમ હતો કે દરેક આવનાર વ્યક્તિને ધોતીયા અને પહેરણ ભર નજ મળવું. પૂરતાં કપડાં પહેરીનેજ મળવું.

× × ×

ઉષા અને અજીત રજનીકાંતના ભવ્ય મહેલના પગથિઆં ચઢ્યાં. ઉષા તો પગથિઆ પાસે ઉભા કરેલા આરસના પુતળાને કદરમય આંખોએ જોવા લાગી.

"આપ દિવાનખાનેમે બેઠિયે. શેઠ સાબ આપકુ અચ્છી મિલેગા." ભઇયાએ પોતાની ટેવ મુજબ જવાબ આપ્યો અને અજીતને દિવાનખાનાનો માર્ગ બતાવ્યો.

રજનીકાંતના ભવ્ય દિવાનખાનામાં દાખલ થતાં ઉષા કંઇક કંપી. એ કંપનો અર્થ એ ન સમજી શકી. અજીત પોતાના મનમાંજ મસ્ત હતો. તેનું મન તો હવે પછી થોડા વખતમાં થનાર દસ્તાવેજમાં ચોંટયું હતું.

"આવો ! આવો ?" દિવાનખાનામા હમણાંજ આવેલી કમળાવતીએ આવેલા મ્હેમાનોને આવકાર આપ્યો. તેના મુખ ઉપર વિષાદની છાયા, મુખપરીક્ષાના કોઇ ઉંડાં અભ્યાસીનેજ જણાતી. કમળાવતીએ પોતાના પતિને, પોતાના પતિની ટેવોને, પૂરેપૂરાં ઓળખ્યા હતાં. આ છતા તે એક સાધારણ સ્ત્રી તો ન્હોતીજ. તેની નસોમા એક શુદ્ધ આર્યબાળાનું લોહી વહેતું હતું અને પોતાનો પાત ગમે તેવો હોય, તો પણ તેનીજ સાથે, તેનીજ સેવામા જીવન વિતાડવાના ચોક્કસ ઠરાવ ઉપર તે આવી હતી.

"આવો ! આવો !" ફરી કમળાવતી બોલી "તમારૂં નામ અજીતકુમાર કે ? મને એ આજે તમારે વિષે વાતો કરતા હતા." જો કે છેલ્લા વાકયમાં સત્યનો અંશ હતોજ નહિ. રજનીકાન્ત જ્યારે બહુજ જરૂર પડે, અને વાતચિત કરવી અનિવાર્ય લાગે ત્યારેજ કમળાવતી સાથે વાતો કરતા. બાકી તો બિચારીને એમને એમ રહેવા દેતા. છતા કમળાવતી પોતાના પતિનું ખરાબ દેખાડવા ન્હોતી માગતી. રજનીકાંતની ચાલ ચલનની એકેએક વાત હીરાલાલ મુનીમ પાસેથી તેને મળતી; "અને આ તમારાં વહુ કે ? આવોને બ્હેન, તમારૂં નામ શું ?

પણ ઉષા પોતાનું નામ જણાવે તે પહેલાંજ રજનીકાંત શેઠ ઓરડામાંથી ટુંકો કોટ પહેરી આવ્યા. અને જાણે કાંઇજ ન જાણતા હોય એવી રીતે કંઇક મોટે અવાજે બોલ્યા. "ઓહો કોણ અજીત કુમાર કે! કેમ! ક્યારે આવ્યા? હમણાંજ? મારી મોટર આવી હતી! હાં અને આ તમારાં વાઇફ (પત્ની) કે!" રજનીકાંતે સવાલોની ગોળીઓ છોડી.

પણ જેવી તેમણે ઉષાને જોઇ કે તરત તેમના મનમાંથી વિચારોનાં વાદળાંઓ ફરી ગયાં. નીચ કુટિલ પાશવવૃત્તિઓ જાગી ઉઠી. કેવી સુંદર સ્ત્રી ? અને તે આવા દોઢસો રૂપરડીના પગારદાર નોકરના હાથમાં ? શેઠ રજનીકાતનું મન તેજ પળથી વિહ્વળ બન્યું. કમળાવતી, પોતાના પતિના હૃદયમા થતા ફેરફારો તુરત સમજી શકી. તેને નવી આવનાર સ્ત્રીની દયા આવી. શું હમેશને માટે ખોટે માર્ગે ચડી ગયેલ તેના પતિ આવી નિર્દોષ સ્ત્રીને ફસાવશે ? આ તે મનુષ્ય કે પિશાચ!

આ બધા બનાવો થઇ જતાં બહુ વાર ના લાગી. રજનીકાંતે તુરત ચહા લાવવાનો હુકમ આપ્યો; અને દરિયાના દર્શન દેતા વરન્ડામાં જઇને એક આરસનાં ટેબલ આસપાસ સર્વે બેઠાં.

"બ્હેન ! તમે નામ કહેતાં તો ભૂલીજ ગયા" કમળાવતી ફિક્કું હસી. હસી નહિ, હસવાની કોશીષ કરી.

ઉષાએ ઉંચી નજર કરી. સામે બેઠેલી

કમળાવતી તરફ તેણે જોયું. " મ્હારૂં નામ .. ઉષા. " તેણે ધીમેથી જવાબ આપ્યો. " આહા ! ઉષા ! બહુ મજાહનું મીઠું નામ છે. " કમળાવતી બોલી. જાણે અજાણે પોતાના પતિના હૃદયના ભાવો તેણે સ્વમુખે બહાર કાઢયા.

ચહા આવી. અજીત, ભોળો અજીત કમળાવતીને પોતાનો કુટિરનો ' પ્લાન ' સમજાવવા માંડયો. રજનીકાંત ઘણીયે વાર ઉષા સામે એકી ટસે જોઇ રહ્યા. તેઓની નજર એક પળ ભેગી થઇ. મીટ મંડાઇ ન મંડાઇ ત્યાંતો ઉષાનું હૃદય કંપી ઉઠ્યું. રજનીકાંતનાં હૃદયના ભાવો તે જાણી ગઇ. તેણે નીચી નજર કરી દીધી.

શેઠ રજનીકાંત પોતાને બાહુ ડરેલ, બહુ વિદ્વાન અને દરેક બાબતમાં અનુભવી માનતા હતા. સ્ત્રીઓ તેમને મન મગતરૂં હતી. તેમણે એકાદ બે ખાનગી મિત્રોને તો એટલે સુધી કહેલું કે " કોઇ પણ સ્ત્રીને લાવો. તેને એક અઠવાડીયામાં મારી કરી દઇશ. " કમળાવતી જ્યારે જ્યારે આવી વાતો સાંભળતી ત્યારે બહુએ નિશ્વાસો નાખતી. અને ભવિષ્યમાં પ્રભુ જાણે કેવાયે બનાવો બનશે એ વિચારે બ્હાવરી બનતી.

ઉષાના પ્રથમ દર્શનેજ વિહ્વળ બનેલું મન આસ્તે આસ્તે વધુને વધુ વિહ્વળ થવા માંડ્યું. શા માટે તેને પણ પોતાની ન કરી શકે ? શા માટે બીજી ઘણી સ્ત્રીઓની જેમ તેને પણ પોતાના હાથમાં ન લઇ શકે ? તેમને આ જાતના અસંખ્ય વિચારો થયા. અજીતને ખબર પડે તો એ શું ! જ્યાં સુધી તેમની પાસે રાજાઓને પણ શરમાવે એવો અઢળક વૈભવ હતો ત્યાં સુધી તો બધી ચીજ તેમનાજ હાથમાં હતી. પાશવવૃત્તિ અને સદ્‌કર્મ વચ્ચે તુમુલ દ્વન્દ્વ યુદ્ધ ચાલ્યું. અને છેવટે પાશવવૃત્તિ જીતી. અને પ્રથમ સપાટેજ ઉષાને હાથમાં લેવાનો શેઠે મક્કમ ઠરાવ કર્યો.

ચહા પિતાં પિતાં જાત જાતની વાતો થઇ. રજનીકાંતે પોતાના વૈભવનો પરિચય ઉષાને કરાવ્યો. એમણે ધાર્યું હતું કે એમની "બાર બાર મોટરો, એકલા મુંબઇનાજ આઠ આઠ બંગલાઓ અને મહિને આવતું ૨૪૦૦ રૂપિઆનું ભાડું" વિગેરે વાત સાંભળી ઉષા છક થઇ જશે પણ આ બધી વાતો સાંભળતા ઉષામાં જરાયે ફેરફાર ન થયો. તેણે સાંભળ્યા કર્યું.

" આમ કેમ ? " વળી શેઠને વિચાર થયો. " આ કોઇ બીજી જાતની સ્ત્રી હતી ? અરે સ્ત્રીઓમાં જાત કેવી ? એ તો બધીય સરખી. "

ચહા પિવાઇ રહી. ઉષાને પોતાની કરવાના નિશાન પ્રત્યેનું પહેલું તીર શેઠે અજીત તરફ ફેંક્યું. અજીતને બીજે દિવસે ઓફીસમાં આવવાનું કહ્યું અને " દસ્તાવેજ ત્યાંજ કરીશું " એમ આશા આપી. અને જો, એ દરમિયાન કંઇ નવો વિચાર રજનીકાંતને સુઝે તો અજીતને તુરત ટેલીફોન કરી શકાય તેટલા માટે અજીતના પાડોસીના ટેલીફોનનો નંબર શેઠે લીધો. અજીતને જરા વિચાર તો થયો કે ૨૪ કલાક કરતાંયે ઓછા સમયમાં શું વિચાર શેઠને આવશે ! પણ તેનું દિલ ભોળું હતું. તેનો એ વિચાર આગળ વધ્યોજ નહિ.

અજીત અને ઉષા ઉઠયાં. શેઠે ભઇવાને કહીને મોટર બોલાવી. અજીતે શેઠ સાથે હસ્તધુનન કર્યું. અને ઉષા તેમ કરતાં કંઇક અચકી, કંઇક ખંચાઇ, પણ તેમ કર્યેજ તેનો છુટકો થયો. બાકી શેઠે તો ઉષા સાથે હસ્ત ધુનન કરી કંઇક અજબ આનંદ, પોતાના ધારવા પ્રમાણે મેળવ્યો.

મોટર આવી. છેવટની સલામીઓ લેવાઇ. ન સમજી શકાય તેવો નાદ કરતી મોટર બગીચામાંથી રસ્તા ઉપર આવી અને શેઠ અને કમળાવતી પોતપોતાના ઓરડામાં ચાલ્યાં ગયાં.

× × ×

રાતના નવ વાગી ગયા હતા. એજ દિવાનખાનામાં એજ કોચ ઉપર એજ સાધનો સાથે, જ્યાં પરવારીને રજનીકાંત પડયા હતા; પણ ટેકાણેયા કાંઈ મુસાફરી વિદુષળતાએ રજનીકાંતનો—એમના હૃદયનો આશરો લીધો હતો. એમના વિચારો ઉષાને કઈ રીતે હાથ કરવી એ વિષેનાજ હતા.

ચિરૂટનો અર્ધો પ્રાણ નીકળી ગયો. તેના છેડા ઉપર ચોંટેલી રાખને પિત્તળની રકાબીમાં નાખી, શેઠે બગાસું ખાધું, "પરમેશ્વર ! ગોડ" શેઠ ઓચિંતા બોલી ઉઠયા. "સા .પાસે પૈસા માગું અને પેલી સમજુ હશે તો સમજશે. અને નહિં તો ? નહિં તો શું જરા સમજુ છે તે મદદ કરવા વિનંતી તો કરશે ને ? ત્યારે અહિંજ બોલાવીશ અને પછી ..

વધુ વિચાર ન કરતા શેઠે ટેલીફોન હાથમાં લીધો. અજીતના પાડોશીનો નંબર જોડ્યો. અજીતને બોલાવ્યો. અને શેઠે બનાવટી અવાજે વાત કરી, "કોણ—શ્રી. અજીતકુમાર કે ! હું રજનીકાંત શેઠનો માણસ. હા–જુઓ શેઠે કહેવડાવ્યું છે કે—હા શેઠે કહેવા કહ્યું છે—કે તમારે પણ દસ હજાર રોકવા પડશે —હા. દસ હજાર—નહિ શેઠ તો મુંબઈ ગયા છે— ચાલો સાહેબજી."

× × ×

અજીતે વાત સાંભળી. પોતાના ઓરડામાં જઈને ઉષાને વાત કરી. બન્ને હતાશ થયાં.

"એમાં ઢીલા શું થઈ જાઓ છો ?" ઉષાએ આસ્તે કહ્યું, "શેઠને જરા વિનંતી કરશો એટલે થયું." હમેશાં શાન્તિ પ્રસરાવતી ઉષાએ આજે પણ અજીતને સાન્ત્વન આપ્યું. તેણે બીજે દિવસેજ શેઠને મળવાનો વિચાર કર્યો.

તે રાત્રે ઉષાના મુખ ઉપર અવનવા અનુભવોની જ્યોત પ્રકાશી હતી,

× × ×

બીજે દિવસે અગીઆર વાગે અજીત ઓફીસમાં ગયો. આજે તેનામાં જરીએ ઉત્સાહ નહોતો. રજનીકાંત શેઠ શેરનો શો જવાબ આપશે એ વિચારે તેનું મન અકુળ રોગી નાખ્યું હતું.

અજીતના જવાને એકાદ કલાક વિતી ગયો. મગજની અસ્થિરતા કોઈ દિવસ પણ ન સમજી શકેલી ઉષા આજે અસ્થિરતા અનુભવવા લાગી. તે જગતને અને જગતના સુખદુઃખને ઓળખી શકેલી. પણ બધી બાબતનો અનુભવ પૂરેપૂરો તેને નહોતો થયો. તેણે પણ વિચાર કર્યો. હૃદયે ઘણી જાતના બાવીસ મન્થન કર્યું.

હું શા માટે રજનીકાંતને ન કહું ! હુંજ પુછીશ ! હુંજ વિનંતી કરીશ !" તે ઉઠી. પાસેના પાડોશીના બ્લોકમાં ગઈ. ત્યાં પણ તેને પોતાનાં ઘર જેવુંજ હતું. ટેલીફોનની ચોપડી ઉઘાડી. રજનીકાંતનો નંબર શોધી કાઢ્યો. ટેલીફોનનું ચકરડું પાંચ વાર ફેરવ્યું, અને થોડી પળોમાં સામે નારેથી સર રજનીકાંત બોલતા સંભળાયાં.

શેઠ પોતાની ધૂનમાં હતા. એમને એમ એમણે સવાલ કર્યો. "કેમ હિરાલાલ ! કેટલામાં વેચ્યા ?"

ઉષા જરાક અચકી, "તમે રજનીકાંત શેઠ કે !"

રજનીકાંત પોતાની ભૂલ જોઈ શક્યા, "અં...તમે કોણ !"

"હું ઉષા...અજી.."

"ઓહ્હો ! કોણ ઉષા બ્હેન કે" રજનીકાંતે વચ્ચેથીજ પૂછ્યું.

"હા. તમે કેમ પછવાડેથી વિચાર કર્યો ? ઉષાએ સરળ સવાલ પૂછ્યો.

"કેમ. કંઈ તમે પુછો છો !" શેઠ ઓચિંતા સવાલથી ગભરાયા હતા, સારો જવાબ શોધી કાઢવા, જવાબ આપ્યો.

"ના. ના. કહો તો ખરા." ઉષાનો જીવ જતો હતો.

"જુઓને ઉષા બ્હેન ! આ તો બધી વેપારની વાતો છે. એ ટેલીફોનમાં ના થાય. જો તમે આંહિ આવો તો આપણે વાતો કરીએ. ફરીથી બરોબર વિચાર કરીએ. આઠ વાગે આવશો ? " રજનીકાંતે પુછ્યું.

એક પળમાં તો ઉષાને ઘણા વિચારો આવી ગયા. આ માણસને હા પાડવી કે નહિ ? હા તો પાડવીજ. સ્હાંજે અજીતને લઇને જવું અને બધી વાતો નક્કી કરવી.

"હા આવીશ". તેણે કહી દીધું. અને ભુંગળાને તેની જગ્યાએ મુકી દીધું.

× × × ×

શેઠ રજનીકાંત મજાહમાં આવી ગયા. તેમને મનમાં એમ ચોક્કસ ઠસી ગયું કે ઉષા પોતેજ તેમના ઉપર મોહી પડી હતી અને તેથી આવતી હતી. તે શું કરતી હતી તે સમજતી હતી. નહિં તો હા નજ પાડે. હવે તેમને બીજો વિચાર આવ્યો. માર્ગના કાંટા રૂપ અજીતને દૂર કઇ રીતે કરવો ? આવી બાબતોમાં તેમનું હૃદય હમેશાં ચપળતાથી કામ કરતું. તેમને તરત એક યુક્તિ જડિ આવી અને ઓફીસ ઉપર ટેલીફોન કરી હિરાલાલ મુનિમને જલ્દી બંગલે મળી જવા કહ્યું.

હિરાલાલ આવ્યા. શેઠે બધી વાત તેને સમજાવી. શેઠાણીને કંઇ પણ વાત ન કરવાનું કહ્યું "જો હિરા," શેઠને મુનિમ એકલા હોય ત્યારે આમજ વાત થતી "આજે બે એક વાગે પેલો અજીત મળવા આવશે. અર્ધિ કલાક તો ચ્હા પાણીમાંજ કાઢી નાખજે. એની ઓફીસમાં, એના નામની ચિઠ્ઠી મોકલાવી રજા મંગાવી લેજે. પાંચેક વાગા સુધી એની સાથે એના 'પ્લાન' ની આડી અવળી વાતો કરજે. તેને મનમાં ખાત્રી થવી જોઇએ કે હું રૂપિઆ આપવાનો છઉં. પાંચ વાગા સુધીમાં દસ્તાવેજની નકલો કરાવજે. બે ચાર નકલોમા ભૂલ કાઢી રદ કરાવજે. લગભગ છ વાગે ત્યારે આ બાજુ લઇ આવજે. પણ જો જે તે કોઇને ટેલીફોન ન કરે. ટેલીફોન કરવાની તકજ ન આપતો. રસ્તામાં એનાં ઘર આગળ ઉતરવાજ ન દેતો અને પેલા મી. ભટ્ટ સોલીસીટર છે ને એને કહેજે કે આજે જરા વ્હેલા—આપણી મોટર આપજે—જરા વ્હેલા માટુંગે જાય. પણ આ બધી બાબતોમાં અજીત પોતાની વૈરીને ન મળે એ ધ્યાન રાખવાનું. સમજ્યો કે ? જરા ટેલીફોન પણ કરશે તો ગોટાળો થઇ જશે."

"હા. બરોબર સમજી ગયો." હિરાલાલે આવી ઘણી બાબતોમાં શેઠને મદદ કરી હતી. આ વાતમાં તેને કૌતક જેવું કાંઇજ લાગ્યું નહિ.

× × ×

સાડા છ થઇ ગયા હતા. ઘાટણે કરેલ ચહા ઠરી ગઇ હતી. અને તે પાછી ઉન્હી કરવા મુકાઇ હતી. હજુ અજીત ઘેર ન્હોતો આવ્યો ઉષા વાટ જોઇ જોઇને થાકી ગઇ. તેણે એકવાર અજીતને ઓફીસમાં ટેલીફોન કરેલો પણ ત્યાંથી જવાબ મળેલો કે; "આજે અઢી વાગે બહાર ગયા હતા અને પછી ઓફીસમાં નહિ આવે એ મતલબનો ટેલીફોન આવી ગયો હતો." આ બધામાં ઉષાને કાંઇજ સમજ ન્હોતી પડતી.

વખત ઘણો પસાર થયો. સાડા સાત થઇ ગયા. ઉષાની આંખો રડીને લાલ થઇ આવી. તેનાં સર્વ પાસા આજે ઉંધાજ પડયા હતા મનને સવાલ કરવા માંડી: "શું કરવું—જવું કે નહિ ?—ના ના–જવું તો ખરંજ જે થશે તે પતિ માટેજ થશેને !" હૃદયમાં આ વિચાર દૃઢ થયો. તેણે મુખ ધોઇ નાખ્યું. કપડાં પહેર્યાં અને રૂકમીબાઇ ઘાટણને કપડાં પહેરીને એક ભાડાની ગાડી લાવવાનું કહ્યું. ઘર બંધ કરીને પાડોશીને ચાવી આપીને,

ધારણને સાથે લઇને, ઉપાએ રજનાકાંતના ઘર તરફ પ્રયાણ કર્યું.

× × ×

જીવનના આટલા વર્ષોમાં રજનીકાંત પોતે ઉપાડેલા કાંઇ પણ કામમાં પાછળ ન્હોતા પડયા. આજે પણ પોતેજ જીતશે એમ તેમનામાં આત્મશ્રદ્ધા આવી ગઇ હતી. એટલો બધો આનંદ તેમના હૃદયમાં વ્યાપી ગયો હતો કે રજનીકાંત, હવે પછી જે કાર્ય કરવાની ધારણા રાખી હતી, તે કાર્યનો ગંભીરાઇથી વિચાર પણ ન્હોતા કરી શક્યા. જો વિચારનું એક ન્હાનુ શું વ્હેણ પણ એમનાં હૃદયમાં વહિ શક્યું હોત તે સમજી શકત કે આજની તેમની આત્મશ્રદ્ધા જરાક, બહુજ થોડે અંશે ડગતી હતી.

સ્હાંજના છેક ૭ વાગે તેમણે કમળાવતીને પોતાની બ્હેનપણીને ત્યાં જવા રજા આપી. અને 'તારી મરજી પડે તો ત્યાંજ જમી લેજે' એમ પણ હુકમ આપ્યો. કમળાવતીને, હૃદયની શાંતિ આ બ્હેનપણીને ત્યાંજ મળતી. અને તેથી તે બિચારી તુરત ત્યાં દોડી ગઇ.

સાડા ૭ વાગે અજીત આવ્યો. એની સાથે ફરી વાતો થઇ રજનીકાંત જાણે એકાદ બે બાબતો ન સમજ્યા હોય, તેમ થોડા આડા અવળા સવાલો પુછયા. અને દસ્તાવેજ ત્યાંને ત્યાં મુનિમ પાસે લખાવ્યો.

અજીત આનંદમા આવી ગયો. "ત્યારે હું જાઉં?" તેણે પુછયું

"શા માટે?" શેઠે કહ્યું, "મેં મારા વકીલને કહી રાખ્યું છે તે તમે ત્યાં જાઓ એટલે કંઇ ભૂલચુલ હશે તો એ સુધારી આપશે અને દસ્તાવેજ પાકો લખી લેવાશે."

"હા. તો કાલે હું જઇશ."

"ના. ના. મેં વકીલ સાથે 'એપોઇન્ટમેન્ટ' કર્યું છે. અને અત્યારે ન જાઓ એ તો ખોટું. જાઓને, હું મારી મોટર આપું. હિરાલાલ!" શેઠે મુનિમને બોલાવ્યો. "તમે અજીતભાઇ સાથે જાઓ અને બધું કામ ચોકખું કરી લાવો." શેઠે આ વાક્યોથી પોતાનો વિશ્વાસ અજીત ઉપર બેસાડી દીધો.

અજીત અને હિરાલાલ ઉઠયા. રંગ બરાબર ખેલાતો જોઇને શેઠ મલકયા. અજીત બારણા સુધી ગયો. અને ત્યાં પહોંચતાંજ, કૈંક યાદ આવવાથી ઓચિંતો પાછો ફર્યો.

શેઠ જરા ગભરાયા, "કેમ." તેમણે મોટે અવાજે પુછયું.

"એતો જરા મારી વાઇફને ફોન કરી-

"અરે! એમાં શું? હું ફોન કરીશ." શેઠ વચ્ચેથીજ બોલી ઉઠયા, "શું નંબર છે?" શેઠે જાળ બરોબર ફેલાવી. બિચારો અજીત સપડાયો. તેને પકી ખાત્રી થઇ કે શેઠ ખરેખાત પરમાર્થજ કરતા હતા. તેણે નંબર આપ્યો અને વિદાય થયો.

અજીતને ગયાને બહુ થોડીજ વાર થઇ. તરત શેઠે મી. ભટ્ટ સોલીસીટરનો—માટુંગાનો નંબર જોડયો. તેમણે પુછયું, "મી. ભટ છે કે!—સાહેબજી મી. ભટ—પેલો અજીત આવે છે—હિરો સાથે છે—અરે બ્હાનાં કાઢીને રોકજો અને મારા તરફથી કંઇ વધુ ખબર ન મળે ત્યાં સુધી લખાણ પાકું જ ન કરતા—સમજ્યા કે!—સાહેબજી."

શેઠના ઘણા ખરા કાવત્રાના કર્તા હર્તા મી. ભટ સોલીસીટર પણ થોડે અંશે હતા. શેઠ વધુને વધુ મલકયા અને હવે ઉપાને માટે અધીરા બન્યા.

અને એજ વખતે બિચારો અજીત, રજનીકાંતની સુંદર મોટરમાં, ઉમંગ અને હર્ષની નદીઓ દિલમાં વહાવતો માટુંગા તરફ પ્રયાણ કરતો હતો.

× × ×

જ્યારે ઉપાની ભાડુતી ગાડી રજનીકાંતના

બંગલામાં આવીને ઉભી રહી, ત્યારે દિવાનખાનાના મોટા ઘડિયાળમાં સવા આઠ થયા. ભઇઓ ગઇ કાલે આવેલી બાઇને પૂરેપૂરી ઓળખતો હતો.

"શેઠજી 'ચેમ્બર' મેં બયઠે હય. આપકુ ઉધર લે જાનેકું બોલા હે." ઉષા ચમકી. આ 'ચેમ્બર' વળી શું હતું. ઘાટણને બેસવા કહ્યું. ભાડુતી ગાડીવાળાને પૈસા આપ્યા, અને ભઇયા પાછળ જવા લાગી. જીવનમાં આ જાતનો પ્રસંગ પ્રથમ હતો. તે કંપતી હતી, છતાં યે નિર્બળતાનાં ચિન્હો તેના મુખ ઉપર આવતાં શરમાતાં હતાં.

ભઇયો તેને પહેલે માળે લઇ ગયો. એક ખુણામાં આવેલું બારણું ખોલ્યું. અંદરના ભાગમાં બત્તીઓ પૂર જોશથી પ્રકાશી રહી હતી. એક પુરૂષ બારણાં તરફ પીઠ રાખીને બેઠો હતો. ઉષા રજનીકાંતને ચોખ્ખા ઓળખી શકી.

ભઇયાએ શેઠને ખબર આપ્યા. શેઠ એકદમ ઉભા થઇ ગયા. "આવો! આવો! ઉષા બ્હેન, આવોની." શેઠની જૂઠ્ઠાઇની હદ હજુયે આવી ન્હોતી. ઉષાએ કરાય તેટલું પ્રભુ સ્મરણ મનમાં કર્યું. તે અંદર ગઇ. શેઠે બતાવેલી ખુરશી ઉપર બેઠી અને ચારે બાજુ જોયું. ઓરડાને એકજ દ્વાર હતું બે બાજુએ બારીઓ હતી. દૂર રહેલો દરિયો પોતાના અસ્તિત્વની યાદી આપતો ગર્જતો હતો. ભીંત ઉપર કમળાવતીની અને બીજા ઘણાય પોતે ન્હોતી ઓળખતી એવાં સ્ત્રી પુરૂષની છબીઓ ટીંગાડેલી હતી. ભઇઓ ગયો. આંગ્લ રીતીને અનુસરીને બનાવવામા આવેલું બારણું એની મેળેજ, 'સ્પ્રીંગ' વતી બંધ થયું. ઉષા વધુ કંપી.

"આવ્યાં તો ખરા. ચાલો ઉષા...કેમ છો? પછી શો વિચાર કર્યો?" શેઠ વધુ નફટ થયા. જેવી તેમને ઉષાને, કલ્પેલી એવો જ સવાલ પુછ્યો.

ઉષા સવાલ બરોબર તો નજ સમજી શકી. "એમાં વિચાર શું કરે? એ બિચારા દશ હજાર રૂપિઆ ક્યાંથી કાઢે?" શેઠે આવા જવાબની આશા ન્હોતી રાખી. તેમને કૈંક બીજુંજ જોઇતું હતું.

"અરે! દશ હજારમાં શું?" શેઠે નવીન યુક્તિ શરૂ કરી.

"કેમ વળી દશ હજાર તે ક્યાંથી નિકળતા'તા? કૈં ન્હાની રકમ છે?"

"પણ તમે છો ને!"

"હું શા કામની? કંઇ ઓછીજ નોકરી કરી શકવાની હતી." શેઠને આ ટાળવાં ન્હોતાં ગમતા. તે કંઇક કંટાળ્યા.

"તમે ધારો તો એ બધું કરી શકો એમ છો પણ એ માટે પૂરેપૂરું દિલ હોવું જોઇએ."

"એટલે?" ઉષાએ કૈંક રોષથી ફરી પૂછ્યું: "એટલે?"

"ઉષાકુમારી! શા માટે મને તલસાવો છો! મારા આમંત્રણને માન આપીને અંહિ સુધી આવ્યાં તો શા માટે ખોટી રીસ કરો છો?" ઘણીખરી નબળી મનની સ્ત્રીઓ પાસે બકરવેલો પ્રેમનો પ્રવેશ શેઠે અંહિ શરૂ કર્યો.

"શેઠ! કંઇ દારૂ બારૂ તો નથી પિધો ને!" ઉષાએ મોટે અવાજે કહ્યું. ખુરશી ઉપરથી ઉભી થઇ ગઇ. કદાચ રજનીકાંત પકડવા આવે તે માટે ટેબલને એક છેડે જઇને ઉભી રહિ.

"અરે કાંઇ દારૂ તે હોય! પણ ન્હાસો છો શા માટે. અંહિ સુધી આવ્યાં ત્યારે..." શેઠ પુરૂં વાક્ય ન બોલી શકયા. ઉષાની ત્રાડ સંભળાઇ.

"નીચ! શું તું એમ ધારે છે કે હું અંહિ તારી ઇચ્છાઓ પૂરી પાડવા આ

નથી જોતા તારા પૈસા. જવા દે મને:" ઉષા બારણા તરફ દોડી. પણ ટેબલ આગલથી શેઠ તેની પહેલાં બારણા આગળ પહોંચી ગયા. વિલાયતી કળમાં ચાવી ફેરવી દીધી અને ઓરડીના એક ખુણામાં ચાવી ફેંકી.

ઉષા સપડાઇ. તે વિકારી રજનીકાંતના હાથમાં આવી ગઇ. રજનીકાંતે તેના અપવિત્ર હાથો ઉષાની આસપાસ જોરથી વિંટાળ્યા. ઉષા પોતાના નાજુક હાથની મુઠી વાળીને રજનીકાંતને મારવા માંડી. પણ અત્યારે રજનીકાંતમાં વિશેષ જોર હતું. ઉષાએ ઘણા પ્રયત્નો કર્યા છતાં તે છુટી ના શકી. રજનીકાંતે ઘણા પ્રયાસો કર્યા પણ ઉષાએ મચક ન આપી. બન્નેએ પોત પોતાના પ્રયાસો ચાલુ રાખ્યા.

ઉષા છેવટે થાકી ગઇ. "સબુર કરો, રજનીકાંત, સબુર કરો." તેનો શ્વાસ ભરાઇ આવ્યો. તે કેમે કરીને બોલી શકી. રજનીકાંત કંઇક પિગળ્યા. તેમણે ઉષાને છોડી.

પાસેના એક કોચ ઉપર ઉષા પડી ગઇ. રજનીકાંત પાસેથી છુટવાનાં ફાંફામાં તેને ઘણોજ થાક લાગ્યો હતો. તેણે શ્વાસ ખાધો: રજનીકાંત જરા આનંદિત થયા. તેમને લાગ્યું કે હવે બધું ઠેકાણે આવી જશે.

"રજનીકાંત, જરાક તો વિચાર કરો?" થાકને લીધે બેફામ થયેલી ઉષાએ શબ્દો ઉચ્ચાર્યા.

"મારે તે શા વિચાર! બધી ગોઠવણો થઇ જશે. અજીતને ખબર પણ નહિ પડે." રજનીકાંત બેદરકારીથી બોલ્યા.

"અરે! એ વાત નથી." ઉષાનું હૃદય થડકયું.

"ત્યારે શું વાત છે.?" રજનીકાંત જરા અજાયબ થઇ.

"હા! અહિં એકાંત છે. તમે તમારા નોકરોને દૂર મોકલ્યા હશે. બુમ પાડું તો કોઇને સંભળાય એમ છે નહિ. અંહિ મારું કોણ છે! કદાચ તમે તમારી ધારણામાં ફાવશો. પણ હૃદયના સ્નેહ વિનાની એક નીચ હલકી પાશવવૃત્તિમાં તમને શી મજાહ આવશે? રજનીકાંત, કહોને! તમને શી મજાહ આવશે?" ઉષાએ પુછ્યું. તેના ગરિબડાં થઇ ગયેલાં મુખનાં આંસુઓ દિવાની જ્યોતથી ઝળહળતાં હતાં.

"એનું તમારે શું કામ?" શેઠે ઘણી વાતો સાંભળી હતી. પણ આજે તેમણે કંઇક નવીનજ જાતની વાત સાંભળી.

"એટલુંજ કે જીંદગીની ખરી મજાહ તમે જાણીજ નથી." કોચ ઉપર પડી પડી ઉષા બોલી. તેણે ત્રાંસી આંખે રજનીકાંત તરફ જોયું. તેના મુખ ઉપર ફેરફારનો કંઇક અંશ હતો ખરો.

"એતો તમે કહો છો. એટલુંજ તે. બાકી તમને મારા જીવનની તે શી ખબર પડે.'

"તમે શ્રીમંત છો. પણ તમારું જીવન ક્યાં શ્રીમંત છે? આવી નીચ વૃત્તિઓનો ભોગ થઇ પડયા છો. એ વૃત્તિ તો જંગલના પશુઓમાં પણ હોય છે. ત્યારે શું દશ કરોડના માલીક રજનીકાંત અને જંગલમાં રહેતા પશુ વચ્ચે કાંઇજ ફેરફાર નથી? હેં! રજનીકાંત! ત્યારે શું તમે પશુ જીવનજ ગાળો છો?" રજનીકાંત ચમકયા. આ સ્ત્રી શું કહેતી હતી? ઉષાએ એક નિસાસો નાખ્યો. "ખરેખર તમે પશુ જીવનજ ગાળો છો! ઓ! રજનીકાંત. આટલી બધી સંપત્તિના માલીક થવામાં તમે શો ફાયદો કાઢયો?"

શેઠનું મન ચકડોળે ચડયું. તેમને વિચાર થયો: શું ઉષા સામાન્ય સ્ત્રી ન્હોતી? શું પોતે ખરેખર પશુ જીવનજ ગાળતા હતા?

"તમારી પાસે ધન છે, વૈભવ છે. તમને નિશદિન ચ્હાતી સ્ત્રી છે. તો શા માટે જંગલી

જાનવરો શરમાય એવું કાર્ય કરો છો ? " ઉષાના વાગ્બાણો પ્રચંડ હતાં. મુખમાંથી સ્ફુટ઼ર્તા પરભારાં હૃદયમાંજ જઇને વાગતાં હતાં. અંતરાત્મા જાગ્યો હતો. પાશવવૃત્તિ અને અંતરાત્મા વચ્ચે પાછું તુમુલ યુદ્ધ જામ્યું હતું. પાશવવૃત્તિ પાછળ હટતી હતી.

" એટલે ઉષા—તમે શું કહો છો ? " શેઠે અકળાએલે સ્વરે પુછ્યું.

" રજનીકાંત! આટ આટલી દોલતનું આ પરિણામ કાં લાવો છો? બધી રીતે સ્વતંત્ર છો તો એકલી પાશવવૃત્તિનાજ શા માટે ગુલામ થાઓ છો? તમારે તો પાશવવૃત્તિ ધીક્કારવી જોઇએ. તમે!. તમે કોણ ! તમારા જેવા આ વૃત્તિના ભોગ થઈ પડે તો ગરીબોનું શું ગજું ? તમારા હૃદયમાં પાશવવૃત્તિને જગ્યાજ ન મળવી જોઇએ. તમારે તો જગતને શુદ્ધ ચારિત્ર્યના પાઠો શીખડાવવા જોઇએ. જાગો ! જાગો ! ઓ રજનીકાંત ! શુદ્ધ સ્નેહની શોધ કરો. "

શેઠે અવાક હતા. તેમના હૃદયમા ફેરફારો બહુ જલ્દીથી થતા હતા. ઉષાની વાતો એમના હૃદયમાં કટારીની જેવી અસર કરતી હતી. ખરેખાત ઉષાને એક સામાન્ય સ્ત્રી માનવામા તેમણે બહુજ મોટી ભુલ કરી હતી. છતા હજુ પાશવવૃત્તિના થોડા અંશો રહ્યા હતા. તેઓ બોલવા જતા હતા ત્યાંજ....

" ના ! ના ! હું ભૂલી ! મેં તમને શોધ કરવા જવા કહ્યું ? નહિ ! શોધ કરવા શા માટે જવું ? તમારાજ મ્હેલમા, તમારાજ દિલમાં વાસ કરવાની ઇચ્છા રાખનાર, સતિ સ્ત્રીને પણ શરમાવે એવી કમળાવતી-, જુઓ **રજનીકાંત ! એ કેવી સુંદર છે ? "** એમ કહેતાં કહેતાં ઉષાએ રજનીકાંતનું ધ્યાન કમળાવતીની એક મજાહની છબી તરફ ખેંચ્યું. અને તે વખતે તો શેઠને પણ લાગ્યું કે કમળાવતી સુંદર છે ખરી. ખરેખાત ઉષાના શબ્દો સાચા હતા. કમળાવતી સુંદર હતી જ. અને એ વખતેજ શેઠ સમજી શકયા કે તે કમળાવતીને જરાએ ન્હોતા સમજતા—ન્હોતા સમજી શકયા. એનામાં રૂપ હતું પણ એમણે તે તરફ નજર નાખવાની કોશેષ પણ ન્હોતી કરી. એના મુખ ઉપર નુર હતું પણ એ નુર એમણે સુકવી નાખ્યું હતું. થયું. શેઠની પાશવવૃત્તિ તદ્દન હારી ગઇ. અંતરત્મા વિજેતા બન્યો.

શેઠના હૃદયમાંથી અંધકાર ભાગતો હતો. જ્યોતિનું સામ્રાજ્ય આસ્તે આસ્તે ફેલાતું હતું. તેમની હમેશના ચેતન વિનાની આંખોમા આજ કૈંક તેજ પ્રકાશ્યું. તેમનું ચિત્ત વધુ અસ્થિર થયું. તેમણે જોયું. ઉષા તરફ જોયું. એ પળે ત્યાં ઉષા ન્હોતી. પણ વિજયના ગૌરવથી રાચતી, પ્રતિભાનુ સામ્રાજ્ય પોતાના મુખ ઉપર પ્રસરાવતી, એક અસાધારણ અબળા હતી.

" ઉષા...બ્હેન, " શેઠને ડુમો ભરાઈ આવ્યો. હૃદયની શુદ્ધ લાગણીઓથી બોલાએલ શબ્દ ' બ્હેન ' અત્યારે. શેઠના મુખમા દિપી નીકળ્યો. " તમે તો દેવી છો. "

ઉષાની આંખોમાં ઝળહળીઆં ભરાઇ આવ્યા. તે છેવટે સમજી શકી કે આખરે અંતરાત્માની જીત થઇ હતી ખરી. ટેબલ પર પડેલો રૂમાલ લઇ શેઠે આંસુ લ્હોયાં. ઉષાના આંસુઓનો થોડો અંશ તેની સાડીના પાલવવડે ગેલ કરવા માંડયો.

" બ્હેન ! ઓ બ્હેન ! મારા આ વર્તન માટે માફી..." શેઠ વધુ બોલી ન શકયા. તેમનાથી રડી દેવાયું. મહા મહેનતે રોકેલાં આસું ફરી બહાર નીકળી આવ્યાં.

" રજનીભાઇ ! " ઉષા સગી બ્હેનને પણ લજાવે એવા હેતથી બોલી, " એમાં તમારો વાંક છે જ નહિ. તમારા શરીરમાં

અંતરાત્મા હતો પણ એ અચેતન પડયો રહ્યો હતો. તમે એમ જાણતા હતા કે આ કાર્યો ખોટાં થાય છે. પણ તમારા દુષ્ટ મિત્રોએ, તમારા નોકરોએ તમારી પાશવવ્રતિને પોષી. મિત્રો અને નોકરો પૈસાના લાલચુ હતા એકાદ ખોટી વ્રત્તિના ગુલામ તમને કરીને તેઓ કમાવા માગતા હતા. તમે ફસાયા અને તેઓ ફાવ્યા. તમને બધિયે સ્ત્રીઓ નબળા મનની મળી. અંતરાત્માને જગાડનાર કોઇ સ્ત્રી તમને ન મળી. જે લોકો તમને મળ્યાં, જેને તમે વધુ ઓળખવાનો પ્રયાસ કર્યો એ ચારિત્ર્ય વગરના અને અપ્રમાણિક નીકળ્યાં. એ ઉપરથી તમે આખી દુનિયામાં ઠેરઠેર અસત્ય અને અપ્રમાણિકતા જોઇ. પણ હવે તમારો અંતરાત્માં જાગ્યો છે. દુનિયાની બીજી બાજુએ રહેલાં સત્યો પણ તમે જોઇ શકશો." ઉષાના શબ્દોની પાંખડીએ પાંખડીમાં લાગણી વેરાઇ હતી.

"બ્હેન એક સત્ય તો મેં અત્યારે જોયું કે એક સારી સદ્‌ગુણી સ્ત્રી, ગમે તેવા વિષયી મનુષ્ય ઉપર જીત મેળવી શકે તેમ છે. જો અહિંઆંજ, આ શહેરમાં મારા જેવાઓના સહવાસમાં તમારાં જેવી શુદ્ધ હૃદયવાળી સ્ત્રી આવે તો સહુનો ઉધ્ધારજ થઇ જાય."

"ત્યારે હું જાઉં શેઠ!" ઉષાએ પૂછયું 'શેઠ' ઉપર ભાર મુકયો.

"મને શેઠ ન કહો, ઉષા બ્હેન! ભલે લક્ષ્મી મારે ત્યાં વાસો કરી રહિ હોય, છતાં મારું હૃદય,—બીચારું તે કયાં શ્રીમંત છે? ઇચ્છું છું કે કોઇ ગામડામાં મજુર હોઉં. જો હોત તો શધ્ધ જીવન જરૂર ગાળી શકત."

દયામણે મુખે શેઠ બોલ્યા. "હું...હું ભિખારીજ છઉં"

"ના. ના. રજનીભાઇ, આ પળથી તમે પણ અમારા જેટલાજ શ્રીમંત બનો છો. પણ પેલી બિચારીને હવે વ્હાલથી બોલાવજો." શેઠે ખુણામાં પડેલી ચાવી લઇ બારણું ખોલ્યુ. બન્ને બહાર આવ્યા. "પણ રજનીભાઇ! મારા..." ઉષાએ પુછવાનો પ્રયાસ કર્યો.

"હા, હા, મેં એમને માટુંગે મોકલ્યા છે. હવે એમને હું આ તરફ આવવાનું કહી દઇશ. કંઇક જુદીજ આશાએ મોકલ્યા હતા." શેઠે જરા શરમમાં નીચું જોયું.

બન્ને નીચે આવ્યાં. શેઠે મોટર બોલાવી, મોટર આવી. ઉષા અને તેની ધાત્રણ અંદર બેઠાં. મોટર ચાલી નીકળી. રજનીકાંતની આંખોમાંથી ફરી આંસુ ખર્યાં.

તરત રજનીકાંત અંદર ગયા. તેમણે મી. બટને ટેલીફોન કર્યો અને અજીત સાથે દસ્તાવેજ પાકો કરીને તેને મુંબાઇ તરફ મોકલવા કહ્યું.

× × ×

તે રાત્રે મોહાંધવૃત્તિની ગુલામીમાંથી છુટનાર રજનીકાંત શેઠ અને હમેશાં પતિથી હિણાએલી કમળાવતિનું નવું જીવન શરૂ થયું હતું અને અજીત અને ઉષાના મિઠા જીવનમાં આ બનાવથી વધુ અને મિઠાશ રેલાઇ હતી.

× × ×

અને જ્યારથી બધી વાતોના ખુલાસા થયા ત્યારથી તે ત્રણે જણ હમેશા કહેતાંઃ "ઉષા તું તો દેવીજ છો."

# કાઠીયાવાડી કંઠસ્થ ગીત.

સંપાદિકાઃ સૌ. હેમકુંવર સંપત.

( રાસ. )

સોના હીંઢાણી રૂપા બેડલું રે નાગર ઉભા રહો રંગ રસીયા,
પાણીડા ગઈતી તળાવ રે નાગર ઉભા રહો રંગ રસીયા.
કાંઠડે કાન ઘોડો ખેલવે રે નાગર ઉભા રહો રંગ રસીયા,
કાન મને ઘડુલો ચઢાવ રે નાગર ઉભા રહો રંગ રસીયા.
તારો ઘડો તે ગોરી તું ચડે રે નાગર ઉભા રહો રંગ રસીયા,
તું તો મારા ઘરની છો નાર રે નાગર ઉભા રહો રંગ રસીયા.
કેડ મરડી ને ઘડો હું ચડી રે નાગર ઉભા રહો રંગ રસીયા,
તૂટી મારા કમખાની કસ રે નાગર ઉભા રહો રંગ રસીયા.
ભાઈ રે દરજીડા વીરા વીનવું રે નાગર ઉભા રહો રંગ રસીયા.
ટાંક મારા કમખાની કસ રે નાગર ઉભા રહો રંગ રસીયા,
ટાંકે ટાંકે તે ઘમર ઘૂઘરી રે નાગર ઉભા રહો રંગ રસીયા,
હૈડે લખ ઝીણા મોર રે નાગર ઉભા રહો રંગ રસીયા.
જાતાં તે વાગે ઘમર ઘૂઘરી રે નાગર ઉભા રહો રંગ રસીયા,
વળતાં ટૌકે મોર રે નાગર ઉભા રહો રંગ રસીયા.

# ભ દરણના શ્રી પુરૂષોત્તમ ભગવાન

લેખક: અધ્યાપક રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક, એમ એ.

ગઇ કાર્તિકી પૂર્ણિમાના રાત્રે અમે ભાદરણ સ્ટેશને ( ગાયકવાડ રેલ્વે ) ઉતર્યા. ગામડાના પ્રમાણમાં સ્ટેશન ધાટિલું તથા સફાઇદાર લાગ્યું. પાસેનું ચોગાન પણ સારૂં ગણાય. તેમાં સર મનુભાઈ દિવાનનું આરસનું બાવલું ચાંદનીમાં ચમકારા મારતું હતું. વડોદરાના ગયા નવેક વર્ષની મુત્સદ્દીગીરીનાં કીર્તિસ્તંભ જેવું એ લાગ્યું. થોડેક ચાલતાં, કૌમુદીના પીયૂષના હાસ્યમાં શ્રીમંતોના પ્રાસાદો પ્રમાણમાં ઘણાં રમણીય ને ભવ્ય લાગતા હતા. ત્યાં મિત્રમંડળ સાથે વાતચીતમાંથી નવનીત તારવ્યું કે આ નાના ગામને આસપાસના રહીશો, ગુજરાતના ' પેરિસ ' તરિકે ઓળખે છે. વિદ્યા ને સંસ્કારના સાધનો સાથે અત્યારનાં જમાનાને શોભાવે તેવાં સગવડ અને વિલાસનાં સાધનોની પણ ન્યુનતા નથી. ફરજીયાત પ્રાથમિક શિક્ષણનો લેવાતો મરસ લાભ, કન્યાશાળાનું વિશાળ નવું મકાન ને સારી દેખરેખ, દરબારી અંગ્રેજી હાઇસ્કુલ, પુસ્તકાલય તથા સ્ત્રીઓ માટે નાનું વાંચનાલય, ( જો કે હાલમાં ગામની યુવતીઓ લાભ લેતી નથી ) પાણીના નળની તથા સરકારી દવાખાનાની સગવડ, સડકની સુગમતા, ગટરના બાંધકામ માટે શ્રીમંત ગાયકવાડને હાથે નંખાયલો પાયો તથા પેરિસના 'લુવ્ર' કે ફ્લોરેન્સની ' યુફિઝી ગેલેરી ' નું–ભલે નાના પણ ગામડામાં ખરેખર આકર્ષક પાયા ઉપર–સ્મરણ કરાવે તેવો શ્રી.પટેલ લલ્લુભાઇ જોડાભાઇનો જોવાલાયક ચિત્રકામવાળો બંગલો તથા આફ્રિકાની તથા ખેતીવાડીની લક્ષ્મીથી વિકસતાં લક્ષ્મીનાં ધામ આ સર્વ વિષે સાંભળી પછી તેનો સાક્ષાત્કાર કરી આશ્ચર્ય સાથે આનંદ થયા વિના નાજ રહ્યો. કોને ધન્યવાદ ઘટે? ચારે બાજુ સરસ કીનખાબ પાથરેલો લાગ્યો. ત્યારે પ્રશ્ન થયો કે આ વિલાસ તથા સંસ્કારનાં મંદિરો કોનાં હશે ? દરબારશ્રીની કૃપા તો વર્ષવી જોઇએ; પણ પ્રજાજીવનમાં બળ અને તેજ વિના આ નાજ બને ? તે જીવનમાં પણ પ્રાણરૂપ કોણ હશે ? તપાસ કરતાં જણાયું કે એ પ્રશંસનીય ગૃહસ્થ તે વડોદરાની ધારાસભાના જાણીતા સભ્ય શ્રી. પટેલ વરજભાઇ.

તેજ પૂર્ણિમાની રાત્રે દસેક વાગે સ્હેજ દૂરથી ભક્તિરસની ધૂન મચાવતો ગરબીનો અવાજ કાને અફળાયો. મેં કુતૂહલથી પૂછ્યું: ' આ મધુર સ્વર ક્યાંથી સંભળાય છે ? ' ત્યારે મિત્રોએ જરાક કરડાગીમાં મ્હોં મચકોડી જણાવ્યું કે–' એ તો અમારા પુરૂષોતમ ભગવાન ગોપીજનો સાથે રાસ જગાવી રહ્યા હશે. આ પુનમનું સામૈયું છે. ' ત્યારબાદ અનેક વાતો થઇ, તેમાં પુરૂષોતમ ભગવાન ધર્મને નામે કેવાં તોફાન મચાવે છે, સ્ત્રીઓ સાથે કેવી શરમભરેલી છૂટ લે છે અને ગામમાં ઘણા ખરા એમના પાખંડને કેવી રીતે ઢંકે છે તેની કેટલાક ગામના યુવાનીઆઓએ રસિક મશાલાવાળી વાત કરી. આથી મારૂં કુતુ-

હલ વાધ્યું. સત્યશોધન તથા સારગ્રહણનો નિશ્ચય કરી, પુરૂષોતમ ભગવાનના ધામમાં અમે ગયા. ત્યાં સહુ કોઇને, ભક્ત કે નિંદકને જવાની છૂટ હતી. દરવાજા હંમેશાં ઉઘાડાજ રહે છે. ઘણાજ વિશાળ ચોગાનની વચ્ચે એક ખુરશી ઉંપર પુરૂષોતમ ભગવાન ઘણાજ શાંત ને ગંભીર ચહેરે વિરાજતા હતા. ભગવાનને ઉચિત વસ્ત્રાભૂષણુ પોતે ધારણુ કર્યાં હતાં. પગે સાંકળાં તથા કસબી રેશમી પાયજામો; તેવોજ ઉપર લાલ કસબી 'કોટ' ને માથે મુગટને બદલે ભરેલી કસબી ભભકાદાર ટોપી. કાને, ગળે તથા હાથે સોનાનાં આભુષણો; લલાટે વૈષ્ણવ સંપ્રદાયનું ચિન્હ. તેમની ઉપર એક રેશમી સુંદર છત્ર ધરી, શરીરે મોદકપ્રિય ગણુપતીનું સ્મરણુ કરાવતા એક શેઠ સેવાભકિતમાં લીન ઊભા હતા. આસપાસ સુધાકર સુધા અજસ્ર વર્ષતો હતો.

ભગવાનની આસપાસ બધેજ પથ્થર જડેલા હતા. થોડી સ્ત્રીઓ નીચે બેઠી બેઠી ભક્તિના તાનમાં આસપાસનો ગરબો ઝીલતી હતી, અને સરખી તાળીથી તાલ પૂરતી હતી. તેમની આસપાસ ત્રીશેક વૃદ્ધ ને યુવાન પુરૂષો રસ, અભિનય તથા વ્યાયામ ત્રણેની રેલમછેલ ઉરાડી, પ્રચંડ સ્વરે નાચેનો રાસ ગાતા તથા ઝીલતા, ગેલ કરતા હતા અને મીરાંબાઇની શૃંગાર ભક્તિનો જાણે પોતે પણ સાક્ષાત્કાર કરતા હતાઃ—

હાંરે ભૂલી, હાંરે, હાં હાંરે ભૂલી,
મારા હૈયા કેરો હાર,
જમુનાને આરે, હો સખિ! (૨)
એક એક મોતી મારું, સવા સવા લાખનું.
હાંરે, હાંરે પ્રોયું સોના કેરે તાર૦
જમુનાને આરે. (૨)
સાસુ હઠિલી, મારી નણદી ધુતારી,
હાંરે મારો નાનો દિયરીઓ દે છે ગાળ;
જમુનાને.
વૃન્દા તે વનમાં વ્હાલે રાસ રચ્યો છે,
હાં હાંરે, સોળસેં ગોપીમાં એક કાંન;
જમુનાને.
આની તેરે ગંગા, પેલી તેરે ગોકુળિયું રૂડું ગામ,
જમુના, હાં હાંરે, એતો વચમાં;
જમુનાને.
પાદે ને ગામે વ્હાલે રાસ રચ્યો છે,
હરે હું તો તમને ભજીને થઇ છું ન્યાલ;
જમુનાને.
બાઇ મીરાં કહે, પ્રભુ ગિરિધર નાગર,
હાં હાંરે, ભજીને થઇ છું ન્યાલ;
જમુનાને.

આ ગીત જેવું સાંભળ્યું તેવું ઉતાર્યું છે—પણ શુધ્ધ લાગતું નથી; અસંબધ્ધ પણ લાગે છે; ઘણાખરા શિખનારા ને શ્રોતાજનો નિરક્ષર હતા ને ગાઉં રાગ કે ઢાલનઃ દરકાર વિના ભગત છોટાભાઇ—જે જરા હોશિયાર ગણાતા—તેમની સ્વેચ્છા પ્રમાણે ગબડે જતું હતું.

આ ભક્તિરસની ભરતીમાં બેઠેલી એક ચાળીસેક વર્ષની બાઇને શર ચઢયું; તેથી પુરૂષોના ગરબાની અંદર એણે સ્વેચ્છાએ ઝુઝવા માંડયું. આંખો ચઢી ગયેલી હતી અને ફકત તાળીથી તાલજ પૂરતી હતી. થોડીવારમાં એને કપડાનું ભાન પણ જતું રહ્યું. ભાવિકોએ જાહેર કર્યું કે એ બાઇને 'સમાધિ' ચઢી છે. ધીરે રહીને પુરૂષોત્તમ ભગવાન્ ઉઠયા ને લુગડું જરા સકેલી કેડ આગળ ચણિયા ઉપર બરાબર બાંધી દીધું. કમખો તથા ચણિયોજ હવે રહેવાથી એ બાઇ પૂર્ણ છૂટથી ઘૂમી શકતી. આ પછી એક વીસેક વર્ષની યૌવનાને શર ચઢયું ને તેણે પેલી બાઇ સાથે મોટા ગરબામાં નાનો ગરબો રચી ઘૂમવા માંડયું. ભગવાને એનું પણ લુગડું મજબૂત બાંધી લીધું. આસપાસના યુવાનીઆઓએ ભગવાનની ખૂબ મશ્કરી કરી. ચાળાચસ્કા કરવા માંડયા છતાં તેમની શાંતિ અજબ હતી અને બાઈ

ઘૂમતી હોય, તેની સાથે ફરવું અને છાયલ બાંધી દેવું એ મુશ્કેલ છતાં, પોતે મર્યાદા જાળવી એ કાર્ય કરી સ્વસ્થાને બેશી ગયા.

એટલામાં પૂરો રંગ જામ્યો. કેટલાક વૃદ્ધ તથા કાયર પુરુષો આસપાસ ચંદનીમાં નાની ગોદડીઓ ઉપર આળોટતા હતા તેમનામાં વિજળીના આચકાની જેમ નવચેતન રગેરગ પ્રસરી ગયું. હકીકત એ હતી કે ભગવાન્ પોતે ગરબામાં ફરતા હતા–ધીરે પગલે, ગંભીર મુખ-મુદ્રાથી તથા તેજસ્વી નયનથી. રાસ પૂરેપૂરો ગોઠવાઇ ગયો. સ્ત્રીઓનો અંદર નાનો ગરબો ગોઠવાયો ને પુરૂષોનો બહાર મોટો અને ભક્તિરસની લૂંટાલૂટ ચાલી. તે વખતનો ઉત્સાહ ને ભક્તિના ઉત્સવની લ્હાણ પ્રેમીઓને મન અદ્ભુત હતાં. હાસ્યરસની છાંટની જરા જરૂર હોય તેમ પેલા શેઠ સાહેબ હાથમાં છત્ર સાથે ભગવાનની સરસા હાફ્તા હાંફ્તા, શરીરને સંયમમાં રાખવાનો પ્રયાસ કરતા ફરતા હતા. ફરવામાં રાત્રિ વહી ગઇ, વેગ એકદમ વધ્યો. ભક્તોને ભગવાન્ રસ સમાધિમાં હોવાથી નવુંજ તેજ આવ્યું; પણ બિચારા શેઠ સાહેબની સ્થિતિ હાસ્યજનક કરતાં દયાજનક વધારે થઇ! શિવ! શિવ!! પણ આ દૃશ્ય થોડીજ વાર ટક્યું કારણ કે ભગવાન્ એકાએક પોતાના નિવાસ સ્થાનમા પધાર્યાં. ભક્તિ રસમાં ભંગાણ પડ્યું. શેઠ હાંફળા ફાંફળા પછવાડે દોડયા ને બાર વાગ્યાના શુમારે ભક્તો પોતપોતાની ગોદડી સંભાળવા તથા રાત્રિ જેમ તેમ ગાળી પ્રાતઃકાળની ચાર વાગ્યાની પ્રાર્થનાનો વિચાર કરવામાં પડ્યા!!

૯ ( ૨ )

રાત્રે મને ઉંઘ ના આવી. વાતચીત ઉપરથી જણાયું હતું કે આ ધામ પંદરેક વર્ષથી પુરૂષોત્તમે સ્થાપ્યું હતું; અને ભક્ત મંડળ–પુરૂષો તથા સ્ત્રીઓનું–નાનુંસુનું પણ ન હતું. વર્ષમાં ચાર સામૈયાં થતાં અને હજી થાય છે. કાર્તિક; મહા, વૈશાખને શ્રાવણની પૂર્ણિમાએ. સુદ ૧૨ થી લગભગ શરૂ થાય તે વદ બીજે પાછું મંડળ વિખાય. પાંચ દિવસનો નિયમિત કાર્યક્રમ સંખ્યાબંધ સ્ત્રી પુરૂષો પરગામથી આવે છે ને એ જબરજસ્ત વિશાળ ધામમાં અન્નપૂર્ણા સર્વનો સત્કાર કરે છે. મને વિચાર આવ્યો કે ભલે ભાદરણ ગામના લોકો કેવળ મશ્કરીઠઠ્ઠામાં આને ઉડાડતા હોય પણ જો સત્યનો અંશ ના હોય તો વર્ષો સુધી આ સંસ્થા નભે નહિ. અને બીજો વિચાર આવ્યો કે અમારા ચરોતરનાં પટેલો ( બાપાબાપડા ) એવા ખરેખરૂં પરખાવનારાં છે કે આમાં એવું કલંક કે દૂષણ હોય તો ધ્રા. કર્યા વિના રહે પણ નહિ. તો આ ભગવાન કોણ? આ ઇમારતો, ધામ ને વિશાળ ચોગાન કોનાં! અને આ ભક્તિશૃંગારની લીલા શી? અને આવી શંકા ને વાંધા ભરેલી વાતો સાંભળી તે સાચી કે જૂઠી? તર્ક–વિતર્કમાંજ રાત્રિ વહી ગઇ,

પ્રાતઃકાળમાં સત્યશોધન માટે નિશ્ચય કરી કંઇક શ્રદ્ધા ને કંઇક સાત્વિક જીજ્ઞાસાથી ત્યાં ગયો ને તપાસ કરવા માંડી, આ પ્રત્યેક સામૈયામાં પાંચ દિવસનો કાર્યક્રમ તથા આવાં છેઃ વ્યવસ્થા એક સ્વામીનારાયણના મંદિરની જબરી ધર્મશાળા જેવા મોટા મકાનના નાચેના જબરજસ્ત ખંડમાં કંતાનના પડદાથી બે ભાગ કરેલા છે. તેમાં એક બાજુ પુરૂષ મંડળ તથા બીજી બાજુ સ્ત્રી મંડળ વાસો કરે છે. બહાર ચંદનીના કોઇ ભોગી હોય તો ચોગાન પણ ન્હાનું નથી. ઘણીવાર દોઢસો બસેં માણસો હોય છે. એજ વિશાળ ખંડમાં ભગવાન પોતે એક મોટી પાટ ઉપર સરસ બેઠક ઉપર વાસો કરે છે. તેઓનો પાટ એવે સ્થાને છે કે પુરૂષો તથા સ્ત્રીઓ બન્ને દર્શન કરી શકે. પાંચ દિવસ સામૈયામાં પોતે શ્રી કૃષ્ણચન્દ્રનો રાજ્યવૈભવ રાખે છે, છતાં

તેમની સરળતા ને ભકિતભાવ પણ માન ઉપજાવે તેવા લાગ્યાં. સવારના ચાર વાગે ભગવાન ઉઠે અને પોતાની સુખ શય્યામાં બેઠા થઇ ૐકારના રણકારથી પ્રાર્થના શરૂ કરે કે તરતજ ટપોટપ બધાં પોતાની ગોદડી-માં બેસી પ્રાર્થના સાથે બોલવા માંડે. ૭ વાગે સહુ નિત્યકર્મ માટે ઉઠે ને આઠ વાગતાં સહુ નાહી ધોઇ પરવારી લે. ભગવાન્ પણ પરવારી લે; પણ એમના દરેક પ્રસંગે ભક્તો-સ્ત્રી ને પુરૂષો-સેવામાં હાજર હોયજ. ભગવાન્ સ્નાન કરી, પીતાંબર પહેરી, સ્ત્રીઓએ પહે-રાવેલા આભૂષણોથી સજ્જ થઇ, એકાદ સ્ત્રી ભકતની કેડે બેસી, બાજઠ ઉપર વિરાજે. એટલે તરતજ સંખ્યાબંધ ભકતો આસપાસ ગોઠવાઇ જાય ને ભગવાનની અક્ષત, ચંદન પુષ્પ તથા કુંકુમથી પૂજા કરે. સ્ત્રી મંડળ, સ્વામીનારાયણ સંપ્રદાયનાં તથા શ્રી પ્રકટ પુરૂષોત્તમની સ્તુતિનાં ગીત ગાય તથા પુરૂષ મંડળ ઘણીવાર ભક્તિની ધુન મચાવતા રાસડા લે. ત્યારબાદ બ્રાહ્મણીયા તથા પાટિ-દારીઆ એમ બે રસોડામાં સ્વયંસેવકો રસોઇ પકવવા જાય. તે પહેલાં જેને રૂચિ હોય તે છોટા હાજરી કરી લે. એક વાત રહી ગઇ; ધામની બધીજ વ્યવસ્થા ભકતો જ કરતા હોવાથી ૭ વાગે ઘણાખરા હાથમાં ઝાડુ લઇ મકાનો તથા ચોગાન સાફસુફ કરવા મંડી પડે છે. કોઇ પણ નોકર કે રસોઇઓ રાખવામાં આવતો નથી. બૈરાં દાણા સાફ કરે ને ભગ-વાનની આજ્ઞા થાય કે મકાનને ઉપલે માળે ઘંટી ઉપર દાણા પીસવા બેસી જાય. તેમાં ઘણીવાર સંખ્યાબંધ ઘંટી ઉપર એક પુરૂષને એક સ્ત્રી એમ હોય ગોપી ને કાનનોજ ખ્યાલ હશે !

રસોઇ વખતે પણ દૃશ્ય જોવા જેવું હોય છે. પાંચે દિવસના ફક્ત રૂ. ૩) જ લેવામાં આવે છે; ભક્તોને પછી શ્રદ્ધાથી ભગવાનને ધરવું હોય તે ધરી શકે. પણ શ્રીમંત કે ગરીબ, બેમાંથી એક રસોડે સહકાર કરી, નાનીમોટી સેવા કરવા ઘણી હોંસથી મંડી પડે છે. સ્ત્રીઓ રસોઇને લગતી તૈયારીઓ કરે, શાક સમારે ને પુરૂષો પાણી લાવે કે રસોઇના કામમાં રોકાય. બાર એક વાગે સાદું ભોજન જમવાનું. લાડુ એકાદ દિવસ હોય, બાકી નરી સરળતા. ભગવાન્ બધાની સાથે જમવા બેસે; ભકતો, ખાસ કરીને સ્ત્રીઓ, કોળીઆ ભરાવે-ભગવાનને શ્રમ કેમ લેવા દેવાય ? જમ્યા પછી બધા એક-બે કલાક વિશ્રાંતિ લે ત્યારે ભગવાન્ ધામને લગતી વ્યવસ્થા કરે ને જાતે તપાસ કરે ને આરામ પણ લે-તેજ પાટ ઉપર મોટા બેઠકના ખંડમાં. ભગવાન પોતાની સ્વયંપ્રેરણાથી બપોરે ત્રણેક વાગે ઉઠે ત્યારે ઘણીવાર સ્નાનક્રિયા થાય છે તે જરા મને હાસ્યજનક લાગી. નળનું પાણી ઝીલી રાખવા ગંજાવર, ટાંકા જેવી, જમીનમાં ચુના-પથ્થરથી જડેલી ટાંકીઓ કરેલી છે. ભગવાન્ જેવા બાજઠ પર નાનું પંચિયું પહેરી બેસે કે ભકતો સેવાનો અનુપમ લ્હાવો લેવા માટે હરિફાઇમાં દોડાદોડ કરે. ટાંકીના પગથીઆમાં ઉતરી કે-ટલાય પાણીના હાંડા ભરવા પડે; બીજાઓ તે ઝીલીને ભગવાનને શીરે ધોધમાર વર્ષાદ ચલાવે. ભગવાનને માથે પહેલાં અત્તરની શીશીઓ ઢળાય-માથે બિલકુલ વાળ રાખતાજ નથી. ત્યારબાદ સ્ત્રી ને પુરૂષો શરીર ચોળી તેમની ઇચ્છા હોય ત્યાં સુધી, ખુબ આનંદથી સ્નાન કરાવે. તેમાં જરા હસવા જેવું એ કે ભકિત-શૃંગારની જરાક નેતરા ઉપરે નેવાં, ખાસ કરીને સ્ત્રીઓ ભગવાનને વળગીને એ પવિત્ર જળથી તરબોળ થવામાં લ્હાવા સમજે છે. કેટલાક આ પ્રસંગે ચરણામૃત પીએ છે તથા માથે ચડાવે છે. ત્યારબાદ, પાછા મનમાં આવે કે તરત ભગવાન્ અંદર ચાલ્યા જાય. ને

ભક્તિવશ સ્ત્રી પુરૂષો પછવાડે દોડાદોડ કરે. પછી દિલ સાફ કરી, ભગવાનને રેશમી પાયજામો, કસબી કોટ ને ભરેલી ટોપી વગેરે તથા ધરેણાંગાંઠાંથી સજ્જ કરાવી, પૂજાને આસને લઇ જવાના; પણ ત્યાં જવા માટે ભગવાનને રખેને સ્હેજ પણ શ્રમ પડે માટે સ્નેહઘેલાં બૈરાં સેવામાં હાજર રહે ને ૪૫-૫૦ વર્ષના ભગવાનને એક નાના બાળકની માફક હોંસથી તેડી લે. આ પ્રમાણે પોતે પુરૂષોત્તમ ગરૂડે ચઢીને આસને પધારે ત્યાં પાછી પૂજા, ગરબી, રાસડાઓ ને ભક્તિરસની ધૂન જામે. લગ્નપ્રસંગ હોય તેમ માનુનીઓ મંગળ ગાયાંજ કરે. પાછી સાયંકાળ પડે તે પહેલાં સ્વાશ્રયથી સહુ રોટલા પકાવે ને પરવારી લે. અને રાત્રે ચંદનીની પૂર બહારમાં સહુ ભેગા થઇ ભક્તિ-શૃંગારનો કાલો કલ્લોળ મચાવે ને ભગવાનની ઇચ્છા સુધી-બાર કે એક પણ વાગે.

( ૩ )

આ પુરૂષોત્તમ ભગવાનની તથા સામૈયામાં આવેલાં સ્ત્રી પુરૂષોની દિનચર્યા આપણે જોઇ. હવે આપણે આ ભગવાનનો પૂર્વાશ્રમ ને રહેણીકરણી તપાસીએ. પુરૂષોત્તમ પોતે ભાદરણના પાટીદાર છે. ભક્તો કહે છે કે નાનપણથીજ તેમનામાં ભક્તિ તથા વૈરાગ્ય ને સેવાની ભાવના જીવતી લાગે છે. રંગે ઘનસ્યામ પણ સ્વભાવે કોમળ, માયાળુ, શાંત ને સુશીલ લાગે છે. ખેતી કરી પોતાનો નિર્વાહ કરતા; અને શ્રી સ્વામીનારાયણ સંપ્રદાયના ચુસ્ત અનુયાયી હતા; અને એક ભક્ત તરિકે એ મંદિરનાં દર્શન, સેવા વગેરે ઘણાં વર્ષ તેમણે શ્રદ્ધાથી કરેલાં. પરંતુ તેમને કોઇ સંત મળ્યા અને એક નાનકડો પવિત્ર ગ્રંથ પૂજન માટે તેમને આપ્યો; એ ગુટકા માટે વિવિધ વાતો થાય છે. ત્યારથી એ ધાર્મિક ગ્રંથના ગુટકાના પ્રભાવથી કે કેમ પણ પોતે પોતાને સાક્ષાત્ પ્રકટ પુરૂષોત્તમ માનતા લાગે છે. પંદરેક વર્ષ પહેલાંની આ વાત છે. ત્યારથી પોતે મંદિરમાં જતા નથી અને પોતાનું સ્વતંત્ર ધામ એમણે ભાદરણમાં સ્થાપ્યું. ધીરે ધીરે ભક્તોની સંખ્યા વધવાં માંડી ને ધામ તથા ક્ષેત્ર વિશાળ બન્યાં અને અત્યારે મોટા પાયા ઉપર વર્ષનાં ચાર સામૈયાં ઉજવાય છે.

પોતે લગ્ન કરેલાં; એમનો એક પુત્ર ત્યાં ભજનમંડળીમાં જોયો. બીજી સંતતિ નથી. બાઇ પણ કહે છે કે ભક્તિ ને સેવામાં દિવસ ગાળતી. એ દિકરો પરણાવેલો છે. કુલવધૂ તથા એક તેમની પૌત્રી બન્નેને ત્યાં જોયાં. આ ધામમાં બન્ને ભક્તિરસમાં લીન લાગ્યાં. પુરૂષોત્તમનાં ધર્મપત્નિ કેટલાયે વર્ષથી સ્વર્ગવાસી થયાં છે.

પુરૂષોત્તમ એમનું મૂળ નામ છે. લોકો તેમને ભગવાન્ કહે છે. ગામના લોકો ઘણી નિંદા કરે છે ને બિચારાને હેરાન કરવામાં બાકી રાખતા નથી. પરંતુ એમનું જીવન મને ઘણી રીતે માન ઉપજાવનારૂં લાગ્યું. ત્રણ માસમાં પાંચજ દિવસ પોતે ભગવાનનો રાજ્યવૈભવ ભોગવે; બાકીનો બધો સમય એક મજૂરનાજ જેવું જીવન ગાળે છે. મૂળ પાટીદાર તેથી મજબૂત બાંધો અને સ્હવારથી રાત સુધી મહેનત કરવાનો કંટાળો નહિ. ખાવાપીવાનો શોખ નથી. કોઇ પણ ગાદી સ્થાપી નથી કે કશોજ વૈભવ નથી. આઠે દિવસે જાઓ તો પરશોત્તમ ભગત ખેતરમાં મજૂરી કરતા હોય અથવા પોતાના ધામમાં કડિયા કે સુતારનું કામ કરતા હોય અને સામૈયા માટે દાણોદૂણી ભેગો કરવામાં તથા ભક્તોની બનતી સેવાનાં સાધનો ભેગા કરતા હોય. કોઇ ભક્તો ધામમાં સામૈયા પછી

રહીજ શકતા નથી. રહેવું હોય તો પછી સાથે કડિયા કામ ને મજુરી કરવીજ જોઇએ. પોતે સામૈયામાંજ ભગવાન્, બાકી નહિ એવું ઘણી વાર કહે છે. અંગમહેનત કરો ને રોટલો ખાઓ—એવું જણાવે છે. ધામની ઇમારત જબરજસ્ત, મોટું ચોગાન, પાણીનાં ટાંકાં, હઝારો પતરાંનો ઉપયોગ—આ બધું સુતાર કડિયાને કશીજ રોજી આપ્યા વિના કેવળ સ્વાશ્રય ને સેવાનુંજ પરિણામ છે. સમભાવવાળા કોઇક શ્રીમંતો જમીનની તથા બીજી મદદ કરે છે; પણ પોતે ફંડ કરતા હોય તથા કોઇ માણસ પાસે ખાસ યાચના કરતા હોય તેવું જાણવામાં નથી. કોઇ કહે છે કે આ ધામની ખૂબી પુરૂષોતમના ચમત્કારોથી છે; કોઇ કહે છે કે આ બધુ તૂત છે અને બધી જગ્યા રોકી, છેવટે ધર્મને બહાને પચાવી પડવાનો ઇરાદો છે.

કંઇ કંઇ ચતમ્કારોની વાત બે-ત્રણ લક્ષાધિપતિ ભક્તો આવ્યા હતા તેમની પાસેથી સાંભળી. કેટલાંક શ્રદ્ધાળુ કુટુમ્બો દક્ષિણ ગુજરાતને છેડેથી બાળબચ્ચાં સહુને સાથે લઇને દરેક સામૈયે આવે છે. એક કુટુમ્બના અગ્રેસર નાથાભાઇ સાથે મારે વાત થઇ. તેમણે મને અનેક વાતો કહી: ભગવાન્ પોતાની શક્તિથી હઝારો ચાંદીના શિક્કા એકજ સટના માગો તેવા કાઢી શકે છે. ખેતરોમાં અનેક સ્રીઓને, જ્યારે પાસે કોઇ ના હોય ત્યારે, માથે ટોપલા ચઢાવી મદદ કરે છે, બાળકો રડતાં હોય તેને ગમે તેવા સ્થળે પોતે પ્રકટ થઇ હિંચકો નાંખી, સુવાડી દે. માતા આવે ત્યારે બાળક ઉંઘતું હોય, પારણું ઝુલતું હોય ને પાસે કોઇજ ના મળે ! એક અજબ ચમત્કારની વાત મને પત્રમાં વંચાવી. તેજ દિવસે ભરૂચથી આવેલો પોતાની ભાભી જસોદા બ્હેનનો કાગળ મને એમણે વંચાવ્યો. જસોદા બ્હેન આ સામૈયામાં આવી નહોતાં શક્યાં, પણ બહુ ભાવિક છે. પૂનમને દિવસે સ્હવારે પુરૂષોત્તમ ભગવાન્ માટે શેવો ને રોટલીનું જમણ કરી ઠાકોરને થાળ પીરસી, બાજઠ માંડ્યો, તેજ પ્રસંગે બાદરણમાં સ્નાનવિધિ ચાલતી હતી. અગ્યાર વાગે ભરૂચમાં ભગવાને પોતે પાટલે બેસી જમી, પાન લીધું. જસોદા બ્હેન મેડીએ ભેટ માટે રૂપિયા બે લેવા ગયા, ત્યાં ભગવાન્ અંતરધ્યાન થઇ ગયા ! તેથી જશોદા બ્હેને એજ બે રૂપિયા ટપાલમાં મોકલવાનો પત્ર હતો, મને પણ ખરેખર ઘણું આશ્ચર્ય એ પત્ર વાંચતાં થયું, નાથાભાઇ કહે છે કે તેજ વખતે સ્નાનમાંથી મને બહુ ભૂખ લાગી છે, કહીને ભગવાન્ અંદર જતા રહ્યા હતા. તે જશોદા બ્હેનની પ્રાર્થના સાંભળીને ભરૂચ જમવા ગયેલા ! ને દસ મિનિટમાં પાછા આવી ગયેલા !! પણ આવા અનેક ચમત્કારો છે. કેટલીય બાધા આખડી પણ લેવાય છે.

( ૪ )

સત્યશોધક ને તત્વપૂજકને શ્રી પુરૂષોત્તમ ભગવાનની નરી સરળતા, અથાગ શ્રમ, સ્વભાવની શાંતિ ને ધીરજ ને કેટલાક ડહાપણ ને ભક્તિની શ્રદ્ધા માટે માન તથા પ્રેમ થયા વિના ના રહે. કાર્લાઇલ જેવાને ભક્ત–વીર ( hero as a priest ) ની વિભૂતિ એમનામાં ના લાગે ? પોતે બિલકુલ વિદ્વાન નથી; પણ ભક્તો ત્રિકાળજ્ઞાની એને કહે છે. પોતે ભાષણો કે પ્રવચનો કશાં કરતાં નથી. ફક્ત શ્રધ્ધાળુ સાથે ભગવાનની ભક્તિની કે વૈરાગ્ય ભાવનાની વાતો કરે છે. આસપાસનો કેટલોક ત્રાસ હોવા છતાં, ક્રોધ કે દ્વેષનો વંશ પણ ના લાગ્યો. હૈયું હિમાલય જેવું શાંત લાગ્યું ! મુખમુદ્રા શાંત, તેજસ્વી તથા વિકારરહીત સ્પષ્ટ લાગી. એમના ધામની નરી સરળતા, કેવળ સ્વાશ્રય,

તથા ભક્તિનું વાતાવરણ મને ઘણાંજ ગમ્યાં. સાથે અંત્યજો માટે એક પતરાંનું કામચલાઉ મકાન જેમાં તે લોકો ભક્તિની જમાવટ કરી શકે ને વારે વારે ભગવાન્ ત્યાં જઇ દર્શન આપે, આથી પણ મને આનંદ થયો. ઉપરાંત સામૈયામાં, વ્યવહારની બિલકુલ વાત કરવાનીજ નહિ ને ધનનો કશોજ લોભ નહિ. જીવન, રહેવામાં જમવામાં ને વ્યવસ્થામાં સાદાઇમાં સાદુ ને લેશ પણ આડંબર વિનાનુ સાત્વિક આશ્રમનું ભાન કરાવે તેવું. પોતાનો બહુ બોલવાનો સ્વભાવ નહિ ! જાત મહેનત ને ભગવાનનું નામ બે મુખ્ય બાબત !

પરંતુ મને શું ના ગમ્યું ? પોતે પોતાને ભગવાન્ કહેવડાવે તથા પાંચ દિવસ પણ ત્રણ માસમાં જરા રાજ્યવૈભવ રાખે ! વૈષ્ણવના સંપ્રદાય પ્રમાણે માન્યતાથી પણ કેટલીક છૂટો આ યુગમાં બિલકુલ પસંદ ના પડે તેવી છે. સ્નાન વખતે કશું અશ્લીલ નહતું. પણ ગમે તેવા સારા આશયથી પણ સ્ત્રીઓને વળગીને ન્હાવું, વળી હાલતાં ને ચાલતાં સ્ત્રીઓની કેડે બેસીને ફરવું; તથા સ્ત્રીયો ડોળીઆ ભરાવે તે ભરવા, તથા રાસડા વખતે બૈરાંને ' સમાધિ ' ચડે ત્યારે, બહુ સંભાળીને પણ પોતાને હાથે વસ્ત્રો સરખાં કરવાં, કમ્મર પર લૂગડું બાંધવું તથા સ્ત્રીઓને હાથે બધાં સણગાર સજવાં, તથા પુજા સામગ્રીનો દેવને લગતો ઠાઠ પોતે ભોગવવો. ગાદી નથી પોતે ભગત છે. મ્હેનતુ મજુર જેવું જીવન ગાળે છે, પેશો ગૂટકો પુજે છે ને ભજનો ગાય છે. ભક્તિરસથી કેટલાયનાં જીવન સંસ્કારી બનાવે છે, ત્યારે વળી આ બધા ઇન્દ્રનો વૈભવ, સ્ત્રીઓ સાથે આવી વધારે પડતી છૂટ શી ? ભક્તિની ધુનમાં પાંચ દિવસના ઠાઠમાં હજામત કરાવે ત્યારે પણ ૫-૬ વાળંદો થોડી થોડી હજામત કરે, ભગવાનના સ્પર્શથી પવિત્ર થઇ જવાય માટે, એ પણ કેવું હાસ્યજનક ! ...

...આ, કેટલું અસંબદ્ધ ને હાસ્યજનક વાતાવરણ ? આવા સુશીલ લાગતા ભકત ને સેવાભાવનાવાળા વિરાગીના ધામમાં એ કયાંથી ? પુષ્ટિપંથના રહસ્યમાંથીજ આનું નિરાકરણ થઇ શકે. ગોવર્ધનરામભાઇએ 'દયારામના અક્ષરદેહ' માં એ રહસ્ય સુંદર રીતે તારવ્યું છે. અને મીરાંબાઇએ એ રહસ્ય છૂટી દેખાડયું છે. પુષ્ટિપંથ રહસ્ય પ્રમાણે પુરૂષોત્તમ એકજ પુરૂષ છે, અને સર્વ ભકતો-સ્ત્રીઓ કે પુરૂષો-ગોપીઓ છે. જીવા ગોસાંઇને જ્યારે મદ ચઢયો ત્યારે મીરાંબાઇએ કહેણ મોકલ્યું કેઃ-

' આજ લગી હું એમ જાણતી જે
વ્રજમાં પુરૂષ વસે છે એક;
વૃંદાવન રહી હજુ પુરૂષ રહ્યા છો,
ધન્ય તમારો વિવેક. '

આથી ગોસાંઇજીને પોતાના ચુસ્ત વૈષ્ણવ તરિકેના જીવનમાં, લિંગભેદમાં ભાન ભૂલી ગયા, માટે કેવો પશ્ચાત્તાપ થયો ! અને મીરાંબાઇને ચરણે ઝુકાવ્યું ! !

આવીજ રીતે આપણે સમજી શકીએ કે પુરૂષોત્તમ ભગવાન પરમ પુરૂષ તરિકે પોતાને માનતા હોય અને લિંગભેદ ભૂલી જઇ બધા ભકતોને ગોપીરૂપે ગણતા હોય ! છતાં, આ યુગમાં, એ વાત એકદમ ગળે ઉતરે તેવી નથી. ભકિત ને શ્રદ્ધા કમી થતાં, હાલના બુદ્ધિવાદમાં ગમે તેવી શુદ્ધ ક્રિયા પણ લોક વિરૂદ્ધ એકદમ મૂળ પકડી શકતી નથી. આથીજ પુરૂષોત્તમ ભગવાનને ત્યાંના માણસો હાંસીપાત્ર ગણે છે

વિચાર કરતા મને એ સરળતા ને સ્વાશ્રય તથા નીડરતા ને ખુલ્લો ભકિતશૃંગાર ખાસ વાંધાભરેલો નથી લાગતો. પુરૂષોત્તમના જીવન માટે માનની લાગણી થઇ; પણ સ્ત્રીઓ સાથેની છૂટ—જો કે આ સામાન્ય નિયમ છે અને કશોજ પડદો રાખવામાં કદાપિ રખાતો નથી-

આ યુગમાં ગળે ઉતરી શકતી નથી. આથી જો ઉપરની, શુદ્ધ ભાવે થતી ને પુષ્ટિરહસ્ય અનુસાર બનતી, પણ વાંધાભરેલી, રીતો નીકળી જાય તો આ ધામ વધારે લોકપ્રિય જરૂર બન્યા વિના ના રહે. તે સાથે શ્રી પુરૂષોત્તમ ભગવાન પોતાને સાદા પુરૂષોત્તમ ભગત કહેવડાવે તથા રાજ્યવૈભવ જરા કમી કરે તો અનેક દુઃખી ને સત્યશોધમાં ભૂલાં પડેલાં કુટુમ્બોને શાંતિ, સ્વાસ્થ્ય ને મોક્ષના સાધનભૂત એ આશ્રમ ન થઇ પડે ? તો પછી કેટલાક ભક્તોને કલ્પનાને રંગે રંગેલી મહત્તા કંઇક કમી લાગે તેનું શુ ?



**દૂધનાં અને વસ્ત્રનાં ઝાડ**

કેળાં, ચીકુ, નારંગી વગેરે ફળોની જેમ જમાવેલું દૂધ, રોટી અને માખણ ઉગતાં હોય તો ? દક્ષિણ અમેરિકામાં એક ઉજ્જડ વેરાન પહાડી ભાગ ઉપર એક જાતનાં ઝાડ ઉગે છે. તેનાં પાંદડાં સુકાં અને બરછટ હોય છે. અને મૂળ જમીનમાં નહિ પથરાતાં જમીન ઉપર પથરાયલાં હોય છે. આવાં સૂકાં અને મરી ગયેલાં લાગતાં ઝાડ તે 'ગોવૃક્ષ' અથવા દુગ્ધમૂળ. તેના થડમાંથી જોઇએ તેટલું દૂધ મળી શકે છે. ત્યાના દેશી, લોકો સાંજે પોતાના દોણકાં લઇ આ ઝાડ દોહવા જાય છે. તે દૂધ જામતાં જમાવેલ દૂધની ભૂકી જેવું લાગે છે. તેનો સ્વાદ મીઠો અને પોષક હોય છે. આ ઝાડનો શોધક બેરન હમ્બોલ્ટ હતો. તેણે એક બીજું ઝાડ પણ શોધ્યું છે. ઓરીનોકોના જંગલમા સદરહુ સાહસિક જઇ ચડતાં તેને ત્યાંના વતનીઓ માટે ઝાડે તૈયાર લુગડાં નીપજતાં હોય તેવાં ઝાડ મળી આવ્યા હતા. ત્યાંના વતનીઓએ ઝાડના થડને કાપી પહેરી લે છે. માત્ર પડખે ઉચે બાંય માટે કાણાં પાડવાં પડે છે.

× × ×

**હલકામાં હલકી ધાતુ**

વિમાનો માટે મજબુતાઇ અને હલકાઇની દૃષ્ટિએ ઉપયોગી એવી એક ધાતુ શોધાઇ છે. તે ધાતુ ડયુરેલ્યુમીન કહેવાય છે. મેંગેનિઝ, મેગ્નેશીયમ અને એલ્યુમીનીઅમની તે બને છે. એ લાકડાં કરતાં એવી તો હલકી અને પોલાદ કરતાં મજબુત છે કે છ માણસનો ભાર ઝીલી શકે તેનો એક પાટડો હરકોઇ માણસ તેના બે આંગળા વતી ઉંચકી શકે.



# આદર્શ વનિતા.

લેખક: " સરળ. "

હું આદર્શ વનિતા મ્હારા વાલમની:
હો ! વાલમની, મ્હારા નાથજીની: હું.

વસ્રાભૂષણ ધરી ઝાંઝરી વગાડું,
હો શંકર તો નાચથી રીઝાવું. હું.

સાસુ સસરાની સેવા સહાય સારૂ,
હો રામજી તો વનમાં સીધાવું. હું.

શોભીત શણગાર સજી હંસને રમાડું,
હો નળરાય હૃદયે જડી રાખું. હું.

જઈ જંગલમાં કાષ્ટને કપાવું,
હો સત્યવાન યમથી છોડાવું. હું.

પાંચ ભાગે પ્રેમથી પતિવ્રત પાળું,
હો અર્જુનના વેણ ના ઉથાપું. હું.

અગાસીમાં બેસી આરાધના સાધું,
શ્રી કૃષ્ણ હો તો સાથે સીધાવું. હું.

રાજ શણગાર તજી સાચને સજાવું,
હો હરિશ્ચંદ્ર દેણથી મુકાવું: હું.

સ્થળે સ્થળે શોધું વિયોગ ના વિદારૂં,
હો વીજા* હિમાળે હાડ ગાળું. હું.

---

* વિજ્રાનંદ—શેણી.

# પાષાણી.

મૂળ લેખકઃ સ્વ. દ્વિજેન્દ્રલાલ રોય.
અનુવાદકઃ રા. રમણીકલાલ કિશનલાલ મ્હેતા.
ચિત્રકારઃ
રા. ધુરંધર અને મહાણી.

[ ગયા અંકના પાને ૩૨૯ થી ચાલુ ]

## અંક ૫ મો.

### પ્રવેશ ૧ લો.

સ્થળઃ પહાડી માર્ગ.      સમયઃ મધ્ય રાત્રિ.

( ચિરંજીવ એકલો. )

ચિરંજીવ-( સ્વગત ) ખુબ ધોકો દીધો! એ છોકરી મ્હને ઉંઘવા દેશે કે ? ચારે બાજુનાં મ્હારીબારણાં બંધ કરીને સૂઇએ તો ઉંઘ આવે ખરી કે ? મિથિલા જતાં જતાં માર્ગમાં મ્હને એટલો બધો તાપ ચ્હડયો કે ભગવાન તોબા. ગૌતમ અને માધુરી બન્નેએ જઇને એક ધર્મશાળામાં આશ્રય લીધો. ખૂબ છકયો; પરંતુ ( હસે છે ) ધર્મશાળા છે !–કયાં છે ધર્મશાળા ?–એ તો તાડીની દુકાન હતી ! હું ઠીક ન્હાસી આવ્યો. માધુરી કહે છે કે ' તમે બ્હાર ન જાઓ. તાવ વધારે ચ્હડશે'; મ્હને યાદ છે કે એક દિવસ મ્હેં હેને ધકકો મારીને ખાડામાં નાખી દીધી હતી અને આપણે પલાયન થઇ ગયા હતા; પરન્તુ માધુરીને એ વાત યાદ નથી. શું હું ફોગટજ કહું છું કે સ્ત્રીઓની જાતિ સાવ બેવકુફ હોય છે કે ખાવું નહિ, સુવું નહિ, વિશ્રામ નહિ–રાત દિવસ મ્હારીજ સેવા કર્યા કરે છે. કેવી મૂર્ખી ! સૂતા પછી ઉઠીને જોઉં છું તો મ્હારા માથા આગળ જાગતી બેસી રહી હોય છે. સ્ત્રી આટલું બધું કરી શકે છે !–પરન્તુ અત્મ્હારે તો બરાબર ન્હાસી આવ્યો છું. માધુરી ઉંઘે છે એ જોઇને ધીરે ધીરે બ્હાર નીકળ્યો; અને ધર્મશાળાની બ્હાર નીકળતાંજ માથા પર પગ મૂકીને એકદમ નાઠો. ઠંડી ઘણી છે–શર્દી પણ થઇ છે. અહિં જરા નિરાંતે સૂઇ જાઉં તો ઠીક. આહ ! પેલું કોણ આવે છે ?–એ તો માધુરી જેવું જણાય છે ! હા, નકકી એજ છે. બધોય તાલ બગડી ગયો ! એણે આવીને બધું બગાડયું ! સત્ય છે કે " જ્યહાં જઇએ ત્યહાં નસીબ ચાર ડગલાં આગળનું આગળ. "

( માધુરી પ્રવેશ કરે છે. )

માધુરી—પ્રભુ અહિં કેમ આવતા રહ્યા ?

ચિરંજીવ—( ચીડાઇને ) અહિં ન આવું તો ત્યહાંજ પડયો રહું કે ?

માધુરી—ચાલો ચાલો, ધર્મશાળામાં ચાલો.

ચિરંજીવ—ના, હું ત્યાં નહિ આવું.

માધુરી—તાવ વધારે ચ્હડશે.

ચિરંજીવ—તાવ વધારે ચ્હડશે તો એમાં ત્હારું શું જવાનું છે ? હું ઉભો થઇ અહિં એઠો એઠો મરીશ એમાં ત્હારે શું ?

માધુરી—છિ; ! એવું ન બોલો નાથ ! ચાલો.

ચિરંજીવ— સાંભળ. હું કહું છું કે તું જક ન કર.

માધુરી—ત્હમે ઘેર ચાલો.

ચિરંજીવ—ત્હેં મને પાછો હેરાન કરવા માંડયો કે ?-હવે જો જક કરીશ તો-! આવ ! ( બેસી જાય છે. )

માધુરી—છિ: . ઉઠો !- ( હાથ પકડી ઉઠાડવા માંડે છે. )

ચિરંજીવ—ઓઃ ત્હારા હાથ તો બરફ જેવા ટાંડા છે-મ્હને તાઢ વાય છે- ( ધ્રુજે છે ) અરે રે ! આ શું થયું ?

માધુરી— ( ગભરાઇને ) કેમ ? ત્હમને શું થયું ?

ચિરંજીવ—મ્હને હસવું બહુ આવે છે. ( હસે છે ) નારે ના હસવું તો નથી આવતું. પણ ફરીને એ કેમ આવે છે ?

માધુરી—ફરીને કોણ આવે છે ?

ચિરંજીવ—હા, બરાબર કંપ આવે છે. સાંભળ ! બેસી જા ' ત્હારા ખોળામાં માથું મુકીને હું સુઇ જાઉં છું; અને તું મ્હારા કાનમાં કુહુ કુહુ શબ્દ કર !

માધુરી—હા, એમ કરીશ. પણ ઘેર ચાલો, ઉઠો !

ચિરંજીવ—જો માધુરી ! હું એક મ્હોટા સંશયમાં પડયો છું.

માધુરી—કયા ?

ચિરંજીવ—સંદેહ એ છે કે પરમેશ્વરે મરદને સ્ત્રી અને સ્ત્રીને મરદ બનાવીને કેમ ઉત્પન્ન ન કર્યાં ? જો પુરૂષને સ્ત્રી બનાવીને અને સ્ત્રીને પુરૂષ બનાવીને પેદા કર્યાં હોત તો-આઃ ! કેવું મઝાનું થયું હોત ! કેમ !

માધુરી—હા, તો તો ઠીકજ થાત. હવે ઘેર ચાલોને !

ચિરંજીવ—ના, તું સુવા નહિ દે ? જરા આરામ લેવાને આવ્યા તો તું આવીને ગણગણ કરવા લાગી "ઘેર ચાલો, ઘેર ચાલો" આટલી મોટી રાત સુધી મને કંપ નહોતો આવતી તો શું મ્હને પે નહિ ઉંઘવા દે ! ચાલ ! ( જવાને પગ ઉપાડે છે. )

માધુરી—મ્હારા ખભા પર માથું ટાળી ચાલો.

ચિરંજીવ—( જતાં જતાં ) હે.ભગવાન ! ત્હેં મ્હારા પર પહેરો તો સારો રાખ્યો છે ! ચાલ !

( જાને જાય છે. )

---

## પ્રવેશ ૨ જો.

કિંનરિ- ચંદનાપ્રકાશમાં- કેમ ફરી રહ્યો છું ? આજે આ ઉત્સવ, ઉલ્લાસ, પ્રકાશ, દિવ્ય હર્ષધ્વનિ, સંગીત આદિ સુખભોગ મ્હને અસહ્ય થઇ પડયાં છે. ક્ષીણ ચંદનીનો પ્રકાશ પણ તીવ્ર લાગે છે. પપૈયાનો અવાજ હૃદયમાં તીક્ષ્ણ વજ્રશૂળસમો લાગે છે. મલય પવન મ્હારા અંગને બાળી રહ્યો છે. દિલમાં અંદરને અંદરને અંદર ધુંધવાતો અગ્નિ બળી રહ્યો છે. હૃદયમાંથી મર્મભેદી દીર્ઘનિઃશ્વાસ નીકળી રહ્યા છે-હું શું કરૂં ? આ અગ્નિ કેમ બુઝાશે ? કોણ ઉત્તર આપશે ? કોણ દાખવશે મ્હને કે આ પાપનું પ્રાયશ્ચિત્ત શું છે ? મ્હારે અનંતકાળ પર્યંત આ પ્રકારના તીવ્ર પશ્ચાત્તાપમા બળતા રહેવું પડશે કે શું ? ( થોડી વાર શાન્ત રહે છે. ) અહલ્યાનો પતિ ગૌતમ આટલો મહાત્મા પુરૂષ છે ? પણ એ મનુષ્ય છે, અને હું દેવરાજ છું ? હા ! ધિક્કાર છે ! આ વિધાતાનો ન્યાયવિચાર છે ( ઘૂંટણીએ પડીને ) હે મહાપુરૂષ ! ત્હમે સાચ્ચા તપસ્વી છો. ત્હમે વિશુદ્ધ ઉદાર, નિષ્કામ, નિસ્વાર્થ અને ચિરસ્મરણીય છો- આ તો સામેથી શચીદેવી આવી રહી છે ( ઉઠીને ઉભો થાય છે )

( ઈન્દ્રાણી પ્રવેશ કરે છે. )

ઇન્દ્રાણી-( પ્રકાશિત તેજોમય ભુવન તરફ જોઈને ) આ મધ્યરાત્રે ઉજ્જ્વળ વિલાસગૃહમાં સંગીત ચાલી રહ્યું છે, ઉત્સવ થઇ રહ્યો છે, શીતળ મંદ પવન ફુંકાઈ રહ્યો છે. લાવ, જરા આ મંદાકિનીના તટ ઉપર બેસી વિશ્રાંતિ લઉં.

ઇન્દ્ર—( આગળ આવીને ) કોણ ? દેવી !

શચી—( ચમકીને ) કોણ ?-ત્હમે કે ?

ઇન્દ્ર—હા, હું ત્હારી પાસે આવ્યો છું.

શચી—ઉપકાર થયો ! નાથ ! દાસી કૃતાર્થ થઇ. પણ મ્હને જવા દો, મારગ આપો.

( જવા માંડે છે. )

ઇન્દ્ર—શચી !

શચી—મ્હને ' શચી ' કહી બોલાવતાં શરમ નથી આવતી ? કયા અધિકારે ત્હમે મ્હારૂં નામ લઇ બોલાવો છો ?

ઇન્દ્ર—સાંભળ, હું સાચ્ચું કહું છું-

શચી—હું કાંઇ સાંભળવા માગતી નથી. હાય ! દેવરાજ ! ત્હમે દેવીનો ત્યાગ કરી માનવી ઉપર મોહ્યા ! અત્યારે પણ કોણ જાણે ત્હમારા મનમાં કોનુંયે સ્મરણ થતું હશે ! ત્હમારા મનમાં શીયે ગડમથલ ચાલતી હશે ! ઉર્વશી, મેનકા, રંભા આદિની સાથે સુધાપાન કરી મસ્ત બની નાચતા હતા એ પણ મ્હેં સહન કર્યું, કારણ કે એ દેવજાતિની સ્ત્રીઓ હતી. જે દિવસે ત્હમે માનવી ઉપર મોહ્યા, તે દિવસથી ત્હમારો દેવભાવ લુપ્ત થયો છે.

ઇન્દ્ર—સાચ્ચું છે. અહલ્યા માનવી છે; ત્હોપણ એનું રૂપ અપ્સરાઓ કરતાં અધિક છે. હું સાચ્ચું કહું છું: રૂપના પ્રલોભનમાં મુગ્ધ બની મ્હેં આ અપરાધ-આ પાપ કર્યું છે.

શચી—રૂપ અપ્સરાઓથી અધિક છેઃ પણ આખરે અહલ્યા માનવી તે માનવીજ છે. ત્હેના સ્પર્શથી ત્હમે કલંકિત થઇ ચૂકયા છો. હવે મ્હને સ્પર્શ ન કરશો.

( ક્રોધપૂર્વક જાય છે. )

ઇન્દ્ર—વિધિવિરૂદ્ધ લાલસાનું આ પરિણામ આવ્યાં કરે છે. તીવ્ર ક્ષણિક સંયોગ આખરે દીર્ઘ વિષાદ અને વ્યાધિનું ઘર બને છે. શાન્તિનો નાશ થાય છે-ઉંઘ આવતી નથી. તુચ્છ પ્રલોભનમાં પડી આખરે પત્નીના આદરપ્રેમથી વંચિત થવુંજ પડે છે.

( મદન અને રતિ દાખલ થાય છે. )

ઇન્દ્ર—હાય ! મદન ! તું આટલો બધો અસૂરો આવ્યો ? શચી મ્હારો ત્યાગ કરીને ચાલી ગઇ.

મદન—હું શું કરૂં પ્રભો ! રતિને લીધે ખોટી થવું પડ્યું. એને કેશકલાપ ગૂંથતાં પ્રહર એક વીતી ગઇ.

રતિ—સ્ત્રીઓને માથે સદાય આવાં ખોટાં આળ ચ્હડાવવામાં આવે છે અને તેથી તેઓ બદનામ થાય છે;

ઇન્દ્ર—સુંદરી ! આ દામ્પત્યકલહ ક્યહાં સુધી ચાલશે ?

રતિ—જ્યાં સુધી આ દૂર નિર્જનવનમાં ઇન્દ્ર અને ઇન્દ્રાણીનો ઝગડો નહિ પતે ત્યાં સુધી !

મદન—ઇન્દ્રાણીનો મિજાજ અત્યહારે કેવો છે ?

ઇન્દ્ર—એ તો તપીને ગરમ થયેલા લોખંડથી પણ અધિક ગરમ થયો છે.

મદન—પ્રભુ ! શયન મન્દિરમાંજ આ વિયોગ-નાટકનો અંત આવશે. ચાલો, દેવરાજ ! કાંઇ ચિન્તા નથી. સ્ત્રીઓનો સ્વભાવજ એવો હોય છે. ક્ષણભર ગર્જન કરી, વરસીને સઘળું શાન્ત બને છે. ચાલો, વિલાસભવનમાં.

ઇન્દ્ર—મ્હને હવે કાંઇ ગમતું નથી. મ્હારી રગેરગમાં અગ્નિ પ્રકટી રહ્યો છે. મસ્તક અને હૃદય હજારો શિલાઓના બોજથી દબાયેલાં છે.

મદન— પ્રભુ ! ચિન્તા દૂર કરો. મ્હેં પહેલેથી આપને કહ્યું નહોતું કે એવા પ્રેમનું પરિણામ સદાયે આવું જ આવે છે ? પાણી પડી ગયું છે-વાદળી કોરી થઇ ગઇ છે. અત્યહારે વિલાસભવનમાં ચાલો. ચિન્તા નથી. શયનમન્દિરમાં આ દર્દની દવા હું આપીશ.

( બધાં જાય છે. )

---

## પ્રવેશ ૩ જો.

**સ્થળઃ** મિથિલાની એક સડક. **સમયઃ** પ્રભાતકાળ.

( અહલ્યા એકલી )

અહલ્યા—હવે. તેઓ પુનઃ મ્હારા પર પ્રેમ રાખશે કે ? ફરીથી માધુરી ગંભીરસ્વરે સ્નેહપૂર્વક મારૂં નામ લઇ મ્હને બોલાવશે કે ? તેઓ મારી પાસે આવી સ્નેહભરી દ્રષ્ટિએ મ્હારી તરફ નિહાળશે કે ? નાથ ! પ્રાણેશ્વર ! ક્ષમા કરો ! ત્હમારો આટલો પ્રેમ, આટલી વેદના, આટલો આદર પહેલાં હું પિછાની શકી નહોતી. હું પાંપાણી છું ! હું પાપિણી છું ! હું અભાગિની છું ! મસ્તકે ચડાવવા યોગ્ય વસ્તુ-મ્હેં લાત મારી કહાડી દીધી ! ( ઘુંટણીએ પડી ) ક્ષમા કરો! પ્રભુ ! મ્હારા સર્વસ્વ ! મારા દેવ ! આજ હું સમજી છું કે ત્રિભુવનમાં ત્હમેજ મ્હારૂં સર્વ કાંઇ છો. ત્હમેજ મ્હારૂં આલોક છો, ત્હમેજ મ્હારૂં પરલોક છો ! હું મૂર્ખ છું-એટલે આટલા દિવસ પર્યંત કાંઇ સમજી શકી નહિ. ક્ષમા કરો ! ક્ષમા કરો ! !

( એક સ્ત્રી પ્રવેશ કરે છે )

૧ લી સ્ત્રી—બ્હેન ! ત્હમે કોણ છો ? મ્હને જવા દ્યો !

( જાય છે. )

( અહલ્યા દૂર ખસી ઉભી રહે છે )

( બીજી સ્ત્રી પ્રવેશ કરે છે )

૨ જી સ્ત્રી—આ સ્ત્રીની અક્કલ તો જુઓ! બરાબર રસ્તાની વચમાં ઉભી છે; બસ, જરા આઘી ઉભી રહે ! ( જાય છે, )

( અહલ્યા દૂર ખસી ઉભી રહે છે, ત્રીજી સ્ત્રી દાખલ થાય છે. )

૩જી સ્ત્રી—કોણ છે રે તું! ઉભા રહેવાને માટે જગ્યા ન મળી કે ખોપરી ઉપર ઉભી છે? હટ. ( જાય છે. )

( ચોથી સ્ત્રી પ્રવેશ કરે છે. પ્રવેશ કરતાં અહલ્યાનો ધક્કો લાગતાં તે પડી જાય છે. )

૪થી સ્ત્રી—મર ચૂડેલ! મ્હારાં બધાં બોર વેરી નાંખ્યા!

( બોર વીણે છે )

અહલ્યા—ક્ષમા કરો બ્હેન! હું બોર વીણી આપું છું.

( અહલ્યા બોર વીણી આવે છે! અને સ્ત્રી જાય છે. )

અહલ્યા—હવે એ મ્હને મળશે? પહેલાંની માફક મ્હને ત્હેમના હૃદયમાં સ્થાન આપશે? જેને જાગતી અવસ્થામાં દિવસે ગુમાવ્યા છે, ત્હેને રાતના અંધકારમાં શોધતાં કેમ મેળવી શકું?

( કેટલાક રાજસેવકો દાખલ થાય છે. )

૧લો સેવક—બેશક ઘણું બળ છે!

૨જો સેવક—હા, ધનુષ્યને ઉંચકી શેરડીના સાંઠાની માફક તોડી નાખ્યું.

૩જો સેવક—એ બાળકને જોતાં તો એનામાં એટલું બધું બળ હોય એમ લાગતું નથી.

૨જો સેવક—આખરે રાજકુમારીનું લગ્ન આવા એક વૈરાગીના પુત્રની સાથે થશે?

૧લો સેવક—ચાલ, ચાલ, મ્હોં સંભાળીને વાત કર!

( બધાં જાય છે. )

અહલ્યા—તેઓ હવે, પહેલાંની માફક મ્હને સ્હાશે? હું વ્યભિચારિણી છું; અભાગિની છું, વિશ્વાસઘાતી છું. હું ક્યા મુખે ત્હેમની પાસે જઈને ઉભી રહું? ક્યા સાહસપૂર્વક હું ત્હેમની ક્ષમા માગું?

( કેટલાક પુરોહિત-બ્રાહ્મણો પ્રવેશ કરે છે. )

૧લો બ્રાહ્મણ—એ તો થશેજ. મણિકાંચન સંયોગની વાત શાસ્ત્રમાં લખી છે.

૨જો બ્રાહ્મણ—અરે રહેવા દે. ત્હારં શાસ્ત્ર! તું તે વળી શાસ્ત્રમાં શું જાણે?

૧લો બ્રાહ્મણ—હું શાસ્ત્ર નથી જાણતો? પુરાણ, ઉપપુરાણ, વેદ, વેદાંગ, દર્શન, મનુસ્મૃતિ બધુંયે મ્હારે કંઠસ્થ છે.

૩જો બ્રાહ્મણ—એમાં આટલી બધી ગરબડ શાનો કરે છે?

૪થો બ્રાહ્મણ—રાજા દશરથને તેડવા માણસો ગયાં છે.

૩જો બ્રાહ્મણ—હા, ગયા હશે! ત્હેમના કુમાર શ્રીરામનું લગ્ન છે! અને ત્હેમને તેડવા ન જાય?

૧લો બ્રાહ્મણ—ગૌતમને રાજાએ નિમંત્રણ પત્ર પાઠવ્યો હતો કે એ આવે છે?

૨જો બ્રાહ્મણ—હા.

૪થો બ્રાહ્મણ—એ તો અત્યારે રાજભુવનમાં આનંદપૂર્વક વિવિધ પ્રકારનાં મિષ્ટાન્ન પર હાથ ફેરવી રહ્યા હશે.

૩જો બ્રાહ્મણ—અરે! આટલી બધી ગરબડ શા માટે?

૧લો બ્રાહ્મણ—ગૌતમ બહુજ દુબળા થઈ ગયા છે.

૪થો બ્રાહ્મણ—દુબળા કેમ ન થાય? કેટલું મ્હોટું કલંક લાગ્યું છે.

૩જો બ્રાહ્મણ—હું કહું છું કે જરા ધીરે બોલો.

( બધા જાય છે. )

અહલ્યા—આ હું શું સાંભળું છું ? તેઓ આવ્યા છે ?–આવ્યા છે ? હું શું કરૂં ? જાઉં ?–હેમના પગે પડી ક્ષમા માગું. તેઓ પ્રેમમય છે, દયાના સાગર છે, ક્ષમાની મૂર્તિ છે, ક્ષમા આપે પણ ખરા. જાઉં, બસ, હેમની પાસે જાઉં ! (જાય છે.)

---

## પ્રવેશ ૪થો.

**સ્થળ:** રાજા જનકની રાજસભા. **સમય:** બપ્પોર પહેલાં.

(જનક, ગૌતમ, શતાનંદ અને વિશ્વામિત્ર)

ગૌતમ—હું આજે ધન્ય થયો ! બલિહારી ! કેવું જળભર્યા વાદળસમું શ્યામ શરીર ? રાજર્ષિજનક ! રાજકુમારી સુન્દરી સીતાને યોગ્ય આનાથી સારો પતિ મળવો અશક્ય છે. શું વિદ્યુત કદાપિ નવજલધર વિના શોભાયમાન દિસે છે ? ચંપાની કલિકા શ્યામ નવપલ્લવ વિના શું શોભે છે ?

જનક—બંધુવર ! ત્હમારા શુભાગમનથી આ લગ્નકાર્ય પણ વધારે સરળ થયું છે.

ગૌતમ—પ્રિય ! હું ઘણાં દિવસો થયા પ્રવાસમાં હતો. સંસાર પ્રતિનું મ્હારૂં કર્ત્તવ્ય વિસરી જઇ હું દૂર નિર્જન સ્થાનમાં સ્વાર્થ-મગ્ન થઇ ગંભીર સુખમાં લિપ્ત થઈ ગયો હતો. મિત્રવર, ત્હમારા પત્રે મ્હારા હૃદયમાં ગતકાળની સ્મૃતિને જાગૃત કરી છે.

(માધુરીને ઘસડતો આવતો ચિરંજીવ પ્રવેશ કરે છે.)

ચિરંજીવ—લ્યો ! આ માયાવિની છે જાદુ જાણે છે.

વિશ્વામિત્ર—આ શું ? ચિરંજીવ ! રાજસભામાં ત્હારી પત્નીનું તું અપમાન કરે છે ?

ચિરંજીવ—આ માયાવિની જાદૂમંત્ર જાણે છે. હું સદાયે હેનો અનાદર કરતો આવ્યો છું: એના બદલામાં એ મ્હારી સેવા પૂજા કરે છે. હું એને કટુ વચન કહું છું તો એ માયાવિની હસે છે. હું નિર્દય બની એને મારૂં છું, તો એ ચૂપચાપ સહન કરી નીરવ વિલાપ કરે છે. હું એને એકવાર નિર્જન વનના મેદાનમાં રાત્રે કૈલાસ પર્વતના માર્ગમાં મૂકીને ન્હાસી આવ્યો: અને મિથિલા આવતાં માર્ગમાં બિમાર થઇ સૂઇ ગયો હતો: ત્હારે જાગીને જોયું તો આ પિશાચિની જાગતી મ્હારા મસ્તક આગળ બેઠી હતી અને મ્હારી સેવા કરતી હતી. એ માયાવિની જરૂર મંત્ર જાણે છે. હું જાણતો નથી કે કયા મંત્રના બળે કરીને આ માયાવિનીએ મ્હારા પાષાણવત્ હૃદયને–મ્હારી પાશવ પ્રવૃત્તિને–પોતાના બાહુ પાશમાં–પોતાના સ્નેહ પાશમાં–બાંધી રાખ્યું છે. અત્યારે હું મન–વાણી–કાયાથી આ પિશાચિનીનો દાસ થઇ રહ્યો છું.)

જનક—વારૂ, ચિરંજીવ ! તું જા. હું એને યોગ્યદંડ આપું છું. (માધુરીને) માયાવિની ! તું આજથી આ પાપને લીધે રાણીની સખી થઇ છે. અંતઃપુરમાં જા–ચિરંજીવ ! જા.

(બને જાય છે.)

ગૌતમ—હરિ ! દયામય. હને ધન્ય છે ! આટલા દિવસની માધુરીની મહા સાધના સિદ્ધ થઇ.

(રાજા દશરથ પ્રવેશ કરે છે.)

જનક—(ગૌતમને) બન્ધુવર ! આ અયોધ્યાપતિ દશરથ મ્હારા વ્હેવાઇ છે. (દશરથને) મહારાજ ! આ મ્હારા બંધુવર મહર્ષિ ગૌતમ છે.

( દશરથને ગૌતમને પ્રણામ કરે છે. ગૌતમ દશરથને આશીર્વાદ આપે છે. )

દશરથ—મહારાજ, મ્હેં આપના મહેલમાં આવતીજ વખતે માર્ગમાં એક અત્યંત અદ્દભૂત દશ્ય જોયું છે—એક ઉન્માદિની સ્ત્રી ઉભી હતી—

ગૌતમ—ઉન્માદિની સ્ત્રી !

દશરથ—હા, ઉન્માદિની સ્ત્રી. ત્હેનું ગૌર શરીર દુબળું અને રોગીષ્ટ દિસતું હતું. ત્હેના પગ સુધી પહોંચતાં દીર્ઘ કેશ છુટા લટકતા હતા. ત્હેનાં બને વિશાળ નેત્રોમાં આંસુ ભર્યાં હતાં. ત્હેના સ્વચ્છ સુગઠિત વિશાળ લલાટપર ગાઢી દુઃખકથાની કાલિમા અંકિત હતી. તે કિન્નરી સમા કંઠે વેદના ભર્યું ગંભીર, મધુર, ઉત્કટ, ગીત ગાઇ રહી હતી ! મિત્ર ! ત્હેનો સ્વર સ્વર્ગીય હતો એ સ્વરમાં અનન્ત વાસના, અને સાથેજ અનન્ત અસીમ નિરાશા ભરી હતી. મ્હેં કદાપિ એવી કરૂણામય મૂર્તિ નિહાળી નથીઃ એવું કરૂણ સંગીત સાંભળ્યું નથી.

ગૌતમ—( અર્ધ સ્વાગત ) ઉન્માદિની હતી !

( બ્હાર ગીતનો ટહુકો સંભળાય છે. )

દશરથ—એજ આવે છે. હા એજ અહિં આવે છે. )

( અહલ્યા પ્રવેશ કરીને ગાય છે. )

પ્રભુ મ્હને દર્શન ફરીથી આપો,
મ્હાતા'તા જેવી રીતે તે
પ્રીત ફરીથી સ્થાપો. પ્રભુ૦

સુઇ રહેલી જાગી વ્યથા,
છે વિકળ હૈયું મ્હારૂં,
રૂદન કરૂં છું રાત દિવસ પણ
શાન્તિ સ્થળ ના ભાળું: પ્રભુ૦

એક વખત કર પકડી પાછો,
દઢ આલિંગન આપો,
તીક્ષ્ણ શરોના આઘાતોનું
સકળ કષ્ટ પ્રભુ કાપો. પ્રભુ૦

મલીન થઇ'તી તો પણ વ્હાલા !
બંસી એજ તમારી,
ગુમ થયેલીને સ્વીકારો
ઉદારતા દર્શાવી. પ્રભુ૦

સ્થાન હૃદયની બંસી ઇચ્છે
આજ નાથના કરમાં,
પુનઃ બજાવો પ્રિયતમ પ્યારા,
મધુર મોહન સ્વરમાં. પ્રભુ૦

ગૌતમ—અભાગિની ! આ ત્હારો વેશ ! આ દશા !

અહલ્યા—હા, અભાગિની છું ! સાચ્ચું. હું અભાગિની છું ! પ્રભુ-હું અતિ અભાગિની છું; કલંકિની છું, પાપિણી છું, દુષ્ટા છું !

ગૌતમ—હાય, પ્રિયતમે !

અહલ્યા—" પ્રિયતમે ! " આજે મ્હને આ સંબોધન ? શું ઉપહાસ છે ! યાતો મહર્ષિ હજુ સુધી મ્હને પિછાની શકયા નથી ?

ગૌતમ—પિછાની છે મ્હેં ત્હને, પ્રાણેશ્વરી !

અહલ્યા—ના, ના, હજુ નથી ઓળખી—માટેજ તમે મ્હને મધુર સ્નેહપૂર્ણ ગદ્દગદ્દ સ્વરે પુકારો છો ! એથીજ પ્રેમપૂર્વક ભેટવા બાહુ પ્રસારો છો ! જો તમે મ્હને પિછાનતા હોત તો તિરસ્કારથી મ્હારી પ્રતિ નિહાળત—મ્હને કર્કશ સ્વરે ધુતકારી કાઢત, અથવા લાત મારી દૂર કરત.

ગૌતમ—અહલ્યા—

અહલ્યા—અહલ્યા નહિ, પાષાણી—પાપાણી કહો. હું પરપુરૂષગામિની, પુત્રનું ગળું દાબી દેનારી હત્યાકારિણી, પિશાચિની છું. સાંભળો. મ્હારી એ કહાણી સાંભળો ! એ ઘટના—એ કહાણીની એક એક પંક્તિમાં ઉંડી કલંકની રાશિ એકત્ર થયેલી છે—ત્હેના

દરેક અક્ષરમાં પાપપુંજ ભર્યો છે. પહેલાં મ્હારો ઇતિહાસ સાંભળો—

ગૌતમ—હું તે સાંભળવા માગતો નથી. હું બધુંય જાણું છું. મ્હારી પ્રિયા-મ્હારી પત્ની, ભ્રષ્ટ, પ્રલુબ્ધ, પતિત છે! ત્હારૂં આ શીર્ણ શરીર, આ ફીક્કું પડી ગયેલું મુખ, ખાડામાં ઉતરી ગયેલી આંખો, ત્હારા મુખ ઉપરની કાલિમા-એ બધાં ત્હારો ઇતિહાસ સૂચવે છે.

અહલ્યા—પ્રભુ! મ્હેં કેટલાંય વર્ષોથી નર્કની જ્વાલા-ઓઃ! નર્કની જ્વાલા દિન-રાત સહન કરી છે! હું તીવ્રયંત્રણાને લીધે અંદર ને અંદર પાષાણી બની ગઇ છું. એક દિવસ સહસા વિષ્ણુની કૃપાથી મ્હારામાં ચૈતન્ય આવ્યું. સખ્ત પત્થરને તોડી માંહીથી પાણીનું ઝરણ વહાવ્યું, વજ્રપાતથી જલતા વૃક્ષમાં ફળ ફૂલ પ્રકટયાં-બીજું શું કહું? નાથ! તમે બધુંય જાણો છો તો બીજું હું શું કહું?-મ્હારા જીવન સર્વસ્વ! આટલા દિવસો પછી મ્હને મ્હારો ભ્રમ જણાયો છે! ક્ષમા કરો! તમે ધર્મની પ્રતિમા છો, પુણ્યનું રૂપ છો, દયાના સાગર છો! અને હું પાપિણી છું, મૂઢ છું, ક્ષુદ્ર છું, ધૃણિત છું નર્કનો કીડો છું! દેવ! મ્હેં વિશ્વાસઘાત કર્યો છે, કર્તવ્યને લાત મારી છે, પ્રેમપાત્રમાં વિષ ભેળવ્યું છે! આજ મ્હારી ભ્રમણા ભાંગી છે! ક્ષમા કરો, નાથ!—

શતાનંદ—ક્ષમા! જે સ્ત્રી વિશ્વાસઘાત કરી પવિત્ર પ્રણયનો ઘાત કરે છે તે કદાપિ ક્ષમાને પાત્ર નથી-હાય! પિતાજી, જે દાંપત્ય પ્રેમ સમાજનું બંધારણ છે, સર્વ કર્તવ્યોની જડ છે. તે દાંપત્ય પ્રેમના મૂળ ઉપર જે સ્ત્રી પોતાના હાથે કુહાડી ચલાવે છે, તે પાપિણી કદાપિ ક્ષમાને યોગ્ય નથી. પિતૃદેવ! મહાત્મા ભૃગુની વ્યવસ્થાનુસાર કુલટા નારીને માટે-ચાહે તો તે પોતાની સ્ત્રી હોય-ચાહે તો માતા હોય-તો પણ-પ્રાણદંડજ યોગ્ય દંડ છે.

ગૌતમ—ક્રોધને શાન્ત કર. પ્રિય પુત્ર! હું દંડ દઇશ?-હાય! હું મ્હારા આખા યે અંગે પાપથી ભરેલો છું-પાપમાં ડુબેલો છું. હું પોતે દુર્બળ મૂઢમતિ મનુષ્ય છું. મ્હારી શી તાકાત કે બીજા કર્તવ્યભ્રષ્ટ મનુષ્યનો ન્યાય કરવા બેસું (અહલ્યાને) આવ, અભાગિની નારી! વિધાતાનું સુન્દર વિધાન એજ છે. પ્રિયતમે! આવ. મ્હેં પહેલાં કદાપિ પ્રાપ્ત કર્યું નથી તે આજે મેળવ્યું છે. આજે પ્રથમ દિવસ છે કે મ્હેં મ્હારા હૃદય મંદિરમાં ત્હારી પ્રેમ મૂર્તિ નિહાળી છે-આવ, પીડિત પરિત્યકત પ્રણેશ્વરી! આવ. બાણથી વિંધાયેલી હરિણી! મ્હારા પ્રેમ મંદિરની દેવી! હૃદયપિંજરમાં ફરીથી આવ!

(અહલ્યાને છાતી સરસી ચાંપે છે.)

વિશ્વામિત્ર—તમે આટલા બધા ઉચ્ચ છો? આટલા પવિત્ર અને મહાન છો? આટલા બધા ક્ષમાશીલ છો? આટલા ઉદાર છો?-બ્રાહ્મણ! હું તમારી આગળ શિર ઝુકાવું છું-રાજર્ષિ જનક! તમે મ્હને સત્ય વાત કહી હતી. સ્હમજ્યો. બ્રાહ્મણત્વ પ્રાપ્ત કર્યા છતાંય હું બ્રાહ્મણ થઇ શકયો નથી. હવે હું સ્હમજ્યો કે હું બ્રાહ્મણત્વથી ઘણો નીચે પડેલો છું-વિશ્વામિત્રને ધિક્કાર છે-વરદાનમાં મળેલા બ્રાહ્મણત્વને ધિક્કાર છે! મ્હારા તપને ધિક્કાર છે!

જનક—જેના સ્પર્શના જાદૂથી વેશ્યા, સતી થાય છે, દસ્યુ સાધુ બને છે, પાપી, પવિત્ર બને છે, કામુક અને લંપટ જીતેન્દ્રિય બને છે, ગર્વથી ચક્ચૂર બનેલો શિર ઝૂકાવે છે એવા સાધુ મહાત્માનું ચારિત્ર્ય ધન્ય છે. જે પારસમણિની માફક લોહતુલ્ય ~~સ્વભાવ~~ ચરિત્રને

સુવર્ણ્ય બનાવી દે છે, પાવકની માફક દુર્ગંધ-કોલસાને ભસ્મ કરી શકે છે, પવિત્ર જાન્હ-વીની માફક સર્વ મેલ ધોઇ નાખે છે એવા સાધુ પુરૂષનું જીવન પરમ પૂજનીય છે !

અહલ્યા—નાથ ! ત્હમારા પુણ્યનાં તેજથી આજ હું અંધ બની છું. ત્હમે ક્યહાં છો ? કેટલા દૂર છો ? મ્હને ત્હમારી સાથે રાખો !
( સર્વ જાય છે. )

---

## પ્રવેશ પમો.

**સ્થળ:** અલૌકિક પ્રમોદ મંડળ. **સમય:** રાત્ર.

( રામે સીતાની યુગલમૂર્તિનાં દર્શન થાય છે અને પડદો પડે છે. )

**સમાપ્ત.**

---

## સાભાર સ્વીકાર.

**વાયડા મિત્ર** ( મુંબાઇ ) : તંત્રી, રા. રામલાલ ચુનીલાલ મોદી. પુ. ૬, અંક ૨–૩. વા. લ. રૂ. ૩–૦–૦.

**જૈન પ્રભાવ** ( મુંબાઇ ) : તંત્રી; રા. સુરજમલ લલ્લુભાઈ ઝવેરી; વર્ષ ૬ અંક. ૧૯ થી ૨૩. વા. લ. રૂ. ૩–૦–૦.

**શ્રી લુહાણા જ્ઞાતિ સુર્યોદય** ( મુંબાઇ ) : તંત્રી : રા. ભગવાનજી ભીમજી ઠક્કર. પુ. ૧; અંક ૧. વા. લ. રૂ. ૩–૦–૦.

**શાકદ્વિપી-બ્રાહ્મણ બંધુ** ( મુંબાઇ ) : તંત્રી : રા. ગૌરીશંકર ભગવાનજી શર્મા. વર્ષ ૧. અંક ૫. વા. લ. રૂ. ૨–૦–૦.

**સમાજ સેવક** ( જામનગર ) : વ્યવસ્થાપક : રા. ગોકળદાસ હીરજી ઠક્કર. વર્ષ ૨; પત્રિકા નં. ૭–૮–૯.

**શ્રી મોરબી સમાજ સેવક મંડળ** ( મોરબી ) વાર્ષિક રિપોર્ટ, સં. ૧૯૮૧. પ્રકાશક રા. ત્ર્યંબકલાલ દફતરી અને રા. જગન્નાથ ભટ્ટ, મંત્રીઓ.

**શરીર રચના:** લેખક : ડૉ. હરજીવનદાસ દા. મરચંટ, એલ. એમ. એન્ડ એસ. ઉપર્યુક્ત મંડળની પત્રિકા નં, ૩, મૂલ્ય : ૦–૦–૬.

**ગુજરાત પ્રાંતિક પ્રજાપતિ સભા** ( અમદાવાદ ) : બીજા સંમેલનનું કાર્યવર્ણન. પ્રકાશક : રા. જીવન ગ. પ્રજાપતિ, મંત્રી. મૂલ્ય : ૦–૨–૦.

**જૈન સેંટ્રલ લાયબ્રેરી અને પાઠશાળા**-શ્રી મુનિ મહારાજ શ્રી મોહનલાલજી ( મુંબાઇ ) નો ત્રણ વર્ષનો રીપોર્ટ. પ્રકાશક : રા. દેવકરણ મુળજી, મંત્રી.

**ભવિષ્યોદય:** લેખક : રા. રેવાશંકર ભવાનીશંકર જોષી, શ્રી ભવિષ્યોદય જ્યોતિષ કાર્યાલય, છાપરીઆ શેરી, સુરત. જ્યોતિષ સંબંધી ઉપયોગી વિગતો આપતું નાનકડું પુસ્તક.

**ડાયરી સન ૧૯૨૬ ની.** પ્રકાશક: મેસર્સ મંગલદાસ એન્ડ સન્સ, બુકસેલર્સ, બાગાતલાવ, સુરત. ગજવામાં રહી જાય એવી સુંદર દેખાવની રોજનીશિ



# ધાર્મિક વહેમો.

લેખકઃ શ્રીયુત " ભોઘો " બી એ.

" હિંદને જો જગત સમસ્તમાં સ્થાન હોય તો તેના ધર્મને લઇને છે. " એ વિષય ઉપર અમારા મિત્ર કેશવ ત્રિવેદી-એ લગભગ સોળેક વખત જૂદે જૂદે ઠેકાણે અને જૂદે જૂદે અવસરે ભાષણ આપ્યું હશે. અને તે ધર્મ ધીમે ધીમે કેટલો નષ્ટ થઇ ગયો છે, પશ્ચિમના સુધારાએ હિંદમાં કેટલું ઘર ઘાલ્યું છે, ત્યાંથી માંડીને હિંદની પ્રાચીન સંસ્કૃતિ હજુ સુધી ટકી રહી હોય તો કેશવ ત્રિવેદી જેવા ઘણાક વિરલ નરોની, ધર્મમાં શ્રદ્ધાને લઇને છે અને " **ધર્મ સંસ્થાપનાર્થાય સંભવામિ યુગે યુગે** સૂત્ર અનુસાર અધર્મના નિકંદન અને ધર્મના પરિપાલન માટે સાક્ષાત્ કૃષ્ણ ભગવાનનો જ એ કેમ અવતાર હોય એ એમની ગણત્રીમાં અમે અમારો ફાળો ન આપી શક્યા હોવાથી તે હંમેશાં અમારા ઉપર ધુંધવાતા જ રહેતા. અને ધર્મમાં અમારી અશ્રદ્ધા એ અમારા નાશનું મૂળ નિવડશે એમાં એમની સંપૂર્ણ ખાત્રી હતી.

મહાત્મા ગાંધીજીની ચળવળ કેશવ ત્રિવેદીને માન્ય હતી કારણ તેની પ્રવૃત્તિમાં ધર્મને સ્થાન છે.

**મહાજનો યેન ગતઃ સપન્થાઃ** આ શબ્દો ઉચ્ચારી ભણેલ પણ વગર ગણેલ ચાર પંડિતો સ્મશાનમાં કેવી રીતે જઇ ચડ્યા હતા તેના અવિચારીપણાનો દાખલો કેશવ ત્રિવેદીને કંઠસ્થ હતો અને આવી આંધળી રીતે મહાત્મા ગાંધીજીને તે નથી અનુસરતા એની બડાશો અમારી પાસે થંડે પહોરે મારતા. જો કે તે અરસામાં હું એક ઉંઘ ખેંચી કાઢતો, સન્મુખ ચહા બનાવી કહાડતો અને મધુરી સાંજે રાંધવાના ચોખા સાફ કરી કાઢતી.

આ પ્રકારની એમની ધાર્મિક વહેમોની માન્યતામાં શ્રદ્ધાને લઇને, એ અનેક વખત હાસ્યજનક સ્થિતિમાં મૂકાઇ ગયા હતા, અને કેટલીક વખત તો અમને કફોડી દશામાં ઘસડી જતા તે વખતે અમારાં નાક પડું પડું થઇ જતાં અને માથાં શરમમાં નીચાં લટકી પડતાં. આ બાબતનો એક દાખલો આપીશ.

એક વખતે અમે ફરવા ચાલ્યા જતા હતા. રસ્તામાં કેટલાક તોફાની છોકરાઓ એક ઝાડ પર પાણા ફેંકી રહ્યા હતા. કેશવ ત્રિવેદી, અહિંસાના તત્ત્વોથી ઓતપ્રોત, એકદમ આગલ ધસ્યા. બેચાર છોકરાઓને પકડી ચચ્ચાર ધોલ ચોઢી કહાડી, એને પટકી નાખ્યા ને એકને કાનવતી પકડી, " કયા પ્રાણી ઉપર હલ્લો આદર્યો હતો ? " એમ પૂછવા લાગ્યા.

અલબત અમે પણ અહિંસાના સિદ્ધાંતમાં, વારંવાર ભાષણ સાંભળી, ઓતપ્રોત બની ગયા હતા, પણ છોકરાઓને મારવામાં હિંસા છે એ અમારી માન્યતાનો સ્વીકાર કેશવે ન કર્યો.

" અમે ઉંદરને પત્થર મારતા હતા " એક ટીખલી છોકરો જરા આગળ વધી બોલી ઉઠ્યો.

" ગરીબ બીચારો ઉંદર. તમે ઇજ લાગના! ભર રસ્તામાં ભલે માર ખાધો. ઉંદરને પાણા મારો તે મરી નહિં જાય ? "

" તે. ઉંદર મરે તેવો નથી. " એક બોલ્યો.

" કેમ ? "

" કારણ તે ફાટયા તૂટયા કપડાના ગાભાનો બનાવેલો છે. " આ સાંભળી કેશવ ચાલતી પકડવા જાય છે ત્યાં માર ખાધેલામાંના બે ત્રણ છોકરાઓ પોતાને ઘેરથી ચાકરને તેડી લાવેલા તેઓએ અમને બની શકે તેટલી ગાળો દીધી, અમને મારવાની ધમકી આપી. પણ અમે ક્રોધ ન કર્યો પણ... **अक्रोधेन जीने क्रोधम्** સૂત્રમાં માનનારા અમે તેને મૌનથી વશ કરી લીધા.

કેશવ ત્રિવેદીને ધર્મમાં એટલી બધી શ્રદ્ધા હતી કે શાસ્ત્રીની સપ્રમાણ આજ્ઞા ન મળે તો ઘરમાંથી બ્હાર પગ ન આપે. આથી કરીને જોશીના વચનોમાં, તેઓની ગણત્રીમાં કેશવને બહુજ પ્રેમભાવ હતો. આ પ્રેમભાવ એટલા તો ઉગ્ર સ્વરૂપમાં હતો કે અમારે બી. એ.ની પરીક્ષા આપવા મુંબઇ આવતી વખતે કેશવ ત્રિવેદીએ બોલાવેલા જોશીને અગાઉથી લાંચ આપી, અમારા મુકરર કરેલા દિવસનેજ જોષીની ગણત્રીમાં અનુકૂળ જાહેર કરાવવો પડયો હતો, નહિંતર જો કદાચ જોશી મહારાજ ભૂલમાં આડું વેતરી દેત તો કેશવભાઇ પરીક્ષા પણ આપવા ન આવત.

× × ×

સવારનો પ્હોર હતો. હું ચ્હા પીતો હીંડોળા ખાટે બેઠો હતો અને કઠેરામાંથી રસ્તા ઉપર નજર કરી ઉભેલી મધુરીને પોતાનો ઠંડો પડી જતો ચ્હા પી જવા વિનવી રહ્યો હતો ત્યાં મધુરી અચાનક બોલીઃ

" એઇ, જૂઓ તો ખરા, અહિં આવો તો, તમે બિચારા કેશવ ત્રિવેદીને વારંવાર બનાવ્યા કરો છો, એ ઠીક નહિં. અત્યારેજ બિચારો કેટલા ભક્તિભાવથી ગાયના પુચ્છને ચક્ષુસ્પર્શ કરાવી રહ્યો છે ! તમે તેને ન પજવતા હો તો. "

હું ઉઠયો, કટાણું મ્હોડું કરી મારી અધુરી પીવાઇ રહેલી ચ્હા ટેબલ ઉપર મૂકી જોવા ઉઠયો. જઇને જોઉં તો કેશવ ત્રિવેદીની ચોપાસ લોકોની ઠઠ, હસાહસ, ટોળટપ્પા, અને મશ્કરી અને વચ્ચે કેશવ પોતે, અમે નીચે દોડી ગયા, " ત્રિવેદી ! આ શું કરે છે ? " બધા લોકો મોટેથી હસ્યા, " કેશવ, બોલની ! આ શું કરે છે ? "

કેશવ આકુળ વ્યાકુળ બની બોલી ઉઠયો, " શુ કરે બાપનું કપાળ. ગાયના પુછડાને આંખે અડાડવું એમાં વળી ગામ શું આખું ગધેડે ચડતું હશે ? "

બધા બોલી ઊઠયા, " પણ ભાઇરે મારા! આ તે ગાય છે કે બળદ ! "

× × ×

શનિવારનો રાત્રિનો સમય હતો. અમાવાસ્યાની કાળી રાત્રીમાં તારાઓનો ચમકાર ઝાંખા અજવાળાનું કયાંક ભાન કરાવતો હતો. બીજે દિવસ રવિવાર હોવાથી અમારા મિત્ર સન્મુખ માંકડ અને તેનાં વહુશ્રી મારે ઘેર સાહિત્ય ચર્ચાને અર્થે આવ્યા હતા અને મોડી રાત સુધી અમે તે ગહન વિષય ઉપર ગપ્પા મારતા બેસી રહ્યા હતા.

સમસ્ત ગુજરાતી સાહિત્યમાં પ્રવીણ મ્હારી પત્ની મધુરી એકાએક બોલીઃ

" એઇ...જરા આમ જુઓને, " આનાતોલ ફ્રાંસે " ઉપર આ મારો લેખ કેવોક લખાયો છે ? "

" તું વળી આનાતોલ ફ્રાંસેની શિષ્યા ક્યારથી થઇ ? " હું બોલી ઉઠયો.

"અમે શિષ્યા કેવાં-કે વાત કેવી? અહિં તો અંગ્રેજી મેગેઝીનમાંથી તફડંચી ખાતે ઉધાર છે. બાકી આનાતોલ ફ્રાંસનો એક લેખ અથવા એનું મૂળ જીવન વૃત્તાંત વાંચ્યું હોય તો કહો એવા સોગન."

"આફ્રીન! આફ્રીન! મધુ ભાભી, આધુનિક ઉગતા ગુજરાતી સાહિત્યમાં પ્રવીણ લાગો છો હો" સન્મુખ બરાડ્યો.

ત્યાં એકાએક શોર, મારામારી અને ખૂનમરાણ અમારે કાને પડયા. પડોશીને ત્યાં ચોર પેઠો હશે, પઠાણો આવ્યા હશે, લૂટારા રીવોલ્વરો સાથે તૂટી પડયા હશે વિગેરે તર્કો અમારામાં આવી ચાલ્યા ગયા. સન્મુખ એકદમ કોચ નીચે પેશી ગયો અને છએક તળાઇઓ માથે ઓઢી લીધી, મધુરી તથા સન્મુખનાં બહુ હિંમતથી રસોડામાં બારણું વાસી બેસી ગયાં. મેં ચોરને નસાડવા, "ચોરો વિષે કૈંકના" અકસીર ઇલાજના શોધક રા. ધનસુખલાલની હિંમતનું આવાહન કર્યું, ખુરશીઓ અફાળી, ટેબલો ગબડાવ્યા, ફ્લાવર વાઝો ફેંક્યાં, આરસા તકતાઓ ઉરાડયા પણ શોરબકોર નરમ ન પડ્યો! આખરે-બહાદુરી ભર્યા હદયે લીધી કડીયારી ડાંગ અને આગળ ધસ્યો. સાવચેતી થી ડાંગ ખભે રાખી કે ચોર લુટારાઓ મારા ઉપર અચાનક હલ્લો કરે તો ડાંગ પડતી મૂકી છ પાંચ ગણવાનું સુગમ પડે અને પચ્ચીશ પઠાણો સમક્ષ હું એકલો ઝૂમીશ એ દશ્ય મારી આંખડી આગળ ખડું કરી આગળ ધસ્યો. બારીના કાણામાંથી જોયું કે હલ્લો કરવાનો યોગ્ય અવસર છે કે નહિં અને પીળી પાઘડીઓ તીડની પેઠે ઉભરાઇ ગઇ છે; ચોર બરાબર હસ્તગત થયો છે, અત્યારે દશેક માણસોએ પકડી રાખ્યો છે એ જ્યારે દ્રશ્ય મેં જોયું ત્યારે હું નરમ થઇ ગયો; મારી મર્દાનગી માટે મને શરમ આવી. ચોર પકડવાની મારી શકિતની કસોટીનો અમૂલ્ય અવસર હાથથી ગયો માટે મેં ભયંકર હાય મારી છતાં, હિંમતથી ઘરમાં જઇ ધડાક દેતી ચોરના માથા સાથે મારી કડિયારીની મિત્રાચારી કરાવી અને બોલી ઉઠયો:

"સીપાઇઓ! ભાઇઓ, તલવાર મ્યાન કરો, રીવોલ્વરોના હવામાં ભડાકા કરી નાખો અને કડીયારીને વિસામો દ્યો. ચોર પકડવામાં હિંસાને સ્થાન નથી. બત્તી કરો......"

× × ×

મેલી ચીમનીના ઝાંખા ફાનસના અજવાળામાં, કાઢી ગયલા સજ્જન સમા મોંવાળો, માર ખાધેલ હોવાથી રડતી સુરત ભર્યો, સંતાઇ રહેલા સન્મુખ, તેના વહુ અને મધુરીએ દોડતા આવીને ઓળખી કહાડેલો કેશવ ત્રિવેદી અમે જોઇ ચોંકયા.

રાત્રે નાટકમાંથી પાછા આવતાં, બિલાડીનું આડું ઉતરવું; શાસ્ત્રમાં અપશુકન એમ કેશવ ત્રિવેદીનો વહેમ અને સીધા ઘરમાં ન જવાય એ માન્યતા તેથી પાડોશીના ઘરની નીચી વંડી ઠેકી ચુપચુપ ઘરમાં પેશી જવાના પરીણામે આ દશા!



# "અમારી જનેતા અમારી નેતા બનો."

માતા એટલે દેશોદયની જીવન્મૂર્તિ
માતા એટલે સંસ્કૃતિની ઉન્નતિ.

જે દેશમાં માતાઓ કુટુંબવત્સલ છે, કર્તવ્યપરાયણ છે, ને ધર્માચરણ સ્વભાવથીજ કર્યે જાય છે, તે દેશમાં નિરંતર સુખ, સમૃદ્ધિ ને શાન્તિનો નિવાસ છે, તે દેશની સંતતિ આનંદી ઉત્સાહી ને પ્રેમીલી છે. ગૃહિણી એટલે ગૃહની શોભા; માતા એટલે દેશની પ્રભા.

માતાની ઉન્નત જીવનવૃત્તિ ઉપર દેશના ભવિષ્યનો આધાર છે; માતા દેશના ભાવિની વિધાતા દેવી છે; કારણ કે માતાના સચ્ચરિતની ઊંડી છાપ પુત્રીના જીવન પર પડે છે, અને પુત્રીમાંથી માતા જન્મે છે,–એમ એક કુટુંબમાંથી અનેક કુટુંબમાં પ્રેમધર્મની ઉચ્ચભાવનાઓ વિકાસ પામતી વિસ્તરે છે તથા દેશનું ભાવિ ઉજમણું અને આદર્શ છલકાતું ઘડાતું જાય છે. દેશની સંસ્કૃતિ માતાની ઉન્નતિથીજ નીપજે છે–નભે છે. અહા! 'માતા'–નામમાંજ કેટલી મીઠાશ છે!

પતિપત્નીના સ્નેહજીવનમાં દમ્પતીધર્મની કલ્યાણ વાસના પોષાય છે, એ દમ્પતીધર્મના કલ્યાણ પાલનમાં ગૃહરાજ્યનું બંધારણ શું થાય છે અને એમ ગૃહજીવનકલાની ખીલવણીમાં સમાજની ઉન્નતિ સધાય છે તથા દેશોદ્ધારના અંકુર ફુલે છે ને ફાલે જાય છે. અન્યોઅન્યની ન્યૂનતા પૂરતાં અનુગુણ દમ્પતી દિવ્ય પ્રેમનો પ્રકાશ સંસાર વ્યવહારમાં રેડી–રેલાવી, માતાની પનોતી પદવી તથા પિતાના ગરવા સ્થાનનું ગૌરવ પામી–પમરાવી સંસારમાં સ્વર્ગને વસાવી-વધાવે છે. દેશની ઉદયવિભૂતિઓનાં અંશ રૂપી સ્નેહસમૃદ્ધિની સામગ્રી સ્વદેશહિતમાં સમર્પી, દેશસેવાના મહામંત્રની ગેબી ઘોષણાથી સ્વદેશના સ્વતંત્ર સામ્રાજ્યમાં સંસારસ્નેહી દેશપ્રેમી માતાઓ સ્નેહસંગિની સંસ્કૃતિને રણકાવી રહે છે અને જનસમાજને સ્વાત્માર્પણનો ધર્મ સમજાવી ઉન્નતિ ગંગામાં પાવન થવા પ્રવૃત્તિશીલ બનાવે છે. પ્રભો! અમારી આર્યમાતામા સ્નેહનો સંચાર કરો અને અમારામાં પ્રેમભાવના વહાવો! અમારી જનેતા અમારી નેતા બનો! અસ્તુ!*

ભાનુ.

---

* Let our mother be our leader.




લેખક: રા. રા. 'કિશોર' વકીલ.

"વિનોદ, આ હવે તો નહિ બને." જ્યોતિની એનલાર્જ્ડ છબી પર કરૂણાર્દ્ર ચ્હેરે જોતાં સુધાકાન્તે કહ્યું. 'જ્યોતિ મંદિર'ની જ્યોતિ ત્રણચાર મહિના થયા હોલવાઇ ગઇ હતી. સૌંદર્યનો અપ્રતિમ નમુનો, સૌજન્ય અને મૃદુતાની પ્રતિમા પૃથ્વી કરતાં વધારે સુંદર સ્થળે વસવા ગઇ હતી.

"બાપુ, આમ ક્યાં સુધી ચાલશે ?" તેના સ્કુલના ગોઠીયાએ ચાહથી પૂછ્યું. "કોણ રહ્યું છે કે તારાથી રહેવાવાનું છે; તારી ફરજ માટે, સમાજ સેવા માટે તારે ફરી પરણવુંજ પડશે. જ્યોતિ એને તેમના સૌંદર્ય અને દયાળુ સ્વભાવથી તારા વૈભવ શોભાવ્યો, તારી શ્રીમંતાઇનો સદુપયોગ કર્યો તેમ કરનાર પાછું કોઇ જોઇશે. સુધાકાન્ત, ગુજરાત તારી પાસે કંઇ કંઇ આશા રાખે છે. તને તારી જીંદગીમાં રસ હશે તો બીજાના જીવનમા રસ લઇ શકશે. સુખી હઇશ તો સુખી કરી શકીશ. અત્યારથી વૈરાગ લઇશ તો તું નિસ્પૃહી, એકલવાઇ. નીરસ જીંદગી ગાળતો થઇ જઇશ, નહિ સુખ પામે અને નહિ સુખ પમાડે."

"વિનોદ, જરા તો વિચાર કર જગત શું કહેશે ? જગતમા સરખે સરખી જોડી હજારે એક નીકળે. સરખે સરખા હજારમાંથી એક, એકબીજાના સંસર્ગમાં આવે અને સંસર્ગમાં આવેલા હજારમાંની એક, એક બીજાની અપૂર્ણતા ટાળે. કવિશ્રી શું કહે છે ? દેહના લગ્નને પુનર્લગ્ન સમું પુણ્ય નથી. આત્માના લગ્નને પુનર્લગ્ન સમું પાપ નથી. અમારૂં આત્મલગ્ન હતું. આટલે આટલે પ્રેમે મારી જ્યોતિને વિસારી પરણવું, એને હંમેશને માટે અર્પણ કરેલાં હૃદયમંદિરમાં બીજી લાવી વસાવવી એમાં તો મારીજ નહિ પણ હૃદયની, પ્રેમ-ખુદ પ્રેમની હાંસી થાય."

સુધાકાન્તની લગ્ન પછીની જીંદગી સંપૂર્ણ પ્રેમમય ગઇ હતી તેમાં જરા પણ શંકા નહિ. જ્યોતિ દેખાવડી, કહ્યાગર, ગુણીયલ અને સુશીલ હતી. સુધાકાન્ત રસિક, ભાવપ્રધાન લ્હેરી હતો. રસિકતાથી, સગવડથી, વૈભવથી જેટલી જ્યોતિને સંતોષાય તેટલી તેણે સંતોષી હતી અને ભક્તિપૂર્ણ પ્રેમથી જેટલી કદર થઇ શકે તેટલી જ્યોતિએ આ વહુઘેલા પતિની અનન્ય સેવાથી કરી હતી.

લગ્ન પછીના એમના દાંપત્યપ્રેમ માટે તો તેમના દુસ્મનો પણ આડું બોલી શકતા નહિ. પણ કેટલાંક પોતાને ખરા કહેવડાવનારા શ્રીમંતાઇથી ન અંજાવવાનું માન રાખનારા તેમને બડાશખોર કહેતા. તે કહેતા કે સુધાકાન્તને હોય તે કરતાં વધારે બતાવવાની ટેવ છે. રસિક છે તેના કરતાં વધારે રસિક થવાનો દાવો કરે છે. તેમના કહેવા પ્રમાણે સુધાકાન્તનો વિવાહ આઠજ દિવસમાં એકદમ થઇ ગયો હતો. તે પહેલાં સુધાકાન્ત જ્યોતિના કુટુંબીને ઓળખતો પણ ન હતો. તો આત્માએ

આત્મનને ક્યાંથી ઓળખ્યો ? પ્રેમીએ પ્રેમીને કઇ નવમી સિદ્ધિથી પારખ્યો ? સુધાકાન્તના મિત્રો આનો રદીયો આપી શકતા કે તેમને સુધાકાન્તે જાતેજ ખરી હકીકત કહી હતી. સુધાકાન્તનો ને જ્યોતિનો તે પ્રથમ દર્શને પ્રેમ હતો. પ્રથમદર્શને જ્યોતિએ અનુભવેલા રોમાંચ, તેનું શરમથી જ્વલંત થતુ વદન, અને કાલિદાસ, ભવભૂતિ, શેક્સપીયરની નાયિકાઓએ પ્રેમમાં પડતી વખતે અનુભવેલાં બધાં ચિન્હો જ્યોતિએ અનુભવ્યા હતા. સુધાકાન્તના વખોડનારા કહેતા કે જ્યોતિ ઘણીજ શરમાળ હતી અને વિવાહ પછી તેમજ લગ્ન પછી પણ શરમાતી બાળા કૌમારજીવનમાં લજ્જાનાં આભૂષણોને દેશવટો દઇ સુધાકાન્તને વાણીથી પણ સતકારે એમ માનવાને તેઓ તૈયાર ન હતા. આનો જવાબ સીધો ને સહ હતો. સુધાકાન્તના અંગત મિત્રોને સુધાકાન્ત પર અડગ વિશ્વાસ હતો. તેથી દલીલને ખાતર, 'ધારો કે' કહીનેજ તેઓ આનો જવાબ આપતા. ધારો કે વિવાહ થયા પહેલાં એક શબ્દ પણ વરવહુ ન બોલ્યા તેથી શું થઇ ગયું ? પ્રેમ એકલો આંધળો નથી હોતો, મુંગો પણ હોઇ શકે છે. પ્રેમને અનંગ કહ્યો છે તેથી જેટલા એના અંગ ઓછા તેટલી તેની કીંમત વધારે. જો પ્રણયીઓનો પ્રેમ **તદ્દન અપંગ**—આંધળો, બહેરો, મુંગો, લંગડો, બધિ, એક સાથે હોય તેટલી તેમની તથા તેની કક્ષા ઉંચી. ગમે તેમ હો પણ આ બધા લગ્ન પહેલાંની જીંદગીના સવાલ જવાબ સંદેહ નિરાકરણ હતાં. છતાં પતિપત્નીનાં દાંપત્યજીવન માટે તો સહુ કોઇ માનથી મસ્તક નમાવતું.

"બાપુ, ત્યારે તું લોકને માટે પરણવાની ના પાડે છે કે તારૂં હૃદય ના કહે છે તેથી ! લોકને માટેજ ના કહેતો હશે તો મને ખાત્રી છે કે સમય તને જરૂર ઠેકાણે લાવશે. જ્યોતિ બેન જેવી દેખાવડી કન્યા......"

"વિનોદ, વિનોદ, તને મશ્કરી સુઝે છે. તું ભૂલી જાય છે કે તું જ્યોતિનો આઘેનો ભાઇ થાય છે."

"ના, બાપુ, નથી ભૂલતો. એકલો મિત્ર તરીકે નહિ પણ તારા સાળા તરીકે તને કહેવા આવ્યો છું. તારા સાસુએ પણ આ તારી ઘેલછા સાંભળી છે અને કહાવ્યું છે કે જ્યોતિ ગઇ તેની પાછળ આપણા કોઇથી જવાવાનું નથી. વળી વડિલ તરીકે બીજું પણ કહાવ્યું છે કે જ્યોતિ ગઇ તેથી તમારા બંનેનો સંબંધ તૂટ્યો નથી. સ્નેહની સાંકળમાંથી એક મુખ્ય આંકડો તૂટ્યો એટલોજ. અને એ આંકડોયે બેસાડવો હોય તો શારદા તૈયાર છે."

સુધાકાન્તને ચઢતા ઉતરતા સટની, એલ્યુમીનીયમની પતેલી જેવી ચાર પાંચ સાળીયો હતી અને શારદા તેમાંની મોટામાં મોટી હતી.

"હાલ મારો કંઇજ વિચાર નથી."

તારા તોફાની મામીજીએ તો ક્યારનો વિચાર બાંધી મૂક્યો હતો.

"શો !"

"કે શારદા સુધાકાન્તને નહિ ગમે ને..."

"ને શું ?"

"ને કંઇ નહિ. એતો એમના ટીખળી સ્વભાવ પ્રમાણે બોલે."

"કહેની. એમની મશ્કરી ખમતે ખમતે તો વર્ષ થઇ ગયો."

"એમને તો તને સદાય માટે એમની મશ્કરી ખમતો રાખવો છે."

"કેવી રીતે."

"કહે છે કે સુધાકાન્તને તો ત્રણ મહિનાની મારી કુટડી પ્રભા ગમશે."

"એ ત્રણ મહિનાની થઇ કેમ !"

"હા, જ્યોતિ બેન ગુજરી ગયા પછી ત્રીજે દિવસે આવી છે. છે તો બહુજ રૂપાળી."

"તો કુસુમમામીને કહેજે" રસિકતા ઉછળી આવતાં સુધાકાન્તે કહ્યું, "કે મોટી તો હજી થવાદો."

" ત્યાં સુધી ? "

" વિનોદ, વારે વારે શું કહેવડાવે છે ? કહ્યું તો ખરૂં કે આ ભવે તો નહિ. "

" વારૂ, બાપુ, એમ તો એમ. પણ મારૂં એક કહ્યું માનજો. "

શું !

" તારે કરવું હોય તે કર્યાં કરજે. પણ મહેરબાની કરીને તારા વિચારોનો ઢંઢેરો પીટીશ નહિ. કારણ કે માણસના વિચારો કયારે બદલાશે તે કહી શકાતું નથી. "

પણ સુધાકાન્તે કંઇ સંતાડ્યું નહિ. એમણે તો એમનો નિશ્ચય જેણે પૂછ્યું તેને કહ્યો. શા માટે છુપાવવું ? પ્રેમી પ્રિયતમાને માટે ન પરણે તો તેને એટલું જણાવવાનો પણ સંતોષ નહિ ! ફુરસાની કરવી અને શા માટે કરવી તે કહેવાનો પણ હક નહિ.

ધીમે ધીમે જગતે સુધાકાન્તનો નિશ્ચય જાણ્યો. મોટી છોકરીવાળાઓ કોઇ શ્રીમંત શખ્સની વહુ મરી જવાની રાહ જોઇ બેઠેલા તે સર્વ ટુંક આનંદ અનુભવી નિરાશ થયા. સુધાકાન્તની સાસુને પણ શારદાને ' જવાવાની ' બાકી રહી. સઘળાંને ખાત્રી થઇ કે સુધાકાન્ત નહિજ પરણે.

પણ નિંદાખોરોને કંઇ પહોંચાય છે ! પહેલાં કહેતાં કે સુધાકાન્ત ના ના કહે છે પણ વર્ષ બે વર્ષે પણ પરણશે. તે મુદત ગયા પછી કહે કે કયાંથી પરણે ? પહેલા કહ્યું કે નથી પરણવું એટલે મરજી હશે પણ બોલ રાખવા નથી પરણતો. પણ સુધાકાન્તના મિત્રો તો જ્યારે જતા ત્યારે સુધાકાન્તને માટે બાગે જ્યોતિની છબી સન્મુખ સજલ નયને, અભાપપૂર્ણ માનભરી, પ્રેમભરી નજરે ઉભો રહેલો જોતા.

વર્ષ ગયું અને વર્ષો પણ જવા લાગ્યા. જ્યોતિમંદીરમાં કલા, ગોરવ, અને નમીલિનતા તો તેમની ગેરહાજરી સાથે વિદાય થયા. સુધાકાન્તના માતા જયાબેન પણ પુત્રને કહી કહીને એવા થાકયા કે થાક ખાવા વિષ્ણુપુરીનો આશ્રય શોધ્યો. તોપણ સુધાકાન્ત ડગ્યો નહિ. હજી ત્રણ વર્ષ પરજ કરેલા અને જણાવેલા નિશ્ચયો કેમ ફરી શકે ? વિનોદ હવે પરણ્યો હતો અને વિનોદ તથા સુશીલા સુધાકાન્તના આગ્રહથી જ્યોતિમંદીરમાં રહેવા આવ્યાં ત્યારે થોડી ઘણી વ્યવસ્થા અને યૌવનની મસ્તીએ જ્યોતિ મંદિર સત્કાર્યું. સુધાકાન્તે સાસરીયા સાથે સારો સંબંધ જાળવી રાખ્યો હતો. હવે થોડા ઘણા દાવલા થયેલા સુધાકાન્તના માગાંછ તેમની દિનપ્રતિદીન ખીલતી પ્રભાને લઇ વિનોદ અને સુધાકાન્તને મળવા કોઇવાર આવતા. યુગેયુગે ઇશ્વરનો અવતાર થાય છે તેમ નાતિઓમાં સૌંદર્યની પ્રતિમા એનો થતો હોય તો પ્રભા જ્યોતિનોજ અવતાર હતો. માત્ર રામાવતાર કરતાં કૃષ્ણાવતાર વધ્યો તેમ જ્યોતિને પ્રભા હારી જતી.

પંદર વર્ષે સૃષ્ટિ બદલાઇ તેમ સુધાકાન્તમાં પણ થોડો ઘણો ફેરફાર થયો હતો. તેમનું ભરાવદાર છતાં દેખાવડું અંગ જરા સ્થૂલ થયું હતું. જાડાં માણસોને પાતળા થવા એકાદ માંદગી આવશ્યક છે. તેમ સુધાકાન્તને વિશેષ આકર્ષક થવાને જરાક રૂપતા વધેલી હતી એમ કેટલાક માનતા છતાં આંખમાં તેજ પાણીદાર તેજ અને રસિકતા ચમકતાં અને જે સફાદાર ચોડાએ જ્યોતિ જીતી હતી, તેનું આકર્ષણ હજી ઘટ્યું નહતું. રૂપમાં તો આજ ફેરફાર દેખાતો પણ તેમની માનસિક ગતિ ફેરફાર હતી કે જેમ તે તો તેમનું મનજ જાણે. ફક્ત તેમના મિત્રો ખાત્રી આપતા કે કોઇજ ફેર પડ્યો નથી. તેઓ કહેતા કે સ્વર્ગમાં બેઠી બેઠી જ્યોતિ પતિને આશીર્વાદ દેતી તેમને સ્વપ્ન મધ્યે સહિત પરોણાની અને સુધાકાન્ત ઘણી વાર મિત્રોના જ્યોતિની છબી સામસ્ત ધ્યાન.

જ્યોતિનો આત્મા તેનો માર્ગદર્શક બનતો અને તેની આજ્ઞા માનવામાંજ સુધાકાન્ત સાર્થકતા માનતો.

" બાપુ ! " એક દિવસે વિનોદે કહ્યું. " પ્રભા હવે ઉંમર લાયક થઇ. કાંતિમામા એનો વિવાહ કરવા માગે છે. "

" તેનું શું છે ? "

" કેમ તેં કહ્યું હતું ને, યાદ છે પંદર વર્ષપર, કે મોટી તો થવા દે. મોટી થાય ત્યારની વાત ત્યારે. "

" વિનોદ ? " સુધાકાન્તે ગંભીર થઇ જતાં કહ્યું.

" કેમ આજે કંઇ જ્યોતિ બેનનો હુકમ આવ્યો છે ? " સુધાકાન્તના સ્વપ્ન સંદેશ અને જ્યોતિના શાસનથી તો એ તદ્દન પરિચિત થઇ ગયો હતો. જ્યોતિ સ્વર્ગમાં બેઠી બેઠી પણ જરાયે જરા દેખરેખ રાખતી. કબાટ એક ખુણામાથી બીજા ખુણામાં ખસેડવાને કે એક નોકરને બરતરફ કરી બીજાને રખાવવાને પણ એ શાસન આપતી.

" હા. પણ જ્યાં સુધી તું માનપૂર્વક પૂછતાં ન શીખે ત્યાં સુધી હું કહેવાનો નથી."

" હુકમ આવ્યો તો ઉઠાવવો બીજું શું ! "

" પણ આજનો હુકમ તો કપરો છે. તે દિવસની જેમ અનાથાશ્રમને મદદ કરવાની હોત, કોલેજ બંધાવવામાં ફાળો આપવાનો હોત, મારી જાતનો પણ ભોગ આપવાનો હોત તો પણ હું પાછો ન પડત. પણ આ તો મારા સિદ્ધાંતોની વાત આવી પંદર પંદર વર્ષ સુધી વહાલા ગણેલા સિદ્ધાંતો ત્યજવા, તપેલા તપ નિષ્ફળ જવા દેવાં........

" કેમ તારે પરણવાની આજ્ઞા છે ? "

' હા ' અદમ્યવાળી દયામણે સ્વરે સુધાકાન્તે કહ્યું. તેના શબ્દમાં નિરાધારી સ્પષ્ટ હતી. અને તે પણ અમુક જણ સાથે.

" હં ? એમની એકાદ બેન હશે ? "

" ના "

" ત્યારે કોણ ! "

" પ્રભા જ્યોતિ કહે છે કે પ્રભા એનો જ અવતાર છે. મારી જીભ કહેતાં ન ઉપડે પણ તારા શિવાય કોને કહું ? "

" છે તો બરાબર. ' ગણત્રી કરતાં વિનોદે કહ્યું. "જ્યોતિબેનનાં મરણ પછી ત્રીજે દિવસે પ્રભા જન્મી. "

" એ દિવસ તો આપણા કર્મનો હિસાબ સ્વર્ગમાં આપતા જાય ને ? "

" ત્યારે શું કરશે ? " વિનોદે પૂછ્યું.

" શું વળી ? બને તો દેવીની આજ્ઞા !"

" પણ જગત શું કહેશે ? " વિનોદે પંદર વર્ષે સુધાકાન્તે પોતાને પૂછેલો પ્રશ્ન સુધાકાન્તનેજ પૂછ્યો.

" જગત જખ મારે છે. દેવીની આજ્ઞા તે મારે બ્રહ્મ બોલ. "

" તો વરી બનવાનું શુ છે ? કોણ એવો હિણભાગી છે. કે સુધાકાન્તને જમાઇ કરવા ના પાડે ? "

ફકત પ્રતિષ્ઠા કે ધનને કન્યાઓ વરાવવામાં આવે છે. તો પ્રતિષ્ઠા ધન અને દેખાવ ત્રણ ભેગાં કેમ રત્ન ન ઝિંચકી જાય ? પ્રભા સુધાકાન્તને દેવાઇ અને સુધાકાન્ત ધુમકેતુની જેમ ઉમેદવારોના આકાશમાં ઉતરી આવ્યા ત્યારે કેટલાકે આશવંત નાના પણ ગરીબ યુવકોને નિરાશ થવું પડયું. વાજાં વાગ્યાં નહિ, ધામ ધુમ થઇ નહિ. જેટલી સાદાઇ થઇ શકે તેટલી સાદાઇથી સુધાકાન્તે પ્રભાને પરણી ' દેવીની આજ્ઞા ' પાળી. માલીક આવતાં વિનોદ ને સુશીલા ઘણોયે આગ્રહ કર્યો, પણ જ્યોતિ મંદિર સોંપી ચાલ્યાં ગયાં...

પંદર વર્ષે સુધાકાન્તનું નિસ્તેજ જ્યોતિ મંદીર પાછું ચેતનમય, સજીવન થયું. પહેલાં ગાજતું હતું તેના કરતાં બમણું ગાજ્યું. પહેલાં શરમાળ જ્યોતિ અને પ્રથમ-પ્રણયી

સુધુ હતા. હવે તેના માતાના તોફાનની એ-કલી વારસ-મસ્તીખોરી, મદમાતી, ભભકભરી પ્રભા અને 'બીજ પ્રણયી' સુધાકાન્ત હતા.

'મને જવાદો' પ્રભાએ હાથ ખેંચી લેતાં કહ્યું.

"કેમ !"

"તમે મને ઓછા ચાહો છો." આંખો નચાવતાં પ્રભાએ પૂછ્યું.

"ના ચાહત તો પરણતે શું મારું માથું ફોડવા !"

"તમે પરણ્યા કારણ કે તમારી જ્યોતિની આજ્ઞા થઇ તેમાં. આજ્ઞા થઇ તો પરણ્યા તેમ પાછું સ્વપ્નું આવે તો કાઢી મૂકતાં શી વાર ?"

"પ્રભા, હવે તું તો મારા ઘરની પ્રતિષ્ઠા થઇ તે ખબર છે !"

"હવે જવાદો તમારી શિખામણ. મને વળાવતી વખતે મારી બાએ મને બહુ શિખામણ આપી છે અને મારી બેનપણીએ પણ લગ્ન વખતે બહુ ડાહ્યાં ડાહ્યાં ગીત ગાયાં હતાં તે મને યાદ છે.

"તો તને કહું છું. કોઇને કહેતી નહિ."

"જમણો કાન સાંભળશે તે ડાબો કાન નહિં જાણે."

"એ બધી સ્વપ્નાં બપ્નાંની વાત તો ખોટી."

"સાચી કોણ માને છે તે કહેશો ?" ખડખડ હસી પડતાં પ્રભાએ કહ્યું. બાને હું તો ક્યારના ધારીયેજ છીએ.

"હેં !" હેબકાઇને સુધાકાન્તે પૂછ્યું.

"હા, એક માનવામાં અમારા વિનોદભાઇ ને સુશીભાભી. હું તો એકજણની જગા છે એમ કરીને તમારી વિનુભાઇની અને સુશી ભાભીની સાથે મોટરમાં બેસાડી લઇ ગયા હતા ત્યારની તમને ઓળખી ગઇ છું.

"તારા બા કેમ આવ્યા હતા." વાત ઉડાવતાં સુધાકાન્તે પૂછ્યું.

"મારા બા, મારા મામાના છોકરના લગ્નમાં સુરત જવાના છે. કાન્ત, હું પણ પંદર દિવસ જઇ આવું ?"

"હવે તને નહિ જવા દઉં."

"સ્વપ્નું આવશે તો ?" મજાક ભર્યા અવાજે પ્રભાએ પૂછ્યું.

"તો જોઇ લઇશું."

"કાન્ત, બે દિવસ થયા મને બહુજ બીક લાગે છે."

શેની ?

"તમે સ્વપ્નું ખોટું હતું તેમ શા માટે કહ્યું ? હું ધારતી હતી કે જ્યોતિ બેનની આજ્ઞા છે ત્યાં સુધી સ્વસ્થા હતી. તમે સ્વપ્નું ખોટું હતું એમ વાત કરી ને જ્યોતિ બેન..."

"જા. ત્યારે સુરત પંદર દિવસ જઇ આવ."

"તમે યે ચાલો ને."

"ના."

"સ્વપ્નું આવશે તો આવશો ?"

"ફાટી છે કે ?"

× × ×

"પંદર દિવસ હું નહોતી ત્યારે શું કર્યું ?"

"તારી માળા ફેરવી. તને હવે સુરતથી આવ્યા પછી બીક લાગે છે કે કેમ ?"

"એક વાત કહું ?"

"શી"

"એ બીક બીક તો બધી ખોટી."

"હેં ! તેમાં નવું શું કહ્યું. હું જાણતો તો." જેટલું બને તેટલું આશ્ચર્ય દખાવી દેતાં સુધાકાન્તે કહ્યું. પણ આશ્ચર્યનો થડકાટ અવાજમાં સ્પષ્ટ હતો.

"ત્યારે તો જવાદો એમ તમે કાચા ખરાને ? નહિ તો કબૂલ કરો કે જાણતા'તા તો તમારે મને તમારી પાસેથી ધકેલી મૂકવી હતી."

"જા. હું નો'તો જાણતો બસ. હું હાર્યો તું જીતી. એક વાર છેતરાયો. હવે આ તારી લુચ્ચાઇ હું ભૂલવાનો નથી."

"હું પણ એક ચીજ ભૂલવાની નથી."

"શું ?"

"પેલું તમારું સ્વપ્નું સ્તો."




લેખકઃ શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

## પ્રકરણ ત્રેપનમું.

### વૃજયાત્રા *



"એ અહિં ક્યાંથી ? એ તો બધાં દિલ્હી ગયાં છે !" વસંત નાવમાં બેઠો બેઠો એ સુન્દરીઓને બીજા નાવમાં બેઠેલી જોઇ ઉછળ્યો.

રાજકોટમાં સુમનલાલ ને કપિંજલાનો વસંતે બહુ ઠપકો સાંભળ્યો. તાર મુકવા છતાં વખતસર નહિં પહોંચવામાં વસંતે મ્હોટી ભૂલ કરી છે એમ ખુલ્લે ખુલ્લા શબ્દોમાં કપિંજલાએ વસંતને કહી દીધું. વસંતના આવ્યા પહેલાં દિલ્હી જવા માટે મનહરલાલ કુટુંબ સહિત નીકળી ગયો હતો. કપિંજલાની બધી આશાઓ મનની મનમાંજ હાલ તુરત રહી ગઇ. સ્નેહપૂર્ણા ને વસંતને દંપતિ તરીકે જોડાયલાં જોવા જો કોઇપણ સહુથી વધારે ઇંતેજાર હોય તો તે કપિંજલા હતી. ત્હેણે વસંતને 'વૃંદાવન' બાગ બતાવ્યો. અહિં સ્નેહપૂર્ણા તુલસીના છોડને સ્વહસ્તે રોજ પાણી પાતી, આ ડોલરનાં ફૂલડાંઓ રોજ સ્નેહપૂર્ણાના હાથમાં રમતાં, આ વેલડીની કુંજ નીચે બેસી સ્નેહપૂર્ણા રોજ ત્હમારાં કાવ્યો ગાતી, અહિં ચાંદનીમાં અમ્હે બધા સાથે બેસી ત્હમારે માટે ઘણી ઘણી વાતો કરતાં વિગેરે વાતો બહુ રસિકતાથી કપિંજલાએ વસંતને કહી સાંભળાવી અને એ બધી વાતો પછી ત્હમે મોડા આવી બધી મઝા બગાડી નાંખી એમ કહી ત્હણે વસંતને ઠપકો આપવામાં પણ કંઇ બાકી રખ્યું નહિ. વસંત કપિંજલાની સહૃદયતા સ્હમજતો હતો. કપિંજલાની પોતાને માટેની સર્વ અભિલાષાઓ અત્યાર સુધીના ત્હેમની સાથેના સંબંધથી તે જાણી શકયો હતો.

કપિંજલા અને સુમનલાલે મનહરલાલપર વસંતના મોડા આવવાનાં કારણો પત્રદ્વારા લખી જણાવ્યાં અને હવે શું કરવું તે બધી બાબતનો વિચાર ત્હેના ઉપર છોડયો. કપિંજલાએ પત્રમાં ખાસ ભલામણ કરી હતી કે હવે આ બાબત લંબાવવામાં સાર નથી. વસંત ને સ્નેહપૂર્ણા એકબીજાને જોઇ શકે તેવી ગોઠવણ તુરતમાં કરવી.

રાજકોટ બે દિવસ રોકાઇ. વસંત આનંદપુરમાં ગુલબાનુના આશ્રમ તરફ જવા નીકળ્યો.

---

* આ વાર્તાની પૂર્વકથા અત્રે પૂર્ણ થાય છે અને પ્રકરણ ત્રીજાના અનુસંધાનમાં કથા આગળ ચાલે છે.

સ્ટેશને કપિંજલા ને મુગનલાલ મુકવા આવ્યાં હતાં. ગાડી ઉપડે તે પહેલાં 'સુનો વૃંદાવન બાગરે પૂર્ણો વ્હોરા વિના' એમ ધીમે ધીમે સુરે વસંતના કાનમાં કપિંજલાએ લલકાર્યું. વસંતને એ લીટી બહુ ગમી. ગાડી ઉપડી. વૃંદાવન બાગનો વિચાર વસંતના હૃદયમાં રમી રહ્યો. જેમ જેમ વૃંદાવન બાગનો વિચાર જામતો ગયો તેમ ગોકુળ, મથુરા ને વૃંદાવન જોવાની ઇચ્છા જાગતી ગઈ. જ્ઞાનમૌલી કૃષ્ણની જન્મભૂમિ, દેવલોકઅવતારી ગોપ ગોપીઓની પુણ્યભુમિ મહા રસેશ્વર બાલકૃષ્ણની રાસક્રિડાની રસભુમિ જોવા માટે તે ઈંતેજાર બન્યો. વિરામગામ આવી ત્હેણે મથુરાંની ટીકીટ લીધી ને જાગૃત થયેલી ઇચ્છાને અમલમાં મુકી.

મથુરાંને સ્ટેશને યાત્રાળુઓની હદ નમી હતી. લાંબા લાંબા ચોપડાઓનાં પાના ઉકેલતા ચોબાઓ પોતાના યજમાનોને પોતાને ત્યાં નોતરી રહ્યા હતા. વસંતને પણ વનમાળી નામના ચોબાએ વંશાવળીથી પોતાનો યજમાન સાબીત કર્યો.

એકકામાં બેસી વસંત વનમાળીને ઘેર ગયો. વનમાળી ચોબાની વાતચીત પરથી વસંત ખુશ થયો. વનમાળી ગુજરાતી ભાષા પર બહુ સારો કાબુ ધરાવતો હતો. સાહિત્યમાં રસિયો હતો. પ્રેમલક્ષણા ભક્તિથી ઉભરાતાં વ્રજ ભાષાના કાવ્યો તે બહુ સારી રીતે ગાતો હતો. ત્હેના યજમાનો ત્હેના ઉપર બહુ પ્રસન્ન રહેતાં. સંતોષી, ઉદાર, સ્વચ્છતા ને સુઘડતાના નિયમો સમજનાર વનમાળીને ત્યાં મુંબઇના ધનાઢયો આવી ઉતરતા. વિશ્રામ ઘાટથી જરા દુર યમુનાના ઘાટપર વનમાળીનું સુંદર મકાન હતું. આ મકાનમાં તે પોતાના યજમાનોને ઉતારતો ને બાજુના મકાનમાં પોતે રહેતો. વનમાળી ત્યાંના ચોબામંડળમાં એક ગૃહસ્થ ચોબા તરીકે ઓળખાતો. નીતિરીતીમાં તે એટલો બધો પંકાતો કે કેટલીક યુવાન સ્ત્રીઓ પુરૂષ વિના એકલી યાત્રાએ આવી વનમાળીને ત્યાં બેધડક ઉતરતી.

વસંતને વનમાળીની પરિક્ષા કરતાં વાર લાગી નહિં. પોતાને અહિં જરૂર આનંદ આવશે તેમ લાગ્યું. વનમાળીએ મેડીપર યમુનાના તીરપર પડતો બારીઓવાળો એક ઓરડો વસંતને ખોલી આપ્યો. મેડીપર બેઠા બેઠા યમુનાના આકર્ષક પટપર દૃષ્ટી ઠરી રહે તેવી આ જગ્યા હતી.

પાસેના ઓરડામાં એક વણીક કુટુંબ ઉતરેલું હતું. માતા, પુત્ર ને પુત્રવધુ યાત્રાએ આવેલાં હતાં. જુના જમાનાના ડોશીમા યમુનાને જોઇ હર્ષમાં આવી ગયાં હોય તેવી વિવિધ વાતો કરતાં હતાં. બારીએ ઉભાં ડોશીમા પોતાની પુત્રવધુ સાથે વાતો કરતાં હતાં તે વસંતની બારી આગળ સંભળાતી હતી. ન્હાવું કેવી રીતે, દર્શન કરવાનાં ક્યાં ક્યાં સ્થળ મુખ્ય છે, મથુરામાં ખાવાની કેવી કેવી સુન્દર ચીજો મળે છે, ચોબાઓમાં ઘણાઓ લોભી હોય છે, યજમાનોને જેમ આવે તેમ ચીરે છે, જેટલો માલ બજારમાંથી અપાવે છે તેનાપર ચોબાઓનું કમીશન ચડે છે, વનમાળી ચોબો બહુ સારો છે વિગેરે વિગેરે વાતો ડોશીએ પુત્રવધુને કહી સંભળાવી. વધારામાં ડોશીએ જણાવ્યું કે "આજે વહુ તું જરૂર આવજે. આપણે જમનાજીને પેલે પાર જઇશું. સાંજના વિશ્રામઘાટ પર જમનાજીની આરતી થઇ રહ્યા પછી પેલે પાર રેતીમાં ત્રીસ ચાલીસ સ્ત્રીઓ મળે છે, તેમાં કોઇક બે બાઇઓ બહુ સારૂં ગાય છે. ત્યાં પુરૂષો કોઇ આવતા નથી એટલે લાજ કાઢવી પડે તેમ નથી. આજે તું જરૂર આવજે."

યમુનાના અગાધ જલના વદન તરફ જોતાં વસંતે આ સર્વ સાંભળ્યું. ડોશી ને

હેની પુત્રવધુની વાતો અટકી કે વસંતમાં કવિતા જાગી. કૃષ્ણચંદ્રની કવિતાઓ અત્યારે વસંતના નયનમાં ચમકી. પાસે કોઇ જોનાર હોત તો જરૂર એ ચમકારો જોત. ચોબાનો માણસ વસંત માટે ખાવાની વિવિધ જાતની મીઠાઇ વિગેરે લાવ્યો. મથુરાજીમાં રસોઇ કરવા કે કરાવવાની તકલીફ લેવી પડતી નથી. જે જોઇએ તે તૈયાર મળે. પ્રભુના ધામની પ્રસાદીની મીઠાશ પણ વસંતને ઓર લાગી. વનમાળીનાં માણસે બીજી કંઇપણ સગવડ વસંતને જોઇતી હોય તો જણાવવા કહ્યું. સ્હાંજના વિશ્રામઘાટ પર યમુનાજીની આરતી થાય છે તે વિષેની બધી હકીકત પુછી સ્હાંજના એક નાવમાં વનમાળી સહિત ફરવા જવાની ઇચ્છા વસંતે બતાવી.

સ્હાંજના વનમાળી વખતસર હાજર થયો. ન્હાનકડા નાવમાં બેસી વનમાળીને વસંત યમુનાના જલતરંગ સાથે ખેલતા દેખાયા.

યાત્રાળુઓને લઇ અનેક ન્હાનાં મ્હોટાં નાવો અહિં તહિં જલપર તરી રહ્યાં હતા. યમુનાનાં કાંઠાપર હજારો લોકો " યમુના મૈયા કી જે " ના જયઘોષ કરી રહ્યાં હતાં. વિવિધ જાતની પાઘડીઓ, ફેંટાઓ ટોપીઓ તથા વિવિધ જાતના પોષાકોમાં યાત્રાળુઓનાં ટોળે ટોળાં કાંઠાપર ફરી રહ્યાં હતા.

વનમાળીએ વસંતને જુદા જુદા ઘાટ નાવમાં બેઠા બેઠા બતાવ્યા. એ સર્વ ઘાટને લગતાં વર્ણનો પણ રસિક ભાષામાં કહી સંભળાવ્યા.

આ વખતે સૂર્યાસ્તની તૈયારી થઇ રહી હતી, વિશ્રામ ઘાટપર હજારો લોકો આરતીનાં દર્શન માટે એકઠાં થઇ રહ્યાં હતાં. યમુનાજીની આરતીના દર્શન કરવાનું ભાગ્યે કોઇ યાત્રાળુ ચુકતો હશે. કાંઠાપર જલમાં મ્હોટા મ્હોટા કાચબાઓ તરી રહ્યા હતા. કાચબાઓની એકઠી પીઠથી ન્હાનું સરખું તરનું બેટડું હોય તેવો દેખાવ થઇ રહ્યો હતો. યાત્રાળુઓ એ કાચબાઓની પીઠ પર ચણા નાંખી રહ્યા હતા ને ચણા લેવા માટે વાંદરાઓ એ પીઠપર કુદાકુદ કરી રહ્યા હતા. વિશ્રામઘાટની સ્હામે જલમાં ન્હાના મ્હોટાં નાવની અલંગારો લાગી રહી હતી.

આરતી શરૂ થઇ ગઇ. ઘંટાનાદથી આખું વાતાવરણ રણકારથી છવાઇ રહ્યું. આરતીની જ્વાલાઓનાં પ્રતિબીંબ યમુનાના જલમાં બહુ અદ્દભુત દેખાવ રજુ કરતાં હતાં. આખો વખત ' યમુના મૈયાકી જે ' ના અવાજો થઇ રહ્યા હતા.

વસંત આ વખતે વનમાળી સાથે નાવમાં બેસી આ સહુ શોભા નિહાળી રહ્યો હતો. તેના નાવડામાંથી થોડે દૂર એક નાવમાં ત્હેણે બે યુવાન સ્ત્રીઓને જોઇ. ત્હેની ઇચ્છા નહિ હોવા છતાં જાણ્યે અજાણ્યે ત્હેની આંખ્યો એ નાવ તરફજ ફરી રહી હતી. ફરી ફરી ત્હેણે પોતાનાં નયનો એ નાવ તરફથી વિશ્રામઘાટ તરફ વાળ્યાં પણ આજે વસંતના નયનો ત્હેના પોતાના કાબુમાં ન્હોતાં. આ બન્ને સ્ત્રીઓ સ્નેહપૂર્ણા ને ત્હેની ભાભી કદાચ હોય તો ? એ પ્રશ્ને ત્હેના વિચારોમાં મુખ્ય સ્થાન લીધું.

યમુનાની આરતી પુરી થતાં વિશ્રામઘાટ તરફ એકઠી થયેલી નૌકાઓ યમુનાજળમાં ચારે તરફ ફરવા લાગી. સ્હેલાણીઓ, ભક્તજનો, રસિકો, ને યાત્રાળુઓ જેને જેમ ફાવે તેમ નાવમાં બેઠા બેઠા આનંદ લુંટતા હતા. કોઇ નાવમાં ઝાંઝ પખાજ સાથે કીર્તન થઇ રહ્યાં હતાં, કોઇમાં સિતારીના સુર સાથે મધુર કંઇ ગાયનો ગવાઇ રહ્યાં હતાં. કોઇમાં ભકતજનો કરતાલથી ભજનની ધુન મચાવી રહ્યાં હતાં, કોઇમાં ખ્યાલ ને ટપા સુણાઇ રહ્યાં હતા અને એ પ્રમાણે યમુનાજલમાં કોઇની નૌકાઓમાં આનંદોત્સવ થઇ રહ્યો હતો.

વસંતની દ્રષ્ટી આ વખતે પેલી બે યુવાન સ્ત્રી જે નાવમાં બેઠી હતી તેના ઉપર ઠરી રહી. એ નાવ યમુનાને પેલે તીર જવા ઉપડ્યું. વસંતે વનમાળીને એ નાવની પછવાડે જવા નાવિકને હુકમ આપવા સુચવ્યું. વનમાળી ચતુર હતો. પેલી બે યુવાન સ્ત્રી તરફ ઠરી રહેલી વસંતની દ્રષ્ટીથી તે વસંતની સ્થિતિ પારખી ગયો પણ પોતે એ બાબતમાં કંઇપણ ચોક્સ અભિપ્રાય બાંધી શકયો નહિં.

પેલું નાવ યમુનાને પેલે કાંઠે આવી ઉભું રહ્યું. તેમાંથી બન્ને સ્ત્રીઓ ઉતરી કિનારા પર બેઠેલી સ્ત્રી મંડળીમાં જઇ ભળી. સર્વ સ્ત્રી મંડળે આ બન્ને સ્ત્રીઓને સારો આવકાર આપ્યો.

" કેમ આજે જરા મોડાં થયાં બ્હેન ?"

" કંઇ બહુ મોડું થયું નથી. આરતી ખલાસ થઇ કે તુરત અમે આ તરફ આવવા નીકળ્યાં. " .

વસંતે આ વાકયો નાવમાં બેઠાં બેઠાં સાંભળ્યાં. હેને ત્યાં ઉતરવાની ઇચ્છા થઇ પણ વનમાળીએ એ ઇચ્છા પૂર્ણ કરી નહિ. એ જગ્યાએ માત્ર સ્ત્રીઓજ એકઠી થતી હતી એ વનમાળી જાણતો હતો. તેથી વસંતની ઇચ્છા તે અમલમાં મુકી શકયો નહિ છતાં હેણે કાંઠે કાંઠે નાવને એવી રીતે તરતું રખાવ્યું કે જ્યાંથી સર્વ કંઇ, સાંભળી શકાય.

થોડીવારમાં સ્ત્રી મંડળે ઉપાડેલી યમુનાજીની આરતીથી યમુના કીનારો ગાજી ઉઠયો;

જય જય શ્રી યમુના !<br>
મા જય શ્રી યમુના—<br>
જોતાં જન્મ સુધાર્યો,<br>
ન્હાતાં જન્મ સુધાર્યો,<br>
ધન્ય ધન્ય હમને મા,<br>
જય જય શ્રી યમુના.

સ્યામલડી સુરત,<br>
મા મુરત માધુરી,<br>
પ્રેમ સહિત પટરાણી,<br>
પ્રાક્રમે પુરાં—<br>
જય જય શ્રી યમુના મહારાણી મા.

ઘેવર વન ચાલો,<br>
મા ઘેવર વન ચાલો,<br>
ગંભીરે ઘેર્યાં મા,<br>
ચુંદડીએ ચટકાવ્યાં,<br>
પહેર્યાં ને રેલ્યાં મા,<br>
જય જય શ્રી યમુનાં મહારાણી મા.

ભુજ કંકણ રૂડાં,<br>
મા ભુજ કંકણ રૂડાં,<br>
ગુજરીયાં ચુડી,<br>
બાજુબંધ ને બેરખા,<br>
પોંચી રત્ન જડી,<br>
જય જય શ્રી યમુના મહારાણી મા.

ઝાંઝરને ઝમકે,<br>
મા વિંછવાને ઠમકે,<br>
નેપુરને નાદે મા,<br>
ઘુઘરીને ઘમકે,<br>
જય જય શ્રી યમુના મહારાણી મા,

શોળ શણગાર સજ્યા,<br>
મા શોળ શણગાર સજ્યા,<br>
નાકે નકવેસર મોતી,<br>
દર્પણ મુખ જોતાં,<br>
જય જય શ્રી યમુના મહારાણી મા.

તટ અંતર રૂડાં,<br>
મા તટ અંતર રૂડાં,<br>
શોભીત જલ ભરીયાં મા,<br>
મનવાંછિત મુરલીધર,<br>
સુન્દર વર વરીયાં,<br>
જય જય શ્રી યમુના મહારાણી મા.

સહુ સુન્દરી સંઘે ' યમુનાં મૈયાંની જે ' બોલાવી. વસંત પણ આ જુના ગુજરાતની કાવ્ય કૃતિનો આવો પ્રચાર જોઇ આનંદ પામ્યો.

" દીકરીઓ, હજી આ આરતીના બીજાં

ચરણો રહી ગયાં " એક વૃદ્ધ ડોશીએ આરતી અધુરી ગવાયલી હોવાની સર્વને યાદ આપી.

" હા મા, તમારૂં કહેવું ખરૂં છે. બાકીના ચરણો મ્હને યાદ નથી તેથી જેટલું આવડતું હતું તેટલું ગાયું. ગાંડાઘેલાના પણ ભગવાન છે. આપણે શુદ્ધ ભાવે ગાયું એટલે બસ. " એક યુવાન સ્ત્રીએ જવાબ આપ્યો.

" હવે બ્હેન, ગઇ કાલે ગાયેલું ગીત ગાઓ."

" આજે કોણ જાણે શું થયું છે કે મ્હારો ને ભાભીનો એક સાથે કંઠ બેસી ગયો છે. કાલે અમ્હે જરૂર ગાશું. પ્રભુના ગુણગાન કરવા કોને ના ગમે ? "

વસંત આ સાંભળી નિરાશ થયો. પણ એ બન્ને નણંદ ભોજાઇ છે એટલું તો ત્હેમની વાતચીતપરથી જાણી શકાયું. હવે વધારે ખાત્રી કરવા ત્હેની ઉત્સુકતા વધી. વનમાળી વસંતના દિલ દરીયામાં ઉછળતાં મોજાના ભેદ જાણવા પ્રયત્ન કરી રહ્યો હતો.

સ્ત્રી વર્ગ વિખરાયો. સહુ સહુના નાવમાં બેસી સર્વ કોઇ રવાના થયાં. વસંતે વનમાળીને પાછી સુચના કરી કે આપણે પેલી એ સ્ત્રીઓના નાવની પછવાડે પછવાડે જવું છે.

વનમાળીએ પોતાના નાવના નાવિકને પેલી નાવની પછવાડે જવા આજ્ઞા કરી.

મંદ મંદ ગતિએ આગલા નાવની પછવાડે વસંતવાળું નાવ ચાલતું હતું.

આભની અગાસીએ ચંદ્રમાજી પધાર્યા. વ્રજભૂમિના નાવિકો પણ રસિયા હોય છે. વનમાળી ચોબાને બધા નાવિકો બરાબર પીછાનતા હતા તેથી ત્હેના નાવનો નાવિક બોલ્યો.

" ચોબાજી! રસખાન કવિનું પેલું કાવ્ય સંભળાવો. આ શેઠ પણ સાંભળે. "

" હા. હા. વનમાળી ચલાવો. ત્હમારી વ્રજભાષાનો એ રસખાન કવિ ખરેખર રસની ખાણજ જેવો છે. સંભળાવો. જરૂર સંભળાવો. "

વસંતે નાવિકની દરખાસ્તને ટેકો આપ્યો. વનમાળી પહાડી સ્વરે ગાવ્યો.

શેષ મહેશ ગણેશ દિનેશ,
સુરેશહુ જાહિ નિરંતર ગાવેં;
જાહિ અનાદિ અનંત અખંડ,
અછેદ અભેદ સુ વેદ બતાવેં.
નારદ લૈં શુક વ્યાસ રટેં,
પચિહારે તઉ પુનિ પાર ન પાવેં;
તાહિ અહીરકી છોહરિયાં,
છછિયાભર છાછપૈ નાચ નચાવેં.
ગુંજ ગરે શિર મોરપખા,
અરૂ ચાલ ગયંદકી મોમન ભાવેં;
સાંવરો નંદકુમાર સબૈં,
વ્રજમંડળમેં વ્રજરાજ કહાવેં.
સાજેં સમાજ સબૈં શિરતાજકી
લાજકી બાત કહી નહિ આવેં
તાહિ અહીરકી છોહરિયાં
છછિયાભર છાછપૈ નાચ નચાવેં.
× × ×
લોક કિ લાજ તજી તબહી જબ,
દેખ્યો સખી બ્રજચંદ્ર સલોનો,
ખંજન મીન સરોજનકી છબિ,
ગંજન નૈન લલા દિન હોનો.
રસખાનિ નિહાર સકૈજુ સમ્હાર કે
કો તિય હૈ વહ રૂપ સુ ટોનો
ભૌંહ કમાન સુ જોહનકો શર
બેધત પ્રાણન નન્દકો છૌનો.

વનમાળીના કંઠમાં વસંતને આ કાવ્યમાં મનોહારી માધુર્ય લાગ્યું. વ્રજભાષાની મીઠાશ સાથે વનમાળીની ગાવાની હલકથી ચંદનીમાં મંદમંદ ગતિએ તરતી નૌકાઓમાંનાં દરેક યાત્રાળુઓનું ધ્યાન તે નૌકા તરફ ખેંચાયું.

આ વખતે શ્યામઘાટ પાસે પેલું નાવ પહોંચ્યું.

" વનમાળીજી ! એ નાવ ઉભુ રહે ત્યાંજ આપણે ઉતરવું છે."

વસંત ને વનમાળી બન્ને જણા નાવમાંથી ઉતરી પેલી બે સ્ત્રીઓની પછવાડે જવા તૈયાર થયા. વસંતની આતુરતાનો ભેદ વનમાળી હજુ સુધી સ્હમજી શક્યો ન્હોતો. છતાં વસંત કહે તેમ કરવા તે તૈયાર થયો હતો.

નાવમાંથી ઉતરી તે બન્ને સુન્દરીઓ યમુનાના ઘાટને રસ્તે ઉતાવળે પગલે ચાલી જતી હતી. યાત્રાળુઓની ભીડ અત્યારે ઘણી હતી. મન્દિરમાંથી શયનનાં દર્શન કરી ભક્ત જનો ઉતાવળે ઉતાવળે પોતાને ઉતારે જતા હતાં. વસંતને આ બધું યંત્રવત્ લાગ્યું. ત્હેને તો ખાત્રી કરવી હતી કે પેલી બન્ને સુન્દરીઓ સ્નેહપૂર્ણા ને ભાનુમતીજ છે.

આખરે એક ઘર આગળ તે બન્ને સુન્દરીઓ ઉભી. ઘરની અંદરથી તુરતજ એક વૃદ્ધ ચોબો નીકળ્યો.

" કેમ દિકરીઓ, ત્હમને આજે એકલા યમુનાજીમાં ફરવાની મઝા આવી કે નહિ. રામલાલ નાવિક તો સારો છેઃ એટલે ત્હમને શીકર આવી નહિ હોય." તે વૃદ્ધ ચોબાએ પ્રેમાળ ભાવથી પોતાની આ યજમાન સ્ત્રીઓની તપાસ કરી.

" હા, અમને બહુ મઝા પડી છે પણ ત્હમે ઘેર રોકાયા તે બધું નક્કી કરી નાખ્યું કે ? "

" બધું તૈયાર છે. સારા પાણીદાર ઘોડાનો એક્કો મ્હેં નક્કી કર્યો છે. હાંકનાર બહુ સારો માણસ છે. આપણને વૃંદાવન, ગોકુળ, ગીરીરાજ, દીગ, કામવન, બરસાના, નંદગામ વિગેરે વ્રજયાત્રાના મુખ્ય સ્થળોએ તે ફરવી આવશે. ભાડું પણ આપણે આપશું તે તે લેશે. હવે માત્ર ત્હમે મુસાફરીની તૈયારી કરવી હોય તો કરી લ્યો."

" અમ્હારે બીજી શી તૈયારી કરવી છે ! બધો બંદોબસ્ત ત્હમારે કરી લેવાનો છે. જે જે સ્થળોએ જવું ત્યાં ક્યહાં ક્યહાં ઉતરવું વિગેરે ત્હમારે સંભાળવાનું છે."

" એ બાબતમાં ત્હમારે કંઇ શીકર કરવી નહીં. કાલે સ્હવારે વ્હેલાં આપણે વૃંદાવન જવું છે. માટે તૈયાર રહેજો. ચાલો."

આ બધી વાતચીત વનમાળી અને વસંતે દુર ઉભાં ઉભાં સાંભળી.

બન્ને વસંતને ઉતારે આવ્યા. રસ્તામાં વસંતે વનમાળીને કંઇ પણ ખોટો શક ન આવે તે માટે જે વાત હતી તે ખરેખર ટુંકમાં કહી બતાવી. પોતાના જીવનની સર્વ માહિતી ત્હેણે વનમાળીને આપી. વનમાળી વસંતની વાત સાંભળી પ્રસન્ન થયો. પોતાનો આ લાયક અને ગુણવાન યજમાન સ્નેહપૂર્ણાને પરણી સુખી થાય એવી ત્હેણે હૃદયથી આશિષ આપી.

" વનમાળીજી ! આપણે પણ એક સારો એક્કો અત્યારે ને અત્યારે તૈયાર કરવો. ને સ્હવારના વૃંદાવન તરફ જવું છે."

" જરૂર ત્હમારા સર્વ અભિલાષ યમુના મૈયા પુરશે. ત્હમે સ્હવારે તૈયાર થઇ રહેજો. હું ત્હમને વ્હેલો હાકલ મારીશ."

આજે વસંતને નિદ્રા આવી નહિં. થોડા કલાક પહેલાંનો વસંત અત્યારે બીજો વસંત હતો. જાણે અજાણ્યે તે સ્નેહપૂર્ણા તરફ બહુ ખેંચાયો હતો. ત્હેને સ્નેહપૂર્ણા સર્વત્ર દેખાઇ હતી. પોતાના જીવનનાં આગલાં સર્વ પ્રકરણો તે ભુલી ગયો હોય અને આજે તે લગ્નનો એક ઉછળતો યુવાન ઉમેદવાર હોય તેવો દિવાનો દેખાયો. સદાનો ધીર વસંત આજે અધીરો થઇ પરોઢીયાની રાહ જોઇ રહ્યો. સ્હામે ચમકતી

ચાંદની, યમુનાનાં રમણીય કાંઠાઓ અને વ્રજભૂમિનો મીઠો વાયુ અત્યારે વસંત જેવા કવિ હૃદયને જરૂર નચાવે છતાં એ કુદરતના ખેલ પણ વસંતને આજે કંઇ પણ અસર કરી શક્યાં નહિં. પ્રેમઘેલી રાધિકા જ્યમ કૃષ્ણ પાછળ દિવાની થઇ હતી. ત્યમ વસંત અત્યારે પોતાની રાધિકા માટે દિવાના જેવી સ્થિતિ અનુભવતો હતો.

અર્ધ ઉંઘ ને અર્ધ જાગૃતિમાં પરોઢીયું થઇ ગયું. વનમાળી એક્કો લઇ આવ્યો. બન્ને જણા વૃંદાવન તરફ રવાના થયા.

મથુરાં છોડી એક્કાએ વૃંદાવનનો માર્ગ લીધો. વ્રજભૂમિનાં પક્ષીઓ કૃષ્ણ કૃષ્ણ કરી રહ્યા હોય વ્રજભૂમિનાં વાછરડાઓ કૃષ્ણનું નામ પડતા કાન માંડે, વ્રજભૂમિના મયુરના કેકામાં કૃષ્ણ કૃષ્ણના ધ્વની હોય, વ્રજભૂમિનાં તરૂ તરૂને પાંદડે કૃષ્ણનું નામ હોય એવી ભાવનાવાળા વસંતને અત્યારે પક્ષીઓના કીલકીલાટમાં વાછરડાઓનાં વિવિધ દ્રષ્યોમાં મયુરની કેકામાં ને તરૂ તરૂના પાંદડાઓની રેખામાં સ્નેહપૂર્ણાની કલ્પના ખડી થતી હતી. વનમાળી ચુપચુપ બેઠો હતો. એક્કાવાળાને વનમાળીનું મૌંન ને વસંતની કલ્પના ગમ્યા નહિં. ત્હેણે તો ઘોડાઓને હાંકતાં હાંકતાં તુલસીદાસજીના દોહાઓ લલકાર્યા:

વૃંદાવન સેં વન નહિ,
નંદ ગામસેં ગામ;
બંસી બટસેં બટ નહિ,
શ્રી કૃષ્ણ નામસેં નામ.

× × ×

વૃંદાવન માનીક ભુવન,
ભેંરવ કરે ગુંજાર,
દુલહીન પ્યારી રાધિકા;
દુલદ્દા નંદ કુમાર,
રાધે રાધે રટત હૈ,
આંક ઢાક અરૂ કયર,
તુલસી યે વ્રજભુમિમેં;
કહ રામ સે બૈર.

આ દુહાઓએ વસંતને જગાડયો. કલ્પનાના અશ્વો થોભ્યા. વ્રજની હરિયાળી ભૂમ તરફ ત્હેનું ધ્યાન ખેંચાયું.

" વનમાળીજી, વૃંદાવન હજુ કેટલું દૂર છે ? "

" હજુ એક કલાકનો રસ્તો છે. "

" ત્હારે પેલો એક્કો આપણી આગળ ગયો લાગે છે કેમ ? " ફરી વસંતને મૂળ વાત યાદ આવી.

" આગળ ગયો હોય કે પાછળ રહ્યો હોય-ગમે તેમ હોય પણ વૃંદાવનમાં તો વ્હેલા મોડા આપણે એ એક્કાને શોધી કાઢશું. "

આખરે વૃંદાવન પાસે આવ્યું, મથુરાં કરતા વૃંદાવનના વાતાવરણથી વસંત વધારે પ્રસન્ન થયો. વૃંદાવનની ભૂમિમાં ત્હેને અજબ શાંતિ, અજબ તેજ, અજબ ભક્તિભાવ ને અજબ ભાવના દેખાઇ.

વનમાળીના ઓળખીતા ચોબાને ઘેર ઉતરી વસંતને વનમાળી પેલા એક્કાની શોધમાં નીકળી પડ્યા.

લગભગ બે ત્રણ કલાક રખડયા છતાં બન્ને નિરાશ થઇ પાછા ફર્યા. શું થયું હશે તે તે સમજી શકયા નહિ.

બપોરના બન્ને જણ વૃંદાવન જોવા અને પેલા એક્કાને શોધવા નીકળ્યા. વસંત ને વૃંદાવનના જોવા જેવાં સ્થળો વનમાળીએ બતાવ્યાં. બંગાળી સ્ત્રી પુરૂષો અહિં જે શાંતિભર્યું જીવન ગુજારે છે તે જોઇ વસંતને પણ ભવિષ્યમાં એવી શાંતિ લેવાની ઇચ્છા જાગૃત થઇ.

તે બન્ને ખુબ ફર્યા. આખરે એક મોટી ફુલવાડીમાં તે બન્ને આવી પુગ્યા. ફુલવાડી યમુનાને કાંઠે આવેલી હતી. વ્રજભૂમિના ફુલડાંઓ પણ પૂણ્યભુમિના ફુલડાં હોય તેવાં રસભર્યા સૌગંધભર્યા બ્હેકી રહ્યાં હતાં.

ફુલવાડીનાં દરવાજામાં એક એકકો ઉભો હતો. વસંતની આશાનો સૂર્ય ઉગ્યો.

" વનમાળીજી ! એકકો કોનો લાગે છે? જરા પૂછો તો ખરા કે એમાં કોણ આવ્યું છે ? "

વનમાળીએ એકકાવાળાને સર્વ હકીકત પૂછી. એટલામાં દૂરથી કોઇ સિતારી સાથે ગાતું સંભળાયું.

વનમાળી ને વસંત તે તરફ ઉતાવળે પગલે ચાલ્યા.

આ ફુલવાડીમાં યમુનાજીના કાંઠા પર એક કદ વૃક્ષ હતું. એ વૃક્ષ નીચે બેસી એક સુન્દરી સિતારી સાથે ગાતી વસંત અને વનમાળીને દેખાઇ. ત્યાંથી થોડે દૂર એક વડલા નીચે બીજી સુન્દરી આરામ લેવા સુતેલી દેખાઇ.

વસંત ને વનમાળી આ ઠેકાણેથી થોડે દૂર જૂઇ પુષ્પોના માંડવા નીચે આ દ્રશ્યો જોતાં થોભ્યા !

વૃંદાવનની રસભૂમી: સ્હામે યમુનાજલના ઉછળતા રસતરંગો, ઉપર કદંબવૃક્ષની ડાળીઓમાં પાંદડે પાંદડે કૃષ્ણની યાદગીરી અને નીચે સિતારી સાથે નૃત્ય કરતી આ સુન્દરીની રસઅંગુલીઓ જોઇ વસંત પ્રસન્ન થયો. એ સુન્દરી મધુર કંઠે, મીઠી હલકે ને પૂર લહેરમાં ગાતી હતી:

વૃંદાવનમાં વાંસલડી વાગી,
વારી વારી સૂર દેતાં—
બ્રહ્મજ્યોત જાગી:
વૃંદાવનમાં વાંસલડી વાગી.
વાંસલડી તાને- વાછરડાં ઝૂલે,
યમુનાની નીર લહરી સ્થંભીને ડોલે;
ઘેલી બની ગોપ કન્યા—
દોડી ઘર પર ત્યાગી.
વૃંદાવનમાં વાંસલડી વાગી.
જંત્ર છે કે મંત્ર છે કે,
મોહીનીનો મંત્ર છે.
ઘેલી કીધી ગોપ કન્યા,
વેરણી બની બંસરી.
બાળકને છોડી માતાઓ દોડી
જીવન સાથે ઇશ્વરે જોડી
ભાન ભૂલી વ્રજબાળા—
દોડી ઘર ઘર ત્યાગી.
વૃંદાવનમાં વાંસલડી વાગી.

સ્હામે યમુનાજલ તરફ સ્નેહભીના નયન કરી સિતારીને એક બાજુ મૂકતાં મૂકતાં તે સુન્દરી બોલી:

" ભાભી ! ત્હમને એટલો તે શું થાક લાગ્યો છે કે ત્યાં ઉંઘવા માટે તૈયારી કરોછો ?"

" ત્હમે ત્હમારા એ પ્રિય કવિના એક બે ગીત ગાઓ એટલામાં મ્હારો થાક ઉતરી જશે. મ્હને જરા આજ થાક વિશેષ લાગ્યો એટલે આ સુન્દર પવનમાં કુદરતના ગાલીચા ઉપર જરા આડે પડખે થાઉં તો ઠીક."

વસંતે ને વનમાળીએ બધું ફરીથી સાંભળ્યું. " વનમાળીજી ! આપણો ફેરો સફળ થયો છે. એણે જે ગીત ગાયું તે મ્હારુંજ બનાવેલું છે. "

"બહુ ખુશીની વાત છે કે ત્હમારી અટકળ ખરી પડી. વારુ, ત્હમે પણ હવે જરા વૃક્ષ નીચે આરામ લો. એટલામાં વાડીના માળી પાસેથી કંઇ ભાંગનો જોગ થાય તો હું કરી આવું. " આમ કહેતો વનમાળી માળીની શોધમાં રવાના થયો.

વસંત એકલો પડ્યો.. હેને સંપૂર્ણ ખાત્રી થઇ ગઇ કે આ સ્નેહપૂર્ણા ને ભાનુમતિજ છે. સ્નેહપૂર્ણાને જોઇ વસંતને કપિંજલાના બધા પત્રો યાદ આવ્યા. કપિંજલાએ કરેલાં સ્નેહપૂર્ણાના વખાણ હેને સત્ય લાગ્યા. રાજકોટથી વૃન્દાવનમાં આ મેળાપ થવો એમાં વસંતને કંઇ ઇશ્વરી સંકેત લાગ્યો. હવે હેને કેવી રીતે મળવું, મળવું ત્યારે કેવી રીતે વાત કરવી અને શું વાત કરવી તે માટે તે વિચારમાં પડ્યો. પોતે લખેલી નવલ કથામાં પોતાના ઉપજાવેલા નાયક નાયિકાને પ્રથમ મેળાપે રસભરી વાતો કરાવનાર આ કલાકાર અત્યારે પોતાની સર્વ કલાઓ ભૂલ્યો. વિચારમાં ને વિચારમાં તે ત્યાંજ બેસી રહ્યો.

ભાનુમતીને વિશ્રામ લેવા ત્યાં ને ત્યાં મૂકી સ્નેહપૂર્ણા ઉઠી, ફુલવેલના માંડવડા તરફ તેનાં પગલાં આગળ વધ્યાં. વસંતે સ્નેહપૂર્ણાને પોતાના તરફ આવતાં જોઇ. તે કુંજે કુંજે ફુલ ચુંટતી વનદેવી સમી અત્યારે શોભી રહી હતી. વનદેવીનું ગીત લખનાર વસંતને અત્યારે વનદેવીનો સાક્ષાત્કાર થયો હોય તેમ લાગ્યું. સ્નેહપૂર્ણાના નયનમાં અત્યારે વસંતના તેજનો ચમત્કાર થયો હતો. હેના ગૌર વદનમાં વસંતની ટશરો ફુટતી હતી અને તેના શ્વાસે શ્વાસે અત્યારે વસંત ભભૂકતી હતી. ફૂલડાંની સૌગંધ સાથે સ્નેહપૂર્ણા ડોલર સમી બ્હેકતી વસંતને લાગી. નિરાશ થયેલું વસંતનું હૃદય આશાના સાગર સમું ઉછળ્યું. સંસારને સંતાપ માનનારો વસંત સંસારમાં સ્વર્ગ જોવા લાગ્યો. લલિતા ને રૂક્ષ્મણી અત્યારે વસંતના હૃદયસ્થાનમાંથી ખસી ગયાં. વસંતના સ્મૃતિપટમાંથી બે ઘડી એ ઇતિહાસ ભૂંસાયો. અત્યારે તો એકજ દ્રષ્ય જોઇ રહ્યો હતો ને એ ચિત્ર તે સ્નેહપૂર્ણાનું સાક્ષાત સ્વર્ગસુંદરી સમું દર્શન. સ્નેહપૂર્ણાને દર્શને દર્શને વસંતને કવિતા દેખાઇ. સાક્ષાત કવિતાએ સુંદરી સ્વરૂપ લીધું, એવા વિચારમાં વસંત ઉંડો ઉતરતો ગયો.

" શું સ્નેહપૂર્ણા મારી થશે ? કપિંજલાએ મ્હારે માટેની સ્નેહપૂર્ણાની માગણી વિષે જે વાતો કહી છે તે ખરી હશે ? મ્હારા ઉપર એનો ચાહ તો ઘણોજ હોવો જોઇએ. તે મ્હારા બનાવેલાં કાવ્યો બહુ ઉત્સાહથી, બહુ આનંદથી ગાય છે એમ કપિંજલા કહેતી હતી. અત્યારે પણ હેણે મ્હારૂંજ કાવ્ય ગાયું. હું રાજકોટ વખતસર ન ગયો હેને માટે હેણે શું ધાર્યું હશે ? મ્હારે માટે તે નિરાશ તો નહિ થઇ હોય ? મ્હને હેના માટે લાગણી નથી એવી તો શંકા હેને નહિ આવી હોય ? મ્હને તે બહુ ચાહે છે ને હું બીલકુલ હેને ચાહતો - નથી એવી કલ્પના તો તેણે નહિ કરી હોય ? ખરેખર સ્નેહપૂર્ણા જો મ્હારી થાય તો હું ભાગ્યશાળી ગણાઉં. કોઇ ચિત્રકારની પીંછીમાં આવી સુંદરી ચીતરાઇ હશે કે ? એની આકૃતિજ મનોહારી છે. એની ચાલમાંજ કંઇ જાદુ છે; એની પળપળ ચમકતી આંખ્યોમાંજ કંઇ અજબ તેજ છે. એના વદનમાંજ કંઇ મધુરી મીઠાસ ભરેલી છે. પ્રભુએ એને મ્હારે માટેજ સરજેલી લાગે છે. પ્રભુની સર્વ કૃતિમાં આ સુન્દરમાં સુન્દર કૃતિજ છે. કાલિદાસ ત્હારી કલમને શોભાવનાર શાકુંતલ આવીજ હશે ? જયદેવ ! ત્હારાં ગીત ગોવીન્દની મઘ મઘતી ફુલવેલી સમી નાયિકા રાધાં આવીજ હશે ? હા ! હા ! આ રાધિકાની વ્રજભૂમિ. રૂપીમુનીઓ ગોપાંગના થઇ અહિં અવતર્યા તેમ મ્હારે માટે આજે સાક્ષાત કવિતાએ સુન્દરી દેહ ધારણ કર્યો ! પ્રભુની ઇચ્છાજ એવી છે. સ્નેહપૂર્ણા મ્હારી બને-હું સ્નેહપૂર્ણાનો થાઉં. અરે પેલી સિતારી પણ પોતાને ભાગ્યશાળી માને છે કે તેના તારોપર આ રસભરી સુન્દરીની રસ અંગુલીઓ ફરે છે

મ્હારાં ગીતો પણ ભાગ્યશાળી કે આ ગીત-સુન્દરીના મધુર કંઠમાં ત્હેને સ્થાન છે. "

વસંતના જો આ વિચારો સાંભળનાર કોઇ અત્યારે હોય તો તે આ વસંતના વિચારો છે એમ માનવાને બે ઘડી ના પાડે. હમેશનો સાધુવૃત્તિવાળો વસંત અત્યારે રસિયો બન્યો. દેવતાઓ પણ સુંદરી દર્શને મુગ્ધ બન્યા તો માનવ કોણ માત્ર?

ફુલ વીણતી વીણતી સ્નેહપૂર્ણાના પગલાં વસંત જ્યાં બેઠો હતો તે ફુલ માંડવા તરફ વળ્યા. વસંતને જોતાં તે એકાએક ચોંકી. આ વખતે થોડે દુર આવેલા એક આંબાની ડાળે કોયલ ટહુકી.



## પ્રેમને માટે.

રૂમાનીયાના પાટવીકુમાર કેરોલે પાટવીકુમાર તરીકેનો ગાદી ઉપર આવવાનો હક્ક છોડી દીધો છે. આથી તેના બાપે તેનાજ ચાર વર્ષના દીકરાને પાટવીકુમાર તરીકે જાહેર કર્યો છે. કહે છે કે આ પ્રમાણે ગાદીનો હક્ક છોડી દેવાનું કારણ એ છે કે તેની અગાઉની બૈરી ઝીઝી લેમ્બ્રીનો સાથે તે ફરીથી પ્યારમાં પડ્યો છે. આ બૈરીની સાથે તે ૧૯૧૮માં પહેલી વાર નાસી ગયો હતો. એવી અફવા ઉડી છે કે તે પોતાની હમણાંની બૈરીને તલ્લાક આપવા માગે છે અને ઝીઝી લેમ્બ્રીનોને ફરીથી પરણવા માગે છે. તેની હાલની બૈરી ગ્રીસની રાજકુમારી હેલન છે.

રૂમાનીયાના આ પાટવીકુમારની ઉંમર ૩૨ વરસની છે. ઝીઝી લેમ્બ્રીનો એક સાધારણ માણસની છોકરી છે. દેશના કાયદા વિરૂદ્ધ તે તેને ૧૯૧૮માં પરણ્યો હતો. ત્યારબાદ રજા વગર દેશ છોડી જવામાં લશ્કરી નિયમનો ભંગ થવાથી તેને સજા કરવામાં આવી હતી અને તેના લગ્ન ગેરકાયદેસર જાહેર કરવામાં આવ્યાં હતાં, પણ તેની બૈરીએ મોટી રકમનો બદલો સ્વીકારવાની ના પાડી હતી અને રાજકુમાર પણ તેના તરફ વફાદાર રહ્યો હતો. ત્યાર બાદ પાટવીકુમારે મુસાફરી કરી અને ૧૯૨૧ માં તે ગ્રીસના માજી રાજા કોન્સ્ટંટાઇનની દીકરી હેલન સાથે પરણ્યો. તેમનાથી થયેલો એક દીકરો માઇકેલ હવે ગાદીવારસ થયો છે.

# ઈનામી ઉખાણું.

સંપાદિકાઃ સૌ. નિલમ હરગોવિંદદાસ શ્રોફ.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ■ | ૧ | ૨ | ૩ | ■ | ૪ | ૫ | | ■ |
| ૬ | ■ | ૭ | | ■ | ૮ | | ■ | ૯ |
| ૧૦ | ૧૧ | ■ | | ■ | | ■ | ૧૨ | |
| ૧૩ | | | ■ | ■ | ■ | ૧૪ | | |
| ■ | ■ | ■ | ■ | ■ | ■ | ■ | ■ | ■ |
| ૧૫ | ૧૬ | | ■ | ■ | ■ | ૧૭ | ૧૮ | ૧૯ |
| ૨૦ | | ■ | ૨૧ | ■ | ૨૨ | ■ | ૨૩ | |
| | ■ | ૨૪ | | ■ | ૨૫ | ૨૬ | ■ | |
| ■ | ૨૭ | | | ■ | ૨૮ | | | ■ |

આડાઃ ૧. જવું ( સંસ્કૃત ); ૪. એક સંખ્યા; ૭. પુરૂષ; ૮. ખરાબ; ૧૦. દેહદમન; ૧૨. તંદુરસ્ત; ૧૩. યોગ્યતા આંકવી; ૧૪. ફરસાણમા બનતી એક વસ્તુ; ૧૫. એક ધાતુ; ૧૭. એક જાતનું પક્ષી; ૨૦. સમયનું એક માપ; ૨૩. ગરીબ; ૨૪. મોસમ; ૨૫. મને ( સંસ્કૃત ); ૨૭. વરેમાગું; ૨૮. એક માસિકનાં તંત્રીનું નામ.

ઉભાઃ ૨. ચિત્ત; ૩. કામળ; ૪. હિંદના એક બાદશાહનું નામ; ૫. બોલ; ૬. વિપદ; ૯. એક જાતનું ઝાડ; ૧૧. કાવ્યની એક કડી; ૧૨. સત્યવકતા; ૧૫. એક દેશી ઔષધી; ૧૬. એક ખાવાની વસ્તુ; ૧૮. નાના ગામ; ૧૯. નમવું; ૨૧. એક જળચર પક્ષી; ૨૨. પૈસા પેદા કરનાર; ૨૪. પ્રાચીન કાળનો એક પ્રકારનો લડવૈયો; ૨૬. ભેદ ભર્યું.

[ નોધઃ આ ઉખાણાની હરિફાઇમાં માસિકનાં દરેક સ્ત્રી ગ્રાહક, તેમજ જે બ્હેનો પોતાનાં પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. દરેક જવાબ સાથે એક આનાની પોસ્ટની ટીકીટ બીડવી. એક જણ એક કરતાં વધારે જવાબ લખી મોકલી શકશે. આ ઉખાણાનો જવાબ તા. ૨૮ મી ફેબ્રુઆરી ૧૯૨૯ સુધીમા અમને મળી જાય તેવી રીતે મોકલી આપવો. ]

## ડીસેમ્બર ૧૯૨૫ ના અંકમાં આપેલા ઉખાણાંની હરિફાઇનું પરિણામ.

ડીસેમ્બર ૧૯૨૫ ના અંકમાં જે ઉખાણું આપ્યું હતું, તેના બધા મળીને ૪૮ જવાબ આવ્યા હતા. જેમાંથી ૨૨ જવાબ ખરા નીકળ્યા હતા. એ બધા જવાબ એકઠા કરીને એક ન્હાના બાળક પાસે ઉપડાવતાં તેમાંથી નીચેનું નામ નીકળ્યું છે એટલે એ બ્હેનને ઇનામ આપવાનું જાહેર કરીએ છીએ.

**બ્હેન સરસ્વતી રણછોડલાલ.**

ગ્રાહક નં. ૬૯૫.

ડીસેમ્બર અંકમાં જાહેર કર્યા મુજબ એ બ્હેનને " વર્માની વિવિધ વાર્તાઓ " નામે સુંદર પુસ્તક ઇનામ તરીકે અપાશે. એ બ્હેન ઇનામ મેળવવાં ભાગ્યશાળી થયાં તે માટે અમે તેમને અભિનંદન આપીએ છીએ. એ ઉખાણાનો ખરો જવાબ આ સાથે આપ્યો છે.

| | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ■ | ■ | શા | કે | ■ | ગં | ■ | ધં | ■ | ■ | શો | આ | ■ | શ | ■ | ■ | ઉ | મા | ■ | સ | હી | સ | લા | મ | ત | ■ | ■ | સ | હા | ય | ■ | ■ | કે | શ |
| આ | ધા | ■ | ઠી | ■ | ગા | ■ | ટી | પા | ઘ | ■ | વ | ■ | દે | વા | લ | ■ | યા | ■ | ક | મ | બ | ખા | ત | ■ | કા | ત | રો | ■ | ■ | ધા | ઠ | ■ | ર |
| બ | ણી | ■ | ના | ■ | સ્વ | ■ | ગો | ર | સ | ■ | વા | ■ | ન | ■ | ■ | ■ | ■ | ■ | ર | જ | ■ | ■ | ■ | ■ | ન | વ | જી | વ | ન | ■ | ગ | ■ | દ |
| ■ | ■ | ખા | ગે | ■ | રૂ | ■ | ર | ■ | ■ | કા | વ | ■ | શા | કે | ■ | ઘ | ન્દુ | ■ | કં | ■ | હા | ■ | કા | જી | ■ | ■ | ની | ■ | ■ | ■ | ર | ■ | મુ |
| મા | રો | ટ | ■ | ■ | પ | તિ | ■ | અ | ચા | ન | ક | ■ | દ | ર | ■ | લ | ■ | ■ | દ | ર | ■ | પા | ર | ■ | ન | મ | ના | ર | ■ | ઠા | મ | ■ | ને |
| જ | ■ | કી | ર્ત | ન | ■ | નિ | મ | ■ | ર | સ | ના | ■ | ■ | તા | જ | મ | દા | લ | ■ | ક | મુ | ર | ત | ■ | સ | ગી | પ | ત | ■ | ઠ | ગ | ■ | મ |
| ગૌ | ત | ■ | ■ | ■ | ક | ગી | પા | તું | ■ | ■ | મ | દે | સુ | લ | ■ | ■ | ■ | ■ | ક | મ | ળ | કા | ક | ડી | ■ | ■ | ફૂ | લ | ■ | ■ | ર | ■ | ■ |

**કુપન ફેબ્રુઆરી સને ૧૯૨૬**

માસિકનાં ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે આ કુપન ફાડીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી. એવી રીતે કુપન મોકલનારને હરિફાઇમાં દાખલ કરવામાં આવશે.

તંત્રી, " ગુણસુંદરી "





એમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત ડાહ્યાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



સૌ. મંજુલા બ્હેન પંડ્યા.

પૂનાના ગુજરાતી બન્ધુ સમાજના—સ્નેહ સંમેલન પ્રસંગે થયલી રમતગમતની હરીફાઈમાં સ્ત્રીઓ માટેની રમતમા આ બ્હેને પ્રથમ સ્થાન મેળવ્યું છે.

The Luhana Mitra Press Baroda



# સ્ત્રી જગત્



## હિન્દ.

હિંદી રાષ્ટ્રીય મહાસભાની બેઠક ડીસેમ્બરની આખરમાં કાનપુરમાં શ્રીમતી સરોજીની નાયડુના પ્રમુખપદે મળી હતી. શ્રીમતીએ કવિત્વભરી ભાષામાં પ્રમુખ તરીકેનું ગનનીય ભાષણ આપ્યું હતું. સ્વયંસેવિકાઓ અને પ્રતિનીધિઓ તરીકે સ્ત્રીઓએ મોટી સંખ્યામાં ભાગ લીધો હતો

આ પ્રસંગે મહુંમ દેશબંધુ દાસનાં પત્ની શ્રીમતી વાસંતીદેવીએ નીચે પ્રમાણે સંદેશો મોકલ્યો હતો:

“ મહાસભાની યજ્ઞવેદી પર, ઓ બ્હેન ! આઝાદીની આગ ચેતાવી, જડતામાં સબડતી પ્રજાને એક જ અખંડ ભાવનાની દોરીએ સાંકળીને શક્તિના ને પવિત્રતાના પ્રદેશમાં વાળી લેજે હિંદની સ્વાધીનતાની લડતને સાચા વિજયના સ્વાંગ પહેરાવી ઓ એક બાંધવાને વીરત્વનો પાનો ચઢાવજે. જે આઝાદીને કાજે દેશબંધુએ જીવન હોમી દીધું અને જે સ્વાધીનતાને કાજે આજે ભારતના ૨૦ પુત્રરત્નો કારાગારની યાતના સહી રહ્યા છે, એ અંગાર ઝરતી ભાવનાનાં પૂર ઉમટાવી દેજે. ”

મિસિસ એની બીસાન્ટે સંદેશો મોકલ્યો હતો કે “ હિન્દના સર્વ પક્ષો એકત્ર થઇ સ્વરાજ્યને માર્ગે જાય તેવી રીતે તમે મહાસભાને દોરજો. ”

× ×

મુંબાઇના વનિતા વિશ્રામમાં લેવાયલી વર્નાક્યુલર ફાઇનલની પરિક્ષામાં ૬ બ્હેનો પસાર થઇ છે. તેમનાં નામઃ

(૧) દેની પીરોજશાહ નાગલા. (૨) કમળાબાઇ વનમાળીદાસ વોરા. (૩) રામીબેન ખેતસી. (૪) રતનબેન મોતીરામ .

### ઇનામી નિબંધની પરીક્ષા.

**“ આદર્શ સ્ત્રી કોને કહેવાય ? ”**

મુંબાઇના ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળનાં મંત્રી બ્હેનો લખી જણાવે છે કે “ આદર્શ સ્ત્રી કોને કહેવાય ? ” એ વિષય પર નિબંધ લખવાની પરીક્ષામાં જે બ્હેનો બેસવા માંગતા હોય તેમણે પોતાના નામ, સરનામા સહિત, સેક્રેટરીઓને તા ૭ મી ફેબ્રુઆરી ૧૯૨૬ સુધીમાં, નં. ૮૨, અમરેલી હાઉસ ગીરગામ બેક રોડ, એ સરનામે મોકલી આપવાં.

મજકુર નિબંધ ફુલ્સકેપ કાગળની એક બાજુ લગભગ પાંચથી છ પાનામાં સમાય એટલો લખવો જોઇએ. કાગળ, હોલ્ડર વગેરે મંડળમાંથી અપાશે.

આ નિબંધ લખવાની પરીક્ષા તા. ૨૫ મી ફેબ્રુઆરી ૧૯૨૬ ને દિને મંડળના હોલમાં બપોરે દોઢ વાગ્યે ( સ્ટા ટા ) લેવાશે. પરીક્ષામાં ફતેહમંદ થનાર બ્હેનોને સ્વ. સૌ. પાર્વતીબાઈ દ્વારકાંદાસ ત્રીભોવનદાસ ઇનામી નિબંધ ફંડના વ્યાજમાંથી અનુક્રમે રૂ. ૧૫, રૂ. ૧૦ અને રૂ ૫ નાં ત્રણ ઇનામો અપાશે.

રાખી સીતાર ઉપરનો પોતાનો કાબુ બતાવતાં શ્રી મહારાજ આનંદ પામ્યા હતા. પરિષદની બેઠકમાં આર્યકુમારિઓ માટે ઠેક ઠેકાણે સંસ્થાઓ ખોલવાના અને પેટા જ્ઞાતિઓમાં લગ્ન કરવાના ઠરાવો પસાર થયા હતા.

× × ×

સૌ. વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠને નવા વર્ષની ખુશાલીમાં કયસરે હિંદનો સોનાનો બીજા વર્ગનો ચાંદ આપવામાં આવ્યો છે.

× × ×

અમદાવાદમાં તા. ૧૦ મી જાન્યુઆરીએ શ્રી જૈન વિસા ઓસવાલ જ્ઞાતિની સ્ત્રીઓની એક સભા કલબના મકાનમાં મળી હતી. પ્રમુખ સ્થાન સૌ. લીલાવતી પુરૂષોતમ શેઠે લીધું હતું. શ્રી. શાન્તાબ્હેન રાજાભાઇ અને શ્રી. કાન્તાબ્હેન મોહનલાલે "સ્ત્રી કેળવણી" વિષે નિબંધો વાંચ્યા હતા. શ્રી. ઉલ્લાસબ્હેન મોહનલાલે અને શ્રી. સરસ્વતી શંભુભાઇએ અનુક્રમે સ્ત્રીઓની, ગૃહવ્યવસ્થા અને ધાર્મિક જ્ઞાન વિષે વિવેચન કર્યાં હતાં. શ્રી. વિદ્યાબ્હેન નીલકંઠે પણ એક મનનીય ભાષણ આપ્યું હતું. તે પછી રા શાહે કલબ તરફથી ફરતા સ્ત્રી પુસ્તકાલયનો છેલ્લા પાંચ વર્ષનો અહેવાલ વાંચ્યો હતો. ત્યારબાદ ઇનામ મેળવનાર કન્યાઓને પ્રમુખે ઇનામો વ્હેંચી આપ્યા હતા. પ્રમુખે વિવેચન કરી રૂ ૨૦૧ ભેટ તરીકે આપ્યા હતા.

× × ×

અમદાવાદના ગોકળદાસ નામના જૈનને ત્યાં બે સ્ત્રીઓ નામે કાન્તા અને સાંકળી ઘેર હતી એવામાં કોઈ બે જણા અકસ્માત ઘરમાં દાખલ થઈ ગયા અને તેમને માર માર્યો. સાંકળીને અઢાર જખમ કર્યાં હતા અને તેને સીવીલ હોસ્પીટલમાં લઇ જવી પડી હતી, જ્યારે કાન્તાને હાથ ઉપર જખમ થયા હતા અને તેને સીવીલ હોસ્પીટલમાથી વહેલો

અમદાવાદમાં શ્રી. ગુજરાત પ્રશ્નોરા યુવક મંડળનું બીજું સંમેલન ડીસેમ્બરમાં ભરાયું હતું, જેમાં બાળલગ્ન અને વૃદ્ધલગ્નો નાબુદ કરવાના, લગ્ન મરણના ખર્ચો ઓછા કરવાના, વિધવાઓની સ્થિતિ સુધારવાનાં વગેરે ઠરાવો થયા હતા.

× × ×

બી બી. એન્ડ સી. આઇ. રેલ્વે કંપનીએ સ્ત્રીઓના ડબાઓમાં ટીકીટ તપાસવા માટે રૂ. ૧૫૦ ના પગારથી બે બાનુ ટીકીટ તપાસનાર નિમી છે.

× × ×

તા. ૨૦મી ડીસેમ્બરે પંચમહાલના રાજપુતોની પરિષદ ગોધરામાં મળી હતી. પ્રમુખે પોતાના ભાષણમાં સ્ત્રીઓને કેળવણી આપવાની, રડવાકુટવાના રિવાજ નાબુદ કરવાની અને બાળ વિધવાના પુનર્લગ્ન કરવાની હિમાયત કરી હતી.

× × ×

વીસનગરમાં પ્રસુતિગૃહ ખુલ્લું મુકાયું છે અને તેમાં સ્ત્રી ડાક્ટર તરીકે બ્હેન જ્યાગૌરી ખાંડવાળા, એમ. બી. બી. એસ ની નીમણુંક રૂ. ૨૫૦ના પગારે એક વર્ષ માટે થઇ છે.

× × ×

ભાવનગરના મહિલા વિદ્યાલયના કામથી સંતોષ પામી ત્યાંની શ્રી. ત્રીભુવનદાસ ભાણજી કન્યાશાળાના ૫મા અને ૬ ઠ્ઠા ધોરણના વર્ગો એ વિદ્યાલયને સોપવાનું નક્કી થયું છે. કન્યાઓની સંખ્યા દિન પ્રતિદિન વધતી જાય છે થોડા સમયમાં રાજ્યની કન્યાશાળાઓ એ વિદ્યાલયના વહીવટ હેઠળ મુકાય એવો સંભવ છે આ વિદ્યાલયના વહીવટ માટે સ્ત્રી કેળવણી મંડળે નીમેલી વિદ્યાસભામાં શ્રી. વિનોદિની યાજ્ઞિક, શ્રી. તારાબ્હેન મોડક અને બીજા પુરૂષ કેળવણીકારો કામ કરી રહ્યાં છે

× × ×

ગોંડલના રહેવાસી ભાટીઆ ગૃહસ્થ રા. જેઠમલ હરદાસની એજ જ્ઞાતિની એક વિધવા સાથે પરણ્યા હતા. એ દંપતિની ૧૮ વર્ષની કન્યા સાથે એજ જ્ઞાતિના રા. કરસનદાસ રાઘવજી ઠેઠીએ લગ્ન કર્યાં છે.

× × ×

ગોંડલ રેલ્વેના નવાગઢ સ્ટેશનના સ્ટેશન માસ્તરની જોહુકમી વિષે જામનગર નિવાસી રા. કાકુ નાનજી ફરિયાદ કરે છે કે તા.૩૦મી ડીસેમ્બરે તેઓ બે સ્ત્રીઓને બેસાડવા વેટીંગ રૂમમાં લઇ

ગયા તો ત્યાં સ્ટેશન માસ્તર કોઇ ત્રણ સ્ત્રીઓ સાથે વાતો કરતાં બેઠા હતા. નવા આવનારાને જોઈ માસ્તર ભભુકયા અને દીવો હકાવી લઈ રૂમ બંધ કરવાનો હુકમ કર્યો. અનેક વિનવણી છતાં માસ્તર માન્યા નહિ અને બધાને બ્હાર પ્લેટ ફોર્મ-પર કાઢી પોતે નિરાંતે સુઇ ગયા. ( સૌરાષ્ટ્ર )

× × ×

" ખાનદાનીના ખપ્પરમાં : મુંજીઆસરથી ખબર આવે છે કે : ' શેઠ પાનાચંદની ૧૦-૧૧ વર્ષની દીકરીને ૫૫-૬૦ વર્ષના બુઢ્ઢા સાથે પરણાવવામાં અહીંના પટેલે ઠીક મદદ કરી અને કન્યાની વિધવા માને સમજાવવા બદલ પટેલને મહેનતાણું પણ વરરાજા પાસેથી સારું મળ્યું એમ અહીં બોલાય છે. કન્યાનો ભાઇ તાલાલા હતો, પણ તેને આ વાતથી અજાણ રાખી, વિધવા માતા ને પટેલે ફેરા ફેરવી દીધા. વળી પોકાર છે કે પટેલે દરબારશ્રીના નામે, લોકો પાસેથી આ લગ્નમાં વેઠ લીધી અને ઢોરોને માર્યા ' દ. શ્રી વાજસુરવાળાને તપાસ કરવા વિનતિ છે " ( સૌરાષ્ટ્ર ).

× ×

કે ' એ બંધીથી જ શુભ પરિણામ આવ્યાં છે તેને માટે રાજ્યની સ્ત્રીઓ ઘણી સુખી થઈ છે. પ્રજાના સુખને ખાતર રાજ્યની આવકનો હિસાબ ન ગણવો જોઇએ. '.

× × ×

" ભોપાલનો એક ખબરપત્રી લખે છે કે ભોપાળનાં કપાસનાં જીનમાં ગરીબ માણસો પોતાની પત્ની સાથે કામ કરવા આવે છે. ત્યાંના મુસલમાનો મજુર સ્ત્રીઓને ફસાવવાની યુક્તિઓ રચે છે. હમણાંજ એક મજુર સ્ત્રીનું તેઓએ હરણ કર્યું— તેને મુસલમાન બનાવવાની કોશીશ કરી. આ જીનમાંથી દર મહિને આઠ દશ સ્ત્રીઓ અને એટલાંજ બાળકો મુસલમાન બને છે. " ( કર્મભૂમિ )

× ×

ભાવલપુર રાજ્યના દિવાન નવાબ મૌલાબક્ષનાં પુત્રી શ્રીમતી ઇસ્મત ખાંનુમને લેડી રેડીંગ તરફથી વધુ વૈદકીય અભ્યાસ માટે બે વર્ષ પ્હેલાં ઇગ્લાંડ મોકલવામાં આવ્યાં હતાં તેમણે ત્યાંની સી. એમ. બી. ની પરીક્ષા પસાર કરી છે અને હમણાંજ હિંદ પાછાં ફર્યા છે. આ પરીક્ષા પસાર કરનર પ્હેલાં હિંદી સ્ત્રી છે. તેઓ સીમલાની લેડી રેડીંગ ફીમેલ હોસ્પીટલમાં કામ કરશે.



નવાબઝાદી ઇસ્મત ખાનુમ, સી એમ. બી.

પૂનામાં થોડા સમયપર ત્યાંના ગુજરાતી બન્ધુ સમાજ તરફથી સ્નેહ સંમેલન હજવાયું હતું. એ સમેલન પ્રસંગે રમત ગમતની હરીફાઇઓ થઇ હતી. સ્ત્રીઓ માટેની રમતોમાં સૌ. મંજુલા બ્હેન પંડયા પ્હેલાં આવ્યાં હતાં.

× × ×

ભોપાલના ના. બેગમ ઇગ્લાંડ ગયાં ત્યારે બ્રિટિશ મદ્ય નિષેધક મંડળનાં પ્રમુખ મીસ એગ્નીસ સ્લેક અને ઉપ-પ્રમુખ લેડી કોઇડે તેમની મુલાકાત લઇ પોતાના રાજ્યમાં દારની બંધી કરવા માટે મુબારકબાદી આપી હતી ના. બેગમે જણાવ્યું

× × ×

ગ્વાલીયરના મહારાજાના મરણ પહેલાં ફાંસે તેમના તરફ જે માયાળુ લાગણી બતાવી તે બદલ ગ્વાલિયરનાં મહારાણીએ લોર્ડ ફુની મારફત ફાંસ ઓયાને ૧ લાખ ફાંકનો ચેક મોકલી આપ્યો છે. આ રકમ કોઇ પણ પરોપકારી કાર્યમાં ખર્ચવાનું સુચવાયું છે.

× × ×

તા. ૨૯ મી ડીસેમ્બરે કમલાવનીમાં મિસિસ કે. મેસ. નાયડુના પ્રમુખપણા નીચે હિંદી સ્ત્રીઓની

પરિષદ ભરાઇ હતી, જેમાં સંસાર સુધારા અને સ્ત્રીઓની સ્થિતિ સુધારવાને લગતા ઠરાવો પસાર થયા હતા.

× × ×

ઝાંસીની ઇતિહાસ પ્રસિદ્ધ વીર રાણી લક્ષ્મીબાઇનું સ્મારક રચવાનો નિશ્ચય એ શહેરના પ્રજાજનોએ કર્યો છે. ત્યાંની મ્યુનીસીપાલીટીએ એ કામ માટે રૂ. ૫૦૦૦ આપવાનું મંજુર કર્યું છે. શ્રીમતિ સરોજિનિ નાયડુ કમિટીના એક સભાસદ છે.

× × ×

અલીગઢમાં સર અબદુલ કૈયુમખાનના પ્રમુખપદે ડીસેંબરમાં મુસ્લીમ કેળવણી પરિષદ મળી તે વખતે પરિષદમાં દાખલ નહિ થવાની નોટીસ સેક્રેટરીએ સ્ત્રીઓને આપી હતી. આ અટકાવ માટે મુસ્લીમ સ્ત્રીઓને અપમાન લાગ્યું હતું અને શ્રીમતી આતીઆ બેગમે પરિષદમાં હાજર રહી પોતાનો વિરોધ જાહેર કર્યો હતો. પાછળથી સ્ત્રીઓએ પોતાની જુદી પરિષદ્ ભરી હતી એ પરિષદ્ અલીગઢમાં તા૦ ૨૭ મીએ મળી તે વખતે ચના ઠરાવો પસાર થયા:–૧ આ પરિષદ મક્કમપણે એવું જાહેર કરે છે કે પુરૂષોની સાથે સભાઓમાં અને પરિષદોમાં ભાગ લેવાનો સ્ત્રીઓનો જન્મ સિદ્ધ હક્ક છે. જ્યુબીલી મંડળમાં ૨૬ મીએ ભરાયેલી અખિલ હિંદી મુસલમાન કેળવણી પરિષદમાં ભાગ લેતા સ્ત્રીઓને અટકાવનારા પુરૂષોના કર્ત્તવ્ય સામે આ પરિષદ વિરોધ બતાવે છે. અને સ્ત્રીઓના હકોને સાબીત કરવા માટે મદદ કરનારાં આતીયા બેગમ તથા અન્ય સદ્ગૃહસ્થોનો આ પરિષદ આભાર માને છે.

૨ મુસલમાનોમાં ફરજીઆત કેળવણી દાખલ કરવી જોઇએ.

૩ આખા હિંદમાં મુસ્લીમ કન્યાઓ માટે કેળ કેળવણીની સંસ્થાઓ ઉભી કરવાને તથા અસ્તિત્વ ધરાવતી સંસ્થાઓને સુધારવા માટે મુસ્લીમ સ્ત્રીઓ અને પુરૂષોની એક સહકારી સમિતિ નામે હુઈન-ઇ-નિસ્વાન ( સ્ત્રીઓની મદદ સમિતિ ) નીમવી અને અને આ સમિતિમા બીજી સમિતિઓએ ( જે હોય તો ) પોતાના પ્રતિનિધિઓ મોકલવા.

× × ×

બિહાર અને ઓરીસ્સા પ્રાંતનો કેળવણી ખાતાનો રીપોર્ટ જોતાં જણાય છે કે કેળવણી લેતી છોકરીઓની સંખ્યા આગલા વર્ષો કરતાં વધી છે.

× × ×

ડીસેમ્બરની આખરમાં હિંદી સંસાર સુધારા પરિષદ્‌ની બેઠક શ્રીમતી સરલાદેવી ચૌધરીના પ્રમુખપદે કલકત્તામાં મળી હતી. ડૉ. પ્રાંજપેએ સ્ત્રીઓને રાજકીય મતાધિકાર આપવાનો ઠરાવ રજુ કર્યો હતો. મિસિસ કુમુદિની બોઝ અને મીસ ફીશરે એ ઠરાવને ટેકો આપ્યો હતો. વરવિક્રયનો રિવાજ નાબુદ કરવાનો ઠરાવ મિસિસ કામિની રોયે રજુ કર્યો હતો. મીસ લીના રોયે પડદાનો રિવાજ કાઢી નાંખવાનો ઠરાવ મૂકયો હતો. ઉપરાંત વિધવા વિવાહ વિષે, જ્ઞાતિબંધન કાઢી નાંખવા વિષે, બદમાશોનો ભોગ થઇ પડેલી સ્ત્રીઓને સમાજમાં ફરી દાખલ કરવાનો, અને જાતિ રક્ષણ માટે સીનેમા નાટકો પર અંકુશ મુકવાના ઠરાવો થયા હતા.

× × ×

કલકત્તાની મેડીકલ કોલેજને કાઉન્ટેસ ઓફ રીડીંગે રૂ ૧૦,૦ ૦ એક્ષ રેના ડાકટરી ખાતાના ઓજારો ખરીદવાને આપ્યાં છે એવી શરતે કે ગરીબ દરદીઓને તે ઓજારોનો લાભ મફત આપવામાં આવે.

× × ×

પ્રજાવત્સલ નેપાલનરેશ ગુલામીને છેલ્લી વિદાય અર્પી રહ્યા છે. ગયા નવેમ્બરમાં ગુલામોની સ્વતંત્રતા માટે રાજ્ય તરફથી ગુલામોના માલેકોને ૧૪ લાખ રૂા. સુધીનો બદલો મંજુર થયેલો પણ આજ દિવસ સુધીમાં એ ઉદ્ધારકાર્યમાં રૂા. ૫૦ લાખ ખર્ચાયા છે, અને ઉદારચરિત મહારાજાએ રાજ્યની મંજુરી ઉપરાંતની રકમ પોતાની ખાનગી શિલકમાંથી આપી છે. આવા રાજવી માટે પ્રજા પોતાના પ્રાણ પાથરવા કેમ તૈયાર ન થાય?

× ×

પંજાબની ધારાસભાએ લાલા બોધરાજની દરખાસ્ત મંજુર કરી સ્ત્રીઓને ધારાસભા માટે મતાધિકાર આપ્યો છે.

× × ×

લાહોરની વિધવા વિવાહ સહાયક સભા અને તેની શાખાઓએ ૧૯૨૫ના વર્ષમાં કુલ ૨૬૬૩ વિધવાઓનાં પુનર્લગ્ન કરાવ્યાં હતાં: બ્રાહ્મણ: ૪૪૬; ક્ષત્રી:૫૦૯; અરોડા: ૫૭૦; કાયસ્થ: ૭૬;

અગ્રવાલઃ ૧૮૦ઃ રેજપુતઃ ૨૦૨; શીખઃ ૨૫૧; પરચુરણઃ ૪૨૯. પ્રાંતવાર : પન્જાબ અને સરહદઃ ૨૦૫૭; દીલ્હીઃ ૪૧; સીંધઃ ૩૯; સયુક્ત પ્રાંતો; ૩૫૬-હૈદરાબાદ (દક્ષિણ): ૫; આસામઃ ૩૦; બંગાલા ૭૩; મદ્રાસઃ ૨૩; મુંબાઇઃ ૧૨; મધ્ય હિંદ : ૧૧; રાજપુતાનાઃ ૧૭.

## એશિયા.

—સીલોનની ધારાસભામાં તા. ૧૮ મી ડીસેમ્બરે વ્યભીચારને એક ફોજદારી ગુન્હો ઠરાવવાની દરખાસ્ત ચાર કલાકની ચર્ચા બાદ રદ ગઇ હતી.

× × ×

ચીનના તેર મોટા શહેરોમાં યંગ વીમેન્સ ક્રીશ્ચિયન એસોસીએશન સ્ત્રીઓ માટેની ચળવળ ચલાવી રહ્યું છે. મીસ ટીંગ-શુચીંગ નામે ચીની મહિલા એ મંડળની જનરલ સેક્રેટરી છે.

× × ×

## યુરપ.

ઇન્ટરનેશનલ વીમેન સફ્રેજ એલાયન્સ (આંતર-રાષ્ટ્રીય સ્ત્રી મતાધિકાર સંઘની) દશમી કોન્ગ્રેસ તા. ૩૦ મી મે થી ૬ ઠ્ઠી જુન ૧૯૨૬ સુધી પેરીસ યુનીવરસીટીના સોરબોન મહાલયમા ભરવાનું નકકી થયું છે. કાર્યક્રમમાં નીચે પ્રમાણે વિષયો ચર્ચાશેઃ (૧) સ્ત્રી તેમજ પુરૂષો માટે નીતિનું એક સરખું ધોરણ; (૨) સ્ત્રીઓના ગુલામી વ્યાપાર સામે લડત; (૩) સ્ત્રી પુરૂષોને કામ કરવાના એક સરખાં સંજોગો; (૪) કુટુંબોને રાજ્ય તરફથી મદદ; (૫) પરદેશીઓને પરણનાર સ્ત્રીઓના રાષ્ટ્રીય હકક; (૬) અવિવાહિત માતા અને તેના બાળકની સ્થિતિ; (૭) એલચીખાતામાં સ્ત્રી નોકરો; (૮) પોલીસખાતામાં સ્ત્રીઓ; (૯) સ્ત્રી મતદારની કામ કરવાની રીતો; (૧૦) જે દેશોમાં સ્ત્રીઓને મતાધિકાર નથી મળ્યા ત્યાં લડત ચલાવવાની રીતો; (૧૧) સ્ત્રીઓ અને રાષ્ટ્ર-સંઘ, વગેરે, આ પરિષદમાં દુનિયાના અનેક દેશોમાંથી સ્ત્રીઓ આવશે આ વિષયોની ચર્ચા ઉપરાંત કેટલાક ખાસ સંમેલનો પણ થશે. આજુબાજુના પ્રદેશોની યાત્રા માટે પણ ગોઠવણ કરવામાં આવશે.

× × ×

ઇગ્લાંડમાં નિરાધાર વિધવાઓને અને બાળકોને રાજ્ય તરફથી પેન્શન આપવાનો કાયદો પસાર થયો છે. અત્યાર પહેલાં એ કાયદાની રૂએ મળતાં પેન્સનોનો લાભ ત્રણ લાખ ઉપર વ્યકિતઓએ લીધો છે. એવોજ કાયદો આયર્લાંડમાં પણ પસાર થયો છે.

× × ×

લંડનની જુદી જુદી મ્યુનીસીપાલીટીઓમાં કુલ ૧૦૪ સ્ત્રી ઉમેદવારો ગઇ ચુંટણીમાં સભાસદ થઇ છે. દેશના બીજા ભાગોમાં ૬ સ્ત્રીઓ મેયર તરીકે ચુંટાઇ છે.

× × ×

બ્રિટિશ સ્ત્રી-પોલીસ ખાતાની જાણીતી અમલદાર કમાન્ડન્ટ મીસ મેરી એલનઃ ઓ. બી. ઇ. એ "સ્ત્રી-પોલીસ" સંબંધી એક પુસ્તક લખી હમણાંજ પ્રકટ કર્યું છે, સ્ત્રીઓ પોલીસ તરીકેની ફરજો બજાવવામાં સ્ત્રી-શહેરીઓની કેવી ઉપયોગી સેવા બજાવે છે તે એ પુસ્તકમાં તેણે બતાવ્યું છે.

× × ×

ઇંગ્લાંડમાં દિવાનાપણા વિષેના શાહી કમીશન સમક્ષ સાક્ષી આપતાં સ્ત્રીઓએ એવી માંગણીઓ કરી છે કે, (૧) માણસોને દિવાના ઠરાવનાર બોર્ડ ઓફ કન્ટ્રોલમાં વધારે સ્ત્રીઓની નીમણુંક થવી જોઇએ; (૨) જે દિવાના શાળામાં સ્ત્રી-દર્દીઓ હોય ત્યાં સ્ત્રી-ડોકટરો હોવી જોઇએ અને (૩) દિવાનાશાળાઓની મુલાકાત લેનારી કમીટીઓમાં પણ વધારે સ્ત્રીઓ હોવી જોઇએ.

× × ×

ઇંગ્લાંડની પાર્લામેન્ટમાં મીસ એલન વીલ્કીન્સન એવી મતલબનો ખરડો રજુ કરવાનાં છે કે મોટા શહેરોમાં સ્ત્રીઓને પોલીસ ખાતામાં દાખલ કરવાની ફરજ ત્યાંની નિરિક્ષક કમીટિને પાડવી.

× × ×

ઇંગ્લાંડમાં ૫૫ વર્ષ ઉપરની વૃદ્ધ સ્ત્રીઓ જેમની વાર્ષિક આવક ૫૦ ને ૧૦૦ પાઉન્ડની વચમાં હોય અને જેઓ એકાન્ત શાન્તિમાં જીવન ગાળવા ઇચ્છતી હોય તેમને માટે લેડી બર્થા ડીકન્સે સનીંગડેલમાં એક કલબ સ્થાપી છે કલબમાં રહેવાની તેમજ ખાવાપીવાની ગોઠવણ થશે. રહેવા માટે અઠવાડીએ સાડા છ શીલીંગ ભાડું અને ભોજન માટે સાડા દસ શીલીંગ લેવાશે.

× × ×

ઉત્તર આયર્લાંડમાં ત્યાંના સ્ત્રી સંઘના પ્રયાસથી સ્ત્રી ગુન્હેગારો માટેની આરમાધ જેલમાં બે સ્ત્રી-મેજીસ્ટ્રેટો નીમવામાં આવ્યાં છે. એજ પ્રદેશ માટે કારખાનાઓની એક સ્ત્રી-ઇન્સ્પેકટર પણ નીમાઇ છે.

× × ×

. બેલ્ફાસ્ટમાં બાળહિતવર્ધક કાર્યની ચળવળ ચાલી રહી છે. થોડા વખત પ્હેલાં, સુવાવડ આવતાં પ્હેલાં માતાઓને માટે જે ખર્ચ થાય છે તેમાં વધારો કરવાની મ્યુનીસીપાલીટીને અરજ કરી હતી જે મંજુર કરવામાં આવી છે.

× × ×

આયરીશ ફ્રીસ્ટેટમાં જે નોકરો પરણેલા ન હોય તેમના પગાર પોણા કરી નાખવા અને જે નોકર પરણે તેને રાજ્ય તરફથી પહેરામણી આપવા ઠર્યું છે !

× × ×

નોર્વે, સ્વીડન અને ડેન્માર્કમાં પરદેશીઓ સાથે પરણેલી સ્ત્રીઓ જો પોતાના પતિના દેશના કાયદાની રૂયે ત્યાંના પ્રજાજન તરીકેના હકક ન મેળવી શકે, અને પોતાના વતનમાંજ રહેવાનું ચાલુ રાખે તો પોતાના દેશના પ્રજાજન તરીકેના સર્વ હકક ભોગવી શકે, એવા ધારાઓ હમણાં જ ત્યાં પસાર થયા છે.

× × ×

ઇટાલીના વડા પ્રધાન સીનોર મુસોલીનીએ બે વર્ષ પ્હેલાં વચન આપ્યા પ્રમાણે સ્ત્રીઓને રાજકીય મતાધિકાર આપવાનો કાયદો ઇટાલીની પાર્લામેન્ટે ૧૫૭ વિરૂદ્ધ ૬૮ મતે પસાર કર્યો છે. આ કાયદો સંકુચિત મર્યાદામાંજ મતાધિકાર આપે છે; એ અધિકાર પુરૂષો જેટલો વિશાલ નથી.

–ઇટાલીના રાજાની વૃદ્ધ માતા મારગેરીટા સોમવારે ૭૪ વર્ષની ઉમ્મરે દેવલોક પામ્યા છે.

× × ×

સ્પેનમાં ૨૩ વર્ષ ઉપરની ઉમ્મરની સ્ત્રીને અને બાળકોવાળી વિધવાને મતાધિકાર આપવાનું ઠર્યું છે.

× × ×

જર્મનીમાં ન્યાયાધીશના ઓદ્ધા માટે પરીક્ષાઓ લેવાય છે. એ પરીક્ષા આપનાર પ્હેલાં સ્ત્રી ડો. એને ફુરેસ્કી છે, જેની જડજ તરીકે નીમણુક કરવામાં આવી છે.

× × ×

આસ્ટ્રિયાની પાર્લામેન્ટના સ્ત્રી–સભાસદ શ્રી ઓલ્ગા રૂડેલ–ઝીનેકે ધાવો સંબંધી એક ખરડો રજુ કર્યો છે. આ ખરડાની રૂયે બાળકોને ધવરાવવા લઇ જનાર ધાવોને ફરજિઆત પોતાને અને બાળકો માટે ફરજિઆત સરટીફીકેટ નીમેલા ડોકટરો પાસે મેળવવાં પડશે. કાયદાના ભંગ માટે ૨૦૦ શીલીંગનો દંડ ઠરાવ્યો છે.

× × ×

આસ્ટ્રિયામાં ડો. મીસિસ મેરીઅન બેથને પ્હેલા સ્ત્રી–બેરીસ્ટર તરીકે દાખલ કર્યા છે. બે વર્ષની પેકટીસ પછી તે ધારાશાસ્ત્રી થયેલાં ગણાશે. તેમણે તત્વજ્ઞાનની પણ ડીગ્રી મેળવી છે. તેમના પતિ યુનીવરસીટીમાં પ્રોફેસર છે. તે બે બાળકોની માતા છે.

× × ×

જ્યુનીઅર રેડ ક્રોસ સોસાયટી સ્થાપી તેનો બાહોશીથી પ્રબંધ કરવા માટે અમેરિકાના મીસ સ્પેન્સરને આસ્ટ્રિઆના પ્રમુખ ડો. માઇકલ હૅનીશે રાજ્યની સેવા કરવા માટેનો સોનાનો ચાંદ આપ્યો છે આ ચાંદ બહુ થોડાનેજ અપાય છે

× × ×

હંગરીની પાર્લામેન્ટે સ્ત્રીઓની વીસ વર્ષની લડત પછી સ્ત્રીઓને રાજકીય મતાધિકાર આપવાનો કાયદો હમણાંજ પસાર કર્યો છે. બાળકોના રક્ષણ માટે ત્યાંની સ્ત્રીઓએ વેપાર ખાતાના પ્રધાનને એવો હુકમ પ્રકટ કરવાની અરજ કરી હતી કે ૧૪ વર્ષની ઉમ્મર પ્હેલાં કોઇ પણ છોકરાને–યા છોકરીને ડોકટરના સરટીફીકેટ અને પરવાનગી વિના કારખાનામાં દાખલ કરવાં નહિ. તેમણે એવો હુકમ આવતા ઉનાળામાં પ્રકટ કરવાનું વચન આપ્યું છે.

હંગરીમાં નવો મ્યુનીસીપાલ કાયદો પસાર થયો છે તેની રૂયે સ્ત્રીઓને મત આપવાના અને સભાસદ થવાના પુરૂષો જેટલાજ અધિકાર મળ્યા છે.

× × ×

બલ્ગેરીઆની સ્ત્રીઓના રાષ્ટ્રીય મંડળની ૧૯મી કોન્ગ્રેસ તા. ૭મી ઓકટોબરે મળી હતી. ૩૬ મંડળોમાંથી ૧૦૪ પ્રતિનીધિઓ આવ્યાં હતાં કોન્ગ્રેસમાં (૧) બાળકની કેળવણીમાં સ્ત્રીનો ભાગ; (૨) ગામડાની સ્ત્રીઓની કેળવણી, (૩) સ્ત્રી કામદારોનું રક્ષણ; (૪) બાળમરણ સામે સ્ત્રીઓની લડત, વગેરે બાબતો ચર્ચાઇ ઠરાવો થયા હતા.

× × ×

તુર્કસ્તાનના સ્ત્રી મંડળે એવી પરવાનગી માગી છે કે, (૧) તુર્કસ્તાનનો બળવો, (૨) તુર્ક સ્ત્રીઓની સ્થિતિ, (૩) બાળકો કેમ ઉછેરવાં? (૪) ઘર કેમ ચલાવવું? વગેરે વિષયો પર દર અઠવાડીએ મસ્જીદોમાં ભાષણો આપવાની તેમને પરવાનગી આપવી. વધારામાં જાહેર પ્રજાની નીતિના રક્ષણને ખાતર સીનેમાની ફીલ્મો પર અંકુશ મુકવા સ્ત્રી–ઇન્સપેકટરો નીમવાની પણ તેમણે માંગણી

કરી છે. આ બધી સ્વતંત્રતાના બદલા તરીકે રાજ્ય હવે સ્ત્રીઓ ઉપર પણ પુરૂષોની જેમ ટેક્ષ નાખનાર છે.

## આફ્રિકા.

ઉત્તર આફ્રિકાની ટ્યુરેગ જાતિ માટે મી. ફ્રાન્સીસ રીડ કહે છે કે એ લોકની સ્ત્રીઓ યુરપની સ્ત્રીઓની જેમ સંપૂર્ણ સ્વત્રંતા ભોગવે છે. વિચિત્ર વાત એ છે કે સ્ત્રીઓને બદલે પુરૂષો ઘુંઘટ કાઢે છે. સ્ત્રીઓ પોતેજ બાળકોને કેળવણી આપે છે. લગ્ન પછી પણ તેમની મિલ્કત પર પતિનો અધિકાર નથી થતો અને સ્ત્રી પોતાની ઇચ્છા પ્રમાણે તેનો ઉપયોગ કરી શકે છે. પુરૂષ તેમની આજ્ઞા વિના કોઇ પણ કામ ન કરી શકે.

× × ×

## અમેરિકા.

અમેરિકાની રાષ્ટ્રીય સ્ત્રી મતદાર સંઘની વાર્ષિક પરિષદ વોશીંગટનમાં નવેમ્બરની શરૂઆતમાં મળી હતી, જેમાં આખા દેશમાંથી દૂર દૂરથી પ્રતિનિધિઓ આવ્યા હતા. જુદા જુદા વિષયો પર ચર્ચા થઇ હતી.

× × ×

અમેરિકાની સ્ત્રીઓ પોતાના રાજકીય વિચારોમાં કેટલી સ્વતંત્ર હોય છે તે પશ્ચિમ ટેનેસેની મિસિસ પ્રીસ્ટ નામે મહિલાના દાખલા ઉપરથી સમજાય છે. મિસિસ પ્રીસ્ટ રીપબ્લીકન છે; તેનો પતિ ડેમોક્રેટ છે. આ રાજકીય સ્વાતંત્ર્ય માટે પ્રેસીડન્ટ કુલીજે તેને ટેનેસે અને આરકાન્સાસના કસ્ટમ્સ ખાતાની ઉપરી બનાવી છે. તેનો બાપ એક જડજ હતો

× × ×

અમેરિકાના પ્રોટેસ્ટંટ સંપ્રદાયના ધર્મગુરૂઓની સભાએ ૬૬ વિરૂદ્ધ ૨૭ મતે લગ્નની પ્રતિજ્ઞાઓમાં "આજ્ઞા માનીશ '(obey) શબ્દ કાઢી નાંખવાનો ઠરાવ કર્યો છે.

× × ×

ડૉ મેરીગા રૂઝ રોન્સની ક્યુબામાં મ્યુનીસીપલ જડજ તરીકે નીમણુંક કરવામાં આવી છે. એ હોદ્દા પર નીમાનાર એ પ્હેલીજ સ્ત્રી છે,

## ઓસ્ટ્રેલિયા.

ઓસ્ટ્રેલિઆની ફેડરેશન પાર્લમેન્ટમાં મી. ડન્કન-હ્યુજીસે એવી દરખાસ્ત રજુ કરવાની સૂચના આપી હતી કે "બ્રિટિશ સ્ત્રી પરદેશીને પરણે તો તે કારણને ખાતરજ તેના બ્રિટિશ પ્રજાજન તરીકેના હક્ક રદ ન થાય, પરંતુ બ્રિટિશ પ્રજાજન રહેવું કે પોતાના પતિના દેશના પ્રજાજન થવું, એ બે વચ્ચે પસંદગી કરવાનો હક્ક તેને આપવો." આ દરખાસ્ત સરકારે યુક્તિથી ચર્ચા માટે રજુ થવા દીધી નહોતી. બાળકોને કાયદેસર દત્તક લેવા સંબંધી કાયદાના ખરડામાં "નિર્ણય કરનાર મેજીસ્ટ્રેટ બે જે. પી. ની સલાહ લે—જેમાં એક સ્ત્રી હોય ' એવો સુધારો દાખલવાનો પ્રયત્ન પણ હાલ તુરત નકામો ગયો છે

× × ×

ન્યુ સાઉથ વેલ્સની પાર્લામેન્ટમાં મીસ પ્રેસ્ટન સ્ટેનલી પ્હેલાં સ્ત્રી-સભાસદ તરીકે અત્યારે વિરાજે છે. તેમણે પોતાના પ્હેલા ભાષણમાં માતાઓ અને બાળકોની જીંદગી બચાવવાના સવાલની ખાસ ચર્ચા કરી હતી.

આ દેશની ધારાસભામાં સભાસદો સરકાર તરફથી નીમાયલા હોય છે. સ્ત્રીઓની નીમણુક પણ એ સભામાં થાય એવી મતલબનો ખરડો હમણા સરકારે રજુ કર્યો છે.

ત્યાંનો સ્ત્રીસંઘ મ્યુનીસીપાલીટીના કારભારમાં ખાસ રસ લે છે અને આવતી ચુંટણી વખતે સ્ત્રી ઉમેદવારો મોટી સંખ્યામાં ચુંટાય તે માટે પ્રયત્નો કરે છે

× × ×

ન્યુઝીલેન્ડમાં નેશનલ પ્રોવીડન્ટફંડ એક્ટની રૂએ નર્સોને વૃદ્ધ થતાં પેન્શન આપવાનું મંજુર થયું છે આમાં દાયણોને દાખલ કરવાનો પ્રયત્ન થયો હતો પણ તે નિષ્ફળ નીવડયો. નર્સો અને દાયણોને રજીષ્ટર કરવા માટેનો કાયદો પણ પસાર થયો છે ત્રીજો ઉપયોગી કાયદો બાળકોના હિત માટેનો છે. એ કાયદાની રૂએ સોળ વર્ષની નીચેના બાળકોનું રક્ષણ વિધવિધ દ્રષ્ટિએ થશે જંગલ ખાતામાં મીસ સધરલેન્ડ નામે એક મહિલાની નીમણુંક થઇ છે. રાષ્ટ્રીય સ્ત્રી સભાની વાર્ષિક પરિષદ નવેમ્બરમાં હેમીલ્ટનમાં ભરાઇ હતી. આ વખતે પાર્લામેંટની ચુંટણી માટે ઓકલાન્ડની એક કારપોરેટર અને બેરીસ્ટર મીસ એલન મેલવીલે ઉમેદવારી કરી છે,




**પુરૂષનો ધિક્કાર :**

" વીણા " વાર્ષિકમાં બ્હેન સુલોચના મહેતા " અર્વાચીન સ્ત્રીનો પ્રધાન સ્વર : પુરૂષનો ધિક્કાર એ વિષય પર એક લેખ લખે છે. તેનો કેટલોક ભાગ નીચે પ્રમાણે છે :

" આધુનિક જગતના બે મહા પ્રશ્નો : ગરીબાઇ અને સ્ત્રી. ગરીબો તવંગર સ્હામે અને સ્ત્રીઓ પુરૂષ સ્હામે પોકાર કરી રહ્યાં છે.

જગતના ઇતિહાસના પટ ઉખેળતાં દિલ દાઝે છે. પુરૂષની સ્ત્રી તરફની વર્તણુંક જોતાં કંપારી વછૂટે છે.

" પુરૂષોના આપણી ઉપરના જુલમ એટલે નાદીરશાહ અને નીરોના યે એટલા નહિં. પશુત્વની પ્રતિમા જેવા પુરૂષોએ આપણને વિલાસની તૃપ્તિ માટે અને ઘરનું મજુર કામ કરવા માટેજ રાખી છે. તેમ કરતાં આપણા મનુષ્યત્વનો વિનાશ કર્યો છે.

" જગતના સૃજનકાળે સ્ત્રીત્વ જેમાં હશે તે અત્યારે નષ્ટ છે. આપણો સ્વભાવજ બદલી નાંખ્યો. કહેવાય છે કે સ્ત્રીત્વના ગુણ એટલે લજ્જા મર્યાદા, સંકોચ. મ્હારો સહુ કોઇને પ્રશ્ન છે : સ્ત્રી સર્જાઇ ત્યારથી એવી હતી ? હું નથી માનતી એ પુરૂષના પ્રભાવે એવી નમાલી થઇ ગઇ છે, એ ત્હેની મૂળ પ્રકૃતિ નથી પુરૂષોએ ત્હેમના વિકાસની આડે આવીને ત્હેમનું મનુષ્યત્વ હણ્યું છે, સ્ત્રીના આત્માનો હ્રાસ કર્યો છે. અને આ અપરાધથી મ્હોટો બીજો કિયો હોઇ શકે ? પ્રભુના દરબારમાં યે આથી મોટો અપરાધ નથી. "

પુરૂષોને એથી શું મળ્યું ? " નજર પેસે મનહર અને વિલાસનું રમકડું. "......

" જગતના દરેક સમાજમાં આપણો પ્રશ્ન આજે વિચારકોને ગુંચવી રહ્યો છે. આજે સ્ત્રીઓ ત્હેમને યુગોં યુગ સુધી દાબી રાખનાર પુરૂષના પંજામાંથી છૂટી થવા માગે છે, પારતંત્ર્યની બેડી તોડવાના આજ સહુ કોઇ સ્ત્રીનાં અભિલાષ અને આતુરતા છે.

" અને એ યુગના પગલાંના પડઘા અંતરિક્ષના ગુંજારવ સરિખડા સંભળાઇ રહ્યા છે કે જ્યારે પુરૂષ સ્ત્રીનો રક્ષક નહિં પણ રક્ષિત રહેશે. જગત્માં સ્ત્રીનું સામ્રાજ્ય થશે. અબલા નહિ પણ પ્રબલા પોતાની આણ વર્તાવીને જગતપર પોતાનું ખરૂં શાસન ચલાવશે. આશા, શ્રદ્ધા અને સતત કાર્યપરાયણતા : એ ત્રણ વસ્તુ સાધ્ય છે. ને ત્હમારામાં હશે તો ત્હમને યે મળશે, જે ત્હમે ઇચ્છો છો. "

આગળ ચાલતાં લેખિકા ઇતિહાસપ્રસિધ્ધ પુરૂષોએ સ્ત્રીઓની કરેલી ઉપેક્ષા, કવિઓએ ગાયલી સ્તુતિ, વ્યાકરણ, કહેવતો વગેરેમાં નરજાતિનું જ દૃષ્ટિબિન્દુ વગેરેનો ઉલ્લેખ કરે છે. તે પછી કહે છેઃ

" પુરૂષોની વિશેષ વાતો તો જોઇ કે સાંભળી જતી નથી શાસ્ત્રાદિ, વ્યાકરણ, સામાન્ય વ્યવહાર બધામાં સ્ત્રીને બાતલ ... ... ચંડીનો પ્રકોપ પ્રજ્વલિત કરીને હવે એ પુરૂષોનો હુંકાર જરા ઠેકાણે લાવવો પડશે. બ્હેનો ! ઘરમાં તમે શક્તિ છો ત્યારે ત્હમારી પાસે તો પાણું યે અત્ર શસ્ત્ર હોય છે શા માટે એનો ઉપયોગ કરીને પુરૂષોને ભાનમાં લાવતાં નથી ? કંઇ નહિં તો એટલુંજ કરશો તો એમાંથી મહાન વિપ્લવ જાગશે અને પછી આપણું સ્વાતંત્ર્ય આપણે હણ્યું. ઘરે ઘરમાંથીજ શરૂઆત કરો... આજ આપણા આખા યે દેશની સ્ત્રીના દુઃખવાળા પરિણામને હિંસા

એક અસહકાર જાહેર કરો અને જુઓ કે પુરૂષો ઠેકાણે આવે છે કે નહિં. ત્હમારામાં હિમ્મત જોઇએ. "

" સીતા, દ્રોપદી, દમયન્તી વગેરે કઈ શાળામાં ભણવા ગઇ હતી કે આપણે ભણવાનું હોય ? આપણે તો વગર ભણ્યે આદર્શ ગૃહિણીઓ અને આદર્શ માતાઓ થવાનું. આપણું શિક્ષણ લગ્ન માટે. પરણ્યાં એટલે થયું. પછી આપણે શિક્ષણનું શું કામ ? પછી તો ગૃહકાર્ય અને બાળકો ઉછેરવાં એજ આપણાં જીવન. આપણે ન્હાનપણથીજ વ્રત ને ઉપવાસ વગેરે કરવાં. શા માટે ? ભાવિ પતિ માટે !......"

" પુરૂષો માટે વ્રત વગેરે કેમ નહિં ? એમને આદર્શ પતિ થવાની ઉત્કંઠા નહિં. એમને એક ગઇ તો બીજી. "

" આ આપણાથી નહિ સ્હેવાય.... ..

" અહાહાહા ! પુરૂષોનો બદલો તો પૃથ્વી નપુરૂષી કરશું તોજ વળશે એમ લાગે છે " . . ..

" પુરૂષો કરતાં સ્ત્રી વધારે સંયમી છે. છતા એજ પુરૂષો મ્હોટાં ડહાપણનાં પાશેટાં નાંખીને આપણને ઉપદેશે છે કે શીલ પાળો, ધાર્મિક રહો, સતીત્વના આદર્શ ખીલવો.

" પુરૂષો હવે સભાળજો. અમે અમારૂં સારી રીતે સ્હમજી શકિયે છીયે. તમારા ઉપદેશામૃતની જરૂર નથી.

" પુરૂષો કહે છે કે જગતના મહાભારત અને રામાયણ સ્ત્રીને લીધે થયાં. પણ હું એકજ પ્રશ્ન પૂછું, સારીયે પુરૂષ જાતને કે એ મહાભારતો સ્ત્રીને લીધે થયાં કે પુરૂષના વિષયીપણાને લીધે ?......

" વળી, કહેશે કો નર કે સ્ત્રી સુન્દર છે એટલે પુરૂષ કામી બને છે. તો શું એવાં મહાભારત ન બને માટે અમારે અસુન્દર બનવુ ? "

" આપણે માટે આર્થિક સ્વાતંત્ર્ય ક્યાં ? પુરૂષ કમાઇને લાવી આપે તે ત્હેમને ખાવા તૈયાર કરી આપીને પછી બદલામાં ખાવું ને ઘરની વેઠ વેઠવી કારણ ? બીજો રસ્તો નહિ

" હવે આપણું કાર્યઃ સ્ત્રીઓની મનો વૃત્તિ બદલો, માનસમાં વિપ્લવ કરી નાખો, આપણા સંઘ સ્થાપો, મહાસભા ભરો, રચનાત્મક કાર્યક્રમ ઘડી સ્થળે સ્થળે વિપ્લવ ફેલાવો, સ્ત્રીઓમાં સ્વાતંત્ર્યનું ભાન જગાવો....

" ...એવો સમય લાવો કે પુરૂષ ત્રાહી પુકારે અને આપણે નાદિરશાહની અમાસીએથી જોઇને હસીએ અને અંતર તૃપ્ત કરિયે. ...

" કાર્ય હાથમાં લ્યો અને આગલ ધપો. ત્હમારો વિજય છે. ફક્ત એટલું કહેવાનું કે પાછી પાની ના કરશો. ઘેરઘેર તુમુલ જગવો. કુમારિકાઓ ! ત્હમારાં કૌમાર વ્રત પાળી આ કાર્ય કરો ...ત્હમારે પરણવું હોય તો શરતો કરીને પરણજો કે પુરૂષે બધું સ્ત્રીનું કાર્ય કરવું પડશે. હવે સ્ત્રી રાંધશે નહિં, પાણી નહિં ભરે

" માટે મેદાનમાં પડો સ્ત્રી જીતવાજ અવતરી છે જગતમાં. નારી—જ્યોત્સ્ના નહિ પણ નારી-પ્રભા પાથરો કે પુરૂષો અંજાઇ જાય ને આપણને બરાબર ઓળખે. ... ..... "

**બ્રિટિશ પૂર્વ આફ્રિકામાં સ્ત્રી કેળવણી:**

" ચાંદ " ના " પ્રવાસી અંક " માં નૈરોબીથી શ્રીમતી સરસ્વતીદેવી સહગલે એક લેખ લખ્યો છે પૂર્વ આફ્રિકાનો વિસ્તાર લગભગ પંજાબ પ્રાંત જેટલો છે અને તેમાં ત્રીસ લાખની વસ્તી છે. એ પ્રદેશના મુખ્ય ચાર શહેર ઝાંઝીબાર, મોમ્બાસા, નૈરોબી અને કુસુમુમાં લગભગ ૩૦૦૦૦ હિન્દીઓ વસે છે. ચારે શહેરમાં ગુજરાતીઓની વસ્તી સૌથી વધારે છે, અને ત્યાં આર્ય સમાજના પ્રયત્નોથી પાઠશાળાઓ ચાલે છે એ પાઠશાળાઓનું વર્ણન લેખિકા નીચે પ્રમાણે આપે છે:

" **ઝાંઝીબાર ટાપુમાં** ૬ કન્યાશાળાઓ છે, જેમાં સર્વ ગુજરાતી કન્યાઓ ભણે છે. આમાં સૌથી વધારે પ્રસિદ્ધ આર્યસમાજની કન્યાશાળા છે, જે સમાજના મકાનમાંજ બેસે છે. આ મકાન દોઢ લાખ રૂપીઆના ખરચે તૈયાર થયું છે. એમાં ૧૧૦ કન્યાઓ અને ચાર શિક્ષકો છે. બે પાઠશાળાઓ ખોજાઓની, એક સનાતની હિંદુઓની, એક વ્હોરાઓની અને છઠ્ઠી સર્વ સાધારણ માટેની છે. આમાંની એકેને સરકાર તરફથી સહાય નથી મળતી. વ્હોરાઓની કન્યાશાળાનું પણ મકાન છે; બીજાઓનું નથી.

" **મોમ્બાસામાં** ચાર કન્યાશાળાઓ છે: એક આર્યસમાજની જેમાં ૨૬ કન્યાઓ છે; બીજી સનાતની હિંદુઓની જેમાં ૧૨ કન્યાઓ છે; અને બે ખોજાઓની જેમાં ૧૧૦ કન્યાઓ છે આ ચારેને

પ્હેલાં સરકારી ગ્રાન્ટ મળતી હતી પણ હવે તે બંધ કરી સરકારે એક પોતાની કન્યાશાળા સ્થાપી છે. જેમાં સર્વ વિદ્યાર્થીનીઓ ગુજરાતી છે.

"નૈરોબી માં ચાર કન્યાશાળાઓ છે. એક આર્યસમાજની, બીજી સનાતન ધર્મીઓની, ત્રીજી શીખોની અને ચોથી ખોજાઓની. આર્યસમાજની શાળાનું પોતાનું ૭૦૦૦૦ શીલીંગને ખરચે તૈયાર થયલું સુંદર મકાન છે. બ્હારના ભાગમાં રમત ગમત માટે મોટું મેદાન છે, એમાં બે વિભાગ છે: ગુજરાતી અને પંજાબી, અને સાત વર્ગો છે. શિક્ષણક્રમ જાલન્ધર ( પંજાબ ) ના કન્યા વિદ્યાલય જેવો છે.. મિસિસ નાયડુએ આ શાળાની મુલાકાત લઇ તેના કામની ખુબ પ્રશંસા કરી હતી. સનાતન ધર્મીઓની શાળામાં પણ ગુજરાતી અને પંજાબી-એમ બે વિભાગ છે. આ ચારે શાળાઓને એકત્ર કરવાનો સવાલ ઘણીવાર ચર્ચાયો હતાં છતાં હજી નિકાલ નથી થયો.

કુસુમુ એક નાનો પ્રદેશ છે. ત્યાં ખોજાઓની એક શાળા લાંબા વખતથી હતી. ગયે વર્ષે આર્ય સમાજે પણ એક મકાન બાંધી શાળા સ્થાપીત કરી છે, જેમાં લગભગ ૨૦ પંજાબી કન્યાઓ છે."

**આધુનિક યુરપની સ્ત્રીઓ:**

"ગૃહલક્ષ્મી" માસિકમા પંજાબ કેશરી લાલા-જપતરાયે આ વિષય પર સુંદર લેખ લખ્યો છે. યુરપની સ્ત્રીઓ માત્ર વિલાસનેજ ચાહનારી છે અને પોતાની ફરજ બજાવતી નથી." એ મતનું શરૂઆતમાં ખંડન કરી તેઓ કહે છે:

"શિક્ષિત હિન્દીઓ પોતાના આદર્શોની દ્રષ્ટિએ આક્ષેપ કરે છે, પરંતુ તેઓ ભૂલી જાય છે કે હિન્દી સ્ત્રીઓનો વિકાસ યુરપની સ્ત્રીઓ કરતાં જુદીજ ભૂમિ ઉપર થયો છે. એ બન્ને એક બીજા પાસેથી કંઇક શીખી શકે. પણ તેમ કરતાં ફક્ત જેવી ને તેવી નકલ કરી લેવી એ મૂર્ખતા છે. આધુનિક યુરપની સ્ત્રીઓમાં કેટલાક એવા ગુણ પણ છે જેનો સ્વીકાર કરવાથી.હિન્દી સ્ત્રીઓનું કલ્યાણ થાય. તેઓના જીવનમાં વિલાસ ભર્યો છે, એ ધારણા ખોટી છે. ખરી રીતે તો તેઓ બહુજ મહેનત કરે છે. કારણ કે મહેનત કર્યા વિના આર્થિક સ્વતંત્રતા નથી મેળવી શકતી. તેઓ ઘરના કામકાજથી કે માતા તરીકેના કર્તવ્યોથી કંટાળે છે એ માન્યતા ભૂલ ભરેલી છે અને તો લાગે છે કે યુરપની સ્ત્રી હિન્દી સ્ત્રી કરતાં માતા થવાની વધારે લાયકાત ધરાવે છે. શક્તિ ન હોય છતાં બાળકો પેદા કરવાનો હિન્દી રીવાજ જાતિની તંદુરસ્તી બરબાદ કરે છે અને પ્રગતિમાં હાનિકારક છે. યુરપની સ્ત્રીની-પતિપરાયણતા અને પવિત્રતા પર પણ કટાક્ષ કરવો ઉચિત નથી. અલબત્ત એ એક પ્રશ્ન છે કે હિન્દી સ્ત્રીની આશ્રિત -પતિભક્તિ જાતિને માટે વધારે કીમતી છે કે યુરોપની સ્ત્રીનો સ્વતંત્રતાનો લેશ ।

"અહિં એ પ્રશ્ન પણ પૂછી શકાય કે શિક્ષિત હિન્દુ સ્ત્રીઓએ યુરપની સ્ત્રીઓના વ્યવહારો અને રીવાજોની નકલ કરવામાં બુધ્ધિપૂર્વક કામ લીધું છે ? માત્ર વિચારો કે રીવાજોમાં ફેરફાર કરવાથી હિન્દી સ્ત્રી યુરપની સ્ત્રી જેવી બની નથી શકતી. ખરી જરૂર છે હૃદયમાં ફેરફાર કરવાની. તેમની જેમ સમાજ અને રાષ્ટ્રને ઉપયોગી બનવાની આકાંક્ષા ન રાખતાં હિન્દી સ્ત્રીઓ માત્ર આરામ જ શોધી રહી છે. લોકો ફરિયાદ કરે છે કે શિક્ષિત હિન્દી સ્ત્રીઓ આળસુ થઇ બીજાની સંપતિ વ્યર્થ ઉડાવે છે. મારા એક મિત્ર તેમની સરખામણી પુતળીઓ સાથે કરે છે, જેમનું એક માત્ર કામ પોતાની સજાવટ કરવાનુંજ હોય છે. આ આક્ષેપ ખરો છે કે કેમ તે હું નથી જાણતો પરંતુ એટલું તો જાણું છું કે યુરપ અમેરિકાએ અત્યારે જે શક્તિ અને સંપતિ મેળવ્યાં છે તેમાં સ્ત્રીઓનો હિસ્સો મોટો છે. જીવનના દરેક વિભાગોમાં, વિજ્ઞાનમાં પણ, તેઓ ભાગ લે છે. આધુનિક યુરપની મહાન સત્તા ત્યાંની સ્રીઓનેજ આભારી છે. આપણે ત્યાં શિક્ષિત સ્ત્રીઓની સંખ્યા એટલી નાની છે કે એ સંબંધી અનુમાન ન બાંધી શકાય અને એ જ કારણે શિક્ષિત સ્ત્રીઓએ પોતાના વ્યવહાર અને વર્તનમાં બહુજ સાવધાન રહેવાની જરૂર છે, જેથી તેમને મળેલું શિક્ષણ કલંકિત ન થાય."

**લખનવની ઇસાબેલા-થોબર્ન કોલેજ:**

"માધુરી" માં શ્રીમતી કૌશલ્યા દેવીએ લખનવની ઇસાબેલા થોબર્ન કોલેજ સંબંધી માહિતી આપનારો એક લેખ લખ્યો છે. આપણી શિક્ષિત સ્ત્રીઓ ધારે તો દેશમાં સ્ત્રી કેળવણીનો પ્રચાર કરવા માટે શું કરી શકે એ આ લેખ ઉપરથી શીખાય છે. એ લેખનો સાર નીચે આપીએ છીએ:

" કેટલાક વર્ષ પ્હેલાં ઇસાબેલા નામે એક મહિલાએ અમીનાબાદ લખનવમાં એક નાની પ્રાથમિક શાળા ઉઘાડી હતી. શાળાની કંઇક ઉન્નતિ થતાં તેને લાલબાગમાં લાવવામાં આવી. શાળાની ઉન્નતિ જોઇ મીશનરીઓની સહાયથી શ્રી. ઇસાબેલાને અમેરિકાથી નાણાંની સહાયતા મળી. આ મદદ છતાં નાણાંની તાણ હંમેશા રહી છે; અત્યારે કોલેજ પર પાંચ લાખનું દેવું છે.

" હજી શાળા લાલબાગનાં મકાનમાંજ છે; પ્હેલાં કોલેજના વર્ગો પણ ત્યાં હતાં પરંતુ બે વર્ષથી શાળાના ૯મા અને ૧૦મા તથા કોલેજના વર્ગો ચાંદબાગના નવા મકાનમાં લઇ ગયા છે. આ સ્થાન શહેર બ્હાર છે. મકાન મોટું અને સુંદર છે. વિદ્યાર્થીનીઓ માટે રહેવાની અને ખાવા પીવાની વ્યવસ્થા પણ કરવામાં આવી છે. ત્રણ જાતના અલગ રસોડાં છે; તેમની ફી પણ જુદી છે હિન્દુ-કન્યાઓ માટે રસોડું અને નોકરો તદ્દન અલગ છે.

" ચાંદબાગમાં ચાર ઇમારતો છેઃ એક યુનીવરસીટીમાં ભણતી કન્યાઓને રહેવા માટે, બીજી ઇન્ટરમીડીએટ વર્ગોની કન્યાઓ માટે, ત્રીજીમાં જુદા જુદા વર્ગો ભરાય છે; ચોથી પ્રોફેસરોને રહેવા માટે છે. એક નાની હોસ્પીટલ પણ ત્યાં છે. ચારે બાજુ સુંદર બગીચો છે.

" માજી પ્રીન્સીપલ મીસ નીકલ્સે આ ઇમારતો બંધાવી હતી. એ કામ માટે બહુ જહેમત એ બાઇએ ઉઠાવી હતી કૌમારજીવન ગાળી પોતાનું સર્વસ્વ લોક કલ્યાણ માટે અર્પનાર એ મહિલાઓને ધન્ય છે. તાપ તડકાની પરવા વગર સવારથી સાંજ સુધી મહેનત કર્યા કરે. હિન્દુ જાતિ જેમને અસ્પર્શ્ય ગણી દૂર રાખે છે તેમને એ લોક વિદ્યાનું દાન આપે છે. જ્યારે મીસ નીકલ્સે આ ઇમારતો બંધાવવાનો નિશ્ચય કર્યો ત્યારે અહિં તેમજ અમેરિકામાં સર્વ તેની વિરૂદ્ધ હતા છતા તે પોતાના નિશ્ચયથી ડગી નહિ અને તે પૂરો કર્યો. અહિં સર્વ ધર્મોની બાળાઓ ભણે છે.

" શિક્ષણ સાથે કસરત અને રમતગમતની પણ તાલીમ અપાય છે. ગરીબ કન્યાઓને મેટ્રીક પાસ થઇને શિક્ષિકા થવા માટે અભ્યાસ કરવો હોય તો મીશન તરફથી મહિને રૂ ૨૦ ની સ્કોલરશીપ મળે છે. પરિક્ષા પાસ કરી તેઓને મીશનની શાળાઓમાં શિક્ષિકા તરીકે કામ કરવું પડે છે અને લીધી હોય તેનાથી અર્ધી રકમ વાળી આપવી પડે છે. "

## ઉંઘની જરૂર ખરી ?

જ્યોર્જ વોશિંગ્ટન ( અમેરિકા ) ના આઠ વિદ્યાર્થીઓએ લાગલાગટ સાઠ કલાક ઝોકું પણ ખાધા વગર જાગવાથી શી અસર થાય છે, તેનો અખતરો કર્યો હતો. આ અખતરાનું કારણ માનવ જાતિ માટે ખરી રીતે ઉંઘ જરૂરની છે કે કેમ તે જાણવાનું હતું. પરિણામે ઉંઘ માણસને વારસામાં મળેલી આળસ અને પ્રમાદની ફક્ત ટેવજ માલુમ પડી હતી. આ બાબતમાં રસ લેનાર પ્રો. હોલીંગવર્થ તો હીંમતથી કહે છે કે ઉંઘની જરૂરજ નથી. અને ચોવીસે કલાક જાગી શકે તેવી પ્રજા ઉત્પન્ન કરવી એ કાંઇ મુસ્કેલ નથી.

× × ×

## બાર વર્ષની માતા !

હિંદમાં ૧૨ વર્ષની બાળા માતા બન્યાના દાખલા હિંદના તખ્તી ચોપડે નોંધાયા છે. મુંબાઇમાં ઉજવાયલા છેલ્લા બાળસપ્તાહ પ્રસંગે બનાવેલા પ્રદર્શનમાં ૧૩ વર્ષે માતા બનેલ બાળા બતાવવામાં આવી હતી ! સ્કોટલાંડની એક ખાણના મજુરની સ્ત્રીને ૩૩ વર્ષની ઉમ્મરે છોકરાને ત્યાં છોકરું થયું હતું. અલજીયર્સમાં મેડમ લોમ્બાર્ડો નામની ફ્રેન્ચ બાનુ ૩૨ વર્ષની વયે માતામહી બની હતી. પરન્તુ હિન્દમાં એટલાં વર્ષની ન્હાની ઉમ્મરની માતામહીઓ નહિ હોય શું ?




**કાઠિયાવાડની લોકવાર્તાઓ :** લેખક : રા ગોકુલદાસ દ્વા. રાયચુરા. સોલ એજન્ટ : મેસર્સ ખેચર મેઘજી એન્ડ સન્સ, રાજકોટ. મૂલ્ય રૂ. ૧–૮–૦.

રસભરી ટુંકી વાર્તાઓના લેખક તરીકે રા રાયચુરાને આખુ ગુજરાત અને ખાસ કરીને "ગુણ સુંદરી"ના વાચકો સારી રીતે ઓળખે છે. એમની "રાયચુરાની રસીલી વાર્તાઓ" પ્રકટ થયાને હજી બહુ લાંબો સમય નથી વીત્યો ત્યાં તો એથીય વધારે રસીલી વાર્તાઓનો આ સંગ્રહ વાચકના હાથમાં જઇ પડયો છે આ નવા સંગ્રહમાં કાઠિયાવાડની જુની લોકકથાઓને પોતાની રસભરી બાનીમાં ઉતારી રા. રાયચુરાએ વાચકને નજર કરી છે. રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના શબ્દોમાં કહીએ તો કાઠિયાવાડ એ "પ્રેમ અને શૌર્ય"ની ભૂમિ છે. એ પ્રેમ અને શૌર્ય ઉપરાંત ચતુરાઇ પણ આ સંગ્રહને પાને પાને ઠરોઠસ ભર્યા છે. એમાંની કયી વાર્તાને વધારે સારી કહેવી અને કયીને ઓછી સારી કહેવી એ પ્રશ્ન । નિર્ણય કરવાનું કામ સ્હેલું નથી દરેક વાર્તાની પોતાની કંઈ ને કંઇ અનેરી ખુબી છે, જેનો ખરો ખ્યાલ તો પુસ્તક સાદ્યંત વાંચ્યા પછીજ આવી શકે આટલું છતાં ઓઘદૃષ્ટિએ "ઇન્સાફ" અને "મોસ કે આટો ?" એ વાર્તાઓ ખાસ વાંચવા જેવી છે. આ વાર્તાઓના રા. હરિલાલ ત્રિવેદીએ દોરેલાં ખાસ ચિત્રો કાઠિયાવાડને વાચકને દૃષ્ટિ સમક્ષ તાદૃક્ષ ખડો કરી દે છે. પ્રજાએ રા રાયચુરાના પ્રથમ વાર્તા સંગ્રહને સત્કાર્યો છે અને આ સંગ્રહને પણ તેટલોજ આદર મળશે એમાં શકા નથી.

**હિંદ તત્વજ્ઞાનનો ઇતિહાસ (ઉત્તરાર્ધ):** લેખકઃ રા. નર્મદાશંકર દેવશંકર મહેતા, બી એ. પ્રકાશકઃ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી આસી સેક્રેટરી રા. હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ. કીમતઃ રૂ. ૧–૦–૦

પુસ્તક પ્રચાર માટે રૂ. ૨૦૦૦૦ ની મોટી રકમ આપનાર મર્હુમ શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસના સ્મરણાર્થે પ્રકટ થતી ગ્રંથમાળાના નં. ૪૩ મા મણકા તરીકે સોસાયટીએ આ પુસ્તક રા. મહેતા પાસે લખાવી પ્રકટ કર્યું છે. એ ઇતિહાસનો પૂર્વાર્ધ કેટલાક સમય પ્હેલાં પ્રકટ થયો હતો અને તેમાં પાંચ પ્રકરણો અપાયાં હતાં આ ઉત્તરાર્ધમાં બીજાં આઠ પ્રકરણો અપાયાં છે અને શૈવ, શાક્ત, વૈષ્ણવ, કર્મમીમાંસા, બ્રહ્મમીમાંસા, વગેરે તત્વજ્ઞાનના જુદા જુદા સિદ્ધાંતવાદોની ચર્ચા ઐતિહાસિક દૃષ્ટિએ કરવામાં આવી છે. રા. મહેતાએ આ પુસ્તક તૈયાર કરવા માટે અનેક ગ્રંથોની સહાય લીધી છે અને પૂર્ણ પરિશ્રમ કરી નવનીત તારવ્યું છે. વિષય એવો છે કે પારિભાષિક શબ્દો અને ભાષાના ઉપયોગને લીધે સામાન્ય વાચકને આ પુસ્તકની ભાષા સાદી અને સરળ ન લાગે; પરન્તુ એ વિષયના અભ્યાસીને માટે પુસ્તક અત્યંત ઉપયોગી થશે એમાં શંકા નથી. પુસ્તકની ઉપયોગિતાના પ્રમાણમાં મૂલ્ય બહુજ જુજ ગણાય અને ઉપર જણાવેલી આર્થિક સહાય વિના એટલી કીમતે વેચવું પોષાય પણ નહિ.

**ખાંડ બનાવવાની રીતઃ** લેખકઃ રા દુલેરાય છોટાલાલ અંજારિયા. પ્રકાશકઃ ઉપર પ્રમાણે. કીમત રૂ. ૦–૮–૦

ધરમપુર રાજ્યના ખેતીવાડી ખાતાના ઉપરી તરીકે રા. અંજારિયા આ વિષયનો પૂરતો અનુભવ ધરાવે છે અને તેમણે આ બસો પાનાના નિબંધમાં આપેલી હકીકત માત્ર સામાન્ય વાંચનાર માટેજ નહિ, પરંતુ એ ઉદ્યોગમાં પડનારને અત્યંત ઉપયોગી થઇ પડે એવી છે. અમદાવાદના ખાંડના વેપારી રા ડાહ્યાભાઇ કુબેરદાસે પોતાના પિતાના સ્મરણાર્થે ખાંડનો ઉદ્યોગ ખીલવવાના શુભ આશયથી એ વિષય પર એક નિબંધ લખાવવા સોસાયટીને રૂ. ૪૫૦ ની રકમ આપેલી, તેમાંથી આ નિબંધ લખાવ્યો છે. રા. અંજારિયાએ પુષ્કળ શ્રમ લઇ ઉપયોગી માહિતી

આ નિબંધમાં ભરી નાણાં આપનારનો હેતુ સર્વાંશે પાર પાડયો છે. એમણે પુસ્તકમાં ખાંડ બનાવવાના ઉદ્યોગમાં ઝંપલાવનારને જે જે માહિતિની જરૂર પડે તે ઝીણવટથી સાદી અને સરળ ભાષામાં આપી છે: ગુજરાતના સાહસિક વેપારીઓ આ પુસ્તકમાં સંગ્રહેલી સામગ્રીનો લાભ લઇ એ ઉદ્યોગ ખીલવે અને પરદેશી ખાંડથી હિન્દને સ્વતંત્ર કરે એમ ઇચ્છીએ છીએ.

**આહારશાસ્ત્ર પ્રવેશિકા:** લેખકો: રા. દત્તાત્રય રામચંદ્ર જોગલેકર, બી. એ અને રા. કૃષ્ણાજી રામચંદ્ર સંત, બી. એ પ્રકાશક: ઉપર પ્રમાણે: કીમત: રૂ. ૦–૮–૦.

પુસ્તકનું લાંબુ જડબાંતોડ નામ વાંચી કોઇ ભડકી જાય એ સ્વાભાવિક છે, અને તેટલા માટે પ્રથમથી કહી દેવું જોઇએ કે અંદરની ભાષા, પારિભાષિક શબ્દો બાદ કરતાં, સાદી અને સરળ છે. બંને લેખકો વડોદરામાં વિજ્ઞાનના શિક્ષકો છે અને વિષયનું સારૂં જ્ઞાન ધરાવે છે આ પુસ્તક તેમણે મૂળ મરાઠીમાં લખ્યું છે અને જાતેજ એક મિત્રની સહાયથી તેનો ગુજરાતીમાં અનુવાદ કર્યો છે. મનુષ્યના આહારને માટે જે અનેક વસ્તુઓ ઉપયોગમાં લેવાય છે તેમના ગુણદોષની ચર્ચા શાસ્ત્રીય દૃષ્ટિએ આ પુસ્તકમાં થઇ છે. શિક્ષિત સ્ત્રીઓએ આ પુસ્તક અવશ્ય વાંચવું જોઇએ, જેથી અમુક વસ્તુઓ શા માટે આહારમાં વપરાય છે તે તેઓ જાણી શકે અને નુકશાનકારક વસ્તુઓથી કુટુંબનો બચાવ કરી શકે.

**મરાઠી રિયાસત** (પૂર્વાર્ધ): અનુવાદક: રા. જીવનલાલ અમરશી મહેતા. પ્રકાશક: ઉપર પ્રમાણે. કીમત રૂ. ૧–૦ ૦.

મૂળ મરાઠીમાં રા. ગોવિંદ સખારામ સરદેસાઇએ લખેલા પુસ્તકનો આ સ્વતંત્ર અનુવાદ સાદી અને સરળ ગુજરાતી ભાષામાં રા મહેતાએ કર્યો છે. મહારાષ્ટ્રના ઇતિહાસ માટે અંગ્રેજોએ પક્ષપાતભરી દૃષ્ટિએ લખેલા ઇતિહાસો પર હવે આધાર રાખવાની જરૂર રહી નથી. એ પ્રદેશનાં વિદ્વાનોએ તનતોડ મહેનત કરી મહારાષ્ટ્રનો સાચો ઇતિહાસ હવે ક્રમેક્રમે પ્રકટ કરવા માંડયો છે પરન્તુ ગુજરાત માટે હજી એજ શોકજનક દશા રહી છે. સાહિત્ય પરિષદમાં ઇતિહાસ–વિભાગ રાખ્યાને ઘણા વર્ષો થયાં છતાં હજી કાંઈ સંગીન પરિણામ આ દિશામાં આપણે જોઇ શ[કયા] નથી. અનુવાદકની સાથે સંમત થઇ અમે [પણ] ઇચ્છીએ છીએ કે ગુજરાતના ઇતિહાસના અભ્[યા]સીઓ આ દિશામાં સત્વર કંઇક ફાળો આ[પે.]

**સ્ત્રીઓનો કાર્ય પ્રદેશ:** અનુવાદક: મણિલાલ છોટાલાલ પારેખ, બી. એ. પ્રકાશ[ક:] ઉપર પ્રમાણે કીમત : રૂ. ૦–૮–૦

મૂળ અંગ્રેજીમાં શ્રીમતી ઓલીવ શ્રી[નર] લખેલા "વુમન એન્ડ લેબર" નામના પુસ્તક[નો] આ સફળ અનુવાદ છે. ભાષા સાદી અને સ[રળ] હોઇ સ્ત્રીઓને ખાસ ઉપયોગી થઇ પડે એવું [આ] પુસ્તક છે. એમાંથી સ્ત્રીઓ પોતે "ડોલી" દાસી થવા નહિ, પરન્તુ ગૃહિણી અને સહચ[ા]રિણી થવા સરજાયલી છે એ અણમૂલો પાઠ શી[ખી] શકશે સૌ. વિદ્યાબ્હેન નીલકંઠની ઉપયોગી સમ[ા]લોચના આ પુસ્તકના આકર્ષણમાં વધારો કરે [છે.] પોતાનો કાર્ય પ્રદેશ જાણવા માટે દરેક શિક્ષિ[ત] ગૃહિણીએ આ પુસ્તક વાંચવું જોઇએ.

**સૌન્દર્ય અને લલિત કળા :** અનુવાદક રા. સાકરલાલ તુલજાશંકર યાજ્ઞિક. પ્રકાશક: ઉપ[ર] પ્રમાણે. કીમત: રૂ. ૦–૮–૦.

મૂળ મરાઠીમાં લખાયલા રા. વાસુદેવ ગોવિ[ંદ] આપ્ટેના પુસ્તકનો આ અનુવાદ છે. પ્હેલા ખંડ[માં] લેખકે સૌન્દર્યની અને બીજામાં લલિત કળાઓ[ની] ચર્ચા કરી છે. આ ચર્ચા સામાન્ય વાચકને બદ[લે] અભ્યાસીને વધારે ઉપયોગી થાય એવી છે, અ[ને] તેને પરિણામે ભાષા પણ કંઇક કઠણ બની છે.

**"મહિલા મિત્ર" ( વાર્ષિક ):** સંપાદ[ક] સૌ. વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠ, બી. એ અને સૌ. શારદા મહેતા, બી. એ. પ્રકાશક ઉપ[ર] પ્રમાણે કીમત: રૂ. ૦–૧૨–૦

આ સ્ત્રી ઉપયોગી વાર્ષિક પત્રનો ત્રીજા વર્ષને અંક "બુદ્ધિપ્રકાશ" ના વધારા તરીકે પ્રક[ટ] કરવામાં આવ્યો છે. વિદ્વાન તંત્રીઓએ એમ[ાં] અનેક સ્ત્રીઉપયોગી સાહિત્ય કૃતિઓની રસસામગ્રી ભરી છે. ખાસ કરીને એ અંકનો માહિતિ વિભાગ વાંચકોને અત્યંત ઉપયોગી થઇ પડશે. મુખપૃષ્ઠને શોભાવતું બ્હેન કાન્તા ઠાકોરનું ચિત્ર ગુજરાતની ગુણસુંદરીઓ ચિત્રકળાને વીસરી નથી ગઇ તેની ખાત્રી આપે છે.

**રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસનું જીવન ચરિત્ર:** સંપાદક: પ્રો. સાંકળચંદ જેઠાલાલ શાહ, એમ. એ. પ્રકાશક: રા. બા. ગીરધરલાલ ઉત્તમરામ પરિખ, બી. એ, એલ એલ. બી. કીમત: રૂ. ૦–૩–૦

ગુજરાત કાઠિયાવાડમાં કેળવણીની શરૂઆત કરનાર પ્રમાણિક અને સત્યપ્રિય ગુરૂવર્યનું ચરિત્ર નવયુવકોને ખાસ બોધદાયક હોઇ જીવનના અનેક પ્રશ્નોની ગુંચ ઉકેલવામાં માર્ગદર્શક થશે.

**પ્રસન્ન કથા કુંજ** ( પ્રથમ પુષ્પ ): અનુવાદક: રા. પ્રસન્નવદન છ. દીક્ષિત. સોલ એજન્ટ: મેસર્સ આર. વનમાળીદાસ, મુંબાઇ, ૨. કીમત: રૂ. ૦–૮–૦

આ નાના પુસ્તકમાં પ્રભાતબાબુએ મૂળ બંગાળીમાં લખેલી વાર્તાઓનો અનુવાદ આપ્યો છે " પરિવર્તન યાને ગંભીર ઘોટાળો " હાસ્ય–રસિક બનવાનો પ્રયત્ન કરે છે પણ જોઇએ તેટલી સફળ નથી થઇ. " ચતુરાની ચોરી યાને પ્રણયને પંથે " એક સારી નવલિકા કહી શકાય. " પુષ્પ પરિમલ " તો આ બંનેનો સાર સમજાવવા જેવો લેખ માત્ર છે; વાર્તા નથી અનુવાદની ભાષામાં કેટલાક દોષો રહી ગયા છે અનુવાદકો પૂરતી પસંદગી અને સંભાળ પછીજ પરભાષાના સાહિત્યનો બોજો ગુજરાતી પ્રજા પર લાદે એ વધારે ઇચ્છવા યોગ્ય છે.

**લાલચીન યાને કપટીનાં કારસ્થાન:** પ્રયોજક: રા. ધીરજલાલ અમૃતલાલ ભટ્ટ પ્રકાશક: મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ, મુંબાઇ, ૩. કીમત: રૂ. ૩–૦–૦.

દક્ષિણના બ્રાહ્મણીવંશ સાથે સંબંધ ધરાવતી આ ઐતિહાસિક નવલકથા " ચાંદની " માસિકના સંચાલકોએ પોતાના ગ્રાહકોને પ્હેલા વર્ષની ભેટ તરીકે આપી છે. રા. ભટ્ટ પસ્તાવનામાં જણાવે છે તેમ મૂળ હિન્દીમાં લખાયલી શ્રીયુત વ્રજલાલ સહાયની એક નવલકથાનો આ પુસ્તક અનુવાદ છે. એમણે અત્યાર પ્હેલાં ટર્નેક પુસ્તકો લખી નાંખ્યાં છે છતાં હજી સંસ્કૃત શબ્દો પ્રતિનો મોહ છોડી શકયા નથી એમ સ્પષ્ટ જણાય છે. બીજો દોષ લાંબા વર્ણનોનો છે. મૂળ પુસ્તકમાં એ હશે, પણ રા. ભટ્ટ તેમને ટુંકાવી પુસ્તકને વધારે રસિક કરી શકયા હોત. આટલું છતાં અકંદરે વાર્તા રસભરી છે અને પાત્રો પણ જોરદાર છે. સૌથી વધારે આકર્ષક પાત્ર લુલુન્નિસાનું છે. સત્તા અને ઉચ્ચપદના લોભી માણસો કેવી પ્રપંચજાળ પાથરે છે અને તેમાં નબળા મગજના માણસો કેમ સપડાય છે તેનો સુંદર ચિતાર આ નવલકથા આપે છે. ફકીરનું પાત્ર જોરદાર હોવા છતાં તેના મુખમાં હિંદુ તત્વજ્ઞાનની વાતો કંઇક અસંગત લાગે છે. થોડીક છાપભૂલો બાદ કરીએ તો છાપકામ સુંદર થયું છે એમ કહી શકાય. બહારનો દેખાવ પણ આકર્ષક છે.

**સુવર્ણ મહોત્સવ ચિત્રમાળા:** વડોદરાના પ્રસિદ્ધ અઠવાડિક " સયાજીવિજય"ના સંચાલકોએ ના. મહારાજા સાહેબના રાજ્યારોહણના સુવર્ણ મહોત્સવ નિમિત્ત એક સુંદર આલ્બમ પોતાના ગ્રાહકોને ભેટ ધરી છે. આ ચિત્રમાળા આર્ટ પેપર પર સફાઇબંધ છાપેલી છે. ના. મહારાજા સાહેબના, ના. મહારાણી સાહેબના, યુવરાજના પ્રતાપસિંહના અને રાજકુટુંબની અન્ય વ્યક્તિઓના વિધવિધ અવસ્થાના સંખ્યાબંધ ફોટોચિત્રો એ આલ્બમમાં સંગ્રહાયા છે. એ પ્રકટ કરવા માટે સંચાલકોને ધન્યવાદ.





# નોંધ.

**ગુર્જર નરેશને અભિનંદન !**

વડોદરા રાજ્યના ભાગ્યવિધાતા નામદાર મહારાજા સાહેબ શ્રીમંત સર સયાજીરાવ ગાયકવાડ ને ગુજરાતની પ્રજા એક મહાન ગુજરાતી તરીકે અને વાસ્તવિક ગુર્જર નરેશ તરીકે પિછાને છે. મહારાષ્ટ્રમા જન્મ થયો હોવા છતાં એ પ્રજાવત્સલ નરેશે ગુજરાત અને ગુજરાતીઓ સાથે પોતાનું જીવન ઓતપ્રોત કરી દીધું છે, અને તેમની ઉન્નતિ માટે અનેક સફળ પ્રયત્નો કર્યા છે. સન ૧૮૭૫ માં ૧૨ વર્ષની નાની વયે તેમનો રાજ્યાભિષેક થયો અને ત્યાર પછી સાત વર્ષે સન ૧૮૮૧ માં તેમણે રાજ્યકારભાર પોતાના હાથમાં લીધો. તા. ૨૭-૫-૧૯૨૫ ને દિને એમની અતિ ઉપયોગી અને ઝળહળતી કારકીર્દીનાં ૫૦ વર્ષ પૂરાં થયાં. એ સમયે ના. મહારાજા સાહેબ યુરપમાં હોવાથી પોતાની અંતરની અભિલાષાઓ પ્રકટ કરવાનો લાભ પ્રજાને મળી શક્યો નહોતો. પરંતુ તેઓશ્રી પ્રવાસેથી પાછા ફરતાં તેમની કારકીર્દિનો સુવર્ણ મહોત્સવ ઉજવી, પ્રજાજનોએ પોતાના અંતરની લાગણીઓ પ્રકટ કરવાની તક આખા વડોદરા રાજ્યમાં તા. ૧૧-૧૨-૧૩ મી જાન્યુઆરીના દિવસોએ સાધી હતી. આ મહોત્સવમાં અનેક સંમેલનો થયાં, રમતગમત અને ગાયનવાદનના જલસા થયા, ભવ્ય દરબારો ભરાયા. માનપત્રો અપાયા. ના. મહારાજા સાહેબ તરફથી એ માંગલિક પ્રસંગે ખેડુતોને મ્હેસુલમાં મોટી રકમની રાહત આપવામાં આવી છે અને કેટલાક કેદીઓનો છુટકારો થયો છે. વધારામાં રાજ્યની જાણીતિ વ્યક્તિઓને તેમની સેવાઓ અર્થે માનચાંદની લ્હાણી થઇ, જેમાં સૌ. શારદા બ્હેન મ્હેતા, બ્હેન સુલોચના મ્હેતા અને સૌ. કાશીબાઇ હેરલેકરના નામ જોઇ અમને આનંદ થયો છે. રાજ્યે તેમની સેવાઓની કરેલી યોગ્ય કદર માટે અમે એ બ્હેનોને અભિનંદન આપીએ છીએ.



એ ઉપરાંત સુવર્ણ મહોત્સવ ઉજવવામાં વડોદરા શહેરની બાળાઓએ તેમજ ફીમેલ ટ્રેનીંગ અને આર્ટ કોલેજની સ્ત્રી-વિદ્યાર્થીનીઓએ આગળ પડતો ભાગ લીધો હતો, જે જાણી અમે સંતોષ પામ્યાં છીએ.

પચાશ વર્ષની એ જ્વલંત કારકીર્દીનાં અરસામાં પ્રજાના એ પ્રિય નરેશે પ્રજાની રાજકીય,સામાજીક અને માનસિક ઉન્નતિ સાધવાના અનેક સફળ પ્રયત્નો કર્યાં છે. તેમણે એક ઉદાર રાજવી તરીકે પ્રજાને સ્થાનિક સ્વરાજ્યમાં ભાગ લેતી કરી છે અને તે માટે ગ્રામિય પંચાયતો સ્થાપી છે. રાજ્યના સંચાલકોને સલાહ આપવા માટે પ્રજાજનોના પ્રતિનીધિઓની બનેલી ધારાસભા રચી છે. છતાં આ દિશામાં હજી ઘણું કરવાનું બાકી રહે છે સ્થાનિક સ્વરાજ્યમાં હજી પ્રજાને જોઇએ તેટલી સ્વતંત્રતા નથી મળી અને ધારાસભા સ્થપાયે સોળ વર્ષ થયાં છતાં હજી તે યથાર્થ ધારાસભા નહિ બનતાં સલાહકારક કમિટિ જ રહી છે. સ્ત્રીઓની દૃષ્ટિએ પણ આ બન્ને બાબતમાં પ્રગતિ કરવાની જરૂર જણાય છે અમે ઇચ્છીએ છીએ કે પશ્ચિમની રાજકીય સંસ્થાઓના રીતે ના. મહારાજા સાહેબ આ બન્ને બાબતોમાં

પ્રજાને સંપૂર્ણ હક્ક આપે અને એ હકકમાં સ્ત્રી વર્ગને પણ પુરૂષો જેટલાજ અધિકાર મળે. સોળ વર્ષની તાલીમ પછી જરૂર પ્રજા માત્ર સલાહ આપવાને યોગ્યજ નહિ પણ રાજ્યના ધારા ઘડવાને યોગ્ય ગણાવી જોઇએ.

સામાજીક દૃષ્ટિએ શ્રીમંતે અત્યાર સુધી દીર્ઘદૃષ્ટિથી અને નિડરતાથી પ્રયત્નો કર્યા છે અને તેજ વલણ ચાલુ રહેશે એમ અમે ઇચ્છીએ છીએ બાળ લગ્નના નિષેધ માટે ધારો ઘડાયો છે પરંતુ તેનો અમલ જોઇએ તેવી સંતોષકારક રીતે હજી નથી થયો. એ સંબંધી આવસ્યક પગલાં ભરવાની જરૂર છે. અંત્યજોદ્ધાર માટે પણ જે દિશામાં કામ ચાલે છે તેજ દિશામાં કામ ચાલુ રહે અને ઉત્તરોત્તર તેમાં વૃદ્ધિ થાય એ ઇચ્છવા યોગ્યજ નહિ પણ જરૂરી છે.

પ્રજાની માનસિક ઉન્નતિ માટે તો શ્રીમંતે અત્યાર પ્હેલાં ઘણું કર્યું છે. પ્રાથમિક કેળવણી ફરજિઆત કરવાની પ્હેલ કરી તેમણે બીજા દેશી રાજ્યોનેજ નહિ પરંતુ બ્રિટિશ હિંદને ય ઝાંખા પાડયા છે સેંટ્રલ લાઇબ્રેરી અને ગ્રામ્ય પુસ્તકાલયોની યોજના તો શ્રીમંતનાજ મહાન હૃદયમાં ઉદ્ભવી શકે. આજે એવું નમુનેદાર પુસ્તકાલય આ આખા હિંદમાં બીજું નથી; અને વડોદરા સિવાય બીજા કોઇ પણ રાજ્યમાં ગામે ગામ પુસ્તકાલયો નથી. આ બન્ને બાબતો પ્રજાના માનસિક વિકાસમાં મોટો ફાળો આપે છે. આ બાબતમાં પણ હજી કેટલુંક કરવાનું રહે છે. ના. મહારાજા સાહેબે આ મહોત્સવ પ્રસંગે કીર્તિ મંદિરનો પાયો નાંખી પોતાની ઇતિહાસપ્રિયતા અને વીરપૂજાવૃત્તિ સાબિત કરી છે. એ કીર્તિમંદિર વધારે ઉપયોગી બને તે માટે રાજ્યે કીર્તિશાલી સ્ત્રી પુરૂષો વધુ સંખ્યામાં નીપજે એવા ઉપાય યોજવા પડશે. સમસ્ત ગુજરાતને અત્યારે મોટામાં મોટી ખોટ હોય તો તે બે બાબતોની–એક ગુજરાત યુનીવરસીટીની અને બીજી સ્ત્રીઓ માટે એક ખાસ કોલેજની. નિઝામ અને મ્હેસુર રાજ્યોએ પોતપોતાનાં રાજ્યમાં એવી નમુનેદાર યુનીવરસીટીઓ સ્થાપી છે. એ ખોટ પૂરી કરી આપવા માટે આજે સમસ્ત ગુજરાતની પ્રજાનાં નયન વડોદરા રાજ્ય તરફ અને ખાસ કરીને ગુર્જર નરેશ તરફ ઢળે છે. સ્ત્રીઓ માટેની કોલેજની પણ એટલીજ બલ્કે એથી વધારે જરૂર છે. યુનીવરસીટી સ્થાપવા માટે કદાચ નાણાંની મોટી રકમના કારણે વાર લાગે, પરંતુ કાલેજ તો તુરત સ્થાપી શકાય એમ છે આવી કાલેજ સ્થપાશે એમ આશા પણ અપાઇ છે. અમે ઇચ્છીએ છીએ કે ગુર્જર નરેશ સુવર્ણ મહોત્સવના પ્રસંગની યાદગીરી ઇતિહાસમાં જાળવી રાખવા આટલી ખોટ તો જરૂર સત્વર પૂરી કરશે અમારી આ સુચનાઓ વડોદરા જેવા સમૃદ્ધ રાજ્ય માટે પ્રયત્નો કર્યા છે અને એ કારકીર્દી વધારે જ્વલંત બને એવા સફળ કોઇ પણ રીતે વધારા પડતી નહિ ગણાય. અત્યાર સુધી શ્રીમંતે પોતાની પ્રજાની ઉન્નતિ માટે પ્રયત્નો હવે પછી પણ થશે એમાં શંકા નથી. પ્રજાકલ્યાણ માટે સતત ચિંતન કરતા આવા વત્સલ રાજવી માટે પ્રજા પ્રેમ, માન અને પૂજ્યભાવ દર્શાવતી અંતરની લાગણીઓ વ્યક્ત કરે એમાં નવાઇ નથી. અમે એ લાગણીઓમાં અમારો ભાગ આપીએ છીએ અને શ્રીમંત દીર્ઘાયુષ્ય થઇ વધુ પ્રજાકલ્યાણ સાધે એમ ઇચ્છીએ છીએ. એમના રાજ્યારોહણના આ સુવર્ણ મહોત્સવ પ્રસંગે એમને અંતઃકરણપૂર્વક અભિનંદન આપતાં અમે પ્રભુને પ્રાર્થીએ છીએ કે એમનો હીરક મહોત્સવ ઉજવવા માટે પ્રજાને ભાગ્યશાળી કરે.

**સ્કુલ્સ કમિટિનો ઠરાવ.**

મુંબાઇ મ્યુનિસીપાલીટીની સ્કુલ્સ કમિટિએ કમિટિએ પોતાના તાબાની કન્યાશાળાઓમાં કામ કરતી સ્ત્રી શિક્ષિકાઓ સંબંધી કરેલા એક અયોગ્ય ઠરાવ સંબંધી ચર્ચા અમે ગયા અંકમાં કરી હતી અમને જાણીને હર્ષ થયો છે કે એ કમિટિના પ્રમુખ અને જાણીતા લોકસેવક રા. ભવાનીદાસ નારણદાસ મોતીવાલાની મ્હેનતથી એ ઠરાવપર કમિટિએ ફરી વિચાર કરી તે કેટલેક અંશે રદ કર્યો છે. 'કેટલેક અંશે' કહેવાનું તાત્પર્ય એ છે કે માસિક અટકાવના દિવસોમાં શાળામાં ફરજિઆત હાજરી આપવાનો જે મૂળ ઠરાવ હતો તેને બદલે હવે મરજિઆત હાજરી આપવાનો ઠરાવ થયો છે. કમિટિએ એવું ઠરાવ્યું છે કે એ દિવસોમાં જે શિક્ષિકાઓ ગેરહાજર રહે તો એટલા દિવસ તેમની હકની રજામાંથી કાપી લેવા. આ વાત જો સાચી હોય તો એ નવો ઠરાવ પણ આરોગ્યની અને ધાર્મિક દ

ષ્ટિએ અયોગ્ય ઠરે છે એટલુંજ નહિ પરન્તુ અપ્રામાણિકતાને ઉત્તેજન આપે છે. આરોગ્યની દ્રષ્ટિએ એ દિવસોમાં આરામ લેવાની જરૂર સ્ત્રીઓને હોય છે. ધર્મની દષ્ટિએ કદાચ વ્યક્તિગત શિક્ષિકાઓ એ બાબતને ધર્મ ન માને છતાં શાળાઓમાં ભણતી કન્યાઓ કે તેમનાં માબાપો તો માનતાંજ હશે. હકની રજામાંથી એ દિવસો કાપી લેવાનું ઠર્યું છે એટલે આ બાબતને ધર્મ નહિ માનતી હોય એવી શિક્ષિકાઓ જરૂર હાજરી આપશે અને તેમ કરીને પ્રજાની ધાર્મિક લાગણી દુખવવાના સાધનરૂપ થઇ પડશે. ચ્યોક રીતે તેમ નહિ કરે તો અપ્રમાણિક બનશે. અમે ઇચ્છીએ છીએ કે કમિટિ એકવાર ફરી આ બાબત પર વિચાર કરે અને એ અન્યાયી ઠરાવ રદ કરે. આરોગ્યની દષ્ટિએ એ ત્રણ દિવસ માંદગીનાજ ગણવા જોઇએ અને એ રજાને વાસ્તવિક રીતે માંદગીનીજ રજા ગણી લેઇએ કારપોરેશનની અને કમિટિની સ્ત્રી-સભાસદો આ બાબતમાં પોતાથી બનતું કરે એવો અમારો તેમને ખાસ આગ્રહ છે. એમ કહેવાય છે કે તેમણે આ બાબતમાં ઉદાસિનતા યા વિરોધ બતાવ્યો છે. એ વાત સાચી હોય તો અમને જરૂર આશ્ચર્ય જ થાય.

**મ્યુનિસીપાલીટીમાં સ્ત્રી સભાસદો.** સન ૧૯૨૩ ના વર્ષની જેમ આ વર્ષની મ્યુનિસીપલ ચુંટણી માટે મિસિસ સરોજીની નાયડુ, સૌ. અવંતિકાબાઇ ગોખલે અને મીસ બચુબાઇ લોટવાળા ઉમેદવાર તરીકે બ્હાર પડયાં છે. અમારી ખાત્રી છે કે મુંબાઇના મતદારો કારપોરેશનમાં સ્ત્રીઓની હાજરીની જરૂર વિચારી એ ત્રણે બ્હેનોને સભાસદ તરીકે ચુંટી કાઢશે. અમને ખેદ માત્ર એટલો જ થાય છે કે છેલ્લાં ત્રણ વર્ષમાં સંખ્યા સંબંધી આપણે પ્રગતિ નથી કરી અમે માનતાં હતાં કે આ વર્ષે બ્હેનો વધુ સંખ્યામાં ઉમેદવાર તરીકે બ્હાર આવશે અને મ્યુનિસીપલ કારોબારમાં પોતાનો યોગ્ય ફાળો આપશે એ કારોબારમાં કેટલાક ખાસ સ્ત્રીઓનેજ લગતા પ્રશ્નો હોય છે જેનો નિકાલ પુરૂષ સભાસદો ગમે તેટલી સહાનુભૂતિ છતાં યોગ્ય રીતે [illegible] એવી બાબતોમાં સ્ત્રીઓનું દષ્ટિબિંદુ કારપોરેશનમાં રજુ થવાની ખાસ જરૂર રહે છે. કન્યાકેળવણી, બાળહિત, સુવાવડખાનાં, સ્ત્રી મજુરો, વગેરેના પ્રશ્નો એવાં છે કે જેમાં સ્ત્રી સભાસદો ખાસ અને અગત્યનો ફાળો આપી શકે. આ ક્ષેત્રમાં પોતાની જાતિ તરફથી યોગ્ય ફાળો આપવા માટે શિક્ષિત અને સાધનસંપન્ન—ગુજરાતી તેમજ દક્ષિણી-હિંદુ તેમજ પારસી બ્હેનો મોટી સંખ્યામાં ભવિષ્યમાં આગળ આવે એમ અમે ઇચ્છીએ છીએ. આવાં કાર્યોમાં આપણે આપણી યોગ્યતા સિદ્ધ કરી બતાવીશું તોજ સમાન હક માટે આપણે લાયક ગણાઇશું.

**મુસ્લીમ સ્ત્રીઓની નિડરતા.** ડીસેમ્બર માસમાં અલીગઢમાં મુસ્લીમ કેળવણી પરિષદ મળી હતી. આ પ્રસંગે એક બનાવ બન્યો હતો, જે મુસ્લીમ કોમ માટે ઘણો શરમભર્યો ગણાય, એમ છે. કહેવાય છે કે પરિષદના સેક્રેટરીએ હાજરી આપવા ઇચ્છતી બાનુઓને એવી નોટીસ મોકલી હતી કે તમને દાખલ થવા દેવામાં નહિ આવે. આ વીસમી સદીમાં આવી નોટીસ અપાય છે એ જાણીનેજ અમે તો આશ્ચર્ય પામીએ છીએ. અમને હર્ષ થાય છે કે મુસ્લીમ બ્હેનોએ એ નોટીસથી ડરી ન જતાં પોતાની સ્વતંત્રતા સિદ્ધ કરી છે. શ્રીમતિ આતિયા બેગમે ભર પરિષદમાં જઇ સેક્રેટરીના એ વર્તન સામે પોતાનો અને પોતાની મુસ્લીમ બ્હેનો તરફનો સખ્ત વિરોધ જાહેર કર્યો હતો. આ બનાવથી એ પરિષદના સંચાલકોની ખાત્રી થઇ હશે કે હવે ધર્મના ખોટાં ઓઠાં હેઠળ મુસ્લીમ પુરૂષ વર્ગ પોતાની સ્ત્રીઓને વધુ વખત પરતંત્રતાની બેડીમાં જકડી રાખી નહિ શકે. જ્યારે તુર્કસ્તાન જેવા મુસ્લીમ રાજ્યમાં સ્ત્રીઓ આટલી બધી પ્રગતિ કરી રહી છે ત્યારે હિંદમાંજ તેમની ઉપર અંકુશ મુકવાના પ્રયત્નો થાય છે તે અમે સમજી શકતાં નથી. શ્રીમતિ આતિયા બેગમે તે પછી [illegible] સ્ત્રીઓની જુદી પરિષદ ભરી [illegible] અને કન્યાઓને ફરજિયાત કેળવણી આપવાના અને બીજા ઠરાવો પસાર કર્યા હતા. એ નિડર બ્હેનોને અમે અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપીએ છીએ

**આ કયી જાતની મુત્સદ્દીગીરી ?**

ડીસેમ્બર માસમાં ભાવનગર રાજ્યની પ્રજા પ્રતિનિધિ સભાની સાતમી બેઠક મળી હતી. એ પ્રસંગે કેટલાક સવાલ જવાબ થયા. તેમાં એક પ્રશ્ન આ પ્રમાણે હતો : " કન્યાઓના હિતને ખાતર તેમજ મનુષ્યનું વેચાણ બંધ કરવા ખાતર કન્યાવિક્રયનો ક્રૂર રિવાજ બંધ કરવાનો કાયદો ઘડવાને નામદાર દરબારથી કૃપા કરશે ? " એ પ્રશ્નનો રાજ્યે જવાબ આપ્યો કે ' આ સામાજિક સવાલ હોઇ દરબાર શ્રી દરમિયાનગીરી કરવા ઇચ્છતા નથી. જ્ઞાતિના નેતાઓ આ કાર્યક્ષેત્રમાં પ્રવૃત્તિ કરી શકે છે. "

આ કયી જાતની મુત્સદ્દીગીરી કહેવાય તે અમે સમજી શકતા નથી સામાજીક સવાલ હોવાને કારણે એમાં રાજ્યથી દરમ્યાનગીરી શા માટે ન થઇ શકે ? અમે ધારતાં હતાં કે બ્રિટિશ હિંદના પરદેશી રાજ્યકર્તાઓજ એવાં ખોટાં બ્હાનાં આગળ ધરી પ્રજાને ઉપયોગી થાય એવા ધારા ઘડતા નથી. સવાલ સામાજીક હોય યા ધાર્મિક, રાજ્યની ફરજ તો ફક્ત એટલુંજ જોવાની છે કે એ સંબંધી ધારો ઘડવાથી પ્રજા વધારે સુખી થઇ શકશે કે નહિં કન્યાવિક્રયના ક્રૂર રીવાજને લીધે સમસ્ત કાઠિયાવાડ કે ગુજરાતમાંજ નહિ પરંતુ આખા હિંદમાં કેટલીય બાળાઓ ખાનદાનીના ખપ્પરમાં હોમાય છે તે સૌ કોઇ જાણે છે અને ભાવનગર રાજ્યના સંચાલકો પણ જાણતા હશે. એ રીવાજ નાબુદ થાય તો પ્રજા વધારે સુખી થાય; ગરીબ ગાય જેવી બાળાઓ અકાળે .મરતી બચે એ નિ:શંક વાત છે. આવી બાબતોમા બ્રિટિશ હિંદના બાહુને દેશી રાજ્યોમાં ઘુસાડવાની જરાય જરૂર નથી. જો પ્રજાવત્સલ ગુર્જર નરેશ શ્રીમંત સયાજીરાવ મહારાજે એવી દ્દષ્ટિ રાખી હોત તો સામાજીક ક્ષેત્રમા તેઓશ્રી પ્રજાનું જે કલ્યાણ સાધી શકયા છે તે કદી પણ સાધી શકત નહિ. અમે ઇચ્છીએ છીએ કે ભાવનગર રાજ્ય એમનો દાખલો લઇ નિડરતાથી આ રીવાજ નાબુદ કરવાનો કડક ધારો ઘડે અને પ્રજાનું કલ્યાણ સાધી. નિર્દોષ કન્યાઓના. આશીર્વાદ મેળવે. કન્યાઓને આ રક્ષણ તેમના લોભી માત પિતા કે અન્ય વડીલો સામે આપવાનું છે અને રાજા આખી પ્રજાનો પિતા હોઇ એવા લોભી વડીલોને પોતાના વડીલપણાના હકકથી તેમ કરતાં અટકાવી શકે છે. આવી બાબતોમાં મુત્સદ્દીગીરી કરતાં પ્રજા કલ્યાણની અભિલાષાની વધારે જરૂર છે.

---

**સ્વ. બ્હેન બાંજી ગૌરી મુન્શી**

ગુજરાતનાં સ્ત્રીઓ માટે તનમનધનથી કાર્ય કરનાર બ્હેનો આંગળીને વેઢે ગણી શકાય એટલીજ છે. એ નાની સંખ્યામાં ગં. સ્વ. બ્હેન બાંજીગૌરી મુન્શીનું નામ મોખરે આવતું. એ બ્હેને પ૯ વર્ષની વયે તા. ૮ મી જાન્યુઆરીએ સુરતમાં સ્વર્ગવાસ કર્યાની હકીકત જાણી ગુજરાતની દરેક બ્હેન અત્યંત શોક પામે એમાં નવાઇ નથી. સુરતના ખાનદાન વડનગરા નાગર કુટુંબમાં એ બ્હેનનો જન્મ થયો હતો અને તેમણે પોતાનું સારૂં અને ઉત્સાહી જીવન સ્ત્રીઓની સેવામાં અર્પણ કરી દીધું હતું. ગુજરાતની સ્ત્રીઓને માટે પણ વિશ્રામ સ્થાનોની જરૂર છે એ જોનાર એ બ્હેન પ્હેલાં હતાં અને એમણે ગં. સ્વ. નાની બ્હેન ગજ્જર સાથે મુંબાઇ, સુરત અને રાજકોટ વગેરે સ્થળોએ વનિતા વિશ્રામો સ્થાપ્યાં હતા. એમના અવસાનથી એ સસ્થાઓનેજ નહિ પણ આખા ગુજરાતને મોટી ખોટ ગઇ છે.જેમણે એ બ્હેનની શાંત, સૌમ્ય અને પવિત્ર મૂર્તિ જોઈ હતી અને એમના થોડા ઘણા પણ સહવાસમાં આવ્યાં હતાં તેમને સૌને એમને માટે પૂજ્યભાવજ ઉત્પન્ન થતો. એમની જેમ સ્ત્રીઓની ઉન્નતિ માટે શાંત અને નિ:સ્વાર્થ સેવા કરનાર બ્હેનો આપણી પાસે બહુ થોડી છે. આ સેવા ઉપરાંત એમણે સાહિત્યમાં પણ સ્ત્રીઓ માટે નૈતિક ઉપદેશ અને ધાર્મિક બોધથી ભરપૂર કાવ્યો લખી ફાળો આપ્યો છે. આ સેવાઓથી ગુજરાતની સ્ત્રીઓ ઉપર તેમણે જે ઉપકાર કર્યો છે તે ભૂલી નહિ જવાય એવી અમે આશા રાખીએ છીએ અને એ મહુંમ બ્હેનના આત્માને પ્રભુ પરમ શાન્તિ અર્પે એવી પ્રાર્થના કરીએ .ીએ



ચિત્રકારઃ ]　　　વસન્ત.　　　[ શ્રીમાન પુરષોત્તમ.




વર્ષ ૩ જું. માર્ચ ૧૯૨૯ અંક ૭ મો.

## શઢ.

લેખક: રા. રા. કેશવલાલ છ. શેઠ.

સાથે મળીને શઢ વાળિયે રે લોલ;
વાય ધનને ઘોરંભ વંટોળ જો !—સાથે
મંઝધરિયે તોફાન માંડયાં વાયરે રે લોલ,
નાવ નીરે ચડયું ચકડોળ જો !—સાથે
પુરવ-ગતિથી શઢ બાંધિયા રે લોલ;
અનિલ આથમણો ફૂંકાય જો !—સાથે
દિશા દેખાડે ધ્રુવમાછલી રે લોલ;
તરવાનો સાધિયે ઉપાય જો !—સાથે
સાથે મળીને રૂઢિ ટાળિયે રે લોલ;
કરિએ ભવદરિયે કલ્લોલ જો !
ચાલો સાહેલી ! નીતિ પાળિયે રે લોલ;
—સાથે

# " કેવળ પેટ ભરવા માટે "

લેખક: શા. " ગોવિંદપ્રિય "

સીનેટ હોલ,

પ્રિય સુવર્ણ

મ્હારી મુબારકબાદી. તમે પહેલા વર્ગમાં પહેલે નંબરે ઉત્તીર્ણ થાઓ છો. તમારી નિમણુંકનો હુકમ થોડા રોજમાં મોકલી આપીશ. તમારા પિતાની તબીયત સારી હશે, ફરીથી મુબારકબાદી આપતો.

શુભેચ્છક

અસુતોષ મુકરજી.

મે મહિનો હતો. આખર તારીખ હતી. આજેજ એમ. એ નું પરિણામ બહાર પડવાનું હતું બહાર પડવાને વખતેજ આ ચિઠ્ઠી સુવર્ણને મળી. સુવર્ણ પરિણામ સાંભળવાને સીનેટ હોલ સુધી જઇ નહોતો શક્યો, કારણ તેનો પિતા બહુ બિમાર હતો. દાકતરોએ આશા છોડી હતી. બિચારો સુવર્ણ ચિઠ્ઠી વાંચીને આનંદિત ન થયો. દુનિયામાં આવીને માનું સુખ તો ભાળ્યુંજ નહોતું-પિતાએ ઝહેમત ઉઠાવી એમ. એ. સુધી ભણાવ્યો. પિતાની સેવા કરવાનો વખત આવ્યો ત્યાં પિતા દુનિયા છોડવા તૈયાર થયા. સુવર્ણ માનતો કે મોટેરાંઓની હાજરીની ખાસ જરૂર તો દુનિયાદારીમાં આપણે પડીયે છિયે ત્યારે પડે છે. દુનિયાની-સંસારની અનેક ગુંચો ઉકેલવાની હોય છે તે વખતે યુનીવરસીટીઓએ-શિક્ષા મંદિરો અને મહા વિદ્યાલયોએ વિદ્વાન કરી મુકેલા વિદ્વાનોની વિદ્વતા કામ લાગતી નથી. ત્યારે તો જમાનો જેણે જોયો હોય-સંસારની લીલીસુકી જેણે અનુભવી હોય અને તે અનુભવથી જે રીઢો થયો હોય તેજ સંસારના ખાડા ટેકરા કંઇ પણ પરિશ્રમ વિના કે દુનિયાદારી એટલે ચિંતા ઉપાધિની ચહેરા ઉપર પડતી કરચલીયો વિના બહાદુરીથી પસાર કરી શકે છે. સુવર્ણ દુનિયાદારીની દ્રષ્ટિએ વિદ્વાન નહોતો. યુનીવરસીટીએ વિદ્વાન કરી મૂક્યો હતો.

" બાપા! બાપુ-જરા દવા પીશો ? દવાનો વખત થયો છે. ' સુવર્ણે પાસ થયાના ખબર વાળી ચિઠ્ઠી એક કોરે મૂકતાં અને પિતાના પગ દાબતાં દાબતાં ઉપલો સવાલ પિતાને કર્યો.

"હા, લાવ. દવાથી દર્દીઓ-મરવા પડેલા દર્દીઓ-સાજા થતા હોય તો પછી કોઇ દર્દી મરેજ નહિ. અને આ દુનિયામાં બુઢ્ઢાઓની સંખ્યા વધી જાત ભાઇ! લાવ દવા. " ડોસો દવા પી ગયો. સુવર્ણે મોઢું સાફ કરવા પાણી આપ્યું. ડોસે મોઢું સાફ કર્યું અને પાછા તકીયા ઉપર પડયા.

" હં-પણ ભાઇ આજ તો તારી પરીક્ષાનું પરિણામ બહાર પડવાનું છે ને ? મ્હારો સુવર્ણ કદિ ના પાસ તો નજ થાય તો પણ ભાઇ ખાત્રી કરવા તું જાને. સાંભળી આવને પરિણામ ! "

" બાપુ-પરિણામ બહાર પડી ગયું. સર

અશુતોષનીજ ચિઠ્ઠી ' મ્હારી પર આવી છે. અને હું પહેલા વર્ગમાં પહેલે નંબરે પાસ થયો છું. નોકરી પણ થોડાજ રોજમાં મને મળશે તેમ તે લખે છે. તમે જરા નિદ્રામાં હતા, એટલે ખાસ નિદ્રામાંથી ઉઠાડીને પણ આ ખબર આપવાની મને જરૂર ન લાગી. વળી બાપુ તમને તમારો સુવર્ણ નપાસ થાયજ નહિ તેની ખાત્રી એટલે પછી તકલીફ શું આપું ? ખરૂં ને ? બાપુ, હવે તમારી સેવા કરવાનો વખત પરમાત્માએ આપ્યો છે. આજ દિવસ સુધી તો ગંગાનો ઉંધો પ્રવાહ ચાલ્યો. પિતાએ પુત્રની સેવા કરી. "

" ભાઇ એમ ના બોલ. મેં તને કેળવણી આપી તે કાંઇ તારી સેવા કરી ? તારી કેળવણીમાં શું મ્હારો જરા પણ સ્વાર્થ નથી ? "

" સારૂં બાપુ. પણ હવે હું સેવા તો કરીશ જ."

આજ દિવસ સુધી તો વિદ્યાદેવીની સેવા કરી. તે સેવાથી વિદ્યાદેવી પ્રસન્ન થયાં અને હું આવી સારી રીતે ઉત્તીર્ણ થતો ગયો. હવે આપની સેવા કરીશ એટલે આ સંસાર મ્હારે માટે સરળ થશે. "

" સુખી થજે ભાઇ ! ત્હારી ઉચ્ચ ઇચ્છાઓ પ્રભુ જરૂર પૂરી કરશે. "

" બાપુ તમે તાવના જોરમાં લવરી બહુ કરો છો હો ! "કેવળ પેટભરવા માટે" " કેવળ પેટ ભરવા માટે" આવું આવું તે તમે શું લવો છો તે સમજાતું નથી. "

" મી. ચેટરજી મ્હારા મિત્ર અને પ્રોફેસર કાલે અહીં આવ્યા ત્યારે તમે લવતા હતા. તમારી લવરીનો અર્થ મેં તેને ઇંગ્રેજીમાં કરી આપ્યો-તે ઉપરથી તે કહે છે કે મારૂં શરીર અભ્યાસના પરિશ્રમને લીધે હમણાં હમણાંમાં સારી રીતે નબળું થયું છે અને શરીર નબળું કરીને પણ અભ્યાસ કરવાનો હેતુ ફક્ત પેટ ભરવાનો છે" માટે તારા પિતા તારા શરીરની ચિંતામાં આ લવરીએ ચડી ગયા છે. મને પણ ખુલાસો ઠીક લાગ્યો. પણ બાપુ તમારે આ ચિંતા હવે છોડી દેવી જોઇએ. જુઓ થોડા રોજમાં હવે હું કમાતો થવાનો છું-પછી તો તમારે રામનામ સાથેજ સંબંધ રાખવો, મ્હારી કે દુનિયાની દરકાર વિશેષ રાખવી નહિ. "

" ભાઇ ! તું ઠીક કહે છે. હું લવરીમાં શું લવતો હતો તે તો સ્વાભાવિક હું જાણુતોજ નથી પણ ત્હારા કહેવાથી ખબર પડે છે "—ડોસો જરા વિશેષ બોલવા જતો હતો. આંખે અંધારા આવ્યાં હોય તેમ જણાયું-ડોસાએ આંખ ઉપર હાથ મૂકયા. કપાળ ઉપરનાં પ્રસ્વેદ બિંદુ સુવર્ણે લુછી નાખ્યાં. પુત્રે પિતાને પાછો તકીયા ઉપર સરખી રીતે આરામ મળે તેવી રીતે સુવાડ્યો. દવાનો ડોઝ આપ્યો. પિતા ફરીથી થોડીવારમાં તેજ થયો.

" ભાઇ તું જરા કોફીનો પ્યાલો કરી આપીશ ? "

" બાપુ ' કરી આપીશ ? ' એવું શું બોલો છો ? ' કરી આપ ' એમ બોલો ! હું સ્ટવ ઉપર કોફી કરીને આવું છું. જરા આપ આરામ લો. હમણાંજ આવું છું. "

સુવર્ણ કોફી તૈયાર કરવા બીજા ઓરડામાં ગયો. ડોસો જરા ખાટલામાં ટટ્ટાર થયો. હાથની મુઠ્ઠી વાળી. હોઠ બંધ-દાંત પીસેલા, નસકોરાં જરા ફુલેલાં અને આંખમાં કાંઇક તેજ તેવી બધી નિશાનીઓ માલુમ જ્યારે અચળ નિર્ણય મરણીઓ થઇને કરે તેવી રીતે ડોસો થયો. ઘડીકમાં બે હાથ જોડીને ઉંચુ જુએ-ઘડીકમાં ગુસ્સામાં-આવી જઇને કપાળ ઉપર હાથ પછાડે—આવી સ્થીતિમાં જ્યાવાર રહ્યો ત્યાં તો સુવર્ણ કોફીનો પ્યાલો લઇને આવ્યો. સુવર્ણ કોફી પાવા મંડ્યો. કોફીના પ્યાલો ખલાસ થયો. કોફીની ગરમીથી મોઢા

ઉપર અને છાતી ઉપર પ્રસ્વેદ થયો તે. સુવર્ણ લુછવા મંડયો. સુવર્ણ છાતી ઉપરથી પરસેવો કપડા વતી સાફ કરે છે ત્યાં ડોસાએ કોઇક અજબ શકિતથી સુવર્ણ સામું જોયું. સુવર્ણનો હાથ ઝાલ્યો. પડખે જ બેસાડયો.

"ભાઇ એમ. એ. સુધીમાં શું ભણ્યા ?" સુવર્ણ તો આભોજ બની ગયો. જવાબ આપવો સુઝયો નહિ. થોડીકવાર તો ડોસો ભાનમાં જ નથી તેમ જણાયું. પછી ખાત્રી થઇ કે ભાનમાં તો છે. સુવર્ણને અવાક જોઇ, ડોસો ફરીથી બોલ્યો.

"કેમ-ભાઇ-જવાબ આપવો સુઝતો નથી? એમ. એ સુધીમાં શું ભણ્યા ?"

"બાપુ-કદિ નહિ ને આજ આ સવાલ ! હું સમજતો નથી. ઘણાંવિષયો શીખી ગયો. છેલ્લા છેલ્લા તો સાહિત્ય અને શીલ્સુફી મ્હારા ઐચ્છીક વિષયો હતા. હું માનું છું કે આ વિષયોમાં અનુભવી પ્રોફેસરોને પણ હું હરાવી શકું."

"શીલ્સુફી-એ શું ?"

"તત્વજ્ઞાન."

"તત્વજ્ઞાનમાં શું શું શીખ્યો ?"

"બાપુ ! તત્વજ્ઞાનમાં શું શું શીખ્યો તે કહેવા બેસું તો દિવસોના દિવસો ગત થાય. દરેક ધર્મનાં મૂળ તત્વોને એકત્રિત કરો અને તે જગતનું તત્વજ્ઞાન."

"તત્વજ્ઞાનમાં પશ્ચાતાપને સ્થાન ક્યાં છે?"

"છે અને નથી. પશ્ચાતાપ ખુલ્લા દિલથી થાય તો પ્રભુ માફ કરે છે. તે માફી પત્ર કોઇ જોવા જતું નથી. હજી સુધી કોઇએ જોયું નથી—જોવાનું પુણ્ય નથી. માણસની જેટલી નિર્દોષતા કેળવાયેલી હોય તેટલે દરજ્જે પશ્ચાતાપ કરી થયેલ ભૂલની માફી તે માગે છે. અને પોતેજ માની લે છે કે પ્રભુએ તે ભૂલ માફ કરી. માણસના જેવા સંસ્કાર તે ઉપર ખાસ આધાર રખાય. પશ્ચાતાપ કરનાર માણસે શ્રદ્ધા ખાસ કેળવવી જોઇએ, કારણ કે શ્રદ્ધા હોય તો જ પશ્ચાતાપ કરવાથી કરેલ પાપમાંથી છૂટાય. મૃત્યુ વખતે પાદરીને બોલાવી પોતાનાં પાપોના ઇકરાર કરવાનો ક્રીશ્ચયન લોકોમાં અને અન્ય કોમોમાં રિવાજ છે. મરનાર માણસ ત્યારે જો શ્રદ્ધાપૂર્વક માનતો હોય કે પાદરી પાસે પાપ કબુલ કરવાથી હવે પોતે બિલકૂલ પાવન થયો છે તો જરૂર તે પાવન થયો, પણ બાપુ આ બધું સમાજનું બંધારણ છે. આવાં બંધારણો ન હોય તો સમાજ ચીરી જાય. માટે દરેક નાના મોટા સમાજે દેશની આબોહવાને માફક આવતાં બંધારણ કર્યાં છે. દરેક દેશના લોકોની ધાર્મિક માન્યતાનો બેરોમીટર તપાસો તો પારો એકજ સ્થળે જોવાશે નહિ. જેમ આ પારો ઉંચે જાય તેમ ત્યાં તે દેશમાં સમાજનાં બંધારણ વિશેષ રૂઢ અને કેટલીક વાર હઠીલાં જણાશે. સમાજનાં બંધારણ સમયની સાથે આપોઆપ મોળાં પાડવા યા તો કડક બનાવવા સમાજનાં તત્વો—બાળકોજ કેટલીક વાર દુરંદેશી થઇ પ્રયાસ કરે છે, તે પ્રયાસ, દુનિયાદારીની દ્રષ્ટિએ, જેટલો સફળ-જેટલો લાભકર્તા તેટલીજ પૂજ્ય તે પ્રયાસ કરનાર વ્યકિત કે વ્યકિતઓ સમાજમાં થઇ પડે છે. અને..."

"હં. બહુ કહી નાખ્યું. હું તો પુરું સમજ્યો પણ નહિ. ખેર ! તે સમજવા આવતા જન્મમાં હું એમ. એ. થઇશ. પણ ભાઇ, આજે એક મહત્વની વાત કરી નાખવાનો છું. તું શાન્તિથી સાંભળજે-હો !" બસ એટલું કહીને તુરત ડોસાએ પોતાનું કહેવું ચાલૂ કર્યું.

"જો ! આજથી વીસેક વરસ પહેલાં આપણા દેશમાં...નામના ગામમાં લગ્નગાળો ચાલતો હતો. તે ગામમાં ખેમચંદ શેઠ નામના લક્ષાધિપતી શેઠ હતા. તેની કન્યાનાં લગ્ન હતાં.

આપણો હિંદુ સમાજ અને તેમાં પણ બીન કેળવાયેલી જ્ઞાતિઓની કેટલીક કઢંગી પ્રણાલિકાઓ તો તું જાણે છે. લગનપ્રસંગ એટલે કિંમતી ઘરેણાં-ઘરમાં ન હોય તો ઉછીનાં કે છેવટે ભાડે લાવીને પણ પહેરવાનો અને પહેરાવવાનો દંભ આપણામા અને ખાસ કરીને સ્ત્રી વર્ગમાં બહુ પેસી ગયો છે. તે દંભ દ્વારા તેઓ પોતાની શ્રીમંતાઇ બતાવે છે; તેવી રીતે શ્રીમંતાઇ બતાવવાનો મૂખ્ય હેતુ તો પોતાનાં દિકરા દિકરીને જ્ઞાતિમાં બતાવવાનો હોય છે, અને થાય છે પણ એવું કે આ ડોળી શ્રીમંતાઇમાં કેટલાંક મોહી પડે છે અને દિકરા દિકરીના સંબંધ પણ કરી નાખે છે. આ ડોળ કે દંભ છેક સુધી નિભાવવા અનેક સાચા ખોટા પ્રયોસો કરવા પડે છે. તે પ્રયાસમાં જેટલી નિષ્ફળતા તેટલો ક્લેશ કંકાસ 'કુટુંબ'માં દાખલ થાય છે. વારૂ ! તે ઉપરાંત આ ઘરેણાં પહેરાવવાનો મોહ કેટલીક વાર પોતાના વહાલાં બાળકોના ઘાત કરાવે છે તે પણ હવે અજાણી વાત રહી નથી, અને તે છતાં આપણી અનાન બ્હેનો ઘરેણાં પહેરાવવાનો મોહ છોડી શકયાં નથી. આ પ્રેમચંદ શેઠનો ત્રણેક વરસનો દિકરો આશરે દોઢ બે હજાર રૂપિયાની કિંમતનાં ઝવેરાત શરિરના દરેક અંગમાં પહેરીને લગ્ન



" [illegible] "

મંડપમાં ઘૂમતો હતો. રમતાં રમતાં આ બાળક ઘર બહાર શેરીમાં આવ્યો. અને હાય! દોઢ બે હજાર રૂપિયાના મોહમાં કોઇ ઘાતકી માણસ તે બાળકને ચોરી ગયો! શેઠના ઘરમાં લગ્નનો આનંદ સુકાઇ ગયો. રડારોળ થઇ પડી. અનેક રીતે છોકરાને શોધવા પ્રયાસ કર્યા. આજ જડશે કાલ જડશે તેવી આશામાં દિવસો ગયા, મહિનાઓ ગયા, અને છેવટે શેઠ શેઠાણી માથું કૂટી બેસી રહ્યાં. પોલીસ પણ સાચા ખોટા શકદારોને વારંવાર ઉભા કરતી અને વળી છોડી દેતી–છેવટે તે પણ થાકી ગઇ."

"અરરર–બાપા ઘણુંજ ઘાતકી કામ! હજાર પંદરસોના લોભમાં કિશોર, નિર્દોષ બાળકનું હરણ કરવું તે તો સમાજનો ગંભીરમાં ગંભીર ગુન્હો! અને એક રીતે બાપા! આ રૂદિલકત માણસોને શિક્ષા પણ એવીજ થવી જોઇએ! આવા ઘા પડ્યા વિના સમાજના અનિષ્ટ રિવાજોનું નિકંદન પણ નહિ થાય અને તે નહિ થાય ત્યાં સુધી દેશનું પણ કાંઇ ભલું થવાનું નથી. કારણ સજીવ સમાજથી દેશ સજીવ છે. નિર્જીવ સમાજથી દેશ પણ નિર્જીવ છે. પણ બાપા આ પ્રસંગ અત્યારે છેડવાનું કારણ! આવા આવા વિચારો જ તમને વિશેષ નિર્બળ બનાવે છે. માનસિક સશક્ત માણસને રોગ એકદમ લાગુ થતો નથી. થાય ત્યારે એકદમ નબળાઇ જોર કરી શકતી નથી. તમે નબળા વિચારો બિલકુલ પોષો નહિ."

"હા–ભાઇ કેટલાંક માણસોના જીવનજ એવાં છે કે નબળાઇ દૂર કરવા જતાં પાસે આવે છે. ભાઇ! આજે હું ઘડો ફોડું છું. તું રહસ્ય જાણીને ખૂન કરે તો પણ પ્રભુ તને માફ કરે! જો! ખેમચંદ શેઠના પુત્રને લઇ જનાર તે હું!"

"અરે બાપુ! આવું અધમ કામ તમે કર્યું? કયા ભવ માટે આ કર્મ કર્યું? અરેરે! માયા! તું ત્હારા ગર્ભમાં કેટકેટલા પાપાચારોને શમાવે છે!"

"ભાઇ–ખેમચંદ શેઠનો દિકરો તે તું!

"હેં! ત્યારે તમે કોણ?"

"હું ભીડો વાઘરી!"

"શું ભીડો વાઘરી! અને હું એક વણિક પુત્ર! હજાર પંદરસોના મોહમાં ત્રણ ત્રણ પાપાચરણો! ચોરી, બાળહરણ અને વટલાવવું! અરેરે બાપ–અરે ભીડડા વાઘરી! તેં આ શું કર્યું? હવે હું મ્હારાં માતપિતા પાસે જઉં તો પણ તેઓ શું કરે? મને સંઘરે તો પણ જ્ઞાતિના રિવાજ તેઓને સુખી કેમ રહેવા દે! તું તારી ભયાનકતા સમજે છે?"

"હુ સમજું છું—મ્હારાં પૂર્વજન્મના સંસ્કારે–મ્હારા પશ્ચાતાપે મને બધું સમજાવ્યું છે. ઘણાં બાળકો મેં માર્યાં છે. ઘરેણાં લુટયાં છે. કદિ હું પકડાયો નથી. કદિ હું દયા જેવી ચીજ હશે તે સમજતો નહોતો. મોહ–બાળમોહમાં પડ્યો નથી. કેટલાંક છોકરાંઓ યુક્તિ પ્રયુક્તિથી પાછાં તેઓનાં માબાપો કે વાલીને પહોંચતાં કર્યાં છે. જ્યાં તે નથી કરી શક્યો ત્યાં બે ચાર બાળકોનાં ખૂન કરવામાં હું અચકાયો નથી કે બે ચાર બાળકોને–ખાસ કરીને કન્યાઓને દૂર દૂરના દેશમાં વેશ્યાવાડે વેચતાં પણ શરમાયો નથી.તારીજ પાસે હું હારી બેઠો—ત્હારા જ સ્પર્શથી મ્હારા પૂર્વ સંસ્કાર, કંઇક રહી ગયેલાં મ્હારાં કે મ્હારા પૂર્વજોના પુણ્ય જાગી ઉઠ્યાં અને હું બચ્યો અને પ્રભુએ તને બચાવ્યો. તે પ્રસંગ પછી—અરેરે તે પ્રસંગ તો મ્હારા જીવનનો ધન્ય પ્રસંગ કે જેથી હું વિશેષ ઉંડા કુવામાં પડતો ઉગર્યો—તે પ્રસંગ પછી હું તદન બદલાઇ

ગયો છું. મેં કેળવણી લીધી—નાની નોકરીમાંથી સારી નોકરીએ ચડ્યો. શેઠની મહેરબાની મેળવી તને એમ. એ. સુધી ભણાવ્યો. તે બધાં સારાં વાનાં ત્હારા સ્પર્શ પછી થયાં. અલબત તને ત્હારાં માબાપથી વિખુટો પાડ્યો તે તને મ્હોટામાં મ્હોટો અન્યાય મેં કર્યો છે. પણ હું તો અધમમાં અધમ હતો. તે સુધરીને સમાજનો સપુત થયો છું. ભાઇ હવે તું સમજી લે! જો આપણા ઘરમાં રસોયણ ડોસી છે તે બ્રાહ્મણ છે. ચૂસ્ત વૈષ્ણવ છે. સતર વરસથી તે આપણા ઘરમાં છે. તેને પૂછી જો કે તું વટલાયો છે? તે ડોસી પાસે મેં મ્હારા પાપનો એકરાર કર્યો છે. તે સજાન છે એટલે મ્હારા તે પછીના શુદ્ધ વર્તન અને ચારિત્ર્યથી પણ તે સંતોષ પામી છે. મ્હારૂં પાપ અત્યાર સુધી પ્રભુ શિવાય તેજ જાણતી હતી. આજ તે પાપ તું પણ જાણતો થયો. મ્હારી સાથે એકાદ તું કદિ જમવા બેઠો હોય તે તને યાદ છે? ઘરના પાણીઆરાને પણ હું અડક્યો હોઉં તે તને યાદ છે? તું બિલકુલ વટલ્યો નથી. શુદ્ધ વાણીયો રહ્યો છે. હવે હું મ્હારા જીવનનો અંત પાસે જોઉં છું અને તે છતાં મને આજે તો બિલકુલ આરામ જણાય છે.



" રોકડ બે હજાર રૂપિયાના મોહમાં કોઇ ઘાતકી માણસ તે બાળકને ચોરી ગયો. "

હું ફકત " પેટ ભરવા " માટે આ પાપ આચરણો કરતો—પેટ તો શુદ્ધ નિર્દોષ પ્રમાણિક મજૂરી કરીને પણ ભરાય. તે હું નહોતો જાણતો હું અવળે રસ્તે ચડી ગયો હતો. પ્રભુ ત્હારૂં કલ્યાણ કરે કે ત્હારા સ્પર્શથી, ત્હારા દર્શનથી હું સવળે રસ્તે ચડી ગયો. અરેરે, આ દુનિયામાં પેટ માટે માણસો શું શું કરે છે? શું શું કરતા હશે? ભાઇ હું લવરીમાં બોલતો તે પણ બરોબર છે. મ્હારો પશ્ચાતાપ નિરંતર ચાલુ હતો. મ્હારા અંતરની વેદના કાંઇક હરે, કાંઇક શાન્ત થાય તે હેતુથી હું એકાગ્ર મનથી પ્રાર્થના કરતો—પ્રાર્થના થતી પણ મન એકાગ્ર નહિ થતું, હવે

આજે થશે. મ્હારો જો શુદ્ધ પશ્ચાતાપ હશે, અને પશ્ચાતાપથી પાપમાંથી બચાતું હશે તો જરૂર પરમાત્મા મને માફ કરશે. આ જન્મનો પશ્ચાતાપ, પાપ માફ કરવા પૂરતો ન હોય તો ભલે આ પછીના જન્મમાં મ્હારી પાસે વિશેષ કઠિન પશ્ચાતાપ કરાવે! હું ગમે તે ભોગે પાવન થવા માગું છું. ભાઈ હું આજ સાંજ પહેલાં જે રસ્તો પ્રભુએ સૌને બતાવી રાખ્યો છે તે રસ્તે પડીશ. માટે તું સાંભળી લે. જે શેઠ પાસે મ્હારા અમુક રૂપિયા છે તેનું માસીક વ્યાજ જે આવે તેમાંથી ત્રીશ રૂપિયા આ ડોશીને આપવાનું હું વિલ કરૂં છું. તે ઉપરાંત ડોશીના મૃત્યુ પછી ડોશીની ઇચ્છાનુસાર ગોકૂળનાથજીના મંદિરમાં તેના નામથી એક નાની ધર્મશાળા કરવાની છે તે કરાવવાની ફરજ પણ હું ત્હારા માથે નાખું છું. ધર્મશાળા કરાવતાં જે પૈસા બચે તેનો સદુપયોગ મ્હારા જેવા અનાચારીને સુધારવા પાછળ તું વાપરજે. તું તો શ્રીમંત છે એટલે મને તારી ચિન્તા નથી. જો આ તમામ હકીકતવાળું વિલ પેલી લાકડાની પેટીમાં છે. તે ઉપરાંત ત્હારા શરીર ઉપરના ઘરેણાં જે હતાં તે બધાં આબાદ પેલી તીજોરીમાં છે તે તું સાથે લઇ જજે. એટલે તને ઓળખવામા હરકત ન પડે. બસ ભાઇ! તું ઘરમાંથી ઓઢવા માટે ગોદડું લઇ આવ! મને ટાઢ લાગે છે."

સુવર્ણ ગોદડું લેવા ગયો. પાછો આવીને જુએ છે તો દર્દીને ચોળવાની ઝેરી દવા ગટગટાવતો જોયો. "હં હં શું કરો છો," તેમ કરી શીશી લઇ લેવા તે દોડયો પણ દોડવું નિરર્થક હતું; દવા ખલાસ થઇ ગઇ હતી. સુવર્ણ તો પાસેજ હતો. ડોસી પણ દોડતી આવી. મીઠા વાઘરીએ—સુવર્ણના વીસ વરસ સુધીના પાળક પિતાએ બન્નેને નમસ્કાર કર્યા. "માફ કરજો અને પ્રભુ મને માફ કરે તેવી પ્રાર્થના કર્યા કરજો." તેટલા શબ્દો ભાંગ્યા તુટયા તે બોલી શકયો અને છેવટે થોડી વારમાં આ દુનિયામાંજ કરણીના ફળ કે પાપનો હિસાબ ન થતો હોય તો તેનો હિસાબ કરવા તે પરમધામમાં પહોંચી ગયો.

× × ×

સુવર્ણે પોતાના પાળક પિતાની ઉત્તરક્રિયા પૂર્ણ ધામધુમથી કરી. વિલ વિગેરેની હકીકત પૂરેપૂરી સમજી પોતાના પાળક પિતાના શેઠ પાસેથી બધો હિસાબ સમજી લીધો—અને રસોઇ કરનાર ડોશી સાથે સુવર્ણ પોતાના માબાપ પાસે પહોંચ્યો. ઝવેરાત જોઇને મા બાપ પોતાના પુત્રને ઓળખી ગયાં. રૂઢિભક્ત જ્ઞાતિ આડી પડી પણ જ્ઞાતિભોજન અને જ્ઞાતિદંડમાં થોડા રૂપિયા આપવાથી પાવન થઇ શકાય છે અને તે મુજબ સુવર્ણ શુદ્ધ વણિક જો નહોતો તો થઇ શકયો.

સુવર્ણ બરોબર વિલ મુજબજ વર્ત્યો, એટલુંજ નહિ પણ પોતાની મીલ્કતમાંથી મીઠા વાઘરીનું નામ અમર કરવા માટે પછાત કોમોના લાભાર્થે એક "મીઠા અનાથાશ્રમ" બાંધ્યું.

સુવર્ણના મા બાપને સુવર્ણ એકનો એક દિકરો હોવાથી લાખોનો વેપાર ડોળવા સુવર્ણ તઇયાર થયો. સર અસુતોષને નોકરી પોતે નહિ સ્વીકારી શકે તેમ વિવેકભર્યું લખી નાખ્યું.

પોતાના એકજ સ્પર્શથી મીઠો વાઘરી એકદમ બદલાઇ કેવી રીતે ગયો તે કોયડો ઉકેલતાં ઉકેલતાં હજુ પણ સુવર્ણ મીઠાને ઘણીવાર અશ્રુપૂર્ણ આંખે સંભારે છે.

# ગુજરાતના કંઠસ્થ લોકગીત.

## નવ લક્ષ નહીં ચારૂં.

સંપાદીકાઃ સૌ. દીપકબા દેસાઈ.

( ઢાળ—' ઝીણા ઝરમર વરસે મેહ, ભીંજે મ્હારી ચુંદલડી ' )

નહીં ચારૂં રે મોરી માત,
નવ લક્ષ નહીં ચારૂં:
સાથે મોકલોને બલભદ્ર ભ્રાત,
નવ લક્ષ નહીં ચારૂં—

તરણાં ચર ને ચુટક કરે,
મ્હને શીંગ મરડીને ધાય રે;
માતાજી વનમા એકલો,
મ્હને મ્હાગી મારે ગાય—
નવ લક્ષ નહીં ચારૂં—

જશોદાજી કહે તમે સુણો મ્હારા બાલક,
નાગ તણું ગૃહસૂત્ર રે:
પાતાલે પેસી કાલી નાગ નાથ્યો,
પ્રાક્રમ મ્હારા પુત્ર—
નવ લક્ષ નહીં ચારૂં—

માતાજી કેરાં વચન સાંભળી,
ઉતરી બાળની રીસ રે;
ભીમના ઠાકોર ગૌ ચરાવવા,
ડોરેશ્વર જગદીશ—
નવ લક્ષ નહીં ચારૂં—




[ ૧ ]

હિમવત્ ને મેનકાઃ ઉત્તરગિરિનાં રાજારાણી. પ્રભાત ને સન્ધ્યાના તારલિયા સમી એમને બે મનોહર કન્યાઓ હતી. અદશ્ય ને અજ્ઞાત પ્રદેશના રાજ્યકર્તા કીર્તિમાન દેવો ગિરિવરે અવતરતાઃ સંવનને સફલતા પામી એક પછી એક બન્ને ય રાજકુમારીઓને પરણી ગયા;-આપણી નિવાસ ભૂમિથી ઘણે ય ઉંચે, અગમ્ય અન્તરે, આવેલા પ્રદેશોમાં એમને લઇ ગયા.

પછી આવ્યા સતી સાક્ષાત સત્વમૂર્તિ-ગિરિરાજના અન્ધારા આવાસે નવજનિતા જ્યોતિ; તારલા સમી એની બ્હેનોને ય સૌંદર્યમાં પાણી ભરાવતાં સતી ત્યાં ઉછરવા લાગ્યાં.

પર્વતનિવાસી પ્રજાજનો એમને હિમવતી કહેતા; ગિરિરાજ હિમવત એમને પાર્વતી કહી બોલાવતા; પરન્તુ મેનકા એમની માતા એમને સર્વ શ્રેષ્ઠ 'ઉમા' નામથી સંબોધતી. કયા દેવેશ્વર અવતરી ઉમાનું પાણિગ્રહણ કરશે એ પ્રશ્ન સર્વને ય વિસ્મીત કરતો.

[ ૨ ]

શિવ—પવિત્ર સાધુપુરૂષ દ્વારે દ્વારે અભંગ ભિક્ષાવૃત્તિ કરનાર, પર્યટન કરતા હિમાલય પર આવી ચઢ્યા; ત્યાંજ ધ્યાનસ્થ થયાઃ અમર હિમશૃંગોસમા શાન્ત ને મૌનમૂર્તિ. ઉમા શિવની સેવામાં સ્વયં પ્રવૃત્ત થયાં, કમલની માલાઓ એમને માટે ગૂંથતાં-સર્વદા નવી નવી; પ્રભાતના ઝાકળે ભીંજાયલી.

મહેશ્વર છતાં, ગરીબમાં ગરીબની પેઠે આંગણે આંગણે 'ભિક્ષાન્દેહિ' કરતા એ સાધુપુરૂષને પરણવાની ઉંડી અભિલાષા ધારતાં પાર્વતી શિવજીની સુશ્રુષામાં તલ્લિન બન્યાં.

[ ૩ ]

ગિરિશૃંગો પર વસંત!! વ્હાણાં વાયાં. શિવની યોગપીઠ પર છત્રસમા શોભતા કલ્પતરૂની સુવર્ણી શાખાના મૃદુ સ્પર્શે ઉમાનું સૌંદર્ય ને યૌવન ખિલી ઉઠ્યું. એના હૈયાની છૂપી ઇચ્છાનો તનમનાટ, અનેક પુષ્પોની પરાગથી પમરતી વસન્તની વાયુલહરીમાં શાન્તિથી વિહરતા શિવજીને કાને પડયો.

અન્તે એમની સમાધિના લાંબા દિવસો પૂરા થયા. શિવજીનાં નયન ઉઘડયાં. ઉમા પાસે આવી. એમની સન્મુખ અંજલિ રચી ઉભી રહી. પ્રણયભરી ભક્તિના ભારે દબાયલી ભાસતી.

એક ઉડતી ક્ષણભર વસંતરંગ. ઝળકયોઃ હિમશૃંગો પ્રકાશિત થયાંઃ સુવર્ણો ધૂમપટ ચીરી. હરગૌરીનાં નયન મળ્યાં.

૪

એકાએક વાદળો ચઢી આવ્યાં. વસન્ત પ્રભાતના શ્વેત પ્રકાશને છાઇ દીધો. ગિરિગ્વ્હરો સમા ઉંડા અન્ધારેથી વિજળી ઝબુકવા લાગી-પર્વતના નીલવર્ણી ઢાળે દાવાનલ પ્રક-

ટાવતી. મેઘનાદ થયો-પ્રલયદેવતા રૂદ્રના ભયાનક હાસ્યધ્વનિ સમો-ગિરિરાજનાં હૃદયમાં વિષાદ. છાયા છવાઇ. ખિન્નહૃદયા રાજમાતા અદ્રિઝરા સમી ધસી આવી.-" ઉમા ! ઉમા !"-એના આર્તનાદે શૈલેન્દ્ર પણ કમ્પી ઉઠયો. તૂફાનની પરાકાષ્ટાએ, અન્ધકારની કોઇ ફાટમાંથી તેજ કિરણ સમા નારદજી પધાર્યા. વીણાના મૃદુ નિનાદે આશાનું મધુર ગીત ગુંજી રહ્યું-સર્વને આનન્દવા આવાહ્ન થયું.

શિવ ઉમાને વર્યા હતા.

૫

ખરેજ ! પાર્વતીનું-શું શિવજી પાણિ-ગ્રહણ કરશે ?

હા ! શિવ ને સતી એક થશે. સાધુમાં સત્ય ભળશે.

પરન્તુ શિવ તો નિર્ધન છે.

ખરી વાત. પરન્તુ એમની સાધુતાની સત્તાથી એમણે યમરાજ પર વિજય મેળવ્યો છે.-જીવન, એમનામાંથી નિર્ઝરે છે-એમનાથી પોષાય છે.-એમનામાં ભળી જાય છે. દૈવી સંપત્તિ-વાળા દેવો પણ એમને ભક્તિભાવે વંદન કરે છે.

છતા ય અમારાં દિલ બળે છે. અમારી નાજુક નન્દિની ઉમા માટે હૃદય રડી ઉઠે છે. અમારા નિર્જન આંગણે શું તે કદાપિ પાછી નહિ આવે ? પાછી, કદી નહિ વળે ?

શિવ ને ઉમાની લગ્નગ્રંથી રચાઇ છે. હવે તો શિવને છાયેજ સતીનો વાસ. પરન્તુ તે આપણને આવી મળશે. જગદંબા સ્વરૂપે પુનઃ પધારશે.

પણ ક્યારે ? કહો ! કહો ! ક્યારે ?

હિમાદ્રિનાં હિમ જ્યારે ગળશેઃ સરિતા જ્યારે નિર્ઝરશે ત્યારે.



## " એ મ્હને નહિ ? "

ચંદ્રિકા-સરોવરમાં ચંદ્રમા તરતો હતો. આખી સૃષ્ટિ એ સુધામાં સ્નાન કરતી હતી. નીલાં પોયણા હસતાં હતાં.

સાગરનાં મહા નીર ઉંચાં થઇ ભેટવા તલસતાં હતાં. કાંઠે ઉભેલો મનુષ્ય બોલ્યો, ' એ મ્હને નહિ ? '

સાગરના જલકણો નીચે પટકાઇ જળમાં સમાયા; છતાં મનુષ્ય ન સમજ્યો.

પાણીમાં નાચતી કૂદતી માછલીઓએ ત્હેને ફરી સાવધાન કર્યો. પાણી છીછરું થતાં માછલીઓ તલસતી.

ધોળા આકાશમાં ઉડતી સારસ જોડ મૂંગો પ્રેમ પોકારી રહી હતી. તે ઉંચે જોઇ રહી બોલ્યો, ' એ મ્હને નહિ ? '

સૂકા થડને વીંટાઇ રહેલી વનવેલીઓ, સુકાઇ જતાં કંઇક ગણગણતી હતી. લીલાં ચંદન વૃક્ષો આપવીતી સંભળાવી રહ્યાં હતાં.

માનવનું અભિમાન તો યે ન ઓસર્યું. તે તોરમાં બોલ્યો, ' એ મ્હને નહિ ?

આકાશને ચૂમવા અડગતાથી તપતા મહાગિરિરાજની ગુફામાંથી ગંભીર પડઘો ઉઠયો-' તપશ્ચર્યા અધરી છે ! '

માનવી નિરાશાથી ફીક્કું હસ્યો.

ઝરાઓ નદીમાં સમાયાઃ ને સર્પ સમી વંક વાળામણે વહેતી નદીઓ નામરૂપ છોડી દઇ મહાસાગરમાં લય થતી ત્હેણે જોઇ.

તે બબડ્યો, ' એ મ્હને ક્યાંથી હોય ! '

સુમનલાલ અમૃતલાલ દેસાઈ.




સંપાદક: ર. રા. સીતારામ જે. શર્મા.

[ ૩ ]

## દેવહુતિ.

**મ**નુ મહારાજની પુત્રી દેવહુતિ પણ પ્રાચીન આર્યાવર્તના ઇતિહાસમાં નામના મેળવી ગયેલ છે. દેવહુતિ મનુ જેવા મહા સમર્થ રાજપિતાની કન્યા હતી એટલુંજ નહિં પણ પિતાની તે ઘણીજ લાડીલી હતી; છતાં તેણે પતિ તરીકે અરણ્યમાં વસનારા ગરીબ કર્દમ ઋષિને સ્વીકાર્યા. ઋષિજી ઉપર લક્ષ્મીદેવીની કૃપા નહોતી પરંતુ તેનો પુરેપુરો બદલો સરસ્વતી દેવીએ વાળી આપ્યો હતો. એમનું તપ પણ અદ્વિતિય ગણાતું. પરંતુ દેવહુતિનો પોતાની તરફ ઘણોજ પ્રેમ જોવાથીજ તેમણે લગ્ન કરવાની સંમતિ આપી. અને દેવહુતીનો પાણિગ્રહણ કર્યો.

ઋષિજી સાથે લગ્નગ્રંથીથી જોડાયા પછી દેવહુતિ પિતાનો રાજમહેલ તજીને, પતિની જંગલની પર્ણકુટિમાં રહેવા ગઈ. બાલ્યકાળથી દેવહુતિનું લક્ષ્ય જ્ઞાનપ્રાપ્તિ તરફ હતું, પરંતુ તે જેમ જેમ મોટી થતી ગઇ તેમ તેમ તેની જ્ઞાનતૃષા વધતી ગઇ, અને પ્રભુની અભેદ કલામાં ડોકીયું કરી તેના ભેદ ઉકેલવાની ભાવના બળવત્તર થતી ગઈ. પિતાના રાજમહિલમાં રહે પણ ઋષિ-મુનિઓ તરફથી તે જ્ઞાન તો મેળવી શકત. પરંતુ પ્રભુનો પાર પામવાની તેની ઇચ્છા તો અધૂરીજ રહી હોત. એ અમૂલખ તક એને ઋષિપત્ની થવાથી લાધી. પતિદેવની પાસેથી તેણે બ્રહ્માંડના ભેદો ઉકેલવાનું જ્ઞાન સંપાદન કરવા માંડ્યું.

દેવહુતિની મહત્તા આંકવા માટે એને પેટે પાકેલા પુત્રરત્નને ઓળખવો બસ છે. તેણે એવા પુત્રને જન્મ આપ્યો કે જે મહા સમર્થ જ્ઞાની થયો અને વાસ્તવિક રીતે આદ્યતત્વજ્ઞાની ગણાયો. કારણ તેના પહેલાં એ વિષયમાં કોઇએ ડોકીયું કર્યું નહોતું. દેવહુતિના એ જ્ઞાનસમૃદ્ધ પુત્રનું નામ કપિલ, વિશ્વવિખ્યાત 'સાંખ્ય'ના રચનાર. તેમણે જગતમાં પહેલીજ વખત મનુષ્યના મનનું પ્રથક્કરણ કરવાનો પ્રયાસ કરીને તેના આનંદ અને કષ્ટનાં કારણ શોધી કાઢી, દુઃખને દુર કરી હમેશની સુખપ્રાપ્તિ શી રીતે કરી શકાય ને માર્ગ દુનિયાને દાખવ્યો. એ કપિલનું જીવન ઘડનાર એની માતા દેવહુતિ.

કપિલ મુનિને જગત જે રીતે ઓળખે છે તેવા બનાવનાર દેવહુતિ જ હતી. બાલ્યકાળથી જ તેની સમક્ષ વિશ્વવિશાળ દૃષ્ટિબિંદુ ધરવાના માર્ગ માતાએ મૂક્યા હતા, તેને પ્રતાપેજ એ સમર્થ પુરૂષે ઉંડી મીમાંસા કરીને માનવ માત્રને માટે મોક્ષનો માર્ગ શોધી કાઢયો. બાલ્યકાળ પુર્ણ કરી જ્યારે કપિલ વયે વધવા લાગ્યા, ત્યારે પોતાની મહાન માતાએ બતાવેલા માર્ગેજ તેમણે ચાલવા માંડ્યું અને

પરિણામે માનવ જાતિને અનંત સુખ આપનાર માર્ગ શોધી શક્યા.

એ કાળ ઉપર વર્તમાન યુગના શોધકોના હિસાબે ૩૦૦૦ વર્ષના પડદા પડી ગયા છે. તે વખતે સ્વર્ગની દેવી સમી દેવહુતિએ, ભારતવર્ષની ભૂમિમાં પોતાના પુત્રદ્વારા એવા પાયા ખોદાવ્યા હતા કે જેની ઉપર ઉભી થયેલી આર્યધર્મની સુંદર અને સંગીન ઇમારત અત્યારે પણ સકળ વિશ્વનું માન પામી રહી છે.

## વિશિષ્ટા.

તે પછીની થોડીક સદીઓ જતાં, એક બીજી સમર્થ આર્યાએ કપિલના સમોવડીઆ થવાને યોગ્ય એવા મહા જ્ઞાની પુત્રરત્નને જન્મ આપ્યો. એ આર્યાનું નામ વિશિષ્ટા, અને એના સમર્થ પુત્રનું નામ મહાન હિંદુ ઉપદેશક અને સુધારક શંકરાચાર્ય.

એ સમર્થ પુરૂષનો જન્મ દક્ષિણ આર્યાવર્તના ચીદામ્બર નામના ગામમાં વિક્રમાર્ક ૮૪૪ મા થયો હતો. પિતાનું મુખદર્શન તો એમણે કર્યુંજ નહોતું. એટલે એમણે પ્રાપ્ત કરેલ વિદ્વતા માતાનેજ આભારી હતી.

આ શંકરને સોળ વર્ષ તો થયાં નહોતાં ત્યાં તો તેમણે ઘણા સમર્થ ગ્રન્થો ઉપર ભાષ્યો લખ્યા અને મહા વિદ્વાન મનાયા. લોકવેણ તો એવાંય છે કે એમના જેવા વિદ્વાન એમની પહેલાં થયા ન્હોતા અને પછી પણ થયા નથી. તેમણે 'વેદાંત'ના જ્ઞાનને ઘણુંજ અગ્રસ્થાને મૂક્યું અને એ તત્વજ્ઞાને તો મરવા પડેલા હિંદુ ધર્મમાં નવ પ્રાણ પુર્યા.

શ્રી શંકરાચાર્યના જન્મકાળે સારોયે ભારત બુદ્ધ ભગવાનનો અનુયાયી બની રહ્યો હતો, હિંદુ ધર્મ તો શોધ્યો ખોળ્યોએ સાંપડે તેમ નહોતું. હિંદુ ધર્મે પ્રચારેલા જ્ઞાનને પણ ભૂલી જવામાં આવ્યું હતું, તેમાં એ સમર્થ પુરૂષે નવો ચમકારો મુક્યો અને હિંદુ ધર્મને નવચેતન આપ્યું. સારાયે આર્યાવર્તમાં ફરીથી એક વખત તેમણે આર્યધર્મનો વિજય ડંકો વગડાવ્યો અને બુદ્ધ ધર્મને હિંદુસ્થાનમાંથી ભૂંસી નાખી, હિમગીરિનાં બરફાચ્છાદિત શિખરો ઉપરથી મહાસાગરમાં ગબડાવી મુક્યો! એ મહા પુરૂષના ધર્મોપદેશનું એ ફળ.

સોળમે વર્ષે સન્યાસ લઇને તેમણે આ મહાભારત કાર્યનો આરંભ કર્યો, અને સોળ વર્ષના સતત શ્રમ અને ભ્રમણ પછી મૃત્યુશૈયાએ સુતેલી માવડી સમક્ષ હાજર થઇ, પોતે શું કરી શક્યા છે તે જાહેર કર્યું. મરણને કાંઠે ઉભેલી માતાના હૈયામાં એથી વધારે આનંદ બીજી કઇ વસ્તુ આપી શકત? એ માવડીએજ શંકર નામના બાળકને શ્રીમદ શંકરાચાર્ય બનાવ્યા હતા; તેમને પુત્રના દિગ્વિજય કરતા બીજું વહાલું શું હોઇ શકે? વન્દન હો એ સમર્થ આર્યમાતાઓને!



# હોલિકોત્સવ.

બ્હેની ધન્ય રસીલો હોલિકોત્સવ આવીયો રે
રસમાં ખેલીશું રસબસીયા સાથે રાસ,
રસમાં રમી કરશું જીવન ઉન્નત આપણાં રે.

કિન્નર કંઠી કોકિલા કુંજે કુરતી નાદ
વિરહે વામા વ્યાકુળી રસીયાને દે સાદ.

સોળે સોળ કળાથી શોભે સુંદર સાથમાં રે
સાહી કુમુદ કિશોરી કંચન મરકત કાય.
પાતો પીતો પીયૂષ પદ્મિની પાંખ પ્રફુલ્લતો રે.

ભોગી ભૃંગ ભમી ભમી કલરવ કરતાં કુંજ
ઉન્માદિત આલિંગને ધન્ય કરે સુમ પુંજ.

વેલી ફળફૂલ ભારે વન ઉપવનમાં લ્હેકતી રે
હસતાં નવલ કુસુમો કામણકારી હાસ્ય.
સત્કારે સુરભિથી મલય પવન ઋતુરાજને રે.

નાજુક નમણી નારીઓ નમણા નાજુક નાથ
રસમાં રસબસ થૈ રહ્યાં તે નીરખે સુરસાથ.

મુગ્ધા મદનભરી મદથેને મનમા મોદતી રે
ચિત્તડું ચોરે ચતુરા ચંચળ ચાલી ચાલ,
સારે કેસુડાંની પીચકારી નિજ નાથને રે.

અૈહિક એ અનુરાગમાં અનુપમ દીધો ઓપ
વર્ચસ્ વદને વાધીયું ગોવાલણમાં ગોપ !

ફરતી સૈયર સાથે સુરે મોલાવે સુંદરી રે
લીલી લતિકા જેવી શોભે લલના લાલ,
કરના કંકણ કલથી બાંધે રતિરૂપ પાશમાં રે.

કુંકુંમ પિયળ લલાટ ને અંજિત લોચન લોલ.
અંગ અમોલું મ્હેકતુ ઓષ્ઠ વિષે જ્યમ ચોલ.

કેસર વરણો કમનિય સાળુ કામિનિ અંગ છે રે
ગોકણી ઝાંઝરના ઝણકારે વધતું તાન,
વિણા તાલ મૃદંગ પખાજ વધાવે સૂરને રે..

કેસુડાં જળ છાંટીયાં છાંટયાં લાલ ગુલાલ
રસીયાશું કેલિ કીધી ધરી નૈસર્ગિક વ્હાલ.

અંતરનો આહ્લાદ અનુપમ આજે ઓપતો રે
નવલાં નર્તન નાચી રાખ્યો સખીએ નેક
રમણી રસીક નવોઢા જગને તો અભિનંદતી રે.

ધન્ય હોલિકોત્સવ તુને ધન્ય વળી ઋતુરાજ
ધન્ય સુધાતુર સુંદરી અદકો તુજ અનુરાગ

હોજો ધન્ય અમારી રાસલીલાના રાજને રે
હોજો રાધાવરની અકળ કળાને ધન્ય.
હોજો ધન્ય અમારી રંગભૂમિ રસ રેલતી રે.

પ્રદ્યોત.




# સ્ત્રીઓ પ્રત્યે અનાદર.

લેખિકા: બ્હેન દિવાળીબાઇ રાઠોડ.

In every part of the world one of the general characteristics of the savages is to despise and disgrace the female sex.

Dr. Robertson.

સુપ્રસિદ્ધ ડૉકટર રોબર્ટસન મહાશયનું એમ કહેવું છે, કે આખા ભુમંડળના પ્રત્યેક ભાગમાં સ્ત્રીઓ પર જુલમ કરવો કે તેમનો તિરસ્કાર કરવો એ અસભ્યતાનુ લક્ષણ સમજવામાં આવે છે. અનાડી અને જંગલી લોકો સ્ત્રીજાતિ પ્રત્યે તુચ્છ નજરે જુએ છે, અને તેમનો તિરસ્કાર કરે છે.

સ્ત્રીઓનો તિરસ્કાર એજ દેશ અથવા સમાજનો નાશ કરતાર છે, એમ ઇતિહાસ શાખ પૂરે છે. શ્રી દેવકીજીનું અપમાન કરવાથી મહારાજા કંસ જેવા પરાક્રમી રાજાનો જોત જોતામાં નાશ થઇ ગયો, સતી સીતાજીના અપમાનથી સર્વ શક્તિમાન રાજા રાવણ રણમાં રોળાઇ ગયો. તેની લંકા નગરી બળીને ભસ્મીભૂત થઇ ગઇ, અને સમસ્ત પરિવારની પણ ધૂળધાણી થઇ ગઇ રાજા રાવણની બેન સુર્પણખાનું અપમાન કરવાથી સીતાજીનું હરણ થયું, અને તેથી લંકા સુધી લડવા જવું પડ્યું. શ્રી દ્રૌપદીના અપમાનથી કૌરવોનો નાશ થયો, એટલુંજ નહિ, પરંતુ તે સમયથી ભારતવર્ષની અધોગતિનોએ આરંભ થયો!

આ વાત ઘણા પ્રાચીન કાળની છે, અને ભારતવર્ષની છે. પરંતુ અન્ય દેશોની બાબતમાં પણ એજ સત્ય ઠર્યું છે. ગ્રીસના રાજાની બેન 'હેલન' સૌંદર્યમાં સર્વથી શ્રેષ્ઠ હતી. એક વાર ટ્રોયનો ( ટ્રોય એ આધુનિક એશિઆ માઇનોરમાં હતું ) યુવરાજ ત્યાં ગયો. તેની સુંદરતા પર મુગ્ધ થવાથી તેણીનું હરણ કરી નાઠો. આ વાત ગ્રીસવાસીઓના જાણવામાં આવતા, તેઓએ ટ્રોય પર આક્રમણ કર્યું. ટ્રોયવાસીઓ પણ બહાદુરીથી લડયા. દશ વર્ષ સુધી નગરને ઘેરો રહ્યો. અંતે કપટ કરી નગરમાં પેઠા અને ટ્રોયને ( Troy ) આગ લગાડી દીધી. એક બાજુ નગર ભસ્મીભૂત થઇ ગયું અને બીજી બાજુ રાજા અને પ્રજા રણમાં લડી કપાઇ મૂઆ! હાલ એ નગરનું નામનિશાન પણ શેષ રહ્યુ નથી. માત્ર તેનું વર્ણન ગ્રંથોમાં જળવાઇ રહ્યું છે.

પ્રાચીન કાળમાં સમસ્ત સંસારમાં અસભ્યાવસ્થામાં સ્ત્રીઓનું સ્થાન કયાં હતું? તેઓ પર શા શા જુલમો થતા? તેઓ પર ગુજરતાં જુલમથી કેવા પરિણામો આવ્યાં છે? સ્ત્રીઓનું સન્માન કરવાથી પ્રત્યેક રાજ્યની કેવી આબાદી થઇ છે? વળી જે રાજ્યો એક સમયે તદ્દન અસભ્ય હતાં તેજ રાજ્યો આજ કેટલાં સભ્ય ગણાય છે? આજ તેઓનું સ્થાન કયાં છે? ભારતવર્ષના પતનનું

મુખ્ય કારણ શું? તથા આ વેળાએ આપણું કર્તવ્ય શું છે? તેનો ઉલ્લેખ કરવાનો આ લેખનો આશય છે.

આખી દુનિયાના કોઇ પણ રાષ્ટ્રની ઉન્નતિનો ઇતિહાસ આજે ઉલટો કરીને જોઇએ તો સ્પષ્ટ સિદ્ધ થાય છે કે સ્ત્રીઓની સહાયતા વિના કોઇ પણ જાતિ પોતાની ઉન્નતિ કરી શકી નથી. જ્યાં નાગરિકોની જન્મદાત્રી માતાઓનું અપમાન થતુ રહ્યું છે, તે જાતિ સદા જંગલી અને અસભ્યજ રહી છે. તેના ઐતિહાસિક પ્રમાણો મોજુદ છે.

સભ્યતાની ખાણ જેવી રોમન જાતિના પ્રાચીન ઇતિહાસનું અવલોકન કરવાથી જણાય છે કે તેઓમાં રોમના કાનુનને અનુસરી સ્ત્રી તદ્દન પરતંત્ર ગણાતી હતી. કુમારી અવસ્થામાં દાસીની પેઠે માતાપિતા અને કુટુંબી જનની સેવા કરવી પડતી. પિતાના મરણ બાદ ઘરમાં જે વડા હોય તેની ગુલામી કરવી પડતી. પરણ્યા પછી પતિના ઘરની દાસી બનતી. પતિની દૃષ્ટિમાં સ્ત્રી માત્ર એક ખરીદેલી વસ્તુ સમાન લેખાતી. તે સમયના રોમન કાયદાની દૃષ્ટિએ ગમે તે સ્ત્રીને—ચાહે તો તે ગરીબ હો કે અમીર હો—એક ગુલામથી વધારે અખત્યાર નહોતો. તે વેળાના રોમન કાયદા અનુસાર કોઇ પુરુષ પોતાની પત્નીને જાનથી મારી નાખે, તોય તેમાં જુલમ મનાતો નહોતો. કોઇ સ્ત્રી કોઇ પુરુષને પોતાના હાથે શરાબ આપે, કે કોઇ બીજાના વંશના બાળકને ખોળે બેસાડવાનો વિચાર કરે તો તેમના કાયદામાં એવી કલમ હતી કે તેવી સ્ત્રીને તેનો પતિ જાનથી ઠાર મારી શકે. રોમન લોકો સ્ત્રીઓનો કદિ પણ વિશ્વાસ કરતાં નહિ. અદાલતમાં સ્ત્રીની જુબાની વિશ્વાસપાત્ર ગણાતી નહિ. પોતાની પાસે કંઇ વસ્તુ કે નાણું રાખવાને સ્ત્રીઓને અધિકાર નહોતો. પણ તેમનો પતિ ધારે તો તેણીને વેચી પણ શકતો હતો. જો પતિદેવ રૂઠે તો ઘર કે ગામમાંથી સ્ત્રીને હાંકી મૂકવાને શક્તિમાન હતા. આ સઘળી વાતો આજના સુધરેલા રોમની નથી. તે તો એ સમયની છે કે જ્યારે તે અસભ્ય હતું!

સીરીયા અને ફીનીસીયા આદિ પ્રદેશોમાં પણ સ્ત્રીઓ પ્રત્યે ઘોર અન્યાય પ્રવર્તતો હતો. સ્ત્રીઓને બીલકુલ પશુ સમાન લેખતા હતા. માત્ર તેઓને વિલાસ ભોગવવાની એક જીવતી વસ્તુ સમજતા હતા. અહિંઆ પણ પતિની દાસી અને અન્ય જણની સેવિકા થઇ રહેવું પડતું. એક સ્ત્રીના અનેક પોત થઇ શકતા હતા. ત્યાંના પુરુષો પોતાની પત્નીને જુગારના દાવમાં મૂકવાને પણ અધિકાર ધરાવતા હતા અને તે જો હારી જાય તો તે સ્ત્રીને બીજા પુરુષની દાસી થઇ રહેવું પડતું. આ સઘળી વાતો પણ જ્યારે એ દેશ અસભ્ય હતો, ત્યારની છે.

ઇટાલીયનોનો તો એજ સિદ્ધાંત હતો, કે જે પ્રમાણે ઘોડાને—પછી તે સારો હોય કે ખરાબ હોય—એડી મારવાની આવશ્યકતા હોય છે, તેવી રીતે સ્ત્રી ચાહે તો સુશિલ હોય કે દુઃશિલ હોય તોયે સરખુંજ દુઃખ પડતું. ઇટલીમાં સ્ત્રીઓને ગમે તે કારણને લઇને રોજ ચૌદમું રત્ન-પેથીપાક-મળતું હતું. ક્વચિતજ કોઇ અભાગિ દિવસ એવો જતો હશે કે તેઓની પીઠપૂજા ન થઇ હોય! આ ઇતિહાસ પણ ઇટલી જ્યારે અસભ્ય હતું ત્યારનો છે.

રશીયન લોકોનો સિદ્ધાંત તો વળી મહા વિચિત્ર હતો. તેઓનું માનવું એવું હતું, કે દશ સ્ત્રીઓમાં ફક્ત એકજ જીવ છે. અર્થાત્ દશ સ્ત્રીઓની કતલ થાય, એ તો માત્ર એક જીવ મુઆ સમાન ગણતા.

ચીનાઓનો એવો અટલ સિદ્ધાંત હતો કે પોતાની પત્નીની વાત સાંભળવી પણ કાર્ય

તેનાથી ઉલટું કરવું. ચીન દેશની સ્ત્રીઓને મંદિરમાં જવાની મનાઇ હતી. તેઓને દેવોની પૂજા કે સ્પર્શ કરવાનો બીલકુલ અધિકાર નહોતો.

જાપાનનો પ્રાચીન ઇતિહાસ આપણને જણાવે છે, કે ત્યાં પણ સ્ત્રીઓની સ્થિતિ ચીનના જેવીજ હતી. તેમને ધાર્મિક કાર્યમાં ભાગ લેવા દેતા નહિ, અને તેઓને મહા નીચ તથા અપવિત્ર વસ્તુ ગણતા.

આરબો તો પોતાની સ્ત્રીને ઘણીજ બુરી રીતે રાખતા હતા. જો દેવયોગે પુત્રી જન્મે તો તેમને જીવતીજ દાટી દેતાં. જેને પેટે પુત્રી જન્મી હોય, તે સમાજમાં હલકો ગણાતો, અને લોકો તેની ઘૃણા કરતા. પોતાના દેવ સમક્ષ આરબો પોતાની પુત્રીને ચઢાવતા–વધ કરતા. એક પતિ અનેક સ્ત્રીઓ કરતો અને એક સ્ત્રીના પતિ પણ અનેક બનતા.

વળી સ્પાર્ટામાં તો જે સ્ત્રી શરીરે નબળી હોય, અથવા તેની પ્રજા અશક્ત જન્મે તો તેનો પતિ તેને જાનથી દાર કરી નાખતો. સ્ત્રીઓને વાતવાતમાં મારી નાખવી, એ તો કીડીના મરણ સમાન ગણાતું. આથી ત્યાં સ્ત્રીઓની સંખ્યા ઘણીજ ઓછી થઇ ગઇ હતી, જેથી એક સ્ત્રીને ઘણા પતિઓની પત્ની થઇને રહેવાનો રિવાજ હતો. સ્પાર્ટન લોકો પોતાની પત્નીને સાધારણ વસ્તુની પેઠે ગમે તેને ઉધાર આપી દેવામાં હીણું ગણતા નહોતા. વખત આવે કોઇ શાહુકારને ત્યાં સ્ત્રીને ગીરવી મૂકી નાણું પણ લઇ શકતા હતા. કોઇ અતિથિની સેવા પોતાની પત્નીદ્વારા કરવાને પુરુષ અધિકારી ગણાતો. કોઇ પુરુષ વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થાય તો તે પોતાની પત્નીને માટે એક સુંદર અને યુવાન પુરુષને પોતાને સ્થાને રાખી શકતો. આ કેવું ભયંકર! છતાં તે સમયમાં જનતાના વિચારમાં એ કાર્ય બહુજ સચ્ચરિત્ર ગણાતું!!

ઇરાનના પુરુષો તો એટલા કામી હતા કે એકથી વિશેષ સ્ત્રીઓ રાખતા ધરાતા નહિ. મોટા માણસને ત્યાં સેંકડો સ્ત્રીઓ સંઘરાતી. ત્યાં તો અન્ય વસ્તુઓની માફક સ્ત્રીઓ પણ બજારમાં વેચાતી મળતી. પૈસા આપીને કોઇ પણ પુરુષ ગમે તેટલી સ્ત્રી ખરીદી શકતો અને તેનું ગમે તે કરી શકતો. લગભગ છઠ્ઠી સદી સુધી આ પ્રમાણે વેચાણનું કામ થતું હતું. આવી તેઓની મહા ભયંકર દુર્ગતી થતી હતી!!

એથેન્સમાં પણ સ્ત્રીઓની ઓછી અધોગતિ નહોતી. ત્યાંના લોકો સ્ત્રીઓને કજીઆ કંકાસની સાક્ષાત જીવતી પ્રતિમા સમજતા. પરણેલી સ્ત્રીઓની ઘણીજ બેઆબરૂ થતી. તેઓને વેસ્યા સ્ત્રીઓથી હલકી ગણતાં અને વેશ્યાઓને વધારે માન આપતાં. વળી વખત આવે વેશ્યાઓને પણ શિક્ષા કરવા ચૂકતા નહિ કારણ કે આ પુરુષો પણ ઇરાનવાસીઓની માફક કામ વાસનાનાં પુતળાંજ હતાં.

તદ્દન અસભ્ય અને જંગલી જાતોનો ઇતિહાસ તરફ નજર નાખતાં જણાય છે, કે તેઓ સ્ત્રીઓને પોતાની મિલ્કત સમાન ગણતા. અનેક જંગલી લોકોમાં સ્ત્રીઓની સ્થિતિ ઘણીજ રોમાંચકારી હતી. આ નરપશુઓને જ્યારે પોતાનું પેટ ભરવાને અન્ય શિકાર ન મળે, ત્યારે પોતાની ક્ષુધા શાંત કરવા માટે તેઓ પોતાના ઘરની વૃદ્ધ સ્ત્રીઓને મારીને ખાઇ જતા. ઇતિહાસો તો એટલે સુધી સાક્ષી પૂરે છે, કે એક કુતરાને મારતા તેઓ અચકાતા. પણ સ્ત્રીઓને ઠાર કરી, તેનું ભક્ષણ કરતાં લગારે આંચકો ખાતા નહિ. તેઓનું એવું માનવું હતું કે કુતરાઓ તો શિકાર કરવાને શક્તિમાન હોય છે, પરંતુ આ વૃદ્ધ સ્ત્રીઓ તો એઠાં એઠાં ખાય છે, તેથી તેના જીવવાથી શો લાભ થવાનો?

આજે સભ્યતાના શિખર પર પહોંચેલા

ઇંગ્લાંડના પ્રાચીન ઇતિહાસ તરફ દ્રષ્ટિ કરીશું તો તે અનુચિત નહિ ગણાય. ત્યાં સ્ત્રીઓનું કેવું સ્થાન હતું ? બરાબર રોમના જેવીજ ત્યાંની સ્થિતિ! તે દેશના સુપ્રસિદ્ધ વિદ્વાન ડૉક્ટર જોન્સનનો મત ટાંકવાથી વાંચકોની સમજમાં ઠીક ખ્યાલ આવશે. ઇંગ્લંડમાં પણ સ્ત્રીઓને ધાર્મિક કાર્યથી વંચિત રાખતા, તેમને તેમાં ભાગ લેવા દેતા નહિ. સ્ત્રીઓને મહા નીચ અને અપવિત્ર ગણતા. કાલાંતરે એ દેશમાં ક્વેકર લોકોનો એક ધર્મ સંપ્રદાય પેદા થયો. તેઓએ સ્ત્રીઓને ધર્મ સંબંધી ઉપદેશ આપવો શરૂ કર્યો તથા તેઓની સુધારણા કરવા લાગ્યા. જ્યારે ડૉક્ટર જોન્સનને આ અશુભ સમાચારની જાણ થઇ, ત્યારે તે ઘણોજ ગુસ્સે થયો ને તેણે લખ્યું કેઃ—"The preaching of woman is like a dog's standing on its hind legs." અર્થાત સ્ત્રીઓનો ઉપદેશ આપવો, અથવા વ્યાખ્યાન સંભળાવવા, એ કુતરાને પાછલે પગે ઉભા રાખવા સમાન છે ! ! !

પ્રખ્યાત અંગ્રેજ કવિ મિલ્ટન તો પ્રભુની ભક્તિ કે પૂજા કરવાનો જે સર્વનો નૈસર્ગિક સામાન્ય હક્ક છે, તે પણ સ્ત્રીઓને આપવા વિરૂદ્ધ હતો. તેનું કહેવું એમ હતું કે "He God and she through him." એટલે જો કોઇ સ્ત્રી પરમેશ્વરને પ્રસન્ન કરવા ચહાતી હોય તો સ્વતંત્ર સેવા કરી શકે નહિ. તેણીએ પુરૂષ દ્વારા સેવા કરવી.

સ્ત્રીઓનો અવતાર માત્ર બાળકોને જન્મ આપવા માટેજ છે, તેથી તેણીને પુરુષો પેઠે લખતાં વાંચતાં શીખવવું એ ઘણું ખોટું છે. ( આવા વિચાર પ્રત્યેક અસભ્ય દેશમાં પ્રચલિત હોય છે. ) આવા વિચારના અસ્તિત્વથી એ પરિણામ આવેલું કે ઇંગ્લાંડની સર્વ શ્રેષ્ઠ લેખિકા 'જેન ઓસ્ટેન' પોતાના વિચારો ઘણાં વર્ષો સુધી પ્રગટ કરી શકી નહોતી.

ઉપરના ઉદાહરણોથી જણાય છે, કે ખુદ ઇંગ્લંડમાં પણ મહાન પુરૂષો સ્ત્રીઓ સંબંધી કેવી વ્યવસ્થા રાખતા, તથા સાધારણ જનતાનો વિચાર એ સમયે સ્ત્રીઓ પ્રત્યે કેવો ઘૃણિત હતો. એ વિષે આથી અધિક લખવું એ નિરર્થક છે.

હવે સ્થળના સંકોચને લઇને બીજાં ઉદાહરણો ન આપતાં સ્ત્રીઓનું સન્માન ક્યારથી થયું, અને તેથી શા લાભ થયા તે વિષે વિચારીએ.

ઉપર જે જે દેશોની વાતો કહી છે, તે સઘળી ઐતિહાસિક છે પરંતુ એજ. દેશોમાં સમાજમાં અને રાજકિય વ્યવસ્થામાં જેમ જેમ સુધારા થતા ગયા, તેમ તેમ સ્ત્રીઓને દાસત્વમાંથી મુક્તિ મળતી ગઇ, અને સ્ત્રીઓ સુખી થવા લાગી. તેમની આત્મિક, માનસિક, અને શારીરિક ઉન્નતિ પર ઉચિત ધ્યાન અપાવા લાગ્યું ત્યારે તેજ દેશની માતાઓ દ્રઢ, બળવાન અને બુદ્ધિમાન પ્રજા ઉત્પન્ન કરવાને સમર્થ થઇ અને જ્યારે સ્ત્રીઓની ઉન્નતિ થઇ, ત્યારેજ દેશ અથવા રાષ્ટ્રની ઉન્નતિ થઇ. સુપ્રસિદ્ધ વિદ્વાનોનું ભાર દઇને એજ કહેવું છે કે "સ્ત્રીઓની ઉન્નતિ કે અવનતિ પરજ કોઇ પણ રાષ્ટ્રની ઉન્નતિ કે અવનતિ અવલંબેલી છે. યૂનાની લોકો ( Greeks ) પોતાની સ્ત્રીઓને દાસી જેવી રાખતા નહોતા, પણ તેઓ રાષ્ટ્રની ઉન્નતિમાં સાધક સમજતા હતા. તેઓ પોતાની સ્ત્રીઓની આત્મિક, માનસિક અને શારીરિક ઉન્નતિમાં હંમેશાં કાળજી રાખતા તેથીજ યૂનાની લોકો જંગલી જાતિને પોતાને આધિન કરી શક્યા હતા.

પ્રખ્યાત ઇતિહાસકાર ટૈસિટિસનું કહેવું એમ છે, કે જર્મન જાતિના પુરુષો સ્ત્રીઓ સાથે હંમેશાં સભ્યતાથી વર્તતા હતા. તેઓ

સ્ત્રીઓને પોતાની ઉન્નતિની ભાગીદાર સમજતા. આથીજ જર્મનો રોમને દબાવી શક્યા હતા. જંગલોમાં રહેનાર જર્મનોના કુટુંબની વ્યવસ્થા પણ ઘણી સારી હતી.

રોમન જાતિની ભયંકર દુર્દશા થયા પછી તેઓની આંખો ઉઘડી, અને સ્ત્રીઓની સુધારણા કરવા માંડી. તેઓમાં દુરાચાર, અજ્ઞાન અને કલહ આદિ જે દુર્ગુણો ઘર કરી રહ્યા હતા તેનો નાશ કર્યો અને પુરુષો સ્ત્રીઓને સન્માનની દૃષ્ટિએ જોવા લાગ્યા. જ્યારે સ્ત્રીઓનું સન્માન થવા લાગ્યું, તેઓને દાસત્વમાંથી મુક્ત કરી કેળવવાની વ્યવસ્થા થઇ, ત્યારેજ રોમન જાતિ ટકી શકી. જાણીતા ઇતિહાસકાર ગીબન એમ કહે છે, કે " તે સમયમાં ગ્રીસ દેશની સ્ત્રીઓની ભયંકર અવનતિ હતી, અને રોમન લોકો પોતાની સ્ત્રીઓ સાથે સારી વર્તણુક ચલાવતા થયા હતા, તેથી રોમ ગ્રીસથી અધિક બળવાન બન્યું, ગ્રીસને રોમ આગળ પોતાનું શીષ નમાવવું પડ્યું !

સર્વ સ્થળે અને સર્વ માન્ય સત્ય વાત એજ છે કે સ્ત્રીઓની અવનતિ કરીને કોઇ પણ જાતિ પોતાની ઉન્નતિ કરી શકવા સમર્થ બની નથીજ !

આપણા ભારતવર્ષના પ્રાચીન ઇતિહાસ તરફ દૃષ્ટિપાત કરતાં જણાય છે, કે જે સમયે આપણી સભ્યતા સર્વ સ્થળે વિદ્યમાન હતી, તે સમયે ભારતની સ્ત્રીઓ પૂજાતી હતી. મનુષ્ય તો શું પણ દેવતાઓ પણ તેમને શ્રદ્ધાની દૃષ્ટિએ જોતા ને તેમનું સન્માન કરતા સ્ત્રીઓ એટલી તો પવિત્ર અને પૂજનિય ગણાતી કે પહેલાં સ્ત્રીનું અને પછીજ પુરુષનું નામ લેવાતું. તે પ્રથા આજ પણ ચાલુ રહી છે. સીતા-રામ, રાધા-કૃષ્ણ, ગૌરી શંકર આદિ શબ્દોથી હિન્દવાસીઓ આજે પણ એ નામોનું સ્મરણ કરે છે. હિન્દુ ધર્મ અનુસાર ધનની ખાણ લક્ષ્મી, વિદ્યાનો ભંડાર સરસ્વતી, અને સૃષ્ટિને ચલાવનાર શક્તિને આદ્યશક્તિ માને છે.

છતાં એ સૃષ્ટિ પર આવા સર્વ શ્રેષ્ઠ અને સુશિક્ષિત ભારતવર્ષનું પતન ક્યારથી થયું ? અને કેમ થયું ? આનું કારણ એજ કે મહાભારતના સમયથી સ્ત્રીઓની અવનતિ થવા લાગી ત્યારથી આપણી પવિત્ર ભૂમિની અધોગતિનો આરંભ થયો છે. દ્રૌપદીનું એક સાથે પાંચ પતિની સ્ત્રી થવું, અને તેણીને યુધિષ્ઠિર જેવા ધર્માત્માદ્વારા જુગારના દાવ પર મૂકવી, કુન્તાને કુમારી અવસ્થામાં કર્ણનો જન્મ થવો, અને તેને નદીમાં વહેતો મૂકવો; માછીની પુત્રી કુમારી કન્યા સત્યવતી સાથે મહર્ષિ પારાશર ઋષિ જેવાનો સંબંધ અને તેણીના શિલનો ભંગ થવો, તેથી વેદવ્યાસજીનો જન્મ અને તેજ કન્યાનો રાજકુળમાં વિવાહ થવો; કુમારી અવસ્થામાં ભીષ્મપિતાની માતા ગંગાદેવીનું પુત્રવિસર્જન, પોતાના ભાઇ વિચિત્રવિર્યના વિવાહ માટે ભીષ્મે બળજોરીથી કાશીનરેશની ત્રણ પુત્રીઓ અમ્બા, અમ્બિકા, અને અમ્બાલિકાનું હરણ કરી લાવવું, અને પછી તેમાંની એકનો તિરસ્કાર કરવો વગેરે વગેરે એવા અનેક સ્ત્રી પ્રત્યેના કલુષિત આચરણો એ સમયના રાજવંશમાંથી આપણા જાણવામાં આવે છે. એ આચરણો તે સમય પુર્વે ઘણાજ ખરાબ ગણાતાં હતાં. એ સમયમાં જ્યારે રાજવંશની આવી સ્થિતિ હતી, ત્યારે સામાન્ય પ્રજાની હાલત કેવી હશે, તે ધ્યાનપૂર્વક વિચારવા જેવું છે. ચારિત્રહીન જાતિ કદિ પણ પોતાનું અસ્તિત્વ કાયમ રાખવા સમર્થ નીવડતી નથી, અને તેનો નાશ નિર્માણ થઇજ ચૂકે છે. ભૂમંડળની પ્રત્યેક જાતિનો ઇતિહાસ આ વાતનું સત્ય પ્રમાણ પૂરે છે.

આમ ધીમે ધીમે ભારતવાસીઓનું ચારિત્રબળ ઘટતું ગયું. અને છેવટે એવો સમય આવી લાગ્યો કે સ્ત્રીઓ માત્ર ભોગવિલાસની સામગ્રી બની રહી. રજપુતાનાના રાજવંશના

નાશનું પણ માત્ર આજ એક કારણ હતું. હજારો રાજ્ય કેવળ આજ કારણથી લડીને નષ્ટ થઇ ગયાં છે. કોઇ એક રાજકુંવરીને પરણવા ચાહતો હોય, તેને બીજો પરણી જાય, અને તે કારણથી લડાઇ થાય. આથી અનેક સર્વગુણસંપન્ન રાજકુંવરીઓએ પોતાના દેહનું બળિદાન આપ્યું છે, તેના દાખલા ઘણે દૂર શોધવા પડે નથી. તેમ સંયુક્તાનું પૃથ્વીરાજ ચૌહાણે હરણ કર્યું, તેમાં કેટલા રજપુતોનો નાશ થયો ! વળી પૃથ્વીરાજ ચોહાણને આબુ નરેશે પોતાની કુંવરી ઇચ્છનીને પરણાવી હતી, છતાં તે મેળવવાને ભોળા ભીમે જે ચઢાઇઓ કરી, તેમા કેટલા બધા રાજપુત્રો હોમાઇ ગયા ! તેમજ પરણી ગએલી રાણકદેવી માટે સિદ્ધરાજ જેવા ગુર્જર નરશે રા'ખેંગાર સામે જુનાગઢ પર બાર બાર વરસ સુધી ઘેરો નાખી, કેટલી ખુવારી કરી છે ! સમસ્ત રજપુતાનાનો ઇતિહાસ આવા અનેક ઉદાહરણોથી ભરપૂર છે. તેથી દેશની શક્તિનો નાશ થયો, અને એજ કારણોથી યવનોનું રાજ્ય આપણા પર થવા પામ્યું તથા ભારતના દાસત્વનું મંગળાચરણ મંડાયું.

વેદકાળમાં ભારતીય મહિલાઓ પ્રત્યે ઘણોજ સારો આદરભાવ હતો, તથા તે પવિત્ર અને પૂજનિય ગણાતી હતી. ધાર્મિક ગ્રંથોમાંથી આના પૂરાવા મળી આવે છે, કે જ્યારે દુનીઆ પર અન્ય જાતિના લોકો અસભ્ય અને જંગલી હતા, ત્યારે ભારતભૂમિના સ્ત્રી પુરૂષો વિદ્યાકળામાં એટલા બધા આગળ વધ્યા હતા કે આધ્યાત્મિક વિદ્યા જેવી મહાન ઉચ્ચ વિદ્યા તો તેઓના [illegible] હતી, એટલુ જ નહિ પણ દૂર દૂર દેશોમાં જઇ જનને સભ્યતાના પાઠ શીખવનાર પણ ભારતવાસીઓજ હતા.

પણ પૌરાણિક કાળથી સ્ત્રીઓની અવનતિ શરૂ થઇ, તે સાથે ભારતના પતનનો આરંભ થઇ ચૂક્યો ! મનુ મહારાજે સ્ત્રીઓ પ્રત્યે દુરાગ્રહપૂર્વક ઘણો તિરસ્કાર બતાવ્યો છે. તેમણે આજ્ઞા કરી છે, કે સ્ત્રીઓને સ્વાધીનમાં રાખો, સ્ત્રીઓ વસ્ત્રો અને આભૂષણ પસંદ કરે છે, સ્ત્રીઓની સમસ્ત કામના પાપ પૂર્ણ બને છે, અને સ્વભાવ બગડે છે. તેમનું ચારિત્ર દુર્બળ, અદ્રઢ અને કર્કશ બને છે, તેથી તેમને સદા બંધનમાંજ રાખવી જોઇએ. ઇત્યાદિ.

ઉપર ટાંકેલા વિચારો મનુસ્મૃતિ માંહેલા એક શ્લોકનો ભાવાર્થ છે. આવા અનેક શ્લોકો મનુસ્મૃતિના ઘણા અધ્યાયમાંથી મળી આવે છે. કેટલાક તો એવા છે, કે જે અહિંઆ લખવામાં પણ સ્ત્રીઓનું અપમાન થાય ! વળી કેટલાક એવા શ્લોકો પણ છે, કે જેમાં સ્ત્રીઓનું સન્માન પણ કરેલું છે. " यत्र नार्यस्तु पूज्यन्ते, रमन्ते तत्र देवताः ।"

છેવટમાં એટલુંજ કહેવાનું કે ભારતવાસીઓ ! જો દેશમાં સ્વરાજ્ય સ્થાપવા ચાહતા હો; સારા નાગરિક ઉત્પન્ન કરવા ધારતા હો, તો પ્રથમ તમારે સ્ત્રીઓનો સત્કાર કરવો જોઇએ. તેમની ધાર્મિક, માનસિક અને શારીરિક શક્તિ પર વિશેષ ધ્યાન આપવું જોઇએ, તથા તેઓને દાસત્વમાંથી મુક્ત કરવામાં આવે તોજ ભારતભૂમિ પ્રાચીનકાળની પેઠે રત્નગર્ભા થઇને બુદ્ધિમાન, શક્તિમાન, યોદ્ધા, સંયમી અને વીર સંતાન ઉત્પન્ન કરી શકશે. સ્ત્રીઓની ઉન્નતિ વિના દેશની ઉન્નતિની કલ્પના કરવી એ તો આકાશ કુસુમ મેળવવા બરાબર છે.

ભારતભૂમિના પુત્રોના હૃદયમાં આ સદ્વિચાર પ્રભુ પ્રેરે એવી પ્રાર્થના સહ વિરમું છું.

## સપ્તપદી.

લેખક: રા. રા. ચંદુલાલ ચુનીલાલ મ્હેતા;

પતિ— રહેજે અનુકુળ બધી ઋતુયે સખિ તું,
ધાન્યાદિ સર્વ વિભવો બહલાવજે તું;
આજે અનુપ સુખડાં લહવા ચહું છું,
આશા પૂરી મત તણી કરજે પ્રિયા તું.

પત્નિ— છાંયે સદા વિચરતાં હરનીશ સ્વામી!
દુઃખે સુખે થઇશ હું સહધર્મચારી.

૨

આજ્ઞા ધરી શિર સુખે દિન રમ્ય ગાળું,
હોમું કુટુંબીજન કાજ શરીર મ્હારૂં.

૩

ત્હારા અતુલ પ્રણયે નિજ ભાન ભૂલું,
હંમેશ મિષ્ટ વચને નવ માન ચૂકું.

૪

કાર્યો બધાં ઘરતણાં દિલથી સુધારૂં.
ક્રીડા-પવિત્ર ઉરભાવ ધરીજ યાચું.

૫

સંભાળ સર્વ પરિચારકની લઇશું,
ધારી મને ધીરજ દુઃખ વધાવી રહીશું.

૬

દેવો સમિપ પ્રિય ! આજ કરૂં પ્રતિજ્ઞા,
કો'દી કરૂં છલ ન સ્વપ્ન મહીંય કાળા.

૭

યજ્ઞાદિ કાર્ય કરતાં કરવા સહાય,
અપું શરીર પ્રિય પૂનિત ચર્ણ મ્હાંય.



# સોદા કરતાં સપડાયા.

લેખક: રા. રા. દેવેન્દ્ર રણછોડરાય મજમુંદાર.

**ચારે** છોકરાઓને સરખા ભાગ કરી આપી કસ્તુરચંદ શેઠે સંતોષથી પોતાનો દેહ છોડ્યો. શેઠે વ્હેપારમાં ઠીક પૈસો ભેગો કર્યો હતો. છોકરાઓએ પણ એમની પાછળ યોગ્ય ખર્ચ કરી વાહ વાહ કહેવડાવવામાં બાકી રાખી ન હતી.

જૂનું જોખમું થઇ ગયું હતું; તોપણ છોકરાઓએ સૈયારોજ વ્હેપાર કરવાનું યોગ્ય ધાર્યું. પહેલાં દરેક જણે દસ દસ લાખ રૂપીયા કાઢ્યા. તેવામાં રૂ ના ભાવ બેસી ગયા હતા. વર્તારા પરથી અને પાછલાં વર્ષોના આંકડા પરથી લાગ્યું કે થોડા વખત પછી ભાવ સારો આવશે. આથી રૂ ની ખરીદીમાંજ બધાયે રૂપીયા તેઓએ રોકી દીધા. આટલી બધી રૂની ગાંસડીઓ માટે એમને એક મ્હોટી વખાર ભાડે રાખવી પડી.

આ વખારમાં પહેલાં દાણા ભરવામાં આવતા તેથી તેમાં ઉંદરો ઘણી પેઢીઓથી આવીને વસ્યા હતા. એકાએક રૂની ગાંસડીઓ આવવાથી એમનો ખોરાક બંધ થયો. સઘળા ભૂખે મરવા લાગ્યા. પણ ઉંદર કંઇ જેવું તેવું પ્રાણી નથી. એમનો ભેજાજ ઠેકાણે રહ્યો નહિં. છેવટે બધા ઉંદરોએ સાથે મળી સભા ભરી અને ઠરાવ પસાર કર્યો કે આજથી બધાયે જેટલું જોર હોય તેટલા જોરથી બધી ગાંસડીઓ કાપવા માંડવી. ઉંદર જેવું ઉદ્યોગી પ્રાણી બીજું એકે નથી. બે ચાર દિવસમાંજ એક ખૂણાની બધી ગાંસડીઓ કાણી કરી નાંખી.

છોકરાઓ આ જોઇ આભા બન્યા અને ઉંદર દૂર કરવાનો ઉપાય શોધવા લાગ્યા. તેમણે મેળામાંથી એક સુંદર શીકારી બિલાડી ખરીદી આણી. બિલાડીને પણ ચારે ભાઇઓએ સહીયારીજ ગણી. બિલાડીને ચાર પગ હતા. દરેક જણે અકકેક પગ વહેંચી લીધો. એકે પોતાના ભાગમાં આવેલા પગને સોનાનાં ઘરેણાં પહેરાવ્યાં, બીજાએ મોતીના દાગીના ઘાલ્યા, ત્રીજાએ ઝરી કસબના વાગા પહેરાવ્યા, તો ચોથાએ રત્નજડીત હીરા માણેકના દાગીના પહેરાવ્યા. દરરોજ ફરતા ફરતી જમવાનું બિલાડીને મળવા માંડ્યું. એક દિવસ જલેબી, તો બીજે દિવસે માલપુડા ને દૂધપાક, એમ ચાલ્યું.

બિલાડીને તો મઝા પડી. તે ખૂબ જાડી અને માતેલ સાંઢ જેવી થઇ. એક પણ ઉંદર એના પંઝામાંથી છૂટવા પામતો નહિ. જતે દિવસે ઉંદરો દરમાંથી મ્હોં પણ ઉંચું કરી શકતા નહિ. તેઓ આખરે કંટાળ્યા અને એક સામટા પોતાનું રહેઠાણ છોડી ચાલી નીકળ્યા.

હવે ઉંદર મારવાના ન રહ્યા એટલે બિલાડી ફળિયાનાં કુતરાં સાથે લડવા લાગી. કુતરાં પણ એનાથી ડરતાં. એક દિવસ પારસી શેરીનો એક ડાઘીઓ કુતરો આ ફળિયામાં આવી પહોંચ્યો. બિલાડી અને એની વચ્ચે લડાઇ જામી. બીજાં કુતરાંએ બિલાડીનો પક્ષ લીધો અને પછી મદદ કરી છતાં ડાઘીઆ કુતરાએ તેનો એક પગ ઘાયલ કરી. લોહી

વહેવા લાગ્યું, એટલે બિલાડી, 'મ્યાઉં મ્યાઉં' કરતી એક પગ ઉંચો રાખી પોતાની વખાર આગળ આવી પહોંચી.

જે ભાઇના ભાગમાં એ પગ આવ્યો હતો તે ભાઇએ ડાંગે ડાંગે ડાહીઆ કુતરાને મારી હાંકી કાઢયો. પછી બિલાડીને પગે તેલથી ભીંજવેલા ચીંથરાંના પાટા બાંધ્યા. આઠ દિવસ થઈ ગયા તોયે પાટો તો બાંધવોજ પડતો, અને તે પણ તેલમાં બોળેલા.

એક દિવસ બિલાડી, બહાર કુતરાં સાથે રમતી હતી. થોડે દૂર પાંચ માણસો તાપણી કરી તાપતા, ગપ્પાં મારતા બેઠા હતા. એવામાં ઓચિંતો ધડાકો સંભળાયો. બિલાડી તથા કુતરાં વિખેરાઇ ગયાં.

બિલાડી બહુ બ્હીકણ હોય છે. એ શ્વાસભેર દોડે જતી હતી. રસ્તામાં તાપણી સળગતી હતી ત્યાં એના તેલવાળા પગની હડફેટ વાગી. તેલવાળું ચીંથરું એટલે સળગતાં વાર શી? એકદમ મશાલની જેમ બિલાડીને પગે દીવો થયો. બિલાડી વધારે ગભરાઇ અને જીવ લઇને મશાલવાળો પગ ઉંચો રાખી નાઠી.

તે પોતાની રૂની વખારમાં જઇ ખૂણામાં ભરાઇ ગઇ. ગાંસડીઓ એક પર એક ગોઠવેલી હતી તે છેક નીચેથી સળગવા મંડી એટલે ઉપરનીને સળગતાં વાર લાગી નહિ.

ચારે ભાઇઓ આવીને બળતી વખાર જોવા લાગ્યા. અગ્નીની જ્વાળાઓ આકાશ સાથે વાતો કરતી હતી. જોતજોતામાં ચાળીસ લાખ પર પાણી ફરી વળ્યું ને હતું ન હતું થઇ ગયું.

ચારમાંના ત્રણ ભાઇઓએ ભેગા થઇ ચોથાને ધમકાવવા માંડયો કે "ત્હારા ભાગમાં આવેલા પગે આ આગ લગાડી માટે હમારા પૈસા ત્હારે ભરી આપવા પડશે." વાણીઆઓ પૈસા માટે સગા ભાઇને પણ મારી નાખતાં ડરતા નથી.

પેલા બિચારાએ જવાબ આપ્યો, "હું શું કરું? મ્હેં કંઇ જાણી જોઇને આંછી આગ લગાડી છે? એમ ગણો તો તો તમારા ભાગના પગો પણ અંદર ગયા હતા, માટે ખોટ આપણે સરખે ભાગેજ વહેંચી લેવી જોઇએ."

ઘણા દિવસ રકઝક ચાલી પણ કશો નિકાલ આવ્યો નહિં. આખરે ત્રણે ભાઇઓએ ચોથા પર કોર્ટમાં ફરીઆદ નોંધાવી. નિયત કરેલી તારીખે કોર્ટમાં કેસ ચાલ્યો. ન્યાયાધિશે બન્ને પક્ષવાળાને સવાલો પૂછી આગ કેમ થઇ, કેવી રીતે થઇ તે બધી હકીકત કઢાવી. પહેલો ચોથા ભાઇનો વારો આવ્યો.

ન્યાયાધિશઃ—તમારા ભાગમાં આવેલા પગને તેલવાળાં ચીંથરાં બાંધેલાં હતાં?"

ચોથો ભાઇ:—"જી હા."

ન્યાયાધિશઃ—"તમે બિલાડીને સળગતા પગે અંદર જતાં જોઇ હતી?"

ચોથો ભાઇ.—"જી હા, પણ બિલાડી હમારા ચારે ભાઇઓની હતી, હું એકલો બધું ખર્ચ શાનો ભરી આપું?"

હવે પેલા ત્રણે ભાઇઓને ન્યાયાધિશે પૂછયું:-તમે બિલાડીને અંદર જતાં જોઇ હતી ખરી?"

ત્રણે ભાઇ:—"જી હા."

ન્યાયાધિશઃ—"એ કેવી રીતે જતી હતી? કૂદતી, દોડતી કે ધીમે ધીમે?"

ત્રણે ભાઇ:—"સળગતો પગ ઉંચો રાખી ત્રણ પગે સપાટા બંધ કૂદતી અને દોડતી એ અંદર ભરાઇ ગઇ. માટે ખરી રીતે એણેજ હમને ખર્ચ ભરી આપવો જોઇએ."

જજસાહેબે પાછું પેલા ચોથા ભાઇને

પુછયું કે, " આ લોકો કહે છે તે વાત ખરી છે ? " પેલાએ હા કહી.

બસ થઇ ચૂકયું. સૌ ચુકાદો સાંભળવા આતુર થઇ ગયા. જજસાહેબે જજમેન્ટ વાંચ્યું:—" ચોથા ભાઇના ભાગમાં આવેલો પગ ઉંચો રાખી બિલાડી દોડતી હતી, એટલે બીજા ત્રણ પગો ભેગા મળી એ પગને અંદર લઇ ગયા; અર્થાત ચોથા પગની અંદર જવાની ઇચ્છાજ ન્હોતી. આથી ખરો વાંક ત્રણ પગોનોજ છે. એ શા માટે ચોથા પગને લઇ ગયા ? માટે ત્રણ ભાઇઓએ મળી ચોથાભાઇને એનું નુકસાન ભરી આપવું."

ધાર્યા કરતાં ઉલટુંજ પરિણામ આવ્યું. ત્રણે ભાઇઓ ગણગણ્યા, " આ તો ખરેજ સોદો કરતાં સપડાયા. "



# રંગારાને !

( રાસ. )

લેખક : રા. રા. મુળજી આશારામ ભગત





મારી ચૂંદડી રંગી દેજે:—
રંગારારે ! મારી ચૂંદડી રંગી દેજે:
હાંરે મારી ચૂંદડી રંગી દેજે:

ચૂંદડી ઓઢીને હું તો લટકે ચાલું;
પ્રીતમ મોહે રંગે—હાંરે૦

ચૂંદડી ઓઢીને હું તો રંગમ્હેલ જાઉં;
રસીયો રીઝે રંગે—હાંરે૦

કાલનો રંગારા મારો શામળો રીસાયો;
શામળો રીસામણાં એ ભૂલે—હાંરે૦

આજતો રંગારા મારી સાથ એ ન બોલ્યો;
ચૂંદડીમાં ચિત્ત એનું ડુલે—હાંરે૦

મારી ચૂંદડી રંગી દેજે:—
રંગારારે મારી ચૂંદડી રંગી દે જે:
હાંરે મારી ચૂંદડી રંગી દેજે:






લેખક: શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

## પ્રકરણ ચોપનમું

### મિલન.



કોયલના ટહુકાર સાથે સ્નેહપૂર્ણાના દિલની કોકીલા પણ ટહુકી.

"લાગે છે તો એજ ! પેલા માસિકમાં છપાયલી એમની છબી સાથે સરખાવતાં જરૂર છે તો એજ. એ–એ અહિં ક્યાંથી હોય ? શું યાત્રાએ આવ્યા હશે ? એ તો રાજકોટ આવવાના હતા તે અહિં ક્યાંથી સંભવે ?" પોતાની મેળે સ્નેહપૂર્ણા આ પ્રશ્નો પૂછવા લાગી. વસંતની છબી પુજનાર સ્નેહપૂર્ણાએ આજે વસંતને પ્રત્યક્ષ જોઇ પોતાના નયનોને તૃપ્તી આપી.

બન્ને જ્યાં હતાં ત્યાં રહ્યાં. આગળ વધવાની શક્તિ અત્યારે બન્નેમાં ન્હોતી, બોલવાની શકિત પણ બન્ને ગુમાવવાની તૈયારીમાં હતાં. માત્ર હૃદય થડકતાં હતા ને આંખ્યો વાત કરવા કોઈ કોઇ વખત ઉત્સુક થતી હતી.

સ્નેહપૂર્ણા આ વિષયમાં હિમ્મતવાન હતી. પોતાની સર્વ શકિત એકઠી કરી ત્હેણે આગળ વધવા પ્રયત્ન કર્યો.

વસંત તો જ્યાં બેઠો હતો ત્યાંજ સ્નેહપૂર્ણામાં કવિતા જોતો બેસી રહ્યો. ત્હેને અત્યારે સૃજનહારની સર્વ સૃજનશાકતના તેજના ભંડાર રૂપ સ્નેહપૂર્ણા લાગી. બ્રહ્માજીની સવ કૃતિઓની ઉત્તમ કૃતિ તરીકે સ્નેહપૂર્ણા ત્હેને દેખાઇ સૌન્દર્ય દેવતાની સર્વ કલાઓની મુન્દરીરૂપ સ્નેહપૂર્ણા ત્હેણે જોઇ.

બન્ને સંસ્કારી હતાં. બન્ને સમજુ હતાં. સ્નેહ ને મોહ વચ્ચેનો ભેદ પારખી શકતાં હતાં છતાંય મનુષ્ય સ્વભાવ પ્રમાણે સ્નેહ ને મોહનો મિશ્રીત ભાવ અત્યારે બન્નેમાં કંઇક અંશે શરૂઆતમાં રહ્યો. અને એ મિશ્રીત ભાવના પરિણામેજ બન્ને કંઇ બોલી શકયાં નહિં. બન્ને એક બીજાને ચાહે છે તેની શાક્ષી રૂપ બન્નેનાં નયનો હતાં, ઉભયના હૃદયમાં એક બીજાને સ્થાન છે ત્હેની સાબીતી હૃદયને થડકે થડકે પરખાતી હતી.

ફરીથી આંબાની ડાળે કોયલ ટહુકી. આ ટહુકારે સ્નેહપૂર્ણામાં નવીન ચેતન આવ્યું. ત્હેણે વસંત જ્યાં બેઠો હતો તે તરફ જવા ફરી પ્રયત્ન કર્યો. આ વખતે તે પોતાના પ્રયત્નમાં સફળ

થઇ. ન્હાનપણાનો તોફાની સ્વભાવ જાગ્રત થતાં ત્હેણે એકાદ નવો પ્રયોગ કરી વસંતને ત્હેના સ્થાનેથી ઉડાડવા પ્રયત્ન કર્યો.

તે ચાલતી ચાલતી એકાએક બોલી.

" ઓય...ઓય...આ શું લાગ્યું...અરે ...રે...!" આમ બોલતી બોલતી તે વાંકી વળી ને પોતાના બન્ને હાથે પોતાનો પગ જોરથી દાબી નીચે બેસી ગઇ.

આ જોતાં વસંત એકદમ સફાળો ઉઠ્યો. સ્નેહપૂર્ણાને કાંટો લાગ્યો છે, અથવા કંઇ કરડ્યું છે એમ ત્હેને લાગ્યું. પગમાં બહુ વ્યાધિ થતી હશે, તેથીજ સ્નેહપૂર્ણા ત્યાં બેસી ગઇ હશે. સ્નેહપૂર્ણાને મદદ કરવા તે દોડ્યો.

એક ક્ષણમાં વસંત સ્નેહપૂર્ણા આગળ જઇ પહોંચ્યો.

" શું લાગ્યું ? કાંટો લાગ્યો છે ? હું કાઢી આપું ? " વસંતે મદદ માટે પોતાનો હાથ લંબાવ્યો.

સ્નેહપૂર્ણાએ જાણે વસંતના શબ્દો સાંભળ્યાજ ન હોય તેવી બેદરકારી બતાવી.

" અરે .....રે...... રે......આ.....આ ......શું......થ......યું. " સ્નેહપૂર્ણા ફરીથી ધીમે સ્વરે બોલી.

" ત્હમને શું થાય છે ? લાવો લાવો કાંટો હોય તો હું ખેંચી કાઢું. "

વસંતે ગભરાયલા અવાજે તત્પરતા બતાવી.

સ્નેહપૂર્ણા પોતાની જીત થતી જોઇ મનમાં ને મનમાં હસી. પોતાના મનના માનીતાના પ્રથમ દર્શને પણ ત્હેણે આ તોફાન કરવામાં મઝા માની. ત્હેણે પોતાના મદદગાર તરફ ડોળીયું કર્યું.

" બહુ લાગ્યું છે ? " પોતા તરફ સ્નેહપૂર્ણાને જોતી જોઇ ફરીથી વસંતે પૂછ્યું.

" જરા મ્હારો...હા...થ...પકડો ..હું બે...ઠી...થાઉં " સ્નેહપૂર્ણાએ મનમાં ખુશી થતાં પણ બહારથી વ્યાધી થતી હોય તેવું મોઢું રાખી પોતાનો હાથ લંબાવ્યો.

વસંતે પોતાનો હાથ સ્નેહપૂર્ણાના હાથમાં આપ્યો. બન્નેના હાથ મળતાં ફરીથી કોયલ ટહુકી.

" અરેરેરે...આ તો કોઇ અદેખી કોયલ લાગે છે ! " સ્નેહપૂર્ણા બેઠી થતી થતી બોલી.

વસંત–કવિ વસંત આનો કંઇ અર્થ સ્હમજ્યો નહિ.

સ્નેહપૂર્ણા પગે લચકતી લચકતી વસંતનો હાથ પકડી ઉભી થઇ.

"કેમ ! ત્હમારો પગ લચકાય છે કેમ?" વસંતે ફરી પૂછ્યું.

વસંત હજુ પોતાનું આ તોફાન સ્હમજી શક્યો નથી એ જાણી સ્નેહપૂર્ણાએ વસંત તરફ મીટ માંડી.

" અરે પેલી ત્હમારી વ્હાલી કોયલડી ટહુકી તે સાંભળવામાં હું તલ્લીન થઇ તેટલામાં આ ખાડામાં પગ પડતાં મરડાયો તેથી જરા પગ લચકાય છે. " સ્નેહપૂર્ણા આ બોલતાં બોલતાં કંઇ અનેરા સ્મીત હાસ્યે હસી. કોઇ ચિત્રકાર આ હાસ્ય ચીતરવા હાજર હોત તો આ હાસ્યમાં ખરેખરી કલા હતી.

' ત્હમારી વ્હાલી કોયલડી ' એ શબ્દોએ વસંત ચોંક્યો. પોતાને સ્નેહપૂર્ણા ઓળખી ગઇ હોવી જોઇએ.

હજુ સ્નેહપૂર્ણાએ વસંતનો હાથ પકડી રાખ્યો હતો ને લચકાતે પગે ચાલવા પ્રયત્ન કરી રહી હોય તેવો ડોળ ત્હેણે કર્યો.

" આપનો બહુ ઉપકાર થયો, મુસાફરજી! જો આપે હાથ ન આપ્યો હોત તો મ્હને બેઠી થતાં બહુ મુશ્કેલી પડત. "

"એમાં ઉપકાર જેવું કશું નથી. માણસ માણસને હાથ નહિ આપે તો પછી મનુષ્યતની શોભા કયાં રહી ?" સ્નેહપૂર્ણાના પંડી જોતાં

મૃદુ સ્વરથી ફરી વસંતે દિવાનાંની પરસાળમાં જતો હોય તેવો દેખાયો. સ્નેહપૂર્ણાને છોડવાનું ત્હેને હવે ગમ્યું નહિ.

સ્નેહપૂર્ણાને પણ પોતાનો હાથ છોડાવવાની ઇચ્છા ન્હોતી પણ વિવેકની ખાતર હવે છોડવવા વિના છૂટકો ન્હોતો.

"હવે હું મ્હારી મેળે ચાલી શકીશ આપે આપેલી મદદ માટે આપની હું આભારી છું. જેવો હાથ આપ્યો તેવો હમેશાં આપશો એવી આશા છે." સ્નેહપૂર્ણા બહુ ગર્ભિત ભાવામાં બોલી.

"ત્હમારૂં નામ હું જાણી શકું ?" વસંતે આતુર ને થડકતે હૃદયે પ્રયત્ન કર્યો.

નામ જાણીને શું કરશો ? આપને મ્હેં પેલા ફુલવેલના માંડવડા નીચેથી અહિં સુધી આવવા માટે તકલીફ આપી છે એટલે આપ કહેશો તો મ્હારે મ્હારૂં નામ આપવુંજ પડશે પણ આપને કંઇ ખાસ જરૂર છે ?" સ્નેહપૂર્ણાએ વસંતની ઇંતેજારીને વધારે જાગૃત કરવા કોશેષ કરી.

"કંઇ ખાસ જરૂરનો સવાલ નથી પણ આ વ્રજયાત્રામાં વૃંદાવનના આ બાગમાં યમુનાને કાંઠે મ્હને ત્હમારો મેળાપ થયો હતો તે યાદગીરી કાયમ રહે તેને માટે હું પુછું છું."

જવાબમાં સ્નેહપૂર્ણા મીઠડા હાસ્યે હસી.

"પણ પ્રથમ આપનું નામ કહેશો ? મ્હને પણ ખબર પડે કે મ્હને હાથ આપી મદદ કરનાર આપ કોણ છો ?"

વસંત નામ આપવું કે ન આપવું ત્હેના વિચારમાં હતો તેટલામાં દૂરથી અવાજ આવ્યો:

"પૂર્ણાબ્હેન ! એ...પૂર્ણાબ્હેન !"

ભાનુમતિએ જાગ્રત થતાં સ્નેહપૂર્ણા ન દેખાવાથી બુમ મારી. તે ઉભી થઇ ને ત્હેની અજાયબી વચ્ચે ત્હેણે સ્નેહપૂર્ણાને એક યુવાન સાથે ઉભેલી જોઇ.

કંઇક આશ્ચર્ય, કંઇક તિરસ્કાર, કંઇક ગુસ્સો ને કંઇક ગંભીરતાના ભાવો ભાનુમતિના ચ્હેરા પરથી પસાર થઇ ગયા. આ વ્રજયાત્રામાં સ્નેહપૂર્ણાને ઓળખે એવો એ કોણ યુવાન હશે ?

ત્હેણે ફરી બુમ પાડી.

"પૂર્ણા બ્હેન ! ત્યાં શું કરો છો ?"

વસંત ભાનુમતિના અવાજમાં રહેલી ભાવના સ્હમજી ગયો. સ્નેહપૂર્ણા શું જવાબ આપે છે તે વિચારમાં તે ત્યાનો ત્યાંજ ઉભો રહ્યો.

"અરે ભાભી સાહેબ ! ત્હમે જરો તકલીફ લઇ અહિં પધારો. ત્હમને એક જોવા જેવું સુન્દર પક્ષી બતાવું." સ્નેહપૂર્ણાએ પૂર મસ્તીભર્યા અવાજે આ શબ્દો ઉચ્ચાર્યા.

વસંત આ જવાબથી કંઇક આશ્ચર્ય પામ્યો. અહિં એવું તે કીયું પક્ષી છે ? તે પોતે આ વાત સ્હમજી શકયો નહિં.

"મુસાફરજી ! ત્હમે મ્હારૂં નામ તો અનાયાસે સાંભળી ગયા. ત્હમે બડા ભાગ્યશાળી લાગો છો હાં !"

સ્નેહપૂર્ણા થોડા વખતમાંજ એટલી બધી છુટ લેશે એવો વસંતને સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો. ત્હેને તો એમ લાગ્યું હતું કે આ પ્રથમ મિલને સ્નેહપૂર્ણા બહુ ગંભીર બની જશે. તે પોતાની સાથે પુરી વાત પણ નહિં કરે. ત્હેને કપિંજલાનો એક પત્ર યાદ આવ્યો. સ્નેહપૂર્ણા વિષેની હકીકત ત્હેણે યાદ કરી તો એ હકિકતનો અહિં ત્હેને સાક્ષાત્કાર લાગ્યો.

સ્નેહપૂર્ણા જેની તો છટાથી બોલતી હતી કે ગમે તેવો મોઢાંધ માણસ પણ નિર્દોષતાને આરે જઇ ઉભે. ત્હેને શબ્દે શબ્દે તોફાન હતું. એ શબ્દની અંદર નિર્દોષ મીઠી મશ્કરી ગુપ્ત રહેલી હતી. વસંત આ સર્વ પારખી ગયો. પોતાનો પગ લચકાઇ ગયો છે એ

પ્રસંગ યોજવામાં પણ સ્નેહપૂર્ણાએ કુશળતા બતાવી હતી તે હવે વસંતને સ્હમજાયું.

ભાનુમતિ જ્યાં વસંતને સ્નેહપૂર્ણા ઉભાં હતાં ત્યાં આવી પુગી.

" ભાભી ! આમ આકળાં શા માટે થાઓ છો ? તમારા ચહેરાને જરા હસતો રાખો." વસંતને જોઇ ભાનુમતીમાં થતા ફેરફાર સ્નેહપૂર્ણા પારખી ગઇ.

" તમારી એ ટેવ ક્યારે જશે ? આ અજાણી ભૂમિમાં અજાણ્યા દેશમાં આવે પ્રસંગે તમને આવી મશ્કરીઓ કરવાનું કેમ ગમે છે ?" ભાનુમતિએ ત્યાંથી સ્નેહપૂર્ણાને દૂર લઇ જવા કંઇ દપકાભરી ભાષા વાપરી.

" આ ભૂમિને તમે અજાણી ભૂમિ કહો છો ? જગતવંદ્ય કૃષ્ણની વિહારભૂમિ-ભારતવર્ષને જગતમાં પ્રથમ પંક્તિ અપાવનાર જ્ઞાનમૌલી કૃષ્ણની ખેલનભૂમિ-દેવ દેવતાઓ પણ જે ભૂમિમાં અવતાર લેવા તલસતા રહે તેવી પૂણ્ય ભૂમિને અજાણી ભૂમિ ન કહી શકાય. એ ભૂમિના તરૂઓ, વેલડીઓ, પંખીઓ તથા મનુષ્યો મગરૂરીથી એમ કહી શકે કે અમ્હારો વ્રજભૂમિમાં વાસ છે."

" એ બધુ ખરૂં પણ મ્હારા પ્રશ્નનો એ જવાબ નથી." ભાનુમતિએ ટુંકે પતાવવાની ઇચ્છા બતાવી.

વસંત આ ભાભી નણંદના ચહેરાપર થતા ફેરફારથી બન્નેની સ્થિતિ સ્હમજી ગયા. ત્હેણે તો મૌન રહેવામાંજ ઠીક માન્યું.

ભાનુમતિને હવે જરા વિચાર કરવાનું મન થયું કે આ યુવાન કોણ હશે ? આજે પૂર્ણા એટલી બધી ખુશ દેખાય છે તેથી આ વાતમાં કંઇ ભેદ હશે એવો વ્હેમ થયો. ત્હેના ચહેરાપરથી આસ્તે આસ્તે આશ્ચર્ય, તિરસ્કાર ને ગુસ્સાની છાંયા ઉતરતી ગઇ ને ત્હેને બદલે તે કંઇક વિચારમગ્ન દેખાઇ.

" ભાભી ! ત્હમને મ્હેં અહિં બોલાવ્યાં તે કંઇ પુતળાંની માફક ઉભાં રહેવા માટે નહિં ત્હમારે પેલું પક્ષી જોવું છે ના ? "

" ક્યું પક્ષી ? "

" ત્હમને યાદ નથી આવતું ? ગયા સોમવારે આપણે ગોકુળ ગયા ત્યાંના એક બગીચામાં મોર ને ઢેલડી આપણે જોયાં હતાં."

" હા. બરાબર છે."

" પછી મ્હેં ત્હમને 'સુંદર પંખી' નામનું એક કાવ્ય ગાઇ સંભળાવ્યું હતું."

" હા. તે પણ યાદ છે."

" ત્હમે એ કાવ્યના કર્તાનું નામ પુછ્યું હતું."

આ સાંભળતા સાંભળતાં વસંતના દિલમાં કંઇ અનેરી ઉર્મિ પ્રકટી. સ્નેહપૂર્ણા પોતાને બરાબર ઓળખી શકી છે ત્હેની ત્હેને ખાત્રી થઇ. સ્નેહપૂર્ણાની બોલવાની ચાતુરી પર તે બહુ ખુશ થયો.

કાવ્યના કર્તાનું નામ પુછ્યું હતું એ વાક્યથી ભાનુમતિ પણ સહજ સ્હમજી ગઇ. શું આજ વસંત કવિ હશે ? એ પ્રશ્ન ત્હેના દિલમાં રમી રહ્યો. ત્હેણે સ્નેહપૂર્ણાના પ્રશ્નનો ઉત્તર આપ્યો.

" હા ! મ્હેં તે માટે ત્હમને પુછ્યું હતું."

" ત્યારે જે કવિ સુંદર પંખીને જગત સમક્ષ મૂકે તે પોતે કેવું મઝાનું પંખી હશે ? ભાભી ! હવે ખુલ્લા શબ્દોમાં કહી દઉં કે એ મોર તે આપણા આ મુસાફર ! " છેલ્લા શબ્દો બોલતી વખતે સ્નેહપૂર્ણાએ કંઇ અજબ ભાવ બતાવ્યો.

ભાનુમતિ હૃદયથી ઉછળી. પોતાની નણંદના ભાવિ પ્રિયતમનો આ અણધાર્યો મેળાપ ત્હેને ગમ્યો.

" કેમ મુસાફરજી ? મ્હારી ભૂલ થતી હોય તો તેનો ખુલાસો કરવાની ત્હમને પૂર્ણ સત્તા છે." બોલતાં બોલતાં સ્નેહપૂર્ણાએ મીઠું હાસ્ય કર્યું.

વસંતે જવાબમાં એ મીઠું હાસ્ય ઝીલ્યું. હેને તો કપિંજલાના શબ્દો યાદ આવ્યા કરતા હતા. સ્નેહપૂર્ણાના સહચારથી પોતાનું જીવન સુખી થશે એમ હેને આ ટુંકી મુલાકાતમાં પણ ખાત્રી થઇ ગઇ. હેને એમ પણ લાગ્યું કે આવી કન્યકાઓ તો ભાગ્યેજ કયાંક હશે કે જેમાં સ્નેહપૂર્ણા જેવી શકિતઓ હોય. મોહને તદન મારી નાંખી નિર્દોષતાના અંગો વિકસાવવાની હેની કલા જોઇ તે બહુજ પ્રસન્ન થયો. વર ને કન્યા ઉભયને પીછાનતાં હોય-ઉભયના આત્માને ઓળખતાં હોય તો હિંદુ સંસારમાં સ્વર્ગ ઉતરે એ માત્ર કલ્પના નહિ પણ સત્ય હકીકત છે. એ જગતને દેખાડવા માટે સ્નેહપૂર્ણા તો આદર્શ હોય એમ હેને અત્યારે લાગ્યું.

"પૂર્ણાબ્હેન ! એ કવિતાના મોરનાં તો ત્હમે દર્શન કરાવ્યાં પણ ઢેલડી કયાં ?" ભાનુમતિએ પૂર્ણા ને વસંતની સ્હામે એકસરખાં ભાવથી જોતાં જોતાં પ્રશ્ન કર્યો.

"ઢેલડી કયાં ?" એ પ્રશ્ને એ ત્રણેની આંખોમાં એક સરખો અજબ ચમકાર દેખાયો. ત્રણેના હૃદયમાં એક સરીખી ભાવના પ્રકટ થઇ.

સ્નેહપૂર્ણા એજ ઢેલડી એમ કહેવાને વસંત તલપાપડ થઇ રહ્યો. પણ વાણી તેની મદદે ન આવી તેથી તેના હાસ્યમાં, હેની દ્રષ્ટીમાં હેને જે કહેવું હતું તે દેખાઇ ગયું.

ભાનુમતિના પ્રશ્ને સ્નેહપૂર્ણાને બહુ આનંદ આપ્યો. મોર ને ઢેલડી એક બીજાની પાસેજ છે એમ જવાબ આપતાં આપતાં તે કંઇ શરમથી અટકી.

ભાનુમતિએ વસંત તરફ કંઇ હર્ષભરી દ્રષ્ટી ફેંકી પુછ્યું.

"ત્યારે આપનું નામ વસંત કવિ કેમ ?"

વસંત જવાબમાં સહજ મીઠડા હાસ્યે હસ્યો.

"હા. મ્હને લોકો વસંત કવિને નામે ઓળખે છે."

"પૂર્ણાબ્હેન ! ત્યારે આપણી વ્રજયાત્રા તો ફળી. આપણને પ્રથમ પગલેજ શકુની શકુન થયા."

"હા જરૂર. આવા કવિનો સહવાસ આપણને જરૂર આનંદ આપશે. વ્રજની મીઠડી ભૂમિ અને વ્રજના મીઠડા કુદરતી દ્રશ્યોને આપણે જે દ્રષ્ટીએ જોઇએ તેના કરતાં એ કવિદ્રષ્ટી કંઇ અજબ અનેરા ભાવથી એ સર્વ જોઈ આપણને સમજાવશે. કયમ મુસાફરજી ! આ વ્રજયાત્રામાં અમ્હારા સાથી થશો કે ?" સ્નેહપૂર્ણાએ વસંત તરફ મીટ માંડી જોયું.

વસંત એનો જવાબ આપે તે પહેલાં ભાનુમતિએ વસંતની હાજરીમાં વસંતનો પાઠ ભજવ્યો.

"ત્હમે એ સવાલ જો મ્હને પુછો તો હું તો એનો એજ જવાબ આપું કે ત્હમારી સાથે માત્ર વ્રજયાત્રામાં નહિ પણ આખી જીવનયાત્રામાં હું સાથી થઇ રહું." ભાનુમતિએ સ્નેહપૂર્ણા તરફ એક કટાક્ષ ફેંક્યું.

"ત્હમે તો જરૂર મ્હારા સાથી થઇ રહો ભાભી ? પણ આપણે તો આ મુસાફરજીને પુછીએ છીએ. તેઓ આપણને બરાબર પીછાનતા નથી. દૂર દૂર દેશનાં આપણે બધાં મુસાફર છઇએ. એક બીજા સાથેનો આ પ્રથમ સમાગમ છે તેથી એ પ્રશ્ન મ્હેં પૂછયો."

"ત્હમે તો હજાર ને એક પ્રશ્ન પુછશો તેથી શું ? મ્હારો તો એકજ સીધો હિસાબ કે એક વખત જ્હેની સાથે સંબંધ બંધાયો તે યુગ યુગ સુધી કાયમ રહેવાનો." ભાનુમતિએ વસંતને આડકતરી રીતે જાગ્રત કર્યો.

આ ભાભી નણંદની ગોઠડી વસંત બહુ

"ભાભી ! ત્હમારી ને ચોબાજીની વાતોમાં હું જે શરત કરવા માગું છું તે વાત ભૂલાઇ જવાય છે. ત્હમે સાક્ષરી ભાષામાં વાતો કરી મ્હારી વાત ઉડાવી દેવા કોશેષ કરો છો એ ઠીક ન કહેવાય." ભાભી તરફ નણંદે નેહભરી દ્રષ્ટીયે જોયું.

"અમ્હેં આપના પક્ષમાંજ છીએ બ્હેન ! ત્હમે લલકારો પછી ત્હમારા ભાભી અને અમારા આ યજમાન કવિરાજ બન્ને ગાશે." વનમાળીએ બહુ ગંભીર બની કબુલાત આપી.

"અરે વાહરે ચોબાજી ! તમારા યજમાન તરફથી પણ ત્હમેજ કબુલાત આપી દીઓ છો ?"

"તમારા યજમાન છો એટલે મ્હને એ કબુલાત આપવાનો હક્ક છે,"

"વનમાળીજી ! લાડુ ખાવાનો કે દક્ષિણા લેવાનો ત્હમારો હક્ક સાબીત કરતા હો તો તો ઠીક. પણ યજમાનને ગાતા ન આવડતું હોય છતાં ગવારવવાનો પણ હક્ક ત્હમને ખરો કે ?" વસંતે હસતાં હસતાં ટકોર કરી"

"હું જેમ ગાઉં છું એમ કંઇ કેંકો. એટલો બધો કાયદો લડાવવાની વાત ક્યાંથી લાવ્યા ? ચાલો બ્હેન, આપની શરત કબુલ છે. આપ હવે ગાઓ. વનમાળીએ સ્નેહપૂર્ણાને ગાવા માટ વિનંતી કરી

ભાનુમતિએ સિતારી છેડી. સ્નેહપૂર્ણાએ ગીત લલકાર્યું :

ચાલી મહીયારી મહી વેંચવાને મટકે.
ઝાંઝરને ઝમકે,
વીંછિયાની ઠમકે,
ચાલી મહીયારી મહી વેચવાને મટકે,
મ્હામા રે મળીયા કૃષ્ણજી કાળા,
વ્રજવિહારી મોરલીવાળા,
દાણ ચુકાવી આપી;
હિસ્સો દે મ્હારો માપી,
છુટા બતીશ વ્રજબાળા તું પલકે,
ચાલી મહીયારી મહી વેચવાને મટકે.
આધા રો કહાનજી ત્હમને ન શોભે,
શાને લોભાઓ દાણી દાણ તણા લોભે;
આપું ગોરસ પીઓ પ્રેમ ભરી હલકે-
ચાલી મહીયારી મહી વેંચવાને મટકે.
ઝાંઝરને ઝણુકે,
વીંછિયાનો ઠમકે,
ચાલી મહીયારી મહી વેંચવાને મટકે.

મધુર કંઠ, મીઠી હલક ને પ્રેમભરી ભાવનાથી ગવાયલું આ ગીત સાંભળી વસંત મુગ્ધ થયો આખું જગત અત્યારે તે ભૂલ્યો. રસમાં તે તરબોળ થઇ ગયો. કૃષ્ણ ને મહી વેચનારી મહીઆરીનું દ્રષ્ય ત્હેની આંખ્યો સમક્ષ ખડું થઇ ગયું. ગોરસની રસ છોલ ઉડાવતો કન્હયો, પોતાની મસ્તીમાં મસ્ત બનેલી પ્રેમચકચુર રાધિકાનાં દ્રષ્યો ત્હેના હૃદયપટમાં ચીતરાઇ ગયાં

"હવે કવિરાજ ! વનમાળીજીની શરત ત્હમે પુરી કરો." ભાનુમતિએ સિતારી પર અંગુલીઓ ફેરવતાં ફેરવતાં કહ્યું.

( અપૂર્ણ. )

# ઈનામી ઉખાણું

સંપાદિકા: બ્હેન પ્રેમલીલા મહેતા.

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | | | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૧૦ | | | | | ૧૧ | | ૧૨ | | | |
| | | | | | | | | | | |
| | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | | ૧૭ | ૧૮ | ૧૯ | | |
| ૨૦ | | ૨૧ | | | | ૨૨ | | | | ૨૩ |
| ૨૪ | | | | | ૨૫ | | | | ૨૬ | |
| | | ૨૭ | ૨૮ | ૨૯ | | ૩૦ | ૩૧ | ૩૨ | | |
| | ૩૩ | | | | | ૩૪ | | | | |
| ૩૫ | | | | | ૩૬ | | | | | ૩૭ |
| ૩૮ | ૩૯ | ૪૦ | ૪૧ | | | | ૪૨ | ૪૩ | ૪૪ | |
| ૪૫ | | | | | | ૪૬ | | | | |

આડા. ૧. ધૂપસળી. ૫. એક ફુલનું નામ. ૧૦. યાજ્ઞિક. ૧૨. જૈન તીર્થંકરોની એક મુખ્ય ભાવના. ૧૩. વસન્ત ઋતુનું એક નામ. ૧૭. તરત. ૨૧. ધા. ૨૨ એક ગુજરાતી કવિના નામના પ્રથમાક્ષરો. ૨૪. એક ફુલનું નામ. ૨૫. કયે ઠેકાણે. ૨૬. ચીન દેશના લોકો. ૨૭. સમાસ. ૩૦. એક જળચર પ્રાણી. (બહુવચન) ૩૩. ઇન્દ્રનો હાથી. ૩૪. કાન પાસે લટકતાં વાળનાં ઝુલફાં. ૩૮. દ્વારા. ૪૨. ભીમનું એક નામ. ૪૫. ઇજારો રાખનાર. ૪૬. તટસ્થપણું.

ઉભા. ૧. આશ્ચર્યકારક. ૨. લંબાઇનું એક માપ. ૩. લક્ષ્મીનું એક નામ. ૪. થવું. (આજ્ઞાર્થ) ૬. વેરાગણ. ૭. અભિપ્રાય. ૮. મુસલમાનોની એક જાત. ૯. મસાલેદાર કઢી. ૧૧. પાંડુ રાજાની મોટી રાણી. ૧૪. તારું. ૧૫. કોઇ વસ્તુ બળી જાય પછી જે વધે તે. ૧૬. મૃત્યુનો દેવ. ૧૭. એક નાની સંખ્યા. ૧૮. આકાર. ૧૯. એક ગોળાકાર રમકડું. (બહુવચન) ૨૦. હથીયાર ૨૩. કાંકો. ૨૭. ખોટા નહિ તે. ૨૮ તહારૂં. (સંસ્કૃત) ૨૯. અભિપ્રાય. ૩૦. પિતાના પક્ષનું એક સગપણ. ૩૧. પડદો. ૩૨ એક પાસેનું સગપણ ૩૫. પ્રાપ્તિ. ૩૬. વિષ્ણુનો આઠમો અવતાર. ૩૭. ધાતકીપણું. ૩૯. પરવાનગી. ૪૦. આમતેમ ચાલવું.

( આનાર્થ. ) ૪૧. સારે. (સંસ્કૃત) ૪૨. જુના વખતનું એક લડાઇનું હથીયાર. ૪૩. સેવિકા ૪૪. દોલત.

[ નોંધઃ આ ઉખાણાની હરિફાઈમાં માસિકનાં દરેક સ્ત્રી ગ્રાહક, તેમજ જે બ્હેને પોતાનાં પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. સ્ત્રી ગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. દરેક જવાબ સાથે એક આનાની પોષ્ટની ટીકીટ બીડવી. એક જણ એક કરતાં વધારે જવાબ લખી મોકલી શકશે. આ ઉખાણાનો જવાબ તા. ૩૧ મી માર્ચ ૧૯૨૬ સુધીમાં અમને મળી જાય તેવી રીતે મોકલી આપવો. ]

**જાન્યુઆરી ૧૯૨૬ના અંકમાં આપેલા ઉખાણાની હરિફાઈનું પરિણામ.**

જાન્યુઆરી ૧૯૨૬ના અંકમાં જે ઉખાણું આપ્યું હતું, તેના બધા મળીને ૬૮ જવાબ આવ્યા હતા. તેમાંથી ૧૧ જવાબ ખોટા હતા અને ૬ જણા ગ્રાહક ન હોવાથી તેમનાં નામ કાઢી નાખવામાં આવ્યા હતા. પછી બાકીના જવાબોનાં નંબરની ચીઠ્ઠીઓ કરી ન્હાના બાળક પાસે ઉપડાવતાં તેમાંથી નીચેની બ્હેનનો નંબર નીકળ્યો છે, એટલે એ બ્હેનને ઇનામ આપવાનું જાહેર કરીએ છીએ.

**બ્હેન ભાનુમતિ વલ્લભદાસ**, વિલેપારલે રાષ્ટ્રીય શાળા.
વિલેપારલે.

એ બ્હેનને " નિર્મલ ગીતા " નામે પુસ્તક ભેટ તરીકે મોકલી આપીશું. એ બ્હેન ઇનામ મેળવવાં ભાગ્યશાળી થયાં છે તે માટે અમે તેમને અભિનંદન આપીએ છીએ.

જે બ્હેનોનાં જવાબ ખરાં હતાં તેમના નામ નીચે આપીએ છીએઃ

સૌ. ચુનીગૌરી સેતલવાડ, કુ. પુષ્પાવતી છોટાલાલ પારેખ, સૌ. ભદ્રિકા કુલીન મહેતા, સૌ. કુસુમકુમારી, સૌ. મોતીબ્હેન તુલસીદાસ મહેતા, સૌ. મનોરમા ચુનીલાલ હાંસોટી, સૌ. ભદ્રિકા કુ. કુ. કુમુદ રાયજી, સૌ. પ્રિયબાળા દીવેટીયા, સૌ. વિદ્યાલક્ષ્મી શેઠ, સૌ. રે પુષ્પાવતી હર્ષદલાલ શોધન, સૌ. નિલમ શેઠ, અ. સૌ. ગજરાગૌરી ઉર્ફે શારદાગૌરી, મિસીસ વિજયાગૌરી શેઠ, મોતીબાઇ રણછોડદાસ, સૌ. રમાગૌરી ભટ્ટ, સૌ. સવિતાગૌરી દોલતરાય દેસાઇ, સૌ. મણિગૌરી વલ્લભજી ઠાકર, સૌ. રત્નલક્ષ્મી ત્રીકમદાસ દામજી, સૌ. લલિતાગૌરી નાનુભાઇ દેસાઇ, સૌ. પદ્માવતી બિહારીલાલ કાજી, સૌ. વિદ્યા ચિનુભાઇ, સૌ. સરસ્વતી શાસ્ત્રી, પુષ્પાવતી માણેકલાલ દેસાઇ, સૌ. સુશીલા મોક્ષમદન દેસાઇ, સુરજબ્હેન ચંદુલાલ કાજી, સૌ. અતિશુભ ઝવેરી, સરસ્વતી રણછોડલાલ દીવાનજી, મિસીસ એસ. ભટ્ટ, તારાગૌરી બાપુભાઇ, જસવંતી દીનકરરાવ ભટ્ટ, તારાલક્ષ્મી ગાંધી, સૌ. જયાવતી પ્રાણલાલ, સૌ. મણિબાઇ છબીલદાસ, સૌ. સરયૂદા દીવેટીયા, કળાવતી નવનીતદાસ મહેતા, સૌ. ઉત્તમગૌરી કાદીઆ, સૌ. ચંદ્રાવતી દવે, સૌ હીરાબાઇ જગજીવન ઉદેસી, સૌ. પદ્માવતી મગનલાલ મહેતા, સૌ. અનસૂયા c/o શ્રી. હરીપ્રસાદ વ્યાસ, કાન્તાગૌરી સાકરલાલ, બ્હેન મણીબ્હેન ચંદુલાલ શાહ, સૌ. સવિતાગૌરી બક્ષીવાળા, સૌ. પ્રભાવતિ શેઠ, સૌ. જયાલક્ષ્મી મોદી, સૌ. મોતીબ્હેન દિવેટીઆ. બ્હેન રમાગૌરી મહેતા, સૌ. અવન્તિકા આચાર્ય, સૌ. શારદા પૂર્ણાનંદ.

એ ઉખાણાનો ખરો જવાબ નીચે પ્રમાણે છેઃ—

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ હે | ૨ વા | ૩ ત | ૪ ન | | | | ૫ ન | ૬ ર |
| ૭ સ | વા | જ | મ | | ૮ મ | દા | લ | સા |
| | ઓ | | રકા | | મ | | ૯ રા | ય |
| | ૧૦ હું | ગ | ર | | ૧૧ શા | મા | ય | ણ |
| | | | | | | | | |
| ૧૨ વી | ૧૩ ર | હા | ૧૪ ક | | ૧૫ મ | ગ | ૧૬ ધ | |
| ૧૭ ર | જ | | લ | | શ્રી | | મં | |
| ૧૮ વ | વા | ન | ગી | | ૧૯ ય | ૨૦ મ | રા | ૨૧ જ |
| ૨૨ સ | ડો | | | | ૨૩ મ | હા | જ | ન |

## કુપન—માર્ચ ૧૯૨૬

માસિકનાં ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે આ કુપન ફાડીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી. એવી રીતે કુપન મોકલનારને હરિફાઇમાં દાખલ કરવામાં આવશે.

તંત્રી, "ગુણસુંદરી"

બાળ પ્રદર્શન પ્રજા માટે મફત ખુલ્લું રાખવામાં આવ્યું હતું. ફક્ત પહેલાજ દીવસે માત્ર બે આનાની નામની ફી લેવામાં આવી હતી.

× × ×

મુંબાઇમાં ઉજવવામાં આવેલા બાળસપ્તાહને બીજે દિવસે લેડી વિલ્સનનાં પ્રમુખપણા નીચે સ્ત્રીઓની એક સભા મળી હતી. લેડી વિલ્સને ભાષણ કરતાં બાળલગ્નનો રિવાજ આપણા સમાજને કેટલું નુકશાન કરે છે તે વિષે વિવેચન કર્યું હતું.

× × ×

મુંબાઇના એક પારસી વિધવા બાનુ રતનબાઇ મર્ઝબાન દસ્તુર પોતાની પાછળ રૂ. ૫૧,૫૨૬ ની મિલકત મૂકી ગયાં છે. જેમાંથી રૂ. ૩૦૦૦ નું બ્યાજ દર વર્ષે ગરીબ પારસીઓને ભણાવવામાં ખરચવાનું વીલ કર્યું છે.

× × ×

મુંબઇમાં કાછીપૂરામાં રહેતાં ઇસ્માનખાન નામના માણસે પોતાની બૈરી ઉપર વહેમાઇને ઉશ્કેરાયેલી હાલતમાં પોતાના સાળા ઉપર કુહાડો મારવાને ઉંચક્યો પણ કુહાડો છીનવી લેવામાં આવ્યો હતો તે ગભરાટમાંથી તેજાબની બાટલી કાઢી થોડો તેજાબ પી ગયો હતો. તે પછી તરત ઉલટીઓ થઇ હતી. જેથી તેને હોસ્પીટલમાં લઇ જવામાં આવ્યો હતો જ્યાં તે મરણ પામ્યો હતો.

× × ×

રત્નાગિરીમાં માર્ચ મહિનામાં શિશુ સપ્તાહ ઉજવવાનું નકકી કરવામાં આવ્યું છે અને તે માટે એક કમિટિ પણ નીમવામાં આવી છે.

× × ×

જામનગરની સીવીલ હોસ્પીટલમાં સ્ત્રી દરદીઓની સારવાર કરવા માટે એક સબોર્ડીનેટ મેડીકલ સર્વીસની બાનુ ડોકટરને નીમવાનું નક્કી કરવામાં આવ્યું છે.

× × ×

વડોદરા રાજ્યના વીસનગરનાં લેડી ડૉકટર બ્હેન જયાબ્હેન ખાંડવાલાએ વધુ અભ્યાસ માટે વિલાયત જવા માટે આપેલું રાજીનામું મંજુર થયું છે.

× × ×

વડોદરા રાજ્યમાં સાહસિક, વિદ્વાન વગેરે જાણવા જેવા સ્ત્રી પુરૂષો વસતા હોય તેમના વિષેની માહિતી ભેગી કરી પુસ્તક રૂપે છપાવવા શ્રી. મહારાજા સાહેબની આજ્ઞા થઇ છે.

× × ×

સૌ. વિદ્યાબ્હેન નીલકંઠને મળેલાં ચાંદ માટે તેમને અભિનંદન અને માનપત્ર આપવાનો મેળાવડો અમદાવાદમાં શ્રીમતી સરલાદેવી અંબાલાલના પ્રમુખપણા નીચે કરવામાં આવ્યો હતો.

× × ×

બોરસદ તાલુકાના કઠાણા ગામના હાથીભાવાને પોતાની સ્ત્રીને છરીથી ગંભીર ઇજા કરવાનાં આરોપ માટે બોરસદના રેસીડેન્ટ ફસ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટે ગુનેહગાર ઠરાવ્યો હતો અને સેરાન્સ કોર્ટમાં તપાસ ચાલી હતી. ત્યાં આરોપીને ગુનેહગાર ઠરાવી ચાર વર્ષની સખત કેદની સજા કરી હતી.

× × ×

સને ૧૯૧૯ થી રાષ્ટ્રીય નવજીવનનો ઉદય થયો ત્યારથી આજ સુધીમાં ખેડા જીલ્લાના જે જે ભાઇ બ્હેનોએ રાષ્ટ્રકાર્યમાં એક સેવક અને સૈનિક તરીકે કાર્ય કરેલું હોય તેમનું પ્રથમ સ્નેહ સંમેલન મળ્યું હતું. કાર્યક્રમમાં પ્રાર્થના, ભજન, લોકકથા, વિનોદ વાર્તાઓ, રમતગમત વગેરે રાખવામાં આવ્યાં હતાં. આવું સ્નેહ સંમેલન દર વર્ષે થાય અને સંઘશક્તિ વડે રાષ્ટ્રકાર્યોનું સંશોધન કરી તેને વિશેષ ક્રિયાત્મક બનાવી શકાય તે માટે એક મંડળ પણ પણ નીમવામાં આવ્યું છે.

× × ×

શિરોહીમાં નીચે પ્રમાણેના ધારાઓ છે,

૧ છોકરા છોકરીઓના સગપણ કરતી વખતે તેના માબાપ પાસેથી કન્યાના ભાગમાંથી ચોથ ભાગની વસુલાત.

૨ અમુક માણસના મૃત્યુ પછી તેની મિલ્કત સંબંધીઓને મળવાને બદલે રાજ્યની તે ઉપર માલિકી ગણાય.

× × ×

સિંધમાં સક્કર મુકામે એક સ્ત્રીએ એક જ દિવસમાં આઠ બચ્ચાંઓને જન્મ આપ્યો છે. ત્રણ તો કલાક પછીજ મરણ પામ્યા. એક મરેલુંજ જન્મ્યું હતું, બાકીના ચાર જીવતાં છે.

બસ્તરની રાજકુમારીને તેની મરજી વિરૂદ્ધ મયુરભંજના રોગગ્રસ્ત કુમાર સાથે પરણાવી દેવાની પેરવી ચાલી રહી છે. રાજકુમારીને તેમની માતાથી છુટા પાડી કેદ કરવામાં આવ્યા છે. રાજકુમારી ને રાજમાતા જેમ જેમ તે લગ્ન તરફ વધારે અણગમો બતાવે છે તેમ તેમ તે લગ્ન માટે વધારે ચોકસાઇ થતી જાય છે. કહેવાય છે કે કુમારીને મયૂરભંજ રવાના કરી બસ્તરનું બીનવારસ રાજ્ય ખાલસા કરી લેવાનો સરકારનો ઇરાદો છે.

× × ×

મહિલાઓને ધારાસભાનો મતાધિકાર આપવા વિષેના પંજાબની ધારાસભાના ઠરાવને સરકારની અનુમતિ મળી ગઇ છે.

× × ×

નોર્થ વેસ્ટર્ન રેલ્વેની લાહોરની એડવાઇઝરી કમિટિએ ઇન્ટર અને થર્ડ ક્લાસની સ્ત્રીઓને ટીકીટ વેચવા માટે સ્ત્રી કારકુનો રાખવાનું નક્કી કરવામાં આવ્યું છે. આવી રીતે કામ કરવા ઇચ્છતી સ્ત્રીઓ મળશે તો હાલ તો એકાદ બે સ્ટેશન ઉપર આ પ્રયોગ કરવામા આવશે, પણ તે પ્રયોગ સફળ નીવડશે તો પછી વધારે સ્ટેશનો માટે નક્કી કરશે.

× × ×

દિલ્હીમાં એક દિવસ સવારે આઠ માણસો રીવોલ્વરો અને તલવારો સાથે સબજીમંડીમાં આવેલા એક હિંદુ વિધવાના ઘરમાં દાખલ થયા હતા અને તેણીની પાસે તેની કિંમતી વસ્તુઓની માંગણી કરી હતી. તેણીએ બૂમો પાડી જેથી પાડોસીઓ દોડી આવ્યા ને ઝપાઝપી થઇ જેમાં એક ધાડપાડુ મરણ પામ્યો, બીજો ઘાયલ થયો ને પકડાયો. પાડોસીઓમાંથી જેમને ઇજા થઈ હતી તેમને રીવોલ્વરની ગોળીઓ વાગી હતી ને ઇસ્પીતાલમાં લઇ જવામાં આવ્યા હતા. પાડોશીઓની બહાદુરીને લીધે જ તે બાઇ બચી.

× × ×

કેટલાક પોલીસ કોન્સ્ટેબલોએ મરહુમ દેશબંધુ ચીતરંજન દાસના પુત્રી મિસિસ મુકરજીનું અપમાન કરેલું કહેવાય છે. તે વિષે મી. કે. પી. પાન્ડે મધ્યપ્રાન્તોની ધારાસભામાં સવાલ રજુ કરવાના છે,

× × ×

કલકત્તામાં હેલ્થ વીકની મદદમાં કાઉન્ટેસ લીટને ગોઠવેલા પોસ્ટર પ્રદર્શનમાં ઉત્તમ પોસ્ટર તૈયાર કરવાનું માન મિસિસ આભીયા સેન નામની સ્ત્રી ચિત્રકારને મળ્યું છે. લેડી રેડીંગ તરફથી સોનાનો કપ ગ્રેટ ઇસ્ટર્ન હોટેલને મળ્યો હતો.

× × ×

બેંગલોર ખાતે કાંતનાર મંડળે કાંતવાની ને વણવાની હરીફાઈ કરાવી હતી, જે વખતે મ્હૈસુરના ઉદ્યોગ ખાતાના ડીરેકટરે ૧૭ વર્ષના એક વિદ્યાર્થીને ૮૫ નંબરનું સુતર કાંતવા માટે પહેલું ઇનામ આપ્યું હતું અને પાંચ વર્ષની એક છોકરીને ચરખો ભેટ આપ્યો હતો.

× × ×

નિઝામ સરકારે પોતાના ૧૬ મહાલોમાં હિન્દુઓને વટલાવવા માટે ૧૩ લાખ રૂપીઆ ખર્ચવાનો નિશ્ચય કર્યો છે. આ કામ માટે ૬૦૦૦ ચુનંદા મુસલમાનોને રોકવામાં આવ્યા છે. છાપાળથી પણ એવા ખબર મળ્યા છે કે છેલ્લા ૪૦ વર્ષમાં એ રાજ્યના ૬૦,૦૦૦ હિન્દુઓને વટલાવી મુસલમાન બનાવવામાં આવ્યા છે. ને એવો કાયદો કરવામાં આવ્યો છે કે વટલેલા હિન્દુઓની શુદ્ધિ કરનારને ત્રણ વર્ષની કેદની શિક્ષા થશે. (પૂનાનું 'કેસરી')

× × ×

નિઝામી રાજ્યમાં કેળવણીએ હમણાં હમણાં ખુબ પ્રગતિ કરી છે. આખા રાજ્યમાં શિક્ષણ મફત કરવામાં આવ્યું છે. આજથી દશમે વર્ષે કેળવણી પાછળ ૧૮ લાખ ખર્ચાતા, તેને બદલે આજે ૬૮ લાખ રૂનો વ્યય થાય છે. હાલ રાજ્યમાં ૮,૦૬૩ શિક્ષણ સંસ્થાઓ અને ૩,૬૯,૪૦૫ વિદ્યાર્થીઓ છે. બે તબીબી કોલેજ, એક ઇજનેરી કોલેજ, એક કાયદા કોલેજ અને એક કલાભવન એ આ રાજ્યની કેળવણીના કીર્તિસ્તંભો છે. ખરકારી તાલીમ માટે કોલેજ ખોલવાની યોજનાને નિઝામ સરકારે મંજુરી આપી દીધી છે. વિદેશમાં ભણવા ઘણાએક વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ આપવા ઉપરાંત રાજ્ય તરફથી અખસ્તાનમાં એક શાળા નિભાવવામાં આવે છે. બ્રિટિશ હિન્દની ઘણી શિક્ષણ સંસ્થાઓને નિયમિત ગ્રાન્ટ

અપાય છે. કેળવણીની પ્રગતિ માટે આટલી ધગશ ધરાવનાર રાજવી વર્તમાન પત્રોને પોતાના રાજ્યમાંથી શા માટે બરતરફી આપી રહ્યો છે, એ જ એક કોયડો છે.

× × ×

ના. મ્હેસૂર નરેશે અલીગઢ યુનિવર્સિટીને ૧૦,૦૦૦ રૂપિઆની મદદ કરી છે.

× × ×

મદ્રાસમાં અમેરીકન બાનુઓ મીસીસ વેલેશ અને મીસીસ કેલીએ પોતાની મુલાકાત દરમ્યાન ગાંધીજી વિષે બોલતા જણાવ્યું હતું કે ગાંધીજી હાલમાં અમેરીકા આવી શકતા નથી પણ અમે આશા રાખીએ છીએ કે તેઓ જલદીથી અમેરીકાની મુલાકાત લેશે. અમેરિકા અને દુનીઆ આ અદ્દભુત માણસને માંગે છે.

× × ×

મલબારના તાલુકાના બોર્ડ તરફથી હજવવામાં આવતાં બાળ-સપ્તાહના એક નાટકમાં પાઠ ભજવવાની ત્યાંની કન્યાશાળાની મુખ્ય શિક્ષિકાએ ના કહેવાથી તેને નોકરી પરથી કાઢી મૂકવામાં આવી છે!

× × ×

## એશિયા.

જાપાનમાં એબાલ વાળવાનો ધંધો પુરાતન કાળથી ચાલ્યો આવ્યો છે. હમણાં તો તેને સુવ્યવસ્થિત કરવામાં આવ્યો છે. જાપાનનાં કેલ્પ દરિયાની તળીએ થોડા ફુટ ઉંચે ઉગે છે. જાપાનની સ્ત્રીઓ તેને વાઢી લાવવા-વહાણે ચઢીને જાય છે. સ્ત્રીઓ કેલ્પના સમુદ્રક્ષેત્રમાં જઇ હાથમાં ધારીયું રાખી, ડુબકી મારે છે. અને ચાલાકીથી વાઢી, બાથમાં લઇ, ધારીયા સાથે પોતાને વગાડયા કે ગુંગળાયા વગર બહાર નીકળી આવે છે. આમ આખા દિવસમાં ધણીએ ડુબકીઓ મારે છે આવી પ્રાથમિક રીતે જમા કરવા છતાં જાપાન પ્રતિ વર્ષ સેંકડો ટન અગર અમેરિકા, વિલાયત ને ફ્રાંસ ખાતે ચઢાવે છે. અગરના એક ટનના ૧,૫૦૦ થી ૨૧૦૦ રૂ. નો ભાવ ઉપજે છે.

## આફ્રિકા.

મેજર અને મિસીસ કોર્ટે કેઇપ ટાઉનથી કૈરો સુધીની સફર ફોસલી મોટરકારોમાં પૂરી કરી છે. તેઓએ આફ્રિકા ખંડની આરપાર મુસાફરી કરી છે. તે લોકોને રસ્તામાં ઘણા પરાક્રમો કરવા પડયાં હતાં તે લોકો કેટલાક તેઃ એવા પ્રદેશમાં ગયાં હતા કે ત્યાં એક ગોરી બાનુ પહેલ વહેલીજ ગઈ હતી.

× × ×

ઇગ્લાંડના પાદરીમંડળનો એક પ્રચારક પૂર્વ અને મધ્ય આફ્રિકાના પ્રવાસે ગયો હતો. તે જણાવે છે કે કોન્ગોના ગાઢા જંગલમાં એક બેન્ઝો નામની તદ્દન જંગલી જાત વસે છે. તે પાદરીએ તે લોકોના વિચિત્ર અને ભયંકર નાચ જોયા. ત્યાંની સ્ત્રીઓ કરે વાળ ઓળવામાં અને અંબોડો વાળવામાં એવી કારીગરી, છે કે તે કામ પૂરૂં કરતાં કંઇક દિવસોના દિવસો થઇ જાય છે. વાળમાં જાતજાતના મણકા અને રંગીન કાચના કડકાઓ વગેરેની ગુંથણી કરે છે અને એક વખત આવી રીતે વાળેલો અંબોડો અઠવાડિયાઓ સુધી ફેરફાર કર્યા વગર રહેવા દે છે. જો કોઇ નવી ફેશન કાઢવાની હોય તો સ્ત્રીઓ પોતાનું માથું બોડાવી નાખે છે. કોન્ગોની આ જાતનો એક રાજા આ પાદરીને મળવા આવ્યો ત્યારે તેની સાથે તેની ૧૭૬ પત્નીઓને લેતો આવ્યો હતો. ત્યાં સ્ત્રીઓને ખરીદવામાં આવે છે. તે રાજાના પિતાને ૨૦૦૦ પત્નીઓ હતી. તે લોકોમાં છુટાછેડા જેવું કાંઈ નથી. પતિને તેની સ્ત્રી ન ગમે કે તેને ઘરમાંથી કાઢી મૂકવામાં આવે છે. પણ ઘણી વખત તે છતાં પતિ ઉપર સ્ત્રીઓનો ઘણો કાબુ હોય છે. તે જાતમાં. મનુષ્ય ભક્ષણ હજી નાશ પામ્યું નથી.

× × ×

## યુરોપ.

લંડનમાં મી. ફ્રેન્ક હોની પાઈપ નામના માણસને પોતાની પુત્રી સાથે વ્યભિચાર કરવા માટે ત્રણ વરસની સખત કેદની સજા થઇ છે.

× × ×

લંડનની મેટ્રોપોલીટન બરો કાઉન્સીલની ચુંટણી માટેના મતદારોમાં સ્ત્રી મતદારોની સંખ્યા

મરદ મતદારો કરતાં ૨૫૬૩૮ જેટલી વધારે છે. કુલ ૧૮૧૩૮૨૮ મતદારોમાંથી ૯૪૪૦૯૫ મરદો છે અને ૯૬૯૭૩૩ સ્ત્રીઓ છે.

× × ×

રશિયાના માજી ઝારના કુંવરી પ્રિન્સેસ એનેસ્ટેશીઆનું ખૂન થયેલું મનાતું હતું પણ તેણી બર્લીન ખાતે ભેદભરી રીતે જણાઇ છે ને તે હાલ ફ્રૌ સ્કેકાવસ્કી નામનો ઉપયોગ કરે છે.

× × ×

ઝેકો-સ્લોવેકીઆમાં ૧૦ મહિલાઓ ચેમ્બર ઑફ ડેપ્યુટીઝમાં અને પાંચ સેનેટમાં ચુંટાયાં છે.

× × ×

### અમેરિકા.

ન્યુઝીલેન્ડની પાર્લામેન્ટની ચુંટણી થોડા દિવસ ઉપર થઇ હતી ને તે માટે મિસ મેલવીલ નામના બાનુ ઉભા થયાં હતા. તે બ્હેન ચુંટાયા નહિ.

× × ×

ન્યુઝીલેન્ડની ગઇ પાર્લામેન્ટે બાળરક્ષણને લગતું બીલ પસાર કર્યું છે, જેથી નાની ઉંમરના ગુનેહગારોની જુદી અદાલતો કાઢવામાં આવશે, તેમજ સરકારને હવાલે એવા છોકરાંઓની સંભાળને લગતી પણ ગોઠવણ કરવામાં આવી છે.

× × ×

જર્સીની પાર્લામેન્ટમા આવવા માટે ત્યાંના મિસીસ ટ્રેચી ઉભાં થવા માટે તયાર થયાં હતાં પણ ત્યાંની સરકારે તેમને રજા ન આપી ત્યાં સ્ત્રીઓને એ હક્ક મળ્યો નથી.

× × ×

આર્જેન્ટાઇનમાં એક બીલ પાસ કરવામાં આવ્યું છે જેથી સ્ત્રીઓને નીચેના હક્કો મળ્યા છે:

૧ દરેક પુખ્ત વયની સ્ત્રીને ( પછી તે કુંવારી હો કે સધવા હો કે વિધવા ) પુખ્ત વયના પુરૂષ જેટલાજ હક્કો મળશે.

૨ જો કોઇ સ્ત્રીને પહેલીવારના લગ્નથી છોકરા હોય ને તે સ્ત્રી બીજીવાર પરણે તો તે છોકરાંની વાલી તે સ્ત્રીજ ગણાશે.

૩ ધણીની કે કાયદાની રજા સિવાય કોઇ સ્ત્રી ધારે તો સ્વતંત્ર રીતે ધંધો કરી કે કમાઈ શકશે.

૪ પોતાની કમાઇનો પૈસો પોતે ધારે તેમ વાપરી શકે.

૫ કોઇ સ્ત્રીના મા બાપે પોતાની મરજી વિરૂદ્ધ તેના લગ્નની ગોઠવણ કરી હોય તો તે સ્ત્રી તે ગોઠવણ માટે બંધાએલી નથી.

૬ કોઇ સ્ત્રીનો ધણી બે વર્ષથી વધારે મુદત માટે કેદમાં જાય ને સ્ત્રીને પોતાનું ને પોતાના છોકરાંનું પૂરૂં કરવાનું સાધન ન હોય તો પોતાના ધણીએ મૂકેલી મિલકત વેચવાનો હક્ક તેને રહે છે.

૭ ધણીના પોતાના દેવા માટે બૈરીની મિલકત ઉપર લેણદારનો હક્ક નહિં તેમજ તેવીજ રીતે બૈરીના દેવા માટે ધણીની મિલકત પર લેણદારનો હક્ક નહિં ગણાય.

૮. ઘરના ખર્ચ માટે કે છોકરાંઓની કેળવણી માટે કરવામાં આવેલા દેવા માટે ધણીને બૈરી બન્નેની મિલકત ઉપર લેણદારનો હક્ક ગણાશે.

× × ×

લિથુએનીઆમાં એક બાનુ ન્યાયના હોદ્દા ઉપર નીમાયા છે.

## ખાનદાનીના ખપ્પરમાં

હિન્દુ સંસારની અમાનુષી ચક્કીમાં પીસાઇ રહેલી અબળાઓના આત્મઘાતમાં આજે લાઠી ગામ એક ઉમેરો કરે છે, બ્રાહ્મણ જ્ઞાતિની બાઇ ઉજમ, ઉંમર વર્ષ ૨૮. ૧૨ વર્ષની ઉમરે એના હૃદયનાથ સ્વર્ગ સિધાવ્યા હિન્દુઓએ તેને વિધવાનો બદલો ચોટાડ્યો. સોળ સોળ વર્ષો એણે સાસુના સકંજામાં વિતાડ્યા પણ વિધવા વહુની હાજરી એ સાસુને અકારી લાગી, મ્હેણાટુણાં તેના પર વરસાદ વરસ્યા અને સાસુએ એના હાથનું રાંધેલ અન્ન હરામ કર્યું ઉજમે કહ્યું ', માતાજી! હું રાંડી એજ મારો ગુન્હો હોય તો હાથથી કદિ જ તમને નહીં રાંધી આપું " સાસુ મર્મ ન સમજી અને બહાર ગઇ. પાછળથી ઉજમે દોરડીનું આરાધન કર્યું અને એનો દેહ નિર્જીવ બની અધર લટકી રહ્યો. આખું ગામ આ બહેનના સાહસની તારીફ કરી સાસુ ઉપર હવે ફિટકાર વર્ષાવે છે. ( સૌરાષ્ટ્ર )




### ખાનદનીના ખપ્પરમાં.

"સૌરાષ્ટ્ર" ના તા. ૧૫-૨-૨૬ ના પત્રમાં નીચે જણાવેલી હકીકત પ્રકટ કરવામાં આવી છે.

"હિન્દુ અબળા સંસાર માંડે છે તે ઘડીએથીજ એના ઉપર કાળનું ચક્ર સૂસવતી ગતિએ ફરવા માંડે છે. આવતરથી આણું વળીને તે પાછી આવે ત્યારે આનંદોત્સવને બદલે બહુ ભાગે કરીયાવરની મ્હોંકાણજ મંડાય છે. કાંતો એને એ મર્મવેધી માર સહી સહીને ભાવિ દુઃખોની પરંપરા માટે શરીર અને જીગરને કેળવવું રહ્યું અથવા તો પહેલે પગથીયેથીજ એ આપદાને નિવારવા દોરડી, વિષ, અગ્નિ અને જળનો આશરો લેવો રહ્યો. એય ન બને તો પછી પોતાના દેહને એ અપાર અને દુઃસહ સંસારદાવાનળમાં ધીમે ધીમે ઝલી જવા દઇ ક્ષય જેવા દર્દોના મુખમાં હોમાઇને મૃત્યુને ભેટવું રહ્યું.

કરીયાવરની કહાણીઓ તો હિન્દુ સંસારમાં અગણિત હશે. અસંખ્યાત બાળાઓનાં જીવન એ રૂઢિરાક્ષસે ખારાં ઝેર કરી નાખ્યાં હશે. એવા સંસારયજ્ઞમાં રોજ રોજ હોમાતાં સ્ત્રીબલિદાનોમાં આદિચ્ય જ્ઞાતિની એક નિર્દોષ બાળકી આજે એક આંકડો ચઢાવે છે. એનું નામ મુકતા. દાદરાના રહીશ પણ હાલ કારેલતા સ્કુલ માસ્તર કરસનજીની એ દિકરી. પિતાએ બે વર્ષ પહેલાંજ એને પ્રાગધ્રાના ત્રિભુવન લીલાધરના મોટા દિકરા નંદલાલ વેરે કોડભરી રીતે પરણાવેલી. ગરીબ બાપ એકની એક દિકરીને વેવાઇની ઇચ્છા પૂરતો કરીયાવર ન કરી શકયો. બસ, મુકતાના જીવનનિર્વાણનું એ એકજ કારણ; અસહાય બાળકીનો એટલો જ દોષ. સાસરીઆએ તે બાળકી ઉપર વ્યાનતો વર્ષાવી. સાસુએ તેને ન બાપી, નપીરી, ભીખારીની, ઘડી કહી કહીને બાળી નાખી. નણદીઓએ વળી એથીય આકરાં કટુ વચનો સંભળાવ્યાં. ભૈરકમંડળ કરીયાવર જોવા આવે તો સાસુ નણદો ગરીબડી વહુને તેના પિતાની દરિદ્રતા માટે શ્રાપ આપે. નાના દીકરાની વહુ પટારા ભરીને કરીયાવર લાવેલી એટલે એ તો ગૃહરાણી અને માનેતી થઇ. નિર્ધન મુકતા, કુટુંબના કલંકરૂપે હડધૂત થઇ. છતાં એણે તો મુંગા મુંગા સહ્યા જ કર્યું. પછી તો એના જીવનાધાર ધણીએ પણ કરીયાવરની કહાણ માંડી. સાસરા ઉપર પત્રો લખ્યા કે તમારી કરીયાવર વિનાની દીકરીનુ મ્હોં જોઇ અમે લાજી મરીએ છીએ. એ ઝઘડું અમને શા સારૂ વળગાડ્યું ? એ કાગળમાં મુકતાને દુઃખ દેવાની કંઇ કંઇ ધમકીઓ જમાઇરાજે આલેખી કાઢી. ગરીબ બાપના પેટમાં કટારી ભોંકાણી.

એક દિવસ એ ગમગીન બાપે સમાચાર સાંભળ્યા. "મુકતા અકસ્માતથી ગુજરી ગઇ:" એને કંપારી વછૂટી, કોપ વ્યાપ્યો, એના અંતરાત્માએ તે માનવા ના પાડી. એણે જ્ઞાતિને અરજ કરી, ન્યાય માગ્યો. મુકતાનું અવસાન કોઇ અકસ્માત નથી જ એમ પૂરવાર કરવા તઇયારી બતાવી ધાંગધ્રે આવી જ્ઞાતિ સમક્ષ જમાઇની ધમકીના કાગળો રજુ કરી દીધા. આજે ઇશ્વરને આંગણે, ક્રૂર પતિ અને નિષ્ઠુર સાસરીઆં સામે ફરીયાદ નોંધાવતી મુક્તાનો આત્મા પતિદેવના પુનર્લગ્નની તઇયારીઓ નિહાળી નિઃશ્વાસ કાઢતો હશે કે 'મારા જેવી કેટલી બાળકીઓનાં બલિદાન હજી બાકી હશે !'

### સ્વજાતિની શત્રુ:

"માધુરી"માં શ્રીમતી ઇંદુમતી શર્માએ "ગૃહદેવીઓને પ્રાર્થના" એ મથાળા નીચે એક લેખ લખ્યો છે. સ્ત્રીઓ પોતેજ પોતાની જાતિની

કેટલી મોટી શત્રુ છે તે દર્શાવતી એક નોંધ અમે આ માસિકના સૌથી પહેલા અંકમાં લખી હતી. એવીજ મતલબના વિચારો આ લેખિકા દર્શાવે છે. એ લેખનો સાર નીચે પ્રમાણે છે:

" પુરૂષ-સમાજ સ્ત્રી-સમાજનો વિરોધી છે અને રહેશે પરન્તુ સ્ત્રી-સમાજ ધારે તો એવા વિરોધીઓને હરાવી શકે છે. પણ સ્ત્રી-સમાજ જ ક્યાં છે ? સમાજ એટલે કેટલાક મનુષ્યોની એકતા એ એકતાને બદલે સ્ત્રીઓમાં તો પરસ્પર ફાટફુટ છે. પુરૂષ-સમાજમાં જેટલું સંગઠન છે તેનો આઠમો ભાગ પણ સ્ત્રીઓમાં નથી. બે પુરૂષોમાં એક ધનવાન હોય અને બીજો ગરીબ હોય છતાં એક સરખી પદવી મળતાં તે બન્નેમાં સામ્યતા દેખાય છે, જ્યારે તેમની પત્નીઓમાં એ પ્રકારની સમાનતા નહિ દેખાય. ગરીબની સ્ત્રી ધનવાનની સ્ત્રીની ઇર્ષ્યાથી બળતી હશે અને ધનવાન ગર્વમાં છલકાતી હશે. પુરૂષોને એક બીજાની સાથે મળીને કામ કરતાં વાર નથી લાગતી, જ્યારે સ્ત્રીઓ એવી રીતે એકત્ર થઇને સાધારણ રીતે કામ નથી કરી શકતી. ધનવાન સ્ત્રીઓ ભણી ગણી હોય તો પણ જાહેર હિતના કામોમાં બહુ થોડો ભાગ લે છે. આજ ટીકા ગરીબ છતાં ભણેલી સ્ત્રીઓને લાગુ પડે છે. મેમ સાહેબોનું અનુકરણ કરીને નોકરી કરી ખાવા સિવાય તેમને બીજો માર્ગ જ સૂઝતો નથી.

" એકજ કુટુંબની સ્ત્રીઓમાં પણ કેટલી બધી ફાટફુટ છે ? કેટલી બધી ઇર્ષ્યા છે ? સાસુ-વહુના કજીઆ હંમેશાં ચાલ્યાજ કરે. વહુ ગરીબ ઘરની હોય અને ગમે તેટલી ભક્તિથી દાસીની જેમ કુટુંબની સેવા કરતી હોય છતાં તેને માથે દુઃખના ઝાડ ઉગે છે. ધનવાન માતપિતાની પુત્રીની કે શિક્ષિત વહુની પણ એજ દશા સાસરામાં હોય છે. દરેક જણ એમ જ માની લેશે કે તેને પિતાના ધનનો કે પોતાની વિદ્વતાનો ગર્વ છે-પછી ભલેને તે ગમે તેટલી નમ્ર હોય કુટુંબની બીજી વ્યક્તિઓ પરસ્પર કોઇ કારણથી લડે વઢે તો પણ તેમાં વાંક તો વહુનો જ ગણાય છે. સાસુ કે નણદી તેને લાવે એટલે એમજ માની લે કે " આ હવે ઘરમાં કુસંપ ઘાલશે. " એ ભાવના પ્રમાણે તેની સાથે શરૂઆતથીજ છણકા કરવા માંડે છે. પરિણામે ઘરમાં ઝઘડા પડે છે. પુરૂષો તો બહારની દુનિયાના અનુભવી હોય એટલે લડતાં વઢતાં પણ પરસ્પર વ્યવહાર ટકાવી રાખે છે, પણ ઘરમાંજ બેસી રહેતી સ્ત્રીઓનાં મન એકવાર તુટયાં પછી સંધાતા નથી.

" સ્ત્રીઓની આ દશાનું ભાન કરાવવા માટે એક એવું વર્તમાન પત્ર યા માસિક કાઢવું જોઇએ કે જે સ્ત્રીઓનાજ હિત માટે હંમેશાં પ્રયત્ન કરતું રહે. જો શિક્ષિત બ્હેનો પોતાના સમયનો અને ધનવાન બ્હેનો પોતાના નાણાંનો થોડો થોડો ભોગ આપે તો આવું માસિક 'સ્ત્રીઓ જાતેજ ચલાવી શકે. એ માસિકમાં દુનિયાભરની સ્ત્રીઓની પ્રવૃતિની નોંધ લેવા ઉપરાંત સ્ત્રીઓનેજ ઉપયોગી હોય એવા વિષયો ચર્ચાય અને સાથે સાથે તે મનોરંજક પણ બને,

" જો સ્ત્રીઓને તેમની કરૂણાજનક સ્થિતિનું ભાન કરાવાય તો પત્થર જેવા કઠોર હૃદયની સ્ત્રીઓનું દિલ પણ પોતાની બ્હેનોની કરૂણ કહાણી સાંભળીને પીગળશે અને તેઓ બનતી મદદ કરવા તૈયાર થશે. જૂના વિચારની ધનવાન સ્ત્રીઓ મંદિરો અને કહેવાતા ધર્મદાનમાં હજારો રૂપીઆ ખરચે છે. તેમની સહાનુભૂતિ મેળવવાનો પ્રયત્ન થાય તો સ્ત્રી-હિતના કામમાં એ નાણાંનો મોટો હિસ્સો મળી શકે. સ્વજાતિના હિતના આ કાર્યમાં દરેક સ્ત્રી પોતાનાથી બનતી મદદ-તનથી મનથી યા ધનથી કરે એવી મારી પ્રાર્થના છે. "

સ્ત્રીઓને શું જોઇએ છે ?

" ગૃહલક્ષ્મી " માં " એક નવવિવાહિતા વધુ " ને નામે એક બ્હેન જાણવા જોગ લેખ ઉપરના વિષય પર લખે છે, તેનો સાર-ભાગ નીચે આપીએ છીએઃ—

" એક અંગ્રેજ ભણેલી કન્યા સાથે રહેવાનો પ્રસંગ મને મળ્યો હતો. કન્યા બહુ સુંદર, તંદુરસ્ત અને હસમુખી હતી. બી. એ. પાસ થઇ, એમ. એ. ની તૈયારી કરતી હતી. મેં પૂછ્યું " એમ. એ. થઇને શું કરશો ? " તેણે જવાબ દીધો: " કેમ કહી શકાય, શું કરીશ ? "

" આ નિરાશાજનક ઉત્તર સાંભળી મને અફસોસ થયો. મને વિચાર થયો: " શું સ્ત્રીઓ માટે જીવનમાં કોઇ નિશ્ચિત કાર્ય નથી ? " સ્ત્રી આદિ શક્તિ-માતૃ શક્તિ છે. એ શક્તિ સ્ત્રીઓ ખોઇ બેસે તો શું થાય ? સંસાર ઉજ્જડ થઇ જાય.

અપવાદ રૂપ સ્ત્રીઓને બાદ કરીએ તો મોટો ભાગ માતા બનીનેજ દેશને બલવાન બનાવી શકે છે.

"પણ હમણાં નવો યુગ આવ્યો છે. એ યુગમાં માતા બનવું એ મૂર્ખતા મનાય છે. યુરપ-અમેરિકામાં એ યુગની શરૂઆત થઇ ગઇ છે. હિંદમાં પણ આ વરો.

"જેમ ધર્મનો નાશ કરવા રાવણે જન્મ લીધો હતો તેમ હિંદી સમાજનો નાશ કરવા કેટલાક લોકોએ જન્મ લીધો હોય એમ લાગે છે. તેઓ સમાજની બદીઓ દૂર કરવા સાથે તેની સારી બાબતો પણ નષ્ટ કરવાના પ્રયત્નો કરે છે જાનકીને ભોળવવા રાવણે માયાનો મૃગ બનાવ્યો હતો. આ યુગના રાવણો પણ સ્ત્રી-સમાજને ભોળવવા કુટનિતિનો પ્રયોગ કરી રહ્યા છે. તેઓ કહે છેઃ " પુરૂષોએ સ્ત્રીઓને ગુલામ બનાવી દીધી છે; તેમણે સ્વતંત્ર થવું જોઇએ; માતા બનવું એ મૂર્ખતા છે.

"હું સમજી નથી શકતી કે સ્ત્રીઓ પરતંત્ર કયી બાબતમાં છે ? ૯૦ ટકા પતિઓ પોતાની પત્નીનું વાકું મોઢું જોતાંજ ગભરાઇ જાય છે. એ બિચારા સ્ત્રીઓને કેવી રીતે ગુલામ બનાવશે ? સ્ત્રીઓને સમાન હકક મળવા જોઇએ એમ હું માનું છું પણ તેનો અર્થ એ નહિ કે સ્ત્રીઓ દરેક બાબતમાં પુરૂષો જેવી બની જાય.

"માતા બનવું એ શું મૂર્ખતા છે ? આ માન્યતા સૌથી પ્હેલાં ફ્રાંસમાં દાખલ થઇ પરિણામે ફ્રાંસની જનસંખ્યા ઘટી ગઇ અને હવે એની વિરૂદ્ધ ચળવળ ચાલે છે. જો ફ્રાંસની બધી સ્ત્રીઓ માતા બનવાનું ના પાડત તો એ દેશ ક્યારનો નષ્ટ થઇ ગયો હોત. ખરી વ ત એ છે કે સ્ત્રીઓને તો બાળકો જોઇએ છે પણ તેમ કરતાં સ્ત્રીની સુંદરતા ઘટતી જાય છે. યૌવનસુખના ભોગી પુરૂષોને આ ગમતું નથી અને તેથીજ તેમણે બાળક પેદા નહિ કરવાની માન્યતા ફેલાવી છે.

"કેટલાક આર્થિક દલીલ આગળ ધરે છે. આ દલીલ ગરીબો માટે છે. છતાં જેઓ એક સાથે અર્ધો ડઝન બાળકો પાળી શકે છે તેઓજ એવી વાતો કરે છે, જ્યારે ૯૯ ટકા ગરીબો બાળકો પેદા કર્યે જાય છે. પરિણામે સારા બાળકો પેદા થતાં નથી અને દેશને નુકશાન થાય છે.

"કહેવાતા સુધારકોને મારી પ્રાર્થના છે કે સ્ત્રીઓનું સ્ત્રીતત્વ નષ્ટ ન કરો. તેમને સાચી સહચારિણી બનાવો. તેમને પૂતળી તરીકે શણગારવાને બદલે-તેમના મુખચંદ્ર તરફ ચકોરની જેમ તાકી રહેવાને બદલે જીવનસંગ્રામમાં ખરી સાથી બનાવો. સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર કાઉન્સીલ કે મીલ નથી પણ ગૃહ છે. આજકાલની પુરૂષજનિત સંસ્કૃતિ એ વિચારની વિરોધી છે. સ્ત્રીઓએ એ સંસ્કૃતિનો વિરોધ કરી સાચી ગૃહદેવી-પ્રેમાળ પત્ની અને માતા બનવાનોજ પ્રયત્ન કરવો જોઇએ."

---

## ઇનામી નિબંધ

જે કોઇ ગોઘેલવાડી દશા શ્રીમાળી ભાઈ અગર બ્હેન "કન્યાવિક્રય" ઉપર આશરે ત્રણસો લીટીનો નિબંધ લખીને નીચેને સરનામે બીજા ચઇતર વદી ૩૦ સુધીમાં મોકલશે, તેમાંથી જેનો નિબંધ પાસ થશે તેને અનુક્રમે રૂ. ૭—૫—૩ ની કીંમતના ( ઇનામ મેળવનારની પસંદગીના ) પુસ્તકો ઇનામ આપવામાં આવશે.

લી. સેવક,

**તારાચંદ લક્ષ્મુભાઈ દાણી,**

મંત્રી.

શ્રી ઘોઘારી દશા શ્રીમાળી યુવક મિત્રમંડળ
૩૬, કાલબાદેવી અળસીના પાઠીયા સામે,
બીજેમાળે, મુંબઇ નં. ૨.




**મુંબાઈની મ્યુનિસિપાલિટિ અને સ્ત્રીઓ.**

મુંબાઈની મ્યુનિસિપાલિટિ માટેના સભ્યોની ચુંટણી થઈ ગઈ ત્રણ બાનુ ઉમેદવારો બ્હાર પડયા હતા. ઘણીજ દીલગીરીની વાત છે કે તેમાંથી ફક્ત એકજ બ્હેન શ્રીમતિ સરોજિની નૈયડુ ચુંટાયા. શહેરના લોકોની તંદુરસ્તીનો આધાર શહેરની મ્યુનિસિપાલિટિ ઉપર રહેલો છે. માંદાં માટે ઇસ્પીતાલો, સ્ત્રીઓ માટે સુવાવડખાના, બાળકો માટે ઇસ્પીતાલો, વગેરેનો આધાર કેટલાક અંશે મ્યુનિસિપાલિટિ ઉપરજ છે તેમજ કારખાનામાં કામ કરતી સ્ત્રીઓના સવાલો સ્ત્રી કેળવણી વગેરે માટે પણ શહેરને થોડા ઘણો મ્યુનિસિપાલિટિ ઉપર આધાર રાખવો પડે છે. તો આ બધા પ્રશ્નોમાં સ્ત્રીઓએ રસ લેવો જ જોઈએ એવી એક નાગરિક તરીકે તેની ફરજ છે ને સ્ત્રીઓ તેમાં રસ લે ને તે વિષયો ઉપર પોતાનો મત દર્શાવવા મ્યુનુસિપાલિટિમાં આવવા ઉભી થાય તો દરેક જણે તેને ટેકો આપવો જોઇએ. સ્ત્રીઓએ મ્યુનિસિપાલિટિમાં જવું એટલે એક ફક્ત માન મેળવવા ખાતર-પોતે કોરપોરેટર છે તે કહેવડાવવા ખાતર જાય તેના કરતાં ન જાય તે બહેતર છે કારણ કે તેવી સ્ત્રી કોરપોરેટરથી કોઇને પણ ફાયદો નથી. પણ ઉપર જણાવેલા કાર્યક્ષેત્રમાં કામ કરવા ઇચ્છની સ્ત્રી મ્યુનિસિપાલિટિમાં જવા ઉમેદવારી કરે તો તેને બધી સ્ત્રી મતદારોએ તો અવશ્ય ટેકો આપવો જોઇએ. તે ઉપરાંત આપણે જોવું જોઇએ કે દરેથી આવી રીતે કામ કરવા ઇચ્છતી સ્ત્રીઓ વધારે મોટી સંખ્યામાં બ્હાર પડે.

**સમાજનો સડો.**

મુંબાઇના કેટલાક સ્ત્રીઓના મંડળોના એકઠા આશ્રય નીચે એક સ્ત્રીઓની જાહેર સભા બોલાવવામાં આવી હતી. જે વખતે સ્ત્રીઓના અનિતિમય ધંધા અટકાવવા માટે સરકારને અરજ કરવા બાબતના વિષય ઉપર ચર્ચા કરવામાં આવી હતી. પ્રમુખ સ્થાનેથી મિસિસ વકીલે જણાવ્યું હતું કે એ ધંધો ગરીબોમાં ચાલે છે તેમાં આપણે શું ? એમ કહીને આપણે બેસી રહેવાનું નથી કારણ કે તેવા ગરીબો જ આપણી નોકરી કરે છે. ને તેથી આપણાં બચ્ચાઓને એવા રોગો લાગુ પાડવાનો સંભવ રહે છે. આ ઉપરાંત બીજા ભાષણ કર્તાઓએ જણાવ્યું હતું કે કુટણખાનાઓ માણસ જાતને પાયમાલ કરે છે. વેશ્યાઓને લીધે સમાજમાં ઘણા રોગો ફેલાય છે. વેશ્યાઓને લીધે સમસ્ત પ્રજાને નુકશાન થાય છે. પછી વધુ ચર્ચા બાદ ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો કે જે મંડળો તરફથી એ સભા બોલાવવામાં આવી હતી તે સઘળાં મંડળો મુંબાઇ ઇલાકામાં ચાલતી કુટણખાનાની ચાલુ રીત અત્યંત ખરાબ છે અને જુવાન પ્રજાની નિતિ હલકી કરનારી છે એવો મક્કમ અભિપ્રાય જાહેર કરે છે અને સરકાર તથા ધારાસભાના સભાસદોને અરજ કરે છે કે તેઓએ કાયદો ઘડીને આવી જાતના કુટણખાનાઓ ગેરકાયદેસર ઠરાવવા.

મુંબાઇની સ્ત્રીઓએ આવી રીતે કુટણખાનામાં વસતી પતિત સ્ત્રીઓની જીંદગીમાં રસ લેવો શરૂ કર્યો છે એ એક ઘણા આનંદની વાત છે. સ્ત્રીઓ તે પ્રશ્ન ઉપાડી લઇ પોતાની પતિત બ્હેનોના ઉદ્ધાર માટે કંઇ કરશે નહિ ત્યાં સુધી કંઇ થવાનું નથી. પણ સ્ત્રીઓના, આવી રીતે સભાઓ ભરી. ઠરાવો કરી ને સરકારને વિનંતિ કરી બેસી રહેવાથી કંઇ વળવાનું નથી આપણે એટલું યાદ રાખવું જોઇએ કે કોઇપણ સામાજિક સડા માટે કાયદો પસાર કરાવવાથી તે સડો દુર થવાનો સંભવ નથી બધા સામાજિક સડાઓની માફક આ વેશ્યાઓ રૂપી મોટો સામાજિક સડો દુર

કરવા પ્રથમ તો આપણા સમાજનો મત કેળવવાની જરૂર છે. વેશ્યાઓના નામ દેવાથી આપણે અપવિત્ર થઇ જતાં નથી માટે તે લોકોનો નીચ ધંધો કેવી રીતે છોડાવી તેમને સારે માર્ગે વાળી શકાય તે માટે વિચાર કરવાનો છે. ત્યાં જવાથી શાં શાં નુકશાન થાય છે તે આપણે આપણા લોકોને સમજાવવાનું છે. આવા કુટણખાનાઓ કે આવો ધંધો ફક્ત ગરીબાઇજ ચલાવે છે એ માનવું તદન ખોટું છે. ગરીબો ઉપર જ આ સડાનો દોષ ઢોળી દેવો તે વ્યાજબી નથી. આવી જાતના કુટણખાનાઓ હંમેશ પૈસાની મદદથી જ ચાલે છે. આ સડો જેટલો કહેવાતા ગ્રહસ્થોમાં હોય છે તેટલો જ ગરીબોમાં હોય છે.

હવે વિચાર કરીએ કે સરકાર પાસે કુટણખાનાઓ ગેરકાયદેસર ઠરાવ્યાથી સમાજને શો લાભ થશે? રંગુનમાં આવી જાતનો ઠરાવ કરાવવામાં આવ્યો. પણ તેથી શો ફાયદો થયો? પરિણામ એ થયું કે ત્યાં સીધી રીતે નહિ તો આડકતરી રીતે એ ધંધો ચાલુ જ રહ્યો. માટે આવો સડો દૂર કરવો હોય તો આવો કાયદો પસાર કરાવવા સાથે સમાજનો; મત કેળવવો જોઇએ ને તે સાથે જ કુટણખાનાની પતિત સ્ત્રીઓને ત્યાંથી બ્હાર કાઢી લઇ જવા તથા સારે માર્ગે ચઢાવવામાં મદદ કરે તેવા ઠેર ઠેર આશ્રમો સ્થાપવા જોઇએ આવી રીતે બ્હાર નીકળેલી પતિત સ્ત્રીઓને યોગ્ય રહેઠાણ ઉપરાંત કાંઇ કેળવણી મેળવવાનું સાધન આપણે આપી શકીશું તો જ એ સડો દુર થવાનો સંભવ રહેશે, કે જેથી બ્હાર આવીને કમાવવાના સાધન માટે તે સ્ત્રીઓ પાછી એજ ધંધામાં પડવા લલચાય નહિ. માટે આપણે તે સ્ત્રીઓના ઉદ્ધાર માટે દરેક રીતે પ્રયત્ન કરીને સરકાર પાસે કાયદો પસાર કરવાની માંગણી કરીએ તોજ વ્યાજબી ગણાય.

છેલ્લા વસ્તી પત્રક વખતે હિંદમાં સ્ત્રીઓની સંખ્યા ૧૨૫,૦૦૦,૦૦૦ હતી

**હિંદુ વિધવાઓ.** તેમાંથી ૨,૮૪,૨૦,૦૦૦ વિધવાઓની હતી. આ ઉપરથી દર પાંચ સ્ત્રીએ એક વિધવા સ્ત્રી હિંદમાં છે એમ ગણત્રી આવે. હિંદમાં દસ વર્ષની અંદરની પરણેલી સ્ત્રીઓની સંખ્યા ૨૫,૦૦,૦૦૦ છે. પાંચ વર્ષની અંદરની પરણેલી સ્ત્રીઓની સંખ્યા ૧૩૪,૦૦૦ જ્યારે એક વર્ષની અંદરની પરણેલી છોકરીઓની સંખ્યા ૧૪૦૦૦ છે. હિંદના વિધવાઓની કુલ ૨,૮૪,૨૦,૦૦૦ સંખ્યામાંથી આશરે ૩,૩૫,૦૦૦ પંદર વર્ષની અંદરની ઉમરની છે. દસ વર્ષની ઉમરની વિધવા છોકરીઓની સંખ્યા ૧,૧૨,૦૦૦ છે. પાંચ વર્ષની અંદરની વિધવાઓ ૧૭,૦૦૦ અને ૧૦,૦૦,૦૦૦ તો એક વર્ષની અંદરની ઉમરની છે આ કોના માનવામાં આવે? પણ આ સત્ય હકીકત છે. આ બીના જાણી વિચાર કરતાં કોને દુઃખ લાગ્યા વગર રહે? આપણા સમાજમાં કેટલીએ દુષ્ટ રૂઢિઓ ઘર ઘાલી બેઠી છે, તેનું આ પરિણામ નજરે પડે છે. તે રૂઢિઓમાંની સૌથી દુષ્ટ ને હાનિકારક રૂઢિ તો બાળ લગ્નની છે તે ઉપરાંત અમુક ઉમરે તો કન્યાને પરણાવી દેવી જ જોઇએ એટલે પછી ઘણી વખત ગમે તેવા કજોડાં પણ કરવામાં આવે છે. પાંચ કે દસ વર્ષની છોકરીને કન્યાગાળો વીતી ન જાય માટે ૫૦ થી ૬૦ વર્ષના બુઢાને પરણાવતાં પણ માબાપ અચકાતાં નથી. તે કારણ પણ વિધવાઓની સંખ્યામાં હમેશ કરે છે આ અને આવા બીજા અનેક દુષ્ટ સામાજિક રિવાજોને લીધેજ હિંદુ સમાજની ઉન્નતિ થતી નથી. આવા રિવાજોને લીધે જ હિંદુ સમાજ ચંડિકા રૂપ બની છે અને એ ચંડિકા આપણા સમાજના કેટલાએ ભોગ લે છે. તે ભોગમાં સૌથી વધારે પ્રમાણ નિર્દોષ અબળાઓનું હોય છે. જે સમાજને પોતાની પુત્રીઓ માટે દયા નથી એ સમાજની ઉન્નતિ શી રીતે થાય? તેથી જ્યારે આપણો સમાજ પોતાની પુત્રીઓ માટે દયા અને પ્રેમ લાવશે ને જે દુષ્ટ રૂઢિઓને લીધે પોતાની પુત્રીઓને પારાવાર દુઃખ ખમવું પડે છે તે રૂઢિઓ તોડવાનું બળ તે સમાજમાં–સમાજની વ્યક્તિઓમાં–આવશે ત્યારે જ તેનો ઉદ્ધાર થશે. માટે બ્હેનો, પ્રથમ તમે જાગો. તમે તમારા સન્તાનોને કેળવો. સમાજની દુષ્ટ રૂઢિઓ સામે લડે એવા બળવાન સન્તાનો બનાવો. તમે પણ તમારાથી બનતું કરી તમારી દુઃખી બ્હેનોને સુખી કરવા પ્રયત્ન કરો.

**મુંબાઇમાં શિશુ સપ્તાહ**

મુંબાઇમાં ગયા માસની અધવચમાં ઉજવવામાં આવ્યું હતું તે ખુલ્લું મૂકવાની ક્રિયા વનિતા વિશ્રામ હોલમાં લેડી વીલ્સને કરી હતી. લોર્ડ વીલ્સને પણ ભાષણ કર્યું હતું. મેદાનમાં વચ્ચે સિનેમાની ગોઠવણ હતી જ્યાં તંદુરસ્તીના વિષય ઉપર જ્ઞાન આપતા વિષયોનાં ચિત્રો બતાવવામાં આવ્યાં હતાં. તેની આસપાસ લગભગ ૪૦ સ્ટોલ્સ હતાં. તંદુરસ્તી વધારવાના રોગને દૂર કરવાના ને નાના છોકરાંઓને તંદુરસ્ત બનાવવાની જૂદી જૂદી રીતો બતાવવામાં આવી હતી. આ પ્રમાણે આવી રીતે મુંબાઇમાં ત્રણ વર્ષથી આ સપ્તાહ ઉજવવામાં આવે છે. મુંબાઇમાં બાળકોનું મરણ પ્રમાણ જોતાં આવાં પ્રદર્શનોની આપણને ઘણીજ જરૂર છે એમ લાગ્યા વગર રહેશે જ નહિં. દર વર્ષે લોકોની ઘણી સંખ્યા આ પ્રદર્શનનો લાભ લે છે તે ઉપરથી તેની લોકપ્રિયતા પણ જણાઇ આવે છે. આવા સપ્તાહો ઉજવવા તે ફક્ત ગમત કે આનંદ માટે નથી પણ તેમાં લોકોને આનંદ સાથે જ્ઞાન આપવાનો મુખ્ય હેતુ રહેલો છે. આ વર્ષે તો બાળકોના રોગો ને તે લોકોને ઉછેરવાની રીતો સાથે બીજા સામાન્ય રોગોના પ્રદર્શનને પણ જોડી દેવામાં આવ્યું હતું. અલબત્ત આવી જાતના સપ્તાહ ઉજવવાથી થતા લાભો એકાદ બે વર્ષમાં કંઇ બાળકોનું મરણ પ્રમાણ ઓછું થવાનો કે સામાન્ય વર્ગમાંથી દાંતના કે આંખના રોગો કે એવા રોગો ઓછા થવાનો સંભવ નથી પણ આવી રીતે શિશુ સપ્તાહ ઉજવવામાં આવે તો ધીમે ધીમે તેની થોડી ઘણી અસર સામાન્ય લોકો ઉપર થયા વગર રહે નહિં ને બધી નહિં તો કેટલીક બાબતોમાં તો લોકોની આંખ અવશ્ય ઉઘડે.

**મ્યુનિસિપાલિટિની શિક્ષિકાઓની ફરિયાદ.**

મુંબાઇની મ્યુનિસિપાલિટિએ સ્ત્રી શિક્ષિકાઓની માસિક માંદગીની રજા સંબંધી હવે એવો ઠરાવ કર્યો છે કે જે શિક્ષિકાઓને રજા જોઇતી હોય તે લોકોને એવી માંદગીની રજા આપવી પણ તે રજાની ગણત્રી બીન પગારી રજામાં કરવી. આ માટે મ્યુનિસિપલ ગુજરાતી ટીચર્સ એસોસીએશનના ઓનરરી સેક્રેટરીએએ મ્યુ. ના પ્રમુખ અને સભાસદો પાસે માંગણી કરી છે કે આ ઠરાવ તો એક હાથે આપી ને બીજે હાથે લઇ લેવા જેવું કર્યું છે. માટે એ રજાને બીન પગારની રજા નહિં ગણતાં ચડતા પગારની રજા તરીકેજ અત્યાર સુધી હતું તેમ ગણવા મહેરબાની કરવી.

મ્યુનિસિપાલિટીએ જે ઠરાવ કર્યો છે તે તો ત્યાંની સ્ત્રી શિક્ષિકાઓને આડકતરી રીતે રજા ભોગવવાની મનાઇ કરવા જેવું છે. ને એવી સ્થિતિમાં સ્ત્રી શિક્ષિકાઓ શાળામાં આવે તો ધર્મનો બાધ આવે ને ન આવે તો તે ગરીબનો પગાર કપાય, ને તે રીતે ઘેર રહે તો તે લોકોના પેન્શન અને પ્રોવીડન્ટ ફન્ડ ઉપર પણ અસર થાય તેમ છે શિક્ષિકાઓ પોતેજ જ્યારે આ ઠરાવને બદલી તે લોકોને ચડતે પગારે રજા આપવા મ્યુનિસિપલ કોરપોરેશનને અરજી કરે છે ત્યારે અમને આશા છે કે કોરપોરેશન તે લોકોનું કહેવું ધ્યાનમાં લેશે.



**શ્રીમતી સરલાદેવી ચૌધરાણી.**

કલકત્તાના સામાજિક પરિષદના પ્રમુખ.



" ધન્દને અરજ. "
એલ્ફીન્સ્ટન કૉલેજની વિદ્યાર્થીનીઓએ તા. ૧૬-૧-૨૬ ને દિને ભજવી બતાવેલા સંવાદના પાત્રો.




વર્ષ ૩ જું. એપ્રિલ ૧૯૨૬ અંક ૮ મો.

# ગોમતીને કાંઠડે.

( ભજન. )

લેખક: સૌ. હેમકુંવર કૃષ્ણદાસ સંપત.

ભલે નાથ બેઠા તમે ગોમતીને કાંઠડે,
ગોમતીને કાંઠડે, ગોમતીને કાંઠડે,
ભલે નાથ બેઠા તમે ગોમતીને કાંઠડે.

સદ્‌ભાગી જીવને તમ દરશન-સુખ સાંપડે,
ભલે નાથ બેઠા તમે ગોમતીને કાંઠડે.

આમ્ર વૃક્ષ મૂકી કોણ વળગે ઝાડ ઝાંખળે,
ભલે નાથ બેઠા તમે ગોમતીને કાંઠડે.

દુરભાગી જીવ અંધકાર માંહી આથડે,
ભલે નાથ બેઠા તમે ગોમતીને કાંઠડે.



# નીતિની શીથિલતા.

લેખિકા: સૌ. શારદાગૌરી મ્હેતા, બી.એ.

"હસ્તિનાપુરના રાજા શાન્તનુને ઘરડે ઘડપણ બીજીવાર પરણવાનો મોહ થયો અને તે પણ એક માછીની છોકરી સાથે; અને અહીંથીજ મહાભારતની દુર્દશાની શરૂઆત થઇ. શાન્તનુ પછીના રાજા સારા નીપજ્યાજ નહીં. વિચિત્રવીર્ય બહુ ન્હાની ઉંમરમાં મરી ગયો. ધૃતરાષ્ટ્ર જન્મથી આંધળો હતો. અને પાંડુ, પાંડુરોગથી ગુજરી ગયો, અને રાજ્ય માટે ધૃતરાષ્ટ્રના દીકરાઓ અને પાંડુના દીકરાઓ વચ્ચે ઝઘડો શરૂ થયો. મહાભારતનું મહાન યુદ્ધ થયું. યુદ્ધ આખરે બન્ને પક્ષનાં મળીને ઘણાંજ થોડા માણસ બચ્યાં. યુધિષ્ઠિરને હાથ ધરીને કહેવું પડ્યું કે આ જય પરાજય કરતાં પણ વિષમ છે. અધર્મનો સડો ખૂબ જામ્યો હતો: યાદવ વંશમાં પણ યાદવાસ્થળી જામી અને સંહારનું કાર્ય પૂરું થયું. હિંસા અને પ્રતિહિંસા જોરથી ચાલી. છેવટ આસ્તિક નામના એક બ્રાહ્મણની દરમ્યાનગીરીથી આ વિગ્રહ શમ્યો અને વિગ્રહથી અકળાઇ ગયેલી ભારતભૂમિને આખરે શાન્તિ મળી. વેરથી વેર શમતું જ નથી. ક્ષમાથીજ વેર શમી જાય છે. એટલો પાઠ ભરતભૂમિ ભારતીય યુદ્ધ, યાદવાસ્થળીથી શીખી ગઇ એમ કહીએ તો ચાલે."

[ કાકા કાલેલકર ].

આ પ્રમાણે મહાભારતનું વર્ણન કરતાં "પૂર્વ રંગ" માં વર્ણન આપેલું છે.

આ વર્ણન ખરેખર બહુ સચોટ આપ્યું છે. મહાભારતના યુદ્ધનું બીજ શાન્તનુની મોહાન્ધતા છે. એ વિકારને વશ થયો, પ્રલોભન સ્હામે ટક્કર ઝીલી શક્યો નહિ, તેથી જ અધઃપતન થયું. આ વાત ખૂબ સમજવાની જરૂર છે. રાજાના અધઃપતનથી આખા દેશની ખુવારી થઇ. જેવો રાજા તેવી પ્રજા. રાજાની નીતિમાં શીથિલતા આવે તો પ્રજાની નીતિમાં જરૂર શીથિલતા આવવાનીજ. આ પ્રમાણે દરેક સ્ત્રી પુરૂષના પતનથી પોતાની આસપાસના વાતાવરણમાં સંહાર પ્રવર્તે છે. આ વાત યાદ રાખવા જેવી છે. કામવશતાને ચાલુ જમાનામાં ઘણી તુચ્છ ગણવાની શરૂઆત થવા માંડી છે. મશ્કરી ઠઠ્ઠામાં આવો ગંભીર દોષ ઉડાડી દેવાય છે, અને ક્ષમ્ય ગણાય છે. આ ભૂલના ખાડામાં આપણો દેશ પડે અને આપણી સંસ્કૃતિનો સંહાર વળે તે પહેલાં બહુ ચેતવાની જરૂર છે. મનુષ્યનું મન નિર્બલ છે એ વાત સત્ય છે. પરંતુ જેમ જેમ જન સમાજની પ્રગતિ થાય તેમ તેમ એ નિર્બલતાની શુદ્ધિ થાય એવાં પગલાં લેવાય તો સમાજનો અને સંસ્કૃતિનો નાશ થઇ જાય. માટે એ નિર્બલતાનો નિગ્રહ કરીને વધારે સંયમી થવા તરફ પ્રયાણ થવું જોઇએ. પરંતુ આપણા સમાજે ઉંધાં પગલાં લેવા માંડ્યાં છે. સહિષ્ણુતા પણ અમુક હદ સુધી હોઇ શકે. પણ જ્યાં અધોગતિનાં પગલાં લેવાય, તેને સમાજ તરફથી ઉત્તેજન ના મળવું જોઇએ. આ પ્રશ્નો ગંભીર છે. "અત્યારે પ્રમુખ સાહિત્

ગાડાં ભરીભરીને તૈયાર થાય છે. સંયમ અને સદભિ રૂચિની મર્યાદા ઓળંગવામાં અહમ-હમિકા ચાલી રહી છે. ભોગ અને આનંદ વચ્ચેનો ભેદ જાણે ભુંસાઇ ગયો છે.'

"પ્રેમ અથવા સ્નેહ અને પ્રણય વચ્ચેનો ભેદ સમજાવો જોઇએ. પ્રેમ અનન્ત છે, પ્રણય પરિમિત છે. પ્રેમની પરિણતિ આત્મોત્સર્ગ અને આત્મૌપમ્યમાં છે. પ્રણયની પરિણતિ પરિણામ ઇન્દ્રિય તૃપ્તિ અને ગ્લાનિમાં છે. પ્રણયની પેઠે પ્રેમ પુરૂષાર્થને હણે નહિ. યશને મલિન કરે નહિ અને 'આપણે બે' ની સંકુચિતતા ધારણ કરે નહિ. પ્રણયમાંથી જે મુકત થાય તેજ પ્રેમને ઓળખી શકે છે. પ્રેમમાં નિત્ય ગૌરવ છે. પ્રણય મોહક છે, સ્વાભાવિક છે, વ્યાપક છે, પણ તારક કે પોષક તો નથીજ. પ્રણય ને તેને પોતાને સ્થાને રહેવા દઇએ એમાંજ શ્રેય છે. પ્રણયનાં વિકાસની દૃષ્ટિએ વિચાર કરતાં પણ સંયમમાંજ તેનું પોષણ છે અને શુદ્ધિકરણ છે.

આજકાલ પ્રેમને નામે પ્રણયનોજ પ્રચાર સર્વત્ર થતો દેખાય છે. કેટલાક ઉન્મત્ત લોકો તો પ્રણયને લોકોત્તર સદ્દગુણ તરીકે ઓળખાવતાં પણ અચકાવતા નથી. ધર્મની મર્યાદા પ્રણયને પોષક છે અને અન્તે પ્રણયનું રૂપાંતર પ્રેમમાં કરવામાં મદદગાર હોય છે એટલું પણ તેઓ પોને ધ્યાનમાં રાખતા નથી. અને દુનિયાને પોતાના અધઃપતનની દીક્ષા દેવામાં ભારે સમાજસેવા માને છે. નીતિ બાહ્ય પ્રણયનું કીર્તન કરતાં તેમને એટલો તો રસ છૂટે કે અનીતિના આચાર્ય પણ એટલો ઉત્સાહ બતાવે નહિ. એવા લોકો પ્રેમના તો દ્રોહી હોય છે. અને મનુષ્યજીવનને પશુજીવન કરતાંએ નિરસ અને નિર્વીર્ય કરી મૂકવામાં સફળતા મેળવે છે." (કાકા કાલેલકર).

આ અધઃપતન આપણા સુધરતા જતા સાહિત્યમાં અને સમાજમાં આવતું અટકવા માટે અત્યારથીજ પગલાં લેવાં જોઇએ. આપણો સમાજ, આપણી સંસ્કૃતિ જે લગભગ ૧૨૦૦૦ વર્ષથી ટકી રહી છે તે છિન્ન ભિન્ન થઇ ના જાય એ માટે સાવચેત રહેવાનું છે. સામાન્ય જનસમૂહમાં અમુક જાતનું પ્રણય સાહિત્ય પુષ્કળ પોષાય છે. કારણ કે વાચનની અભિરૂચિ ઉચ્ચ પ્રકારની નથી. આવી ક્ષુદ્ર અભિરૂચિને પોષણ મળવાથી સમાજના આશયો, આદર્શો હલકા થઇ જાય છે. અને પવિત્ર નીતિને માર્ગે પ્રગતિ થવાને બદલે નીતિની શિથિલતા આવે છે. આ પ્રકારની શિથિલતાને ઉત્તેજન મળવાથી નીતિનું સ્ખલન થવા માંડે છે. અને શુદ્ધ પવિત્રતા નાશ થાય છે. આ પરિણામ ઘણું ભયંકર છે. સમાજનાં જે નેતા ગણાય, મહાજનો ગણાય તેમણે ચારે તરફથી સમાજની ઉન્નતિનો વિચાર કરવાનો અને જે માર્ગે પ્રગતિ સધાય, એ માર્ગ ગ્રહણ કરવાનો છે.





# સતીનું સ્વર્ગારોહણ.

લેખિકા : સૌ. હંસા મ્હેતા, બી એ.

પૂનમની રાત હતી. ચંદ્રકીરણમાં અમે ન્હાતા બેઠાં હતાં. ચાંદરણામાં તો કલ્પનાના ઘોડા ક્યાંને ક્યાં નાસી જાય! અમારી કલ્પનાને પણ પાંખ આવી. ચંદ્રલોકમાં જઇ આવ્યા, ત્યાંથી મંગળના ગૃહ વિષે વાતો ચાલી. કોઇ કહે કે ચાલતે દહાડે આપણે મંગળમાં વસતા લોકો સાથે વાતો પણ કરશું. જર્મનીમાં એક એવી તોપ બનાવે છે કે જેના મ્હોમાં માણસને બેસાડી ફોડે તો તે સીધો મંગળ લોકમાં જાય! ત્યાં એક જણ બોલી ઉઠ્યું કે એમાં નવું શું કર્યું? પુરાણમાં તો કથા છે કે સતી નર્મદા એના સતના બળે સદેહે વિમાનમાં બેસી સ્વર્ગમાં ગઇ હતી. પણ કુમારી હતી એટલે ત્યાંથી દેવોએ એને પાછી મોકલી. એ ઉપરથી જમાનો કેટલો બદલાય છે એ વાત નીકળી. એક વખતમાં તો પરણવું ફરજિયાતજ ગણાતું. 'ડોસો કુમારો રહે કંઇ ડોસી કુમારી જાણી છે' એમ કહી કુમારી રહેવા ઇચ્છતી છોકરીને ઘરડાઓ ધમકાવતા'! આજે તો કેટલાએક માબાપોજ પોતાની છોકરી કુમારી રહે એમ ઇચ્છે છે! कालस्य गहना गतिः। એ ગીતા વાક્યમાં કેટલું સત્ય છે! કાળને અનુસરી સંજોગો પ્રમાણે વર્તવું એમાંજ ડહાપણનું કામ છે, राजद्वारे श्मशाने च यस्तिष्ठति स बान्धवः। [illegible] અક્ષરોને બાહ' ગણનારા આજે શાસ્ત્ર સમજવા નીકળ્યા છે. શાસ્ત્ર વિરુદ્ધ કંઇ જ ન થાય તો શાસ્ત્ર બદલાય કેમ? શાસ્ત્રના મુખ્ય નિયમોજ કેટલા પળાય છે? પચ્ચીસ વર્ષ લગી કોણ બ્રહ્મચર્ય પાળે છે? પચાસ વર્ષે કોણ વાનપ્રસ્થ થાય છે? જમાનોજ એવો આવ્યો છે. આપણાં જાતિ સૂત્રો પણ બદલાય છે ને બદલાશે. સતીનો ખરો અર્થ તો સારી સ્ત્રી. એ અર્થ ક્યાં લોપ થયો ને સતી એટલે પતિની ગુલામગીરી કરે તે-મેં, તો વાત આટલે લગણજ સાંભળી. પછી શું થયું તે ખબરજ નથી. ક્યાં તો આ ગહન વિષયની અસર કે પછી શીતાંશુના અમૃત કીરણોની અસર-મારી તો આંખ મીંચાઇ ગઇ ને એક અદ્‌ભૂત સ્વપ્નસૃષ્ટિમાં મેં વિચરવા માંડ્યું.

અમારી અગાસી આગળથી એક સુંદર વિમાનને જતાં જોયું. તેમાં એક સ્ત્રી બેઠી હતી એ ક્યાં જતી હશે એ કૌતુહલ મને થયું. વિમાનના પગ પાસે આવ્યા એટલે મેં ઝડપથી પકડી લીધા. પૃથ્વિને પ્રણામ કરી અમે અનંત વ્યોમમાં ભળી ગયાં. ચંદ્રલોક પસાર કરી બીજા કેટલાએ લોક પસાર કર્યા હશે એની મને જરા ખબર નથી. હું તો અરધી બેભાન જેવી હતી. કેટલીવારે અમારૂં વિમાન એક દરવાજા આગળ આવી પહોંચ્યું. ત્યાંના અલૌકિક વાતાવરણથી મને શુદ્ધિ આવી ને કંઇ હીંમત પણ આવી. સ્ત્રી વિમાનમાંથી ઉતરી. મને જોઇ એને નવાઇ લાગી. પણ મેં હાથ જોડી કહ્યું કે:-"તમારા પ્રતાપથી આટલે આવી છું તો મને સાથે

લઇ જાઓ. " અમે ચુપચુપ આગળ ચાલ્યાં. દરવાજો બંધ હતો પણ સ્ત્રીનાં માત્ર અડકવાથીજ એ ઉઘડી ગયો ને અમે અંદર ગયાં. મારી તો આંખ ઝંખવાઇ ગઇ. દીવ્ય તેજોના ફુવારા ફુટતા હતા, ચોમેરથી આવતી પરિમલ, મીઠા કર્ણપ્રિય ધ્વનિ, એ દિવ્ય દેશનું વર્ણન માનુષી ભાષામાં કરવુંજ અશક્ય ! સ્ત્રીએ સગર્વ કહ્યું "આખરે સ્વર્ગમાં આવી ખરી !" "શું આ સ્વર્ગ ?" હું તો અવાક્જ બની ગઇ. એ દિવ્ય પ્રદેશમાં થોડાં દૂર નહિ ગયાં હોઇએ ત્યાં કોલાહલ સંભાળાયો. કેટલાએક દેવદૂતો અમારી તરફ દોડતા આવતા જણાયા. છેક પાસે આવી ' આજ, માનવીઓ ' કહી અમને વીંટળાઇ વળ્યા. અસલ તો અસુરોનો ભય કે કોઇ માનવી પણ દૈવી પરાક્રમ કરી સ્વર્ગનું રાજ્ય લઇ લે એ બ્હીક ઇન્દ્ર મહારાજને રહેતી. આ જમાનામાં એ બ્હીક ગઇ એટલે ઇન્દ્ર મહારાજ સ્વસ્થ મને આનંદ કરતાં હતા. ત્યાં અચાનક એક માનવી સ્ત્રી સદેહે સ્વર્ગમાં આવવાથી ઇન્દ્રાસનને એટલો કંપ થયો કે ઇન્દ્ર મહારાજ નીચે ગબડી પડયા ને સખ્ત ઇજા થઇ. એમના સહસ્ત્ર ચક્ષુથી એમને ખબર પડી કે અમેજ ઇન્દ્રાસન ડોલવાના કારણભૂત હતાં એટલે અમને પકડવાને દેવદૂતોને આજ્ઞા કરી. અમે મુંગે મ્હોંએ દેવદૂતો પાછળ ચાલ્યાં. જ્યાં ત્યાં સ્વર્ગવાસીઓ અમને ઘણાજ કુતૂહલથી નિહાળતા હતા. અહીં આવવાનો શો હક ! એ પ્રશ્ન જાણે દરેકના મ્હો પર ચોઢાયો હતો !

અમારા આગમનથી દેવેન્દ્રના દરબારમાં ભંગ તો પડયો જ હતો. અપ્સરાઓનું ગાયન બંધ થઇ ગયું હતું. ઇન્દ્ર મહારાજને ધન્વંતરીએ પાટાપીટા બાંધીને બીજા આસન પર બેસાડયા હતા. હું તો સતીના-મારી હવે સંપૂર્ણ ખાત્રી થઇ હતી કે એ સ્ત્રી સતી હતી-પાછળ ઉભી રહી. ઇન્દ્ર મહારાજે ગંભીર મેઘનાદથી સતીની પરીક્ષા શરૂ કરી: "તમે અહીં કેમ આવ્યાં ?" સતી: "મારા સતીત્વના બળથી." "તમે એવું શું કર્યું કે એ બળ પ્રાપ્ત થયું ?" "મહારાજ, મારા પતિવ્રતથી શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે હું પતિની સેવા કરતી હતી. એના ઉઠતા પ્હેલાં વ્હેલી ઉઠતી, એના સુતા પછી સુતી, પતિ થાકેલા પાકેલા ઘેર આવે ત્યારે મારા ઘરકામથી થાકેલા હોવા છતાં હું એમના પગ ચાંપતી." આ વર્ણનથી તો ઇન્દ્રાણીને ખડખડ હસવું આવ્યું ને બીજો સ્ત્રી વર્ગ પણ હસી પડયો. ઇન્દ્ર મહારાજ સહાસ્ય બોલ્યા: "એક સારા નોકરની બધી લાયકાત તમારામાં છે. તમને છોકરાં કેટલાં છે ?" "કોડીબંધ" એક સુરસ્ત્રી કંઠમાંથી અવાજ સંભળાયો ને વળી બધા હસી પડયાં. સતીએ શરમથી લાલચોળ થઇ જવાબ આપ્યો: "એટલાં તો નહિ પણ ઘર ભરાય તેટલાં તો ખરા." "એનું લાલન પાલન તો તમે સારી રીતે કર્યું હશે. કેળવણી પણ સારી આપી હશે." સતી: "છોકરાં તો મહારાજ ઝાડની માફક ઉછરે. આટલાં છોકરાંને તે પંપાળી પંપાળીને કેમ ઉછેરાય." દેવેન્દ્ર:-"છોકરાં ઉત્પન્ન કરી એને જો બરોબર ન ઉછેરી શકે કે ન કેળવી શકે, તો એના જેવો બીજો ગુન્હો નથી. જનાવરો પણ પ્રજા તો ઉત્પન્ન કરી શકે છે. પતિ સેવા કરવી ને છોકરાં ઉત્પન્ન કરવા તેથી કંઇ મનુષ્યત્વ સધાતું નથી. સમાજના અંગ તરીકે તમે શું કર્યું ? દેશના અંગ તરીકે શું કર્યું છે ? એ બાજુએ મુકીએ તો એક શહેરી તરીકે તમે શું કર્યું છે ? જેટલી ઘરને સાફસુફ રાખવાની કાળજી રાખી છે તેટલી, પડોશને સાફસુફ રાખવાની કાળજી બતાવી છે ?." ધર્મ રાજાની કોર્ટનો રજીસ્ટ્રાર: "નારે આ બાઇની સામે તો ફરિયાદ નોંધાઇ છે." બધા જાણવાની જીજ્ઞાસા બતાવે

છે. રજીસ્ટ્રાર: "એ બાઇને ઘરનો કચરો બારીએથી બહાર ફેંકવાની ટેવ છે. એક દિવસ એક સાધારણ સ્થિતિનો માણસ એ રસ્તેથી ધોએલાં સ્વચ્છ કપડાં પહેરી નોકરી મેળવવા જતો હતો. એટલામાં આ બાઇએ ઉપરથી ઘરનો મેલ ફેંક્યો. બીચારાના કપડાં તો બગડ્યાં તો બગડ્યાં પણ નોકરી પણ ગઈ. એ માણસનો નિસાસો તેમજ એના બૈરી છોકરાંનો નિસાસો અમારે ત્યાં નોંધાયા છે." દેવેન્દ્ર: "એક શહેરી તરીકેની પણ ફરજ જ્યારે તમે જાણતાં નથી ત્યારે એ જીવન શા કામનું?" સતી ધ્રૂજતાં: "મહારાજ હું તો શાસ્ત્રાનુસાર વર્તુ છું." દેવેન્દ્ર:-"શાસ્ત્રો શાસ્ત્રો કરી તમે તમારી બુદ્ધિને હીણપદ લગાડો છો. મનુષ્યને માટે શાસ્ત્ર છે, શાસ્ત્રને માટે મનુષ્ય નથી. તમે જે શાસ્ત્રવચનો પ્રમાણે ચાલો છો તે જૂના જમાનાને અનુકુળ હશે આ જમાનાને માટે નહિ. સૃષ્ટિ માત્ર બદલાય છે, મનુષ્ય બદલાય છે, સમાજ બદલાય છે, પછી શાસ્ત્ર અખંડ કેમ રહી શકે? કાલસ્રોત તો વહ્યોજ જાય છે. શાસ્ત્ર જેવા અડગ ખડકને વળગ્યાથી એક ઠેકાણે પાછળજ રહી જશો. અત્યાર લગણનું તમારૂં જીવન તો નિરર્થક ગયુંજ કહેવાય. તમારાં પતિ સીવાય બીજા કોઇને એનાથી ફાયદો થયો હોય એમ લાગતું નથી. તમે ખરા મનથી સેવા કરી-પછી ગમે તેની સેવા હોય -એટલા પુરતો તમને અહિં આવવાનો અધિકાર મળ્યો. પણ અહિંઆ ચીરસ્થાન તો નજ મળી શકે. તેને માટે તો પૃથ્વિપર જઇ તમારૂં મનુષ્યજીવન અર્થક કરી આવો." સ્વર્ગમાં પણ જમાનો બદલાય છે એ વિચાર હું કરતી હતી. દેવેન્દ્રની નજર મારા પર પડી: "કેમ તમારે પણ સ્વર્ગમાં રહેવું છે?" મેં હાથ જોડી કહ્યું "ના મહારાજ મને તો દેવી વસુન્ધરા પર અથાગ પ્રેમ છે." "તથાસ્તુ" શબ્દ દેવેન્દ્રના મુખમાંથી પુરો નીકળ્યો ન નીકળ્યો ત્યાં તો મને જોરથી આંચકો લાગ્યો—હું ઝબકી ઉઠી. જોઉં તો સ્હામે વિશાળ વ્યોમ તેમાં એકલપેટો ચંદ્ર મારી મશ્કરી કરતો હસતો હતો.



## વિચિત્ર જોડું.

એક જુના ન્યુસપેપરમાંથી વિલાયતમાં ૧૩૫ વરસ પહેલા પરણેલા વિચિત્ર જોડાંના લગ્નની વાત જડી છે. કહે છે કે પતીને પગ નહોતા અને સતીને હાથ નહોતા! બન્ને આવાં અપંગ હતા અને એ દંપતીના જોડલાંમાં બન્નેને મળીને કુલ બે પગ ને બે હાથજ હતાં! લગનપત્રિકામા સહી કરતી વખતે વહુજીએ મોઢામાં લેખણ લઇને લખ્યું હતું અને પતી તરફથી મળેલી વીંટીને આંગળી નહી હોવાથી પગના અંગુઠામાં પહેરી હતી! હાંઇ વરરાજા હોત તો બીચારાને ફેરા ફરવાને અગવડ પડત અથવા ઘોડાને બદલે હોડ્ડી ખુરશી પર સ્વારી કરવી પડત.

# નાગ પાંચમ.

લેખિકા : સૌ. ચૈતન્યબાળા મજમુંદાર.

ન્હાની સુશીલા બહુ દુઃખી હતી. માતા રૂપી તેનો મીઠો મેવો આ દુનિઆમાં હવે ન હતો. સાવકી માં તથા સાવકી બ્હેનના કબ્જામાં પિતા પણ આવી ગયા હતા. તે રાંક છોકરી આખા ઘરનો ભાર ઉપાડતી; છતાં 'જસમાં તો એને જોડા' જ મળતા હતા. પેટ પૂરતું ખાવા પણ નહોતું મળતું.

એક વખતે રાત્રે અચાનક પવન આવવાથી દીવો ઓલવાઇ ગયો. આ વાંક જાણે સુશીલાનો હોય એમ શારદા બોલી, " સુશીલા, આં દીવો ઓલવાઇ ગયો છે તે જોતી નથી. જા પાસેના મંદિરમાં જઇ સળગાવી લાવ. એમ આખો દહાડો દીવાસળી નથી બાળવાની."

સુશીલા દીવો લઇ અંધારામાં પાસેના મંદિરમાં જવા લાગી. મંદિરમાં જઇ દીવો સળગાવીને જતી હતી ત્યાં મંદિરના મહંતે ત્હેને બોલાવી: " બેટા જરા આમ આવીશ? આટલું મ્હારૂં માથું હોળી આપીશ ? " કહ્યાગરી સુશીલાએ ત્યાં જઇ બાવાજીનું માથું હોળી આપ્યું.

બાવાજીએ ફરીથી કહ્યું, " બેટા, ત્યારે મ્હને જરા નવરાવી આપીશ? દીવો મૂકી સુશીલાએ ત્હેમને પિતા તુલ્ય ગણી ચોળીને નવરાવ્યા.

મહંત આથી પણ પ્રસન્ન થયા. ત્હેમણે ત્હેને ખોળામાં બેસાડી હેતથી માથે હાથ ફેરવી પૂછ્યું, " બ્હેન, કહે જોઇએ શિયાળાના દિવસ કેવા ?"

સુશીલાએ જવાબ દીધો, " બાવાજી શિયાળાના દિવસો તો ઘણા સારા. શિયાળામાં ઘઉં, કપાસ ને કઠોળ પાકે. લોકો સારાં હુંફાળાં, જાડાં, ગરમ કપડાં પહેરે, ગરીબ લોક તાપણી કરી કુંડાળુ વળી આનંદથી રાત્રે વાતો કરે અને ઘરમાં આનંદ આનંદ લાગે." ( સુશીલાને પોતાને તો ઘરમાં આ આનંદનો અનુભવ કદિયે નહોતો ).

મહંતે પૂછ્યું; " ત્યારે બેટા ઉનાળાના દિવસો કેવા ? "

સુશીલાએ કહ્યું, " ઉનાળાના દિવસો પણ ઘણા સારા—અમૃત ફળ જેવી કેરીઓ પાકે, તાપથી અનાજ ઉગી આવે, લોકો ઝીણાં ઝીણાં કપડાં પહેરી પંખો ખાય, હીંચકો ખાય અને ઠંડક ઠંડક કરે. "

મહંતે પૂછ્યું, " તો ચોમાસાના દિવસ કેવા ?"

સુશીલાએ કહ્યું, " બાવાજી, ચોમાસું તો ઘણું સારૂં. રાજા તો મેઘરાજા, ઓર રાજા કાયકા ? વરસાદથી તો બધું અનાજ પાકે, જ્યાં નજર નાખીએ ત્યાં લીલુ છમ દેખાય, ઝરમર ઝરમર વરસાદ પડે તે ઘરમાંથી જોઇએ ને આનંદ થાય. "

મહંતે ત્હેને માથે હાથ ફેરવી કહ્યું, " જા બ્હેન હવે મોડું થઇ ગયું છે. સંભાળીને જજે. "

સુશીલા દીવો લઇને ઘેર ગઇ. ઘરમાં પેસતાં બધાંને જાણે ઝાંઝર ખખડતાં હોય એવો ભાસ થવા માંડ્યો, સવારમાં ઉઠી સુશીલાએ પોતાનું કામ કાજ કરી નાંખ્યું. સાર-

દાએ સવારમાં ઉઠી જોયું તો આખા ઘરમાં કંકુનાં પગલાં ! શારદાએ સુનંદાને બતાવ્યું. શારદાને આમાં કાંઇ ચમત્કાર જણાયો. દીવો કરી આવ્યા પછી સુશીલા પાછી ઘેર આવી તે વખતે સાંભળવામાં આવેલો ઝાંઝરનો અવાજ અને સવારમાં કંકુનાં પગલાં એ બે બાબતે ત્હેને વિચારમાં નાંખી દીધી.

" વખતે સુશીલામાં કોઇ દુર્ગુણ પેદા થયો હોય અથવા ખરેખર કાંઇ ચમત્કારજ હોય તો !" એ વિચારથી શારદાએ ત્હેને ધમકાવી હકીકત પૂછી. ભોળી સુશીલાએ રાત્રે બનેલી બીના અક્ષરે અક્ષર કહી સંભળાવી. મૂળ તો ત્હેના ઉપર રીસજ હતી તેમાં વળી આ સુખની નિશાની દેખીને શારદાથી ના ખમાયું. તેણે પોતાની પુત્રીને પણ એવું થાય એવું ધારી રાત્રે જાણી જોઇને દીવો હોલવી નાખ્યો.

આજે સુનંદા હાથમાં દીવો લઇ પાસેના મંદિરમાં સળગાવવા ગઇ. મહંતે જરા મ્હોટે ઘાંટે કહ્યું, " બ્હેન મારૂં માથું જરા ના હોળી આપે ?"

સુનંદા ઘણી મહેનતે મુગી રહી. હવે તેની ધીરજનો અંત આવી ગયો. તે બોલી, " એટલી ચોટલી હોળવી તેમા શું તમારા હાથ દુઃખે છે કે મને ખોટી કરો છો ?"

મહંતે તો બહુજ ધીમાશથી ગઇ રાત્રે સુશીલાને પુછ્યું હતું તેમ આજે સુનંદાને પણ પુછ્યું કે, 'બેટા ઉભી રહે. " શિયાળો, ઉનાળો અને ચોમાસાના દિવસો કેવા ?" સુનંદાએ તો કહ્યું, "શિયાળામાં બહુ ટાઢ વાય ને થરથર ધ્રૂજાય; ઉનાળામાં ખૂબ પરસેવો થાય ને અકળાઇ જવાય; અને ચોમાસામાં બધે કાદવ કીચડ થાય ને હરવા ફરવાનું (બટકવાનુ) ન મળે !" એટલે ન ગમ્યો શિયાળો, કે ન ગમ્યુ ચોમાસું.

બાવાજીએ કંટાળીને મોં ફેરવ્યું, અને પછી ત્હેને માથે હાથ ફેરવી કહ્યું, " મેં તને ખોટી કરી. જા, બેટા દીવો કરી લે."

સુનંદા દીવો કરી કાંઇ કાંઇ આશાના તરંગો બાંધતી ઘેર ગઇ. તેની માતા તેની વાટજ જોતી ઉભી હતી. ઝાંઝરના ઝમકાર કરતી આવતી પુત્રીને જોવાની ત્હેણે આશા રાખી હતી; પણ તેવું તો કાંઇ સંભળાયું નહી. ઉલટું સવારમાં ઉઠીને મોં સામું જોતાં એકાએક ખબર પડી કે સુનંદાએ તો એક આંખ ગુમાવી હતી !

સુશીલા અને સુનંદાનો કન્યાકાળ હવે વીતી ગયો હતો. માતા પિતાને ત્હેમના લગ્નની ચિંતા થવા માંડી હતી. શારદાને તો તેમાં ખાસ ચિંતા હતી કે કેવી રીતે સુનંદાને સુશીલા કરતાં સારૂં સાસરૂં મળે. ખોળતાં વર જડતા, તો તે સુશીલાને માટેજ હા કહેતા. આથી સુશીલા સુનંદાના સુખમાં કાંટા રૂપ છે જાણી તેનું કોઇ ગરીબ વર સાથે શારદાએ ઉતાવળે લગ્ન કરી નાંખ્યું.

સુશીલા તે ખરેખર સુશીલાજ હતી. ગરીબ પતિના ઝુંપડામાં હવે તે આવી રહી હતી. નાના ઘરને સ્વચ્છ રાખી સંતોષથી તે રહેતી અને આનંદ માનતી. પણ એનું ભાગ્ય બળવાન હતું. પતિની વડીલોપાર્જિત મીલકત થોડાજ વખતમાં તેને પાછી મળી હતી અને હવે ત્હેને ઝુંપડીમાંથી મ્હોટા ઘરમાં રહેવાનું હતું.

શારદાને આથી ઘણો અસંતોષ થવા લાગ્યો. તેમાં વળી સુશીલાના સીમંતની વાત જાણી બળતામાં ઘી હોમાયું. હવે એ પીએર આવે તે વખતે કાંઇક યુક્તિ કરવાનો વિચાર તે કરવા લાગી.

સુશીલા પીએર આવી; પુરા દિવસ થયે એને છોકરો આવ્યો. એક વખત સુશીલા અને સુનંદા ગામના બમ્મરીયા કુવા ઉપર મજાકે પાણી ભરવા ગયાં. કુવા ઉપર કોઇ હજી

નાગ પાંચમ.



ચિત્રકારઃ ] સુશીલા દીવો લઈને ઘેર આવી. [ સૌ. કુમુદ ઠાકોર.

The Luhanamitra Press, BARODA.

પાણી ભરવા આવ્યું નહોતું. ત્યાં સુનંદાએ કહ્યું, " સુશીલા બ્હેન આજે આપણે એક એકના કપડાં ઘરેણાં બદલીને કુવામાં જોઇશું ? જોઇએ, કોણ વધારે સુંદર દેખાય છે ? "

સુશીલાને પણ એવું કરી જોવાનું કુતૂહલ થયું. એને ખબર ન હતી કે એમાં કાંઇ પ્રપંચ હશે. તે બન્નેએ કપડાં ઘરેણાં બદલી નાખી કુવામાં ડોકીયું કર્યું. સુનંદાએ માએ શીખવાડેલા સંકેત પ્રમાણે સુશીલાને કુવામાં ધક્કો માર્યો. સુશીલા કુવામાં પડી ગ.ઇસુશીલાની પાછળ તેનું એકું પણ સુનંદાએ કુવામાં ધકકેલી દીધું અને જાણે કશુંજ થયું નથી એમ.પોતાનું એકું લઇ ઘેર ગઇ.

પણ ઇશ્વરની કૃપાથી તેને તે કુવામાં એક નાગદેવતા રહેતા હતા તેમણે ઘણા ઉપર ઝીલી લીધી. આજે શ્રાવણ વદ પાંચમ હતી, નાગદેવતાએ ત્હેને માથે છાયા કરી. માથાના મણીથી ત્યાં તેજતેજનો તો પાર નહિ. સુશીલાને પુત્રી ગણી પાળવા માંડી. નાગદેવતા પાતાળમાં . નાગલોકમાં ત્હેને રાખતા અને ચારો ચરી લાવી ખવરાવતા. સુશીલા માટે તો એક દિવસ લીલાં વનમાં ફરનાર નાગદેવતા અમરવેલ ખોલી લાવ્યા. પિતા તુલ્ય નાગદેવતાની પૂજા સુશીલા રોજ કરતી ને પછી ખાતી.

થોડા દિવસમાં સુશીલાને સાસરેથી તેડવા આવ્યું. શારદાએ સુનંદાને છોકરાને લઇ સુશીલાને સાસરે મોકલી. સુનંદાએ સાસરે જઇ ધુમટો તાણી ફરવા માંડયું. સુશીલા અને સુનંદાના સ્વભાવમાં ઘણોજ ફેર હતો. ઘરમાં પણ બધાંને નવાંઇ લાગવા માંડી કે વહુનો સ્વભાવ કેમ બદલાઇ ગયો.

સુશીલાના પતિને પણ તેનો મીજાજી સ્વભાવ જોઇ નવાઇ લાગી. તેણે ઘુમટો ઉઘાડી નાંખવાનું કહ્યું; પણ સુનંદાએ તે માન્યું નહીં. આથી તેણે પોતેજ તે ઉઘાડી નાખ્યો. સુશીલાને બદલે કોઈ બીજુંજ મ્હોં ત્હેણે જોયું. આ ભેદની ગુંચ ઉકેલવા ત્હેણે સુનંદાને પૂછ્યું, " આ આંખ શાથી ગઇ ? "

સુનંદાએ કડક અવાજે કહ્યું " એ તો સુવાવડનું કામ હતું એમાં તો વળી જીવનું પણ જોખમ થાય. એ તો સારૂં થયું કે એક આંખ ગઇ ને એટલેથીજ સારૂં થઇ ગયું !

સુશીલાના પતિએ આવી તોછડાઇ સુશીલામાં નહોતી. જોઇ આમાં એને કંઇ ઉંડો ભેદ જણાયો. તે દિવસથી ત્હેણે પત્ની સાથે બોલવાનું છોડી દીધું. એ તો હવે મૂગો મૂગો ઘેર આવે ને બહાર જાય.

અહિં સુશીલાને કુવામાં પડતાંજ નાગદેવતાએ ઝીલી લીધી. તે ત્હેને પુત્રીના જેવી ગણીને પાળવા લાગ્યા. સુશીલા પતિ અને બાળક પુત્રની ચિંતા આખો દિવસે કર્યા કરતી અને ત્હેનુંજ રટણ કરતી ત્હેના પિતા નાગ આ વાત સમજ્યા અને ત્હેને કોઇ પણ પ્રકારે એને સાસરે મોકલવા વિચાર કર્યો.

હવે નાગદેવતા દિવસે રોજ, બે ફુલની ચાદર ગૂંથાવતા અને સુશીલાને તે આપતા, સુશીલા તે લઇ કુવામાંથી બહાર નીકળી હંમેશાં રાત્રે પોતાને ત્યાં જતી; અને છાનીમાની છોકરાને ન્હવરાવી, આંખો આંજી સુવાડતી. ન્હાની ચાદર તેની ઉપર ઓરાડી પછી મોટી ચાદર પોતાના પતિ ઉપર ઓરાડી પાછી કુવામાં ચાલી આવતી.

એક દિવસ અચાનક સ્હવારમાં જાગી જતાં સુશીલાનો સાચો પતિ ફુલની ચાદર જોઇ વિસ્મય પામ્યો; અને આ પ્રમાણે જ્યારે રોજ થવા માંડયું ત્યારે તેણે એ કોણ હશે તેની તપાસ શરૂ કરી. એક દિવસ મધરાત હતી તે વખતે કોક સ્ત્રીના આભાસ જેવું

આવતું તેણે જોયું. એટલે તેના આવ્યા પછી શું થાય છે તે એક શ્વાસે જોયા કર્યું. સુશીલાએ આવીને તેના નિયમ પ્રમાણે છોકરાને લઇ, નવરાવી, આંખો આંજી સુવાડી ફૂલની ચાદર ઓઢાડી; પછી તેના પતિને ચાદર ઓઢાડવા જતાં હેણે સુશીલાનો હાથ ઝાલ્યો. સુશીલા સ્થિર થઇ ઉભી રહી! તેને આમ નિશ્ચિંતતાથી ઉભેલી જોઇ તેના પતિને નવાઇ લાગી. તેણે પૂછ્યું, "આ તું કોણ છે, અને રોજ આવીને આ છોકરાને શું કરે છે? ખરેખર બોલજે, હને અહિં કાંઇ ભય નથી."

સુશીલાનું હૈયું ડસડસી રહ્યું હતું તે બોલી, "મ્હારા વીતકની શી વાત કરૂં? મ્હારી બ્હેને મ્હને કુવેથી હડશેલી પાડી, નાગ બાપજીએ ઝીલીને મ્હને બોજે લીધી. નાગ દેવતાની મેં પાંચે આંગળીએ પૂજા કરી તે આજે હમે મ્હને પાછા મળ્યા. પણ કહોને, હવે હું જાણે એવી, પણ હમે કેવા ભૂલકણા કે ગોળખોળ રહમજી ન શક્યા?"

સુશીલાના પતિનાં આંખનાં પડળ એકાએક ખૂલી ગયાં. સુશીલાનો સ્વભાવ બદલાયલો હેને લાગ્યો હતો; પણ બિચારો શું જાણે કે આખી સુશીલાજ બદલાઇ ગઇ હતી! પીયરથી છોકરા સાથે આવેલી સુશીલાજ નહીં, પણ તેનું નામ ધારી આવનાર સુનંદા હતી!

સુશીલા રાત્રે પાછી પોતાના પિતા પાસે ગઇ અને નાગદેવતાને સઘળી હકીકત કહી અને સવારે સાસરે જવાની ઇચ્છા બતાવી. નાગદેવતાએ પણ પુત્રીગણી બધો સાસરવાસો કરી સુશીલાને સાસરે વળાવી.

સુનંદા તો ઓશીયાળી થઇ ગઇ. પોતાની માએ કરેલું કપટ આમ આટલે દિવસે ખૂલશે એવો સ્વપ્ને પણ એને ખ્યાલ નહોતો. એ તો થરથર ધ્રુજવા માંડી. રોઇ રોઇ એની આંખ રાતી થઇ ગઇ. સવાર પડતાં આખા ગામે વાત જાણી છતાં સુશીલાથી પોતાની ગમે તેવી પણ બ્હેનનો તિરસ્કાર સાંખી શકાયો નહિ. એણે એને નાગપાંચમનું વ્રત બતાવ્યું. સુનંદા માની શીખવણી વગર તો છેક દુષ્ટ નહોતી. ભોળે ભાવે હેણે મહાદેવજીના મંદિરમાં જઇ પાંચફેણવાળા નાગદેવતાની પૂજા કરી.

હાથમાં પૂજાપો લઇ, ફુલ ચંદન દુર્વાથી, સ્હવારે ન્હાઇ ધોઇ સુનંદા પૂજા કરી આવતી, દૂધનું નૈવેદ્ય ધરતી ને પછી ઘેર આવી જમતી. નાગ બાપજીની કૃપાથી જેમ સુશીલાને સૌ સારાં વાનાં થયાં તેમ પોતાને પણ થાય એમ એ માગવા લાગી. પૂજા કરતાં વરસ થવા આવ્યું. પાછો તે દિવસ આવ્યો. સુનન્દાએ અનન્ય ભાવથી નાગદેવતાની આંખ માગી. નાગે વરદાન આપ્યું. સુનંદાની આંખ સારી થઇ ગઇ.

અહિં સુનંદાની માતા પુત્રિના સમાચાર જાણવાને અધીરી થઇ રહી હતી. તે આજે પુત્રિનું સુખ જોવાને હેના સાસરાના ગામની ભાગોળે આવી પહોંચી. ગામને કુવે જઇ પાણી ભરતી સ્ત્રીઓને સુશીલાનું ઘેર પૂછવા લાગી. સ્ત્રીઓએ જઇ સુશીલાને ખબર આપી. સુશીલા તથા સુનંદા માતાને મળવા કુવે આવ્યાં.

શારદા તો સુશીલાને જોઇ ઝંખવાણીજ પડી ગઇ. પછી સુનંદાએ પોતાની માને મોંએ બ્હેન બનેવીનાં વખાણ કર્યાં ને પોતે નાગદેવતાનું વ્રત એક વરસથી કરે છે તે વાત જણાવી. હેની આંખ સારી થએલી જોઇ શારદા ઘણી ખુશી થઇ. સુશીલાના એક સાસરાના સગાને ત્યાં સુનંદાનાં લગ્ન કર્યાં અને હેને પણ આખરે સુખની ઘડી આવી.

નાગ પાંચમ.



] સુશીલાને કુવામાં નાંખી દીધી. [ સૌ. કુમુદ ઠાકોર.



સૌ. સુભદ્રાકુમારી ચૌહાણ.

એક અનુકરણીય સદ્ચારિણી.

( જુઓ " વિવિધ વિષય " )

The Luhanmitra Press, BARODA.




# શું પુરૂષોને ધિક્કારવા જોઈએ ?



લેખિકાઃ સૌ. શારદાગૌરી કેશવપ્રસાદ દેસાઇ.

"ગુણસુંદરી" માસિકમાં બ્હેન સુલોચના મહેતાનો "વીણા"માં લખેલા લેખનો ઉતારો હતો તે વાંચી દીલગીરી થઇ. આખુંયે લખાણ અપૂર્ણ વિચારથી અને કેવળ આવેશથી લખાયું છે. અને એમાંથી બે કે ત્રણ સૂચના તો એવી છે કે તે પ્રમાણે કરવાથી બેનોને ઉલટું વધારે ખમવું પડે.

જુઓ આ સુચનાઓઃ

" બ્હેનો ! ઘરમાં તમે રાંધો છો ત્યારે ત્હમારી પાસે તો ઘણાંયે અસ્ત્ર શસ્ત્ર હોય છે શા માટે એનો ઉપયોગ કરીને પુરૂષોને ભાનમાં લાવતાં નથી ? " શું આમ સાણસી, તવેતો, ને કડછી મારીને આપણને વધારે સ્વતંત્રતા મળશે ? મારીને સ્વતંત્રતા મેળવવામાં તો જરૂર આપણેજ માર ખાઇશું. માટે અક્કલથી સ્વતંત્રતા મળે એવો ઉપાય કરવો જોઇયે. અને બધી બેનો કેળવાય તેવો પ્રયત્ન થવો જોઇયે.

" પરણ્યા એટલે થયું. પછી આપણે શિક્ષણનું શું કામ ? પછી તો ગૃહકાર્ય અને બાળકો ઉછેરવાં એજ આપણાં જીવન. " પરણ્યાં પછી પતિ શિક્ષણ ના લેવાની ફરજ પાડતો હોય તેમ આ બહેન માનતાં હોય તેમ લાગે છે. પરંતુ બૈરાંઓની કેળવણીનો પ્રશ્ન જો મરદોએ ન ઉપાડી લીધો હોત તો બૈરાંઓ હજી પણ કેટલા પછાત હોત !! ઘરમાં પણ છોકરીની કેળવણી પાછળ હમ્મેશ માતાજ વચમાં આવે છે. વળી ગૃહકાર્ય અને બાળકો ઉછેરવાં એમાં બૈરાંઓને ઘણું દુઃખ હોય એમ આ બહેનને લાગે છે. ત્યારે શું પુરૂષો કંઇ કામ નથી કરતા ? પુરૂષો બીચારા રહવારના દસથી તે રાતના સાત સુધી ખડે પગે મહેનત કરે તે તો જાણે વીસાતમાંજ નથી !! પતિ જો વધારે કમાય તો એને બીચારાને બે માણસની વધારે ખુશામત કરવાની, પણ આપણને તો મઝા કે ભટ ચાકર મળે.પતિ જો સર થાય તો બૈરી લાયકાત વગર પણ લેડી થઇ શકે છે. આહા !! કેટલું બૈરાંઓએ દુઃખ !! બૈરાંઓને નિરાંતે પતિના પૈસા ઉપર તાગડધીન્ના કરવાના હોય છે. ટાઢ તડકો તો મરદોને ખમવો પડે છે. ગામડાઓમાં પુરૂષો ખેતરનું કામ કરે છે. ત્યારે બૈરાઓ ઘરનું તથા ઢોરનું કામ કરે છે. શહેરમાં પુરૂષો નોકરી કરે છે ને બૈરાંઓ ઘરકામ તથા છોકરાંઓ ઉછેરે છે. આમાં કામની વહેંચણી નથી લાગતી ?

વળી આ બહેનની એક વધુ સલાહ જુવોઃ " ત્હમારે પરણવું હોય તો શરતો કરીને પરણજો કે પુરૂષે બધું સ્ત્રીનું કાર્ય કરવું પડશે હવે સ્ત્રી રાંધશે નહિ પાણી નહિ ભરે. " શરત કરીને પરણવાનું કહે છે તો પુરૂષો પણ કહેશે કે અમે તમારે માટે રળી લાવીશું નહિ. આમાં નુકશાન કોને થાય !

જો છોકરીઓને પહેલેથીજ બરાબર કેળવણી મળી હોય તો તેમને બધી છૂટ સાધારણ રીતે તો એની મેળેજ મળે છે. માટે દરેક બેને છોકરીઓને પુરેપુરી કેળવણી આપવી જોઈએ. આવું લખ્યાથી પુરૂષોને આપણી તરફ વેરભાવ પેદા થાય તેવો સંભવ છે.

આ ઉપરથી એમ કહેવાનું નથી કે અત્યારે સ્ત્રીઓની સ્થિતિ સંપૂર્ણ છે. સ્ત્રીઓને હકક મેળવવાનાં તો છેજ. પણ તે આ રીતે નહિ. અત્યારના ઘણાયે સામાજીક રીવાજો એવા છે કે જેથી સ્ત્રીઓ પુરૂષો બન્નેને ખમવું પડે છે અને તેથી બન્નેયે તે રીવાજો દુર કરવાના છે. બાળલગ્ન કે કેળવણીની ખામી માટે સ્ત્રીઓ પણ જવાબદાર ગણાય.

વળી જ્યારે હકકની માંગણી કરીયે ત્યારે જવાબદારી કે ફરજોનો પણ વીચાર કરવો જોઇયે. બહેન સુલોચના એ વાત તદ્દન ભુલી ગયા લાગે છે.

બહેન સુલોચનાનો આ લેખ લખવામાં ઉદ્દેશ સારો છે. સ્ત્રીઓની સ્થિતિ સુધારવાનો છે. પણ આ રીતે તો આપણને વધારે નુકશાન થશે. એઓ પોતાનો ઉત્સાહ બ્હેનોનેજ કેળવવામાં અને તેમનામાં આગળ વધેલા વિચારો આણવાનો પ્રયત્ન કરશે તો વધારે ફાયદો થશે.

પુરૂષોની સામે ધિક્કાર વર્ષાવવાથી આપણું કામ નહિ થાય ને તેમાં આપણી શોભા પણ નહિં. શું આપણે નીરો અને નાદીરશાહનું પદ લેવું છે ?

---

## ઇંગ્લાંડનાં પુનર્લગ્ન.

ઈંગ્લાંડનાં છાપાંઓમાં લગ્ન બાબતના પ્રગટ થયેલા આંકડાઓ ઉપરથી જાણવાજોગ ખબર મળે છે. ગયે વરસે ૧૪ વરસની ઉમ્મરની બે છોકરીઓનાં લગ્ન થયાં હતા. આ તો ત્યાં ઘણું અજાયબી ભરેલું બાળલગ્ન લેખાય. એક છોકરાએ ૧૫ વરસની ઉમ્મરે લગ્ન કર્યું. ...ની ઉપરની ઉમ્મરના માણસોએ લગ્ન કર્યા તેની સંખ્યા ૮૩ ની થઇ હતી અને ...ની ૪ સ્ત્રીઓએ પુનર્વિવાહ કર્યો. પુરૂષોના પ્રથમ લગ્નની ઉમ્મર સાધારણ ...૦ ની અને સ્ત્રીઓ માટે ૨૧ થી ૨૪ ની છે. ૨૦,૦૦૦ થી વધુ વીધવાઓએ એ...,૦૦૦ની ઉમ્મર ૪૦ થી ઓછી હતી.

# લોકગીત.

સંપાદિકાઃ સૌ. " ઈંદીરા. "

આવો આવો જશોદાના કા'ન ગોઠડી કરીયે રે, ( ટેક )
રૂડી વૃંદાવનની કુંજ ગલીમાં રમીયે રે. આવો આવો.

વા'લે ઉંડા કુવામાં ઉતાર્યાં વા'લે મારા અમને રે,
હવે તાણી તાણી શું લ્યો છો ઘટે નહીં તમને રે. આવો આવો.

વા'લે પુલ પછેડા * ઓઢાડયો વા'લે મારે અમને રે,
હવે ખેંચી ખેંચી શું લ્યો છો ઘટે નહીં તમને રે.આવો આવો.

વા'લે અમૃત પાઇને ઉછેર્યાં વા'લે મારે અમને રે,
હવે વખડાં + ઘોળી ઘોળી પાઓ છો ઘટે નહીં તમને રે.

આવો આવો જશોદાના કા'ન ગોઠડી કરીયે રે.
રૂડી વૃંદાવનની કુંજ ગલીમાં રમીયે રે.



* પછેડા=ચાદર. + વખડાં=ઝેર, વિષ.

# ગુજરાતમાં ગર્લ-ગાઇડ્સ કૅમ્પ.

લેખિકાઃ ચિ. સુલતા વિ. દિવેટીયા.

હમે બધાં મળીને ૨૭ જણાં કૅમ્પીંગ ગયાં હતાં. તેમ ૬ શિક્ષિકાઓ-૨ સાણંદથી આવેલાં બ્હેનો અને બાકીની નિશાળમાં ભણતી છોકરીઓ હતી. આ કૅમ્પીંગ કલેકટર સાહેબનાં બંગલાની પાસેનાં બંગલામાં કરવામાં આવી હતી. અ. સૌ. વિદ્યાબ્હેન નીલકંઠે ત્યાં ઘણી સારી ગોઠવણ કરી હતી. તેથી હમારે તેમનો ઘણો ઉપકાર માનવો જોઇએ. હમે સૌ તા. ૨૨-૧-૨૬ ને દિવસે સ્હવારે ૮ વાગ્યે ગર્લ્સ હાઇસ્કુલમાં ભેગાં થયાં હતાં ત્યાં હમારે માટે મોટર લૉરીઓ તૈયાર હતી. એક લૉરીમાં બધાંનો સામાન ગયો, અને બીજી લૉરીમાં થોડીક છોકરીઓ અને થોડીક શિક્ષિકાઓ હતી. હમે શાહિબાગ પહોંચ્યાં, ત્યારે સામાનની મોટર ત્યાં ઉભી હતી. તેથી હમે હમારો સામાન નીચે ઉતાર્યો, અને એક મોટર બાકી રહેલી છોકરીઓને લેવા મોકલી. બધાં આવ્યાં તે વખતે મીસ રીચર્ડસ, મીસીસ જૅરેટ અને મીસ. ઍંડબરી હમને આવકાર દેવાં આવ્યાં હતાં. મીસ. રીચર્ડસ હમને શીખવવા માટે ખાસ ઈંગ્લંડથી આવ્યા હતાં. તે ઘણાં માયાળુ હતા. આવકાર દીધાં પછી મીસ રીચર્ડસે પાંચ પાંચ છોકરીઓની ટુકડીઓ પાડી, પણ ૨ ટુકડીઓમાં ૭ ૭ છોકરીઓ હતી. પાંચ છોકરીની દરેક ટુકડીમાંની એકને પોતાની ટુકડીની ઉપરી બનાવી. અને ઓરડાના ૧, ૨, અને ૩ નંબર આપી, જે ઉપરી અને બાકી પાસે, નંબરો ચીઠ્ઠીમાં લખી ઉપડાવી. મારી ચીઠ્ઠીમાં નંબર ૨ હતો. ત્યાર પછી મીસ-રીચર્ડસે હમને હમારી ઓરડીઓ બતાવી, અને હમારો સામાન લઇ જવાનું કહ્યું. હમે બધાં પોતપોતાનો સામાન પોતાની ઓરડીમાં લઇ ગયાં. ત્યાર પછી મીસ રીચર્ડસે હમને બ્હાર બોલાવ્યાં અને રોજનો કાર્યક્રમ લખાવ્યો. આ કાર્યક્રમ નીચે પ્રમાણે હતોઃ—

## કાર્યક્રમ.

૬-૩૦ વાગ્યે ઉઠવાને માટે સિસોટી વાગે. ઉઠીને બધાંએ દાતણ પાણી કરી ગાઇડસના પોશાકમાં તૈયાર થવાનું. ૭-૧૫ વાગ્યે પછી સિસોટી વાગે ત્યારે દરેકે પોતના ધર્મ પ્રમાણે પ્રાર્થના કરવાની હતી. ૭-૩૦ વાગે સિસોટી વાગે ત્યારે બધાંએ પોતાનાં પ્યાલા તથા તાસક લઇ નાસ્તો કરવા માટે નક્કિ કરેલા ઓરડામાં જવાનું અને નક્કિ કરેલી ટુકડી બધાંને ચ્હા, દુધ, ખાંડ, બીસ્કીટ કે પુરી આપે. આ બધું જમ્યા પછી બધાં નક્કિ કરેલી જગ્યાએ પોતાના વાસણો લઇ ધોઇ નાખવા જાય. ૮-૩૦ વાગ્યે સિસોટી વાગે ત્યારે બધાંએ નક્કિ કરેલી જગ્યાએ વાવટો ચડાવતી વખતે રાજ્યગીત ગાવા માટે તૈયાર થવાનું. દરરોજ મીસ રીચર્ડસે જુદી જુદી મંડળીની બબ્બે છોકરીઓને વાવટો ચડાવવા માટે પસંદ કરેલાં હતાં. ૯-૧૫ થી બધાંને (ડ્રીલ) જુદી જુદી કસરતો શીખવતા. ૧૦-૧૦ વાગે બધાએ પોતાનાં બિછાના દોરડાં પર નાખ-

ગુજરાતમાં ગર્લ ગાઇડસ-કેમ્પ.



અકસ્માત પછી પાટા બાંધવાની ક્રિયા.



છાવણીમાં ભાગ લેનારી બ્હેનો.

## ગુજરાતમાં ગર્લ ગાઇડસ કેમ્પ.



કૂવામાં ડુબી ગયેલાંને કાઢી સારવાર કરવામાં આવે છે.



ઝાડીમાં તાપણાની આસપાસ આનંદ-ગોષ્ઠી.

વાનાં અને ઓરડો બરાબર સ્વચ્છ રાખવાનો. મીસ રીચર્ડસ આવે અને બધું સ્વચ્છ કે છે નહિં તે જોઇ જાય. ઓરડો વાળવા માટે દરેક ટુકડીને એક એક સાવરણી આપી હતી. મીસ રીચર્ડસ ઓરડો તપાસી જાય પછી પોતાનાં બિછાના પાછા બરાબર પાથરી દેવાનાં. હમારે બધાંને સુવા માટે ખાટલા હતા. ૧૦-૩૦ વાગ્યે બધી ટુકડીના ઉપરીઓને કોર્ટ ઑફ ઓનર્સ (Court of Honours) માં જવાનું અને બીજી બધી ગાઈડસને બાર વાગ્યા સુધીમાં ન્હાઇ લેવાનું. ન્હાવાને માટે દરેક ટુકડીને જુદી જુદી ઓરડીઓ આપી હતી. ૧૨ વાગ્યે સિસોટી થાય, ત્યારે દરેકે પોતાની થાળી, લોટા અને વાડકા લઇ નક્કિ કરેલા ઓરડામાં આવવાનું. દરરોજ જુદી જુદી ટુકડીઓના પિરસવાના વારા આવે. ૧૨ વાગ્યે જમવા માટે રોટલી, દાળ, ભાત, શાક, રાઇતું, ચટણી, લીંબુ, ગોળ વીગેરે જમી રહ્યા પછી પોતાનાં વાસણો માંજી નાંખવાનાં. ૧ વાગ્યે સિસોટી થાય ત્યારે બધાંએ ચૂપ. રહી વાંચવું, લખવું કે સુવું-એટલામાંથી જે ગમે તે કરવું, પણ વાતો કરવાની નહિં. ૨ વાગ્યે સિસોટી થાય ત્યારે દરેકે પોતાનો ગાઇડસનો પોશાક પહેરી તૈયાર થવાનું હતું. ૨-૧૫ વાગ્યે સિસોટી થાય તે વખતે બધાંએ બહાર કમ્પાઉંડમાં જઇ બેસવાનું. ત્યાં પાટા શી રીતે બાંધવા, આંખમાં ચૂનો પડ્યો હોય ત્યારે શું કરવું, વગેરે શીખવે. ૩ થી ૪ એટલે એક કલાક ભાષણ આપવા આવેલા ભાષણ આપે. મી. અલમૌલા, મી. દેસાઇ, ડૉ. અસાના, ડૉ. નાણાવટી વીગેરે ભાષણ આપવા આવ્યા હતા. ૪ વાગ્યે ચ્હા માટે તૈયાર થવાનું. ચ્હા વખતે બીસ્કીટ અને ચ્હા અપાતાં. ચ્હા પીવાઇ રહ્યા પછી પોતાની ચીજો ધોઇ નાંખવાની હતી. ૪-૩૦ થી ૫-૪૫ સુધી જે કાંઇ કરવું હોય તે કરવાનું. મીસ રીચર્ડસ તે વખતે ગાઇડસ જોડે વાત કરતાં હતાં. ત્યાર પછી વાવટો ઉતારવા માટે તૈયાર થવાનું. ત્રણ છોકરીઓ જેઓએ વાવટો ચઢાવ્યો હોય, તે ઉતારે અને બીજાં બધાં રાજગીત ગાતાં હતાં. ૭ વાગ્યે સિસોટી વાગે ત્યારે બધાંએ જમવા માટે તૈયાર થવાનું. જમીને વાસણ માંજી નાંખવાનાં. ૮ વાગે નક્કિ કરેલી જગ્યાએ કેમ્પ-ફાયર કરવા તૈયાર થવાનું. કેમ્પ-ફાયર ન કરવાનું હોય તો ગાયન માટે કાગળીઆ બધાંને આપવાનાં. ૯ વાગ્યે બધી ગાઇડસે અંદર જવાનું અને પોતાના રાત્રે સુવાનાં કપડાં પહેરી તૈયાર થવાનું. ૯-૩૦ વાગ્યે એક સિસોટી વાગે એટલે બધી ગાઇડસે દીવાં હોલવી નાંખી સુઇ જવાનું. ૧૦ વાગે સિસોટી વાગે ત્યારે ગાઇડસે સુઇ જવાનું. થોડીવારમાં મીસ રીચર્ડસ હમે સુઇ ગયાં છીએ, કે "નહિં, તે



ગુજરાત છાવણીની શોધમાં નીકળેલાં અંગ્રેજ બાનુઓનો દેશી બ્હેનો સાથે મેળાપ.

જોવા ફ્રાનસ સાથે આવતાં અને અડધો કલાક હમારાં ઓરડામાં બેસી બીજાના ઓરડામાં જતાં. બધાં કરતાં હમારા ઓરડામાં વધારે વાર બેસતાં હતાં. એક ટુકડીને આજે કેમ્પ-ફાયર માટે લાકડાં લાવવાનાં તો કાલે પીરસવાનું, ત્રીજે દિવસે કાગળીઆ ન પડવા દેવાં, ન્હાવાની ઓરડીમાં તથા જાજરૂમાં ફીનાઇલ તથા ફીનાઇલ પાઉડર નાંખવું, વીગેરે કામ કરવાનું અને ચોથે દિવસે જે હુકમ કરે તે માટે તૈયાર રહેવાનું. આ પ્રમાણે દરેક ટુકડીના દરરોજ જુદા જુદા વારા આવતા હતાં. મંગળવાર તા. ૨૬-૧-૨૬ ને દિવસે હમે બધાં કેમ્પમાં ઉજાણીએ સ્હવારે આઠ વાગ્યે ગયાં હતાં અને સાંઝે ૬ વાગ્યે પાછાં આવ્યાં હતાં. છોકરીઓ થાકી ન જાય માટે ૧ સામાનની ગાડી અને બીજી બેસવા માટે રાખી હતી. ત્યાં જમવા માટે પુરી, ભજીયાં, ગોળ પાપડી, કેક, બ્રેડ વગેરે ચીજો લીધી હતી. ગુરૂવાર તા. ૨૮-૧-૨૬ ને દિવસે મીસીસ ગેરેટ, મીસ રીચાર્ડસ તથા મીસ બ્રેડબરીએ હમારી પાસે કૉનસર્ટ કરાવ્યું હતું, તેમાં અમે કેટલાંક ગાયનો ગાયાં હતાં અને રમતો વીગેરે કરી હતી. આ પ્રસંગે કેટલાંક કુટુંબોને ન્હોતર્યાં હતાં.

કૉનસર્ટમાંની કેટલીક રમતો નીચે પ્રમાણે હતીઃ

લાકડી પસાર કરવાની રમત.

ફુટબૉલની રમત ( Dodge Ball )

બે ટ્રેન અથડાવાથી થએલો અકસ્માત.

નદીમાં પડી ગયલી છોકરીને કાઢવાની રમત.

કેટલાક સંવાદ નીચે પ્રમાણેની મતલબનાં હતાંઃ

૧. બધાં ટ્રેનમાં બેઠાં હતાં, જ્યાં બીલકુલ જગ્યા નહોતી. એક ઘરડી ડોસી બેસવા આવી. ભીડ હોવાથી કોઇએ જગ્યા ન આપી, પણ એક ગાઇડ મુસાફરી કરતી હતી, જેણે ત્હેને જગ્યા આપી. તેમાં જે બોલ્યા હતા તે વિષેનો સંવાદ. તે વખતે સ્ટેશનના દેખાવમાં પાન સોપારી લ્યો, રણછોડભાઇના કુવાનું પાણી વીગેરેની વ્હેપારીઓ બૂમ પાડતાં હતા.

૨. એક યુરોપીઅન સ્ત્રી પોતાની છોકરી સાથે કૅમ્પની ખોળમાં નીકળી હતી. એવામાં ત્હેને ૩ દેશી સ્ત્રીઓ સાથે મેળાપ થયો. તેઓ ઇંગ્રેજી ન જાણતાં હોવાથી, તે બાઇની ભાષા સમજી શક્યા નહિ. તે સ્ત્રીએ તેઓને પૂછ્યું કે કૅમ્પ કયાં છે? ત્યારે પેલી સ્ત્રીઓએ કહ્યું કે ત્હમારે મ્હારી છોકરીના કાનનો કાપ જોઇએ છે ? યુરોપીયન સ્ત્રીએ ફ્રાન્સીસ શબ્દ વાપર્યો ત્યારે પેલી બ્હેરી હિંદુ સ્ત્રી સમજી કે ગાડું માગે છે. પરંતુ પેલી સ્ત્રી કાંઇ ન સમજવાથી જરા પણ થોભ્યા વગર બોલ્યા કરતી હતી. આખરે દેશી સ્ત્રીઓ ગર્લ ગાઇડસને બોલાવી લાવ્યા. ગર્લ ગાઇડસ પેલી સ્ત્રીની ભાષા સમજતાં હતાં તેથી તેઓએ કૅમ્પ કયાં છે તેની સમજણ પાડી, અને ગુજરાતમાં ગાઇડસ જોઇએ એવી સમજણ હિંદુ સ્ત્રીઓને પડી.

૩. એક રસ્તો વાળનારી છોકરી રસ્તો વાળતી હતી. એવામાં એક છોકરી સાઇકલ પર આવતી હતી, જેનાથી વાળનાર છોકરીને ધક્કો લાગ્યો, તેથી તે પડી ગઇ. એવામાં બીજી છોકરી આવી, તેણે પેલી છોકરીને બેભાન પડેલી અને વાગેલું જોયું. પણ તે વાળનારની છોકરી હોવાથી, તેણે ત્હેને મદદ ના કરી. એવામાં ત્રણ ગાઇડસ દોડતી દોડતી આવી અને પડેલી છોકરીની સારવાર કરવા મદદ ન કરતી છોકરીને શિખામણ આપી.

૪. એક ઘરમાં એક સ્ત્રી હતી તેને કોઇ મળવા આવનાર હતું. તેમને મોડું થવાથી તે ત્હમની રાહ જોઇ બેઠી હતી. થોડી વારમાં

મળવા આવનાર આવ્યાં અને થોડી વાતચીત કર્યા પછી ઘરમાં રહેતી સ્ત્રીની છોકરી નિશાળેથી આવી. ત્હેણે પોતાની માતાને ગાઇડ થવા દેવા પૂછ્યું, પણ ત્હેમણે ના કહેવાથી મળવા આવનાર સ્ત્રીએ ગાઇડ કરવા દેવાનો આગ્રહ કર્યો અને તે વિષે થોડું સમજાવ્યું તો પણ તેની માતાએ ના કહ્યું. બીજે દિવસે તે છોકરી નિશાળે ગઇ જ્યાં બધાં ખુશીમાં હતાં, પણ તે એકલીજ દિલગીરીમાં હતી; કારણ કે બધાંને તેમનાં માબાપે ગાઇડ થવાની હા કહી હતી અને ત્હેને ના કહી હતી.

ગાયન, રમતો અને સંવાદ થયા પછી વાવટો ઉતારવા માટે સર્વ વાવટા આગળ ગયા જે વખતે જે ગાયનો ગાયાં તે નિચે પ્રમાણે છેઃ—

**Guide Law Chaunt.**

May we be truthful and ever
loyal be,

And may we be faithful to God
and all mankind.



ટ્રેનના અકસ્માતમાં ઇજા પામેલાં મુસાફરોની માવજત.

ક્લાસમાં શિક્ષક આવ્યા અને જેઓ ગાઇડસમાં જોડાવવાનાં હતાં, તેઓનાં નામ લખ્યાં. તેઓ પેલી છોકરી માટે ઘણા દીલગીર થયાં અને છૂટાં પડ્યાં પછી છોકરી સાથે તેઓનાં શિક્ષિકાએ જઇ, તેની માતાને સમજાવવા કહ્યું. નિશાળમાંથી છૂટાં પડ્યાં પછી શિક્ષિકા પેલી છોકરી સાથે ત્હેને ઘેર ગઇ અને ત્હેની માતાને સમજાવ્યું. માતાના હા કહેવાથી છોકરી રાજી થઇ અને તેણે શિક્ષિકાનો આભાર માન્યો, અને છોકરી કુદતી, દોડતી શિક્ષિકા સાથે ગઇ.

3

May we be useful and ever
friendly be,
( Repeat the 2nd line ).
May we be courteous and ever
kindly be,
( Repeat the 2nd line )
May we be obedient and ever
cheerful be.
( Repeat the 2nd line ).
May we be thrifty, be pure in
thought, word, deed,
( Repeat the 2nd line ).

प्रियकर हिंदुस्तान अमच्या प्रियकर हिंदुस्तान
हिच मुलाची सौभाग्याची सर्व गुणाची खाण
खरोखर सर्व गुणाची खाण सर्व गुणाची खाण
अमच्या ।
चिंता त्याची करुं सर्वदा त्याचा धरुं अभिमान
खरोखर त्याचा धरुं अभिमान त्याचा धरुं अभिमान
अमच्या ।
देवुं धयनाला देवुं मनाला त्यास्तव देवुं प्राण
खरोखर त्यास्तव देवुं प्राण त्यास्तव देवुं प्राण
अमच्या ।
स्वदेश सेवा रुचे न तो नर देह जसा निशप्राण
खरोखर केवल तो निशप्राण केवल तो निशप्राण
अमच्या ।



છાવણીમાં ભાગ લેનારી બ્હેનો

प्रियदेशाचे अमुच्या देवा नित्य करीतु प्राण
खरोखर नित्य करीतु प्राण नित्य करीतु प्राण
अमच्या ।

આ બે ગવાઇ રહ્યા પછી રાજગીત ગવાયું, જે પછી પરોણા અમ્હારી ઓરડીઓ જોવા આવ્યાં અને ત્યાર પછી સૌ પોતપોતાને ઘેર વિદાય થયાં.

એક વખત એક છોકરીનું માથું દુખતું હતું, તેથી મીસ વાડીઆએ એને ક્વીનાઇન મીક્ષ્ચર આપ્યું. એક દિવસ મીસ રીચર્ડસને તાવ આવ્યો હતો, તેથી બધી છોકરીઓને ક્વીનાઇન આપ્યું. આ ક્વીનાઇન પાઉડર આપનારે પાસે ઉભા રહીને ખવડાવ્યું હતું, કારણ કે કોઇને ન ખાવું હોય તો નાંખી દે. એક દિવસ મ્હને શરદી થઇ હતી, જેથી મીસ રીચર્ડસે તજના અરકમાં પાણી નાંખી મ્હને આપ્યું. બીજે દિવસે પણ મ્હને શરદી થયેલી હોવાથી અને એ દવા મ્હને ભાવતી હોવાથી, મ્હેં મીસ રીચર્ડસ પાસે માંગી હતી. એક દિવસ એક છોકરીને ઍનીમા પણ આપવી પડી હતી, તેથી એ છોકરીને ઘણી શરમ લાગતી હતી.

તા. ૨૨-૧-૨૬ને શુક્રવારે મીસીસ ગૅરેટે બધી ગાઇડસને બોલાવી હતી અને પાર્ટી આપી હતી. બધી ગાઇડસને ચાર વાગે બોલાવી હતી. તેઓ આવી તે વખતે અમ્હે ભાષણ સાંભળતા હતાં. ભાષણ પુરું થયા પછી અમ્હે બધાં બ્હાર ગયાં અને આવેલી ગાઇડસ જોડે વાતો કરી. પછી ચ્હા, પુરી વીગેરે જે ચાલે હતી તે ખાધા પછી સૌ પોતાને જગ્યાએ બેઠાં. પછી બે બ્લુ બર્ડસ પાસે મીસ રીચર્ડસને હાર તથા તોરો અપાવ્યા. બે છોકરીઓ પાસે મીસીસ ગૅરેટને હાર તથા તોરો અપાવ્યા અને મ્હારી અને એક બીજી છોકરી પાસે અ. સૌ. વિદ્યા બ્હેનને હાર તથ

તોરા અપાવ્યા. ત્યારપછી બધી છોકરીઓએ રડવાનું શરૂ કર્યું. આ જોઇ મીસ રીચર્ડસ, મીસીસ ગૅરેટ તથા મીસ બ્રેડબરીનાં આંખમાં પણ આંસુ આવ્યા. ત્યાર પછી બધાં થોડી રમતો રમ્યા, અને ૬ાા વાગે બીજી બધી ગાઇડસ મોટર લૉરીમાં ઘેર ગઇ, અને કૅમ્પમાં આવેલી ગાઇડ્સ મોટરની રાહ જોઇ મીસ રીચર્ડસની જોડે વાતો કરતાં બેઠાં. બધાંને રડતાં જોઇ મીસ રીચર્ડસે, મીસીસ ગૅરેટ અને મીસ બ્રેડબરીએ બધાંને સમજાવીને છાનાં રાખ્યાં. મીસ રીચર્ડસ મ્હારી એકલીનો સ્નૅપશૉટ લેવાનાં હતાં. પણ જ્યારે મ્હને સ્નૅપશૉટ માટે બોલાવી, તે વખતે હું એક છોકરી સાથે વાત કરતી હતી. મ્હને બોલાવ્યાથી હું ત્યાં ગઈ અને મારી જોડે વાત કરનાર છોકરી પણ મારી સાથે આવી. મ્હને એક ઝાડ આગળ ઉભી રાખી. મ્હારી જોડે વાત કરનાર છોકરીને બાજુ ઉપર ઉભેલી જોઇ જેથી તેને પણ કહ્યું કે તું પણ આવ. પછી હમારો સ્નૅપશૉટ લીધો. મીસ રીચર્ડસની જોડે વાતો કરતા નવ વાગ્યા અને મોટર આવી એટલે હમે છેલ્લી સલામ કરી મોટરમાં બેઠાં અને ઘેર આવ્યાં.

તા. ૨૩-૧-૨૬ને શનિવારે સાંજે અમારી નિશાળમા મીસ રીચર્ડસનું ભાષણ હતું તેમાં હમારાં માબાપને બોલાવ્યાં હતાં. હમે પણ ત્યાં ગયાં હતાં. ભાષણ વખતે હમને એટલે બધી ગાઇડસને બ્હાર મોકલી દીધાં હતાં કારણ કે તે ભાષણ હમારા વિષે હતું. ભાષણ પુરૂં થયા પછી હમે મીસ રીચર્ડસને મળ્યા અને પછી સૌ પોત પોતાને ઘેર ગયાં.

તા. ૨૫-૧-૨૬ને સોમવારે મીસ રીચર્ડસ હમારી નિશાળ જોવા આવ્યાં હતાં. તે દિવસે રાત્રે તે મુંબાઇ જવાનાં હતાં. એટલે કૅમ્પમાં ગયેલી છોકરીઓ હાર તથા તોરા લઇને મીસ રીચર્ડસને વિદાયગીરી આપવા સ્ટેશન પર ગયાં હતાં. હું પણ હાર તથા તોરા લઇને ગઇ હતી. સ્ટેશન ઉપર બહુ વાતો ન થઇ કારણ કે તે ચેતવણીનો ઘંટ વાગ્યા પછી આવ્યાં હતાં, પણ સામાન પહેલાં આવી ગયો હતો. હાર તોરા આપ્યા પછી બધાંએ છેલ્લી સલામ કરી અને પછી ટ્રેઇન ઉપડી.



એક માણસ, " અરેઃ મ્હેં એક માણસને ૨૦૦૦ રૂપીઆ ધીર્યા છે. પણ મ્હારી પાસે રસીદ નથી. હવે શું કરૂં ? "

બીજો માણસ, " તો તેને ત્હારા ૪૦૦૦ રૂપીઆ પાછા આપવાને કાગળ લખ. "

પહેલો માણસઃ " પણ મ્હેં તો ફક્ત ૨૦૦૦ રૂપીઆજ આપ્યા હતા. "

બીજો માણસઃ " હા, હા હું સમજ્યો. પણ ત્હમે ૪૦૦૦ રૂપીઆ આપવાને લખશો એટલે તે માણસ ફક્ત ત્હમારી પાસેથી ૨૦૦૦ રૂપીઆ લીધા છે એમ ત્હમને લખશે. એટલે તે રસીદ રૂપે ત્હમારી પાસે રહેશે. "



# શ્રી પુના ગુજરાતી બંધુસમાજનો સ્ત્રી વિભાગ.



લેખિકાઃ સૌ. સૌદામિની મ્હેતા, બી. એ.

છેલ્લાં બે વર્ષથી પુનાના ગુજરાતી બન્ધુ સમાજનો સ્ત્રીવિભાગ પોતાના કામની વ્યવસ્થા સ્વતંત્ર રીતે અને ઘણાજ ઉત્સાહથી કરે છે. આખા મંડળનું કામકાજ કરવા માટે એક ન્હાનું કાર્યવાહક મંડળ કરવામાં આવ્યું છે. તેનાં સભ્યો સૌ. રતનબ્હેન દેસાઇ, સૌ. જયમતિ બ્હેન તોલાટ, સૌ. હીરાગૌરી ત્રિવેદી અને સૌ. પુષ્પાવતિ પટેલ બહુ ખંત અને ઉદ્યમથી કામ ચલાવે છે.

ગુજરાતની સ્ત્રીઓ પોતાના ઘર આંગણાં છોડીને બ્હારગામ જાય છે એટલે એમનામાં એક જાતની નવી હિંમત અને નવો ઉત્સાહ આવે છે. એટલુંજ નહિ પરંતુ એમનાં જીવન વધારે આનંદી, વધારે રસિક અને વધારે પ્રવૃત્તિમય થાય છે એ વાત સ્પષ્ટ છે. ગુજરાતના જુદા જુદા ભાગમાથી આવીને પુનામા વસતી ગુજરાતી બ્હેનોનાં જીવન નિહાળતા પ્હેલીજ નજરે એ ખ્યાલ આવે છે કે જો આ બ્હેનો પોતપોતાના ગામમા રહ્યાં હોત તો જાહેરજીવનમાં તેમજ રમતગમતના મેળાવડામાં જરૂર આટલો આગળ પડતો ભાગ ના લેત. ઘરની દેખરેખ અને બાળકોની સંભાળ વિગેરે કામ તો સ્ત્રીઓ જ્યાં જાય ત્યાં એમને કરવાનું હોય. પરગામ જવાથી એમનાં જીવનમાં આટલો બધો ફેરફાર થાય છે તેનું મુખ્ય કારણ એ કે ત્યાં એમને સંયુક્ત કુટુંબની જંજાળમાં રહેવાનું હોતું નથી. યુવતિઓનાં જીવનનો વિકાસ અટકાવનાર અનેક વસ્તુઓ હોય છે. તેમાં સૌથી મુખ્ય સંયુક્ત કુટુંબની સંસ્થા છે. વળી ગામમાં ને ગામમાં સ્ત્રીઓ નાત જાતની, સગા સંબંધીઓ વિગેરેની બ્હીકથી કોઇ પણ જાતની જાહેર પ્રવૃત્તિમાં ભાગ લેતાં અચકાય છે. પરગામમાં તેમને આવાં વિઘ્ન નડતાં નથી.

પુનાનું સ્ત્રીમંડળ દરેક પખવાડિયે એક સભા ભરે છે અને તેમાં કોઇક વાર વિદ્વાન સ્ત્રી પુરૂષો પાસે ભાષણ કરાવવામાં આવે છે, કોઇક વાર માસિકોમાંથી સારા લેખો હાજર રહેલી સ્ત્રીઓને વાંચી સંભળાવવામાં આવે છે અને કેટલીકવાર ગરબા અને બીજું સંગીત ગાઇ વગાડીને આનંદ કરવામાં આવે છે. સરેરાશ વીસથી પચીસ સન્નારીઓ આ સભાઓમાં હાજરી આપે છે. આ સ્ત્રીમંડળને પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર તરફથી એક હારમોનીયમ ભેટ આપવામાં આવ્યું છે અને તેનો સારો ઉપયોગ થાય છે.

પુના ગુજરાતી બન્ધુસમાજના સ્ત્રીવિભાગ તરફથી એક સ્નેહ સંમેલન ગયા સપ્ટેંબર માસમાં ભરવામાં આવ્યો હતો, તેમાં લગભગ ૧૦૦ થી ૧૫૦ સ્ત્રીઓએ ભાગ લીધો હતો. સંમેલનનું પ્રમુખસ્થાન શ્રીમતી લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસને આપવાનું નક્કી કર્યું



સૌ. પુષ્પાબ્હેન પટેલ.

પૂનાના ગુજરાતી બંધુ સમાજનાં સ્ત્રી વિભાગનાં



ચિત્રકારઃ ] [ બહેન " ચિત્ર

નવેન્દુ.

( એક રાજપુત કન્યા. )

હતું પરંતુ તેઓ નાદુરસ્ત તબીયતને લીધે હાજર રહી શક્યાં ન હતાં. યોગ્ય પ્રમુખ ના મળે તો પ્રમુખ વગર કામ ચલાવવું એ વધુ ઠીક છે, એમ ધારીને એ સંમેલન વિના પ્રમુખેજ કરવામાં આવ્યો હતો. રમતગમતથી મેળાવડાનો આરંભ કર્યો હતો. ન્હાની બાળાઓ, યુવતિઓ, તેમજ સાધારણ મોટી વયની સ્ત્રીઓ રમતગમતમાં તથા અન્ય હરિફાઇઓમાં ખૂબ ઉત્સાહથી ભાગ લેતાં હતાં. કાર્યક્રમમાં બીજું સ્થાન શ્રીયુત લલિતનાં ભજનોને આપવામાં આવ્યું હતું. એમણે પ્રસંગોચિત આઠ દસ ભજનો ગાઇ સંભળાવ્યાં હતાં. તે પછી એ ત્રણ સન્નારીઓએ "સ્ત્રીઓનાં મંડળો", "સ્ત્રી કેળવણી", "પહેરવેશમાં સાદાઇ" વિગેરે વિષયો ઉપર ટૂંકા વિવેચન કર્યાં હતા. ત્યાર પછી સંમેલનમાં હાજર રહેલી સ્ત્રીઓની એક છબિ પડાવવાનું નક્કી કર્યું હતું પણ મેઘરાજાને તે યોગ્ય ન લાગવાથી તેમણે વચ્ચે વિઘ્ન નાંખીને એ કાર્યક્રમમાંથી એટલું કહાડી નંખાવ્યું. અંતમાં સૌએ ભેગાં બેસીને ખાધું પીધું ને ખૂબ આનંદ કર્યો. આ મેળાવડામાં સૌ. બ્હેન પુષ્પાવતિએ ઘણા ખંતથી અને ચતુરાઇથી બધી વ્યવસ્થા કરી હતી અને તે માટે તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે. તરૂણ વયમાંથી એમણે સ્ત્રીઓની ઉન્નતિના કામમાં આટલો ફાળો આપવા માંડ્યો છે એટલે ભવિષ્યમાંય એમની પાસેથી ખૂબ લાભ મેળવવાની આશા રાખીએ છીએ.

સુશિક્ષિત અને ધાર્મિક સ્ત્રી પુરૂષોને આવી જાતના સ્નેહસંમેલનો અને મેળાવડામાં જવાનું અનેકવાર આવે છે એટલે તેમને તેની અગત્ય સ્હમજાય નહિં એ સ્વાભાવિક છે. પરંતુ સાધારણ વર્ગની અને થોડું શિક્ષણ લીધેલી સ્ત્રીઓને આવા જાહેર સંમેલનમાં ભાગ લેવાની તક કવચિતજ મળે છે એટલે એમના જીવનમાં આ પ્રકારના મેળાવડા અતિ મહત્ત્વના થઇ પડે છે. સામાન્ય વર્ગની સ્ત્રીનો આખો દિવસ ઘરકામમાં અને પતિ તથા બાળકોની સેવા કરવામાં પૂરો થાય છે. આવી રીતે અહરનિશ એકની એક જાતનું કામ કરનાર સ્ત્રીઓની જીંદગીમાં સ્નેહસંમેલનો એક પ્રકારની નવીનતા તેમજ વિવિધતા આણે છે અને એમનાં ઘણા દિવસના કામથી કંટાળેલાં મનને પ્રફુલ્લ બનાવે છે. આપણી સમાજનું બંધારણજ એવું છે કે છૂટથી હરવાફરવાના અને હસવા બોલવાના પ્રસંગો સ્ત્રી જીવનમાં ભાગ્યેજ આવે. તેથી કરીને જ્યારે આવા મેળાવડામાં સ્ત્રીઓને ભાગ લેવાનો વખત આવે છે ત્યારે તેમના આનંદની સીમા રહેતી નથી. નવા જમાનાની કેળવાયેલી યુવતિઓની ફરજ છે કે ઘરસંસારની ધુંસરી નીચે ચગદાઇ ગએલી બ્હેનોના જીવનમા રસિકતા રેડવા માટે આવા આવા પ્રસગો યોજવા. પુનાની બ્હેનો પોતાની આ ફરજ લક્ષમાં રાખે છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.



# ભૂલ.

લેખિકાઃ સૌ. કુસુમગૌરી ઠાકોર.

( રાગ—અરરર મરી ગઇ, મરી ગઇ, ઉતાર મ્હારો વીંછુડો. )

અરર... ભૂલી ગઇ... ભૂલી ગઇ .. સુધાર મ્હારી ભૂલને (૨)
બાલપણુમાં... રમત રમી ગઇ
ભૂલી ગઇ... ભૂલી ગઇ... વિદ્યા ધન લેતાં... ભૂલી ગઇ (બે વાર)
અર્પો કોઇ જ્ઞાન ને
દૂર કરો અંધકાર. ને—સુધાર મ્હારી ભૂલને
અરર...

યૌવનમાં ઝંપ...લાવ્યું.. સંસારે
ભૂલી ગઇ... ભૂલી ગઇ... સાથી શોધતાં ભૂલી ગઇ (બે વાર)
બતાવ મ્હારા માર્ગને
સુધાર મ્હારી ભૂલને અરરર...

ગૃહસ્થાશ્રમે હરી નામ ભૂલી ગઇ
ડુબી ગઇ ડુબી ગઇ માયામાં ડુબી ગઇ (બે વાર)
ઝાલ મ્હારા હાથને
તાર મ્હારા આત્મને અરરર...

દાવાનલ દિશ દિશામાં દવતો
દાઝી ગઇ દાઝી ગઇ ચોપાસે દાઝી ગઇ (બે વાર)
હોલવ મ્હારી આગને
શાંતિ... દે મુજ ચિતને અરરર...

ઉદ્ધારક શોધું જગે ફરી ફરી
ભમી રહી ભમી રહી જગમાં ભમી રહી (બે વાર)
ઉઘાડ તારા દ્વારને
બતાવ મ્હારા માર્ગને અરરર...

# હિંદુસ્તાનમાં અંગ્રેજી કેળવણીનાં પરિણામ.*

લેખિકા: સૌ. જયોત્સ્ના મ્હેતા, બી. એ.

પ્રિયબ્હેનો,

આપના વીમેન્સ ઇન્ડીઅન એસોસીએશનમાં આજે હું પહેલીજવાર આવું છું. આ એસોસીએશનમાં ભાષણ કરવાનું મને સેક્રેટરી મીસીસ હીરાબાઇ તાતા તરફથી બહુ હિંસપર કહેવામાં આવ્યું હતું, અને કોઇ ઠેકાણે ભાષણ કરવાની ટેવ નથી. માત્ર મીસીસ તાતાના આગ્રહથી થોડા શબ્દો બોલવાનું મેં કબુલ કર્યું છે. આજના વિષયનો મેં કંઇ ઊંડો અભ્યાસ કર્યો નથી. મારા મનમાં એ વિષે જે થોડા છૂટાછવાયા વિચાર આવ્યા તે એકઠા કરીને મૂકયા છે. માટે કંઇ ભૂલચુક હોય તો માફ કરશો.

મારો આજનો વિષય 'હિંદુસ્તાનમાં અંગ્રેજી કેળવણીનાં પરિણામ' છે, તે આપ સર્વ જાણો છો. આ દેશમાં અંગ્રેજી રાજ્યની સ્થાપના થયા પછી તે રાજ્યકર્તાએ આપણને કેળવણી આપવાનો વિચાર કર્યો. તેમણે એમ નક્કી કર્યું કે હિંદના વતનીઓને પોતાની અંગ્રેજી ભાષા શીખવવી અને તે મારફતે કેળવણી આપવી. તેમજ જ્ઞાનની જે જે શાખાનો તેમના દેશમાં વિકાસ થયો હોય તે તે આપણને શીખવવી. આ વિચાર અમલમાં મૂકવા માટે અંગ્રેજોએ દેશમાં બધે સ્થળે અંગ્રેજી નિશાળો તથા કોલેજોની સ્થાપના કરી. તેમની ધારણા સફળ થઇ, અને આજ સુધીમાં તે શાળાઓ તથા કોલેજોમાં હજારો બલ્કે લાખો વિદ્યાર્થીઓએ શિક્ષણ લીધું. આ વિદ્યાર્થીનો ઘણો મોટો ભાગ પુરૂષવર્ગ છે. આખા દેશનો સામટો વિચાર કરીએ તો સ્ત્રીવર્ગે બહુ જુજ સંખ્યામાં અંગ્રેજી કેળવણી લીધી છે.

હવે આ કેળવણીનું પરિણામ શું થયું તેનો વિચાર કરીએ. કુદરતી રીતે કોઇ પણ કેળવણીથી માણસના મનનો વિકાસ (development) થાય છે. તેવી રીતે આપણો પણ થયો છે. આપણા મનનું સાંકડાપણું મટી જઇને જીંદગીની દૃષ્ટિ મર્યાદા વિશાળ થઇ છે. અજ્ઞાન માણસના મનની સ્થિતિ કુવામાંના દેડકા જેવી હોય છે. પોતાની આસપાસની વસ્તુઓને તે આખી દુનીઆ માની લે છે. પરંતુ જ્યારે તે કેળવણી પામે છે ત્યારે તેને ખબર પડે છે, કે દુનીઆ કેટલી મોટી છે. જ્યારે માણસ વધારે અભ્યાસ કરે છે, ત્યારે તેના જાણવામાં આવે છે, કે જ્ઞાનનો ભંડાર કેટલો મોટો છે, અને પોતાનું જ્ઞાન કેટલું થોડું છે. કેળવણી લીધા પછી આપણને ખબર પડી છે કે આપણે જ્યારે યુનીવર્સીટીની બી. એ. અથવા એવી કોઇ ડીગ્રી લઇએ છીએ ત્યારે જ્ઞાનના મોટા દરીઆમાંથી એક પાણીના ટીપા જેટલું મેળવીએ છીએ.

આપણી જીંદગીના જુદાં જુદાં ક્ષેત્રોમાં આ કેળવણીથી સારાં પરિણામ કયાં થયાં છે તે પ્રથમ જોઇએ. સૌથી પહેલાં

* વીમેન્સ ઇન્ડીઅન એસોસીએશન આગળ આપેલું ભાષણ.

રાજકીય બાબતમાં કેવી અસર થઇ છે તે તપાસીએ. અસલ આપણામાં એમ મનાતું કે રાજ્ય કરવું તે તો માત્ર રાજાનું કામ છે. લોકોને એમાં માથું મારવાની જરૂર નથી. માત્ર જો કોઇ રાજા હદપાર જુલમ કરે તો જ લોકો તેની સામે બંડ ઉઠાવતા. બાકી સાધારણ રીતે હિંદુ તથા મુસલમાન બન્ને કોમોના રાજ્ય વખતે કાયદા ઘડવાનું, 'ન્યાય આપવાનું વગેરે બધું કામ રાજા અથવા તેના નીમેલા અમલદાર કરતા. અંગ્રેજીમાં જેને autocracy કહે છે તેવી રાજ્ય પદ્ધતિ આપણા દેશમાં હતી, એટલે એકજ જણનું રાજ્ય ચાલતું. અંગ્રેજી રાજ્ય થયા પછી રાજ્ય ચલાવવામાં લોકોને થોડો હીસ્સો મળ્યો છે. Democracy ( પ્રજાકીય રાજતંત્ર )ની ભાવના લોકોના મનમાં જાગ્રત થઇ છે. રાજકીય બાબતમાં પોતાના વિચાર જણાવવાની તક, પ્રજાને મળી છે. રાજ્યનું બંધારણ કેવું છે તે તેણે સમજવા માંડયું છે, અને તેમાં રસ લેવા માંડ્યો છે. દેશમા જેમ જેમ કેળવણીનો ફેલાવો થયો તેમ તેમ પશ્ચિમના દેશોમા પ્રજા રાજ્યતંત્ર, ચલાવવામાં કેટલો ભાગ લે છે તે લોકો જાણવા લાગ્યા. સરકારે અહીં પણ ચુંટણીથી પ્રજાના પ્રતિનિધિ નીમવાની રીત શરૂ કરી, અને તેને પરિણામે હાલની કાઉન્સીલો થઇ. સરકાર કંઇ અન્યાય કરે તો તેની વિરૂદ્ધ પોતાના વિચાર લોકો દર્શાવવા લાગ્યા. આવી રીતે આપણામાં રાજકીય સ્વતંત્રતાના વિચાર આવ્યા છે. એ વિચાર ધીમે ધીમે વધતાજ જાય છે. હિંદનું રાજ્યતંત્ર માત્ર હિંદીઓના હાથમાં હોવું જોઇએ એવું, આપણે માનીએ છીએ. આપણા હાથમાં રાજ્યની સંપૂર્ણ લગામ આવે ત્યારેજ આપણે ગરીબ પ્રજાનાં દુઃખ દૂર કરી શકીએ. આવી રાજ્યકારભાર કરવાની સ્વતંત્રતા તેનું નામ સ્વરાજ્ય.

હવે ત્રીજી બાબત લઇએ. વિજ્ઞાન એટલે science વિષે આજથી પચાસ સાઠ વર્ષ પર આપણે કંઇ જાણતાં નહોતાં. કદાચ હિંદમાં હજારો વર્ષપર તેનું જ્ઞાન હશે પરંતુ ગયા સૈકામાં તો નહોતું જ. અંગ્રેજી કેળવણીને લીધે આ વિષયના દરેક વિભાગમાં આપણે શીખ્યાં છીએ. દાખલા તરીકે રસાયણ, જીવનશાસ્ત્ર, યંત્રકળા, શરીરશાસ્ત્ર, વૈદકીય જ્ઞાન ( એટલે અનુક્રમે chemistry, biology, mechanism, physiology, medicine) વગેરે બાબતોમાં આપણે અંગ્રેજી ભાષા મારફત ઘણું જ્ઞાન મેળવ્યું છે. આપણામાંથી કેટલાકે યંત્રકળા શીખવાથી રેલ્વે, મોટર, મિલ વગેરેના સંચા બીજાની મદદ વગર ચલાવી શકીએ છીએ. કેટલાક પુરૂષોએ સાયન્સનો અભ્યાસ બહુ ઉંડો કર્યો છે. દાખલા તરીકે સાયન્સના જ્ઞાનને લીધે સર જગદીશચંદ્ર બોઝનું નામ આખી દુનિયામાં પ્રખ્યાત થયું છે. સૌથી વધારે લાભ વૈદકીય જ્ઞાનને લીધે થયો છે એમ મને લાગે છે. આપણા દેશમાં પહેલાં એ જ્ઞાન બીલકુલ નહોતું એમ કહી શકાય નહિ. પરંતુ જોઇએ તેટલું નહોતું. હું બહુ પુરાણા કાળની વાત કરતી નથી. પણ ગયા સૈકામાં જે વૈદો તથા હકીમો હતા જેમાંના કેટલાક હાલ પણ છે, તેમનું જ્ઞાન થોડું હતું. અંગ્રેજી વૈદકીય જ્ઞાનનું સાહિત્ય બહુ બહોળું છે. તે આપણા લોકો શીખ્યા છે. ખાસ કરીને શસ્ત્ર વૈદક એટલે surgeryનું અતિ ઉપયોગી જ્ઞાન આપણામાં નવું દાખલ થયું છે. અંગ્રેજોએ એ જ્ઞાન ઘણું ખીલવ્યું છે અને તેમાં તેઓ બહુ ઉંડા ઉતર્યા છે. માણસના શરીરપર વાઢકાપ કરીને અંગ્રેજ ડાકટરો કેવી અદ્ભુત રીતે રોગનો નાશ કરે છે, તે આપ સર્વે જાણો છો.

યંત્રકળા ( Mechanism ) ના જ્ઞાનને લીધે આપણા દેશમાં કેટલાક નવા ઉદ્યોગ

શરૂ થયાં છે. તેમાં મુખ્ય સુતર કાંતવા તથા વણવાનો છે. પ્હેલાં જે કામ ધીમે ધીમે હાથથી થતું તે હવે સોગણી ઝડપથી સંચામાં થાય છે. કાગળપર શાહીથી છાપવાનું કામ સંચામાં થતું હોવાને લીધે સાહિત્યનો ફેલાવો ઘણી ઝડપથી થયો છે. વાંચવા લખવાની સુગમતા થઇ છે. તે સિવાય બીજી ઉપયોગની ચીજો પણ સંચાથી બને છે. દાખલા તરીકે દીવાસળી, સાબુ, ટોપી, કાગળ, કાચ, સીસા વગેરે બનાવવાના ઉદ્યોગ આપણા દેશમાં દાખલ થયા છે.

ગુજરાતી સાહિત્યપર અંગ્રેજી કેળવણીની અસર ઘણી ઉંડી થઇ છે. અંગ્રેજી કેળવણી પહેલાં ગુજરાતી સાહિત્ય હતું ખરૂં. પણ તેમાં કવિતા, નાટક વગેરે એક બે જાતનાં પુસ્તકો હતાં. ગદ્ય લખાણ બહુ થોડું હતું અંગ્રેજીનું જોઇને ગુજરાતીમાં નવા ગદ્ય લખાણની શરૂઆત થઇ, અને હવે તો તેનો અતિશય ફેલાવો થઇ ગયો છે. તેનું મુખ્ય સ્વરૂપ નવલકથા છે. અસંખ્ય અંગ્રેજી નવલકથા, નાટક વગેરેના તરજુમા તથા અનુવાદ ગુજરાતીમાં થયા છે. તેમજ સ્વતંત્ર કાલ્પનિક original પુસ્તકો પણ લખાયા છે. હાલની ગુજરાતી કવિતા વાંચીએ તો તેમાં અંગ્રેજી સાહિત્યની અસર ઘણી દેખાશે. કલાપિ, ન્હાનાલાલ, નરસિંહરાવ વગેરે કવિઓની કવિતામાં અંગ્રેજ કવિઓ Keats, Shelley, Tennyson, Wordsworth ઇત્યાદિની છાપ જણાય છે. પ્હેલાં આપણામાં વર્તમાનપત્ર અથવા માસિક લખવાની પ્રથા બીલકુલ નહોતી. તે અંગ્રેજી કેળવણી પછી શરૂ થઇ છે. તેને લીધે સાધારણ લોકોના જ્ઞાનમાં વધારો થયો છે. અંગ્રેજી શીખેલા માણસોએ નવા નવા વિષયોનાં પુસ્તકો ગુજરાતીમાં લખ્યાં છે. ગુજરાતીમાં ઇતિહાસ, ગણિત, ભૂમિતિ, આરોગ્યશાસ્ત્ર, સાયન્સ, અર્થશાસ્ત્ર, વગેરે વિષયોનાં નવાં પુસ્તકો લખાયાં છે. એકંદર, રીતે જોતાં ગુજરાતી સાહિત્ય વિશાળ થયું છે.

હવે સાંસારિક વિષયોમાં શો ફાયદો થયો છે તે જોઇએ. ગયા સૈકામાં આપણા કેટલાક સાંસારિક રીવાજો બહુ ખરાબ હતા. તેનાં બંધનોથી આપણે સજ્જડ બંધાઇ ગયા હતાં. ગાડરીઆ પ્રવાહ મુજબ આપણા બાપદાદાએ જે રૂઢિ પાળી તે આપણે પણ પાળવીજ જોઇએ એમ આપણે ધારતાં હતા. અંગ્રેજી કેળવણીથી તે રીવાજોનું ખરાબપણું આપણને સમજાયું, અને તેને વળગી રહેવામાં મૂર્ખાઇ છે એમ લાગ્યું. સંસારના રીતરીવાજ તો માણસોએ પોતાના સુખને માટે ઘડયાં છે, અને તે આપણને અનુકૂળ હોય ત્યાં સુધીજ પાળવાની જરૂર છે એ ભાન આપણને થયું. તે પછી એ રીવાજોમાંથી સારા કયા છે અને ખરાબ કયા છે તે શોધવાનો અને તેમાંથી ખરાબને દૂર કરવાનો આપણે પ્રયત્ન કર્યો. દાખલા તરીકે આપણી લગભગ બધી કોમોમાં પ્હેલા બાળલગ્નનો રીવાજ હતો. ઘણાં વર્ષોથી તે ચાલ્યો આવતો હતો. આપણને લાગ્યું કે આ રિવાજ અનેક કારણોને લીધે ખરાબ છે, અને તેને બંધ કરવાની કોશીશ કરી. હવે તે ધીમેધીમે ઓછો થવા માંડયો છે. કેટલીક ઉંચી કોમોમાં તો તદ્દન નાબુદ થયો છે એમ કહી શકાય.

અંગ્રેજી કેળવણીથી આપણામાં સ્વતંત્રતાના વિચાર આવ્યા, તેની સાથે સ્ત્રીની સ્વતંત્રતાના વિચાર પણ આવ્યા. યુરોપના દેશોમાં સ્ત્રીની પદવી કેવી રીતે સુધરતી જાય છે, તે આપણે અંગ્રેજી પુસ્તકો તથા વર્તમાનપત્રો મારફત જાણ્યું. તેથી આપણા દેશના પુરૂષોને લાગ્યું કે હિંદમાં સ્ત્રીની સ્થિતિ તદ્દન પરતંત્ર છે, અને તે સુધારવાની ઘણી જરૂર છે. સ્વતંત્રતાને લાયક સ્ત્રીને કરવી હોય

તો તેને પ્રથમ કેળવણી તો અવશ્ય આપવી જ જોઇએ એમ તેમને લાગ્યું. તેમજ યુરોપની સ્ત્રીઓએ કેળવણી લીધાથી કેટલો ફાયદો થયો છે તે તેમણે જોયું. વળી જ્ઞાન મેળવવાનો અધિકાર જેટલો પુરૂષને છે તેટલો જ સ્ત્રીને હોવો જોઇએ એ સિદ્ધાંતનું તેમને ભાન થયું. તેથી હિંદમાં સ્ત્રી કેળવણીની શરૂઆત થઇ. હાલ સ્ત્રી કેળવણી ધીમે ધીમે વધતી જ જાય છે. સ્ત્રીની પરતંત્ર સ્થિતિમાં પણ થોડો ફેર પડયો છે. હજી કંઇ સ્ત્રી તદન સ્વતંત્ર થઇ નથી. હજી ઘણો સુધારો થવાનો બાકી છે. તો પણ પ્હેલાં કરતાં ફેરફાર થયો છે. આપણી–સ્ત્રીઓની નજરે જોતાં અંગ્રેજી કેળવણીથી થએલો આ લાભ મોટામાં મોટો છે.

હિંદુસ્તાનમાં જે અંત્યજો અથવા અસ્પર્શ્ય વર્ગ ( untouchables ) ગણાય છે તેમની સ્થિતિ ઘણી ખરાબ હતી અને હજી પણ છે, તેમની તરફ આપણે જે ઘાતકી વર્તણુક રાખીએ છીએ, તે ખરાબ કહેવાય એવું જ્ઞાન આપણને થયું છે. મહાત્મા ગાંધીજીના પ્રયત્નથી આ બાબતમાં લોકમત ઘણો કેળવાયો છે. પરંતુ તે પ્હેલાં પણ અંત્યજોના ઉદ્ધાર માટે થોડો પ્રયાસ થયો હતો ખરો. અંત્યજો માટે શાળાઓ સ્થાપવામાં આવી હતી Depressed Classes Mission (ડીપ્રેસ્ટ કલાસીસ મીશન) નામની સંસ્થા મુંબાઇ અને બીજે સ્થળે કામ કરતી હતી. અંગ્રેજી કેળવણીનુંજ આ પરિણામ હતું એમ હું ધારૂં છું.

હવે અંગ્રેજી કેળવણીથી ખરાબ પરિણામ કેટલાં થયાં છે તે તપાસીએ. એ કેળવણીથી આપણા મનમાં એવું આવ્યું છે કે અંગ્રેજી એટલું બધુંજ સારૂં, અને દેશી એટલું ખરાબ. માટે અંગ્રેજી એટલું બધું ગ્રહણ કરવું, અને દેશી એટલું બધું છોડી દેવું. દરેક વિષયમાં અંગ્રેજ લોકોએ જે જ્ઞાન મેળવ્યું હોય તેજ માત્ર આપણને શીખવવામાં આવ્યું છે. સાહિત્ય, ઇતિહાસ, ગણિત, અર્થશાસ્ત્ર, તત્વજ્ઞાન, ધર્મ વગેરે વિષયો પર માત્ર તેમના દેશના વિદ્વાનોએ લખેલાં પુસ્તકો આપણે વાંચ્યાં છે. એટલે તે દેશના વિદ્વાનો માટે આપણા મનમાં માન ઉત્પન્ન થયું છે. આપણા પોતાના દેશમાં એવું જ્ઞાન કદી હતુંજ નહિ એમ આપણને કુદરતી રીતે લાગે એમાં કંઇ નવાઇ નથી. એટલે આપણા દેશનું જુનું જ્ઞાન વીસારે પડયું છે. શેકસપીઅર, ન્યુટન, એરીસ્ટોટલ. કેન્ટ વિષે આપણે જેટલું જાણીએ છીએ, તેટલું ગૌતમ બુદ્ધ, શંકરાચાર્ય કે અકબર વિષે જાણતાં નથી. તેનું કારણ કે આ પાછળના પુરૂષો વિષે આપણને ઘણુંજ થોડું શીખવવામાં આવ્યું છે. જાણવા જેવું તો બધું યુરોપમાંજ હોય, એવી છાપ આપણા મન ઉપર પડી છે તેને લીધેજ અંગ્રેજી હોય તેટલું બધું સારૂં એવું આપણને લાગે છે. આપણામાં સ્વતંત્ર રીતે વિચાર કરવાની શક્તિ રહી નથી. આપણા મનની સ્થિતિ ગુલામ જેવી થઇ છે. ગુલામમાં પોતાની મેળે વિચાર કરવાની શક્તિ હોતી નથી. શેઠ સારૂં ગણે તેને સારૂં ગણવું, અને ખરાબ ગણે તેને ખરાબ ગણવું એવું તે માને છે. તે પ્રમાણે અંગ્રેજો જેને વખાણે તેને વખાણવું અને વખોડે તેને વખોડવું એવું આપણે શીખ્યાં છીએ. સારા નઠારાનું તેમનું ધોરણ તે આપણું થયું છે. દરેક ચીજ તેમના દૃષ્ટિબિંદુથી જોતાં આપણે શીખ્યા છીએ. વળી જે પ્રજાને આપણે ઉપર મુજબ આપણા કરતાં ચઢીઆતી અને આદર્શરૂપ માની, તેની સત્તા નીચે દબાયલા રહેવામાં આપણને કંઇ દુઃખ લાગતું નથી. આપણાં નબળાં મન ઉપર આમ કાબુ મેળવીનેજ અંગ્રેજો આ દેશમાં રાજ્ય કરે છે.

કોઇ પણ દેશ જો સ્વતંત્ર હોય એટલે

તેમાં પોતાનીજ પ્રજાનું રાજ્ય હોય, તો ત્યાંના લોકો રાજ્યભક્તિ અને દેશભક્તિ બન્ને સાથે કરીજ શકે છે. પરંતુ જે દેશમાં પરદેશી પ્રજાનું રાજ્ય હોય ત્યાં એ બે વાતો સાથે બનવી મુશ્કેલ છે. કેટલીકવાર એવું બને છે કે રાજ્યને વફાદાર થવું હોય તો દેશને થવાતું નથી, અને દેશને વફાદાર થવું હોય તો રાજ્યને થવાતું નથી. કારણ કે બન્નેના સ્વાર્થ એકેકની વિરૂદ્ધ હોય છે. અંગ્રેજ સરકારે આપણને કેળવણી આપતાં એવું શીખવ્યું હતું, કે બ્રિટીશ રાજ્યને વફાદાર રહેવું. એ આપણી મુખ્ય ફરજ છે. એ ફરજ બજાવવા જતાં આપણે દેશ તરફની ફરજ ચુકી ગયાં. તેથી આપણામાં સ્વદેશ માટે અભિમાન કે પ્રીતિ રહી નહિ. પોતાની જન્મભૂમિ કરતાં પરદેશી પ્રજા માટે આપણો પ્રેમ વધારે થયો. એટલે આપણામાં રાષ્ટ્રિય ભાવના (nationalism) જેવી કોઇ ચીજ રહી નહિ.

અંગ્રેજી કેળવણીને લીધે આપણાં શરીરને કેટલીક રીતે નુકસાન થયું છે. એ કેળવણીમાં એકલા મગજને ખીલવવાનો પ્રયાસ થએલો છે અને શરીરને ખીલવવા તરફ બેદરકારી બતાવવામાં આવી છે. હાલની આપણી નિશાળોમાં જોશો તો અભ્યાસક્રમમાં ડ્રીલ કે કસરત હોય છે ખરી. પણ તેના તરફ જોઇએ તેટલું ધ્યાન અપાતું નથી. કૉલેજોમાં રમતગમતની સગવડ હોય છે. પણ તેમાં બહુ થોડા વિદ્યાર્થીઓ ભાગ લે છે. માત્ર બુદ્ધિની કેળવણી આપવી એજ આ શિક્ષણનો મુખ્ય હેતુ છે. તેથી કેટલીકવાર મગજને અતિશય શ્રમ પડે છે. બીજા સ્વતંત્ર દેશોની માફક અહીં લશ્કરી કેળવણી પણ આપવામાં આવતી નથી. તેથી શરીરની કસરતનું કોઇ સાધન રહેતું નથી.

અંગ્રેજી કેળવણીથી આપણા મનમાં એમ આવ્યું છે કે ભણેલા લોકોએ શરીરને મહેનત પડે એવું કંઇ પણ કરમ કરવુ તે શરમ ભરેલું છે. તેનું કારણ નીચે પ્રમાણે છે. એ કેળવણીથી અંગ્રેજોની ઘણી બાબતમાં નકલ કરવાનું આપણે શીખ્યાં છીએ. તેને લીધે કેટલીક બાબતમાં સારાને બદલે ખરાબ વસ્તુ આપણે ગ્રહણ કરી છે. અંગ્રેજ લોકો પોતાના દેશમાં તો ગમે તે કામ કરવામાં કંઇ પણ હીણપદ માનતા નથી. પરંતુ હિંદુસ્તાનમાં પરદેશી પ્રજા આગળ પોતાનો મોભો સાચવવા ખાતર ઘરનું કંઇપણ કામ કરવું તે તેમને અયોગ્ય લાગે છે. તેથી તેઓ ઘણા નોકરો રાખે છે. તેમની દેખાદેખી કરીને આપણે પણ એમ માન્યું છે કે ઘરનું કામ કરવું તે ઘણું હલકું છે. તે માટે નોકરો રાખીએ તોજ આપણો મોભો જળવાય. અંગ્રેજી ભણેલી છોકરીઓ પોતાના ઘરનું કામ કરવામાં હીણપદ માને છે. તેને લીધે શરીરને કસરત મળતી નથી અને તંદુરસ્તી બગડે છે. કેટલાંક વર્ષોથી કામ કરવાની ટેવ જતી રહેલી હોવાથી શરીરમા કામ કરવાની શક્તિ પણ હવે રહી નથી.

જો કોઇ કારીગર વર્ગના એટલે સુતાર, લુહાર, સોની, દરજી, ખેડુત વગેરે લોકો અંગ્રેજી શિક્ષણ લે છે, તો પછી પોતાના બાપદાદાનો ધંધો કરવામાં તેમને શરમ લાગે છે. તેથી તેઓ ચાળીસ પચાસ રૂપીઆના શિક્ષક કે કારકુનની નોકરી કરે છે. આથી તેમને પોતાને પૈસાનું નુકસાન થાય છે, અને મૂળ ધંધો અટકી પડે છે. હિંદનો મુખ્ય ધંધો ખેતી છે તેને આથી ઘણું નુકસાન થયું છે.

હવે ગુજરાતી ભાષા અને સાહિત્યને શું નુકસાન થયું છે તે જોઇએ. અંગ્રેજી ભાષા મારફત કેળવણી આપવાથી ગુજરાતી ભાષા કેટલેક અંશે વીસરાઇ ગઇ છે. આજથી

દશ પંદર વર્ષપર એવી ફૅશન હતી કે શુદ્ધ ગુજરાતી ન આવડે એમાં એક જાતની વડાઇ મનાતી હતી. વાતચીત, કાગળ પત્ર બધું માત્ર અંગ્રેજીમાં જ કરનાર માણસ બહુ હોંશિઆર ગણાતો હતો. આથી પોતાની માતૃભાષા તરફ બેદરકારી થઇ હતી. કેળવણી પારકી ભાષા મારફત આપવામાં આવી, તેને લીધે આપણા મગજનું બંધારણ પણ એવું થઇ ગયું કે કોઇપણ ઉંડા વિષયપર ભાષણ કે લખાણ કરવું હોય તો અંગ્રેજીમાં જ થઇ શકે. ગુજરાતીમાં પ્રયત્ન કરીએ તો પણ શુદ્ધ ગુજરાતીમાં ન થઇ શકે. અંગ્રેજીમાં વિચાર કરવાની ખોટી ટેવ પડી. વાતચીતમાં પણ ઘણા અંગ્રેજી શબ્દો વાપરવાની ટેવ પડી. તેને લીધે ગુજરાતી ભાષા બગડી ગઇ. કેટલાંક કુટુંબોમાં મેં એવું જોયું છે કે બાળકોને ગુજરાતી બરોબર બોલતાં પણ આવડતું નથી. તેઓ અંગ્રેજીમાં બોલે છે ત્યારે તેમની હોંશીઆરી જોઇને તેમનાં માબાપનાં હૈયાં હરખાઇ જાય છે. આવાં બાળકોને પોતાની માતૃભાષાપર પ્રેમ ક્યાંથી હોય ? તેઓ મોટાં થઇને પોતાની માતૃભાષાનું સાહિત્ય વધારે એવી આશા કેવી રીતે રખાય ? આવી સ્થિતિ હોવાને લીધે ગુજરાતી સાહિત્ય વાંચવાની અથવા લખવાની જરૂર બહુ મનાઇ નહિ. ખાસ કરીને જૂનું ગુજરાતી સાહિત્ય શોધીને વાપરવાનો કોઇએ પ્રયત્ન કર્યો નહિ. વાંચવા જેવું તો બધું અંગ્રેજીમાં જ હોય, અને ગુજરાતીમાં કંઇ ન હોય એમ બધાંને લાગ્યું.

અંગ્રેજી કેળવણીથી આપણા ધર્મને સૌથી વધારે નુકશાન થયું છે એમ મને લાગે છે. બીજા દેશોમાં બાળકોને બીજા શિક્ષણ સાથે ધર્મનું શિક્ષણ પણ અપાય છે. હિંદમાં અનેક કોમો અને અનેક ધર્મો હોવાથી પરદેશી રાજ્યકર્તાએ આપણને ધર્મનું શિક્ષણ આપવાનું માંડી વાળ્યું. ધર્મ જેવી બાબતમાં વચ્ચે પડવાથી લોકોનાં મન દુભાવાનો સંભવ છે એમ તેમને લાગ્યું. તેથી આપણે ધર્મની વાતમાં બેદરકાર થઇ ગયાં. વળી ઘરમાં જે કુદરતી રીતે ધર્મનું શિક્ષણ મળતું હતું, તેના પર અંગ્રેજી ભણેલાઓને શ્રદ્ધા રહી નહિ. ધર્મ એટલે વ્હેમ અને તે તો અભણ લોકો માની શકે એવા વિચાર તેમના મગજમાં આવ્યા. તેનું એક કારણ એ છે કે આપણામાં ધર્મની સાથે કેટલાક ખોટા વ્હેમ અને ધતીંગ ભળી ગયાં છે. તે દુર કરવા જતાં ધર્મ પણ દુર થઇ ગયો છે. સ્વાભાવિક રીતેજ માણસ કેળવણી લે એટલે તેનાથી ખોટા વ્હેમ માની શકાય નહિ. ધર્મને નામે થતાં ધતીંગપર તેને તિરસ્કાર આવે જ. તેની સાથે ધર્મ ભળેલો હોવાથી ધર્મપર પણ તિરસ્કાર આવ્યો. હાલની પરિસ્થિતિ તરફ જોઇશું તો સાધારણ રીતે પુરુષો કરતાં સ્ત્રીઓમાં ધાર્મિક વૃત્તિ વધારે દેખાશે. તેનું મુખ્ય કારણ હું તો એજ માનું છું કે સ્ત્રીઓમાં અંગ્રેજી કેળવણી ઓછી છે. દેશમાં ધર્મનો નાશ થાય એ સ્થિતિ ઘણી દુઃખદાયક છે. ધર્મના નાશની સાથે નીતિ તથા સદાચારનો પણ નાશ થવાનો સંભવ છે. જે કેળવણીથી ધર્મ સાચવી શકાય તેજ ખરી કેળવણી છે. જેનાથી ધર્મ વીસારે પડે એ કેળવણી શા કામની ?

હવે સાંસારિક બાબતમાં શો ફેરફાર થયો છે તે જોઇએ. અંગ્રેજી કેળવણીને લીધે આપણી રહેણી કરણી તદન બદલાઇ ગઇ છે. આપણી જૂની સાદી રીતો મૂકીને આપણે ખર્ચાળ અંગ્રેજી રીવાજ ગ્રહણ કર્યા છે. ઘરનો સરસામન, ફર્નીચર બધું અંગ્રેજી ઢબનું વાપરતાં આપણે શીખ્યાં છીએ. પૈસાદાર લોકોને આ પરવડે છે. પણ તેમનું જોઇને ગરીબ પણ પોતાનાથી બનતું કરીને પૈસા બગાડે છે; અથવા જો નથી કરી શકતા તો

અસંતોષી રહે છે. આપણાં કપડાં ખોરાક વગેરે બધી બાબતોમાં બની શકે તેટલો અંગ્રેજી ઢબનો ફેરફાર આપણે કર્યો છે. કેટલીક ચીજોમાં તો આપણે તદન વાંદર નકલ કરતાં શીખ્યાં છીએ. શરીરની શોભાને બગાડે એવી વસ્તુ પણ અંગ્રેજી લોકો પ્હેરતા હોય તો તે પ્હેરતાં આપણે અચકાતાં નથી. જે લોકો ઘણા પૈસાદાર હોય છે પણ અંગ્રેજી કેળવણી પામ્યા હોતા નથી, તેમની રીતભાત જોશો તો ઘણેભાગે દેશી ઢબની પરંતુ સાધારણ સ્થિતિના પણ અંગ્રેજી શિક્ષણ પામ્યા હશે, તો તેમની રહેણી કરણી અંગ્રેજી જેવી હશે. આપણામાં એવી માન્યતા થઇ છે કે ગમે તેવી ગરીબ સ્થિતિ હોય, પણ કપડાં તથા બહારનો દેખાવ પૈસાદાર જેવો રાખવો જોઇએ. ઓછી કિંમતનાં કપડાં પ્હેરતાં આપણને શરમ લાગે છે. જે લોકો પાસે કીંમતી કપડાં ન હોય તે જાહેરમાં જતાં શરમાય છે અને અસંતોષ પામીને બેસી રહે છે. (અલબત હાલમાં ખાદીના પ્રચાર પછી આ સ્થિતિ બહુ બદલાઇ છે.) કપડા એ તો જીંદગીની બહુ ન્હાની બાબત છે, એ વાત યાદ રાખવી જોઇએ.

વળી આપણામાં મોજશોખનો મોહ વધ્યો છે. શરીરના આનંદ ભોગવવા એ માણસની જીંદગીનો મુખ્ય હેતુ છે, એવી ભાવના આપણામાં દાખલ થઇ છે. તેનાં મૂળ પશ્ચિમના દેશો જેટલાં ઉંડા નથી, તો પણ થોડો પ્રવેશ પામ્યાં છે. અંગ્રેજી રાજ્યમાં મોજશોખનાં સાધનો પણ થવાથી તેની પાછળ આપણે પૈસાનો બગાડ કરીએ છીએ.

આપણામાં એક જાતનું સ્વચ્છંદીપણું આવ્યું છે. સ્વતંત્રતાની હદ ક્યાં રાખવી તે ભૂલી જવાયું છે. પ્હેલાં બાળકોને જે વડીલ તથા માબાપ માટે માન હતું તે ઘણું ઓછું થયું છે. બાળકો જરા મોટાં થાય, એટલે માબાપનું કહેલું માનવાની જરૂર નથી એમ તેમના મનમાં આવે છે. પોતાના કરતાં માબાપ દુનીઆનાં અનુભવી વધારે છે એ વાત તેઓ ભૂલી જાય છે. અલબત્ત એ ખરૂં છે કે પ્હેલાં આપણામાં વડીલની સત્તા જોઇએ તે કરતાં વધારે હતી. પરંતુ તે ઓછી કરવા જતાં ઘણે ઠેકાણેથી તદન જતી રહી છે. અસલ આપણામાં સંયુક્ત કુટુંબની પદ્ધતિ હતી. આખું કુટુંબ તે એકજ ગણાતું. મ્હારૂં ત્હારૂં, એવો ભેદભાવ નહોતો. એ ભાવનાનો હવે નાશ થયો છે. સ્વાર્થીપણું વધ્યું છે. પોતાની સ્ત્રી તથા બાળકો સિવાય બીજા કોઇ કુટુંબી જનોની માણસને દરકાર નથી. સૌથી વધારે દરકાર પોતાની જાતની છે.

આપણા દેશમાં લોકોના અંગ્રેજી ભણેલા અને ન ભણેલા એવા બે જુદા વર્ગ થઇ ગયા છે. બે વચ્ચેનું અંતર બહુ મોટું છે. બેના આચાર વિચાર રહેણી કરણીમાં બહુ તફાવત પડી ગયો છે. આપણે અંગ્રેજી ભણેલા વર્ગમાં છીએ તેમને બહુ ગર્વ થયો છે. અંગ્રેજી નં ભણેલા હોય તે તો તદન નાલાયક અને હાસ્યપાત્ર આપણને લાગે છે. તેમની સાથે આપણે ભળી શકતાં નથી. તેમના દુઃખ જોઇ શકતાં નથી. તેમને માટે આપણામાં સહાનુભૂતિ (sympathy) નથી. તેમની સ્થિતિ સુધારવાને બદલે આપણે તેમનો તુચ્છકાર કરીએ છીએ. આપણાં પોતાનાં દેશી બાઇ બ્હેનોનો સમાગમ આપણને ગમતો નથી. તેમના કરતાં પરદેશી અંગ્રેજ પ્રજા સાથે આપણે વધારે ભળી શકીએ છીએ. કારણ કે આપણા આચાર વિચાર તેમના જેવા થયા છે.

અંગ્રેજી કેળવણીથી આપણામાં આ બધા ફેરફાર થયા છે. એમાં કોઇ ઠેકાણે મારી ભૂલ હોઇ શકે. એ અમુક પરિણામ અંગ્રેજી કેળવણીથી થયેલું નહિ પણ અંગ્રેજી રાજ્યથી

અથવા અંગ્રેજ પ્રજાના સમાગમથી થએલું હોય, કારણ કે જનસમાજના આવા મોટા ફેરફારોનું સાચું કારણ શોધવું બહુ મુશકેલ છે. આવી મારી ભૂલ હોય અને તેમને કોઇ બ્હેન બતાવશે તો હું તેમનો ઉપકાર માનીને તે સુધારવાનો પ્રયત્ન કરીશ.

આમાં એક બાબત મારે કહેવાની જરૂર છે. અંગ્રેજી કેળવણીનાં ખરાબ પરિણામ ગણાવતી વખતે મેં જે કેટલીક સ્થિતિ બતાવી છે તે આજથી દશ પંદર વર્ષ પ્હેલાં હતી. દેશને સારી નસીબે મહાત્મા ગાંધીજી અને બીજા કેટલાક દેશનાયકોના ઉપદેશથી આ સ્થિતિ બદલાવા માંડી છે. આપણામાં સ્વદેશ પ્રેમ આવવા માંડયો છે. આપણા દેશની ચીજોમાંથી સારી કઇ છે તથા પરદેશી ચીજોમાંથી ખરાબ કઇ છે. તે આપણે શોધવા માંડ્યું છે. આપણી આંખ ઉઘડી છે. માતૃભાષાપર પ્રેમ વધવા માંડયો છે. માતૃભાષામાં લખાઇને નવાં પુસ્તકો બહાર પડયાં છે. મુંબાઇ યુનીવર્સીટીમાં ગુજરાતીને સ્થાન મળ્યું છે. રાષ્ટ્રીય કેળવણીના વિચાર ઘણાંના મનમાં આવ્યા છે. આ રાષ્ટ્રીય કેળવણી કેવી હોવી જોઇએ તેનો વિચાર કરીએ.

રાષ્ટ્રીય શાળાઓ અને પાઠશાળાઓ દેશમાં બધે સ્થળે સ્થાપવાની જરૂર છે. ન્હાનપણથીજ સારૂં શિક્ષણ મળવું જોઇએ. તેમનામાં દેશપ્રેમ તથા દેશભક્તિની લાગણીને પોષણ મળવું જોઇએ. રાષ્ટ્રીય શાળાઓમાં બધુંજ શિક્ષણ માતૃભાષા મારફત આપવું જોઇએ. બાળકો જ્યારે મોટી ઉમરના થાય પછી અંગ્રેજી ભાષા શીખવવી જોઇએ. આ માટે બ્હેનોને હું ખાસ વિનંતિ કરૂં છું કે તમારાં બાળકોને ન્હાનપણમાં અંગ્રેજી કૉન્વેન્ટ સ્કૂલમાં મોકલશો. નહિ. જ્યારે તેમનાં મગજ કુમળાં હોય છે ત્યારે કોઇપણ ચીજની છાપ જલદી પડી જાય છે. બાળકોને પોતાની ભાષા, સાહિત્ય, ધર્મ તથા પોતાના દેશની દરેક વસ્તુ માટે પ્રેમ ઉત્પન્ન થયા પછી જ પારકી ભાષા શીખવવી જોઇએ. તે પછી કંઇ નુકસાન થતું નથી. વળી કેટલાંક લોકો છોકરાઓને બાળપણથીજ ઇંગ્લંડ શીખવા મોકલે છે, તેથી પણ નુકસાન થાય છે. પરદેશના સંસ્કારની છાપ તેમના પર ઉંડી પડી જાય છે. માટે ઇંગ્લંડ મોકલવા હોય તો રાષ્ટ્રીય શિક્ષણ પુરેપુરૂં લીધા પછી આશરે વીસેક વર્ષની ઉમર થયા પછી મોકલવા. અંગ્રેજી જ્ઞાન ન મેળવવું એમ મારૂં કહેવું નથી. અંગ્રેજી સાહિત્યમાં જાણવા જેવું ઘણું છે. તેનો લાભ લેવો એમાં કંઇ ખોટું નથી. પણ સ્વદેશી સંસ્કાર પડયા પછી અંગ્રેજી જ્ઞાન લેવું જોઇએ.

શાળાઓમાં બાળકોના શરીરની ખીલવણી પર ખાસ ધ્યાન આપવું જોઇએ. કસરત તથા રમતગમતમાં ભાગ લેવાની દરેક વિદ્યાર્થીને ફરજ પાડવી જોઇએ. પોતાનું કામ હાથે કરવામાં કંઇ હલકાપણું નથી એમ સમજાવવા માટે તેમની પાસે કામ કરાવવું જોઇએ, તથા શિક્ષકોએ કરી બતાવવું જોઇએ. અંગ્રેજીમાં dignity of labour કહે છે તે શીખવવું જોઇએ. જીંદગીના દરેક કામમાં તંદુરસ્તીની જરૂર છે, તે વાત શીખવવી જોઇએ. વળી દરેક કોમમાં બાળકને બીજા અભ્યાસની સાથે પોતાના ધર્મનું શિક્ષણ મળવું જોઇએ. ધર્મ એ જીંદગીનો પાયો છે, ધર્મ હશે તો જ નીતિ સચવાશે, ધર્મ વિના દેશની ખરી ઉન્નતિ થઇ શકે નહિ, એ બાળકના મગજ પર ઠસાવવું જોઇએ. આવી કેળવણી દેશમાં પ્રચાર પામે, અને આપણી જન્મભૂમિ હિંદનો જલદી ઉદ્ધાર થાય એવું ઇચ્છું છું.

આપના આ મંડળમાં આવીને આપની સાથે ઓળખાણ કરવાની તક મને આજે મળી છે, તેથી મને ઘણો આનંદ થઇ છે. તે માટે ખાસ કરીને બ્હેન હીરાંબાઇ તાતાનો ઉપકાર માનું છું.




લુગડાં ધોતી વખતે ઘણી વસ્તુઓની જરૂર પડે છે. તેમાં પ્રથમ ને સૌથી વધારે આવશ્યક વસ્તુ પાણી છે. માટે તે કેવા કેવા પ્રકારનું હોય છે અને લુગડાં ધોવા માટે કેવું પાણી સારૂં પડે તે વિષે પ્રથમ વિચાર કરીએ.

પાણીના બે પ્રકાર હોય છે ( લુગડાં ધોવાને લગતાંજ પ્રકારના આપણે અત્રે વિચાર કરીશું. ):—

૧ આકરૂં પાણી ( એટલે ચુના વગેરે ક્ષારવાળું. )

૨ મીઠું પાણી ( એટલે હલકું કે ક્ષારવગરનું. )

પાણીના આકરાપણાના પણ બે પ્રકાર હોય છે.

૧ જલદીથી ખસેડી શકાય, કાઢી નંખાય તેવું આકરાપણું.

૨ સ્થાયી આકરાપણું.

પાણીના આકરાપણાની પરીક્ષાઃ—

લુગડાં પાણીમાં બોળી લુગડામાં સાબુ નાંખીએ ત્યારે જો ફીણ ન વળે પણ હાથને ચીકણું ચીકણું લાગે ત્યારે જાણવું કે પાણી આકરૂં છે. આવા પાણીમાં સાબુ બહુ વપરાય છે અને લુગડાં જોઇએ તેવાં સ્વચ્છ થતાં નથી.

પાણીનું આકરાપણું કાઢવાની રીતોઃ—

૧ પાણી ખૂબ ઉકાળવાથી ( આ રીત બહુ મોંઘી પડે તેમ છે. પણ થોડાં લુગડાં ધોવા હોય તેમાં બહુ ઉપયોગી પડે છે. )

૨ કળી ચુનામાંથી બનાવેલું નીતર્યું ચુનાનું પાણી આકરા પાણીમાં ઉમેરવાથી. ( આ માટે પ્રમાણનું બહુ ધ્યાન આપવું પડે છે. )

૩. દાહક ક્ષાર ( Caustic alkalis ) જેવાં કે કોસ્ટીક સોડા અને પોટાશઃ નવસાર ઉમેર્યાથી—આને બદલે ઘરગથ્થુ લુગડાં ધોવાનો સોડા ચાલે.

૪ કાર્બોનેટ ઓફ સોડીયમ અને પોટાશીયમ ઉમેર્યાથી.

૫ બોરેક્સ કે સોડીયમ સીલીકેટ જેવા દાહક ક્ષારો ઉમેર્યાથી.

૬ ખૂબ સાબુ નાંખવાથી ( મોંઘી રીત.)

૭ થોડું વુડેશ જેવો કે પોટાશ નાંખ્યાથી ( આ રીત સોંઘામાં સોંઘી છે. )

ચુનાનું નીતર્યું પાણી પાણીનું જલદીથી કાઢી નંખાય એવું આકરાપણું હશે તેને જ માટે કામ લાગે છે. કોસ્ટીક સોડા નાંખ્યાથી ગમે તેવું આકરાપણું દૂર થઇ શકે છે. સોડીયમ કાર્બોનેટ તથા વુડેશથી પણ ગમે તેવું આકરાપણું દૂર થાય છે. આશરે ૧૮ ગેલન પાણીમાં એક આઉંસ ચુનો નાંખીને ૨૦ થી ૨૪ કલાક સુધી રહેવા દેવાથી એમાંના બધા ક્ષારો તળીએ બેસી જશે. નીતર્યું પાણી લુગડાં ધોવાના કામમાં લેવું.

લુગડાં ધોતાં પહેલાં પાણીનું આકરાપણું દૂર કરવાની આવશ્યકતાના કારણો.

૧. લુગડાં ધોતી વખતે વખત અને મહેનતનો બચાવ થાય.

૨. લુગડાંને થોડાં ઘસવા પડે તેથી લુગડાંને ઘસારો પણ ઓછો પહોંચે.

૩. સાબુ પણ થોડો વપરાય.

### સાબુ.

સાબુ વેચાતો લેતી વખતે ધ્યાનમાં લેવાની બાબતો:--

### સાબુ.

૧ સાબુને અંગુઠાથી દબાવી જોવો જો અંદર તરત ખાડો પડે તો જાણવું કે તે તદ્દન તાજો છે. માટે સુકાએલો હોય એવો સાબુ લેવો.

૨ સાબુનો રંગ બહુ ઘેરો હોય તે સાબુ પણ સારો નહિં.

૩ વાસ સુંઘી જોવી.

૪ જો બહુ સમજણ ન પડે તો થોડોક લઇને વાપરી જોવો. લુગડાંમાં સાબુ નાંખતાં લુગડાંનો રંગ બગડે નહિં કે આપણી ચામડીને સખત ન બનાવે તે સાબુ સારો સમજવો.

સાબુ વાપરવાના કારણો:—

૧ લુગડાંની ચીકાશ કાઢવા કે જેથી મેલ કપાય.

૨ પાણીનું આકરાપણું દૂર કરવામાં મદદ કરવા.

બનતાં સુધી સાબુ સામટો વેચાતો લઇ ઘેર સુકાવા દેવો જેથી વાપરવામાં આખરે થોડો વપરાય. જો લાંબા bars કે લાટા લીધા હોય તો કકડા કાપીને કબાટ કે છાજલીમાં સુકી જગ્યાએ એક ઉપર એક એવી રીતે ગોઠવવા કે જેથી બધાની વચ્ચેથી હવાની આવજા થઇ શકે.



બહુજ ગીરદીમાં એક માણસની છત્રી એક બૈરીને આંખ આગળ વાગી. તે બૈરી કહે, "મ્હારા સાહેબ, જોતાં નથી તમારી છત્રી મ્હારી આંખ આગળ વાગી." તે માણસ કહે, "બ્હેન, ભૂલો છો; મ્હારી છત્રી નથી." બૈરી: "તમે શું એમ કહેવા માંગો છો કે તમારી છત્રી મ્હને વાગી તે જોયા જાણ્યા વગર જ હું તમને કહું છું?" માણસ: "ના, ના. હું એમ ક્યાં કહું છું. હું તો એમ જ કહેવા માંગું છું કે આ છત્રી મ્હારી નથી. મ્હારા એક મિત્રની છત્રી હું ફક્ત વાપરવા જ લઇ આવ્યો છું."

---

નિશાળનાં વર્ગનાં શિક્ષક આવ્યા. ખુરશી ઉપર બેસીને બોલ્યા, "આજે આપણે 'જુઠું ન બોલવું' એ વિષેનો પાઠ વાંચવાનો છે. પણ તે પહેલાં તમે કેટલા જણે તમારી વાંચનમાળાનો ૫૨ મો પાઠ વાંચ્યો છે?" વર્ગમાંના લગભગ દરેક છોકરાએ હાથ ઉંચો કર્યો. તે જોઇને શિક્ષક બોલ્યા, "જુઠું ન બોલવાનો પાઠ તમને લોકોને તો જરૂરજ શીખવવો જોઇએ. તમારી ચોપડીમાં ૫૨ પાઠ જ નથી."

# સત્યપ્રિયતા.

લેખિકા. સૌ. સરોજિની મ્હેતા બીએ.

"Oh, what lies we women have to tell! When we are mothers we have to tell lies to pacify our children. When we are wives we have to tell lies to pacify the father of our childran!"

("આહા, અમારે સ્ત્રીઓને કેટલું અસત્ય બોલવું પડે છે! જ્યારે અમે માતા હોઇએ ત્યારે બાળકોને શાંત રાખવા જુઠ્ઠું બોલવું પડે અને પત્ની હોઇએ ત્યારે બાળકોના પિતાને શાંત રાખવા જુઠ્ઠું બોલવું પડે છે!")

શ્રી. રવીંદ્રનાથ ટાગોર.

ઉપા સંસ્કારી કુટુંબમાં જન્મી હતી. તેની માતા સુન હોવાથી ઉપાને નાનપણથી હમેશાં સાચું બોલવાની ટેવ પડી હતી. જ્યૉર્જ વૉશિંગ્ટન પેઠે પોતાનો અપરાધ કબુલ કરવાના એક નહિ પણ અનેક પ્રસંગો એની બાલ્યાવસ્થામાં બન્યા હતા. પણ જ્યૉર્જ વૉશિંગ્ટન પેઠે તે પુરૂષ પણ ન હતી કે અમેરિકામાં જન્મી પણ ન હતી. એટલે સત્યપ્રિયતાને લીધે આગળ જતાં મહત્તા પ્રાપ્ત કરવાનું તેના નસીબમાં ન હતું. તે તો બિચારી સ્ત્રી હતી અને સર્વોત્કૃષ્ટ (!) આર્ય ભૂમિમાં જન્મ પામવાનું સુભાગ્ય તેને પ્રાપ્ત થયું હતું. એટલે એની સત્યપ્રિયતા ધીરે ધીરે અસત્ય કથન અને કેવળ દંભમય જીવનમાં પરિવર્ત્તિત થઇ ગઇ.

ઉપા નાનપણથી ચાલાક હતી. વાંચવાનો શોખ તેને બહુજ હતો. પિતા તથા ભાઇઓને વર્તમાનપત્રો વાંચતા જોઇ એને પણ તે વાંચવાની ટેવ પડી. જગતની અનેકવિધ હિલચાલોથી તે માહિતગાર રહેતી. દેશના બીજા બધા નેતાઓ કરતા મહાત્મા ગાંધીજી માટે તેને અત્યંત સન્માન હતું. એમની દેશભક્તિ, સાદાઇ કે નૈસર્ગિક શક્તિને લીધે, નહિ પરંતુ એમની સત્યપ્રિયતાને લીધે. તે ઘણીવાર કહેતી કે દેશમાં આટલા આટલા મહાન પુરૂષો થઇ ગયા પણ સત્યની અગત્ય ગાંધીજી જેટલું કોઇજ સમજ્યું નથી. શ્રી કૃષ્ણે કર્મમાર્ગ બતાવ્યો, બુદ્ધ ભગવાને અહિંસા ધર્મ સમજાવ્યો, શંકરાચાર્યે જગતનું મિથ્યાત્વ સિદ્ધ કર્યું-પણ કોઇએ સત્યનો આટલા આગ્રહથી ઉપદેશ કર્યો? ઉપાની અનુભવી સખીઓ કહેતી કે "બ્હેન, લગ્ન થતા સુધી સત્યનું પૂછડું પકડી રાખો. પછી જો જો," ઉપા જવાબ દેતી કે "લગ્ન સત્યનું વિરોધિ હોય તો એ લગ્નજ અનિષ્ટ છે. મારે તે ન જોઇએ. પણ હું એમ માનતી નથી કે લગ્ન જેવી સનાતન સંસ્થા સત્યની વિરોધ હોય." ઉત્તરમાં સંસારના પાશામાં બંધાયલી સખીઓ હસતા.

ઉપાનું લગ્ન એક કેળવાયલા યુવક સાથે થયું. ઉપાને તેથી ઘણોજ આનંદ થયો. તેણે ધાર્યું કે કેળવાયલાં મનુષ્યો સત્યની અગત્ય વધારે સમજી શકે અને તેથી હવે મારી સત્યપ્રિયતાનો વિકાસ થશે. પતિની પાસે

હું સત્યના પાઠ શીખીશ. બિચારી અનુભવહીન ભોળી બાલિકા !

લગ્ન પછી થોડા વખતમાં જ ઉષાનો પતિ કિશોર એમ. એ. ની પરીક્ષામાં નપાસ થવાના સમાચાર મળ્યા. કિશોરે ઉષાને કહ્યું: "લગ્નની ગરબડમાં મારાથી બરાબર વંચાયું નહિ તેથીજ હું નપાસ થયો." સ્પષ્ટ વકતા ઉષાએ કહ્યું: "પણ તમે તો બે વરસથી અભ્યાસ કરતા હતા અને લગ્નની ધમાલ તો ચાર જ દિવસ હતી." દંપતી વચ્ચે સંવાદ ચાલ્યો. દલીલો નિષ્ફળ જતાં કિશોરે પુરુષોની રીત પ્રમાણે ક્રોધ ધારણ કર્યો અને કહ્યું: "પણ લોકોને તો એમજ કહેવું પડશે કે લગ્નને લીધેજ હું નાપાસ થયો. તારે પણ બધાંને એમજ કહેવું." ઉષા સ્તબ્ધ થઇ ગઇ. અસત્ય કથનનો ઉપદેશ તેણે જીંદગીમાં પહેલીજ વાર સાંભળ્યો. પણ કિશોરનો ક્રોધ જોતાં વધારે બોલવાની તેની હિંમત ચાલી નહિ. વળી પાછળથી તેને એમ પણ લાગ્યું કે કિશોર નપાસ થયો તે માટે તેના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવાને બદલે લોકો તેની મશ્કરી કરતા હતા, એટલે તેણે નપાસ થવા માટે લગ્નના અંતરાયનું બ્હાનુ સર્વની આગળ બતાવ્યું. ઉષાના અધઃપતનની આ શરૂઆત.

કેટલાક વખત પછી કિશોરને મુંબાઇમા નોકરી મળવાથી પતિ પત્ની ત્યાં જઇ રહ્યાં. કિશોરને શરૂઆતમા પોણોસો રૂપીયા પગાર મળતો. પણ તેણે ઉષાને કહ્યું હતું કે બીજાં બધાંને સો રૂપીયા કહેજે. ઉષાએ ઘણું કહ્યું કે એવું અસત્ય કહેવાની શી જરૂર ? આપણી સ્થિતિ હોય તે કરતાં સારી લોકો કલ્પે તેમાં આપણને શો લાભ ? પણ કિશોરે કહ્યું: "બસ મારી મરજી. મારે લોકોમાં હલકા પડવું નથી." પછી બિચારી ઉષાને અસત્ય બોલ્યા વગર કાંઇ છૂટકો ?

એક દિવસ ઉષાની પાડોશણ તેને આગ્રહ કરી પોતાની સાથે કોઇ સ્ત્રીઓની સભામાં લઇ ગઇ. ઘેર આવતાં ધાર્યા કરતાં મોડું થવાથી રસોઇ રોજ કરતાં અડધો કલાક મોડી થઇ. બિચારા કિશોરથી કાંઇ ભૂખ્યા રહેવાય ? ભૂખને લીધે એનો ગુસ્સો તપી ગયો અને ઉષાને કહી દીધું કે "હવે પછી એવી સભાઓમાં જવું નહિ. ત્યાં ગયાથી શો સાર મળે છે ? એટલોજ કે ધણીને ભૂખ્યો વાટ જોતો બેસાડી રાખવો !" ઉષાની આંખમાં આંસુ આવી ગયાં, પણ તે છુપાવવા યત્ન કર્યો. કિશોર જમતાં બોલ્યો: "આટલું કહ્યું તેમાં રડે છે શેની ? બીજાને ઘેર બૈરાંને માર ખુદાં પડે છે તે ખબર છે ?" ઉષાએ કૃત્રિમ હાસ્ય મુખ ઉપર આણી કહ્યું "ના, ના, રડતી નથી એ તો સગડીના તાપને લીધે મ્હોં લાલ થયું હશે." આ અસત્ય કથન માટે કોણ જવાબદાર ?

બીજીવાર પાડોશણે સભામાં આવવાનું કહ્યું ત્યારે ઉષાએ ના કહી. "મને તો કાંઇ આવવાનું મન નથી. એનાં એ બોલનારાં ને એનું એ કહેવાનું." પાડોશણે કહ્યું કે આ વખત તો પરગામથી ભાષણકર્તા આવ્યા છે. ગઇ વખત સમાજ સેવાનો વિષય હતો, ત્યારે આ વખત જાપાનની સ્ત્રીઓ વિષે ભાષણ છે. પણ ઉષા એકની બે ન થઇ. "મને તો કાંઇ એવાં ભાષણમાં રસ પડતો નથી." પાડોશણે આશ્ચર્યથી કહ્યું "ગઇ વખત તો તમે કહેતાં હતાં કે ભાષણ મને બહુ ગમ્યું અને હવેથી હું બનશે તેટલાં ભાષણમાં જઇશ." ઉષાએ જવાબ દીધો, "હા, પણ હવે કંટાળો આવે છે." પતિએ ના કહી છે એમ પાડોશણને કેમ જાણવા દેવાય ? કિશોર તો હુકમ કરી બેસી રહ્યો. અસત્ય બોલવાનું ઉષાને માથે આવ્યું. સાચું કહે તો પાડોશણ કિશોર માટે કેવો હલકો અભિપ્રાય બાંધે ?

એક વખત પાસે રહેનાર જમના બ્હેનના બચુએ ઉષાના એક રકાબી ભાંગી નાખી. ઉષાએ કિશોર ન જુએ એવે ઠેકાણે કકડા નાખી દીધા પણ એક દિવસ રકાબીની ઓછી સંખ્યા ધ્યાનમાં આવતાં કિશોરે તે બાબત પૂછયું. " મારાથી આજેજ ધોતાં હાથમાંથી પડી ગઇ, " એમ ઉષાએ કહ્યું. " હવેથી સંભાળ રાખજે " એટલુંજ કિશોર બોલ્યો. જો જમના બ્હેનના બચુએ ભાગી એમ કહેતો જરૂર કિશોર એમ-જ કહેત કે " એવાં પાડોશીઓને ઘરમાં આવવા દેવા નહિ. " એ ઉષા આટલા વખતના અનુભવથી સમજી હતી અને સાધારણ સ્થિતિનાં માણસોને પાડોશીઓ સાથે સારો સંબંધ રાખ્યા વગર પણ ચાલે નહિ એ ઉષા જાણતી હતી. પરદેશમાં જરૂર પડે પાડોશી સિવાય કોનો આશ્રય ?

ઉષા મુંબાઇ આવ્યા પછી પોતાને પીયર ગઇ જ ન હતી. તેની માતા તેને તેડાવ્યા કરતી પણ ઉષા જાય તો કિશોરનું શું થાય ? તેની ગુલામગિરી બીજું કોણ ઉઠાવે ? માયાળુ પાડોશીઓ ઉષા પ્રત્યેના સ્નેહને ખાતર કિશોરને રોજ બે વખત જમાડે ખરાં પણ બીજી બધી તહેનાત કોણ બજાવે ? ઉષાએ એકાદ વખત પીયર જવા સબંધી ઇશારો કરી જોયો. કિશોરે તુચ્છકારથી જવાબ દીધોઃ " તને મારી દરકાર હોય ત્યારે ને ! મારું પછી શું થાય તેની કંઇ ફીકર છે ? " ઉષાએ પોતાની માને લખી દીધું કે " હાલ તરત કોઇ સારો સંગાથ મળે તેમ નથી મળશે ત્યારે આવીશ. " પતિ મોકલવાની ના કહે છે એમ પીયરીયાને સુજ્ઞ સ્ત્રીથી કેમ જાણવા દેવાય ? અસત્યજ જણાવવું પડે.

વખત વહી ગયો. ઉષા અને કિશોરના સંસારમાં બાળકોનો પ્રવેશ થયો.હવે તો અસત્ય કથનમાં વધારો થવે ગયો. બાળકો અને તેમના પિતા બન્નેને સમજાવવા ખાતર જુઠું બોલવુંજ પડે !

એક વખત બાળકના જન્મ પછી ઉષાની તબીયત નરમ ચાલ્યા કરતી હતી. વળી મુંબાઇમાં બર ચોમાસું હતું, એટલે ગરમી પુષ્કળ હતી તેથી ઉષાએ કિશોરને લખ્યું કે મુંબાઇમાં વરસાદ ઓછો થયા પછી આવીશ. કિશોરને તે બીલકુલ પરવડ્યું નહિ. જો કે ઉષા કદાચ મૃત્યુ પામે તો બીજો લગનગાળો આવતા સુધી તો ગમે તેમ કરી અગવડ વેઠવી પડેજ ! પણ જીવતી હોય ત્યાં સુધી તો કિશોર અગવડ શા માટે વેઠે ? કિશોરે ઉષાને એકદમ આવવા કાગળ લખ્યો. ઉષાએ પોતાનાં માબાપને કહ્યુંઃ " એમની તબીયત નરમ છે તેથી મારે જવું પડશે. " પોતાની નબળી તબીયત છતાં મુંબાઇના ચોમાસાની શરદીમાં જવાનું જોખમ ખેડવું તે માટે કાંઇ સબળ કારણ તો બતાવવુંજ જોઇએ ને ? નહિ તો માબાપ કિશોર વિષે કેવો ખરાબ અભિપ્રાય બાંધે ? એટલે અસત્ય બોલ્યા સિવાય છુટકો જ નહિ.

હવે તો અસત્ય કથન એજ ઉષાનું જીવન સૂત્ર થઇ પડયું. પગલે પગલે તેને અસત્ય બોલવું પડતું. બાળક હઠ કરી ઘડી ઘડી ખાવાનું માગે તો તેને કહેવું પડતું કે "ઘરમાં ખાવાનું થઇ રહ્યું છે. ન માને તો ખાવાનું બીજે કાંઇ સંતાડી દઇ ખાલી વાસણ બતાવવું પડતું. પાડોશીના છોકરાના જેવું રમકડું બાળક માગે તો " કાલે મંગાવી આપીશ " એમ ખોટું કહેવું પડતું. કિશોરની કોઇ વસ્તુ બાળકો ભાંગી નાંખે તો તેમને માર પડતો અટકાવવા " મારાથી ભાંગી ગઇ " અથવા " બીલાડીએ પાડી નાખી " એમ કિશોરને મ્હોએ કહેવું પડતુ. આમ અસત્ય પરંપરા ચાલી જતી. પોતે નાનપણમાં સત્યપ્રિય હતી એ ઉષાને હવે સાંભરતું પણ ન હતું.

કિશોરની આર્થિક સ્થિતિ ઘણી સુધરી હતી. પણ ઉષાને તેથી બહુ લાભ થયો ન હતો. તેની સખીઓ ઘણી વાર મશકરી કરતી કે " કિશોરચંદ્રનો પગાર આટલો વધ્યો પણ ઉષા તારો દળદરી સ્વભાવ ગયો નહિ. " જવાબમાં ઉષા હસીને કહેતી કે " પડી ટેવ કાંઇ ટળે છે ? એ તો ઘણુંએ કહે છે આ લે, પેલું લે પણ મારાં જ પૈસા ખરચતાં જીવ ચાલતો નથી. " પતિ " દેવ " પોતાને વાપરવા પૈસા આપતા નથી એમ કાંઇ સ્ત્રીઓને કહેવાય ? અસત્યજ કહેવું પડે.

જેમ આર્થિક સ્થિતિ સુધરતી ગઇ તેમ તેમ ઉષા પ્રત્યે કિશોરની બેદરકારી વધતી ગઇ. ઉષા સમજતી હતી પણ કોઇને કહેતી નહિ. કિશોરની સાધારણ સ્થિતિમાં કરકસર કરવા માટે રાત દિવસ વૈતરું કરી ઉષાએ જાત ઘસી નાખી હતી. વળી એક પછી એક બાળકોના જન્મથી તેનું સાંદર્ય હરાઇ ગયું હતું. આ સર્વ માટે ઉષા જવાબદાર ન હતી. પણ એવી રૂપહીન અકાળે વૃદ્ધત્વ પામેલી ઉષા કિશોરને કેમ ગમે ? એક દિવસ ઉષાની સખીએ ઉષાને મર્મમાં પૂછ્યું "ચોપાટી પર પેલાં તારા બ્હેન રહે છે તે તમારાં કાંઇ સગાં થાય કે શું ? કિશોરભાઇ ઘણી વાર એમને ઘેર જાય છે. " ઉષા સમજી ગઇ પણ જાણીને તો એટલુંજ કહ્યું " ના, સગાં તો નહિ પણ સંબંધી ખરાં, એમના વર ને એ બન્ને સાથે ભણતા હતા ત્યારની બન્નેનેબહુ દોસ્તી છે." તારાના વરે પાછી ઉપર ધુળ નાખી હતી કે નહિ તે પણ ઉષાને ખબર ન હતી પણ પતિના અધઃપતનની વાત કોઇની આગળ કેમ કબુલ કરાય ? અસત્ય બોલી થીંગડા મારવાં જ પડે.

પાપ પાપને જન્મે છે. જે કિશોર ઉષાનું વસ્ત્ર ફાટીને ચીથરાં થઇ જાય તો પણ નવું લાવવાનું પોતાની મેળે કહેતો નહિ તે તારાની અનેકવિધ મોંઘી માગણીઓ પૂરી પાડવા માટે ધન પ્રાપ્ત કરવાના અવળા માર્ગ શોધવા લાગ્યો. ઉષાને ખબર થતાં તેણે આંસુભરી આંખે દીનતાથી કરગરીને, બાળકો ખાતર આવા અધમ માર્ગ પર ન જવા વિનંતિ કરી. કિશોરને આથી બહુજ ક્રોધ ચઢ્યો. અસત્યારોપણથી મનુષ્યને જેટલો રોષ નથી આવતો તેટલો સાચી વાત કહેવાથી આવે છે. તેણે ક્રોધાવેશમાં ઉષાને કહ્યું: " મારે તારી શીખામણ નથી જોઇતી, અને એવી દોઢડાહી બૈરી પણ નથી જોઇતી. જા, અત્યારે ને અત્યારે પીયેર ચાલી જા. " ગાડી ભાડા માટે થોડા પૈસા ફેંકી કિશોર બ્હાર ચાલ્યો ગયો. ઉષાએ જલદી તૈયારી કરી બાળકોને કહ્યું: " ચાલો, દાદીમા તમને બહુ સંભારે છે, આપણે ત્યાં જઇએ. " પીયર ન જતાં ઉષા સાસરાને ગામ ગઇ. પીયર જાય તો લોકો ખરી વાત કદાચ સમજી જાય ને પતિનું ખરાબ દેખાય ! ગામ જઇ ઉષાએ કહ્યું: " સાસુજીની માંદગીનો તાર આવ્યો એટલે હું ચાલી નીકળી. એમને રજા ન મળી એટલે ન આવ્યા. " સાસુ સસરા કહે: " કોઇ માંદું નથી અને અમે તાર પણ કર્યો જ નથી. " ઉષાએ કહ્યું: " ખરેખર ! ત્યારે કોઇ દુષ્ટે અમારી આવી ખરાબ મશકરી કરી પણ હશે. હવે આવી છું ત્યારે થોડા દિવસ રહીશ જ. ઘડી ઘડી કાંઇ અવાતું નથી. ખોટા તારની વાત ઉષાએ બધે ફેલાવી. પતિએ કાઢી મૂકી છે એમ દુનિયામાં કાંઇ કહેવાય નહિ. અસત્ય કહ્યા વિના ચાલેજ નહિ.

આખરે ઉષાના અસત્યની ખાર લાગતાં કિશોરે તેને બોલાવી. રંક ઉષા કનેરાની પેઠે પાછી ગઇ. તેથી તેના જીવનમાં ફેર ન પડ્યો એનું એ દામ્પત્ય, એનું એ અસત્ય કથન. તેમ કિશોરનું અધઃપતન પણ આગળ વધતું જ ચાલ્યું. અવળે માર્ગે, જુગારમાં, પૈસો પેદા

કરવા જતાં તેને દસ હજાર રૂપીયાનું દેવું થઇ ગયું. આ વખતે એ પોતાની ઑફીસમાં કેશીઅરની જગાએ હતો. એટલે દેવું પતાવવા સ્હેલો માર્ગ શોધ્યો. ઑફિસના હિસાબમાં ગોટાળા કરી દેવું પતાવ્યું. ઉપાને આ સર્વની કાંઇ ખબર ન હતી. પણ એક દિવસ કિશોર અત્યંત ગભરાયલો ઘેર આવ્યો. તેનો ગુન્હો પકડાઇ ગયો હતો અને તેના ઉપર પકડવાનું વૉરંટ નીકળ્યું હતું. ન છુટકે ઉપાને બધું કહેવું પડ્યું. ઉપાએ કહ્યું: ' હું તાર કરી મારા બાપાજી પાસે પૈસા મંગાવું. એ ગમે તેમ કરીને મોકલશે. " કિશોરે કહ્યું: '. પૈસા ભરી દેવાથી પતે તેમ નથી. ફોજદારી ગુન્હા માટે જેલમાં તો જવું જ પડે. હું અત્યારે ને અત્યારે વેશ બદલી નાસી જાઉં છું. તારી પાસે કાંઇ હોય તો મને આપ. હું દૂર જગાએ જતો રહીશ. " ઉપાને કિશોરે આપ્યું શું હતું કે તેની પાસે કાંઇ હોય ? તો પણ બિચારી પતિપરાયણ સ્ત્રીએ પિતા ને ઘેરથી આણેલાં અને લગ્ન વખતે પરલામાં મળેલાં સર્વ અલંકારો આપી દીધાં. કિશોર તરતજ ચાલ્યો ગયો. પાડોશીઓને ઉપાએ કહ્યું: "બ્હાર ગામ સારી નોકરી મળવાથી એકદમ જવું પડ્યું. આજને આજ ન જાય તો નોકરી જતી રહે એમ હતું. " અધમ, વ્યભિચારી, જુગારી, ચોર પતિની પણ " આબરૂ " તો સાચવવીજ જોઇએ ને? સાચી વાત કાંઇ કહેવાય ? વર્તમાનપત્રોમાં હકીકત પ્રકટ થતાં ઉપાના " આબરૂ " સાચવવાના યત્ન નકામા ગયા.

ઉપા ન છુટકે પીયર આવીને રહી. શોકનો પ્રથમ ઉભરો શમતાં તેણે પોતાનો અભ્યાસ વધારવાનો વિચાર કર્યો. વર્ષોથી વિસારે પડેલાં પુસ્તકો ફરી લીધાં. ધીરે ધીરે તેનાં જ્ઞાનચક્ષુ ખુલતાં ગયાં. આધુનિક પાશ્ચાત્ય સાહિત્ય વાંચતાં તેને પોતાના હકોનું ભાન થયું. સાથે સાથે ફરજોનું પણ ભાન થયું. માબાપને માથે ભાર રૂપ ન થવા તેણે કાંઇક કમાવા નિશ્ચય કર્યો. પ્રથમ પોતાનો અભ્યાસ પાકો કર્યો. માબાપની ઘણી ના છતાં તેણે કેટલાંક શ્રીમંતોનાં બાળકોને ખાનગી શિક્ષણ આપવા માંડ્યું. એમ કરતાં કેટલાક વખત પછી એક ગામમાં નવી કન્યાશાળા ખુલતાં ત્યાં તેને જગા મળી. વિદ્યાવ્યાસંગ અને પ્રેમાળ સ્વભાવને લીધે તે પોતાનું કામ ઉત્તમ રીતે બજાવી શકતી. તેનાં પોતાનાં બાળકો હવે મોટાં થઇ નિશાળે ભણતાં હતાં એટલે તેમના તરફની હાલ તરત ફીકર ન હતી. પગાર વધતો ગયો અને કિશોરની સ્વાર્થવૃત્તિને લીધે પડેલી કંજુસાઇની ટેવો કરકસર રૂપે તો રહીજ હતી. એટલે તે કાંઇક ધન સંચય કરી શકી. નવાં જમાનાનાં પુસ્તકો વાંચતાં તેને અનેકાનેક વિચારો આવતા. કેવા અધમ પુરૂષ ખાતર તેણે અસત્ય અને દંભથી ભરેલું જીવન ગાળ્યું હતું ? જો અસત્ય કથનના પ્રથમ પ્રસંગોમાંજ તેણે સત્ય કહી દીધું હોત, એટલી દૃઢતા દાખવી હોત તો કેટલી મુસ્કેલીઓ ટળી જાત ? જો કે કિશોર એની સત્યપ્રિયતા સહન તો ન જ કરત-કદાચ તેને ઘરમાંથી સદાને માટે કાઢી મુકત. પણ જે જીવન હાલ ગાળતી હતી તે તે વખતે પણ ગાળી શકાત. અસત્ય પરંપરાના પાપમાંથી પોતે બચી જાત. નીરસ, નિરુત્સાહી, ક્લેશમય જીવન ગાળવું પડ્યું ન હોત. અને એક અધમ પુરૂષની પાપશ્રેણિ નજરે જોવી ન પડત. પરંતુ હવે ભૂતકાળનો લોપ થઇ શકે તેમ ન હતું. હવે તે પોતાનો હક્ક પ્રાપ્ત કરતાં, પોતાનું સ્વમાન સાચવતાં શીખી હતી. ત્યારે તેમાં અવરોધ કરનાર કોઇ ન હતું. બાલ્યાવસ્થાની દૃઢતા, સત્યપ્રિયતા ઉપામાં ફરી પ્રવેશ કરતાં હતાં. પણ તેમના માર્ગમાં વિઘ્નકર્તા ઉપાની જીવનસૃષ્ટિના પટથી વિલુપ્ત થયો હતો.

વર્ષો વહી ગયાં. ઉષાએ વિદ્યા, કીર્તિ, ધન, પ્રાપ્ત કર્યાં. ચોમાસાની એક અંધારી રાતે ઉષા પોતાના ઘરમાં બેઠી દીવા આગળ કાંઇક લખતી હતી. બાળકો, નોકરો ઉંઘી ગયાં હતાં. ધીમો ધીમો વરસાદ પડતો હતો. થોડી વારમાં વરસાદ જોરમાં પડવા મંડયો. પાસેની બારીમાંથી વરસાદના છાંટા ઉષાના શરીર અને લખાણ ઉપર પડવા લાગ્યા. ઉષા બારી બંધ કરવા ઉઠી. બારી આગળ જતાં તેને નીચે કોઇનો પગરવ સંભળાયો એમ લાગ્યું. વાંકી વળી જોતા અંધકારમાં પણ કોઇ મનુષ્યની આકૃતિ દેખાઇ. ચોર હશે એમ ધારીને તેણે " કોણ છે " એવી બૂમ પાડી. ચોર હોત તો ઘરમાં કોઇ જાગે છે એમ જાણીને નાસી જાત. પણ પેલી આકૃતિએ ધીમે સ્વરે કહ્યું " ઉષા, હું છું. બારણું ઉઘાડ મારે અંદર આવવું છે. " જે સ્વરને દસવર્ષ સુધી આજ્ઞા કરતો સાંભળ્યો હતો તે ઉષા સહેલથી ભૂલી શકે તેમ ન હતું. તેને કહેવાનું મન થયું કે: " ચાલ્યા જાઓ. આવું સ્થાન તમારા માટે નથી. " પરંતુ બીજી કોઇ રીતે નહી પણ એક માનવી તરીકે કિશોર દયાને પાત્ર હતો. તેણે નીચે જઇ બારણું ઉઘાડયું. ચીંથરેહાલ અવસ્થામાં કિશોર અંદર આવ્યો. જે કિશોર દરરોજ સેંથા પાડવામાં અર્ધો કલાક ગાળતો તેના માથામાં જાળા હતા. સાફ કરેલા બૂટ ઉપર ધૂળની એક રજકણ રહી જતાં ઉષાને ધમકાવી નાખનાર કિશોરના ઉઘાડા પગ ઉપર કાદવના થર હતા. તેનું એક વખતનું સુંદર મુખ સ્વચ્છંદી જીવનને લીધે બિહામણું થઇ ગયું હતું. આવી અવસ્થામાં પોતાના નાથ (!) ને જોતા ઉષાને દયા આવી-માત્ર દયાજ-ખેદ થયો નહિ. કિશોરે આવતા વાંત જ કર્યું: " હજી પોલીસ મારો પીછો છોડતી નથી. મારે નાસતા ફરવું પડે છે. મારી પાસે પૈસા તદ્દન થઇ રહ્યા છે. મેં સાંભળ્યું છે કે તેં ઠીક પૈસો એકઠો કર્યો છે. તો મને થોડા પૈસા આપ. બે હજાર રૂપયાની મારે જરૂર છે. હું દરિયાપારના કોઇ દૂર દેશમાં જતો રહીશ. " પુરૂષના સ્વાર્થની પરાકાષ્ટા! હવે પહેલાંની અસત્યવક્તા ઉષા ન હતી. તેણે કહ્યું " ધન્ય છે તમને! નિર્લજ્જતા દુનિયામાં આટલી હદ સુધી જતી હશે તે મને ખબર નહિ. મેં પૈસો ભેગો કર્યો છે તે ખરી વાત છે. પણ તેમાંની એક પાઇ પણ તમારૂં પાપ ઢાંકવામાં કે તમારાં બીજાં પાપોને ઉત્તેજન આપવામાં વપરાશે નાહ તારા સાથે અનિષ્ટ પ્રેમબંધન બાંધતી વખતે કે ઓફિસમાંથી દસ હજારની ચોરી કરતી વખતે તમે મારી અનુમતિ લીધી ન હતી. અધમ માર્ગેથી તમને પાછા વાળવા મેં એક જ વખત યત્ન કરી જોયો. અને તે વખતે તમે મને કાઢી મૂકી. તમારા ઉપર વૉરંટ નીકળ્યું ને તમે નાસી ગયા ત્યારે પણ તમે તમારા સ્વાર્થનોજ વિચાર કર્યો હતો. જતી વખતે એટલું પણ બોલ્યા નહિ કે 'તારૂં અને બાળકોનું શું થશે?' મારા ભાઇ આવી પહોંચ્યા ન હોત તો ઘરધણી સામાન હરરાજ કરાવી ભાડું વસુલ કરત અને અમે રસ્તામાં ઉભાં રહેત. એ સર્વનો તમેને કદિ વિચાર આવ્યો છે? તમારે ખાતર મેં અનેક વર્ષ અસત્યથી ભરપૂર વીતાવ્યાં છે. પણ હવે મારી આંખો ખુલી છે. હવે વધારે વાર દંભ ચાલુ રહે તેમ નથી. " કિશોરે ઘણી ઘણી દલીલો ચલાવી, આજીજી કરી, છેવટે ધમકી પણ આપી-કારણ કે ગમે તેવો પણ ઉષાનો " સ્વામી " તો હતો ને! એનો આ લોકનો પ્રભુ, પરલોકનો મુક્તિદાતા હતો! પણ ઉષા દ્રઢ રહી. કિશોરના ' રક્ષણ ' નીચે હતી ત્યાં સુધી તે સ્વભાવે બીકણ હતી. હવે એકલી, સ્વતંત્ર રહેતાં તે હિમ્મતવાન બની

બની હતી. કિશોરે આસપાસનાં કબાટ ટેબલ તરફ નજર કરી. ઉષા સમજી ગઇ. તેણે કહ્યું "નકામાં મારાં તાળાં તોડીને બગાડશો નહિ. ઘરમાંથી તમને બહુ બહુ તો વીસ પચીસ રૂપીયા મળશે. મારા પૈસા તો બધા બેંકમાંજ છે. વીસમી સદીના જમાનામાં અમારી મીલકત સાચવવા માટે પતિ કે કોઇ પુરૂષના રક્ષણની જરૂર નથી, બેંકો હજારગણી સારી રીતે તેનું રક્ષણ કરે છે. પુરૂષોની પેઠે અમારી મીલકત પચાવી પડવાને બદલે અમને સામું વ્યાજ આપે છે." કિશોર હતાશ થઇ ગયો. તેણે છેવટનું અસ્ત્ર અજમાવી જોયું: "તારી પાસે કાંઇ દાગીના તો હશેજ ને. તે હું જબરજસ્તીથી લઇ જઇશ. ઉષાએ શાંતિથી કહ્યું "એમાં પણ કાંઇ વળે તેમ નથી. તમને તમારૂં પાપ ઢાંકવા મેં મારૂં સર્વસ્વ આપી દીધું તે દિવસથી મને અલંકાર માત્ર ઉપર તિરસ્કાર આવ્યો છે. હું તેમને સ્પર્શ સરખો પણ કરતી નથી. મારાં બાળકો માટે કેટલાંક ઘરેણાં મીલકત તરીકે વસાવ્યાં છે: પણ તે ઘરમાં નથી, બેંકમાંજ છે." કિશોર નિરૂપાય થયો, ઉષાએ કહ્યું હું નોકરને જગાડું એનાં કપડાં તમને બદલવા આપશે. અને બટને ઉઠાડીને કહું કે કાંઇ ખાવાનું તમને આપે. સુવા માટે એક ગોદડું પણ પથરાવું." કિશોરનો ગર્વ આ દશામાં પણ ગળ્યો ન હતો. પગના ખાસડા જેવી (!) સ્ત્રી પાસેથી સ્વીકાર કેમ થાય? તેણે કહ્યું "મારે તારા નોકરનાં કપડાં પહેરવાં નથી." ઉષાએ કહ્યું. "ત્યારે બીજાં તો પુરૂષનાં કપડાં મારે ઘેર નથી." કિશોરે કહ્યું "મારે તારૂં અન્ન પણ ખાવું નથી અને તારા ઘરનો આશ્રય એક રાત માટે પણ જોઇતો નથી." ઉષાએ કહ્યું "તમારી મરજી. મને કંઇ તે બાબતનો ખેદ નથી. આપણા પરિણીત જીવનના દસ વર્ષમાં કદી પણ મને એમ તમે પૂછેલું યાદ નથી કે "તેં ખાધું કે નહિ?" તે છતાં હું આટલું આતિથ્ય કરૂં છું. તમને તે ન રૂચે તો ન લેશો. પરદેશ જવા બે હજાર રૂપિયા મારી પાસે માંગતાં શરમ ન આવી, અને હવે આટલું લેતાં શરમ આવે છે? હશે, તમે અહિં ન રહો એજ ઠીક છે. મારા શાંત ગૃહમાં પોલીસની ગરબડ મારે જોઇતી નથી." પોલીસનું નામ સાંભળી કિશોર ગભરાયો. "તું મને હાથે કરીને પકડાવી તો નહિ દે ને?" ઉષાએ ઉત્તર દીધો: "જગત્ એક વખત તમને મારા પતિ તરીકે ઓળખતું હતું તેના સ્મરણ ખાતર હું તમને ઉઘાડા નહિ પાડું—જો તમે અત્યારે જતા રહેશો તોજ. હું તમારા આગમન વિષે પોલીસને કે કોઇને કશુંજ કહીશ નહિ. મારા હવે પછીના જીવનમાં એટલું અસત્ય રહેશે—તે તમારે ખાતર જ. વળી મારા બાળકો તમારા અધમ જીવન વિષે પૂછવા છતાં મારે મ્હોંએથી એક શબ્દ પણ સાંભળશે નહિ—એ અસત્ય પણ તમારે ખાતર. બસ હવે જાઓ. મારી સત્યનિષ્ઠા અમર રહો."

કિશોર ચાલ્યો ગયો. ઉષાની સત્યપ્રિયતામાં ફરી વિઘ્ન આવ્યું નહિ.





# રૂપાં મા'વાડણ+

લેખિકા: બ્હેન પ્રેમશીલાં મ્હેતા, બી એસસી.

ઓરડામાં એક ભીંતને અડેલીને એક જુનું લાકડાનું કબાટ છે. સાગના લાકડાનું કબાટ એક વખતે ચળકતા કાળા રંગનું હશે, પણ હવે ચળકાટ જતો રહ્યો છે. અને રંગ પણ ઝાંખો પડી ગયો છે. લોખંડનું કટાઇ ગયલું એક તાળું તેને દીધેલું છે, કોણ જાણે કેટલાંએ વરસો ઉપર એ તાળાંને કોઇએ કુંચી દીધી હશે ! હાલ તો વરસોથી બંધ ને બંધ જ રહે છે. આ કબાટની અંદર ખુબ ખાનાઓ છે. પણ તે કેટલા છે અને અંદર શું છે તે જોવાની ઘરમાં કોઇને ફુરસદ નથી કે ઇચ્છા પણ નથી.

કબાટનું બારણું સુન્દર રીતે કોતરેલું છે. લાકડાની કોતરણીનો નમુનો કોઇ પ્રદર્શનમાં મૂકવો હોય તો જરૂર કામ લાગે, પણ કોતરણી થોડી ઘસાઇ ગયલી છે અને થોડી ઉપર ઘરના કોઇ તોફાની છોકરાએ શાહીના ડાઘા પાડેલા છે. બરોબર અવલોકન કરતાં જણાય કે તેના ઉપર એક પુરુષની આકૃતિ કોતરેલી છે. પુરુષના બાંધો કદાવર અને સુન્દર છે. તેને માથે મુગટ પહેરાવેલો છે. અને એ ને અઢવે ચાર હાથ છે, એટલે આપણે ધારીએ કે તે કોઇ દેવની આકૃતિ હશે. મ્હોઢું કેવું હશે તે તો અટકળેજ કહેવાની, કારણ કે તેની જગાએ મોટો કાળો શાહીનો ડાઘો છે. અને તેના ઉપર આંખોની જગાએ તો કોઇએ તોફાનમાં બે લાલ રંગના ડપકાઓ કરેલા છે. આથી આ પુરુષ—અથવા દેવ—નો દેખાવ ભયંકર લાગે છે. તેના જમણા હાથ આગળ એક બીહામણો કુતરો કોતરેલો છે, તે ઉપરથી એમ લાગે કે આ પુરુષ તે યમદેવ હશે. વધારે નિહાળીને જોઇએ તો આ યમદેવના ડાબા હાથ પર જમીન ઉપર બેઠેલી એક સ્ત્રીની આકૃતિ દેખાય છે. યાચના કરતી હોય તેવી રીતે તે બેઠેલી છે. પણ તેનું મોં કે કંઇજ બરાબર દેખાતું નથી. બધું ઘસાઇ ગયલું છે. પણ તે સાવિત્રી હશે એમ લાગે છે; કારણ કે તેની પાસે જમીન પર સુતેલા પુરુષના આકારનું પણ કંઇક દેખાય છે, અને તે સત્યવાનનું શબ હશે. પણ આ બધું તો લગભગ ના ઓળખાય તેવું જ છે. માત્ર યમદેવની આકૃતિજ ભયંકર રીતે ઓરડામાં જોયાં કરતી દેખાય છે.

કબાટથી બરોબર સામેની ભીંતમાં એક ગોખલા જેવું છે. તેમાં પચ્ચોતરા એક માટીની બનાવેલી ડોસી છે. ચાર પાંચ વરસ પહેલાં કોઇ મેળામાંથી ઘરનાં બાળકો આ રમકડું લાવ્યાં હતાં. હવે તો તેની ગુલાબી રંગની કરની ધળધળવાળી થઇ ગઇ છે. તેના પેટ ઉપર એક સ્પ્રિંગની મદદથી તેનું માથું બેઠેલું છે એટલે આખો દિવસ તે માથું હલાવીને 'હા—હા,' જ કર્યાં કરે છે.

ડોસીના જમણા હાથ પર એક માટીનો ઘડો મૂકેલો છે, તે માત્ર સાતેક ઇંચ ઊંચે

+ હસ્તલિખિત 'મુકુલ'ના જુલાઇ ૧૯૨૫ ના અંકમાંથી.

ધીમે ઉતરતાં ઉતરતાં તેઓ એક ટેબલ ઉપર પહોંચ્યા. પણ એટલામાં તો સામેથી યમદેવે જોયું ને એક મોટો બરાડો પાડ્યો. આ બે તો એવાં ગભરાઇ ગયાં કે ટેબલનું ખાનું ઉઘાડું હતું તેમાંજ પડ્યાં.

અંદર થોડાં રમવાનાં પાનાં પડ્યાં હતાં, અને એક કાર્ડબોર્ડની નાટકશાળા જેવું રમકડું હતું. આ નાટકશાળામાં પાનાંઓની નાટક ભજવતાં હતાં. લાલ રાણી મુખ્ય નાયિકા હતી. અને તેને બહુજ દુઃખ પડતું હતું. રૂપાં તો આ નાટક જોઇને ખુબ ખુબ રડી. અને તેણે બૈયાને કહ્યું કે "અહીંઆંથી તો, આપણે ચાલી જઇએ." પછી તે બને અવાજ કર્યાં વગર બહાર નીકળ્યાં અને યમદેવની નજર ચુકાવીને ધીમે ધીમે જમીન ઉપર ઉતર્યાં. પછી તેઓ ચાલતાં ચાલતાં ઓટલા ઉપર ગયાં. રૂપાંને અત્યારથીજ દુનીયાની વિશાળતા જોઇને બીક લાગવા માંડી હતી, પણ એટલામાં તેણે ડોસીમાનો અને યમરાજનો વિચાર કર્યો એટલે થયું કે તેમની પાસે પાછા જવા કરતાં તો આ સ્થિતિ હજાર ગણી વધારે સારી. એમ વિચાર કરીને તે હિંમતથી બૈયાજી સાથે આગળ ચાલી.

ઓટલાનાં પગથીયા ઉતરીને તેઓ બાગમાં આવ્યા. ને ત્યા કેટલુ બધું ચાલ્યા ત્યારે દરવાજે આવ્યો. દરવાજા આગળ બેઠક હતી, ત્યાં તેઓ બેઠાં. અને થાક ખાધો. રૂપાં તો ઉંઘી ગઇ.

એટલામાં એક મોટા કુતરાનો ભસવાનો અવાજ સાંભળીને તે જાગી ઉઠી. જોયું તો એક મોટો કાળો કુતરો તેમની બેની સામું જોઇને ધુરકતો ઉભો હતો. રૂપાંના તો હોસ-કોસ ઉડી ગયા, અને તેણે બૈયાજીને કહ્યું કે, "જે થાય તે ખરૂં. હવે તો બેજ રસ્તો. મારાથી તો અહીંઆં એક પગ પણ વધારે નહીં રહેવાય." એમ કહીને તેણે તો જીવ લઇને દોડવા માંડ્યું. એટલે બૈયાજી પણ પાછળ ચાલ્યા.

છેવટે તેઓ ઓટલા ઉપર પાછાં આવ્યાં ત્યારે બૈયાએ કહ્યું કે, "કુતરાથી બ્હીવાની કાંઇજ જરૂર નથી. એ કાંઇજ નહિં કરે, એ તો બાધેલો છે. અને ઘેર જઇશું તો ડોસીમા જરૂર તને યમદેવ સાથે પરણાવી દેશે." પણ રૂપાં તો સાંભળેજ શાની ! તે તો ક્યારની બારણા સુધી પહોંચી ગઇ હતી.

છેવટે તેઓ પેલા ઓરડામાં આવ્યાં. અંદર નજર કરે છે તો ગોખલાની નીચે જમીન ઉપર ડોસીમા પડેલાં દેખાયાં. એક બાજુ તેમનું ધડ પડેલું હતું, બીજી બાજુ માથું અને વચ્ચે પેલી સ્પ્રિંગ.

રૂપાંએ તો ખુબ રોકકળ કરી મૂકી. છેવટે બૈયાએ કહ્યું કે, "એ તો ઠીક થઇ જશે." ત્યારે તે છાની રહી.

પછી તેઓ ટેબલ પર ચ્હડ્યાં. ને પછી ત્યાંથી પાછાં ગોખલા પર ચ્હડ્યાં. ને પોતાની અસલ જગાએ ગોઠવાઇ ગયાં. સામેથી યમદેવે તેમને જોયાં અને ખુબ ઠપકા ભરેલા અવાજે કહ્યું કે, "ડોસીમા ઉંઘમાંથી જાગ્યાં અને તમને બેને ના જોયાં એટલે તમને પકડવાને દોડવા ગયાં તે નીચે પડી ગયાં. ને ભાંગી ગયાં. હવે એ ઠીક નહિં થાય તો તમને સીદવા લાગશે. એમ કહીને તે ભયંકર રીતે હસ્યો, અને રૂપાં તો ખુબ રડવા માંડી. આખી રાત તે રડી, અને છેવટે પ્રભાતમાં થાકીને ઉંઘી ગઇ.

તે જાગી ત્યારે બપોર પડેલી હતી. અને તેણે જોયું તો ડોસીમા પોતાની જગાએ ગોઠવાઇ ગયાં હતાં. અને ઉંઘતાં હતાં. રૂપાંને પછવાડેથી ખબર પડી કે પેલી ચકડી ચકડીઓ સવારમાં તેમને ત્યાં પડેલાં જોયાં

તે ઉપાડી ને મુંહસ્થી તેમનું ડોકું એ્ોંટાડી-ને ગોડવી દીધાં.

રૂપાં તો ખુબ ખુશ થઇ. અને ડોસીમાને જાગવાની વાટ જોવા લાગી. છેવટે તે જાગ્યાં, અને રૂપાંને થોડું ધમકાવવા લાગ્યાં, પણ રૂપાંએ નવાઇની સાથે જોયું કે ડોસીમા 'હા-હા,' કરવાની ટેવ ભુલી ગયલાં હતાં. બીજે દિવસે બૈયાને પૂછતાં ખબર પડી કે ડોકું એ્ોંટાડતા વખતે ચાકરડી સ્પ્રિંગ એ્ોંટાડવી ભુલી ગઇ હતી, એટલે હવે તે જન્માન્તરમાં કદીએ 'હા-હા' નહિ કહે!

રૂપાં તો બહુજ ખુશ થઇ ગઇ. હવે તો યમરાજ આખો દિવસ બુમો પાડી પાડીને રૂપાંના હાથની માંગણી કરતો. પણ ડોસીથી બુમો પડાતી નહિં ને 'હા' કહેવાતી નહિં. અને રૂપાં અને બૈયાજી રોજ સુખેથી વાતો કરી શકતાં.*

* સૂચિત.



## ગૃહિણીની ફરજો શીખવવાની શાળા.

વિદ્યાર્થીઓને અનેક વિષય શીખવનારી સંસ્થાઓ દુનિયામાં છે. પણ કન્યાએ લગ્ન થવા અગાઉ અને પછી શું શું કરવું તે શીખવનારી સંસ્થા દુનિયામાં કોઇજ નહોતી. આવી એક સંસ્થા અમેરિકાએ કાઢીને એ ખોટ પુરી પાડી છે. એ શાળા બોસ્ટનમાં ખોલવામાં આવી છે અને લગ્ન કરવા ઇચ્છતી છોકરીઓને જરૂરી શિક્ષણ ત્યાં મળી જાય તેવી વ્યવસ્થા કરવામાં આવી છે. ત્યાં 'પ્રેમ અને વિવાહ'નો વિષય મીસીસ મેકડોનાલ્ડ શીખવે છે. વળી માનસશાસ્ત્ર, અને ઘરનું બજેટ ઘડાવવનું પણ શીખવાય છે. સ્ત્રી અને પુરૂષની મનોવૃત્તિઓમાંનો ફેર માનસશાસ્ત્રના પ્રોફેસર છોકરીઓને સમજાવી દેછે. અને સાથે સાથેજ ધણીની મનોવૃત્તિનો ધણીયાણીએ સહાનુભુતિપૂર્વક વિચાર કેમ કરવો એ પણ તે શીખવી દે છે. એકંદરે વિવાહ વિષે એક પક્ષ કેનાવળા હોય છે એટલે આવા શિક્ષણને પ્રતાપે છોકરીઓ વિવાહોત્સુક જુવાનોની થાપબાજીના ફસાઇ જાય એવી ભોળી રહી જતી નથી.

આ શાળાના અધ્યાપિકા મીસીસ મેકડોનાલ્ડે શિક્ષણમાં કેટલીક નવી કહેવતો દાખલ કરી છે. તે આ પ્રમાણેઃ—

કોઇ માણસપર તને પ્રેમ હોય તેટલાજ માટે તું તેની જોડે પરણે એ યોગ્ય ન કહેવાય. ઝુંપડીના રહેનાર સાથે પ્રેમ બાંધવો એ મૂર્ખતા છે. પૈસો દુઃખ વખતે જવાબ આપે છે. નવીનતા અને ગુલાબ એ બેઉ કરમાઇ જાય છે પણ ભાડું અને ઉધરાણીના આંકડા હમેશા આપણને મદદગાર રહે છે. એક વખત તૈયાર થયેલી છોકરીઓની પરીક્ષામાં આ પ્રમાણે સવાલ હતો. 'મેરી બ્રાઉન નામની સ્ત્રીને કલબમાં થતી ધાંધલ અને સીગારેટના ધુમાડાનો કંટાળો છે. અને તેના ધણીને તો ઘેર રહેવા કરતાં કલબમાં પડયા પાથર્યા રહેવુંજ વધુ ગમે છે. બંને એક બીજાને ચાહે છે. પણ બંનેની રૂચિ ભિન્ન છે. મેરી સિદ્ધાંતવાદી હોવાથી......' બાકીનો અધુરો ભાગ બસો લાઇનમાં લખીને આ વિચારવાળો નિબંધ પુરો કરવાનું વિદ્યાર્થીનીઓને કહેવામાં આવ્યું હતું. પાશ્ચાત્ય દેશોમાં પરણવાની જવાબદારી જુવાન છોકરા છોકરીઓ પરજ હોય છે. અને તે એકલા પ્રેમ માત્રથી ફસાય છે. એટલે હવે એ ફસામણુમાંથી બચવા માટે આવી સંસ્થાની જરૂરજ હતી.




મહાભારતના સમયથી જાણીતું થએલું અતિ પ્રાચીન શહેર. પૃથ્વીરાજ ચોહાણના સમયથી હિન્દુનું મટી મુસલમાનનું થએલું અને આજે હિન્દુસ્થાનની રાજધાનીનું શહેર એટલે અંગ્રેજોનું શહેર ! આ શહેર અને તેની આજુબાજુની ભૂમિ અતિ પ્રાચીન કાળની ! ઘણા ઘણા તડકા છાયાનાથી પસાર થએલી ! હજીએ એમની એમ ચડતી પડતી નીરખી રહી છે, અને પૃથ્વીપર ભારતવર્ષ જ્યાં સુધી રહેશે ત્યાં સુધી નીરખવાની !

પાંડવ કૌરવોનું ઇન્દ્રપ્રસ્થ અને હસ્તીનાપુરના તો માત્ર ખંડેરો જ પડ્યા છે. જુનું દિલ્હી અને નવા દિલ્હીમાં પણ આસમાન જમીનનો ફરક પડ્યો છે. હવે તો બાગબગીચા અને મોટા મકાનોથી શહેર ગુલઝાર રહ્યું છે

બનાવેલા જાતજાતના ફુલ પાનના વેલા તે સઘળું જોવાથીજ સમજાય ! ઘણુંજ સુંદર કામ ! વેલા અને ફુલમાં કહે છે કે જવાહીર હતું તે તો હાલમાં ખોતરીને કાઢી લીધેલું છે, તેથી ત્યાં ખાડા જણાય છે. આ મહેલમાં વચ્ચે નહેર જેવું પાણી જવાને કરેલું છે. તેમાંથી પાણી વહે, સામ સામા મહેલના ગોખમાં રોશની થાય અને તેનું પ્રતિબિંબ પાણીમાં જણાય એવી ગોઠવણ બાંધકામમાં ઉત્તમ પ્રકારે કરેલી છે.

કુતુબ મિનાર-દિલ્હીથી ૧૧ માઈલ દૂર છે. ગાડીભાડું ટાંગા અને મોટરનું ઘણું આપવું પડે છે. કુતુબ મિનારની આજુબાજુ બાગ છે. વચમાં એક ભવ્ય સ્થંભ જેવો તે ઉભો છે.

કુતુબમીનારની ઉંચાઇ ૨૪૮ ફુટ અને એક ઇંચ છે. તેનો ઘેરાવો નીચેથી ૧૪૮ અને ટોચે ૨૮ ફુટનો છે. તેમાં પાંચ મજલા છે. તેના એકંદર પગથીયાં ૩૮૦ છે. નીચેથી બે મજલા ગોળ અને ચોરસ થાંભલાના, ત્રીજો મજલો તમામ ચોરસ સ્થંભનો અને રાતા પત્થરનો, ચોથો મજલો નીચેથી અર્ધો રાતા પત્થરનો અને ઉપરના અર્ધા ભાગથી સફેદ પત્થરનો સાદો તથા પાંચમો મજલો તમામ રાતા પત્થરનો છે. છેક ઉપર સપાટ પત્થરની જમીન છે, અને તેને છ શંકુ આકારના સળીયા જડી આજુબાજુ જાળીનો કઠેરો છે. આ પાંચે મજલામાં ગોળ ફરતા ઝરૂખા છે, અને તેમાં જવાને એકેક બારણું મુકયું છે.

કુતુબમિનારવાળા બાગમાંજ ચંદ્રગુપ્તનો એક લોઢાનો સ્થંભ છે. એક બાજુ જૈન દહેરાના પત્થરની મસજીદ બનાવેલી છે. બાજુમાં હુમાયુના ગુરૂ સૈયદ ઇમામજામીનની કબર છે.

દરવાજો—એક મંડપ જેવા આકારનો, તમામ ભીંત ઉપર ઉર્દુ લીપિમા લેખ કોતરેલો તે દરવાજો છે. તે અલાઉદીન ખુનીએ બંધાવેલો કહેવાય છે. અને તેને ઇલાહી દરવાજો કહેવામાં આવે છે. ત્યાં આગળ પ્રથમ પૃથ્વીરાજના કાકારજી બીરાજતા હતા એમ કહે છે. એક બાજુ અલ્તમસની સફેદ આરસની કબર છે.

કુતુબમીનારને પ્રથમ સાત મજલા હતા, પણ હવે તો બે મજલા ઉતારી નાખી પાંચજ રાખેલા છે.

*જોગમાયા—કુતુબમીનારની બહાર એક દેવીનું મંદિર છે. તે દેવી જોગમાયા કહેવાય છે. મંદિર નાનકડું છે. અંદર માતાજીની મૂર્તિ હોય એમ જણાયું નહિ પણ એક કુંડ છે. તેમાં એક ચોરસાળો ચાકીઆ પાથર્યો હતો, અને તેમાં નાના ત્રણ ચાર તકીયા ગોઠવેલા હતા. ઉપર કસબના પાંચ પંખા બાંધ્યા હતા અને તેથી માતાજીનો આકાર કર્યો હતો. મંદિરની બહાર એક સરખા માપના, અને સરખી ચોરસ હારમાં લગભગ ૧૦૦ ઘંટ બાંધેલા છે.

ધર્મશાળાઓ—દિલ્હી શહેરમાં હોશિયારી રાખવાની ઘણી જરૂર છે. સ્ટેશનપર અનેક વીશીવાળાઓ અને હોટેલવાળાઓ સુંદર બાબામાં પોતાને ત્યાં લઇ જવાને વર્ણન કરે છે, તેમાં કયા જવું ને શું કરવું તે પોતાની હોશિયારી પર છે. ધર્મશાળા ઘણી હશે. પણ સ્ટેશનની તદન નજીક લક્ષ્મીનારાયણની ભવ્ય ધર્મશાળા સગવડવાળી છે. પણ તેમાં વાસણ કે બીછાના મળતાં નથી. અનેક લોકો આવે છે, તે ચાલ્યા જાય છે લાકડાથી રસોઇ કરનારને ઉપર બીજે મજલે રસોઇ કરવા જવું પડે છે. બીજી એક ધર્મશાળા મારવાડીની છે, તે ગામમાં છે.

ગામમાં ટ્રામ ચાલે છે. ટ્રામના રસ્તાની એક બાજુએ છે. વચ્ચે નથી. દીલ્હીમાં ગુલાબના ફૂલ પુષ્કળ મળે છે. અને અતિશય સુગંધિદાર હોય છે.

ત્યાં દુકાનોમાં ટોપલામાં ફળો, શાક વિગેરે ભરી ટાળાવથી ગોઠવે છે તેથી જાણે હળતો ઢગ પડ્યો હોય તેમ લાગે છે.

મનસુરની કબરઃ—એ આરસની બાંધેલી છે બહારથી જોવાથી ખાસ જોવા જેવું લાગતું નથી. માત્ર સામ સામે સરખા આકારના ચાર દરવાજા દેખાય છે. પણ ઉપર ચઢીને જોવાથી ખાસ ખુબી જોવામાં આવે છે. તે મસ્જીદની ઉપર બે મજલા છે. તેના ચાર ખુણે ચાર ગોળ ઝરૂખા, વચમાં પાળ, અને તે પાળ ઉપર નવ દહેરાંકારના ઘુમટ અને બે નાના ઝરૂખા. એવી રીતે ચારે કોર છે. વચમા ભવ્ય અને સફેદ આરસનો ઘુમટ.

ઉભા. ૧. આશ્ચર્યકારક. ૨. લંબાઇનું એક માપ. ૩. લક્ષ્મીનું એક નામ. ૪ થવું. (આજ્ઞાર્થ) ૬. વેરાગણ. ૭. અભિપ્રાય. ૮. મુસલમાનોની એક જાત ૯. મસાલેદાર કઢી. ૧૧. પાંડુ રાજાની મોટી રાણી. ૧૪. તારૂં. ૧૫. કોઇ વસ્તુ બળી જાય પછી જે વધે તે. ૧૬. મૃત્યુનો દેવ. ૧૭. એક નાની સંખ્યા. ૧૮. આકાર. ૧૯. એક ગોળાકાર રમકડું (બહુવચન) ૨૦. હથીયાર. ૨૩. કાંડો. ૨૭. ખોટા નહિ તે. ૨૮. ત્હારૂં. (સંસ્કૃત) ૨૯. અભિપ્રાય. ૩૦. પિતાના પક્ષનું એક સગપણ. ૩૧. પડદો. ૩૨. એક પાસેનું સગપણ. ૩૫. પ્રાપ્તિ. ૩૬. વિષ્ણુનો આઠમો અવતાર. ૩૭. ઘાતકીપણું. ૩૯. પરવાનગી. ૪૦. આમતેમ ચાલવું. (આજ્ઞાર્થ.) ૪૧. ત્યારે. (સંસ્કૃત) ૪૨. જુના વખતનું એક લડાઇનું હથીયાર. ૪૩. સેવિકા. ૪૪. દોલત.

[ નોંધ: આ ઉખાણાની હરિફાઇમાં માસિકનાં દરેક સ્ત્રી ગ્રાહક, તેમજ જે બ્હેનો, પોતાનાં પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. સ્ત્રી ગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. આ ઉખાણાનો જવાબ તાં. ૩૦મી એપ્રીલ ૧૯૨૬ સુધીમાં અમને મળી જાય તેવી રીતે મોકલી આપવો. ]

## ફેબ્રુઆરી ૧૯૨૬ના અંકમાં આપેલા ઉખાણાની હરિફાઇનું પરિણામ.

ફેબ્રુઆરી ૧૯૨૬ ના અંકમાં જે ઉખાણું આપ્યું હતું. તેના બધા મળીને ૪૪ જવાબ આવ્યા હતા. તેમાંથી કેટલાક જવાબ ખોટા હતા અને કેટલાકે ગ્રાહક ન હોવા છતાં ટીકીટ નહોતી મોકલી તે બધાં મળીને કુલ ૨૨ નામ કાઢી નાંખવામાં આવ્યા હતા. પછી ખરા જવાબોના નંબરની ચીઠ્ઠીઓ કરી ન્હાના બાળક પાસે ઉપડાવતાં તેમાંથી નીચેનાં બ્હેનનો નંબર નીકળ્યો છે એટલે એ બ્હેનને ઈનામ આપવાનું જાહેર કરીએ છીએ.

અ. સૌ. ચંદ્રાવતી ઇન્દુલાલ દવે,
c/o ડૉ. ઇન્દુલાલ સેવકલાલ દવેને ત્યાં
સરકારી, દવાખાનું, કડી ( ઉ. ગુજરાત ).

એ બ્હેનને "ગાંધી શિક્ષણ–ભાગ ૨ જો" (ધર્મ સંબંધી મ. ગાંધીજીના લખાણો) નામે પુસ્તક ભેટ તરીકે મોકલી આપીશું. એ બ્હેન ઇનામ મેળવવા ભાગ્યશાળી થયાં તે માટે અમે તેમને અભિનંદન આપીએ છીએ. જે બ્હેનોને હરિફાઇમાં દાખલ કરવામાં આવ્યા હતાં તેમના નામ નીચે આપીએ છીએ:

બ્હેન શારદા પૃ. ભટ્ટ, બ્હેન મંજુ ચુનીલાલ, બ્હેન ગજરાગૌરી ઉર્ફે શારદાગૌરી, બ્હેન પુષ્પાવતી મજમુદાર, બ્હેન રમાગૌરી મહેતા, બ્હેન મોતીબાઇ રણછોડદાસ, સૌ શારદા હ. સૌ. મણીગૌરી હ. ઠાકર, બ્હેન શકુંતલા મહાબળપ્રસાદ દેસાઇ, સૌ રસિકગૌરી નાયિક, બ્હેન સરસ્વતી રણછોડલાલ દીવાનજી, સૌ. મનોરમા હાંસોટી, બ્હેન સંતોકબેન ચં. સંપત, સૌ. કસ્તુરલક્ષ્મી આચાર્ય, સૌ. સમજુબા ગોવિંદભાઇ દેસાઇ, બ્હેન નિર્મળા મનમોહનદાસ,

સૌ. લીલાવતી ચુ. અમીન, સૌ.ચંપાગૌરી બાઇચંદ, સૌ.પુષ્પાવતી પટેલ, બ્હેનપાર્વતી મુનશી, સૌ. કુસુમલતા રમણીકલાલ.

એ ઉખાણાનો ખરો જવાબ નીચે પ્રમાણે છેઃ

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | ૧ ગ | ૨ મ | ૩ ન | | ૪ બા | ૫ વ | ન | |
| ૬ વી | | ૭ ન | ર | | ૮ બ | દ | | ૯ ખ |
| ૧૦ ત | ૧૧ પ | | મ | | ર. | | ૧૨ સા | જુ |
| ૧૩ ક | દ | ર | | | | ૧૪ ક | ચો | રી |
| | | | | | | | | |
| ૧૫ પી | ૧૬ ત | ળ | | | | ૧૭ પો | ૧૮ પ | ૧૯ ટ |
| ૨૦ પ | લ | | ૨૧ બ | | ૨૨ ક | | ૨૩ શ | ક |
| ર | | ૨૪ ર | ત | | ૨૬ મા | ૨૬ મ | | પું |
| | ૨૭ પ | થિ | ક | | ૨૮ ઉ | મિં | લા | |

કુપન-એપ્રીલ ૧૯૨૬.

માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે આ કુપન કાઢીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી એવી રીતે કુપન મોકલનારને હરિફાઇમાં દાખલ કરવામાં આવશે.

તંત્રી, "ગુણસુંદરી".




# વિવિધ વિષયો.

**ગુજરાતણ અને કવિ ન્હાનાલાલ:**

શ્રી વીલે પાર્લે સાહિત્ય સભા તરફથી મુંબાઇમાં તા. ૨૭–૨૮ મી ફેબ્રુઆરીના દિવસોએ ઉજવાયલા "વસન્તોત્સવ"માં ગુજરાતના જાણીતા કાવ્યવર રા. ન્હાનાલાલે પ્રમુખસ્થાનેથી એક મનનીય ભાષણ આપ્યું હતું. ગુજરાતની સ્ત્રીઓ વિષેનો એ ભાષણનો ભાગ અમે નીચે ઉતારી લઇએ છીએ:

" અને એ પોણોસો વર્ષનું ગુજરાતનું નારીજીવન ?

એ મૈયાઓ ન હોત તો એ ગુજરાત ક્ય્હાંથી જન્મત ? ગુજરાતણે ધવરાવ્યું, જમાડ્યું, ઉછેર્યું ન હોત તો એ ગુજરાત ક્ય્હાંથી ઉછરત ?

ગુર્જર સુંદરી તો ગુર્જર પુરૂષાતનની માતા છે.

પારસી, ઇસ્લામી, હિંદુ: સૌન્દર્યની એ રસવેલનું યે પ્રકુલ્લન ગુજરાતની સારી પ્રતિષ્ઠાને શોભાવનારૂંજ છે.

હિન્દુ જનતામા અમદાવાદના સખાવતે બહાદુર હરકુંવર શેઠાણી, કચ્છનાં રાજમાતા નાનીબા સાહેબ, પ્રવાસોમાં ગુજરાત કાઠીયાવાડને આભડે ને વગડે ભ્રમનાર ને મુંબઇ નગરીના સુંદરી સંઘને પ્રભાવનાર જમનાબ્હેન સકાઇ ને લ્હેમનાં સ્થવિર સેઠ લક્ષ્મીબાઇ, વિનતાવિશ્રામોનાં વાત્સલ્યવન્તાં, ગુર્જર વિધવાઓની મ્હોટેરી બ્હેનો જેવાં, ન્હાની બ્હેન મજ્જર ને સ્વ બાઇ ગૌરી મુનશી, ગાંધીજીના સત્યાગ્રહાશ્રમમાંનાં આશ્રમમાતા કસ્તુરબા ગાંધી, નિજના રામ-સાથે વનવાસ વેઠતાં, દરિયામહેલ છાંડી મૂળામીઠાને આરે પર્ણકુટીમાં વસતાં, વીસમી સદીમાં સતી ધર્મ સ્થાપતાં માણેકબાઇ શેઠાણી, સરસ્વતી સરિખાં આપણી નૈષ્ઠિક બ્રહ્મચારિણી યશલક્ષ્મી, કલાપીની કવિતાવિખ્યાત રસરસીલીઓ રમા અને શોભના: એવાં એવાં છે અનેક આપણી સુંન્દરીવેલનાં સુન્દરતમ ફૂલડાં.

ઘરઘરમાં જઇને જુવો: હતાં એથી સુઘડ નથી?

કુલકુલમાં જઇને નિરખો: ગુજરાતનાં કુલધામ વધારે રસરસિયાં, વધારે કોડમ્હોરેલાં નથી?

એ રસ, એ કવિતા, એ સૌન્દર્યભાવના, એ કોડ આવ્યાં ક્ય્હાંથી ? ગુજરાતણના હૈયાના અક્ષયપાત્રમાંથી: કુટુંબવત્સલા ગુજરાતણના આત્માનાં અમૃતસરોવરમાંથી.

ગુજરાતણ અજબ સુંદરી છે.

પેરિસિયણ (Parisiene) રસરસિયેણ તરીકે જગમશહુર છે. બર્લિનિયેણ ગૃહિણી તરીકે જગમશહુર છે. ગુજરાતણને રસિયેણ અને ગૃહિણી તરીકે ઓળખે છે તે સહુ ઓળખે છે.

અને સકળ દેશમંડળમાં સર્વોત્તમ નારીરત્નો તો કુલમંદિરિયે દર્શન દે છે. તેમ ગુણસુન્દરીઓ પણ ગુર્જરી ગૃહકુંજોમાં વિરાજે છે. ગુજરાતને ખૂણેખૂણે કુલકુલે મ્હોરે છે એ ગુણની વેલ.

મ્હારે કુલમંદિરિયે તો હરિની સત્કૃપા મૂર્તિમન્ત ઉતરેલી છે. અને એ મ્હારા વેણુને પણ ગુજરાતીઓ ટહુકો પૂરશે જ.–ગ્રીષ્મમાં તપે નહિ, શિશિરમાં કરમાય નહીં: એવી દેવલતાની છાયા મ્હારે કુલમાંડવડે છવાઇ રહી છે. કવિતાની કલ્પનામાં ભૂલે નહીં; ઇતિહાસ શિવસુરીના જાર ઝીલે કપરાય નહી; ભક્તિમૂર્તિ, સંયમમૂર્તિ, આનિંદ્ય મૂર્તિ, ધર્મમૂર્તિ: પાંત્રીસ વર્ષથી અખંડ યજ્ઞના મ્હારે કુલધામે પધરે છે. બરણીમાં ન બઝાય, ઓટમાં ન ઓસરે; નહીં'સા આજે ગમ્યુઆરે શાનુ-

ગારેલી છતાં કંઇ કંઇ શણગારની શણગારરૂપ; મોડાની સાથે મોડે સુધી જાગનારી, વ્હેલાની સાથે વ્હેલેરી ઉઠનારી; બાળને ધવરાવીને, મ્હોટેરાંને રાંધી જમાડીને ઉછેરતી; મુજ સમા માનસતરંગે ચ્હડી ભમતા હોડકાની કંઇક સૂકાની સરિખડી:

**આત્મવત્ સર્વભૂતેષુ** એ ન્યાયેજ માત્ર હું નથી ઉચ્ચરતો અને નિજનું સૌભાગ્ય સૌને વાંછવું એય તે આશીર્વાદ જ છે ને ?

કદ્હારેક તે મેલ ચ્હડયા ઉતારતી,
કદ્હારેક તો તે ફુલ માટ રાંધતી;
ક્હારેક પૂછ પ્રભુ આશિષો લહે;
નિત્યેય ચિન્તા કુલક્ષેમની વહે.

દેહની છાયા સમી, પ્રાણની પાંખડી સમી, અમોલી ગુજરાતણની મ્હને તો હરિએ કૃપા કીધી છે.—અને ઘણાંયનાં અન્તર શાક્ષી પૂરશે ને ટહુકશે ' અમને ય તે. '

સૂર્યની પેઠે ઝગઝી નથી, ચન્દ્ર પેઠે ક્ષય પામી નથી; અનરત ધ્રુવતારલીની સાહચર સમી; નહિ કિરણો સ્ફુરન્તો હીરો કે નહિ તેજ-ડોલવાયલા સમો શનિ; પણ હ્રદયરંગીલું ઘેરું માણેક દેવે તો મ્હને બક્ષ્યું છે.

મ્હારે કુલ મન્દિરિયે છે એવી કુલયોગિની.

ને ગુજરાતના કુલ કુલમાં છે એવી કુલયોગિનીઓ. ગુજરાતની એવી કુલયોગિનીઓને અમારી તો અન્તરની વન્દના જ છે.

ભાદરા કુલમાં, બીજે, જ્યહાં હોય ત્હાં, એ તપસ્વિની !

નમો—નમો, ભદ્ર દેવી નમો કુલયોગિની !

ગુજર તણના ગૃહભાવ ગયા નથી. રમભુમતા રૂપ જેવી ગુજરાતણ એટલે સંસારિણી.

ગુર્જરો ગોપાલ હતા—ધેનુપાળ હતા. ધેનુઓથી ને ધેનુસરિખડી અમૃતદૂઝણીની કુટુંબવત્સલા ગુણિયલોથી ગુર્જરી કુંજ હજીયે ભરેલી જ છે.

ગુજરાત ! જાગજે ને જતન કરજે. કામધેનુ સમી ત્હારા કુલમન્દિરની એ ગૃહદેવીઓનું. ત્હારા સ્મૃતિકારનો તો મન્ત્રોપદેશ જ છે ત્હને:

**યત્ર નાર્યસ્તુ પૂજ્યન્તે રમન્તે તત્ર દેવતા:**

એ મહાદેવીઓ આવી ગુજરાતની અંબાઓ છે: જનની, ધાત્રી, પોષા, પ્રેરક, પાંખ છે.

ફુલની કુંજે કુંજે પુર્ણિમાની નહિ લ્હોય વસન્તની વસન્તિકાઓ આજે પમરી રહી છે.

ગુજરાતને કુલમન્દિરિયે વસન્ત પંચમી પધારેલી જ છે.

**વીસમી સદીનું આપણું સ્ત્રીજીવન:**

ઉપર જણાવેલા " વસન્તોત્સવ " પ્રસંગે "સુંદરી સુબોધ"ના આસિતંત્રી રા. રામમોહનરાય જ. દેસાઇએ આ વિષય ઉપર આપેલુ વ્યાખ્યાન વાચકોને ઉપયોગી થઇ પડશે ધારી નીચે આપીએ છીએ:

**૧. સ્ત્રી અને પુરૂષ:-પરસ્પર સહકાર:**

વસન્ત—કોયલના ટહુકાર અને આંબાની મંજરી સમી વનિતા વિના-વસન્ત ને વધામણાં કોના ?—રંગરાગ રૂપ પુરૂષ, સાગર સરખા ઉછાળા ભરતો, ભલેને સ્વચ્છન્દ આનન્દે. તથાપિ, વસન્તમાં તો સરિતાની મન્દતરિત લહરિઓશી સરતી વનિતાઓના આનન્દ અને ઉત્સવ એ જ સાચી શોભા.

પરન્તુ આજના વિષયની વિચારણા એ " આનન્દ-ઉત્સવ "ના વર્ણનની બ્હાર છે. આપણી પ્રજાની એ પરિસ્થિતિ છે કે બાલિકાને ગાતા થવું પડે છે, પૌરૂષને પરાધીન રહેવાનું છે, આનન્દના ઉત્સવોને ગંભીર ચર્ચાનાં સ્થાન બનાવવાં પડે છે ! છતાં પુરાણા મિસરના સમારંભોમાં રખતી " મમી " ( mummy ) ની હાજરીની જેમ, આપણા દેશમન્દિરના દ્વારપર દૃઢ સ્થાન કરીને બેઠેલ ઘુવડની પેઠે,

" and the Raven never flitting,
" Still is sitting still is sitting"

આવી વસ્તુસ્થિતિ હોવાને માટે તો અનિવાર્ય દીસે છે.

ન્હાય તે કહો, સ્તુતિ કરો વા નિન્દા કરો. પણ અનેક યુગના અનુભવોએ સમજાવ્યું છે કે જગતનું જીવન્ત ગુરૂત્વાકર્ષણ. તો સ્ત્રી જ છે. જીવનકુંજની એ કુલવેલ વિના, ગૃહસ્થાનની એ મહાદેવી સિવાય, સહુ સૂનું સૂનું-જ છે. પુરૂષની સકલ સૃષ્ટિ અને તેનું હ્રદય સ્ત્રીના વિના ખાલી —ખાલી જ છે. સ્ત્રીના નિર્મળ પ્રેમનાં ઝરણ-જળ વિના જનતા સહુ જળ પીયે છે તે ખારૂં-ખારૂં જ છે !

સાદાઇ, સાધુતા અને પવિત્રતાના પાઠ પઢાવવા પોતાનાથી બનતું ત્હેમણે કર્યું.

વિક્ટોરિયન યુગનો અંત અને નવા સૈકાનો જન્મ,-એ બેના સંઘર્ષથી પ્રકટેલ નવીન વાતાવરણ, જે હાલ આપણે સારી રીતે પ્રસરેલું જોઈએ છીએ-ત્હેની શરૂઆત માટે જમાનો બહુ અનુકૂળ થઇ પડયો. ગયા શતકમાં સ્ત્રીકેળવણીનો પ્રારંભ સારો હતો સ્ત્રીઓ હજી લેખિકા તરીકે બહાર આવી ન્હોતી; પણ શિક્ષણ મેળવવાને ઉત્સુક થઈ હતી. આજીવિકા અર્થે સ્ત્રીઓ નોકરી સ્વીકારતી, પણ ઘણે ભાગે તે અનાથ વિધવાઓ અથવા શિક્ષિકોની પત્નીઓ જ હતી. રાજ્યની સાથે સ્ત્રીને કાંઇ પણ સંબંધ મનાતો ન હતો અને કદાચિત્ કોઇ રાજકીય મેળાવડામાં સ્ત્રીઓ હાજરી આપતી તો તે માત્ર રાજભક્તિ પ્રદર્શન કરવા માટે જ હતું ! સમાજ સુધારણા તથા ધાર્મિક વિશુદ્ધિની હિલચાલોમા સ્ત્રીસહાયની અપેક્ષા રખાતી પણ ત્હેનો આત્મા તો ત્યાં નહતો.

આ સમયનું સ્ત્રીજીવન-સંકુચિત અને બાંધેલા ઓવારાની અંદર વ્હેતી નદીના, કંઇક તરંગ અને કંઇક ડહોળાણવાળા, મન્દ અને શાન્ત પ્રવાહ જેવું હતું. કાંઇક ધાર્મિક, વિશેષ વ્હેમી, બહુધા સ્થિતિસ્થાપક અને કાંઇક સંરક્ષક શાસ્ત્રની-પુરાણની-રૂઢિની-હદ થઇ ગયેલી મર્યાદાઓમાં સંતોષમાં સરતું, ગુરૂજનની તથા વડીલવર્ગની આજ્ઞાઓ તેમજ શાસ્ત્રનો અવિચારણીય માનતું, એમણીસમી સદીનું સ્ત્રીજીવન સાંકડી નેળમાં થઇને જતા ગાડા જેવું, ઝીણી વાટ અને ઘણું તેલ અવા કોડિયામાં બળતા દીવાના જેવું દીસતું હતું. આ સમયની સ્ત્રીઓમાં નવીનતાની ભાવનાઓના વ્યાસ નહિં હોય, છતાં ત્હેમનામાં સનાતનતાની નિષ્ઠા અને અને આચારશુદ્ધિની ભાવના દૃઢ હતી. સંસારના સવાલોની કઠિનતાઓ ત્હેમને નડતી તેઓ માનતા નહોતાં, એટલે ત્હેનાં બન્ધનો સામે બળવો કરવાનું તો સ્વપ્નું પણ ત્હેમને ક્યાંથી જ હોય ? અને વિશેષઃ-ત્હેમનામા " પડયું પાનું નભાવી લેવાની " શક્તિ તથા વૃત્તિ હતી. ઈશ્વર ઉપર આસ્થા તથા ભાવિ વશ ત્હેમની જિન્દગીનો સુખનો ગ્રોક હતો. અંદર હોવાં, દીર્ઘદ્રષ્ટિના પુરાણ પણ કંઇક જીર્ણ થઈ ગયેલ દેવાલય સમું તે સીત્વ હતું; અજ્ઞાનના, વ્હેમના, અંધશ્રદ્ધાના પડદાઓની પાછળ પરમાત્માનો જ્યોતિ ત્હેમાં ઝગઝગતો-ઓછું વધતું-દર્શન દેતો હતો.

છેલ્લાં પચીસ વર્ષમાં ગુજરાતી સ્ત્રીઓની પ્રગતિનો ઇતિહાસ આશાજનક છે. સાહિત્ય, રાજ્ય અને કેળવણીના પ્રદેશોમાં ત્હેમની ગતિ અતિત્વરીત તથા વિશાળ માર્ગોમાં દેખાય છે. કલા અને કારીગરીમાં પણ ત્હેમની કૃતિઓ લોકપ્રિય થવા લાગી છે. અને સમાજસુધારણામાં તો ત્હેમણે પુરૂષોની પાસેથી કેટલુંક નેતૃત્વ પણ સંભાળી લીધું છે. કાંઈ પ્રગતિ ન જણાતી હોય તો તે વિજ્ઞાનના વિભાગમાઃ કારણ કે તે તરફ કોઇનું લક્ષ હજી ખેંચાયું નથી-પણ-પણ, અવળી ગતિ થતી દીસતી હોય તો તે ધર્મના વિષયમાં છે. નવા જમાનાની સ્ત્રીઓમાં,-જે શ્રદ્ધા, જે ભક્તિભાવ, જે ધાર્મિકતા આગલા સમયની સ્ત્રીઓમાં જણાતાં,-ત્હેનો ન્હાનકડો અંશ પણ ભાગ્યેજ રહ્યો હશે, એટલું બધું ધાર્મિક તત્વ ત્હેમના જીવનમાંથી ઓછું થયું લાગે છે. ધર્મનું વિશિષ્ટ સ્થાન હૃદયઃ અને સ્ત્રીનું હૃદય ત્હેનું વિશિષ્ટ ગ્રાહક છે. એટલે પુરૂષોમાંથી ધર્મ જાય, તો પણ સ્ત્રીઓમાં તો અવશ્ય તે સચવાઇ જ રહે તથાપિ સ્ત્રીઓના હૃદયમાં અન્ય વિષયોના આન્દોલનો એટલાં બધાં વ્યાપી ગયા છે કે કષ્ટ-દુઃખ-ઉપાધિના પ્રસંગ વિના ઈશ્વરનું સ્મરણ પણ ત્હેમાં ભાગ્યે જ થતું હશે ! આના અર્થ આટલો જ કે નવા જમાનાની સ્ત્રીઓમાંથી ધર્મભાવના ક્ષીણ થવા લાગી છે. અને નવા યુગની આશાઓ માટે તે ચિહ્ન તો સારૂં જણાતું નથી.

સ્ત્રીઓની સાહિત્યપ્રવૃત્તિનો ઇતિહાસ " મહિલામિત્ર "ના અંકોમાં સહૃદય લેખકોએ સારી રીતે લખ્યો છે. " સુન્દરી સુબોધ "ના સ્ત્રીલેખના ખાસ અંકોની શરૂઆતમાં તંત્રીને પડેલી મુશ્કેલીઓ—ગમે ત્હેવાં પણ સ્ત્રીનાં લખાણ પ્રાપ્ત કરતાં-ત્હેનું સ્મરણ કરતાં હાલની પરિસ્થિતિ બહુ પ્રોત્સાહક છે, એમાં શક નથી. એ કાળ ગયો. હવે તો લેખિકા બ્હેનોની કલમથી;—ચિત્રકાર બ્હેનોની પીંછીથી શણગારાયલા અંકો, વિદુષી બ્હેનોના તંત્રીપદે પ્રકટ થતા જોઇએ છીએ, ત્યારે આનન્દ થાય, એ સ્વાભાવિક છે.

—એમ શરૂઆત કરે છે શરદ્ઋતુમાં "ચાંદલીએ જ્યોત ચઢાવી, વેલડીએ વન વનસ્પતિ સુહાવી, એણે સમે વિરહિણીને કાં તલસાવી ?" એમ વિરહિણી તલસતી હોય છે.

સુંદરમાં સુંદર વર્ણન તો મનોહર વસન્ત ઋતુનું આ સ્ત્રી-કવિએ આપ્યું છે:—

"હો વ્હાલા ! મ્હારા ! આવી રે ઋતડી વસંત
ચંદ્ર-મુખ અમૃત-રસ રે ઝરંતઃ
વ્હાલા ! વન-મોરલા કુંપળીઓ ચરંત,
એણે સમે ના આવો તો આવે મ્હારો અંત !
એણે સમે અબીલ ગુલાલ ઊછાળીએ.
ચુવા ચંદન કેસર કચોળે ભરીએ.
નાહોં-નારી કેમે રે ફાગણીયે મળીએ
એણે સમે અમે રે ઘણું કકળીએ !
વ્હાલા ! વન ફાગણીયો રે ઊછળે
પંખીડાં કરે રે કલ્લોલ એકા માળે."

—વર્ણન કેવું સુંદર અને હૃદયંગમ છે ! 'વસંત વિલાસ' નું જૂનું ગુજરાતી કાવ્ય આવા વસંતવિહારનું જ વર્ણન આપે છે.

**ષડઋતુ વર્ણન-દયારામઃ** દયારામભાઇનું ષડઋતુ વર્ણન વર્ષાઋતુથી શરૂ થાય છે. એમાં રાધા, કૃષ્ણને સંભારી ગોપીઓ આગળ વિલાપ કરે છે. વર્ષાઋતુનાં વાદળાંને વીજ-ળીઓના ચમકારા-એ બધું જાણે મદનનું 'કટક' આવું વિરહી હૃદય ખોળે છે; ... વરસાદ તે જાણે ... અન...પે છે; અને કંઇ આશ્વાસન મેળવી હૃદયભાર હલકો ક...ે જતા.

**ગુજરાતી ભાવ પ્રધાન કાવ્યોઃ** સંસ્કૃત સાહિત્યનાં, ભાવપ્રધાન સૃ... સૌંદર્યનાં કાવ્યોની ધાટીવાએ ઉપર રચાયલાં હોય એવાં ... ગુજરાતી કવિઓનાં ખાસ ... કુદરત-વર્ણનો ગણ્યાં ગાંઠયાં જ છે. એનું કારણ એમ છે કે ગુજરાત હેની ખેતીવાડી અને ય

...
મદન રતિ જાણે લગ્ન લહી, લગ્ન મંગળ ગાતાં.
કિંશુક પુલ પીત રકતતા, લાગે એ જ પ્રમાણ;
વિતનુ વ્યાઘ્ર વિરહી હદે, વિડાયું નખ જાણે !
ત્રિવિધ સમીર વૃંદાટવી, પરભૃત કલ બોલે;
લલિત સુમન મધુકરણ ગ્રવે, હરિ વણ ઉર ડોલે."

—આવી વનની શોભામાં પોતાના આનંદના દિવસો રાધા સંભારે છે. અબીલ ગુલાલ ચુવા, ચંદન અને પીચકારીઓથી કૃષ્ણની સાથે પોતે ખેલતી હતી તે આજે કૃષ્ણવિના 'અકાજ' છે. એ પૂર્વસ્મરણો સંભારીને એ બોલે છેઃ—

"આજ બંસીવટ ચોકમાં હોય ધુમારોંની ધૂમ;
જુગલ જૂથ ચાચર મલે થાય ઝમાઝૂમ.
ગોળ ગાયે રે ગોપાળજી મીઠી અમૃત સરખી;
ક્યાં તે રસિક છબી રંગભરી રીઝંતી જોતે
નીરખી!

હૈડે પ્રગટી હુતાશની, કુસુમાકરે ઝાઝી
અનંગ અનિલ ધીમે તે થકી, નખશિખ હૈ
દાઝી !'

—આવો અંતરનો તાપ કેમે કર્યો મટતો નથી. વીંજણા ઊરાડવાથી કે કોઇ પણ પ્રકા... શીતલતા કર્યાથી તે શમતો નથી. ઉન્હાળામ... લૂ વાય છે. અને નદી નાળાં સુકાઇ ગયાં છે તે પરિસ્થિતિનું કારણ રાધા એમ જણા... છે કે:—

"લૂ વાયે સહુ કો કહે, પણ જાણે મરમ
નિઃશ્વાસ મૂકે કો વિરહિણી, દુઃખ પામીને પરમ

—આમ વિરહ-વેદના સહન કરતાં અ... કૃષ્ણનું ધ્યાન ધરતાં રાધાને પ્રેમ-સમા... લાધી; અને તેમાં ભાવાત્મક કૃષ્ણનાં દર્શ... થયાં, અને વિરહ-અગ્નિ શાંત થઇ ગયો.

અહિં ઋતુ વર્ણન સમાપ્ત થાય છે. ... કાવ્યમાં દયારામે રાગનું વૈવિધ્ય ઘણું જ રા... છે. ઋતુ વર્ણનની શરૂઆત ધોળથી કરી

દરેક ધોળની અવસાનિકા તરીકે શાર્દૂલવિક્રીડિત અને માલિનીવૃત્ત મૂકયાં છે. વળી કાવ્યમાં વિપ્રલંભ શૃંગારની છેવટે, રાધાકૃષ્ણનો સંયોગ વર્ણવ્યો છે; અને આનન્દરસથી સમાપ્તિ કરી છે.

પ્રત્યક્ષ ઋતુવર્ણન સિવાય, બારમહિનાના સાહિત્યરૂપી વિશિષ્ટ

**મહિનાનું સાહિત્ય:** પ્રકારના ઋતુવર્ણનનો એક સુંદર અને જાણીતો પ્રદેશ ગુજરાતી કવિઓને હાથ લાગ્યો છે. આમાં કુદરતનું પરોક્ષ વર્ણન કરેલું હોય છે. આ વિષય હેમનો ઘણો માનીતો અને લોકપ્રિય હોય એમ લાગે છે. લગભગ દરેક કવિ રાધાકૃષ્ણનો વિરહ વર્ણવવાની વૃત્તિ થઇ આવતાં બાર મહિનાનો ક્રમ જ પહેલાં આંખ આગળ ગોઠવે છે; અને પછી એ મહિનાઓ-માં કુદરતના રંગ પૂરી પોતાનું કાવ્યચિત્ર પૂરું કરે છે.

નરસિંહથી માંડીને દયારામ અને ગિરધર સુધી-એટલે પ્રત્યેક પ્રાચિન ગુજરાતી કવિએ આવા મહિના સાહિત્યને આપ્યા છે. ગુજરાતનો પ્રદેશ સપાટ છે એમાં નથી ઉત્તર કે દક્ષિણની પર્વતમાળા કે નથી મ્હોટી મ્હોટી નદીઓના જલપ્રવાહ કે વિંધ્યાટવી જેવાં વિશાલ જંગલો; તેથી જ એમાં કુદરતના નન્દનવન જેવા કાશ્મીરના બાગબગી-ઓની શોભાઓનાં વર્ણન કવિઓ કરી શક્યા નથી. છતાં સામાન્ય ઋતુવર્ણનની સાધારણ ખૂબી યે ભૂલવા જેવી નથી. સૌ સૌમાં કુદ-રતના વર્ણનની વિશિષ્ટતા અનેરી જ છે.એમાંથી કેટલીક મુખ્ય મુખ્ય અહિં જણાવીએ.

મહિનાના સાહિત્યમાં ઘણાખરા કવિઓએ શરૂઆત કાર્તિક મહિનાથી કરી છે. કેટલાક કવિઓ એમાં જૂદા પડે છે. ભટ્ટ પ્રેમાનન્દે "રાધિકા-વિરહના મહિના" ચૈત્ર મહિનાથી શરૂ કર્યા છે. રત્નેશ્વરે માર્ગશીર્ષથી અને બ્રહ્માનન્દે અષાઢથી મહિના શરૂ કર્યા છે.

કેટલાક મહિના, કર્તાના નામથી ઓળખાયા છે. "રસનો કંદ."

**કેટલીક વીગતો:** કહેવાતા રત્નાના મહિના, "રસિયાનાથ"ના રાજેના મહિના, દયારામભાઇના "રસિયાજીના મહિના", બ્રહ્માનંદના મહિના-વગેરે કર્તાના નામથી ઓળખાયા છે. જ્યારે નરસિંહ, પ્રેમાનંદ, રત્નેશ્વર વગેરે કવિઓએ "રાધા-વિરહના બાર માસ" લખ્યા છે.

શામળ આ બાબતમાં જૂદો પડે છે. એણે "સીતાજીના બાર માસ" લખ્યા છે. વૈશ્ય-કવિ નાકરે "ભીલડીના બાર માસ" લખ્યા છે. આ પ્રકારના રાધાકૃષ્ણના બાર માસ સિવાય, એક કવિના 'કારતક માસે અબળાં કહે છે કંથને ' થી શરૂ થતા માસની સારી કવિતા છે. દરેક માસને છેડે પરદેશ જતા પતિને પત્ની આજીજી કરે છે કે "એ મહિને નવ. જોઇએ પિયુ પરદેશમાં—"

હિન્દી સાહિત્યમાં પણ આવા બાર માસનું વિશિષ્ટ સાહિત્ય અસ્તિત્વ ધરાવે છે. હિન્દી સાહિત્યમાં સૂરદાસ જેવા કવિઓએ બારમાસ રચ્યા છે. સૂરદાસે "સરસ્યામના વિરહની બારમાસી "ની શરૂઆત અષાઢથી શરૂ કરી છેઃ—

"લગન અષાડ ઉમંગ દોઉ આવે,
બીજલી ચમકે ઘન બાદલમેં રે;
ચમક ચમક ચારૂ દેશ નિહારૂ
હજુ ન આયે બીંદ્રાબનસેં રે;
હમકું છાંડ ચલે બન માંહુ—
રાધા શોચ કરે મનમેં રે.—"

મહિનાઓ કેટલીક જગાએ બાર ગણ્યા છે અને કેટલીક જગાએ તેર પણ ગણ્યા છે. હેમાં તેરમા માસ તે અધિક માસ ગણ્યો છે. પહેલા બાર માસમાં વિપ્રલંભ શૃંગારની પરાકાષ્ટા બતાવવામાં આવી છે. અને આ તેરમા માસમાં લોકપ્રસિદ્ધ નાયિકા વિરહિણી રાધાનો, કૃષ્ણ સાથે સંયોગ વર્ણવ્યો હોય છે. રાધાને મન તો આ સમયે—

" અહા ! વિશ્વનાં દ્વાર ખૂલ્યાં ઊછળ્યાં;
અહા ! અબધૂતને બ્રહ્મયોગ મળ્યા:
અહા ! લોચન લોચન માંહિ ઢળ્યાં
રસજ્યોત નિહાળી નમું હું નમું—
દગ-બાણથી પ્રારબ્ધ લેખ લખ્યો,
કંઇ પ્રેમીએ પ્રેમ-પથી પરખ્યો:
અને આત્માએ આત્મનને ઓળખ્યો;
રસજ્યોત નિહાળી નમું હું નમું—"

એની લાગણી થતી હોય છે.

મહિનાઓમાં ખાસ કરીને વરસના ત્રણ ભાગ—એટલે શિયાળો, ઊનાળો અને ચોમાસું. ત્હેના સંધિકાળના સમયનું વર્ણન રસપૂર્ણ હોય છે. ને ત્હેમાં ઊંચા કવિત્વના ચમકારા ક્યાંઇ ક્યાંઇ દેખાય છે. કેટલાંક ઉદાહરણો આપીએ:—

" કારતક રસની કુંપળી, નયણામાં ઝળકાય:
અંગ સમારે રાધિકા મન્મથ રહ્યો શોભાય"
—રત્નાના " મહિના. "

મેઘદૂતમાં જેમ વિરહથી વ્હીલો થએલો યક્ષ પોતાની પ્રિયાને મેઘની સાથે સન્દેશો મોકલે છે તેમ રાધા ચાંદલિયાને કૃષ્ણને તેડવા મોકલે છે—

"ચાંદલિયા ત્યાં જાજે રે, જ્યાં હોય મ્હારો નાથ,
વહેલો વળજે વીરલા, તેડીને ત્હારી સાથ;
ખાંપણુ ખોઇશ ત્હારું રે, મુજ મુખ ઉપમા દેશ,
આદરભાવે વધામણાં, ભામણાં ત્હારાં લેશ."—
—પ્રેમાનંદ કવિ.

અહિંયાં ચંદ્રનું કલંક અને રાધાનું નિષ્કલંક મ્હોંડું, ઘણું ખુબીથી સરખાવ્યું છે. દયારામભાઇનાં ' હાવાં નહિ બોલું રે નંદકુંવરની સંગે, મને શશીવદની કહી છે રે ત્યારની દાઝ લાગી છે અંગે '—એ ગરબીનું કંઇક મળતાપણું અહીં લાગે છે.

" સખિ પોસાયા નહિ પ્રાણ મ્હારા પોષે રે
સખિ સુંદર સકલ શરીર સુકયું શોષે રે—" રાજેકવિ

આ ટૂંકમાં 'પોષ' એમ માસનું નામ હોય છે છતાં શરીરનું પોષણ થતું નથી. ઉલટું શરીર સૂકાતું જાય છે એમ નામના અર્થ ઉપરથી કવિએ ચમત્કાર બતાવ્યો છે.

"પોષે તો પરવશ પડી, મોહે વ્યાપ્યો અતિ અંગ:
ઓખડ ગુણ લાગ્યો નહિ ડશિયો શ્યામ-ભુજંગ"

—એમાં વિરહ વ્યાકુલ ગોપીને કોઇ પણ ઓશડ ગુણ કરતું નથી; કારણ કે એનો રોગ જૂદી જાતનો હતો. એને કૃષ્ણરૂપી ' શ્યામ ભુજંગ ' ડસ્યો હતો.

ફાગણ બેસતાં વનસ્પતિ નવપલ્લવ થાય છે; કેસુડાંનાં ફૂલ પલાશને ઢાંકી દે છે-પણ રાધિકાનું હૃદય ઉલ્લાસથી પ્રફુલ્લ થતું નથી:—

"ફાગણ આવ્યો હે સખિ! ફુલ્યાં કેસુ રસાળ
હૃદે ન ફુલી રાધિકા ભ્રમર કનૈયો લાલ- "
—રત્નો

જેઠ માસે તાપથી નદી નાળાં સૂકાઇ જાય છે; છતાં રાધાની આંખમાંનાં આંસુ ખૂટતાં નથી. એ અસન્તોષથી એનું રૂદન ચાલુ જ છે.—

"જેઠ માસે સહુ સગેવર સૂકાં કહે છે રે રસિયાજી
મુજ લોચનધારા નવ સૂકી, વ્હે છે હો
રંગ રસિયાજી "-દયારામ

" પુષ્પને પંખે પદ્મણી જુવે વ્હાલાની વાટ."—એ પ્રમાણે વાટ જોતી ગોપી, વર્ષામાં સૌ પોત પોતાને ઘેર આવી જાય છે છતાં કૃષ્ણ ન આવવાથી, દુઃખી થાય છે.

"લીલાં ચરણ અવનિએ ધર્યાં તરુવર ઘેર ગંભી
પંખીડે માળા રે ઘાલિયા જ્યાં ત્યાં ભરિયાં રે ની
જોગીડા પણ પંથ પરહરી, બેઠા એક આસ
રત્નાના સ્વામીરે શામળા, આવો જગના જીવન"
—રત

"અધિક માસ વળિ આવીઓ, તેથી ઉપન્યો ત્રા
વળી એ કેવો વીતશે, વીસા બારે માસ"—રત

—એ પ્રમાણે બાર માસ વીતાવ્યા પ વિરહિણીની અધીરતાની પરિસીમા વર્ણવી છે

આ પ્રકારે મહિનાના સાહિત્યના કવિઓ લગભગ એકસરખાં કાવ્યોમાંથી કેટલ અસાધારણ વિચારોનો જ પરિચય આ કરાવ્યો છે.

—અપૂ

# રીસામણાં.

( લોકગીત )

સંપાદક: રા. ઝ્યાલચંદ હ. દોશી.

ચાર ચાર મહિના ચોમાસું રે આવ્યું,
પ્રભુજીના ઢોલીયાં રે, નેવે ઢળાવ્યા !
નેવે ઢળાવ્યા ને મેહુલા વરસાવ્યા,
તોય મ્હારો વ્હાલોજી રે, બોલ ન બોલે.
બોલ ન બોલે ને આંખ ના ઉઘાડે,
કહો મ્હારી સહિયરૂં રે, દખ કોને કહીએ.
મહીયરે જઇએ તો માતાને કહીએ,
હૈયાની વીનતિ રે, બ્હેનીને કહીએ.
બ્હેની રે મ્હારી હૈયામાં રાખે,
પાડોશણ જાણે તો રે, ઝઘડો લગાવે.
ચાર ચાર મહિના શિયાળો રે આવ્યો,
પ્રભુજીના ઢોલીયાં રે, ચોકમા ઢળાવ્યા !
ચોકમાં ઢળાવ્યા ને વાયરા નંખાવ્યા,
તોય મ્હારો વ્હાલોજી રે, બોલ ન બોલે.
બોલ ન બોલે ને આંખ ના ઉઘાડે,
કહો મ્હારી સહિયરૂં રે, દખ કોને કહીએ.
મહીયેર જઇએ તો માતાને કહીએ,
હૈયાની વીનતિ રે, બ્હેનીને કહીએ.
બ્હેની રે મ્હારી હૈયામાં રાખે,
પાડોશણ જાણે તો રે, ઝઘડો લગાવે.
ચાર ચાર મહિના ઉનાળો રે આવ્યો,
પ્રભુજીના ઢોલીયા રે ઓરડે ઢળાવ્યા.
ઓરડે ઢળાવ્યા ને અગનિ ધીકાવ્યા,
તોય મ્હારો વ્હાલોજી રે, બોલ ન બોલે.
બોલ ન બોલે ને આંખ ના ઉઘાડે,
કહો મ્હારી સહિયરૂં રે, દખ કોને કહીએ.
મહીયેર જઇએ તો માતાને કહીએ,
હૈયાની વીનતિ રે, બ્હેનીને કહીએ.
બ્હેની રે મ્હારી હૈયામાં રાખે,
પાડોસણ જાણે તો રે, ઝઘડો લગાવે.




# સાહિત્ય પરિષદ—સંસ્મરણો.

( પ્રેક્ષક દૃષ્ટિએ )

લેખકઃ રા. મનહરનાથ માણેકનાથ ધારેખાન.
બી. એ; એલએલ. બી; એડવોકેટ.



યુરોપમાં મળતી ઓરીએન્ટલ કોન્ફરન્સની પદ્ધતી પ્રમાણે ગુજરાતમાં ગુજરાતી સાહિત્ય સભા ભરાય એ વિચારના ઉત્પાદક અને પોષક સ્વ. રણછોડરામ વાવાભાઇ મહેતા હતા. એમની વિચાર અને વિવેકબુદ્ધિથી આ પરિષદનો જન્મ થવા પામ્યો છે અને ઇશ્વરકૃપાથી તે સંસ્થા બાળક મટી ૨૫ વર્ષની ઉમ્મર લાયક થઇ છે.

**સાહિત્ય પરિષદ**

આ પરિષદનું આઠમું અધિવેશન મુંબાઇમાં—મહાવીર જૈન વિદ્યાલયના હોલમાં એપ્રીલની તા. ૨-૩ તથા ૪ થી એ સાક્ષરવર્ય રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠના પ્રમુખપણા હેઠળ મળ્યું હતું. વિદ્યાલયને ધ્વજા-પતાકા તથા આસોપાલવના તોરણોથી સારી રીતે સુશોભીત કરવામાં આવ્યું હતું; તથા સભા મંડપમાં જાણીતા લેખકોના સર્વમાન્ય વિચારો-મોટા અક્ષરે-મૂકવામાં આવ્યા હતા. ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં કામ કરનાર સન્નારીઓ તથા સદ્‌ગૃહસ્થોની છબીઓ પણ મૂકવામાં આવી હતી. પ્રેક્ષકની સંખ્યા ઘણા સારા પ્રમાણમાં—એક હજાર ઉપર હતી. જગ્યાના સંકોચને લીધે ઘણાઓને પાછા જવું પડ્યું હતું. જો ગોવાળીઆ તળાવના મેદાન ઉપર મોટો સભા-મંડપ રચવામાં આવ્યો હોત, તો ગુજરાતી સાહિત્યમાં રસ લેનાર સઘળાં સન્નારીઓ તથા સજ્જનોને લાભ મળત અને પરિષદનો ઉદ્દાર હેતુ વધુ ફત્તેહમંદીથી પાર પડત.

**સભા-મંડપ**

આ અધિવેશનની શરૂઆત સંગીતથી થઇ હતી. તે પ્રસંગે ગાવાના બારેક ગીત હતાં, અને તે ગીતો છપાવી એક એક આને સભામંડપમાં વેચવામાં આવ્યાં હતાં! હાલમાં ગીતો લખી શકે એવી ઘણી સ્ત્રી-લેખિકાઓ છે, છતાં આ બારે ગીતોમાંથી એકે ગીત સ્ત્રી-લેખિકાનું દેખાતું નહોતું, તે શોચનીય છે. આવા પ્રસંગોએ સ્ત્રીઓને ઉત્તેજન આપવું જોઇએ, અને જે બ્હેનો ગીતો રચી જાણતાં હોય, તેમને આમંત્રણ કરી ગીતો લખાવવાં જોઇએ અને ગવડાવવાં જોઇએ. આ વખતની પરિષદના સંચાલકો સ્ત્રી-ઉન્નતીને પોષનારા હતાં તેમ છતાં આવી ગંભીર ભૂલ કેમ કરી, તે તેઓ જાણે!

**ગીતો.**

પરિષદની શરૂઆત રા. નરસિંહરાવ રચિત ( સંસ્કૃતમાં )સરસ્વતી સ્તવનથી થઇ હતી, તે ઘણુંજ ઉચિત હતું. તેજ પ્રમાણે ગુજરાત દેવીની ઉપાસના સ્વ. નર્મદાશંકર રચિત ગુજરાત-પ્રિય કાવ્યથી થઇ હતી. તદુપરાંત રા. નરસિંહરાવ, રા. લલિત તથા રા. ખબરદારનાં રચેલાં ગીતો જુદે જુદે

દીવસે ગવાયાં હતાં, તે પણ પ્રસંગાનુસાર સારાં હતાં. આ ગીત ઉપરાંત " પરિષદમાં ગાવાના ગરબા " જે છેલ્લે દીવસે સાંજના સ્નેહસંમેલનમાં ગવાયા હતા, તે પણ સારા હતા, અને સારી ઢબથી ગવાયા હતા.

**પ્રમુખોનાં ભાષણો.** સંગીત પછી પરિષદ્‌ની શરૂઆત ભાષણોથી થઇ હતી. પ્રથમ ભાષણ, સ્વાગત મંડળના પ્રમુખ શ્રી કૃષ્ણલાલ મો. ઝવેરીનું હતું. પછી પરિષદના પ્રમુખ રા. બ. રમણભાઇનું હતું. બીજે દિવસે પરિષદના અંગે ભરાએલા "લલિત કળા તથા પ્રાચીન અને અર્વાચીન હસ્ત-લિખિત ગ્રંથોના પ્રદર્શન"ના યોજક મંડળના પ્રમુખ શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજીનું હતું. પછી તે પ્રદર્શન ખુલ્લું મુકતી વખતે, સર મનુભાઇ નંદશંકરે આપેલું ભાષણ હતું; અને છેવટે પ્રમુખ રા. બ. રમણભાઇનું ઉપસંહારનું ભાષણ હતું.

આ લઘુ લેખમાં દરેક ભાષણનાં સંસ્મરણો વિસ્તારથી આપી શકાય એમ નથી. એ પાંચે ભાષણોમાં સર્વોત્તમ તો સર મનુભાઇનું ભાષણજ કહેવાય. એમણે જે જે વિષયોની રેખાઓ દોરી છે, તે મનનીય છે. કલા એ સાહિત્યનું અંગ છે એમ સમજાવી, કલાની જે વ્યાખ્યા આપી છે તે ઉત્તમ છે. વળી સત્યનો અર્થ સમજાવી, કલાને વિજ્ઞાન વગેરે સાથે કેવો સંબંધ છે તે ઘણીજ સરળ પણ ઉત્તમ ભાષામાં સમજાવ્યા પછી આપણો શો ધર્મ છે ને સમજાવ્યું છે.

આ ભાષણમાં જે ભાવનાઓ એમણે દર્શાવી છે, તે જોતાં એમ લાગે છે કે જો સર મનુભાઇ મુંબાઇની જાહેર જીંદગીમાં ભાગ લે તો મુંબઇના દેશબંધુ દાસ થાય, અને મી. જીણા જેવા લોકનેતાને એક હિંદુ લોકનેતાની જોડી મળે!

એમણે દર્શાવેલા દશ આદેશ તો ચોક્કસ આદર્શ આદેશો છે.

રા. બ. રમણભાઇનું ભાષણ પણ સારૂં હતું. હાસ્યરસ સાથે પ્રભાવશાળી હતું. સાક્ષર શબ્દ વિષે જે ઉહાપોહ થએલો છે તે બરોબર સમજાવી, સાક્ષર કોને કહેવા તે સંબંધમાં ઝાંખી રેખા દોરી હતી. પરિષદનું લક્ષ્ય તે " ભાષા અને સાહિત્યનો ઉત્કર્ષ " છે એમ જણાવી લંબાણથી તે સમજાવ્યું હતું. પછી જણાવ્યું હતું કે ગુજરાતી લેખકો કેવા હોવા જોઇએ. પછી પીંગળ-શાસ્ત્ર પર વિવેચન કર્યું હતું, અને અત્યારના પદ્ય કેવાં લખાય છે તે સમજાવ્યું હતું. ત્યાર પછી નવલકથા પરનું વિવેચન સારૂં હતું. હાલના નાટકો અને રંગ-ભૂમી પર પણ સારૂં વિવેચન હતું. " અર્થ-શાસ્ત્ર, સમાજ-શાસ્ત્ર, રાજ-નીતિ-શાસ્ત્ર, વગેરે વિષયોનું સાહિત્ય ગુજરાતી ભાષામાં છેજ નહીં " એમ જે કહ્યું છે તે યથાર્થજ છે. એક શાસ્ત્ર-લડાયક શાસ્ત્ર માટે કહેવું રહી ગયું છે, એમ લાગે છે. એ શાસ્ત્ર ઉપર નિબંધો-પુસ્તકો લખવાની ખાસ આવશ્યકતા છે, અને તે દિશામાં આવી પરિષદે પ્રયત્ન કરવોજ જોઇએ. વીરરસ તથા દેશભક્તિના કાવ્યો સ્વ. નર્મદાશંકરે તથા ભીમરાવે લખ્યાં છે, પણ હવે તે લખાતાં નથી એ ઘણુંજ શોચનીય છે.

કોષ-જોડણી-વિવેચન વગેરે ઉપર પણ એમણે પોતાનાં ભાષણમાં ઠીક કહ્યું છે. વર્તમાન-પત્રોનો વિષય પણ એમણે ચર્ચ્યો છે. ગુજરાતી ભાષા બોલનાર ગુજરાતી શિવાય-જૈન મુસલમાન-પારસી વગેરે એ પણ ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષમાં જે ભાગ લીધો છે તેની નોંધ બરાબર લીધી છે.

ટુંકાણમાં એમણે દરેક વિષયને પોતાના ભાષણમાં સ્થાન આપ્યું છે-પણ સ્ત્રીઓ વિષે તદ્દને મૌન સાધ્યું છે તે નવાઇ પમાડે છે.

સ્ત્રીઓના ઉત્કર્ષના હિમાયતી હોવા છતાં, સ્ત્રીઓ આ કાર્યમાં રસથી ભાગ લે એવું કાંઇ પણ કહ્યું નથી. જે થોડી ઘણી સ્ત્રીઓ આ વિષયમાં ભાગ લે છે, તેમને જો ઉત્તેજન ન મળે તો પરિણામ સારૂં ન આવે.

શ્રી. ઝવેરીનું ભાષણ સરળ-સાદું-ટુંકું હોવા છતાં ઠીક હતું. એમને કોર્ટનો વ્યવસાય હોવાથી, આ ભાષણ તૈયાર કરવા પાછળ જેટલો જોઇએ તેટલો વખત ન અપાયો હોય તે સ્વાભાવિક છે-તૈયાર કરવામાં ઉતાવળ પણ થઇ હોય એમ દેખાય છે.

“ આપણા સાહિત્યની ઉણપો,” “કોષ,” “ વ્યાકરણ અને જોડણી, ” “ ગુજરાતનો ઇતિહાસ ” વગેરે વિષયો ઉપર એમણે ઠીક વિવેચન કર્યું હતું. સ્ત્રી લેખકો માટે બે અક્ષર કહ્યા છે પણ તેમને ઉત્તેજન મળે તથા બીજી સ્ત્રીઓ પણ એ દીશામાં ભાગ લે એમ કહેવાવું જોઇતું હતું. “ માતૃભાષા દ્વારા શિક્ષણની યોજના ” એ વિષય ઉપર પણ પ્રસંગાનુસાર ઠીક કહ્યું છે.

**નિબંધો.**

શેઠ પુરૂષોત્તમનું ભાષણ પણ ઠીક ધ્યાન ખેંચનારૂં હતું. એમણે જે વિષયો ચર્ચ્યા છે તે ઘણી સારી રીતે ચર્ચ્યા છે. આખું ભાષણ વાંચીને એમ ખ્યાલ થાય છે કે તેઓ ખરા અંતઃકરણથી એ વિષયમાં રસ લે છે અને તેના ઉત્કર્ષ માટે તન-મન-અને ધનથી મદદ આપવા તૈયાર છે. એમનું ભાષણ ફક્ત વિવેચકની દૃષ્ટિએ લખાએલું હોય એમ લાગતું નથી પણ તેમણે રચનાત્મક યોજના પણ બતાવી છે. આ દિશામાં એમણે જે શ્રમ લીધો છે તેને માટે ધન્યવાદ તથા મુબારકબાદી ઘટે છે.

ભાષણો પછી, નિબંધો તરફ ધ્યાન દોરાય એમ છે. આ વખતે જે નિબંધો વંચાયા તેમાં પ્રથમ પંક્તિનો એક પણ કહી શકાય કે કેમ તે વિચારવા જેવું છે. સાધારણ રીતે આ નિબંધો નવિન અજવાળું પાડનારા હોવા જોઇએ એમ ઘણાંની માન્યતા છે. કાંઇ પણ શોધખોળ ( research ) નું પરિણામ આવા નિબંધો હોય તો વાસ્તવિક ગણાય. આવા નિબંધો કેટલા હતા, તે તો સાક્ષર-સમૂહ જાણે.

“ હેમચંદ્રાચાર્યનું પ્રાકૃત વ્યાકરણ ” તથા “ મણીલાલની સાહિત્ય સેવા ” એમાં કાંઇ નવીન વિચારો જણાતા નહોતા. “ જર્મન પ્રજા અને રસાયન શાસ્ત્ર ” એ વિષય કાંઇ નવિન નથી. જેમણે સાધારણ પણ વિજ્ઞાન શાસ્ત્રનો કોલેજમાં અભ્યાસ કર્યો છે, તેમને તો એ નિબંધમાં દર્શાવેલા વિચારો જરા પણ નવા ન લાગે. તદુપરાંત એ વિચારો વાંચક-સમૂહ આગળ બીજી દીશાઓમાંથી મૂકાઇ ગયા છે. તેના લેખક ડૉ. નાયક હતા, અને વિષયના મથાળાથી કાંઇક નવું જાણવાનું મળશે, એમ પ્રેક્ષકો ધારતા હતા, પણ તે ધારણા ખોટી પડી હતી. રા. હોડીવાળાનો નિબંધ ઠીક હતો. શ્રી. ભાઇ લલિતનો “કવિતા રસાત્મા ” પણ ઠીક હતો. પ્રો. દુર્કાળનો “ સાહિત્યના પાંચ ગુણો ” ઉપરનો નિબંધ વિચિત્ર રીતે લખાએલો હોય એમ લાગતો હતો. રા. મનહરરામના “રામચંદ્ર”માં કોઇને રસ પડયો નહોતો એમ લાગતું હતું. સૌ. લીલાવતી મુન્શીના “ મીરાંબાઇ એક દૃષ્ટિ”ના વાંચન વખતે શાંતિ ઘણી હતી, પણ દૂર સુધી સંભળાતું નહોતું, એટલે એ વિષે કાંઇ કહી શકાય એમ નથી.

રા. હીરાલાલ પારેખના નિબંધનો વિષય સારો હતો, પણ કોઇને રસ પડયો હોય એમ લાગતું નહોતુ. રા. છગનલાલ રાવળના નિબંધ વિષે પણ એમજ હતું. શ્રી. ભાઇ કાશીરામ ઉપાધ્યાયનો વિષય સારો હતો. એમણે એ દિશામાં મહેનત પણ સારી કરી હોય એમ લાગતું હતું. પરંતુ જેમ

એક શિક્ષક તેમના વિદ્યાર્થીઓને મારી ઠોકી વર્ગમાં બેસી ધ્યાન વગર પણ સાંભળવાનું કહે, તેમ રા. ઉપાધ્યાય તેમના વાંચન વખતે કરતા હતા. સૌ. ચૈતન્યબાળા મજમુંદારનો લેખ સારો હતો. તે લેખ માટે જોઇતી સામગ્રી એકઠી કરવામાં એ બ્હેને ઠીક મહેનત લીધી હોય એમ લાગે છે. જે આદર્શથી આવી સાહિત્ય પરિષદમાં, નિબંધો વાંચવાનું ધોરણ છે, તે ધોરણ આ નિબંધ દાખવતું હતું. વળી એમને દસજ મીનીટ આપવામાં આવી હતી, અને નિબંધ મોટો હતો, તેથી જે થોડાક ફકરાઓ એ બ્હેને વાંચ્યા હતા, તેથી પ્રેક્ષકવર્ગમાં તેમના માટે માનની લાગણીઓ ઉત્પન્ન થઇ હતી. આવી લેખિકાઓને ઉત્તેજન આપવા માટે ખાસ પગલાં લેવાવાં જોઇએ. જો તેઓ પદ્ધતિસર શોધખોળનું કામ કરે, તો જરૂર ગુજરાતી સાહિત્યની અમૂલ્ય સેવા બજાવી શકે. પ્રો. રમણલાલ યાજ્ઞિકનો નિબંધ પણ ઠીક હતો. પણ વિષય કરતાં વિષયાંતર ઉપર એમનું વિવેચન બહુ હતું. દરબારી કોલેજના પ્રોફેસર હોવાથી, દરબારને અને કાન્તને કેવો સંબંધ હતો તે વધુ પ્રમાણમાં કહેવાઇ જાય તો સ્વાભાવિક છે. એમની વાંચનાની તથા બોલવાની શૈલી પ્રો. દુર્કાળ કરતાં સારી હતી, એમ પ્રેક્ષક વર્ગને લાગ્યું હતું. શ્રી. ભાઇ ભરૂચાનો લેખ પણ સારો હતો અને સારી રીતે વંચાયો હતો.

આ ઉપરાંત ઘણાં નિબંધોનું વાંચન કાર્યક્રમમાં દેખાતું હતું, પણ તે વંચાયા નહોતા. શ્રી. ભાઇ મુનશી તથા શ્રી ભાઇ મંજુલાલ મજમુંદાર તરફથી પ્રેક્ષક–વર્ગે સારી આશા રાખી હતી.

તે ઉપરાંત સૌ. બ્હેન સરોજિની મ્હેતા તથા રા. ભાઇ બધેકાના નિબંધો ધ્યાન ખેંચે એવા હતા. સૌ. બ્હેન સરોજિનીનો નિબંધ જે દૃષ્ટિએ લખાયો હતો, તેને માટે તેમને મુબારકબાદી ઘટે છે, એટલુંજ નહિ, પણ જે શૈલીથી તે વંચાયો હતો. તે શૈલી પણ વખાણવા લાયક હતી. પ્રેક્ષકના ઉપર તે નિબંધે સારી છાપ પડી હતી. આપણી રંગભૂમિ સુધારવા માટે આવા નિબંધો જુદી જુદી દિશાએથી લખાય તો તે ઘણુંજ ઇચ્છવાજોગ છે.

રા. ભરતરામનો "કવિ મેગલ અને તેની કવિતા" ના મથાળાનો નિબંધ પણ ઠીક હતો. તેમાં લેખકને સારી મહેનત કરવી પડી હોય એમ લાગે છે. શ્રી લલિતનું "ગુજરાષ્ટ્રનો સૂર" નું કાવ્ય પણ રસમય હતું.

**ઠરાવો.** આ પરિષદમાં પસાર થએલા ઠરાવ વ્યવહારોપયોગી હતા એમ લાગે છે. બીજે દીવસે વહેંચવામાં આવેલા ઠરાવના ખરડા ઉપરથી એમ લાગતું હતું કે પ્લેટફોર્મ ઉપરથી સખત વાગ્ધારાઓ ચાલશે, પ્રેક્ષકોને આનંદ મળશે, પણ સાહિત્ય–દેવીને ખોટું લાગશે. પરંતુ દેવીએ બધાને સારી સમજશક્તિ તે વખતે બક્ષી હોય એમ દેખાયું અને ઘેરાએલું વાદળ ઉડી ગયું. પરિષદ મંડળના બંધારણનો સવાલ હતો. રા. મટુભાઇ કાંટાવાળાએ સુધારો–વધારો સૂચવ્યો હતો, અને તે પરિષદની શોભામાં વધારો કરે એમ લાગતું હોવાથી, સર્વાનુમતે પસાર થયો હતો. રા. મુનશીએ મૂળ ઠરાવ મૂક્યો હતો, અને રા. કાંટાવાળાના વધારા પ્રત્યે સહાનુભુતિ દાખવી હતી, તે યોગ્યજ કર્યું હતું.

ત્રીજે દીવસે, નિબંધ–વાંચન પુરું થયા પછી ઠરાવોનું કામ હાથ લેતી વખતે, સભા–મંડપમાં વાવાઝોડાનું તોફાન આવ્યું હોય એમ લાગતું હતું. પરિષદનું

નાવ ઝોલા ખાવા લાગ્યું અને ખરાબે ચડી જશે એમ ભય રહેતો હતો. તેમાં પણ ઇશ્વરી પ્રેરણાથી સર પ્રભાશંકર પટ્ટણી મદદે આવ્યા, અને જો એમણે કુનેહથી કામ લીધું ન હોત તો, પરિષદનું ગૌરવ તૂટત-મુંબાઇના કાર્યવાહકોનું માન સચવાત નહીં-અને રા. મુનશીને માથે વિચિત્ર આક્ષેપો આવત. પરિષદે, પરિષદ-મંડળ માટે, સાત સભ્યો ચુંટવાના હતા. વિષય-વિચારિણી સભાએ સાત નામો સુચવ્યાં હતાં, અને સાત ગૃહસ્થોને મોકલી આપો એમ પરિષદને કહેવામાં આવ્યું. એ ગૃહસ્થો માટે અંગત વિરોધ નહોતો, પણ સભાને ગ્રાહ્ય નહોતા એમ ચોક્કસ લાગતું હતું. સર પ્રભાશંકરની કુનેહભરી સમજાવટથી સભાએ તેના સભાપતિને તે કામ સોંપ્યું, અને તેમણે તે કાર્ય ઘણાજ નિષ્પક્ષપાતપણે બજાવ્યું હતું. સભાના એક ખુણામાંથી એમ કહેવામાં આવ્યું હતું કે, સભાપતિને આવું કામ સોંપવાથી, સભાજનોના હક ઉપર તરાપ મરાય છે. પણ આવો આક્ષેપ વગર સમજનોજ કહેવો પડે. પરાપૂર્વથી આપણામાં ચાલ્યું આવેલું છે કે, જ્યારે તકરાર જણાય ત્યારે કોઇને લવાદ નીમવા. તે નિયમ પ્રમાણે આપણા સભાપતિને લવાદ નીમવામાં આવ્યા હતા, તે વ્યાજબી જ હતું. કોઇ પણ રીતે સભાજનોના હક ઉપર દરોડો નહોતો એમ કહ્યા વિના ચાલે એમ નથી. તેમજ પ્રણાલિકા-ભંગ પણ નહીં! આ પ્રસંગે જે શૈલીથી રા. મુનશીએ ભાષણ આપ્યું હતું તેથી સભાજનોના મનમાં એમના પ્રત્યે અભાવ ઉત્પન્ન થયો હતો એમ લાગતું હતું. તેમજ આ વાવાઝોડાને શાંત પાડવાના હેતુથી રા. હીંમતલાલ અંજારીઆએ જેએ શબ્દો કહ્યા હતા તેની અસર ઉંધી થઇ હોય એમ લાગતું હતું. એમનું ભાષણ વ્યવહારૂ નહોતું એમ સભાજનોનું માનવું હતું. એમના ભાષણથી સભામાં ખળભળાટ વધી ગયો હતો. જાણે-અજાણે તેઓ એક કડક શિક્ષકની માફક બોલત હતા. દેખાવ એવો થઇ ગયો હતો કે જાણે સભા-એક બાળ-વિદ્યાર્થી વર્ગ હોય, અને તેવા વિદ્યાર્થી-સમૂહ આગળ એક શિક્ષક શીક્ષા ફરમાવી રહ્યો હોય !

આ શિવાય, "દેશી ભાષાના અભ્યાસમાં સંસ્કૃતનો અભ્યાસ જોઇએ કે કેમ ?" એ વિષય ઉપર પણ મતફેર હતો. કેટલાકનું એમ માનવું હતું કે આપણી ભાષાની માતા સંસ્કૃત છે, તેથી માતૃભાષાનું સાધારણ પણ જ્ઞાન જોઇએ, જેથી સ્વભાષાનું જ્ઞાન દૃઢીભૂત થાય. કેટલાક એથી વિરૂધ મતનાં હતા. છેવટે સમાધાન થયું હોય એમ લાગતું હતું. રા. નરસિંહરાવે સુચવ્યું છે તે પ્રમાણે અભ્યાસ-ક્રમ નિર્ણીત કરતી વખતે એ ધ્યાનમાં રાખવામાં આવશે તો ઇષ્ટ પરિણામ આવશે.

આ પછીનો કાર્યક્રમ ઘણોજ જલદીથી સમેટવામાં આવ્યો હતો. ઘણા ઠરાવો ઉપર બોલનારના નામો કાર્યક્રમમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યાં હતાં, પણ બધાંને બોલવા દેવામાં આવ્યા નહોતા. કેટલાક ઠરાવો તો કાર્યક્રમની વિરૂદ્ધ પ્રમુખ સ્થાનેથીજ મૂકવામાં આવ્યા હતા. જાણે ચારે બાજુએ દાવા નળ પ્રગટયો હોય, અને જેટલી ત્વરાથી લોકો નાસી છુટવા પ્રયત્ન કરતા હોય, તેની અને તેટલી ત્વરાથી ઠરાવોનું કામ સંકેલવામાં આવ્યું હતું. બધા ઠરાવો ઉપયોગી હતા, અને તેથીજ કદાચ આટલી ત્વરાથી કામ ઉકેલ્યું હશે !

રા. બ. રમણભાઇએ ઉપસંહારનું ભાષણ પણ એટલીજ ત્વરાથી કરી પરિષદ્‌ની પૂર્ણાહુતિ કરી હતી.

પરિષદ મંડળના મધ્યસ્થ મંડળમાં સ્ત્રીઓને સ્થાન-એ વિષય ઉપર એક શબ્દ

કહેવાનો છે. તેમાં બધા મળી ૪૪ સભાસદો ચુંટાયા. તેમાં ત્રણજ સ્ત્રીઓ છે. મીસીસ મુન્શી, સૌ. વિદ્યા બ્હેન, અને સૌ. શારદા બ્હેન. આ શિવાય બીજી કોઇ બ્હેન તે મધ્યસ્થ મંડળમાં જવાને લાયક નથી ? એમ હોય તો ગુજરાતનું કમનશીબ નહીં ? પરિષદે મોકલવાના સાત સભ્યોમાં એક પણ સ્ત્રી નહીં તેનું કારણ? કોઇ કહેશે કે સૌ. બ્હેન સરોજિનીનું નામ સુચવવામાં આવ્યું હતું પણ એમણે ના કહી, તેમાં પરિષદનો શો વાંક ? જવાબ એ છે કે એવા વાવાઝોડામાં અને તોફાની વાતાવરણમાં કયી બ્હેન હા કહે ? જ્યારે મામલો શાંત થયો અને સભાપતિને લવાદ નીમવામાં આવ્યા અને સ્વીકારાયા ત્યારે કાર્યવાહકોએ એ બ્હેનને ફરી પૂછવું જોઇતું હતું–એટલુંજ નહીં પણ વિનવવાં જોઇતાં હતાં. વિષય-વિચારિણી સભાએ એક પણ પણ સ્ત્રીનું નામ કેમ ન સુચવ્યું ?

સભા મંડપના કાર્યને અંતે વાનતા-વિશ્રામના ચોગાનમાં પરિષદને અંગે સ્નેહ-સંમેલન યોજવામાં આવ્યું હતું. વિદ્યાલય હોલમાંથી બધાં એ સંમેલનમાં ગયાં હતાં. સભા–મંડપમાં એકજ સ્થાને ત્રણ દીવસ સુધી બેસી–અકડાઇ ગયાં હતાં, અને અત્યારે ખુલ્લી હવામાં છૂટથી બધાંને મળવાનો પ્રસંગ મળ્યો, તેથી બધાં આનંદમાં જણાતાં હતાં. ગવાએલા ગરબાથી, તથા સ્વયંસેવકોએ વગાડેલા બેંડથી બધાં ખુશ થયાં હતાં. ઉપહારની વાનાઓ અને યોજકોની વ્યવસ્થા પણ સારી હતી. પરંતુ તે વ્યવસ્થાને ગેર-વ્યવસ્થામાં બદલી નાંખનાર મહેમાનોજ હતાં એમ કહેતાં બહુ દિલગીરી ઉપજે છે. વ્યવસ્થા જાળવવી એ મહેમાનોનું કામ છે, અને જ્યારે આપણે આપણી એ ફરજ સમજી શકીશું ત્યારેજ સ્વરાજ્ય માટે લાયક ગણાઇશું.



## સાભાર સ્વીકાર

**પ્રજામત** ( મુંબાઇ ): તંત્રીઃ રા. મણીલાલ હ. મ્હેતા. વર્ષ ૧; અંકઃ ૩૯–૪૩. વા. લ. રૂ. ૩–૦–૦

**જૈન પ્રભાવ** ( મુંબાઇ ): તંત્રીઃ રા. સુરજમલ લ. ઝવેરી. વર્ષ ૧; અંકઃ ૩૩–૩૪. વા. લ. રૂ. ૩–૦–૦.

**અલ ઇસ્લામ** ( રાણપુર ): તંત્રીઃ રા. હસનઅલી જાનમહોમદ. પુ. ૧; અંક ૨ જો. વા. લ. ૩–૦–૦.

**વાયડા મિત્ર** (મુંબાઇ): તંત્રીઃ રા. રામલાલ ચુ. મોદી. પુ. ૬; અંકઃ ૬; વા. લ. ૩–૦–૦

**અનાથરક્ષક** ( અજમેર ): તંત્રીઃ ઠા. સરદારસિંહ ભાગ ૨૪; અંક ૨–૩. અને શ્રીમદ દયાનંદ અનાથાલય અજમેરનો ૩૦ મો વાર્ષિક રીપોર્ટ.

**સમાજસેવક** ( જામનગર ): વ્યવસ્થાપકઃ રા. ગોકલદાસ હી. ઠક્કર. વર્ષ ૨ જું; પત્રિકાઃ ૧૧. ૧૨.

રીપોર્ટ–શ્રી ગણદેવી ક્ષત્રિય મિત્ર મંડળનો સંવત ૧૯૭૯–૮૧ નો.

કેલેન્ડરઃ રા. પી. ડી. મલજી, ૧૧૦, અમરવાડી મુંબાઇ, ૪ઃ એડવર્ટાઇઝીંગ એજન્ટસ તરફનું ચાલુ વર્ષનું સુશોભિત કેલેન્ડર.

# જગતની સ્ત્રીઓના રિતરીવાજ.

લેખિકાઃ સૌ. હિરામોતી છગનલાલ.

પંજાબની સ્ત્રીઓ શરીરનો કોઇપણ ભાગ ખુલ્લો રાખવાને શરમ ભરેલું ગણે છે. પણ નાહવાની જગ્યાએ (તળાવ, કુવા, કે નદીકાંઠે) કાંઇપણ પહેર્યા સિવાય બધા માણસો વચ્ચે નગ્ન નહાય છે.

મારવાડમાં ને દક્ષિણ, બંગાળા વગેરે દેશમાં સ્ત્રીઓ, કાંચળી એ વેશ્યાનો પોષાક ગણે છે.

મારવાડમાં દીકરી બાપને ઘેર કાંચળી પહેરતી નથી પણ સાસરામાં તેને પહેરવી પડે છે. વહુ અને દીકરી ઓળખવાની એ રીત છે.

ગુજરાત, મહારાષ્ટ્ર વગેરે દેશની સ્ત્રીઓ જોડા પહેરતી નથી. પણ મારવાડમાં સારા ઘરની સ્ત્રીઓ જોડા ન પહેરે તો તેમની મોટાઇમાં ખામી ગણાય છે.

કાઠીઆવાડની સ્ત્રીઓ ઘરેણું પહેરવામાં મોટાઇ માને છે.

હિંદની સ્ત્રીઓ ખોટું અનુકરણ કરવામાં ફેશન માને છે.

બરમીઝ સ્ત્રીઓ પુષ્કળ તમાકુ ખાય છે. અને ચીરૂટ ( બીડી ) પીએ છે. તેઓ ચોળી નીચે થંબી પહેરે છે. અને શાલ ઓઢે છે, માથું ઉઘાડું રાખે છે. વેપાર સ્ત્રીઓજ કરે છે,

ચીનની સ્ત્રીઓને જેમ નાની ગોળ આંખ હોય તેમ વધારે વખણાય છે.

ચીનાઇ અબળાઓ પોતાના નાના પગમાં એકદમ નાના બુટ પહેરી, દાબી દાબીને પગને નાના કરવામાં ખુબસુરતી માને છે. તેમના પગ માત્ર ૨॥ ઇંચ લાંબા હોય છે.

જાપાનીઝ અબળા પોતાના દાંતને સોનેરી રંગવામાં ખુબસુરતી સમજે છે.

જાપાનીઝ અબળાઓ પોતાની પીઠ ઉપર બાળકને કાયમ રાખે છે. તેથી તેઓ કમરેથી વાંકી વળેલી હોય છે. તેઓમાં પરણેલી સ્ત્રી પોતાની ભ્રમર બોડાવી નાખે છે. તેથી પરણેલી અને કુંવારી સ્ત્રીઓ ઓળખાય છે.

ચીનની સ્ત્રીઓ જ્યારે પરણે છે અને પતિને ત્યાં જાય છે ત્યારે સોળે શણગાર સજે છે, પોતાના ચહેરાને રંગે છે, હોઠ લાલ કરે છે અને ભવાં કાળાં કરે છે, અને પોષાકમાં કસ્તુરી છાંટે છે.

સીયામની ઓરતો કમરથી ઘુંટણ સુધી પોતીયું અને છાતી ઉપર એક આડું કપડું બાંધીને ફરે છે, બાકી બધો ભાગ ખુલ્લો રાખે છે.

રાતા વાળવાળી તુર્ક અબળા ખુબસુરત ગણાય છે. પણ ઇરાની બૈરીને જો રાતા વાળ હોય તો તે બદસીકલ ગણાય છે.

કુર્દિ લોકોની સ્ત્રીઓ જો કે ખુબસુરત નથી છતાંય તેઓ બુરખો રાખે છે. તેઓ છુંદણા છુંદાવે છે અને તે બ્લ્યુ અથવા તો ગળીના રંગના હોય છે. કેટલીક સ્ત્રીઓ છુંદણા છુંદાવતી નથી. ઘરમાં તેઓ માથે કાળો રૂમાલ બાંધે છે. અને ચોટલાને પીઠપર લટકતા

# એશિયાની સ્રીઓ.



બ્રહ્મદેશની સ્રી.





સીલોનની સ્રી.

The Luhana Mitra Press, Baroda.

એશિયાની સ્ત્રીઓ.



ઇરાનની સ્ત્રી.





જાપાનની સ્ત્રી.

The Luhana Mitra Press, Baroda.

રાખે છે. નાની બાળાઓ વાળને ગુંથી નીચે સોનાની ઘુઘરીઓ બાંધે છે.

ઈરાનની સ્ત્રીઓ સફેદ બુરખો પહેરે છે. જુવાન બાળા કે વૃદ્ધ સર્વને બુરખો પહેરવો પડે છે. તેઓ, બદીઆન, ઈજાર અને ઓઢણું ઓઢે છે. બુરખાને આંખ આગળ જાળી હોય છે તેઓ પગમાં ચંપલ પહેરે છે.

ઈગ્લાંડની સ્ત્રીઓ કેડ પાતળી હોવામાં માન સમજે છે. જ્યારે ગ્રીનલેન્ડની અબળાઓ પોતાનો ચહેરો બ્લ્યુ અને પીળો રંગવામાં માન સમજે છે.

હોલાંડમાં ઉચ્ચ કુળની સ્ત્રીઓ ટોપી પહેરે છે અને હલકી સ્થિતિની સ્ત્રીઓ માથે ધોળું કપડું નાખે છે. કેટલીક તો વળી ઉઘાડે માથે ફરે છે,

બેલ્જીયમની સ્ત્રીઓ હાથે ગુંથવામાં અને શીટ બનાવવાના કામમાં વખણાય છે.

સ્ટોકહોમ ( સ્વીડન ) ની સ્ત્રીઓ બહુ રૂપાળી, મહેનતુ અને ઉદ્યોગી હોય છે. તેઓ પરદેશી ઉપર ઉપકાર કરવામાં મોજ સમજે છે. અને તે કામને પોતાની ફરજ સમજે છે.

રશીઆમાં સ્ત્રીઓજ ભીખારી છે. તેઓ કાળું કફન પહેરે છે. અને હાથમાં માળા રાખે છે. તેઓ યોગિની જેવી પવિત્ર મનાય છે.

પોલાન્ડની સ્ત્રીઓ માથે રંગબેરંગી રૂમાલ બાંધે છે પણ કોઇક તો માથે નાનો કકડો બાંધી ઉપર શાલ ઓઢે છે. તેથી તેઓ મક્કાની હાજી સ્ત્રીઓના જેવી લાગે છે. કેપટાઉનની મલાઇ સ્ત્રીઓ પણ આવોજ પોષાક પહેરે છે. અને સ્પેનની સ્ત્રીઓ માથે રૂમાલ બાંધે છે.

માર્સેલ્સની સ્ત્રીઓ બહુ ખુબસુરત છે. તેઓ માથાના વાળનો અંબોડો વાળી ઉઘાડે માથે ફરે છે ઘણી સ્ત્રીઓ વાળ ઉપર રૂમાલ બાંધતી કે ટોપી પહેરતી નથી પણ ફ્રેંચ ઓરતો પોષાકની બહુ શોખીન હોય છે. અને તેઓને એકની એક ઢબ પસંદ નથી તેથી વખતો વખત નવી નવી ઢબ પસંદ કરે છે.

યાહુદી સ્ત્રીઓ ખુબસુરત છે. તેઓ પરદો રાખતી નથી. માથા ઉપર આરબ લોકોની પેઠે ભરેલી ટોપી પહેરે છે અને આ ટોપી ઉપર ચળકતા પીળા રંગનું ઓઢણું ઓઢે છે.

ઓકલેન્ડની સ્ત્રીઓ લગભગ અર્ધ નગ્ન હોય છે. તેઓ માત્ર છાતીથી ઘુટણ સુધી જાડા દોરડાની વણેલી ચાદર બાંધે છે અને જંગલની અંદર રહેનાર સ્ત્રીઓ તો નગ્નજ રહે છે અને કાનમાં છેદ પાડી ગમે તે ચીજ લટકાવવાની ત્યાં ફેશન મનાય છે.

આફ્રીકન અબળાની ખુબસુરતી, જો તેને નાની આંખ, જાડા હોઠ, લાંબુ ચોડું નાક અને તદ્દન કાળી ચામડી હોય છે તો ગણાય છે.

મીસરની સ્ત્રીઓ બુરખો પહેરે છે પણ તે બહુજ આછો હોય છે. એલેકઝાનડ્રીઆ શહેરની સ્ત્રીઓ વધારે પૈસા આપે તેને પરણે છે.

ડેલાગોઆની સ્ત્રીઓ-સીધણો લગભગ નગ્ન રહે છે. તેઓ ઉપલા હોઠમાં પણ ઘરેણું પહેરે છે પોતાના શરીરને શણગારવા કાચના ઘરેણાં ઘાલે છે.

ઝુલુલાન્ડની સ્ત્રીઓ બહુજ ગંદી હોય છે.

કેપ ટાઉનની સ્ત્રીઓ માથે રૂમાલ બાંધે છે અને ખૂટ તથા બાંકીનો બધો પોષાક વલંદા સ્ત્રીઓની નકલ કરી તેમના જેવોજ પહેરે છે.

મેલ્બોર્ન ( આસ્ટ્રેલીયા ) માં પોષ્ટ ઓફીસમાં સઘળી સ્ત્રીઓજ કામ કરે છે.

આસ્ટ્રેલીયામાં ચીની સ્ત્રીઓને દાખલ થવા દેતા નથી. તેઓ માને છે કે ચીની સ્ત્રીઓ બહુ ગંદી અને શેળી હોય છે.

# પ્રાણુ મ્હારો મોરલો જી રે.

આકાશમાં ઝબકે વિજળીઃ
મ્હારા હૈયામાં ઝબકે સ્નેહકણી રે,
પ્રાણુ મ્હારો મોરલો જી રે.

વિહરે વિહંગ બાજ વ્યોમમાંઃ
મ્હારે ઉન્નત વિચારની ભોમરે,
પ્રાણુ મ્હારો મોરલો જી રે.

પોપટ પઢાવે જગ-માનવીઃ
હુંને પઢાવે માનો-પ્રેમ રે-
પ્રાણુ મ્હારો મોરલો જી રે.

જગને આશા જગ-માનનીઃ
હુંને આશા લીલી રહેમરે-
પ્રાણુ મ્હારો મોરલો જી રે.

મોરને શોભા એના પીંછની
હુંને શોભા વિનય રીત રે-
પ્રાણુ મ્હારો મોરલો જી રે.

મોર ટહૂકે ચાતુર્માસમાંઃ
મ્હારો અવાજ બારે માસરે-
પ્રાણુ મ્હારો મોરલો જી રે.




લેખક:—અશોક.

[ ૧ ]

મારી પ્રિય સખિ ઉષાનંદિનીના લગ્ન હમણાંજ થોડા સમય પર એક શ્રીમંત ચિત્રકાર સાથે થયાં હતાં. તેઓ ખેતરમાં પોતાના નાનાં સુંદર ઘરમાં રહેતાં હતાં. એમનું ઘર સ્ટેશનથી લગભગ ત્રણ મૈલને અંતરે હતું. સાંજે નદીની ઠંડી લહેરથી એ ઘર પાવન થતું તથા નાના સુંદર બગીચાથી એ શોભાયમાન દીસતું. આવા નાનકડા પણ સુંદર ગૃહમાં એ સુખી જોડું રહેતું હતું.

તેમના આ નાનકડા સુંદર ગૃહમાં નીચે રસોડું, દીવાનખાનું; આર્ટ ગેલેરી—જ્યાં તેના પતિના દોરેલાં ચિત્રો હતાં. ઉપર સુવા બેસવાના ઓરડા હતા. માળી બાગમાં રહેતો, રાત્રે રસોડામાં સુતો.

આટલા વખતમાં એણે મને ત્યાં આવવા ઘણીવાર લખ્યું હતું, આથી હું આ વખત ત્યાં ગઇ. આપણે શહેરમાં રહેનારને એવી શાંતિમાં કેમ ગમે; વખત પણ કેમ જાય ? મેં દરવાજામાં પેસતાંજ પૂછયું,

"તમને અહીંઆં એકાંત નથી લાગતું ?"

"ના બિલકુલ નહિ" ઉષાએ હસીને ઉત્તર આપ્યો.

"જગ્યા સરસ છે હોં" મેં આજુબાજુ જોતાં કહ્યું.

તેઓ માથાના વાળ બાંધતાં "બા શું, હજી આનાથી સરસ માપે કરે છે ધણી :" તેણે ઉત્તર આપ્યો.

આખું ફરી બતાવ્યું, છેવટે અમે એક ઓરડા આગળ આવ્યાં એટલે તેણે કહ્યું,

"આ પરોણાનો ઓરડો, પણ અમારે ત્યાં કોઇ પરોણા આવતા નથી."

અમે બન્ને ખડખડાટ હસી પડયાં.

"નથી આવતા તેજ સારૂં, કારણ જ્યારે એ ચિત્ર કાઢવા બેસે છે ત્યારે કોઇથી ઘોંઘાટ ન થાય, મારાથી પણ એમની પાસે ન જવાય."

"હવે ચાલ તું થાકી ગઇ હશે, નીચે ચ્હા પીને નાહિ લે."

અમે નીચે ઉતરતાં હતાં એટલામાં એના પતિ બહાર જવા નિકળ્યા, તેમણે બહાર નીકળી બારણું બંધ કર્યું. એટલે એકદમ તાળી પાડી ઉષા હસતી હસતી બોલી,

"એ લાકડી ભુલી ગયા."

એમ કહી તેણે ભૂસકો માર્યો, ને લાકડી મૂકવાની જગ્યા તરફ દોડી, પણ તે ત્યાં ન હતી.

"અરે હા, એતો કાલે બહારજ ભુલી આવ્યા હતા." એમ કહી એણે બહાર જોયું તે. લાકડી ન જણાઇ, આથી તે બોલી.

"એ લાકડી વગર જાય જ નહિં."

પછી મારા તરફ ફરી એણે કહ્યું,

"એ એમને મેં આપી છે. બહુ સુંદર છે, એ લાવે ત્યારે તું જોજે તો ખરી."

ખરેખર, લાકડી સુંદર હતી. ઉપર રૂપાની મુઠમાં તેનું નામ કોતરેલું હતું તે મજબુત પણ હતી, એક મારી હોય તો તેના રામ રમી જાય. એના પતિ હમેશાં એ પાસે રાખતા, કારણ જંગલમાં એકલા જવું ઠીક નહિ.

અમે સાંજે નદી કિનારે ફરી ગપ્પાં મારતાં ઘરમાં પેઠાં તેવુંજ ઉષાનંદિની બોલી ઉઠી.

" આ શું ? "

" શું થયું ? " મેં પૂછ્યું

" એ તો મને એમના હાથમાંની લાકડી દાદર પર દેખાઇ ને બીજી ક્ષણે અદ્રશ્ય થઇ ગઇ."

" ત્હને તો લાકડીનાંજ સ્વપ્ન આવે છે." ત્હેના પતિએ કહ્યું.

દિવસો પર દિવસો ગયા, મારે જવાનો દિવસ આવ્યો. અમે બારીએ ઉભાં હતાં એટલામાં ઉષા બોલી ઉઠી,

" અરે, આજે માળી કેમ એમની લાકડી લઇ ફરે છે ? " મેં જોયું તો જણાયું કે એ પાણી રેડતો હતો. આથી મેં પૂછ્યું,

" ક્યાં છે અલી ! "

" હવે નથી; ત્યારે હતી. "

" જા જા ગાંડી ! તને તો એવો ભાસ થયો. "

" ના, પણ મરું કહે તેં ન જોઇ ? "

" ના બિલકુલ નહિ. "

[ ૨ ]

મને ત્યાં જઇ આવે છ મહિના વિતિ ગયા. જાન્યુઆરી માસ ચાલતો હતો. એવામાં એક રાત્રીએ મને એવું સ્વપ્ન આવ્યું, જે હું કદી ભૂલીશ નહિ. રાત્રે રોજને વખતે સુતી, ટાંડી બહુ પડતી હોવાથી બારી બારણાં બંધ હતાં. હું ભર નિંદ્રામાં હોઇશ, એટલામાં મને કોઇ બુમ પાડતું હોય એમ લાગ્યું. આથી મેં પૂછ્યું,

" કોણ છે ? "

" એ તો હું ઉષા. "

મેં આખ ઉઘાડી જોયું તો ઉષા મારી પાસે ધ્રુજતી ઉભી હતી. હું એના ઘરમાં સુતી હતી, એ જોઇ મને બહુ આશ્ચર્ય લાગ્યું, કારણ રાત્રે તો હું મારે ત્યાં સુતી હતી.

" કેમ શું છે ? " મેં પૂછ્યું.

ચોર આવ્યો હોય એમ જણાય છે, નીચે ચાલતો હોય એમ લાગે છે. ત્યાં ચાંદીના વાસણો પણ છે. એ તો ગામ ગયા છે હવે શું કરીએ ? " .

" નોકરડીને બોલાવ એટલે કાં તો અવાજ સાંભળી જતો રહેશે, અથવા એ ને રસોયો, જો ચોર એકજ હશે તો પકડશે. "

" પણ રસોયો તો એનો બાપ માંદો છે તેથી ગામ ગયો છે, અને નોકરડીને તાવ આવ્યો છે. "

" ત્યારે માળીને બોલાવ. "

" એ બહેરો અત્યારે શું સાંભળે, હું નીચે જઇને જોઉં છું."

એમ કહી હું એને થોભાવું તે પહેલાં તે નીચે ગઇ. હું પણ તેની પાછળ નીચે ગઇ. તે ધીમે ધીમે નીચે ઉતરી, રસોડામાં ચંદ્રનું અજવાળું પડયું હતું, ને તેમાં તેના પતિની લાકડીનું રૂપાનું ટોચકું ચમકી રહ્યું હતું. નીચે ઉતરતાં સ્હેજ અવાજ થયો તે સાંભળી ચોરે પાછું ફરી જોયું, તો મને જણાયું કે મોઢા પહોળા મોઢાંવાળો એનો માળીજ હતો. ઉષાએ એને કૈં કહ્યું એટલામાં તેણે પેલી લાકડી ઉંચકીને એક ઉષા પર મારી. બસ ખલાસ. એક ચીસ સાથે તેનો પવિત્ર આત્મા અમને છોડી ચાલ્યો ગયો. આ જોઇ હું એકદમ નીચે ધસી અને બોલી.

" ખુની હરામખોર ઉભો રહે. "

એટલામાં લાકડી ઉંચકાઇને મારા પર પડે તે પહેલાં હું બેશુદ્ધ થઇ જમીન પર ઢળી પડી.

[ ૩ ]

થોડી વારે જાગી મેં આસપાસ જોયું તો મને માલમ પડ્યું કે હું મારા પોતાનાજ ઓરડામાં હતી. આથી મને કૈંક ટાઢક થઇ, પણ મારું મન શાંત ન થયું.

બીજે દિવસે ઉષાનો કાગળ આવ્યો, તેમાં લખ્યું હતું કે તેના પતિ ત્યાં આવવાના છે, તેથી મારે તેમને મળવું, અને બને તો તેમની સાથે આવવું.

આ વાંચી મારૂં મન કૈંક સ્વસ્થ થયું પણ પેલું સ્વપ્ન પાછું યાદ આવ્યું.

હું મારા મન સાથ બોલી,

"પ્રબોધચંદ્રને-એના પતિને ફોન કરૂં કે જઇ મળી એમને સર્વ બનાવ કહું, કારણ એથી એ પોતાની પત્નીનું રક્ષણ કરી શકશે. પણ મને ગાંડામાં ગણી હસી કાઢશે. વિ. વિ."

છેવટે મેં એ વાત મનમાંજ રાખી.બીજે દીવસે કામમાં વખત ન મળવાથી હું ત્રીજે દિવસે એમને મળવા ગઇ. એમણે મને ઉષાનો પત્ર બતાવ્યો તેમાં લખ્યું હતું કે:

"નોકરડી માંદી છે અને રસોયો મરણપથારીએ પડેલા બાપને મળવા ગયો છે-" આ વાંચી મને મારૂં રાક્ષસી સ્વપ્ન યાદ આવ્યું.

"તમે તમારી લાકડી લાવ્યા છો?" મારાથી પૂછાઇ જવાયું.

"ના, આ પહેલી વખતજ ભુલી ગયો છું" આ સાંભળી મારી આંખે અંધારાં આવ્યાં.

અમે સૌથી પહેલી ગાડી પકડી. ટ્રેનમાં પણ મને ચેન ન પડ્યું. ગાડીવાનને પણ એક કલાકમાં દસ વખત જલદી હાંકવા કહ્યું. "કેમ તમને સખિને મળવાની બહુ ઉતાવળ છે કે શું ?" પ્રબોધચંદ્રે હસતાં હસતાં પૂછ્યું.

મેં ડોકું ધુણાવ્યું. મારૂં ચિત્ત ઠેકાણે ન હતું.

ઘરમાં પેસતાંજ નોકરડી સામી મળી અને અમને જોઇ રડી પડી ને બોલી,

"સાહેબ, આપ ન હતા ત્યારે ચોર આવ્યા હતા તેણે—"

હું સમજી ગઇ.

"શું એને બ્હીવડાવી? કે મારી?"

તેણે ધીમે રહીને સર્વ હકીકત કહી-

આ સાંભળી એ ગર્જી ઉઠ્યા,

"હું ચાર દિવસમાં ચોરને ન પકડું તો મારે જીવ આપવો."

એમ કરી એમણે માળીને બોલાવી પૂછ્યું, "કોઇ આવ્યું હતું ?"

"ના સાહેબ, મેં કોઇને જોયો નથી."

એનો અવાજ સાંભળી હું નીચે આવી. મેં માળી તરફ જોયું તો તેજ રાક્ષસી પહોળું મોઢું દેખાયું. મારાથી બોલી જવાયું, "ખુની, હરામખોર, તેંજ ખુન કર્યું."

મને જોઇ તે ભોંય પર પડી ગયો ને બોલ્યો, "મને ખુન કરતાં જેણે જોયું તે દાદર પરના બાળને દુર કરો. મારો જીવ જાય છે, જીવ જાય છે ઓં ઓં.............ઓં ઓં દુર કરો."

પ્રબોધચંદ્ર એના પર તુટી પડ્યા, છેવટે પોલીસોએ જેમ તેમ છુટા કર્યા.

માળીએ કહ્યું,

"જો અહિંયા.લાકડી ન હોત તો એમનું ખુન ન થાત-"

હજુ સુધી મેં મારા સ્વપ્નની વાત કોઇને કહી નથી.






લેખક: શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

## પ્રકરણ પંચાવનમું

### સ્નેહપૂર્ણા કે રૂક્ષ્મણી ?



“નંદલાલ ! ત્હારૂં કહેવું ખરૂં છે. પણ એ રૂક્ષ્મણી મ્હારા ઘરમાં ન શોભે, એવી મ્હારી દૃઢ માન્યતા છે.” સુન્દરલાલે ચોખ્ખો ખુલાસો કર્યો.

“હું આપ મુરબ્બી સાથે કંઇ વાદવિવાદ કરવા માંગતો નથી. માત્ર મ્હારા ઉપર રૂક્ષ્મણીનો જે પત્ર આવ્યો છે એ પત્ર તરફ આપનું ધ્યાન ખેંચવા હું આવ્યો છુ.” આમ કહી નંદલાલે સુન્દરલાલના હાથમાં રૂક્ષ્મણીનો પોતા પર આવેલો પત્ર મૂકયો.

“નંદલાલ! તુંજ વાંચી સંભળાવ.”

નંદલાલે સુન્દરલાલના હાથમાંથી પત્ર લઇ વાંચવો શરૂ કર્યો.

મ્હાશય નંદલાલજી !

આપની ને કવિ વસંતલાલની મૈત્રિ વિશે હું થોડું ઘણું જાણું છું તેમજ આપના અને ત્હેમના બંધુભાવ વિષે મ્હેં ઘણું ઘણું સાંભળ્યું છે. દુનિયામાં હૃદય ઠાલવવાના ઠેકાણાં બહુ ઓછાં છે એવે વખતે આપના જેવા મિત્રોની જોડી જોઇ મને બહુ આનંદ થાય છે. લોકોમાં ‘વસંતલાલ ને નંદલાલની મૈત્રિના વખાણ થાય છે અને ‘ મિત્રો મળજો તો વસંતલાલ ને નંદલાલ જેવા મળજો ’ એમ પણ મ્હેં સાંભળેલું છે. આવા વસંતલાલના એક મિત્ર પાસે મ્હારૂં હૃદય ઠાલવી તેનો ભાર ઓછો કરવામાં હું ભૂલ નથી કરતી એમ મ્હારૂં માનવું છે.

નંદલાલજી ! મ્હારી કથા આપે આપના મિત્ર પાસેથી સાંભળી હશે, કારણ કે વસંતલાલ આપનાથી કંઇ છુપુ રાખતા નહિંજ હોય એમ હું ધારી લઉં છું. છતાં હું ટુંકમાં જણાવું છું કે કવિ વસંતલાલને હું ચાહું છું. ત્હેમને માટે મ્હારા જીવનની કુરબાની કરવા હું તૈયાર છું. ત્હેમને માટે મ્હારા પ્રાણ પાથરવાનો વખત આવે તો એ વખતને પણ હું વધાવી લઇશ. મ્હને આજે કોઇ રાજરાજેન્દ્રની રાણી થવાનું કહે તો તે છોડી હું વરમાળ તો વસંતલાલનેજ પહેરાવું. આ મ્હારી ભાવના મ્હેં આપને કહી.

હવે બીજી વાત. મ્હારૂં સગપણ મ્હારા પિતાએ મ્હારી મરજી વિરૂદ્ધ કરી નાખ્યું છે.

હું એ સગપણ તોડી નાંખવા ઇચ્છું છું અને જે યુવાન સાથે મ્હારૂં સગપણ થયું છે તેમની સહાયતાથી હું એ બાબતમાં ફતેહમંદ પણ થઇશ. આપને આટલી ટુંક હકિકતથી મ્હારા જીવનના એ કમનસીબ પ્રકરણની જાણ થઇ હશે. મ્હારી હવે આપને એટલીજ વિનતી છે કે વસંતલાલ મ્હારો હાથ કબુલ કરે તેને માટે આપે પ્રયત્નો કરવાના છે. એમના પિતાશ્રીને મ્હારા તરફથી વિનતી કરી મ્હારી આ ઇચ્છા પાર પાડવા આપ જરૂર સહાય કરશો એવી મ્હને ખાત્રી છે. હું કંટાળેલી છું. ચારે તરફ મ્હને દુઃખ દેખાઇ રહેલું છે. દરેક રીતે સુખી હોવા છતાં મ્હને કમનસીબ સમજું છું ને તેનું માત્ર એકજ કારણ એ કે મ્હારા પિતા મ્હારી મરજી વિરૂદ્ધ મ્હને પરણાવવા માંગે છે. નંદલાલજી ! કહો, જ્યાં મ્હારૂં દિલ ન જાય ત્યાં હું કેવી રીતે જઇ શકું ? જ્યાં પ્રેમ ન હોય ત્યાં પ્રભુ ક્યાંથી હોય ? પ્રભુતા પ્રસરાવતાં દંપતિ જગતમાં સ્વર્ગ ઉતારે છે એ ભાવનાની હું ભૂખી છું. આપ સમજુ માટે આટલુ પુરતું છે. મ્હારી આશા આપ પુરી કરાવશો ?

મ્હેં હમણાં સાંભળ્યું છે કે વસંતલાલ રાજકોટ થઇને ત્યાંથી ગોકુલ મથુરા તરફ ગયા છે. જો ત્હેમનું ઠેકાણું આપશો તો હું ત્હેમને ત્યાં પત્ર લખું. ત્યાં તેઓ શા માટે ગયા છે? કેટલું રોકાવાના છે ? એ વિષે ખુલાસો આપશો તો આપનો બહુ મ્હોટો આભાર માનીશ.

છેલ્લી આપને એટલીજ વિનંતી છે કે આપ તકલીફ લઇ મ્હને એકાદ વખતે કોઇ જગ્યાએ મળો તો હું વધુ ખુલાસો રૂબરૂમાં કરીશ.

તસ્દી માટે ક્ષમા.

લી. અભાગી,

રૂક્મણી.

પત્ર પુરો કરી નંદલાલ બે મીનીટ ચુપ રહ્યો. " કયમ નંદલાલ ! ત્હારે હવે શું કહેવું છે ? "

" આ પત્ર આપને વાંચી સંભળાવ્યો, હવે આપ એ ગરીબ છોકરી પર દયા લાવો એટલીજ મ્હારી વિનંતી છે. "

" નંદલાલ ! એ છોકરીને મ્હેં જોઇ છે. એ મ્હને મળવા પણ આવી હતી એ મ્હેં ત્હને કહ્યું છે. છોકરી દરેક રીતે સારી છે. ચતુર છે, શાણી છે ને હુશિયાર છે. બોલવામાં ને લખવામાં ભલભલાને મહાત કરી દે તેવી છે. પણ મ્હને ત્હેનામાં ઉછાંછળાપણું ને ઉદ્ધતાઇ લાગે છે. વસંતને તે ચાહે છે એ વાત ખરી છે પણ મ્હારૂં દિલ મ્હને એ બાબતમાં એટલોજ જવાબ આપે છે કે મ્હારા ઘરમાં હું એ છોકરીને સ્થાન ન આપી શકું. વિશેષમાં મ્હારા ઉપર વસંતનો એક ખાનગી પત્ર આજેજ આવ્યો છે ને ત્હેમાં એક બીજી કન્યા સાથે ગોઠવણ કરવાની ત્હેણે મ્હારી પાસે માંગણી કરી છે. હું માનું છું કે ત્હારા ઉપર પણ એ વિષયમાં કાગળ હોવો જોઇએ. તું મ્હારી પાસે એ વાત કરતો નથી. મિત્રની વાત ગુપ્ત રાખવાનો ત્હારો મિત્રધર્મ પ્રશંસાને પાત્ર છે. પણ આ બાબતમાં આપણે ખુલાસાથી વાત કરવાની જરૂર છે. " સુન્દરલાલે નંદલાલના ચહેરાપર થતા ફેરફારો વાંચ્યા.

" હાજી ! મ્હારા ઉપર પણ વસંતનો કાગળ છે અને આપ કહો છો એ બાબત ત્હેણે મ્હને લખી છે. " સુન્દરલાલની તેજ પ્રભામાં નંદલાલ અંજાયો.

" એ છોકરીનું નામ સ્નેહપૂર્ણા કેમ ? "

" હા. "

" બોલ નંદલાલ ! ત્હારા મિત્રને ત્હારે સ્નેહપૂર્ણા પરણાવવી છે કે રૂક્મણી ? "

સુન્દરલાલે વાતચીતમાં નંદલાલને બતાવી આપ્યું કે રૂક્મણીને તો કોઇ કાળે પણ પોતાના પુત્રને માટે તે પસંદ કરી શકે નહિ.

રૂક્ષ્મણી ને સ્નેહપૂર્ણા એ બંનેની સરખામણી કરતાં સુન્દરલાલે સ્નેહપૂર્ણાને વધારે પસંદગી આપી એટલુંજ નહિ પણ કદાચ સ્નેહપૂર્ણા સાથે સગપણની ગોઠવણ ન થાય તો પણ રૂક્ષ્મણી તો નહિંજ. સુન્દરલાલનો આ દૃઢ નિશ્ચય હતો.

"આપ સ્નેહપૂર્ણાને જોયા વિના આપની સંમતિ આપો છો ?" નંદલાલે સુન્દરલાલે વિનયથી પૂછ્યું.

"જરૂર. મ્હેં એ કન્યાને માટે બહુ સારી હકીકતો સાંભળેલી છે એટલુંજ નહિં પણ એ કુટુંબની ખાનદાનીથી હું માહિતગાર છું. વસંતને જો એ કન્યા પસંદ હોય તો મ્હારો એ બાબતમાં સંપૂર્ણ ટેકો છે."

"વસંતને તો રૂક્ષ્મણી પણ પસંદ છે તેનું કેમ ?" ગભરાતાં ગભરાતાં પણ હિમ્મતથી નંદલાલ સુન્દરલાલની સ્હામે જોઇ રહ્યો.

"એ પસંદગીમાં કંઇ ઉતાવળ છે, કંઇ જુવાનીનું તોફાન છે. એ પ્રથમ દર્શનનો સ્નેહ નહિં પણ મોહ છે. એ મોહ લાંબો વખત ટકી શકતો નથી. એ મોહનાં પુતળાં માત્ર થોડો વખત સંસારને આંગણે નૃત્ય કરી પાછા થાકી જાય છે. એ મોહને જેટલા લોકો સ્નેહ તરીકે ગણે છે તેટલાંઓ પસ્તાયાં છે–પસ્તાય છે.

નવલકથામાં રોમીઓ જુલીઅટ, ફરહાદ શીરીન, મજનુન લયલા ને દુષ્યંત શકુંતલાની હકીકતો વાંચી યુવાનો ને યુવતીઓ ઘણે ભાગે મગજપરનો કાબુ ખોઇ નાખે છે. નાટકોમાં પ્રિયતમ ને પ્રિયતમાના પ્રસંગોમા જનસમાજ દિવાનો થઇ જાય છે. પ્રસંગ આવતાં એ દિવાનાપણું એવી ખરાબ સ્થિતિમાં આપણને લાવી મુકે છે કે જેનાં પરિણામે અનેકની જીંદગી રદ બાતલ કરી નાંખી છે. નંદલાલ ! મ્હેં મ્હારી જુવાનીમાં આવા પ્રસંગો જોયા છે. ત્હમારા જેવા યુવાનો માટે મ્હારા અનુભવો ઉપયોગી છે. આપણામાં જે જે પશ્ચિમની ભાવનાઓ ઓતપ્રોત થતી જાય છે તેમાં ત્યાંના લગ્નની ભાવના આપણાં સંસારને માટે તદ્દન નાલાયક છે. ક્યાં આપણી પ્રાચીન લગ્નની–આત્મલગ્નની ઉચ્ચ ભાવના ને ક્યાં એમનાં સંસારમાં વ્યાપારના સોદા સમાનની એ લગ્ન ભાવના. એ ટાપટીપ, એ વિવિધ તરેહના આકર્ષક શરીરના શણગારોએ બીજાને આંજી નાખે તેવી છે. મધુર લાગતી બોલવાની ઢબછબ, એ શરીરના ભાગો તરફ લોકો ખેંચાય તેવો નગ્ન પોશાક, એની સાથે અનેક યુવાનો તરફ ફેંકાતાં એ કટાક્ષોથી પ્રભુ અમ્હારા સંસારને બચાવો ! નંદલાલ પશ્ચિમમાંથી આપણે બહુ બહુ શિખવાનું છે. અને ઘણુંયે ફેંકી દેવાનું છે. પણ ખાસ કરીને ત્યાંની ઉપરની ભાવનાથી પ્રભુ આપણને દુર રાખે. જે સંસારમાં લગ્ન એ ઇશ્વરી હક્ક છે, એમ માનીયે છીયે, એજ સંસારમાં જીવન ઉત્તમ છે. જ્યાં લગ્ન એટલે માત્ર ગમે ત્યારે તોડી શકાય તેવો સોદો છે, ત્યાં લગ્નની બાબતનું નામનિશાન પણ નથી હોતું. આપણા યુવાનો આ ભાવના સ્હમજે ને માત્ર ઉપરના દેખાવથી ન અંજાતાં ખરો સ્નેહ સમજતાં શિખે તો પછી મ્હારા જેવા પિતાઓને આવાં લાંબા ભાષણ આપવા નહીં પડે. રૂક્ષ્મણી બધી રીતે સારી છે છતાંયે હું ત્હેને માટે શા માટે ના પાડું છું ? ત્હેનાંમાં પ્રાચીન પવિત્ર આર્ય સંસ્કૃતિ નથી એમ હું કહેતો નથી પણ તે પશ્ચિમના રંગે રંગાયલી છે. ચંદ્રપ્રકાશને ત્હેણે લખેલા કાગળનો ત્હેનો જવાબ વાંચતાં મ્હને ખેદ થયો છે. એ છોકરીમાંથી જો પશ્ચિમનો રંગ ઉડી જાય તો તે એક ઉમદા કન્યા રત્ન છે. પણ મ્હારી બુદ્ધિ મ્હને કહે છે કે એ છોકરીમાંથી પશ્ચિમની ભાવના નિકળી શકશે નહિં. નંદલાલ ! મારે હજી આ પ્રશ્નો વિચારવાના છે. જે વાત

મ્હારે વસંતને કહેવી જોઇએ તે આજે પ્રસંગ આવતાં મ્હેં ત્હને કહી છે. સંભાળજે, યાદ રાખજે ને પ્રથમ દર્શનના મોહમાંથી બચવા નું પ્રયત્ન કરજે. જુલીયટ કે શીરીન, લયલા કે શકુંતલાને ભૂલી જઇ એક સરળ હૃદયની ધર્માચરિણી, પતિને પ્રભુ માનનારી, સાદી ગુજરાતણને દ્રષ્ટિ સમક્ષ રાખી ત્હારૂં ભવિષ્ય ઘડજે. અંગ્રેજી ભણેલી છે કે નહિં ? જન-મંડળમાં મ્હારા નામને શોભાવી શકશે કે નહિં ? છેલ્લામાં છેલ્લી ઢબનાં કપડાં પહેરતાં આવડે છે કે નહિં ? નાટક ને સીનેમાનો શોખ-ધરાવે છે કે નહિ ? અંગ્રેજી રહેણી-કરણી ને રીતભાત ત્હેને આવડે છે કે નહિ ? એવા પ્રશ્નો પુછવાને બદલે તે એક ઉત્તમ ગૃહિણી થઇ શકશે કે નહિં ? એ પ્રશ્ન પહેલો પુછી પછી આગળ વધજે. હું આ ન્યાયે ફરી ત્હને પ્રશ્ન પુછું છું કે ત્હારા મિત્રને ત્હારે રૂક્ષ્મણી પરણાવવી છે કે સ્નેહપૂર્ણા ? ”

---

## પ્રકરણ છપનમું.

### સાદી ગુજરાતણ કેવી હોય !



નંદલાલને સંબોધી સુન્દરલાલે જે ઉપદેશ આપ્યો તેથી નંદલાલમાં કંઇ નવીજ ભાવના જાગૃત થઇ. નંદલાલે બની શકે તેટલા વિનયથી રૂક્ષ્મણી વિષે સુન્દરલાલ સાથે વાદ-વિવાદ કર્યો પણ આખરે સુન્દરલાલ પોતાના વિચારમાં દૃઢ દેખાયો. સુન્દરલાલે રૂક્ષ્મણી અને સ્નેહપૂર્ણાની સરખામણી કરી નંદલાલને ખાત્રી કરી આપી કે પોતાની પુત્રવધૂ તરીકે રૂક્ષ્મણી કરતાં સ્નેહપૂર્ણાજ વધારે લાયક છે.

સુન્દરલાલ પાસેથી ઉઠી પોતાના ગૃહ તરફ જવા નંદલાલ ઉઠ્યો ત્યારે ત્હેના મગ-જમાં એજ વિચારોએ સામ્રાજ્ય જમાવ્યું કે જેમાં સુન્દરલાલે ત્હેને સીધો ઉપદેશ આપ્યો હતો. “ સંભાળજે, યાદ રાખજે ને પ્રથમ દર્શનના મોહમાંથી બચવા નું પ્રયત્ન કરજે. જુલીયટ કે શીરીન, લયલા કે શકુંત-લાને ભૂલી જઇ એક સરળ હૃદયની, ધર્માચરિણી, પતિને પ્રભુ માનનારી સાદી ગુજરાતણને દૃષ્ટિ સમક્ષ રાખી ત્હારૂં ભવિષ્ય ઘડજે. ” આ વાક્યોના રણકાર હજુ તેને સંભળાઇ રહ્યા હતા. સાદી ગુજરાતણ એ શબ્દોમાં ત્હેણે કંઇ ઓર ભાવના જોઇ. સુન્દરલાલના અનુ-ભવોનો સરવાળો હિંદુ સંસારમાં સાદી ગુજ-રાતણો જોવાનો હોય એમ ત્હેને લાગ્યું. આ સાદી ગુજરાતણ તે ગામડાની અબળ, અજ્ઞાન ને જ્હેને દુનિયાનું કંઇ ભાન ન હોય તેવી કોઇ ગામડીયણ કે ? આ સાદી ગુજરા તણ તે જ્હેને કંઇ વાંચતાં લખતાં ન આવડતુ હોય, જ્હેને સમાજના વિવેકનું કંઇ ભાન ન હોય, જ્હેને સ્વચ્છતા ને સુન્દરતાના નિયમોનું સ્વપ્નમાં પણ દર્શન ન થયું હોય તે કે ? જ્હેને લગ્ન એટલે માત્ર સાસરે જવું, ધણી, જેઠ જેઠાણી, દેર દેરાણી, સાસુ સસરા સાથે લડવું, બહુ તો સારાં કપડાં પહેરવાં, દાગીના પહેરવા, ખાવું ને પછી મરી જવું એમાંજ જે જીવનનો ઉપયોગ માનનારી એ કે ? જ્હેને જગતની પ્રગતિનું ભાન ન હોય, જ્હેને મનુષ્યજીવનની મીઠાશની કંઇ ખબર ન હોય, જે માત્ર સંચાની માફક જીવન પુરૂં કરતી હોય તે કે ? આ બધા પ્રશ્નો ત્હેના મગજમાં ગોળાયા. લુહાર જેમ લોખંડને ગરમ કરી ટીપી ટીપીને પોતાને ફાવે તેવો ઘાટ ઘડે તે

પ્રમાણે સાદી ગુજરાતણ એ શબ્દોને ટીપી ટીપી પોતાને ફાવે તેવા અર્થો કરી નંદલાલ યંત્રવત ચાલતો હતો. વારેવારે તે મનમાં ને મનમાં લવતો હતો કે સાદી ગુજરાતણ ને ફેન્સી ગુજરાતણ એ બે જાતમાં ફરક શું ? ચોળી, ચણીયો ને સાળુ ઓઢનારીજ સાદી ગુજરાતણ કહેવાય ને છેલ્લામાં છેલ્લી ઢબનું પોલકું, ઝાલર મુકેલો ફેન્સી ચણીયો ને પાતળામાં પાતળી સાડી ઓઢનારી ફેન્સી ગુજરાતણ કહેવાય ? માથામાં માત્ર ધુપેલ કે કોપરેલ તેલ નાંખી બરાબર વચમાં સેંથો પાડનારજ સાદી ગુજરાતણ કહેવાય અને માથાને સુરંગી તેલ, હેરબ્રુશ તથા બીજાં વિવિધ સાધનોથી બ્હેકતું કરી, વાંકો સેંથો પાડી, બાલનાં ઝુલફાંથી આકર્ષક ચહેરો બનાવનાર ફેન્સી ગુજરાતણ કહેવાય કે ? માત્ર રસોડામાં રાતદિન ચુલો ફુંકનારી સાદી ગુજરાતણ અને ભટ પાસે રસોઇ કરાવી જમનારી ફેન્સી ગુજરાતણ કહેવાય કે ? ઉંદરના દર જેવા અંધારા ઘરમાં નજરકેદની માફક રહેનાર સાદી ગુજરાતણ અને છુટ હવામાં ફરી તાજી હવાનો લાભ લેનાર ફેન્સી ગુજરાતણ કહેવાય કે ! ? રડવા કુટવામાં હુશિયાર હોય અને કુટુંબમાં કોઇ મરણ થતાં કુટુંબ કાણી તરીકે રાજીઆ લેવરાવનાર સાદી ગુજરાતણ અને મરી જતાં મોટરમાં બેસી મમાદેવીએ ન્હાવા જનાર ફેન્સી ગુજરાતણ કહેવાય કે ! ? આ વિચારોની ગડમથલ નંદલાલના મગજમાં એટલી ઝડપથી ચાલતી હતી કે સમુદ્રમાં ડુબતો માણસ બચવા માટે આડાં અવળાં જેમ ધાંધા મારે તેમ તેણે વિચાર સાગરમાં ફાંફા માર્યાં. તે વિચાર સાગરમાં ડુબકા માર્યતો હતો તેટલામાં સ્હામેથી એક સ્ત્રીએ અવાજ કર્યો. " મી. નંદલાલ જરા ઉભા રહેશો કે ? "

નંદલાલ આ અવાજથી થોભ્યો. અવાજ કરનાર સ્ત્રીને ત્હેણે ઓળખી નહિં તેથી તે બાઇ કોઇ બીજા નંદલાલ નામના ગૃહસ્થને બોલાવતી હશે એ વિચારે તે સહેજ આગળ ચાલ્યો, તેટલામાં તે સ્ત્રીએ ફરીથી નંદલાલને બોલાવ્યો.

"જરા ઉભા રહો, મી. નંદલાલ, જવાની બહુ ઉતાવળ છે કે ? "

હવે નંદલાલ ઉભો રહ્યો. તે સ્ત્રી ત્હેની નજદિક આવી હસતી હસતી ઉભી રહી.

" કયમ ઓળખો છો કે ? "

નંદલાલને થોડોજ વખત વિચાર કરવો પડયો.

" ત્હમે સુશિલા કે ? ". નંલાલે પૂછયું.

તેણે સુશિલાને હવે બરાબર ઓળખી. વંસતની સાથે કોલેજમાં ત્હેણે ત્હેને ઘણી વખત જોઇ હતી. પણ તે દિવસની સુશિલા ને આજની સુશિલામાં ત્હેને ઘણો ફેર લાગ્યો.

" વસંતલાલ હમણાં કયાં છે ? " સુશિલાએ પહેલો પ્રશ્ન કર્યો.

" ગોકુળ મથુરાની યાત્રામાં એ કવિરાજ હમણાં એક યાત્રી બન્યા છે. " નંદલાલે સહેજ હસતાં હસતાં ઉત્તર આપ્યો.

" જરા મ્હારી સાથે આવશો કે ? આ સ્હામેના મકાનમાંજ મ્હારો ઉતારો છે. મ્હારે કેટલીક વાતો ત્હમારી સાથે કરવી છે. " નંદલાલને પોતાની આંગળીથી ઘર બતાવતી સુશિલાએ માગણી કરી.

તુરત તે બન્ને તે ઘર તરફ વળ્યાં.

બીજે માળે એક ઓરડામાં નંદલાલને સુશિલા દાખલ થયાં.

" કયમ સુશિલા બ્હેન મોડાં ? "

" પ્રોફેસર કર્વે કંઇ કામમાં રોકાયલા હતા તેથી મ્હને પણ તેમને મળતાં જરા વાર થઇ "

"હવે તો જરા વિશ્રાંતિ લ્યો. આખો દિવસ કામ, કામ ને કામ ! જાહેર જીવનમાં પણ તબિયત તો સંભાળવી જોઇએ."

"કાન્તા બ્હેન ! મ્હને તો એમ લાગે છે કે જેમ હું વધારે આ બાબતમાં રસ લઇ કામ કરૂં છું તેમ તેમ મ્હારી તબિયત વધારે સારી રહે છે"

નંદલાલ આ ટુંકી વાતચીત સાંભળી સ્હમજ્યો કે સુશિલા કંઇ જાહેર જીવનમાં સારો ભાગ લેય છે.

થોડી વારમાં તો બીજી ત્રણ ચાર સ્ત્રીઓ ત્યાં આવી પહોંચી. સર્વેએ સુશિલાને બહુ માનથી નમસ્કાર કર્યા.

"અમને તો આ બાઇની ઓળખાણ કરાવો ? " કાન્તાએ સુશિલા પાસે માંગણી કરી.

નંદલાલ આ મહિલામંડળ આગળ સહજ મુંઝાયલો દેખાયો.

"ગઇ કાલે મ્હેં ત્હને 'નૂતન ગુજરાત' નામનું કાવ્ય બતાવ્યું તે કવિના એ પરમ મિત્ર છે."

"સારે તો કવિના મિત્ર પણ કવિ હોવા જોઇએ." કાન્તાએ નંદલાલ તરફ જોયું.

પોતે આ સ્ત્રીઓથી મ્હાત થાય છે એમ નંદલાલને ભાવના થઇ. તેણે સઘળી હિમ્મત એકઠી કરી કહ્યું:

"એવો કંઇ ખાસ નિયમ નથી કે કવિનો મિત્ર કવિજ હોવો જોઇએ !"

આમ વાતો કરે છે ત્યાં બીજા ઓરડામાંથી દુધના પ્યાલાઓ આવ્યા. નંદલાલને એક પ્યાલો આપતાં આપતાં ટકોર કરી:

"નંદલાલજી ! બનાવો દુધ ઉપર એક કવિતા !"

"વસંત હોય તો જરૂર બનાવે." નંદલાલ હસી પડયો.

દુધ પીતાં પીતાં સુશિલાએ નંદલાલની સાથે કાન્તાની ઓળખાણ કરાવી.

"નંદલાલજી ! મ્હેં ત્હમારી ઓળખાણ તો કરાવી પણ ત્હમે જ્હેને ત્યાં બેઠા છો ત્હેમની ઓળખાણ કરાવવાની રહી ગઇ. આ અમ્હારાં કાન્તા બ્હેન બહુ સંસ્કારી છે. ત્હેમના પતિની ઝવેરાતની મ્હોટી દુકાનો છે છતાં તેઓ પોતાના અંગ ઉપર કંઇપણ અલંકાર પહેરતાં નથી. સંગીત ને સાહિત્યનાં રસિયા છે, દેશસેવાનાં ઉપાસક છે, સાદાઇ ને સરળતા સેવી રહ્યાં છે. પ્રભુએ ઘણું દ્રવ્ય આપ્યા છતાં બહુજ નરમાશથી રહે છે. આડોસી પાડોસી, કુટુંબ ને મિત્રોમાં હમેશાં સંપૂર્ણ સ્નેહભાવ રાખે છે. બની શકે તેટલી છૂપી રીતે દેશસેવાના કાર્યમાં પોતાનો ઉદાર હાથ લંબાવે છે. ગરીબ ને તવંગરનો ભેદ ભૂલી સર્વપર સમાન દૃષ્ટિ રાખે છે. આ બીજી સર્વ બ્હેનોનાં ત્હેણે જીવન સુધાર્યાં છે. આ બીજી બ્હેનો પણ પૈસે ટકે સુખી છે છતાં સાદાઇથી જીવન ગાળે છે. આ ફેશન ને મોહના જમાનામાંથી બચી સાદું જીવન કેવી રીતે ગુજારવું તે માટે આ સર્વ બ્હેનો હમેશાં સાવધ રહે છે. અહિં તેઓએ એક ન્હાનું સરખું મંડળ રાખ્યું છે જેમાં જીવનને સાદું ને સરળ બનાવવું એ તેની મુખ્ય નેમ છે. હું મુંબઇ આવું છું ત્યારે અહિંજ ઉતરૂં છું. આ સર્વ બ્હેનો મ્હારા ઉપર બહુ સદ્ભાવ રાખે છે." સુશિલાએ સર્વની ઓળખાણ આપી.

"બાઇ ! એ બધો સુશિલા બ્હેનનો પ્રતાપ છે. અમ્હેં તો રસ્તો ભૂલેલાં મુસાફરો હતાં તેમાં પ્રભુએ અમને સહાય કરી અને સુશિલા બ્હેન જેવો ભોમિઓ મોકલી આપ્યો જ્હેણે અમને સીધે રસ્તે ચડાવ્યાં. આજકાલનું ખરચાળ, તોછડું, અભિમાની, મોહથી ભરપૂર અને ઇર્ષાળુ જીવન એમની કૃપાથી

પ્રમાણે સાદી ગુજરાતણ એ શબ્દોને ટીપી ટીપી પોતાને ફાવે તેવા અર્થો કરી નંદલાલ યંત્રવત ચાલતો હતો. વારેવારે તે મનમાં ને મનમાં લવતો હતો કે સાદી ગુજરાતણ ને ફેન્સી ગુજરાતણ એ બે જાતમાં ફરક શું ? ચોળી, ચણીયો ને સાળુ ઓઢનારીજ સાદી ગુજરાતણ કહેવાય ને છેલ્લામાં છેલ્લી ઢબનું પોલકું, ઝાલર મુકેલો ફેન્સી ચણીયો ને પાતળામાં પાતળી સાડી ઓઢનારી ફેન્સી ગુજરાતણ કહેવાય ? માથામાં માત્ર ધુપેલ કે કોપરેલ તેલ નાંખી બરાબર વચમાં સેંથો પાડનારજ સાદી ગુજરાતણ કહેવાય અને માથાને સુરંગી તેલ, હેરબ્રુશ તથા બીજાં વિવિધ સાધનોથી બ્હેકતું કરી, વાંકો સેંથો પાડી, બાલના ઝુલફાથી આકર્ષક ચહેરો બનાવનાર ફેન્સી ગુજરાતણ કહેવાય કે ? માત્ર રસોડામાં રાતદિન ચુલો ફુંકનારી સાદી ગુજરાતણ અને ભટ પાસે રસોઇ કરાવી જમનારી ફેન્સી ગુજરાતણ કહેવાય કે ? ઉંદરના દર જેવા અંધારા ઘરમાં નજરકેદની માફક રહેનાર સાદી ગુજરાતણ અને છુટ હવામાં ફરી તાજી હવાનો લાભ લેનાર ફેન્સી ગુજરાતણ કહેવાય કે ! ? રડવા કુટવામાં હુશિયાર હોય અને કુટુંબમાં કોઇ મરણ થતાં કુટુંબ કાણી તરીકે રાજીઆ લેવરાવનાર સાદી ગુજરાતણ અને મરી જતા મોટરમાં બેસી મસાણીઆએ ન્હાવાં જનાર ફેન્સી ગુજરાતણ કહેવાય કે ! ? આ વિચારોની ગડમથલ નંદલાલના મગજમાં એટલી ઝડપથી ચાલતી હતી કે સમુદ્રમાં ડુબતો માણસ બચવા માટે આડાં અવળાં જેમ ફાંફાં મારે તેમ તેણે વિચાર સાગરમાં ફાંફાં માર્યાં. તે વિચાર સાગરમાં ડુબકાં મારતો હતો તેટલામાં સ્હામેથી એક સ્ત્રીએ અવાજ કર્યો. " મી. નંદલાલ જરા ઉભા રહેશો કે ? "

નંદલાલ આ અવાજથી ચોક્યો. અવાજ કરનાર સ્ત્રીને ત્હેણે ઓળખી નહિં તેથી તે બાઇ કોઇ બીજા નંદલાલ નામના ગૃહસ્થને બોલાવતી હશે એ વિચારે તે સહેજ આગળ ચાલ્યો, તેટલામાં તે સ્ત્રીએ ફરીથી નંદલાલને બોલાવ્યો.

"જરા ઉભા રહો, મી. નંદલાલ, જવાની બહુ ઉતાવળ છે કે ? "

હવે નંદલાલ ઉભો રહ્યો. તે સ્ત્રી ત્હેની નજદિક આવી હસતી હસતી ઉભી રહી.

" કેમ ઓળખો છો કે ? "

નંદલાલને થોડોજ વખત વિચાર કરવો પડ્યો.

" ત્હમે સુશિલા કે ? " નંદલાલે પૂછ્યું.

તેણે સુશિલાને હવે બરાબર ઓળખી. વસંતની સાથે કોલેજમાં ત્હેણે ત્હેને ઘણી વખત જોઇ હતી. પણ તે દિવસની સુશિલા ને આજની સુશિલામાં ત્હેને ઘણો ફેર લાગ્યો.

" વસંતલાલ હમણાં ક્યાં છે ? " સુશિલાએ પહેલો પ્રશ્ન કર્યો.

" ગોકુળ મથુરાની યાત્રામાં એ કવિરાજ હમણાં એક યાત્રી બન્યા છે. " નંદલાલે સહજ હસતાં હસતાં ઉત્તર આપ્યો.

" જરા મ્હારી સાથે આવશો કે ? આ સ્હામેના મકાનમાંજ મ્હારો ઉતારો છે. મ્હારે કેટલીક વાતો ત્હમારી સાથે કરવી છે. " નંદલાલને પોતાની આંગળીથી ઘર બતાવતી સુશિલાએ માગણી કરી.

તુરત તે બન્ને તે ઘર તરફ વળ્યાં.

બીજે માળે એક ઓરડામાં નંદલાલને સુશિલા દાખલ થયાં.

" કેમ સુશિલા બ્હેન મોડાં ? "

" પ્રોફેસર કંઇ કામમાં રોકાયલા હતા તેથી મ્હને પણ તેમને મળતાં જરા વાર થઇ. "

અમ્હે તજવા પ્રયત્ન કર્યો છે. જેમ બને તેમ સાદું ને સરળ જીવન ગુજારવામાં સ્ત્રી જીવનની શોભા છે એ એમનું શિક્ષણ અમને બહુ પ્રિય લાગે છે. જો માનો તો હું પોતે બહુ ખર્ચાળ ને છિછંછળું જીવન ગાળતી હતી. મ્હારૂં પિયર પૈસાવાળું હોવાથી નાનપણથી મ્હેં પહેરવા ઓઢવામાં સહુથી વધારે સારી દેખાવા બહુ પૈસા ખરચ્યા. અહિં આવ્યા પછી પણ લક્ષ્મીદેવી પ્રસન્ન. મ્હેં ટાપટીપ ને પોશાકમાં ખરચ કરવામાં કંઇ બાકી રાખી નથી. આખો દિવસ જીવનનો કેવો ઉપયોગ થાય છે તેનો હિસાબ મ્હેં કોઇ દિવસ રાખ્યો ન્હોતો; પણ રોજ નાટક, સીનેમા કે પાર્ટીઓ તો ખરીજ. અમુક શેઠાણીએ પોલકાં છેલ્લામાં છેલ્લી ઢબનાં શિવડાવ્યાં હોય તો મ્હારે ત્યાં પણ તેવાં આવવાંજ જોઇએ. અમુક બાઇની સાડી બહુ આકર્ષક હોય તો તેનાથી વધારે આકર્ષક સાડી મ્હારે હોવીજ જોઇએ. અમુક શેઠાણી મીજાજી છે, અમુક તો અક્કલ વગરની છે, અમુકને તો એનો પતિ બોલાવતો પણ નથી, અમુકને પૈસો ઘણો છે, પણ છોકરાં નથી, અમુક તો નકામી નકામી અભિમાન કરે છે બાકી તેને ત્યાં તો પોલંપોલ છે, અમુક ફાંકડાં કપડાં પહેરી ફરે છે પણ વાતમાં કંઇ માલ નથી, એવી પારકી પીડા ને પારકી કુથલીમાં હું પહેલાં આનંદ લેતી પણ પ્રભુ પાધરા એટલે સુશિલા બ્હેને મ્હને સુધારી. ખરેખર બાઇ! માનતા હોય તો માનજો પણ ખરૂં સ્ત્રીજીવન શું છે તેનું બધું ભાન મ્હને સુશિલા બ્હેનેજ કરાવ્યું છે." કાન્તાને છેલ્લા શબ્દો બોલતી વખતે આંખમાં ઉપકારનાં આંસુ આવ્યાં.

(અપૂર્ણ)



## પ્રજાના નાણાંનો ધુમાડો:

હિંદના વાયસરાયને ૧૪ અંગરક્ષકો છે. એ અંગરક્ષકોની મુસાફરીનો ખર્ચ દર વર્ષ રૂ. ૨,૨૭,૪૦૦ થાય છે. લોર્ડ રીડીંગ વચમાં ઇંગ્લેન્ડની મુસાફરી કરી આવ્યા તેનો ખર્ચ રૂ. ૬૪,૦૦૦ થયો હતો.

× × ×

કાસ્મીર-નરેશ સર હરિસિંહે પોતાના રાજ્યારોહણ પ્રસંગે નાચ ગાનમાં રૂપીઆ એક લાખ ખર્ચ્યાનું કહેવાય છે.

× × ×

પતિ:(પત્નીને)આપણી આ વાત તદન ગુપ્ત રહેવી જોઇએ. વાત બ્હાર જાય તો કુટુંબનું નાક જાય?

પત્ની: બરાબર છે. હું જેમને જેમને એ વાત કરૂં છું તેમને બધાને એમજ કહું છું!

# લુગડાં ધોવા વિષે.

[ ૨ ]

## લુગડાં ધોવામાં વપરાતી ચીજો.

૧. વોશીંગ સોડા: તેનો ઉપયોગઃ

ક. પાણીનું આકરાપણું દૂર કરવા માટે.

ખ. કપડાંની ચીકાશ કાઢવા માટે.

ગ. ધોવાના લુગડામાંથી ડાઘા કાઢવા માટે જો તેજાબ વાપર્યો હોય તો તે તેજાબની ખરાબ અસર દૂર કરવા માટે.

ઘ. લુગડાંના ડાઘા કાઢવા.

તે ચોકખા પારદર્શક રંગનો સફેદ ભૂકો છે. સ્વાદે ખારો લાગે છે ને તેની વાસ બીલકુલ હોતી નથી.

તેજાબની અસર કાઢવા માટે ધોવાના એક વાસણમાં થોડો સોડા લઇ તેના ઉપર થોડું ઠંડું પાણી લઇ જે લુગડાં ધોવામાં તેજાબ વાપર્યો હોય તે લુગડાં તે સોડાવાળા પાણીમાં ખંગાળવા.

સોડા ઘરમાં ભરી રાખવા માટે બંધ બુચની બરણીઓ વાપરવી ને તે ભર્યા પછી બરણીઓ ઉપર તેના નામની ચીઠ્ઠી કરીને ચોડવી.

૨. સાજીખાર ( Soda Ash ).

આ પણ વાસ વગરનો નરમ સફેદ ભૂકો છે. એ ભૂકાને હાથમાં દબાવ્યાથી ગોળો વાળી શકાતો નથી. એ ભૂકો એવો છે કે જે હવાપણ ભેજવાળો જણાયા વગર હવાની ભીનાશ ચુસી લઇ શકે છે.

તેનો ઉપયોગઃ

લુગડાં ધોવામાં તેનો ઉપયોગ પાણીનું આકરાપણું દૂર કરવામાં વપરાય છે. અને કોઇ કોઇ સ્થળે તો તે ન્હાવામાં વપરાય છે.

### ૩. મીઠું.

તે ખાણમાંથી કે ખારા પાણીમાંથી મેળવી શકાય છે.

તેના ઉપયોગઃ

ક. રંગીન લુગડાં ધોવામાં વપરાય છે. કારણ કે તે નાંખ્યાથી લુગડાંનો રંગ નીકળતો નથી.

ખ. રૂમાલો વગેરે પલાળી રાખવા.

ગ. લુગડાં ઉપર કોઇ ફળના ડાઘા પડયા હોય તો તે કાઢતાં પહેલાં ડાઘા ઉપર ઘસવા માટે મીઠું વપરાય છે.

ઘ. લુગડાં ધોવાના જસતના વાસણો સાફ કરતી વખતે સરકા સાથે મીઠું ભેળવવામાં આવે છે, જેથી તે વાસણોનો બધો મેલ તથા ચિકાશ સહેલાઇથી નીકળી જાય છે.

### ૪ સ્પીરીટ ઓફ એમોનીઆ.

તે રંગ વગરનો પ્રખર વાસવાળો ગેસ છે. તેના ઉપયોગઃ

ક. પાણીનું આકરાપણું દૂર કરવા માટે.

ખ. ચીકાશ કાઢવા માટે.

ગ. કાળા કપડાં ધોતી વખતે તે બહુ ઉપયોગી છે. કારણ કે કાળાં લુગડાં ધોવાના પાણીમાં તે (સ્પીરીટ ઓફ એમોનીઆ) નાંખ્યું હોય તો તે લુગડાંનો રંગ બીલકુલ જતો નથી ને તે કપડાંને નવા જેવું કરે છે.

ઘ. ડાઘા કાઢવા માટે.

સ્પીરીટ ઓફ એમોનીઆ ઘરમાં રાખવા માટે રબરના બુચની કાચની બરણીમાં રાખવું ને ઠંડકવાળી જગ્યાએ રાખવું.

### ૫ (બોરેક્સ) ટંકણખાર

તે ટીબેટ, પેરૂ, ચિલિ, કેલીફોર્નીઆ વગેરે દેશોમાંથી મળે છે. કોઇ વસ્તુ ઉપર ખાર લાગ્યો હોય ને તે ખાર જેવો દેખાય, તેવો જ ટંકણખાર પણ રંગ વગરનો પાસાવાળો પદાર્થ હોય છે, કે સફેદ ભૂકાના સ્વરૂપમાં હોય છે. તે પાણીમાં ઓગળી જાય છે ને થોડા પ્રમાણમાં કોહવાણ અટકાવે તેવો પદાર્થ છે. તેના ઉપયોગઃ

ક. પાણીનું આકરાપણું કાઢવા માટે.

ખ. ડાઘા કાઢવા માટે.

ગ. લુગડાંની સફેદાઇ લાવવા માટે.

ઘ. લુગડાંને અક્કડ બનાવવા માટે.

ઙ. લુગડાંનો ચળકાટ લાવવા માટે.

ટંકણખાર ઘરમાં ભરવો હોય તો બંધ બરણીમાં રાખવો.

## સીનેમાના નટ-નટીઓની કમાણી.

સીનેમાના તખ્તા ઉપર અભિનય કરનાર પ્રસિદ્ધ નટ ચાર્લી ચેપ્લીન દુનિયાનો મોટામાં મોટો પગારદાર છે. તે વર્ષે ૧૦ થી ૧૫ લાખનો દરમાયો મેળવે છે. એક પ્રખ્યાત કેળવણીકારે કહ્યું છે કે, બાળકને તેના જીવનવિકાસમાં અને શિક્ષણમાં જેટલો ઉપકાર અને ઉપયોગ શેક્સપીયર અને શેરીડનનો છે, તેનાથી વધારે ચાર્લી ચેપ્લીન અને માર્ક ટ્વેઇનનો છે.

અમેરીકાનો ટાલમેજ અઠવાડિયે ૩૦ હજાર અને ડોલ્ટન અઠવાડિયે ૨૨ હજાર મહેનતાણું મેળવે છે. અમેરિકાનો બાળક જેકી કુગન એટલો પગાર મેળવે છે કે તે દશ વર્ષનો થશે ત્યાં તો તેની પાસે ૩૪ લાખની પૂંજી થઇ હશે.

પેલી ફ્રેન્ચ નટી ૫૦ લાખનું ઝવેરાત પહેરી જ્યારે મીનીટ માટે તખ્તા ઉપર આવે છે ત્યારે તો અમેરકાની પરાકાષ્ટા આવે છે. સેંકડના ૧૫૦ ડોલર મેળવનારી નટીઓને અમેરિકા શોભાવે છે કે અમેરિકાને તેઓ શોભાવે છે?

અંગ ઉપર આભૂષણની જેમ પહેરેલા સૂક્ષ્મશ્રાવક વડે ૪૦ માઇલ દૂર એકેલ વાયોલીનના છેડણહારના સૂરતાલને સાંભળતી, તાલમાં તાલ દેતી, અવરોહ અને આરોહના ૪૦ માઇલ દૂરના ઇથરના તારે નાચતી નાયિકાઓ પણ અમેરિકાનેજ પાલવે. અમેરિકા તેમના ઉપર આજે મુગ્ધ છે. અમેરિકાનાં નખરાં તો ઓર છે.

એડેલીના પેટીને ઓપેરા હાઉસમાં ગાવા માટે એક જલસાના ૧૮ હજાર રૂ. મળ્યા હતા. તેણે વર્ષે સાડા દશ લાખ ગાઇ ગાઇને બચાવ્યા હતા. પેટીને ન્યુ ઓર્લીઅન્સમાં એક ભવ્ય પ્રસંગે ૧ મીનીટના ૯૦૦ લેખે ફી ચુકવાઇ હતી.

કુતરા, વરુ, રીંછ, હાથી, ઘોડા, વાંદરા અને મધમાખીઓને પણ સીનેમા સ્ટાર તરીકે કેળવ્યાં છે. તેમને વધુમાં વધુ દોઢ દોઢ હજારની આવાડીક ફી મળે છે.

# ઈનામી ઉખાણું.

સંપાદિકા: બ્હેન પ્રેમલીલા મ્હેતા, બી. એસસી.

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ■ | ■ | ■ | ૧ | ૨ | ૩ | ૪ | | ■ | ■ | ■ |
| ■ | ૫ | ૬ | ■ | ૭ | | | ■ | ૮ | ૯ | ■ |
| ■ | ૧૦ | | ૧૧ | ■ | | ■ | ૧૨ | | | ■ |
| ૧૩ | ■ | ૧૪ | | | ■ | ૧૫ | | | ■ | ૧૬ |
| ૧૭ | ૧૮ | ■ | | ■ | ૧૯ | ■ | | ■ | ૨૦ | |
| ૨૧ | | | ■ | ૨૨ | | | ■ | ૨૩ | | |
| ૨૪ | | ■ | ૨૫ | ■ | | ■ | ૨૬ | ■ | ૨૭ | |
| | ■ | ૨૮ | | | ■ | ૨૯ | | ૩૦ | ■ | |
| ■ | ૩૧ | | | ■ | ૩૨ | ■ | ૩૩ | | ૩૪ | ■ |
| ■ | ૩૫ | | ■ | ૩૬ | | ૩૭ | ■ | ૩૮ | | ■ |
| ■ | ■ | ■ | ૩૯ | | | | | ■ | ■ | ■ |

આડા. ૧. કામદેવનું એક નામ. ૫. વર્ષ ૭. મહેરબાની અથવા દયા. ૮. પક્ષીઓની જન્મતાં પહેલાંની સ્થિતિ. (બહુવચન). ૧૦. પ્રધાન. ૧૨. હિન્દુસ્તાનનું એક મોટું બંદર. ૧૪. આમંત્રણ. ૧૫. વનભોજન. ૧૭. મુસલમાનોનો એક તહેવાર. ૨૦. તાબે. ૨૧. જાત્રાનું સ્થળ. ૨૨. અજવાળું. ૨૩. ઉપાય. ૨૪. બંદીવાન. ૨૭. મોટું ૨૮. ઓછાપણું. ૨૯. રસોઇમાં અને દવામાં વપરાતાં એક જાતનાં સુગન્ધી બી. ૩૧. નાની કાચી કેરી. ૩૩. હરિશ્ચન્દ્રનો પુત્ર. ૩૫. મુગટ. ૩૬. મોજુદ. ૩૮ પોતાનું ૩૯ સંભાળીને ખરચ કરવું તે.

ઉભા. ૨. હાથ. ૩. રહેવાની રીત. ૪. શા માટે. ૫. ગયે વર્ષ. ૬. આશ્ચર્ય. ૮. શચીનું એક નામ. ૯. એક જાતના મચ્છર. ૧૧ દૃષ્ટિ. ૧૨. મશ્કરી ૧૩ એક જાતનું કેરીનું અથાણું. ૧૬ હિન્દુસ્થાનની એક જાણીતી શહેનશાહતનું. ૧૮. રોગી. ૧૯. એક ઐતિહાસિક મજુરણનું નામ. ૨૦. વન્દન કરવાની એક રીત. ૨૫. નાની હોડી. ૨૬. વન્દન કરવાની બીજી રીત. ૨૮. વિનંતિ. ૩૦ વિષ્ણુએ એક પ્રસંગે ધારણ કરેલું સ્વરૂપ. ૩૧. મિલકત. ૩૨. ભાગાકારમાંની ભાગાકાર સંખ્યા. ૩૪. એક જાતનો મુખવાસ. ૩૬. પરાજય. ૩૭ કેરીનું સત્વ.

**નોંધ:** આ ઉખાણાની હરીફાઇમાં ભાગ લેવાની શરતો ગયા અંકમાં આપી હતી તે પ્રમાણેજ છે. જવાબ તા. ૩૧ મી મે સુધીમાં અમને પ્હોંચી જાય એવી રીતે મોકલી આપવા જોઇએ. માર્ચ અને એપ્રીલ અંકમાં આપેલા ઉખાણાની હરિફાઇનું પરિણામ જુન અંકમાં અપાશે.

કુપન–મે ૧૯૨૬,

માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે આ કુપન કાઢીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી. એવી રીતે કુપન મોકલનારને હરિફાઇમાં દાખલ કરવામાં આવશે.

તંત્રી, " ગુણસુંદરી ".

## અમેરિકામાં વર્તમાનપત્રો

અમેરિકામાં કુલ ૨,૩૧૩ દૈનિક અને ૧૩,૪૮૨ સાપ્તાહિક નીકળે છે. ન્યુયોર્કમાં ૧૯૨ દૈનિક અને ૯૨૪ સાપ્તાહિક નીકળે છે. અધલાખ પોણોલાખ પ્રતો તો હલકામાં હલકા પત્રની પણ ખપે જ. પણ તેના જાણીતા પત્રોની ત્રીશ ત્રીશ લાખ ઉપરાંત નકલો ખપે છે. હિન્દુસ્થાનમાં કોઇપણ પત્રનો આજસુધીમાં પચાસ હજારથી વધારે નકલનો ફેલાવો નથી થયો, અને એવા પચાસ હજારના ફેલાવાવાળું હિન્દમાં એક જ પત્ર છે. તે બંગાળનું 'બસુમતી' સાપ્તાહિક.

અમેરિકામાં રોજીન્દા પત્રો નીકળે છે, તેમને પહોળાં પાથર્યાં હોય, તો ત્રણ ચોરસ માઇલ જમીન ઢંકાઇ રહે, અથવા તે વડે રોડ આઇલેંડ નામનો ટાપુ ઢંકાઇ રહે.

અમેરિકામાં પ્રગટ થતાં પત્રોની નકલ ગણીએ તો અમેરિકામાં દર વર્ષે ૧૫ અબજ છાપાં નીકળે છે. મીસરના પીરામીડના કદના નવદશાંશ જેટલા કદનાં વાર્ષિક પત્રો નીકળે છે. સવારસમાચાર અને સાંજવર્તમાનનાં જે પત્રો નીકળે છે, તે પડખો પડખ ગોઠવ્યાં હોય, તો સાડાઅઢાર માઇલ પહોંચે. તેની થપ્પી લગાવી હોય, તો વોશીંગટનના પેલા જંગી બાવલાથી ૧૭૬ ગણી ઉંચી થાય. છેડેછેડા સાંધી વર્ષ ભરનાં છાપાં ગોઠવ્યાં હોય, તો ચંદ્રને ૨૧ વાર પહોંચી વળે. જો એ તમામ પત્રોને પહોળાં પાથર્યાં હોય, તો ન્યુયોર્ક શહેરથી ૮૦ ગણા વિસ્તારમાં છવાય.

અમેરિકામાં દર ૭ માણસે એ પત્ર અને એક મોટર છે. અમેરિકામા દરરોજનાં ૬,૭૨,૦૦૦ મણ કાગળનો ઉપાડ થાય છે. અમેરિકાના એક પત્રની આતવારી આવૃત્તિના કાગળ માટે એક એકર જંગલના ઝાડનો ખુરદો થાય છે.

એ પત્રોની પસ્તીનું શું થાય છે તે પણ જાણવા જેવું છે. એ પસ્તીની ગાંસડીઓ હોમા પક્ષીની જેમ આરવાડિયે આરવાડિયે ભઠ્ઠીમાં પડી નવા સ્વાંગમાં બહાર આવે છે. એના એ કાગળ ઉપર પત્રનો દર ત્રીજો અંક ફરી ફરીને છપાય છે.




## હિન્દ.

મુંબાઇની ધારાસભામાં મી. અબદુલ લતીફે એવી મતલબનો એક ઠરાવ રજુ કર્યો હતો કે બાળ-હિત અને પ્રસુતિ-સહાય માટે મદદ કરવા આવતા વર્ષના બજેટમાં રૂ. બે લાખની ગોઠવણ રાખવી. બીજાઓ પણ તરફેણમાં બોલ્યા હતા અને ઠરાવ પસાર થયો હતો.

મુંબાઇની મ્યુનીસીપાલીટીમાં ચુંટાયલા સભાસદો બીજા દસ સભાસદોની ચુંટણી કરે છે. તા. ૨૩મી માર્ચે એ ચુંટણીનું પરિણામ જાહેર થયું હતું તેમાં મીસ બચુબાઇ લોટવાલા, મિસિસ અવંતિકાબાઇ ગોખલે અને મિસિસ એ. મેકેન્ઝી ચુંટાયલાં જાહેર થયાં છે. મિસિસ સરોજીનિ નાયડુ ભુલેશ્વર વોર્ડ તરફથી ચુંટાયાં છે. એ પ્રમાણે ચાર મહિલાઓ નવી કોરપોરેશનમાં ત્રણ વર્ષ સુધી વિરાજશે.

મુંબાઇમાં પતિતોદ્ધાર માટે કામ કરતી વીજીલન્સ સંસ્થાની વાર્ષિક સભા સર ચુનીલાલ મ્હેતાના પ્રમુખપદે તા. ૨૩ મી માર્ચે મળી હતી. સરકારે આ સંસ્થાને રૂ. ૫૦૦૦ની વાર્ષિક મદદ ફરી ચાલુ કરી છે. શરૂઆતમાં વાર્ષિક અહેવાલ વંચાયો હતો. કમીટિએ પરદેશથી આવતી વેશ્યાઓની અટકાયત માટે સરકારને અરજ કરી હતી પણ તે કબુલ નથી રખાઇ. કેટલાક યૂવાન બાળાઓને અનીતિને માર્ગે દોરવાના આશયથી તેમને નોકરી આપવાની લાલચ આપતી જાહેર ખબરો છપાવે છે તે સંબંધી તપાસ કરી ખરી ખબર ઉમેદવારોને પૂરી પાડવાનું કામ કમિટિ માથે લે છે. મઝગામ પોલીસ કોર્ટમાં થોડા સમય પર બે છોકરીઓને ફોસલાવી, વેચી વેશ્યા બનાવવા માટે જે મુકદમો ચાલ્યો હતો, તેમાં ગુન્હેગારોને બહુજ ઓછી સજા થઇ છે એમ મીસ ડેવીસે જણાવ્યું હતું.

ગયા માસમાં મુંબાઇમાં ભરાયલા ભગિની સમાજ કલા પ્રદર્શનના કાર્યકર્તાઓના અભિનંદનાર્થે એ સમાજના પ્રમુખ સૌ. તારાબ્હેન જે. પી. તરફથી એક સ્નેહ-સંમેલનનો સમારંભ તા. ૫મી એપ્રીલે કપોળ નિવાસની પાછળના બાગમાં ઉજવાયો હતો.

મુંબાઇના ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળની એક સભા તા. ૫મી એપ્રીલે મળી હતી જે સમયે ભાઇ રાયચુરાએ અને કવિ માવદાનજીએ લોક-સાહિત્યની લ્હાણી કરી હતી. તા. ૮મી એપ્રીલે, સ્વ. જમનાબાઇ સક્કઇની સંવત્સરી સૌ. શાન્તિદેવી ગોવિંદલાલના પ્રમુખપદે ઉજવવામાં આવી હતી જે પ્રસંગે રા. હીરાલાલ નાણાવટીએ જીવનકાર્ય વિષે મનનીય વ્યાખ્યાન આપ્યું હતું.

× × ×

અમદાવાદના ભોળાનાથ સારાભાઈ લેડીઝ ઇન્સ્ટીટ્યુટ તરફથી સૌ. વિદ્યાગૌરી ર. નીલકંઠને, નામ. સરકારે તેમને કેસરે હિંદનો ચાંદ અર્પણ કર્યો તેની ખુશાલીમાં, માનપત્ર આપવા ૩૦મી માર્ચે મેળાવડો થયો હતો.

શત્રુંજય તીર્થની યાત્રાએ જનાર જૈન યાત્રીઓ પર પાલીતાણા રાજ્યે મુંડકાવેરો નાંખ્યો તે સામે પોકાર ઉઠાવવા જૈન સ્ત્રીઓની એક સભા તા. ૪થી એપ્રીલે અમદાવાદમાં શ્રી. સરસ્વતીબ્હેનના પ્રમુખપદે મળી હતી. શ્રી. સમરથબ્હેને ઠરાવ રજુ કર્યો હતો અને શ્રી શાન્તાબ્હેને ટેકો આપ્યો હતો. બીજો ઠરાવ શ્રી. સીતાબ્હેને મૂક્યો હતો.

અમદાવાદની સીવીલ હોસપીટલની એડવાઇઝરી કમીટિમાં ચાર ગૃહસ્થો ઉપરાંત સૌ. વિદ્યાગૌરી

7

નીલકંઠ અને સૌ સરલાદેવી અંબાલાલની નીમણુંક કરવામાં આવી છે.

તા. ૨૩ મી માર્ચે અમદાવાદમાં શ્રી તપોધન બ્રાહ્મણ મહિલા પરિષદની બેઠક શ્રી: કનકલક્ષ્મી પ્રહલાદજીના પ્રમુખપદે મળી હતી. પ્રમુખે તેમજ શ્રી ગાર્ગીબ્હેને, બ્હેન રામલક્ષ્મીએ, શ્રી. દયાલક્ષ્મીએ, અને શ્રી. મનુબ્હેને પ્રસંગોચિત વિવેચન કર્યાં હતા.

× × ×

લાઠીના રાણીસાહેબની રીજન્સી ગયે વર્ષ ખુંચવી લઇ સરકારે મેનેજમેન્ટ મૂકયું હતું એ રીજન્સી તા. ૧૦મી એપ્રીલે એમને ફરી સોંપવામાં આવી છે.

વઢવાણના ના. ઠાકોર સાહેબે પૂનાના મહિલા વિદ્યાપીઠને રૂ. ૧૦૦૦ બક્ષીસ આપ્યા છે.

ભુજના એક બ્રાહ્મણની આશરે અઢાર વર્ષની સ્ત્રીએ બીટ્ટાના જમાદાર એક મુસલમાન સૈયદ સાથે નીકા ( લગ્ન ) કર્યાં છે.

સિંધમાં સ્ત્રી શિક્ષણનો મોટો અભાવ છે. ઉત્તર સિંધમાં ૧૮ લાખની વસ્તી હોવા છતાં એક પણ હાઇસ્કુલ કન્યાઓ માટે ન હતી. હમણાંજ જાણીતા વેપારી શેઠ શીતલદાસ તીરથદાસે "સ્ત્રીઆરોગ્ય અને શિક્ષણ સંસ્થા" એક લાખ રૂપીઆ આપી સ્થાપી છે આ સંસ્થા કન્યાઓને અને સ્ત્રીઓને કેળવણી આપવાનું કામ કરે છે. ઉપરાંત સ્ત્રીઓને બાલ ઉછેર વગેરે ઉપયોગી વિષયોનું શિક્ષણ આપે છે. આવી અનેક સંસ્થાઓની એ પ્રાંતમાં જરૂર છે

સક્કરની એક સ્ત્રીએ એક સાથે આઠ બાળકોને જન્મ આપ્યાનું કહેવાય છે એક બાળક મરેલુંજ અવતર્યું હતું અને ત્રણ જન્મ્યાં પછી મરી ગયાં. બાકીનાં ચાર જીવે છે.

રકારના એક સૈયદ પર એક હિંદુ સ્ત્રીને નસાડી લઇ જઇ સંતાડી રાખવાનો શક પડતાં તેના મકાનની તપાસ કરવામાં આવી હતી. બાઇ ભોંયરામાં સંતાડેલી મળી આવી હતી.

× × ×

પૂના ડીસ્ટ્રીક્ટ બોર્ડે એક 'ગ્રામ્ય બાલ યોજના' તૈયાર કરી છે. આ યોજના હેઠળ ગામડાની દેશી દાયણોને પ્રસુતા અને નવા જન્મેલાં બાળકની સારવારનું શિક્ષણ અપાશે. ગામડાઓમાં શિક્ષિત નર્સો પૂરી પાડવાનું કામ પણ ખર્ચાળ થાય તેથી આ યોજના હાથ ધરવામાં આવી છે. ના. લેડી વીલ્સને દવાઓ અને જરૂરી ઓજારોની પેટીઓ માટે રૂ ૪૦૦૦ આપી પોતાની સહાનુભૂતિ દર્શાવી છે. બીજા જીલ્લાઓએ પણ આ યોજનાનું અનુકરણ કરવું જોઇએ.

પંઢરપૂરનું અનાથાશ્રમ સન ૧૮૭૫માં સ્થપાયું ત્યારથી અત્યાર સુધી સ્ત્રીઓ અને બાળકોના હિત માટે વખાણવા જોગ કામ કરતું આવ્યું છે. ૩૧મી માર્ચે પૂરા થયલા વરસ દરમિઆન કુલ ૨૧૬ બાળકોને આ આશ્રમે ઉછેર્યાં છે. ઉપરાંત ૨૯ છોકરીઓ અને ૨૫ છોકરાંઓ ઓરફનેજમાં હતાં. એ બાળકોના અભ્યાસ માટે સગવડ કરી આપી છે. વર્ષ દરમિઆન ૧૧૨ વિધવાઓ, ૭ પરણેલી પણ ત્યજી દેવાયલી સ્ત્રીઓ અને ૩ કુમારિકાઓને દાખલ કરી હતી. આ બાઈઓને સારે માર્ગે ચઢાવવા, અને ભરણપોષણના સાધન માટે હુન્નર ઉદ્યોગ શીખવાય છે. આશ્રમને મકાનોની અને ખર્ચ માટે નાણાંની મોટી તંગી છે. ઉદાર ધનવાનોએ હાથ લંબાવવો જોઇએ.

પેશ્વાઓએ ઇન્દોરનાં સાધ્વી રાણી અહલ્યાબાઇને પુત્રી-ધન તરીકે કરીયાવારમાં રૂા. ૧૩,૦૦,૦૦૦ની આવક વાળી ખાસગીની ગાદી દાનમાં આપેલી, ત્યારથી અત્યાર સુધી તે ગાદી પર ઉત્તરોત્તર ઇન્દોરની પટરાણીનો જ અધિકાર ચાલતો આવ્યો છે. નવા ઇંદોરનરેશ યશવંતરાવ ગાદીએ આવ્યા એટલે એ ખાસગીની ગાદીનો પ્રશ્ન ઉપસ્થિત થતાં કર્મચારીઓની સભા ગઇ તા. ૯મી એ મળી અને તેમાં પદભ્રષ્ટ મહારાજની પટરાણીને બોલાવી તેમને એ ગાદી પરથી પોતાનો હક્ક ઉઠાવી લેવા કહેવામાં આવ્યું. મહારાણીએ આ વાતનો ઇન્કાર કર્યો પછી ખુદ પદભ્રષ્ટ મહારાજાએ રાણીને ગાદી છોડવા આજ્ઞા કરી અને જબરદસ્તીથી તેની પાસે એ આજ્ઞાનો સ્વીકાર કરાવ્યો

કોલ્હાપુરની મ્યુનીસી પાલીટીમાં સભાસદો તરીકે મિસિસ બાલકૃષ્ણ અને મીસ સોનુબાઇ ચવાણની નીમણુંક થોડા સમય પર કરવામાં આવી છે.

× × ×

પતિત સ્ત્રીઓના ઉદ્ધાર માટે મુંબઇની જેમ મદ્રાસમાં પણ એક વીજીલન્સ એસોસીએશન

ખડગપુરની કન્યાશાળાના શિક્ષકો વિદ્યાર્થીઓ અને બીજી સ્ત્રીઓ મિસિસ કઝીન્સને આવકાર આપવા ભેગી મળી હતી; બી. એ. માટે અભ્યાસ કરતાં એક બાનું જે અહિંના મુન્સફનાં પત્ની છે અને જાણીતા ચિત્રકાર રાજા રવિવર્માના સંબંધી થાય છે તે પ્રમુખસ્થાને હતાં. શાળા માટે કમ્પાઉન્ડ સાથેના મોટા મકાનની માંગણી તેમણે અધિકારીઓને કરી છે.

× × ×

**મહેસુર** રાજ્યની ધારાસભાએ મહિલાઓને શીલ્પકલા શીખવવા એક ઉદ્યોગ-ગૃહ ખોલવાની મંજુરી આપી છે. આ ગૃહમાં નેતરનું કામ, સીવવા ગુંથવાનું કામ, સાદડીઓ બનાવવાનું કામ, વગેરે શીખવાશે. ઉપરાંત રાજ્યને ખર્ચે એક વિધવાશ્રમ પણ ચાલે છે, જેમાં સ્ત્રીઓને શીલ્પકામ શીખવાય છે.

* × ×

**કોચીન** રાજ્યમા સ્ત્રી શિક્ષણ ખૂબ પ્રગતિ કરી રહ્યું છે અત્યારે ત્યા ૩૬૭૮૯ બાલિકાઓ અભ્યાસ કરી રહી છે જેમાંની ૮૮ કોલેજમાં ભણે છે. રાજ્યમાં દસ કન્યા હાઇસ્કુલો છે.

કોચીન રાજ્યની ત્રીચુર વીવીંગ મીલમાં લગભગ ૪૦૦ સ્ત્રીઓ કામ કરે છે. તેમને પુરૂષો જેટલાજ દરે મહેનતાણું મળે છે. પુરૂષો દસ કલાક કામ કરે છે અને સ્ત્રીઓ નવ કલાક. ગર્ભવતી સ્ત્રીને ત્રણ માસનો પૂરો પગાર અને આરામ અપાય છે. મીલના મકાનની બાંધણી એવી હવા ઉજાસવાળી છે કે મજુરોની તંદુરસ્તી સારી રીતે જળવાઇ રહે છે.

* × ×

ત્રીવેન્દ્રમમાં સાત વર્ષ પહેલાં માત્ર મિસિસ ચીનમ્માના પ્રયાસથી એક અનાથાશ્રમ હયાતીમાં આવ્યું. આજે તેમાં ૬૦ છોકરા છોકરીઓ આશ્રય પામે છે. સરકારે ત્રણ એકર જમીન આપી છે, જેમાં ત્રણ લાંબા હોલ બાંધ્યા છે રૂ ૩૦૦૦૦નું મકાન ફંડ પણ થયું છે: સ્ત્રીશક્તિ અને માતૃત્વ જગતનું કલ્યાણ કેવી રીતે સાધી શકે તે આ આશ્રમ સાબિત કરે છે.

આંધ્ર પ્રાંતની કલાવંતલ સંસાર સુધારા પરિષદની બેઠક ગુડીવાડામાં ૩-૪ એપ્રીલે રા. સૂર્ય પ્રકાશયના પ્રમુખપદે મળી હતી. મુંબાઇમાં જેમ નાગરણોની એક અલગ જાતિ છે, તેમ આંધ્ર પ્રદેશમાં કલાવંતોની છે તેઓમાં લાંબા સમયથી એવો રિવાજ ચાલ્યો આવ્યો છે કે સ્ત્રીઓ પરણી ન શકે; પર પુરૂષની રખાત તરીકેજ રહી શકે. આ નિંદ્ય રિવાજ ટાલવાના ઉદ્દેશથી આ પરિષદ મળી હતી. મહાત્માજી રવિંદ્રનાથ અને લાલાજીએ સહાનુભુતિના સંદેશા મોકલ્યા હતા. કેટલાક ઠરાવો થયા હતાં.

× × ×

સંયુકત પ્રાંતોની ધારાસભાએ ફરજીઆત પ્રાથમિક કેળવણીનો કાયદો ઘડયો છે. એ ધારા અનુસાર કોઇપણ સ્થાનિક સંસ્થા અરજી કરશે તો સરકાર તેની હદમાં કેળવણી ફરજીઆત કરી શકશે. મુસલમાન સભાસદોએ ધાર્મિક કેળવણીની વ્યવસ્થા માટે પ્રયત્ન કર્યો હતો પરંતુ સરકારે સંમતી ન આપી.

× × ×

હરિયાનામાં પંડીત મદનમોહન માલવીયાના પ્રમુખપદે હિંદુ પરિષદ મળી હતી. એક સનાતન ધર્મી સભાસદે હરિયાના પ્રાન્તમાં વિધવા વિવાહની જરૂર બતાવી એવી મતલબનો એક ઠરાવ રજુ કર્યો હતો, પરંતુ એ ઠરાવ પસાર થશે તો પોતે પરિષદમાંથી ચાલ્યા જશે એવી ધમકી આપી પંડિતજીએ તે ઉડાવી દીધો.

× × ×

કાનપુરની ભારત-સેવા સમિતિમાં એક બાર વર્ષના અનાથ છોકરાને થોડા દિવસ પર લાવવામાં આવ્યો હતો. તપાસ કરતાં માલમ પડયું કે તે છોકરો નહિ પણ છોકરી છે.

ભોપાળના બેગમ સાહેબાને તેમના એક અંગ્રેજ મિત્રે ત્રણ હીરાની બીલાડીઓ ભેટ આપી છે. બેગમ સાહેબા માને છે કે આ બીલાડીઓ બહુજ 'સપગલા'ની છે, અને તેને લીધેજ તેમનાં ઘણાં કાર્યો સિદ્ધ થયેલાં છે. એ ત્રણે બીલાડીઓને બેગમ સાહેબા પોતાની સાથે હિન્દમાં લાવવાના છે.—એજ બેગમ સાહેબાને વિલાયતમાં કોઇ પત્રકારે મહાત્માજી અને રવિન્દ્રનાથ ટાગોરના સબંધમાં કાંઈ પ્રશ્નો પૂછ્યા. બેગમ સાહેબાયે કહ્યું કે 'હું એ બન્નેમાંથી એકેયનું નામ જાણતી નથી!'

× × ×

મારવાડી અગ્રવાલ મહાસભા દીલ્હીમાં શેઠ જમનાલાલ બજાજના પ્રમુખપદે તા. ૧૫ મી માર્ચે મળી હતી. ૩૦૦૦ પુરૂષો અને ૧૦૦૦ સ્ત્રીઓએ હાજરી આપી હતી. પ્રમુખે ભાષણમાં કોમની બદીઓ દૂર કરવાની સૂચના કરી હતી. શ્રી ગાયત્રીદેવી અને શ્રી મનોરમા દેવી બાલલગ્ન અને ગૃહસ્થાશ્રમનાં આદર્શ વિષે બોલ્યાં હતાં. કેટલાક ઠરાવો થયા હતા, જેમાં વિવાહ માટે છોકરાની વય ઓછામાં ઓછી ૧૪ ની ઠરાવી હતી અને લગ્ન માટે છોકરાની ઉમ્મર ૧૬ની અને છોકરીની ૧૨ની ઠરાવી હતી. ભપકા વિના સાદાઇથી લગ્ન કરવાના, કન્યાવિક્રય કરનારને નાત બ્હાર કરવાના, અને એકથી વધુ પત્ની કરવાનો પ્રતિબંધ કરનારા ઠરાવો પણ થયા હતા.

વડી ધારાસભામાં ૧૭ મી માર્ચે મી. ટૉન્કીન્સને હિંદના છુટા છેડાના કાયદામાં સુધારો કરવાનો ખરડો રજુ કર્યો હતો. આ કાયદો ઇંગ્લેન્ડ અને સ્કોટલેન્ડના વતનીઓને લાગુ પડે છે.

જોધપુર રાજ્યે વેશ્યાઓ સાથે સબંધ ધરાવનાર નાના મોટા કોઇ પણ અમલદારનો તે ગુન્હા બદલ એક માસનો પગાર દંડ કરવા હમણાં હુકમ કાઢ્યો છે અને એવા કોઇ અમલદારના વેશ્યાગમનના ખબર લાવનારને તે અમલદારનો દંડાએલો પગાર બક્ષીસ કરવામાં આવશે.

× × ×

કલકત્તાની ગોખલે મેમોરીઅલ શાળાને કોઇએ રૂ. ૨૦૦૦૦ નું ગુપ્તદાન આપ્યું છે. આ શાળા કન્યાઓની ઉચ્ચ કેળવણી માટે વ્યવસ્થા કરે છે મહિલા સમિતિએ પાંચ વર્ષમા એની બહુ ઉન્નતિ કરી છે. કન્યાઓની સંખ્યા સગવડ કરતાં વધી પડી છે. આ ઉન્નતિ મુખ્ય સંચાલિકા શ્રીમતિ મિસિસ પી કે. રોયના પ્રયત્નોને આભારી છે.

કલ.ત્તાની મ્યુનીસીપાલીટીએ દાઇઓના શિક્ષણને માટે ત્યાંના હોસ્પીટલોને અંગે સ્થપાયલી દાઇઓની સંસ્થાને વાર્ષિક રૂ. ૧૮૦૦૦ ની મદદ કરવાનું ઠરાવ્યું છે.

કલકત્તાના વસન્તકુમાર નામના એક માણસે પોતાની પત્ની કોઇ બીજાને રૂ. ૧૫૦ માં વેચી નાંખી હતી, તે અપરાધ માટે તેને સજા કરવામાં આવી છે. સિંધમાં પણ એવોજ એક બનાવ થોડા વખત પર બન્યો હતો.

કલકત્તામાં સ્વ. દાસબાબુના મકાનમાં ૨૨મી માર્ચે સ્ત્રીઓની માવજત માટેનું એક દવાખાનું ખુલ્લું મુકાયું છે. ડૉ. ઇ. પેટમેન દવાખાનાના ઉપરી નીમાયા છે. અહિં દાયણોને શિક્ષણ આપવાની પણ ગોઠવણ થઇ છે.

લેડી વસન્તકુમારી ચેતરંજીએ પોતાના સ્વ. પતિની યાદમાં જગન્નાથપુરીનું પોતાનું ઘર સરદે શ્રી આશ્રમની શાખા ત્યાં સ્થાપવા માટે દાનમાં આપ્યું છે. અને તેના ખર્ચ માટે ૧૦૦૦૦ રૂપીઆની પ્રોમીસરી નોટો આપી છે.

બંગાળાની નારીશિક્ષા સમિતિએ ૧૦ કલકત્તામાં અને ૧૫ બીજાં શહેરોમાં પ્રાથમિક શિક્ષણ માટે કન્યાશાળાઓ સ્થાપી છે. માર્ચ ૧૯૨૫ માં સ્ત્રીઓને શીલ્પકલા શીખવવા અને દવાખાનાઓ તથા હોસ્પીટલોમાં દાઇઓના વર્ગ ઉઘાડવા શ્રી સરોજિની દત્ત સ્મારક મંડળ સ્થપાયું છે એ સમિતિએ ગયા ફેબ્રુઆરીમાં એક સ્ત્રી હુન્નરકળા પ્રદર્શન ભર્યું હતું, જે ઘણું ફતેહમંદ થયું હતું. એ પ્રદર્શનમાં મિસિસ રાધારાણી રોયે એક ગામડાના આદર્શ ઘરનો નમુનો બતાવીને મૂકયો હતો, જેણે ઘણાંનું ધ્યાન ખેંચ્યું હતું. લેડી બૉઝ આ સમિતિના મંત્રી છે અને તેને માટે અથાગ શ્રમ થઈ રહ્યાં છે.

કલકતામાં આશરે ચાલીસ વરસ ઉપર ચીંગ નામની એક ચીના કોમની સ્ત્રીએ પુરૂષના વેશમાં કીનખાલી નામથી ઓળખાતા વર્ગની છોકરી સાથે લગ્ન કર્યું હતું. ચીંગ હજામ તરીકેનો ધંધો કરતી હતી. તે પુરૂષ નહી પણ સ્ત્રી હતી એમ તેને પરણનાર છોકરીને થોડા વખતમાં જાણ થઈ પણ તે છતાં એ વાત છાની રહી. ઉલટે આટલે વરસે એ છોકરી મરણ પામી ત્યારે તેના શોકને પરિણામે ચીંગ માંદી પડી તેને લીધે ડાકટરની મદદ લેવાની જરૂર પડી અને એ તપાસને પરિણામે વાત જાહેર થઇ કે ચીંગ તો સ્ત્રી હતી અને અત્યાર સુધી એટલે કે તેની ઉમર ૭૦ વર્ષની થઇ ત્યાં સુધી તેનો ઢોંગ કોઇ પારખી શક્યું નહતું.

રામનગર ( બંગાળા ) માં હિમાંલા પોતાના ત્રણ ભાઇઓ સાથે રહેતી હતી. રાતે ૨૦ લુટારાઓએ પર ઘર દરોડો પાડયો. ભાઇ બ્હેન પાછલે બારણેથી નીકળી ગામલોકની સહાય મેળવવા ગયા. થોડીવારમાં પાડોશીઓ સાથે મળી લુટારાઓ ઉપર હુમલો કર્યો. એક લુટારાએ બત્તી બુઝાવી નાખી. હિમાલાએ તુરતજ એક કપડું ઘાસતેલમાં બોળી સળગાવી પ્રકાશ કર્યો. પરિણામે એક લુંટારાને ઘાયલ કર્યો, બાકીના નાસી ગયા. સરકારે આ વીરતા માટે બ્હેનને રૂ. ૩૦૦, અને દરેક ભાઇને રૂ. ૧૫૦ બક્ષીસ આપ્યા.

× × ×

જગન્નાથપૂરીમાં હિંદુ મહાસભાના આશ્રય હેઠળ બાબુ ગોપબંધુદાસે એક વિધવાશ્રમ હમણાજ ખોલ્યું છે. એ તીર્થસ્થાનમાં આવતી વિધવાઓ અને અન્ય સ્ત્રીઓને ત્યાં આશ્રય મળશે.

× × ×

**ઉડિયા** પ્રાન્તની એક મહિલા શ્રીમતી નિશી નાયકે કેમ્બ્રીજ યુનીવરસીટીની શિક્ષકની પરીક્ષા પસાર કરી છે. એ પ્રાન્તમાંથી આ પરીક્ષામાં પસાર થનાર એ બાઇ પ્હેલાંજ છે.

× × ×

લાહોરમાં તા. ૧૫ મી માર્ચે વિધવા વિવાહ [illegible] લાલા લાજપતરાયના પ્રમુખપદે મળી હતી સ્વામી શ્રદ્ધાનંદે બાળ વિધવાઓના પૂનર્લગ્ન કરવાનો ઠરાવ મૂકયો હતો ડૉ. મિત્રે સર્વ વિધવાઓ માટે પૂનર્લગ્નની હિમાયત કરી હતી. ડૉ. રઘુનંદનપ્રસાદે ' વિધવા ' શબ્દ માટે વાંધો લેતાં જણાવ્યું હતું કે બાળ વિધવાને વિધવા કહીજ ન શકાય. શ્રીમતી દ્રૌપદીદેવીએ બાળવિધવાના પૂનર્લગ્ન માટે સંમતિ આપી હતી પરંતુ મોટી ઉમરની વિધવાના પૂનર્લગ્નની વિરૂધ્ધ થયાં હતાં અને તેમને બ્રહ્મચર્ય પાળવાનો આગ્રહ કર્યો હતો.

લાહોરમાં તા ૧લી એપ્રીલથી એક અનાથાલય ખુલ્લું મુકવામાં આવ્યું છે. આ સંસ્થામાં, જે સ્ત્રી યા પુરૂષ પ્હેલાં પોતાનું ભરણપોષણ મહેનત મજુરી કરી કરી શકતાં હતાં પણ અત્યારે તદ્દન અશક્ત થવાને લીધે નિરાધાર થઇ ગયા હોય, તેમને દાખલ કરવામાં આવશે. કેવળ ભીખારીઓ માટે આ સ્થાન નથી. સંસ્થામાં દાખલ થવાના ફોર્મ " લાલા લજપતરાય સાહની, પોષ્ટ બોક્ષ નં. ૧૧૫, એ સરનામે લખવાથી મળી શકશે.

લાહોરની વીમેન્સ ઇંડીઅન એસોસીએશનની શાખાએ મિસિસ બીસેન્ટના માનમાં એક સભા બોલાવી હતી. મિસિસ અબ્દુલ રશીદ પ્રમુખસ્થાને હતાં. મિસિસ બીસેન્ટે સ્ત્રીઓ અને બાળકોના આરોગ્ય માટે રાજકીય સુધારાની જરૂર સમજાવી હતી અને શહેર, પ્રાન્ત અને દેશના કારોબારમાં ભાગ લેવાનું સ્ત્રીઓને કહ્યું હતું.

લાહોરની વિધવા વિવાહ સહાયક સભાના આશ્રય હેઠળ આખા હિંદમાં ગયા જાન્યુઆરી અને ફેબ્રુઆરીના બે માસમાં કુલ ૪૫૦ વિધવાઓનાં પૂનર્લગ્ન થયાં હતાં, એમાં ૭૮ બ્રાહ્મણ, ૪૫ ખત્રી, ૨૫ અરોરા ૮૨ અગ્રવાલ, ૧૫ કાયસ્થ, ૪૩ રાજપુત, ૬૧ શીખ અને ૧૦૧ પરચુરણ જાતિની સ્ત્રીઓ હતી.

## એશિયા.

ચીનની સ્ત્રીઓમાં ૯૦ ટકા સ્ત્રીઓ અશિક્ષિત છે. તેમને પોતાનું નામ પણ લખતાં નથી આવડતું. હિંદની સ્ત્રીઓની સ્થિતિ એથી પણ ખરાબ છે. માત્ર એક ટકા સ્ત્રીઓજ લખી વાંચી જાણે છે.

## યૂરપ.

ઇંગ્લેન્ડમાં નૌકાખાતાના પ્રધાનનાં પત્ની શ્રીમતી કેરોલીન બ્રીજમેનને નેશનલ યૂનીઅનીસ્ટ ઓરગેનીઝેશનની કાઉન્સીલનાં પ્રમુખ નીમ્યાં છે. સ્ત્રીઓને પુરૂષો જેટલાજ મતાધિકાર આપવાની લડત ચાલી રહી છે. અત્યારે ૨૧ વર્ષની ઉપરની ૪૭૫૦૦૦૦ સ્ત્રીઓ મતાધિકાર વિનાની છે.

સ્કોટલેન્ડના યૂનાઇટેડ ફ્રી ચર્ચમાં એવો એક ઠરાવ આવ્યો છે કે સ્ત્રીઓને પણ શિક્ષકો કે ધર્મોપદેશકો થવા દેવી. ગ્લાસ્ગોની પ્રેસ્બીટરીએ એ ઠરાવ થોડી બહુમતીથી ઉડાડી મૂકયો. હેમીલ્ટનની પ્રેસ્બીટરીએ ૩૬ વિરૂદ્ધ ૩૨ મતે એ ઠરાવ પસાર કર્યો છે; પરંતુ એ ઠરાવને અનુમોદન આપતાં ડૉ. નાન્દે જણાવ્યું કે સ્ત્રીઓ શિક્ષકો થવા લાયક છે, ધર્મોપદેશક થવા નહિ. ધર્મોપદેશક થવાનો હક તો પુરૂષોને ઇશ્વર તરફથી સીધો મળ્યો છે.

× × ×

આઇસલેન્ડની પાર્લામેન્ટની આવતી ચુંટણી માટે મિસીસ એડમન્ડસન; મિસિસ લારસડોટીર, મિસ જારનાડોટીર અને મિસિસ સીગુરોરડોટીરે ઉમેદવારી નોંધાવી છે. મિસિસ લારસડોટીરે પોતાના પતિની મદદથી રેકજાવીક શહેરમાં એક વૃદ્ધાશ્રમ ખોલ્યું છે. ત્યાંની સ્ત્રીઓ માટે સર્વ ધંધા ખુલ્લા છે.

× × ×

**સ્વીડનમાં** સન ૧૯૨૩ માં પોલીસ ખાતા સિવાય બાકીની બધી સનદી નોકરીઓમાં દાખલ થવાનો હક્ક સ્ત્રીઓને મળ્યો. ૧૯૨૪ માં બાળહિતની આખી પદ્ધતિની પૂનઃ રચના કરી પ્રજાને માથે બાળકોના સંભાળની જવાબદારી નાંખી. છોકરાઓ માટેની કોલેજમાં છોકરીઓને કેટલાક પ્રયત્નો પછી દાખલ કરવામાં આવી છે. ઉપરાંત સ્ત્રીઓએ ગરીબ માંદાઓની સારવાર માટે મ્યુનીસીપલ નર્સો રખાવી છે અને ક્ષય રોગ સામે લડત ચલાવી છે. ગયે વર્ષે ત્યાંની ઉપલી ધારાસભામાં મિસિસ વેસમાન અને મિસિસ નોર્ડગ્રેન સભાસદ હતાં. સનદી નોકરીઓમાં સ્ત્રીઓને સરખા પગાર આપવાની લડત તેમણે ચલાવી હતી. ૧૯૨૨-૨૩ માં થયલી ચુંટણીઓમાં જુદા જુદા શહેરોની મ્યુનીસીપાલીટીઓમાં કુલ ૨૨૧ સ્ત્રીઓ સભાસદો તરીકે ચુંટાઇ હતી. ગામડાઓની મ્યુનીસીપાલીટીઓમાં બધી મળી ૪૮૧ સ્ત્રીઓ વિરાજે છે.

× × ×

**ફ્રાંસની** એક પતિવ્રતા સ્ત્રીએ પોતાના પતિની યાદગીરી જાળવી રાખવા માટે બનારસની હિંદુ શારદાપીઠને અઢીલાખ રૂપિઆનું દાન કરેલું કહેવાય છે. આ રકમમાંથી એક સંગ્રહાલય સ્થાપવામાં આવશે એ સ્ત્રીએ એ. સંગ્રહાલય માટે પોતાના પતિએ ભેળા કરેલાં અમૂલ્ય ચિત્રો આપવાની ઇચ્છા પણ દર્શાવી છે. હિન્દુ ધર્મ ઉપર તેના પતિને ઘણી શ્રધ્ધા હતી અને તે કારણને લીધેજ તેણે આ દાન આપ્યાનું કહેવાય છે.

પતિયાલાના મહારાજાના પ્રાઇવેટ સેક્રેટરી શ્રી. જયમણીદાસે ઇજીપ્તના એક આગવા પ્રધાન શ્રી. ઉજજવ પાશાની પુત્રી સાથે પેરીસમાં આર્ય સમાજની વીધિથી લગ્ન કર્યાં છે.

× × ×

ઇટાલીમાં સ્ત્રી ફેસીસ્ટ મંડળ સ્થપાયું છે એ દેશને સ્વતંત્ર કરનાર પ્રખ્યાત ગેરીબાલ્ડીની પૌત્રી મીસ રેઆ ગેરીબાલ્ડી રોમ જીલ્લાની સંચાલિકા છે. તે કહે છે કે થોડા વખતમાં એ સંસ્થામાં ૪૫ થી ૫૦ હજાર સ્ત્રીઓ સભાસદો થઇ જશે. મોટા શહેરોમાં એ મંડળના છ-સાત હજાર સભાસદો છે. મંડળનો ઉદ્દેશ જરૂર પડે ત્યારે દયાની દેવીઓ તરીકે દેશને મદદ આપવાનો છે. હોસ્પીટલોમાં નર્સના કામ ઉપરાંત રાષ્ટ્રીય ઉત્સવો ઉજવવામાં પણ તેઓ મદદ કરશે. વડા પ્રધાન મુસોલીનીએ આ મંડળને પોતાના આશીર્વાદ આપ્યા છે.

તા. ૭ મી એપ્રીલે ઇટાલીના વડા પ્રધાન મુસોલીની મેડીકલ કોન્ગ્રેસમાંથી પાછા આવતા હતા તે સમયે વાયોલેટ આલ્બીના ગીબ્સન નામે એક વૃદ્ધ સ્ત્રીએ તેમના ઉપર ગોળીબાર કરી ઘાયલ કર્યા હતા. ગોળી નાકમાં પેસી ગઇ હતી.

× × ×

ડેન્માર્કના પ્રધાનમંડળમાં શ્રીમતી નીના બેન્ગ અગત્યનો ભાગ ભજવે છે. દેશની જાણીતી સ્ત્રીઓની ચર્ચા થતી હોય ત્યાં એ શ્રીમતીનું નામ પ્રથમ આવે. તેમના પતિ જાણીતા અર્થશાસ્ત્રી હતા અને પોતે પણ "મસ્લેરાનો ઇતિહાસ" નામે પુસ્તક લખ્યું છે. પ્રધાનમંડળમાં તેમની નીમાણુક કેળવણી ખાતાના પ્રધાન તરીકે થઇ છે. પ્રધાન તરીકે સૌથી પ્હેલું અને ઉપયોગી કામ તેમણે સ્ટેટ થીએટરની વ્યવસ્થાની પુનઃ રચનાનું કર્યું છે. એક કલમના ગોદાથી તેણે છ મેનેજરોને. રાજાના ચેમ્બરલેનને અને એક અર્લને કાઢી મુક્યા અને એ થીએટરને સુંદર વ્યવસ્થામાં મૂક્યું. અત્યારે રાજ્ય તરફથી થીએટરને ૮૨૫૦૦૦૦ ડોલરની વાર્ષિક મદદ અપાય છે. અને પ્રજા તેનો મોટો લાભ લે છે. રાષ્ટ્રીય નાટ્યકલાની આ સુધારણા માટે પ્રજા તેમને ધન્યવાદ આપી રહીછે.

× × ×

જર્મનીમાં ૨૫૦૦૦ ઉપરની વસ્તીવાળાં શહેરોમાં શહેરોનો કારોબાર કરતાં ખાતાઓમાં બધી મળીને ૭૪૫ સ્ત્રીઓ પોતાનો હિસ્સો આપે છે. સ્ત્રીઓને પોલીસ ખાતામાં દાખલ કરાવવા માટે જોરાજોર ચળવળ ચાલે છે.

× × ×

ફીન્લેન્ડમાં સ્ત્રીઓ અને પુરૂષો સમાનજ ગણાય છે. ત્યાં "સ્ત્રીઓના પ્રશ્ન" જેવું કાંઇ છેજ નહિ. જીવનના દરેક કાર્યમાં સ્ત્રીઓનો આગલ પડતો હિસ્સો હોયજ. ટ્રામ કંડકટર, ઝાડુ કાઢનાર, કડીયા, સુથાર, લુહાર, ઇજનેર, ડૉકટર, કે વકીલ તરીકે સ્ત્રીઓજ કામ કરે છે. કોઈ પણ ધંધો તેમને માટે બાધ નથી સરકારી ખાતાઓમાં પણ તેમની સંખ્યા પુરૂષો કરતાં મોટી. દુશ્મન ચઢી આવે ત્યારે બંદુક લઇ લડવામાં પણ મોખરે.

× × ×

સ્પેનની એક અગીઆર વર્ષની છોકરી મીસ હીલ્ડેગાર્ડ ફરનાન્ડેઝ કારબેલીરાએ સર્વને અજાયબીમાં નાંખી દીધાં છે. સાત વર્ષની ઉમ્મરે તેણે મેટ્રીકની પરીક્ષા પસાર કરી અને અત્યારે તેણે બી. એ. ની ડીગ્રી માટેનો ત્રણ વર્ષનો અભ્યાસ ક્રમ પૂરો કરી નાંખ્યો છે. અગીઆર માસની થઇ ત્યારે તે વાંચતા શીખી હતી પણ અને છોકરક્ષક મંડળે ખાસ પરિષદ તેને માન આપવા માટે બોલાવી હતી, જેમાં રાજકુમારીઓ બીએટ્રીઝ અને અને ક્રીસ્ટીના પ્રમુખપદે બિરાજી હતી. એ બાળાને સાહિત્યમાં કુશલતા મેળવવા માટેનું ખાસ ઇનામ તેમણે આપ્યું હતું. આ મીટીંગમાં એક ભાષણ કરી તેણે બધાને છક્ક કરી નાંખ્યા હતાં. અને કેટલીય ભાષાઓ આવડે છે અને પીઆનો બહુ સુંદર વગાડી જાણે છે.

× × ×

ઓસ્ટ્રીઆની પાર્લામેન્ટના સભાસદ મેડમ કુન્ડલીચને પ્રજાસંઘની પ્રાથમિક સમિતિમાં સભાસદ ...ીમ્યાં છે; અને જીનીવામાં મળનારી આંતર... માટે ...પરિષદનો કાર્યક્રમ તૈયાર કરવાનું ...ર્યું છે. ગયા મહાયુદ્ધમાં એ બ્હેન ...ગનાં ડાયરેકટર હતાં.

× ×

...રની વિધવાના ... તેમને બ્રહ્મચર્ય ... લાહોરમાં તા ... ખુલ્લું મુકવામાં ... યા પુરૂષ રહ્યોાના બલસ્કો નામે ગામમાં મેડમ મજુરી કરી ...મે એક બાઇ વસે છે. એ અશક્ત થવાને ...ને ૧૭૮૪માં થયો હતો એમ તેમને દાખલ ક... વર્ષની ઉમ્મર સુધી તે ખેતરોમાં માટે આ સ્થાન ન... હતી અને હજી પણ જીવે છે.

× ×

ઝેકો-સ્લોવાકીઆની પાર્લામેંટમાં બાર મહિલાઓ સભાસદ તરીકે વિરાજે છે—આઠ નીચલી ધારાસભામાં અને ચાર ઉપલી ધારાસભામાં.

× × ×

તુર્કસ્તાનમાં વિવાહ અને લગ્ન સંબંધી નવો ખરડો તૈયાર થઇ ગયો છે અને થોડા સમયમાં એસેમ્બલી સમક્ષ મુકાશે. આ ખરડો સ્વીટ્ઝર્લેંડના લગ્નના કાયદાના આધારે, તુર્કસ્તાનના કેટલાક ખાસ સંજોગો ધ્યાનમાં રાખી ઘડાયો છે. લગ્નનું વય પુરૂષ માટે ૧૮ અને સ્ત્રીઓ માટે ૧૭ ઠરાવ્યું છે. જરૂર પડયે કોર્ટની પરવાનગીથી ૧૫ વર્ષની વયે લગ્ન કરી શકાય. મુસલમાન ન હોય તેવાંની સાથે કરેલું લગ્ન કાયદેસર નહિ ગણાય. એક પર બીજી પત્ની નહિ કરી શકાય, પરણનારમાંથી સ્ત્રી યા પુરૂષ દિવાના હોય તો લગ્ન ફોક ગણાશે. વિધવાઓ અને તલાક પામેલી સ્ત્રીઓ ૩૦૦ દિવસ સુધી ફરી લગ્ન નહિ કરી શકે. વગર કારણે વેશવાળ ફોક કરનારને નુકશાની આપવી પડશે.

× × ×

પ્રજાસંઘની કાઉન્સીલે બાલરક્ષણ અને હિત માટેની કમિટિમાં મીસ જુલીઆ લેથરોપ (અમેરિકા) મીસ ચારલોટ વ્હીટન (કેનેડા) અને મીસ બર્નાઓ (બેલ્જીઅમ) ની નીમણુંક કરી છે.

મારગારેટ નામે એક વિદુષી મહિલાએ વીલ કરી પોતાની બધી સંપતિ ધર્મ કાર્યમાં આપી દીધી છે. તેની સ્થાવર મીલકત ૪,૫૯,૦૧૯ પાઉંડની અને જંગમ મીલ્કત ૩,૫૯,૯૨૩ પાઉંડની છે હિંદમાં ઘણીય સ્ત્રીઓ વારસામાં મળેલી લાખોની મીલ્કત કહેવાતા ધર્મગુરૂઓને દાનમાં આપી દઇ અધર્મ વધારવામાં મદદ કરે છે!

## અમેરિકા.

ન્યુયોર્કમાં એક સ્ત્રીએ પક્ષીઓની હોસ્પીટલ ખોલી છે. બાઇ પોતે પક્ષીઓના કેટલાક દરદો માટે રામબાણ ઉપાયો જાણે છે દરેક વર્ષ હજારો પક્ષીઓ તેની હોસ્પીટલમાં દવા કરાવવા માટે આવે છે.

લેડી કેથકાર્ટનું રચેલું "એશીઝ" (Ashes)

નામે નાટક ન્યુયોર્કની રંગભૂમિ પર ભજવી બતાવવાનું નક્કી થયું છે.

વોશીંગ્ટનના કામદાર ખાતાના સ્ત્રી વિભાગે એક રીપોર્ટ હમણાંજ પ્રકટ કર્યો છે તે ઉપરથી જણાય છે કે ૧૫ વર્ષ ઉપરની દર ૧૨૦ સ્ત્રીઓએ ૨૩ સ્ત્રીઓ પોતાનું ગુજરાન ચલાવવા માટે ધંધો કરે છે. પરંતુ હજી પુરૂષોના જેટલુંજ મ્હેનતાણું તેમને નથી મળતું. વસ્તીગણત્રીના આંકડા બતાવે છે કે ૯ ટકા મજુરી કરતી સ્ત્રીઓ પરણેલી હોય છે. આ સ્ત્રીઓને લગતા પ્રશ્નો એ ખાતાનું હાલ ખાસ ધ્યાન ખેંચે છે.

સ્ટેટ ડીપાર્ટમેન્ટસ ફોરેન સર્વીસ સ્કુલના ગ્રેજ્યુએટ મીસ પેટી ફીલ્ડી આમ્સ્ટર્ડામમાં કોન્સલ તરીકે નીમાયાં છે. અમેરિકાના ઇતિહાસમાં એ બાનુ પ્હેલાંજ કોન્સલ છે.

ચીકાગો યુનીવરસીટીનાં એસોસીએટ પ્રોફેસર મીસ મોડ સ્લાયે ૧૬ વર્ષ સુધી ઉંદરો ઉપર પ્રયોગો કર્યા પછી સિદ્ધ કર્યું છે કે કેન્સર ( ભગંદર ) નો રોગ માબાપ તરફથી બાળકોને વારસામાં મળી શકે છે. એમના પ્રયોગોના પરિણામ માટે વૈદક સંસ્થાઓ આતુરતાથી રાહ જોતી હતી.

ચાલુ સાલની ચુંટણી માટે ચીકાગોના મિસિસ બર્થા બેયે ઉમેદવારી નોંધાવી છે. મીસ મેરી સેમ્પસનને વડી ધારાસભામાં દાખલ થનારા ખરડાઓની સંભાળ લેવાનું અને તેને લગતી કાયદેસર તૈયારીઓ કરવાનું ખાતું સોંપાયું છે.

× × ×

ચીલીમાં સ્ત્રીઓને પોતાના બાળકોનું વાલીપણું આપતો, બીજાંના બાળકોના વાલી થવાના હક્ક આપતો, ખતપત્રો પર સાખ કરવાના અધિકાર આપતો, અને પરિણિત સ્ત્રીઓને મીલ્કત ધરાવવાના અધિકાર આપતો ખરડો પાર્લામેંટમાં રજુ થયો છે. ત્યાં સ્ત્રીઓ હવે ઓફીસોમાં અને રેલ્વેમાં નોકરી કરી શકે છે. અદાલતમાં મેડમ વેલેન્ઝુ એવા નામે એક સ્ત્રીની નીમણુંક કરવામાં આવી છે.

### ઓસ્ટ્રેલીઆ.

ઓસ્ટ્રેલીયામાં દરેક સ્ત્રી પ્રત્યેક બાળકના જન્મ પછી સરકારને અરજી કરી પાંચ પાઉંડની રકમ મદદ તરીકે મેળવી શકે છે.

સ્ત્રીઓને સભાસદો તરીકે ઉપલી ધારાસભામાં બેસવાના હક્ક આપતો ખરડો પાર્લામેન્ટે પસાર કરી ધારાપોથી પર ચઢાવ્યો છે.

× × ×

ન્યુ સાઉથ વેલ્સની ધારાસભામાં સ્ત્રી સભાસદોની નીમણુંક કરવાનો કાયદો પસાર થયો છે. વડા પ્રધાન થોડા સમયમાં કેટલીક મહિલાઓને નીમવાની ગવર્નરને ભલામણ કરશે.

પ્રીન્સ એડવર્ડ ટાપુમાં પહેલાં સ્ત્રી બેરીસ્ટર મીસ રોઝા સ્ટીવર્ટને દાખલ કરવામાં આવ્યા છે. મીસ સ્ટીવર્ટ ત્યાંના વડા પ્રધાન અને એટર્ની જનરલ મી. સ્ટીવર્ટનાં પુત્રી છે. કાયદા પ્રમાણે બેરીસ્ટર તરીકે દાખલ થનારને એક વર્ષ એટર્ની તરીકે કામ કરવું પડે છે. પરંતુ મીસ સ્ટીવર્ટને પરીક્ષામાં ૮૫ ટકા માર્ક મળ્યા હોવાથી એટર્ની તરીકે કામ કરવાની ફરજમાંથી મુક્ત કરવામાં આવ્યા છે.



## સાભાર સ્વીકાર ( પુરવણી )

**ધી લીબરેટર ( દિલ્હી )** : સ્વામી શ્રી શ્રદ્ધાનંદજીના સમર્થ તંત્રીપદ નીચે આ પત્ર તા. ૧લી એપ્રીલ અંગ્રેજીમાં પ્રકટ થવા માંડ્યું છે અને ખાસ કરીને હિંદુ સંગઠન અને અસ્પૃશ્યો દ્વારની પ્રવૃત્તિ સમર્થન કરે છે. પ્રત્યે ધર્માભિમાની હિંદુએ અવશ્ય વાંચવું જોઇએ વાર્ષિક લવાજમ રૂ. ૪-૦-૦ છે.




**બાલ-કલ્યાણ:**

તા. ૨૪ મી માર્ચે અમદાવાદના પ્રેમાભાઇ હોલમાં ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇએ "બાલ-કલ્યાણ" વિષે એક ઉપયોગી ભાષણ આપ્યું હતું. એ ભાષણનો સાર ભાગ નીચે પ્રમાણે છેઃ

" દેશમાં સો બાળકો જન્મે છે તેમાંથી અડધાં તો ૧ વર્ષની ઉમર થતાંજ મરી જાય છે. બાકીનાં અડધામાંથી પાંચ વર્ષનાં થતાં સુધી સોએ ૩૦-૪૦ બચે છે અને ૬૦-૭૦ મરી જાય છે ! આનું કારણ આપણી ભૂલો છે. ફ્રાન્સમાં વિલિયર્સ ડી લક નામનાં ગામડામાં ત્યાંના નગરશેઠે પોતાના દીકરાને વૈદક ભણાવી પછી તેનું જીવન તે ગામની સ્વચ્છતાને માટે અર્પણ કરાવ્યું હતુ. પ્રથમ એ ગામમાં પાણીના નળ લીધા. ગટરો કરી, પોળો, મહોલ્લા સાફ કર્યા, ગંદકી સાફ કરી, મચ્છરો ઉત્પન્ન ન થાય એમ કર્યું, પાણીનાં ખાબોચીઆ પુરી નાંખ્યા. માખીઓથી પણ બહુ સાવચેતી રાખવી જોઇએ કેમકે તેથી ટાઇફોઇડ કોલેરા વગેરે થાય છે વળી એ માણસે ત્યાં સુધરાઇ ખાતું સ્થાપ્યું અને પોતાના દીકરને પ્રમુખ કર્યો. રસોડાં પાણીયારા કે મંદિર કરતાં પણ જાજરૂઓને વધારે સ્વચ્છ કર્યા. કોરેંટાઇનનો બંદોબસ્ત કર્યો, ક્ષય વગેરે રોગોની જુદી ઇસ્પીતાલ કાઢી, સ્ત્રીઓ સગર્ભા થાય ત્યારથી નોંધ કરી, સુવાવડીઓ સ્ત્રીઓ માટે કસરત, પથ્ય તેવો ખોરાક, આરામ, વગેરેની ગોઠવણ કરી. સુવાવડખાનાં એવા બનાવ્યાં કે દાં[illegible] પ્રસુતિશાસ્ત્રમાં પ્રવીણ સ્ત્રી દાક્તરો અને પરિચારિકાઓના હાથે સુવાવડ થાય છે [illegible] ત્યાં [illegible]. અને મ્હોલ્લે મ્હોલ્લે જ્યાં સુવાવડખાના થશે ત્યારે પડળ ખુલી જશે. બાળકને માટે માતાના ધાવણ જેવો બીજો એક પદાર્થ નથી. તે પછી બીજા નંબરે ગાયનું દૂધ આવે છે. માને ધાવણ આપવાને લેકટોજન નામના કપાસના લોટની દવા છે તે પાવાથી પણ ધાવણ થાય છે. બાળકને ખાત્રીનું દુધ તાજું પાવું બાર મહિના પછી બાળકને દાળ, ભાત વગેરે આપવું. વિલિયર્સ ડી લક ૧૦ વર્ષ સુધી ગામમાં જન્મેલાં બાળકોને બચાવ્યાં અને ત્યાંનું મરણ પ્રમાણ ઘટ્યું.

મોટા બાળકો માટે દીવેલની શીશીની ભલા મણ રી છે. જરા ભાર થાય કે ઝાડાનો રંગ લીલો કે ધોળો થાય અગર ઝાડા વધારે થાય તો બાળકને એક ચમચી દીવેલ પાઇ દેવું. તેથી આંતરડાં સાફ થશે ને ભયંકર રોગો થતા અટકશે.

વર્ષની અંદરના બાળકને શીશી કઢાવી દેવી. બાળક રડે તો જાણવું કે કાતો એ ભૂખ્યું હશે કે ચૂંક આવતી હશે. એટલે ચૂંક હોય તો દીવેલ આપવું અને ભૂખ હોય તો બબ્બે કલાકે ધવરાવવું. બાકી બજારની પેટંટ દવાઓ જેવી કે બાલામૃત, ખાપરીયાં ને બાલજીવન, માલ્ટાઇન વગેરે નકામું પાઇ હેરાન કરવું નહીં. છોકરાં સાજા હોય તો તેને જાડાં કે મજબુત બનાવવાનો અભખરો રાખવો નહીં અને નકામી દવા કે શક્તિનાં વસાણાં ખવરાવવાં નહી. વળી કસરત કરવા દેવી. ભૂત પ્રેતની બીક ના બતાવવી. બુદ્ધ, યુધિષ્ઠિર, રામ, જનક અને ભિષ્મની મહત્તા તેમને સમજાવવી. તેના સવાલના સીધા જવાબ આપવા. આ સીવાય બીજા અપલક્ષણો જેવાં કે બીડી વગેરે તથા કલેશ કંકાશ વગેરેમાં પડવા ન દેતાં અભિનાન. સ્નેહ અને દેવ ના [illegible] પણ [illegible]માં શીખવવા

જાપાનમાં કેટલીએ મહિલા સમાજો એવી છે કે જે માત એને કંઇ કામપર જવું હોય, મેલાવડામાં, દેવદર્શન કે ફરવા હરવા જવું હોય તો

એટલીવાર એમના છોકરાંને સંભાળે છે. આપણી અમદાવાદની કેટલીક મીલોમાં માતાઓ કામ કરતી હોય તે વખતે એમના છોકરાંને સંભાળવા માટે આયાઓ રાખવામાં આવી છે. સ્વચ્છ ચોખ્ખાં ઘોડીઆમાં આ બાળકને સુવાડવામાં આવે છે. એમને નવરાવી સ્વચ્છ વસ્ત્રો પહેરાવી દૂધ પણ અપાય છે અને મોટી ઉમ્મરનાં છોકરાં માટે ત્યાં રમવાની ને કસરતની જગાઓ રાખવામાં આવી છે. આ યોજનાઓ તમામ મીલ કારખાનામાં થવી જોઇએ.

જાપાનમાં આ ઉપરાંત વર્ષે વર્ષે બાળ સપ્તાહના પ્રસંગ ઉજવાય છે તે વાસ્તે બાળકોને ઇનામો મળે છે. રમતો, કસરતો, ચિત્ર પ્રદર્શનો, કલાસંગ્રહો, સંગીત, નાટક, વિજ્ઞાનની, શોધખોળની વાતો, ઇત્યાદિ એમને માટે ખાસ યોજાય છે અને ઉજાણીઓ અપાય છે.

આપણા દેશમાં પણ આવું આવું થવું જોઇએ. હવી બાળકોની સંભાળ લઇશું એવો દેશ થશે. જીનીવા કોન્ફરન્સમાં દુનિયાની પ્રજાઓએ ઠરાવ કર્યો છે કે બાળકોને ના વિસારશો, દેશનાં તમામ બાળકો તમારાંજ ગણજો. બાળકોમાંથીજ ભૂખ્યાંને અન્ન, નાગાંને વસ્ત્ર, અને નિરાધારને ઘર મળવાં જોઇએ. ભણતરની યથાયોગ્ય વ્યવસ્થા દરેક બાળક માટે દરેક પ્રજાએ અને રાજ્યે કરવી જોઇએ અને જેનામાં જે ગુણ આગળ પડતો હોય તે ખીલવી જગતની સમૃદ્ધિ વધારવી જોઇએ

આપણા દેશમાં પણ બાળસપ્તાહ તથા માતાઓના જ્ઞાન વધે એવા પ્રસંગો હમણાં હમણાં ગોઠવા, લાગ્યા છે. પરન્તુ એમાં પ્રજા સમસ્તે રસ લેવો જોઇએ, અને પોળે પોળે અને ગામે ગામ બાળ કલ્યાણની સમિતિઓ બનવી જોઇએ.

ગામવાર કે મોટાં શહેરોમાં લત્તાવાર બાળકોનાં વસ્તીપત્રક બનાવવાં જોઇએ. તમામ બાળકોની શારીરિક તપાસ થવી જોઇએ બાળકોની કેળવણી, આનન્દ કલ્લોલ અને ઉન્નતિ માટે શિક્ષકોએ અને વિદ્વાનોએ મહા પ્રબળ પ્રયત્નો કરવા જોઇએ.

નિશાળોમાં ભણતાં વિદ્યાર્થીઓની પણ ગામ અને શહેરના દાક્તરોએ શારીરિક તપાસ કરવી જોઇએ અને નેતાઓએ પોતાનાં કાર્ય પ્રદેશમાં બાળકોનું ભવિષ્ય સુધરે એવાં કામો રાખવાં જોઇએ.

પરન્તુ સમાજના તમામ પ્રયત્નો છતાં માબાપના પોતાનાજ ઉપર મુખ્ય આધાર રહેવાનો. સર્વે સદ્ગુણના બીજ બાળકોનો જન્મ પણ ન થયો હોય ત્યારથી નાંખી શકાય છે, અને ૧૦ વર્ષ સુધીમાં તો ઘણા સુસંસ્કાર એના પર પડાય છે. હિન્દુ શાસ્ત્રમાં સોળ સંસ્કાર છે અને એની કાયદેસર વિધિઓ છે. પરન્તુ આજકાલ એ સંસ્કારોના આકાર માત્ર રહેલા હોવાથી અને એને આત્મા ચાલી ગયેલો હોવાથી હું જુના આકારમાં એને અત્રે રજુ નથી કરતો.

સુજનન શાસ્ત્ર એટલે "યુજેનિક્સ" વિષે પણ આપણા દેશે પુષ્કળ વિચાર કર્યો છે. સારી સંતતિ ઉત્પન્ન થાય તે માટે બ્રહ્મચર્ય, સુયોગ્ય લગ્ન, ઉત્તમ વિચાર, શ્રેષ્ઠ ચરિત્ર ઇત્યાદિની પુષ્કળ જરૂર છે. અભિમન્યુએ કોઠાયુદ્ધ ગર્ભાવસ્થામાં શીખી લીધું હતું એ વાતનું રહસ્ય સાચું છે.

### ખાનદાનીના ખપ્પરમાં:

"સૌરાષ્ટ્ર" પત્ર ખાનદાનીના ખપ્પરમાં ભોગ બનેલી બ્હેનોના વર્ણન નીચે પ્રમાણે આપેછેઃ

| | |
|---|---|
| | શ્રીમંત ગાયકવાડ સરકારનું રાજ્ય; પાટણ તાલુકો; કુણઘેર ગામ. પખવાડિયા પહેલાં ચંચળ નામની એક બાઇએ કુવે પડી આપઘાત કર્યો. તેની એ |
| ૧. ચંચળની જલસમાધિ | |

જળ-સમાધિની પાછળનો ઇતિહાસ ગામ લોકો નીચે પ્રમાણે બોલે છેઃ

તેના પતિની એ બીજીવારની સ્ત્રી. પતિની ઉંમર પાંત્રીશ વર્ષની અને ચંચળની વય ચૌદ વર્ષની. પહેલી સ્ત્રીના મૃત્યુ માટે પે ગામમાં કંઇ કંઇ ન સાંભળી શકાય એવી વાતો ચાલે છે અને ચંચળના મૃત્યુએ તો આખા ગામની એ કુટુમ્બ ઉપર ન વાંચી શકાય એવી ભ્રુગી ઉતારી છે. કહે છે કે ચંચળ પરણીને પતિને ઘેર આવી તે પહેલીજ ત્રાસ વરસવો શરૂ થયો હતો. તેના શ્રીમંત પિતાએ તેને કરિયાવરમાં આઠ હજાર રૂપિયાની મતા આપેલી, અને શ્વસુરપક્ષને લગ્નનું

બધું ખર્ચ આપેલું છતાં કોણ જાણે શા કારણે ચંચળ ઉપર પતિની અકૃપા ઉતરેલી.

પાડોશીઓ કહે છે કે પરણ્યા પછી થોડેજ દિવસે ચંચળનો હાથ ડામ દેવાથી સુજેલો દેખાતો હતો અને એના કારણમાં તેના પતિએ હાથમાં અંગારો મૂકવાનું કહેવાય છે. ત્યારપછી થોડા મહિના પછી કોઇએ ચંચળને કારમી બુમો પાડતી સાંભળી ખબર મેળવી કે ક્રુર પતિએ ગુપ્ત ભાગમાં ડામ દીધા છે કારણમાં કહેવાય છે કે કોઇ સુથારણને ચંચળના પતિએ ચંચળનાં સારાં સારાં લુગડાં આપી દેવા માંડયાં અને ચંચળે પિયરની-પિતાની યાદગીરી રૂપ એ વસ્ત્રો આપવા સામે વાંધો ધર્યો. ગામ જાણે છે કે ચંચળે પરણ્યા પછી પાછો માવતરના ઘરનો માર્ગ પણ નથી દીઠો. ચંચળના શાંત પિતાએ જમાઇરાજને રીઝવવા ખુબ પ્રયત્ન કર્યો, પણ તે સર્વ મિથ્યા ગયું.

પછી તો ચંચળ બિમાર પડી. ઘરની કોઇ કામ કરનારી માંદી પડે અને આખું ઘર તેના ઉપર ક્રુર બની તેની પાસે કામ કરાવ્યા કરે તેવી ચંચળની સ્થિતિ થઇ. ચંચળે સે બધું સહ્યું, તો યે પતિના પ્રહાર તો બાકીજ રહ્યા. આખરે એક દિવસ કુવાનો આશરો શોધ્યો, અને શ્વસુર-ગૃહની જીવતી નર્કમાંથી છુટવા જળસમાધિ લીધી.

ત્રીજે દિવસે કુવાની સપાટી ઉપર ચંચળનું શબ તરતું દેખાયું, ગામ પટેલને મનાવી, પતિએ અને પતિના પક્ષનાઓએ, કુવામાં ખાટલી નાખી શબને બહાર કાઢ્યું અને સીધા સ્મશાને લઈ જઇ તેની ઝટપટ રાખ કરી નાંખી, ગામ પટેલને ચોપડે ચંચળનું મૃત્યુ એ સામાન્ય માંદગીનું મૃત્યુ નોંધાયું. ચંચળના પિતાએ અને માતાએ આ વાત જાણી, ત્યારે તે ચુપચાપ આંસુ સારી બેસી રહ્યા.

કહે છે કે વડોદરા રાજ્યની પોલીસે આ મૃત્યુનો મર્મ ઉકેલવા તપાસ આદરી, અને તેને પણ એ મૃત્યુ-સામાન્ય માંદગીનું જ દેખાયું.

**ફરજિયાત વૈધવ્ય.** એક કુલીન કુળની હિન્દુબાળાએ ક્રુર વિધિના આદેશને વશ બની, વીશ વર્ષની વયે કાળી-ચુંદડી ઓઢી અને સૌભાગ્યનું કંકુ નંદવી નાંખ્યું. ત્રણ વર્ષ સુધી વૈધવ્યને વિશુદ્ધ રાખી તે તેના ઘરના ખુણામાં બેસી રહી. પછી તે સંયમ ધર્મને ન અનુસરી શકી. એક યુવાનની સાથે ન્હાસી અમદાવાદમાં ભઠ્ઠની પોળમાં ઓરડી લીધી અને પુનર્લગ્નનું નવું ઘરચોળું પહેરી નવો સંસાર માંડયો. પતિના ચરણમાં તેનાં થોડાં કિમ્મતી વસ્ત્રો અને ચારસોનું ઘરેણું ધરી તે તેની દાસી બની.

બે વર્ષ ઘરવાસ સુખરૂપ ચાલ્યો. સ્ત્રીને ખબર નહીં તેમ પુરૂષે છુપો જુગાર રમવા માંડયો. એક દિવસ ઘરની બધી માલમતા હારી, દારૂના નિશામાં લથડતો લથડતો પતિ ઘેર પાછો આવ્યો, ત્યારે નારીને ખબર પડી કે તેનું નસીબ ફુટયું છે. ઓરડીના માલીકનું ભાડું ભરવાના પણ પૈસા ન રહ્યા અમદાવાદ છોડી બીજે કોઇ ગામ જવાના ટીકીટના પણ દામ ન રહ્યા. સ્ત્રીએ હૈયાફાટ રૂદન કર્યું.

આખરે સ્ત્રીએ તેની બધી હીમ્મત ભેગી કરી, પાપી પતિને સંગાથે લઇ, 'કાઠિયાવાડ એક્સપ્રેસ' માં કાઠિયાવાડનો માર્ગ લીધો. બીજી પ્રભાતે ગાડીએ તેમને રાજકોટ સ્ટેશને ઉતારી મૂકયાં.

બન્ને જંકશનની ધર્મશાળામાં રહ્યાં. ત્રણેક દિવસ માંડ વીત્યાં હશે ત્યાં તો, કહે છે કે પતિ પાછળ અમદાવાદનું વોરંટ આવ્યું. કોઇ ભીષણ ચોરીના ગુન્હા નીચે તેને પોલીસ અમદાવાદ લઇ ગઈ અને સખ્ત જેલની સજા આપી. પતિએ છેલ્લી ઘડી સુધી તેની સ્ત્રીથી ચોરીની વાત છુપાવી હતી, તે જ્યારે સિપાઇઓએ પતિના હાથમાં હાથકડી પહેરાવી ત્યારે જ સ્ત્રીને ખબર પડી. ફરીવાર એ અબળાએ જુવાનીની ભુલને માટે પશ્ચાતાપનાં આંસુ પાડયાં.

પછી તો ભીખારણનું જીવન જીવતી તે નારી એક દિવસ રેલગાડીમાં ભાવનગરને...સ્ટેશને તણાઇ આવી એ વખતે તેના પતિના કારાવાસનો પાંચમો મહિનો ચાલતો હતો અને તેના ગર્ભાધાનનો નવમો મહિનો ચાલતો હતો. એ સ્ટેશન આવતાં, પ્રસવવેદનાથી પીડાતી બાઈ પરવશ બની નીચે ઉતરી પડી. હિન્દુઓએ એને જોઇ, પણ સૌ દયાના ખોટા શબ્દો બોલતા બોલતા તેની પાસેથી ચાલ્યા ગયા. એજ રાતે તે સ્ત્રીએ એક બાળકને જન્મ આપ્યો. એ બાળક અને માતા, ગામના રસ્તાને એક ખુણે

પડયાં પડયાં, કોઇ ટુકડો નાંખી જાય તો ખાવા પામે અને નહીં તો શિયાળાની ટાઢમાં થરથરતાં સંકોચાઇને પડયાં રહે, એમ દિવસો વિતાવવા લાગ્યા

એ રીતે તેણે એ ગામને પાદરે આખો શિયાળો વિતાવ્યો. કોઇએ તેને વટલાવવાના પ્રયત્ન કર્યાં પણ કોઇ હિન્દુએ તેનો હાથ ઝાલ્યો નહીં. કોઇએ આશરો દીધો હોત, તો ભૂલના પશ્ચાતાપ થી પ્રજ્વળતી એ સ્ત્રી જરૂર શુદ્ધ અને શાંત જીવન જીવી જીન્દગાની પૂરી કરત. અને હવે ! હવે તો બીજા કરાશે કારણે નહીં તો, એક પેટને ખાતરજ એને કોણ જાણે શાં શાં પાપ કરવાં પડશે ?

**૩. કાશીના કહાણી.**

ઔદિચ્ય બ્રાહ્મણ કુળની એ કન્યા. એનું નામ કાશી. અગીઆર વર્ષની બાળ વયે તેને કપાળે વૈધવ્યનું કાળું તિલક ચોંટ્યું. કાશીનું સાસરું સનાળા, કુકાવાવ પાસે. કાશીએ યુવાવસ્થામાં પગલાં મૂક્યાં અને વિકારને વશ બની તે બાળા લપસી. પહેલો ગર્ભ રહ્યો અને પડયો. પછી બીજી વખત ગર્ભ રહ્યો. સનાળાના ગામધણીને જાણ થઇ. કાશીને અટકાયતમાં લીધી. કાશીને પુત્ર અવતર્યો પુત્ર છ માસનો થયો. પછી તો જેઠથી કાશીની એ સ્થિતિ ન સંખાઇ એટલે તેમાંથી છુટવા, અને છુટતાં છુટતાં યે કંઇ કમાઇ કરી શકાય તો કરી લેવા, કહેવાય છે કે કાશીનું નડિયાદ પાસેના એક ગામે વેચાણ થયું. કાશી તેના બાળકથી વિખૂટી પડી કોઇ હિન્દુના ઘરમાં અજાણ્યુ કોમ ઉપર શ્રાપ વરસાવી રહી છે. શાંતિ જાણે છે ?

**૪ લોહીનો વેપાર.**

હળવદના મહારાજની એ દીકરી. નાનપણમાં જવડીયા વાળે જંગરના એક શેઠજી સાથે એનું લગ્ન થયેલું શેઠજી કમાઇ અર્થે મુંબાઇ વસતા. અચાનક એક દિવસ એ શેઠજીના અવસાનનો તાર આવ્યો તેમની પત્ની તરિકે ચોરીમા બેઠેલી પેલી બાળકીને ખબરે નહોતી કે તે પરણી છે ત્યાં તો તે રાંડી, પછી તો બાળવિધવાને કેટલા સાસરા આ જમાનામાં પાળે છે ? બાલિકા તરફડતી તરફડતી બાપને ઘેર આવી બાપને દીકરીનું પેટ ભરવું તો ન પાલવ્યું પણ તેને દીકરીનો રોજગાર ખેલવાનો મનસુબો જાગ્યો. એટલે એ બાલિકાનો ભાઇ તેને ગુજરાતમાં લઇ ગયો. બાલિકાએ કાલાવાલા કર્યા પણ નમેરા ભાઈ અને બાપે એ ન સાંભળ્યું. આજે એ બાલિકા નડીયાદ પાસે કોઈ કાછીયાના ઘરમાં હિન્દુ સંસારનું સત્યાનાશ વાંછતી જીન્દગીના દહાડા ગણી રહી છે.

**મેનાને જીવતાં અગ્નિદાહ:**

અંગ્રેજો ફરિયાદ કરેછે કે હિંદીઓએ તેમના ૧૪૬ માણસોને કલકત્તાની કાળી કોટડીમાં પૂરી, ગુંગળાવી મારી નાંખ્યાં. પોતાની નિર્દયતાના બચાવ માટે આ વાત તેમણે જોડી કાઢી છે. પરંતુ તેમણે પોતે ચલાવેલાં અમાનુષી વર્તન તો ઇતિહાસ પ્રસિદ્ધ છે.જે નાનાસાહેબે ૧૮૫૭ના બળવા વખતે હજારો યુરોપીઅન સ્ત્રી બાળકોનાં જાન બચાવ્યાં હતાં, તેજ નાનાસાહેબની પુત્રીને તેમણે જીવતી બાળી મુકી હતી. મહારાષ્ટ્રના પ્રસિદ્ધ ઇતિહાસકાર રા. ચીટનવીસ એ હૃદયભેદક પ્રસંગ પોતાના " વાખર " નામે પુસ્તકમાં વર્ણવે છે:

બ્રિટીશ ન્યાયનીતિમાં ગૌરવ લેનારા અંગ્રેજ ઇતિહાસકારો એનાં સ્તુતિગાન સાથે એક વાત મંજુર રાખે છે કે બ્રિટનના ન્યાયે અમર તપતા ઇતિહાસમાં એક જ ભયંકર કાળી ટીલી છે: ફ્રાન્સની સ્વાધીનતા સમી વીરકુમારી જોન ઓફ આર્કને જીવતી બાળી નાખનાર બ્રિટનજાયાઓ હંમેશ માટે બ્રિટનનું નામ કલંકિત કરતા ગયા છે.

પણ ૧૮૫૭ ના સરકારી દફતરો, અને અંગ્રેજી વર્તમાન પત્રો જોન ઓફ આર્કના દહન કરતાં યે વધારે કારમું ને કંપાવનારું દહન-વિશેષ હિન્દી યુવતિનું દહન આપણી સમક્ષ રજુ કરે છે.

બિથુર શહેરની બહાર જંગલમાં નાના સાહેબ ધોંડુપંતના નિવાસસ્થાન ઉપર કર્નલ આઉટરામ અને સર ટોમસ હ્યુની આગમુખી તોપોનો મોરચો મંડાયો હતો. બ્રિટીશ પાર્લામેન્ટ આ સત્તાધારીઓને નાનાસાહેબના એકે એક કુટુંબીજનને પકડી સંહારવાનો આદેશ મોકલ્યો હતો.

જનરલ આઉટરામ અને સર હ્યુના સોલજરો વકરેલા વાંધની જેમ છુટયા. તેમણે નાનાના જનાના નિવાસ ઉપર દરોડો પાડી શરૂઆતનું

લૂંટી લીધું. ખુણે ખુણે શોધ ચલાવી પણ કોઇ માનવલોગ હાથ લાગ્યા નહિં.

કર્નલ આઉટરામે સૈનિકોને મકાન ઉપર તોપના ગોળા છોડવા હુકમ દીધો.

એવે એક દૂરના એક ઢાળીઆમાં કોઈ અતુલ સ્વરૂપવતી કુમારિકા દેખાઇ. એના ચહેરા ઉપર નિર્દોષતાની સુરખી સાથે નિર્ભયતાની શાન્તિ તરવરતી હતી. મહેલને જમીનદોસ્ત ન કરવા તેણે આજીજી કરી. જનરલ આઉટરામ દૂર હતા. દરમ્યાન સર હુને એ કુમારિકાએ મહેલ સલામત રાખવા અને તેની પોતાની નિર્દોષતા ધ્યાનમાં લઇ પોતાને બચાવવા ઘણા યે કાલાવાલા કર્યા. નાના સાહેબની તે પુત્રી હતી. તેનું નામ મેના.

ગોળા વરસાવવામાં વિલંબ થતો નિહાળી જનરલ આઉટરામ સર હુ પાસે ગયા. હુએ આઉટરામને સ્થિતિ સમજાવી. તેના આશ્ચર્યનો પાર રહ્યો નહીં. તેણે બરાડો પાડીને કહ્યું "

"બ્રિટીશ રાજની આજ્ઞાસે મૈં તુમ્હેં ગિરફતાર કરતા હું."

મેનાએ આર્દ્રસ્વરે જવાબ વાળ્યો, "બાપુ, મને આજે થોડો સમય આપો. રડી રડીને મારૂં અંતર ઠાલવી લેવા દ્યો. આ મારી છેલ્લી રાત્રિ છે."

આઉટરામે એની અન્તિમ આજીજીને ઠોકરે મારી. તેના હાથમાં હાથકડી પહેરાવી દીધી. સૈનિકો તેને લઇ કાનપુરના કિલ્લામાં ચાલ્યા ગયા. છેલ્લે એકવે મેનાએ પિતૃભવન ઉપર કાતર દ્રષ્ટિપાત કરી લીધો.

બીજે દિવસે કાનપુરના કિલ્લામાં નાનાની એકની એક નિર્દોષ કુમારી મેનાને લાકડાની ચેહ ઉપર થાંભલા સાથે પાંચવડીઆ બાંધી, જીવતી સળગાવી દેવામાં આવી.

ભીષણ અગ્નિજવાળાઓથી લપેટાએલી એ શાન્ત સરલ મૂર્તિને હિન્દી સિપાહીઓએ કંપતે હૃદયે છેલ્લા પ્રણામ કર્યા."

## ભોપાળનાં હિંદુઓની હાડમારી.

ભોપાળમાં ૮૫ ટકા વસ્તી હિન્દુની છે. સત્તા મુસલમાની છે. પણ મહીસૂર વગેરે હિન્દુ રાજ્યોમા જેમ હિન્દુ-મુસ્લીમ કોમો સાથે રાજ્ય એક સરખો જ વર્તાવ રાખે છે તેમ ભોપાળમા નથી. વટલેલા હિન્દુને પાછો શુદ્ધ કરવાનું કામ ત્યાં ફોજદારી ગુન્હો ગણાય છે એ વાત તો જુની છે. પણ હિન્દુત્વનો સમૂળગો ઉચ્છેદ કરનારા બીજા કાયદા પણ હમણાં જાણમા આવ્યા છે. હિન્દુ સ્ત્રીને ભોળવીને કોઇ પણ મુસલમાન પોતાને ઘેરે ઉઠાવી જાય એટલે તે તેની થઈ ચૂકી એવી અહીંની સ્થિતિ છે. પછી તે સ્ત્રી કન્યા હોય, યુવતિ હોય, પરિણીત હોય કે વિધવા હોય! આવી સ્ત્રીને ઉઠાવી ગયા પછી મુસ્લીમ બંધુ સીધો કાજીને ત્યાં જાય અને ધર્માન્તર દફતરમાં તેનું નામ નોંધાવી લે એટલે સ્ત્રી ઉપર તેનો અબાધિત અધિકાર સ્થાપિત થઇ જાય છે. એ પછી સ્ત્રીના વાલી વારસ કે પતિની બધી ફરિયાદ નિરર્થક થાય છે. સ્ત્રીએ ખુશીથી ઇસ્લામ-સ્વીકાર્યાના પુરાવા તરિકે પેલું દફતર તેની સામે અદાલતમાં મૂકાય છે અને કેસ ઉડી જાય છે. આવા બનાવો અહીં સેંકડોની સંખ્યામાં બને છે. રાજ્યના અનાથગૃહોમાં આશ્રય લેનાં સેંકડો બાલબાલિકાઓને પણ ધર્માંતરિત કરી મુસ્લીમ બનાવવામાં આવે છે. ઉપરાંત ધનાઢ્ય મુસલમાનો પણ રાજ્યના આશ્રય તળે ગામડાઓમાં વટલકાર્યને ધપાવી રહ્યા છે. છેલ્લી પચીશીમાં લગભગ ૫૦,૦૦૦ હિન્દુઓને વટલાવી મારવામાં આવ્યા છે. હમણાં જ એક ૧૨ વર્ષના પરણેલી મજૂર બાળાનું અપહરણ મુસલમાનો કરી ગયા છે. ભોપાળના રાજ્યના હિન્દુત્વ હણી નાંખવાના પ્રયાસોએ હવે તો માઝા મેલી મોકી છે.

"સૌરાષ્ટ્ર".




**રઢિયાળી રાત**—ભાગ ૨જો. સંગ્રાહક: શ્રી. ઝવેરચંદ મેઘાણી. કિં. રૂ ૧. ભાવનગરની સાતમી સાહિત્ય પરિષદે કોઇ નવું લોકપ્રિય તત્ત્વ દાખલ કર્યું હોય તો 'લોકગીત અને લોકસાહિત્યનું આ સ્વાદન ' ગણાવી શકાય.

રણજીતરામે સંગ્રહેલાં લોકગીત ત્હેમણે પોતે એકઠાં કર્યાં હતાં, છતાં તે ગીતોને લોકપ્રિય થયેલાં જોવા તે ભાગ્યશાળી થયા નહોતા. ભાવનગરે એ લોકગીતના સાહિત્યમાંનો પ્રાણ નવેસર જાગ્રત કર્યો; અને ભાઇ રાયચુરા તથા ભાઇ મેઘાણીના તે દિશામાં કરેલા અવિરત પ્રયાસોથી હવે 'લોકગીત' શબ્દમાં અનન્ય મોહિની, અને અજબ મીઠાશ બધાને જણાય છે. નવા યુગની કવિતા પણ કંઇક અંશે ત્હેના ઝમકારામાં ઝંખવાઇ ગયેલી લાગે છે.

પ્રસ્તુત સંગ્રહમાં ભાઈ મેઘાણીએ પોતાની ' રઢીયાળી રાત'ના સીમાડા વિશાળ કર્યા જણાય છે. કુટુમ્બ જીવનની ઘટનાઓ ઉપરાંત હાલરડાં, નવરાત્રિના બાલ ગરબા તથા રાધાકૃષ્ણની કવિતા અહીં સંગ્રહી છે. હજી આગળ ઉપર લોકગીતના બીજા સુન્દર પ્રદેશો-ચારણી છંદો, 'લગ્નગીતો તથા ' મહિનાનું સાહિત્ય'-માં શોધખોળ કરવાના એમના અભિલાષ અને પ્રયાસ છે; તે ભાઇ મેઘાણી જેવા સંશોધકને હાથે સત્વર સફળ થાય !

આ લોકગીતની કવિતા તરીકે વાંચતાં કેટલુંક સાવ જોડકડાં જેવું તેમાં જણાય એ સહજ છે; છતાં એ ગીતોનો રસ કંઠમાં અને ત્હેની ગેયતામાં જ વિશેષ કરીને રહેલો હોવાથી, એ ગીતો ગવાતાં જેણે ન સાંભળ્યા હોય ત્હેને તે નકામાં છે. ગુજરાતણોએ ત્હેના ઢાળ જાણી લેવા જેવા છે.

આ સંગ્રહમાં ભાઇ મેઘાણીએ 'મહાગુજરાત'નો આદર્શ પોતાના મન આગળ રાખવાની શરૂઆત કરી હોય એમ જણાય છે: અને એક રીતે ત્હેમના કેવલ સોરઠી સાહિત્યના અતિ પક્ષપાતને લીધે પ્રાન્તિક ભાવનાને પોષનારી લાગણી હવે એ બદલવા માગતા હોય એમ લાગે છે; અને એ સાહિત્યકારો માટે સુચિહ્ન છે. ગુજરાતનાં કંઠસ્થ લોકગીતો ' ગુણસુંદરી'એ યથાશક્તિ છાપવાની શરૂઆત કરેલી છે; ' અને ગુજરાત પણ લોકગીત વિહોણું નથી ' એમ કેટલાકને જવાબરૂપે એ હકીકત વાપરવા કામ લાગી હતી-પરંતુ અમે એવી પ્રાન્તિક ભાવનાને તુચ્છકારી કાઢિયે છીયે.

ભાઇ મેઘાણી સાચું જ લખે છે કે " સૌરાષ્ટ્ર તથા ગુજરાત, બન્નેની આ ( લોકગીતોની ) દોલત સૈયારી જ છે . તેથી કોઇક અપવાદ સિવાય તો ' સોરઠી ' અને ' ગુજરાતી ' એવા વિભાગો આ ગીતો પરત્વે અસ્થાને છે. વસ્તુતઃ એ બધાં ગીતો સારા ય ગુજરાતનાં છે "

લોકગીતોની રસખાણમાંથી મૂઠે મૂઠા ભરીને, સાચ્ચું અને અવનવું ઝવાહિર નજર કરવા માટે ભાઇ મેઘાણીને ધન્યવાદ ઘટે છે.

**ઝંડાધારી**—લેખકો: શ્રી ઝવેરચંદ મેઘાણી અને શ્રી. કકલભાઈ કોઠારી. સૌરાષ્ટ્ર સાહિત્ય શ્રેણી કિં. ૦-૮-૦ ટંકારા ખાતે ઉજવાયલી મહર્ષિ દયાનન્દની શતાબ્દીને ટાંકણે આ પુસ્તક તયાર કરવામાં આવ્યું હતું. આર્ય સમાજના સ્થાપક દયાનંદ સરસ્વતી જેવા સમર્થ કાઠિયાવાડીની પિછાન આ પુસ્તક કરાવે છે, કાઠિયાવાડે સ્વામીનારાયણ આપ્યાં, ગાંધીજી આપ્યા અને કેટકેટલા સમર્થ હિન્દીઓ આપ્યા છે. ત્હેમાંના આ એક સમર્થ હિન્દી છે. ત્હેમની મહત્તા પ્રાન્તિક નથી; સારૂં હિન્દુસ્થાન ત્હેમને ઓળખે છે. ચરિત્ર અને મહત્તા એમ બે વિભાગમાં આ પુસ્તક રચાયું છે. પુસ્તકની તેજદાર બાધાની ભીનાશ માટે સૌરાષ્ટ્ર કાર્યાલય નમૂનેદાર થયેલું છે

**ઊર્મિ**—રચનાર શ્રી યોગેન્દ્ર આ કાવ્યસંગ્રહમાં ' દશ્ય જગતના વિધવિધ દશ્યોના નિરીક્ષણથી ઉદ્ભવિત્ ઉર્મિ પ્રલાપોને માનવ હૃદયના વિભિન્ન અનુભવો, તત્ત્વદર્શનના મૂલસૂત્રો અને

સ્વાનુભવની છાયાથી' કવિતામાં ઊતારેલા છે. સંગ્રહમાં સંસ્કૃત વૃત્તોની યોજના થયેલી છે, પરંતુ મૂલસ્વરૂપમાં નહિ છન્દોની 'સરવાળા–આદબાકી' કરવામાં શ્રી યોગેન્દ્રને ઠીક મઝા પડતી હોય એમ લાગે છે; પરંતુ એ પદ્ધતિમાં પણ કંઇક ચોક્કસ-પણું હોવું જોઇએ તે અમને જણાયું નથી; હેમ્લેટમાં જેમ method in madness હતી તેટલી યે અંહી જણાતી નથી. છન્દોમાં ખરબચડા-પણું હજી ઘણું છે, અને તે યે તે ત્રણચાર કાવ્યસંગ્રહો તૈયાર કરનાર અનુભવીને હાથે થાય એ બીલકુલ સાંખી શકાય તેમ નથી. લેખકની કવિતાનો પ્રધાન સ્વર mysticism અગમ્યવાદ છે. અને તેથી કવિ,કવિ મટી ફીલસુફ કયારે બની જાય છે તે જાણવું અઘરું પડે છે. છતાં આ સંગ્રહમાંથી 'અતિબિમ્બ' કાવ્ય ઘણું સરસ છે; એક સામાન્ય વિષય ઉપરથી કવિત્વમયું કાવ્ય શ્રી યોગેન્દ્રે રચી કાઢયું છે. બીજાં સારાં કાવ્યોમાં 'ઉષા,' 'સૂર્ય' 'ક્ષિતિજ' અને 'શવ' એટલાં ગણાવી શકાય. 'કોકિલ' નું કાવ્ય વાચતાં પુંસ્કોકિલનું ગાન જ કવિએ વર્ણવ્યું હશે એમ આશાથી અમે કાવ્ય વાંચી જોયું: પરંતુ કોકિલ તે પેલી કોકિલા જ એમ પછીથી ખબર પડી. પુસ્તકની ટીકા જરા વધારે પડતી લાંબી કહેવી પડે.

**અભિમન્યુ આખ્યાન:** સંશોધન કરનાર: રા. મંજુલાલ રણછોડલાલ મજમુંદાર, બી એ એલએલ. બી. કીમત: રૂ. ૧–૮–૦,

રા. મજમુંદારે સંશોધક તરીકે અત્યાર પ્હેલાં "સુદામા ચરિત્ર" અને "રણયજ્ઞ" થી ગુજરાતી સાહિત્યમાં સુંદર ફાળો આપ્યો છે અને એ પ્રકારના કામ માટેની પોતાની કુશલતા સિદ્ધ કરી છે. પ્રસ્તુત પુસ્તકમાં કવિ તાપીદાસ કૃત "અભિમન્યુ આખ્યાન" ઉપરાંત અભિમન્યુ સંબંધી કેટલુંક લોક સાહિત્ય પણ સંશોધન કરી તેમણે આપ્યું છે. પુસ્તકની શરૂઆતમાં છાપેલી વિદ્વતા-ભરી પ્રસ્તાવના અને પાછળ આપેલા પરિશિષ્ટો એમણે કેટલો શ્રમ બધી વિગતો ભેગી કરવા માટે લીધો હશે તેનો સહજ ખ્યાલ આપે છે. અમારી ખાત્રી છે કે ભાષાના અભ્યાસકોને આ પુસ્તક બહુજ ઉપયોગી થઇ પડશે.

**તિલોત્તમા (અપ્સરા સૃષ્ટિની એક વાર્તા):** લેખક: ઉપર પ્રમાણે. કીમત: રૂ. ૧–૦–૦.

સંશોધનના શ્રમમાંથી ઘડીવાર વિસામો ખાઇ રા. મજમુંદારે અપ્સરા તિલોત્તમાની આ વાર્તા કુશલ નવલકથાકારની હથોટીથી લખી કાઢી છે. મૂળ વસ્તુનું બીજ પ્રો. બેઇનની લખેલી એક વાર્તાપરથી લેવાયું છે છતાં અનુવાદ નથી. આ પ્રકારની વાર્તાઓ લગભગ એક પચીશી પ્હેલાં વધારે પ્રચલિત હતી પરંતુ હવે ભૂલાવા લાગી છે. એવી વાર્તાઓનો જીર્ણોદ્ધાર કરવાના સફળ પ્રયત્નો કેટલેક સ્થળેથી થવા લાગ્યા છે એટલાં ગુજરાતી સાહિત્યનાં સદ્ભાગ્ય. એ પ્રયત્નોમાં એક સફળ કૃતિ ઉમેરી પોતાનો ફાળો આપવા માટે રા. મજમુંદારને અમારા ધન્યવાદ છે.

**જંજીરને ઝણકારે:**—લેખક રા. ચાંપસી વિઠલદાસ ઉદેશી કીમત રૂ. ૦ ૧૨–૦.

"નવચેતન" ના જાણીતા તંત્રી રા. ઉ.શી ની આ એક સુંદર ને સફળ કૃતિ છે. અત્યાર પ્હેલાં કટકે કટકે આ નવલકથા એમના માસિકમાં અપાઇ ગઇ છે. વાર્તા રજપુત જમાનો આંખ આગલ ખડો કરી દે છે. અને શુદ્ધ પ્રણયનો ગણમુલો પાઠ શીખવે છે. ચિત્રકલાના ધુરંધર રા. ધુરંધરના સુંદર ચિત્રોથી પુસ્તકની ઉપયોગિતા અને આકર્ષકતા અનેક ગણી વધી ગઇ છે

**સોળ સુંદર ચિત્રો:** ચિત્રકાર: રા રવિશંકર મ રાવળ. પ્રકાશક: "કુમાર" કાર્યાલય, અમદાવાદ. કીમત: રૂ. ૧–૪–૦.

"વીસમી સદી" ના સમયથી રા. રાવળ અને તેમની કલા ગુજરાતના કલારસિકોને સુપરિચિત છે. એમની એ કલા ઉત્તરોત્તર વિકાસ પામતી રહી છે. આ સોળ ચિત્રોમાં એમની કલા પરાકાષ્ઠાએ પ્હોંચેલી જણાશે.અત્યારે ગુજરાતી સામયિકોમાં પોતાની કલાનું પ્રદર્શન કરી રહેલા અનેક ચિત્રકારોમાં રા. રાવળની કલા નોખીજ ભાત પાડે છે. અને તે તેના વ્યક્તિત્વને લીધે છે. પ્રત્યેક ચિત્રમાં સર્વાંગ ગુજરાતી વ્યક્તિત્વનાં જ આપણને દર્શન થાય. એમની ગુર્જર સુન્દરી એટલે કવિ ન્હાનાલાલની આબેહુબ ગુજરાતણ બીજા કેટલાક ચિત્રકારો કરે છે તેમ પશ્ચિમની લલનાના અંગ પર કેવલ ગુજરાતી ઢબે પ્હેરાવેલા પોશાકજ નહિ. આ ચિત્રસંગ્રહ એમની એ કલાના ભંડારના પ્રતિનીધિરૂપ છે. શરૂઆતમાં આપેલો ટુંકો પણ સરળ પરિચય કલાથી અનભિજ્ઞ હોય એવાને પણ એ કલા સમજવામાં મદદરૂપ થઇ પડશે.

મુંબાઇની ધમપછાડ પ્રિય આલમમાં આવાં આવાં ય ગરબા સાંભળવાનો જવલ્લેજ પ્રસંગ મળે છે ત્યાં એવા કૃત્રિમ લાગતાં ગરબાઓ પણ સહેજે આકર્ષક નીવડે એ સ્વાભાવિક છે. અમે ઇચ્છીએ છીએ કે આવાં ગરબાના પ્રસંગો મુંબાઇના જાહેર જીવનમાં વધારે ને વધારે ગોઠવાય અને એ મૃતપ્રાયઃ થતી લલિતકલાને સજીવન કરવાની તકો મળે.

**આજની તુર્ક સ્ત્રીઓ**

તુર્કસ્તાનની સ્ત્રીઓએ થોડા સમયમાં સ્વતંત્રતાના ધ્યેય તરફ કરેલી પ્રગતિના સમાચારો આ માસિકમાં અમે વારંવાર આપ્યા છે. હજી એક દશકા પ્હેલા પડદામાં ગોંધાઇ રહેતી એ સ્ત્રીઓએ ટુંકા સમયમાં પોતાની પરિસ્થિતિમાં રાજ્યકર્તાઓની સહાનુભૂતિ અને સહાયથી અજબ ફેરફારો કરી નાંખ્યા છે. અલબત્ત યુરોપની બહુ પાસે હોવાથી ત્યાંની કેટલીક બદીઓ પણ જાણ્યે અજાણ્યે એ પ્રગતિમાં ઘુસી ગઇ છે. તેમ છતાં એ પ્રગતિ માટે ત્યાંની સ્ત્રીઓ માટે એકંદર આપણને માનની લાગણી ઉપજ્યા વિના રહેતી નથી. એ પ્રગતિ વાસ્તવિક કેટલી હદે પ્હોંચી છે તે દર્શાવનારૂં એક ભાષણ મિસિસ અદનમ નામે તુર્કસ્તાનના રાષ્ટ્રીય પક્ષના એક આગેવાન મહિલાએ "આજની તુર્ક સ્ત્રીઓ" વિષે લંડનમાં આપ્યું હતું એ ભાષણમાં દર્શાવેલા વિચારો નીચે પ્રમાણે હતાઃ

તુર્કસ્તાનની મહિલાઓને પણ ઇંગ્લેન્ડ અમેરિકાની સ્ત્રીઓના વિચાર અને રીત રિવાજનો સ્વાભાવિક પારા લાગ્યો છે; એ મનુષ્ય સ્વભાવ છે. પરંતુ એ વિચારો અને રીતરિવાજ હાનિકારક છે. એમ કહેવામાં આવે છે કે તુર્કસ્તાનમા બહુપત્નીનો રિવાજ છે અને સ્ત્રીઓ પડદામાંજ ગોંધાઇ રહે છે પરંતુ તે માન્યતા પણ ખોટી છે. એકંદરે તુર્ક જાતિમાં સ્ત્રી પુરૂષ વચ્ચે આદર્શ સમાનતા રહી છે અને પ્હેલાં-ં તુર્કસ્તાનમાં પણ બહુપત્નીનો રિવાજ ફક્ત અપવાદરૂપ હતો થોડો સમય એ રિવાજ ઘર કરી બેઠો હતો પણ હવે તે નાબુદ થતો જાય છે. પેગમ્બર સાહેબે તો સ્ત્રીઓને વારસા હિસ્સાના હક્ક પણ આપ્યા છે અને અગાઉ ઘણી સ્ત્રીઓ કવીઓ અને ગ્રંથકારો તરફી નામના મેળવી ગઇ છે.

ઇતિહાસની દૃષ્ટિએ જોઇએ તો તુર્ક સ્ત્રીઓએ ૧૮૩૯ થી સ્વતંત્રતાના પંથે પગલાં માંડયાં છે. એ વર્ષમાં કન્યા કેળવણી માટે શાળાઓ સ્થપાઇ હતી અને સ્ત્રીઓના હક્ક વિષે ઘણું લખાયું હતું. ૧૮૭૬ માં સ્ત્રી શિક્ષિકાઓ તૈયાર કરવા કોન્સ્ટાન્ટીનોપલમાં એક ટ્રેનીંગ કોલેજ સ્થપાઇ હતી, અને ત્યાં તેમજ પ્રાંતિક શહેરોમાં પ્રાથમિક કેળવણીની અનેક શાળાઓ ખુલી હતી.

આ વખતે તુર્કસ્તાનમાં અંગ્રેજ સ્ત્રી આદર્શ મહિલા ગણાતી અને ગવર્નેસ તરીકે ઘણા કુટુંબોમા અંગ્રેજ બાઇઓને રાખવામાં આવતી. ૧૯૦૮ નો બળવો તુર્ક સ્ત્રીઓની સ્વતંત્રતા માટેજ થયો હતો. એ અરસામાંજ પરોપકારનાં, કેળવણીનાં, અને બાળહિતનાં કાર્યો માટે સ્ત્રીઓની કલબો સ્થપાઇ હતી.

૧૯૧૨ માં બાલ્કન યુદ્ધ થયું ત્યારે તુર્ક સ્ત્રીઓ વધારે પ્રકાશમાં આવી. તે વખતે ચલાવાતી ક્રુરતા સામે તેમણે વિરોધદર્શક સભાઓ ભરી હતી અને નાસીને આશ્રય લેનારાઓને તેમણે અનેક પ્રકારે મદદ કરી હતી. તે વખતે ભરાયલી એક સભામાં ૫૦૦૦ સ્ત્રીઓ હાજર હતી, જેમણે દુઃખીઓને મદદ કરવા પોતાનાં ઘરેણાં ગાંઠા કાઢી આપ્યા હતા. નર્સીંગના કામની શરૂઆત પણ આ સમયથી જ થઇ.

૧૯૧૪ ના યુરોપના મહાયુદ્ધ વખતે સ્ત્રીઓએ લડાઇમાં ગયલા પુરૂષોની જગ્યા, ઓફીસો, વેપાર વગેરેમાં લીધી અને ખેતી પણ કરી. ૧૯૧૬ માં કુટુંબ વ્યવસ્થામાં કાયદામાં મોટા સુધારા કરવામાં આવ્યા. જનાનાઓ જડમૂળથી ઉખડી ગયા અને બહુપત્નીનો રિવાજ બંધ થયો. દરેક સ્ત્રીને લગ્ન વખતે કરાર મુજબ કેટલાક સંગીન હક્ક મળવાની શરૂઆત થઇ. ૧૯૧૬ માં સ્ત્રીઓ યુનીવરસીટીઓમાં પણ દાખલ થઇ અને ૧૯૧૭ મા વૈદકીય અને ધારાશાસ્ત્રીના ધંધા તેમને માટે ખૂલ્લા મૂકાયા. થોડા વખત પછી ટ્રામમાંથી અને જાહેર જગ્યાઓમાંથી સ્ત્રીઓને પુરૂષોથી જુદા પાડતા પડદા પણ કાઢી લેવાયા. અત્યારે તેઓ જાહેર રસ્તાઓ પર છુટથી હરીફરી શકે છે; નાટકોમાં નટીઓ તરીકે પણ ઉતરે છે. અલબત્ત હજી રાજકીય હક્કો-ધારાસભા માટે મત આપવાના કે તેમાં સભાસદ થઇ બેસવાના સ્ત્રીઓને મળ્યા નથી. મિસિસ અદનમનો એવો અભિપ્રાય છે કે મતદાર તરીકે સ્ત્રીઓને થોડો સમય તાલીમ મળે તે પછીજ તેમને ધારાસભાના સભાસદ થવાનો હક્ક આપવો જોઇએ.

**સ્ત્રીઓ અને દેશસેવા.**

છેલ્લી કોન્ગ્રેસના પ્રમુખ શ્રીમતી સરોજિની નાયડુ હમણાં હિંદનો પ્રવાસ કરે છે. એ પ્રવાસ દરમિઆન તા. ૨૮ મી માર્ચે અલાહબાદમાં મહિલા સમિતિના

**વીરની વાતો** ( બીજી આવૃત્તિ ) : લેખક : રા. તારાચંદ પોપટલાલ અડાલજા. મૂલ્ય : રૂ. ૨–૮–૦.

આ પુસ્તકની પ્હેલી આવૃત્તિની સમાલોચના લગભગ એક વર્ષ પ્હેલાં કરી ગયા છીએ એ ટુંક અરસામાં એ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રકટ કરવી પડી છે એજ એની ઉપયોગિતાની સાબિતી છે. આ આવૃત્તિમાં મૂલ્યમાં કાંઇપણ વધારો કર્યા વિના પાંચ નવા ચિત્રો ઉમેર્યાં છે એટલું જ નહિ પણ પૂંઠાં ઉપર પણ નવું ચિત્ર મૂક્યું છે એકંદરે દસ વાર્તા અને ૨૫ ચિત્રો સાથેનું આ આ પુસ્તક અઢી રૂપીઆમાં મોંઘું ન ગણાય.

**સ્મારક ગ્રંથ, શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરી:** પ્રસિદ્ધ જૈનાચાર્ય સ્વ. શ્રી. બુદ્ધિસાગરજીના સ્મારક રૂપે શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ ગ્રંથાંક ૧૦૯ માં તરીકે આ પુસ્તક શ્રી અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળે પ્રકટ કર્યું છે, અને નામ પ્રમાણે સ્વ. સૂરિશ્વરજીના લોકહિતકારક અને ઉપયોગી જીવન વિષે માહિતિ પૂરી પાડે છે. પુસ્તક સૂરિશ્વરજીના, એમણે વિજાપુરમાં સ્થાપેલાં જ્ઞાનમંદિરનાં, એમના હસ્તાક્ષરના વગેરે ફોટો ચિત્રોથી વધારે આકર્ષક બન્યું છે. કીમત બાર આના રાખી છે, તે બહુ નહિજ ગણાય.

**ખંડ કાવ્યો:** રચનાર સૌ. દીપકબા દેસાઇ. પ્રકાશક: રા. કુલીનચંદ્ર કિ. દેસાઇ, મૂલ્ય: દસ આના.

સૌ બ્હેન દીપકબાના કાવ્યોથી "ગુણસુંદરી" ના વાચકો અજાણ્યા નથી. એમના અનેક કાવ્યો અત્યાર પ્હેલાં અમે પ્રકટ કર્યાં છે એમનું એક પુસ્તક "સ્તવન મંજરી" થોડાક સમય પર પ્રકટ થયું હતું. આ એમનું બીજું પુસ્તક છે કાવ્યોના વિષયો રામાયણ, મહાભારત અને રાજપુત ઇતિહાસમાંથી લેવાયા હોઇ સ્ત્રીવર્ગને રહેલાઇથી સમજાય એવા છે. એ કાવ્યોમાં લેખિકા બ્હેનની કાવ્ય પ્રતિમા અનેક સ્થળે ચમકારા મારી રહેલી દેખાય છે. છંદો ઉપરનો એમનો કાબુ પ્રશંસનીય છે. આ સુંદર કાવ્યો માટે લેખિકા બ્હેનને અમારા અભિનંદન છે અને ઉત્તરોત્તર તેઓ સાહિત્યમાં વધુ ફાળો આપતા રહે એવા અમારા અભિલાષ અને આશીર્વાદ છે

**બરોડા લાઇબ્રેરી હેન્ડબુક:** રા. મોહન દત્તનું લખેલું આ નાનકડું પુસ્તક વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિનો વિસ્તાર કેવો અને કેટલો છે તથા એ પ્રવૃત્તિનો લાભ પ્રજા કેવા પ્રકારે લઇ રહી છે તે દર્શાવે છે સંખ્યાબંધ ફોટો-ચિત્રો પ્રજા અને રાજ્યના સહકારથી સ્થપાયલાં એ સરસ્વતી-મંદિરોની સમૃદ્ધિનો ખ્યાલ આપે છે. નામદાર દિવાન સાહેબે એક ટુંકી પણ સુંદર પ્રસ્તાવના લખી પુસ્તકની ઉપયોગિતા વધારી છે.

**વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદનુ નિવેદન:** વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદની નવસારી મુકામે મળેલી ૧ લી બેઠકનો અહેવાલ આ પુસ્તકમા રા. કાવસજી એદલજીએ પ્રકટ કર્યો છે. એ બેઠકને અંગે પ્રદર્શન પણ રચાયું હતું અને તેમા સ્ત્રી-વિભાગને ખાસ સ્થાન હતું મુખ્ય મુખ્ય સંચાલકોના અને પ્રદર્શનના ફોટો ચિત્રોથી અહેવાલ વધારે આકર્ષક બન્યો છે. કીમત બાર આના છે.

**આયુર્વેદ:** અમદાવાદમાં થોડા સમય પર મળેલા ગુજરાત આયુર્વેદિક કોન્ફરન્સના પ્રમુખપદેથી વિદ્વતાભર્યું અને ઉપયોગી માહિતીથી ભરપુર પ્રાણાચાર્ય રા ગોપાળ પ્રભુરામે આપેલું ભાષણ આ પુસ્તકમાં છાપ્યું છે. પશ્ચિમની વૈદકવિદ્યા પાછળ મોહ પામેલાનો મોહ દૂર કરવા માટે આ ભાષણ બહુ ઉપયોગી ગણાય.

**આંગમળ અને આરોગ્ય:** રા. પાદશાહના તંત્રીપદેથી ધી ઇન્ડીઅન ફીઝીકલ કલ્ચર લીગના આશ્રય હેઠળ આ માસિક એપ્રીલ ૧૯૨૬ થી પ્રકટ થવા માંડ્યું છે એના સ્ત્રી વિભાગના તંત્રી જાણીતા લોકસેવિકા બ્હેન સુલોચના ગ્હેલોત છે. ગુજરાતમાં અંગબળ અને આરોગ્યની કેટલી બધી જરૂર છે. તે સૌ જાણે છે એ દિશામા આ માસિક સારો ફાળો આપે એમ અમે ઇચ્છીએ છીએ વાર્ષિક લવાજમ રૂ ૩–૦–૦ છે.

**શિક્ષણ પત્રિકા:** આ પત્રિકાનો ફાલ્ગુન ૧૯૮૨ નો ૧ લો અંક મળ્યો છે તંત્રીઓ બાળશિક્ષણ માટે જાણીતાં મહેતા રા ગિજુભાઇ અને સૌ તારા બેન મોડક છે એમનાં સમર્થ સંચાલનના ફળ મીઠાં અને ઉપયોગી જ હોય મોન્ટેસોરી સંઘની પ્રવૃત્તિ કેટલી બધી ઉપયોગી અને હિતકારક છે તેનો ખ્યાલ આ પત્રિકાથી આવશે



# નોંધ.

**ગુજરાતી સાહિત્ય પરિષદ અને સ્ત્રીઓ.** મુંબાઇમાં આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ ભરાઇ ગઇ. એમાં ગુજરાતી સ્ત્રીઓએ પોતાનો બનતો ફાળો આપ્યો, એ ઘણી આનંદની વાત છે. ગુજરાતી સાહિત્યની સેવાર્થે જે જે બ્હેનો આજસુધી પોતાથી બનતું યત્કિંચિત કરતી આવી છે એમાંની લગભગ બધી જ બ્હેનો પરિષદમાં પધારી હતી. સૌ. વિદ્યાબ્હેનથી માંડી સૌ. ચૈતન્યબાળા સુધી, સર્વેએ હોંસે હોંસે ભાગ લીધો હતો. તેમાં સૌ. લીલાવતી મુનશી સૌ. સુશીલા દીવેટિઆ, ગં. સ્વ. જ્યોત્સના શુકલ, સૌ. હંસા મહેતા, સૌ. જયશ્રી રાયજી, સૌ. જયમન ઠાકોર, સૌ. સરોજિની મહેતા, સૌ. ચંદ્રિકા દેસાઇ. ગં. સ્વ. રસિકમણિ દેસાઇ, તો હાજર હતાં જ. ખાસ ગેરહાજરીમાંથી સૌ. શારદા મહેતા, અ. સૌ. દીપકબા દેસાઇ. કુ. પ્રેમલીલા મહેતા અને સૌ. ઉષાકુમારી વગેરેની જણાઇ આવતી હતી. આ સર્વમાં પણ ખાસ કરીને સૌ. લીલાવતી મુનશી અને સૌ. સરોજિની મહેતાએ જે ઉત્સાહથી ભાગ લીધો હતો એ ખાસ નોંધવાની જરૂર છે આ બંને બ્હેનો ગુજરાતી સાહિત્યમાં પોતાનો જે કંઇ બનતો ફાળો આપતી આવી છે તે જોતાં જણાશે કે બંનેને વાંચકવર્ગને કંઈ તીખું કહેવાની ટેવ હોય એમ લાગે છે. અત્રે એમના છૂટક છૂટક લેખોના નિર્દેશ કર્યા વગર એટલું જ કહીશું કે સાહિત્યના ક્ષેત્રમાં ગુજરાતી સ્ત્રીઓનો જે નવો ફાલ પ્રગટ્યો છે એમાં સૌ. લીલાવતી અને સૌ. સરોજિની મોખરે છે, એટલું જ નહિ પણ, કડવું પણ સાકર ભેળવી પાવાની રીત, સાચું પણ વિનયથી કહેવાની રીત, ટીકા પણ મર્યાદાથી કહેવાની રીત એમને પસંદ હોય તો સૌ. લીલાવતી અને સૌ. સરોજિની એ બંને મોખરે હોવાં છતાં, કોઇ કોઇવાર સૌ. સરોજિનીને એ બંનેમાં પહેલું પદ મૂકે. બ્હેનોમાં તો અ. સૌ. વિદ્યાબ્હેન પ્રમુખનું ભાષણ જે એક સળંગ અને મધુર પ્રવાહમાં વાંચ્યું છે. માટે એમના તરફ પૂજ્યવૃત્તિ ઉદ્ભવે છે.

આખી પરિષદ દરમિયાન જે અનેક ભાષણો થયાં તેમાં ખાસ કરીને સર મહુભાઇના ભાષણમાંનો સ્ત્રીઓપયોગી એક ફકરો ધ્યાન ખેંચે એવો છે. લલિતકલા તો એક લલના છે, એ સુંદર સરખામણી રજુ કરી કોઈ પણ દેશના સુધારાનું માપ કાઢવું હોય તો તે દેશમાં નારી પ્રતિષ્ઠાની ભાવના તપાસી માપ કાઢવાની સૂચના કરી, જે દેશમાં લલિતકલાનો અસ્ત થતો હોય તો તે દેશની આબાદી અને સુધારણાનો શતમુખજ વિનીપાત જ નિર્મેલો હોય છે, એ દિલના દાવાનળ સમો બોલ બોલી ગડદા વ્યવહારને અંગે લલિતકલાની અધિષ્ઠાતા દેવીઓનો સમાજમાંથી લોપ થયો એ જે તારતમ્ય તારવ્યું છે, તે અક્ષરશઃ સાચું છે. અને લલિતકલાનું લાવણ્ય સ્ત્રીઓના ઉચિત સહકાર વિના જે ગ્રહણથી ઘેરાયું છે, તેને મુક્ત કરવા અમને સૂચવેલા ઉપાયો પણ એટલાજ મનનીય અને યોગ્ય છે.

રા. રા. કનૈયાલાલ મુનશીએ આપેલી ગાર્ડન પાર્ટી સાહિત્ય પરિષદની એક અંગભૂત શાખા ગણીએ તો એ વિષે જણાવતાં આનંદ થાય છે કે એ મેળાવડો સાંગોપાંગ સફળ નીવડ્યો હતો. એમાં ગરબાનો કાર્યક્રમ ઘણો આકર્ષક બન્યો હતો. ખાસ વિશિષ્ટતા એ હતી કે એ ગરબા ગાવામાં ઘણી જાણીતી ગુજરાતી સ્ત્રીઓએ આગળ પડતો ભાગ લીધો હતો. કેટલાં ગરબા ગવાયા: તેમાં ખાસ કરીને " જસોદા હારા કાનુડાને સાદ કરીને વારરે " એ અને બીજો " મ્હારી ઉંચી અટારીએ કો આવશો નહિ " એ બે ગરબા ઘણા લોકપ્રિય થયા હતા. પહેલો ગરબો જે સૌ. લીલાવતી બ્હેન દેસાઇએ તથા ગં. સ્વ. માણેકબ્હેન નરચંદે પોતાના મુક્તકંઠથી ગાયો. તથા ગુજરાતમાં કૃષ્ણની બાળલીલાનું જે આદર્શ વાતાવરણ આજ સૈકાઓ થયાં છવાઇ રહ્યું છે એના સંબંધનું કંઇ પણ વક્તવ્ય જનસમાજને પ્રિય થઇજ પડે એ એ કારણને લીધે બીજો ગરબો જે જરાક આદર્શવાદ તરફ વધારે ઢળતો હતો તેનાં કરતાં વધારે પ્રિય થઇ પડ્યો હતો. પરંતુ અત્રે એટલું કહેવું પ્રાપ્ત થાય છે કે પહેલે નંબરે સુરત અને પછી અમદાવાદ અને વડોદરા એ ત્રણ ગામોમાં આજથી એક દસકા અગાઉ ગાવામાં આવતાં શુદ્ધ તળપદા ગરબાઓ કરતાં, શુદ્ધ ગરબાને અને આવરણ તળપદા લાવણ્યનો કરતાં અને મુંબાઇમાં ગવાતા ગરબાઓ કેટલેક દરજ્જે કૃત્રિમ લાગે છે. પરંતુ



હેન્રીએ. [ શ્રીમાન પુરૂષોત્તમ.




વર્ષ ૩ જું. | જુન ૧૯૨૬. | અંક ૧૦ મો.

# સુન્દરી.

લેખક: રા. કેશવલાલ હ. શેઠ.

૧

આ વિશ્વ સુન્દર, વિશ્વની વાડીય સુન્દરતા ભરી,
ને ગાય કુદરત ગીત સુન્દર બ્રહ્મની પુરી માધુરી;
તરુવૃન્દ ને ફુલવેલડી ફળ પાન રસભર મંજરી,
સૌન્દર્યથી સોહાય નિર્મળ ઝરણુ જળ યદિ નિઝરી !

૨

કોકીલ બુલબુલ મયૂર મૈના શુક સારસ બેલડી,
વનરાજિ ગિરિકંદર સરિત સર નદ મહેરામણ, વળી–
સન્ધ્યા ઉષા નભ તારલા ને ચન્દ્રિકા સુન્દર ખરી,
પણ સર્વ સુન્દર સૃષ્ટિમાં તું એક અનુપમ સુન્દરી !

૩

તુજ આત્મના સૌન્દર્યથી સંસાર વાડી ઉજ્જ્વળી,
તુજ જ્ઞાનભર દમતેજથી અવતાર લીલા નિર્મળી;
તુજ હૃદયરસઐક્યે ગુંથી શુચિ લગ્નની ગ્રંથી ફળી,
હે નમન ઓ નિજ જન્મશોભન જીવનશોભન સુન્દરી !

સમાજમાં પોતાનું સ્થાન શું, પોતાની જવાબદારી શી જે કુટુંબાદિ સંસ્થામાં આપણે જીવન ગાળીએ છીએ તેનો હેતુ શો, આપણો જીવનહેતુ શો એનો જાતે વિચાર કરી શકે. અને સ્વાતંત્ર્ય તો તે જ કે જે વડે મનુષ્ય પોતાના પગ ઉપર ઉભો રહી શકે. પોતાની વિવેકબુદ્ધિ જે માર્ગ બતાવે છે તે ઉપર પોતાને સમતોલપણે લઈ જઈ શકે. સ્વતંત્રનો અર્થ કદાપિ અતંત્ર, કે પરાવલંબી કે ગુલામ, પરજીવી એવો ન જ થઇ શકે. જે મનુષ્ય પોતાની જરૂરીઆતો પોતે પૂરી પાડી શકતો નથી, પોતાને માટે પોતે વિચાર પણ કરી શકતો નથી, પોતાની જવાબદારીનું જેને ભાન હોતું નથી, જે નોકરચાકર કે પતિ ઉપર સર્વથા આધાર રાખીને જાતને કેવળ પંગુ બનાવી દે છે, તે સ્વતંત્ર કેવો ? સુશિક્ષિત કેવો ?

આવી સ્થિતિ આવવાનું કારણ તો અર્ધદગ્ધતા. કોઇને અક્ષર ઉકેલતા ન આવડે ત્યારે એકાદ સ્ત્રીને જો વાંચતાં આવડી જાય, કોઇને ચોપડી ઝાલવાનું ભાન ન મળે ત્યારે કોઇ સ્ત્રી કડકડાટ ચોપડીઓ વાંચી નાખે, તો લોકોને પણ તેનું કૌતુક થાય અને વાંચનારને પણ પોતે કાંઇ વિશેષ કર્યું એમ થઈ જાય. તેથી માણસ અભિમાનવશ થઇ વિવેકભ્રષ્ટ થાય એ સહજ છે. અલ્પશિક્ષણની બાબતતાં કાંઈક આવી સ્થિતિ થઇ છે.

સ્વાતંત્ર્યનો અર્થ તો હજી મોટમોટા વિદ્વાનો પણ મનને ગમે તે કરવું એવો જ લે છે. કોઇને આધીન ન વર્તવું એનું જ નામ ' સ્વાતંત્ર્ય ' એમ ઘણાઓ સમજે છે. સ્વેચ્છાચાર અને સ્વચ્છંદ એ પણ સ્વાતંત્ર્યને નામે ઓળખાય છે. ગમે તેમ પૈસા વાપરવાની છૂટને આર્થિક સ્વાતંત્ર્ય એવું મોટું નામ આપી, એ જ ખરું સ્વાતંત્ર્ય એમ પણ ઘણા વિદ્વાનોએ માન્યું ને મનાવ્યું છે. અર્થાત્ સ્ત્રીસ્વાતંત્ર્યની હિમાયત કરવાવાળા પુરુષો જો સ્ત્રીને કોઇવાર કહે કે હમણા પૈસાની તંગી છે, તું ૧૫ રૂપીયાનો સાડલો લઈશ નહિં. તો તરત 'મને ઇચ્છા થઈ તેમ ૧૫ રૂપીઆ પણ હું સ્વતંત્ર રીતે વાપરી શકતી નથી તો સ્ત્રીસ્વાતંત્ર્ય શેનું આપ્યું ? ' એવું સ્વતંત્ર સ્ત્રીનું મેણું તેમને સાંભળવું પડે છે. ' સ્વતંત્ર ' સ્ત્રી અને સ્ત્રીસ્વાતંત્ર્યની હિમાયત કરનાર પુરુષ વચ્ચે સ્ત્રીનું સ્વાતંત્ર્ય અને પતિ-આધીનતા સંબંધે ડગલે ને પગલે ઝગડો ઉભો થાય અને આવા સ્વતંત્ર સ્ત્રીપુરુષનો સંસાર દુઃખમય થઈ જાય તો એમાં શી નવાઈ! ' સ્વતંત્ર " સંસારનો આવો એક દાખલો હજાર સ્ત્રીઓને શિક્ષણ અને સ્વાતંત્ર્યથી વંચિત રાખવા સમર્થ બને છે.

હવે ખરેખર ' સ્વતંત્ર ' એવી સ્ત્રીના સંસારજીવન વિષે લોકહૃદયમાંથી નીકળતા કેટલાક પ્રશ્નોના જવાબ શું હશે તેની જરા કલ્પના કરીએ.

લોકહૃદયમાં ઉદ્ભવનાર પહેલોજ પ્રશ્ન એ છે કે સ્વતંત્ર સ્ત્રી પરણશે ? લગ્ન જેવા મોટામાં મોટા બંધનને આધીન થશે ?

પ્રશ્નનો જવાબ ' ના ' અને ' હા ' બન્ને છે, સામાજિક દબાણને લીધે તો તે નહિ જ પરણે. પરણીશ નહિ તો લોકો ટીકા કરશે, પોતાને વિષે હલકા વિચારો ધરાશે, આવી લોકનિંદાની બીકથી પણ તે પરણવા તૈયાર નહિ જ થાય.

બીજું, પરણીશ તો પોતાની સામાજિક પ્રતિષ્ઠા વધશે, સમાજમાં માનની જગ્યા મળવાનો સંભવ હોય, તો તે મેળવવા ખાતર તે વિવાહબંધનથી બદ્ધ થવા તૈયાર નહિ થાય.

તેમજ દ્રવ્યસંપત્તિ ને તેમાંથી મળતાં સુખોની લાલચથી તે પોતાનું જીવન બદ્ધ

કરવા તૈયાર નહિ થાય. કારણ કે તે સ્વાતંત્ર્યની કિંમત સમજે છે. આ બધી વસ્તુઓ ખરા સ્વાતંત્ર્યને બાંધી નાખનાર, તેને કેદ કરનાર વસ્તુઓ છે એમ તે જાણી શકે છે. પોતાને ગુલામ બનાવનાર એવા બાહ્ય અધિકાર કરતાં તેને પોતાના સ્વાતંત્ર્યની કિંમત વધારે હોય. સ્વાતંત્ર્યના ભોગે તે સામાજિક માન, માન્યતા કે ધન સંપત્તિનાં સુખો લેવા કદાપિ તૈયાર ન જ થાય.

હવે બીજો જવાબ એ છે કે તે પરણશે? લગ્નશૃંખલામાં જાતને બાંધી લેશે? એ બંધનથી પોતાને ધન્ય માનશે? દેવકીની જેમ ખરેખર કારાવાસ સ્વીકારશે? હા, પણ તે એક આંતર જરૂરિયાતને કારણે. ખરો સ્વતંત્ર મનુષ્ય એટલે કાંઇ અસ્વાભાવિક, અકુદરતી નહિ, પણ ઉલટું વધારે સ્વાભાવિક જીવન જીવનાર મનુષ્ય. કારણ કે અંદરની ભૂખ કેવી છે એની તે તપાસ કરે છે. સામાજિક કે બીજી કલ્પનાથી દોરવાએલા માણસોને અંદરની ભૂખ જોવા વખત જ હોતો નથી.

સ્વતંત્ર સ્ત્રીને જ્યારે જીવનસાથી લેવાની ઇચ્છા થશે; જ્યારે તેને માતૃપદ આકર્ષશે, જ્યારે તેનામાં ગૃહસ્થાશ્રમદ્વારા પોતાનું જીવન વિશાળ કરવાની અંદરની ભૂખ જાગશે ત્યારે તે પોતાનું પોતા પૂરતું જ જીવવાનું સંકુચિત જીવન છોડી દઇ ગૃહસ્થાશ્રમનાં બંધનો જરૂર સ્વીકારશે. અને તે સ્વેચ્છાથી બંધનમાં પડતી હોવાથી બંધનમર્યાદામાં રહેવું તેને સહેલું થશે એટલુંજ નહિ પણ આનંદરૂપ થશે. તેને તે બંધનો બંધનરૂપ લાગશે જ નહિ. સુંદર બગીચો કરવાની ઉત્કટ ઇચ્છાથી પ્રેરાયેલા માળીને જેમ બગીચાના રક્ષણ અર્થે ચારે કોર ઉભી કરેલી વાડ બંધનરૂપ લાગતી નથી; તેના ઇચ્છિત કામને આડે આવનાર નહિ પણ મદદ કરનારી ને આવશ્યક લાગે છે. ને વાડ તૂટી જાય તો તે હાથે સમી કરવા દોડે છે. તેમ જ જ્યારે સ્ત્રીને જીવનવિકાસ અર્થે ગૃહસ્થાશ્રમની જરૂર ઉભી થશે ત્યારે ગૃહસ્થાશ્રમની વાડ, અંગીકૃત કાર્યને આવશ્યક જોઇતી શાંતિ આપનારી ને વિક્ષેપક તત્ત્વોથી રક્ષણ કરનારી જ લાગશે અને તે તે પ્રેમથી સ્વીકારશે. જેને વાડની અંદર કાંઇ ખાસ કરવાનું હોતું નથી, અંદરનો બગીચો કે વાડી જેને માટે રૂક્ષ કે અર્થ વગરનાં હોય છે, અથવા તો મનુષ્ય, વાડના અંદરના પ્રદેશ કરતાં વધારે વિશાળ પ્રદેશ માગતો હોય એટલે કે જ્યારે તે વાડ મનુષ્યને માટે છેક નાની હોય અથવા વધારે મોટી પડતી હોય ત્યારેજ વાડને બંધન ગણીને ભાંગી નાખવા કે ટુંકી કરવા પ્રયત્ન કરે છે. પરંતુ જેનું અંગીકૃત કાર્ય—અંદરની હોંશથી, શોખથી કે જરૂરિયાતથી—સુંદર વાડી બનાવવાનું હોય તે વાડનો વિરોધી થાય જ નહિ.

સ્ત્રી પરણશે એ તો સૌ માની શકે એવી વાત છે. પણ શંકા છે કે તે પતિની સેવા કરશે? ઘરમાં ઉપસ્થિત થતાં હજારો નાના મોટા કામો કરશે? છોકરાંને સાચવશે? સગાંવહાલાંને બોલાવશે? તેમની સેવા ઉઠાવશે? અતિથિને પૂજશે? અને સમાજ સામે મહત્ત્વનો પ્રશ્નો આ છે.

ખરી રીતે આ બધું કરવું એ જ ગૃહસ્થાશ્રમ; અંતરના પ્રેમથી સેવા—જાતને ભુલી જઇને કરેલી—કરવાની એ જ ગૃહસ્થાશ્રમની અમૂલ્ય છતાં સાવ સ્વાભાવિક ને સાહજિક બક્ષીસ છે. જે સ્વેચ્છાથી, સ્વખુશીથી, આંતર જરૂરિયાતથી ગૃહસ્થાશ્રમ સ્વીકારે છે તે આ બધું કરવાની સંધિ મેળવવા ખાતર જ સ્વીકારે છે. બીજાને માટે જીવવાની—પોતાનું જીવન બીજામાં સમર્પી દેવાની—તીવ્ર ઇચ્છા થઇ ત્યારે જ તેણે આ આશ્રમ સ્વીકાર્યો. તેના અંતરમાં જે પ્રેમ, જે સ્નેહ, જે મૈત્રી જાગી હતી, તે જ તેને સંસારમાં પરોવી, તેની પાસેથી આ બધું

કરાવશે. તેના અંતરમાં જે માતૃપદની લાલસા ઉત્પન્ન થઇ તે જ તેની પાસેથી બાળકની સેવાં કરાવશે. પ્રેમતત્ત્વ દૈવી છે. પ્રેમતત્ત્વ નૈસર્ગિક છે. તે એક સૃષ્ટિની મહાન શક્તિ છે. એ મનુષ્ય પાસે કેટલુંય કરાવે છે. વળી એનામાં પ્રસરણ પામવાની શકિત છે. જે એકવાર પોતાના પતિ કે અપત્ય કે માબાપ ભાઇબેન આદિ સગાં તરફ પ્રેમ અનુભવે છે, તેનામાં પડોશી, અતિથિ ને તેથી યે દૂરના માણસો પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થતાં વાર લાગતી નથી. આ તત્ત્વને લીધે જ ગૃહસ્થાશ્રમ વ્યક્તિગત સંકુચિત જીવનને કૌટુંબિક વિશાળતા આપી શકે છે. એ જ તત્ત્વ આગળ જતાં મનુષ્યને માનવસૃષ્ટિ ને અખિલસૃષ્ટિના બ્રહત્ સંસાર તરફ લઇ જઇ શકે છે. ક્રાઇસ્ટ જેવા કેટલાક એકદમ બધાં પગથિયાં છોડીને 'વસુધૈવ કુટુંબકમ્'ની સ્થિતિએ પહોંચે છે, તે આ બળવાન તત્ત્વને બળે જ.

સ્વતંત્ર સ્ત્રી લૌકિક આચારવિચાર શું છે એ જોવા કરતાં અંતરનો ધ્વનિ શું છે તે સાંભળશે. મનુષ્યને જો આંતરનાદ સાંભળવાની ફુરસદ હોય તો તો તેને આ પ્રેમતત્ત્વના રણકાર આવ્યા વગર રહે જ નહિ.

લોકહૃદય પુછે છે શું ? એ રાંધીને ધણીને ને બીજાં બધાંને જમાડશે ? તેનું પ્રેમાળ હૃદય એનો જવાબ આપી શકશે. જે પ્રેમના નૈસર્ગિક ઉભરાને લીધે બાળકને ધવરાવવાની ઇચ્છા થાય છે તે જ પ્રેમનો અનુભવ તેને બીજાને ખવરાવવામાં થયા વગર રહે નહિ.

તેના માતૃહૃદયમાંથી પ્રેમનો ધોધ પડશે ને તેથી તે ધણી, સગાંવ્હાલા કે અતિથિ જ શું પણ આગળ જતાં ગરીબ દુઃખી બધાંને પ્રેમથી પોષવા બહાર આવશે. બધાંની સારવાર કરવામાં આનંદ માણશે.

મનુષ્યની નૈસર્ગિક શક્તિઓને સામાજિક રૂઢ આચાર વિચારોએ જકડીને નિઃશકત બનાવેલી નહિ હોય, તો તેનામાં પ્રેમવિકાસ ઉપર બતાવેલ દિશામાં થવાનોજ.

સ્વતંત્ર સ્ત્રીને માટે બીજો પ્રશ્ન એ છે કે, ગૃહસ્થાશ્રમમાં સ્વાભાવિક એવું ઘર્ષણ તે સહન કરી શકશે ? તે સંયમી જીવન ગાળશે? ગૃહસ્થજીવનમાં જરૂર જેવો ત્યાગ તે કરી શકશે ? ભોગ આપી શકશે ? ગૃહસ્થાશ્રમ તો તેની પાસેથી તેના સ્વાતંત્ર્ય એટલે કે છૂટનો જ ભોગ માગશે, તે તે આપશે ?

પ્રશ્નો એ ચાર પાંચ ભેગા છે છતાં એક જ પ્રકારના છે. 'સ્વતંત્ર' શબ્દનો અર્થ આપણે જો ઉચ્છૃંખલ કરતાં હોઇએ તો તે સંયમી નહિ જ દેખાય. ઘર્ષણ સહન કરવાની શકિત પણ તેનામાં ન જ હોય; તેની જરૂર પણ તે ન જ સ્વીકારે, પોતાની છૂટને ગૃહસ્થાશ્રમ આડે આવતો હોય તો તે ગૃહસ્થાશ્રમને જ છોડી દે.

પરંતુ 'સ્વતંત્ર' એટલે જો સ્વાધીન એ અર્થ હોય તો ઉપર કહ્યું, તેથી તદ્દન વિરૂદ્ધ પરિણામ આવે. તે સ્વાધીનતાની હિમાયતી હોવાથી, તેને સ્વાધીનતાનો શોખ હોવાથી, ગૃહસ્થાશ્રમમાં જે જાતની સ્વાધીનતા કેળવવી પડે છે તે કેળવવામાં તેને મજા પડશે. અસ્વાધીનતા કે ઉન્મત્તતા કે અસંયમિતતા તેને અસંસ્કારી, અસુંદર, અરસિક લાગવાથી જ તેને તે ગમશે નહિ.

ઘર્ષણ અને ત્યાગને માટે તો ઉપર કહ્યું તે પ્રેમતત્ત્વજ તેને મદદ કરી શકશે. તેની સ્વાર્થની મર્યાદા જેમ જેમ વધતી જશે, વિશાળ થતી જશે તેમ તેમ પોતાની વ્યકિતગત ઉન્નતિને માટે તેણે જે પ્રયત્ન સાધ્યો, જે સહન કર્યું તે બધું વિશાળ પ્રદેશોમાં કરવું તેને અપરં નહિ પડે, એ સાધનમાં તે હાર નહિ જ ખાય.

છૂટ ઉપરના બંધન વિષેનું વિવેચન ઉપર આવી ગયું છે. એકલી હતી ત્યારે બંધન વગરના જીવનમાં જે આનંદ ને સુખોપભોગ તે ભોગવી શકતી તે બધું નવા બંધનોને લીધે છોડવું પડે તો છોડવામાં જ તેને આનંદ મળે એ સાહજિક છે.

સારાંશ સ્વતંત્ર સ્ત્રી જેણે સર્વ પ્રકારની સ્વાધીનતા મેળવી છે—જે સામાજિક વિચારોથી સ્વતંત્ર છે, જે રૂઢિવિચારોથી સ્વતંત્ર છે, જે રૂઢ આચારોથી સ્વતંત્ર છે, જે પોતાની આત્મંતિક વૃત્તિથી સ્વતંત્ર છે અથવા એ જાતની સ્વતંત્રના જે માર્ગે છે તે સ્વતંત્ર સ્ત્રી સંસારદ્વારા ઘણી જ ઉંચી ચડે ને સંસારને પણ ઉંચે ચડાવે. સંસારદ્વારા જ તે પોતે આશ્રમનિવાસીને પદે ચડે ને પોતાના સંસારને આશ્રમના પુણ્યપદે ચડાવે. સ્વતંત્રતાના માર્ગ એ આત્મવિકાસનો માર્ગ છે, એ તત્ત્વ તે પોતાના આચરણથી જ સિદ્ધ કરે.

તે કદાચ લૌકિક આચારવિચારથી જૂદી પડે તેથી લૌકિક જન ભડકે; તે રૂઢિશાસ્ત્રને જાણતી કે માનતી ન હોવાથી તેના વર્તનથી રૂઢિશાસ્ત્રીઓ છંછેડાય, ગાડરિયા પ્રવાહથી એ છુટી પડે તો તે માર્ગના પ્રવાસીઓને તે વિચિત્ર લાગે, એ સંભવિત છે.

તેની પાસે તો માત્ર એક તત્ત્વ હોય—એક સ્વાધીનતાનું તત્ત્વ હોય, એક વિકાસનું તત્ત્વ હોય, એક ઉન્નતિપોષક નૈસર્ગિકતાનું તત્ત્વ હોય. સ્વાધીનતાપ્રિય વિકાસપ્રિય તત્ત્વચિંતકો જરૂર તેનું આચરણ સમજી શકશે. તેના સંસારની ઉચ્ચતા ને મહત્તા જોઇ શકશે. તેઓ તો જરૂર ઉચ્ચારશે કે સ્વતંત્ર સ્ત્રીએજ ગૃહસ્થાશ્રમ ધન્ય કર્યો છે, તેને સાર્થ કર્યો છે, તેને ઉન્નતિસહાયક બનાવ્યો છે.

બહારના વ્યવહારમાં કદાચ સ્વતંત્ર સ્ત્રીના સંસારનું ચિત્ર જૂના જમાનાને વળગીને ચાલનારી જૂની સ્ત્રીના સંસારચિત્રથી બહુ જુદું ન દેખાય. પરંતુ ખરી રીતે તેમાં જમીન આસમાનનો તફાવત હોય.

સ્વતંત્ર સ્ત્રી સેવા કરશે; પણ તે સેવાનો ઉચ્ચ આસ્વાદ લાગવાથી. વ્યક્તિજીવન વિસ્તાર પામતાં કૌટુંબિક જીવન સાથે એકરૂપ થતાં તેને કુટુંબસેવા એ જાતસેવા જેટલી સ્વાભાવિક ને સહજ લાગતી હોવાથી, તેની અંદર વિકાસ પામતાં પ્રેમતત્ત્વનું ઉંચામાં ઊંચું; સુંદરમાં સુંદર, અત્યંત સંસ્કારી આવિષ્કરણ એક સેવા જ હોવાથી અને આવાં કારણોથી સેવા કરીને તે ગુલામ નહિ પણ કેવળ સ્વતંત્ર, વિશેષ મુક્ત જ બનશે. એની સેવા પાછળ કોઇ પણ જાતની ગુલામી, અશક્તિ કે ભરણપોષણની ચિંતા કે જાતિના હલકાપણાનો લેશ માત્ર ભાસ નહિજ હોય. તે સ્વમતાગ્રહ છોડશે, પોતાના મતો એક બાજુએ મૂકીને નમતું આપશે, પણ તે કુટુંબની શાંતિને ખાતર; પોતાના મતાગ્રહ કરતાં સામા પક્ષેનું માન કે સામાની લાગણી ન દુખવાની ચિંતાને લીધે; પ્રેમજીવનમાં હુંપણાને હોમવાની મજા લેવા માટે, નહિ કે પોતાના મતને વળગી રહેવાની સર્વ પ્રકારની દુર્બળતાને કારણે; નહિ કે પોતાની મેળે મક્કમ મતો જ બાંધતાં આવડવાની ખામીને લીધે; નહિ કે પરિણામ સહન કરવાની તાકાત ન હોવાને લીધે. પ્રસંગોપાત્ત તો તે મતને વળગી રહેવાની પ્રખરતા પણ બતાવશે. પણ તે જીવનમાં તાત્કાલિક સુખો જેવાં કે મતૈક્ય ને શાંતિ સુલેહના ગૃહસૌખ્યો, તેના કરતાં જીવનધ્યેય સિદ્ધાન્ત તત્ત્વને વધારે માનતી હોવાથી, મતને વળગીને સાધ્ય વસ્તુ જીવનમાં વિશેષ કીમતી ગણતી હોવાથી, પોતાના સુખને ભોગે સિદ્ધાન્તને વળગી રહેવાની કસોટીમાંથી પસાર થવાના પ્રસંગો સામે ટક્કર ઝીલવાની તાકાત

ને હિંમત ધરાવતી હોવાથી; પોતાનું મત છોડવાનું બળ ન હોવાથી નહિ જ, દુરાગ્રહની ગુલામીને કારણે નહિ જ. કુટુંબથી પોતાનું જુદું સમજીને પોતાના હિતાર્થે નહિ જ. પોતાનું ચાલે, ગૃહરાજ્યમાં પોતાના જ હાથમાં સત્તા રહે, બીજાં બધાં પોતાની ઇચ્છાને વશ વર્તે એવી મહત્ત્વાકાંક્ષા કે મોહથી પણ નહિ જ. તે નબળાઇઓ સહન કરતી દેખાશે. ભયંકર અપમાનો ગળી જતી દેખાશે. એક પ્રેમની ખાતર સામાની નબળાઇથી તેનામા ક્રોધ કે તિરસ્કાર જાગ્રત થવાને બદલે તે સ્વકીય હોવાથી કેવળ અનુકંપા, કરુણા ને પ્રેમ ઉભરાઇ આવશે; એની ચડતીપડતીમાં, ગુણદોષમાં, ઉન્નતિ અવનતિમાં સાથે રહીને સહાયક બનવાની સદિચ્છાથી. નહિ કે પ્રાણબળ ન હોવાથી તેમ જ સ્વાભિમાન જાગ્રત હોવાથી એ નહિ.

એકંદર સ્વાતંત્ર્ય અને ગુલામી, સ્વાધીનતા અને પ્રાણવિહીનતા, ઉચ્ચ સંસ્કારિતા ને અશક્તિ, બાહ્યદર્શને દેખાવમા કાઇક સરખાં હોવા છતાં અંદરથી એક બીજાથી ધોળા કાળા જેટલાં નિરાળાં છે.

ખરી સ્વતંત્ર સ્ત્રીનું સંસારચિત્ર કાંઇક આવું હોય. સ્વતંત્ર સ્ત્રી પુરુષો સહકારના તત્ત્વ ઉપર જ સંસારમાં જોડાય. ખરા સહકારમાં દરેકનું 'હુંપણું' નીકળી જઇને તેની જગ્યાએ આપણાપણું આવી જાય તેમને માટે સંસારમાં જોડાવું એટલે ધ્યેય ઐક્યથી, જીવનના એક મંગલ, પવિત્ર, જવાબદારીવાળા ઉન્નતિ તરફ લઇ જનારા કાર્યમાં જોડાવું. આવા જ ગૃહસ્થાશ્રમો ગૃહસ્થાશ્રમના નામને શોભાવે.

સ્વતંત્ર દેખાતી પરન્તુ અંદરથી અપરિપક્વ અવિકસિત, સ્વાધીનતાની રુચિ જેણે ચાખી જ નથી, આત્મભોગનો સ્વાદ જેને અજાણ્યો છે, સ્વૈરવૃત્તિ ઉપર વિજય જેને માત્ર અપરિચિત શબ્દો છે, લૌકિક માન માન્યતા ધન સમૃદ્ધિથી મળતા સુખોની કલ્પનાથી જ જેના જીવન વિષેના વિચારો ઘડાયા છે ને તેની પ્રાપ્તિ અર્થેજ જે ગૃહસ્થાશ્રમ સ્વીકારે છે, જેને અંદરથી ઉદ્ભવતી ઉચ્ચ ભાવનાનું કથન સાંભળવા વખત જ મળ્યો નથી અથવા અંતર્મુખ થઇને આંતરધ્વનિ સાંભળવાની મજા લેવાનું તેને કોઇએ બતાવ્યુંજ નથી, સામાજિક ઢીંગલીના અહોરાત્રના બાહ્ય જીવનને આવશ્યક એવી અનેક કલા (accomplishments) ના શિક્ષણમાં જીવનકલાના અભ્યાસનો વિચાર સરખોયે કરવા જેને અવકાશ નથી, એવી બાહ્યતઃ સ્વતંત્ર દેખાતી પરંતુ અંદરખાનેથી પોતાની જાતની જ ને સમાજની પૂરેપૂરી ગુલામ એવી સ્ત્રીનો સંસાર સ્વતંત્ર સ્ત્રીના સંસારથી જુદો દેખાશે. તે જોઇને સમાજ કંટાળે એ સ્વાભાવિક છે, સ્ત્રીસ્વાતંત્ર્ય વિરુદ્ધ મત બાંધે એ જ સહજ છે, સ્ત્રીના શિક્ષણને નિંદે એ જ સંભવિત છે.

( પ્રસ્થાન )

---

પુત્રઃ બાપા ! આ દરરોજ નવા નવા ચંદ્ર ઉગે છે ને અસ્ત પામેલા ચંદ્રોનું શું થતું હશે ?
ડાહ્યો પિતાઃ મંદ ! એટલીય ખબર નથી ? જેટલા ચંદ્રો અસ્ત પામે છે તેટલા બધાને તોડીને તારાઓ બનાવવામાં આવે છે.

× × ×

છગનઃ મગન ! તારી બા તારા હાથ જોઇને તારું ભવિષ્ય કહી શકે છે ?
મગનઃ ના, જ્યારે જ્યારે તે મારા હાથ જુએ છે ત્યારે ત્યારે કહે છેઃ "જા જઇને ધોઇ આવ"

# કુદરત અને આપણા પ્રાચીન કવિઓ*

લેખિકા: સૌ. ચતન્યબાલા મજમુંદાર.

( ગયા અંકના પાન ૫૯૪ થી ચાલુ ).

**કુદરતને ખોળે.** એક કાળે, આપણા જીવનમાં કુદરતની એવી સજ્જડ છાપ પડેલી હતી કે હેના અવશેષરૂપ આપણાં વિવાહ-ગીતો, નવરાત્રનાં ગીતો-વગેરેમાંથી સુંદર અને કવિત્વપૂર્ણ વાક્યખંડો આપણે આજે ખોળી શકીયે છીએ. જ્યારે આપણે સૃષ્ટિસૌંદર્યને ખોળે ઉછરતાં હતાં, વનદેવીઓને માનતાં હતાં, આશ્રમવાસીઓને પૂજતાં હતાં, ત્યારે આપણાં જીવન વધારે સાદાં છતાં રસાળાં હતાં-એમાં કૃત્રિમતા, આડંબર, કે ખોટો વિવેક નહોતાં જણાતાં.

વનનાં લીલાં કુંજગાર ઝાડને શહેરનાં કુંડામાં ઉછેરવાથી હેની અસલી શોભાનો ખ્યાલ આવી શકતો નથી. તેમ વનનાં પક્ષીઓને સોનાને પાંજરે પૂરી રાખવાથી હેમનો મુક્ત કિલકિલાટ આપણને સાંભળવા મળતો નથી.

" વન કેરા આંબલા મ્હોર્યા વ્હાલમજી !
પુરમાં ક્રોટન-ધાટ કુંડા ઉભાઃ
× × ×
વનમાં કોયલડી ટહુકે, વ્હાલમજી !
પુરમાંની મેના તો પિંજરે પડી–"
—ન્હાનાલાલ "વનનાં આમંત્રણ".

**લગ્ન-ગીતો.** તેમ આજનાં ' શહેરો ' વસતા પહેલાં, ગ્રામવાસીનું જીવન ગાળતો હિન્દુસમાજ પોતાની રહેણીકરણી કુદરતની કારમી પોથીમાંથી ઉકેલતો; અને તે પ્રમાણે વર્તતો, તેથી જ વૃક્ષો, પંખીઓ અને સરોવરોને વિવાહઘેલો સમાજ આમ સંભારે છેઃ–

" સરોવર પાળે રે પારસપીપળો,
પીપળો ઘેર ને ગંભીર રે,
આજનો દહાડો તે આત
રળિઆમણો. "

તથા " જી રે આંબલીયો, થડ થોડું ને ડાળ
અતિ ઘણી. "

અને "મ્હારા ચોક વચ્ચે ચાંપલીઓ રોપાવીઓ
હેને ઉછેરતાં બહુ દીન જાય
ફૂલડાંની વેળા માળિડો લઇ ગયો–"

—લાડકોડથી ઉછેરેલી પુત્રીને સાસરે વળાવ્યા પછીના વત્સલ માતાના આ ઉદ્‌ગાર, કંઇક સ્ત્રીઓની આંખમાંથી આંસુ ટપકાવે છે.

કુદરતના વર્ણનની પશ્ચાદ્‌ભૂમિથી બીજા ભાવ વધારે ખીલી ઉઠે છે. તેથી વિવાહનાં ગીતોમાં, ભાવની સુકુમારતા ઉપરાંત, દરેક ગીતનો ઉપાડ એવો તો સુંદર કરેલો દીઠામાં આવે છે કે એ ગીતોમાં ઊંચી કવિતા આપણને દેખા દે છે. એક એક વાક્યખંડ એક એક સુંદર ચિત્ર ખડું કરે છેઃ—

* આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ્-મુંબાઇમાં વંચાયલો નિબંધ.

" સુડલા કોયલડીને વિનવે રે—
આવી રૂડી આંબલીઆ. ડાળ
સરોવરીઆ પાળ;
મૂકીને કોયલ ક્યાં ગ્યાં રે ? "
—આ ગીતના ઉપાડમાંથી " એવા રૂડા આંબલીઆની ડાળ મૂકીને કોયલ કયાં ગયાં?" –એ લીંટીનો સુંદર ઉપયોગ સદ્દગત ગોવર્ધનરામભાઇએ એમના 'કોકિલાને' નામના કાવ્યમાં કર્યો છે.

" તું તો બોલની રે, મ્હારી વનની કોયલ
ત્હારા તે શબ્દ સોહામણા—
કોયલ કેમ કરી રે ત્હમે આ વન વસિયાં
કેમ કરી ભમ્મર ભોળવ્યો ? "
અમે વનફળ ચરી ચરી આ વન વસિયાં
ટહુકે તે ભમ્મર ભોળવ્યો. "

—આ લીંટીઓમાંની કોયલને આપણા આધુનિક કવિઓએ ખૂબ ઓળખાવી છે; એટલે વધારે વિસ્તારની જરૂર નથી.

ઋતુવર્ણનના સુંદર ચમકારા પણ આ ગીતોમાં ક્વચિત્ ક્વચિત્ દેખાય છે. વ્હેલાં લગન લેવાની હિમાયત કરતો વેવાઇ 'સતફુળના મહિના' મા કહે છે કે-

" જેઠે ઊન્હાળો સ્વરત્રે,
નહિ મળે ખોળ ને કપાસ રે;
નહિ મળે ખોળ ને કપાસ,
તો નહિ મળે ચાર ને પાણી રે;
નહિ મળે ચાર ને પાણી,
તો નહિ આવે ગોર ને ગોરાણી."

—વળી જેઠની ચઢી આવેલી વાદળીને વીનવતી નણંદરણીઓ ગાય છેઃ—

" કાળી પામરની તું વાદળી,
ન વરીશ આજનો દિન, દરબારી
કિયા બાઇ બીજરો રે.

વળી લોકગીતોનું સાહિત્ય તો આ કુદરતને, માંની જેમ પૂજનારૂં લોકગીતો. છે. લોકકવિઓની આંખ આગળ તો કુદરત નાચતી અને કૂદતી દેખાતી. ત્હેમની ઉપમાઓ, સરખામણીઓ, અને પ્રેરણાઓ પણ કુદરતમાંથી ત્હેમને મળતી-એમ કંઠસ્થ લોકગીતો જોતાં કહી શકાય.

—કેટલાંકમાં કુદરતનાં પંખીઓનો કલ્લોલ વર્ણવાયો છેઃ—

" વનમાં બોલે ઝીણા મોર,
કોયલ રાણી કલ્લોલ કરે રે લોલ."

—કેટલાંકમાં વનના મારગની એધાણી બતાવવામાં આવી છેઃ—

" ગાયો રે ચારતા ભાઇ ગોવાળિયા
કિયો તે જસમાનો દેશ હો ?
મોર તે બોલે, પોપટ બોલે,
કોયલ ટહુકા કરે રે હો;
ઊંચા તે ટેકરા ને નીચી ટેકરીઓ
નીચે થઇને જજો રે હો—"

જસમાના ઓરડા 'શેરી રમતાં નાનાં બાળ' બતાવે છેઃ-એ રાસડામાંનું સુંદર વર્ણન અહિં ખાસ ઊતારી લેવા જેવું છેઃ—

" સોખંડે જડી રે પડશાળ,
ધુધરિયાળો જસમાનો ઝાંપલો,
બારણે બીજોરીનું ઝાડ
ચોકમાં પારસ પીપળોઃ
ઊંચી મેડી રે અગનાશ,
પોપટ ભણે રે પાંજરે,
રાઇસે ટહુકે છે ઘનમોર,
ગોખમાં ઘૂમે પારેવડાંઃ
વળીએ વેરાણાં રે હીર,
મોભારે મોતી જડયાં,
બારસાખે બેઠા ગણેશ,
સામે બેઠી નવરંગ પૂતળી. "

× × ×

" પારસ પીપળાની હેઠ,
જસમા બેઠી દાતણ કરે
મોના બરંગ રે હાથ,
તુલસીને ક્યારે ફેરા ફરે."

તો રસનું જ ધામ! છએ ઋતુઓને સાથે પ્રગટ થવાનું કુદરતનું યોગ્ય ધામ.

**બે મ્હોટા ઉત્સવો:** કુદરતનાં બે મહાપર્વોમાં વસન્તોત્સવ અને શરદોત્સવ—એ બે મુખ્ય છે. એકમાં પ્રકૃતિનાં વૃક્ષો નવપલ્લવ બને છે; બીજામાં પૃથ્વી પાકથી ઉભરાય છે. નવાન્નભોજનનો ઉત્સવ શરદપૂનમે ઉજવાય છે.

" વસન્તોત્સવ "નો કવિ કહે છે કે:—

"વસન્ત એટલે વિકાસ ને પ્રકાશ. જ્યારે વસન્ત બેસે છે ત્યારે વનમાં ને ઉપવનમાં પ્રકૃતિનાં આજ ફૂલલોચનીયાં હસે છે. પોપચાં સરિખડી કુંપળો નાચે છે. ઠામ ઠામ આંબાવાડિયાં મ્હોર્યાં છે. આજ પૃથ્વીએ વસન્તી વાઘા સજ્યા છે. વનવન મ્હોરી ઊઠયાં છે. પલાશને કેસુડાં બેઠાં છે. વનરાજીની હરિયાળીમાં રક્તિમાની પતાકાઓ ઉડે છે. મીઠી કોયલો ટહુકે છે. મોરલા થનગને છે. પાનખરનાં પાનસૂનાંને નવકુંપળો ફૂટે છે; પલ્લવન્તાંને મ્હોર પ્રગટે છે. કળીઓનાં ફૂલ પ્રફૂલ્લે છે....વસન્તોત્સવ ફૂલદોલનો ઉત્સવ છે."

આ વસન્તનાં હોરીનાં ગીતો અને ફાગનાં ગીતો એટલે માનવહૃદયના ઉલ્લાસનાં ગીતો;

" કેસરભીના કહાનજી કસુંબે ભીની નાર;
લોચન ભીનાં ભાવશું, ઉભા નંદદ્વાર "—

નરસિંહ મહેતા.

—એ રીતનાં પ્રભુને લાડ લડાવનારાં શ્રી કૃષ્ણલીલાનાં શબ્દચિત્રો આપનાર ભક્તકવિઓની કવિતામાં આ ઉલ્લાસ ખૂબ તરવરે છે.

**વસન્તનાં ગીતો અને કીર્તનો.** વસંત આવતાં ગોપીઓ હરખેલી થઇ જાય છે. અને પોતાની સખીઓને વસન્તનાં ચિન્હ બતાવી રમવા જવાની ઉતાવળ કરે છે:—

"વસંત ઋતુ અતિ રૂડી આવી, રૂપ રૂડું વનનું,
આજ સખી મનગમતું જોને. મુખડું મોહનનું;
આંબામોર ઘટા થઇ. ઘેરી કુંપળ અતિ રાતી,
'કરો કરો કલ્લોલ' કહે છે કોયલડી મદમાતી.
કેસુડાં થયાં કુમકુમવરણાં મધુકર સુખ સાધે,
નરસૈયાના સ્વામી સંગ રમતાં રંગ ઘણેરો વાધે.
અને "ચાલ ચાલ સહીયર સહી, મેલ મથવું મહી,
વસંત આવ્યો, વન વેલ ફુલી;
મ્હોરીયા અંબ કદંબ કોકિલ લવે વસંત,
કુસુમ કુસમ રહ્યો ભમર છલી-"

—આવી અધીરી થઇને, મહી મથવાનું મૂકીને ગોપીઓ ફાગ રમવાને જાય છે. ગોપીઓ ફાગ રમવાનાં સાધનો-અબીલ ગુલાલ કેસર પીચકારી વગેરે સાથે લઇને અંગ સમારીને ચાલી નીકળે છે; અને કૃષ્ણને ઘેરી લે છે:—

" સાહેલી રે ફાગ સોહામણો,
આવ્યા આવ્યા રે હોળીના દિન:
—સાહેલી ફાગ ખેલીએ.
સહુ ગોકુળ ગામની નારી,
તે તો ચાલી અંગ સમારી:
કર લીધી કનક પીચકારી—સાહેલી.
જેને ફાગણ માસ ઘણો વ્હાલો,
સહુ હોળી રમવાને ચાલો:
આપણ જઇએ કાનુડાને ઝાલો—સાહેલી.
ફાગણ માસમાં આવી હોળી,
લીધાં અબીલ ગુલાલ ભરી ઝોળી
સાથે લીધાં રે કેસર ઘોળી—સાહેલી. "

**રાસનાં પદ:** શરદની રાત્રિ અને તેમાં યે તે શરદની પૂર્ણિમા એટલે તો સોળે કળાએ પ્રકાશતો કૌમુદીરાજ! શ્રીકૃષ્ણે આ રાત્રિએ ગોપીઓને રાસ રમાડ્યો હતો અને વાંસળી વગાડી હતી એ ધન્ય રાત્રિને છ મહિના સુધી લંબાવી હતી તે સમયનાં 'રાસ સહસ્રપદી' જેવાં પદો કવિઓએ રચ્યાં છે અને એ ભાવપૂર્ણગાનોને ગાયા કર્યાં છે " રૂડી શરદ પુનમની રાત રે સુન્દર વેણ

વાગી વેણુવાગી" વાળું પ્રખ્યાત લોકગીત સ્ત્રી સમાજમાં બહુ લોકપ્રિય છે. શરદપૂનમનો આનંદ કવિહૃદયને ઘેલું કરી મૂકે છે એ આનન્દઘેલછાનાં રસગીતો બહુ રચાયાં છે: અને હજી પણ એ વિષય જૂનો થયો નથી.

પૂનમની ચાંદની એટલે જાણે આખી રૂપેરી ફુલની ચાદર પથરાઈ ગઈ હોય એવો આકર્ષક દેખાવ થઇ રહે છે. અજવાળી રાત્રિ સમુદ્ર પાસે ઉભા રહીને જોઈ હોય તો ચંદ્ર નક્ષત્રમંડળ સાથે સાગરમાં ન્હાતો અને તારા પાણીમાં રમત કરતા હોય એવો મનોરમ દેખાવ થઇ રહે છે ! જાણે–

" તારલીયા ચમકે ઝીણું ન્હાતાં સાયરનીર
ચંદ્રથકી સરતો ધીમો, શીતલ સુંગધ સમીર"

શરદના ચંદ્રમાં વિદ્યુતનું તેજ છે; પણ સુધાની શાંતિ છે. આવુંજ કંઇક વર્ણન ચંદ્રદર્શનનો આનંદ જે અજબ શાંતિ હૃદયમાં ભરે છે હેનો કાન્તે કાઢેલો રસિક ઉદ્ગાર–

" આજ મહારાજ! જલપર ઉદય જોઇને
ચન્દ્રનો હૃદયમાં હર્ષ જામે
પિતા ! કાળના તાપ સન્તાપ શામે"–તો

સૌને જાણીતો છે.

ગોપીઓ સુન્દર શરદપૂનમની રાત્રએ શ્રીકૃષ્ણને રાસ રમવાનું આમન્ત્રણ કરે છે કે " રૂડી શરદપૂનમની રાત બહુ રળીઆમણી હો રાજ વહેલા આવજો હો રાજ" કૃષ્ણને આવી રીતે શરદ પૂનમની રાત્રે વહેલા બોલાવીને ગોપીઓ કહે છે:—

"અમને રાસ રમાડ વ્હાલા, મધુરો બંસ વજાડ
વ્હાલા
થૈ થૈ નાચ નચાડ વ્હાલા, વૈકુંઠથી વૃંદાવન
રૂડું તે અમને દેખાડ વ્હાલા
વૃંદા તે વન રળીઆમણું રે, શરદ પૂનમની રાત
વ્હાલા
લલિતત્રિભંગી શોભા બની, દીસે નવલી જાત
વ્હાલા, અમને રાસ રમાડ વ્હાલા"

બાલકૃષ્ણને ફુલહિંડોલે ઝુલાવવાનો બીજો મ્હોટો ઉત્સવ હિંડોલનો

**હિંડોળાનાં પદઃ** છે. જેવો વસન્તનો ફુલ-ડોલનો ઉત્સવ હેવો

શ્રાવણનો હિંડોલ પણ રસિક ઉત્સવ છે. શ્રાવણમાં નવી વાદળીઓનાં પાણી ફૂલ-છોડને પ્રફુલ્લ કરે છે. આસોપાલવની ઘટા જામે છે. એ ઘટાની કુંજમાં ફૂલની મંદમંદ ફોરમ આવે, ઝરમર ઝરમર મેહુલો વરસે અને બાલકૃષ્ણ ફૂલને હિંડોલે ઝુલે–ગોપીઓ હેને ઝુલાવે–એ અનેરી લીલાનો આનન્દ આ હિંડોલનાં પદોમાં વૈષ્ણવ કવિઓ ગાય છે.

"શ્રાવણ માસ સદા સુખકારી, ઝરમર વરસે મેહરે
દાદુર મોર બપૈયા બોલે, તેમ તેમ વાધે નેહરે
સ્યામ સામળા ને રાધા ગોરી પુષ્પ હિંડોલે ઝુલેરે
જ્યમ જ્યમ હિંડોળો હલાવે સજની,ત્યમ ત્યમ
નરસૈંયો ફુલેરે"

—ભક્ત કવિ નરસિંહ મ્હેતાનો આ હિંડોલો વર્ણવતી વખતનો હર્ષ કેટલો બધો દેખાઇ આવે છે; રાધા અને કૃષ્ણ એટલે ગોરા અને કાળા રંગનું સંમિશ્રણ: એ માટેની હેમની કલ્પના કેટલી કવિત્વપૂર્ણ અને આબેહૂબ છે ! ભગવતી મીરાંબાઇ આ હિંડોલનું સુંદર પદ રચે છે:

" ઝુલત રાધાસંગ ગિરધર, ઝુલત રાધાસંગ
અબીલ ગુલાલકી ધુમ મચાઇ ડારત પીચકારી
રંગ–ગિરધર.
લાલભયો વૃંદાવન જમના કેસર ચુવત અનંગ–ગિ.
નાચત તાલ આધારે સુરસુંદરી, ડારી ડારી
બાજે તાલ મૃદંગ–ગિરધર.
મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ ચરણકમલકુ
વહેત ગંગ–ગિરધર."

એકલો ફુલનો કે આસોપાલવનો હિં-ડોલ નહિ પરંતુ વળી સોનાના પારણાની કલ્પના થઇ આવતાં કોઇ ગોપી–કહાન કુંવરને હેમાં ઝૂલાવતી ગાય છે:—

" સોનલા તે કેરૂં સુંદર પાલણું,
મોતીડે પ્રોઇ રે દોર
હીરલાકેરા રે જડીયા હંસલા,
માણેક કેરા રે મોર
તમે આડો મેલો કહાન પોઢો પાર-
ણીયે ભગવાન."

પ્રભાતનાં સુંદર વર્ણનો—એ પણ કીર્તન સાહિત્યનું જ અંગ છે.

**પ્રભાતિયાં:** બાલકૃષ્ણ સુતા જાગે છે તે વખતે રાત્રિના આરામ પછી પંખીડાં માળામાંથી બહાર નીકળી ઉડા ઉડ કરવા માંડે છે. ધીરેધીરે વહેલાણાં વહેલાય છે; અને હેનો મીઠો સ્વર સ્હવારની શાન્તિમાં ઉલ્લાસ લાવે છે. લેખને મથાળે મૂકેલું લોકગીત—

" સૂરજ ઉગ્યો સરોવરીયાની પાળે,
કે વ્હાણુલાં ભલાં વાયાં રે
ભમરા ઉડે રે કેવડિયાની ડાળે,
કે વ્હાણુલાં ભલાં વાયાં રે
નાચે ટૂંદે રે હરણાં ઉંચી ટાળે
કે વ્હાણુલાં ભલાં વાયાં રે
કોયલ ઝુલે રે આંબે મંજરિયાળે,
કે વ્હાણલાં ભલાં વાયાં રે

એવા ઉલ્લાસના દર્શનથી રચાયેલું શબ્દ-ચિત્ર છે.

નરસિંહ મહેતાના ઝુલણા છંદના પદો પ્રભાતિયાં તરીકે ઓળખાય છે; કારણ કે એ પદોમાં કેટલુંક બહુ જ સુન્દર પ્રભાત-વર્ણન કવિએ કર્યું છે. કુદરતનું જે યથાસ્થિત વર્ણન આ સન્ત કવિ કરે છે તે ઉપરથી "પ્રભાતિયાં તો નરસિંહ મહેતાનાં જ " એમ સર્વમાન્ય કથન થઇ ગયું છે.

નરસિંહ મહેતા પ્રભાતનું વર્ણન એક પ્રભાતિયામાં એટલું આલેખન આપે છે કે વનમાં એ પ્રભાત થતાં કોઇએ જોયું હોય તો એના તાદશ ચિત્રને કેટલે દરજ્જે વખાણી શકાય તેનો પૂરેપૂરો ખ્યાલ આવે.

" પ્રભાત જાણી પંખીડાં રે ઉડયાં
કાક કરે ત્યાં કાકા રે;
પપૈયા તો પિયુ પિયુ જંપે,
સુડા કાકૌ કરે વડશાખા રે.
મોર ટૌકાર કળા કરે સુંદર,
આંસુ વહે ઢેલ વીણે રેઃ
પળાશપર રૂડા પોપટ બોલે,
કોયલડી ટહુકે સ્વર ઝીણે રેઃ
ચકચક કરતી ચકલીયું આવે,
જાણે વિયોગ તો ભાગે રે
ખુશ ખુશ ખીશકોલી કહે છે,
રાધાને રૂડું ન લાગે રે
વાછરૂં ભાંભાં શબ્દ ભણતાં
ગાયો ભાંભાં શબ્દ બોલે રેઃ
શીતલ મંદ પવન સુવાસિત,
વામાવસ્ત્ર ઉરાડી ડોલે રે "

નરસિંહ મહેતાના એક પ્રભાતિયામાં ગોપીઓની ચાંદલા અને ઇન્દુ પ્રત્યે વીનવણી આપેલી છે. રાત્રિ થોડી રહેતાં કૃષ્ણનો વિયોગ થવાના ભયથી ગોપી આકુળવ્યાકુળ થઇ જાય છે. એ પદની એક વીંટીમાં ભાવાર્થ છે.

" ઇંદુ ઉતાવળો કાં થયો આકળો ? આજની રાત કર પ્રાત મોડું " અને "ખમ ખમરે ચાંદલા મ કરીશ વહાણલું
મ્હારા પ્રાણજીવન ઘેર આવ્યા રે
બપૈયો પિયુ પિયુ કરે રે, કોયલ મધુરે વાસે રે
હું તમને વારૂં કુકલડા રે, રખે વહાણલું
પ્રકાશે રે "

તથા દયારામભાઇની ગરબી—
" ચાંદલીયા મા ગાલીશ અતિ રે ઉતાવળો
મ્હારૂં વાલાની કરશે કંઇ એક વાર બને-"
—એ મર્મમા એકજ વિચાર અને એકજ ભાવના છે.

ગોપીઓ છો મોટી થઇ કૃષ્ણની

રાહ જોઇ અને છેવટે પ્રભાત થવા આવ્યું ત્યારે કૃષ્ણ પોતાને મંદિર પધાર્યા. ગોપી આથી છેક નિરાશ થઇ ગઇ; કારણ કે રાત ઘણી થોડી રહી હતી.

"ચાંદલીઓને ઉગ્યેરે હરણીયો તો આથમીઓરે
ત્યાં સુધી જોઇ તમારી વાટ-રજની
પ્રેમને આલાપે રે પંખી સહુ શોર કરે રે
પ્રકટ થઇને રહ્યો પ્રભાત-રજની
નરસૈંયાના સ્વામીરે મંદિર પધારીયા રે
સ્નેહ ઘણો ને થોડી રાત-રજની"

—'સ્નેહ ઘણો ને થોડી રાત'-એ ટૂંકા વાક્યખંડમાં લાગણીનો આખો ઝરો કવિએ ખોલી દીધો છે.

**ગોપ કાવ્યો:** કુદરતનાં વર્ણનોથી ઓપતું ગોપકાવ્યોનું સાહિત્ય—(Pastoral Poetry) પણ એક સાહિત્યનો વિશિષ્ટ પ્રદેશ છે. જેમ ઉત્સવોનું કીર્તનસાહિત્ય શ્રીકૃષ્ણ અને રાધાના વિહાર અને ગોપજીવન ગાળતાં ગોપગોપીઓનો બાલકૃષ્ણ ઉપરનો વત્સલભાવ-ત્હેને લઇને જન્મવા પામ્યું છે. તેમ ગોપકાવ્યોનાં સાહિત્યમાં પણ કાવ્યનો નાયક શ્રીકૃષ્ણ હોય છે; અને ત્હેને ઉદ્દેશીને જ ગોપજીવનના કંઇક પ્રસંગો, ગ્રામ્યજીવનની ઉજાણીઓ વગેરે જીવનમાં ઉલ્લાસ ભરનારા પ્રસંગો આ જાતનાં કાવ્યોમાં ગાવામાં આવે છે.

આ કાવ્યોમાં ગોકુલમથુરાંની કૃષ્ણલીલાનું વર્ણન હોય છે. આ કૃષ્ણલીલાનાં કાવ્યોમાં કુદરત સાથેનો પરિચય એટલો બધો નિકટ અને ગાઢ હોય છે કે એ કાવ્યોમાં કેટલીક વાર બારોબાર સૃષ્ટિસૌંદર્યજ ભરેલું હોય છે. આ કાવ્યોમાં ગ્રામ્ય પ્રસંગો, ગ્રામ્ય પ્રદેશો ગ્રામ્યજનના આચારવિચાર અને સ્વભાવસરણીનું સાચું પ્રતિબિંબ આપવામાં આવેલું હોય છે.

સંસ્કૃત કવિ જયદેવનું 'ગીત ગોવિંદ' એક આવુંજ મનોહર ગોપગીત છે-નરસિંહ મહેતા કૃષ્ણને એક વાર પોતાના ખેતરમાં ખીચડો જમવાને નોતરે છે ત્હેની સાથે ખેતરમાં પાકતી વસ્તુઓ ગણાવે છે અને કૃષ્ણ પ્રત્યે ઘણો જ ભાવ બતાવે છે. એ વર્ણન જોતાં ગામની સીમમાં આવેલા ખેતરના જીવનનો આબેહૂબ ખ્યાલ આવે છે. જાડાં વસ્ત્ર પહેરેલો ખેડુત 'કરહણીયા' જેવાની દિલદરિયાવ મહેમાનીમાં કેવો ઓછો ઓછો થઇ જાય છે, એ પ્રસંગનું ભાવભર્યું વર્ણન એમાં છે:-

" તું તો હાલને મારે છેતર, રે હો કરહણીયા
કરહણીયા મને દરહણ દેજે, હું ક્યારની રહી છું તાચી;'
તારે ને મારે હગપણ હાચું, તે તો જાણે જસોદા કાચી-૧
જાહક ઝીમાં મેં તો છીસડો રાંધ્યો મહી ચોળો મહિ નાખ્યો;
આપણ બે ભેળાં બેહીને જમહું, છોરૂ ઉડાડહે માંછયો-૨
નવા રે ઘરૂંનો મેં તો પુંખજ પાડ્યો, ને માળા હેઠળ મૂક્યો;
તારે માટે અલ્યા કરહણીયા, મેં તો હળવે રહીને ફૂંક્યો-૩
હામે રે હેરડે બોરડી પાચી, તેનાં તે મેઠાં બોરાં;
આપણ બે જણ બોરાં રે વેણહું છોરૂ તે ચારહે ઢોરાં-૪
મારા છેતરમાં કારંગડી પાચી, એની તે લાંબી લાંબી લૂંબો;
મારા છેતરમાં સાનોમાનો આવજે, રૂછે રે પાડતો બૂમો-૫
કરહણીયારે મને હેત રાછીને, દાડી દાડી દરહણ દેજે;
નરસયાના સ્વામી વહેલો પધારી, જોયે તે માગી લેજે-૬

આવું ને આવુંજ બીજું કાવ્ય રામકૃષ્ણનું છે. કૃષ્ણ પ્રત્યેના સ્નેહને લીધે ગોવાળણી સાસરીયાંથી છાનો કૃષ્ણને જમવા નોતરે છે. જોહાણીની નજર ને લાગે તેથી કૃષ્ણને 'ઓડે' બેઠાને એ ખવરાવે છે. પોતાના ખેતરમાં પાકેલા ફરસા અને મરીયાળા મગ, ઝાલર

દૂધ વગેરે બનતી વસ્તુઓ લાવીને કૃષ્ણ આગળ રજુ કરે છેઃ—

"છાનો માનો આવજે માવલા જો,
ઓથે ઓથે અલબેલાજી આવજે જો,
ઝાંપલીયામાં જમણે હાથે ધરજો,
લાડવો લાવું તે બાફ્યા લોટનો જો,
માંગી લાવું કાચીનાં કેર જો,
ઓટે બેશીને ખાજો એકલો જો,
મારી જેઠાણીનો આંખમાં ધણું ઝેરજો,
દૂધ દોવરાવું પેલી ભેંસનાં જો,
માગી લાવું ચલાણામાં ઘેંસજો,
સામા બેસીને ખાજો એકલા જો,
હું તો તારા મુખડા સામું જોઇશ જો.
ઝાલર તળ્યા છે ઝાઝા તેલમાં જો,
ઉપર આલુ મરીઆળા મગ જો,
ફરસા લાગે તો ફાકજો જો,
મારા ખેતરમાં પાક્યા છે ઢગ જો.
પથારી કરાવું ઝાઝા પરાલની જો,
સારી આપું ચલાખાની સોડ જો,
રામકૃષ્ણ પ્રભુ પોઢીઆ જો,
હું તો તારા ચરણની દાસ જો—છાનો."

વળી ભગવાનદાસનો ભાઇ કુબેરો કૃષ્ણને 'ભાવે તો ઢેબરું ખાવા' બોલાવે છે. તાતા તેલમાં ઢેબરાં તળીને ઉપર ખૂબ ઘી મુકીને ઉપર 'તલ પાપડ ને કાચલીમાં દહીનું દડબું મેલીને' ખાવા આપે છે. તે ઉપરાંત ખેતર બતાવીને કહે છે કેઃ—

"મારા ખેતરમા લોંબડી પાકી આવી ઝુમતડેલ
કાળંગડીનું શાક ખાઓ તો ઓ દીસે છે વેલ
—મ્હારે

ભક્ત કવિ મીરાંબાઇ કૃષ્ણને લાડ લડાવે છે. રમતમાં ને રમતમાં કૃષ્ણને માખણ અને રોટલી ખાવાનું મન થાય છે કૃષ્ણ આડઇ ઉપર ચઢી જાય છે એટલે મીરાંબાઇ કૃષ્ણને સમજાવતાં કહે છે ,

માગત માખણ રોટી ગોપાલ પ્યારે માગત
માખણ રોટી
મેરા ગોપાલજીકું રોટી બના દઉ એક છોરીને
બીજી મ્હોટી—ગોપાલ.
મેરા ગોપાલજીકું બ્યાહ કરંગી, ભખુભાનકી
બેટી—ગોપાલ.

કુદરતનો સંબંધ માનવજીવન સાથે ઘાટો છે. કુદરત એ પ્રભુની

**કુદરત અને કવિઃ** લીલા છે; પ્રભુ તે દ્વારા પ્રત્યક્ષ થાય છે. એ કુદરતનો સાક્ષાત્કાર કરનાર કવિહૃદય કુદરતની દરેકે દરેક વસ્તુમાં પ્રભુને જુવે છે અને—Looking up to Nature through Nature's God—એ અંગ્રેજ કવિનું વાક્ય આજ વિચાર જણાવે છે. વળી કવિ એટલે દ્રષ્ટા એ પ્રભુની લીલાનું દૃશ્ય અને ભેદ જગત આગળ ઉકેલે છેઃ તે જ કવિની કવિતા.

જેટલે અંશે કવિદૃષ્ટિ કુદરતની લીલાને સાંગોપાંગ નિરખી શકે અને સૂક્ષ્મ ભેદ ઉકેલી શકે તેટલે અંશે હેની વાણીમાં સાચાઇનો ગુણ આપોઆપ આવે છે. જ્યારે કવિ દીઠેલું ન હોય અથવા સાંભળેલું ન હોય એવું કુદરતનું વર્ણન કરવા બેસે ત્યારે એની સ્થિતિ બહુ દયાજનક થઇ પડે છે.

છતાં પ્રભુની લીલાને પૂરેપૂરી ઉકેલનાર તો કોઇ માનવ જન્મ્યો નથી એટલે મહાસાગરને તીરેથી ન્હાના ન્હાના શંખલા અને છિપોલીઓ ઘેર લઇ આવનાર બાળક મહાસાગરના દર્શનનું વર્ણન કરે, હેના નિઃસીમ કિનારાનો ખ્યાલ આપે અને હેના પુરાવારૂપે એ શંખલા અને છિપોલીઓ ખોળામાંથી બતાવે —તેમ કવિ પણ કુદરતના એક જ અંગનું એક Phase નું દર્શન માત્ર કરી શકે છે અને હેનું શબ્દચિત્ર આલેખે છે.

આવા પ્રભુનાં—આવી કુદરતના ભવ્ય દર્શનથી જ્યારે કવિનયન ઉઘડે છે ત્યારે દયારામભાઇની પેઠે હેને

"રસમય ગિરિ ગોવર્ધન રે, રસમય શ્રી યમુના રાણી
રસરૂપ વૃક્ષ ને વેલીરે, રસમય પૃથ્વી લો જાણી
રસરૂપ ચંદ્રમા અચલિતરે, રસમય છે દિવસરેણી
રસરૂપ સર્વ સામગ્રી રે, યુગલરૂપ સુખ દેની—"

—એમ કુદરતની સર્વ સામગ્રી રસરૂપ લાગે છે, અને કવિ એ રસમાં લીન થઇ જાય છે.

# કાળી વહુ.

લેખક: રા. ઝવેરીલાલ ઝંખકલાલ ઘોળગીઆ.

ધનકોર માસીએ ભોજન લીધા બાદ પતિને પાન આપતાં કહ્યું " હવે કરજ ક્યારે ઉતારવું છે ? "

" શાનું કરજ ? "

" વળી ભુલ્યા ? અમે તે તમને આખો દિવસ સંભળાવ્યાજ કરીએ કે અમારાં કામો કરીએ ? દેખતા નથી શું ? આ સવિતાનું મોહડું તો જુઓ. તેનાં શરીરમા લોહીનો છાંટો સરખો પણ રહ્યો છે ? મુનીમજીએ પોતાનું લાડીલું રતન સોંપતાં કેટલાં વચનો કહ્યાં હતાં તો જાણે આકાશમાંજ ઉડી ગયાં ! આ કરજ નહિ તો બીજું શું ? " ધનકોર રોષ ભરી આંખે પતિ તરફ જોઇ રહી.

" અરે હા ! હું પણ એજ વિચારમા ચિંતાતુર છું. આપણા ભાસ્કરને ઘણુંયે સમજાવ્યો તોય તે એકનો બે થતો નથી. તે કહે છે કે તે કાળી છે, કદરૂપી છે એટલે નહિ પરણું." મુનીમજીએ મારા ઉપર દૃઢ વિશ્વાસ રાખી પોતાનું પુત્રી રતન સોંપ્યુ છે તો બરાબર વિચાર કરી મારૂં ઘર જોઇનેજ પરણાવીશ. તમ બૈરાંઓની મની માની લાકડે માકડું વળગાવવા નથીજ માગતો. "

" બળ્યું તમારૂં તપાસ કરવું " ધનકોર છણકો કરતાં બોલી. " દરરોજ એવાંજ બહાનાં કાઢી અમને ઉડાવો છો. આજ કેટલા દિવસો થયા બિચારીનું હસ્તુ મોં'હું તો કદી જોયુંજ નથી. માંય ને માંય બળીને ખાખ થઇ ગઇ છે. જુઓની ચિંતામાં શરીર કેટલું ગાળી નાંખ્યુ છે ? "

" પણ તું ભાસ્કરને કેમ સમજાવતી નથી ? મારા પાસે તે શરમ કરે છે. તું કદાચ ભાર દઇને સમજાવીશ તો તારી આજ્ઞા કદાચ માની પણ જાય. હું આટલો વખત થોભી રહ્યો છું તેનું કારણ પણ એજ છે. જ્યાં સુધી એ કુમળું બાળક આપણાં ઘરમાં મારી નજર તળે જોઉં ત્યાં સુધી બીજા અજાણે ઘરે ફેંકવા નથીજ માગતો. "

" હું તમારી પુરૂષોની વાતોમાં ન સમજું. પણ આ કામ વિલંબ કરવા જેવું નથી. તે કરવું હોય તે તરતજ કરજો. હમણા તો હું જાઉં છું " કહેતી ધનકોર પાસેના ઓરડામાં ઝડપથી ચાલી ગઇ.

[ ૨ ]

જગન્નાથ મુનીમ બાલ્યકાળથીજ ગોપાળ બાબુની વખારે નોકર રહ્યા હતા. અત્યારે તે સાથી વડા મુનીમની જગાએ હતા. તેઓ સ્વભાવે શાંત અને ઠરેલ હોવાથી ગોપાળ બાબુ તેને ભાઇ કરતાં પણ અધિક પ્રેમથી ચહાતા. તેનાં પ્રમાણિકપણાથી અને નિમકહલાલી ઉપર ખુશ થઇ શેઠ ઘણી વાર તેને બક્ષિસ આપવાનું કરતા પણ મુનીમજી હંમેશાં ' જોઇશે ત્યારે હું પોતે માગી લઇશ " કહી સદા અસ્વીકારજ કરતા. આ સંસારમાં તેની એક પુત્રી સિવાય બીજું કોઇજ ન હતું. તેના ઉપર પોતાની મોટી મોટી આશાઓ બાંધી પોતાનું નાવ ધીમે ધીમે આગળ ધપાવ્યા જતા હતા. પણ કમભાગ્-

વસાત નગરમાં એકાએક મરકીનો ઉપદ્રવ થવાથી તે પણ તેના સખત પંજામાં સપડાયા. મરતી વખતે પોતાની લાડકી પુત્રી શેઠને સોંપતાં કહ્યું: "તમે હંમેશાં મને માગવાનું કહેતા તે આજ અવસર આવ્યો છે. આ મારી એકની એક વ્હાલીપુત્રી, કીંમતી ખજાનો, તમારા હાથમાં સોંપું છું એને સારે ઠેકાણે દેજો. જોજો, એ દુઃખી ન થાય. એ બાળક છે તમારે આસ...રે." બસ થઇ ચુક્યું. ગોપાળબાપુની આંખમાંથી પડતી અશ્રુધારા જાણે સમ્મતિ આપી રહી હોય તે જોઇ શાન્ત હૃદયે મુનીમજી પંચત્વમાં મળી ગયા.

"દુઃખનું ઓષધ દહાડા." દિવસો જતાં દુઃખ વિસારે પડ્યું. શેઠનો પુત્ર ભાસ્કર તથા સવિતા લગભગ સમાન વયનાં હોવાથી તેઓની મિત્રતા દિવસો દિવસ વધતીજ ચાલી. શેઠે વિચાર કર્યો કે સવિતા મારાજ ઘરમાં રહેશે તો મારી નજર તળે સુખી થશે. પરાયાં નો ભરોસો શો? ભાસ્કરને પણ ખૂબ સમજાવ્યો પણ તે અડગજ રહ્યો. તે સવિતાને બહુ ચાહતો, તેના વિના એક ઘડી પણ ન રહી શકતો. પણ સ્ત્રી તરીકે કબુલ કરી શકતો નહિ. તે છચોક કહેતો "બેશક તે સદ્દગુણી છે પણ કાળી છે એજ મોટી નાલાયકી છે." તેના મનમાં "વહુ" એટલે કોઇ સ્વર્ગની અપ્સરા કે ઇન્દ્રની પરી જેવી હશે, એવો જ ખ્યાલ હતો. પોતાની સહીઓરો પાસે પિતાના અંતકાળ વખતની વાતો તથા ગોપાળબાપુનો વિચાર જાણી તે પણ હવે ભાસ્કરને બીજી નજરે જોતાં શીખી હતી. ઘણી વાર, કલાકો સુધી તે એકીટશે તેના સામે જોઇ રહેતી. પરંતુ જ્યારે ભાસ્કરના વિચારો જણાતા ત્યારે તેનું હૃદય કંપી ઉઠતું.

[ ૩ ]

સવિતાના લગ્ન થયે આજ મહિનો થયો હતો. છેવટે જે ધારી હતી તેજ બલા વળગી! એ પશ્ચાતાપ ભાસ્કરને બહુ સાલ્યા કરતો હતો. થોડા દહાડા જેમ તેમ સંસાર ચલાવ્યો. પણ પછી સવિતાનું મોં જોવું પણ અસહ્ય લાગ્યું. હવે તેને સ્પષ્ટ જણાવા લાગ્યું કે મારો સંસાર બગડ્યો છે. બેમાંથી એકાદ જો ખપી જાય તોજ કામ બને! ઘરમાં એક બાજુથી સવિતાને આવતી જોતાં તે બીજી બાજુથી પસાર થતો. ભાસ્કરને તેનો પડછાયો સુદ્ધાં વસમો થઇ પડ્યો. ધનકોર માસી પણ મગજમાં "સાસુ" નામનું ભુત ભરાવાથી એકદમ બદલી ગયાં. ગોપાળબાપુ આ સઘળું જોતા—પશ્ચાતાપ કરતા પણ પોતાના કામને અલગ કરી ઘરના ઝગડામાં ધ્યાન આપવા અવકાશ મળતો નહિ.

જ્યારે સવિતાને ખબર પડી કે ઉપરના રંગથીજ પતિ નારાજ છે ત્યારે તેના પશ્ચાતાપનો પારજ ન રહ્યો. તે આખો દિવસ રડી રડીને વિતાડતી. તે હંમેશાં સાબુથી ખુબ ચોળીને સ્નાન કરતી. નિરંતર હાથ પગ સ્વચ્છ રાખતી. કદી કદી ફેન્સી કપડાં ઘરેણાં પહેરી પતિ પાસે જતી કે રખેને નજર કરે, પરંતુ આવી રીતે બે ત્રણ વાર થવાથી એક દિવસ પતિએ મોં ઉપરજ સંભળાવી દીધું કે "હવે ઘણા શણગાર સજવાની જરૂર નથી. તારૂં રૂપ જોઇનેજ ધરાઇ ગયો છું." સવિતાથી આ સહન ન થયું. બાળપણમાં કેટલા આશાતંતુ બાંધેલાં, પતિ તરફથી કેટલાં મહાન સુખની આશા રાખેલી, સીતા સાવિત્રીની પેઠે પતિસેવા કરવાની સર્વ ઉમેદો પલકમાં ખરી ગઇ, માટીમાં મળી ગઇ. જીવન હવે વિષમય લાગવા માંડ્યું અને હવે તો ગમે તે ઉપાયે દેહ પુરો થાય તોજ એના (પતિના) આત્માને શાંતિ થાય, એમ તેને સ્પષ્ટ ભાસ્યું. પણ તેમ કરતાં ફરી એકવાર—છેલ્લી વાર ઉપાય અજમાવવા સંકલ્પ કર્યો.

એક દિવસ ફુરસદને વખતે સુંદર સુગંધી સાબુથી શરીર ખૂબ સાફ કરી, હેર ઓઇલની અડધી શીશી માથામાં ખાલી કરી, ફેન્સી વાળ ઓળ્યા. પછી સારામાં સારી સાડી પહેરવા ટ્રંક ઉઘાડ્યા. એક પહેરી તરતજ ઉતારી નાખી-બીજી પહેરી, ત્રીજી પહેરી. આખો ટ્રંક ઉથલાવી નાંખ્યો. પણ એક પણ સાડી-દીલપસંદ કીમતી સાડીઓ પણ તેના મનને રંજન કરી શકી નહિ. અંતે બહુ મહેનતે કપડાં ખોળી કહાડી, એક પણ સળ પડે નહિ, ક્યાંય છેડો વાંકો ચુકો વળાઇ જાય નહિ, એવી સંભાળથી કપડાં પહેર્યાં. વિવાહ વાજનને માટે ખાસ સંઘરી રાખેલો ઘરેણાંનો દાબડો ઉઘાડ્યો. મનના તર્ક વિતર્કોની લાંબી લડાઇ પછી કેટલાંક સુંદર ઘરેણાં પણ ધારણ કરી તે મોટા આયના પાસે ઉભી રહી; ઓચિંતું યાદ આવ્યું કે તેની હમણાંજ મુંબઇથી આવેલી એક બેનપણી ' હિમાલય સ્નો ' લાવી છે. તરતજ એકશ્વાસે દોડી ને લાવી, તેનો ઉપયોગ કરી મુખકાંતિમાં ઓર વધારો કર્યો. ફરી તે આયના પાસે આવી ઉભી. આ વખતે તેનું સૌંદર્ય અપૂર્વ જણાયું. " આજ જરૂર પતિ મને બોલાવશે, " એ વિચારે હર્ષઘેલી થતી સ્નેહભીની આખે પોતાનું સુંદર વદન અરીસામાં નિહાળી રહી !

તેજ વખતે ભાસ્કર બહારથી આવ્યો. પગથી માથાં સુધી જોયું તો વાંસનાં માંચડા ઉપર કપડાં તથા ઘરેણાં ગોઠવ્યાં હોય એવું તેને લાગ્યું. કેટલીક વાર સુધી તો તેણે કુતુહલથી જોયાજ કર્યું. છેવટે એટલુંજ બોલ્યો કે " ઘાસનાં ઝુંપડાં ઉપર રંગ દીપે કંઇ હવેલી ગણાશે ? "

[ ૪ ]

જ્યારે ગોપાલદાસે જાણ્યું કે પોતાનો પુત્ર સ્ત્રીના અણગમાથીજ ગળતો જાય છે, ત્યારે તેણે ભાસ્કરને બીજું લગ્ન કરાવવા નિશ્ચય કર્યો. ભાસ્કરે પણ પોતાના મિત્રો દ્વારા પિતાને જણાવી દીધું કે નવિન લગ્ન સિવાય હું કદી સુખી થનાર નથી. બાપદાદાની આબરૂથી એક સુંદર કન્યા મળી ગઇ. લગ્ન પણ પતી ગયાં. સુંદર અને કુલીન કુટુંબની કન્યાના પતિ થવાથી તેને લાગ્યું કે હવે તેનો સંસાર સફળ થયો છે. હવે લોકોમાં ઉંચુ માથું રાખી ચાલવાનો વખત આવ્યો છે. આ જરૂર મારો ગૃહસ્થાશ્રમ ઝળકાવશે. દિપકોની પુર રોશનીમાં મારૂં દીવાનખાનું કેટલું દીપાવશે ! એ વિચારે તેના હૃદયમાં ઘણોજ આનંદ થઇ જતો હતો. પણ ચંપા લાડમાં ઉછરેલી તથા નોકરોના સહવાસમાં કેળવાયલી હોઇ, કેવળ સ્વચ્છંદી સ્વભાવની હતી. ધીમે ધીમે સાસુ સાથે ટંટા કરવા લાગી. બચ્ચાંઓને પણ ધમકાવવા લાગી અને કોઇ વખત ભાસ્કરને પણ દબાવવા વગર રહી નહી. કેટલાક દિવસ તે દંપતિનો સંસાર આનંદમય ચાલ્યો. હવે ધનકોર પણ ભાસ્કરને " તું નમાલો છે, વહુને પોતું કબ-જામાં રાખી શકતો નથી, " ઇત્યાદિ મેણાં મારવા લાગ્યાં. ભાસ્કરને હવે આલામાંથી ચુલામાં પડવા જેવું થયું. અંતરમાં બહુજ કચવાતો. જો કે હવે આગળના જેવો તો પ્રેમ ન હતો તોપણ તેનાં સ્વરૂપ પાસે તેનો સર્વ ગુસ્સો છેક બળીજ જતો.

હવે સવિતાના દુઃખનો અવધિજ ન રહ્યો. કંઇ પણ આરામ વગર રાત્રી દિવસ કામ કરવાથી તેનું શરીર થાક્યું. આખો દિવસ કામ કરવા ઉપરાંત નવી શોકનાં કપડાં ધોવાં પડતાં તથા તેના ઘડી ઘડીના થતા દરેક હુકમો મુંગે મુખે ઉઠાવવા પડતા. જરા કોઇ નવરી દેખે તો સાસુજી તરતજ નિરૂપયોગી પણ કામ બતાવી પોતાના જીવને સંતોષતા. ઘણા

હાથમાં બાળક વધારે ને વધારે રડવા લાગ્યો. અને પોતાના મામા સામે લાંબા ટુંકા હાથો કરી છોડવવા, કરૂણાભરી દ્રષ્ટિએ વિનવવા લાગ્યો. મણીલાલ આ દેખાવ જોઇ શક્યો નહિ, તેને બાળકની માતા યાદ આવી. કંઇપણ ન બોલતાં એક પત્થર ઉપર બેસી એક બાળકની માફક મોટે સાદે રડી પડ્યો. પાડોશીઓ પણ એ દ્રશ્ય જોઇને રડી પડ્યાં. વસંતરાયે દ્દઢ મન રાખી પરાણે રડવું રોકી ગાડાંવાળાંને ગાડું ચલાવવા કહ્યું.

દૂર સુધી મણીલાલના છાતીફાટ રૂદનનો ધાંટો સંભળાયા કર્યો.

ગામમાં પહોંચતાંજ નાની છોકરીને કાગળ દેવા ગોપાળબાબુને ઘેર મોકલી. આ વખતે ભાસ્કર જમતો હતો. મા દિકરા વચ્ચે આજ સવિતાના ગુણોજ ચર્ચાતા હતા. માતા પણ પુત્ર પાસે ક્ષમા માગી રહી હતી. આજ તેના આનંદનો પાર ન હતો. "હું ચાર કલાકે શું કરતો હોઇશ ! આ વિચારે તેને ઘેલો બનાવી મુક્યો. જમતાં જમતા એજ સુંદર મુખ, એજ સુંદર બોલવાની છટા આંખે તરવરી રહ્યાં. તેવામાં ભદ્રબાળા ( વસંતરાયની છોકરી ) કાગળ લઇને આવી. વધામણીના બદલામાં ઘરમાં આજે ચુરમાનાં લાડુ બનાવ્યા હતાં, તેમાંથી ધનકોરે પોતે પોતાના કુંદન હાથો થી બે લાડુ ભદ્રબાળાને આપ્યા; ભાસ્કરે છેલ્લે કોળીયેજ ઉઠી કાગળ હાથમાં લીધો, છાતી સરસો ચાંપ્યો. સવિતાનો કાગળ આવ્યો જાણી તેની બેનપણીઓ પણ તેના સમાચાર જાણવા આવી હતી. ગોપાળબાબુનો આનંદ અમાપ હતો. તે પણ દિવાનખાનાની જાળીનાં કાણાંમાંથી છાના છાના સવિતાના આવવાના સમાચાર સાંભળવાને એક ચિતે તત્પર થઇ જોતા હતા. તેજ વખતે પુષ્પા નાના કુમારને તેડી હાજર થઇ. સૌનું ધ્યાન કાગળમાંજ હતું. કવર ફાડી ભાસ્કર મોટે અવાજે કાગળ વાંચવા લાગ્યો:

મહાશય,

સવિતાને ગયે આજ ચાર દિવસ થયા છે. મરવાના દિવસ સુધી તમારા સર્વેનાં વખાણોજ કીધા કર્યાં છે; અંતે "એજ પતિ આપજો" એ છેવટના શબ્દો કહી પાણીગ્રહણ કર્યો છે. હું બે ચાર દિવસ પછી યાત્રાએ જવાનો છું. બાળક નટુને આ સાથે મોકલ્યો છે. આશા છે કે તે માતાનું દુઃખ જરૂર ભુલાવશે. એજ

લી: મણીલાલના રામરામ.

પત્ર વાંચતાંજ ભાસ્કર "હાય સવિતા." કરતો જમીન ઉપર પડ્યો. પાડોશણ પુષ્પાની ગોદમાં રમત કરતો નટુ "દુઃખ દેવા વખતે ક્યાં હતા?" એમ પોતાની ભાષામાં પોતાના પીતા પાસે જવાબ માગી રહ્યો હતો.

કાળી વહુ.



ચિત્રકારઃ] હર્ષઘેલી થતી સ્નેહભીની આંખે પોતાનું સુંદર વદન અરીસામાં [રા. શુકલ
નિહાળી રહી...તેજ વખતે ભાસ્કર બ્હારથી આવ્યો. —પૃષ્ઠ ૬૫૯

*The Luhana Mitra Press, Baroda.*



ચિત્રકાર: ] છોકરીએ એક ચીસ પાડી અને રસિકલાલ બે પગલાં પાછો [ર. શુક્લ.
હઠી ગયો. —પૃષ્ઠ ૬૬૮




લેખક: રા૦ રણછોડજી. હ. શાહ.

"**બા**, હું કાલે તારી સાથે જરૂર આવવાની."

"ના બ્હેન, બહુ દૂર જવાનું છે; તું થાકી જઇશ"

"ના, બા, તે નહિ ચાલે."

"જો, કમળા, આમ હઠ શું કરતી હશે ? કહે તારે માટે મેળામાંથી શું લાવું !"

"જા, કાંઇ નથી લાવવું." આમ કહી કમળા જોરથી રડવા લાગી. તેની બા ચંપાએ તેને વ્હાલથી સોડમાં ઘાલી ગાલમાં એક ચુંબન કર્યું અને કહ્યું, "જો કમળા, તું હવે કાંઇ નાની નથી. અગીઆર બાર તેર વર્ષ તને થવા આવ્યાં છતાં આમ ગાંડા કયાં સુધી કાઢીશ ? હું તો તારા સારા માટે કહું છું. તારા પગમાં જોર હોય તો ભલે, આવજે."

રાત્રે કમળાના બાપે ઘેર આવ્યા પછી વાળું કરી છોકરાંને પાસે બોલાવ્યા અને સવારે મેળામાં જવાનું હોવાથી કોઇને આઠ આના તો કોઇને રૂપીઓ એમ વાપરવા માટે પૈસા આપ્યા. કમળાને પણ આઠ આના મળ્યા. કમળાનાં મોટા ભાઇ રસીકલાલે પણ કમળાને તથા નાના રમણીકને ચાર ચાર આના આપ્યા. કમળા તો પૈસા મળવાથી ખુશ ખુશ થઇ ગઇ. તેણે મનમાં વિચારો ઘડવા માંડયા કે કાલે સવારે મેળામાંથી હું આ લઇશ અને હું તે લઇશ, મારી સખીઓને બતાવીશ અને પછી અમે ગમ્મત કરીશું. વિચારમાં ને વિચારમાં બહુ મોડી રાત સુધી કમળાને ઉંઘ પણ આવી નહી.

[ ૨ ]

શુકલ પક્ષની બારસની રાત હતી. ત્રણ વાગતામાં તો કમળાની માને એ ત્રણ પાડોસની સ્ત્રીઓએ મોટા સાદે બૂમ પાડી બોલાવી. કમળા અને તેની મા ઝટપટ તૈયાર થઇ તેમની સાથે ચાલવા લાગી. રસ્તા પર માણસોની કાંઇ ખોટ ન હતી. ટોળે ટોળાં એકઠા થઇને મેળો જોવા જતા હતાં કમળા પણ સ્ત્રીમંડળ સાથે ચાલતી હતી.

પગ રસ્તે મુસાફરી કરવાની લ્હેજત કોઇ ઓર હોય છે. કોઇ ગાતા હોય, વળી કોઇ મુંગા મુંગા પણ ચાલતા હોય. આમ અનેક માણસોના સંગાથથી અને વાતચીતથી લાંબો રસ્તો મુસાફરોને જણાતો પણ નથી.

કમળાવાળી ટોળી આ રીતે વાતોચીતો કરતી ચાલતી હતી. એટલામાં સવાર પડી. પક્ષીઓ પોતાના માળામાંથી બહાર આવી ગાયન ગાવાં લાગ્યા; ફુલો મહેકી ઉઠયા. ઠંડી હવા થાકેલા મુસાફરોના થાકને દુર કરવા લાગી. જોતજોતામાં પૂર્વદિશા સૂર્યનાં બાલકિરણોથી અંકીત થયેલી દેખાવા લાગી. રાત્રીનો ભય નષ્ટ થઇ ગયો. સર્વના પગમાં નવું જોર આવ્યું અને ઉત્સાહથી તેઓ ચાલવા લાગ્યા.

આઠ વાગી ગયા ત્યારે કમળાએ તેની માને કહ્યું, "બા, હવે તો, ભૂખ લાગી છે." થોડેક દુર ગયા પછી એક કુવા પર બેસીને તેણે નાસ્તો કરી લીધો.

દસ વાગતામાં તો તેઓ મેળાના સ્થાનમાં આવી પહોંચ્યાં. ભીડ તો એટલી હતી કે ત્યાં પગ મુકવાની પણ જગ્યા ન મળે. જો કોઇ એક બીજાથી વીખુટું પડે તો તેના બારજ વાગી ગયા સમજવા. છેવટે તેમણે તળાવમાં સ્નાન કરી મહાદેવજીનાં દર્શન કર્યાં અને સાથે સાથે પેટની પુંજા પણ કરી લીધી. પછી નીરાંતે સર્વ સ્ત્રીમંડળ મેળો જોવા નીકળ્યું.

સડકની બન્ને બાજુ પર કાપડની દુકાનો આવી રહી હતી. જાતજાતનું કાપડ ત્યાં ગોઠવવામાં આવ્યું હતું. ત્યાંથી ઉતરે જતાં એક બાજુપર રમકડાંની દુકાનો હાર બંધ ગોઠવાઇ ગઇ હતી. અહીં કમળાની આંખ ઠરી ગઇ. તેણે તથા સાથેની છોકરીઓએ સવડ પ્રમાણે રમકડાં ખરીદ કર્યાં અને પછી તેઓ આગળ ચાલ્યાં. કમળાની કામગીરી રમકડાં મળ્યાં એટલે લગભગ પુરી થઇ ગઇ હતી. આગળ ત્રાંબા પીત્તળના વાસણોની દુકાનો આવી. વાસણોનો ચળકાટ આંખોને આંજી નાખે એવો હતો. કમળાએ અહીંથી ખાસ કરીને પોપટને માટે પાંજરામાં રાખવાની બે પીત્તળની વાડકીઓ લીધી.

લગભગ સાંજના પાંચ વાગવા આવ્યા હતા. કમળાની માએ પોતાની સાથે આવેલી સ્ત્રીઓને કહ્યું, " બહુ વાર થઇ ગઇ, હજુ તો આપણે ઘણું જોવાનું છે. પણ ચુડી બજારમાં જઇ આવ્યા પછી વખત હશે તો બીજું જોઇશું, માટે હાલ તો ચાલો ચુડીઓ જોઇ આવીએ.

બધી સ્ત્રીઓ ચુડી બજારમાં પેઠી. હારબંધ ચુડીઓ વેચનારની દુકાનો આવી રહી હતી. કમળાની માએ એક દુકાને જઇને ચુડીઓના તથા બંગડીઓના ભાવ પુછવા માંડયા. કમળા તો દુકાનનો ઠાઠ અને ચુડીઓ તથા બંગડીઓનો ચળકાટ જોઇને ત્યાંજ ઠરી ગઇ. ભાવતાલમાં ઠીક નહિ પડવાથી સર્વ સ્ત્રીઓ આગળ ચાલી; પણ કમળા ત્યાંથી ખસીજ નહિ.

[ ૩ ]

એ ચાર દુકાનો મુકી આગળ ગયા પછી કમળાની માએ અચાનક પાછળ મોઢું ફેરવ્યું તો કમળા ન મળે ! તેના પેટમાં ધ્રાસકો પડયો. આટલી બધી ભીડમાં કમળા કયાં પેસી ગઇ હશે ને તેને ખોળવી પણ કયાં ? તે તો બુમો પાડીને રડવા લાગી. "અરેરે... ઓ મારી મા ...રે ! હવે હું શું કરીશ ? ઘેર શું જવાબ દઇશ ? ઓ કમળા, તું કયાં ગઇ ? " વિગેરે શબ્દોથી તેણે ત્યાં રડારોળ કરી મુકી. આટલી મેદનીમાં કોને કોની પડી હોય ? સર્વે સ્ત્રીઓ પાછળના બધી દુકાનો એ તપાસ કરી વળી છતાં કયાંયે પણ કમળાનો પત્તો ન લાગ્યો.

ચંપાના માથે દુઃખનો ડુંગર તુટી પડયો. બે દીવસ સુધી ખાધા પીધા વગર ગાંડાની માફક તે આખા મેળામાં ફરી ફરીને થાકી ગઇ. પણ કમળા આખરે નજ જડી. મેળામાં લાખો માણસો હતા પણ બીચારી ચંપાને કમળા વગર સર્વે સુનું લાગતું હતું. હવે શું કરવું ? છેવટે થાકી પાકી, રડતી કકળતી ચંપા ઘર તરફ વળી.

[ ૪ ]

દુઃખ આવે છે ત્યારે ચારે બાજુથી આવી આફતોને ઘેરી લે છે. જ્યારે સ્ત્રીઓ મેળો જોવા ગઇ હતી ત્યારે પુરુષવર્ગ એક ખેતરની તકરારમાં ગુંચવાયો હતો. આ તકરારના પરિણામે કમળાના બાપ રસીકલાલના કપાળમાં એક લાકડીનો ઘા પડેલો હતો, અને તે જાનનમાં કાંઈક ભય હતો. અહીં આ સ્થિતિ ચાલુ હતી તેવામાં કમળાના સમાચારથી તે કુટુંબમાં હાહાકાર વર્તી ગયો.

કમળાના બાપ મનમોહનદાસે ચારે તરફ તપાસને માટે માણસો દોડાવ્યાં પણ તેઓ સર્વ નિરાશ થઇ પાછા આવ્યા.

ધીમે ધીમે કમળાની વાત તો વિસારે પડવા લાગી. પણ કોર્ટમાં મુકદ્દમાનું કામ ચાલુ હતું. હજારો રૂપીઆનું પાણી થઇ ગયું પણ હજુ સુધી કાંઇ પણ ફેંસલો આવ્યો નહિ. ફક્ત ચંપા એકલી બેઠી બેઠી કમળાને સંભારી આંસુ પાડયા કરતી.

...મનમોહનદાસ આખો દિવસ ચિંતામાં રહેતા: તેણે વિચાર્યું, " ઓ પ્રભુ ! આ દુઃખ હવે સહન નથી. થતું આનો ક્યારે નીકાલ આવશે ? આ ઘડપણમાં પણ હજી કેવું કેવું જોવું પડશે ? "

. આખરે મુકદ્દમાનો ફેંસલો મનમોહનદાસના લાભમાં અપાયો. સામાવાળાઓમાંથી બે ત્રણ જણાને કેદની શિક્ષા થઇ. અત્યારે આ કુટુંબમાં આનંદ ઉજવવામાં આવ્યો. મનમોહનદાસે બ્રહ્મભોજન કરાવ્યું અને યથાશક્તિ દાનદક્ષણા આપી. રસિકલાલના પગમાં પણ હવે બમણું જોર આવ્યું.

[ ૫ ]

જેલમાં ગયેલા ત્રણ જણને જામીન પર છોડવામાં આવ્યા અને તેમણે ઉપલી કોર્ટમા અપીલ કરી. મનમોહનદાસ પાછા વિચારમા પડી ગયા. તેમના ગામથી થોડે દુર શહેરમાં આ કોર્ટ હતી. તા. ૨૩ મી ડીસેંબરની મુદત પડી હતી એટલે રસિકલાલ ત્રણ દિવસ અગાઉ તે શહેરમાં ગયો અને પોતાના વકીલ સાથે વાતચીત કરી કેટલીક બાબતનો બંદોબસ્ત કરી રાખ્યો. મનમોહનદાસ પૈસે ટકે સુખી હતા એટલે તેમણે થેલીનું મોઢું ખુલ્લું રાખ્યું હતું. બીજે દીવસે સાંજે ખબર પડી કે ૨૩ મી તારીખે કામ ચાલવાનું નથી અને તારીખ આગળ માર્ચ માસમાં નાખવામાં આવી છે. હવે રસિકલાલને અહીં રહેવાની હાલમાં જરૂર પણ ન હતી. છતાં રસિકલાલ શોખીન જીવ હતો. કોલેજનું શિક્ષણ લીધું હતું અને તેનામાં કેટલાક પાશ્ચાત્ય સંસ્કારો પડયા હતા.

સાંજના તેણે કોટ, પાટલુન, ચશ્મા, વોકીંગ સ્ટીક અને રીસ્ટ વોચ લગાવીને એક ભાડાની વિકટોરીઆમાં બેસીને શહેરની વારાંગનાઓ રહેતી હતી તે તરફ જવા માંડયું. તે લત્તાના નાકા આગળ ગાડી ઉભી રખાવી લાકડી હલાવતો હલાવતો રસિકલાલ ચારે બાજુ નજર નાખતો ચાલવા લાગ્યો. એક વિજળીના ચમકારાએ રસિકલાલનું ધ્યાન ખેંચ્યું અને તે તેના દાદરે ચઢી ગયો. આ મકાન ' હસીનાજાન ' ગણીકાનું હતું. તેણે આ છેલબટાઉ રસિકલાલનું બહુ સારી રીતે સ્વાગત કર્યું અને નૃત્ય તથા ગાયનથી તેના મનને રીઝવ્યું. સોએક રૂપીઆનું પાણી કરી બીજે દિવસે આવવાનું વચન આપી મોડી રાતે રસીકલાલ ત્યાંથી ઉઠયો.

બીજે દીવસે જ્યારે રસિકલાલ હસીનાજાનના મકાને ગયો ત્યારે તેણે જરા દીલગીરી બતાવી જણાવ્યું, " શેઠ સાહેબ આજ મારી તબીયત ઠીક નથી એટલે આપની સેવામાં હાજર થઇ શકું તેમ નથી પણ..." વચમાંજ રસિકલાલ પ્રશ્ન કર્યો, " શું ત્યારે મારે આજે નિરાશ થઇને જવું પડશે ? "

"નારે શેઠ! એ શું બોલ્યા? આપને માટે આકાશનો ચાંદ નીચે ઉતારી શકું તેમ છું. આપના જેવા કદરદાન શોખીન નવજવાન માટે નવી નવી કળીઓ ચુંટી લાવવાની મારામાં શક્તિ છે, બેસો. હું જરાવારમાં આવું છું. "

આમ બોલી તે અંદર ગઇ. એક બાર તેર વર્ષની છોકરી ત્યાં બેઠી હતી તેને કહ્યું: " નગીના, આજ એક કામ કર. જો, બહાર એક નવજવાન શેઠ બેઠા છે તેમને તું જરા પાનપટ્ટી ખવડાવી ખુશ કર " તે છોકરીનું

કાળજું ધડકવા લાગ્યું. તે બોલી, "ના, તે કામ મારાથી નહિ બને." હસીના આ શબ્દો સહન ના કરી શકી. ગુસ્સાથી લાલચોળ આંખો કરી તે બરાડી ઉઠી, "નાદાન છોકરી, જીભડી જ ખેંચી કાઢીશ. હમણાં આટલા દિવસ કોઇ પણ વખત તને આવું કામ સોંપ્યું છે ? તને ખબર નથી ગઇ કાલે રૂ. ૧૦૦) આપી ગયા હતા તેજ આજ આવ્યા છે, જા, જલ્દી થા."

આ બાજુ રસિકલાલ અવનવા તરંગોમાં મશગુલ બની ગયો. નવી નાજનીનનાં દર્શન માટે આતુર નેત્રે વારંવાર બારણા તરફ દૃષ્ટિ કરવા લાગ્યો. જરાક પણ અવાજ થતો તો તે આનંદમાં આવી જઇ શાંત થઇ બેસી જતો. તેને વધારે વાર આ સ્થિતિમા રહેવું પડયું નહિ. હસીનાએ પેલી સુંદર છોકરીને સુંદર વસ્ત્રાલંકાર પહેરાવી તે ઓરડામાં ધકેલી દીધી. રસિકલાલ એકદમ આવેશમાં આવી જઇને તે છોકરીને ભેટવા દોડયો. છોકરીએ એક ચીસ પાડી અને રસિકલાલ બે પગલાં પાછો હઠી ગયો. આ અવાજ તેને પરિચીત લાગ્યો. જરા ધ્યાનથી જોતાં તેને માલમ પડયું કે આ છોકરી બીજી કોઇ નહિ પણ તેની નાની બ્હેન કમળા હતી. તેનો પીત્તો હવે ઉછળી આવ્યો. તે જોસથી બોલ્યો, "દગો, દગો, અરે કયાં ગઇ એ બદમાશ હસીના ?" આટલું બોલી ખીસ્સામાંથી ચપ્પુ કાઢી તે હસીના ઉપર ધસી ગયો. હસીનાએ અંદરના ઓરડામાં પેસી જઇ બારણા વાસી દીધાં. આથી રસીકલાલ વધારે ચીડવાયો. તે ગાંડા જેવો બની ગયો. તેની આંખે અંધારાં આવવા લાગ્યા અને તમ્મર ખાઇને તે નીચે પડ્યો.

કમળાએ પણ હવે પોતાના મોટાભાઇ રસિકલાલને ઓળખ્યો. રસિકલાલ શુદ્ધિમાં આવ્યો પણ ક્રોધ અને પશ્ચાતાપના અગ્નિમાં તે બળી રહ્યો હતો. કમળા તેની કોટે વળગી પડી કહેવા લાગી, "ભાઇ, આ રાંડની મા ચુડી બજારમાં ચુડીઓ વેચવા બેઠી હતી. હું બધાની પાછળ પડી ગઇ એટલે ત્યાંથી એની બ્હેને મને અહીં આણી છે. સારૂં થયું તમે આવ્યા નહિ તો કોણ જાણે એ મને શું એ કરત ? ભાઇ, હવે ઘેર ચાલો, જલદી ઘેર ચાલો."

[ ૬ ]

કમળાના આગમનથી મનમોહનદાસના કુટુંબમાં જાણે સોનાનો સૂરજ ઉગ્યો. બિચારી ચંપાને તો નવો અવતાર આવ્યો હોય એવો આનંદ થયો. કમળાને કેવી રીતે છોડાવી એ વાત રસિકલાલ તો કહી શકતો ન હતો પણ કમળાજ બધાને કહેતી કે મોટા ભાઇ મને ખોળતા ખોળતા હસીનાના મકાન પર આવી પહોચ્યા અને ત્યાંથી મને છોડાવી લાવ્યા. હજુ કમળાના મોં પર તેજ સરળતા અને ભોળપણની છાયા કાયમ હતી. તે તદ્દન પવિત્ર હતી.

ગમે તેમ હતું પણ તે વેશ્યાના ઘરમાં રહી આવી એટલે ઘરમાં રાખવા યોગ્ય ન ગણાઇ. ગામના, મહોલ્લાના અને કુટુંબના લોકોએ તો આખો દિવસ એજ વિષય પર વિવેચન ચલાવ્યું. હાય ! હિંદુસંસાર ! શું આ વ્યાજબી છે ? બીચારી નિર્દોષ કળી સમાના બાલિકા તે આમ ઉગતાજ ચુંદી નાખવી યોગ્ય છે?

આ તરફ આમ વાત ચાલે છે ત્યારે રસિકલાલના વિચારો કાંઇ જુદાજ છે. તે કહેતા કે, "કમળાને લાયક કોઇ વર છેજ નાહ, કમળા ભલે કુમારી રહે."

કમળાએ ભાઇની આજ્ઞાનુસાર લગ્ન ન જ કર્યું. તેણે પોતાનો અભ્યાસ વધાર્યો. પૈસાની કાંઇ ખોટ ન હતી. એક "કુમારિકા આશ્રમ" કાઢયો અને કમળા તેની અધ્યાપિકા બની.

રસિકલાલે આ પશ્ચાતાપના અગ્નિમાં પોતાનાં કુત્સિત કર્મોની સદાને માટે આહૂતિ આપી.

# પાશ્ચાત્ય રંગભૂમિ.+

લેખિકાઃ સૌ. સરોજિની મ્હેતા, બી. એ.

રંગભૂમી એ સાહિત્યનુંજ એક અંગ છે અને બહુ અગત્યનું અંગ છે એ તો સર્વ કોઇ કબૂલ કરે છેજ. છતાં આપણા દેશમાં, ખાસ કરીને આપણા પ્રાંતમાં સાહિત્યને ઉન્નત કરવા યત્નો થાય છે છતાં રંગભુમિને ઉન્નત કરવા કોઇજ યત્ન થતો નથી એ બહુ આશ્ચર્યકારક છે. રંગભૂમી પચીસ વર્ષ ઉપર હતી તેવી ને તેવીજ અધમ દશામાં છે, એમ કહીએ તો અતિશયોક્તિ નહિ મનાય. પાશ્ચાત્ય રંગભૂમીએ હાલની ઉન્નત દશા ઘણા સમયથી પ્રાપ્ત કરી છે. એ દશા એણે ધીમા પરંતુ દૃઢ વિકાસક્રમથીજ પ્રાપ્ત કરી છે. પ્રથમથીજ સારી દશામાં ન હતી-હોઇ શકેજ નહિ. શેકસ્પીયરના વખતમાં એ છેક બાલ્યાવસ્થામા હતી. તે સમયે સીનરી ગોઠવવાની કળા જાણવામાં ન હતી. એટલે કયો દેખાવ છે તે પ્રેક્ષકોને જણાવવા માટે લખેલું પાટીયું સ્ટેજ ઉપર લટકાવવામાં આવતું ! ત્યાર પછી ધીમે ધીમે ઉન્નતિ થતી ગઇ. સમયના ફેરફારની અસર રંગભૂમિ ઉપર પણ થવા લાગી ! બીજા ચાર્લ્સ રાજાના વખતમાં આખો રાજદરબાર અધમ પાપાચારોના અખાડા જેવો બન્યો હતો. અને પરિણામે પ્રજાની નીતિ પણ બહુજ શિથિલ હતી. આની અસર રંગભૂમી ઉપર થયા વિના રહી નહી. રંગભૂમિ પણ પાપનાં દૃશ્યોનું નિર્લજ્જ દર્શન કરાવી રહી હતી. રાજતંત્રો બદલાતાં ગયાં તેમ રંગભૂમિ પણ બદલાતી ગઇ.



સૌ. સરોજિની મ્હેતા, બી. એ.

મારો હેતુ રંગભૂમિના વિકાસક્રમનો ઇતિહાસ આપવાનો નથી તેથી એ વિ[ષે] વિશેષ કાંઇ કહેતી નથ[ી] હાલની તેની ઉન્નતિ સ્થિતિ વિષે કાંઇ કહેવા[ં] અને તેની સાથે આપણી રંગભૂમિને સરખાવવાનોજ મારો હેતુ છે.

પાશ્ચાત્ય રંગભૂમિએ સંપૂર્ણતા પ્રાપ્ત છે એમ કહીએ તો ખોટું નથી. રંગ[ભૂમિ] એટલે કે નાટકો આપવાં લૌકિક છે પડદા પાછળનું નટ નટીઓનું જ્ઞાન ના

+આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ-મુંબાઇ-માં વંચાયેલો નિબંધ

વિષે વિચાર કરવાનું કામ સંસાર સુધારા પરિષદનું છે, સાહિત્ય પરિષદનું નથી. આપણી રંગભૂમિ સાથે પાશ્ચાત્ય રંગભૂમિની સરખામણી કરતાં ક્યાંથી શરૂ કરવું અને ક્યાં પૂરું કરવું તે સમજણ પડે તેવું નથી કારણ કે બન્ને રંગભૂમિ કહેવાય છે એટલું જ—બાકી એમાં સામ્ય કશુંજ નથી.

સૌથી વધારે ફેરક પાશ્ચાત્ય એક્ટરો અને આપણા એક્ટરોમાં છે. ત્યાં નાટકકાર વર્ગ બુદ્ધિમાન હોય છે. અજ્ઞાન પશુ જેવા માણસોને તો કોઇ કંપની રાખેજ નહિ. એક્ટરોને ચાબુક મારી પાઠ ગોખાવવા પડતા નથી. પોતાની મેળે પોતાનો પાઠ સમજી શકે એટલે અભિનયમાં બહુજ ફેર સ્વાભાવિક રીતે પડે. આપણાં નાટકોમાં કેવળ કૃત્રિમ અભિનય હોય છે ત્યારે ત્યાં તદ્દન નૈસર્ગિક હોય છે. અલબત્ત કુદરતી બક્ષીસ પ્રમાણે દરેક એક્ટરના અભિનયમાં ફેર તો પડેજ. પરંતુ અભિનય એટલો નૈસર્ગિક કે કૃત્રિમતા રહિત હોય છે કે આપણે ઘડી ભર ભુલી જઇએ કે આપણે નાટકશાળામાં બેઠાં છીએ. નાટકકાર વર્ગને અસ્પૃષ્ય જેવો ગણવામાં આવતો નથી. જન સમાજનું એ આવશ્યક અંગ ગણાય છે. એની કળા, બુદ્ધિ, શક્તિ, શ્રમ એ સર્વની કદર થાય છે. સિબિલ થોર્ન ડાઇક જેવી વિદ્વાન એક્ટ્રેસને તો મેંચેસ્ટર યુનિવર્સિટીએ એલએલ. ડી. ની પદવી પણ આપી છે. પોતાના અભિનયમાં એક્ટરો પોતાની બુદ્ધિ, પોતાનું હૃદય, પોતાનો આત્મા સર્વસ્વ અર્પે છે. સ્ત્રીઓજ સ્ત્રીપાત્રોનો ભાગ ભજવે તેથી કેટલો બધો ફેર પડે છે તે નજરે જોયા સિવાય સમજાય તેમ નથી. આપણા નાટકોમાં ત્રીસ પાંત્રીસ વર્ષના, શરીરે વધી ગએલા, જાડા ઘોટાવાળા એક્ટરો સોળ વર્ષની કન્યાનું પાત્ર ભજવે પછી સ્વાભાવિક અભિનય ક્યાંથી થઇ શકે? સ્ત્રીઓનું હૃદય સ્ત્રીઓજ સમજી શકે છે. તેથી સ્ત્રી-પાત્રનો અભિનય કેવો હોવો જોઇએ તે હજાર યત્ન છતાં પણ પુરૂષ સમજી શકે નહિ. આપણા નાટકોની આ મોટામાં મોટી ખામી દૂર ન થાય ત્યાં સુધી રંગભૂમિની ઉન્નતિની આશા નકામી છે.

અભિનય ઉપરાંત પાશ્ચાત્ય નાટકને ઉત્તમ કરનાર બીજું સાધન તે એક્ટરોનું વેશધારણ છે. જે પાત્ર ભજવવાનું હોય તેનો આબેહુબ વેશ લેવોજ જોઇએ. નહિતો નાટક હાસ્યાસ્પદજ બને. એ લોકોની દૃષ્ટિથી જોતાં આપણા બધાં નાટક હાસ્યાસ્પદજ છે. આપણાં નાટકનાં પાત્રો ઉંઘતી વખતે પણ કિંમતી વસ્ત્રાલંકાર પહેરી રાખે! ત્યાં એવું બની શકેજ નહિ. વળી આપણી નાટક કંપનીઓ પાસે રાજાનો વેશ એકજ હોય. પછી અકબર થનાર પણ તે પહેરે અને હરિશ્ચંદ્ર થનાર પણ તેજ પહેરે! પાશ્ચાત્ય નાટકમાં એવું ચાલી શકેજ નહિ. જે સમયનું, જે દેશનું નાટક હોય તેજ સમયનો, તેજ દેશનો પહેરવેશ જોઇએ. તે વિષે માહિતી ન હોય તો ઇતિહાસનાં પુસ્તકો, કાવ્યો, ચિત્રો આદિની મદદ વડે એ પહેરવેશ શોધી કાઢવોજ પડે. તે સિવાય નાટક થઇ શકેજ નહિ. એક્ટરોની ઉમ્મર ગમે તેટલી હોય પણ એમના વેશધારણને લીધે તેઓ જેનું પાત્ર ભજવતાં હોય તેજ ઉમ્મરનાં દેખાય છે. સિબિલ થોર્ન ડાઇકની ઉમ્મર પાંત્રીસેક વર્ષની હશે છતાં બર્નાર્ડ શૉના નાટક 'સેંટ જોન'માં જ્યારે જોન ઑફ આર્કનો ભાગ ભજવે છે ત્યારે બરાબર સત્તર વર્ષની કન્યા જેવી દેખાય છે! તાદૃશતા ઉપરાંત પોશાકોમાં—ખાસ કરીને સ્ત્રી એક્ટરોના પોશાકમાં—કળાની ઉચ્ચ ભાવના નજરે પડે છે. પાશ્ચાત્ય સ્ત્રીઓના પોશાકને મર્યાદા રહિત કહી આપણે આપણી શ્રેષ્ઠતા સિદ્ધ કરવા ભલે યત્ન કરીએ. પરંતુ એ સ્ત્રીઓ



નાઇરોબી ( પૂર્વ આફ્રિકા ) ની આર્ય કન્યા પાઠશાળાની ઇમારત.



નાઇરોબી ( પૂર્વ આફ્રિકા ) ની કન્યા પાઠશાળાની કાર્યવાહક સમિતિ અને પાઠશાળાની વિદ્યાર્થિનીઓ.

The Lohana Mitra Press, Baroda.

પોશાકમાં જેટલી કલાદષ્ટિ વાપરે છે તેની સોમાં ભાગની પણ આપણો સ્ત્રીવર્ગ વાપરતો નથી એમતો કહેવું જ પડે. આપણે ત્યાં તો ફેરીયાઓ લાંબીલાંબી સીફતો કરી આપી જાય અને અણઘડ દરજીઓ સીવી લાવે તેવાં વસ્ત્રો સ્ત્રીઓ અને બાળકો પહેરે છે. પરિણામે કેટલાએ હાસ્યપાત્ર બેડોળ પોશાકો જોવામાં આવે છે. અમુક રંગ સાથે અમુક શોભે, અમુક પ્રસંગે અમુક વસ્ત્ર પહેરાય એનું જ્ઞાન સ્ત્રીઓનેજ નથી હોતું તો સ્ત્રીનો વેશ ભજવતા પુરૂષ એક્ટરોને કે તેમના પુરૂષ માલિકોને કયાંથીજ હોય ? આપણાં નાટકો જેવાં ઝાંખાં, ચુંથાયલાં, માથાનાં તેલથી ચીકણાં થએલાં વસ્ત્રો પહેરી જો કોઇ પાશ્ચાત્ય કંપની નાટક ભજવે તો જરૂર સ્ટેજ ઉપર પથરા પડે. આપણી નાટક કંપનીઓ પોતાના દરજી રાખે છે. પરંતુ એ પણ આપણી સામાન્ય અણઘડ કારીગરોની કોટિનાજ હોય છે. કયા વેશને શું અનુકળ પડશે તેનું એમને કયાંથી જ્ઞાન હોય? મને યાદ છે કે થોડા વર્ષ ઉપર એક નાટકમાં નારદનો વેશ ભજવનારને ભગવા રંગનો રેશમી " ફ્રોક "–નાની બાલિકાઓ પહેરે છે તેવાજ ઘાટનો પણ મોટા કદનો–પહેરાવવામાં આવ્યો હતો ! શોભા વધારવા માટે ઉપર લાલ રંગની રેશમી રીબનથી આડા ઉભા પટા કરવામાં આવ્યા હતા ! પાશ્ચાત્ય એક્ટરો અને એક્ટ્રેસો ગામના નહિ પણ દેશના કુશળમાં કુશળ દરજીને ત્યાં પોતાનાં વસ્ત્રો સીવડાવે છે. વેશને અનુકૂળ વસ્ત્ર ગમે તેવું મોઘું હોય તો પણ ખરીદ કરે છે અને ઇંગ્લંડમાં ન મળે તો પેરિસથી પણ મંગાવે છે. સ્ત્રીઓનાં વસ્ત્ર સ્ત્રી દરજીઓજ સીવે છે, એટલે ગમે તેવા બેડોળ ઘાટ થતા નથી. વસ્ત્ર સીવવાં એ પણ એક કળાજ છે. પાશ્ચાત્ય દેશોમાં એ કળાને દરજીની અમુકજ જાતિમાં બાંધી રાખી અપંગ, ચેતન રહિત કરી દેવામાં આવી નથી. જેને એ માટે ખાસ શોખ અને આવડત હોય તેજ એ કામ કરે છે. એટલે દિન પરદિન એ કળા વૃદ્ધિ પામતી જાય છે. પરિણામે સ્ત્રીઓના પોશાકમાં અદ્દભુત કલા રચના નજરે પડે છે. સ્ત્રી એક્ટરો તો વળી બીજી સામાન્ય સ્ત્રીઓ કરતાં પણ વધારે શોખીન અને કલારસિક હોય છે એટલે એમનાં વસ્ત્ર વિશેષ કલામય હોય છે. એમનાં વસ્ત્ર કયા દરજીનાં સીવેલાં છે તે નાટકની ચોપડીમાં છાપવામાં આવે છે. વસ્ત્રોના ઘાટને એટલું બધું મહત્વ અપાય છે. દરેક પ્રસંગે શોભીતાં કીમતી વસ્ત્રોજ પહેરે છે એમ મારો કહેવાનો આશય નથી. નાટકના પ્રસંગને અનુકૂળજ પહેરે છે. આપણે ત્યાં નાયક નાયિકાના કે નાની બાલિકાઓનાં પાત્ર ભજવનારનો વેશ તો હજી ક્ષમ્ય હોય છે. પરંતુ નાયક કે નાયિકાનાં માતપિતાનો વેશ ઘણીવાર બહુજ અયોગ્ય હોય છે. એમને જોઇએ તેટલાં મોટી ઉમ્મરનાં દેખાડવામાં આવતાં નથી. પિતાને તો કદાચ ધોળી દાઢી મૂછ પણ પહેરાવવામાં આવે. પરંતુ માતા તો જાણે થોડાં વર્ષે મોટી બહેન હોય તેની જ હોય છે. વળી આપણા નાટકોમાં રાજાના દરબારમાં કંચનીઓ બનનારને જે તદ્દન બેડોળ જીકના ભરેલા પહેરવેશ પહેરાવવામાં આવે છે, અને પગે ગુલાબી મોજાં પહેરાવી ઉપર પિત્તળના ઘુઘરા બાંધવામાં આવે છે તેવું મૂર્ખતા ભર્યું દ્રશ્ય પાશ્ચાત્ય રંગભૂમિમાં કદિ જોવામાં આવતું નથી.

એક્ટરો ગમે તેટલા કુશળ હોય, વેશધારણ ગમે તેવું ઉત્તમ હોય, પણ જો નાટકના વસ્તુમાં જ કાંઇ માલ ન હોય તો નાટક સારૂં બની શકે જ નહિ. પાશ્ચાત્ય રંગભૂમિમાં એવી પણ ખામી નથી. એકેક કરતાં ચઢીયાતા નાટકના લેખકો પડયા છે. માત્ર લંડનની જ

અસંખ્ય નાટકશાળાઓને પૂરું પાડવા માટે કેટલી સંખ્યામાં અને કેટલા સમર્થ લેખકો જોઇએ તેનો વિચાર કરવાનો છે. આપણી માફક ત્યાં અઠવાડીયાના ત્રણ જુદા ખેલ કરવાનો રીવાજ નથી. અઠવાડીયાના સાતે દિવસ દરરોજ એકજ નાટક થાય છે. એનું એ નાટક આ પ્રમાણે છ મહિના, એક વર્ષ કે તેથી પણ વધારે મુદત સુધી ભજવાય છે. કેટલાંક અત્યંત લોકપ્રિય નાટકો લાગટ ત્રણ વર્ષ સુધી પણ ભજવાયાં છે. તો પણ દરેક નાટકશાળાને થોડી થોડી મુદતે તો નવું નાટક જોઇએ જ. અને તેની ખોટ કદિ પણ પડતી નથી. આપણી નાટક કંપનીઓ જે નાટકો ભજવે છે તે કોનાં લખેલા છે તે બહુ મહત્વનું નથી ગણાતું. કારણ કે નાટકો જોનાર વર્ગ સાહિત્યપ્રિય હોતો નથી. અને લખનાર વર્ગ તો માત્ર પિટકલાસને રીઝવી જાણે છે. આપણા સાક્ષરો, બુદ્ધિમાન્ લેખકો કંપનીઓ માટે નાટકો લખતા જ નથી. અને લખે તો તે નાટક કંપનીના માલિકોને રૂચતાં ન જ લખી શકે. એવાં ઉંચા પ્રકારનાં નાટકો ભજવાય તો કંપનીને કમાણી ન થાય. પાશ્ચાત્ય વસ્તુસ્થિતિ એથી તદ્દન ઉલટી છે. નાટક કયા લેખકનું લખેલું છે તે બહુ જ મહત્વનું ગણાય છે. અને જેમ લેખક વધારે પ્રખ્યાત હોય તેમ નાટકશાળામા ભીડ વધારે. બર્નાર્ડ શો જેવા વિચારક અને તત્વવેત્તાનાં નાટક જોનાર અને સમજનાર પણ અસંખ્ય લોકો હોય છે. એકંદરે સમાજની બુદ્ધિની ભૂમિકા ઉંચી હોવાને લીધેજ ત્યાંનો પ્રેક્ષકવર્ગ ઉચ્ચ પ્રકારનાં નાટકોની કદર કરી શકે છે. સાક્ષરો કે ગ્રેજ્યુએટો જ ત્યાં નાટકો જુએ છે એવું નથી. સામાન્ય વર્ગો પણ નિરક્ષર હોતા નથી. નાટકનું વસ્તુ વિવિધ પ્રકારનું હોય છતાં વસ્તુ સંકલનામાં કાંઇ અજબ બુદ્ધિશક્તિનું દર્શન થાય છે. સામાજિક ઐતિહાસિક, ગમે તે પ્રકારનું વસ્તુ હોય પણ પાશ્ચાત્ય લેખકો તેને બહુજ આકર્ષક રીતે ગૂંથી શકે છે. આપણે ત્યાં તો ઐતિહાસિક નાટક હોય તો વીરત્વના અને પતિવ્રતના આડંબરી શબ્દોથી ભરેલું હોય, અને સામાજિક નાટક હોય તો સમાજ સેવા કે દેશભક્તિ વિષેનાં લાંબા ભાષણોથી ભરેલું હોય. પાશ્ચાત્ય નાટકોની ભાષા સુંદર છતાં સાદી, સર્વ કોઇ સમજી શકે તેવી હોય છે. આપણાં ઐતિહાસિક નાટકોમાં યુદ્ધ તો આવેજ અને તેમાં સીપાઇનો વેશ લીધેલા થોડા માણસો એક વીંગમાંથી નીકળી બીજીમાં પેસે એ પ્રમાણે કવાયત કરે. પાશ્ચાત્ય નાટકોમાં આવી મૂર્ખતાનું દર્શન થતું નથી. ઐતિહાસિક નાટકોમાં અમુક બનાવ કરતાં અમુક વ્યક્તિને વધારે મહત્વ આપવામાં આવે છે. અને તેનું ચારિત્ર્ય નિરૂપણ કરવામાં જ પોતાના શ્રમનો વ્યય કરે છે. વળી આપણાં નવાં સામાજીક નાટકોમાં કોઇ પાત્ર ( જેને " સુધરેલું " કહી લેખકો લોકપ્રિયતા મેળવે છે તે ) ની નિશાળાજીના દેખાવ તો આવવા જ જોઇએ. ધાર્મિક કહેવાતાં નાટકોમાં થોડી થોડી વારે મોટા ધડાકા સાથે ચમતકારો થાય ! આવી વસ્તુસ્થિતિ જોયા છતાં આપણો બુદ્ધિશાળી વર્ગ નિશ્ચિંત કેમ બેસી શકે છે તે નવાઇ જેવું છે.

પાશ્ચાત્ય નાટકોમાં કલાવિધાન સંપૂર્ણ હોય છે, એમાં કોઇ પ્રકારની ખામી નથી હોતી. એમનું કલાવિધાન જોઇ આપણાથી પ્રશંસાના શબ્દો ઉચ્ચાર્યા સિવાય રહેવાતું નથી. દરેક નાટકોમાં એક અંકમાં પણ ખરું એકજ પ્રવેશ હોય એવી રીત હોવાથી નાટક ટુંકા અને સરસ બને છે. નાટકની મુખ્ય વસ્તુ સાથે કાંઇજ સંબંધ ન ધરાવતું માત્ર હલકા વર્ગના લોકોને રીઝવવા મૂકેલું અર્થહીન 'ફારસ' કોઇજ નાટકમાં હોતું નથી. ઓસ્કર વાઇલ્ડના Importance of Bei-

ng Earnest અથવા It Pays to Advertise જેવાં હાસ્ય પ્રધાન નાટકો પ્રેક્ષકવર્ગને ક્ષણે ક્ષણે અટ્ટહાસ્ય કરાવે છે. પરંતુ તેમાં પણ અશ્લીલ શબ્દો, અર્થ વગરની મશ્કરીઓ, મૂર્ખાઇ ભરેલાં વેશધારણ કે ધીંગામસ્તી કદિ પણ આવતાં નથી. ગંભીર નાટકોમાં પણ નાયક નાયિકાએ ગાયન ગાતાં ગાતાં એકબીજાના હાથની ખેંચતાણ કરતાં કરતાં વિંગમાં પેસી જવું જોઇએ અને તેને પ્રેક્ષકોએ "વન્સમોર" કરવુંજ જોઇએ એવો ત્યાં નિયમ નથી —અરે એવું કદી પણ બનતું નથી. મતલબ કે નાટકોમાં અસ્વાભાવિક કશુંજ હોતું નથી. દરેક નાટકમાં છેવટે 'ખાધું પીધું ને મોજ કરી' એવો અંત આવતો નથી. જીવનમાં પ્રત્યક્ષ આપણે જોઇએ છીએ તેમ એ નાટકો પણ ઘણી વાર દુઃખાંત હોય છે.

બીજી પણ એક વસ્તુ યાદ આવે છે. પાશ્ચાત્ય નાટકો "વન્સમોર"ના તોફાનથી તદ્દન મુક્ત છે. કોઇ ઍકટર કે ઍકટ્રેસ બહુ સારો અભિનય કરે તો એને માન આપવા ખાતર પ્રેક્ષક વર્ગ પડદો પડતી વખતે 'આંકોર' કરે છે (વન્સમોર શબ્દ ત્યાં વપરાતોજ નથી) પરંતુ ઍકટરો ફરી એનો એ ભાગ કદિ ભજવતાં નથી. માત્ર પડદા બ્હાર આવી આ માન આપવા માટે માથું નમાવી આભાર માને છે. ફરી ફરી બે ત્રણ વાર 'આંકોર' કરે તો પણ એટલોજ શિષ્ટાચાર બતાવે છે. ઍકટરોને એટલો સંતોષ થાય છે કે એમના કામની કદર થઇ છે, અને તે છતાં નિરર્થક કાલવ્યય થતો નથી. એકનું એક ગીત આઠ આઠ વખત 'વન્સમોર' કરાવનાર આપણા પ્રેક્ષકોને તો આવું જોઇ નિરાશાજ ઉપજે. પણ આપણી એ કઢંગી રીતથી સર્વ સમજુ માણસોને કંટાળોજ ઉપજે છે. એક ધાર્મિક નાટકમાં તો એક ચમત્કારને પણ પ્રેક્ષક વર્ગ ત્રણ વખત 'વન્સમોર' કરાવતો હતો એવું મેં જોયું છે.

પાશ્ચાત્ય નાટકોના લેખકોનું પાત્રાલેખન પણ બહુજ સમર્થ હોય છે. આપણાં નાટકો પેઠે એક તરફ કેવળ સદ્‌ગુણી પાત્રગણ અને બીજી તરફ કેવળ દુષ્ટ સમુદાય એવું હોતું નથી. જગતમાં આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ તેમ એકજ પાત્રમાં સદ્‌ગુણો અને દુર્ગુણોનું મિશ્રણ તેઓ ઘણી વાર કરે છે. સર્વગુણસંપન્ન, સચ્ચારિત્ર્યવાન્ સ્ત્રી પુરૂષોજ સર્વદા નાટકનાં નાયક નાયિકા હોય એમ તેઓની માન્યતા નથી. એથી તદ્દન ઉલટી પરિસ્થિતિ પણ તેઓ કોઇ વાર આલેખે છે. વળી નાયક નાયિકા પતિપત્નીજ હોય અથવા પ્રેમીઓ હોઇ નાટકને અંતે અનેક વિઘ્નો વટાવી લગ્ન કરેજ એવું પણે હમેશાં હોતું નથી. નાયક નાયિકાને ડાહ્યા ડાહ્યાંજ પાંડિત્યભર્યાંજ વચનો બોલવા પડતાં નથી. ઉંચી ભાવનાઓનાં આડંબરી આદર્શો રજુ કરવાજ પડે કે વિરત્વ અથવા સતિત્વ વિષે ભાષણો આપવાંજ પડે એવો પણ કાયદો નથી. ત્યાંના નાટકના નાયક નાયિકા એટલે જે પાત્રોની આસપાસ નાટકનું વસ્તુ ગુંથાયલું હોય તેજ. તેને સદ્‌ગુણશાલી કે શૌર્યવાન થવાની હમેશાં જરૂર પડતી નથી. કદાચ એવો પ્રશ્ન ઉઠશે કે જો ઉચ્ચ ચારિત્ર્યવાળાં પાત્રો ન હોય તો તેને આલેખવામાં કળા કે બુદ્ધિની જરૂર કેવી રીતે પડે? પણ મારી નમ્ર માન્યતા પ્રમાણે સામાન્ય કોટિના માણસોથી નાટકનું કે નવલકથાનું વસ્તુ ગુંથવું એજ વિશેષ મુશ્કેલ છે. રવીંદ્રનાથ ટાગોરની ટુંકી વાર્તાઓ તથા નવલકથાઓ જેમણે વાંચી હશે તેમને ખબર હશે કે માત્ર સાદા ગૃહજીવનના બનાવો ઉપરથી તેઓ કેટલી સુંદર, કેવી મનોહર વાર્તાઓ લખી શકે છે. સામાન્ય પ્રકારના લેખકો ઘણીવાર એવી જાતની વાર્તા લખવા જતાં તદ્દન નિરસ દમ વગરની

વાર્તા લખે છે. અત્યંત સદ્ગુણી કે અદ્ભુત શૌર્યવાન મનુષ્યમાં પ્રેક્ષકો કે વાચકોને રસ ઉત્પન્ન કરાવવો તે બહુ અઘરું નથી પરંતુ સામાન્ય પ્રકારના મનુષ્યમાં કરાવવો તે બહુ કઠિન છે. પાશ્ચાત્ય લેખકો નાટકના બનાવો કરતાં પાત્રોના શબ્દોને બહુ વધારે અગત્યના ગણે છે અને તેથી સાદા છતાં સુંદર ભાવપૂર્ણ શબ્દોજ તેમના મુખમાં મૂકે છે. લાંબા, કંટાળો આવે એવા સંવાદો એમનાં નાટકોમાં કદિ જોવામાં આવતા નથી.

આપણી નાટક કંપનીઓ સીનસીનરી પાછળ અઢળક દ્રવ્ય ખરચવા છતાં બહુજ નિરાશાજનક પરિણામ નીપજાવે છે. દ્રૌપદી પોતાની સાહેલીઓ સાથે ગરબો ગાતી હોય તે દેખાવમાં પણ અનેક વીજળીના દીવાથી સ્ટેજને શણગાર્યું હોય ! આવી ઇતિહાસ ભ્રાંતિ ( anachronism ) પાશ્ચાત્ય નાટકોમાં આવી શકેજ નહિ. નહિ તો નાટક ઉપહાસ પાત્રજ બને. જુના જમાનાનાં નાટક ભજવતી વખતે તેમાં તેને લાયક મસાલ, મીણબત્તી વિગેરેજ સ્ટેજ ઉપર તો રાખવા પડે. જો પ્રકાશ પુરતો ન હોય તો અંદરની બાજુએ વીજળીના દીવા રાખી પ્રકાશ પાડવામાં આવે પણ પ્રેક્ષક ગણ તે દીવા જોઇ શકે નહિ. વળી દરેક પ્રવેશમાં પાછળની બાજુએ ચિત્રવાળો પડદો રાખવો જ જોઇએ એવો નિયમ નથી. પ્રથમ કહ્યું તેમ નવાં નાટકોમાં એક અંકમાં એકજ પ્રવેશ હોય છે એટલે અંકની વચ્ચે પડદો પાડવાની જરૂર પડતી નથી. આપણા પડદા ચિતરનારામાં નથી હોતી કલાદૃષ્ટિ કે નથી હોતી વિવેકબુદ્ધિ. પાશ્ચાત્ય નાટકમાં રાજાના મ્હેલનો કે કોઇ ગૃહસ્થના દીવાનખાનાનો દેખાવ આવે તો સ્ટેજનેજ તે પ્રકારના સામાનથી શણગારવામાં આવે છે. પડદા ઉપર કશું ચિતરવામાં આવતું નથી. જે જમાનાનું નાટક હોય તેજ જમાનાનો સરસામાન હોવો જોઇએ. આપણાં નાટકોમાં રામ સીતા પણ ખુરસી ટેબલે બેઠાં હોય એવું ત્યાં ચાલી શકે નહિ. ' માદામ પોમ્પાદુર ' નામના નાટકમાં બનાવો વર્સાઇલ ના મ્હેલમાં બનતા હોવાથી ત્યાંના જેવો જ સરસામાન નાટકમાં વાપરે છે. એ સામાનની કિંમત ગમે તેટલી થતી હોય પણ કંપનીને તે વસાવ્યા સિવાય ચાલેજ નહિ.

પાશ્ચાત્ય નાટકો દરેક બાબતમાં તાદૃશતા લાવવા યત્ન કરે છે છતાં કલાહીન' નથીજ. પોશાક જુના જમાનાનો હોય કે છેલ્લામાં છેલ્લી ફેશનનો, સામાન ઇલિઝાબેથના વખતનો હોય કે તદ્દન નવા જમાનાનો પણ તેને સંપૂર્ણ કલામય બનાવી શકાય એ પાશ્ચાત્ય રંગભુમિએ સિદ્ધ કરી બતાવ્યું છે. પ્રાચીન સમયમાં આપણી કલા ઘણી ઉન્નત દશામાં હશે પરંતુ આપણી આધુનિક રંગભુમિમાં તો તેનું ચિન્હ માત્ર પણ નજરે પડતું નથી.

પાશ્ચાત્ય નાટકો મુખ્યત્વે ચાર પ્રકારનાં હોય છે—ગદ્ય, સંગીત (ઓપેરા), સંગીતમય ગદ્ય, અને " રેવુ ". પાશ્ચાત્ય નાટકોમાં આપણા નાટકો પેઠે એવો નિયમ નથી કે દરેકે દરેક નાટકમાં ગાયન હોવાંજ જોઇએ. ઘણાં નાટક એવા હોય છે કે જેમાં એક પણ ગાયન ન હોય. નાટકની ઉત્તમતાને લીધે સંગીતની ખોટ જરા પણ લાગતી નથી. આપણાં નાટકોમાં સ્ત્રી બનેલા પુરૂષો કર્કશ સ્વરથી કૃત્રિમ હાવભાવ સાથે ગાયનો ગાય તેમાં કોઇને પણ આનંદ કેવી રીતે આવતો હશે તે મને કદિપણ સમજાતું નથી. દરેક એક્ટર ગાઇજ શકે એવી અસંબધિત માન્યતા પાશ્ચાત્ય રંગભુમિમાં નથી. સંગીત તો ઇશ્વરી બક્ષીસ છે. સર્વ કોઇને એ મળતી નથી. પાશ્ચાત્ય સંગીતમય નાટકોમાં જે પ્રખ્યાત ગાનાર એક્ટરો હોય તેમનેજ રોકવામાં આવે છે. જેમકે કેલીન્સ નામની

એક એકટ્રેસ છે તેનો અભિનય બીલકુલ વખણાતો નથી પરંતુ તેનો કંઠ એટલો બધો મધુર છે કે જે કંપની એને રાખે તેને દરેક ગાયન દીઠ એક મિનિટના અમુક પાઉંડની શરને પૈસા આપવા પડે! માત્ર સંગીતમય, ગદ્ય રહિત નાટકો (ઓપેરા) તો જેને પાશ્ચાત્ય સંગીતનું બહુ ઉંચુ જ્ઞાન હોય તેજ સમજી શકે છે. સંગીતમય ગદ્ય નાટકો સાધારણ વર્ગોમાં બહુ લોકપ્રિય હોય છે અને તેમાં પણ હાસ્યરસિક હોય–જે Musical comedy કહેવાય છે–તે બહુ વધારે માનીતાં છે. જેવું'માં ઘણું ખરૂં એક સળંગ વસ્તુ હોતું નથી. સંગીત, હાસ્ય રસિક દેખાવો, નૃત્ય, મૂક દશ્યો એ સર્વનું મિશ્રણ હોય છે. આમાં જરી ઉતરતા પ્રકારનાં દશ્યો કોઇ વાર નજરે પડે છે. જો કે એમાંનાં મૂક દશ્યો ઉત્તમ કળાથી ગોઠવેલાં હોય છે.

પાશ્ચાત્ય રંગભૂમિનું આ ટુંકું અવલોકન અને તે સાથે આપણી રંગભૂમિની સરખામણી મેં યથામતિ કરી છે. મારી ખાત્રી છે કે મારા ઉપર એવું દોષારોપણ કરવામાં આવશે કે મેં પાશ્ચાત્ય એટલું બધું સારૂં અને આપણું એટલું બધું ખરાબ એમ દર્શાવ્યું છે. રંગભૂમિના વિષયમાં એ દોષારોપણ માથે લેવા હું તત્પર છું. આપણે પ્રાચીન સમયમાં ઘણાં ઉન્નત હોઇશું, આપણા વેદો ઇશ્વર પ્રણીત હશે, આપણા ઋષિમુનિઓ ત્રિકાળજ્ઞાની હશે, આપણી સતીઓ આદર્શરૂપ હશે પરંતુ આપણી આધુનિક રંગભૂમિ તો કેવળ અધમ દશામાં છે. એને ઉન્નત કરવા માટે સાહિત્ય પરિષદ્ જેવી સંસ્થા નહિ યત્ન કરે તો કોણ કરશે ? સૌથી પ્રથમ તો સારા દશ્ય નાટકો લખાવાં જોઇએ. હાલ કેટલાંક કહેવાતાં દશ્ય નાટકો લખાયાં છે. પરંતુ તે બધાં બહુજ અસંતોષકારક છે. કેટલાંકમાં વસ્તુ સંકલના માલ વગરની છે; કેટલાંકમાં પાત્રાલેખનની ખૂબી નથી; કેટલાંકમાં બાપા આડંબરી છે; કલાવિધાન તો કોઇમાંજ સુંદર નથી. ઉચ્ચ પ્રકારનાં દશ્ય નાટકો લખાય તો એમને પ્રથમ એમેચ્યોર કંપનીઓ પાસે ભજવાવવાં જોઇએ, કેમકે ધંધાદારી કંપનીઓ તો એ ભજવવાનું સાહસ માથે લેજ નહિ. હાલ કેટલીક એમેચ્યોર કંપનીઓ કરે છે તેમ નાટકીયા હાવભાવ અને કૃત્રિમ અભિનયનું અનુકરણ નજ કરવું જોઇએ કલાપૂર્ણ છતાં કેવળ સ્વાભાવિક અભિનય હોય ત્યારેજ એમેચ્યોર કંપનીની સાર્થકતા કહેવાય. સાહિત્ય પરિષદના આ અધિવેશનમાં જ એ દિશામાં કાંઇક કાર્યારંભ થશે અને હવે પછીનાં સંમેલન વખતે કાંઇક શુભ પરિણામ બતાવાશે એમ આશા રાખી મારો લેખ સમાપ્ત કરૂં છું.






લેખકઃ શ્રીયુત ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા.

## પ્રકરણ છપ્પનમું ( ચાલુ )



આ વાતચીતથી નંદલાલને સુશીલા માટે માન ઉત્પન્ન થયું. આવા શ્રીમંત કુટુંબની સ્ત્રીઓ આમ સાદું અને સરળ જીવન ગાળતી થઇ જાય એ કંઇ ઓછો પ્રભાવ નથી એમ ત્હેને લાગ્યું.

આ વાતચીત જેમ વધારે પ્રમાણમા થતી ગઇ તેમ નંદલાલ સુશિલાના જીવનનો વખાણનાર બનતો ગયો. થોડીવારમાં તો બીજી બે સ્ત્રીઓ એ ઓરડામા દાખલ થઇ શ્વેત સ્વદેશી સાડી, શ્વેત ચોળી અને સૌભાગ્ય ચિન્હો જેટલાજ દાગીના આ આવનાર સ્ત્રીઓએ પહેરેલ હતા. આવીને બન્ને સ્ત્રીઓએ સુશિલાને નમસ્કાર કર્યા.

" આવો, બેન આવ્યા. બહુ વખતસર આવ્યાં છો. " સુશિલાએ આવનાર સ્ત્રીઓને ઉમળકાભેર આવકાર આપ્યો. નંદલાલ આ શ્રીમંતોમાં એક રીતે મુંઝાયો. અત્યારસુધી એ વર્ષો પોતે લગભગ બ્રહ્મચારી રહ્યો હતો. ત્હેને સ્ત્રીવર્ગની જરા બીક લાગતી. કુંવારા રહેવું કે પરણવું એ વિચારની વચ્ચે તે દરરોજ ડોલતો અને પરણવું નહિં એ વિચાર સ્હેજ વધારે પ્રમાણમાં મજબુત હોવાથી બની શકે તેટલે દૂરથી તે સ્ત્રી જાતિને નમસ્કાર કરતો. ત્હેણે હિંદુ સંસારને છીછરી સ્થિતિમાં અત્યાર સુધી જોયો હતો. હિંદુ સંસારનાં ઉંડા પાણી માપવાનો ત્હેને પ્રસંગ ન્હોતો આવ્યો અને ત્હેણે એ પ્રસંગ પ્રાપ્ત કરવા પ્રયત્ન પણ ન્હોતો કર્યો. પોતાના ગામમાં કોઇ કોઇ અજ્ઞાન અને અજડ કુટુંબમાં " રાંડ ! ત્હારાં નાક ને ચોટલો કાપી નાંખુ ત્યારે મ્હારા બાપના પેટનો સ્હમજજે " એવાં હલકાં વાક્યો કોઇ કોઇ વખત ત્હેને સંભળાયાં હતાં, તથા મુંબઇમાં આવીને વરને માટે હરીફાઇ કરતી ભણેલી છોકરીઓનાં નખરાં ને ટાપટીપ માત્ર તે જોઇ શક્યો હતો. આ બન્ને સ્થિતિમાં ત્હેણે હિંદુ સંસારનું અત્યારસુધીનું માપ કર્યું હતું. ત્હેને મન તો એ સંસાર એકદમ નિન્દતો લાગતો હતો. ત્હેની દ્રષ્ટિમાં હિંદુ સંસાર તરફ કમળો થયો હોય તેવી ત્હેની સ્થિતિ હતી. આવી સ્થિતિ હોવા છતાં શ્રીમંતનાં સંસારી જીવન માટે તે હમેશાં ઉંચા [illegible]. ત્હેને ખાત્રી હતી કે

વસંત અમે તેવી ઉતરતી સ્થિતિની કન્યકાને પણ પોતાની સાથે ઉંચે લઇ આવશે. ત્હેને પોતાના માટે એ રીતનો ભરોસો ન્હોતો. શા માટે એ ઉપાધિ ઓરી લેવી ? શા માટે જીવનનો એ બોજો વધારવો ? શા માટે એ ગડમથલમાં જીવનને સંડોવવું ? શું અમેજ કુંવારા નથી રહી શકતા ? શું કુંવારા રહેવું એમાં પાપ છે ? આવા આવા પ્રશ્નોએ ત્હેને પરણવાના વિચારથી દૂર રાખ્યો હતો. વસંતની સાથે ગાઢ મૈત્રી હોવા છતાં વસંતને પોતાના આ દિલના વિચારો ત્હેણે કોઇ દિવસ કહ્યા ન્હાતા. ત્હેની પેલી ગામડીયણનો ચોટલો ને નાક કાપવાનું જીવન ગમતું ન્હોતું, તેમજ શહેરની છકેલ ટાપટીપ કરનારી, જેને લાજનું નામ નિશાન ન મળે, જેને શરમનો છાંટો પણ ન હોય, જે માત્ર વિવિધ તરેહનાં કપડાં પહેરી આકર્ષક દેખાવામા જીવનનુ સાર્થક માનતી હોય, જ્હેનામાં સ્ત્રીની મધુરતા, મૃદુતા ને લાવણ્યતાને બદલે સઘળાં લક્ષણ પુરૂષનાં દેખાતાં હોય, જે મંજુભાષિણીને બદલે કર્કશતાની ખાણ હોય તેવી ત્હેણે જોયેલી કન્યકાઓ ત્હેને ગમતી ન્હોતી. ત્હેણે માત્ર આ બે દ્રષ્ટયોથીજ હિંદુ સંસાર વિષે ઉપર પ્રમાણેનો પોતાનો મત બાંધ્યો હતો.

જ્યારથી સુન્દરલાલ સમક્ષ સાદી ગુજરાતણ વિષે ત્હેણે સાંભળ્યું ત્યારે ત્હેના એ વિચારનો પાયો સહજ ડગ્યો અને કંઇ કુદરતનો એવોજ મેળ મળી ગયો કે અત્યારે તે જે જોતો હતો તેમાં ત્હેના એ વિચારનો પાયો તદ્દન પડી જવાની સ્થિતિમાં આવી પડ્યો. ત્હેણે અહિં જે સ્ત્રીઓ જોઇ તે સર્વની સાદાઇ, સ્વચ્છતા ને સુશિલતા તે જોઇ શક્યો. સ્ત્રીજીવન ત્હેને અત્યાર સુધી દુર્ગંધિમય લાગતું હતું ત્હેને બદલે આજ ત્હેને સ્ત્રીજીવનમાં સુગંધ સુવાસ આવી. ભણેલીઓ હોવા છતાં આ સ્ત્રીઓ વિનયી હતી. છુટથી વાત કરતી હોવા છતાં ત્હેમની આંખોમાં સ્ત્રીજીવનને શોભાવે તેવી લજ્જા હતી. ખુલ્લે મોઢે પરાયા પુરૂષ પાસે બેસવા છતાં ત્હેમનામાં જાહેર હિમ્મત સાથે શરમના શેરડા દેખાઇ આવતા હતા. સુધારક જીવનની તોછડાઇ, ઉછાંછળાપણું કે અભિમાનને બદલે ત્હેમનામાં વિવેક, નમ્રતા ને સરળતા ક્ષણે ક્ષણે દેખાઇ આવતી હતી. હિંદુ સંસારમાં આવી સુશીલા ને શાણી સ્ત્રીઓ છે એ જોઇ નંદલાલ અજાયબ થયો. વસંત જ્યારે આવી સ્ત્રીઓની વાતો કરતો ત્યારે એ કવિના હવાઇ કિલ્લા છે એમજ ગણનારો નંદલાલ અત્યારે પોતાના વિચારો સાચા કે પોતે પ્રત્યક્ષ જોઇ રહ્યો છે તે સાચું એનો નિર્ણય લાવવા પ્રયત્ન કરી રહ્યો. શું સાદી ગુજરાતણો તે આજ ?

"આ અમ્હારી બ્હેનોને ત્હમે કંઇ સંભળાવો. ત્હમે તો વસંત કવિના મિત્ર છો એટલે એકાદ ત્હેમનાં કાવ્યની પ્રસાદી અમને ચખાડો." વિચારમાં બેઠેલા નંદલાલને સુશિલાએ વિનંતી કરી.

"અરે રે, ગાવાની બક્ષેસ પણ મ્હને કુદરતે આપી નથી."

"અજાયબ જેવું ! ?"

"પણ સાંભળવાની બક્ષેસ મળેલી છે હો !" નંદલાલ ખડખડાટ હસ્યો.

"ત્હમારે સાંભળવા હશે એટલાં ગીતો અમ્હારા આશ્રમમાં આવશો ત્હારે સંભળાવીશું."

"આશ્રમ ! કીયો આશ્રમ ?" નંદલાલ આશ્રમનું નામ સાંભળી અજાયબ થતો હોય તેમ લાગ્યું.

"ત્હમને વસંતલાલે કાગળમાં ગુલબાનુના આશ્રમ વિષે લખ્યું ન્હોતું ?"

"હા. લખ્યું હતું."

"તેજ આશ્રમમાં હું રહું છું. અને મ્હેં ત્હમને આજે એ વિષયમાં ત્હમારૂં થોડું કામ છે તે માટેજ ત્હમને અહિં આવવાની આ

તકલીફ આપી છે." આમ કહેતી કહેતી સુશિલા ઉઠીને બાજુના ઓરડામાં નંદલાલને આવવાની વિનંતી કરી.

બીજી સર્વ સ્ત્રીઓ ત્યાંજ બેસી રહી અને નંદલાલને સુશિલા બાજુના ઓરડામાં ગયાં.

"જ્યારથી મ્હેં કોલેજ છોડી ત્યારથી ગુલબાનુ સાથે હું ત્હેમના આશ્રમમાં જોડાઇ છું. એ પારસી બ્હેનના સત્સંગથી ઘણાંનાં જીવનો સુધર્યાં છે. કેટલાંક તોફાની જીવન શાંત બન્યાં છે, કેટલાંક લોભી જીવન સંતોષી બન્યાં છે, કેટલાંક જુઠાં જીવન પ્રમાણિક બન્યાં છે, અને કેટલાંક ખર્ચાળ જીવન સાદાં બન્યાં છે. મ્હારાં પૂર્વનાં પુણ્ય કંઇ બહુજ સારાં હોવાં જોઇએ કે આ આશ્રમમાં હું ગઇ. જીવનની મીઠાશ જીવનની ઉપયોગિતા, જીવનની સુન્દરતા અને જીવનની પ્રભુતા મ્હને આ આશ્રમમાં સ્હમજાઇ. બીજાના સુખમાં પોતાનું સુખ રહેલું છે, બીજાના આનંદમાં પોતાના આનંદની ચાવી છે, બીજાના કલ્યાણમાં પોતાનું કલ્યાણ સમાયલું છે અને બીજાના ઉદ્ધારમાં પોતાનો ઉદ્ધારનો ખરો મંત્ર છે એની દિક્ષા મ્હને આ આશ્રમમાંથી મળી. મનુષ્ય જીવન માત્ર ખાવા માટે નહિં પણ ખવરાવવા માટે અને તરવા માટે નહિ પણ તરાવવા માટે છે, ત્હેનું રહસ્ય આ આશ્રમમાંથી હું શીખી. 'ત્રીયા અપારે તેજ ને ત્રીયા કરે તારાજ' એ કવિ વાક્યમાં જે તેજ શબ્દ છે ત્હેનું ભાન મ્હને આ આશ્રમમાં થયું. સ્ત્રીઓ ધારે તો દેશનું કલ્યાણ કરવાનું સૌથી વધારે સામર્થ્ય ધરાવે છે; કુરીતીઓને તિલાંજલિ અપાવવામાં, રીત રિવાજો જમાના પ્રમાણે સુધારવામાં, ખર્ચાળ બની ગયલાં જીવનને સાદાં બનાવવામાં અને દેશભક્તિનો કક્કો નહિં સ્હમજનારાઓમાં દેશપ્રેમ પ્રકટાવવા માટે સ્ત્રીઓ જો ધારે તો સારામાં સારું અસરકારક કાર્ય કરી શકે. નંદલાલ ! આ મ્હારી કથા મ્હેં ટુંકમાં ત્હમોને ભૂમિકા રૂપે કહી. મ્હારે ત્હમને જે કહેવું છે તે તો હજુ હવે આવે છે. અમ્હારાં ગુલબાનુને ત્હેમના એક આશ્રમની શાખા અહિં મુંબઇ ખાતે ઉઘાડવી છે. તેમાં ખાસ કરીને ગુજરાતી બ્હેનોનાં જીવનો દેશને ઉપયોગી કેવી રીતે બને તે ઉપર લક્ષ આપવાનો અમારો ઇરાદો છે. અત્યારે જે બ્હેનો સાથે મ્હેં ત્હમારી ઓળખાણ કરાવી તે બ્હેનો આ આશ્રમમાં મુખ્ય કાર્યવાહિકા તરીકે રહેશે, અમ્હેં અમ્હારા આશ્રમને સલાહ આપનાર તરીકે પાંચ પુરૂષોને નિમવાનો ઠરાવ કર્યો છે, તેમાં વસંતલાલ અને ત્હમારૂં બન્નેનું નામ હું લખું છું. આટલા માટેજ મ્હેં ત્હમને અહિં બોલાવ્યા અને લાંબી લાંબી વાતો કરી ત્હમારો ઉપયોગી વખત લીધો." સુશિલા છેલ્લા શબ્દ બોલતી વખતે સ્મિત હાસ્યે મીઠું મીઠું હસી.

અત્યારસુધી કંઇક અણગમાથી સ્ત્રીવર્ગ તરફ જોનાર નંદલાલ સુશિલાના સ્મિત હાસ્યથી મ્હાત થયો. સુશિલાની પવિત્રતા, સુશિલાની સંસ્કારિતા, સુશિલાની વિચાર ઉદારતા અને સુશિલાના જીવનની ઉપયોગિતાએ ત્હેના વિચારો ફેરવ્યા. પોતે આજે સુશિલા પાસે હાર્યો છે એમ ત્હેને લાગ્યું. "સ્ત્રીઓ જગતમાં કલ્યાણકારિણી દેવીઓ છે, સ્ત્રીઓ પૃથ્વીને પાટલે પવિત્રતા પ્રકટાવનારી શક્તિઓ છે. સંસાર બગીચાની સુન્દર ને મઘમઘતી ફુલ વેલડીઓ સ્ત્રીઓ છે અને પુરૂષ જીવનના ઇતિહાસને ઉપયોગી બનાવનારી પણ અર્ધાંગનાઓ એજ છે" એ કવિવાક્યોનું રહસ્ય નંદલાલ આજે સ્હમજ્યો. પશ્ચિમના કુંવારા રહેવાના વિચારો અત્યારે ત્હેને નિરસ, નિર્દય અને નિરુપયોગી લાગ્યા. પશ્ચિમની લગ્નની કોન્ટ્રેક્ટ–સેવાની ભાવના ત્હેને શુષ્ક લાગી. ક્યાં આ મનુષ્ય જીવનના વિકાસની પતિપત્નીની શુભ પવિત્ર ભાવના ને ક્યાં એક

વાસનાના પુતળાંઓનો મોહબજાર? ક્યાં એક બીજાની ન્યૂનતા પુરવાની સુન્દર લગ્નગ્રન્થિ ને ક્યાં એકબીજાના હક્કો માટે કાયદાનો આશરો લેનાર વરવધુના સોદા ?. ક્યાં યુગયુગમાં સાથે વિકાસ પામવાની ઉન્નત ભાવના અને ક્યાં બે પાંચ વર્ષમાં મોહ પુરો થતાં છુટા છેડાની થતી વાતો ? આ સર્વ સરખામણી એક ક્ષણમાં નંદલાલે કરી લીધી. આશાએ રાહ જોઇ બેઠેલી સુશિલાની હાજરીમાં તેની વિચારમાળા લંબાઇ શકી નહિ. પોતાનું સઘળું બળ એકઠું કરી તેણે બોલવા પ્રયત્ન કર્યો:

" સુશિલા ! મ્હારા જેવા સાધારણ માણસને તમારા આશ્રમના સલાહકાર તરીકે નિમવાનો તમારો વિચાર મ્હને બહુ આવકારદાયક લાગતો નથી. "

" દેશનો ઉદય તમારા જેવા સાધારણ માણસોજ કરી શકશે. બહુ ફાંકો રાખનાર માણસો તો માત્ર વિચાર રમતોજ રમવાના. બહુ આંટીઘુંટીમાં ઉતનારા માણસો માત્ર વાતોજ કર્યા કરશે બાકી જીવનનો ભોગ તો સાધારણ માણસોજ આપી શકે. "

નંદલાલ અહિં પણ નમ્યો. વધારે શું કહેવું તે તેને અત્યારે તો સુઝયું નહિ. સુશિલાનાં વચનોમાં તે પોતે ન સમજી શકે તેમ લોભાયો.

" તમારા આશ્રમમાં ત્હમે અહિં શું કરવા ધારો છો ? "

" અમ્હારી આ શાળા સાદું, સરળ ને ઉપયોગી જીવન સ્ત્રીઓ કેમ ગુજારી શકે તે માટે ખાસ શિક્ષણ આપશે. હાલની ખર્ચાળ પદ્ધતિઓનો નાશ કરી લોકોની રહેણી કરણીમાં સાદાઇ ને સરળતા વધે એ માટે અમ્હે જુદા જુદા પ્રયત્નો કરીશું. હાલમાં અમ્હે અમ્હારા આશ્રમમાં રેંટીયા અને હાથશાળો દાખલ કરીશું. પોતાના હાથનુંજ કાંતેલું અને પોતાના હાથેજ વણેલું કાપડ પહેરવાની ઇચ્છા જાગૃત થાય તો દેશનો ઉદ્ધાર સત્વર થાય એ અમ્હારી માન્યતા છે. ગૃહે ગૃહે સુન્દરી જીવનમાં જે પરદેશી કપડાંનો મોહ છે અને જેને લીધે પૈસાની ઘણીજ બરબાદી થાય છે તે સ્થિતિ સુધારવા જેવી છે. એક બીજાની દેખાદેખી, મ્હોટાં ન્હાનાના ભેદભાવ તથા શ્રીમંત ગરીબની સરખામણીનો જમાનો હવે ચાલ્યો જવો જોઇએ. સર્વ પ્રભુનાં બાલકડાં છે અને પ્રભુનો સન્દેશ સર્વ સાંભળી જીવનમાં ઉતારે એ આશયથી સર્વમાં સમભાવની લાગણી પ્રકટવી જોઇએ. સ્વદેશી કાપડની ઉપયોગિતા કંઇ ખાસ સ્હમજાવવી પડે તેવી નથી. હતભાગી મનુષ્યો હોય તેજ આ ભાવના સ્હમજી ન શકે. આ આશ્રમની બ્હેનો સ્વદેશીની ભાવના નહિ સ્હમજનારને ઘેર જઇ પોતાથી બનતો પ્રયત્ન કરી બાન્ધુજીવન સુધારવા મથશે, ત્હમે હમણાંજ જોયેલી બ્હેનોની સાદાઇ જોઇ હશે. લાખોપતિની એ સ્ત્રીઓ આજે જીવનમાં સાદાઇ ઉતારી રહી છે. નંદલાલજી! ટુંકામાં અમ્હારા આશ્રમમાંથી મોહની ઢીંગલીઓ નહિ પણ સાદી ગુજરાતણો દેશ સેવા માટે નીકળશે. "

સાદી ગુજરાતણ એ શબ્દોએ તો નંદલાલને ફરી ફરી સુન્દરલાલની યાદ આપી. ત્હેને સુશિલામાં સાદી ગુજરાતણ પ્રત્યક્ષ દેખાઇ.

## પ્રકરણ સતાવનમું.

### દિલ ખુલ્યાં.



આજ વસંતને સ્નેહપૂર્ણાના જીવનમાં એક ઉપયોગી પ્રશ્ન ઉકેલતો આ પ્રસંગ હતો. તાજમેહેલ જોવા સ્નેહપૂર્ણા પોતાની ભાભી સાથે આગ્રે આવી હતી. સાથે વૃજયાત્રાનો સંગાથી કવિ વસંત પણ મુલક મશહુર તાજને જોવા આવ્યો હતો. વૃજયાત્રા પુરી થતાં ભાનુમતીના આગ્રહથી અને સ્નેહપૂર્ણાના આકર્ષણથી ખેંચાઇ વસંત દિલ્હી ખાતે મનહરલાલનો મહેમાન બન્યો. દિલ્હીની ઇતિહાસ પ્રસિદ્ધ જગ્યાઓ જોવાનો ઇરાદો વસંતનો હતો ખરો પણ તેથી યે અધિક હેની હતી સ્નેહપૂર્ણાના સહચારની મનોભાવના. ભાનુમતીના આગ્રહને વશ થતાં વસંતે સ્નેહપૂર્ણાનું દિલ વાંચી લીધું હતું. આ દિલ વાંચનની કથાનાં પાનાં વધારે ઉકેલવાનો પ્રસંગ હેણે ખોયો નહિ. વસંતની એકાએક હાજરીથી મનહરલાલ પહેલાં સહજ ક્ષોભ પામ્યો પણ ભાનુમતીએ વૃજયાત્રાની સર્વ વાત કહેતાં તથા પોતાને જે માણુસની જરૂર હતી હેને મળવાની આ અનાયાસે તક મળતાં હેણે આ પ્રસંગને વધાવી લીધો.

થોડા દિવસ દિલ્હીમાં વસંત મનહરલાલના મહેમાન તરીકે રહ્યો. મોતી મસ્જીદ, દિવાનેઆમ, દિવાનેખાસ, કિલ્લો તથા અન્ય સર્વ જોવા જેવા ઇતિહાસપ્રસિદ્ધ સર્વ સ્થળ મનહરલાલે વસંતને દેખાડયાં. કલાપૂજક વસંત આ મોગલાઇ સૌંદર્યથી બહુ ખુશ થયો પણ અત્યારે હેને મન સર્વ સૌંદર્યનો અવતાર તે તો સ્નેહપૂર્ણાજ હતી. દિલ્હીના જુના ચિત્રોમાં આરસપર ચિતરાયલું નુરમહાલનું રંગિત ચિત્ર બહુ આકર્ષક લાગ્યું પણ સ્હામે ઉભેલી સ્નેહપૂર્ણાને જોતાં નુરમહાલનું ચિત્ર હેને ઝાંખું લાગ્યું. પોતે નિષ્પક્ષપાતી થવા બહુ બહુ પ્રયત્ન કર્યો પણ સ્નેહપૂર્ણા તો હેને જગતની સર્વ સુન્દરીઓમાં વધારે સુન્દર દેખાઇ.

ભાનુમતીએ- સ્નેહપૂર્ણા અને વસંતને પોતપોતાનાં દિલ ખોલવાની તક આપવા પ્રયત્ન શરૂ કર્યો.

મનહરલાલે ભાનુમતીને કહ્યું હતું કે જો પૂર્ણા કહે તો તે વસંતની સાથે સગપણ બાંધવા તૈયાર હતો. વસંત સાથેના આ ટુંક પરિચયથી હેને પોતાને બહુ સંતોષ થયો હતો. વસંતની સાદાઇ, સરલતા અને સુશીલતાથી તે બહુ આકર્ષાયો હતો. માત્ર સ્નેહ પૂર્ણાની સંમતિ માટે તે રાહ જોઇ રહ્યો હતો.

મનહરલાલને દિલ્હી કામને બહાને રોકી ભાનુમતીએ આગ્રા જઇ તાજમહાલ જોવાનો કાર્યક્રમ ગોઠવ્યો.

સાયંકાલનો વખત હતો. સૂર્યદેવ વિશ્રાંતિ અર્થે પધારતા હતા. સર્વત્ર શાંતિ પથરાઇ રહી હતી. દૂરદૂર આગ્રા શહેરની મહેલાતો શોભી રહી હતી. એક બાજુ પ્રેમની પરમ પ્રસાદીરૂપ તાજમહાલ, બેગમ મુમતાજ તથા પત્નીભક્ત શહેનશાહ શાહજહાંના દંપતિપ્રેમની સાક્ષી રૂપે ઉભો હતો. ત્યાં યમુનાને કાંઠડે નદીથી થોડે દૂર હરિયાળા ઘાસપર સ્નેહપૂર્ણા તથા વસંત બન્ને બેઠેલાં હતાં. આજે ભાનુમતી જાણી જોઇને પોતાની તબીયત નરમ છે એ બહાને ઉતારેજ રહી હતી અને આ બન્ને પોતાનું ભવિષ્ય નક્કી કરે તેમ ઇચ્છતી હતી.

ઘણી વખત એકાંત આપી તથા ઘણા પ્રસંગોએ ત્હેમને એકલા રહેવું પડે એવી વિવિધ ગોઠવણ કરવામાં ભાનુમતીએ કચાશ રાખી ન્હોતી છતાં આ બન્નેએ પોતપોતાનું દિલ અત્યારસુધી ખોલ્યું ન્હોતું.

આજે બન્નેનાં દિલ ખુલ્યાં, બન્નેએ એક બીજાની પૂર્વ જન્મની કડીઓ ફરીથી સંધાય તેવી વાતો આજે કરી. દિલમાં રમી રહેલી વાતો આજે ઉભયે સાંભળી. વસંતને સ્નેહપૂર્ણાના અત્યારસુધીના નિર્દોષ તોફાનમાં આનંદ આવ્યો હતો. સ્નેહપૂર્ણાને વસંતની વિશુદ્ધ ભાવના માટે માન ઉત્પન્ન થયું હતું. બન્નેએ આજે ઉભયને સંપૂર્ણ ઓળખ્યાં.

બન્નેની આંખ્યમાં અત્યારે મોહ નહિ પણ પ્રેમ હતો. બન્નેના શબ્દોમાં વ્હાલા વ્હાલીના પ્રયોગો નહિ પણ તેને બદલે દેશભાવનાના રણકાર હતા. હૃદય બન્નેનાં થડકતાં હતાં, પણ એ થડકારમાં પવિત્રતા હતી. અત્યારે બન્નેની મનોદશા સરખી હતી. બન્ને એકજ નાવડાનાં મુસાફર હતાં.

શરૂઆતમાં વસંતે તાજ તરફ આંગળી કરી કહ્યું: "પૂર્ણા! જગતના પ્રેમીઓના ઇતિહાસમાં શહેનશાહ શાહજહાંનું નામ પ્રથમ પદે આવે છે. પોતાની પ્રિયતમાની યાદગીરીમાં તાજ બંધાવવો એ એ શહેનશાહની અજબ પત્નીભક્તિ છે. છે કોઇ જગતમાં એવો પતિ કે જ્હેણે પોતાની પત્નીની યાદમાં આવો તાજ બંધાવ્યો હોય ?"

"યથાર્થ છે. પતિભક્ત પત્નીઓ તો ઘણી હોય છે પણ પત્નીભક્ત પતિ મળવા દુર્લભ છે." પૂર્ણાએ પોતાનો અભિપ્રાય આપ્યો.

"શાહજહાંએ તો આ સૌન્દર્યભરી ઇમારત બંધાવી કમાલ કરી છે. ખરો પત્નીભક્ત પતિ!" વસંતે ફરી પોતાની વાતને મજબુતાઇ આપી.

"ત્હમે પણ ત્હમારી પ્રિયતમાના એવા પતિ થશો કે માત્ર આમ વખાણ્યા કરશો?" પૂર્ણાની આંખની ચમક વસંત ઝીલી શક્યો નહિ.

એ ઘડી વસંત ચુપ રહ્યો. ત્હેનાં ને સ્નેહપૂર્ણાનાં નયનો મળ્યાં. આજ સુધી તે બન્નેએ કદિ ન અનુભવેલી ભાવનાનું મોજું બન્નેના હૃદયમાંથી એકી વખતે પસાર થઇ ગયું.

આજની એકાંત બન્નેને મુઝવવાં લાગી. જે વાતો અત્યાર સુધી હૃદયમાં દબાયેલી હતી તે આજે વાણી સુધી આવી પહોંચી. જે વિચારોનો જન્મ થયો હતો તે વિચારો આજે પોષણ પામી ઉછળી રહ્યા.

પવનની લહેરમાં દૂરથી ગઝલના સૂરો સંભળાયા. વસંત ને સ્નેહપૂર્ણાના જીવનની ગઝલ ગાજી ને દિલડાં ખુલ્યાં.

જ્યમ જ્યમ સંધ્યા જામતી ગઇ ત્યમ ત્યમ યમુનાના કાંઠાની રમણીયતા વધતી ગઇ. પ્રભુની પરમ શાન્તિની છોળ ઉછળી રહે તેવી અત્યારે મીઠી શાન્તિ હતી. જે ગઝલના સૂરે વસંતને સ્નેહપૂર્ણાનું ધ્યાન ખેંચ્યું હતું તે ગઝલના ચરણો હવે સ્પષ્ટ સંભળાયાં,

ચિરાગે ચંદનું અમૃત ચંદની ચંદનીમાં છે.

* * *

ગુલે ગુલ ગુલનું અત્તર ગુલોની પાંખડીમાં છે,
પ્રિયાના પ્રેમનું પ્રિય નૂર, પ્રિયાની આંખડીમાં છે.

* * *

વસંત અને સ્નેહપૂર્ણા અત્યારસુધી બીજી વાતોમાં હતાં તે હવે 'પ્રિયાના પ્રેમનું પ્રિય નૂર' ઉભયમાં જોવા લાગ્યાં.

વ્રજયાત્રામાં સાથે ફર્યાં, મથુરામાં સાથે રહ્યાં, દિલ્હી સાથે આવ્યાં. એકથી વધારે વખત એકાંત પ્રાપ્ત થઇ છતાં હજુસુધી વસંતે કે સ્નેહપૂર્ણાએ પોતાનું દિલ ખોલ્યું ન્હોતું. બન્નેનાં નયને વાત કરી લીધી હતી, બન્નેની બુદ્ધિએ ચોક્કસ નિર્ણય કરવાનો હતો તે કરી લીધો હતો પણ હજુ સુધી તે વાત કે ને

નિર્ણયને શબ્દમાં સ્થાન મળ્યું ન્હોતું. બન્ને સમજતાં હતાં કે બન્ને ઉભયને ચાહે છે. બન્ને જાણતાં હતાં કે પોતે પતિપત્ની તરીકે એક બીજાને સ્વીકારવા તૈયાર છે છતાંયે એ વિચારો હજુ બહાર મુકાયા ન્હોતા.

આજે એ અણમુલી ઘડી પ્રાપ્ત થઇ અને બન્નેએ તેનો ઉપયોગ કર્યો. બન્નેના હૃદયમાં એક સરખા વિચારના તાર ઝણઝણ્યા, અને ઘણા દિવસથી દિલમાં ઉછળી રહેલી ભાવના આજે શબ્દોમાં ઉતરી.

" પૂર્ણા ત્હારી આંખડીમાં આ પ્રેમનાં નૂર દેખાય છે. દૂરથી ગઝલ ગાનારે આ નૂર દીઠાં હશે ? " મૌન ધારણ કરી બેઠેલી પૂર્ણા તરફ બહુ વિચાર પછી વસંતે એક શબ્દબાણ ફેંક્યું.

પૂર્ણા ઢાળેલે નેત્ર નિરુત્તર રહી. ફરીથી ગઝલનું ચરણ સંભળાયું.

દિલે દિલ દિલની ચાવી,
દિલોની આંખડીમાં છે,
ગુલે ગુલ ગુલનું અત્તર,
ગુલોની પાંખડીમાં છે.

* * *

" પૂર્ણા ! ત્હારા દિલની ચાવી પણ ત્હારાં નયન ખોલી નાંખતી હોય એમ અત્યારે દેખાઇ રહ્યું છે. ખરેખર એ ગાયક કંઇ અજબ માણસ લાગે છે કે એટલે દૂરથી પણ ત્હારૂં હૃદય પારખી શક્યો છે " વસંતે આ વખતે ત્રીજું દિલ્ભનથી બીજું શબ્દબાણ ફેંક્યું.

આ શબ્દબાણ માત્ર આશ્ચર્યની રીતે ફતેહમંદ થયું. હજુ પૂર્ણા નિરુત્તર રહી પણ તેના હૃદયના ધબકારાની ગતિ વધી.

ગઝલ ગાનારે આ વખતે તો કમાલ કરી:

પ્રભુનાં પ્રેમનાં બિન્દુ,
જીવનની ચંદનીમાં છે,
ચિરાગે ચંદ્રનુ અમૃત,
ચંદની ચંદનીમાં છે,

× × ×

પ્રભુતા પ્રેરતી સૌગંધ,
દિલે દિલ પાંદડીમાં છે,
ગુલે ગુલ ગુલનું અત્તર,
ગુલોની પાંખડીમાં છે.

" પૂર્ણા ! ત્હારૂં જીવન આ ગઝલ બનાવનાર બરાબર સમજ્યો હોય એમ લાગે છે. ત્હારા જીવનની ચંદની એટલી બધી તેજસ્વી છે કે તેમાં પ્રભુતાભર્યાં પ્રેમનાં પૂર મ્હને તો દેખાય છે. ત્હારા દિલનાં ઉંડાણમાં પ્રભુતા ફોરે છે. ગાયક કોઇ જબરો દિલનો પારખ લાગે છે. " વસંતને આ વખતે પોતાનું શબ્દબાણ ફતેહમંદ થશે એમ લાગ્યું.

વસંતની આખરે ફતેહ થઇ. ઢાળેલાં નેત્રો વસંતની સ્હામે ઉઘડ્યાં. થોડીવાર એ નેત્રોએ મીટ માંડી. એ નેત્રોમાં અત્યારે મોતીડાંના તોરણની માફક આંસુડાં લટકી રહ્યાં હતાં. એ આંસુડાં દુઃખનાં કે નિરાશાનાં નહોતાં-એ આંસુ ક્રોધનાં કે માત્ર આવેશનાં નહોતાં પણ એ આંસુડાંમાં હૃદયની ભાવના ને હૃદયનો હર્ષ હતો.

આજે કંઇ અનેરા અવાજે પૂર્ણા આખરે બોલી:

" એ ગઝલના ગાયક કરતાં તમે કંઇ અજબ દિલના પારખ લાગો છો. " સાડી છેડેથી અશ્રુબિંદુ લુંછતાં લુંછતાં પૂર્ણાએ દિલ ખોલ્યું.

" પૂર્ણા પૂર્ણા ! ત્હારી આંખમાં આંસુ એ શું ? " વસંતે અજબ વાત છેડી.

" એ આંસુ નથી અર્થશૂન્ય કે નથી સ્વાર્થનાં. એ આંસુને મેં બહુ રોકવા ધાર્યાં આવ્યાં. આગળ પિતા મને અત્યારે યાદ આવે છે. જૂના જમાનાના એક ગૃહસ્થ મરતી વખતે પોતાના પુત્ર પાસે વચન માગે

પોતાની પુત્રીને જ્યારે ઠીક લાગે ત્યારે પોતે પતિ શોધી લેય અને એ પુત્ર સમાજની અનેક ટીકાઓ ખમી, રૂઢિનાં અનેક બંધનોને તેલાંજલિ આપી પિતાને આપેલું વચન બરાબર પાળે એ જોઇ કોને હર્ષનાં આંસુ ન આવે ? વિશેષમાં એક કન્યાને લાંબી જીવન તપશ્ચર્યા પછી મનમાનનો પતિ મળે ત્યારે એને કેમ હર્ષનાં આંસુ ન આવે ?

લગ્નના રહસ્યને સ્હમજનાર, લગ્નગ્રંથિની પવિત્રતાનો અભ્યાસક, લગ્નની વિકાસક્રમની ભાવનાનો ઉપાસક, પતિપત્નીના સહચારનો ખરો અર્થ ઉકેલનાર એવો પતિ મળતાં કઇ કન્યકાની આંખ્યમાં હર્ષાશ્રુ ન આવે ? પતિ એટલે પ્રભુ, પતિ એટલે સુન્દરીજીવનનો નેતા, પતિ એટલે જીવનયાત્રાનો વિશ્વાસુ સાથી, પતિ એટલે સંસાર-નૌકાનો નાવિક, પતિ એટલે જીવનમાં પ્રભુત્વ બતાવનારો સહચારી, અને પતિ એટલે સુન્દરીનો પરમ ઉદ્ધારક એમ સ્હમજનારી કઇ સુન્દરીની આંખ્યમાં પતિ મળતાં હર્ષાશ્રુની છોળ ન આવે ? પ્રિયતમ એટલે જગતની પ્રિય વસ્તુ-માંયે પ્રિય, પ્રિયતમ એટલે જીંદગીની સર્વ મીઠાશમાંની મીઠડી મીઠાશ, પ્રિયતમ એટલે જીવનનાં સર્વ સાચાં સુખડાઓનું પરમ સુખ, પ્રિયતમ એટલે જીવનના સર્વ તેજનું પણ તેજ, પ્રિયતમ એટલે પ્રિય આભૂષણોનું પણ ભૂષણ અને પ્રિયતમ એટલે પ્રભુધામમાં પહોં-ચાડનાર પ્રભુએ આપેલ ઉત્તમ સાથી, એમ સ્હમજનારી કઇ પ્રિયાનાં નયનમાંથી હર્ષ ન નિતરે ? "

ખરેખર આ વખત સ્નેહપૂર્ણાનાં વિશુદ્ધ નયનોમાંથી હર્ષ નિતરતો હતો. કવિહૃદયનો વસંત પૂર્ણાનું હૃદયબળ વાંચી શકયો-સ્હમજી શકયો.

" પૂર્ણા ! પૂર્ણા ! તું ખરેખર ભાગ્યશાળી છો, કે ત્હારા ભાઇએ ત્હારા પિતાનો છેલ્લો બોલ અક્ષરે અક્ષર પાળ્યો. "

" અને હું વધારે ભાગ્યશાળી છું કે એ બોલ પળાયો તેમાં પણ મ્હારા મનના માન્યા ........" બોલતી બોલતી પૂર્ણાને ફરીથી નયનમાં હર્ષાશ્રુની રેલ આવી. . . . .

" આવું પોચું હૃદય ત્હારું હશે એવું મ્હેં તો આજેજ જાણ્યું. કવિતામાં સ્ત્રીઓનાં વર્ણન ઘણાં વાંચ્યાં છે ને લખ્યાં છે પણ વાતવાતમાં આવું પોચું હૃદય સ્ત્રીઓનું હોય છે તેની તો મ્હને કલ્પના સુદ્ધાંયે ન્હોતી. વ્રજયાત્રામાં ત્હારાં નિર્દોષ તોફાન, ત્હારી જાહેર હિમ્મત, ત્હારા ઘડાયલા વિચારો અને ત્હારા હૃદયમાં રહેલી શક્તિ જોઇ હું બહુ ખુશ થતો. થોડા દિવસોમાં ત્હારામાં આ ફેર-ફાર થયો હોય એમ લાગે છે. "

" અને એ ફેરફાર કરવા કરાવવાનું માન ત્હમને ઘટે છે સ્હમજ્યા ?" સ્નેહપૂર્ણા હર્ષાશ્રુ લુછતી લુછતી ઉછળી.

" એ તો ત્હને ખબર, હું તો મ્હને આ બાબતમાં તદ્દન નિર્દોષ માનું છું. "

" ત્હમે તો નિર્દોષ છો પણ ત્હમારી કવિતા કામણગારી છે. કન્હૈયાની વાંસળીમાં ગોપીઓએ જે કામણ જોયું તે કામણ ત્હમારી કવિતામાં મ્હને દેખાયું. ત્હમે પણ કન્હૈયા......"

" તું પણ સાક્ષરી ભાષામાં વાત કર-વામાં ઉસ્તાદ લાગે છે. "

" કેમ ? ત્હમે સાક્ષર હો તો ત્હમારી પત્નીને ત્હમે નિરક્ષર જોવા ખુશી હો ખરા કે ? "

" ત્હેં પણ ઠીક ગળે પડવાની વાત માંડી છે ! મ્હારી પત્ની થનારને કેવાં સંકટો વેઠવાં પડશે ત્હેની ત્હને ખબર છે ?"

" સંસાર સાગરમાં સંકટ તો સ્થળે સ્થળે છે. એમાં પાર ઉતારનાર ત્હમારા જેવો નાવિક હોય તો પછી મ્હારા જેવીને શું ફીકર છે ? "

પૂર્વજન્મના કર્મની દોરી ફરી સંધાઇ. ને ગતજન્મનાં પાત્રો આ જન્મમાં ફરીથી સંસારની રંગભૂમિ ઉપર પોતપોતાના પાઠો ભજવવા તૈયાર થયા.

" પૂર્ણા ! તું મ્હને ખરેખર ત્હારે લાયક માને છે. "

" મ્હારે લાયક છો એમ કહેવા કરતાં મ્હારા દિલના ભાવ પૂછતા હો તો મ્હારા જીવનના પ્રાણ સમાન ત્હમે મ્હને લાગો છો. જન્મોજન્મ ત્હમારી હું થાઉં અને ત્હમે મ્હારા થાઓ એ સિવાય મ્હારી બીજી કાંઇપણ પ્રાર્થના નથી. "

" પણ પૂર્ણા ! મ્હારા જીવનથી તું વાકેફ-ગાર છો કે માત્ર મ્હારી કવિતાથીજ તું લોભાઇ છો ? "

" હું જાણું છું ત્યાંસુધી ત્હમારી કવિતા એ ત્હમારા જીવનનું સરવૈયું છે. "

" ભૂલ થાય છે. મ્હારા સંસારથી તું અજ્ઞાત હો એમ જણાય છે. મ્હેં મ્હારી મૂરખાઇથી એક કુલકળિને ચીમળાવા દીધી છે અને............"

" એ બધી વાત મ્હને ખબર છે. એ સર્વ વાતનો મ્હેં પહેલેથીજ વિચાર કરી રાખ્યો છે." વસંતને બોલતો અટકાવી પૂર્ણાએ ખુલાસો કર્યો.

" ત્હેં મ્હારાં જયકુંવર ફુઇ વિષે સાંભળ્યું છે ? "

" મ્હેં સર્વ સાંભળ્યું છે. હિંદુસંસારમાં એ ક્યાં નવું છે ? બહુજ થોડાં કુટુંબો સંસારદુઃખથી મુક્ત છે. એવી સ્થિતિમાં તો કંઇક કારુનનો ખજાનો ધરાવનારાં કુટુંબો બહારથી સુખી પણ અંદરથી દુઃખમાં ઝૂરે છે. કંઇક કૌટુમ્બિક જીવનમાં એ સંસારકલહે આનંદને સદાને માટે દેશવટો આપ્યો હોય છે. રાજ-રાજેન્દ્ર સરખી જીવનની ગતિ હોય, મહાન વિદ્વાન જેવું જીવન જ્ઞાનરસમાં ચકચૂર હોય પણ ઘરના કુટુંબકલેશથી એ રાજરાજેન્દ્ર અને વિદ્વાન બન્નેની સ્થિતિ જીવતાં નર્ક ભોગવવા જેવી થઇ જાય છે. "

" જો તું આ બધું જાણતી હો તો શા માટે મ્હારા જેવાને પરણવાનું આ જોખમ ખેડવા તૈયાર થાય છે? " વસંતે સ્નેહપૂર્ણાને સીધો પ્રશ્ન પૂછ્યો. સ્નેહપૂર્ણા આ પ્રશ્નથી વસંત સ્હામું જોઇ ખડખડાટ હસી. ત્હેનો તોફાની સ્વભાવ ફરી જાગૃત થયો.

" કવિરાજ ! ત્હમારા જેવા પ્રશ્નો પૂછનારા નીકળે તો પછી સર્વેએ કૌમારવ્રત લેવાં પડે ! "

" પણ આવાં જીવતાં નર્ક જેવાં જીવન કરતાં એ કૌમારવ્રત સો ગણે દરજ્જે સારું કહેવાય ! "

" એ કોઇ કાયર પ્રજાના પ્રતિનિધિના મુખમાં શોભે. બાકી વિકાસક્રમની ભાવના સ્હમજનાર પ્રજા તો એ દુઃખમાં પણ પોતાની કસોટી માની સુખની સ્થિતિએ પહોંચવા પ્રયત્ન જરૂર કરે. "

" તો તો પછી આર્યાવર્તના ગૃહે ગૃહે આજે દુઃખનું નામ નિશાન પણ ન રહે. "

" જરૂર ન રહે. જો પ્રજા દુઃખમાં સુખ માની પોતાના પ્રગતિક્રમમાં ન અટકે તો એક દિવસ એવો આવે કે જે દિવસે ગૃહે ગૃહે, કુટુંબે કુટુંબે, સુખની ઉષા પ્રકટે. હિંસાથી હિંસા વધે, દ્વેષથી દ્વેષ વધે, તેમ અહિંસાથી હિંસા અટકે ને પ્રેમથી દ્વેષ અટકે આટલુંજ જો રહસ્ય જીવનમાં આપણા દંપતી ઉતારે તો ગૃહે ગૃહે દેવો અવતરે. જયકુંવર ફઇ ગમે તેવાં દ્વેષી હશે, ગમે તેવાં ક્રોધી હશે, ગમે તેવાં હલકા વિચારનાં હશે, છતાં એની સ્હામે એનાં જેવા હથિયાર ન વાપરતાં અહિંસા ને પ્રેમનાં શસ્ત્રો વાપરવા જો હું મથીશ તો મ્હારી ખાત્રી છે કે મ્હારી જીત થશે. જો

આપણામાં એક દ્વેષી માણસ ન સુધરે, એક હિંસાવૃતિવાળો માણસ અહિંસક ન બને તો એમાં આપણોજ દોષ છે, આપણામાંજ હિંસાવૃતિ છે એમ હું માનું છું. એટીકર રહો. જો જયકુંવર કંઇ ન સુધરે તો એમાં મ્હારા પોતાનામાંજ દોષ હશે એમ હું માનીશ." પૂર્ણા પોતાની પુર શકિતમાં ખીલી.

"તુ તો કોઇ ઉસ્તાદ ગુરૂની શિષ્યા હોય એવું પાણી ધરાવે છે."

"એ માન ત્હમને છે."

"એટલે ?"

"ત્હમારાં 'અહિંસા કે હિંસા'ના લેખમાં મ્હેં જે વાચ્યું હતું તેજ આજે કહ્યું છે. કંઇ એમાં નવો ઉમેરો કર્યો નથી." પૂર્ણાએ વસંતને ત્હેના એક લેખની યાદ આપી.

વસંત પૂર્ણા ઉપર બહુ ખુશ થયો.

"પૂર્ણા ! પૂર્ણા ! મ્હને ત્હારા જેવી સુશિલ અને સ્નેહાળ પત્ની મળશે અને મારો દુઃખી સંસાર ફરીથી સુખી થશે એવી સ્વપ્ને પણ મને આશા ન્હોતી. હું ખરેખર આજે ભાગ્યશાળી થયો છું."

"અને હું ?"

"તું જે માને તે."

"મ્હારા અભિલાષ, મ્હારા કોડ, મ્હારી આશા અને મ્હારી જીવનની સર્વ ભાવના પોષે એવા સ્વામી મેળવતાં મ્હને કેટલો બધો હર્ષ થતો હશે ? મ્હેં ત્હમારા લેખોમાં દંપતીજીવનનો જે લેખ વાંચ્યો હતો તે મ્હને અત્યારે યાદ આવે છે. પરણીને આપણે દેહલગ્નનાં ઉપાસક છીએ એમ નહિં પણ આત્મલગ્નનો વિધિ આપણે જીવનમાં ઉતાર્યો છે એમ જગતને બતાવીશું. દંપતીજીવનના લ્હાવા એટલે માત્ર વરવધુ તરીકેનું હાલ સામાન્ય જીવન છે તે નહિં પણ કુટુંબમાં હમેશાં સ્નેહ ને શાન્તિ પ્રકટે, આશા ને ઉત્સાહની ભાવના સ્થળે સ્થળે જાગે, એકતા અને આનંદની રમઝટ નિત્યે જામે એવું કૌટુમ્બિક જીવન ગાળશું. સગાં વ્હાલાંઓ, પાડોસીઓ અને ગ્રામ્યજનોનાં દુઃખી જીવનમાં દિલાસો આપનાર થવું, ભુખ્યાને ભાખરી, તરસ્યાને પાણી અને અજ્ઞાનીને જ્ઞાન આપવું; ભુલા પડેલા પથિકોના માર્ગદર્શક ભોમિયા થવું, દુઃખી ભાન્ડુઓના દુઃખમાં ભાગ પડાવી ત્હેમને સુખને પંથે ઉતારવાં એમાંજ દંપતી જીવનની ખરી શોભા છે. આવું જીવન હું ત્હમારી સાથે ગાળીશ, ત્હમારા લેખોને હું કૃતિમાં ઉતારીશ. કહો, કહો ! હું ભાગ્યશાળી કે ત્હમે ભાગ્યશાળી ?"

વસંતે અત્યારે સ્નેહપૂર્ણામાં દયાની દેવી જોઇ.

બન્નેની આંખ્યમાં વસંત ભભૂકી.
પેલા ગઝલ ગાનારે ફરીથી લલકાર્યું.

"પ્રિયાના પ્રેમનું કંઇ નૂર
પ્રિયાની આંખડીમાં છે;
ગુલે ગુલ ગુલનું અત્તર,
ગુલોની પાંખડીમાં છે."

(અપૂર્ણ)

# લોકગીત.

સંપાદિકાઃ સૌ. હેમકુંવર કૃષ્ણદાસ સંપત.

શ્રી જમનાજીમાં ઝીલતાં શુદ્ધ શામળીયા,
મોતીડું લાધ્યું એક નંદજીના નાનડીયા.

જઇને જશોદા માને સોંપીયું શુદ્ધ શામળીયા,
મા પાડો મોતીના ભાગ નંદજીના નાનડીયા.

એક મોતીમાં શું વ્હેંચીએ શુદ્ધ શામળીયા,
મોતી વાવો ઘણેરાં થાય નંદજીના નાનડીયા.

જઇને જમનાને આરે રોપીયું, શુદ્ધ શામળીયા,
રાધાજી સીંચે નીર નંદજીના નાનડીયા.

એક દીન ને બીજો થયો શુદ્ધ શામળીયા,
મોતીડે આવી લુમ નંદજીના નાનડીયા.

થાળ ભરી ઉતારીયાં શુદ્ધ શામળીયા,
મા પાડો મોતીના ભાગ નંદજીના નાનડીયા.

કોઇને મુઠી ને કોઇને પોબલો શુદ્ધ શામળીયાં,
રાધાજી પરોવે હાર નંદજીના નાનડીયા.

મોતી તે સંધળાં વેરાઇ ગયાં શુદ્ધ શામળીયા,
એક હીરલો લાધ્યો હાથ નંદજીના નાનડીયા.



# ઈનામી ઉખાણું.

સંપાદિકાઃ સૌ. મણીભાઇ ભગવાનદાસ.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | | ૩ | ૪ | | | ૫ | ૬ |
| ૭ | | ૮ | | | | ૯ | | |
| | ૧૦ | | ૧૧ | | ૧૨ | | | |
| ૧૩ | | ૧૪ | | ૧૫ | | | | ૧૬ |
| ૧૭ | | | ૧૮ | | | | ૧૯ | |
| | | ૨૦ | | | | ૨૧ | | |
| | ૨૨ | | | | ૨૩ | | ૨૪ | |
| ૨૫ | | | | ૨૬ | | ૨૭ | | ૨૮ |
| ૨૯ | | | ૩૦ | | | | ૩૧ | |

ઉભા. ૧. ઉપમાતા. ૨. એક રાશિનું નામ. ૩. ઇશ્વરનો એક અવતાર. ૫. વસંતરાજ ૬. શુરવીર. ૮. એક રોગનું નામ. ૯. ઘાટ. ૧૧. કૃષ્ણનું એક નામ. ૧૨. મોડી ગોઠવણ. ૧૩. રિવાજ. ૧૫. નકામો, નિર્વીર્ય. ૧૬. લાલચ. ૧૮. એક માસિકનું નામ. ૨૦. દિવો. ૨૧. પદ્ય લખાણ. ૨૨. ખબર નહોય તેવો. ૨૪. શરીરનો એક ભાગ. ૨૫. કણ, ધુળ. ૨૬. મીઠું. ૨૮. શિક્ષા.

આડા. ૧. બીક. ૩. કાઠીયાવાડનો એક પ્રાંત. ૫. અંતઃકરણ ૭. દવામાં વપરાતો કીમતી ધાતુનો પદાર્થ. ૯. માન. ૧૦. કળ, આરકો. ૧૨. રહેઠાણ. ૧૪. એક આભુષણનું નામ. ૧૭. એક દેવ. ૧૮. એક માસિકનું નામ. ૧૯. આકાશ. ૨૦. એક માસિકનું નામ. ૨૨. મૃત્યુ વગરનો. ૨૩. ખલાસી. ૨૫. ઓઢવાની એક વસ્તુ. ૨૭. એક પ્રકારનો સ્વભાવ. ૨૯. પ્રત્યેક મનુષ્ય. ૩૦. પ્રખ્યાત સીનેમા એક્ટર. ૩૧. છુટી.

[ નોંધઃ આ ઉખાણાની હરિફાઇમાં માસિકનાં દરેક સ્ત્રી ગ્રાહક, તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. સ્ત્રી ગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. જવાબ લખી

મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. આ ઉખાણુનો જવાબ તા. ૩૦મી જુન ૧૯૨૬ સુધીમાં અમને મળી જાય તેવી રીતે મોકલી આપવો. ]

## માર્ચ અને એપ્રીલ અંકના ઉખાણાની હારફાઇનું પરિણામ.

માર્ચ અને એપ્રીલ ૧૯૨૬ ના અંકમાં જે ઉખાણું આપ્યું હતું તેના બધા મળીને ૭૦ જવાબ આવ્યા હતા. તેમાંથી ૩૯ જવાબ ખોટા હતા. બાકીના ખરા જવાબોમાંથી એક ન્હાના બાળક પાસે ઉપડાવતા તેમાંથી નીચે જણાવેલા બ્હેનનું નામ નીકળ્યું છે એટલે તેમને ઇનામ મળ્યાનું જાહેર કરીયે છીએ:

સૌ. મોતીબાઇ તુલસીદાસ ભગવાનદાસ મ્હેતા.
દાઉદજીની ગલી સામે, ભુલેશ્વર, મુંબાઇ, ૨.

એ બ્હેનને " વિજયકળા " નામે પુસ્તક ભેટ તરીકે મોકલી આપીશું. એ બ્હેન ઇનામ મેળવવાં ભાગ્યશાળી થયાં તે માટે અમે તેમને અભિનંદન આપીએ છીએ. જે બ્હેનોના જવાબ ખરા હતા તેમનાં નામ નીચે પ્રમાણે છે:

સૌ. કસ્તુરલક્ષ્મી આચાર્ય, સૌ. જસવન્તી ભટ્ટ, સૌ, નીલેમ હ. શ્રોફ, સૌ. પદમાવતી બિ. કાજી, સૌ. રસિકગારી યાનિક, સૌ. દીપકબા દેશાઇ, પ્રમુખ, સ્ત્રી વાચનાલય, રાજકોટ, સૌ. લીલાવતી મ. મ્હેતા, સૌ. જયાવતી પ્રા. દેસાઇ, સૌ. કળાવંતી ન. મ્હેતા, સૌ. શ્રીદેવી પ્રુ, સૌ. પુષ્પાવતી શોવન, સૌ. શારદાગૌરી પૃ. ભટ્ટ, સૌ. જયાલક્ષ્મી પ્ર. મોદી, સૌ. કસ્તુરબાઇ ભગવાનલાલ, સૌ. લીલાવતી અમીન, સૌ. લલિતા હિ. મ્હેતા, બ્હેન મણી મૂળજી, સૌ. સૌ. હર્ષવંતી શા. ત્રિવેદી, સૌ. તારાબ્હેન મ. માસ્તર, સૌ. વિલાસવતી નગીનદાસ, સૌ. સૌ. સવિતાગૌરી ઇ. વકીલ, સૌ. પ્રભાવતી રતીલાલ પટેલ, સૌ. મોતીબાઇ તુ. મ્હેતા, સૌ. મધુલતા મ. મુન્સી, સૌ, તારાગૌરી વ. દેસાઇ, સૌ. ગુલાબબ્હેન મ. મ્હેતા, બ્હેન કપિલા તુ. ખાંડવાલા, સૌ. પુષ્પાવતી અ. મજમુંદાર, સૌ. કુમુદલક્ષ્મી ત્રં. ઓઝા, ચિ. શકુન્તલા મ. દેસાઇ.

એ ઉખાણુનો ખરો જવાબ નીચે પ્રમાણે છેઃ

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ અ | ૨ ગ | ૩ ર | ૪ બ | તી | | ૫ આં | ૬ બા | ૭ મ | ૮ હો | ૯ ર |
| ૧૦ જ | જ | મા | ન | | ૧૧ કે | | ૧૨ વી | ત | શ | ગ |
| બ | | | | | ત્તા | | | | | ડ |
| | ૧૩ અક | ૧૪ તુ | ૧૫ શ | ૧૬ જ | | ૧૭ એ | ૧૮ ક | ૧૯ દ | મ | |
| ૨૦ ઓ | | ૨૧ જ | ખ | મ | | ૨૨ ક | દ | ડા | | ૨૩ કી |
| ૨૪ જા | ઇ | | | | ૨૫ ક્યાં | | | | ૨૬ ચી | ના |
| ર | | ૨૭ ખ | ૨૮ ત | ૨૯ મ | | ૩૦ કા | ૩૧ ચ | ૩૨ બા | | રો |
| | ૩૩ ઐ | શ | વ | ત | | ૩૪ કા | ક | પ | ક્ષ | |
| ૩૫ ક | | | | | ૩૬ કે | | | | | ૩૭ ડૂ. |
| ૩૮ મા | ૩૯ ર | ૪૦ ૪ | ૪૧ ત | | ઘણુ | | ૪૨ ગ | ૪૩ દા | ૪૪ ધ | ર |
| ૪૫ ઇ | જા | ર | દા | ર | | ૪૬ ઉ | દા | સી | ન | તા |

કુપન–જુન ૧૯૨૬,

માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે આ કુપનં કાઢીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી. એવી રીતે કુપન મોકલનારને હરિફાઇમાં દાખલ કરવામાં આવશે.

તંત્રી, "ગુણસુંદરી".

# યવતી.

લેખકઃ રા. રમણીકલાલ જયચંદભાઇ દલાલ. બી. એ.

૧

મધુર નિર્ઝરિણી ગિરિથી ઝરે,
સદ્દગુણી વનિતા, ત્યમ તો સરે;
અતિવ શાન્ત પવિત્ર ગતિ કરે,
જગતની કટુ જાળથી દૂર રહે.

૨

અડગ, નમ્ર બની, નિજ કાર્યમાં,
વિધિ લખ્યો ભવપંથ વટાવતાં;
કરતી કામ સુયોગ્ય ખૂબી ભર્યાં,
ઝીલતી આશીષ, ત્યાં અમી ફોરતાં.

૩

જરી કલંક નથી જલ-આયને,
જરી કલંક નથી પ્રમદા-દિલે;
વિમલ આભ જલે પરખાય છે,
અમર ભાવ ઉરે વરતાય છે.



# ભગિનીસમાજ નિબંધમાળા

## સ્ત્રીઓ માટે ઇનામી નિબંધની હરીફાઇ

## ઇનામ રૂ ૩૦૦ ત્રણ નિબંધ

### હેતુ

ગુજરાતી સ્ત્રી સમાજ સારાં પુસ્તકોનું વાંચન અને મનન કરી તે ઉપર વિચાર કરતાં અને પોતાના વિચારો છૂટથી દર્શાવતાં શીખે એ હેતુની સાધના માટે આ યોજના તૈયાર કરવામાં આવી છે.

### નિબંધો માટે વિષયો.

**૧. આપણા સામાજીક કુરીવાજો અને તેથી થતી આરોગ્ય તથા નીતિધર્મની હાની—તે નિવારવા સ્ત્રીઓ શું શું કરી શકે?**

આ વિષયનું જ્ઞાન નીચેના પુસ્તકોથી મળશે.

(૧) ગાંધીજી કૃત ત્યાગમૂર્તિ અને બીજા લેખો.
(૨) „ „ આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન.
(૩) „ „ ધર્મનીતિ તથા નીતિધર્મ.
(૪) સંસાર સુધારા ઉપરનાં ભાષણો, લેખો તથા માસિકો વિ.

**૨. સ્ત્રીઓનો કાર્યપ્રદેશઃ—આપણા પ્રાંતની પરિસ્થિતિ જોતા આ કાર્યપ્રદેશ કેવો હોવો જોઇયે ? આ સંબંધમાં ભગિની સમાજ શું કરી શકે ?**

**આ વિષય સંબંધી વાંચવાનાં પુસ્તકો.**

(૧) સ્ત્રીઓનો કાર્યપ્રદેશ—ગુ. વ. સોસાઇટી.
(૨) સ્ત્રીઓનો દરજ્જો—મહારાણી ગાયકવાડના પુસ્તકનું સૌ. શારદાબ્હેન તથા સૌ. વિદ્યાબ્હેને કરેલું ભાષાંતર.
(૩) તારાબ્હેન મોડકનો લેખ ( દક્ષિણામૂર્તિ—ત્રૈમાસિક )
(૪) નારી પ્રતિષ્ઠાઃ મણીલાલ નભુભાઇ.
(૫) સ્ત્રીઓ અને સમાજસેવા તથા ભગિની સમાજની પત્રિકાઓ.'

**૩. શ્રીયુત ગોખલે અને મહાત્મા ગાંધીના જીવનધ્યેય અને કાર્યપદ્ધતિ. એમના જીવન ઉપરથી શો બોધ મળે છે ?**

**આ વિષય સંબંધી વાંચવાનાં પુસ્તકો.**

(૧) ગોખલેજીનું જીવનચરિત્ર ( જીવનલાલ અમરસીનું ) (હિંદ સેવક સમાજ) સર્વંટસ ઓફ ઇંડિયા સોસાઇટીનું બંધારણ.
(૨) ગાંધીજીનું જીવનચરિત્ર ( નવજીવનમાંથી આત્મકથા ) સત્યાગ્રહ આશ્રમની યોજના.
(૩) જગતનો મહાન પુરૂષ ( સસ્તું સાહિત્ય કાર્યાલય )

દરેક વિષયમાં મુખ્ય ત્રણ ત્રણ ઇનામો છે, ૩૦ ૫૦) ૨૫) ૧૫) બીજાઓને યોગ્યતા પ્રમાણે પુસ્તકો તેમજ પ્રમાણપત્રો મળશે.

વિષય ૧ અને ૩ દરેકમાં એક એક વધુ ઇનામ રૂ. ૧૫) નું પંદર વર્ષ અને તેથી નીચેની ઉમ્મરની કન્યાઓ માટે રાખેલું છે.

### હરીફાઇમાં કોણ ભાગ લઇ શકે ?

આ યોજનામાં કોઇ પણ કોમની સ્ત્રી ભાગ લઇ શકશે. અને કોઇપણ સ્થળેથી એ યોજનાને અંગે નિબંધો લખીને મોકલી શકશે. તેમજ નિબંધ લેખનની પરિક્ષામાં બેસી શકશે. આ યોજનામાં ભાગ લેનાર બ્હેન એક કરતાં વધુ નિબંધ લખી શકશે. પરંતુ લખનાર બ્હેનનાં એક કરતાં વધારે નિબંધો પ્રથમ ઇનામને પાત્ર ઠરી તો તેને એક પ્રથમ ઇનામ અને એક પ્રમાણપત્ર સાથે વધારામાં બીજા નંબરના ઇનામની રકમ આપવામાં આવશે.

### પરિક્ષક સમિતિ.

નિબંધો નીચેના પાંચ બ્હેનોની પરિક્ષક સમિતિ તપાસશે અને તેમનો નિર્ણય છેવટનો ગણાશેઃ

૧ અ. સૌ. તારાબ્હેન માણેકલાલ, જે. પી.
૨ „ શારદાબ્હેન સુમંત મહેતા, બી. એ.
૩ „ વિદ્યાબ્હેન રમણભાઇ નિલકંઠ, બી. એ.

૪ " તારાબ્હેન મોડક, બી. એ.
૫ " બ્હેન હંસા જીવરાજ મહેતા, બી. એ.

સુદત.

જે બ્હેનો આ ઇનામી નિબંધ લેખનની હરીફાઈમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તેમણે પોતાના વિષયો પસંદ કરીને તા. ૩૦ મી જુન, ૧૯૨૯ સુધીમાં લખી જણાવવું. નિબંધો સપ્ટેમ્બરની ૩૦ મી તારીખ સુધી સ્વીકારવામાં આવશે. દરેક વિષય માટે વાંચવાનાં પુસ્તકોની ભલામણ કરવામાં આવી છે-તે ઉપરાંત એ વિષયને લગતાં અન્ય પુસ્તકોનો ઉપયોગ થઇ શકશે. નિબંધો માત્ર વિષયને વળગી રહીને મુદ્દાસર લખાય એટલી કાળજી રાખવી. નિબંધો પરના સર્વ હક્ક ભગિની સમાજને સ્વાધીન રહેશે.

નિબંધો કાગળની એક બાજુએ, સફાઇથી લખવાં જોઇશે. નિબંધોની પરીક્ષામાં વિષય નિરૂપણ, ભાષા, લખાણની ઢબ તથા સફાઇ ઉપર ખાસ લક્ષ આપવામાં આવશે.

ખાસ સગવડ :

જે સ્થળેથી પાંચ કે વધુ બ્હેનોની અરજી એક જ વિષય ઉપર નિબંધ લખવા માટે આવી હશે, તે સ્થળે એ વિષયના અભ્યાસ માટે ખાસ વર્ગની ગોઠવણ-જરૂર હશે તો-કરી આપવામાં આવશે.

નિબંધ લખનારને જરૂરી પુસ્તકો વિ૦ સાહિત્ય મેળવી આપવામાં પણ બનતી મદદ કરવામાં આવશે.

અરજીમાં ઉમેદવારનું પૂરું નામ, તથા ઠેકાણું; પિતા અથવા પતિનું નામ, પોતાની જ્ઞાતિ, ઉમર તથા અભ્યાસ લખી મોકલવા વિનંતિ છે.

સઘળો પત્ર-વ્યવહાર નીચેને સરનામે કરવોઃ-

સૌ. બ્હેન હંસા મહેતા, બી. એ.,
ભગિની સમાજ જ્ઞાન મંદિર,
શેઠ ભગવાનદાસ નરોતમદાસ કપોળ નિવાસ હોલ,
સેન્ડહર્સ્ટ રોડ, મુંબઇ ૪.

આ ઇનામી હરીફાઇની પત્રિકા જે કોઇના વાંચવામાં આવે તેમને નમ્ર વિજ્ઞપ્તિ છે કે તેમણે હરીફાઇમાં ઉતરી શકે તેવી બ્હેનોને નિબંધો લખવા પ્રેરણા કરવી.



## ખુબસુરતીને ખાતર

પારીસના તબીબી ખાતા સમક્ષ રેમો દ'પાસાં નામના શોધકે માથાની ટાલ પર વાળ ઉગાડવાનો, ટાલ સીવવાનો નવો અખતરો બતાવ્યો હતો. શરીરના અમુક ભાગમાંથી વાળવાળી ચામડી તે ભાગમાં સીવી લેવામાં આવે છે. ત્યાર પછી વાળના મૂળ એ ટાલવાળા ભાગમાં બાઝે છે અને વાળ ઉગવા લાગે છે. વાળ પણ એમને મન તો એક જાતની શાક ભાજી જ ને ? પારીસ વિજ્ઞાનની શોધો કરવામાં જબ્બર હોય તે કરતાં ફેશનો શોધવામાં જબ્બર છે. હમણાં ચહેરા પરની કરચલી દૂર કરાવી ખુબસુરતી અને જુવાની દેખાડવાના કોડ ત્યાંની લલનાઓને ખુબ થાય છે. એ માટે એક ચહેરાની હસ્પીતાલ ખોલવામાં આવી છે. અહીં એ લલનાઓના ચહેરા અમુક આકારના બીબા ચોકઠામાં ગોઠવી દઇ જોર દઈને અક્કી કરવાની માફક જુદી જુદી ક્રિયા થાય છે. એથી એમને ચાર પાંચ દિવસ તો ભારે પીડા તો થાય છે, પણ વીસ વરસની કરચલીની તેમની પીડા ટળી જાય છે. ખુબસુરતીની આવી બાહુતી અને કૃત્રિમ રીતોથી ઘણી લલનાઓ પોતાની બદસુરતી વગેરે દૂર કરાવે છે. પણ આવી રીતે ચાર પાંચ વર્ષે વળી કરાવવું પડે છે. અને તે વખતે ફાયદો ઓછો થાય છે. વળી આ રીત ખર્ચાળ પણ છે. કુદરતમાં ક્યાં કરચલી કે બદસુરતી છે ! કૃત્રિમ જીવન જીવનનારને આવાં કૃત્રિમ સાધનજ ગમે અને ખપે. આ પદ્ધતિ ખર્ચાળ છે. પણ રૂપથી વધારે શું ?




**સ્ત્રી-જગતની પ્રગતિ ( ઈ. સ. ૧૯૨૫ ):**

ગયા વિશ્વવિગ્રહે જેમ કરોડો માણસોની જીંદગી ફના કરી કાળો કેર વર્તાવ્યો છે તેમ જગતની પ્રગતિમાં તેણે સારો હિસ્સો પણ આપ્યો છે. બીજી બધી વાતોને બાજુએ રાખતાં સ્ત્રી જગતની ઉન્નતિ સાધવામાં તો તેણે અપૂર્વ ભાગ ભજવ્યો છે. આજની સંસ્કૃતિમાં દુનિયાભરની મહિલાઓનું ચોક્કસ સ્થાન એ મહાભારત યુદ્ધે અવશ્ય નિર્ણિત કરી નાંખ્યું છે.

૧૯૨૫ ની મહિલા પ્રવૃત્તિ એ કંઇ બહેરા ભોડ કાનો ઉપર સ્ત્રીઓની રાખેલા મુજબની હકકની વૃથા માગણીઓની ચીસ માત્ર નથી. આ વર્ષે તો તો જગતની સ્ત્રીઓએ શાંતપણે પોતાની અવનવી જવાબદારીઓ ઉઠાવી લઇ સાધી શકાય તેટલી કુચકદમ પ્રગતિ કરી છે. એ પ્રગતિની માર્ગરેખાઓ દર્શાવતી જુદા જુદા દેશની માહિતી નીચે પ્રમાણે રજુ કરું છું:—

**ન્યુફાઉન્ડલેન્ડ:**

ન્યુફાઉન્ડલેન્ડમાં ૨૫ વર્ષ ઉપરાંતની ગોરી સ્ત્રીઓને ધારાસભા, સુધરાઇ વગેરેમાં ચુંટાવાનો હકક તેમજ સંપૂર્ણ મતાધિકાર મળ્યો છે.

**ઇટાલી—સ્પેન—ગ્રીસ.**

ભૂમધ્ય સમુદ્રને કાંઠે આવેલા આ ત્રણે દેશોમાં ત્રિયારાજ્યનો વિજય વધારે ગૌરવવંતો દીસે છે. ઇટાલીની લેટીન સંસ્કૃતિએ પોતાના ભવ્યભૂતકાળના સ્વપ્નો નિહાળવામાં સ્ત્રીઓને હકકદાર શહેરીઓ તરીકે લેખવાનું બાજુએ જ રાખ્યું હતું. પણ ઇટાલીના રાષ્ટ્રવીર સિનોર મ્યુસોલિનીએ સત્તા ઉપર પદ ધારણ કરીને ઇટાલીઅન રમણીઓને તેમનું સાચું સ્થાન એનાયત કર્યું એમણે ૧૯૨૩ માં સ્ત્રીઓને સુધરાઇનો મતાધિકાર બક્ષવાનું વચન આપેલું તે ૧૯૨૫ માં સંપૂર્ણપણે પાળી બતાવ્યું છે. જો કે આ હકક કંઇ બહુ ઉંચો ગણાય જ નહીં છતાં આ પરથી એટલું તો સ્પષ્ટ દેખાય છે કે જ્યારે ઇટાલીની પ્રજાને આત્મશાસન અથવા સ્વરાજ્ય મળશે ત્યારે સ્ત્રીઓનો અધિકાર પ્રજા કોઈ રીતે ઉવેખી નહીં જ શકે. પણ મ્યુનિસિપલ મતાધિકાર કરતાંય વધારે ઉપયોગી હકક સ્ત્રીઓને એ મળ્યો છે કે મજુર સંઘના કાયદા પ્રમાણે સ્ત્રીઓને માજીસ્ટ્રેટની અદાલતોમાં ન્યાયપંચમાં પણ સ્થાન પ્રાપ્ત થયું છે. સ્પેન દેશ માં મ્યુસોલિનીનો હરિફ ડી' રીવેરા ઓછાં વચન આપે છે અને વધારે કરી બતાવે છે. સ્પેનમાં પણ તેની નજર નીચે સ્ત્રીઓ સુધરાઇ મંડળો માટે ચુંટણીનો મત આપવા ઉપરાંત પોતેજ મંડળની સભ્યો બની શકે છે. ગ્રીસનાં મુખ્ય શહેરોમાં સ્ત્રીઓને સુધરાઇ ખાતાની ચુંટણી વખતે મત આપવાનો હકક મળ્યો છે પણ ૧૯૨૭ સુધી તેમને સુધરાઈ મંડળની સભ્યો બનવાનો અધિકાર નથી એમ જાહેર કરવામાં આવ્યું છે. આ ત્રણે દેશોમાં-ઇટાલી સ્પેન અને ગ્રીસમાં સ્ત્રીઓ સામે અત્યાર સુધી દુર્ભેદ્ય બંધનો હતાં તે ૧૯૨૫ માં આ પહેલીજ વાર આમ હકોની બક્ષીસ વડે ભેદાયાં છે.

આખા દક્ષિણ અમેરિકામાં બધાજ દેશો આ બાબતમાં ઉપર કહ્યા ત્રણે દેશોને પગલે ચાલવાનું વલણ દર્શાવી રહ્યા છે.

**ફ્રાન્સ અને દક્ષિણ અમેરિકા:**

ફ્રાન્સમાં ઓછામાં ઓછા ૨૫ વર્ષથી સ્ત્રીઓએ હાઇકોર્ટમાં પોતાનું બેરિસ્ટર મંડળ સ્થાપ્યું,

તેની પહેલી પચીશી તેમણે ગયા નવેમ્બરની ત્રીશમી તારીખે ઉજવી હતી. છતાં ત્યાં એક ખામી છે. ફ્રાન્સની સ્ત્રીઓને મ્યુનિસિપાલીટીમાં કે પાર્લામેન્ટમાં બીલકુલ મતાધિકાર નથી. દક્ષિણ અમેરિકાના ચીલી દેશમાં અત્યાર સુધી સ્ત્રીઓને પોતાનાં દેહ, મિલકત, કમાણી અને બાળકો ઉપર માલેકીનો હકક નહોતો. એવા પછાત દેશમાં પણ ૧૯૨૫ માં એક સ્ત્રી અદાલતના ન્યાયાધિશ તરિકે નીમાઇ છે. દક્ષિણ અમેરિકાના ઉરુગ્વાય દેશમાં રાજકીય તેમજ સામાજિક બાબતોમાં સ્ત્રીઓને પુરૂષો જેટલાજ હક્ક આપવાનો ખરડો હમણાજ ધારાસભામાં પેશ થયો છે અને પસાર થવાની અણી ઉપર છે. ઉરુગ્વાય તાફથી એક સ્ત્રી ડૉક્ટરને સ્ત્રીઓની પ્રતિનિધિ તરીકે દેશદેશના કૉન્ગ્રેસોમાં અને ઠેઠ યુરોપના રાષ્ટ્રસંઘમાં સ્ત્રીઓનાં વેચાણનો કુરિવાજ અટકાવવાનો ઉપદેશ કરવા માટે મોકલવામાં આવે છે.

**ઑસ્ટ્રેલીઆ, જાપાન, ગ્રીસ, ટર્કી અને સીરીયા:**

ઑસ્ટ્રેલીઆમાં ૧૯૨૫ માં પહેલીજવાર એક સ્ત્રીને કે. સી. ( K. C. ) નો ભારે ઇલકાબ આપવામાં આવ્યો છે. જાપાનમાં અને ગ્રીસમાં સ્ત્રીઓને આ સાલથી વકીલાત કરવાની છુટ મળી છે. કેરો અને બગદાદ શહેરમાં સ્ત્રીઓની ખાસ કલબો ખોલાણી છે. તુર્કસ્તાનમા તો કમાલ પાશાએ કમાલજ કરી છે. એણે સ્ત્રીઓના બુરખા ઉતરાવ્યા છે, તેમને સુધરાઇના મતાધિકાર આપ્યા છે, સરકારી નોકરીઓમાં ઉંચા હોદ્દા સુપ્રત કર્યા છે, અને સ્ત્રી પુરૂષોને કૉલેજોમાં એકી સાથે ભણવાનો ચાલ દાખલ કર્યો છે.

ઇસ્તંબુલ, બીરત, અંગોરા દમાસ્કસ વગેરે પૂર્વના શહેરોમાં સ્ત્રીઓને સમાજસેવા અને શહેરી જીવન માટે, જુદાં તાલીમખાનામાં જ તાલીમ આપવામાં આવે છે.

**હિન્દ અને સ્કેન્ડીનેવીઆ:**

હિન્દમાં પણ સ્ત્રી સમાજની પ્રગતિની મંગલ પગલીઓ પડી રહી છે, સામાજીક સુધારા, વિધવા વિવાહ વગેરે પ્રગતિઓને બાજુએ રાખીએ તો મહિલા પ્રગતિનું સારૂં અને સબળ પ્રતિબિંબ ધારાસભાઓના કામકાજમાં પડે છે, બંગાળાની ધારાસભાએ બંગાળની સ્ત્રીઓને ધારાસભાના સભ્યો ચુંટવા માટે મતાધિકાર આપ્યો છે, પંજાબની ધારાસભાએ પણ સ્ત્રીઓના મતાધિકારનો ખરડો પસાર કર્યો છે, મુંબઇના સુધરાઇમાં કૉર્પોરેશનમાં તો સ્ત્રીઓની ચાર પ્રતિનિધને ઘણા સમયથી સ્થાન છે, મદ્રાસે ૧૯ ૫ માં પહેલીવાર કૉર્પોરેશન માટે સ્ત્રી પ્રતિનિધિને ચુંટી કાઢેલ છે. વડી ધારાસભામાં લગભગ આખું વર્ષ સ્ત્રીઓની સંમતિવય ૧૪ વર્ષ કરાવવા માટે ડૉ૦ ગૌરના ખરડા ઉપર ખુબ ચર્ચા પણ ચાલેલ છે. કોચીન રાજયની ધારાસભામાં શ્રીયુત ટી૦ માધવી અમ્મનનાં પત્નીશ્રીને બેઠક મળી ચુકી છે.

યુરોપના ઉત્તર પ્રદેશોની સ્ત્રીપ્રગતિએ તો ખૂબ જ વિકાસ દર્શાવ્યો છે. ૧૯૨૫માં ડેનમાર્કમાં એક સ્ત્રીઓનાં હિતનો કાયદો પસાર થયો છે, જેની રૂએ ડેનમાર્કની સ્ત્રી પરદેશી માણસ સાથે લગ્ન કરે તો પણ ડેનમાર્કમાં વસીને પોતાની રાષ્ટ્રીયતા જાળવી શકે છે અને તે પ્રમાણે દરેક હકક ભોગવી શકે છે. છતાં તેને પોતાના પતિની રાષ્ટ્રીય જાતિ સ્વંકારવી હોય તો તેમ કરવાનો પણ તેને વિકલ્પ-અધિકાર છે. ફીનલેન્ડની ધારાસભાના પ્રમુખ ચુંટી કાઢવા માટે મતદાર મંડળોમાં ખાસ ૨૦ સ્ત્રીઓને દાખલ કરવામાં આવી હતી.

**સ્વિડન અને આયર્લાન્ડ:**

સ્વિડનમાં સનદી નોકરીના પુરૂષ જેટલા જ હકકો સ્ત્રીઓને આપવાનો કાયદો ૧૯૨૫ માં ઘડાયો છે. વળી સ્વિડનની પાર્લામેન્ટમાં પાંચ સ્ત્રીઓ પણ સભ્યો તરિકે ચુંટાય છે. આયર્લાન્ડની ફ્રી સ્ટેટ પાર્લામેન્ટે સ્ત્રીઓને માટે પણ સનદી નોકરીની પરીક્ષાઓ ખુલ્લી કરી છે. ઉત્તર આઇરીશ પાર્લામેન્ટમાં મીસીસ ચિસ્ટેટર નામે સ્ત્રી સભ્ય તરિકે ચુંટાઇ છે.

**લીગ ઓફ નેશન્સમાં સ્ત્રીઓ:**

૧૯૨૫ની સાલ યુરોપના રાષ્ટ્રસંઘે સ્ત્રીઓને આપેલા મહત્વ માટે ખાસ યાદગાર રહેશે. એ સંસ્થાએ બાળકોનાં ઉછેર અને રક્ષણ માટે એક કમીશન નીમ્યું છે. તે કમીશનમાં વધારે સંખ્યા

સ્રીસભ્યોની છે, વળી વોશિંગ્ટનમાં મળેલી સ્રીઓની આંતરરાષ્ટ્રીય કાઉન્સીલની મહાસભાઓ અને લંડન, એડિનબરો અને જીનીવામાં મળેલી જેલ સુધારણાની અને કેળવણીની તથા બાળ કલ્યાણની સ્રીઓની મહાસભાઓ દુનિયામાં સ્રીઓની પ્રગતિનીજ પ્રતીતિ કરાવે છે. ચાલુ વર્ષના મે માસમાં પારિસ મુકામે આંતરરાષ્ટ્રીય સ્રીઓની આંતરરાષ્ટ્રીય શાન્તિ અને સ્વતંત્રતાની મહાસભાઓએ પોતાનાં અધિવેશનો ભર્યાં હતાં. આમસ્ટરડામ મુકામે યુનિવર્સિટી-સ્રીઓનો આંતરરાષ્ટ્રીય સંઘ હાલ મળવાનો છે.

લીગ ઓફ નેશન્સની ૧૯૨૫ ની એસેમ્બ્લીની બેઠકમાં ઓસ્ટ્રેલીઆ, ગ્રેટબ્રિટન, ડેનમાર્ક, નોરવે રૂમાનીઆ અને સ્વિડન એટલા દેશોએ સ્રીઓને અવેજી પ્રતિનિધિઓ તરિકે મોકલી હતી. ૧૯૨૫ ની જીનીવાની સાતમી આંતરરાષ્ટ્રીય મજુર પરિષદમા ડેનમાર્ક, ફ્રાન્સ, આઇરીશ ફ્રીસ્ટેટ, નેધર્લેન્ડ અને રૂમાનીઆની સરકારે પાંચ સ્રીઓને મોકલી હતી. ગ્રેટબ્રિટનના મજુરોએ મીસ જુલીઆ વારલેને પોતાની પ્રતિનિધિ તરિકે મોકલી હતી.

**અંતિમ શબ્દ:**

૧૯૨૫ની સ્રીઓની એકંદર પ્રગતિ જોતાં રાજદ્વારી અને સામાજિક ક્ષેત્રમાં તેમનું સ્થાન સંતોષકારક ભાસે છે. પણ ખાસ કરીને ગ્રેટબ્રિટનમા સ્રીઓની પ્રગતિ ઉપર કેટલાક પ્રત્યાઘાતો થયા છે. વિધવાઓ અને બાળકોના પેન્શનનો કાયદો, સમાનવાલીપણાનો કાયદો, ભરણપોષણ અને સંબંધ ( એફીલીએશન ) નો કાયદો-એટલા કાયદાઓ ઘડાયા છતાં ગ્રેટબ્રિટનની સ્રીઓની આર્થિક સ્વતંત્રતા ઉપર ગંભીર મર્યાદા મૂકવામાં આવી છે. હવાઇ જહાજોના પાઇલોટ તરિકે સ્રીઓને મળેલા આંતરરાષ્ટ્રીય કામગીરીના પરવાના પાછા ખુંચવી લેવાયા છે. વધારે ખેદકારક વસ્તુ તો એ છે કે વિધવાઓના પેન્શનના કાયદા માટે આરોગ્યનાં મંત્રીમંડળરૂપે એક નવીન ખાતું ખોલવામાં આવ્યું છે, તેમાં ૯૨ પુરૂષોને અને માત્ર ૧૦ સ્રીઓને નીમવામાં આવેલ છે. વર્ષોની અનુભવી સ્રીઓ સહેલાઇથી મળી શકે તેમ હોવા છતાં સ્રીહિતના આ કામમાં સ્રીઓ પ્રત્યે આટલી ઘોર અવગણના દર્શાવી છે.

છોટાશંકર દ. વ્યાસ.

## માબાપો બાળકોને શા માટે મારે છે ?

માબાપો પોતાનાં બાળકોને ચાહતાં છતાં તેમને વારંવાર મારે છે તેનાં કેટલાંએક કારણો નીચે પ્રમાણે છેઃ

૧. કેટલાંએક માબાપો છોકરાં સારાં થાય તેવું ઇચ્છી તેમને સારાં થવાં ઉપદેશ કરે છે ને ઉપદેશની બાળકો ઉપર તાત્કાલિક અસર નથી થતી ત્યારે તેઓ ચીડાય છે ને તેમને મારે છે.

૨. કેટલાંએક માબાપો બાળકોની નિર્દોષ રમતો જેવી કે દોડમદોડા, ગલોટિયાં ખાવાં, ધૂળ ચાળવી, ગારાના ગાંડિયા કરવા, ને વિગેરે તોફાનમાં ગણે છે ને તેથી તેવી રમત રમનાર બાળકોને મારે છે.

૩. કેટલાંએક માબાપો સ્વભાવથી ચીડીયાંઅને સોગીયાં હોય છે. તેમને તેમનાં બાળકોનો આનંદ ગમતો નથી. બાળકો જ્યારે રમત ગમત કરતાં માબાપ પાસે જઈ ગેલ કરે છે ત્યારે તેઓને વઢવામાં કે મારવામાં આવે છે ને કહેવામાં આવે છે કે આ તો આડે ને આડે આવ્યા કરે છે ને સખ્યે બેસવાય દેતાં નથી.

૪. કેટલાંએક માબાપો ગરીબાઇ અને સંસારનાં બીજાં દુઃખોથી હતાશ અને નિરુત્સાહ બની ગએલાં હોય છે. તેમને જીવનમાં કશો રસ હોતો નથી. તેમના જીવનનો આનંદ છેક ઉડી ગયો હોય છે. તેઓ બાળજીવનનો આનંદ સમજી શકતાં નથી ને જીરવી શકતાં પણ નથી. તેમને બાળકોનાં આનંદ, રમતો, વાતો વગેરે કડવું લાગે છે. આવે વખતે પણ બાળકો માબાપનો માર ખાય છે.

૫. ધંધામાં કે વ્યવહારમાં માબાપોને નુકસાન જાય છે કે પાછા પડવાનું બને છે ત્યારે તેની દાઝ માબાપ ઘણીવાર બાળકો ઉપર કાઢી તેમને મારી દે છે.

તેમજ માબાપ તેમના દુશ્મનો કે પ્રતિસ્પર્ધીઓ સામે લડી શકતાં નથી, અથવા લડવામાં હારે છે ત્યારે પણ દાઝે બળીને ખીજએલા કુંભાર ગધેડાના

કાન આમળે તેમ તેઓ પોતાનાંજ બાળકોને લગાવે છે.

વહુ સાસુની દાઝ પોતાનાં બાળક પર કાઢે છે, ઓફિસમાં ગાળો ખાઇને આવેલ બાપ ઘરમાં બાળકને મારી દે છે, દુકાને ખીજાએલા મેતા ઘરમાં બાળકો ઉપર ઉતરી પડે છે.

૬. કેટલાંએક માબાપો બાળકો જુઠું નથી બોલતાં, બીજાને ઘરની વાત જેવી હોય છે તેવી કહી દે છે, ઘરમાંથી સારી સારી વસ્તુઓ પોતાનાં ગોઠિયાને આપી દે છે, નાનાં નાનાં ઉદારતાનાં કામો કરે છે તેથી પણ મારે છે.

તેમજ કેટલીએક વાર બાળકો નાતમાંથી ચોરી ન લાવે, પોતાને જડેલું પાછું આપી આવે, તોપણ માર ખાય છે.

૭. કેટલાંએક માબાપો બાળો તેમનાં સુખમાં આડાં આવે છે તેમ ગણી તેમને મારે છે.

૮. બાળકોને આજ્ઞાંકિત બનાવવા, લુગડાં મેલાં કરવા માટે, ઘરેણાં ખોવા માટે, પડી જવા માટે. કે ભૂલો પડી જવા માટે કે માંદા પડવા માટે પણ માર ખાવા પડે છે.

નર્મદાબેન.

( શિક્ષણ પત્રિકા ).

**નર્સરી ટ્રેનીંગ સ્કૂલ:**

સ્ત્રીકેળવણી ઇંગ્લંડમાં ઘણા વર્ષથી સારી પ્રચલિત છે, પણ જેમ જેમ સ્ત્રીકેળવણી વધતી ગઇ તેમ તેમ છોકરીઓના શિક્ષણમાં બાળઉછેર અને ઘરકામના શિક્ષણની ખોટ માલમ પડવા લાગી. તેથી વાંચન લેખન વગેરેના શિક્ષણ સાથે બાળઉછેર ને ઘરકામનું શિક્ષણ પણ છોકરીઓને આપવુંજ જોઇએ એમ ત્યાંના લોકોના મગજમાં ઠસાવવાની ચળવળ ત્યાંની કેટલીક સ્ત્રીઓએ કરવા માંડી. આવી જાતની ચળવળ પછી સને ૧૯૧૧ માં એક " નર્સરી ટ્રેનીંગ સ્કુલ " જ્યાં એ જાતનું બધું શિક્ષણ છોકરીઓને આપી શકાય એવી સંસ્થા લંડનમાં સ્થાપવામાં આવી. પહેલાં તો શાળાની જગ્યા તેમજ મકાન સારાં ન મળ્યાં, તેમજ ત્યાંના કામમાં દેખરેખ રાખવા માટે ઉપરી બૈરી ( matron ) જોઇએ તે પણ એકદમ મળી શકી નહિં, પણ ધીમે ધીમે જેમ એ શાળાની કદર થતી ગઇ તેમ એ લોકોને રહેવાને મકાન પણ સારૂં મળ્યું તેમજ એક કેળવાએલી આધેડ મેટ્રન તથા થોડી નર્સીસ પણ ત્યાં શિખવવા માટે મળી આવી. હાલમાં એ શાળા એક ઘણીજ બાહોશ મેટ્રનના હાથ નીચે લંડનના હેમ્પસ્ટેડ નામના સુંદર ભાગમાં એક તેનેજ માટે ખાસ બાંધેલા મકાનમાં ચલાવવામાં આવે છે. અહિં એકી વખતે વીસથી ત્રીસ છોકરીઓને દાખલ કરવામાં આવે છે. દરેક છોકરીને એક વર્ષનું શિક્ષણ આપવામાં આવે છે, ત્યાં એ લોકોને સાધારણ સર્વેન્દ્રિયશાસ્ત્ર ( Physiology ) નું જ્ઞાન, આરોગ્યતા સંરક્ષણશાસ્ત્ર (Hygiene) તેમજ નાના બાળકોના દરદો, દરદના લક્ષણો અને માવજતનું શરૂઆતનું જ્ઞાન મળે એવું શિક્ષણ આપવામાં આવે છે, બાળસ્વભાવ. નાનાં છોકરાંઓને કસરત સાથે થોડું જ્ઞાન મળી શકે એવી રમતો, અભિનય સાથેનાં ગાયનો ( action songs ) તથા કીન્ડરગાર્ટન પણ એ છોકરીઓને શિખવવામાં આવે છે. આ ઉપરાંત રાંધવાનું, લુગડાં ધોવાનું, નાનાં છોકરાના કપડાં શીવવાનું, ફાટેલાં કપડાં સાંધવાનું, રફુ કરવાનું, ઘર સંભાળવાનું વગેરે પણ શિખવવા માટે એ બધું કામ વારાફરતી ત્યાં રહેતી છોકરીઓ પાસેજ કરાવવામાં આવે છે. એ શાળાને અંગે નોકરો રાખવામાંજ આવતાં નથી એટલે બધુંજ છોકરીઓને પોતાની મેળેજ કરવું પડે છે, પણ તેમની કંઇ ભુલ પડે તો મેટ્રન અથવા નર્સીસ બતાવે છે. ત્યાં રહેનાર છોકરીઓને વર્ષમાં રજા મળતી નથી, પણ અઠવાડિયામાં થોડા કલાક વારાફરતી એ લોકોને કામ સોંપવામાં આવતું નથી ને નવરાશ મળે છે, તેમજ દર રવિવારે પ્રાર્થના માટે દેવળમાં જવાની પણ સગવડ કરી આપવામાં આવે છે.

બાળઉછેરનું કામ શિખવવા માટે એ શાળા થોડા દિવસના બાળકથી માંડીને તે પાંચ વર્ષ સુધીનું કોઇ પણ છોકરૂં કે જેની મા મરી ગઇ હોય ને રાખનાર કોઈ હોય નહિં એવાં આઠ દસ બાળકોને ઉછેરવાને ત્યાંજ રાખે છે. ત્યાં શિખવા રહેતી દરેક છોકરીને ૭ મહિના બાળઉછેરનું કામ કરવું પડે છે ને તે વખતે પોતાની સંભાળ નીચે સોંપાયેલા બાળકનું બધુંજ કામ એને પોતાને કરવું

પડે છે. જેમ નાની ઉમરે થએલી માતાને પોતાના પહેલા બાળક વખતે શું શું કરવું તે કંઇજ ખબર હોતી નથી પણ ધીમે ધીમે અનુભવથી તેમજ આસપાસના લોકોના બતાવ્યાથી શિખે છે, તેમ આ છોકરીઓ પણ શિખે છે ને તેમને દોરવા માટે નર્સો હોય છે એક છોકરીની સંભાળ નીચે એકી વખતે એક બાળક અથવા કોઇ વખતે તો બે બાળક પણ સોંપવામાં આવે છે. થોડે થોડે વખતે એની સંભાળ નીચેનું બાળક બદલવામાં આવે છે, કે જેથી એ છ મહિના કામ કરે તેટલામાં એના હાથ નીચે થોડા દિવસના બાળકથી માંડીને તે પાંચ વર્ષ સુધીનું બાળક આવી જાય. આ કામને લીધે બાળકને ઉપરનું દૂધ પાવામાં નડતી અડચણો, તે લોકોના મંદવાડો, તેમની માવજત વગેરે બધાંનો અનુભવ એ છોકરીઓને મળે છે. મોટાં છોકરાંને રાખવાથી એ લોકોની નાનપણની કેળવણી વગેરેનું જ્ઞાન પણ મળે છે. કેટલીક વખત નાના બાળકોને ધવડાવવા ધાવો પણ રાખવામાં આવે છે કે જેથી તેની અસર બાળકો પર શું થાય છે તે એ છોકરીઓને જાણવાનું મળે. આ ઉપરાંત ત્યાં વારંવાર ભાષણોના વર્ગો ચાલે તેમાં એને લગતા જુદા જુદા વિષયો પર ભાષણો થાય. છ મહિના બાળઉછેર પાછળ કહડાવવામાં આવે છે ને બાકીનો વખત બીજું કામ કરાવવામાં આવે છે. ત્યાં રહેતી છોકરીઓ તેમજ નાના છોકરાંઓ માટે છોકરીઓ પાસેજ રંધાવવામાં આવે છે. આવી રીતે એક વર્ષ રહેવાથી એ છોકરીઓને નર્સ તરીકેનું સારૂં જ્ઞાન મળે છે.

એ શાળામાં સોળ વર્ષની ઉંમરની છોકરીથી કોઇ પણ મોટી છોકરીને દાખલ કરવામાં આવે છે. ત્યાંથી પાસ થઇને બહાર નીકળેલી છોકરીને આગળ જતાં ઇસ્પીતાલની નર્સ તરીકેનું કામ શિખવું હોય તો આ શિક્ષણને લીધે તે સહેલું પડે છે. પણ જેને એકાદ નાના બાળક કે છોકરાંની નર્સ તરીકે કામ કરવું હોય અથવા તો ઘર માંડી પોતાના છોકરાંની સંભાળ લેવી હોય તેને માટે તો આ શિક્ષણ બહુજ સારૂં પડે છે.

ઇંગ્લાંડમાં આવી જાતની શાળાઓની સારી કદર થાય ત્યારે હિંદુસ્તાનમાં બાળકોનું મરણ પ્રમાણ આટલું બધુ છે ત્યાં તો આવી શાળા સ્થાપી હોય તો બહુજ કદર થવી જોઇએ. આવી શાળાથી ઘણા ફાયદા થાય. છોકરીઓ કે જે ભવિષ્યમાં ગૃહિણીઓ ને માતાઓ થવાની તેમને એકાદ વર્ષ આવું શિક્ષણ આપ્યું હોય તો એ લોકોને ભવિષ્ય માટે સારૂં પડે; તેમજ આવી શાળા સ્થપાય એટલે ગરીબ મા વગરના આઠ દસ ને જો એ સંસ્થા સારી ચાલે તો વધારે બાળકો પણ પળાય. પંદર સોળ વર્ષની છોકરીઓ અંગ્રેજી કે ગુજરાતી ચાર પાંચ ચોપડીઓ ભણી ઘેર બેસી રહે છે તો તેઓને એકાદ વર્ષ આવી શાળામાં મોકલ્યાં હોય તો સારૂં: આજકાલ ઘણા માબાપ પોતાની છોકરીઓને વાંચતાં લખતાં આવડે, ને અંગ્રેજી શિખે અથવા તો મેટ્રિક કે બી. એ. થાય એ ખ્યાલથી ભણાવે છે પણ એ શિક્ષણ સાથે આવું થોડું શિક્ષણ આપવાનો પણ ખ્યાલ રાખવામાં આવે તો ભવિષ્યમાં તે લોકોનેજ ઉપયોગી થઇ પડે કારણ કે એવું ભણેલી છોકરીઓ પરણીને ઘરસંસાર માંડે ત્યારે એવી જરૂરી બાબતમાં અજ્ઞાન હોય તો એ લોકોને ભારે પડે છે: બીજું નાની ઉમરની વિધવાઓને પણ આવી જાતનું શિક્ષણ આપ્યું હોય તો તે એ લોકોને પણ ઉપયોગી થઇ પડે. એવુ શિક્ષણ લેવાથી તેઓ પરતંત્રતાથી બચી શકે અથવા તો આવી બીજી શાળાઓ કહાડી દેશસેવા કરી શકે.

સૌ. ઉર્મિલા મહેતા




## હિંદ.

મુંબાઈની નેશનલ બેબી વીક કમીટિએ બાળ-હિતની એ ઉપયોગી ચળવળ આખું વર્ષ ચાલુ રાખવાનો ઠરાવ કર્યો છે. એ ઠરાવ મુજબ એપ્રીલ માસમાં દાદરમાં આવેલી નાયગામ ચાલીમાં રહેતા ૧૦૦૦૦ માણસોમાં બાળહિતનું જ્ઞાન ફેલાવવા પ્રદર્શન ભર્યું હતું અને તેમાં કેળવાયલી નર્સોએ સુવાવડ સંબંધી બાબતો સ્ત્રીઓને સમજાવી હતી.

મુંબાઈની રાષ્ટ્રીય સ્ત્રી સભાના આશ્રય હેઠળ સ્ત્રીઓની એક સભા તા ૨૧ મી એપ્રીલે મારવાડી વિદ્યાલય હોલમાં રામજયંતી ઉજવવા મિસિસ નાયડુના પ્રમુખપદે મળી હતી.

મુંબાઈના ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળના આશ્રય હેઠળ સ્ત્રીઓની એક સભા તા. ૧૯મી એપ્રીલ સૌ. હંસા મ્હેતા, બી એ. ના પ્રમુખપદે મળી હતી, જે વખતે રા. કાશીરામ ઉપાધ્યાયે ગુજરાતી વાચનમાળાના ગુણદોષ વિષે ચર્ચા કરી હતી.

મુંબાઈના પરેલ મહિલા મંડળના આશ્રય હેઠળ તા ૨૪મી એપ્રીલે સૌ. હંસા મ્હેતાના પ્રમુખપદે વસંતોત્સવ ઉજવવામાં આવ્યો હતો. સ્ત્રીઓએ ગુંથેલાં ઝબલાં, શાળી વગેરે વસ્તુઓનું એક નાનકડું પ્રદર્શન પણ ત્યાં હતું. પ્રમુખ બ્હેને ઋતુ-ઋતુના ઉત્સવો ઉજવવાની અગત્યતા સમજાવી હતી.

મુંબાઇના સ્ટુડંટસ બ્રધરહુડના આશ્રય હેઠળ ૧૯મી એપ્રીલે રા. નટરાજનના પ્રમુખપદે મીસ ટીકીન્સને " સામાજીક બદી (અનીતિ) સામે લડત " વિષે એક મનનીય વ્યાખ્યાન આપ્યું હતું અને સ્ત્રીઓ એ બાબતમાં શું કરી શકે તે સમજાવ્યું હતું.

થોડા સમયપર વધુ અભ્યાસ માટે પરદેશ ગયેલાં ડૉ. બ્હેન કુમુદ અમૃતલાલ મ્હેતા, એમ બી. બી એસ. એ ડબ્લીન યુનીવરસીટીની એલ એમ. ની પરીક્ષા પસાર કરી છે, અને વધુ અભ્યાસ માટે એડીનબરો ગયા છે.

મુંબાઇના ત્રીજા પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટે, પોતાની પત્નીને ડામ દેનાર એક પુરૂષને બે માસની સખ્ત મજુરી સાથેની કેદની સજા ફરમાવી છે. પત્ની ઢોર કે મીલકત નથી જેના ઉપર જંગલી વર્તન ચલાવી શકાય એવી ટીકા મેજીસ્ટ્રેટે કરી હતી.

મુંબાઇમાં મુસ્લીમ કન્યા કેળવણીના વિકાસની યોજનાના સમર્થનમાં એક વગવાળો મેળાવડો મી. આતિયા બેગમના પ્રયાસથી એપ્રીલમાં થયો હતો. આ યોજના સંકુચિત વિચારની દીવાલો તોડી પાડી વ્હેમ અને અજ્ઞાનના પડદામાંથી બાનુઓને બ્હાર કાઢશે એમ તેમણે જણાવ્યું હતું. મિસિસ નાયડુ, મિસિસ સ્ટોકબ્રિજ વગેરેએ પણ વિવેચન કર્યાં હતાં. ફંડમાં રૂ. ૨૦૦૦ મળ્યા છે.

× × ×

વડોદરાના જાણીતા કીન્ડરગાર્ટન સ્પેશીયાલીસ્ટ સૌ. સ્નેહલતા પગારના બી એસ. એ. એમ. એ " નવી બાળ કેળવણી અથવા પ્રાગતિક કીન્ડરગાર્ટન શિક્ષણ " નામે સચિત્ર પુસ્તક હમણાં જ પ્રકટ કર્યું છે. લેખિકાએ કીન્ડરગાર્ટનનો ખાસ અભ્યાસ અમેરિકામાં કર્યો છે. પુસ્તકની પ્રસ્તાવના નામ. દિવાન સાહેબે લખી છે.

× × ×

અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાની વાર્ષિક સભા એપ્રીલમાં રા. બ. રમણભાઇ નીલકંઠના પ્રમુખપદે મળી હતી. બંધારણમાં સુધારો કરવા વિષે ચર્ચા થઇ હતી સ્ત્રી સભાસદોની માગણીને અનુસરી તેમને માટે વાર્ષિક ફી રૂ. એક કાયમ રાખી છે. સ્ત્રી વિભાગના સભાસદો નોંધવાનું કામ સ્ત્રીઓનેજ માથે નંખાયું છે. એ વિભાગના પ્રમુખ સામાન્ય સભાનાં ઉપપ્રમુખ ગણાશે; અને બે મંત્રીઓ વ્યવસ્થાપક સભાનાં સભાસદ ગણાશે

'અમદાવાદમાં તા. ૧૧ મી એપ્રીલે રા આણંદજીવન પાઠકે ગુજરાત સાહિત્ય સભાના આશ્રય હેઠલ રો. વિદ્યાગૌરી નીલકંઠ બી. એ ના પ્રમુખપદે "ઇબ્સેનના સ્ત્રી-પાત્રોમાં દશ્ય થતું જીવન" એ વિષય પર એક મનનીય વ્યાખ્યાન આપ્યું હતું. બીજા ગૃહસ્થોએ પણ જાણવાજોગ ચર્ચા કરી હતી

× × ×

મ્હૈસુરની યુનીવરસીટીએ સ્ત્રી-કેળવણીના વધુ વિકાસ સંબંધી વિચાર કરવા નીમેલી કમિટિ પોતાના રીપોર્ટમા જણાવે છે કે જુદા જુદા મુખ્ય સ્થળોમા ઉચ્ચ કળવણી માટે મંડળો સ્થાપવાં અને ગૃહકામ શીખવવા માટે ખાસ ગોઠવણ કરવી બીજી સૂચનાઓ એવી છે કે કન્યાઓને વધુ સ્કોલરશીપો આપવી અને પરદેશની કન્યાશાળાઓ તથા વસતિગૃહોની યોજનાનો અભ્યાસ કરવા ડેપ્યુટેશનો મોકલવાં.

× × ×

કુજબલ ( નિઝામ રાજ્ય ) ના એક જાગીરદાર એક મરાઠા કન્યા પર આશક થઇ ગયા. એ છોકરીના એક સગાને તેમણે છોકરીને પોતાને ઘેર મોકલી આપવાનું કહ્યું. તે છોકરો જ છોકરીનો વેશ પ્હેરી બીજા એક પુરૂષ સાથે જમીનદારને ઘેર ગયો અને જમીનદારને તલવારથી મારી નાંખ્યો.

× × ×

મદ્રાસની સરકારે નક્કી કર્યું છે કે દાયણોને છ મહિના સુધી તેમના ધંધાને લગતું શિક્ષણ આપવું. એ શિક્ષણ લીધા પછી તેમને મ્યુનીસીપાલીટી કે જીલ્લા બોર્ડ તરફથી સરટીફીકેટ મળશે ત્યારેજ તેઓ ગામ કે શહેરમાં દાયણું તરીકે ધંધો કરી શકશે.

× × ×

મદુરામાં મહામાઈ નામે એક દશ વર્ષની છોકરીએ ચાંદીના એક ઘરેણાથી લોભાઇ તે પ્હેરનાર બાળકને કુવામાં નાંખી દીધો મુકદમો ચાલતાં જડ્જે તેને દેશનિકાલની સજા કરી હતી પણ તેની નાની ઉમ્મર પર ધ્યાન આપી તેના પિતાની દેખરેખ હેઠલ રાખવાની આજ્ઞા કરી છે

× × ×

નેપાળે જ્યારે લાખો રૂપિયા ખર્ચીને ગુલામીની પ્રથા નાબુદ કરીને ગુલામોનો ઉદ્ધાર કર્યો છે, ત્યારે જોધપુરમાં હજુ એ પ્રથા કદામ સ્વરૂપે પ્રવર્તી રહી છે. દરોગા, ખવાસ, ચેલા રાવણા વગેરે કોમોના મળીને ૧૦ લાખ માણસોને રાજ્યની અને રાજ્યોના અમીરોની ધારાસર ગુલામી કરવી પડે છે. ૧૯૧૬ ના રાજ્યના ધારા પ્રમાણે કોઇ પણ ઉમરાવ (૧) રાવણા વગેરે કોમના કોઇ પણ માણસને પોતાને ત્યાં રાખી તેની પાસેથી કામ લઇ શકે છે. (૨) તેમની છોકરીઓને પોતાની પુત્રી સાથે કરીયાવરની મિલ્કત તરિકે મોકલી શકે છે. (૩) ગમેપણ વખતે ગુલામોને ઘરબ્હાર કાઢી મેલી પાછા કોઇ પણ વખતે મજુરી કરવા બોલાવી શકે છે આવા ધારાનાં દેખિતાં અનિષ્ટોમાં ગુલામોની છોકરીઓ સાથે દુરાચાર, પછી તેમનો ઉપયોગ ન રહેતા તેમના પૈસા લઇને વેચાણ ને બીજા કંઇક અત્યાચાર ચાલે છે. આ સામે અજમેરની અખિલ હિન્દ રાજપુત સભાએ જોધપુરનરેશને અરજી મોકલી ગુલામીની નિર્દય પ્રથા સત્વર નાબુદ કરવા અરજી કરી છે.

× × ×

બિજનોર જીલ્લાના શેરકોટ ગામની ૬૬ વર્ષની એક ડોસીમાએ ૧૬-વર્ષના એક ફગતી વયના બાળક સાથે લગ્ન કર્યાં છે. ૬૨ વર્ષનો બુઢો બાર વર્ષની બાળા લાવે, ત્યારે ૬૬ વર્ષની ડોસી સોળ વર્ષના બાળકને પરણે તેમાં શું ખોટું ?

× × ×

પન્ના રાજ્યના કકરહટી ગામમાં એક નવ

વર્ષની જૈન કન્યાનો વિવાહ એક ૫૦ વર્ષના નવજુવાન સાથે થવાનું કહેવાય છે.

× × ×

કોટા રાજ્યે હોળી પર ગવાતા બિભત્સ ગીતો અને કેટલાક અશ્લીલ વ્યવહારોની સામેનો એક કાયદો પસાર કર્યો છે. અને કોટાની પોલીસે વ્યભિચારીની સામે સખત પગલાંઓ લઇને વેશ્યાવાડો લગભગ નાબૂદ કર્યો છે.

× × ×

ગ્વાલિયર રાજ્યમાં ઘોડદોડની શરતો સદ્‌ગત મહારાજાએ દાખલ કરી હતી. પરિણામે પ્રજા જુગારી બની અને પાયમાલ થવા લાગી. ના. મહારાણીએ એ બધું પોતાની ચતુર આંખે જોઇ શરત બંધ કરવાની આજ્ઞા કરી છે.

× × ×

ઝોકદાર નામે ગામની એક ૧૮ વર્ષની રૂપવતી યુવતી પોતાની મા સાથે ફીરોઝપુરની કોર્ટમાં ગઇ હતી. તેને જોઇ કેટલાક પઠાણો તેની પાછળ ફરવા લાગ્યા.માને શક જતાં કોર્ટનું રક્ષણ માંગ્યું.પઠાણોના ગયા પછી સીપાઇના પ્હેરા હેઠલ તેમને ગાડીમાં બેસાડી તેમને ગામ મોકલવાનો બંદોબસ્ત કોર્ટે કરી આપ્યો રસ્તામાં એક મોટરમાં બેઠેલા આઠ દસ માણસોએ તેમના ઉપર હુમલો કર્યો અને યુવતીને ઉઠાવી ગયા. બે મહિને પત્તો લાગ્યો ત્યારે તેની શાદી દીનમહમદ સાથે કરી દીધી હતી. પાંચ ગુન્હેગારોને કોર્ટે જુદી જુદી સજા કરી છે

× × ×

ભોપાલ રાજ્યમાં હિંદુઓને મુસલમાન બનાવવા માટે રાજ્યની મદદથી જે અત્યાચાર ચાલે છે તેનો ખ્યાલ ગયા અંકમાં અમે આપ્યો હતો " ચાંદ "નો એક ખબરપત્રી એક તાજી ઘટના આ પ્રમાણે વર્ણવે છે: " એક ગરીબ કોલીની બાર વર્ષની છોકરીને કોઈ મુસલમાન બદમાશ ઉઠાવી ગયો. તેના પર વોરન્ટ નીકળ્યું ત્યારે તે છોકરીને, જાણીતા નેતા અબુલ કલામ અઝાદની બ્હેન, આબરૂ બેગમને સોંપી નાસી ગયો. માંબાપે તેમની પાસે માંગણી કરી ત્યારે જવાબ મળ્યો કે ' છોકરી ખુશીથી મુસલમાન થઈ છે અને કાયદાની રૂએ પાછી નહિ સોંપાય. '

× × ×

કાનપુરના સ્વ. દુર્ગાપ્રસાદ બાગલાના પત્ની શ્રી. દુર્ગાદેવીએ પોતાની પાંચ-છ લાખની મીલ્કત સમાજસેવા અને ધર્મના કાર્યો માટે દાનમાં આપી દીધી છે. આ દાનમાંથી વનિતા-આશ્રમ, અનાથાલય, ધર્મશાળા અને ઔષધાલયની સ્થાપના કરવામાં આવશે.

× × ×

આગ્રા મ્યુનીસીપાલીટીમાં એક સભાસદ એવી મતલબનો ઠરાવ લાવનાર છે કે, વેશ્યાઓને જમનાની પેલી પાર હાંકી કાઢવામાં આવે.

× × ×

દીલ્હી યુનીવરસીટીની બી. એ. ની પરીક્ષામાં સર્વ સ્ત્રી-ઉમેદવારોમાં પ્રથમ આવનાર શ્રીમતી રાજદુલારીને એક ખાસ ઇનામ મળ્યું છે.

× × ×

અલીગઢમાં ડેપ્યુટી કલેક્ટર રાયસાહેબ લાલા બીજલાલના પ્રમુખપદે હિંદુ વિધવાઓના રક્ષણાર્થ એક વિધવા સંરક્ષિણી સભા હમણાંજ સ્થાપિત થઇ છે વિધવાઓને હુન્નર-ઉદ્યોગ શીખવવાનો તે પ્રબંધ કરશે; અથવા તેમના પુનર્લગ્ન માટે ગોઠવણ કરી આપશે.

× × ×

જોડાબગાન (કલકત્તા) ના મેજીસ્ટ્રેટની કોર્ટમાં એક સ્ત્રીપર પોતાની ૧૪ વર્ષની પુત્રીને વેશ્યાવૃત્તિ કરાવવા માટે મુકદમો ચાલ્યો હતો છોકરીને રેસ્કયુહોમમાં રાખવામાં આવી છે.

× × ×

બાજબજ ( બંગાલા ) ની પોસ્ટ ઓફીસના ૫૦ વર્ષના એક કારકુન ગોપાલચન્દ્રે પોતાની ૧૮ વર્ષની પત્ની પર ખફા થઇ તેના હાથ-પગ બાંધી માથાના બધા વાળ કાપી નાંખ્યા. આ અત્યાચારથી

ખિન્ન થઇને પત્ની સ્પીરીટ શરીર પર છાંટી બળી મૂઇ.

× × ×

ઢાકાની એક પરણેલી કન્યાને કોઇ મુસલમાન બદમાશો ઉઠાવી ગયા અને પકડાઇ જવાની ધાસ્તીએ ૨૨ દિવસ સુધી છુપાતા રહ્યા. કન્યાએ ચતુરાઇ વાપરી તેમને કહ્યું કે 'તમે શું કામ ગભરાઓ છો? મને મેજીસ્ટ્રેટ પાસે લઇ જાઓ. હું કબુલ કરીશ કે હું રાજીખુશીથી આવી છું!' બદમાશો આથી ભોળવાઇને તેને મેજીસ્ટ્રેટ પાસે લઇ ગયા જ્યાં છોકરીએ બધી સાચી વાત કહી દીધી. બે ગુન્હેગારોને પાંચ-પાંચ વર્ષની સજા થઇ.

× × ×

લાહોરમાં શ્રીમતી એલ. આર. જોશીના પ્રયત્નથી એક મહિલા-વિદ્યાર્થી સભા સ્થાપિત થઇ છે આ સભાદ્વારા સ્ત્રીઓની માનસિક અને ધાર્મિક ઉન્નતિ માટે પ્રયત્નો કરવામાં આવશે

## એશિયા.

અરબસ્તાનના મક્કા પ્રદેશમાં જે અત્યાચાર વિજેતા ઇબ્ન સૌદ અને તેના માણસો કરી રહ્યાં છે તેનો અહેવાલ આપતાં એક યાત્રી કહે છેઃ "આખું હીજાજ મયક ઇબ્ન સૌદના નજદીઓથી ત્રાહ્ય પોકારી રહ્યું છે. ત્યાંના શરીફોને પોતાની કુમારીઓને છુપાવી રાખવી પડે છે રાક્ષસી નજદીઓ કન્યાઓને જબરજસ્તીથી પરણી થોડા રોજમાં તલ્લાક આપે છે અને ફરી બીજી સાથે લગ્ન કરે છે. આ રીતે અબળાઓના શિયળનો ભંગ કરવામાં આવે છે હમણાં જ ઇબ્ન સૌદના એક ૮૦ વર્ષના બુઢ્ઢા લશ્કરી અમલદારે મક્કામાં અવી બે વાર લગ્ન કર્યાં છે."

× × ×

પેલેસ્ટાઇનમાં યાહુદી પ્રજાનું એક રાષ્ટ્રીય મંડળ છે જે એ દેશની યાહુદી જાતિની પ્રતિનીધિ-સંસ્થા છે અને એ જાતિના અભિલાષો તથા આશયો પ્રકટ કરવાનું કામ કરે છે. એ મંડળની છેલ્લી ચુંટણીમાં ૨૬ સ્ત્રી સભાસદો ચુંટાયાં છે. કુલ સભાસદોની સંખ્યા ૨૦૧ ની છે.

× × ×

જાપાનની મીલોમાં કામ કરતી સ્ત્રીઓ તથા બાળકો તરફથી એક અરજી સરકારને કરવામાં આવી છે અને ૧૯૨૩ નો કાયદો અમલમાં મુકી સ્ત્રીઓ અને બાળકોને રાતે કામ કરતાં અટકાવવાની માગણી થઇ છે. મજુરોની સ્થિતિ જાપાનમાં ઘણી ખરાબ છે એમ કહેવાય છે.

## યુરપ.

લંડનમાં રાહ્‌નશાલતના સ્ત્રી સંઘના આશ્રય નીચે સ્ત્રીઓનું એક મોટું સરઘસ તા. ૧૭ મી એપ્રીલ નીકળ્યું હતું તેમાં ૨૦,૦૦૦ સ્ત્રીઓએ ભાગ લીધો હતો. આ સરઘસ કાઢી તેઓ હડતાળ પાડવાની વિરૂદ્ધ લાગણી દર્શાવવા માગતી હતી. તેમના તરફ અસહાનુભુતિની લાગણી દર્શાવવામાં આવી હતી અને ઘોડેસ્વાર પોલીસોએ સરઘસ તોડી પાડવા થયેલા યત્નો અટકાવ્યા હતા. હાઇડ પાર્કના ખુણા આગળ ફેસીસ્ટો અને કમ્યુનીસ્ટો વચ્ચે જરા ચકમક ઝરી હતી

સ્ત્રી પુરૂષના સમાન હકકની માંગણી માટે લંડનમાં જુલાઇની ૩ જી તારીખે દેશના સ્ત્રી મંડળો તરફથી એક બીજું એવુંજ સરઘસ નીકળશે જે નદીને કિનારેથી નીકળી ટ્રફાલ્ગાર સ્કવેરમાં થઇ હાઇડ પાર્કમાં જશે, જ્યાં એક જંગી સભા ભરાશે અને ભાષણો થશે.

લંડનમાં એક યુવતી પોતાની માતાની ઇચ્છા વિરૂદ્ધ પોતાની પસંદગીના એક માણસ સાથે લગ્ન કરવા માંગતી હતી. માતાએ કોર્ટનો આશ્રય લઇ લગ્ન બંધ કરાવ્યા કારણ જે માણસ સાથે તે પરણવા માંગતી હતી તેની માસિક આવક આઠ પાઉન્ડ હતી. એટલી રકમમાં બે જણનું ભરણપોષણ ન કરી શકાય!

મિસિસ સેસીલ ચેસ્ટરટન નામે લેખિકાએ લંડનની ગરીબ સ્ત્રીઓના રહેઠાણ અને તેમની જીવનચર્યાની માહિતી આપતું એક પુસ્તક હમણાં પ્રકટ કર્યું છે. લેખિકાએ એ માટે ગરીબ સ્ત્રીનો વેશ ધરી જાતે અનુભવ લીધો છે.

ઇગ્લંડમાં લગભગ એંસી વર્ષની ઉમ્મરની બે બહેનો થોડા દિવસ ઉપર એકી સાથેજ મરણ પામી હતી બન્નેને એકજ કબરમાં દાટવામાં આવી હતી.

તેઓ બન્ને એક જ સ્થળે રહેતી હતી અને આજેજ એક બીજાથી છુટી પડી હતી. બન્નેને એકજ દિવસે વ્યાધી લાગુ પડી હતી. અઠવાડીઆં સુધી માંદગી વેઠયા બાદ તેઓ તા. ૧૧મી માર્ચ એકજ વખતે પંચત્વ પામી હતી.

× × ×

પેરીસમાં સ્ત્રીઓના હકક માટે લડત ચલાવનારી આખી દુનિયાની સ્ત્રીઓની પરિષદ તા. ૨૮મી મે ને દિવસે મળી હતી એ પરિષદમાં હિંદની સ્ત્રીઓનાં પ્રતિનીધિ તરીકે ભાગ લેવા મદ્રાસની રાષ્ટ્ર સ્ત્રી મહામંડળના સેક્રેટરી મિસિસ રૂકિમણી લક્ષ્મીપતી તા ૫મી મે એ અહિંથી વિદાય થયાં છે.

× × ×

હોલાંડની પાર્લામેંટની છેલ્લી ચુટણીમાં કુલ સાત સ્ત્રીઓ સભાસદ તરીકે ચુંટાઇ છે. ઉપલી સભામાં મિસિસ સી. પોથુઇ-સ્મીટ વિરાજે છે અને નીચલી સભામાં મિસિસ બી, બાર્કર-નોટ, મીસ સુઝ ગ્રોએનવેગ, મીસ સી ફ્રીડા કાટઝ, મીસ. એ. મેયર, મિસિસ એ. ઇ. જે. ડી. ક્રી બુઇન અને મીસ જોહાના વેસ્ટ માન વિરાજે છે.

× × ×

સ્પેનમાં સેગોવીઆની મ્યુનીસીપાલીટીના મેમ્બર તરીકે સીનોરા ડોના ગેરીઆ એસ્પીનોઝા ચુંટાયાં છે. પહેલાં એ બાઇ સ્પેનની રાષ્ટ્રીય સ્ત્રીમંડળનાં પ્રમુખ હતાં, જે જગ્યાએ હમણાં જાણીતી લેખિકા સીનોરા પેલેન્શીઆ વિરાજે છે.

× × ×

'હેલ્થ એન્ડ સ્ટ્રેંગ્થ' (આરોગ્ય અને બળ) નામે પત્રમાં ડૉ. ટી. કે બનપાર્ટીંગ્ટન લખે છે કે મનુષ્ય જાતિની ઉન્નતિ માટે સ્ત્રી પુરૂષના લગ્ન મોટી ઉમ્મરે થવાં જોઇએ. સંસારના શારીરિક-વિજ્ઞાનશાસ્ત્રીઓનો એવો મત છે કે પુરૂષ ૨૪ વર્ષે અને સ્ત્રી ૨૦ વર્ષે પૂર્ણ યૌવન મેળવે છે. ૨૦ વર્ષની ઉમ્મરે પરણેલી સ્ત્રીના બાળકો કરતાં ૧૬ વર્ષની ઉમ્મરે પરણેલી સ્ત્રીના બાળકો ૪ થી ૬ ટકા વધારે મરશે. તેવીજ રીતે ૨૪ વર્ષે પરણેલા પુરૂષોના બાળકો કરતાં ૨૦ વર્ષે પરણેલા પુરૂષોના બાળકો ૬ થી ૧૦ ટકા વધારે મરશે.

× × ×

ગયે વર્ષે કોન્સ્ટેન્ટીનોપલની યુનિવર્સિટીની કાયદાની પરિક્ષામા પસાર થનાર શ્રીમતી નિગારખાનમે જજના ઓદ્ધા માટે દરખાસ્ત કરી છે, જેના જવાબમાં જગ્યા ખાલી પડતાં ઓદ્ધો આપવાનું પ્રધાનમંડળે જણાવ્યું છે. કેટલાક તુર્કી પેપરો આ વિષય ઉપર વિનોદી લેખો લખી રહ્યા છે.

તુર્કસ્તાનમાં ત્રણ મહિલાઓ વિમાન ઉડાડવાની તાલીમ લેવા ત્યાંના હવાઇ સૈન્યમાં દાખલ થઇ છે



## સાભાર સ્વીકાર

**લહરી** (દ્વિમાસિક-મુંબાઇ): તંત્રીઃ રા. હરિલાલ સી. કાગળવાળા. વસંત અંક. વાર્ષિક લવાજમઃ રૂ. ૨-૦-૦.

**ધી લીબરેટર** (દીલ્હી): તંત્રીઃ સ્વામી શ્રદ્ધાનંદજી વર્ષ ૧; અંક ૫ મો. વાર્ષિક લવાજમઃ રૂ. ૪-૦-૦.

**વિલાસ** (મુંબાઇ): તંત્રીઃ રા. હરિલાલ વ. બ્રહ્મક્ષત્રી. પુ. ૨ જું; અંક ૨૬-૩૦. વા. લ. રૂ. ૩-૦-૦.

**પ્રજામત** (મુંબાઇ): તંત્રી રા. મણીલાલ હ. મહેતા. વર્ષ ૧; અંક ૪૪-૪૭. વા. લ. રૂ. ૩-૦-૦.

**જૈન પ્રભાવ** (મુંબાઇ): તંત્રીઃ રા. સુરજમલ લ. ઝવેરી. વર્ષ ૧; અંક ૩૫-૩૮. વા. લ. રૂ. ૩-૦-૦.

**વાપડા મિત્ર** (મુંબાઇ): તંત્રીઃ રા. રામલાલ ચુ. મોદી. પુ. ૬; અંક ૭. વા. લ. રૂ. ૩-૦-૦.

**રીપોર્ટ**: ઠક્કર માણેકલાલ ધનજી લોહાણા પુસ્તકાલય અને વાચનાલય, ભાવનગર. સં. ૧૯૭૬-૧૯૮૧.




**દાદાજીની વાતો:** સંપાદક: રા. ઝવેરચંદ મેઘાણી. પ્રકાશક: સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર, રાણપુર. મૂલ્ય: આઠ આના.

આજથી પચીસ વર્ષ પ્હેલાં ગુજરાતમાં ઘેરઘેર દાદાજી અને દાદીમા કુટુંબના નાના મોટાં સર્વને રાતે ભેળાં કરી રસભરી વાર્તાઓ કહેતાં. એ વાર્તાઓ કહેનાર અને સાંભળનાર-બન્ને વર્ગ તન્મયતા અનુભવતાં એ વાર્તાઓ દ્વારાજ બાળકોને આર્યધર્મની દીક્ષા અપાતી: આર્ય ભાવનાઓનો વારસો મળતો; તેમના કુમળા મગજપર આર્ય સંસ્કારોની ન ભૂસાય એવી છાપ પડતી. આજે ત્રીસ-પાંત્રીસ વર્ષની વયમાં દાદાજી અને દાદીમા બનનારાં એ વારસો ખોઈ બેઠાં છે; અને બાળકોનો એ આનંદ હમેશ માટે લુંટાઇ જવાનો સમય આવ્યો હતો. પરંતુ ગુજરાતના બાળકોના સદ્‌ભાગ્યે ભાઇ રાયચુરા અને ભાઇ મેઘાણી જેવા સાહિત્ય ફકીરોએ એ લોકસાહિત્યનો પુનરુદ્ધાર વેળાસર કરવા માંડ્યો છે. દાદાજીની વાતો એ લોકસાહિત્યનું એક અનુપમ અંગ છે. એની ઉપયોગિતા તો જેમણે બચપણમાં એવી વાર્તાઓ સાંભળી હશે તેઓજ ખરેખરી જાણી શકશે. પ્રસ્તુત પુસ્તકમા એવી પાંચ વાર્તાઓ સુંદર સ્વરૂપમાં આપાઇ છે; અને આપણા જુવાન દાદાજીઓને પોતાની ફરજ અદા કરવામા અત્યંત સહાયરૂપ થશે. પુસ્તકની શરૂઆતમા ભાઇ મેઘાણીએ "લોક સાહિત્ય" વિષે લખેલી પ્રસ્તાવના સાહિત્ય-સેવકોને અત્યંત માર્ગદર્શક થશે.

**રામની કથા:** લેખક: રા. રંજિતલાલ હરિલાલ પંડ્યા, બેરીસ્ટર-ઍટ-લો. પ્રકાશક: શ્રી ઇન્દિરા સાહિત્ય પ્રકાશક મંડળ. મૂલ્ય બાર આના.

રા. પંડ્યાએ આ પુસ્તકમાં આખા રામાયણનો સારભાગ કવિતામાં ઉતાર્યો છે. એકંદરે એ સંક્ષિપ્ત રામાયણ જ ગણી શકાય. આખી કથા તેમણે અગીઆર સર્ગમાં વ્હેંચી નાંખી છે અને જાણીતા છંદોમાં લાલિત્ય ભરી મધુર બાનીમાં કહી છે. આવા થોડું અંગ્રેજીને કદાચ બહુ સરળ નહિ લાગે, પરંતુ એકંદરે કઠણ કહેવાય એવી તો નથીજ. કવિતામાં કલ્પનાના ઉંચા ઉડ્ડયનો નથી અને તેથીજ સરળતા અને સ્વાભાવિકતા જળવાઇ રહી છે. અને આખી રામાયણની કથા ૧૦૦૦ લીંટીમાં કહી નાંખવી હોય ત્યારે વિગતોના સંગ્રહ ખાતર કલ્પનાને રૂખસદજ અપાય. લેખકે પ્રસ્તાવના તરીકે "કવિતાનો આદર્શ" નામે લાંબો નિબંધ લખ્યો છે. એ નિબંધમાં કવિતાના આદર્શની ચર્ચા કરવા સાથે જાણ્યે અજાણ્યે અન્ય બે ત્રણ કવિઓની ગર્ભિત રીતે ઝાટકણી કાઢી છે.

**જીવન રહસ્ય:** લેખક: ગીરધરલાલ ગોવિંદજી મ્હેતા. મૂલ્ય: રૂ. ૭-૦-૦.

મસ્તકવિદ્યાના અભ્યાસી તરીકે રા. ગીરધરલાલ મ્હેતાને ગુજરાતના વાચકો સારી રીતે ઓળખે છે. અવારનવાર માસિકો અને ખાસ અંકોમાં પોતાની વાનગીઓ પીરસી તેમણે પોતાના અભ્યાસનો પરિચય અત્યાર આગમચ આપી દીધો છે. મસ્તકવિદ્યા વિષેના વર્ષોના તેમના અભ્યાસના સુંદર દોહનરૂપ શુભ ફળ તે આ પુસ્તક છે. આ માસિકના કદનાં લગભગ ૪૦૦ પાનામાં-કુલ ૧૧ પ્રકરણોમાં જીવનમાં અત્યંત ઉપયોગી થાય એવા અનેક વિષયો તેમણે ચર્ચ્યા છે; અને વિષયની આકર્ષકતા વધારવા લગભગ ૧૨૧ ચિત્રો આપ્યાં છે. એમની ભાષા, વિષયને લગતી પારિભાષિક અનિવાર્ય શબ્દ રચનાઓ બાદ કરીએ તો, કોઇ પણ રીતે આડંબર ભરી ન ગણાય; બલ્કે સાદી ને સરળ ગણાય. પુસ્તકનો મોટો ભાગ સ્ત્રીઓ માટે પણ ખાસ ઉપયોગી છે. ત્રીજા પ્રકરણનો કેટલોક ભાગ અને ચોથા પ્રકરણથી માંડીને ૧૧મા પ્રકરણ સુધી સ્ત્રી-પુરુષના સ્નેહમય જીવનમાં અત્યંત ઉપયોગી થાય એવા (૧) જીવન પર પ્રેમનો પ્રભાવ, (૨) સ્ત્રી સૌંદર્ય અને તેનો હેતુ, (૩) સંવનન અથવા પસંદગી, (૪) લગ્ન યોગ્ય ઉમ્મર, (૫) પ્રજનન ક્રિયા, (૬) વિવાહિત જીવનના મર્મસૂત્રો, વગેરે વિષયો ચર્ચ્યા છે. એ-

દરેક પુસ્તક સ્ત્રી તેમજ પુરૂષ બન્ને વર્ગને અત્યંત ઉપયોગી અને માર્ગદર્શક જણાશે.

**દેવાંગના (નાટક): પૂર્વભાગ** સંશોધકઃ રા. મારકંડ રતનલાલ ઘોળકીયા. મૂલ્યઃ રૂ. ૧-૪-૦.

આ એક પંચાંકી નાટક છે અને આ પૂર્વભાગમાં તેના ત્રણ અંક અપાયા છે. પુસ્તકના એમ ભાગલા કેમ પાડયા હશે તે સમજાતું નથી, વળી લેખક પોતાને સંશોધક તરીકે કેમ ઓળખાવે છે તે પણ સમજવું મુશ્કેલ છે અને એમની આડંબર ભરી પ્રસ્તાવના એથીય વધારે અગમ્ય છે. નાટકનું વસ્તુ આદર્શ તો ન જ ગણાય, એટલું જ નહિ પણ વ્યવહારૂપ ન ગણાય. સમાજની કાળી બાજુને અહિં પ્રાધાન્ય અપાયું છે. પ્રત્યેક રાજકુમાર કોલેજનો પ્રીન્સીપાલ વ્યવહારશૂન્ય હોય તેની પત્ની કુલટા હોય, કે પ્રત્યેક રાજકુમાર વિષયી હોય એવું હંમેશાં ન બને એવું તો ફક્ત અપવાદરૂપ હોય. કોલેજના પ્રીન્સીપાલનું પાત્ર તદ્દન વેદીઆ ઢોર જેવું છે. વિષયસિંહ એક કુસંસ્કારી અને કુસંગતે ચઢેલો રાજકુમાર છે. જીવનના ઉલ્લાસ માત્ર ઇચ્છતી શશિકલા સાથેનો તેનો સંબંધ આ પુસ્તકમાં કલંકરૂપ છે. હાસ્યરસમાં લેખક જોઇએ તેટલા ફાવ્યા નથી. રતિકલા અને જમાલ તથા ડોકટરનો પ્રસંગ તદ્દન અસંભવિત જેવો થઇ ગયો છે. મુખ્ય નાયિકા દેવાંગનાને પુરૂષવેશમાં–દેવરાજ તરીકે રાખવામાં પણ એવીજ અસંભવિતતા આવી ગઇ છે. એકંદરે આ નાટક સફળ કૃતિ ન કહી શકાય. અમારા નમ્ર મત પ્રમાણે તો નાટક એટલે વ્યવહાર અને આદર્શનું એક સર્વોત્તમ મિશ્રણ. એ મિશ્રણ એવી કુશલતાથી થવું જોઇએ કે જેથી જોનાર વાંચનારને તેમાં કશું ય અસંભવિત ન લાગે અને તેમની રસવૃત્તિને ઉચ્ચતર ભૂમિકાએજ લઇ જાય; નીચે ન પાડે.

**બાળકોનો મિત્રઃ** લેખકઃ દેવશંકર જેઠાલાલ પંડ્યા. પ્રકાશક રા. જીવનલાલ મહેતા. કિંમત રૂ. ૦-૮-૦ "સ્ત્રીબોધ" ની ૧૯૨૯ ની ભેટ તરીકે પ્રકટ થયેલા આ પુસ્તકથી બાલસાહિત્યમાં એક અમૂલ્ય ઉમેરો થયો છે. લુખ્ખું જ્ઞાન મોટેરાંઓને પણ સાંભળવું ગમતું નથી તો પછી બાળકોને તો ક્યાંથીજ ગમે? લેખકે ગમ્મત સાથે જ્ઞાન મળે એવા વિષયો રસિક વાર્તાઓમાં, સંવાદોમાં તથા ટૂંકા નિબંધો દ્વારા આપી બાળકો પાસે મૂક્યા છે જે દરેક બાળક હોંસે હોંસે વાંચી જવાનુંજ. લેખકે જે હેતુ ધ્યાનમાં રાખી આ પુસ્તક લખ્યું છે તેમાં એમને સંપૂર્ણ સફળતા પ્રાપ્ત થઇ છે. અમારાં એમને અભિનન્દન. તેઓ પોતાનો આ ઉદ્યોગ ચાલુ રાખે અને એમના અનુભવની પ્રસાદી બાલકોને હમ્મેશાં પીરસતા રહે એવું અમે ઇચ્છીએ છીએ.

**અભાગિની અથવા સુશીલાનો સંસાર** ત્રુષ્ણાઃ અનુવાદકઃ ભીમાશંકર શર્મા. મૂલ્ય રૂ. ૧-૮-૦ આ પુસ્તક શ્રી. જલધર સેન કૃત "અભાગી" નામક બંગાલી નવલકથાનો ગુજરાતી અનુવાદ છે. આ પુસ્તક પણ "સ્ત્રીબોધ" ની ભેટ તરીકે પ્રગટ થયું છે. આજકાલ બંગાલી, હિન્દી વગેરે અન્ય સાહિત્યમાંથી ઘણા અનુવાદો થવા લાગ્યા છે. પણ અનુવાદકની સફળતા ત્યારેજ કહેવાય કે જ્યારે વાર્તાનો રસ સતત વહ્યા કરે અને પોતાના જનસમાજને અનુરૂપ પાત્રોને તથા રીતરીવાજોને એવો પલટો દે કે વાર્તા સ્વતંત્રપણે લખાઇ છે એમજ દરેક વાચકને લાગે. જણાવતાં આનંદ થાય છે કે રા. ભીમાશંકર શર્માનો આ અનુવાદ સારો છે. આ પુસ્તક વાંચી જવા દરેક બ્હેનને ખાસ ભલામણ છે. વિધવાએ કેવો ધર્મ પાળવો જોઈએ તથા માત્ર એકાદ વખતના માનસિક દુષ્ટ વિચારથી પણ શા માટે ડરતા રહેવું એનું રહસ્ય આ નવલકથા અજબ રીતે રજૂ કરે છે.

**પ્રફુલ્લઃ પંચાંકિ નાટકઃ** મૂળ લેખકઃ ગિરિશચંદ્ર ઘોષ અનુવાદકઃ વેણીલાલ પટેલ મૂલ્ય રર આવૃત્તિ ? ૦-૧૨-૦. સાહિત્ય કુંજ ગ્રંથમાળાના ૧૧ મા પુસ્તક તરીકે આ પુસ્તક બહાર આવે છે. પુસ્તકની શરૂઆત મૂળ લેખક ગિરિશચંદ્ર ઘોષની જીવનરેખાથી થય છે. બંગાળના સુપ્રસિદ્ધ પ્રતિભાશાળી નાટ્યાચાર્ય, મહાકવિ ગિરિશચંદ્ર ઘોષે ઘણાં નાટકો લખ્યાં છે. તેઓ એક લેખક તરીકે નાટ્યાચાર્ય-તરિક, તથા એક અચ્છા નટ તરીકે ઘણો આદર પામ્યા હતા. બંગાલી સાહિત્યના એ SHAKESPEARE મનાય છે. એમની હસાયલી કલમથી લખાયલા અને અત્યંત પ્રશંસા પામેલા "પ્રફુલ્લ" નાટકનો આ સુન્દર અનુવાદ છે. જેમ રૂની એક ભારે વખારમાં એક ન્હાની સરખી ચિણગારી સઘળું સત્યાનાશ વાળી દે છે તેમ સંયુક્ત કુટુંબના કોઇ એકાદ માણસનાજ હૃદયમાં દુષ્ટ વૃત્તિ ઉત્પન્ન થાય તોપણ તે કેટલો ભયંકર વિનાશ નિપજાવે છે એનો હૃદયદ્રાવક ચિતાર આ નાટક આબેહુબ આબેહુબ ખડો કરી દે છે.



# નોંધ.

**સ્ટવના ભોગ.**

મુંબાઇના દૈનિક વર્તમાનપત્રોમાં થોડો સમય થયાં સ્ત્રીઓના અકસ્માત બળી મરવા વિષેની જે ખબરો પ્રકટ થાય છે, તે વાંચી ઘણાંઓને એ વિષે આશ્ચર્ય અને ગ્લાનિ થયાં હશે. ભાગ્યેજ એવો કોઇ દિવસ ખાલી જતો હશે, જ્યારે એવા એકાદ બે અકસ્માતોની ખબર છાપાંમા વાંચવામા ન આવે. મોટે ભાગે આવા અકસ્માતો સ્ટવની ઝાળથી થયા છે; બે ત્રણ પ્રસંગોમાં સગડી કે ચુલાની આગે પણ ભાગ ભજવ્યા છે. વધારે આશ્ચર્યની બાબત તો એ છે કે આવા અકસ્માતોનો ભોગ બનતી સ્ત્રીઓમાં લગભગ ૭૫ ટકા ગુજરાતી સ્ત્રીઓ હોય છે, જ્યારથી એ વિલાયતી ચુલાએ આપણા ગૃહોમાં પ્રવેશ કર્યો છે ત્યારથી એવા અકસ્માતોની સંખ્યા અનેકગણી વધી ગઇ છે એ નિઃસંશય વાત છે. ઘણાને એમાં સ્ટવનોજ વાંક દેખાશે અને જુના સાધનોને સર્વોપરિ માનનારાને આ અકસ્માતોમાંથી પોતાની દલીલો માટે મોટામા મોટું સમર્થન મળશે! અમે એવાઓના મત સાથે મળતા થઇ શકતા નથી સ્ટવ આપણા ઘરોમાં દાખલ થયો તેનું કારણ એક જ છે અને તે એ કે સગડી યા ચુલા કરતા તેના ઉપયોગથી સમયનો મોટો બચાવ થાય છે. પરંતુ આવી રીતે સમય બચાવવાનું સાધન જીંદગીનો ભોગ લેનારૂં શસ્ત્ર બની રહે ત્યારે એની ઉપયોગિતા વિષે જરૂર શંકા ઉપજે. ખરી વાત તો એ છે કે એમાં આપણો પોતાનો જ દોષ છે. કેટલીક સ્ત્રીઓને સ્ટવ વાપરતા જ આવડતો નથી પુરૂષો શોખને ખાતર યા દેખાદેખી વસાવી લાવે છે અને સ્ત્રીઓને તેનો ઉપયોગ કરવો પડે છે, પરંતુ તેમને એ સાધન સોંપતા પહેલા જો યોગ્ય તાલીમ અપાય તો અકસ્માત થવાની બીક ઘણીજ ઓછી થઇ જાય. બીજું કારણ એ પણ છે કે સ્ત્રીઓ બહુ બેદરકાર રહે છે, નાની જગ્યામાં, સ્ટવ સળગતો હોય તેવે વખતે બિલકુલ દરકાર રાખ્યા વિના આમ તેમ દોડા દોડ કરવાથી ઘણાં અકસ્માતો થવા પામે છે.

એકવાર અકસ્માત થવા પામ્યા પછી તેમાંથી બચવા માટે બહુજ ઓછા પ્રયત્નો થાય છે. ખોટી લજ્જા ઘણાંને એવા પ્રયત્નો કરતાં અટકાવે છે જો એવી લજ્જાનો ત્યાગ કરવામાં આવે અને કપડાને ઝાળ લાગતાંજ બીજા કશાની દરકાર કર્યા વિના તે કાઢી નાંખવામાં આવે તો ઘણાની જીંદગી બચી જાય. ખોટી લજ્જા ઉપરાંત ગભરામણમાં ઘણાં શું કરવું તે ભૂલી જાય છે અને ખોટી દોડાદોડી કરી મુકે છે. આ બાબતમાં એક બે કિસ્સા તો એવા બન્યા છે જે સાંભળીને ખેદ થવા છતાં તિરસ્કારથી હસવું આવે. થોડા સમય પરજ બનેલો એક પ્રસંગ છે. ઘરમાં દિકરાની વહુની એ રીતે અકસ્માત સાડી સળગી બાપને દિકરો પાસે બેઠા હતાં વહુથી લાજના માર્યા સાડી કાઢી ન નંખાઇ. સસરાની તો ધુમટો તાણી ઉભેલી વહુને અડાયજ કેમ! અને દીકરો બાપના દેખતાં પોતાની વહુને અડે તો પૃથ્વી રસાતાળ ચાલી જાય! પરિણામે એ બન્નેએ "વહુ દાઝી વહુ દાઝી" ની બુમોજ પાડવામાં પોતાની ફરજ માની લીધી. પરંતુ એ બુમો સાંભળી ઓલવવા માટે આવી પહોંચે તે પહેલાં વહુ બિચારી રામશરણ પહોંચી ગઇ!

આવા નરપુંગવો ને અમે એકજ સલાહ આપી શકીએ. તમારાથી ખોટી લજ્જા ન છોડાતી હોય અને તમારા કુટુંબની સ્ત્રીઓને સ્ટવ વાપરતાં ન આવડતાં હોય તો મહેરબ

છે કે તેમના કાળસ્વરૂપ એ સાધનને ઘરમાંથી હમેશાને માટે દૂર કરી દો. અમે ઇચ્છીએ છીએ કે અમારી બ્હેનો આ બનેલા પ્રસંગોપરથી ધડો લઇ એ સાધન વાપરતાં પૂરતી સાવચેતી રાખે અને અકસ્માત થવા પામે તો ખોટી લજ્જા ત્યાગી પોતાનો જીવ બચાવે. એવી લજ્જા કરતાં જીંદગીની કીમત અનેકગણી વધારે છે.

**એક કલંક કથા!** સ્વ. દેશબંધુ દાસના "ફોરવર્ડ" પત્રમાં આવેલી એક કલંક કથા "સૌરાષ્ટ્ર" પત્રે નીચે પ્રમાણે આપી છે: "એ કિસ્સાને પખવાડીયુંજ વીત્યું છે પણ એ તો જાણે વિસરાઇ ગયો. આસામ દેશ અને કામરૂપ જીલ્લો જેની કામિનીઓ આગલા ઇતિહાસમાં અપ્સરા જેવાં સ્વરૂપ વડે અમર નામના મેળવી ગઇ છે ત્યાં બનેલો આ પિશાચી અત્યાચાર છે ! બંગાળના મિમેનસિંગ અને પવના તાલુકાના પ્રવાસીઓ કામરૂપના દામંદીઆ, બોરલામન અને ગોની-લતુરી ગામોમાં આવીને વસેલા ત્યાં આરા ઉપર મચ્છીમારી કરવાના હક્ક સંબંધે આહમ અને બંગાલી વસાહતો વચ્ચે વાંધો પડયો. બંગાળીઓએ માછલીઓ પકડવી ચાલુ રાખી; એટલે આહમો સાથે ઝઘડો ઉઠયો. આહમોએ સારભોગ ગામના પોલિસ થાણામાં ફરિયાદ મુકાવી. કેટલાક પોલિસો, ૧૧ ગુરખાઓ અને ૫૦ કોન્સ્ટેબલો આહમોની સંગાથે ઉપડી નીકળ્યા અને આ ત્રણેય ગામોમાં આવ્યા. આવતાં વેંત ગામડીઆઓ ઉપર હલ્લો કર્યો, કેટલાકને માર્યા-ફટકાવ્યા અને લગભગ આખા પુરૂષવર્ગને ગિરફતાર કરી અમુક મકાનોમાં ઠાંસી દીધા. અને પછી શું શું થયું ! સેતાન પણ શરમાઇ જાય, પિશાચને પણ જે બોલવાં અરેરાટી છુટે એવી ભયંકર પશુતા પ્રવર્તી રહી. અંધારી રાતે એનો આરંભ થયો. રાત પડી-સોપો પડયો. પોલિસો, કોન્સ્ટેબલો અને ગુરખાઓ બે પાંચ માણસોને પેલા બંદીવાનોની ચોકી કરવા મૂકીને ગામોમાં દાખલ થયા ને ઘણુ ધણીઆતાં ઘરો ખોલાવ્યાં અને ઘેર ઘેર અસહાય અબળાઓને જોર-જુલમથી નીચે પટકી તેમની આબરૂ પાડી. ઘરડી માતાઓની નજરો નજર જુવાન દિકરીઓની-સાસુના દેખતાં વહુની અને વહુના દેખતાં સાસુની લજ્જા લોપી. જ્યાં જ્યાં સ્ત્રીને દેખી ત્યાં ત્યાં આ રાક્ષસોએ તેનાં કપડાં ખેંચીતોડી તેને નાગી કરી પોતાની પશુતા સંતોષી. એક સગર્ભા સ્ત્રી ઉપર તો એક સામટો અત્યાચાર થવાથી તેનો ગર્ભ પડી ગયો. કિરતાર આગળ રાવ માગવા તે તત્કાળ ચાલી ગઇ."

આ કલંક કથા વાંચીને પ્રત્યેક સ્ત્રીપુરૂષનાં હૃદય કમકમી ઉઠશે. વધારે શરમની વાત તો એ છે કે એ અત્યાચાર કરનાર આપણા પોતાના જ દેશ ભાઇ છે.આવા કિસ્સા ઇતિહાસમાંજ અત્યાર સુધી વાંચવામાં આવતા.કોઇ પરદેશી લુંટારો દેશપર આક્રમણ કરે અને પોતાના સૈન્યને છુટું મુકી દે ત્યારે આવા અત્યાચાર બનતા. વધારામાં આ અત્યાચાર સત્તાને નામે થયો છે. અલબત્ત સરકાર એ બાબતમાં અનેક બ્હાના કાઢશે અને ઢાંકપીછોડા કરવાના પ્રયત્નો કરશે. ગુલામ બનેલી હિંદી પ્રજા તે ચલાવી પણ લેશે. કોઇ સ્વાધીન દેશમાં આવી ઘટના બની હોય તો સત્તાધારીઓની ગાદીઓ હલમલી ઉઠે અને એવા જુલ્મી અમલદારોના નામનિશાન પણ પ્રજા મીટાડી દે. પણ આપણા પુરૂષો પુરૂષત્વ ગુમાવી બેઠા છે. એમની પાસેથી એવી આશા રાખવીજ ફોકટ છે. આ કલંકકથા તો હિંદીઓની પશુવાસના અને નામરદાઇના સ્મારક રૂપ ઇતિહાસમાં કોતરાઇ રહેશે.

**અનીતિનો વ્યાપાર નાબુદ કરો.** હમણાં થોડાક સમયથી મુંબાઇમાં વેશ્યાવૃત્તિ વિરૂદ્ધ જોશભેર ચળવળ ચાલી રહી છે. એ ઉપરથી એમ તો ન જ મનાય કે વેશ્યાવૃત્તિ હમણાં વધી પડી છે એ તો પ્હેલાં હતી તેટલીજ છે પરંતુ તેની સામે પ્રજાએ જોશભેર લડત ઉપાડી છે એ ભવિષ્ય માટે શુભ ચિન્હ છે. પોલીસખાતું પણ આ બાબતમાં વધારે જાગ્રત થતું જાય છે એ જોઇ શકાય છે. હમણાં હમણાં જે મુકદ્દમાઓ પોલીસકોર્ટમાં આવવા માંડયા છે તે એ ખાતાના પ્રયત્નોની ખાત્રી આપે છે. છતાં આ બાબતમાં હજી ઘણું કરવાનું છે. મુંબાઇનો એક પણ આબરૂદાર લત્તો એવો ભાગ્યેજ હશે જ્યાં આ અનીતિનો વ્યાપાર ન ચાલતો હોય. આ વ્યાપાર માટે પુરૂષવર્ગજ મોટે ભાગે જવાબદાર છે—સીધી તેમજ આડકતરી રીતે નિર્દોષ સ્ત્રીઓને ફોસલાવીને, લાલચ આપીને યા

જબરદસ્તીથી ઉપાડી લાવીને એ નીચ ધંધામાં નાંખનાર પુરૂષોજ મોટે ભાગે હોય છે. એ ધંધામાં પડયા પછી તેમને પોષનાર પણ પુરૂષોનીજ પાશવવૃત્તિ. સ્ત્રીત્વ ગુમાવી બેઠેલી કેટલીક સ્ત્રીઓ પણ તેમની મદદગાર થાય છે. આ બદીને નાબુદ કરવા માટે મુંબાઇમાં વીજીલન્સ કમીટી કામ કરી રહી છે; અને જાણીતા સ્ત્રી પુરૂષો એ બાબતમાં રસ લઇ તેનો અભ્યાસ કરી તે નાબુદ કરવાના ઉપાયો શોધી રહ્યાં છે. એ ઉપાયોમાં મુખ્યત્વે બે ઉપાયો અમે સૂચવીએ તો ખોટું નહિ કહેવાય. એક તો એ કે દરેક આબરૂદાર-ગૃહસ્થ લત્તામાંથી એવી સ્ત્રીઓને કાઢી તેમને અલગ વસવાટ કરવાની ફરજ પાડવામાં આવે. આમ થશે તો આબરૂના ભયથી ઘણા પુરૂષો એવા અલગ લત્તામાં જતાં અટકશે અને ઘણીઓને પોતાનો પેશો બંધ કરવાની ફરજ પડશે. બીજો ઉપાય એ છે કે એમાંથી જે સ્ત્રીઓ એ ધંધો છોડી નિર્દોષ રીતે પોતાનું ગુજરાન ચલાવવા ઇચ્છતી હોય તેમને માટે એવાં આશ્રમો સ્થપાય જ્યાં તેઓ પોતાનું ભરણ પોષણ કરી શકે એવાં હુન્નર ઉદ્યોગો શીખી શકે અને પરિણામે નીતિમય જીવન ગાળવા શક્તિમાન થાય. અમે ઇચ્છીએ છીએ કે વીજીલન્સ કમીટિ આ બાબતો તરફ ધ્યાન આપે. એમના પ્રયત્નોમાં અમે સફળતા ઇચ્છીએ છીએ.



## નૃસિંહગઢની પ્રસુતિસંસ્થા

નૃસિંહગઢના રીજંટ મહારાણી સાહેબ, રાજ્યના સ્ત્રીવર્ગના પ્રસૂતિકાળ માટે ઉદાર અને હિતકર પ્રવૃત્તિઓ યોજ્યે જાય છે. બાળઉછેરની એ સંભાળને લઇને ૧૯૨૫માં દર હજારે ૧૪૦નું મરણપ્રમાણ આવ્યું હતું જ્યારે આગલે વર્ષે ૨૬૧નું હતું, દરસાલ બાળસપ્તાહ ઉજવવા ઉપરાંત રાજ્ય તરફથી દાઇઓને કેળવણી આપી ગરીબવર્ગની સ્ત્રીઓની પ્રસવ સમયે સારવાર કરવામાં આવે છે. દાઇને દરેક મજુર સ્ત્રીની મુલાકાત લઇ સ્ટેટ સર્જનને પ્રસૂતિવેળાના ખબર કરવાનો ખાસ નિયમ છે. એ પછી કેળવાએલી નર્સો તેવી સ્ત્રીઓની મુલાકાત લઇ, તેમને કાંતો સ્ત્રીઓની ઇસ્પિતાલમાં લાવે છે અથવા ઘેરજ દેખરેખ નીચે સુવાવડ કરાવે છે. સારૂં કામ કરનાર દાઇઓ માટે મહારાણીએ દર સાલ બે ઇનામ રાખ્યાં છે.

## માતાએ પોતાને પૂછવાના પ્રશ્નો

૧ મારૂં બાળક ઉદ્ધત છે ? શા માટે ?
૨ હું તેની સાથે સૌમ્યતાથી અને સભ્યતાથી બોલું છું ?
૩ એને કંઇ કામ સોંપવું હોય ત્યારે હું તેને વિનયપૂર્વક કહું છું ?
૪ જ્યારે તે મારી સેવા ઉઠાવે છે ત્યારે હું તેના તરફ કૃતજ્ઞતા બતાવું છું ?
૫ તેની પ્રત્યેનું મારૂં વર્તન હરહમેશ સન્માનભર્યું રહે છે કે કોઇવાર હું તેને ધડકાવીને તેનું અસન્માન કરૂં છું ?
૬ હું તેની સાથે લડું વઢું છું ?
૭ હું તેના હુકમો ઉઠાવી દઉં છું કે તેના તરફની સભ્ય માગણીની રાહ જોઉં છું ?
૮ અન્ય તરફના મારા વર્તનમાં સભ્યતાની ખામી છે ?
૯ બીજા સમક્ષ હું તેના ઉપર ટીકા કરૂં છું ?

લા૦ ( શિક્ષણ પત્રિકા )

નાથને ચરણે.



ચિત્રકાર: ] કણી બન્નેની વચ્ચે આવીને ઉભી રહી. " રહો નાથ! [ રા. નાણાવટી
પાપનો કલુષિત સ્પર્શ હું જીવતે તમારા શરીરને
નહીં અટ કરી શકે." [ પૃષ્ઠ ૭૨૦.

નાથને ચરણે.



[ચિત્રકારઃ ] એક સખ્ત આચકા સમેત કળીને તેણે દૂર ફેંકી દીધી અને [ રા. નાણાવટી
પાછો તે સરોજની ઉપર ધસી ગયો. "હાં, હાં" શબ્દો
સમેત બેરીસ્ટર અંદર ધસી આવ્યા; બ્હીકથી ધ્રુજતી
સરોજની તેમને કંઠે બાઝી પડી... [ પૃષ્ઠ ૭૨૦.




વર્ષ ૩ જું. જુલાઈ ૧૯૨૬. અંક ૧૧ મો.

## આત્મગુંજન.

લેખકઃ રા. કેશવલાલ હ. શેઠ.

ગોધલી રાત મહીં ધ્રુવતપો તારલો,
　　ચમકે ગગનગુહા ભેદી જી રે;
સૂના ભવ—સરવરનો વિહારી હંસલો,
　　નિરખે પ્રકાશરેખ એવી જી રેઃ
ઘેરું આકાશ, ઘેરી ઘેરી વાદળિયો,
　　નમેરી નિશમહીં મ્હાલવાં જી રે;
ઘનને ઘેરેલ ગોખ રૂપેરી ચાંદલો—
　　ચમકે તે દિશ મારે ચાલવાં જી રેઃ
ભરતી ને ઓટ સ્વલ્પ સિન્ધુના ઉભરા,
　　ટાલતી ન દીઠ દીપદાંડી જી રે;
ભડકા ને છાંય-વૃષ્ટિ મધ્ય ગિરિ ગાજતો,
　　નિશ્ચલ સમાધિ રહે તો માંડી જી રેઃ
તૂટો એ આભ ! ખૂટો ધરતીના રસકૂપ,
　　પીઠો દિગન્ત ઢાળવીને જી રે;
પ્રલયનાં પૂરનોય વિહારી હંસલો,
　　સનાતન સત્યથી જ ભીંજે જી રે.




# નાથને ચરણે.

લેખકઃ રા. "માધાકાકા".

ભાવીના ગર્ભમાં શી શી ઘટનાઓ ભરેલી છે, તેનો ભાગ્યેજ કોઈને ખ્યાલ હોય છે. કાળના પડદા ચીરી તેની પાછળ છુપેલા વિધિના આંકડા ઉકેલવા એ જેટલું અશક્ય છે, તેટલાંજ અશક્ય છે માનવી હૃદયની ઉંડી ગુહાઓમાં ભરેલા ગૂઢ ભેદ વાંચવા. મનુષ્યની તીવ્ર દ્રષ્ટિ ત્યાં પ્રવેશ કરી શકતી નથી. મન્દાર પર્વતથી સમુદ્રને મન્થી નાખતા પ્રયોગો પ ત્યાં નિષ્ફળ નીવડે છે.

કળીને ભાગ્યેજ ખબર હતી કે ભાવીની તેની કલ્પનાઓ કેવળ કલ્પનાજ રહી જશે. ગહનતાના ઉંડાણમાં પેસવાની તેની શક્તિ ન હતી. તેનું સરળ હૃદય અન્યના હૃદયમાં યે નિજ સરળતાનું પ્રતિબિમ્બ જોતું. અને એ સરળતાને લીધે તેને સારી સૃષ્ટિ સરળજ ભાસતી. ન્હાનપણથીજ કિરણે તેના હૃદયમાં સ્થાન લીધું હતું, કિરણના મીઠા બોલ તેના અંતરમાં શાંતિસુધા વરસાવતા, તેનું મોહક હાસ્ય તેમાં મૃદુલ લહરીઓ ઉપજાવતું, તેની સુઘડતા–સજ્જનતા અને વિવેક તે લહરિઓમાં અવનવું સંગીત રેડતા. તે સર્વનો એક સામટો પ્રતિઘોષ કળીને અંતરે હતો અને તેનું બાલહૃદય તેમાં મુગ્ધ બની રહેતું.

કળી એક ગર્ભશ્રીમંત માબાપની છોકરી હતી; એકની એક લાડાવેલી માનીતી છોકરી હતી. તેના પિતા કંઈ વરસોથી મુંબાઈમાં વસવાટ કરી રહ્યા હતા અને એક પ્રતિષ્ઠિત વેપારી તરીકે તેમણે સારી નામના કહાડી હતી. કિરણ એક ગરીબ નબાપો છોકરો હતો. શેઠે તેને અનાથ ધારીને પોતાને ત્યાં રાખી લીધો હતો. શેઠને ત્યાંજ તે મોટો થયો હતો અને શેઠની દયા પરજ તે જીવતો.

કિરણ શેઠને ઘેર આવ્યો અને થોડાક દિવસમાં સર્વનો સહવાસી બની ગયો. કળીને તો તેના વિના ઘડી પણ ચેન ન પડતું. બન્ને એક સાથે ભણતાં, સાથે રમતાં અને સાથેજ ફરતા બેસતા. કિરણનું બુદ્ધિ ચાપલ્ય અથાગ હતું. તેની ગ્રહણશક્તિથી અને વિવેચન કલાથી તે કળીને મ્હાત કરતો અને કળી તેની પાસેથીજ ઘણું ખરૂં શીખતી. કિરણ જેટલું કળીને સમજાવતો તેટલું તે નિશાળમાં યે ન સમજી શકતી. આવાં અનેક કારણોને લીધે કિરણ કળીનો માનીતો થઈ પડ્યો હતો. બાપાજી પાસે કિરણના વખાણ કરતાં કરતાં તો કળી ફુલીને ફાળકો થઈ જતી.

ધીમે ધીમે તે ભાવ દૃઢ બનો ગયો. કળીના નયનોમાં કિરણનું તેજ ઝબુકવા લાગ્યું, તેના પ્રત્યેક અભિનયમાં, પ્રત્યેક ક્રિયામાં કિરણનીજ પ્રતિભા પડવા લાગી. જાણે અજાણે કળી નિજ અસ્તિત્વ વીસરી કિરણમય બની ગઈ હતી. ધીમે ધીમે તે કિરણમાં સમાઈ જતી હતી.

એ વાત કળીના પિતાથી છાના ન રહ્યાં.

તેમને કુલિનતાનો ગર્વ હતો, તેમનામાં ગૃહસ્થને સ્વાભાવિક ગરીબાઇ પ્રતિ ઘૃણા અને તિરસ્કાર હતા, તેઓ સામાન્ય કોટીના માણસને સામાન્ય કરતાં વધારે ઉંચા જોઇ શકતા નહીં—કળી શકતા નહીં. તેમની ઉંચેને ઉંચે ઉડતી દૃષ્ટિમાં, તેમના હવાઇ વિચારોમાં, તેઓ પૃથ્વી પરનું નિજ અસ્તિત્વજ વીસરી ગયા હતા. પૃથ્વી પર વસતા સર્વ માનવ જીવો તેમને વેંતીયાજ લાગતા. એ સર્વનું પોષણ કરવા, એ સર્વ પર પોતાની ઉદારતા દર્શાવવાજ જાણે તેઓ ન સરજાયા હોય એમ તે માની બેઠા હતા.

માણસનું અંતઃકરણ હંમેશાં ખરૂં-ખોટું, સારૂં-નરસું પારખી શકે છે. ક્ષુદ્રમાં ક્ષુદ્ર પ્રાણીના ગુણોયે તેમાં સ્થાન પામી શકે છે. પરંતુ તેની ટેઢાઇ, તેનુ મિથ્યાકુલાભિમાન, તેનો ગર્વ તેને તે ગુણોને વાસ્તવીક ગુણો તરીકે કબુલ કરતાં વારે છે. કિરણને જોતાંજ શેઠના મનમાં પણ અનેક વતૂળો ઉભા થતાં, તેના તેજમાં શેઠ પણ ઘણી વખત ડુબી જતાં, પરંતુ તેમનું અભિમાન અને તેમની મોટપ તેમને કાયમ ઉપરને ઉપર તરતાંજ રાખતાં અને દેખીતી રીતે તો તેમની દ્રષ્ટિમાંથી કિરણને માટે ક્ષુદ્રતાના અને ઘૃણાના બાણોજ વરસતા.

કળીના હાવભાવ નિહાળી તેમને હૈયે ઉંડી ધ્રાસ્કી પેઠી. તેમાં તેમને નિજ કુલિનતા, ગાર્હસ્થ્ય નાસતાં જણાયાં. તેમને નિજ ગર્વ પર કોક ઓચિંતી તરાપ મારતું જણાયું. તેમણે એકદમ કળીને કિરણ સાથેનો સર્વ સમ્બન્ધ લઇ દેવાનું કહી નાખવાનો નિશ્ચય કર્યો. કિરણ તેમને મન દુધ પાઇ ઉછેરેલા સાપ સમો જણાયો પોતાની શેઠાઇના સર્વને ગ્રસવા આવતા રાહુ જેવો લાગ્યો. ધીરે ધીરે થોડાજ દિવસમાં તેને પોતાના ગૃહમાંથી કઢાડી મુકવાનું શેઠે નક્કી કરી લીધું.

પરન્તુ વિધિના વિધાન કાંઇ અનેરાજ હતા. શેઠે કળીને બોલાવી અને બધી વાત કરી: કિરણ સાથે આવો વ્યવહાર બાંધવો એ કુળનું ભૂષણ ન ગણાય, ગામમાં એથી આપણી વાતો થાય, વગેરે અનેક દલીલો તેમણે રજુ કરી. કળીએ થોડીક પળ વિચાર કરી જોયો. પછી ધીમે શાન્ત સ્વરે પૂછ્યું " પરન્તુ પિતાજી ! કિરણને લાવનાર કોણ ? "

" કેમ ? મેંજ એને અહીં આણ્યો હતો. બિચારો નધણીઆતો હતો એટલે મને એની દયા આવી. " શેઠે ખુલાસો કર્યો,

" ત્યારે તમેજ આમ બોલશો ? "

" તું શું કે'વા માગે છે ? " શેઠ મુંઝાણા.

" તમેજ મને એ આણી આપ્યો. અને મેં એને સ્વીકાર્યો. હવે અત્યારે આમ..."

" પરન્તુ મેં એને કાંઇ આ કામ માટે નહોતો આણ્યો, સ્હમજીને. " શેઠ વચ્ચે બોલી ઉઠયા.

" હા, હા, એ બધી વાત સાચી. તમે કિરણને આપણે ઘેર તેડી આવ્યા. મેં એને જોયો અને મારો પરિચય એની સાથે બંધાણો. ખરૂં કે નહીં ? "

" હા, પરન્તુ એથી શું ? "

" તમે જો એને અહીં ન લઇ આવ્યા હોત તો મારો એની સાથે ક્યાંથી પરિચય બંધાત ? એટલે માનો કે ન માનો, પરન્તુ હું તો એમજ સ્હમજી છું કે તમે મને એ આણી આપ્યો અને મેં એને સ્વીકાર્યો. એમાં હું તો કશું ખોટું નથી જોતી. " ઠંડે પેટે કળીએ કહ્યું.

" કળી... "

" બાપાજી ! એ કાંઇ હું ન સ્હમજું. હું તો એમજ માનું છું કે વિધિએ એ વર મારે માટે નિર્માણ કર્યો હતો એટલેજ એ તમારે હાથે સ્હડયો. એથીજ તમારા હૃદયમાં

એને અહીં તેડી લાવવાની પ્રેરણા થઈ. મેં તો તમે મને એ વર લાવી આપ્યો છે એમ ધારીનેજ એને સ્વીકાર્યો છે." કળી બ્હાર જવા ઉભી થઇ !

શેઠની બધી વકિલાત નિષ્ફળ નિવડી. તેમણે અનેક લાલચો આપી, અનેક ગૃહસ્થ કુટુમ્બના ગાડી ઘોડા દર્શાવ્યા, અનેક મોતીની માળાઓ ભરેલી તીજોરીઓ બતાવી, પરન્તુ કિરણમાં પેરાવાયલું કળીનું ચિત્ત ચળ્યું નહીં.

આખરે શેઠનો વાત્સલ્ય પ્રેમ વિજયી નીવડ્યો. તેમણે મને કમને અંતરના ઉંડાણમાંથી ભાંગ્યા તૂટ્યા બ્હાર ન આવતા હોય તેવા ક્ષીણ વચને બન્નેનો સમ્બન્ધ કરી આપવાનું કબુલ રાખ્યું. જો કે કિરણ પ્રત્યેની તેમની ઘૃણા તો જેવી ને તેવીજ હતી. કળીને તેમણે અનેક વખત કિરણને રજા દેવા કહ્યું હતું. પરન્તુ કશુંજ પરિવર્તન ન થઇ શકયું. પુત્રી પ્રત્યેના એમના અનન્ય પ્રેમે એમની ઘૃણાને ક્ષણભર દૂર કરી દીધી. આખરે એ પ્રેમ વિજયી નિવડ્યો. કળી અને કિરણના લગ્ન થયા. ગૃહસ્થને આંગણે રંક જમાઇ આવ્યો. ગૃહસ્થો આને શું ધારશે ?

[ ૨ ]

કળીની સાથે સાથેજ કિરણને એક બીજી સૌન્દર્યમૂર્તિના દર્શન થયા હતા. અને તે કળીની સહચરી સરોજની. તેનું લાવણ્ય અને તેની વાગ્છટા અનેરાજ હતા. ઘણીયે વખત કિરણ તેમાં મુગ્ધ બની જતો. પરન્તુ કળીની સરળતા પાસે સરોજનીની ખુમારી જ્યાં ન મેળવી શકતી અને જે ભાવ કિરણને હૈયે કળી માટે ઉભરાતા, તે સરોજની ન મેળવી શકતી. ધીમે ધીમે સરોજની અને કિરણ સહાધ્યાયી બન્યા અને એમ એકમેકના નિકટ પરિચયમાં આવ્યાં, તોય બન્નેના હૃદય અજાણે એકાંતજ નિરાળા હતા.

પરન્તુ આ નિર્મળતા લાંબો વખત ન ટકી શકી. કળી અને કિરણના લગ્ન થયા. કિરણ ગૃહસ્થનો જમાઇ થયો, લાખો રૂપીઆની મીલકતનો માલિક બની બેઠો. તેના આ બાહ્યજીવનના પરિવર્તનમાં પડઘોજ ન ઉડતો હોય, એવું ત્યારપછી તેનું આંતરિક જીવન પણ પલટાઇ ગયું.

અને એવું ઘણીયે વાર નથી બનતું શું ? એક માણસ રખડતી દશામાંથી સડસા લક્ષાધિપતિ થઇ બેસે છે, એક અકસ્માત તરીકેજ, એકજ ક્ષણમાં પૃથ્વી પરથી પર્વતની ટોચે વિલસે છે, ત્યારે પ્રથમ તો તેની સત્યતા તે નથી માની શકતો. તે સર્વ તેને કેવળ માયાજ ભાસે છે. પરન્તુ ધીમે ધીમે તે સ્થિતિ તેને અનુકૂલ થતી જાય છે અને આખરે એવો વખત આવી પુગે છે કે તે કદી ગરીબ હતોજ નહીં એવું તે માનવા લાગે છે. અને છેવટે તે પણ ગૃહસ્થની દુનિઆ સાથે આકાશમાંજ વિહરવા માંડે છે ! આવા અનેક દૃષ્ટાન્તો નથી બનતા શું ?

કિરણના સમ્બન્ધમાં પણ તેમજ બન્યું. લગ્ન પછી થોડાજ દિવસોમાં તેનામાં જે અસાધારણ ફેરફાર થઇ ગયો, તે જોઇ તેના મિત્રોને પણ આશ્ચર્ય થયું. કિરણનું વ્યક્તિત્વ કોલેજમાં તેમજ છાત્રવર્ગમાંયે ઉન્નતજ હતું. તેની વિદ્વતા, તેની સચોટ દલીલો, તેના પ્રતિભાશાલી ભાષણ વગેરેએ તેની આસપાસ અનેક ઉપાસકો ઉપજાવ્યા હતા. તે સાથે તેની નમ્રતા અને તેની સરળતાએ તેના અધ્યાપકોનેય તેની તરફ માનની દૃષ્ટિએ જોતા કર્યા હતા. તેજ કિરણમાં—તેમની આદર્શની પ્રતિમા રૂપ તેજ કિરણમાં—આવો ફેરફાર ? તેઓ કલ્પના પણ ન કરી શકે તેઓ તે માની પણ ન શકે ! અને છતાંય તે વસ્તુ બની હતી. અત્યારનો કિરણ તે પહેલાનો કિરણજ નહોતો રહ્યો. મોટનું અનુ-

કરણ કરવા જતાં કાગ પોતાનું પોતાપણું નીસરી જાય, તેમ તેની દેહછટા વિખરાઇ ગઇ હતી, તેનું વ્યક્તિત્વ ઓસરી ગયું હતું. તેના ગૌરવભર્યા પગલામાંથી એક સામટું જેમ હણાઇ ગયું હતું. નર્યો છાકટા સમો તે બની રહ્યો હતો.

કિરણની આંખોના જુના ચશ્મા ઉતરી ગયા હતા અને નવા ચશ્માંમાંથી તે જુની સુન્દરતા નહોતો નિહાળી શકતો. તેને સર્વ જુની વસ્તુઓ નકામી, નાશ કરવા જેવીજ લાગતી. આ નવા વિચારને પરિણામે કળી તરફનો તેનો અનન્ય પ્રેમ ધીમે ધીમે ઓસરતો ગયો અને તેની ભરતિ સરોજીનીને અંતરે ભરાવા લાગી. સરોજીનીને કોઇ પણ પ્રયાસે હાથ કરવા તે મથી રહ્યો હતો.

કિરણ હોસ્ટેલમાં પોતાની ઓરડીમાં બેઠો બેઠો કંઇક વાંચી રહ્યો હતો. હાથમાંની ચોપડીના પાના એક પછી એક ફરવે જતો હતો. સરોજીનીએ આપેલો સમય વીતી ગયો હતો. તેના અંતરમાં એક પછી એક કલ્પનાઓ ઉડી રહી હતી, તેનું ચિત્ત વાંચનમાં નહોતું ચોંટતું. સરોજીની કેમ ન આવી એજ વિચાર તેમાં ગુંજી રહ્યો હતો.

આખરે સરોજીની આવી. તેને જોતાંજ કિરણની અધિરાઇએ ઉન્માદનું રૂપ ધારણ કર્યું. " સરોજીની ! કેટલી રાહ જોવી ? "

સરોજીનીએ ક્ષમા યાચી. કેટલાક અગત્યના કારણો રજુ કર્યા, અને પછી બન્ને હંમેશની માફક અભ્યાસની વાતે વળગ્યા. પરંતુ કિરણના હૃદયમાં આજે અજબજ તોફાન મચી રહ્યું હતું. તેના અંતઃકરણમાં આજે પાપવાસનાનું એક પ્રબળ કિરણ પ્રવેશ્યું હતું અને તેને લીધે તેનું હૃદય સર્વદા આંધળુંજ બની રહ્યું હતું. તેની માદલી આંખોમાંથી તે પાપ વિના કશુંજ નિહાળી શકતો નહતો. સરોજીનીના પ્રશ્નના જવાબો અધુરા મળતા હતા, તેનો ગુંચવાડો વધતો જતો હતો. પરન્તુ તે સર્વ ગુંચવાડાને ગુંગળાવી નાખતા એકાએક અણધાર્યા, આકાશમાંથી વિજળીનો પ્રકાશ ન થતો હોય તેવા શબ્દો કિરણના મુખમાંથી સરી પડયાઃ "સરોજીની હું તને ચાહું છું. "

સરોજીની આને માટે જરા પણ તૈયાર ન હતી. તે કિરણમાં મુગ્ધ હતી, પરન્તુ તેમાં દેહવાસનાની ગંધ સરખી ન હતી. તે કિરણને વખાણતી, પરન્તુ તે તેની અસાધારણ વિદ્વતાને લીધેજ; તે કિરણને ચાહતી, પરન્તુ તેમાં નિર્દોષતા શિવાય બીજા કશા જવાબો ન હતા. ક્ષણભર તો શું બોલવું તે તે સમજી શકી નહીં. આખરે આશ્ચર્યમાં તે બોલીઃ " કિરણ ! આ તું શું બોલે છે ? "

" હું બોલું છું જગતમાં સર્વ બોલે છે તે. જગતનો મહામંત્ર, સુખની ચિનગારી, આત્માનો સંતોષ સરોજ ! તું મારી સાથે પરણ. "

" કિરણ ! કિરણ !..."

તેને બોલતી અટકાવીને કિરણ વચ્ચેજ બોલી ઉઠયો, " સરોજ ! હવે હું રસ્તામાં રખડતો નથી રહ્યો. મારે બંગલા છે; વાડી વજીફા છે,..."

" અને તે સાથે એક સુન્દર પ્રેમાળ પત્ની પણ છે, " સરોજીનીએ વાક્ય પૂરું કર્યું. " એના નિર્મળ પ્રેમને તરછોડવો એ પાપ નથી ? કિરણ ! વિચાર કર, એને લીધેજ તને આ બધું સાંપડયું છે. "

" એ બધું મેળવવા પુરતોજ એના પ્રત્યેનો મારો સ્નેહ હતો..."

" અને મારા પ્રત્યેનો સ્નેહ ? " સરોજીનીએ તેને વચ્ચેજ અટકાવ્યો.

" એ હૃદયના ઉંડાણમાંથી ઘણાયે વખતથી એક ધારે વહી રહેલું અનન્ત ઝરણું છે.

સરોજ ! મારા હૃદયમાં તારૂંજ સ્થાન_સર્વથી પ્હેલું સ્થપાયું હતું. ”

“ ભુલે છે, કિરણ ! તું જુઠું બોલે છે. તારા બાલ્યકાળથીજ કુળી તને આકર્ષી રહી હતી. તારૂં સમગ્ર હૃદય એણે હરી લીધું છે. હું એ બધું ક્યાં નથી જાણતી ? હું યે તારા સહવાસમાંજ ઉછરી છું. મારા પ્રત્યેનો સ્નેહ તો...”

“ તું કેવો માને છે ? ”

“ કેવળ દેહવાસના પૂરતોજ. મારા રૂપમાં તું લુબ્ધ બન્યો છે અને મારી સાથે લગ્ન કરવાની વાત કરે છે. હું તો એમાં પાપવાસના સિવાય કશુંજ જોઇ શકતી નથી, અને એ પાપથી પ્રેરાઇ મારૂં સમગ્ર જીવન કલંકીત કરવા તું પ્રેરાઇ રહ્યો છે. ”

“ સરોજ! સરોજ ! હુ તને ખરેખર ચાહું છું. સૃષ્ટિમાં મારો સ્નેહ આટલો કોઇના તરફ હલ્યોજ નથી. કુળી આપણા સ્નેહ વચ્ચે બીલકુલ નહીં આડી આવે. તું કહીશ તો હું એને સદાને માટે તજી દઇશ, તેને તારૂં દાસત્વ સ્વીકારવા કહીશ...”

“ અને તેવીજ રીતે વળી કોક નવું પુષ્પ મળ્યે 'મારા યે એજ હાલ. કિરણ ! હું તારી આંખોમાં ચમકતું વિષયવાસનાવાળું તેજ માપી શકું છું. જ્યાં સુધી એમાં વિશુદ્ધ ભાવો નહી જણાય. ત્યાં સુધી આપણે નહીં મળી શકીએ. ”

તે વિજળીના ચમકાર શી ત્વરીત ગતિએ ચાલી ગઇ. કિરણ તેના માર્ગ સામું ફાટી આંખે નિરાળી રહ્યો. સરોજીનીને પગલે પગલે તેની પ્રતિષ્ઠા નાશ પામતી જણાઇ.

[ ૩ ]

કુળીને આ ઘટનાની બીજેજ દિવસે ખબર પડી. સરોજની પોતેજ તે સર્વ વાતો તેને કરી ગઈ. કુળીની નિર્મળી હૃદય આરસીમાં એકાએક એક પત્થર આવી પડયો અને તેના કટકે કટકા થઇ ગયા.

તેને શું બોલવું એ સમજ ન પડી. તે સરોજ પાસે રડી પડી. તેના ચરણોમાં પડી કિરણના વતી તેણે સરોજીનીની માફી માગી અને કિરણ આવે કે તરતજ તેને સખ્ત ઠપકો આપવાનું વચન આપ્યું.

પરન્તુ કિરણ તે દિવસે આવ્યોજ નહીં. કુળીનું હૈયું ધડકી ઉઠયું. તેના અંતરમાં ઉંડી ફાળ પડી. તે કિરણને શોધવા, તેને કુમાર્ગે જતો અટકાવવા બહાર પડી. તેણે કોલેજમાં જઇ તપાસ કરી, પરન્તુ કોલેજમાંયે કિરણનો પતો ન હતો. હોસ્ટેલમાં પણ કિરણની ઓરડીએ તાળું હતું.

નિરાશ કુળી ઘેર આવી અને એક ખુરશી પર પટકાઇ પડી. તેના શરીરનું ચેતન ઉડી ગયું હતું, તેની આશાઓનો ઉમળકો શમી ગયો હતો. જીવનવિહોણી પ્રતિમા સમી તે બની રહી હતી. તે બેભાન સમી બની ગઇ, અવાક શી છત સામું એક દષ્ટ નિરાળી રહી, જાણે આ દુઃખમાંથી છૂટવા—આ કૃતધ્ની દુનિઆમાંથી પ્રભુ ચરણે જવા—ત્યાં કોક છિદ્ર ન શોધી રહી હોય !

ધુંવા ફુંવા થતો તેનો પિતા આવ્યો. એક તો લગ્ન થયા ત્યારથીજ અગ્નિ ધુંધવાઇ રહ્યો હતો, તેમાં આજે એકાએક ઘૃતની આહૂતિ મળી. તેણે કંઇક ન બોલવાના વેણ કહી નાખ્યા, ન સંભારવાના સંભારી કંઇકને ભાંડયા, કંઇકને તિરસ્કાર્યા. કુળીને તે સાંભળવાની સાન ન હતી. તેની આંખોમાંથી નિકળતા અશ્રુપ્રવાહે તેના પિતાનું રૌદ્ર સ્વરૂપ તેનાથી અણજાણ્યું રાખ્યું. ખૂબ થુંક ઉડાડી તેઓ ચાલ્યા ગયા. કુળી તો જેમની તેમ છતમાં છિદ્ર શોધી રહી હતી.

આખરે તેણે ફરીવાર સરોજીનીને બોલાવી. ફરીથી તેણે કિરણની સર્વ વાત સાંભળી.

ફરીથી એકની એક વાત જ્યારે સાંભળવામાં આવે, ત્યારે તે ઓછી અસરકારક નીવડે છે. એક વસ્તુ પર ફરી ફરીને વિચાર કરવાથી તેના ગુંચવાડાનો ઉકેલ પડતો જાય છે. આ વખતે કળી પ્હેલા કરતાં કંઇક વધારે સ્વસ્થ જણાઇ. તેના મુખના ભાવો ન બદલવાનો તેણે પ્રયાસ કંઇક અંશે સફળ થયો. તેનો સર્વ વાત ફરીથી સાંભળી. પરન્તુ તે સાંભળ્યાં પ્હેલાંજ તેણે નિશ્ચય કરી લીધો હતો. તેને છતમાંથી મુક્તિનું છિદ્ર મળી ચૂક્યું હતું. તે ધીમેક રહીને બોલી, " સરોજ! એક વાત કહું ? "

કળીનું દુઃખ જોઇ સરોજનેય દુઃખ થયું હતું. તેણે દુઃખી અવાજે કહ્યું, " કળી! તું માઠું ન લગાડતી. પરન્તુ આ વાત કહ્યા સિવાય છૂટકોજ નહતો. પ્હેલી વાર હું ક્રોધથી અંધ બની રહી હતી, એટલે ઉતાવળમાં કાંઇક વધારો પડતું બોલી જવાયું હશે, પરન્તુ બ્હેન! એથી ઓછું ન આણતી...કહે, હવે તું શું કહેવા માગે છે ? "

" બ્હેન ! દુઃખ નહીં લાગેને ? "

" મને દુઃખ ! તું શું બોલે છે ? "

" હું કહું તેમ કરીશ ? મારી એક વિનતિ સ્વીકારીશ ? "

" શું "

" તું કિરણ સાથે લગ્ન કર. "

" હેં ! આશ્ચર્યમાં સરોજની ઉભી થઇ ગઇ.

" હા બ્હેન ! તું મારા કિરણ સાથે લગ્ન કર. મારો કિરણ સુખી થશે અને મને સંતોષ થશે. "

" કળી ! તું ભાન તો નથી ભુલી ગઇ ને ? " તે કળી સામે ઝીણી નજરે જોઇ રહી.

" ના બ્હેન ! હું પુરેપુરો વિચાર કરીનેજ બોલું છું. એટલું મારૂં કામ કર. હું તારી જન્મોજન્મની રૂણી થઇ રહીશ. " કળી કરગરી પડી.

" કળી ! કળી !..."

" સરોજ ! તને ખબર છે મેં કેટકેટલાં દુઃખ સહન કર્યાં છે! મારા હૃદયની આશા પાર પાડવા મેં કેટલાંનાં અંતર દુભાવ્યાં છે! હમણાં પિતાજી ન બોલવાના શબ્દો બોલી ગયા. લોકો–સગાં સમ્બધી–જેમ ફાવે તેમ બોલી રહ્યા છે, અને ઓછામાં પુરૂં તારા જેવી બ્હેનપણીઓય હવે નવનવા અનેક પ્રહારો કરશે. પરન્તુ એ સર્વ હું સહી રહી છું અને સહીશ. શા માટે, જાણે છે ? મારા હૃદયને જીવતું રાખવા માટે. મારા જીવનને ઉજવળ રાખવા માટે. પ્હેલવ્હેલા–ન્હાનપણમાંજ–મારા કિરણ સાથે આત્મલગ્ન થયાં. મારા આત્માએ એને જીવનનાથ તરીકે સ્વીકાર્યો અને એ ઓળખ નિભાવી રાખવા હું અનેક યાતનાઓ સહી રહી છું અને સહીશ. મારૂં જીવનધન સાચવી રાખવા મારા પ્રાણ સુદ્ધાં હું આપીશ. બ્હેન !. જેવો તેવો તોય મારો તે નાથ છે. એના સુખમાંજ મારૂં સર્વ સુખ સમાયલું છે. સરોજ ! મારા પર આટલો ઉપકાર કર. " તે વધારે ન બોલી શકી.

" કળી ! વખત જતાં એ એની ભૂલ જોશે, એને એના કૃત્યોનો પશ્ચાતાપ થશે એટલે તને સ્વીકારશે. શા માટે મને તારા સુખની આડે આવવાનું કહે છે ? શા માટે તારૂં જીવન સ્મશાનવત બનાવી મુકવા ઇચ્છે છે ? "

" સરોજ! તું મારા સુખની વચ્ચે નહીં આવે, પણ મારા સુખની સહાયક બનશે. હું તારી દેવી જેવી પૂજા કરીશ. જગતમાં તારા ગુણગાન કરીશ. તું કિરણ સાથે લગ્ન કર. બ્હેન ! એની એવી ઇચ્છા છે, તો તું તે પૂર્ણ કર. "

"બસ, મારી પરિક્ષા પૂર્ણ થઇ. તારૂં સ્વાર્પણ મારૂં ભાવી જીવન ઘડવામાં મને માર્ગદર્શક થઇ પડશે. જગતમાં સ્થળે સ્થળે એ ભાવના પ્રગટે તો ?...પરન્તુ બ્હેન ! હું તારૂં વેણ પાળી શકતી નથી."

"કેમ ?"

"મારાં લગ્ન નક્કી થઇ ગયા છે. થોડાંજ દિવસમાં તું તારી સખીને ગૃહિણી બનેલી નિરખશે."

"કોની સાથે પરણવાની છે."

"પ્રભાકર બેરીસ્ટર સાથે. ઘણાય વખતથી તેની સાથે અપ્રગટ જીવન સહચાર સંધાણો હતો. હવે દુનિઆ તે દેખશે."

"સરોજ ! તું સ્વાર્થી લાગે છે. મને તો આ વિષે કશી વાતજ નથી કરી. કેવળ હું એટલુંજ જાણતી કે પ્રભાકર બેરીસ્ટર સાથે તારે વધારે પડતો પરિચય છે. પરન્તુ એવો પરિચય તો કિરણ સાથે યે કયાં નહતો !"

"કળી ! તે માટે હું શરમાઉં છું. પરન્તુ શું કરૂં ? મારામાં તે વાત કહેવાનું આત્મબળ ન હતું." તે નીચું જોઇ ગઇ.

"આ સર્વ નક્કી કયારે થયું."

"મારા પિતાએજ એ વાતનો પ્રસ્તાવ રજુ કરેલો અને સર્વની સમ્મતિએ એક માસ પહેલાં સર્વ નક્કી થયું. થોડાંજ દિવસમાં લગ્ન પણ નક્કી થશે...બ્હેન ! તને દુઃખતો થશેજ. તારી ઇચ્છા હું પૂરી પાડી શકતી નથી..."

"સરોજ ! મને જરા પણ દુઃખ નહીં થાય. તારી મનવાંચ્છિત વસ્તુ તું પામી એથી ઉલટો મને આનન્દ થઇ રહ્યો છે. તારા સુખના સ્વપ્નાએ મારૂં દુઃખ પણ હું વિસરી ગઇ. ભલે બ્હેન ! તું સુખી થતી હો તો ! તુંયે મારી બ્હેનપણી છોને ! તારા હૃદયની કુમળી ભાવનાને હું છુંદી નાખવા નથી માગતી. એટલી બધી સ્વાર્થી બનવાનું પ્રભુ મને ન શીખવો ! બ્હેન ! તારાં સુખમાંથીયે હું સુખ મેળવી શકીશ. પ્રભુ તમારો સહચાર અખંડ રાખો. હું મારા નાથની રાહ જોતી જીવન વીતાવીશ. મારો નાથ ફરી કોક દિવસ મારે આંગણે પધારશે એ આશા યે મારૂં મન સ્વર્ગસુખ સમાણી છે." તેના મુખપર આછેરૂં હાસ્ય અને તે સાથેજ એક ગહન નિશ્વાસ ફરી વળ્યા.

બન્ને સખીઓએ ઘણો વખત સુધી વાત કરી. સરોજીની ગઈ કે પાછી કળી વિચારનિદ્રામાં ગોથા ખાવા લાગી "શું હું એમને સંતોષી ન શકું ?"

[ ૪ ]

ઇશ્વરી પ્રેરણા ઉતરી કે શું, પણ કિરણને પાછી સાન આવી હોય એવું જણાતું હતું. ફરીથી તેણે કળીને સ્વીકારી હતી. અને એક દિવસ પશ્ચાતાપની અનન્ત આંસુધારાથી કળીનું વક્ષઃસ્થળ તેણે ભીંજવી નાખ્યું હતું. ફરીથી તેણે નિજગત બુદ્ધિમત્તાનો પરિચય કરાવવા માંડયો હતો.

"સમાજ જીવન" વિષય પરનું એનું પ્રથમ ભાષણ લોકોમાં ઘણુંજ માનીતું થઇ પડયું. એ ભાષણ દ્વારા એણે અનેકના હૃદયમાં પ્રવેશ કર્યો અને ઘણાયને કિરણના ઉજ્વળ ભવિષ્યના ભણકારા વાગવા લાગ્યા. પ્રભાકર બેરીસ્ટરે તો એને પોતાને ઘેર આવવાનું આમંત્રણ સુદ્ધાં આપી દીધું.

ધીમે ધીમે એ આમંત્રણનું પુનરાવર્તન થતું ગયું અને આખરે એ મિત્રતાના રૂપમાં ફેરવાઇ ગયું. વખત જતાં એવોય દિવસ આવી પુગ્યો કે કિરણ વિના પ્રભાકરને ચાલતું જ નહીં.

સરોજીનીને કિરણની પ્રતિભા પ્રિય લાગતી, પરન્તુ તે તેની સાથે પરિચય પાડતાં બ્હીતી હતી. તેના નયનો સમિપ પ્રથમની ઘટના તરી આવતી અને તે કમ્પી ઉઠતી બ્હીકની મારી

તે કિરણથી દૂર ને દૂરજ નાસતી. કિરણ પોતાને ઘેર આમ વારંવાર આવે એ તેને ન્હોતું રૂચતું, એમાં પોતાની સહીસલામતી કરતાં કિરણની પ્રતિષ્ઠાને કદાચ હાની પહોંચે એવી તેને ધાસ્તી હતી. પરન્તુ કિરણ તો સરોજીની સામું જોવાનીયે દરકાર ન કરતો.

અનેક વખત પ્રભાકરે સરોજીનીને કિરણ સાથે ઓળખાણ પાડવા કહ્યું હતું અને બધીયે વખત સરોજીનીએ ના પાડી હતી. બિચારા બેરીસ્ટરને કયાંથી ખબર હોય કે એક વખત એજ કિરણ એજ સરોજીની પાસે લંપટ યાચના કરી રહ્યો હતો. સરોજીની ના કહેતી તેથી તેને આશ્ચર્ય થતું, તે વિચારમાં પડી જતો અને સ્ત્રી સમાજપર અનેક તર્ક વીતર્ક કરી બેસતો. સરોજીનીના આવા વલણ ઉપરથી એણે પ્રથમ સિદ્ધાન્ત એ બાંધ્યો હતો કે સ્ત્રીઓ સમાનતા ઇચ્છે છે ખરી, પરન્તુ તે ભોગવવાનું તેમનામાં હૃદયબળ નથી ! ખરી વસ્તુથી અજ્ઞાત માનવીઓ આમ કેટલાં ભૂલ ભરેલાં સિદ્ધાન્તો બાંધી બેસતાં હશે !

એક વખત તો સરોજીનીએ વાત વાતમાં બેરીસ્ટરને એવું પણ કહી દીધું કે " કિરણ બહુ વખત ઘેર આવે છે તે ઠીક નથી થતું." પ્રભાકરના આશ્ચર્યનો પારજ ન રહ્યો. એક સામટું અટ્ટહાસ્ય તેના મુખમાંથી છૂટી પડ્યું. સ્ત્રીની માનસિક નિર્બળતા પર તેણે એક લાંબુ ભાષણ આપ્યું અને સરોજીનીને આ વ્હેમ–આ નિર્બળતા–આ સ્ત્રીબુદ્ધિ તજી દેવાની તાકીદ આપી.

કિરણને લીધે પોતાપર જે વિટંબણા આવી પડી હતી તે જણાવવાની સરોજીનીમાં તાકાત ન હતી. પરંતુ એણે એટલું તો ચોખ્ખે ચોખ્ખું સંભળાવી દીધું કે " કિરણ મારે ઘેર બહુ વખત આવે એ હું નથી ઇચ્છતી. હું એનું પરિણામ સારૂં નથી જોઇ શકતી, અને છતાં પણ તમે નહીં માનો તો હું કોઇ રીતે જવાબદાર નથી.

× × ×

કળીનું ઉર સરોવરીયું પાછું છલછલી રહ્યું હતું. તેનો કિરણ તેને પાછો મળ્યો હતો. ફરીથી સારી સૃષ્ટિનું અને સ્વર્ગનું સમસ્ત સુખ તેને આવી મળ્યા હતા. ઘણી વખત તે સરોજીનીને ત્યાં જતી અને બન્ને બ્હેનપણીઓ પહેલાં જેવીજ હસતી રમતી ધરાઇ ધરાઇને અનેક વાતો કરતી.

પરન્તુ સરોજીનીના પેટમાં જે દુઃખાવો થઇ રહ્યો હતો તે તેનાથી ન જીરવી શકાયો. કળીને એથી કેટલું દુઃખ થશે એ જોવા–વિચારવા–એ ન રહી. એક દિવસ કળી આવી એટલે સરોજીનીએ લાગ જોઇ કહી નાખ્યું, " કળી ! કિરણ અહીં આખો દિવસ પડ્યો પાથર્યો રહે છે..."

કળીના હૃદયમાં યે ઉંડી ઉંડેરી શંકા તો ખટકતીજ હતી. કિરણ આમ એકાએક સુધરી કેમ ગયો એ વિચાર એને યે કોક દિવસ સ્ફુરી આવતો, પરન્તુ પતિપ્રેમના પૂર પ્રવાહ આડે એ સર્વ બ્હાર નહોતા આવી શકતા. તે આશ્ચર્યભરી વચમાંજ બોલીજ ઉઠી, "હેં' શું કિરણ અહીં આવે છે ? "

" અરે દિવસનો મોટો ભાગ અહીંજ વીતાવે છે. કિરણ અહીં આવે એ હું શ્રેયસ્કર નથી માનતી. બેરીસ્ટર સમજાવ્યા સમજે તેવા નથી. એ તો કિરણની પાછળ ગાંડા બન્યા છે, ભલે તેઓ કિરણમય બની જાય એથી હું ઉલ્ટી રાજી થઇશ, પરંતુ મારો અને કિરણનો પેલો પ્રસંગ સાંભરતાં મને દહેશત રહ્યા કરે છે અને એટલા માટેજ એ ઘેર વધારે ન આવે તો સારૂં એમ હું ઇચ્છું છું." સરોજીની કળીને સમજાવવા લાગી.

" પરન્તુ મને કિરણે કોઇ દિવસ આ વાત કરીજ નથી. પ્રભાકર સાથે મિત્રાચારી થઇ છે એતો હું જાણતીયે નથી. અને તેં

પણ અત્યાર સુધી મને એ વાત ન કરી, નહીંતર હું પહેલેથીજ એનો બંદોબસ્ત કરી નાખત. ઠીક, પણ હવે હું કિરણને જરૂર સમજાવીશ. જો કે હવે તો એ ઘણો સુધરી ગયો લાગે છે, તોય તમે બન્ને એકમેકથી દૂર રહો એજ શ્રેયસ્કર અને સહીસલામત છે. કારણ દેખ્યાતુંજ ઝેર છે ને!" કળીએ સરળ હૃદયની નિખાલસ વાત કરી નાખી.

"બ્હેન! આથી એમ નહીં માની લેતી કે કિરણ પ્રત્યે મને તિરસ્કાર છે અથવા તો એની મને ઇર્ષા આવે છે. ન્હાનપણથીજ કિરણને હું ચ્હાતી આવી છું, અને હજુએ તેના પ્રત્યે મને એટલુંજ માન છે. તેણે મને અનેક રીતે સહાય કરી છે. તેના અમૂલ્ય સહવાસથીજ મારૂં જીવન ઘડાયું છે. જો એ એકજ વિચાર એને ન સુઝ્યો હોત તો હું એની દેવ જેમજ પૂજા કરત. એક વખત બળેલું માણસ ચોતરફ બ્હીકજ જોયા કરે એવી મારી સ્થિતિ થઇ પડી છે."

"સરોજ! એમાં તારો શો વાંક? હવેથી કિરણ અહીં નહીં આવે એની હું ખાતરી આપું છું." કળીનું હૃદય ફાટી જતું હતું. તે વધારે ન બોલી શકી. થોડીજ વારમાં સરોજીનીની રજા લઇ તે ઘેર ગઇ.

ફરીથી આજ ઘણે દહાડે કળીની આંખમાં આંસુડાં ઉભરાણાં. પરન્તુ એ આંસુડાંની પાછળ ઉંડો આત્મનિશ્ચય ઝબુકતો હતો ફરીથી કિરણનું અધઃપતન થતું હોય એવું તેને ભાસ્યું. આ આંખે તો તે કળી દેખી શકે તેમ ન હતી. આ દેહે કળી તે કરી શકે તેમ ન હતી. તેણે નિજ હૃદયનાથને ઉગો ને ઉગો એ જ-ભર્યો-નિર્ભેળો-રાખવા નિશ્ચય કર્યો,

[ ૫ ]

સરોજની તેનો તિરસ્કાર કરી ચાલી ગઇ, ત્યાર પછી કિરણ ઘણી વાર એમજ સ્તબ્ધ જેમ બેસી રહ્યો: તેણે આ અનાદરની સ્વપ્ને યે આશા રાખી નહોતી. તે વિદ્વાન હતો, અસાધારણ બુદ્ધિવાળો હતો, અનેકનો માનિતો હતો. તે સૌન્દર્યસંપન્ન હતો, આકર્ષક હતો, તદુપરાંત લક્ષાધિપતિ બન્યો હતો. તેનો કોઇ પણ અનાદર કરી શકે એ તેની કલ્પનામાંજ નહોતું આવી શકતું. આખી દુનિઆ તેને મન તેના કુન્દો ઉપાડવાનેજ જન્મી હતી. પરન્તુ તેને એવો તો વિચાર કયાંથી સુઝ્યો હોય કે દુનિઆમાં ઘેર ઘેર વેશ્યાઓ નથી વસતી. એ કૌમારની નિર્દોષ રેખાવન્તી બાલિકા કે પતિવ્રતના પરમ લાવણ્યથી વિજળીશી દ્યુતિભરી પતિવ્રતા, એ અનાઘ્રાત કુસુમ સમી નિર્મળતાની સ્વાંગ સજેલી અટગ બ્રહ્મચારિણી કે શીયળનાજ વસને સુશોભીત સાધ્વીથીજ આ સારો સંસાર સુવાસિત-ઉજ્વળો-અનુપમ-છે, એવો તેને ખ્યાલે કયાંથી આવ્યો હોય? અથવા તો એ સર્વ તેના અહંમાં ડુબી ગયું હતું એટલે જ્યારે સરોજીનીએ તેની પિશાચી માગણીનો તિરસ્કાર કર્યો ત્યારે તેને જગત આખું ફરતું ભાસ્યું. ચોગમથી તેની આસપાસ પ્રલયની અંધી ફરી વળતી જણાઇ. તે કાંઇજ કલ્પી શકયો નહીં, તે કાંઇજ વિચારી શકયો નહીં. નિશ્ચલ શો તે સરોજીનીના માર્ગ સામું એકદષ્ટ નિરખતો બેસી રહ્યો.

જેમ જેમ તે વિચાર કરતો ગયો તેમ તેમ તેની લાલસા વધારે ને વધારે વેગવન્તી થતી ગઇ. તેના અંતઃકરણમાં વેરનો એક સાગર ફીણો ઉછળી આવ્યો. અને જીવને જોખમે-પ્રતિષ્ઠાને સાટે-પણ તેણે સરોજીનીએ કરેલા અપમાનનો બદલો લેવાની ભયંકર પ્રતિજ્ઞા કરી.

સેતાન માનવીને સાધુતાના સ્વાંગેથીજ છેતરી શકે છે. કિરણે પણ એજ વેષ ભજવવાનું નક્કી કર્યું. લાગણભર તેણે પોતાની સેતાન

વૃત્તિને સંકેલી લીધી અને તેના પર એક પછી એક સાધુતાના સ્વાંગ સજવા માંડયા. તેણે પરણ્યા પછી ધારણ કરેલો સર્વ આડંબર ત્યજી દીધો. ને પહેલાના જેવો સાદો-સીધો બની રહ્યો. કળી પાસે જઇને તેણે પોતાની ભૂલ માટે પશ્ચાતાપ કર્યો. અને એ પશ્ચાતાપના અશ્રુથી ભીંજાતો એક પત્ર સરોજીની પર પણ લખી નાખ્યો. આ પરિવર્તન શાથી થયું તે કોઇ સમજી શકયું નહીં, પરન્તુ સર્વને એથી સંતોષ તો અવશ્ય થયોજ.

દરમીઆન સરોજીની પણ પ્રભાકર બેરીસ્ટર સાથે પરણી ગઇ અને એમ કિરણના સકંજામાંથી ધીમે રહીને સહીસલામત છૂટી ગઇ. કળી પણ કિરણને પશ્ચાતાપ કરતો જાણી પ્રમુદિત બની હતી અને અગાઉ જેવું હાસ્યભર્યું નર્તતું જીવન ગાળી રહી હતી.

--પરન્તુ એ સાધુતાના સ્વાગ નીચે સંતાએલો સેતાન અંદરને અંદર ધુંધવાયા કરતો હતો. એ વેરની તલપ દિન પ્રતિદિન વધારે ને વધારે ધારવાળી થતી જતી હતી. એની પૂર્ણાહૂતિ કરવા કિરણે એક પછી એક પોબાર પાસા ફેંકવા માંડયા. તેણે જાહેર ભાષણો કર્યા, કીર્તિ મેળવી અને પ્રભાકર બેરીસ્ટર સાથે સમ્બન્ધ બાંધ્યો. એ સમ્બન્ધ કેટલી હદ સુધી ગાઢ બન્યો એ આપણે જોઇ શકયા છીએ. એ સર્વ કિરણની સેતાની- અતની ઝાળજ હતી.

આખરે એ વેરાગ્નિને શાન્ત કરવાનો સમય પણ આવી લાગ્યો. પ્રભાકર બેરીસ્ટર કેસ પ્રસંગે અમદાવાદ--ગયા અને ઘરની તેમજ સરોજીનાની સુપ્રત કિરણને કરતા ગયા. સેતાનનો ફેંકેલો પાસો પોબાર પડ્યો.

"કેમ સરોજીની !" એક વખત સરોજીની બપોરના કંઇક વાંચી રહી હતી. કિરણ ત્યાં જઇ પહોંચ્યો. 'કિરણ? કિરણ'! બેરીસ્ટર અમદાવાદ ગયા છે. એ આવે ત્યારે આવજે." સરોજીની એકાએકી બોલી હતી.

"મને તે ખબર છે. જતાં જતાં બેરીસ્ટર મને તારી સુપ્રત કરતા ગયા છે."

"એટલે?" સરોજીનીનો ગુંચવાડો વધતો જતો હતો.

"એટલે એજ કે તું મારા કબજામાં છે, સમજી?" અને નફ્ફટ રીતે તે હસ્યો, તેણે આગળ શરૂ કર્યું: "યાદ છે, સરોજીની! તે દિવસે તેં મારૂં હડહડતું અપમાન કર્યું હતું? યાદ છે તે પ્રસંગ?"

"અને તને પાપમાંથી ઉગારી લીધો હતો. પરન્તુ અત્યારે એનું શું છે?" તેની બ્હીક બહાર દેખાઇ આવતી હતી.

"શું છે? હું તેનું વેર વાળવા આવ્યો છું. હું મારી ઇચ્છા પૂર્ણ કરવા આવ્યો છું. હું તને ચ્યુત કરીશ; હું તને પતિત બનાવી મુકીશ." કિરણની નફટાઇ વધતી જતી હતી.

સંકટ વખતે માણસની બુદ્ધિ એકાએક ચપળ બની જાય છે.. સરોજીની પહેલાં તો આ એકાએક હુમલાથી ગભરાઇ ગઇ, પરન્તુ પાછળથી તે ધીમેધીમે સ્વસ્થતા ધારણ કરવા લાગી.

"કિરણ! તું આ શું બોલી રહ્યો છે? તારા જેવા સજ્જનને આ વચનો શોભે?" શાન્તિથી તે બોલી.

તેને બોલતી અટકાવીને કિરણ બોલી ઉઠ્યો, "હા તે વખતે માન્યું હત તો આ વખત ન આવત. તું તારૂં શીયળ સાચવી શકી હત, તું પતિવ્રતા રહી શકી હત, તું મનગમતા ભોગ માણી હત. પરન્તુ હવે તું ખંડીતા થશે, તારૂં ગૌરવ લુપ્ત થશે, તારી પ્રતિષ્ઠા પાતાળમાં પેસી જશે." તેણે એક રાક્ષસી હાસ્ય કર્યું.--

હજુયે ધીમો અવાજ કરીને સરોજીની બોલી" "કિરણ! એક પરણેલી સ્ત્રી પાસે આ શબ્દો ન ઉચ્ચારાય. પારકી સ્ત્રી સામે કુદૃષ્ટિ કરવી એ પણ પાપ છે.

" એ પાપ-પુણ્યનો મારે વિચાર નથી કરવાનો. હું સેતાન બન્યો છું અને પુરેપુરો સેતાનનો પાઠ ભજવીશ. મારૂં ચાલે તો અત્યારે દુનિયાની દરેક સ્ત્રીને પતિતા-ભ્રષ્ટા-બનાવી મૂકું..."

" કિરણ ! આ શબ્દો તું બોલી શકે છે ? તારા જેવો સંસારસુધારક આવા વેણ ઉચ્ચારી શકે ? તને જરા વિચાર પણ નથી થતો ? તારૂં દિલ જરાકે ડંખતું નથી ? કોની પાસે તું આ શબ્દો બોલી રહ્યો છે ? એક વખતની તારી શિષ્યા અને અત્યારે તારી મિત્રપત્ની-બ્હેન સમી મિત્રપત્ની ! મિત્ર-દ્રોહનું પાતક..."

" મિત્રદ્રોહ ? કોણ મારો મિત્ર ? બૅરીસ્ટર મારો મિત્ર !...હા ! હા ! મારી વાસનાને તૃપ્ત કરવા પુરતીજ એ મૈત્રી હતી. વાસ્તવિક તો એ યે મારો શત્રુ છે. મારી આશાઓ આડે આવનાર, મારા માર્ગમા કંટકો વેરનાર સર્વનો હું નાશ કરીશ. પ્રભાકરનો, કળીનો અને પછી... પરન્તુ ના, તારો નાશ કરવાને હજુ વાર છે. તને તો હું પુરેપુરા રજ્જેતીના વાધા સજાવીશ. દુનિઆને તારૂં પતિત સ્વરૂપ બતાવીશ. અને એ વેદનાની પ્રબળ જ્વાળાથી રીબાવી રીબાવી તારો અંત આણીશ. "

એકદમ તે આગળ ધસ્યો. મલિન હાથથી સુન્દરતાનો નાશ કરવા-પાપની કાલિમાથી પવિત્રતાને છોવા-તે આગળ ધસ્યો. ક્રુર કૃતાન્ત શો તે સરોજીની તરફ ધસી ગયો. પરન્તુ હજુ એના દૂષિત સ્પર્શના ડાઘ સરોજીનીનાં પવિત્ર બદન પર પડે તે પહેલાં તો આકાશ-માથી પ્રભુની પ્રભા ઉતરી આવે તેમ કળી બન્નેની વચ્ચે આવી ઉભી રહી. " રહો, નાથ ! પાપનો કલુષિત સ્પર્શ હું જીવતે તમારા શરીરને નહીં ભ્રષ્ટ કરી શકે. "

કિરણ કળીને જોતાંજ ડઘાઇ ગયો. અત્યારે કળી અહીં કયાંથી ? તેને કયાંથી ખબર હોય કે કળી આમ અવાર નવાર સરોજીનીને ત્યાં આવતી હતી ! તે વિચારમાં પડી ગયો. પરન્તુ આવેશના ઉન્માદમાં તેના વિચારો તણાઇ ગયા. કળીને જોતાં તો તેનો ઉન્માદ એક સામટો વધી ગયો, એક સખ્ત આચકા સમેત કળીને તેણે દૂર ફેંકી દીધી અને પાછો તે સરોજીની ઉપર ધસી ગયો. એકાએક " હાં ! હાં ! " શબ્દો સમેત બૅરીસ્ટર અંદર ધસી આવ્યા, બ્હીકથી ધ્રુજતી સરોજીની તેમને કંઠે બાઝી પડી. નીચી દૃષ્ટિએ પૃથ્વીમાં પેશી જવાનો માર્ગ શોધતો કિરણ અચેતન શો ઉભો રહી ગયો.

કળી કિરણના આંચકાથી જમીન પર ઢળી પડી હતી. તેને સખ્ત વાગ્યું હતું. તેના મસ્તકમાંથી વહેતી રૂધીરની ધારા નિજ નાથના ચરણો પખાળી રહી હતી. તેના નયનોમાંથી નિતરતી તેજની નિર્મળ ધારા કિરણના પાપ ધોતી વહી રહી હતી.

તે સર્વની વચ્ચે આશ્ચર્યમુગ્ધ પ્રભાકર સરોજીનીને હૃદય સરસી વધારે ને વધારે ચાંપતો આમતેમ નિરખતો ઉભો હતો.



# રેંટીઓ

## ( એક લોકગિત )

સંપાદકઃ શા. ગજાનન વિશ્વનાથ જોશી.

[ ભાલ પ્રદેશનાં ઘણાં વૃદ્ધોને કંઠે સચવાઇ રહેલું આ લોકગિત, પ્રાચિન સમયની રેંટીઆની ઉપયોગિતાં અને તે સમયનાં માણસોની રેંટીયા પ્રત્યેની ભક્તિનો સુંદર ચિતાર આપે છે. ભાલપ્રદેશનાં એક ગામડાંનાં એક વૃદ્ધ માતા પાસેથી જેવા સ્વરૂપમાં આવ્યું, તેવા જ સ્વરૂપમાં ( માત્ર ભાષાશુદ્ધિ કરીને ) એ ગિત અહીં જાહેરમાં મૂકાય છે.

સોરઠના પ્રદેશનાં લોકગિતોને આદર આપનાર લોકવર્ગ આ લોકગિતની અંદરથી, રેંટીઆ પ્રત્યેની ગ્રામ્યકન્યકાની આ કથની દ્વારા પ્રાચીન સમયની રેંટીઆની જરૂરિઆતને અને શ્રદ્ધાના તત્ત્વને સમજીને વધાવશે એવી આશા છે. સંપાદક. ]

રેંટીઓ મ્હારો અલક-મલક[1]નો ભાઇ જો;
પાદશાહનો પીતરાઈ માડી, મ્હારો રેંટીઓ. ૧

માતાના મઠમાં પેસંતી હું લાજું જો;
નિકળતી ને માગું:-" દેજો રૂડો રેંટીઓ." ૨

માતાના મઠમાં શેર ઘીનો દીવો જો;
અખોવનને જીવો માડી, મ્હારો રેંટીઓ. ૩

બાપે મ'લાવ્યાં[2] ને માએં સૂતર કંતાવ્યાં જો.
(પણ) ભાભીઓ ને ભોજાઇએ તજાવ્યા ઉંબરા.૪

"રેંટીઆ વીનાનો મો'લાત્યું એ રણવગડો જો;"
એવા મારા ભોલણીએ પીયરની દેશ ગઇ. ૫

કાશીનેં રસ્તે કરકરીઆળા કાદવ જો;
(ત્યાં) માડી જાયા જાદવ ઘોડાં ખેલવે. ૬

ગંગાજળીને[3] કાંઠેથી કા'વ્યા સંદેશડા જો;
મારાં મોસાળીયાંને કે'જો:-"રેંટુડો મોકલે." ૭

રેંટીઆને સુખે ગઇ હું માને મૈયર જો;
(ત્યાં) ખંતીલી મામીએ મંડાવ્યો રેંટીઓ. ૮

" કાતો ભાણેજી, ઝીણેરાંને સૂતર જો;
તમારા મામાનાં વણાવીશ મોળીઆં. " ૯

તાણી તાણીને બાંધજો મામા, મોળીઆં જો;
હાથડીયા વખાણો ભોળી ભાણેજીના. ૧૦

મામાથી મુજને મૈયર છે બહુ વ્હાલું જો;
તેથી રે વાલેરો મામી, ત્હારો રેંટીઓ. ૧૧

શેર કાંતું ત્યારે પાશેર નીકળે ત્રોડા[4] જો;
(એનાં)અદેખાંના ડોળા રાંદલમાડી! ફોડજો. ૧૨

શેર કાંત્યું મા, મારી માડીને મૈયર જો;
(કોઇ) દાદાજીની સાથે ન જાશો દીકરી. ૧૩

જ્યારે ન કાંત્યાં ઝીણેરાં શાં સૂતર જો;
(ત્યારે)સાસરવાટે વળાવીને ઝાંપા દાંશીઆ[5]. ૧૪

જ્યારે ન કાંત્યું આળસથી જઈ સૂતીજો;
(ત્યારે) સાડલા વીનાની વીખૂટી, શિયાળો
સમસમી. ૧૫

પછી એ દુઃખે ગઇ હું કૂવે પડવા જો;
(ત્યારે) રેંટુડો સન્યાસી પાવડે ફરી વળ્યો. ૧૬

---

૧, આખા જગતનો: ૨, લાડ-કોડ પુરા કર્યા. ૩, ગંગાજીના જેવા સ્વચ્છ અને નિર્મળ પાણીથી ભરેલી દૂધ, 'ગંગાજળી' એ દૂધનું નામ છે.

૪, પુણીમાંની ઝીટી, જ્યારે કાંતતી વેળા સૂતરના ત્રાકમાંની ઝીટી જેમ વધારે ખરે, તેમ ત્રાક વધ ચોકખો થાય છે. ૫, બંધ કર્યાં.

# *આધુનિક સ્ત્રી કેળવણીની ખામીઓ.

લેખિકાઃ સૌ. ચૈતન્યબાળા મંજુલાલ મજમુંદાર.

" કુમારિકાઓની કેળવણીનો પ્રશ્ન એટલે ભવિષ્યની પ્રિયતમાઓનો પ્રશ્નઃ વર્તમાન અને ભાવિ પ્રિયતમોના મનમાંનો મહાપ્રશ્ન "—

કવિ ન્હાનાલાલ કૃત " ઉષા "—પૃ. ૩૧.

**કેળવણી.**

દરેક મનુષ્ય, માત્ર મનુષ્ય છે માટે તેની બધી શક્તિઓને અમુક હદ સુધી કેળવવાની જરૂર છે–એમ સ્વીકારી જે કેળવણી આપવામાં આવે તે સાધારણ કેળવણી. બીજી રીતે કહીયે તો, માણસમાં માણસાઇ લાવવાની જે તાલીમ તે કેળવણી. ભાષાજ્ઞાન દરેક મનુષ્ય–પુરૂષ હો કે સ્ત્રી–તેને માટે જરૂરનું છે. શારીરિક કેળવણી પણ મનુષ્ય માત્રને ઉપયોગી છે; એટલે તે કેળવણીમાં ભિન્નતા નથી; પરંતુ તેટલી કેળવણી મેળવ્યા પછી, સ્ત્રી–પુરૂષની કેળવણી પરસ્પર જુદી. પ.[illegible]

પેદા કરવાના છે–રાજ્યતંત્ર ચલાવવાનાં છે અને ઘરની બ્હાર રહી કામ કરવાનું છે; જ્યારે સ્ત્રીઓએ ઘરના ન્હાના ક્ષેત્રમાં રહી કુટુંબસંસાર ચલાવવાનો છેઃ પતિએ આણેલા દ્રવ્યનો સદુપયોગ કરી " **धन्यो गृहस्थाश्रमः** ". એમ ગૃહસંસારને 'ધન્ય' બનાવવાનો છે. આમ પુરૂષો ઉત્પાદક, અને સ્ત્રીઓ સંરક્ષક અને વ્યવસ્થા કરનાર છે. પુરૂષો નવું લાવી સ્ત્રીઓ આગળ ધરે, તે સ્ત્રીઓ સ્વીકારે, કેળવે, અનેકગણું બનાવે, અને પુરૂષોના ઉપયોગ માટે તૈયાર કરે–એમ આપણી સ્ત્રીઓના ધર્મની કલ્પના અને વ્યવસ્થા છે; અને તેને અનુસરીનેજ સ્ત્રીઓના ધર્મ નક્કી થયા છે.

કેળવણી એટલે બુદ્ધિ, લાગણી, કલ્પનાશક્તિ વગેરેનો વિકાસ જ્યાં સુધી પોતાની જે સ્થિતિ હોય તેમાં સંતોષ રહે, સારી સ્થિતિમાં જવાની તીવ્ર ઉત્કંઠા થાય નહિ, ત્યાં સુધી બુદ્ધિ ખીલેલી ન ગણાય. સારી સ્થિતિ માત્ર પૈસાદાર થવાથીજ નથી ગણાતી; વિદ્યા, નીતિ, ધર્મ અને સેવાથી રહેતી સારી સ્થિતિ તેજ કેળવણીની છે. જીવનનો ખરો આનંદ, મેવા અને સારી સેવા કેવી રીતે બનતી



શકાય તેવું જ્ઞાન સંપાદન કરવું એજ કેળવણીનું ખરૂં પરિણામ છે.

**કેળવણી અને ભણતરઃ** કેળવણી એટલે સ્વાભાવિક રીતે એમજ થશે કે નિશાળમાં જઇ વાંચતાં લખતાં શીખવું; પરંતુ કેળવણીનો વિશાળ અર્થ જોતાં જણાશે કે ઉપયોગી વિષયોનું સંપૂર્ણ જ્ઞાન મેળવી તેમાં નિપુણ બનવું એ કેળવણી. આવી કેળવણી તથા કેવળ ભણતર એમાં કેટલોક ફેર રહેલો છે. ભણતર એટલે માત્ર પુસ્તકીયું જ્ઞાન. અર્થના આ તફાવતને લીધેજ 'ભણવાની' સાથે 'ગણવાની' કહેવત પણ પ્રચલિત છે.

કેળવણી બે પ્રકારની છેઃ મનની અને તનની. બુદ્ધિ વિકાસ પામે, ઉચ્ચ ભાવનાઓ જાગૃત થાય, અને સદ્‌ગુણ આવે તે મનની કેળવણી. આ સદ્‌ગુણો આચારમાં મૂકાય તે તનની કેળવણી.

**શારીરિક કેળવણીઃ** તનની કેળવણી એટલે શરીર કસવું અને તેને ઉદ્યોગી બનાવવું. કેટલીક વખત એવું સાંભળવામાં આવે છે કે સ્ત્રીઓને વળી કસરતની શી જરૂર છે? એ વાત ખરી છે કે જેને ઘરધંધો કરવાનો હોય છે તેને તેવી કાંઇ જરૂર નથી, પણ શ્રીમંત કુટુંબોમાં ઉછરતાં બાળકને તો તેની ખાસ જરૂર છે, એટલે દરેક સ્ત્રીએ દરરોજ કાં તો ઘરધંધાની કે તે ના હોય તો બીજી રીતની, શરીર ખમી શકે તેટલી મહેનત કરવી જોઇએ. તો પણ એટલું તો યાદ રાખવું જરૂરનું છે કે શરીર ખમી શકે તે કરતાં વધારે મહેનત કરવાથી શરીરને વધારે ઘસારો પહોંચે છે અને " માનવ શરીરની નવપલ્લવતા!" કરમાતી જાય છે.

સાથે સાથે નાજુકાઇની ભાવના હૃદથી વધારે પ્રમાણમાં જે સ્ત્રીઓમાં ઘર કરી બેસે છે તો તેમનાં શરીર ઘસાઇને-તવાઇને ખપી જવાને બદલે કટાઇને ક્ષીણ થઇ જાય છે. ઘણાં શ્રીમંત કુટુંબોની સ્ત્રીઓ ક્ષયનો ભોગ થાય છે, તેનું કારણ ઘણે ભાગે આ જ હોય છે.

નવા જમાનાની સ્ત્રીથી ઘરધંધો બની શકતો નથી; તે ત્હેને કેવળ વૈતરૂં ગણે છે. તેથીજ રા. કવિ રાયચુરાએ લોકપ્રિય કરેલા લોકગીતમાંની સ્ત્રી આ વૈતરાં કરાવનાર ગૃહ-સામગ્રી ઘરમાંથી કાઢી નાખવા પોતાના 'રાજ'ને વિનવે છેઃ—

" હાં કે રાજ!
ઘરમાંથી રાંધણીયાંને કાઢો,
મારી ધૂમાડે આંખ્યું દુખેઃ
મને કેર કાંટો વાગ્યો.
" હાં કે રાજ!
ઓશરીયેથી ખાંડણીયાને કાઢો,
મારા ધબકે ખંભા દુખેઃ
મને કેર કાંટો વાગ્યો.
" હાં કે રાજ!
આંગણીયેથી ગાવલડીને કાઢો,
એના વલોણાને સોતીઃ
મને કેર કાંટો વાગ્યો."

—આમ આંખો દુખાડનાર 'રસોઇ,' ખભા દુખાડનાર 'ખાંડણીયો" તથા વલોણાનું વૈતરૂં કરાવનાર 'ગાવલડી'ને ઘરમાંથી સમૂળાં કાઢી નાખવા જાણે આજની નાજુક સ્ત્રીઓ વિનવી રહી છે એ ખેદ અને ચિંતાનો વિષય છે.

**શાળાની કેળવણી.** નિશાળની કેળવણી કન્યાને પંદર કે સોળ વર્ષની હોય ત્યાં સુધી મળે છે. નિશાળમાં જવું એટલે ચોપડીઓ વાંચતાં અને લખતાં શીખવું એટલુંજ

સાધારણ રીતે મનાય છે. નવી કેળવણીની શરૂઆતમાં આ કેળવણી ફક્ત કમાણીને માટે છે એવી માન્યતા હતી; અને તે ઉપરથી એમ કહેવાતું હતું કે સ્ત્રીઓને ક્યાં કમાવા જવું પડે છે કે કેળવણીની જરૂર હોય? પણ સદ્‌ભાગ્યે આ વિચાર હવે નાશ પામતો જાય છે. છતાં હજી સ્ત્રીઓની કેળવણીને માટે જોઇએ તેવો-બધી રીતે અનુકૂળ એવો પ્રબંધ થઇ શક્યો નથી. સમાજ શાસ્ત્રીઓ તથા કેળવણીના હીમાયતીઓ નવા નવા અખતરા કરી રહ્યા છે; છતાં હજી સ્ત્રીઓની કેળવણીને માટે કોઇ ચોક્કસ દિશા નિર્ણીત થઇ નથી.

શિક્ષણમાં મુખ્ય મુખ્ય ક્યા વિષયો શીખવાય છે તે હવે જોઇએ.

**સ્વભાષાદ્વારા કેળવણી.** નિશાળમાં પહેલાં તો ભાષાનું જ્ઞાન આપવાની શરૂઆત થાય છે; અને તે માત્ર શરૂઆતજ રહે છે. આ કેળવણી પરભાષા-દ્વારા અપાયાથી કૃત્રિમતા ઘણી આવી જાય છે. પોતાની ભાષા મગજમાં વધારે ઊંડી ઠસી શકે છે; જ્યારે પારકી ભાષામાં, ભાષા તથા વિચાર બન્ને ઘણી મહેનતે ભેગા કરી શકાય છે. પોતાની ભાષામાં ભાષાનો વિચાર નથી કરવો પડતો; એકલા વિચારજ ભેગા કરતા બાકી રહે છે.

બધી કેળવણી સ્વભાષાથી અપાતી હોય તો પરભાષા એક માત્ર જૂદી ભાષા તરીકેજ શીખાય અને આપણને આપણી ભાષાનું પૂરેપૂરૂં જ્ઞાન થાય. પારકી ભાષા વાપરતાં આપણી ભાષાનું જ્ઞાન અધુરૂંજ રહે છે એમ આપણો હાલનો અનુભવ કહે છે.'

ભાષાજ્ઞાન ઉપરાંત કેટલાક બીજા વિષયો તરફ લક્ષ દોરે છે. હવે

**ઇતિહાસ.** ઇતિહાસ અને ભૂગોળ એ બે ઉપયોગી વિષયો તરફ દષ્ટિ કરીએ. ઇંગ્લંડનો ઇતિહાસ સાધારણ રીતે નિશાળમાં શીખવવામાં આવે છે અને સાથે થોડો ઘણો હિંદનો ઇતિહાસ પણ શીખવાય છે. તે પણ ફક્ત પઠાણ અને મોગલના વખતથી તેથી તે પહેલાં, હિંદુસ્થાનનો ઇતિહાસ શીખવવા જેવોજ નથી એમ સામાન્ય ખ્યાલ જનસમાજમાં રહે એ સ્વાભાવિક છે, અને આપણને આપણા દેશની શી સ્થિતિ હતી, શી સ્થિતિ છે અને શું હોવું જોઇએ તેનો પૂરો ખ્યાલ પણ નથી. હિંદીઓમાં રાષ્ટ્ર ભાવના હતી, અને એક એક વખતે હિંદુ પ્રજા રાજ્ય કરનાર પ્રજા હતી એ વાતનો તો ઉલ્લેખ પણ કરાતો નથી. યુરોપના ઇતિહાસથી તો આપણી પરતંત્ર અને કેવી ખરાબ સ્થિતિ છે તે જણાય છે. આમ આપણા ગુણ ઢાંકી દોષ બતાવવામાં આવે છે, અને આપણે હિંદુઓ કાયમના ગુલામ હોઇએ એવું માનસિક વાતાવરણ ઉત્પન્ન કરવામાં આવે છે.

આ ઇતિહાસમાં આપણા ધાર્મિક ઇતિહાસ તો ક્યાંય સંતાઇ ગયા છે. સત્યયુગના, રામાયણ મહાભારતના ઇતિહાસને તો સ્થાનજ નથી. આપણી પ્રાચીન કીર્તિ-આપણું ગૌરવ વગેરે બતાવતી આર્યત્વની વાતો સાંભળી શૌર્ય ચઢવાને બદલે નિર્માલ્ય અને નિરૂત્સાહ બનાવે એવો ઇતિહાસ મગજમાં ઠસી ગયો છે. રામની નીતિ, ભરતનો ભ્રાતૃ સ્નેહ શિવાજીની રાષ્ટ્રભાવના, પ્રતાપનો ટેક વગેરે નીતિના ઇતિહાસ આવા ઇતિહાસમાં સહૃદયીની દષ્ટિએ લખાયલા જણાતા નથી.

**ભૂગોળ.** ભૂગોળના શિક્ષણમાં તો ક્યો પ્રદેશ ક્યાં આવ્યો તેની પણ પુરી ખબર હોતી નથી. મુસાફરી કરવા જતાં ક્યા દેશમાં શું મળે છે, દેશ કેવો છે, હવા પાણી કેવાં છે, તે જાણવાનું ભૂગોળ એક મોટું સાધન છે. આવા ઉપયોગી વિષય તરફ કેળ-

વણીના અભ્યાસક્રમમાં દુર્લક્ષ રહે તે નભાવી શકાય તેમ નથી.

ભૂગોળમાં હજી ઘણું અજ્ઞાન છે. હાલની દેશની પરિસ્થિતિમાં, વળી ભૂગોળની ઘણી જરૂર છે. આપણા દેશમાં રેલ્વે વગેરેનાં સાધનોને લીધે પર્યટનનો હવે ઘણો રીવાજ પડી ગયો છે. કમાવવાને પણ પરદેશ જવું પડે છે; કારણ કે 'ઘરનાં મરી મગ બરોબર' લેખાય છે. પરદેશમાં ફરવાને ભૂગોળની તો ખાસ જરૂર છે. યાત્રાનો પ્રથા એ ભૂગોળની પ્રાચીન કેળવણીનું એક મહત્વનું અંગ હતું.

હાલમાં લંડન કયી નદી ઉપર આવ્યું, જર્મનીની રાજ્ય વ્યવસ્થા કેવી ચાલે છે, અમેરીકા, જાપાન વગેરેના હુન્નર ઉદ્યોગ કેવા ચાલે છે, તેનું જ્ઞાન આપણને ઓછું વત્તું અપાય છે ખરૂં; પણ તેવીજ માહિતી આપણા દેશના હુન્નરની, આપણી પ્રજાની રાજ્યવ્યવસ્થાની અથવા આપણાજ ગામના ઇતિહાસ કે સીમની ભૂગોળના સંબંધમાં આપણને બીલકુલ હોતી નથી.

ગઇ મ્હોટી લડાઇ પછી દેશદેશની ભૂગોળ જાણવાની ખાસ જરૂર લોકોને લાગતી ગઇ છે. તેમજ દેશમાંની રાષ્ટ્રીય ચળવળને લીધે હિંદુસ્થાનના જૂદા જૂદા પ્રાન્તોમાં પરસ્પર સંબંધ વધતો ગયો છે આવા વખતમાં કેટલીક બ્હેનોને 'જલીયાનવાલા બાગ' કયાં આવ્યો, ખાદી પ્રચારનો કાર્યક્રમ કોંગ્રેસે ઉપાડી લીધો એવું બેઝવાડા કયાં આવ્યું, લોકમાન્ય ટિળક, દેશબંધુદાસ કયા પ્રાન્તના હતા; વગેરે દેશના ઇતિહાસના ચાલતા અધ્યાય જેવી ખબરોની માહિતી પૂછતાં બ્હેનોનું અજ્ઞાન બહુ સાલે તેમ છે. તેમને મન પંજાબ, મદ્રાસ કે કલકત્તામાં બહુ અન્તર હોતું નથી. આ ખામી ટાળવી જોઇએ.



નિત્ય ઉપયોગી કપડાં શીવી પહેરવા જેટલું શિક્ષણ તો દરેક સ્ત્રીને મળવું જ જોઇએ. નવી નવી ફેશનના માત્ર નમૂના બનાવવા કરતાં ચણીયા, ઝભલાં, કબજા, પહેરણ, ચોરણીઓ, રૂમાલ, ચડ્ડીઓ વગેરે સીવતાં સ્ત્રીઓને આવડે એ ઇચ્છવા જોગ છે. તેથી આવી ગૃહકલાના શિક્ષણ ઉપરાંત હાલના મોંઘવારીના વખતમાં ઘરખર્ચનો બચાવ પણ સારો થઇ શકે છે. ઘણાં પારસી કુટુંબોની આવકમાં મહેનતુ પારસણો આ હુન્નરને લીધે ઉમેરો કરી શકે છે એ જાણીતી વાત છે.

**સીવણ-ભરત.**

સફાઇદાર કાપ કાઢી બંધ બેસતું અને શોભીતું કપડું શીવી યોગ્ય વખતને અનુસરીને પહેરવામાં સીવણ કામની સફળતા રહેલી છે. કપડાંમાં પણ જાતજાતની ઢબ આવતી જાય છે. સમય સાથે તેમાં પણ ફેરફાર થતો જાય છે આ ફેરફારમાં યુગ યુગની કેળવણીનો ઇતિહાસ સમાએલો છે.

ભરત કામમાં દોરાવડે તેમજ ઉનવડે ટોપી ગલપટા, મોજાં, સપાટ, તોરણ, ચંદરવા વગેરે ઘણી સરસ રીતે બનાય છે. આ શિક્ષણ ઉપયોગી તેમજ આનંદ આપનારૂં છે. સુંદર નમૂના બનાવવામાં કેળવણીનો સદુપયોગ છે. મખમલ ઉપર કે સુતરાઉ અને રેશમી કાપડ ઉપર પણ ઝીક રેશમ તથા દોરા વડે ભરી શકાય છે. ભરતકામને પણ સદુપયોગમાં વાપરવું એમાં શિક્ષણ રહેલું છે. ખાદી ઉપર પણ સુંદર ભરત ભરી શકાય છે.

ઘણી સ્ત્રીઓને, મ્હોટું કુટુંબ ન હોય તો, અથવા તો મુંબઇ જેવા શહેરોમાં એકલદુકલ રહેવાનું થતાં ઘણી નવરાશ મળે તેમને વખત કેમ પસાર કરવો તે સૂઝતું નથી. તેમનાં નવરાં મનને રોકાયલું રાખવા આ ગૃહકલાનું શિક્ષણ ખાસ કરીને બહુ ઉપયોગી છે.

**સંગીત.** આ બધી કેળવણીમાં સંગીત તો સાધારણ રીતે ઢંકાઇજ ગયું છે. પદ્ધતિસર સંગીત તો નિશાળમાં થોડું ઘણું શીખવાય છે; પણ તેવું 'વાજા' સાથે શીખવાયલું અને તેથી કંઇક અંશે કૃત્રિમ સંગીત ઘરમાં બેઠે બેઠે ગાવામાં આનંદ નથી આવતો. ઘરમાં તો ગરબા, ગરબી, ધોળ. સાધારણ રાગનાં પદ, ગીત વગેરે કુદરતી કંઠે ખુલ્લે સ્વરે ગવાય તો તે વધારે મીઠું અને આનંદ–કારક થઇ પડે છે.

આપણી વૃદ્ધ માતાઓ, દાદીઓ અને અન્ય પૂજ્ય ડોશીમાઓને પ્રાતઃકાળમાં સરલ મીઠી વાણીમાં નરસિંહ કે મીરાંનાં પ્રભાતિયાં અને પદ ગાતાં જેણે સાંભળ્યાં હશે તેને તે કેટલું મધુર લાગતું હશે! વળી તેઓ 'ઓખાહરણ' 'મામેરૂં' 'સત્યભામાનું રૂસણું' 'ગજેન્દ્ર મોક્ષ' 'રૂકિમણી વિવાહ' વગેરે જેવા લોકપ્રિય મોટાં મોટાં કાવ્યો, આખાંય મોઢે કરતાં અને ગાતાં. ચોપડીમાં જોઇ ગાવાની એમને જરૂર નહોતી લગ્ન વિવાહ પ્રસંગે પણ ગીત માટે તેમને છાપેલી કે લખેલી ચોપડીઓમાં નહોતું જોવું પડતું. આ ગીતોને કંઠસ્થ રાખવાના રીવાજનો ધીરે ધીરે લોપ થતો જાય છે. અને આમ સ્મરણશકિતની અજબ કળા ઉપયોગ વગર ભૂલાતી જાય છે.

ગરબા તથા રાસડા એ પણ સંગીતનોજ એક ભાગ છે. ચાંદનીમાં ગરબા ગાવાનો આનંદ તો અલૌકિકજ છે; પણ આ જમાનામાં તેવું કાંઇ રહ્યું નથી. હવે તો ગળામાં ગીત ન મળે, કે શરીરમાં ચેતન ન મળે! નવરાત્રીમાં ગરબા ગાતી ગામડીયણો જ્યારે લલકારવા માંડે છે ત્યારે જાણે આખું ગામ ગજાવી મૂકે છે. તે ઠેકાણે પાંચ પચીસ ઉંચી વર્ણની ગાનારીઓનો સ્વર મહોલ્લા બહાર પણ ભાગ્યેજ સંભળાશે. વળી નવા જમાનાની સ્ત્રીને ગરબા ગાવામાં હાર્મોનીયમ અને તબલાં જોઇએ છે. જ્યાં હૈયામાં હોંસ નહિ, ગળામાં ગીત નહિ ત્યાં કલ્લોલતી કોયલ જેવો કંઠ પણ શું કરવાનો? ગરબા ગાવામાં હાર્મોનીયમ કે તબલાંની કાંઇજ જરૂર નથીઃ હૈયાનું હાર્મોનીયમ અને મોઢાનો સિતાર ખીલશે તો બસ છે..

નિશાળની કેળવણીની સાથેજ ગૃહકેળવણીની શરૂઆત થાય છે.

**ગૃહ કેળવણી:** બાળક જન્મે છે ત્યારથી જ કેળવણી લીધા કરે છે પણ કન્યાએ શું શું શીખવું જરૂરનું છે તેનો અનુભવ તો એ ત્યારે જ લેવા માંડે છે.

પ્રાથમિક કેળવણી લેવાને કન્યાએ સંયુક્ત કુટુંબમાં પલોટાવું જરૂરનું છે. જેને તેનો અનુભવ મળ્યો હશે તેનામાં સંપૂર્ણ ગૃહકેળવણી હશે કુટુંબમાં રહેવાથી સ્વાર્થત્યાગ. આત્મભોગ, સહનશીલતા, અને સેવાધર્મ આપોઆપ શીખાય છે. ઘરમાં ઘણાં માણસો હોય તે દરેકના સ્વભાવ એક હોતા નથી. દરેકમાં કોઇક તો અવગુણ હોયજ. પોતાનામાં પણ કોઇક દોષ તો હોયજ. એટલે કોઇનું કડવું વચન પણ સાંભળી લેવું પડે. વડીલને માટે કોઇકવાર મહેનતનું કામ પણ કરવું પડે. પોતાનો સ્વાર્થ કોઇક વાર જવા દેવો પડે અને તેને લીધે સેવાતત્પર રહેવાની ટેવ પડે. મનજી સંપાદન કેમ કરવી તેનું જ્ઞાન કુટુંબમાંથી ઘણું સારૂં મળી શકે. કન્યા નાની હોય એટલે આજ્ઞાધારકપણું તેનામાં સારી રીતે આવી શકે.

**ધાર્મિક સંસ્કારઃ** છોકરીઓ નાની હોય ત્યારથીજ તેનામાં ધાર્મિક સંસ્કારનું બીજ રોપવાની જરૂર છે. નાસ્તિક વિચારોને તેના મગજમાં દાખલ થવા દેવા ન જોઇએ. ઇશ્વર કોઇ

અલૌકિક શક્તિ છે. તેનામાં સંપૂર્ણ શ્રદ્ધા એજ ધર્મ. તે શક્તિનું કોઇ મૂર્તિ સ્વરૂપે ધ્યાન થાય તોજ એ વિચારનું ઉંડુ મૂળ રોપી શકાય. મંદિરમાં જઇ મૂર્તિનાં દર્શન કરવાથીજ કાંઇ એનું ફળ છે એમ પણ નથી. એ તો ગાડરીયા પ્રવાહનું અનુકરણજ માત્ર છે. ઇશ્વરની સગુણ મૂર્તિનું ચિંતવન કરવાથી તેમાં શ્રદ્ધા ઉત્પન્ન થાય છે; અને ભક્તિ વધે છે.

વ્રત અને ઉપવાસની પ્રણાલિકા આ ધર્મના સંસ્કાર રોપવાનીજ ક્રિયા છે.-તેનીજ કેળવણી છે; એમ કહીએ તો ચાલો. કન્યા ન્હાનપણમાં ગૌરીવ્રત ( કેટલેક ઠેકાણે 'અલૂણાં' પણ કહે છે ), કાત્યાયની વ્રત વટસાવિત્રીનું વ્રત, પૂર્ણિમાનું વ્રત, તથા કેટલેક ઠેકાણે તુલસીનાં વ્રત, મહાદેવજીનાં વ્રત, સત્યનારાયણનાં વ્રત-એવાં કૌટુમ્બિક તેમજ ધાર્મિક કહીએ એવાં વ્રતની વ્રતિની કન્યા બને છે. આ તપશ્ચર્યાથી કન્યા ગૃહિણી થતાં ધર્મવિમુખ થતી, તથા આચાર વિચારથી શિથિલ થતી, બચી જાય છે. ભલે કન્યાઓ અને સ્ત્રીઓ '.ધર્મ-ઘેલીઓ' ન બને; પરંતુ ધર્મથી 'રંગાયલી' રહે એમ તો અવશ્ય થવું ઘટે છે.

વળી ધર્મ એટલે ફરજ પણ કહેવાય. નીતિ, આચાર વિચાર, વર્ણાશ્રમ ધર્મ એ પણ ધર્મજ છે. ધર્મનિષ્ટ થવું એ સઘળી જાતનાં સુખનો, સઘળી જાતની આબાદીનો, સઘળી જાતની રેલછેલનો પાયો છે.

**રસોઇઃ** પાકશાસ્ત્ર-અથવા સામાન્ય રીતે કહીયે તો રસોઇ એ સ્ત્રીઓનોજ ખાસ પ્રદેશ છે; અને એમાં એ નિષ્ણાંત રહે તેમ થવું જોઇએ. "પુરૂષોએ હાયરસ મૂકવાનો છે; સ્ત્રીઓએ હાયરસ ઉમેરવાનો છે." પુરૂષો કમાઇને લાવી ભેગું કરી આપે, સ્ત્રીઓ તેને કેળવી અનેકગણું કરી સ્વાદિષ્ટ રસોઇ બનાવે તો એકની એક વસ્તુની જૂદી જૂદી વાનીઓ બને અને ત્હેમાં જૂદા જૂદા સ્વાદ આવે. રા. લલિતના શબ્દોમાં લખીયે તો એવી "રસિક ચતુર રમણી" 'રંકપતિનું રળતર જીવન લક્ષગણું કરતી,' સદાય 'રજકણમાંથી રત્ન બનાવે છે'"

માતા છોકરીને પોતાની સાથે રસોઇ કરવા બેસાડે; છોકરી થોડું થોડું કામ કરે અને એમ કરતાં હથોટી બેસી જાય; અને એ રીતે રસોઇ શીખવાની શરૂઆત થાય; પછી રસોઇ શીખવવામાં 'પાકશાસ્ત્ર' કે પકવાન પોથી' ની જરૂર ન રહે. રસોઇનું શાસ્ત્ર રોજ ઉપયોગમાં આવનારૂં અને રોજ આનંદ આપનારૂં છે. સ્ત્રીઓને તે શીખ્યા વગર છૂટકો નથી. ઉત્તમ અને સંપૂર્ણ રસોઇની વાનીઓને 'બત્રીશી રસોઇ' કવિઓએ કહી છે.

કવિ ન્હાનાલાલ 'ઉષા'ની સર્જનજૂની વાર્તામાં ઉષાની આદર્શ શાલાનું સુંદર ચિત્ર રજુ કરે છે, ત્હેમાં 'અન્નપૂર્ણાની ભોજ્યેપુ માતા સરિખડી' સહુ પુત્રીઓને રાંધણકલા શિખવ્યાનો ઉલ્લેખ કર્યો છે. "શાળામાં રાંધણકલા શીખવવાનો યે દિવસ રખાવ્યો હતો. ખોટા રૂપૈયા જેવાં અનુકરણના ઢાળવાળાં કેટલાંક શેઠશેઠાણીઓ શાળા જોવા પધારતાં ત્હેમને તે ન્હોતું રૂચતું. રસોઇઆ ન્હાસી જાય ત્યારે વર ને બાલકોને કાચાંપાકાં પોતે પીરસતાં એ સ્મરણો ન વીસર્યા છતાં યે રાંધણકલાનો ગૃહિણીધર્મમાંથી તેઓ બહિષ્કાર કરતાં. ધવરાવવા જેવો ને જેટલોજ જમાડવાનો કુદરત-નિર્મિત 'ગૃહિણીધર્મ છે' એ સિદ્ધાન્ત ધાવને દૂધે ઉછેરનારાં ને રસોઇયાને હાથે જમાડનારાં નરનાર સમજતાં ન હતાં. એમના જેવી માત્ર નવલકથાઓ વાંચનારીઓની આ શાળા ન હોવાને કારણે જમાડવાની રસિક

ને નિત્ય ઉપયોગી કલાઓની કુમારિકાઓને કેળવણી અપાતી હતી. ”

**પરોણાગતઃ** સ્ત્રીઓની કેળવણીમાં અતિથીસત્કારધર્મ એ આર્યસંસારનું સુંદરમાં સુંદર અંગ છે. **‘ અતિથી દેવો ભવ ।’** ના જેવી વેદઆજ્ઞા આપણાં શાસ્ત્રોએ કરેલી છે, એવા અતિથીદેવની પૂજાનો લ્હાવો સ્ત્રીઓને લેવાનો સરજાયો છે. પરોણાગત કેમ કરવી તે શીખવાનું બહુ મુશ્કેલ છે. તે શીખવ્યુ શીખાતું નથી. અજાણ્યા માણસને આપણા ઘરમાં કેવી રીતે પોતાના ઘર જેટલો સંતોષ મળે એ પહેલું જોવું પડે. એને કોઇ જાતની અગવડ ન પડે અને એની રીતભાત જાણી લઇ તેને અનુકૂલ સાધન કરી આપવુ એનું નામ પરોણાગત.

અતિથિ સત્કારને માટે તો આપણો દેશ સૈકાઓથી પંકાએલો છે. આપણે આપણું એ ગૌરવ ટકાવી રાખતા શીખવું જોઇએ. આપણાથી યુરોપીય સમાજની જેમ અતિથિને હોટેલ ન બતાવાય. ગૃહસ્થ અને ગૃહિણીના ગૃહસ્થાશ્રમમાંજ અતિથિસત્કાર કરવાનું બની શકે છે. અતિથિ તરફ તિરસ્કાર અથવા તો નિષ્કાળજી ભર્યું વર્તન રાખતાં હલકાઇ જણાય છે. કોઇ ખેતર આગળ થઇ જતાં તરસ લાગવાથી ખેડુત પાસે પાણી આપણે માગીશું તો તે જરૂર ઠંડુ પાણી અને ખેતરમાં પાકતી કોઇ વસ્તુ પણ આપણને લાવીને આપશે. તેના ગામમાં જઇશું તો તે બનતું સ્વાગત કરી પરોણાચાર કરતાં ઓછો ઓછો થઇ જશે. ગામડાના સરળ લોકોમાં જે ભાવ અને દિલની ઉદારતા જોઇએ છીએ તે શહેરીઓમાં ઘણે ભાગે નથી જણાતી.

આમ છે તો પરોણાનું સ્વાગત કરવાના ધર્મમાંથી આપને પણ ન ચૂકવું જોઇએ. વગર ભણેલા ગામડીયા પાસેથી પણ આપણે એ શીખી શકીયે, તો સુશિક્ષિત સ્ત્રીઓએ તો તે ખાસ શીખી કન્યાઓને શીખવવું જોઇએ. હાલતો ભણેલી ગૃહિણીઓ આ પરોણાથી જાણે બ્હી ગઈ હોય એમ “ પ્રભુ, પરોણાથી બચાવ !, ” એમ જાણે અજાણે ઉદ્ગાર કાઢતી સાંભળીયે છીએ.

**ઘરવૈદુઃ** સ્ત્રી કેળવણીને અંગે બીજો એક વિષય ઘરવૈદુ અને માંદાની માવજત છે. સૃષ્ટિના ધોરણે મંદવાડ તો દરેક ઘરમાં કોઇને કોઇ વખત આવે છેજ. અને તે વખતે સ્ત્રીઓનીજ મદદની જરૂર છે. માંદગીમાં તાત્કાલિક ઉપાય કેવી રીતે લેવા તે નવા જમાનની સ્ત્રીઓ જાણતી નથી. પહેલાં ડોશીઓ ઘરમાં અરધા વૈદનું કામ કરતી, ત્યારે હાલની સ્ત્રીઓ તેમાંનું ભાગ્યેજ જાણતી હોય છે. આને લીધે સાધારણ માંદગીમાં પણ દાકતરને બોલાવવા પડે છે; અને ખરચાળ જીવન વધારે ખરચાળ બને છે.

દેશી ઘરગથુ વસ્તુઓ-જેમાંની ઘણી ખરી ગાંધીને ત્યાંથી મળી શકે-તેવાં સામાન્ય ઓસડીયાંનો ઉપયોગ આપણાં દાદીમા બહુ સારી રીતે જાણતાં તેનો સમજપૂર્વક ઉપયોગ તથા વાપર છૂટે હાથે થવો ઘટે છે. સ્હેજ સ્હેજમાં ડાક્ટરને ઘેર જઇ વિલાયતી દવાઓના રગડાઓ પી, આખું જીવન જાણે તેમનેજ શરણે ધરી દેવામાં આપણી પૂરેપૂરી પાયમાલી છે.

**સારવારઃ** તવંગર લોકો ડાક્ટર કે નર્સ રાખી શકે તોપણ માંદા માણસને મા, બ્હેન, પત્ની કે કોઈ પણ સ્વજનની જરૂર તો પડે છેજ. સ્વજનની વ્હાલભરી સારવાર જેટલી શાંતિ અને વિરામ આપી શકે છે

તેટલી શાંતિ અને વિરામ ભાહુતી નર્સ કે ડૉકટર નથી આપી શકતાં.

ઉત્તમ સારવાર કરવા માટે શારીરશાસ્ત્રના ને વૈદક–શાસ્ત્રના થોડા ઘણા પ્રવેશક જ્ઞાનની જરૂર છે. ' અકસ્માતના તાત્કાલિક ઉપાયો ' શીખવવાને માટે કેટલેક ઠેકાણે વર્ગો ખોલવામાં આવ્યાં છે. તે પ્રયત્ન સારી દિશામાં છે. પરંતુ તેનો પ્રચાર હજી કંઇક બ્હોળો થાય એ ઇષ્ટ છે. દાયણોનું કામ ભણેલી નર્સ કરે એ એ વાત ખરી; પણ એક અનુભવવૃદ્ધ સ્ત્રી પણ તેટલીજ કુશલતાથી તે કામ કરી શકે છે. એટલે સ્ત્રીઓએ જાતે ભણીને અથવા અનુભવી સ્ત્રીઓ પાસેથી જ્ઞાન મેળવી લેવું ઘણું જરૂરનું છે.

માંદગીમાં દર્દીને ઔષધ કરતાંયે સારવારની અને ત્હેમાંય સારવાર કરનાર કોઇ ' દયાની દેવી ' એવી સ્ત્રી હોય તો–ત્હેની દીલસોજી ભરી સારવારથી અને બે મીઠા બોલથી દર્દીને વહેલો આરામ થાય છે એમ સૌ કોઇનો અનુભવ હશે.

**ગૃહ–વ્યવસ્થા:** પોતાના ઘરને–સંસારને આદર્શ રૂપ બનાવવો એ ઉત્તમ ગૃહિણીનો પહેલો ધર્મ છે. સ્ત્રીઓએ પોતાના ઘરની, કુટુંબના અને ધર્મની સંભાળ રાખવાની છે. ઘરને કુટુંબનું નંદનવન બનાવવું એ ગૃહિણીના હાથમાં છે.

ગૃહવ્યવસ્થામાં પ્રથમ કર્તવ્ય તો વસ્તુઓની ગોઠવણીમાં નિયમિતપણું રાખવું તે છે. દરેક વસ્તુને માટે જગા નક્કી કરેલી હોવી જોઇએ; અને તેજ જગા ઉપર તે વસ્તુ ગોઠવવાની કાળજી રખાવી જોઇએ. " જગતને સુંદરીઓજ જેટલું સુંદર રાખશે તેટલું તે સુંદર રહેશે. કુટુંબને કુલવન્તી ગૃહિણી મેલ નહિ ચઢવા દે તેટલા નહિ ચઢે, "

આ ઉપરાંત સ્વચ્છતા માટે તો ખાસ કાળજી હોવી જોઇએ. ઘરને વાળી ઝાડી સ્વચ્છ રાખી, કપડાં વાસણ સ્વચ્છ રાખવાં, યોગ્ય રીતે ખર્ચ કરી વ્યવસ્થાથી ઘરની શોભા વધારવી, તેમાં ગૃહિણીની શોભા છે. ફરનીચર સગવડનાં સાધનો–બધુ હોવા છતાં પણ જો સ્વચ્છતા અને વ્યવસ્થા ન હોય તો તેવા ઘરમાં ઉભા રહેવાનું પણ મન નહિ થાય. સ્વચ્છતા તો દિવ્યતા છે; અને દિવ્યતામાં દેવોનો વાસ છે.

અમેરીકન સ્ત્રીઓ ગૃહવ્યવસ્થા તથા સ્વચ્છતાને માટે એટલી બધી કાળજી રાખે છે કે અઠવાડીયામાથી એક દિવસ તેઓ ખાસ તેને માટે જૂદો કાઢી મૂકે છે અને તે દિવસે હળવા મળવાનું પણ બંધ હોય છે. કોઇ મળવા આવ્યું હોય તો ઘરનાં માણસ તેને મળી પણ શકતા નથી.

**નિર્દોષ કૌમાર જીવનઃ** " કુમારિકા કન્યકા મટી વધૂ બને, કૌમારને આરેથી ઉતરી લગ્નને તીરે જઇ બેસે ત્યારથી કન્યાઓને પત્ની ધર્મ–ગૃહિણી ધર્મ પ્રાપ્ત થાય છે. "

કુમારિકા કન્યકા મટી તરતજ વધૂ બને છે. વચમાંની કિશોર અવસ્થાની તો તેમને ઝાંખી યે નથી થતી. સોળ વર્ષમાં તો કન્યા મટી તે સ્ત્રી બની જાય છે. અપક્વ વયેજ કન્યામાં એટલું જ્ઞાન આવી જાય છે કે જાણે અજાણે પણ તેને કન્યા નહિ પણ સ્ત્રી જ કહી દેવાય છે. બાળપણની નિર્દોષતા અને યૌવનની ભરતીનું મિશ્રણ તો ભાગ્યેજ તેનામાં જોવામાં આવે છે.

તેથીજ યૂરોપીય પદ્ધતિ પર સ્થપાએલી કેટલીક સ્ત્રી સમાજોમાં હિંદુ સમાજમાં ઉછરેલી સ્ત્રીઓને અણછાજતી રમતો રમવાનું

અનુકરણ કરતી જોતા કેટલું બધું અતડાપણું લાગે છે ! તેમનામાં સ્ત્રીસહજ લજ્જાળુપણું કે ઠાવકાપણું ન દેખાવાથી આ કેવલ બાહ્ય-અનુકરણને લીધે તેઓ લોકોમાં હાંસીપાત્ર થાય છે અને નવી કેળવણી વગોવાય છે.

હિંદુસ્થાન જેવા ગરમ પ્રદેશમાં સ્ત્રીનો અંગવિકાસ તેમજ માનસિકવિકાસ ઠંડા પ્રદેશો કરતાં વહેલો થાય છે. તેમાં વળી નાતની રૂઢિઓને લીધે કન્યામા ન્હાનપણથી 'સાસરૂં', 'વર', 'ઘર'-વગેરેનાં સ્વપ્નાં 'ઘરઘરની રમત' માં, તેમજ ' ઓ! લાછા કુંવર, ઓ લાછા કુંવર, તમે કેટલા ભાઇ કુંવારા લાલ ? " જેવાં ગોર્યોમાં ગવાતાં ગીતોને લીધે કન્યા એકદમ પ્રૌઢા થઇ જાય છે.

" કૌમાર એટલે જીવનનું આંગણું, ઓરડો નહીં. ખુલ્લા ને નિખાલસ દિલથી જે ખેલી ન શકે તે કૌમારને આંગણે નથી, પણ જીંદગીની પરસાળોમાં છે. કેટલીક બાલાઓ બાલક હોતીજ નથી; જન્મ પ્રૌઢાઓ હોય છે. જગતમાં એવી કેટલીક કૌમારની ક્યારી-ઓમાં વેલ કે છોડ નહીં, પણ વૃક્ષજ ઉગેલાં હોય છે. "

**ધર્મપત્ની:** પતિ બ્હારથી આવે ત્યારે એને ઘર સ્વર્ગ ભાસે, પતિ થાકી હારી ઘેર જાય કે તે નવી પ્રેરણા પામે, પતિનો દુઃખભાર હલકો કરે, પતિની સમૃદ્ધિ દીપાવે; પતિના કામમાં, કુટુંબસેવામાં-દેશસેવામાં-વિશ્વસેવામાં જોડાય-આનું નામ ધર્મપત્ની.

જો પતિના બાલજીવનની વાતોમાં પત્ની રસ લેતાં શીખે અને તેનો આનંદ વધારી શકે તો પત્નીએ ખરેખર મિત્રકાર્ય કર્યું કહેવાય. આવી ગાઢ મૈત્રિ જો બંધાય તો પતિપત્નીનો પ્રેમ નિઃસ્વાર્થ અને ઉન્નત બને.

પતિની અને પત્નીની મિત્રતા ગાઢી થાય તે માટે પત્નીએ પતિની સમાનતાએ પ્હોંચવું જરૂરનું છે. તેમ ન થાય તો કજોડું ગણાય. જેવું વયનું કજોડું તેવું વિદ્યાનું અને ગુણનું પણ કજોડુંજ ગણાય. આવું કજોડું ન થાય તે માટે સ્ત્રીએ ખાસ શ્રમ લઇ પોતાના પતિની સાથે સમાનતા મેળવવાનું ધ્યાન રાખવું જોઇએ. એટલે કે પતિના જે જે વિચારો હોય તે સમજતાં, તેની વાતોમાં રસથી ભાગ લેતાં, તેને વિનોદી સ્વભાવથી ખુશી કરતાં અને તેના મન, ભાવ અને આશયો સમજી તેને અનુકૂલ થતાં શીખવું જોઇએ.

**વિધવા કુટુંબની સ્વયંસેવિકા:** હવે અનાથ કરેલી વિધવા આર્યસંસારમાં એક સાચી સ્વયંસેવિકા છે. ત્હેનું આદર્શ જીવન આર્યસંસારમાં કાંક વિસરાતું ભૂલાતું જાય છે. સમાજમાં વિધવા અવગણાય છે. તિરસ્કારાય છે. એક વિધવાને આપણે કાયમને માટે સંસારના માંગલિક પ્રસંગોમાંથી ટાળી કાઢીયે છીએ, ત્હેને એક રીતે મરેલીજ ગણીએ છીએ. એટલું ઓછું હોય તેમ તેને ' અપશુકનીયાળ ' ગણી તેના તરફ તિરસ્કારની દ્રષ્ટિથી જોઇએ છીએ એ મહા પાપ છે.

સાચી વિધવા કુટુંબમાં દૃષ્ટા સેવિકારૂપ રહેતી એક ' દયાની બ્હેન ' છે. દેશસેવાનાં માત્ર સ્વપ્નાં જોતી કેટલીક બ્હેનો કરતાં આ કુટુંબસેવામાં હોમાઇ જતી નિઃસ્વાર્થ સેવિકાની કીંમત વધારે છે.

શાસ્ત્રોએ વિધવાઓને માટે તપસ્વિનીના ધર્મ પાળવાના કહ્યા છે. તેમણે સંસારમાં રહી તટસ્થ રહેવાનું અને ' वसुधैव कुटुम्बकम । ' નો મહામંત્ર શીખવાનો છે. વિધાવાઓ જેનો અને જેટલો સેવાધર્મ બજાવી

શકે તેવો અને તેટલો એક ગૃહિણી કદાચ ન બજાવી શકે.

**વિધવા જીવનના સન્માર્ગ:**

વિધવાઓ ઘરમાં સગાંસંબંધીની ઓશીયાળી રહીને તેમની ગાળો અપમાન અને અણઘટતી પરાધીનતા ભોગવે અને કુટુંબની ક્રૂરતામાં કચરાઇ જાય તેને બદલે તેઓ શિક્ષિકા બને, કે કોઇ પણ પ્રકારે દુઃખી અને અસહાયને મદદરૂપ થઇ પડે તો તેઓનું જીવતર સફળ અને ધન્ય થયું ગણાય. વળી તેઓ પ્રભુમય જીવન ગાળી પોતાનો આ લોક તેમજ પરલોક પણ સુધારી શકે.

આ ઠેકાણે વિધવાના વિવાહનો પ્રશ્ન સ્વાભાવિક રીતે ખડો થાય છે. જેને ' સાચી વિધવા ' કહીએ એવી ઘણી ઓછી હોય છે, એમ કેટલાક સકારણ કહે છે. તો એ માટે તો " દેહ લગ્નની વિધવાને પુનર્લગ્ન સમું પુણ્ય નથી; અને સ્નેહ લગ્નની વિધવાને પુનર્લગ્ન સમું પાપ નથી " એ કવિ ન્હાનાલાલનું નીતિસૂત્ર ધ્યાનમાં લઇ સમાજના નેતાઓ તથા નાતના પટેલીઆઓ મક્કમ રહી તેને વિચારે અને આ પ્રશ્નનો વ્યવહારુ ઉકેલ લાવે એ સૂચવવા જેવું છે.

નહિતો, અનાથ થએલી વિધવાઓ પ્રભુમય જીવન ગાળી સનાથ બની શકે. તેઓ ઇશ્વરનું પૂજન મનન કરી ઇશ્વર સાથે ઐક્ય સાંધી પોતાનો પરલોક પણ સુધારી શકે છે.

સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું;
તેને ઘેર શીદ જઇએ રે ? મોહન તારા
મુખડાની માયા લાગી રે.

એમ લખનાર બાલ કુંવારી મીરાંબાઇએ પ્રભુનેજ શિરછત્ર ગણી સંસારની દ્રષ્ટિએ રાણાજીનો ત્યાગ કરી અખંડ ભક્તિરસ રેલાવ્યો છે.

**માતૃધર્મ.**

દરેક ગૃહિણી ( પછી તે ગરીબ હો કે તવંગર ) માતા થાય છે. અને દરેક માતાને પોતાનાં છોકરાં પ્રત્યે એક સરખોજ વ્હાલ હોય છે.

દરેક માતાએ પોતાની માતા તરીકેની જવાબદારી ખાસ વિચારવાની છે. કવખતે અને અપક્વ વયે માતા થવાનો બોજો અકસ્માત લદાવાથી સ્ત્રીની બુદ્ધિ શક્તિ બહેર મારી જાય છે. અને ન ખમી શકે તેટલા ઘસારાને લીધે દિવસે દિવસે તે શરીરે ક્ષીણ થતી જાય એ સ્વાભાવિક છે. આ સામાજિક પ્રશ્નનો વિચાર સંસાર સુધારકોને બહુ મૂંઝવનારો છે.

બાળક લગભગ ત્રણ વર્ષ સુધી માતાનાજ સહવાસમાં ઘણે ભાગે રહે છે. માતાના સહવાસમાં રહેવાથી બાળકને માતાના વિચાર અને વર્તનની ઉંડી છાપ પડે છે. તેથીજ બાળકોને ઉચ્ચ ભાવનામય બનાવવાને માતાએ પોતાનું જીવન સંસ્કારી બનાવવું જોઇએ. બાળકના મન અને શરીરનો વિકાસ થાય તેને માટે માતાએ ઘણીજ કાળજી રાખવી ઘટે છે. શરીર સારૂં હોય તો છોકરૂં હંમેશાં આનંદીજ થાય. રડવું, ક્લેશ કંકાસ કરવો, હઠ લેવી વગેરે આડાઇ શરીરની બેચેની જણાવે છે. શરીરને પૂરતી કસરત ન મળવાથી તેના એવી સ્થિતિ થઇ જાય છે.

**બાલ-ઉછેર:**

ન્હાનપણમાં બાળકની ગ્રહણશક્તિ ઘણી તીવ્ર હોય છે. તેથી તે નિર્દોષ પ્રશ્નો પૂછી નવું નવું શીખવાનો પ્રયત્ન કરે છે. આવી વખતે કેટલીક જીવનથી કંટાળી ગયેલી માતાઓ બાળકના સવાલનો આડો, ખોટો કે ચીડાઇને જવાબ આપે છે. આથી બાળકના મગજ ઉપર ઘણી ખરાબ અસર

થાય છે. ધૈર્ય અને સહનશીલતા એ સ્ત્રીઓમાં જે સ્વાભાવિક ગુણ હોવા જોઇએ તે આવી માતાઓમાંથી ખૂટી ગએલાં હોય છે.

બાળક એક બીજરૂપ છે; તેને સારૂં પોષણ મળવાથી એક સુંદર વૃક્ષ તેમાંથી ફાલશે. બાળકની તીવ્રતા-ઉત્કંઠાનો વધારેમાં વધારે લાભ લેવાય તો તેની બુદ્ધિનો વિકાસ અનાયાસે કરી શકાય.

ગરીબ લોકોનાં છોકરાં શેરીઓમાં ઉછરે, સાધારણ વર્ગનાં ઘરમાં, અને તવંગર લોકોનાં છોકરાં નોકરના સહવાસમાં કે આયાઓ પાસે ઉછરે: એમ ગમે તે રીતે છોકરૂં પાંચ વર્ષનું થાય ત્યાં સુધી માતાને કાંઇ દરકાર લેવાની હોયજ નહિ. અને પછી તો નિશાળે બેસાડે એટલે કર્તવ્ય પૂરૂં થયું માને એવી માતાઓ ઘણી હોય છે.

નિશાળે બેસાડ્યા પછી છોકરાના અભ્યાસ તરફ અને તેના સહાધ્યાયીઓની વર્તણુંક તરફ પણ માબાપે નજર રાખવી જોઇએ. ઉત્તમ માતાની અંતરની ઇચ્છા તો એજ હોય કે માત્ર પોતાનાં બાળકોનું વાતાવરણ અને પરિસ્થિતિ સારી કરવી; એટલુંજ નહિ પરંતુ જે બાળકોના સમાગમમાં તેઓ આવે તેની સ્થિતિ પણ સુધારવી. માતૃત્વની ભાવના વિશાળ કરવી એજ સ્ત્રીઓનો ઉદ્દેશ અને અંતિમ લક્ષ્ય હોવાં જાઇએ.

**ગૃહિણી-પદ:** પુરૂષો સ્ત્રીઓ ઉપર જન્મોજન્મથી એક જાતનો 'દાબ' ચલાવે છે: પણ હવે વખતના ફેરફાર સાથે તેમાં સ્હેજસાજ ફેરફાર થયો છે. વચલા કાળમાં સ્ત્રીને ઘરકામ કરનાર મજૂર ગણવામાં આવતી: તેમને જનાનામાં પૂરી રાખવામાં આવતી: સ્ત્રીઓ નવરાશનું રમકડું ગણાતી; પરંતુ શયરમીલું ગણાતી: ઢીંગલી ગણાતી; ઘરેણાં લુગડાંથી શણગારેલી ઘરની એક સુંદરતા ગણવામાં આવતી; પરંતુ કોઇ પણ જગાએ તેનો મત-તેની સલાહ લેવાતી નહિ..આમ સ્ત્રીઓનું 'ગૃહિણી પદ' છીનવી લેવામાં આવ્યું હતું. હવે સ્ત્રીઓને પોતાની જાતનું ભાન થવા માંડ્યું છે. એટલે હવે સ્ત્રીઓ પુરૂષોના એવા એક-તરફી અને એક-હથ્થુ કારભાર સ્હામે જરૂર ઝુંબેશ ઉઠાવશે એમાં નવાઈ નથી.

અગ્રેજી કવિ ટેનીસનના શબ્દોમાં કહીયે તો-સમાજમાં આ સ્ત્રીપુરૂષના પરસ્પર સ્થાનની ગોઠવણ માટે તો

"Man for the field, woman for the hearth,
Man for the sword and for the needle she,
All-else confusion."

—આવી પરસ્પરની સ્પર્ધાવાળી નહિ પરંતુ એકબીજાની ઉણપ પૂરનાર અને 'અન્યોન્ય કેરી ન્યૂનતા પૂરે અનુગુણ દંપતિ' એ 'સ્નેહ મુદ્રાકાર' ની પ્રસિદ્ધ લીટી પ્રમાણે પતિ અને પત્ની એક બીજાનાં ઉપકારક થાય એ સર્વથા ઇષ્ટ છે.

આપણે ત્યાં પુરૂષની ધર્મક્રિયાઓ પણ સ્ત્રી વગર થઈ શકતી નથી; સ્ત્રી ત્યાં આવશ્યક છે. તે માટે રામે અશ્વમેધ યજ્ઞની ક્રિયા વખતે પ્રત્યક્ષ સીતા ન હોવાથી સીતાની સુવર્ણમૂર્તિ કરીને ધર્મ ક્રિયા ચલાવી લીધાનું વાલ્મિકી કહે છે. એક આર્ય સ્ત્રીને આવા ઉન્નત ગૃહિણીપદથી વધારે શું જોઇએ?

અત્યારના દેશકાલમાં સ્ત્રીઓને વિદ્યા, બલ અને અનુભવથી સંપન્ન કરવામાં પુરૂષોનો સ્વાર્થ રહેલો છે એવું પુરૂષો પણ માનવા લાગ્યા છે. તેઓ કહે છે, " સ્ત્રી અમારી લક્ષ્મી છે તે અમારી સરસ્વતી પણ બને."

**સમાન (?) હક્ક.**

આ સ્થળે સમાન હક્કનો સવાલ સાંભળી આવે છે. પશ્ચિમના દેશોમાં સ્ત્રી અને પુરૂષની સમાનતાનો સવાલ આજ કેટલાં વર્ષો થયાં ચર્ચાય છે; અને રાજકીય જીવનમાં સરખા હક્ક સંપાદન કરવા સારૂ સ્ત્રી જાતિની કોમલતાને ન છાજતા એવા કેટલાક પ્રયત્નો થતા આપણા સાંભળવામાં આવે છે. મેજીસ્ટ્રેટ, કોરપોરેટર, વકીલ વગેરે માટે પણ કેટલીક સ્ત્રીઓએ પુરૂષોની હરીફાઈ કરવા માંડી છે.

'પુરૂષો રાજકાર્યમાં ભાગ લે છે અને સ્ત્રીઓને તેમાં હક નથી'–આવો સવાલ સમાનતાને માટે ઉપસ્થિત થવો જ ન જોઇએ. પુરૂષોના અને સ્ત્રીઓના જન્મસિદ્ધ ધર્મજ જૂદા છે. "આપણામાં સ્ત્રીઓ પોતાને પતિની દાસી કહેવડાવે છે પણ અમે તો અંગ્રેજી ભણ્યા એટલે આપણા હક્ક સરખા" એવાં એક વિનોદપ્રસંગે બોલાયલાં વિદ્યાચતુરનાં વચનનો 'ગુણીયલ' ગુણસુંદરી જવાબ દે છેઃ તે જ અહિં સમર્થનમાં ટાંકી લેવાનો મોહ અટકાવાતો નથીઃ—

"કોણ કહે છે કે જે હક્ક સરખા નથી? ખાવું, પીવું, સર્વ તમારે અને અમારે સરખું જોઇએ છીએ; પણ સરખા હક્ક કરીને તમારાથી અમારૂં કામ થવાનું નથી ને અમારાથી અમારૂં કામ છોડાવાનું નથી. સેવ્ય સેવક એ નામથી કોઈ મ્હોટું ન્હાનું બનતું નથી. શેઠ નોકરને વાસ્તે મજૂરી કરે છે ને નોકર શેઠને સારૂ મજૂરી કરે છે. દેખાવમાં શેઠ ઉપરી, ને નોકર હાથ નીચે; પણ ઉભયને પરસ્પરની ગરજ. હાથ ઉપર ને પગ નીચે–આથી ઇશ્વરને મન હાથ વધારે નથી ને પગ ઓછા નથી. શાના વગર ચાલશે? સ્ત્રી પુરૂષને પણ એમજ છે.

"મ્હારા ને તમારા સરખા હક્ક; પણ મને ઇશ્વરે તમારા કરતાં ચાર તસુ નીચી કરી તે કાંઇ ઉંચા થવાશે ને સ્ત્રી મટી પુરૂષ થવાશે? અમારા કામમાં તમે અમને અયોગ્ય હરકત કરતા હો, અમને માણસને ઠેકાણે ઢોર ગણતા હો ત્યારે તમારો દોષઃ આ તો શું? પુરૂષ તો પુરૂષનું કામ કરેસ્તો ને સ્ત્રીયે ઘરની ચિંતા ન કરવી ને ડાહ્યાં ડમકા બની ટાપટીપ કરી ગપાટા મારવા ને બેસી રહેવું; ને ધણીને કહેવું કે મ્હારે તો ખાવાનું જોઇએ, પ્હેરવાનું જોઇએ, રસોઇયો જોઇએ ને તમારાં માબાપ વૃદ્ધ થયાં માટે હું કાંઇ મ્હારૂં જોબન જવા દઉં?"

ઇશ્વરે ધારેલો આ યોગ્ય સંકેત પાર પડવા ન દેવો એજ આપણા આધુનિક સંસારનો જાણે ખાસ અણસંતોષ અને પ્રયત્ન છે. પૃથ્વી ઉપરની પ્રજાઓ પણ આ નાજુક પ્રશ્નનો ઉકેલ સૌ સૌની સંસ્કારિતા પ્રમાણે કરવા મથી રહી છે; પરંતુ જ્યાં સુધી આર્ય સંસારના મનુ મહારાજે રચેલો આદર્શ જગત નહિ સ્વીકારે ત્યાં સુધી 'સફ્રેજેટના' જેવાં સ્ત્રી-પુરૂષોનાં બંડો જગતને એક અથવા બીજા સ્વરૂપમાં સૈકે સૈકે દેખા દીધાજ કરશે.

**સ્ત્રીઓના કર્તવ્યની દિશાઃ**

દુનિઆની હાડમારી ધીર હૈયાનાં પુરૂષોએ વેઠવાની છે; અને તેમનું આશ્વાસન અને દીલાસો કોમળ હૃદયની સ્ત્રીઓમાંથી મેળવવાનાં છે. 'સરસ્વતીચંદ્ર'માંની ગુણીયલના શબ્દોમાં લખીયે તો "અમારાં શરીર છે તે સંસારને ઉછેરવાનું સ્થાન છે. અમારાં એ શરીરને પુરૂષના સંસારને ધક્કેલે ચ્હડાવવાં તે જીભની પાસે દાંતનું કામ કરાવવાના પ્રયત્ન જેવું છે. તમે દાંત–અમે જીભ. તમે તમારૂં કામ કરો અમે અમારૂં કરીશું. તમે કમાવ અમે ઘર-

સંસાર નીભાવીશું. સ્ત્રી વિના તમારી કમાણીનો અર્થ કોણ સરાવશે ? તમે પણ પેટની સેવા સારૂ જીવશો અને અમે પણ તેમ કરીશું ત્યારે તમારી સંતતિની, તમારાં કુટુંબની, તમારા ઘરની, તમારા મનની, તમારા આનંદની, તમારા ધર્મની સંભાળ કોણ રાખશે ? શું ઇશ્વરે જગત એવું નિર્મેલું છે કે સ્ત્રીએ પણ ધનની સેવા કરવી ?

" અમને અમારૂં કામ જે આવું મ્હોટું છે તે શીખવવામાં મદદ આપો. તમારી પાસે દ્રવ્ય વધે તો અમને અમારા કામમાં ઉંચી પદવી આપો. કુંવારા પુરૂષો ગરીબ હોય છે ત્યારે પોતે, પોતાના ચાકર ને રસોઇયા બને છે; તેવીજ રીતે ગરીબ પતિની સ્ત્રી બને છે. રસોઇવાનું કામ સોંપી સ્ત્રીને હલકી કરી નાખી-એવું બોલનાર વગર વિચાર્યું બોલે છે; કારણ તે કામ તો સ્થિતિ પ્રમાણે પુરૂષ અને સ્ત્રી ઉભયને કરવું પડે છે. દશ રૂપિઆ કમાવા બજારમાં મજૂરી કરવી અથવા બસો રૂપિઆ કમાતા ડાક્ટર બની દવા ઉકાળવી અને ચુમડાંના પરૂમાં હાથ બોળવા તેના કરતાં રસોઇને કીયા ઇશ્વરે હલકી કહી છે જે ?

"અમે અમારી બુદ્ધિ રસોઇમાં ચલાવીશું. તમારાં સાધન વધશે ને રસોઇયો રાખી આપશો તો તમારા ઘરને ઠેકાણે અમે મ્હેલ રચીશું, તમારા પુત્રને તમારા જેવા કરી આપીશું. તમને જે વિદ્યા સેવવાને અવકાશ નહિ મળે તે અમે સેવીશું. તમારી રસવાસનાને, તમારા કવિત્વને, તમારા જ્ઞાનને, તમારા શૌર્યને, તમારી દેશભક્તિને ઋણાનુબંધ પ્રમાણે ઉછેરીશું અને વધારીશું. જીભ કોમળ કામ કરશે ને દાંત કઠોર ચાવણું ચાવશે. તમારાથી અમારૂં કામ નહિ થાય. અમે અમારૂં કામ યોગ્ય રીતે કરીશું તોજ તમારો સંસાર આગળ ચાલશે. તમારો સંસાર આગળ ન ચાલે તો અમને પણ હાનિજ છે."

**"હું, તું ને તે" નું જીવન:**

આધુનિક કેળવણીની કોઇ ન ઇચ્છવા જેવી અસર હોય તો તે વ્યક્તિ—સ્વાતંત્ર્ય છે. પાશ્ચાત્ય કેળવણીની અસરને લીધે કન્યા, લગ્ન થયા પછી તરતજ સ્વતંત્ર થવા ઇચ્છે છે. તેમના કુટુંબમાં ' હું તું ને તે ' સિવાય બીજું માણસ સમાઇ શકતું નથી. કુટુંબમાં રહેવાનું તેઓને પસંદ નથી પડતું; તેમજ તેમાં પડતી સાધારણ અગવડો ખમી લેવા જેટલું તેમનામાં ધૈર્ય હોતું નથી. સંયુક્ત કુટુંબ એક કિલ્લારૂપ છે. એમાં ' આધાર સૌનો સૌની પરે છે. ' આ પુરાણી સંસ્થાને લીધે કોઇ એકાદ વ્યક્તિને વખતે અન્યાય થતો હશે તો પણ સામાન્ય રીતે તો સહુને સગવડ પડે તેવી રીતે આપણું કુટુંબ યોજાએલું હોય છે.

આ સ્થળે કવિ રાયચુરાએ લોકપ્રિય કરેલું લોકગીત ' કેર કાંટો ' સાંભરી આવે છે. વર્તમાન ગુજરાતના સમાજમાં આવું એક સ્વતંત્ર, ન્હાનકડું ઘર માંડી રહેલી કુલવધૂ પોતાના ' રાજને ' જાણે વિનવે છે કે:—

" હાં કે રાજ !
સસરાજી ને ચોવટ કરવા મેલો,
મને ઘુંઘટડા કઢાવે:
મને કેર કાંટો વાગ્યો. "

—વળી ' ગંગાજળ સરખાં સાસુને માટે કહે છે:—

" હાં કે રાજ !
સાસુડીને તીરથ કરવા મેલો,
એનાં છોરૂડાંને સોતી:
મને કેર કાંટો વાગ્યો. "

નણંદ—न नन्दति इति ननान्दा ।–
જેને ભોજાઇ ગમતી નથી તે નણંદ–હેને
માટે કહે છેઃ—

" હાં કે રાજ !
નણંદડીને સાસરીયે વળાવો,
એના બાંધ્યા બચકા સોતીઃ
મને કેર કાંટો વાગ્યો. "

આટલું એકાંત પણ ઓછું હોય તેમ તે
વળી કહે છેઃ—

" હાં કે રાજ !
ફળીયામાંથી પાડોશણને કાઢો,
એના રેંટીયાને સોતીઃ
મને કેર કાંટો વાગ્યો. "

આમ આ જૂના લોકગીતમાં, લોકગીતના
અજાણ્યા કવિએ આજના સંસારનું ભાવિ
ચિત્ર જ જાણે ન આપ્યું હોય તેમ જણાય છે !

**ઉપસંહારઃ** અંતમાં, સ્ત્રી અને પુરૂષ વચ્ચે સહકાર
થાય, સ્ત્રી હૃદયની ગૂંચો
કેળવણીના પ્રકાશથી આ-
પોઆપ ઉકેલાય, હેમને
માટે સંગીન અને પથ્ય એવી કેળવણીનો
પ્રબંધ થાય, તો પુરૂષો ઇચ્છે છે તેવી ગૃહિ-
ણીઓ–ગૃહદેવીઓ–રસિકાઓ અને સ્નેહરાણીઓ
સંસારમાં સરજાવી સુલભ છે. સાથે સાથે
સ્ત્રીઓ પુરૂષના હૃદયના ભાવ ઝીલી શકે, એવી
ઉત્તમ ' कार्येषु मंत्री, करणेषु दासी '
જેવી ગૃહિણી બને અને સંસારને છે તેથી
વધારે ઉજ્જવળ અને ઉન્નત બનાવી શકે તો
જ સ્ત્રી કેળવણીનો શ્રમ સાર્થક છે.



એક મિત્રઃ ( બીજાને ) હું ધારૂં છું કે તમારા બાળકો તમને બહુજ અટપટા અને ગુંચવી નાંખે એવા સવાલો પૂછતા હશે.

બીજો મિત્રઃ અરે વાતજ ના પૂછો! કમભાગ્યે તો નર્યા એમની મા જેવાજ છે. આખો દિવસ માથુ પકવી નાંખે છે. !

× × ×

છગનઃ મગન ! તારી બા તારા હાથ જોઇને તારૂં ભવિષ્ય કહી શકે છે ?

મગનઃ ના, જ્યારે જ્યારે તે મારાં હાથ જુએ છે ત્યારે ત્યારે કહે છે. "જા જઇને ધોઇ આવ !"

× × ×

વકીલ ( પીંજરામાં ઉભેલા સાક્ષીને ): તમે તા. ૨૫ મીની સાંજે ક્યાં હતા ? તમારી સાથે કોણ હતું ?

સાક્ષી : મારા બે મિત્રો.

વકીલ : તે પણ તમારા જેવા ચોરોજ હશે.

સાક્ષી : હા, સાહેબ ! બન્ને વકીલ છે !

# સાગર તીરે સંધ્યા.

( ઝૂલણા છંદ )

લાલ સંધ્યા ગુલાલે ભરી ભભકમાં,
અંબરે આ રૂપાળી વિરાજે;
જલધિ જલ ઊછળે અભ્ર ભેટી વળે,
સ્વર્ગની સુંદરીને નવાજે.
સ્મિત કરી ચતુર સંધ્યાપરી ગગનમાં,
લાલ પાંખો પસારી સરે છે;
ઉદધિનું ઉર રેલાય એ રંગમાં,
ઉછળતો નૃત્ય તાંડવ કરે છે.
ઘોર ગર્જન કરે, અટ્ટ હાસો હસે,
અખિલ આ જગતને જો ગજાવે;
સ્વર્ગ સંધ્યાપરી મિલનની ધૂનમાં.
એક તાને મચી જગ નચાવે.
પ્રણયના ભાવમાં ભાન સઉ ભૂલતે',
ગાન ને નૃત્યમાં લીન દેખો;
વૃક્ષ પણુ એહ રંગે લસિત ઝૂલતાં,
લાલ નીલામ્બરે સજ્જ પેખો.
અભ્રથી આવી વરમાળ શું રોપતી
રસિક વર જલધિને રક્ત સંધ્યા !
લાલ ગૂલાલ ઉડી રહ્યો અવનિમાં,
સ્થલ સકલ લગ્નના રાગ રંગ્યા !
જીવ નિર્જીવ સૌ યુગલ વરઘોડીયાં,
રતિ મદન રાગનાં લ્હાણુ લેતાં;
લગ્ન ઉત્સવ વધાવી વળ્યાં વ્હાલથી,
રજનિ સંગે હસી તાલ દેતાં !

વિ. ચ. આવસ્થી.




લેખકઃ ડૉ મોહનલાલ જગન્નાથ પાઠક.

**મા**તાને પોતાના પ્રાણથી પણ પ્રિય બાળકની સંભાળ વિષે ઉપયોગી માહિતી આપવાના હેતુથીજ વાંચકો સમક્ષ આ લેખ રજુ કરૂંછું.

આપણા દેશમા દિવસે દિવસે બાલમૃત્યુનું પ્રમાણ વધતું જ જાય છે. જ્યારે મૃત્યુનું પ્રમાણ વધતુંજ જાય છે, ત્યારે તેમના શરીરની સુખાકારીની તો વાતજ શી કરવી ? બાલકોની આ મૃત્યુસંખ્યા જો દિવસે દિવસે વધતીજ જાય તો ભવિષ્ય ઘણુંજ ખરાબ આવે. એમ થાય તે પ્હેલાંજ માતાઓ પોતાના બાલકની પુરતી સંભાળ લેવાનું શીખે એ ઇચ્છવા યોગ્ય છે. બાલમરણ ઓછા થાય તે તરફ પ્હેલું ધ્યાન અપાવું જોઇએ.

બાલસંહારમાંથી બાકી રહેલા બાલકોમાંથી કેટલાં સારાં, નિરોગી અને સશક્ત છે ? આ સમયમાં સશક્ત અને નિરોગી બાલકો ભાગ્યેજ જોવામાં આવે છે. ચિત્રકારોને સશક્ત અને નિરોગી બાલકના ચિત્ર કલ્પનાથી દોરવા પડે છે ! બાલક સશકત અને નિરોગી હોવું એ માબાપનાં હાથમાં છે **'સશકત બાળકને નિરોગી રાખવું એ તો ફક્ત માતાનાજ હાથમાં છે.'**

બાળક શબ્દનો સાધારણ અર્થ 'માતાનાં દુધ ઉપર રહે ત્યાં સુધીની અવસ્થા' આપણે કરીશું. માતા જો નિરોગી હોય તોજ તેના દુધ વડે પોષાતું બાળક નિરોગી રહે. બાળક જ્યાં સુધી ધાવતું હોય ત્યાં સુધી માતાએ કેટલાક નિયમો પાળવાની ખાસ જરૂર છે. આ નિયમો સાધારણ રીતે દરેક સ્ત્રીઓ પાળી શકે એવાં છે. ભૂખ હોય તે પ્રમાણે નિયમીત સાદો ખોરાક લેવો, કામવાસનાથી દૂર રહેવું, દિવસે ઉંઘવું નહિ અને રાત્રે જાગરણ કરવું નહિ, એ મૂખ્ય પાળવા યોગ્ય નિયમો છે. આ પ્રમાણે નિયમિત રહેવાથી માતાની પોતાની પ્રકૃત્તિ સારી રહે છે અને દુધ બગડતું નથી.

**'નાહાન બાળકોને ઘણાં ખરા રોગો દુધથીજ થાય છે.'** માતાનું દુધ ખરાબ છે કે સારૂ એ ઠરાવવું ઘણુંજ મુશ્કેલ છે. સારા ડૉકટર અગર વૈદ્યનો અભિપ્રાય આ બાબતમાં ખાસ જરૂરનો છે. દુધની પરિક્ષા કરાવી જો દુધ ખરાબ છે એમ માલમ પડે તો તેની યોગ્ય સારવારની ગોઠવણ કરવી. દુધ ખરાબ છે એવો અભિપ્રાય મળે તો પણ બનતા ઉપાયે તે સુધરે એવી ગોઠવણ કરવી. પણ જન્મથીજ દુધ પર ઉછરેલાં બાળકને એકદમ દુધ છોડાવી દેવાનો ગંભીર ભૂલ કદી પણ કરવી નહી. બાળક જન્મે ત્યારથીજ માતાનું દુધ તેનો ખોરાક છે, અને તે વડેજ તેના અંગ પ્રત્યંગો ખીલે છે.

માતાનું દુધ ચોખ્ખું દોષ રહિત હોય, તોપણ તે બાળકને વ્યવસ્થિત રીતે પાવું

જોઇએ. દુધથી અજીર્ણ થવું જોઇએ નહિ. મારા અનુભવમાં જોવામાં આવ્યું છે કે કેટલાક બાળકો ધાવતાં ધાવતાંજ ઓકવા માંડે છે. આનું કારણ શું ? આનું મુખ્ય કારણ એવું જણાય છે કે બાળકને જરૂર છે' તેથી વધુ થવાથીજ તે બ્હાર કાઢી નાંખે છે. આવા વખતે તપાસ કર્યા વિના વૉમીટ બંધ કરવાની દવા આપવી એ જોખમભરેલું છે. બાળકને નિયમિત વખતેજ ધવરાવવું જોઇએ. બાળક રડતું હોય ત્યારે તેને છાનું રાખવા માટે વારંવાર ધવરાવવું એ અજીર્ણને નોતરવાં જેવું છે. બાળક શાથી વારંવાર રડે છે તેની તપાસ કરી યોગ્ય સારવાર કરવી જોઇએ. બાળકને ઘણાખરા રોગો દોષિત દુધ કિંવા વધારે પ્રમાણમાં દુધ પીવાથીજ થાય છે. દુધના અજીર્ણથી બાળકને સસણી, તાવ, કરમ વિગેરે રોગો વારંવાર થઇ આવે છે.

**દવાનો જેમ બને તેમ ઓછો ઉપયોગ કરતાં શીખો. તેમાં પણ બાળકને તો ઘણુંજ ઓછા પ્રમાણમાં, બલ્કે આપોજ નહિ.** આજના વખતમાં દવાનો પ્રચાર ઘણોજ વધી ગયો છે. આ પ્રચાર એટલો બધો વધી ગયો છે કે આ યુગને '**દવાનો યુગ**' કહેવો જોઇએ. આવા સમયમાં દવા ન સેવાનું બાગ્યેજ કોઇ માને. છતાં પણ વિકાર થયા પછી દવા લેવા કરતાં **વિકાર ઉત્પન્નજ ન થાય એવા ઉપાય યોજવા.** આ સર્વોત્તમ તત્વ બાળકોની ખાતર પણ માતાઓએ ધ્યાનમાં રાખવું જોઇએ.

**વિકાર માત્ર આહારવિહારના અનિયમીતપણાથીજ ઉત્પન્ન થાય છે.** બાળકનો આહાર દુધ, તે માતાનું અને નિર્દોષ હોવું જોઇએ. હવે આપણે બાળકનો વિહાર તપાસીશું.

બાળકોના વિહારમાં પ્રથમ સ્થાન કપડાં ભોગવે છે. બાળકનાં કપડાં સ્વચ્છ સફેદ અને વજનમાં હલકાં હોવા જોઇએ. બાળકને શરદી ન થાય અને વજનમાં હલકાં હોય એવાં કપડાં પસંદ કરવાં જોઇએ. વજનદાર ઝરીથી ભરેલાં કપડાં પ્હેરાવી નિર્દોષ બાળકને ત્રાસ આપવો જોઇએ નહિ. **માત્ર શોભાનીજ ખાતર કદીપણ બાળકને રંગ બેરંગી વજનદાર કપડાથી શણગારવા નહિ.** મુખ્યત્વે કપડાની સ્વચ્છતા તરફ વધુ ધ્યાન આપવું જોઇએ. મળમૂત્રથી ખરાબ થયેલાં કપડાં બાળકના શરીર પરથી જેમ બને તેમ જલ્દી દૂર કરવા. જો સ્વચ્છતા તરફ પુરતું ધ્યાન આપવામાં આવે તો કદી પણ કુશ, ખરજ વિગેરે રોગો થતા નથી.

---

## ઇડરની શિક્ષણ વ્યવસ્થા.

ઇડરનું ક્ષેત્રફળ ૧૬૬૯ ચોરસ માઇલનું છે. આબાદી ૮,૨૩,૩૫૮ ની છે. ૨૮ ગામો પાછળ ૧ શાળાનું પ્રમાણ છે! અને ૩૦૦ ગામો પાછળ ૧ કન્યાશાળા છે! આખા રાજ્યમાં ૧૧૭૪ ગામો છે, તેમાંથી ૧૧૨૦ ગામોમાં તો નિશાળજ નથી! જ્યાં નિશાળો છે ત્યાં પણ ઠેકાણાં નથી. એક હેડમાસ્તરને ૨૭ વરસોની નોકરી પછી ૨૦ રૂપિયાનો પગાર મળે છે!

# એક ખરી બનેલી વાર્તા.

લેખિકાઃ શ્રીમતી નર્મદાબ્હેન,

હું અમદાવાદ જતી હતી, ત્યારે રસ્તામાં ગાડીમાં મને એક બાઇનો સથવારો થયો. આ બાઇને મેં અગાઉ એક બે જાહેર સ્થળોમાં જોયેલી. મને તે બાઇ પોતાની વાતો કહેવાની રસિયણ લાગી.

અમારે પરસ્પર કેટલીક વાતો થઈ તેમાં તેણે એક વાત તો એવી કરી કે લડાઇમાં જાય તેવો તેનો સ્વભાવ, તેના શરીરનું જોર અને તેની હીમત જણાઇ. હું તો તેની વાત સાંભળતી હતી, ત્યારે મને તો ખરેખર શરમ જ આવતી હતી.

તેણે કહ્યું: " અમારા શિયાણી ગામમાં બ્રાહ્મણો અને લીંબડી દરબારને ખેતરો માટે તકરાર થઇ હતી. દરબારનો હુકમ હતો કે દરબારની રજા સિવાય કોઇ ખેતરમાંથી અનાજનો દાણો સરખોય ઉપાડશે તો તેનો દંડ થશે. હવે ખેતર અમારાં અને બાપદાદાથી વારસામાં મળેલાં, અને ઉન્હાળે, શિયાળે ને ચોમાસામાં ભારે દુઃખ વેઠીને તૈયાર કરેલું અનાજ જો અમે ભૂખે મરીએ તોય અમારે કામજ ન આવે એ તે ક્યાંનો ન્યાય ? એટલે ગામના બધા બ્રાહ્મણો સંપ્યા અને નક્કી કર્યું કે એકદી છાનામાના રાત્રે ખેતરમાં જઈને મોલ લણી લેવો અને ગાડાં ભરી ઘરમાં નાંખી દેવો. આ વાત મેં સાંભળી એટલે હું તો ગઇ જ્યાં બ્રાહ્મણો ભેળા થયાં હતાં ત્યાં; મેં કહ્યું ' બાઇલા, હુંએ તમારી હારે આવવા તૈયાર છું. ' બધાં કહેઃ ' જા, જા, ઘેર જા. તું દોઢડાઇ થતી ક્યાંથી આવી?' પણ મેં તો કાંઇ સાંભળ્યું જ નહિ.

બધાં નક્કી કરવા મંડયા કે કોણે કોણે જવું એટલે ઘણાએ બીકના માર્યા ફસકી ગયા. છેવટે હું ને દયાળ-ભાઇ તૈયાર થયા.

મારા કાકાભા કહેઃ ' એલી ગોદડી ! આમા તારૂં કામ નહિ. આમાં તો ભાયડાનું જ કામ. '

મેં તો કીધું ' કે કાકાભા બહુએ મને દરબારમાં લઇ જાય કેદમાં. મારે તો અહિંએ રોટલા ખાવા છે ને ત્યાંએ ખાવા છે. મારી પાછળ ક્યાં કોઇ રોનારૂં છે, તે પંચાત છે ? હું તો જાઇશ જ. '

કાકાભા કહેઃ ' હવે ગયાં, ગયાં. ગાંડુડી તારૂં મોઢું નહિ જોયું હોય ગ્યાનું. જો ગઇ છો તો તારી વાત છે. '

આપણે તો કાકાભાને ચોકખુંદ પરખાવ્યું-કે ' તમે ના કહેશો તોય જવાની ને હા કહેશો તોય જવાની. '

કાકાભાએ જાણ્યું કે ગાંડી રવાડે ચડી છે ( મને સૌ ગાંડીજ કહેતાં ) ( ખરેખર તેનું મોઢું તો ગાંડા જેવુંજ દેખાતું હતું ) તે કોઇનું નહિ માને એટલે કહ્યુંઃ ' એલા દયાળીઆ આ ગાંડુડી તો આવવાનીજ પણ

પણ જોજે એલા ફોજદાર એની આબરૂ ઉપર હાથ ન નાખે.'

૯ વખતે ફોજદાર તેના થોડાક માણસોને લઈને ચોકી કરતો હતો ને ચકલાંનેયે ચપટી ચણ લેવા દેતો નહિ. ફક્ત ફોજદાર અને તેના માણસો પચીસ પચાસ માણા લઈ જાય એટલું જ.

આ તે દી રાતે દાતરડાં પછેડી લઈને ત્રણ ચાર આદમી ને હું ખેતરે ગયાં. હું તો ખોળો વાળીનેજ એવી મંડી કે સવાર સુધીમાં તો અમે બધાએ થઈને ગાડું ભરી દીધું. ત્યાં તો ઓલ્યા ફોજદાર અને એના માણસો ઘોરતાથા એને ખબર પડી, એટલે ઘોડા ઉપર અસવાર થઈને આવે દોડયા.

મેં કહ્યું: ' એલા દયાળીઆ, ઓલ્યા રાક્ષસ આવ્યા. તમે ગાડું લઈને ગામમા વયા જાવ ને હું વાંહે ઉભી છું, જોઇ શું કરે છે ? ' એટલે ઇ તો ગાડું જોડીને બીજે રસ્તે થઈને નાઠા.

મેં પૂછ્યું, ' પણ તમને એકલા મૂકીને જતાં એ લોકોનો જીવ કેમ ચાલ્યો. '

તે બાઈએ કહ્યું: ' અરે પણ મારી હિંમત એવી હતી એટલે એને ખાત્રી હતી કે ગોદડીનો વાળો વાળે કોઇ કરી શકે તેમ નથી. '

આ ઓલ્યા ગયા આ રસ્તે ને ઓલ્યો ઘોડો લઈને મારી પાહે આવીને ઉભો રહ્યો, ને મારા ઉપર રોફ મારયો. હું તો એના સામું જોયા વિનાજ લણ્યા કરતી હતી. એટલે જાઇ તો ખુબ ખીજાયા ને ઉતર્યો ઘોડેથી હેઠા ને જ્યાં મને પકડવા હાથ લાંબો કરે ત્યાં હું તો દાતરડું લઈને ઘુમવા મંડી ને દીધું, ' ઉભો રહે મારા ગેવા તારી વલે કરૂં. ગામનું ખાઇ ખાઇને ફાટયો છો પણ અહિં તારૂં નહિ ચાલે. '

ઓલ્યાની પાંહે હથીયાર તો હતાં પણ કાઢવાનું સુઝયું નહિ ને એકદમ ઘોડા ઉપર ચડીને ભાગ્યો. હું યે એની વાંહે ' ઉભો રહે ઉભો રહે, કરતી આખી વાટ દાતરડું લઇ દોડી. ત્યાંના એના માણસો એનેય તે હું તો દાતરડું લઇને એવી દેવા માંડી કે એકદમ હડુડહટ કરતાં ભાગી ગયાં.

ઓલ્યાં તો ગાડું લઇને ગામમાં પહોંચ્યા અને દાણા ઘરમાંએ નાંખી દીધાં. બપોરે મારૂં શું થયું હશે તેની ખબર કાઢવા આવતા હતાં. ત્યાં તો હું સામી મળી.

દયાળજીએ કહ્યું. " એલી, ઓલ્યો તને પજવતો હતો ? "

' ના, રે ! પજવે શું એનું કપાળ ? મને પજવનારને તો બરાબર ચખાડી દઉં. એ ઇ તો પોગ્યો લીંબડીના પાદરમાં ને પાછો હમણા બીજા માણસોને લઇને આવશે, માટે તમે બધાં ઘરે વયાજાવ. ને દાણા ઠેકાણે કરો. હું એકલી દાતરડું લઇ ચોરે બેઠી છું. હું તો ગામમાં ગઇ ને બધી વાત કરી. કેટલાક તો કહેવા લાગ્યાં કે ' આ તેં બહુ ખોટું કર્યું. સાપના દરમાં હાથ ઘાલ્યો છે હવે તને ફોજદાર જંપીને બેસવા નહિં દે. '

" અરે જાવ, જાવ. સાપના દરવાળાનેય આખો ને આખો ખાઇ જાઉં. "

એટલામાં તો ધુળ ઉડવા લાગી એટલે જાણ્યું કે મામા આવે છે. હું તો મારે દાતરડું લઇને બેઠી ચોરા ઉપર. ત્યાં તો ફુંફાડા મારતો ને હાથ પછાડતો ને ગજગજ ઉછળતો આવ્યો કેટલાક માણસોને લઇને આવ્યા. મને જોઇને તો તે રાતો પીળો થઇ ગયો. તરત હુકમ કર્યો કે આ બાઇને પકડો ને લઇ જાઓ લીંબડી. બે માણસ આવ્યા પકડવા એટલે મેં પડકારો કર્યો કે, 'ખબરદાર. મને

હાથ અડાડ્યો છે તો. ત્યાંજ ઉભા રહો તમારે મને લઇ જાવી હોય તો હું જાતેજ આવું છું. ' એમ કહીને હું આગળ ને પાછળ ત્રણચાર સીપાઇ. આ આપણો વરઘોડો તો ચાલ્યો તે આવ્યો લીંબડીની કચેરીમાં. પાછળથી બીજા પણ બેચાર માણસોને ફોજદાર પકડી લાવ્યો.

મેં તો બધાંને સાનમાં સમજાવ્યાં કે, 'તમે બધું મારી ઉપરજ ઢોળજો.' પછી જુબાની ચાલી તેમાં મારો વારો સાની પહેલાં હતો એટલે મને પૂછ્યું: " બાઇ ! તમને ખબર નથી કે દરબારના હુકમ વિના કોઇએ ખેતરમાંથી અનાજ ન લેવું ? "

મેં કીધું ! ' શું દરબાર બાપા એમ કહે છે કે અમારે ભૂખે મરવું ? અમારો દરબાર તો બહુ દયાળુ છે. તે એવું કહેજ નહિ. અને કીધું હશે તો કાંઇક ભૂલથી કીધું હશે. ' આ સાંભળીને આખી કચેરી ખડખડ હસવા લાગી.

' ત્યારે તમે હુકમનો ભંગ કર્યો માટે સજા થશે. '

' ભલે, કરોને. બાપુના રોટલાજ બધે ખાવા છે ને ? '

કોણ જાણે કેમ પણ મને તો છોડી દીધી પણ પેલા બે જણને છોડેજ નહિ. છેવટે મેં કીધું: ' પણ એનો એમાં શો ગનો છે ? ગનો હોય તો મારો છે. મને સજા કરો. '

પછી તો કોણ જાણે શું થયું, પણ અમને બધાંને થોડીવાર બેસાડીને છોડી મૂક્યાં.

[ ૨ ]

આ ગાંધીજીનું ભાષણ કરવા એક જણ ખાદી પહેરી અમારા ગામમાં આવ્યા હતા તે કહે ખાદી પહેરવાની પ્રતિજ્ઞા કરો એટલે આપણે તો ખાદી પહેરી લીધી. અને એણે કેટલીક ખાદીની ટોપીઓ વેચવા આણી હતી તે વેચવાનું પણ આપણેજ માથે લીધું. નિશાળના માસ્તર રાષ્ટ્રીય ગીત ગવરાવતાં ડરતા હતા તે ઇ કામ પણ મેં માથે લીધું, ને છોકરાંને બધાં ગીત શીખવી દીધાં. ખાદીની ટોપી પ્હેરાવીને ગામમાં સરઘસ કાઢ્યું.આ હું મોર ને વાંહે છોકરાની ધેર. લીંબડીમાં કાંઇક હતું, ત્યારે હુંજ અમારા ગામના છોકરાંને લઇને ગએલી. દરબાર કહે આવી માથા ફરેલી બાઇ કોણ છે ? કો દી સજા થઇ જશે. પણ આપણે ક્યાં દરબારના બાપથીયે ડરતાં હતા.

પ્રશ્ન: તમે કાંઇ ભણ્યા છો ?

જ: ના બેન. મને કોઇએ ભણાવી નથી. પણ હું મારા હાથે થોડુંક શીખી છું, એવું એવું વાંચતા આવડે બાકી કાંઇ ન આવડે.

પ્ર: તમે ઘરમાં એકલાજ છો ?

જ: હા બધાંય મરી ગયાં; આપણે એકલાં. ખાવું પીવું ને ગામમાં ફર્યા કરવું. ક્યાંક લડાઇ થાય તો તેમાં આપણે હોઇજ. કોઇના વિવા હોય તોય આપણે તો જવાનાજ. ભલેને પછી તે ન બોલાવે. પણ એનું બધું કામ કરી દેવું. ખાવાનું કહે તો નો જાવું નીકર કામ તો કરવા જાઉંજ. કોઇ માંદુ હોય તો આપણે તો પ્હેલાંજ.

પ્ર: ત્યારે તો રોવા કૂટવામાં પણ પહેલાજ હશો.

જ: ના, ના, એવું તો મને નથી આવડતું. મારો કોઇ ધોખોયે ન કરે. હું તો ગાંડામાંજ ખપું છું. પણ છોડીયું ને મોળાકત હોય તો રમાડવા જાઉં.

પ્ર: શું રમાડો ?

જ: આ સાત તાળી દા રમીએ, ખોરડા, ઠેકામણી, એવું એવું.

પ્રઃ ખોરડા ઠેકામણી શું ?

જઃ આ એક ખોરડે ચઢીએ ને પછી એક ખોરડેથી બીજે ને બીજેથી ત્રીજે. કોઇના નળીયા ફૂટી જાય તો કોક ગાળ્યું પણ દે. પણ આપણે તો રમત બરાબર રમીએ.

પ્રઃ ત્યારે તમે છોકરાંને બહુ વ્હાલાં લાગતાં હશો ?

જઃ અરે ઇ તો પૂછવું જ નહિ.છોકરીઓતો શું પણ છોકરાએ તે એવું હેત રાખે. હું તો છોકરાઓનેય રમાડું.

પ્રઃ તમે હાલ કયાં જાવ છો ?

જઃ સિંધમાં.

પ્રઃ સિંધમાં શું કરવા જાઓ છો ? ત્યા તમારૂં કોઇ સગું છે. ?

જઃ આ એમ છે કે હમણા ઘણા ખૂટી ગયાં છે. સિંધમાં જાઉં છું. સગું તો કોઇ નથી પણ એક તમારા જેવા ઓળખીતા છે તેણે બોલાવી છે.

પ્રઃ ત્યાં જઇને શું કરશો ?

જઃ નિશાળ ભણાવીશ.

પ્રઃ પણ તમે ભણ્યા તો નથીને ?

જઃ ' ભણી તો નથી પણ જેટલું આવડે છે એટલું શીખવાડીશ. ' થોડીવાર રહીને વળી તેણે કહ્યું, ' મારા ગામના છોકરાંને તો મારા ઉપર એટલું હેત છે કે હું આવવા નીકળી ત્યારે બધી ઘેર મને વળાવા આવી હતી. હું એ તે જ્યારે સિંધમાંથી પાછી આવીશ ત્યારે ત્યાંથી કંડીયો ભરીને મેવો મારા છોકરાં સારૂં લેતી આવીશ.

પછી તો કેટલીક પરચુરણ વાતો થઇ ત્યાં વિરમગામ આવ્યું. તેની પાસે તો કાંઇ સામાન ન હોતો એટલે તરત ઉતરી પડી. મેં મજુર શોધવા માંડયો એટલે કહે, ' અરે હું શા કામની છું, લાવો હુંજ તમારો સામાન ઉપાડી લઉં. ' મેં ઘણી ના પાડી પણ મને તો કહે, ' તમે તમારે નિરાંતે ગાડીમાં બેસી જાવ. હું બધું લાવું છું. ' થોડીવારમાં મારો સામાન મૂકી પાછી ગઇ. મેં કહ્યું, ' હવે તમે બેસી જાઓ. '

તેણે કહ્યું, ' એમ તે કયાં બેસે ? મારે હજુ આપણા ડબામાં જે બે બાઇઓ બેઠી છે તેનો સામાન ફેરવવો છે. તે બિચારીની પાસે નાનાં છોકરાં છે. ' એટલે તે તો પાછી ચાલી ગઇ ને પેલી બાઇઓનાં છોકરાંને તેડી તેડીને બેસાડવા મંડી. હું તો ઉલટી શરમાઇ ગઇ.

પછી કાંઇ ખાસ વાત થઇ નહિ અને અમદાવાદ આવ્યું એટલે હું ઉતરી પડી.



## મોતીની માંદગી

ઈટાલીના સદ્દગત રાજમાતા પાસે એક મોતીનો હાર હતો. આ હાર એક દિવસ માંદો પડતાં મોતીનો રંગ તથા તેજ ફીકાં પડી ગયાં. એક વિદ્વાન ડૉકતરે નજર પહોંચાડી તેને પરદેશમાં થોડા માસ સુધી હવાફેર માટે મોકલવાની સલાહ આપી ! એટલે હારને એક કાણાવાળી પેટીમાં મુકી દોરડું બાંધી રાખવામાં આવ્યો. થોડા વખત પછી હાર બહાર કાઢ્યો ત્યારે તે તેજસ્વી અને પુરતી તંદુરસ્તીમાં જણાયો હતો.

# મોટાં મનનાં માનવી.



લેખિકા: સૌ. હેમકુંવર કૃષ્ણદાસ સંપત.

( ઑધવજી સન્દેશો કહેજો......એ ઢાળ. )

આવો આવો મોટાં મનનાં માનવી,
તમ પાસે કંઇ ખોલું અન્તર દ્વાર જો !
સાગરની ભરતી જ્યમ સાગરમાં શમે
હૈયાની ભરતી ત્યમ હૈયા માંય જો !
મોટા મનનાં માનવ મળવાં દોહ્યલાં.
સત્ય શોધવા નિસરી હું પૃથ્વીપરે,
પરિક્રમણથી દુખ્યા મારા પાય જો,
નીરખી નીરખી થાકી મારી આંખડી,
રસના થાકી પૂછી સૌ સમુદાય જો,
ઊરતણા અક્ષર નવ કોઇને ઉકલે.
અણચિંતી દેખાડી પ્રભુએ દ્વારિકા,
જઈ પ્હોંચી હું પ્રભુતણે દરબાર જો,
નયણાં ભરી ભરી નિરખ્યા મેં તો નાથને.
ગોમતીમાં જઇ સ્નેહે કીધું સ્નાન જો,
પાલવ પકડ્યો પ્રેમે મેં પ્રભુજી તણો.
અન્તર્યામી ! આવી હું તમ આંગણે;
કરવા મારા ઘાયલ મનનાં ગાન જો,
ઉણપ કશી વાતે પ્રભુજી ! મુજને નથી,
જોઇ જગતને રોઇ થઇ હું રાંક જો,
સદ્‌બુદ્ધિ પ્રેરો મુજ ભારત દેશને.
ભણકારા ભૂધરના ભીતરમાં થયા,
"કર્મતણા સૌ બન્ધન બાંધે હાથ જો !
કામ ક્રોધ અભિમાન તણાં સૌ પુતળાં,
થનથન નાચે, હું કરૂં અટ્ટહાસ જો,
જેવાં કર્મો કરશો તેવું પામશો.
"અનાથ કહી આંસુડાં કદિ નવ સારશો
ચિત્ત રાખી પ્રભુપદમાં બનો સનાથ જો,

પર ઉપકાર કરીને સેવા સાધજો.
મોહ, શોક, છોડી તરજો સંસાર જો,
વિધવાને સંદેશો કહેજો આટલો."
"ગૃહસ્થાશ્રમનાં કર્તવ્યો કરજો તમો,
પ્રતિવ્રતાના પ્રેમે પઢજો પાઠ જો,
શીયળતણા શણગાર અનેરા ઓપશે,
આડમ્બરના ઠાલા તજજો ઠાઠ જો,
સધવાને સંદેશો કહેજો આટલો."
જીવન-નૌકા ખેડો આ સંસારમાં,
ફુલ સમાં થઇ ઊતરજો ભવપાર જો,
પત્થર જેવા થાશો તો ડૂબી જશો,
સુકાની છે સૌનો સરજનહાર જો,
મન મજબુત હશે તો પાર ઉતારશે.
ગંગા સમ નિર્મળ થાજો બ્હેનો તમે,
જ્યાં જ્યાં વહશો ત્યાં ત્યાં પુણ્ય પ્રવાહ જો,
પતિતને પાવન કરજો તમ પૂણ્યથી,
નિરાધારને દેજો તમ આધાર જો,
આવો મનુષ્યદેહ ફરીને નહિ મળે.
પ્રભુમન્દિર સરિખું ગૃહ દીપાવજો
ગૃહિણી બનીને ગૃહના કરજો કામ જો,
સુખદુઃખની તો વારાફરતી છાંયડી,
ઉત્તમ ગુણથી ઉભયકુળ ઉજાળજો,
દૈવી કામોથી દેવીપદને પામશો.
સંદેશો શ્રી-પતિએ સૌને પાઠવ્યો,
સાંભળજો ને લખજો હૈયા માંય જો,
ભીતરની ભ્રમણા તો સૌ ભાગી જશે,
અંધારે કંઇ ઉજ્જવલ દિવ્ય પ્રકાશ જો,
આત્મા ઉછળી ઉછળી પ્રભુપદમાં રમે.
જે શોધ્યું તે સ્નેહે મુજને સાંપડ્યું,
સ્હેજે મળીયા રંક તણા આધાર જો,
અમુલ્ય હિરલો આવ્યો મારા હાથમાં,
અન્તરમાં કાંઇ નવીન હવા ચમકાર જો,
ॐ तत्सत् परमात्माने हुं नमुं ।

# કેટલીક વાનીઓ.

લેખિકાઃ સૌ. કપિલા મહુભાઇ કાંદાવાળા

( ૧ ) વધારેલું ભઇડકું કરવાની રીતઃ—

૧ શેર બાજરીનો લોટ, ૩ શેર છાશ, ૧૦ નંગ લિલાં મરચાં પીસેલાં, નાળીએર ખમણેલું, મીઠું જોઇએ તેટલું, ૧ રૂપિયાભાર તલ વધારમાં, ૧ રૂપિયાભાર તલ ઉપર નાખવા, વધાર માટે થોડુંક ઘી, ૧ શેર બાજરીનો લોટ જરાક કકરો દળવો,

૩ શેર સારી મોળી છાસ વધારીને પેલો લોટ ઓગાળવો ને ચુલા ઉપર તપેલું મૂકીને પિતળની ઝારી વતે હલાવ્યા કરવું, નહિ તો અંદર લોટના ગાંઠિયા પડી જશે. લચકા જેવું થવા આવે ત્યારે એને નીચે ઉતારીને તેના ચકતાં પાડીને ઉપર મરચાં તલ ભભરાવી કામમાં લેવાં. એ રીતે સાદું પણ થાય છે. તે પણ તેજ રીતે થાય છે. માંદા માણસને ખાસ કરીને હલકું છે.

( ૨ ) ઘઉંના ખાટા પુડા કરવાની રીત.

અછેર ઘઉંનો લોટ, અછેર દહીં અથવા મોળી છાસ, ૧૫ લીલાં મરચાં પિસેલાં, ૧ પૈસાભાર આદુ, મીઠું જોઇએ તેટલું, હળદર જરાક, હીંગ.

પુડા કરવા હોય ત્યારે ૨ કલાક અગાઉ લોટ પલાળી મૂકવો ને જરા વધારે ખાટા કરવા હોય તો દહીં જરાક વધારે નાખીને લોટ પલાળવો. લોઢીને સાફ કરીને અજવાળવી અને લોઢી ઉપર ખીરાથી પૂડા મૂકવા. તેલ કે ઘી જરાક નાખી થાય એટલે ઉતારવા. જેને કઠોળ નડે તેને માટે આ પૂડા સારા છે.

( ૩ ) બાખર વડી.

ચણાનો લોટ ૧ શેર, ઘઉંનો લોટ નવટાંક, હળદર ૧ ચમચી, તજ અધોળ ખાંડીને નાંખવી, મરી ૧૦ કણ ખાંડીને નાંખવા, કોથમીર ૦॥ શેર ઝીણી સમારવી, એલચી અધોળ ખાંડીને નાખવી, લસણ ફોલીને તેની ઉભી કાતરીયો કરવી, ખસખસ નવટાંક શેકીને નાખવી, ૧ નાળીએર ખમણેલું, સુકાં મરચાં ૧૦ નંગની કાતરી, તેલ તથા મીઠું જોઇએ એટલું, ડુંગળી બે ગાંઠિયા ભડસાળમાં શેકેલાં.

ચણાનો તથા ઘઉંનો લોટ એક કરી અંદર નવટાંક તેલનું મોણ નાખી તેની અંદર મીઠું તથા હળદર ચમચી ૧ તથા સુકાં મરચાં ખાંડેલાં નાંખી એક કરી કઠણ કણેક બાંધવી. પ્હેલા બાંધેલા લોટના બાખરી જેવા લુવા કરવા ને પછી રોટલી ઝીણી વણી ઉપર પેસો વાટેલો મશાલો ચોપડવો. મશાલો ચોપડીને તૈયાર કર્યો હોય તેનો વાટો વાળવો. તેના છરીથી કકડા કરી તપેલીમાં પાણી મૂકવું ને ચાળણી મૂકવી. પાણી ના પેસે માટે ચાળણીથી ૧ આંગળ પાણી રાખવું. ને ચાળણી ઉપર પતરાળું મૂકીને ખાખરવડીના કકડા વધારે હોય તો ત્રણ થર મૂકાને બાફવાના, નહિ તો એક થર મૂકીને બાફવા. બાફવી ન હોય તો તેલમાં તળીને પણ થાય છે, પણ તે જરા કઠણ થાય છે. બાફીને સુંવાળી થાય છે. કઢાઇમાં તેલ અથવા ઘી ગરમ ચુલા ઉપર કરી તેની અંદર કકડા નાખી ઘી અથવા તેલમાં તળવા. જરા પાંદડી પડે ને કડક થાય એટલે કહાડી લેવા. આ વાની મરાઠા બાઇઓને પ્રિય છે. આના મશાલાને બાખર કહે છે, તેથી એ નામ પડયું છે.




# ગૃહિણીઓનો બળવો.

લેખક: રા. ઉલશંકર દ વ્યાસ.

ખુદીદાર મીલમાલેકોની સ્વાર્થ જાળોને ભેદવા મજુરો હડતાળ પાડે છે. સામ્રાજ્યવાદી આપખુદ સરકારને નમાવવા પ્રજા હડતાળ પાડે છે. હિન્દુ મુસ્લીમ ગુંડાશાહીને અને કોમી મારફૂટને નિવારવા ગાંધીજી એકવીસ દિવસના ઉપવાસ સેવે છે. શું હિન્દમાં કે શું વિલાયતમાં સત્તાવાન વર્ગ સામે સત્તાહીન વર્ગ સંઘબળનું શસ્ત્ર વાપરી હડતાળ દ્વારા તેના અભિમાનનું ખંડન કરે છે. ગઇ સાલ ઇન્ગ્લન્ડની કોલસા-ખાણોના મજુરોએ મુડીવાદી સરકાર અને ખાણ-માલેકો સામે હડતાળ પાડી, બન્ને સત્તાધારીઓના શિર નમાવેલાં. આજે હજુયે એ કામદારો બાલ્ડવિનનો અને મુડીવાનોનો મદ ઉતારવા માસ એકથી હડતાળ પાડી રહ્યા છે. આમ સર્વ સ્થળે અને સર્વ કાળે સબળા ગણતર લોકોની સામે નબળાનું સામુદાયિક બળ અસહકાર વડે વિજયવન્ત થાય છે. ત્યારે આશ્ચર્યની વાત તો એ છે કે હરદમ રીબાતી, પુરૂષોના અપમાન ખમતી, છતાં તેમની સેવા ઉઠાવતી નિર્બળ સ્ત્રીને હડતાળનું કે અસહકારનું સામુદાયિક બળ ખડું કરવાનું કેમ નહીં સૂઝ્યું હોય! યુરોપમાં સ્ત્રીઓ, અલબત્ત, સ્વતંત્ર છે, પણ હજુ યે તેમના પરથી પુરૂષોનું વાલીપણું, સ્ત્રીઓનું કેવળ બોજાપણું અને બીજાં કેટલાં યે બંધનો દૂર થએલ નથી. રશીઆમાં, પોલેન્ડમાં અને નોર્વે—સ્વિડનમાં પતિના આદેશનો અનાદર કરનાર સ્ત્રી શારીરિક શિક્ષાને પાત્ર થાય છે. તેમાં યે રશીઆની પ્રજા તો હિન્દની પેઠે 'ધોકે જર-જાન્વર અને ધોકે નાર પાધરી', ની નીતિમાં જ વધારે માને છે એટલે સ્ત્રીઓની મારકુટ સાંગ્રામ્ય જીવનનું રોજીંદુ લક્ષણ બની રહે છે.

પણ યુરોપના રાષ્ટ્રોની, અમેરિકન દેશોની અને હિન્દની રમણીઓને જે વસ્તુનો સ્વપ્નેયે ખ્યાલ નથી આવ્યો તે વિલક્ષણ વસ્તુને રશીઆની કેટલીક સ્વમાનપ્રિય માનિનીઓએ બરાબર આચરી બતાવી છે. તેમણે પુરૂષો સામે અસહકારનું કારમું શસ્ત્ર ઉગામી નિષ્ઠુર અને સીતમગાર પતિદેવોનાં આજ દિન સુધીના ગુમાન ઉતારી નાંખ્યા છે.

વાત એમ બની કે રશીઆમાં દરમાવા નામે કોઇ નાના ગામમાં વસતા કૃષિકારોએ પોતાની સ્ત્રીઓને વારંવાર તાડન ચખાડવાથી, આખા ગામની સ્ત્રીઓનો આતશ ધુંધવાઇ રહ્યો હતો, તેના પર એક માનિનીએ બરાબર લાગ સાધીને વાયરા ફુંક્યા. અગ્નિ પ્રજળી ઉઠ્યો.

સ્ત્રી-સ્વાધીનતાની આગ ચેતાવનાર તે વીરરમણીનું નામ ગ્લાફ્સીનીઆ કરેસિક્ક છે. છેલ્લાં પાંચ વર્ષોથી તેણે સામ્યવાદની દીક્ષા લીધી છે. એ સમાનતાવાદ (Communism) ના સિદ્ધાન્તો તેના લોહીના પ્રત્યેક બિન્દુ સાથે ભેળાઇ ગયા છે. એટલે તેની અવિચળ માન્યતા છે કે સમાજ-સંસ્થામાં સ્ત્રીઓ

પુરુષો જેટલા જ હક્કોની અધિકારી છે અને તેમણે જાહેર જીવનમાં પૂરેપૂરો ભાગ લેવો જોઇએ, કરમાલા જેવા રૂઢિચુસ્ત નાના ગામમાં આકૂસીનીઆના આ ઉદ્દામ વિચારોએ પુરુષનો વિરોધ તો ક્યારનો પ્રકટાવ્યો હતો. અને છેલ્લે છેલ્લે તેના વિચારોની અસહ્ય ઉગ્રતાએ તેના ધણીનો રોષ પણ ચેતાવી દીધો. પતિદેવે તેને જાહેર સભાઓમાં જવાનો પ્રતિબંધ કર્યો, પણ સ્વમાની આકૂસીનીઆએ સત્યાગ્રહ કર્યો. આજથી એક માસ પહેલાં જ તેણે સામ્યવાદની એક પરિષદમાં જઇ સ્ત્રી સ્વાતંત્ર્યનાં ભાષણો પણ કર્યાં. એટલે તેના ' માલેક ' ના રોષનો પાર રહ્યો નહીં.

સભામાંથી પરવારી આકૂસીનીઆ ઘેર આવી કે તુરત જ પતિદેવે તેને ઉધડી લીધી. આકૂસીનીઆએ તેને અનાડીપણું ન કરવા ચેતવણી આપી એટલે તુરતજ તેણે આકૂસીનીઆને સારો એવો મેથીપાક જમાડ્યો. આકૂસીનીઆનો સ્વાધીન આત્મા એ જહાંગીરી કેમ સહી શકે ? તેણે તો ગામમાં ઘેર ઘેર ઝુંડો ફેરવ્યો અને પોતાની બહેનોને જુલ્મી પુરુષો સામે ઉઠવા હાકલ દીધી. પ્રત્યેક ઘરની સ્ત્રીએ તેની હાકલને માન આપ્યું અને આખું મહિલા મંડળ તેના વાવટા નીચે એકત્રિત થયું. આકૂસીનીઆએ તેમને હડતાળ અને અસહકારનાં શસ્ત્રોનો બોધપાઠ દીધો, અને મહિલાઓની સ્વાધીનતાની ભાવના પ્રજ્વળી ઉઠી. બસ, નિશ્ચય થઇ ચૂક્યો. એક પણ સ્ત્રી પાછી ઘેર ન ગઇ. પુરુષોને તેમણે સન્દેશ મોકલ્યો કે જ્યાં સુધી તમે મારપીટ કરવાનું નહીં છોડો અને અમને સમાન હક્કો નહીં આપો ત્યાં સુધી અમે તમારે ઉંબરે ડગ દેવાની નથી. પુરુષો તો આ અચાનક વસ્તુસ્થિતિ સાંભળીને આભાજ બની ગયા.

માતાવિહોણાં બાળકો બાંબરડા નાખવા લાગ્યાં, ઘેર ઘેર અવ્યવસ્થા અને ગંદકીનું જોર વધ્યું. પહેલાં તો પુરુષોએ ધાર્યું કે સ્ત્રીઓ પોતાનાં બાળકોની ખાતર ખત્તા ખાઇને પાછી ઘેર આવશે. પણ આકૂસીનીઆની સરદારી હેઠળ મહિલાઓના મોરચા દુર્ભેદ્ય અને નિશ્ચલ રહ્યા; દોહ્યા વિનાની ગાયો, દુધ વિના ટળવળતાં બાળકો, ખાલીખમ રસોડાં એ બધું નિરખી પુરુષોને કાળ વ્યાપ્યો. એમણે પણ એક સામટા ભેગા થઇ પશુબળથી જ આ ઉદ્ધત સ્ત્રીઓની સાન ઠેકાણે લાવવાનો નિરધાર કર્યો. સ્ત્રીઓએ ગામની નિશાળનું મકાન સર કરી ત્યાં કિલ્લેબંદી રચી. નિર્બળ નારીઓને ધોકે ધોકે પાંસરી કરવા હુલાતા ફુલાતા–ખીજાતા પુરુષવરોનું લશ્કર નિશાળ તરફ રવાના થયું. નિશાળને દરવાજે જઇ તેમણે માથાં ભાંગવાની કંઇક ધમકીઓ આપી, બારણાં તોડી અંદર પેસવા મહેનત કરી, ઘર પર પત્થરો ઉડાડ્યા, બારી વાટે સ્ત્રીઓનાં મ્હોં છુંદવા નીચેથી ઇંટો ઉછાળી. સ્ત્રીઓએ પણ રણચંડીઓનાં રૂપ ધારણ કરી ઇંટ–પત્થરનો સામો મારો ચલાવ્યો. ગુમાની પુરુષોનાં માથાં ભાંગ્યાં. કાયર થઇને તેમણે પાછાં પગલાં કર્યાં. બંડખોર બાયડીઓને તાબે કરવા તેમણે બીજી તરકીબો અજમાવી જોઇ, પણ વ્યર્થ.

છેવટે પુરુષોએ નીચી મુંડીએ સ્ત્રીઓને સમાન હક્કનાં કરારપત્રો લખી આપ્યાં, કદિ પણ મારપીટ ન કરવાના લિખિત કોલ દીધા. અને સેંકડો વાર એ ગૃહરાણીઓની માફી માગી. નામર્દ મર્દોની એ મહિલાઓને દયા આવી. ગમે તેવું તો ય સ્ત્રીહૃદય ! તેમણે ઘેર આવી ગૃહ–કારભાર પાછો હાથ ધર્યો. અને રડતાં બાળકોને ગોદમાં લીધાં.

રશીયામાં, અરે ! આખા યુરોપમાં સ્ત્રીઓનો આવો બળવો કદિ સાંભળ્યો નથી. સ્ત્રી એટલે કોમળતાની, મૃદુતાની, નમ્રતાની

મૂર્તિ લેખાય! એને વળી પુરૂષો જેવી કઠોર હિમ્મત અને પ્રખર બુદ્ધિપ્રભા કેવી! ખુદ સ્ત્રી જનતામાં જ આવા ખ્યાલો જડ ઘાલી બેઠા હોઇને ભારતની સ્ત્રીઓ પોતાનું વ્યક્તિત્વ ગુમાવી બેઠી છે. ગુલામી એ તેમની પ્રકૃતિ બની છે. પોતે પતિની ઉપભોગ્ય વસ્તુ છે અને પતિદેવ તેના દેહ અને આત્માના ઇશ્વરી બિલ્લાદાર માલેક છે, એવી સતત રહેતી ભાવનાએ સ્ત્રીઓની શક્તિને હણી નાંખી છે. ભારતની સ્ત્રીઓ સમક્ષ રશીઆના આ નાનકડા ગામની રમણીઓનો આદર્શ આજે ખડો થાય છે. પુરૂષની પાશવવૃત્તિને અને તેની સ્વભાવજન્ય હલકાઇને વિદારવાનો એકજ ઉપાય એ બહેનોએ દુનિયાને દર્શાવ્યો છે.

સ્ત્રીપુરૂષના સંબંધમા સ્ત્રીએ અનાદિ કાળથીજ સહિષ્ણુતા, ઉદારતા, ક્ષમા અને માર્દવ જ દાખવેલ છે. પુરૂષ તો હરદમ પશુનો પાઠ ભજવતો આવ્યો છે, નહીંતર નિર્બળ અને કોમળ ગણાતી જાતિ ઉપર તે હાથ શા સારૂ ઉપાડે! સ્વજાતિય પ્રતિસ્પર્ધીની સાથે પણ હરેક પ્રસંગે રિવોલ્વર કે 'મસલ' ને બળે કજીઓ પતાવવો એ વસ્તુપે પૂરી પશુતા ભરી છે. ત્યારે શત્રુવટ ન દાખવનારી અને જીવનને મૃદુ સહચારથી રસમય કરનારી સ્ત્રી સામેની એ બળજોરી તો પશુતાની કોઇ અકલ્પ્ય, નામધેયવિહીન કોટિ છે! પુરૂષની પેઠે સ્ત્રી કજીયાની અને પ્રહારની પહેલ કરે તો 'સ્ત્રી જો Offensive ને aggressive થાય તો? એવી પરિસ્થિતિમાં સ્ત્રીનો હાથ વારતાં પુરૂષને વસમું લાગી જાય એ નિર્વિવાદ છે. શરીરબળ કે સ્નાયુબળમાં ભલે સ્ત્રી કદાચ પુરૂષની બરોબરી ન કરી શકે, કદાચ તે પુરૂષપશુના જેટલું પશુબળ ન યે બતાવી શકે; પણ હિમ્મત, જીવન બેદરકારી, મરી ફિટવાની શક્તિ અને અંત લગી મક્કમ રહેવાની તેની તાકાતમાં તો તે પેલા નરપશુને હજારો વાર હંફાવી દે તેવી અજોડ અને અપૂર્વ છે. એટલે, જો સ્ત્રી પુરૂષની પશુતા સામે શસ્ત્રો ઉઠાવે અને સશસ્ત્ર વિગ્રહથીજ અધિકારનો નિર્ણય લાવવા તૈયાર થાય તો પુરૂષની સ્થિતિ કેવી કફોડી અને કરૂણ થઇ પડે એ સહેજે કળી શકાય તેમ છે.

કરમાવામાં શું બન્યું? એ ઘટના જગત્ સમક્ષ શો બોધપાઠ ધરે છે? પશુબળના પૂજારી પુરૂષો સામે એ વીરાંગનાઓએ કિલ્લેબંધી રચી અને શસ્ત્રો ઉગામી રીતસર લડાઇ કરવા પણ તત્પરતા બતાવી. અને એ વિગ્રહમાં શું પુરૂષો પોતાની બુદ્ધિપ્રભા વડે કે શરીરબળ વડે વિજયવન્ત નીવડયા? એ તો સાચું જ છે કે જ્યારે કોઇને પણ તાણી તાણીને અંતલગી લઇ આવે ત્યારે તેને જીન્દગીને બેદરકાર લેખતું ઉત્કટ ઝનુન વ્યાપે છે. અને પછી એ ઝનુન સામે બધું વ્યવસ્થિત બળ પણ ઘણીવાર છિન્નભિન્ન થઇ જાય છે. ખીજે ભરાએલો પામર જન્તુ પણ અણિને વખતે તો કરડી લે છે, વેર વાળવા એક છેલ્લો બગીરથ પ્રયત્ન કરી લે છે. તકરાર અને અધિકારનો આવી પદ્ધતિપર નિર્ણય કરવો એ મોટામાં મોટું અનિષ્ટ છે. દમનનીતિ તો સામાને માત્ર વિશેષ બંડખોર જ બનાવે છે. એ નીતિથી સ્ત્રીની વૃત્તિઓ વધારે ઉગ્ર અને અણઘડ બને છે. મારકુટ કરનાર કેટલા પુરૂષો સ્ત્રીઓ પાસેથી સદા પોતાની ઇચ્છા પ્રમાણે જ કામ લઇ શકયા છે? એથી ઉલટું જે જે ઘેર સ્ત્રી સાથે આવો વર્તાવ ચાલે છે તે તે ઘેર સ્ત્રી વધારે વકરી, કદિ પણ ન સુધરે તેવી અથવા તો એ જુલ્માટ સહવાને બદલે મરણને વરવા સુધીનો અડગ નિશ્ચય કરનારી જ જોવામાં આવે છે. આ વાત જેટલી આપણે ત્યાં સાચી છે તેટલી પશ્ચિમને અનુલક્ષીને પણ ખરી છે. સ્ત્રીઓ

પ્રત્યે ઘાતકી રીતે વર્તવાનો કંઈ એકલા હિન્દે ઇજારો નથી રાખ્યો. સ્ત્રીસ્વાતંત્ર્યના બણગા ફુંકનાર પશ્ચિમમાં પણ એ બદી પ્રચલિત છે. સ્ત્રી પ્રત્યે ઔદાર્યનો અભાવ એ કોઇ અમુક દેશનીજ પ્રજાનું લક્ષણ નથી. મુંબાઇમાં જેમ હજુયે સ્ત્રીઓ કંઈ પતિદેવની જંગમ મિલ્કત તરિકે લેખાતી મટી નથી, તેમ લન્ડનમાંયે આપણી ગોરી બ્હેનોને તેમનાં સંખ્યાતિત વીતકો રડવાનાં હોય છે.

પૂર્વ અને પશ્ચિમના એવા સહુ પુરૂષ પશુઓ આગળ રશીઆની આં અસહકારી બહેનોનો દ્દષ્ટાન્ત એકજ ચેતવણી પોકારે છે કે "સ્વાર્થ, લંપટ અને પાશવવૃત્તિના પુરૂષો ! તમે અમારા આ સ્વાધીનતાના બંડ પરથી ધડો લેજો, નહીંતર આવતા યુગમાં તમારી દશા કોઇ અસહાય કીડા જેવી થઇ પડશે. જ્યારે પુરૂષોના અત્યાચારોની મારી સ્ત્રીઓ વકરેલી વાઘણ બની, પોતાની પ્રકૃતિ સુલભ મૃદુતા ત્યાગી, તમારી સામે મેદાને પડશે ત્યારે તમારે આત્મઘાતક ગુલામી સેવ-વાની વેળા આવશે અને કુટુંબજીવનની નન્દનવન શી રસદાયી, ફલદાયી, મધુર સંસ્થા જગતમાંથી ઉખડી જશે."



## ફળફુલ સંબંધી શોધો 

પશ્ચિમના ઉદ્દભિજ્જ વિજ્ઞાને પોમટોઝ જેવા શાક, અર્ધામાં કેરી અને અર્ધામાં નારંગી જેવાં ફળ અને બહુરંગી મિશ્રગંધી પુષ્પો પેદા કરી વનસ્પતિની સૃષ્ટિમાં અજબ ચમત્કારો કરી બતાવ્યા છે ! અનેક નવાં પુષ્પો અને ફળફ્લોની રચના, આકાર, સ્વાદ વગેરેમાં કાંઇ કાંઇ ફેરફાર કરવા ઉપરાંત એ વિજ્ઞાને આગળ પ્રગતિ કરી છે ! વૃક્ષોમાં એકાદ રંગની પીચ-કારી મારી તે ઝાડનું ખમીર સુદ્ધાં બદલી નાંખ્યું છે. આખાં ઝાડનાં ઝાડ ઉભાંને ઉભાં ઝપાટાબંધ સસ્તે ભાવે રંગાવા લાગ્યા છે ! બી અને ફળફૂલના ઉછેર, આરોગ્ય અને સુધા-રણા પાછળ ધ્યાન આપી સુધારા કર્યા છે તેમ એ બી. ને ફળફુલ ઉગી નીકળ્યા બાદ આબો હવા તથા ધરતીના વિકારોથી નીપજતા રોગો પણ દૂર થવા લાગ્યા છે. ખાતરમાં કે પાણીમાં ફેરફાર કરીને, તેમ બીજી રીતે પણ, ધારો કે એક સીતાફળી, મોગરો, કે પોપૈયાના છોડને કીડા પડ્યા, ફીક્કાશ લાગી, ક્ષીણતા આવી, કે કોઇ વિચિત્ર મરજ લાગુ પડ્યો તો તેનું નિદાન કરી તેના થડમાં 'સુચિ-સિંચન' ( injection ) વડે અમુક ખુટતું તત્ત્વ કે દવાનું સત્ત્વ સિંચવામાં આવે છે, જેથી અમુક મુદતમાં તે ઝાડ નવપલ્લવિત, નવપુષ્પિત, અને નવફલિત બની તાજા બ તાજા નવો બ નવો બની રહે છે !



# સ્નેહપૂર્ણા.

(ચાલુ વાર્તા.)

લેખક: શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

## પ્રકરણ અઠાવનમું.

### " એ પરણી હશે કે કુંવારી. "



સ્હામે આકાશમાં ચાંદલિયો પૂર બ્હારમાં ચમકતો હતો. આ વખતે અગાસીમાં આરામ ખુરસીપર નંદલાલ લાંબો થઇ આંખો બંધ કરી પડ્યો હતો. ન્હાનકડા બાંક પર પડેલું ફાનસ ધીમો ધીમો પ્રકાશ ફેંકતું હતું. નંદલાલ કંઇ ઉંઘમાં ન્હોતો છતાં જોનારને તો એમજ લાગે કે તે ગાઢ નિદ્રામાં સુતો છે. છાતીપર ઉઘાડેલી ચોપડી નાખી, માથા નીચે બે હાથ ટેકવી, લાંબા પગ કરી તે ચટાપાટ વગર આરામે, આરામ ખુરસીપર અત્યારે કંઇ વિવિધ વિચારમોજામાં અથડાતો હતો. ત્હેને અત્યારે ચાંદલિયાનો ચમકાર, પવનની મદમંદ લહરી, જ્યોત્સ્નાનું શુભ સામ્રાજ્ય કે આરામ ખુરસીના આરામનું કંઇ પણ ભાન ન્હોતું.

' એ પરણી હશે કે કુંવારી ? '. એ ત્હેના વિચારસાગરનું એક મ્હોટું મોજું હતું.

તે પોતે મનમાં લવ્યાજ કરતો હતો:

' અરે નંદલાલ ! ત્હને આ શું થયું ? બહુમતી રૂપાળી કન્યાઓએ ત્હારું મન હરણ કર્યું નહિ, ચંપકકલિ સમાન મઘમઘતી સંસારવાડીની વિકસિત કુમારીઓએ ત્હારા ઉપર કંઇ અસર કરી નહિ, સૌન્દર્યના મદમાં ડોલતી—સૌન્દર્યમાં હરિફાઇ કરતી ઘણી કુમારિકાઓની ચિત્તચોર હૃદયભૂરકીએ ત્હારા પર કાબુ મેળવ્યો નહિં, કામણગારાં નયનોથી ગમે તેવા અરસિકમાં રસિકતા પ્રેરનાર નયનબાણોની સ્હામે પણ ત્હેં છત મેળવી તે આજે શ્વેત કપડામાં શોભતી એક સાદી ગુજરાતણ આગળ મહાત થયો ! એ સુશિલાએ ત્હને દિવાનો બનાવ્યો ! અત્યારે એ સરળ હૃદયની સુશિલામાં ત્હને જગતના રૂપનો ભંડાર દેખાયો. જગતના લાવણ્યની સર્વ સમૃદ્ધિ જણાઇ. શું એની સાદાઇ ! શું એની સરળતા ! શું એના હૃદયની ઉચ્ચતા ! શું એના નયનોનો વિશુદ્ધ ચમકાર ! શું એની વાણીની મીઠાશ ! શું એના દિલની દિલાવર ભાવના ! શું એની સેવાધર્મની વિવિધ યોજના ! શું એનો આત્મભોગ ! શું એના વિચારની મહત્તા ! નંદલાલ ! નંદલાલ ! ત્હને જો એ મળે તો તો તું પૃથ્વીપર મહુવી ભાગ્યશાળી પુરૂષ ગણાઇશ. અરે થોડા કલાકોમાં એણે કેટલી બધી મોહના લગાડી ! કુમારિ-

કાઓ આવું નયનરાજ ચલાવી થનાર પતિને પ્રથમ મિલાપમાંજ પોતાનો કરી લેતી હશે! શું આમાં પણ પેલા બ્રહ્મજ્ઞાનીઓનો કર્મનો કાયદો પોતાનો અમલ ચલાવતો હશે? આમાં પેલા પુનર્જન્મ પછવાડે ગાંડા ગણાતા તત્વવેત્તાઓને સ્હમજવા જેવું કંઇ ગુપ્ત રહસ્ય હશે? શું 'પ્રેમીએ પ્રેમપંથી પરખ્યો, આત્માએ આત્મનને ઓળખ્યો' એ કવિતાનાં ચરણોની કૂંચી આમાં હશે?

ગમે તેમ હો. કર્મનો કાયદો ગમે તે કહેતો હોય, પુનર્જન્મની સંકલના ગમે તેમ ગોઠવાતી હોય પણ નંદલાલ! નંદલાલ! સુશિલા ત્હારી થશે તો તો ત્હને જગતમાંજ સ્વર્ગ પ્રપ્ત થશે! ગુજરાતી કન્યકાઓમાં સુશિલા! તું પ્રથમ દરજ્જે જરૂર આવશે! ત્હારૂં રૂપ, ત્હારૂં લાવણ્ય, ત્હારી મીઠી મંજુલ વાણી, ત્હારી વિશુદ્ધતામાં ચમકતી આંખડી, ત્હારા દિલમાં છુપાયલી દેશસેવાની મોંઘી ભાવના ત્હને ગુજરાતી સ્ત્રીઓમાં ઉંચો દરજ્જો અપાવશે. અરે! ત્હેં કેટકેટલીનાં જીવન સુધાર્યા એ તો હું ભૂલ્યોજ.

જાણે તું કોઇ દયાની દેવી હો તેમ ત્હારો કેટલી બધી સ્ત્રીઓ આભાર માને છે! રેશમ ને મખમલના મોહમાં ડૂબેલી કેટલી સ્ત્રીઓને ત્હેં આજે શ્વેત સ્વદેશી જાડી સાડીઓ પહેરાવી દેશભાવનાની જ્યોત પ્રકટાવી છે! ભાન્ડુસેવા એજ જીવનની શોભા છે, એ સૂત્રે ત્હેં કેટલી બધી ફેશનમાં ફરનારી મોટાં ઘરની શેઠાણીઓને સાદાઇ ને સરળતાના અણમોલા જીવનપાઠો શિખવ્યા છે! આખો વખત પશ્ચિમના મોહમાં રંગાયલી કેટલી બધી ભણેલી બ્હેનોનાં ભણતરબ્હેણને ત્હેં દેશસેવાની સરિતામાં વહવ્યાં છે! અરે નાટક, સીનેમા ને મીજલસની પછવાડે દિવાના પતંગીયાની માફક ઝીંપલાતી કેટલી બ્હેનોને તે હાથકંતામણ ને હાથવણાટની નિર્દોષ ને દેશોપયોગી યોજનામાં રસ લેતી કરી દીધી છે! મોટાઇ ને શેઠાઇના મદમાં ફરનારી કેટલી શ્રીમંત ઘરની સ્ત્રીઓનાં નયનો ઉઘાડી લાખો દુઃખી ભાન્ડુના ઉદ્ધાર માટે ત્હેમને જાગૃત કરી છે. સુશિલા! સુશિલા! તું ગુજરાતમાં સાદાઇ, સરળતા ને સુશિલતાની દીપમાળ પ્રકટાવજે! નંદલાલ એ દીપમાળના તેજમાં ત્હારી અને તેના જીવનની સાર્થકતા જોશે!'

"અરે પણ તે પરણેલી હશે કે કુંવારી?"

વિચારસાગરમાં અનેક વખત ડૂબકીઓ મારી ન્હાનાં મ્હોટા મોજાં સાથે અથડાઇ ફરી નંદલાલ એજ મોજાં સાથે અથડાયો કે 'તે પરણેલી હશે કે કુંવારી?'

આમ નંદલાલ કેટલો વખત આંખ્યો બંધ કરી પડયો રહ્યો, તેનું ત્હેને પોતાને ભાન ન રહ્યું. અને આમને આમ **સવાર** પણ કદાચ પડી જાય એવા ત્હેના હમણાંના ઢંગ હતા. પણ એટલામાં તો બાજુમાં રહેનાર એક રસિકે સિતારી છેડી. સિતારીના સૂર ગાજ્યા ને નંદલાલે પણ આંખ ઉઘાડી. 'શું સુશિલા વગાડતી હશે?'

અત્યારે નંદલાલ પોતાના ભ્રમ માટે હસ્યો. 'સુશિલા ને સિતારી', એ વિચારોમાં તે આરામખુરસી પરથી ઉભો થયો. સિતારી વગાડનારે તો ગાવાનું શરૂ કર્યું.

મુજ મઢુલીની પરસાળે સુતાં સુતાં,
સાંભળતો હું સેવાના સંગીતને;
લઇ સિતારી પ્રિયતમા ગાતી હતી,
પાસે બેસી હિન્દોળાના ખાટપર.

* * *

રામજયંતિની રાત્રિ આજે હતી,
સઘળે રામસીતાનું કીર્તન ગાજતું;

ન્હાની ન્હાની મઢુલીના મુખભાગમાં,
આજે જાગી સંગીતની રસરેલજો.

* * *

"નાથ જુઓ આ રાતલડી રળીયામણી,"
"નિર્દોષી જીવન આ ભાનુ ગાળતાં;"
"સંતોષી આ ગ્રામ્યજીવન દિસે બહુ,
વાતે વાતે સિતારી પ્રિય છેડતી.

* * *

મૃદુ વાણી ને સિતારીના સૂરમાં,
મીઠલડી નિંદરડી મુજને સાંપડી;
સ્વપ્નમહિં મ્હેં નિરખ્યા સ્વામી રામને,
સંબોધે પ્રભુ મુજને કંઇ સંજ્ઞા થકી.

* * *

"સંસારે તું સેવાનો સાધુ બની,"
"સેવા કરજે ભાનુની સદ્‌ભાવથી;".
સ્વપ્ન ગયું નિંદરડી પણ ચાલી ગઇ,
વ્હાલી ગાતી સેવાના સંગીતને.
મુજ મઢુલીની પરસાળે સુતાં સુતાં.

* * *

"ગાનાર! સો વર્ષનો થજે. તું પણ મ્હારા જેવો કોઇ ઉમેદવાર લાગે છે. કંઇ ફીકર નહિ. ત્હને નહિ તો ત્હારા પાડોશી નંદલાલને તો સેવાનાં સંગીત સંભળાવનાર પ્રિયતમા જરૂર મળશે. પણ "એ પરણેલી હશે કે કુંવારી?" નંદલાલ ફાનસને હાથમાં લેતો લેતો ફરી બબડ્યો.

---

## પ્રકરણ ઓગણસાઠમું.

### એના એજ વિચાર.



નંદલાલે આખી રાત એના એજ વિચારોમાં પસાર કરી. સ્વપ્નસૃષ્ટિમાં પણ તેણે સ્થળે સ્થળે સુશિલાને જ દીઠી. સુશિલાનીજ કલ્પનાઓએ તેના દિલને ડોલાવ્યું.

સ્હવાર પડી, બપોર થયું અને સ્હાંજ થતા સુધીમાં નંદલાલને બીજો એક પણ વિચાર આવ્યો નહિં. જ્યમ જ્યમ સુશિલાનું તે ધ્યાન ધરતો ગયો ત્યમ ત્યમ તે વધારે ને વધારે ખેંચાતો ગયો.

સ્હાંજના ત્હેને પોતાને ભાન થયું કે તે દિવાના જેવો થઇ જશે, અને વાત પણ એવી હતી કે તે પ્રેમનો દિવાનો બન્યો હતો. એ નંદલાલને અત્યારે જગતમાં બીજું કંઇજ દેખાતું ન્હોતું. ત્હેને મન તો સુશિલામાં સર્વસ્વ હતું.

બહુ વિચારો પછી તે એક વિચારપર આવ્યો, કે સુશિલાને ફરી મળી પોતાની સ્થિતિથી ત્હેને વાકેફ કરવી.

હિમ્મતમાં ને હિમ્મતમાં સુશિલા જ્યાં ઉતરી હતી તે મકાન તરફ તે ચાલ્યો. આશાની ભરતી અત્યારે તેના દિલમાં ઉછળતી હતી. એ સુન્દર મુખડું ફરી જોવા તે આતુર બન્યો. એ મીઠડી મંજુલ વાણી સાંભળવા તે ઉત્સુક બન્યો.

મકાનનો દાદર ચડતાં ત્હેને એ પગથી સ્વર્ગની સીડી સમાન લાગી, પણ એ સ્વર્ગની સુન્દરીનાં દર્શન તો દુર્લભજ થઇ પડ્યાં. તપાસ કરતાં સુશિલા તો આજે આશ્રમ તરફ જનારી છે અને અહિંથી તો તે આજે સ્હવારેજ ગઇ એવા ખબર મળ્યા.

"કીયે સ્ટેશનેથી બેસશે એ ત્હમને ખબર છે?"

"હાજી. કોલાબેથી બ્હેન જવાનાં છે એમ મ્હારાં બાઇ કહેતાં હતાં. બાઇ પણ ત્હેમને મૂકવા ગયેલાં છે." નોકરે ખુલાસો કર્યો.

" ત્હારે તો ગુજરાત મેલમાં જવાનાં હશે ? હજુ તો ઘણો વખત છે ! "

" હા, એમજ છે. મ્હને પણ સુશિલા બ્હેને આશિર્વાદ આપ્યો છે અને બની શકે તો ગુજરાત મેલ વખતે એ ' દયાની દેવી'ના દર્શન કરી ફરી એમના આશિર્વાદ લેવાની ઈચ્છા છે. " નોકરે પોતાના દિલની વાત કહી.

" દયાની દેવી ! ? " નોકર તરફ મીટ માંડતો નંદલાલ જોઇ રહ્યો.

" હાજી. સુશિલા બ્હેન તો ખરેખર દેવી જેવાંજ છે. શું એનું જ્ઞાન, શું એનો સ્વભાવ, શું એની સાદાઈ ! હું તો જોઇને દીગ થઇ ગયો છું. અમારાં શેઠાણીને તો એ દેવીએ એટલાં બધાં સુધાર્યાં છે કે જે બીજું કોઇપણ કદાપિ કરી શકત નહિ. આજે એ દેવીનાં જ્ઞાનથી અમારાં શેઠાણી અમારા તરફ માતાના પ્રેમથી જુએ છે. જે શેઠાણી નોકર એટલે ગુલામી કરવા અવતરેલું બોલતું પ્રાણી એવી માન્યતાવાળી વર્તણુક અમ્હારી સાથે ચલાવતાં તે આજે અમને ત્હેમના દિકરાઓ સમાન રાખે છે. રામો, ભૈયો અને હું તો હવે એમજ માનીએ છીએ કે અમારી શેઠાણી એ અમારી મા છે. એક મા પોતાનાં બાળક તરફ જે હેત ને જે ઉદારતા દાખવે તેથી અધિક અમારા તરફ અમ્હારા શેઠાણી રાખે છે અને એનું બધું માન એ દયાની દેવીને છે. " નોકરે પોતાના દિલની વાતો કંઇક વિસ્તારથી કહી.

નોકરની બધી વાતોમાં નંદલાલને ' દયાની દેવી ' એ શબ્દો બહુ મીઠા લાગ્યા.

" ત્હારે ત્હમે પણ આજે સ્ટેશને આવશો કેમ ? "

" જરૂર, મ્હારૂં ચાલતું હોય તો હું તો રાત દિવસ સુશિલા બ્હેનની સાથેજ રહું. ન્હાની ઉમરે, સ્ત્રી જાતિ છતાં શું એનું જ્ઞાન છે ! હું તો જાણે એનાં વચનો સાંભળ્યાજ કરૂં. " નોકરે ફરી સુશિલાનું સ્તવન કર્યું.

"વારૂ, ત્હમારો આ ખબર આપવા માટે ઉપકાર થયો. " નંદલાલ જતો જતો બોલ્યો.

" પણ આપનું નામ ? " નોકર પોતાની ફરજ બજાવવામાં એકકો લાગ્યો.

" નંદલાલ ! " .

' હા, હા. ત્હમને તો સુશિલા બ્હેન બહુ યાદ કરતાં હતાં. મ્હારાં શેઠાણી સાથે વાત વાતમાં તે ત્હમને સંભારતાં હતાં. ત્હમેજ તે દિવસ અહિં આવ્યા હતા કેમ ?"

નંદલાલને એ વાત બહુ મીઠી લાગી. સુશિલા ત્હેને યાદ કરતી હતી એ વિચારે ફરીથી તે દિવાનો બન્યો. ' ક્યહારે એને મળું, ક્યહારે એ મનમોહિનીનાં દર્શન કરૂં, ક્યહારે એના વચનામૃતનું પાન કરૂં ' આમ મનમાં ને મનમા બોલતો તે ત્યાંથી ચર્નીરોડ ગયો. ગાડી વખતસર આવી. તે બેઠો અને કોલાબે ઉતર્યો. ત્યહાં સુધી " તમને તો સુશિલા બ્હેન બહુ યાદ કરતા હતાં " એ નોકરના વાક્યો તે ગોખ્યે જતો હતો.

કોલાબે ઉતર્યો. હજુ ગુજરાત મેલને ઘણો વખત હતો પણ અધીરાં ઉતારૂઓ સારી જગ્યા મેળવવા માટે ઉતાવળે અગાઉથી આવી દોડાદોડી કરી રહ્યા હતાં. કોલાબાની આ ધમાલ, કાન ફાડી નાંખે તેવો ઘોંઘાટ તથા લોકોની ધમધમાટીએ નંદલાલપર કંઇ અસર કરી નહિં. તે તો એકજ નામ સ્મરી રહ્યો હતો અને ત્હેનેજ નિરખવા તે ઇંતેજાર હતો.

સ્ટેશનના એક ખુણામાં ત્રણ સુન્દરીઓને ઉભેલી ત્હેણે જોઇ. તે તરફ તે આશાભર્યાં પગલાંએ ગયો. હમણાં પોતાના પ્રિયપાત્રને પોતે મળશે એ આશાએ તે મસ્ત બન્યો. અહિં પણ તે નિરાશ દેખાયો કારણ કે ત્હેને સુશિલા દેખાઈ નહિં. એટલામાં તો એક સુન્દરીએ ઘંટડીને સૂરે નંદલાલને બોલાવ્યોઃ

" કેમ ! નંદલાલભાઇ ! કોને શોધો છો ? " નંદલાલે તુરત ત્હેને ઓળખી.

તે બીજું કોઇ નહિં પણ રૂક્ષ્મણી હતી.

# ઈનામી ઉખાણું.

સંપાદિકાઃ સૌ. કુસુમગૌરી ર. મોદી.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | | ■ | ૩ | ■ | ૪ | ૫ | ૬ |
| ૭ | | ■ | ૮ | | ૯ | ■ | ૧૦ | |
| | ■ | ૧૧ | | ■ | ૧૨ | ૧૩ | ■ | |
| ■ | ૧૪ | | | ■ | ૧૫ | | ૧૬ | ■ |
| ૧૭ | | ■ | ■ | ■ | ■ | ■ | ૧૮ | |
| ■ | ૧૯ | ૨૦ | ૨૧ | ■ | ૨૨ | ૨૩ | | ■ |
| ૨૪ | ■ | ૨૫ | | ■ | ૨૬ | | ■ | ૨૭ |
| ૨૮ | ૨૯ | ■ | ૩૦ | ૩૧ | | ■ | ૩૨ | |
| ૩૩ | | | ■ | | ■ | ૩૪ | | |

આડા—૧ અંબુજ. ૪ આસાએશ. ૭ પ્રાચિન સમયના એક રાજાનું નામ. ૮ એક ખાવાની મીઠી ચીજ. ૧૦ પ્યાલું. ૧૧ એક માપ. ૧૨ મારૂં ( સંસ્કૃત ), ૧૪ એક જાતનું જાનવર. ૧૫ હિણપત. ૧૭ લખોટા. ૧૮ સોહિ. ૧૯ એક કાપવાનું હથીઆર. ૨૨ એક બેસવાનું સાધન. ૨૫ આકાર. ૨૬ પુષ્કળ. ૨૮ અવાજ. ૩૦ પ્રસ્તાવના ( પારસી ગુજરાતી ) ૩૨ શરમ. ૩૩ એક છોકરાનું નામ. ૩૪ બહુ.

ઉભા—૧ સોનું. ૨ ગંદવાડ. ૩ એક જાતનું પંખી. ૫ નૃપતિ. ૬ હદ. ૮ એક જાતનું અનાજ. ૯ હિંદની એક નદી. ૧૧ કાયા. ૧૩ ચિત્ત. ૧૪ ઉપવન. ૧૬ દયા (અંગ્રેજી) ૨૦ અણીનો પ્રસંગ. ૨૧ નકામું (જોડાક્ષર છુટા પાડીને) ૨૨ તાટ. ૨૩ ખાવાની એક મીઠી ચીજ ૨૪ પુષ્પ. ૨૭ તેજ. ૨૯ એક જાતનું ઓઢવાનું. ૩૧ બાળક. ૩૨ રાતું.

[ નોંધઃ આ ઉખાણાની હરિફાઈમાં માસિકનાં દરેક સ્ત્રી ગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. સ્ત્રી ગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. આ ઉખાણાનો જવાબ તા. ૩૦ મી જુલાઇ ૧૯૨૬ સુધીમાં અમને મળી જાય તેવી રીતે મોકલી આપવો.

### મે અંકના ઉખાણાની હરિફાઇનું પરિણામ.

મે ૧૯૨૬ ના અંકમાં જે ઉખાણું આપ્યું હતું તેના બધા મળીને ૬૮ જવાબ મળ્યા હતા, તેમાંથી ૨૯ જવાબ ખોટા હતા. બાકીના ખરા જવાબોમાંથી એક ન્હાના બાળક પાસે ઉપડાવતાં તેમાંથી નીચે જણાવેલા બ્હેનનું નામ નીમ નીકળ્યું છે, એટલે તેમને ઇનામ આપવાનું જાહેર કરીએ છીએ:

**સૌ. સૂર્યપ્રભા મહાશંકર ગોકળી,**

ગ્રા. નં. ૯૦૫

એ બ્હેનને " ગાંધી શિક્ષણ ભા. રજો " નામ પુસ્તક ભેટ તરીકે મોકલી આપીશું, એ બ્હેન ઇનામ મેળવવાં ભાગ્યશાળી થયાં તે માટે અમે તેમને અભિનંદન આપીએ છીએ. જે બ્હેનોના જવાબ ખરા હતાં તેમનાં નામ નીચે પ્રમાણે છેઃ

સૌ. ઇન્દુમતી ન. મ્હેતા; સૌ. લક્ષ્મીબાઇ પદમશી; ચિ. શકુન્તલા મ. દેસાઇ; સૌ. રસિકમણી ભ. કસોટીઆ; સૌ. વિજયાગૌરી મ. રાવળ; સૌ. લલિતાગૌરી ના. દેસાઇ; સૌ. કળાવતી ન. મ્હેતા; સૌ. મણીગૌરી વ. ઠાકર; સૌ. મધુલતા મ. મુન્શી; બેન જયાબાઇ રા. ખટાઉ; સૌ. ચંદ્રાવતી ઉ. દવે; સૌ. તારાગૌરી વ. દેસાઇ; બેન રમાગૌરી મ્હેતા; સૌ. જસવંતી હિ. ભટ્ટ; સૌ. લીલાવતી સુ. અમીન; ચિ. શારદાગૌરી હ. મ્હેતા; બેન હિમતકુમારી દેવિદાસ; સૌ. જયમતી ડાહ્યાભાઇ; બેન મંગુ ચુનીલાલ; સૌ. પ્રતિમા પ્ર. ધ્રુવ; સૌ. પુષ્પાવતી અ. મઝમુદાર; સૌ. સરયૃદા દિવટિયા; સૌ. સુશિલા મો. દેસાઇ; સૌ. પ્રભાવતી. ચં. શ્રોફ; સૌ. સૌ. મહાવિદ્યાં ધે. પરિખ; સૌ. લીલાવતી હ. મ્હેતા; સૌ. મનોરમા સુ. હાંસોટી; સૌ. અવન્તિકા ર. આચાર્ય; સૌ કસ્તુરલક્ષ્મી આચાર્ય; સૌ. પુષ્પાવતી શોધન; સૌ. મનવંતબ્હેન મો. ગોધારી; સૌ. પુષ્પાવતી ર. ચોકસી; સૌ. હીરાબાઇ હ. ઉદેશી; સૌ. સુરજબાઈ ચં. કાંજી; સૌ. કળાવતી દામજી; સૌ. નિલમ હ. શ્રોફ; સૌ. રસિકગૌરી ભા. યાજ્ઞિક; સૌ. તારાગૌરી જ. શાહ

એ ઉખાણાનો ખરો જવા જવાબ નીચે પ્રમાણે છેઃ

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | મ | ક | ર | કે | તુ | | | |
| | સ | ન | | ર | હે | મ | | ઈ | ડાં | |
| | દી | વા | ન | | ણી | | મ | દ્રા | સ | |
| રા | | ઇ | જ | ન | | ઉ | જા | ણી | | નૂ |
| ઇ | દ | | ર | | જ | | ક | | સ | ર |
| તી | ર | થ | | રો | શ | ની | | ઇ | લા | જ |
| કે | દી | | મ | | મા | | સુ | | મ | હા |
| રી | | અ | છ | ત | | અ | જ | મો | | ન |
| | મ | ર | વો | | ભા | | રો | હિ | ત | |
| | તા | જ | | હા | જ | ર | | ની | જ | |
| | | | ક | ર | ક | સ | ર | | | |

## કુપન–જુલાઇ ૧૯૨૬,

માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે આ કુપન ફાડીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી. એવી રીતે કુપન મોકલનારને હરિફાઇમાં દાખલ કરવામાં આવશે. તંત્રી, "ગુણસુંદરી".



# ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ.

## તા. ૧ લી સપ્ટેમ્બર ૧૯૨૩ થી તા. ૩૧ મી ઓગસ્ટ ૧૯૨૫ સુધીનો અહેવાલ.



ઇશ્વર કૃપાથી આ મંડળે પોતાની બાવીશ વર્ષની કારકીર્દીમાં સ્ત્રીઉન્નતિના પ્રશ્નો ચર્ચવામાં ઉત્તમ ફાળો આપ્યો છે. સમાજ અને જનસેવાના કાર્યો કરવામાં ઉમંગભર્યો ભાગ લેનારી ગુજરાતી બહેનોના શુભ પ્રયાસોથી સુવ્યવસ્થા પ્રાપ્ત કરવાને આ મંડળ ભાગ્યશાળી નીવડ્યું છે, અને સર્વ બહેનોને ખુશી થવા જેવું છે કે હવે બે વર્ષ પછી મંડળને પોતાની સિલ્વર જ્યુબીલી જેવો શુભ અવસર ઉજવવાનો અવસર પ્રાપ્ત થશે બાવીસ વર્ષના અરસામાં ખંત, ઉત્સાહ, ધિરજ અને શાંતિથી સ્ત્રીઓ માટે જે જે દિશાએ કામકાજ કીધુ છે, તે અત્યારસૂધીમાં પ્રસિદ્ધ થયેલા રિપોર્ટો ઉપરથી કહી શકાય તેમ છે. મંડળનો કાર્યપ્રદેશ ઘણો ઉજ્વળ નીવડ્યો છે, એટલુંજ નહી પણ જાહેર પ્રજાએ આ મંડળ પ્રત્યે પોતાનો સંતોષ બતાવ્યો છે. આપણી બહેનો આચાર વિચાર, રીતિ ભાતિ, વિવેક અને મર્યાદામાં રહી પોતાનો ઉદ્ધાર કરે, યોગ્ય કેળવણી લે અને પોતાની કન્યાઓ કેળવણીથી વિમુખ રહેવા ન પામે, તેમજ દેશોન્નતિના કાર્યોમાં પ્રેમપૂર્વક રસ લઇ ઉત્સાહથી પોતાની માતૃભૂમિની સેવામા ઉત્તમ ફાળો આપે અને પોતાનો ગૃહસ્થાશ્રમ સુખ-શાંતિપૂર્વક અતિ ઉત્તમ રીતે ચલાવી સદ્‌ગુણી સન્નારીઓ નીવડે એવા પ્રયાસો કરવાનો આ મંડળનો ઉદ્દેશ છે, અને તે ફળિભૂત કરવાને મંડળ પ્રસંગોપાત પોતાથી બનતું કરે જાય છે. દેશમાં નવી નવી જ્યોતો, નવીન ભાવનાઓ અને વિવિધ પ્રકારની ઉર્મિઓ ઝબકે છે આવી ભાવનાઓને પોષી તેમાં રસ રેડવા મંડળ કદી ચુકશે નહિ. અમારી ગુજરાતી બહેનો સાથે હળીમળી સલાહ સંપ અને ધીરજથી આ મંડળનું ગૌરવ અને સ્વમાન વધારવામાં જે મદદ આપતા રહ્યા છે એજ આ મંડળની ઉત્તમ સેવા છે. ગુજરાતી સ્ત્રીઓનું ગૌરવ, સ્વમાન અને પદ્દી પ્રાપ્ત કરવાના મંત્રોના ઉપદેશક સદ્‌ગત જમનાબાઇ સક્કઇ જેવાં નાવિકા આ મંડળને મળ્યાં હતાં. અને ત્યાર બાદ લેડી સૌ. લક્ષ્મીબાઇ જગમોહનદાસ મંડળના કાર્યપ્રદેશમાં ખંત અને ઉત્સાહથીજ સેવા આપી રહ્યા છે તેથી મંડળની જ્યોત પ્રકાશે છે. તેમજ મંડળનો કારોબાર વ્યવસ્થાપૂર્વક ચલાવવામાં મંડળના સેક્રેટરીઓ પોતાના કીમતી સમયનો જે ભોગ આપી રહ્યા છે તે મંડળની કમિટી કદી વીસરી શકે તેમ નથી. કાર્યવાહકોની નિયમિત સેવાઓથી હરકોઇ સંસ્થાઓ ઉચ્ચ સ્થાન ભોગવવાને ભાગ્યશાળી નીવડે છે દેશ. સમાજ અને જન સુધારણા માટે ભિન્નભિન્ન માર્ગો છે. પણ સ્ત્રીઓની અધોગતિ અટકાવી તેમના ઉન્નતિના માર્ગોમાં સેવા અર્પનારી વ્યક્તિઓને ધન્યવાદ ઘટે છે. સિદ્ધાંત ખરો છે કે સ્ત્રીની ઉન્નતિમાંજ સર્વની ઉન્નતિ સમાયલી છે. આ સ્ત્રી સંસ્થાને મદદ કરવી એ તમામ સ્ત્રી પુરૂષોની ફરજ છે. મંડળ પોતાનો કાર્યક્રમ ઘણી કરકસરથી ચલાવે છે. જણાવવાને દિલગીર છીએ કે આ મહાન અલબેલી મુંબઇ નગરીમાં અનેક લક્ષાધિપતી શ્રીમંત ગુજરાતી ગૃહસ્થો અને સન્નારીઓ હોવા છતાં હજુ સુધી મંડળને પોતાનું સ્વતંત્ર મકાન નથી મંડળને આવક કરતાં ખર્ચ વિશેષ છે. સભાસદનું વાર્ષિક લવાજમ ફક્ત રૂપીઆ બે છે. મંડળ તરફથી સ્ત્રીઓના શિક્ષણ માટે પગારદાર શિક્ષક રાખી મફત વર્ગો ચલાવવામાં આવે છે. હમણા ગયા વર્ષથી ગીરગામ બેક રોડ ઉપર અમરેલી હુન્નરશાળાનું મકાન

ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ—મુંબાઈ.



બેસતા વર્ષના મંડળનો સ્નેહ સંમેલનનો મેળાવડો (સં. ૧૯૮૨)

ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ—મુંબાઇ.



બેસતા વર્ષની ખુશાલીમાં સ્નેહ સંમેલનનાં મેળાવડા પ્રસંગે ગરબા, ગોર સંવાદમાં ભાગ લેનાર બ્હેનો. ( સં. ૧૯૮૨ ).

The Luhanamitra Press, Baroda.

જારી રાખવામાં આવ્યું છે. મંડળને મદદની ઘણી જરૂર છે. જણાવવાને ખુશી લીએ કે મુંબાઇના સુપ્રસિદ્ધ એડવોકેટ શ્રીયુત ભુલાભાઈ જીવણજી દેસાઇએ પોતાના સદગત ધર્મપત્ની બાઇ ઇચ્છાબાઇના સ્મરણાર્થે રૂપીઆ દશહજારની એક સારી ભેટ આપી મંડળના કાર્યક્ષેત્રને ઉત્તેજન આપ્યું છે. મંડળની આટલા વર્ષની કારકીર્દીમાં આવી બાદશાહી રકમની ભેટ કરનાર ફક્ત શ્રીયુત ભુલાભાઇ દેસાઇજ છે. આવી ઉદાર દિલસોજીભરી મદદ માટે મંડળની મેનેજીંગ કમિટિ તે બંધુનો અંતઃકરણપૂર્વક આભાર માને છે. આશા છે કે શ્રીયુત ભૂલાભાઇ જેવા મુંબાઇમાંથી અનેક ગુજરાતી ભાઇઓ આ ગુજરાતી સ્ત્રીઓની ઉન્નતિની સંસ્થાને મદદ કરી સ્ત્રીઓના આશીર્વાદ લેશે. એટલુંજ નહી પણ મુંબઇમાં વસતી સઘળી ગુજરાતી સ્ત્રીઓ આ પોતાનું મંડળ છે એમ ધારી સભાસદ થવાનો ઉત્સાહ ધરાવી સભાસદ થયા વગર રહેશે નહી. અને પોતાની બહેનોની ઉન્નતિ અર્થે બનતી મદદ અને સલાહ તથા પોતાથી બનતો ભોગ આપવા તત્પર રહે એવું ઇચ્છીએ છીએ.

સભાસદો:

૧૯૧૫ ના ઓગષ્ટની આખરે સભાસદોની સંખ્યા કુલ ૭૧૭ ની હતી જેમાં ૨૮ પેટ્રન, ૨ ડોનર, ૨૨ આજીવન, ૩૧ સહાયક અને ૬૩૪ સામાન્ય સભાસદો હતાં. છેલ્લાં બે વર્ષમાં કુલ ૧૨૪ સભાસદો કમી થયાં જ્યારે ૨૦૧ નવાં દાખલ થયાં છે.

નીચે જણાવેલાં બહેનો રૂ ૫૦૦ ભરી પેટ્રન થયાં છે.

સૌ. માણેકબાઇ કેશવજી હીજી
મં. સ્વ. જમનાબાઈ ગોવિંદજી માધવજી
સૌ. લીલાવતી શીકામાઇ પ્રેમચંદ રાયચંદ

નીચે જણાવેલાં બહેનો રૂ. ૧૫૦ ભરી આજીવન સભાસદ ( લાઇફ મેમ્બર ) થયાં છે.

સૌ. ઉમિયાગૌરી રતીલાલ ત્રીભોવનદાસ.
સૌ. પાર્વતીબાઇ હરકીશનદાસ ત્રીભોવનદાસ.
સૌ. ગુલાબબહેન મોકનજી જુહાભાઈ

આ ૯ બહેનોનો કમીટિ અંતઃકરણપૂર્વક આભાર માને છે.

મેનેજીંગ કમીટિની સભાઓ છેલ્લાં બે વર્ષમાં ૭ વખત મળી હતી.

**મંડળ તરફથી ચાલતા વર્ગો:**

ગૃહિણીઓને અને મોટી ઉમ્મરની કન્યાઓને અનુકુળ થઇ પડે એવે સમયે અને તેમને ઉપયોગી થઇ પડે એવા વિષયો શીખવવાના વિધવિધ વર્ગો મંડળ ચલાવે છે, જેને માટે કોઇ પણ જાતની ફી આપવી પડતી નથી. નાના બાળકો માટે કીન્ડરગાર્ટન વર્ગ પણ ચાલે છે...

**રીડીંગ રૂમ-લાઇબ્રેરી.**

શિક્ષણવર્ગો ઉપરાંત મંડળ તરફથી સ્ત્રીઓ માટે ફ્રી રીડીંગ રૂમ અને લાઇબ્રેરી છે, જે બપોરે ૧ થી ૫ સુધી ખુલ્લાં રહે છે. ગયા બે વર્ષમાં ૮૧૦ બહેનોએ લાભ લીધો હતો. પત્રોના તંત્રીઓ અને ગ્રંથકારો તથા પ્રકાશકો પોતાના પત્રો અને ગ્રંથો મોકલી આ વિભાગને મદદ કરે એવી વિનંતી કરીએ છીએ

**સ્વર્ગસ્થ સભાસદો માટે ખેદ.**

ગયા બે વરસ દરમિયાન નીચે જણાવેલા સભાસદોનાં થયેલાં મરણ માટે કમીટી પોતાનો ખેદ જાહેર કરે છે:—

સૌ. રામકોરબાઇ સુંદરદાસ નારણદાસ, સૌ. ઇચ્છાબાઇ ભુલાભાઇ દેસાઈ, સૌ. સુલોચના લક્ષ્મીદાસ માણેકલાલ, સૌ. ગુલાબબાઈ રામચંદ્ર ભંભાણી, સૌ. ચંદ્રપ્રભા કરસનદાસ મનમોહનદાસ સૌ. જસબા તનમનરાય, સૌ. મટુભાઇ દામોદર લાલજી ઠક્કર, સૌ. ચંચળગવરી લાલભાઇ છોટાલાલ, સૌ. મદનગવરી રામચંદ્ર નની, સૌ. નંદગવરી મણીલાલ જોશી, સૌ. પુષ્પાવંતી કંચનલાલ હીરાલાલ, સૌ. કુંદનગવરી વેણીલાલ નવનીતલાલ, સૌ. પદમાવતી ધનસુખલાલ દરૂ, સૌ. અનીલક્ષ્મી કનઇયાલાલ મુનશી, સૌ. કેસરબાઇ રામનારાયણ જેનારાયણ દાણી, સૌ. પ્રેમીલા નરસીંહદાસ પીમાકર, ગં. લીલાવંતી લક્ષ્મીદાસ મગનદાસ, સૌ પાર્વતી નટવરલાલ ગુલાબદાસ, સૌ. કાશીબાઈ મગનલાલ અમીન, સૌ. પદમાવંતી પરશોતમદાસ ઇશ્વરદાસ શેઠ, સૌ. વીરમતી જગન્નાથ, દીવેચા, સૌ. મણીબાઈ જમનાદાસ મહેતા, સૌ. લક્ષ્મીબાઇ ગોવિંદજી ઠક્કર, સૌ. તારાબાઇ,

પોપટલાલ, સૌ. વીરમતી હરીપ્રસાદ, દોલતલક્ષ્મી, સૌ. પ્રેમકોરબાઇ રણછોડદાસ લોટવાળા, સૌ. સુરજબાઇ મંગળદાસ વીજભુખણદાસ, સૌ. જયમતી રંગીલદાસ મહેતા, સૌ. લલીતાગવરી જેઠાલાલ, સૌ. ધનસુખગવરી મુલચંદ નાનાલાલ, સૌ. ધીરજબાઇ ચુનીલાલ કાલીદાસ, ગં. મણીબાઇ જમનાદાસ ત્રીભોવનદાસ, સૌ. કુમુદગવરી તુલસીદાસ પ્રાણલાલ, સૌ. માલતી વદનલાલ મજમુદાર, સૌ તારાબાઈ ત્રીકમદાસ જમનાદાસ, સૌ. ગંગાબાઈ નગીનદાસ વીજભુખણદાસ, ગં. સ્વ. ચાંદબાઇ જેનારાયણ દાણી.

**વિધવા થયલાં બ્હેનો પ્રત્યે દીલસોજી:**

નીચે જણાવેલાં બ્હેનોને વિધવાવસ્થા પ્રાપ્ત થવાથી કમિટિ અત્યંત દીલગીર થઇ તેમના પ્રત્યે દીલસોજી દર્શાવે છે:

ગં. શ્રીમતી સુંદરબાઇ હંસરાજ પ્રાગજી, લીલાવતી મોતીલાલ ત્રીભોવનદાસ, પરસનબાઇ બાપાલાલ મગનલાલ, સુલોચના તાપીદાસ સંઘવી, ગંગાબાઇ વ્રજલાલ વલ્લભજી, લેડી પરસનબાઇ ગોકળદાસ પારેખ, વેણીગવરી મોતીલાલ વલ્લભજી ચાંદબાઇ જેનારાયણ દાણી ઉપરાંત કમિટિ મંડળના ઉપપ્રમુખ સૌ. ઇચ્છાબાઇ બુલ ભાઇ દેસાઇનાં, સર ગોકલદાસ ક. પારેખના, શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસીના, મંડળના પેટ્રન સૌ. માણેકબાઇ કેશવજીના, રા. નૃસિંહદાસ બ વિભાકરના અને રા. કમળાશંકર પ્રા. ત્રિવેદીના અવસાનની નોંધ લઇ દિલગીરી દર્શાવે છે.

**મંડળના ફંડો: (૧) સ્વ. જમનાબાઈ સક્કઇ મેમોરીઅલ ફંડ:**

આ ફંડમાં ભરાયલી અને વ્યાજની મળી કુલ રૂ. ૪૮૫૦૦ ની સરકારી જામીનગીરીઓ મંડળ પાસે છે. ઉપરાંત ગં. સ્વ. જમનાબાઇ ગોવિંદજી માધવજીએ લાગણીપૂર્વક રૂ. ૫૦૦ ની રકમ ભરી છે, જે માટે મંડળ તેમનો આભાર માને છે. એ બ્હેને મંડળને કુલ રૂ. ૧૦૦૦ ની મદદ કરી છે, જે માટે ધન્યવાદ ઘટે છે. મંડળ માટે મકાન ખરીદવા દશ હજારની જરૂર છે

**(૨) સ્વ. ઇચ્છાબાઇ દેસાઇ સ્મારક ફંડ:**

રા. ભગાભાઈ દ. દેસાઇએ સ્વ. ઇચ્છાબાઇના નામે રૂ. ૧૦૦૦૦ ના ૧૯૩૭ ના ૬ ટકાના બોંડ મંડળને આપ્યા છે, તેનાં વ્યાજમાંથી (૧) દર વર્ષે મંડળની લાયબ્રેરી માટે રૂ. ૧૫૦ ના પુસ્તકો ખરીદાશે; (૨) રૂ. ૫૦ વર્તમાનપત્રો વગેરે માટે ખર્ચાશે; (૩) જરૂર પડયે રૂ ૩૦૦ મકાન ભાડાં માટે અને (૪) રૂ. ૧૦૦ ચોપાનીઆ છપાવી વ્હેંચવા પાછળ ખર્ચાશે.

**(૩) મ. બાઇ રમાબાઈ કેરશી હરિદાસ સ્મારક ફંડ:**

મર્હુમના ટ્રસ્ટીઓ તરફથી રૂ. ૧૨૦૦ ની રકમ મળી છે જેના વ્યાજમાંથી દર વર્ષે "સન્નારીઓને બે બોલ" છપાવી સભાસદોને ભેટ અપાય છે. આ બાઇ મંડળના સભાસદ ન્હોતાં છતાં પોતાના વીલમાં આ પ્રકારની જોગવાઇ કરી ગયાં છે, જે ધડો લેવા યોગ્ય છે.

**(૪) સૌ. પાર્વતીબાઇ દ્વારકાદાસ ત્રીભોવનદાસ લેખિત ઇનામી નિબંધ પરીક્ષા ફંડ:**

આ બ્હેન તરફથી રૂ. ૫૦૦ નું બોંડ મળ્યું છે. ફંડના ઉદ્દેશ મુજબ સ્ત્રી ઉપયોગી નિબંધ લખવાની પરિક્ષા દર વર્ષે લઇ તેના રૂ. ૩૦ ના વ્યાજમાંથી ફતેહમંદ બ્હેનોને રૂ ૧૫, રૂ. ૧૦. અને રૂ ૫ નાં ત્રણ ઇનામો અપાય છે.

**(૫) સ્વ. બાઇ જયાવંતી દુલેરાય છગનલાલ ઇનામી નિબંધ ફંડ:**

રા દુલેરાયે પોતાના સ્વ. પત્નીના સ્મરણાર્થે રૂ. ૧૫૦૦ ના ૧૯૨૬ ના ૬ ટકાના બોંડ મંડળને આપ્યા છે. ફંડનો ઉદ્દેશ ગુજરાત કાઠિયાવાડમાંથી સ્ત્રીઓ પાસે સ્ત્રી ઉપયોગી નિબંધો લખાવી તેના વ્યાજમાંથી દર વર્ષે રૂ. ૫૦, ૨૫ અને ૧૫ ના ત્રણ ઇનામો આપવાનો છે.

**ઉપસંહાર.**

બ્હેનોના ધ્યાનમાં હશે કે, શિક્ષણવર્ગો, મેળાવડાઓ તેમજ લાયબ્રેરી માટે પુરતી સગવડ વીનાના મકાન માટે મંડળને અત્યાર સુધી ઘણી મુસીબતો વેઠવી પડી છે ગયે વર્ષે મંડળે ગીરગામ બેકરોડ ઉપર આવેલા અગરેશી દાદાસમાં ભાડે જાગાધી મંડળ માટે જગા રાખી છે આ પ્રશ્નને અમરી સઘળી ગુજરાતી બહેનોનું લક્ષ ખેંચીએ

છીએ કે મંડળનો ખર્ચ આવક કરતાં વધારે છે. શિક્ષણવર્ગોના શિક્ષકોના પગારો, મેળાવડાં અને પ્રીન્ટીંગ, તેમજ ટપાલ, સ્ટેશનરી અને પરચુરણ ખર્ચો વગેરે જે કરવાં જોઇએ તે કરકસરથી મંડળ કરે છે. સભાસદના લવાજમની આવક ઘણીજ ટુંકી છે. પરચુરણ ભેટ વગેરે પણ મંડળને ઘણી જુજ મળે છે. મંડળને પોતાના કાર્યનો વીસ્તાર યોગ્ય દીશામાં વધારવા માટે આર્થીક મદદની ઘણી જરૂર છે. એટલા માટે સર્વ બહેનોએ વીચાર કરી મંડળને મદદ કરવા માટે તેમજ બીજાઓ પાસેથી મદદ મેળવવાં માટે દરેક રીતે સહાયભુત થવાની ખાસ જરૂર છે. વિશેષ મંડળનું સ્વતંત્ર મકાન થાય એવી સર્વ કોઇ ઇચ્છા રાખે છે. સ્વ. જમનાબાઇ સકકઇ મેમોરીઅલ ફંડની રકમ જોતાં તે મકાન ખરીદવાને હાલના સંજોગોમાં પુરતી નથી; છતા પણ ગીરગામ મધે સારા લતામાં સર્વને અનુકુલ થાય એવા મકાનની તપાસ માટે કમીટી પ્રયાસ કરે છે. સભાસદો વધારવાને જો દરેક બહેનો પ્રયત્ન કરવાનો ઉત્સાહ રાખે અને શક્તિવાળા બહેનો પોતાનું વાર્ષીક લવાજમ રૂ. ૧૨) આપી સહાયક સભાસદ થાય તો પણ કેટલેક અંશે મદદકર્તા થઇ પડે.

હિંદુ સ્ત્રીઓનાં હિત માટે લાગણીપુર્વક રૂપીઆ દશ હજારની બાદશાહી રકમ મંડળને ભેટ કરનાર શ્રીયુત ભુલાભાઇ જીવણજી દેસાઇનો આભાર મંડળ અંતઃકરણ માન્યા કરશે. આવી ઉદાર લાગણી માટે મંડળ તેમનું ઘણું આભારી થયું છે.

મંડળના ઓ. સેક્રેટરીઓ ગં. રસીકમણી બાળમુકુંદરાય દેસાઇ, ગં. મંગળાબાઇ મોતીલાલ ફકીરચંદ અને સૌ.કળાવંતી ભવાનીદાસ મોતીવાળા; આ ત્રણે બહેનો પોતાના કીમતી વખતનો ભોગ આપીને નીઃસ્વાર્થપણે ઉમંગથી સર્વેના પ્રેમ અને સંતોષ વચ્ચે મંડળની સેવાઓ નીયમીત બજાવી રહ્યાં છે તે માટે અમે તે બહેનોનો અંતઃકરણપુર્વક ખાસ આભાર માનીએ છીએ અને તેમના પગલે આપણી બીજી બહેનો પણ આવી સેવા બજાવવા તત્પર થાય એવું ઇચ્છીએ છીએ.

શ્રીયુત ભાઇ ભવાનીદાસ નારણદાસ મોતીવાળા અને રા. કેશવલાલ ભીખાભાઇ મણીઆર નીઃસ્વાર્થપણે મંડળની શરૂઆતથી તે અત્યાર સુધી પોતાના જીવનનો મંડળની સેવા અર્થે ભોગ આપી કાર્યવાહકોને સલાહ અને મદદ કરવામાં ઉત્સાહ ધરાવે છે તે માટે મંડળ તેમનું સદાનુ આભારી છે.



## જાહેરખબર.

### વડોદરાના નામદાર મહારાણી ચીમનાબાઇ સાહેબ ગાયકવાડ હિન્દુ છોકરીઓ માટે સ્કૉલરશીપ.

જાહેર હિન્દુ પ્રજાની જાણ માટે ખબર અત્રેથી આપવામાં આવે છે કે ઉપર જણાવેલા ફંડના ટ્રસ્ટીઓએ હિન્દુ છોકરીઓ કે જેઓ વડોદરા રાજ્ય અને મુંબાઇ ઇલાકામાં ( સિન્ધ અને દેશી રાજ્યો સિવાય ) એંગ્લો વર્નાક્યુલર સ્કુલો, હાઇસ્કુલો,-આર્ટસ, સાયન્સ અને મેડીકલ-કૉલેજમાં અભ્યાસ કરતી હોય તેમને ૭૫ સ્કૉલરશીપો આપવા નક્કી કર્યું છે.

અભ્યાસ, ચાલચલગત, હાજરી અને માબાપની આર્થિક સ્થિતિ વિગેરે બાબતોના ખુલાસાવાળા સર્ટીફીકેટો અરજીઓ સાથે મોકલવા જોઇએ.

અરજીનાં ફોર્મો તા. ૧૦ જુલાઇ ૧૯૨૯ સુધીમાં વિગતવાર ભરીને નીચે જણાવેલે ઠેકાણે મોકલાવવા જોઇએ.

| | |
|---|---|
| વડોદરા, સયાજીગંજ, તા. ૧૪ માહે જુન ૧૯૨૯ | સૌ. શારદા મ્હેતા, સેક્રેટરી, નામદાર મહારાણી ચીમનાબાઇ સાહેબ કેળવણી ટ્રસ્ટ ફંડ, વડોદરા. |

#  વિવિધ–વિષય. 

**રમણી–હૃદય:**

"સ્ત્રીનું ચરિત્ર અને પુરૂષનું ભાગ્ય દૈવ પણ જાણી ન શકે" એ લોકોક્તિ બહુ જુની છે. સ્ત્રી સંબંધી પુરૂષવર્ગના અવિશ્વાસે એવી ઘણી કહેવતો ફેલાવી છે, પરન્તુ જે પ્રકૃતિ અને ગુપ્ત નિયમોને કારણે સ્ત્રીના મનોવેગ કડે છે તે સમજવાનો પ્રયત્ન ભાગ્યેજ કોઇએ કર્યો હશે. ફક્ત સ્ત્રીની બાહ્ય ચેષ્ટાઓ જોઇ તેઓ મનમાન્યા અભિપ્રાય દર્શાવે છે.

લાહોરમાં "જ્ઞાતિવિનાશક મંડળ" નામે એક સંસ્થા છે એ સંસ્થાના મંત્રી તરીકે હું કામ કરૂં છું. પરિણામે વિવાહ સંબંધી ચર્ચા કરવાને અનેક પ્રકારની પ્રકૃતિવાળાં માણસો મારી પાસે આવે છે. અને થયલા થોડાક અનુભવો અહિં ટાંકું છું:

(૧) રા. "ક" ની ઉમ્મર ૩૬ વર્ષની છે; બહુ ધાર્મિક વિચારના છે. એક વર્ષ પ્હેલાં તેમની પત્ની માંદી પડી ડૉકટરે ઓપરેશન કરી ગર્ભાશય કાઢી નાંખ્યું. હવે સંતાન થવાનો સંભવ નથી. પોતે બીજો વિવાહ કરવો નથી ઇચ્છતા પણ તેમની પત્ની તેમ કરવાનો આગ્રહ કરી રહી છે, એટલુંજ નહિ પણ વેવિશાળની ખટપટ પણ કરે છે, મનાઇ કરે તો તે રડવા માંડે છે.

(૨) રા "ખ" ની ઉમ્મર ૪૯ વર્ષની છે. પાંચ–છ બાળક થઇને ગુજરી ગયાં; હવે સંતાન થવાનો સંભવ નથી. એમની પત્ની એમને ફરી પરણવાનો આગ્રહ કરે છે તે કહે છે: "મને મહિને પંદર રૂપીઆ આપજો; હું જુદા મકાનમા રહીશ." પતિ ઘણું સમજાવે છે પણ માનતી નથી.

(૩) રા. 'ગ" એમ. એ છે; ખાદીપ્રચારી અસહકારી છે; બે બાળકોના પિતા છે. ધર્મપત્નીને "કુમારીજી" કહીને સંબોધે છે; તેની વિદ્વતાની પ્રશંસા કરતા થાકતા નથી. તેમની એક નાની સાળી છે, જે મેટ્રિકમાં ભણે છે, તેની સાથે વિવાહ કરવાને એ બન્ને તઇ રહ્યા છે. ગાનુ વિધાતા છે અને આ યોજનાની વિરૂદ્ધ પણ તેનું કોઇ સાંભળતું નથી. "કુમારીજી" પણ બ્હેનને સૌભાગ્યવતી બનાવવા ઉત્સુક થઇ રહી છે નાની બ્હેન પણ એ યોજનામાં સંમત થઇ છે.

(૪) રા. "ઘ" કાયદાનો અભ્યાસ કરે છે. ઘરમાં પત્ની અને એક બાળક છે પણ એક એમ. એ કલાસમાં ભણતી કોઇ કુમારીકા સાથે તેમને પ્રેમ થઇ ગયો છે. માતાપિતાની વિરૂદ્ધ જઇને તે કુમારીકા રા. "ઘ" સાથેજ પરણવાનો આગ્રહ લઇ બેઠી છે. તે રા. "ઘ" ની પ્હેલી પત્નીની દાસી થઇને રહેવા કબુલ છે ખુબીની વાત તો એ છે કે પ્હેલી પત્નીએ પોતાની સંમતિ પણ આપી છે.

...આ ચારે સ્ત્રીઓની દશા પર વાત્સાયન મૂનિના અનુભવની દૃષ્ટિએ જોવાય તો જણાય છે કે સ્ત્રીનું હૃદય શોકયનો વિચાર કરતાં બળવા માંડે છે, પણ જ્યારે તે એમ જાણે છે કે પતિ શોકય લાવ્યા વિના રહેવાનો નથી ત્યારે તેની માનસિક વેદના સીમા ઉલંઘી જાય છે અને તે જાણી જાય છે કે પતિની ઇચ્છા પાસે શીર ઝુકાવવામાં જ તેનું કલ્યાણ છે. પતિને પ્રસન્ન રાખવાનો ઉદ્દેશથી જ તે બીજી પત્ની લાવવાના કામમાં સહાય કરવા લાગે છે પતિને તે વખતે એમજ લાગે છે કે પત્ની સ્વેચ્છાથી અને પ્રામાણિકપણે આગ્રહ કરે છે. તે એમ નથી જોઇ શકતો કે વાસ્તવિક તેનું હૃદયશૂન્ય થઇ ગયું છે. નારીહૃદયની એ એક ખાસ ખુબી છે કે અંદરથી ગમે તેટલી દુઃખી થતી હોય છતાં બ્હારથી હસ્યા કરે.

(સંતરામ "માધુરી.")

**સમયનો બળાત્કાર :**

હિન્દુ જાતિ, તો આજે ઘણા ઘણા અધર્મોને માટે 'ધર્મ' નું ભવ્ય નામ ધારણ કરીને વિશ્રામનું ધામ. બની ગઇ છે એ કહેવાતા ધર્મોમાં ફસાયેલા ધર્મધેલછાઓ સમય–ધર્મને ઓળખવાની ના પાડે છે. એ વિસારે પડેલો સમય–ધર્મ આજે પોતાની સમગ્ર શક્તિ સાથે સમાજ ઉપર વેર વાળવા લાગ્યો છે. હિન્દુ સમાજે પોતાની વિધવાઓને માટે રસ્તો કરવાની આનાકાની કરી છે. એટલે સમય પોતેજ પોતાનો ગુપ્ત બળવો સળગાવતો ઉભો છે. આંકડાઓ પ્રગટ થયા છે કે છેલ્લા છ માસની અંદર આખા હિન્દમાં

કુલ ૧૧૦૪ હિન્દુ વિધવાઓનાં પુનર્લગ્ન થયાં તેમાં ૨૦૩ બ્રાહ્મણ કોમની, ૧૩૩ ખત્રી કોમની, ૧૬૬ અરોરા, ૧૬૪ અગ્રવાલ, ૩૪ કાયસ્થ, ૧૦૨ રજપૂત, ૧૩૬ સીખ, અને ૧૬૫ મીશ્ર જ્ઞાતિની મહિલાઓ હતી. જોઇ શકાશે કે આમાંની ઘણી ખરી કોમો વિધવા વિવાહને ઘોર પાતક મની આંખ આડા કાન કરનારા સસલાની આત્મઘાતક મનોદશા આરાધી રહી છે. સહુથી નીચે જઇ બેઠી છે બ્રાહ્મણ જ્ઞાતિ, એ જ્ઞાતિએ પોતાની કહેવાતી કુલીનતાને કારણે માનવતાને ગુંગળાવી રાખવા જે મહેનત કરી છે, તેનું પરિણામ આ આંકડાઓમાં પ્રગટ થાય છે. એ દબાઇ રહેલી વરાળ ભડાકો બોલાવી, કુલિનતાના બંધનો વિદારી બહાર નીકળ્યા વગર રહેવાની નથી. હિન્દુ વિધવાઓ આજ સુધી શિયળ, સંયમ અને ઇશ્વરપરાયણતાની પ્રતિમાઓ હતી. જગતમાં જેનો જોટો ન મળે એવો ત્યાગ તો હિન્દુ વિધવાઓને માતાના પયપાન સાથે જ ભળીને પચી જતો. પોતાની વૈધવ્યદશાને તેઓ પોતાનાં ભાગ્યની જ વસ્તુ લેખતી એટલું જ નહિ ખુદ માતાપિતાઓની ધનલાલસામાંથી જ પરિણમતા વૈધવ્યને પણ તે બ્હેનો કર્મની વાત ગ્હી મસ્તકે ચડાવતી એણે કેટલી ઉદારતા સાથે અન્યના દોષોને અવગણ્યા છે!

પરંતુ મનુષ્યની ક્રુરતાએ હવે તો માઝા મેલી છે. હિન્દુ વિધવાને રોટલીનાં સાંસાં પડ્યાં છે, ન પાળે પીયર કે ન નભાવે સાસરીયા એને કાયદો પણ વારસામાંથી બાતલ કરતો ઉભો છે. ઇન્સાફની કચેરીમાં હિન્દુ વિધવાને હડસેલા નિર્માયા છે. આજ ખાનદાન જ્ઞાતિઓની વિધવાઓ પરજ્ઞાતિમાં પણ પરણી જવા બંડ ઉઠાવી રહી છે તેનું કારણ દેહલાલસા નથી પણ મુખ્યત્વે કરીને ક્ષુધા-જ્વાલા છે હજુ તો એ બ્હેનોનાં ઉદર પૂરવાની ફરજ પણ સ્વીકારવા આ કહેવાતો કુલિન સમાજ તૈયાર નથી, ત્યાં એ સ્ત્રીઓના દેહના દાન તે કોણ કોને સંભળાવે? એને ગૃહિણી બનવાના અધિકારો આપવાની ના પાડતો હિન્દુ-સમાજ એને નઠ્ઠાઇને પંથે વળાવી રહ્યો છે. હિન્દુ વિધવાઓ જગદમ્બાની પુત્રીઓ ટળીને હવસની દાસીઓ બનવા દોડે છે. ગુજરાત પોતાના મધુર નારી જીવનનો ને પોતાના ગૃહ-મંદિરનો આ વિનાશ હજુ યે અટકાવી શકે તેમ છે. કેમકે ઉપર કહેલાં ૧૧૦૪ પુનર્લગ્નોમાંથી ગુજરાતને ફાળે તો ફક્ત બે જ આવેલ છે. ગુજરાતનો હિન્દુ સમાજ પોતાની પરવશ દીકરીઓને ફરીવાર ઉત્તમ લગ્ન-વ્યવસ્થા કરી આપે; ઉત્તમ લગ્ન છતાં યે જો વિધાતાનો કોપ ઉતરે તો પછી એ યુવાન પુત્રી યાચે તે મુજબની નિર્વાહ કે પુનર્વિવાહની મરજીઆત સગવડ મેળવી આપે. અને અદાલતનો અત્યાચારી વારસાનિયમ વિધવાઓના લાભ પૂરતો પલટી શકાય, તોજ આપણા ગૃહ-જીવન પર ચાલ્યા આવતા મલિન હુમલાઓ સામે બચાવ થાય તેમ છે. મંગળાના બે વર્ષ પર્યંતના ગુપ્ત અનાચાર સામે આંખો મીંચનારા સમાજે એક દિવસની સંધ્યાએ પોતાની કુલીનતાની કેવી ઉઘાડેછોગ ફજેતી દીઠી! અને એ ઇચ્છાપૂર્વકના બળવાને પણ અપહરણનું માયાવી સ્વરૂપ પહેરાવનારો, તેમજ ઇતર કોમોનાં આક્રમણો ઉપર પોતાનો નપુંસક રોષ ઠલવનારો હિન્દુ-સમાજ, આખરે એવી મંગળાઓના નવા અવતારો અટકાવવા માટે કયાં એક પણ રચનાત્મક ઇલાજ લઇ શક્યો છે? હિન્દુત્વની ખુમારી આજે ધુળમાં રોળાય છે. હિન્દુત્વના પાયા આજે જોશભેર ખોદાય છે. (સૌરાષ્ટ્ર).

**પયગમ્બરનું ફરમાનઃ**

તારી જનનીને ચરણે સ્વર્ગ ખડું છે. સ્ત્રીઓના અધિકાર પાક લેખજે. તારી ઓરતોને મસ્જીદમાં આવવાની મના ના કરીશ પત્ની પ્રત્યે અને કુટુંબ પ્રત્યે જે સૌથી વફાદાર રહેશે તે ખુદાનો પણ બંદો ગણાશે અને કિરતારની સૃષ્ટિમાં એનું સ્થાન અજોડ રહેશે. સદ્‌ગુણી પત્ની એ માનવીની ઉમદા દૌલત છે. ઓરત સાથેના વર્તાવમાં તું ખુદાની ખફગીનો ખયાલ રાખજે. એ તો તારી સહાયિકા છે, સહધર્મચારિણી છે તેં એને પરવરદિગારના વિશ્વાસ પર સ્વીકારી છે. ધણીના ઘરમાં ધણીઆણી ગૃહરાણી છે. પવિત્ર અને પતિવ્રતા સ્ત્રી માનવજીવનનો અણમોલો શણગાર અને પરમાનંદ છે.

સ્ત્રીઓ પુરુષોની અર્ધાંગના છે. જનનીએ તને જન્મ આપ્યો છે. માટે તેને તું ભજજે. તેનું સન્માન ખુદાની અર્ચના સમાન છે.

પરાઇ પત્ની ઉપર કામી નજર નાખવી એ આંખનો વ્યભિચાર છે. ગ્નાઇ ફરમાવેલાં વચનો ઉચ્ચારવા એ વાણીનો વ્યભિચાર છે. ખુદાના સોગન ખાઇને કહું છું કે ખુદા સ્ત્રીપુરુષોના વ્યભિચાર સમાન બીજા કોઇ પાપને ધિક્કારતો નથી.

(કુરાને શરીફ અને હાદિસ)



# સ્ત્રી જગત્



## હિન્દ.

મુંબાઇની ધારાસભામાં દાખલ થવાનો સ્ત્રીઓ પર મૂકવામાં આવેલો બાધ દૂર કરવાનો ઠરાવ રે૦ આર. પી. પરાંજપે ધારાસભા સમક્ષ મૂકવાના છે.

× × ×

ના. હિંદી સરકારે પ્રાન્તિક ધારાસભાઓ અને લેજીસ્લેટીવ એસેમ્બલીની ચુંટણીમાં સ્ત્રીઓને લાભ લેવાનો હક્ક આપવાની મુડીમેન કમિટીની ભલામણ સ્વીકારીને તે મુજબ ચુંટણીના કાનુનોમા ફેરફાર કર્યો છે તેથી કોઇ પણ પ્રાન્તિક ધારાસભા સ્ત્રીઓને સભાસદ બનાવવાની ભલામણ કરનારો ઠરાવ પસાર કરશે તો તે પ્રાન્તની સરકાર સ્ત્રીઓ ચુંટણીમાં ઉમેદવારી કરી શકે તે માટે કાનુનોમાં જરૂરી ફેરફાર કરશે. લેજીસ્લેટીવ એસેમ્બ્લીમાં ને કાઉન્સીલ ઓફ સ્ટેટમાં પણ જો આવો ઠરાવ થશે તો સ્ત્રીઓ ત્યાં બેસી શકશે.

× × ×

મુંબાઇની મ્યુનિસિપાલિટિની સ્કુલ્સ કમિટિના હાથ નીચે નોકરી બજાવતી સ્ત્રી શિક્ષિકા તથા બીજી સ્ત્રી કામદારોને માસીક માંદગીની રજા આપવા બાબતનો એવો ઠરાવ કરવામાં આવ્યો છે કે જે લોકો ધાર્મિક કારણે માસીક માંદગી પાળે છે, તેઓને માસિક માંદગી વેળાએ ત્રણ દિવસની રજા આપવી.

× × ×

મુંબાઇની મઝગામ પોલીસ કોર્ટમાં રૂદા જુકો નામના સખ્શે દાહ્યા ગોબર, વીરા મુલ્લા કૈયા મોધા મુલ્લા નામના ત્રણ માણસો સામે ની પત્નીને અનીતિની જીંદગી ગુજરાવવાના હેતુથી ગેરકાયદેસર અટકાવવા માટે ફરિયાદ નોંધાવી છે.

× × ×

દાદરમાં ત્રણ વેશ્યાઓ અને એક માણસ સામે એક ચૌદ વર્ષની સગીર છોકરીને અનીતિની ફાંદમાં ફસાવવા માટે લલચાવી ઠગાઈથી નસાડી લઇ જવાનો આરોપ મૂકવામાં આવ્યો છે.

× × ×

બેહાલા ( અલીપુર ) માં કલાદાસી નામે એક મહિલા પોતાના પતિ સાથે રહેતી હતી એક પુરોહિત ઘરમાં રોજ પૂજા કરવા માટે આવતો હતો, તેની દાનત ભ્રષ્ટ થઇ. એક દિવસ લાગ સાધીને પતિની ગેરહાજરીમાં તે આવ્યો અને પોતાની પાપવાસના જણાવી અને કબુલ ન થાય તો મારી નાંખવાની ધમકી આપી. કલાદાસીએ પોતાને અસહાય જોઇ તેની વાત કબુલ કરતી હોય એવો દેખાવ કરી તેને ભ્રમમાં નાંખ્યો અને કંઇ બ્હાનું કાઢી અંદરના ઓરડામાં જઇ એક મોટો ચાકુ લઇ આવી પેલાને ચાકુ બતાવી ઘર છોડી જવાનો હુકમ કર્યો, પણ કામાંધ પૂરોહિત સામો થયો, સાથે તે એક હથિયાર લેતો આવ્યો હતો. ઝપાઝપીમાં ગરબડ મચતાં લોક ભેળાં થયાં અને બદમાશને પકડયો. બાઇને ઘા લાગવાથી તે સ્વર્ગવાસ પામી છે.

× × ×

વડોદરાના શ્રી. મહારાણી સાંહેબે વડોદરાની જનરલ ઇસ્પીતાલના બાલદર્દીઓને માટે રૂ. ૧૬૬૫ ની દેણગી આપી છે.

× × ×

વીરમગામ મ્યુનિસિપાલિટિમાં શકરીબા નામના એક સ્ત્રી સભ્યની ચુંટણી થયાની ખબર મળી છે.

x x x

કાઠિયાવાડના નાઘર પરગણાની ગોડ જ્ઞાતીમાં એક લગ્ન હાલમાં થયાં છે જેમાં બાર વરસની છોકરીને ૬૦ વરસનો બુઢ્ઢા સાથે પરણાવી દેવામાં આવી છે. કન્યાવિક્રયનું આ એક પરિણામ છે.

x x x

જામનગર રાજ્યમાં ઘણી વિધવા સ્ત્રીઓ મુસલમાન થઇને પરણી ગઇ છે. આથી હિંદુ સમાજમાં બહુ ખળભળાટ થયો છે ને મુસલમાન ધર્મમાં વટળાવવા સામે કાયદો કરવા હિંદુઓ માંગણી કરે છે. ( ઇન્ડીયન ડેઇલી મેઇલ ).

x x x

કરાંચીમાં રતનચંદ નામનો માણસ સ્ત્રીઓ પાસે વ્યભિચાર કરાવી તેમની કમાણીના પૈસા ખાતો હતો. આ બીના તે સ્ત્રીઓએ સત્તાધિકારીઓને જાહેર કર્યાથી તેણે તે સ્ત્રીઓ ઉપર હુમલો કરી છરાવતી તેમને ઘાયલ કરી. ને પછી પોતાના શરીરમાં છરો ઘોંચી દીધો હતો.

x x x

નોર્થ વેસ્ટર્ન રેલ્વેની એડવાઇઝરી કમિટિએ સ્ત્રીઉતારૂઓને ટીકીટ આપવા માટે ટીકીટ આપનાર તરીકે સ્ત્રી-અમલદાર નીમવાનો નિશ્ચય કર્યો છે

x x x

ફરગ્યુસન કોલેજના પ્રીન્સીપલ ડા. પરાંજપેના પુત્રી પણ સીનીયર રેંગલર થવા કેમબ્રીજ જનારછે.

x x x

ઇંદોરમાં છોકરા તેમજ છોકરીઓ માટે ફરજીઆત કેળવણી શરૂ કરવામાં આવી છે.

x x x

મદ્રાસમાં નેંદુ સ્ત્રીઓની એક પરિષદ મિસીસ બ્રાંદરામન-નેડુના પ્રમુખપણા નીચે મળી હતી. ને છોકરા છોકરીઓ માટે ફરજીઆત પ્રાથમિક કેળવણીની તરફેણમાં તથા સ્ત્રી કેળવણીની આવશ્યકતા વગેરે વિષયોપર ઠરાવ કરવામાં આવ્યા હતા.

x x x

બંગાળના ૧૯૨૫-૨૬ કેળવણીના રિપોર્ટ પરથી જણાય છે કે ત્યાં કેળવણી આગળ વધે છે. પૂર્વ અને પશ્ચિમ બંગાળના જુદા જુદા ભાગોમાં ડેલ્ટન પદ્ધતિ ફતેહમંદ રીતે અજમાવવામાં આવી છે. હાઇજીન,-નર્સીંગ અને ગર્લગાઇડની તાલીમ દાખલ કરવામાં આવી છે. મુસલમાનોમાં પણ પ્રમાણમાં સ્ત્રી કેળવણી વધી છે.

x x x

કલકત્તામાં આરોગ્ય સપ્તાહ માટે એક પોસ્ટર ચિત્ર તૈયાર કરવાની જાહેર ખબર હેલ્થ લીગે આપી હતી. ઘણા ચિત્રકારોએ પોતાના ચિત્રો મોકલ્યાં હતા. જેમાં શ્રીમતી અમિયા સેન નામક સ્ત્રી-ચિત્રકારનું ચિત્ર ખાસ પસંદગી પામ્યું હતું.

x x x

શ્રીયુત હરિશ્ચન્દ્ર સેન નામે, એક સજ્જને ગરીબ હિન્દુ કન્યાઓ, વિધવાઓ અને રોગગ્રસ્ત સ્ત્રી પુરૂષોને સહાય આપવાના હેતુથી રૂ. ૮૦૦૦૦ ની રકમનું ટ્રસ્ટ કર્યું છે.

x x x

ચિતાગોંગમાં સાર્વજનિક સભામાં એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે થિએટરમાં સ્ત્રીઓએ ભાગ લેવો તે અનુચિત છે!

x x x

અમૃતસર મ્યુનિસિપાલિટિએ કન્યાશાળા માટે એક મોટું મકાન બંધાવી આપવાનું કબુલ કર્યું છે.

x x x

શ્રીરામપોરમાં યંગ વીમેન્સ ક્રીશ્ચીયન એસોસીએશન તરફથી સ્ત્રીઓ માટે વણવાનો વર્ગ શરૂ કરવામાં આવ્યો છે.

## એશિઆ.

જાપાનમાં સાઠ વરસે એક વર્ષ આફત ઉતારનારૂં વરસ ગણાય છે. આ વરસ તે એવું વરસ છે. તો તે વરસે જે છોકરીની ઉંમર ૨૦ વરસની થાય તે પરણવાને માટે નાલાયક ગણાય છે! આ વહેમ ટાળવા માટે એક મંડળ સ્થાપવામાં આવ્યું છે પણ હજી તે વહેમનો જોઇએ તેટલો નાશ થયો નથી. આ વહેમને લીધે કેટલીએ છોકરીઓ નાલાયક ગણાય ને પોતાને કુંવારા રહેવું પડશે એ બીકને લીધે આપઘાત કરે છે.

૧૯૨૫.

લંડનના કેક્ષટન હોલમાં સ્ત્રી સ્વાતંત્ર્ય સંઘની ૧૯ મી વાર્ષિક પરિષદ એપ્રીલની આખરમાં મિસિસ લોરેન્સના પ્રમુખપદે મળી હતી સમાન રાજકીય હક્ક મેળવવા માટે લડત ચલાવવાની યોજના નક્કી થઇ હતી. પરણેલી સ્ત્રીઓની સ્થિતિ સુધારવા માટે, પતિને વીલ કરી પોતાની મીલકત ગમે તેને આપી દેવાની સત્તા સ્થાપતા કાયદામાં સુધારો કરાવવાનો નિશ્ચય થયો હતો.

× × ×

સ્પેનમાં મોન્ટીવીડીઓની નાર્મલ સ્કુલમાં સમાજ વિજ્ઞાનના પ્રોફેસર તરીકે સરકારે ડા. પોલીના લુઇસીની નીમણુંક કરી છે; અને તેમની સેવાઓના બદલામાં એક ઉંચો ખીતાબ અર્પણ કર્યો છે.

× × ×

સ્પેનના સ્ત્રી મંડળના પ્રમુખ શ્રી. મારકવેસા ડેલ ટેરને ફ્રેંચ રાજ્યના પ્રમુખ તરફથી લડાઇ દરમિયાન બજાવેલી સેવાઓની કદર તરીકે સોનાનો ચાંદ મળ્યો છે.

× × ×

ફ્રાન્સમાં કોઇ પણ સ્ત્રી પોતાની પતિની રજા વગર બેન્કમાં પોતાનું ખાતું રાખી શકે નહિં એવો કાયદો છે.

× × ×

ઇટાલીના વડા પ્રધાન સીનોર મુસોલીનીની પુત્રીએ એક માણસને જીવને જોખમે સમુદ્રમાં ડુબી જતો બચાવ્યો, તેની કદર તરીકે ત્યાંના રાજાએ તેને એક ચાંદની નવાજેશ કરી છે.

× × ×

બર્લીનમાં સ્ટેશન ઉપર તપાસ રાખવા પોલિસ તરીકે સ્ત્રીઓને જ રોકવામાં આવી છે. ને ત્યાં હવે સ્ત્રીઓ લશ્કરમાં પણ જોડાવા લાગી છે.

× × ×

જર્મનીનું સ્ત્રી શહેરીઓનું મંડળ આજ બે વર્ષથી સ્ત્રીઓને રાજકીય બાબતોની તાલીમ આપવાના તનતોડ પ્રયત્નો કરે છે. રાજકીય ક્ષેત્રમાં સ્ત્રીઓનાં સ્થાન વિષે ઠેક ઠેકાણે સભાઓ ભરી લડત ચલાવે છે. આવતી ચુંટણી માટે એ મંડળ મોટા પાયા પર તૈયારી કરે છે.

× × ×

ઓસ્ટ્રિઆની પાર્લામેન્ટનાં સ્ત્રી સભાસદોનાં પ્રયત્નોથી બે ઉપયોગી ધારા ઘડવામાં આવ્યા છે પહેલો ધારો ધાવ સંબંધી છે, અને બચ્ચાની તેમજ ધાવની તંદુરસ્તી સાચવવાના ઉદ્દેશથી ઘડાયો છે એ ધારાની રૂયે ધાત્ર થનારે પોતાનું નામ દફતરે નોંધાવવું પડશે અને સરકારી ડોકટર પાસેથી લાયકાતનું સરટીફીકેટ મેળવવું પડશે. બીજો ધારો ઘરકામ કરતી સ્ત્રી નોકરોના રક્ષણ માટે છે.

એજ દેશમાં પુરૂષોને પોતાના હક્કના રક્ષણ માટે એક ખાસ મંડળ સ્થાપવાની જરૂર પડી છે. તેમણે પોતાની માંગણીઓ પાર્લામેન્ટને મોકલી આપી છે. જેમાં તેમણે તલ્લાક અપેલી સ્ત્રીઓ અને કુંવારી માતાઓ, જો તેઓ કમાતી હોય તો તેમના ભરણપોષણ વિરૂદ્ધ પોકાર ઉઠાવ્યો છે આ મંડળ એવી પણ માંગણી કરે છે કે ગેરકાયદેસર બાળકોને કાયદેસર બાળકો જેટલોજ અધિકાર ન હોવો જોઇએ ધંધા રોજગારોમાં સ્ત્રીઓને દાખલ કરવાની વિરૂદ્ધ એ મંડળ પડયું છે!

× × ×

રશિયાના એક ગામમાં કેટલાક ધણીઓ પોતાની સ્ત્રીઓને મારીને ત્રાસ આપતા હતા. તેથી તે સ્ત્રીઓએ ઘરનું કામ બંધ કરી હડતાળ પાડી હતી આથી થોડા દિવસમાં ધણીઓ ઠેકાણે આવી ગયા અને ભવિષ્યમાં સારૂં વર્તન રાખવાને કબુલાત લખી આપી સમાધાન કર્યું. આ સ્ત્રીઓની જીત માટે અભિનંદના મેળાવડા પણ થયાં હતાં.

× × ×

રશિયામાં બોલ્શેવીક રાજ્યમાં ૪૦ હજાર સ્ત્રીઓ ન્યાયાધીશનું કામ કરે છે. અને કારખાનાઓની તપાસ કરવા માટે અમલદારની જગ્યા ઓએ પણ ઘણી બાનુઓ નીમાઇ છે.

× × ×

નોર્વેમાં કોઇપણ છોકરી પરણવા માંગતી હોય તો તે પહેલાં પોતે સારી રીતે રાંધી શકે છે તેનું પ્રમાણપત્ર મેળવવું જોઇએ

× × ×

તુર્કસ્તાનમાં લગ્ન માટે છોકરીઓની ઉમર ઓછામાં ઓછી સોળ ને છોકરાઓની ૧૮ ઠરાવવામાં આવી છે.

× × ×

તુર્કસ્તાનમાં સ્ત્રીઓને મોટર ચલાવતાં શીખવવાની પણ માંગણી થઈ છે.

× × ×

તુર્કસ્તાનમાંથી પરદાનો રિવાજ નાશ થયા પછી સ્ત્રીઓમાં ઝપાટાબેર સુધારો થવા માંડ્યો છે. નિગારખાનમ તથા બજ્ઞાનખાનમ નામના બે બાનુએ કાયદાની પરીક્ષા પસાર કરીને જજ તરીકે નિમાવા અરજી કરી પણ જજની જગોએ કાનુની રીપોર્ટર તરીકે છ માસ કામ કર્યું હોય તેને જ નીમવાનો રિવાજ હોવાથી તેમણે બે હજાર કુર્શના પગારે છ માસ માટે એ નોકરી સ્વીકારી છે. પછી જજ થશે

× × ×

અમેરિકા

કેનેડામાં ક્વીબેકની ધારાસભાએ મોન્ટ્રીલ અને ક્વીબેક શહેરની મ્યુનીસીપાલીટીઓ માટે મીલ્કત ધરાવતી સ્ત્રીઓને મતાધિકાર આપ્યો છે.

× × ×

યૂનાઇટેડ સ્ટેટ્સની કોન્ગ્રેસ માટે થનારી આવતી ચુંટણીમાં અત્યારે સભાસદ તરીકે વિરાજતી ત્રણ મહિલાઓ-મિસિસ ઍડીથ નુર્સ રોજર્સ, મિસિસ મૅરી નૉર્ટને અને મિસિસ ફ્લૉરેન્સ પ્રાગ કાહ્નને ફરી ચુંટાવા માટે ઉમેદવારી કરી છે. બીજી પણ મહિલાઓ દેશના જુદા જુદા વિભાગોમાંથી ઉમેદવાર તરીકે બ્હાર પડી છે. ટેક્સાસના ગવર્નર તરીકે મિસિસ મીરીઅમ એ. ફેર્ગ્યુસન હાલમાં છે તેમણે પણ ફરી ચુંટાવા માટે ઉમેદવારી નોંધાવી છે. ઓક્લાહોમા પ્રદેશના બ્યાનડોટ નામે ગામમાં અમલદારો, સ્કુલબોર્ડના સભાસદો, અને બીજા એવાજ ઓધ્ધેદારો તરીકે સ્ત્રીઓજ કામ કરે છે મિસિસ એમી ફ્રેસ્ટર મેયર છે; મિસિસ રોઝ રેઇક્સ પોલીસ ખાતાની ઉપરી છે; અને મિસ વેસ્ટલીન ટોચ્યમાન દેવળમાં ધર્મોપદેશક છે.

યુનાઇટેડ સ્ટેટસમાં ૫૦ શહેરમાં બૈરીઓ પોલિસનું કામ કરે છે.

× × ×

બોસ્ટન (અમેરિકા)માં એક મિસિસ એન્ટોનિયા ફ્રાન્સિસ્કા નામે મહિલા છે તેની ઉંચાઇ સાડા છ ફીટ અને વજન ૨૧૦ રતલ છે. તેની ઉમ્મર ૪૫ વર્ષની છે. ચાર પાંચ મણના પીપ ઉઠાવી લઇ જવા તેને મન સ્હેલ વાત છે!

× × ×

ન્યુગીની (અમેરિકા) માં સ્ત્રીઓ અજબ સ્વતંત્રતા ભોગવે છે. ત્યાં બીજી ચીજોની જેમ પતિ બજારમાં ખરીદી શકાય છે. સાધારણ પતિનું મૂલ્ય ૩૦૦ રૂપીઆ છે. એક સ્ત્રી ચાહે ત્યારે પોતાનો પતિ બીજી સ્ત્રીને વેચી શકે છે. સ્ત્રીના મૃત્યુ પછી તેની પુત્રી તેની સંપત્તિની માલિક બને છે.

× × ×

આર્જેન્ટાઇનમાં એક ધારો પસાર કરી સ્ત્રીઓને નીચે પ્રમાણે અધિકારો અપાયા છેઃ (૧) દરેક યૂવાન સ્ત્રીને પુરૂષના જેટલાજ અધિકાર રહેશે; (૨) પ્રથમ પતિથી સ્ત્રીને કાંઇ સંતાન ન હોય અને તે ફરી પરણે તો તે સંતાન સ્ત્રીનાં ગણાશે; (૩) પતિની ઇચ્છાનુસાર સ્ત્રી સ્વતંત્ર ધંધો કરી કમાણી કરી શકશે; (૪) પોતાના ધન પર સ્ત્રીને સંપૂર્ણ સત્તા રહેશે; (૫) માતપિતાએ પોતાની ઇચ્છાવિરૂદ્ધ કરેલો વિવાહ કોઇ પણ સ્ત્રીને બંધનકારક નથી; (૬) કોઇ સ્ત્રીના પતિને બે વર્ષથી વધારે સજા થઇ હોય યા તે કુટુંબનું પાલન કરી શકતો ન હોય તો પતિની સંપત્તિ વેચવાનો અધિકાર સ્ત્રીને રહેશે; (૭) પતિના કરજ માટે પત્ની અને પત્નીના કરજ માટે પતિ જવાબદાર નથી; (૮) ઘરખર્ચ અને બાલકોના શિક્ષણખર્ચ માટે પતિ-પત્ની સરખે હિસ્સે જવાબદાર છે.

ઓસ્ટ્રેલિઆ.

ઓસ્ટ્રેલિઆની પાર્લામેન્ટમાં આખરે મી. ડન્કન હ્યુજસની દરખાસ્તથી પરિણીત સ્ત્રીઓના રાષ્ટ્ર-હક્ક સંબંધી ઠરાવ પસાર થયો છે. એ ઠરાવની રૂએ બ્રિટિશ રાષ્ટ્ર હક્ક ધરાવતી કોઇ પણ સ્ત્રી પરદેશી સાથે લગ્નથી જોડાતાં પોતાનો રાષ્ટ્ર હક્ક ગુમાવશે નહિ

× × ×

ન્યુઝીલાન્ડમાં પરણેલી સ્ત્રીઓ શિક્ષિકાઓ તરીકે ચાલુ રહે તે સામે પોકાર ઉઠ્યો છે...સર જેમ્સ પર લાઇ કમીશનર નીમાતાં ધારાસભામાં ખાલી પડેલી ઓકલાન્ડ વિભાગની જગા માટે મીસ મેલવીલે ઉમેદવારી જાહેર કરી છે. ઓકલાન્ડનો માજી મેયર અને બીજા કેટલાક અગ્રગણ્ય પુરૂષો એમના ટેકેદાર છે.




**સટીક: હિતોપદેશ:** અનુવાદક: રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ. પ્રકાશક: મેસર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ, ૨. મૂલ્ય: રૂ. ૩-૮-૦

નીતિશાસ્ત્રના એક અણમૂલા ગ્રંથ તરીકે "હિતોપદેશ" નું સ્થાન અદ્વિતિય ગણાય છે; અને એવા ઉપયોગી પુસ્તકનો સરળ અને સુંદર ગુજરાતી અનુવાદ વાચક પ્રજા સમક્ષ મૂકવા માટે અનુવાદક તેમજ પ્રકાશકને ધન્યવાદ ઘટે છે. રા. જાનીને ગુજરાતનો વાચકવર્ગ સારી રીતે ઓળખે છે એમના જેના એક સમર્થ વિદ્વાનને હાથે થયલું ભાષાંતર શુદ્ધ અને સરળ હોય એમાં નવાઈ નહિ. આ ભાષાંતર ખાસ કરીને વિદ્યાર્થીઓને માર્ગદર્શક થવાના હદેશથી થયું છે છતાં તે સામાન્ય જનસમાજ-જે સંસ્કૃત વાંચી નથી શકતો હોય તેને-અત્યંત ઉપયોગી થઇ પડશે. લગભગ ૫૦૦ પૃષ્ઠના સુંદર છપાઇ અને બાંધણીવાળા આ પુસ્તકની રૂ. ૩-૮-૦ કીમત રાખી છે તે ભાગ્યેજ વધારે ગણાય.

**શ્રીકૃષ્ણ અને ભગવદ્‌ગીતા:** મૂળ અંગ્રેજીમાં લખનાર: મીસ ઇલીઝાબેથ શાર્પ, અનુવાદકો: મીસ ઇ. શાર્પ અને રા. છોટાલાલ હરજીવન. મળવાનું ઠેકાણું: ઉપર પ્રમાણે.

આ પુસ્તકનાં લેખિકા મીસ ઇલીઝાબેથ શાર્પ લીંબડી રાજ્યની કન્યા કેળવણીનાં અધિષ્ઠાત્રી છે અને ગુજરાતી ભાષાનો તેમનો અભ્યાસ ઉંડો છે. આ નાનકડા પુસ્તકમાં પૂર્વના અધ્યાત્મજ્ઞાન વિષેનો એમનો પ્રેમ પણ સહજ દેખાઇ આવે છે. લેખિકા આ પુસ્તકમાં ગીતાનું રહસ્ય સુંદર અને સરળ ભાષામાં સમજાવે છે. જેમને આખી ગીતા વાંચવા, સમજવા અને મનન કરવા જેટલી ફુરસદ નથી તેમને માટે આ પુસ્તક ઘણું ઉપયોગી થઇ પડશે, લેખિકાને તેમના સફળ પ્રયાસ માટે અમે ધન્યવાદ આપીએ છીએ.

**ભૂ વૈકુંઠગમન:** લેખક: રા. જોશી સોમેશ્વર દ્વારકાદાસ. મળવાનું ઠેકાણું: ઉપર પ્રમાણે. મૂલ્ય: રૂ. ૬-૦-૦.

રા. જોશી જ્યોતિષ-શાસ્ત્રના સારા જાણકાર હોઇ તેમણે એ વિષય પરત્વે અત્યાર પ્હેલાં બે ત્રણ ગ્રંથો લખ્યા છે. આ ગ્રંથ તેથી જુદાજ પ્રકારનો છે. પોતાના કુટુંબીજનો અને મિત્રો સાથે તેમણે હિમાલયના ઉત્તરાખંડની તીર્થયાત્રા કરેલી તે પ્રવાસનું સરળ અને વિગતવાર વર્ણન તેમણે આ ગ્રંથમાં કર્યું છે. ભાવિક યાત્રીઓને ઉપયોગી થઈ પડે એવી અને પૃથ્વીપરના વૈકુંઠધામ જેવા ગણાતા એ સુંદર પ્રદેશની મુસાફરી સરળ કરે એવી અનેક બારીકમાં બારીક વિગતો ગ્રંથકર્તાએ આપી છે. ઉપરાંત નકશો અને ફોટો ચિત્રો આપીને ગ્રંથને વધુ આકર્ષક અને ઉપયોગી બનાવ્યો છે.

**દાનવીર કાર્નેગી** ( એમનું આત્મ વૃતાન્ત ): અનુવાદક: રા. પટેલ જીવાભાઇ રેવાભાઇ, બી. એ. એલએલ. બી. પ્રકાશક: સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય. મૂલ્ય: રૂ. ૧-૪-૦

સ્વામીશ્રી અખંડાનંદજીએ ઉપયોગી પણ સસ્તું સાહિત્ય ગુજરાતની પ્રજાને પૂરું પાડી તેને ઋણી બનાવી છે. એ ઋણ દિવસે દિવસે વધતું જાય છે. આ પુસ્તકની સામગ્રી દેશના યુવાનોને અનેક રીતે પ્રોત્સાહક અને માર્ગદર્શક થઇ પડશે. એક અજ્ઞાન અને ગરીબ બાળક આપબળથી, ધીરજથી અને ખંતથી દુનિયામાં સૌથી ધનાઢ્ય પુરૂષ કેમ થઇ શકયો તે એ પુસ્તક શીખવશે. કાર્નેગીનો સૌથી અણમૂલો પાઠ તો એ પુસ્તકનાં પૂઠાં પર છાપેલાં તેનાં વચનો છે. જે ધનવાનો પોતાનાં બાળકોને એશઆરામમાં ઉછેરે છે તેમને એ વચનો ખાસ

મનન કરવાં જેવાં છે. અનુવાદની ભાષા સાદી અને સરળ હોઇ કંટાળ્યા વિના વાંચી શકાય એવી છે. એ નિઃસ્વાર્થ સેવા માટે બન્નેને ધન્યવાદ ઘટે છે.

**શુભ સંગ્રહ** ( ભાગ ૧ લો ): સંપાદક અને પ્રકાશકઃ ભિક્ષુ અખંડાનંદજી. મૂલ્યઃ ત્રણ આના.

જુદા જુદા વર્તમાનપત્રોમાં, માસિકોમાં, ચોપાનીઆ વગેરેમાં પ્રતિવર્ષ એવી સંખ્યાબંધ બાબતો છપાય છે, જે ઉપયોગી હોવા છતાં સાચવી શકાતી નથી, અને કચરામાં ચાલી જાય છે. આવા ૧૦૦ ઉપયોગી યા ગનનીય ફકરાઓનો સંગ્રહ શુભ સંગ્રહ આ ગ્રંથમાં સ્વામીજીએ કર્યો છે, અને તે વિવિધ ગ્રંથમાલાના ગ્રાહકોને ભેટ આપ્યો છે. આ સુંદર યોજનાથી તેમણે સાહિત્યમાં લાંબો વખત સ્થાન પામી શકે એવી અનેક બાબતોને ભૂતકાળના અંધકારમાં લુપ્ત થતી બચાવી છે.

**સુચિત્ર પશુ પક્ષી વર્ણનઃ** પ્રકાશકઃ શ્રી ચિત્રશાળા પ્રેસ, પૂનાસીટી. મૂલ્યઃ રૂ. ૧-૦-૦.

આ વિધવિધરંગી પુસ્તકમાં લગભગ ૫૦ પશુ પક્ષીનાં સુંદર ચિત્રો કુદરતી રંગો ભરી આપવામાં આવ્યાં છે અને દરેક ચિત્રની નીચે તેનું વર્ણન અને તેને લગતી જરૂરી માહિતી ટુંકમાં આપી છે. નાના બાળકોને પશુ-પક્ષી સંબંધી યથાર્થ જ્ઞાન આપવા માટે આ પુસ્તક ઘણું ઉપયોગી થઇ પડશે. રંગબેરંગી હોવાથી બાળકોને તે અત્યંત આકર્ષક જણાશે અને હોંશથી તેઓ તેનો ઉપયોગ કરશે.

**સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ-રીપોર્ટ, ભાષણો અને નિબંધોઃ** પ્રકાશકઃ રા. માનશંકર પીતાંબરદાસ મહેતા, અને રા. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક, પરિષદ્‌ના સામાન્ય મંત્રીઓ તથા રા. કપિલરાય પરમાનંદદાસ ઠક્કર અને રા. મુનિકુમાર મણીશંકર ભટ્ટ, પ્રદર્શન સમિતિના મંત્રીઓ. મૂલ્યઃ રૂ. ૩-૮-૦. આ દળદાર ગ્રંથ ભાવનગરમાં મળેલી સાહિત્ય પરિષદની સાતમી બેઠકનો અહેવાલ, પરિષદ્‌ના અને જુદા જુદા વિભાગોના અધ્યક્ષોનાં ભાષણો, અને પરિષદ્ માટે ગુજરાતના વિદ્વાનોએ લખેલા નિબંધોનો સુંદર સંગ્રહ રજુ કરે છે. મંત્રીઓએ ખંતથી અને ઝીણવટથી આ શ્રમભર્યું કામ પાર ઉતાર્યું છે, તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. પુસ્તકની સાહિત્યદ્રષ્ટિએ ઉપયોગીતા, તેનું કદ અને સુંદર છપાઇ તથા બાંધણી જોતાં તેનું મૂલ્ય નજીવુંજ ગણાય. દરેક સાહિત્ય-રસિકે એક એક નકલ સંગ્રહવી જોઇએ.

**બાલવાર્તા** ( ભાગ ૪ થો ): સંગ્રાહકઃ રા. ગિજુભાઇ. પ્રકાશકઃ શ્રી દક્ષિણા મૂર્તિ વિદ્યાર્થીભવન, ભાવનગર. ભાવનગરના શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનના સંચાલકો બાલ સાહિત્યના વિકાસ માટે તનતોડ પ્રયત્નો વર્ષો થયાં કરે છે; અને અત્યાર પ્હેલાં એ પ્રયત્નોનાં અનેક શુભ ફળોનો લાભ ગુજરાતના બાલકોને મળ્યો છે. બાલકોની જરૂરીઆતનો ઉંડો અભ્યાસ એ સંચાલકોએ કર્યો છે અને તેમાંય રા. ગિજુભાઇ સૌની મોખરે આવે. એમણે સંગ્રહેલી આ ૨૪ વાર્તાઓ બાલકોને સહજ ગમી જાય એવી, તેઓ હોંસે હોંસે વાંચે એવી છે. પ્રત્યેક કુટુંબમાં આ વાર્તા સંગ્રહોની નકલો બાલકોના માનસિક વિકાસ અને આનંદ માટે સંગ્રહવી જોઇએ.

**અશો જરથુસ્ત્રઃ** લેખકઃ પ્રો. એરચશા જહાંગીર સો. તારાપોરવાળા, એમ. એ., પીએચ. ડી. પ્રકાશકઃ શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન, ભાવનગર.

વિદ્યાર્થીઓ પાસે ઉદાર ધાર્મિકતા ખડી કરવાના ઉદ્દેશથી એ સંસ્થાના નિયામક પ્રો. નૃસિંહપ્રસાદ ભટ્ટે ધર્મ સંબંધી નાના નાના પુસ્તકો પ્રકટ કરવાની શરૂઆત કરી છે. એ માળાનું આ પાંચમું પુસ્તક છે. લેખક પણ ગુજરાતના વાચકવર્ગથી અજાણ્યા નથી અને પારસી હોવા છતાં કવિવર ખબરદારની જેમ તેઓશ્રી શુદ્ધ અને સરળ ગુજરાતી લખી શકે છે. આ પુસ્તક પણ એવીજ સરળ ભાષામાં લખાયું છે અને પયગમ્બર જરથુસ્ત્ર અને તેમના ધર્મ સંબંધી ઉપયોગી માહિતી પુરી પાડે છે. એ પુસ્તક પ્રકટ કરવાનો પ્રો. ભટ્ટનો ઉદ્દેશ સર્વાંશે સફળ થયો છે.

**"ગુજરાતી પંચ"-રજત મ્હોત્સવ અંકઃ** અમદાવાદમાં પ્રકટ થતા સહયોગી "ગુજરાતી પંચ" ને ચાલુ વર્ષમાં ૨૫ વર્ષ પૂરાં થાય છે. એ ૨૫ વર્ષની અસ્ખલિત કારકીર્દી ઉજવવા માટે એ પત્રના ઉત્સાહી તંત્રીએ એક ખાસ દળદાર અંક પ્રકટ કરી પોતાના ગ્રાહકોને ભેટ આપ્યો છે. સંખ્યાબંધ અને વિધવિધ જાતના લેખો, કાવ્યો, વાર્તાઓ અને સ્કેચોથી તથા અનેક ફોટા ચિત્રોથી આ અંકને તેમણે આકર્ષક બનાવ્યો છે. તેમના એ સાહસ અને ઉત્સાહ માટે અમારાં અભિનંદન.




**" ધુધે નાર પાંસરી "**

રશીઆમાં એક જાણવા લાયક કિસ્સો હમણાંજ બન્યો છે. દેશકાળને અનુસરી જાતજાતની રૂઢી આજ યુગ યુગથી ઠામ ઠેકાણે ચાલી આવે છે, તેમાંની એક રશીઅન રૂઢી અનુસાર સ્ત્રીઓને મારવામાં પણ આવે છે. એ રૂઢીનો અંત લાવવા ત્યાંની સ્ત્રીઓએ બળવો કર્યો, અને એમાં જીત પણ મેળવી. કારમાવા નામના એક પરગણામાં એક કોમ્યુનીસ્ટ પક્ષની સ્ત્રીએ જાહેર સભાઓમાં ભાગ લીધો એ કારણને લઇને એના પતિએ એને ખૂબજ માર માર્યો. પરિણામે એનો પક્ષ લઇ પરોશની સર્વે સ્ત્રીઓએ એ-ઠી થઇ એવો સત્યાગ્રહ કર્યો કે કોઇએ પોતાના ઘરનું કંઇ પણ કામ કરવું નહી. અને બધી એક નિશાળના મકાનમાં જઇ બેઠી. રાંધકામ, ઘરકામ, બાળસંભાળ, વગેરે અનેક ગૃહકાર્યમાં પુરૂષોને પોતાની અનાવડત જણાતાં પહેલાં તો ક્રોધ કરી પછી એવા તો નમતા ગયા કે આર પછી સ્ત્રીઓને કદી નહીં મારવાનું સોગંદનામુ લખી આપ્યુ. આ બનાવ સંબંધી વધુ વિગતો રા. ઉમાશંકર દ. વ્યાસના " ગૃહિણીઓનો બળવો " નામે લેખમાં આ અંકમાં આપવામા આવી છે.

આપણા હિંદુ સંસારમાં યે ' ધુધે નાર પાંસરી ' એ સુવર્ણસુત્રને અક્ષરશઃ અનુસરનારા હજી અનેક છે, અને નિર્દયમાં નિર્દય રીતે માર મારવાના પ્રયોગો પણ ચાલુ છે. આ દશા ચાલુ રહેવાનું એકજ સૌથી અગત્યનું કારણ દેખીતી રીતે લાગે તેતો એજ કે અજ્ઞાન અથવા તો પચરાવીને કહીએ તો જ્ઞાનનો અભાવ. પરંતુ જ્ઞાન એટલે સ્થાપિત સંસ્થાઓ દ્વારા જે જ્ઞાન મેળવે છે, એવા જ્ઞાન મેળવનારાઓના પણ એવા દાખલા તો મોજુદ છે કે ભણેલો પતિ ભણેલી પત્નિને ય મારે છે, તો ત્યાં કોનો દોષ કહાડવો ? પ્રજાજીવનનાં અંશઅંશમાં આજે તો અસંતોષ પ્રવેશ કરી બેઠો છે, અને પ્રજાના સાંસારિક જીવનમા તો કદાચ એથીયે વધુ હશે. એ અસંતોષને અંગે જીવન વ્યવહારમાં પતિપત્નિ તરફથી ઉભી થતી દખલગિરિ અનેક પ્રકારની હોય છે, તેમાં આ માર મારવાની પ્રથા તો કેવળ અમાનુષિક અને જંગલી છે. જે દોઢ ડાહ્યાઓ ' ધુધે નાર પાસરી ' નું સૂત્ર શીખવવા બેસે છે, એ બુધજનોને એટલુંજ કહેવું પ્રાપ્ત થાય છે કે જો માણસ જાતજ ભૂલને પાત્ર છે, ને એમાં નર અને નારી બંનેયે ભૂલ કરી કરી શકતાં હોય તો નરની ભૂલ થતાં, " શાથી નર પાંસરો " એનોયે જવાબ ઉપરના સૂત્ર ભેગો મૂક્યો હોત તો ઠીક થાત.

આપણા સંસારજીવનમાં આવો અસંતોષ વધારે પ્રમાણમાં હોવાનું એક કારણ આપણી લગ્ન રૂઢીઓને અંગે પણ છે. મન મેળ વગરના અસંખ્ય કજોડા ગાંઠી ગાંઠી આપણા સાંસારિક તેમજ વ્યવહારીક જીવનમાંથી સારૂં એવું ઘણું કાઢી નાંખ્યુ છે, કે આજે જે કેવળ દયાજનક દશા ભોગવીએ છીએ એમાંથી કેમ છૂટવું એના ઉપાય સુદ્ધાં જડતા નથી.

રશીઅન સ્ત્રીઓએ કરેલો સત્યાગ્રહ પણ રશીઅન સ્ત્રીઓજ પાલવે. કમનશીબે આપણે ત્યાં સ્ત્રીઓમાં એટલો સંપ જોવામાં આવતો નથી. મુખ્યત્વે તો કોઇ જડસાને પોતાની બૈયરને ' ધુધપ્રયોગ, કરતો કોઇ જુએ તો આપણે ત્યાંના બૈરાઓ તો એ નાટક જોવામાં આનંદ માને એવી દશા છે. બાકી તો આ રશીઅન દાખલો પ્રમાણે કરવાની બીકજ જો બતાવવામાં આવે તોયે આપણા પુરૂષ બહાદુરોના રામ ઠંડા થઇ જાય

એ તો હમે નિશંક માનીએ છીએ કારણ 'બુધે નાર પાંસરા 'નું સૂત્ર જો સાચું હોય. તો 'નબળો માટી બૈયર પર શૂરો,' એ સૂત્ર પણ એટલુંજ સાચું છે.

**ગુલામોનો રિવાજ.**

યુરોપના લીગ ઓફ નેશન્સે (રાષ્ટ્ર સંઘે) ગુલામી સંબંધી નીમેલા કામચલાઉ કમીશનનો રીપોર્ટ હમણાંજ પ્રકટ થયો છે. દુનિયાના ખ્રિસ્તિ રાજ્યોમાં ફક્ત એબીસીનીઆજ એક એવો દેશ છે જ્યાં એ પ્રથા હજી ચાલે છે. ત્યાં પણ ૧૯૨૪ મા કેટલાક ધારાઓ પસાર થયા છે, જે અમલમાં મુકવામાં આવે તો ઘણા ગુલામોને પોતાની સ્વતંત્રતા પાછી મળે અને નવા ગુલામો થતાં અટકે. હજી એશિયા અને આફ્રિકામાં કેટલાક એવા પ્રદેશો છે જ્યાં મનુષ્ય જાતિનો પશુની જેમ વ્યાપાર ચાલે છે. રીપોર્ટ જણાવે છે કે હેજાજના પ્રદેશમાં ગુલામી અવસ્થા ભોગવતી ઘણી પરદેશી બાળાઓ છે. દૂર પૂર્વના પ્રદેશોમાંથી એ છોકરીઓને ભગાડી કે ઉપાડી લાવવામાં આવી છે.

રાષ્ટ્ર સંઘ આ પ્રથાને સદંતર નાબુદ કરવાના પ્રયત્નો કરે છે અને તેટલા માટે તેણે જુદા જુદા દેશની સરકારો પાસે રીપોર્ટો માંગ્યા છે. આ ઉદેશ પાર પાડવા માટે એક એવી અગત્યની સૂચના કરવામાં આવી હતી કે ગુલામોને લઇ જનારા વ્હાણોને ચાંચીઆઓને લગતો કાયદો લાગુ પાડવો. પરંતુ તે સ્વીકારાઇ નથી એ અત્યંત ખેદજનક છે. એ સૂચના સ્વીકારાઇ હોત તો ગુલામી વ્યાપારને મજબુતમાં મજબુત ફટકો મારી શકાત. અમે ઇચ્છીએ છીએ કે જે જે દેશની સરકારો પાસે રીપોર્ટો મંગાયા છે, તેઓ બધા આ સૂચના સત્વર અમલમાં મુકવાની માંગણી કરે.

રાષ્ટ્ર સંઘે એક બીજી પણ બારી ઉઘાડી રાખી છે. એ સંઘનો સભાસદ હોય એવો કોઇ પણ દેશ પોતાનો અમુક પ્રદેશ એ પ્રથા ચાલુ રાખવા માટે જુદો પાડી શકે છે અને નિરાંતે એ નિંદ્ય વ્યાપાર ચલાવી શકે છે. આ તકનો લાભ પણા દેશો લેશે એવો ભય રાખીએ તો ખોટું નથી. જે પ્રજાઓ પશુ બળથી બીજી પ્રજાઓ ઉપર હકુમત ચલાવી રહી છે, તે આ બારીનો છૂટથી ઉપયોગ કરી શકશે અને તેમ છતાં જગતમાં સુધરેલા તરીકે ખપશે. રાષ્ટ્ર સંઘની દાનત જો એ રિવાજ નાબુદ કરવાનીજ હોય તો તેણે આ બારી બંધ કરવી જોઇએ.

એક વધુ અગત્યની સૂચના પણ આપી શકાય. જે ગુલામો પોતાના શેઠના દેશમાંથી અને તેમની હકુમતમાંથી ન્હાસી છુટી બીજા કોઇ દેશના પ્રદેશમાં આશ્રય લે તો તે દેશના અધિકારીઓ તેમને તેમના માલીકને પાછા ન સોંપી શકે એવો અંકુશ મુકાવો જોઇએ આ બારી જો ઉઘાડી રખાય તો ઘણા ગુલામો આપોઆપ પ્રયત્ન કરી સ્વતંત્રતા પાછી મેળવી શકશે. અમે ઇચ્છીએ છીએ કે રાષ્ટ્ર સંઘ આ નિંદ્ય પ્રથા નાબુદ કરવા માટે તનતોડ પ્રયત્નો કરશે અને પોતાના સભાસદો ઉપર સખતમાં સખ્ત અંકુશો મુકશે.

**નિશાળમાં ભણતાં બાળકોની શારીરિક તપાસ.**

નિશાળમાં ભણતાં છોકરાંઓના આરોગ્યની સ્થિતિ ફરજીયાત તપાસવાની યોજના મદ્રાસ સરકારે દાખલ કરી છે. તે માટે તે સરકારને ધન્યવાદ ઘટે છે નિશાળમાં ભણતાં છોકરાંઓના આરોગ્યની નિયમિત તપાસ કેટલી આવશ્યક છે તે આપણને સહજ વિચાર કરતાં કદાચ લાગે કે નહિં. હિંદના બાળકોનું મરણ પ્રમાણ ઘણું મોટું છે તેનું એક મુખ્ય કારણ લોકોનું અજ્ઞાન છે તે તો આપણે જાણીએ છીએ અમુક રોગ ચેપી છે કે નહિં. તેનો ચેપ ક્યારે લાગે, વગેરે બાબતમાં તો આપણા લોકો ભયંકર અજ્ઞાન ધરાવે છે. ઘણીવાર બાળકોને આંખ, ચામડી કે એવા બીજા અવયવોને ચેપી દરદો લાગુ પડેલાં હોય તે છતાં નિશાળમાં મોકલવામાં આવે છે. અને તેથી તે રોગ બીજા બાળકોમાં ફેલાય છે, ને તેથી અજ્ઞાનતાને લીધે ઘણું નુકસાન થાય છે. અહિં લોકો અજ્ઞાનતા, વ્હેમ ને ગરીબાઇને લીધે દાક્તરની દવા કે સલાહ લેતાં નથી. તો બાળકોની નિશાળમાં જ નિયમિત તપાસ કરવાનું રાખવામાં આવ્યું હોય તો ચેપી રોગોનો ફેલાવો થતો અટકવાનો સંભવ છે. આ ઉપરાંત તપાસવાની યોજનાથી નિશાળમાં ભણતાં બાળકોને પૂરતો ખોરાક મળે છે કે નહિં તે બાળકોની શારીરિક

સ્થિતિ, ભણવાનો બોજો ખમી શકે તેમ છે કે નહિં, વગેરેની પણ તપાસ રહે તેમ છે. ઉપરાંત અમુક સંસ્થામાં તો તે નિશાળમાં ભણતાં બાળકોને બપોરની રજામાં નાસ્તાનું ખાવાનું પૂરું પાડવામાં આવે છે. આ બહુજ સારી યોજના છે ઘણા બાળકોને માબાપની બેદરકારીને લીધે પૂરતું ખાવાનું પણ નથી મળતું. અથવા તો ઘરમાંથી નિશાળે બપોરે કંઇ વેચાતું મળે તે લઇ ખાઈ લેવા બાળકોને પૈસા આપવામાં આવે છે જેથી બજારમાંની ઉઘાડી કે ગંદી ચીજો વેચાતી લઇને ખાય છે અને તેથી અનેક રોગો થવાનો સંભવ રહે છે. જ્યાં જ્યાં આવી જાતની બાળકોની દરજ્યાત તપાસ રાખવામાં આવે ત્યાં તે તપાસને લગતો રિપોર્ટ નિશાળમાં ભણતાં દરેક બાળકના માબાપને પહોંચાડવાં જોઇએ. કોઇ બાળકને ચેપી રોગ લાગુ પડયો હોય તો તે બાળકને તે દરમિયાન નિશાળમાં આવવાની મનાઇ કરવી જોઇએ. ને તે ઉપરાંત તે રોગના ઉપચાર માટે બાળકને મફત દવા મળી શકે એવો પણ બંદોબસ્ત થવો જોઇએ. નહિં તો એ યોજનાનો પૂરતો લાભ થઇ શકશે નહિ

મુંબાઇની સરકાર પણ આવી બાળકોની તપાસ માટે યોજના કરવાનો વિચાર કરે છે, પણ હજી સુધી કંઇ કર્યું નથી. આશા છે કે આવી યોજના અહિં બધીજ શાળાઓમાં દાખલ કરવામાં આવશે ને સંગીન અને ઉપયોગી રીતે બાળકોની તપાસનું કામ કરશે.



## સાભાર સ્વીકાર

**અલતાફ ( મુંબઇ )** : તંત્રી રા. મણીલાલ હ. મહેતા. વર્ષ ૧ લું; અંક ૪૭-૫૦. વા. લ. રૂ. ૪-૦-૦.

**જૈન પ્રભાવ ( મુંબાઇ )** : તંત્રી રા. ઝવેરી હરજમલ લલ્લુભાઇ. અંકઃ ૪૦-૪૨. વા. લ. રૂ. ૩-૦-૦.

**અનાથરક્ષક ( અજમેર )** : તંત્રીઃ ઠાકુર સરદારસિંહ. ભાગ ૨૪; અંકઃ ૪-૫. અજમેર અનાથાલયનું મુખપત્ર.

**નવરંગ ( મુંબાઇ )** : તંત્રી રા. અરદેશર ખરશેદજી દેસાઇ. પુ. ૧૦ મું; અંક ૫-૮. વા. લ. રૂ. ૪-૦-૦,

**અંગબળ અને આરોગ્ય ( વડોદરા )** : તંત્રીઃ રા. મણીલાલ મો. પાદશાહ અને શ્રી સુલોચનાબ્હેન નં. મ્હેતા. પુ. ૧; અંક ૨. વા. લ. રૂ. ૩-૦-૦.

**દરજી હિતેચ્છુ ( અમદાવાદ )** : તંત્રીઃ રા. ગોકુલદાસ દ. માસ્તર. પુ. ૫ મું; અંક ૫ મો. વા. લ. રૂ. ૧-૮-૦,

**ભાષણ ( મુંબાઇ )**: શ્રી નાગર બ્રાહ્મણ મિત્ર મંડળના ૧૩ મા વાર્ષિકોત્સવના પ્રમુખ રા રાજેન્દ્રરાવ શે. દલાલનું.

**સેવાચંદનો સંવાદ** અને વાર્ષિક ઉત્સવના પ્રમુખ રા. ગીરધરદાસ કુબેરદાસ ગંજવાળાનું ભાષણ. મંત્રી, હિંદુ અનાથાશ્રમ નડિયાદ તરફથી.

**ચોથો રીપોર્ટ** શ્રી વાંકાનેર બંધુ હિતવર્ધક સમાજનો તા. ૧-૧-૨૫ થી ૩૧-૧૨-૨૫ સુધીનો.



એચ. એચ. ધી આગાખાન્સ લેડીઝ વોલંટીઅર કોર—નાઇરોબી.



ચિત્રકાર: ] શ્રાવણ. [ શ્રીમાન પુરૂષોત્તમ.

J. A. P. W. Bombay. 1.




વર્ષ ૩ જું. ઓગસ્ટ ૧૯૨૯. અંક ૧૨ મો.

## સ્મરણ.

(૫૬)

રહ્યું મન એક સ્મરણ ત્હારૂં,
બનોજી તારક-તૃણ ત્હારૂં:

હાથ હૈયું જોડી બે સાથે રામ નામ લીધું'તું,
નવા યૂગનું સબરસ ઝરતું સ્નેહવારિ પીધું'તું:
રહ્યું મન એક સ્મરણ ત્હારૂં.

ભોંય હાથ બે ટેકી ઊંચે ટગરટગર હું જોતો,
હેતમૂર્તિને હસતાં દેખી આનંદે હું રોતો:
રહ્યું મન એક સ્મરણ ત્હારૂં.

ગાઢ-તિમિરમાં હું એકલની અનંત જ્યોત એ મ્હારી,
ઉર મ્હારાને પાવન કરતી શુદ્ધોદકની ઝારીઃ
રહ્યું મન એક સ્મરણ ત્હારૂં.

ઘાસ ગંજીઓ વર્ષા વિચ્ચે ખેતર ટપકી જેવી,
સ્નેહ જીવનમાં સહજીવનની હેતઉર્મિઓ એવી;
રહ્યું મન એક સ્મરણ ત્હારૂં.

પવન ચાકમાં વાય વાયરો કદીક મોડો વહેલો,
ભાવિ હસાવે ભાવિ રડાવે, જીવન ચક્રિના ખેલો,
રહ્યું મન એક સ્મરણ ત્હારૂં.

ત્હને ચિંતવું, ત્હને પૂજવું, તુંમા પ્રાણ બંધાયો;
જનમ જનમ તું દેજે બ્હેનાં ! મોક્ષ પન્થમાં સ્હાયો.
રહ્યું મન એક સ્મરણ ત્હારૂં.

ચંદ્રવદન ચીમનલાલ મહેતા.





# લગ્ન અને સ્ત્રી હૃદય.

સંપાદિકાઃ શ્રી. તારાબેન મોડક.

## ( પત્ર )

પ્રિય બ્હેન,

મને આપણા આ સંસાર ઉપર બહુજ તિરસ્કાર આવે છે. આપણા સંસારમાં સ્ત્રીઓની તો કંઇજ કિંમત હોતી નથી. સ્ત્રી એટલે ઘરકામ કરનારી અને છોકરાં સંભાળનાર એમજ ગણવામાં આવે છે. તેની કોઇ પણ જાતની ઉંચી કિંમત કોઇ કરતું જ નથી. બિચારી અબળા જાત શું કરે ? માબાપ નાખે ત્યાં બિચારી જાય. જ્યાં પરણાવે ત્યાં તેને જવુંજ પડે છે.પછી તેને ગમતું હોય કે ન ગમતું હોય; ગમે એવું હોય પણ શું કરે બિચારી ! જવુંજ પડે છે તેને. તેના ભવિષ્યના સાથી સાથે ફાવતું હોય કે ન હોય. બન્નેના વિચાર એક થતાં હોય કે ન હોય પણ તેણે તો તેની સાથે રહેવું જ પડે. પછી તેની જીન્દગી સુખી થાય કે દુઃખી થાય તે કોઇ જોતું નથી. માબાપ તો પોતાના માથાપરનો ભાર ઓછો કરવા એટલાં બધાં ઉતાવળીયા થઇ જાય છે કે પછી તેઓ બહુ લાંબી તપાસ પણ કરતાં નથી. ને જ્યાં ત્યાંથી લાકડે માકડું અટકાવી મૂકે છે ને પોતાની ફરજમાંથી મુક્ત થયાં એમ સમજે છે. પછી તેઓ નિરાંતે પોતાના દિવસો ગાળે છે. તેમને કોઇ પણ દિવસ એમ ન લાગે કે આપણે સંબંધ તો બાંધ્યો છે ખરો પણ આપણે આપણી છોકરીને પૂછ્યું નથી તેમજ તેને એ બાબતથી માહીતગાર પણ કરી નથી. તેવીજ રીતે છોકરાવાળા પણ પોતાના છોકરાનો કોઇ પણ જાતનો મત લેતાં નથી તે બહુજ ખોટું છે. ખરૂં જોતાં તો બન્નેના લગ્ન કરવાના હોય તેને પોતાને એક બીજાને પસંદ કરી લઇને પછી તેના લગ્ન કરે તો તેઓનો સંસાર સુખી થાય. હાલમાં જે રૂઢીથી લગ્ન થાય છે તે રૂઢીથી તો તેઓના સંસાર તદ્દન વિષમય ને નિરસ થઇ જાય છે ને આખી જીંદગી દુઃખીજ થાય છે. હાલની લગ્નપદ્ધતિથી જે લગ્ન થાય છે તેમાં તેઓના મન તો તદ્દનજ એક બીજાથી જુદાજ હોય છે, માત્ર શરીરનાંજ લગ્ન થાય છે, મનનાં નહિ. જ્યાં લગી મનનાં લગ્ન ન થાય ત્યાં લગી તેઓનો સંસાર દુઃખીજ જવાનો. મારો પોતાનો તો એવોજ મત છે કે પોતે પસંદ કરીનેજ લગ્ન કરે. જ્યારે પોતાને ગમતું મળે ત્યારેજ પોતે પરણે, ત્યાં લગી કુંવારા રહે. ભલે પછી છોકરો હોય કે છોકરી ગમે તે હોય. તેને તેની બુદ્ધિના પ્રમાણમાં શિક્ષણ આપ્યા કરવું તેમજ ગૃહશિક્ષણ પણ જોઇએ તેટલા પ્રમાણમાં આપવું. જ્યારે તેને પોતાને ઇચ્છા થાય ત્યારેજ તેને લગ્ન કરવા દેવું. તેમાં જો તેઓને મદદ જોઇએ તો આપણી સલાહ આપવી. અને તેમના જીવન સુખમય કરવાં એવો મારો મત છે. કે પોતેજ એક બીજાને અનુકુળ આવે તેને પસંદ કરી લે ને પછી પરણે તોજ તેઓની જીંદગી સુખી થશે નહિ તો આ ચાલુ પદ્ધતિએ તો બિચારી

કેટલીએ ગરીબ રાંકને સોસવું પડે છે. તેનો કોઇને પણ ખ્યાલ આવવાનો નથી. મારી પોતાની તો એવીજ માન્યતા છે કે જ્યાં અનેક બિચારી ગરીબ અબળાઓ દુઃખમાં સડે છે ત્યાં સ્વરાજ્યની આશા રાખવી નકામી છે એવો મારો મત છે.

લી. ત્હમારી એક
દુઃખી બ્હેન.

## ( ઉત્તર. )

પ્રિય બ્હેન,

તમે લખેલ હકીકત અક્ષરે અક્ષર સાચી છે. જેવો તમારો અનુભવ છે તેવો આપણા હિંદુ સંસારમાં અનેક બ્હેનોનો અનુભવ થયો હશે, થાય છે અને હજુ પણ જ્યાં સુધી માબાપ પોતે નહિ સુધરે ત્યાં સુધી થશેજ. આપણી સ્ત્રીઓનો ધર્મજ સહન કરવાનો છે. યૂરોપમાં દરેક સ્ત્રી પુરૂષો પોતાની પસંદગીથીજ લગ્ન કરે છે છતાં તે લોકો પણ આપણે માનીએ છીએ તેવા સુખી નથી. તે લોકોની હકીકત સાંભળો તો એમજ લાગે કે પસંદગીના લગ્ન પણ હજારે એકજ સુખી નીકળે છે. ત્યાં કોઇ આપણી જેમ જીંદગી પર્યંત સુખ દુઃખના ભાગી થઇને નથી રહેતા. ત્યા તો જો જરા ન ફાવ્યું તો કોરટમાં જઇને છુટાછેડા કરી નાંખે છે; અને બીજી જગાએ લગ્નથી સંકળાય છે. બીજે ન ફાવ્યું તો ત્યાં પણ તેમજ. હવે આમાં, કેટલાં સ્ત્રી પુરૂષો અરસપરસ પ્રેમથી રહેતાં હશે ? તેનો વિચાર કરો. અત્યારે આપણે ત્યાં પણ ઘણા લોકો પસંદગીના લગ્ન કરે છે, પણ તેમાં કેવળ છેતરાવાજ છે. કદાચ શરૂઆતમાં તેમને એમ લાગે કે બન્ને વચ્ચે સારો પ્રેમ છે. તે માત્ર મહારના દેખાવથીજ માની લે છે અને ખાલી મોહમાં તણાતાં જાય છે. ખરે વખતે બધો ભેદ ખુલ્લો પડી જાય છે. એટલે તેમાંએ હું તો કાંઇ સારૂં પરિણામ જોતી નથી.

અગાઉ આપણા ઋષિમુનિઓ, રાજા, મહારાજાઓ પોતાના પુત્રપુત્રીને સ્વયંવર રચી અથવા પરિક્ષા કરીને પરણાવતા હતા. તેમાં એ બન્ને પાત્રો સરખાંજ હતાં. ઘણી સ્ત્રીઓને પોતાના વિરૂદ્ધ વિચારનાજ પતિ મળતા પણ પોતાના વિચારજ તેને અનુકુળ કરી દેતાં કે બન્ને વચ્ચે કોઇ દિવસ વિરોધ ઉત્પન્ન થતોજ નહિ.

હું એટલું તો ચોકસ માનું છું કે કોઇ દિવસ સ્ત્રી કે પુરૂષ પોતાનો પતિ કે પોતાની પત્ની પોતાનાજ અનુકુળ નહિ શોધી શકે. આમાં એક જણ જો સંયમી હોય તોજ તેનું ગાડું રૂડી રીતે ચાલશે નહિતર દુનિયા તેના ફજેતા તો જુએજ છે.

હા, જો માબાપો સુશીલ હોય અને પોતાના પુત્રપુત્રીનો વિચાર ને વલણ અનુકુળ તેનો સાથી શોધી આપે અથવા તો આપણા જેવા અનુભવ લીધેલા એ કામમાં કંઇક કરી શકે તો આગળની પ્રજા તો બિચારી સુખી થાયજ.

આપણે જો ગૃહસ્વરાજ્ય મેળવવું હોય તો આપણી છોકરીઓના ભવિષ્ય સુધારવાનો યત્ન થવો જોઇએ. અને તે બીજા કોઇના નહિ પણ આપણાંજ હાથમાં છે.

લી. ત્હમારી મોટીબ્હેન.

## થોડો એક પ્રકાશ.

( લેખિકાઃ શ્રી. તારાબેન )

આ બે કાગળો એટલે બે સ્ત્રીઓનો જ્વલંત અનુભવ અને વિચારમાંથી સરી પડેલા આંતરોદ્ગારો. એમાં નથી શબ્દજાળની માયા પથરાએલી; નથી આમતેમથી ભેગા

કરેલા પાશ્ચાત્ય કે શાસ્ત્રોક્ત વિચારોનું આડંબરયુક્ત વિદ્વત્તા પ્રદર્શન. જાત અનુભવના પ્રખર તાપથી હૃદય ગળી જઇ તેમાંથી બહાર પડેલા આ સહજોદ્‌ગારો છે. એનું ભાષાબળ તેની અંદર રહેલા સત્યમાં રહેલું છે, તેના જીવન્તપણામાં રહેલું છે. આ હૃદયના સાદા ને સરલ બોલ હૃદયને સ્પર્શે તેવા છે.

પહેલો કાગળ લખનાર પોતાના કાંઇ અંગત દુઃખ ઉપરથી સમાજમાં સ્ત્રીઓની સામાન્ય સ્થિતિ શું છે એ વિચાર ઉપર ગએલા લાગે છે. એ વિચાર ઉપરથી તેઓ સ્ત્રીઓના દુઃખનું મૂળ કયાં છે તે શોધવા પ્રયત્ન કરે છે. તેમના વિચારમાં કેટલાએ સત્યો પ્રકટ થઇ જાય છે, કે જે વિચારકોને પણ સ્વીકારવા જ પડે. જાત અનુભવની સાથે વિચાર હોય તો દૃષ્ટિ કેટલી ઉંડી અને દૂર પહોંચી શકે છે ?

મનુષ્ય ઉપર દુઃખના જુદાં જુદાં પરિણામો થાય છે.

પોતાના દુઃખને લીધે મનુષ્ય સુખી સૃષ્ટિની ઈર્ષા કરનાર, અદેખાં ને આગળ જતાં બીજાનું અહિત ઇચ્છનાર ને બને તો અહિત કરનાર પણ થઇ જાય છે. તેમનામાં રાક્ષસવૃત્તિ જાગે છે. આવા માણસોની દયા ખાવી ઘટે, અને જગતને તેમનાથી બચાવી લેવા પડે.

બીજાં કેટલાક હતવીર્ય થઈ જાય છે. તેમની ઉપર એકાદું દુઃખ આવે કે તેઓ બધો પુરૂષાર્થ છોડીને નિરાશ થઇને બેસી જાય છે. મૃત્યુની પ્રતીક્ષા એજ તેમનું જીવિત કાર્ય બની જાય છે. એમની પણ દયાજ ખાવી પડે.

ત્રીજો વર્ગ એવો છે જેમનું મન દુઃખથી એટલું કુમળું બને છે કે જે બીજાના દુઃખની કલ્પના કરી શકે; તેના ઉપર વિચાર કરે. એકંદરે દુનિયાનું દુઃખ ઓછું થાય એમ ઇચ્છે; અને તેમ કરવાનો પ્રયત્ન કરે. તેમનું દુઃખ તેમને તેમજ જગતને ઉપકારક થઈ પડે છે. દુઃખથી તેમનામાં સહાનુભૂતિ જાગે છે. તેમનું દુઃખ તેમને મનની કુમળાઈની સાથે બીજાનું દુઃખ દૂર કરવા જરૂર તેવી શક્તિ પણ આપે છે. ઉપરોક્ત કાગળમાં આપણે પોતાની સ્થિતિમાં કેટલીએ સ્ત્રીઓ હશે તેના પ્રત્યેની સહાનુભૂતિ એ આખા કાગળનો ધ્વનિ છે. માટેજ સ્ત્રી જાતિની અસહાય સ્થિતિનું જોરદાર વર્ણન એમાં થઈ શક્યું છે. સાથે સાથે લેખિકા સ્ત્રી જાતિને એમાંથી કેમ બચાવાય એનો પણ વિચાર કરવા લાગે છે. ત્યાં અંદરની શક્તિ દેખાય છે. રૂઢીની સામે બળવો સૂચિત થાય છે. સ્ત્રીસંસાર ને તેથી સ્ત્રીજીવન સુખી થાય એવો ગમે તે ઉપાય સ્વીકારી લેવાની તૈયારી સ્ત્રીદુઃખ તરફની તિવ્ર લાગણીજ બતાવે છે.

**શ્રી તારા બ્હેનનો**
સ્ત્રીહૃદયનો અભ્યાસ ઉંડો છે એ અભ્યાસનો લાભ મનનીય લેખોદ્વારા
**આવતા વર્ષમાં**
વાચકોને સતત્ મળ્યા કરશે. ઉપરાન્ત બાળકો વિષેના એમના અનુભવનો લાભ
**–બાળક અંક–**
દ્વારા આવતા વર્ષમાં વાચકોને મળશે.

લેખિકાએ સુચવેલો ઉપાય અને તેને આપવામાં આવેલો જવાબ એ પ્રશ્ન જીવનનો છે. ઉંડો વિચાર કરનાર આગળ વિચાર માટે ખડોજ છે. પહેલા કાગળમાં આજના પ્રચલિત વ્યવહારનું ચિત્ર છે. તેના ઉપર કડક ટીકા છે. પહેલા કાગળમાં વિવાહમાં જાત પસંદગી ઉપાય સુચવ્યો છે. બીજા કાગળમાં આ ઉપાયની નિષ્ફળતા જણાવી છે. બન્ને

કાગળો વિચારપ્રેરક છે. કેમકે તેની અંદરની દલીલો મજબુત છે.

પહેલા કાગળમાં લેખિકાનું વલણ અન્યાય તરફ સામાજીક પગલાં લેવા તરફ છે, ત્યારે બીજામાં લેખિકાનું વલણ જાતને ખૂબ ઉંચે ચડાવીને પરિસ્થિતિ એ અપરિસ્થિતિ થઈ જાય એમ કરવા તરફ છે. બન્ને વિચારો વિચારવા લાયક છે.

સધસ્થિતિથી થતી હૃદયની પીડા બન્નેમાં સરખીજ દેખાય છે.

આ નાના સરખા બે પત્રોમાં લગ્ન સંબંધી કેટલાએ પ્રશ્નો સ્પર્શવામાં આવ્યા છે. લગ્નમાં મોટાઓની સલાહ, મદદ કે બધી જવાબદારી કે કેવળ જાત પસંદગી, છુટાછેડા કે આજન્મ બંધન, શારિરીક મોહમુલક આકર્ષણ, દેહલગ્નો, મનના લગ્નો, સ્ત્રીપુરૂષ વચ્ચે મતભેદ, મતૈકય કે એક બીજાના મતને આધીન થવું: સંયમી જીવન, સ્ત્રી ધર્મ, પતિ ધર્મ, માબાપ આદિ વડીલોનો ધર્મ, પાશ્ચાત્ય ને પૂર્વાત્ય લગ્નપદ્ધતિનો મુકાબલો ને આખરે આ બધાની સ્વરાજ્ય ઉપરની અસર સુધીના અનેકાનેક વિષયો આમાં આવી જાય છે. જેથી આ કાગળો વાંચીને વાચક-ક્ષણભર તો મનની શાન્તિ ખોઇને ખિન્ન થઈ જાય ને વિચારવા બેસી જાય; એવા એ પત્રો છે એટલે વાંચકો પાસે મુકવામાં આવ્યા છે.



# સખિ ! ચંપો એક.

લેખકઃ દા. "રસેશ."

સખિ ! ચંપો એક મ્હારે આંગણે સુહાય :
આંગણે સુહાય :
મ્હારે આંગણે સુહાય ;
સખિ ! ચંપો એક મ્હારે આંગણે સુહાય :
અજબ સલુણી એની ક્યારડી સુહાય :
ક્યારડી સુહાય !
એની ક્યારડી સુહાય :
સખિ ! ચંપો એક મ્હારે આંગણે સુહાય !
ખીલ્યાં પુષ્પો એની ડાળીએ લૂમે ને ઝૂમે :
લૂમે ને ઝૂમે !
બધી લૂમે ને ઝૂમે !
સખિ ચંપો એક મ્હારે આંગણે સુહાય !
મીઠી એની સૌરભથી બ્રહ્માંડ મ્હેંકી ઉઠે :
બ્રહ્માંડ મ્હેંકી ઉઠે :
સકળ બ્રહ્માંડ મ્હેંકી ઉઠે :
સખિ ! ચંપો એક મ્હારે આંગણે સુહાય :
ફૂલડાં ચૂંટી મધુરાં ખીલેલ એ પૂરાં ;
ખીલેલ એ પૂરાં :
ફૂલડાં ખીલેલ એ પૂરાં :
સખિ ! ચંપો એક મ્હારે આંગણે સુહાય :
ગુંથી માળા એ પુષ્પની પ્રભુજી વધાવીએ :
પ્રભુજી વધાવીએ :
સખિ ! પ્રભુજી વધાવીએ ;
સખિ ! ચંપો એક મ્હારે આંગણે સુહાય;
સખિ ! ચંપો એક મ્હારે આંગણે સુહાય.




# બાળકોની આંખનું રક્ષણ

લેખક: ડૉ. અમૃતલાલ હ. પટેલ.
એમ. બી; બી. એસ. વિ. હેલ્થ ઓફીસર, સુરત.

ભારતવર્ષમાં આંધળા માણસોની સંખ્યા લાખોની છે અને તેમાંથી ઘણા ખરાની આંખો બચપણમાં ગયેલી હોય છે. આપણા કમભાગ્યે બાળકોના અંધાપાની ગંભીરતાનો આપણને હજુ પુરેપુરો ખ્યાલ પણ નથી તો પછી બાળકોને અંધાપામાંથી બચાવવા માટે કોઇ યત્ન તો આ દેશમાં શેનો થાય ?

સાધારણ તપાસ કરવાથી પણ માલુમ પડયું છે કે આ દેશમાં જેટલા અંધ માણસો છે તેમાંથી લગભગ ૮૦ ટકાની આંખો બચપણમાં જ ગયેલી હોય છે અને તે ફક્ત બેજ રોગથી; જે રોગના નામ " જન્મ પછી તરતજ આંખનું આવવું " અને "શિતળા".

આ દેશમાં જન્મતાં લગભગ ૯૫ ટકા બાળકોનો જન્મ, આપણા દેશમાં હસ્તી ધરાવતી અજ્ઞાન દાઇઓના હાથથી થાય છે અને જન્મ વખતે જરૂરી સ્વચ્છતા નહિ રખાવાથી અને પ્રસુતિ સમયે વપરાતા કપડા અને સાધનો ગંદા હોવાથી તથા દાઇના હાથો અસ્વચ્છ હોવાથી આપણાં બાળકોની આંખો જન્મ પછી તરત સુજી જાય છે, તેમાં પરૂ થાય છે અને આખરે આંખ ફુટી જાય છે. ઇશ્વરની અદ્દભુત શક્તિ અને મનુષ્યને પ્રભુએ અર્પણ કરેલી અમુલ્ય વસ્તુઓમાં આંખ લગભગ પ્રથમ સ્થાન ભોગવે છે. આવી અમુલ્ય વસ્તુનો વિનાશ, ખીલતી કળી સમા અને નિર્દોષ બાળકની જીંદગીની શરૂઆતમાં જ જાણ્યે અજાણ્યે માબાપ અને દાઇનાં અજ્ઞાનથી થાય છે. પરંતુ આ ગુન્હા માટે દાઇનો જરાપણ દોષ નથી. જનસમાજની ફરજ છે કે પોતાના બાળકોના હિત ખાતર દાઇઓને યોગ્ય શિક્ષણ આપ્યા પછી જ તેને દાઇનો ધંધો કરવા દેવો. અને જે દાઇઓને શિક્ષણ ન મળ્યું હોય તેમની પાસે પ્રસુતિનું કાંઇ પણ કાર્ય કરાવવું નહિ.

અસ્વચ્છતાને લીધે જે દરદ આંખમાં પેદા થાય છે તેને અંગ્રેજીમાં Opthalmia Neonatorum કહે છે. જે સ્ત્રીને પ્રમેહની બિમારી લાગુ પડી હોય છે તેના બાળકને આ રોગ ઘણે ભાગે થાય છે. જનનેંદ્રિયના માર્ગમાં પ્રમેહના જંતુઓ ભરાઇ રહે છે અને બાળકના જન્મ સમયે તેનો ચેપ બાળકની આંખમાં લાગે છે અને જો તેનો તાત્કાલીક અને સાવચેતીથી ઉપાય ન કરવામાં આવે તો બાળકને ઇશ્વરે અર્પેલી અમુલ્ય આંખોનો માણસના અજ્ઞાનથી સદાને માટે નાશ થાય છે. આ રોગ ઉપરાંત કોઇપણ બીજા જંતુઓ કે જે જનનેંદ્રિયના માર્ગમાં પરૂ પેદા કરી શકે છે તેનાથી પણ બાળકની આંખો આવે છે અને તેમાં પરૂ ઉત્પન્ન થઇ તે

આખરે આંખ ફુટી જાય છે અથવા આંખની કીકી ઉપર પડળ આવી જાય છે.

માબાપને થતા ભયંકર અને છુપા રોગોની અસર તેમના નિર્દોષ બાળક ઉપર કેવી થાય છે તે દરેક મનુષ્યે જાણવું જરૂરી છે. સેંકડો બાળકો જન્મથીજ આંધળા લુલાં પાંગળા અને રોગગ્રસ્ત કેમ થાય છે તે નગ્ન સત્યનું અહિં વર્ણન કરવામાં આવે તો વૈદકના જ્ઞાનથી અજાણ એવા લોકો ચોંકી જાય નિર્દોષ બાળકોના આવા દુઃખદાયી રોગોની શોકજનક કહાણીઓ ડોકટરો દરરોજ સાંભળે છે અને બાળકના રોગરૂપી ચિત્રોમાં માતપિતાનાં પાપ પ્રત્યક્ષ જુએ છે. ખોટી સભ્યતાને ખાતર આવી વાતો જનસમાજ સાધારણ રીતે સાંભળતી નથી અને તેના સંભળાવનાર ઉપર અસભ્યતા અને નિર્લજ્જપણાનો દોષ મુકે છે. બાળકની આંખને જો જીભ હોત તો તે પોતાની જાતેજ પોતાનું દુઃખ રડત. ઘણાં ડાકટરી વિષયો એવા નાજુક છે કે તેનું સાધારણ મનુષ્ય પાસે વર્ણન કરવું મુશ્કેલ છે. પરંતુ જનસમાજ સાંભળવા નથી ઇચ્છતી તેવી કેટલીક બાબતોજ જગતમાં ભયંકર રોગોનો ફેલાવો કરે છે અને સેંકડો નિર્દોષ મનુષ્યોના જીવ લે છે.

અજ્ઞાન અને લોલુપ્ત પતિની બેદરકારી અને વિષયલાલસાને લીધે સેંકડો નિર્દોષ નારીઓ ભયંકર રોગોના પંજામાં સપડાય છે અને તે રોગોનો વારસો પોતાના પ્યારા અને નિર્દોષ બાળકોને, ક્રમને આપે છે. આવી એક અબળાનો પોકાર લંડનના એક વર્તમાન પત્રમાં છપાયો હતો તેનો અક્ષરસઃ ઉતારો નીચે મુજબ છે:—

"મારા લગ્ન ઓગણીસ વર્ષની વયે એક બત્રીસ વર્ષના માણસ સાથે થયાં. મારા માતપિતાની ફરજ હતી કે તે શખ્સની પાસેથી તંદુરસ્તીનું પ્રમાણપત્ર રજુ કરાવવું. તે શખ્સના ડાકટરની ફરજ હતી કે તે માણસ જે ભયંકર રોગથી પીડાતો હતો તેની મને અને મારા પિતાને જાણ કરવી. પરંતુ મારા અજ્ઞાન માતપિતા અને તે ક્રુર ડાકટર આ બાબતમાં તદ્દન ચુપ રહ્યાં. તેનું પરિણામ એ આવ્યું કે મારૂં વ્હાલુ અને નિર્દોષ બાળક મારા પતિના રોગનું ભોગ થઇ પડયું. મારા બાળકની આંખો કમજોર છે, તેની પાંપણો સફેત થઇ ગઇ છે અને તેની ચામડી ખરાબ થઇ ગઇ છે. અને તેના ઉપર બે વખત તો ઓપરેશન કરવાં પડયાં છે, મારી પુત્રીના તો તેથીએ બુરા હાલ છે. વ્હાલા વાંચક ! સ્ત્રી તથા બીજા મનુષ્યો, મારા વ્હાલાં બાળકોના આ દુઃખ અને તેમની આ રોગગ્રસ્ત જીંદગી મને કેટલું દુઃખ અને પીડા કરે છે તે સહેલાઇથી સમજી શકશો."

જગતમાં આવી અનેક અબળાઓ હશે કે જેમની પોતાની તથા જેમના બાળકોની હૃદયદ્રાવક કહાણી જગતને કહેવાઇ નથી, તેમજ વર્તમાનપત્રમાં છપાઇ નથી. ઇગ્લંડમાં જેટલા આંધળા બાળકો છે તેમાંનાં લગભગ ૧૫ ટકાને અંધાપો જન્મ પછી તરતજ લાગુ પડેલા આંખના રોગને લઇને

(૪) આંખ ચોંટી જતી હોય તો પાંપણની ધાર ને સ્વચ્છ વેસેલીન અથવા ગરમ કરીને પછી ઠંડુ કરેલું સ્વચ્છ ઘી લગાડવું. આમ કરવાથી આંખ ચોંટશે નહિ.

(૫) આ કાર્યમાં બે માણસો હોય તો આંખ સારી રીતે ધોવાય. બાળકની આંખને અડકતાં અગાઉ આંખ ધોનાર અને તેને મદદ કરનાર બન્ને માણસે આંગળાના નખ વધેલા હોય તો કાઢીનાંખવાં અને બન્ને હાથને સાબુ અને ગરમ પાણીથી ધોયા પછીજ બાલકની આંખને અડવું. આંખ ધોવાનું પાણી ઉકાળીને પછી તેને બાળકને સહન કરી શકે તેવું સ્હેજ ગરમ રહે ત્યાંસુધી ઠરવા દેવું. આંખ ધોવા માટેનું મલમલ, લીન્ટ કે રૂને અગાઉથી સ્વચ્છ પાણીમા ઉકાળીને પછીજ વાપરવાં.

છેવટમાં શિતળાના રોગથી આંખ જતી અટકાવવા માટે લખવું જરૂરી છે કે બાળકને છમાસ પુરા થાય કે તરતજ શિતળા ટંકાવવા અને જો ગામમાં શિતળાનો રોગ ચાલતો હોય તો બાળકના જન્મ પછી ગમે તેટલી વ્હેલી મુદતમાં શિતળા ટંકાવવામાં જરાપણ નુકશાન નથી. શિયાળો આવેજ શિતળા ટંકાવાય તે માન્યતા સાચી નથી. ગમે તે રૂતુમાં શિતળા ટંકાવી શકાય છે શિતળાનો રોગ ચાલતો હોય ત્યારે બાળકની પાસે કોઇ પણ બહારના માણસને આવવા દેવું નહિ. આ રોગથી આંખને બચાવવા માટે આટલી સૂચના બસ થઈ પડશે. બાળકને ભવિષ્યની જીંદગીમાં પણ સદંતર શિતળાના રોગથી બચાવવા માટે તેને સાતમે વરસે ફરીથી એક વખત શિતળા કઢાવવા જોઇએ.



## અમેરિકામાં સ્ત્રીઓની આવક

૧૯૨૧માં દોઢ કરોડથી વધારે આવકવાળો એક જ સિ઼લો નીકળ્યો. આગલા વર્ષમાં ચાર હતા. ૯૦ લાખથી સવા કરોડ વચ્ચેની આવકવાળા પાંચ હતા, જેમાં એક તો સ્ત્રી હતી ! ૬૦ થી ૯૦ લાખ વચ્ચેવાળા ત્રણ અને ૩૨ લાખવાળા ૨૧ હતા, જેમાં પાંચ સ્ત્રીઓ હતી ! એકંદર ૩ હજાર ઉપરાત આવકવાળા ૨૪ લાખ હતા અને ૩ હજારથી દોઢ કરોડની વાર્ષિક આવકવાળા એકંદરે ૬૬ લાખ ઉપરાંત હતા ! તેમાં ૩૨ લાખથી વધારે આવકવાળા ૨૧, ૧૬ લાખથી વધારેવાળા ૬૩, ૧૨ લાખથી વધારેવાળા ૬૪, એમ લાખ ઉપરાંતવાળા એકંદરે ૨૫૧૬૭ હતા !

# ભાઈ મ્હારો ભોજ રાજા રે



ભાઇને પારણે પરીઓ નાચે;
પાંજરે મોર ને ચકોર—
ભાઇ મ્હારો ભોજ રાજા રે.
ભાઇને આંગણે હાથીડાં ઝુલે;
ઘોડલાની ધમસાણ ઓર—
ભાઇ મ્હારો ભોજ રાજા રે.
ભાઇને બેસણ રેશમ ગાલીચા;
હીરા રત્ન જડિત્ર હિંડોલ—
ભાઇ મ્હારો ભોજ રાજા રે.
ભાઇને ભુવન વૈડૂર્યમણીના;
રૂડા સંગે-મરમરનો ચોક—
ભાઇ મ્હારો ભોજ રાજા રે.
ભાઇને ખેલણ પવનવેગી ઘોડો;
ભાઇ ચાલે અગાડી રોજ—
ભાઇ મ્હારો ભોજ રાજા રે.
ભાઇને ફરતી માનવીની ફોજે;
નેકી પોકારે સંતલોક—
ભાઇ મ્હારો ભોજ રાજા રે.
ભાઇને બગીચે આંબા ને આસો;
યાંત્રિક ફુવારા ને હોજ—
ભાઇ મ્હારો ભોજ રાજા રે.
ભાઇને સોબતી કવિ ગ્રંથકારો;
શ્લોકે, આપે સવા મહોર—
ભાઇ મ્હારો ભોજ રાજા રે.
ભાઇને નોતરે આલમના રાજવી;
ભાઇ ઉઠે પ્રભાત પેલાં પહોર—
ભાઇ મ્હારો ભોજ રાજા રે.

"સરળ."



# વીરાંગના.

લેખિકા: સૌ. કાન્તા ધીરજલાલ ખાંડવાળા.

**આ**જ રત્નેશ્વર રાજ્યમાં મહા ઉત્સવ હતો. રાજકુમારી વીરાનાં લગ્ન હતાં. ગામમાં તોરણો બંધાયા હતાં; ધ્વજાઓ ફરફરતી હતી. રાજમ્હેલમાં દીપકો ઝળહળતાં હતાં, ઝરૂખાઓ, ભીંતો અને મ્હેલની બારીઓ રંગબેરંગી દીપોથી પ્રકાશતી હતી આજ આ નાના રાજ્યમાં ધામધુમ હતી. ઘેર ઘેર આનંદનાં ચિન્હો જણાતાં હતાં.

રાજકુમારીનાં લગ્ન એક મોટા રાજ્યના પાટવીકુંવર કેસરીસિંહ જોડે થનાર હતા. રાજકુમારની કિર્તિ સારી ફેલાયલી હતી. ભલો, ભોળો, શૂરવીર રજપુત કુમાર યુવરાજપદને પામ્યો હતો. રાજકુમારનું વય વીસ વર્ષનું હતું, વીરા પંદર વર્ષની રૂપવતી બાળા હતી. રાજ્યનો પરસ્પર સંબન્ધ વધે તેથી આ સબન્ધ વધુ ઇષ્ટ લેખાયો.

રાજકુમારે વીરાના નામનો ઘણા કાળથી પરિચય કરી લીધો હતો. વધુમાં મિત્રમંડળને મુખે તેની પ્રસંશા સાંભળી હતી. આથી તેને રાજકુમારીની ઝંખના થાય એ અસ્વભાવિક ન્હોતું.

વીરાના લગ્નને દિવસે જેટલી દરેક બાળાને હોંસ થાય તેટલીજ હોંશ હતી. બાળા ચતુર રૂપવતી હતી. એના કાળને અનુસરી ઘોડે બેસતી, શીકારે જતી. તરૂણ બાળાના હૃદયનાં ઊંડા પડો ઉઘડવા માંડયા હતાં. છતાંય રાજકુમારના વિચાર કરતાં ભાન ભૂલી ન્હોતી જતી. પ્રેમનુ દીવાનાપણું હજુ ન્હોતું આવ્યું.

આજ સર્વ સખીઓને મન ઉત્સવ હતો. સર્વ વીરાને ચીડવતી હતી. વસ્ત્રાલંકાર સજાવતી હતી અને ઓવારણાં લેતી હતી.

રાજકુમારીનાં લગ્ન થયાં, ભવિષ્યનાં અજાણ સવ આ આનંદમાં નાહી રહ્યાં.

( ૨ )

દિવસો વીત્યા. વીરામાં ય થોડો ફેરફાર થયો હતો. તેની આંખો લજ્જાથી નીચી નમતી હતી. ગોરા ગાલની લાલીમાં યુવાનીની લાલિમા, યુવાનીની મસ્તી હતી. રાજકુમારના વિચારો આવતાં તેને માટે પૂજ્યભાવ અનુભવવા લાગી. પ્રેમ શી ચીજ છે તે કંઈક સમજતી પણ પ્રેમનો અનેરો લ્હાવો લેવા પ્હેલા પ્રેમનો કટોરો ઢોળાઇ જશે કે કેમ તેનું ભાન એ બાળાને ન્હોતું. એ અદ્દભૂત ચીજ કોઈકનેજ મળે.

સાસરેથી આણું આવવાનું હતું, એ વાત ચાલતી હતી. વીરાનું હૃદય આનંદના હિંચે ઝોકા ખાવા લાગ્યું.

આ વાત ચાલતી હતી એટલામાં પાસેના રાજ્યની આંખમાં આ ન્હાનું, સુંદર, રસાળ રાજ્ય ખુચ્યું. તેના પર ચઢાઇ લઇ જવાની સર્વ તૈયારીઓ થઇ રહી. આ રાજ્ય ન્હાનું હોવાથી વીરાના પિતાને ચિંતા થઇ. વૃદ્ધ થયા હતા; ચિંતાથી વધારે વૃદ્ધ દેખાવા લાગ્યા. રજપુતનું લોહી ઉછળતું હતું, છતાંય મોટા રાજ્યની સામે ટકી શકાય એ આશા

વ્યર્થ લાગી. હાલ થોડા કાળની શાંતિને લીધે સર્વ અવ્યવસ્થા હતી. સર્વ તૈયારીઓ કરવાની હતી. વીરાના પતિને યુદ્ધમાં સ્હાય કરવાનું કહેણુ મોકલ્યું. પ્રત્યુત્તરની રાહ જોવાતી હતી. એટલામાં દુશ્મનોએ ઘેરો ઘાલ્યો. રાજા અર્ધ તૈયારીએ કિલ્લાનો બચાવ કરવા લાગ્યો.

વીરાનું રજપુત લોહી ઉછળી રહ્યું. રજપુતાણીના સર્વ ગુણો વીરામાં હતાં. યુદ્ધમાં ઉતરવાની તીવ્ર ઇચ્છા થઇ અને લડાયક દીકરીએ પિતા પાસે રજા મેળવી.

આજ સારાય રત્નેશ્વર રાજ્યમાં વિસ્મયતા પ્રસરી રહી હતી. સર્વ વીરાની પ્રશંસા કરવા લાગ્યાં.

યુદ્ધની ઘોષણા થઇ રહી હતી. બંને સેનાઓ વચ્ચે શસ્ત્રોના અવાજો ગગન ભેદી નાંખતાં હતાં. મનુષ્યોના જીવનની ગણત્રી ન હોય તેમ હજારોનો સંહાર થતો હતો. વીરાએ શસ્ત્રો સજ્યા અને જોગણીમાતાની જેમ અરીઓનો સંહાર કરી તેના મસ્તકોથી ખપ્પર ભરવા લાગી. મરણીયા થઇ સર્વ લ્હડતાં હતાં.

શત્રુઓનું દળ બહુ હતું. શત્રુ સેનાનો નાયક એ રાજ્યનો નાનો કુંવર હતો. કુમાર અમરસિંહ નાનો હતો, પણ શૂરવીર હતો. યુદ્ધમાં સિંહ સમો ગર્જતો હતો. કુમારની વય વીસ બાવીસ કરતાં વધારે ન્હોતી.

વીરા પણ શત્રુઓના દળને ભેદી રહી હતી. તેની સામે શત્રુ પક્ષનો મુખ્ય સેનાપતિ લ્હડતો હતો. સેનાપતિનું શરીરબળ જબરૂં હતું તો વીરાનું મનોબળ જબરૂં હતું. વીરાએ યુદ્ધમાં તેને હંફાવ્યો, અને નજર ચુકતાં મસ્તક ધડથી છુટું કરી દીધું, વીરાનું સાહસ અમરસિંહ દૂરથી જોઇ રહ્યો.

અમરસિંહને લશ્કરમાં ફાટ પડવાની ધાસ્તી લાગતાં તેણે ત્યાં જઇ સેનાપતિની જગ્યા લીધી. વીરા આ યુવક તરફ જોઇ રહી. ઘણાંય રજપુતો જોયા હતા પણ આ પુરૂષ એનું ધ્યાન ખેંચી રહ્યો. વીરાંગના સર્વ તૃણવત લેખતી હતી. પણ આ પુરૂષની ગંભીર મુખમુદ્રા, વિશાળ નેત્રો, ક્ષત્રિયવટ બતાવતું તેનું અભિમાની નાક, તેનું ઉંચું અને પ્હોળું તરૂણાવસ્થામાં પ્રવેશ કરતું પ્રચંડ શરીર મોહક હતું. વીરાને આ આકૃતિ પ્રશંસનીય લાગી પણ રજપુતાણીને શત્રુની પ્રશંસા કરવી ન રૂચી. વીરા એ વિચાર બાજુએ મુકી સામે આવતા મનુષ્ય સાથે યુદ્ધ કરવા સજ્જ થઇ.

અમરસિંહ તલવાર ફેરવતો તેની તરફ આવ્યો, પણ એક સ્ત્રી સામે યુદ્ધમાં ઉતરતાં રજપૂત અચકાયો. પણ વીરાએ તલવારનો ઘા કરવાની તક લીધી અને પોતાના બચાવમાં સામે તલવાર ધરતાં બન્ને તલવાર અથડાઇ અને અમરસિંહ આ ભડાકા અને ચમકારામાં વીરાનું રૂપ જોઇ રહ્યો. તલવાર પોતાનું કામ કરતી અટકી પડી હોય તેમ ક્ષણમાત્ર સંબન્ધ તોડવાને બદલે બાંધતી હોય તેમ વળગી રહી અને તરત છૂટી પડી. આ મુક યુદ્ધ ચાલતું હતું ત્યાં વીરાના ભાઇએ બન્નેને જોયાં.

વીરાનો ભાઇ બ્હેનની વ્હારે ધાયો, અમરસિંહને તેની સાથે જબરૂં યુદ્ધ મચ્યું, વીરાએ પણ બે ચાર ઘા અમરસિંહ પર કર્યા. બે ચાર વખત અમરસિંહે વીરા તરફ દૃષ્ટિપાત ફેંક્યા. વીરા જુસ્સાથી લડી રહી હતી. અમરસિંહના હૃદયમાં વીરાનું નાજુક છતાં પ્રતાપી મુખ, ગંભીરતા છતાં આંખોની ચંચળતા, અને મુખ પર વીરાજનું રજપુતાણીનું ગૌરવ અને તેજ વસી ગયાં. અમરસિંહને યુદ્ધ બંધ કરવાનું મન થયું.

આખરે આ યુદ્ધમાં વીરાનો ભાઇ પડ્યો અને વીરાએ ચીસ પાડી. અમરસિંહ પર ઘા કર્યો અને મૂર્છિત થઇ ગઇ. અમરસિંહને કંઇ ન સુજતા ત્યાં બેસી ગયો અને વીરાને પવન નાખવાં લાગ્યો. સંધ્યાના આછા રંગમાં અને યુદ્ધમાં તલ્લીન થયેલાઓએ આ દુશ્મનના નાયકને ન જોયો.

વીરાની મૂર્છા વળી ગઈ, આંખો ખોલતાં પવન નાંખતા અમરસિંહને જોયો. એની આંખોમાં તરવરતો સ્નેહ જોયો અને પ્હેલી તો લાગણી અનુકંપાની અનુભવી. વીરા એક પળ સ્થિર પડી રહી પણ બીજીજ પળે પોતાની સ્થિતિનું ભાન આવ્યું. એકદમ ઉઠી. બંધુનો મૃતદેહ જોયો અને વૈર ખડું થયું. અમરસિંહ સાંથી ચાલ્યો ગયો.

[ ૩ ]

જગત પર રાત્રિ પડી. અમરસિંહના હૃદયમાં પણ આશાનો દીપ હોલવાઇ ગયો અને અમાવાસ્યાની રાત્રિ જેવી નિરાશા છવાઇ રહી.

બંને બાજુના લશ્કર શાંત હતાં. કેસરીસિંહ લશ્કર લઇ આવી પ્હોંચે છે એવા ખબર મળ્યા. વીરાના સૈન્યમાં આનંદ છવાઇ રહ્યો. એટલામાં વીરાના ભાઇના રણમાં પડવાના સમાચાર વીજળી વેગે પ્રસરી રહ્યા. વૃદ્ધ પિતાને સખ્ત ઘા લાગ્યો. આંખમાંથી આંસુનું ટીપું ન પડયું, પણ મરણીયા થઇ લડવાનું ઝનુન વ્યાપી ગયું.

અમરસિંહ પોતાના તંબુમાં આવ્યો. એનું હૃદય જાણે જ્વાલામુખીથી ભભુકતું હતું. એ પ્રેમનો અગ્નિ એને બાળી ભસ્મીભૂત કરી દેતો હતો. એને યુદ્ધમાંથી નાશી જવાનું મન થયું. એનું દુઃખ તો જાણે આભ ફાટે એવું કેમ ન હોય !

આ વિચારમાળા ચાલતી હતી ત્યાં દૂતે આવી ખબર આપ્યા કે કેસરીસિંહનું લશ્કર આવી પ્હોંચે છે. બીજા દૂતે આવી બે જણ મળવા આવ્યાના ખબર કર્યા. અનેચ્છાએ તેઓને અંદર બોલાવ્યા.

આ બન્ને જણ રત્નેશ્વર રાજ્યના પડતીના પડઘા સમાન હતાં. બન્ને જણ પ્હેલા સારે હોદ્દે હતાં. દરબારમાં તેમનું વટ સારૂ હતું પણ રાજ્યખટપટમાં માથું મારતાં કંઇ ફાટ પડી અને રાજાએ તેઓને કાઢી મૂકયાં. વેરીલી જાતે પોતાનું વેર લેવાની સારી તક જોઇ, અને તેઓ અમરસિંહની મુલાકાતે આવ્યા હતા. અમરસિંહને પોતે મદદ કરી આ રાજ્ય હાથ કરવાનું વચન આપવા આવ્યા હતા. અમરસિંહે એ વાત સાંભળી. આ અણઘટતું લાગતું પગલું લેવા તેણે ના કહી. વીરાના વિચારે તેની ના વધારે દૃઢ કરી. બન્ને નિરાશ થઈ ચાલ્યા ગયા.

તેઓ પોતાનું કાર્ય પાર પાડવા એટલા ઉત્સુક હતા કે પ્રધાન પાસે ગમે તેમ વચન લેવા નિશ્ચય કર્યો. વયોવૃદ્ધ પ્રધાનને આમાં કંઇ ખોટું ન લાગ્યું. વળી અનુભવે શીખવ્યું હતું કે એતો મુત્સદીપણું કહેવાય. નીતિનિપુણ પ્રધાને અમરસિંહને સમજાવી આ વાત કબૂલવાનું વચન આપ્યું. પ્રધાનને તો વિજય

હવે નક્કી લાગ્યો. તેને જાણે કેટલીય નિવૃત્તિ મળી હોય તેમ તે મલકાયો.

આવા કંઇ પ્રપંચોમાં રાત્રિ વહી જતી હતી. સૈનિકો નિદ્રાધીન થઇ ગયા હતા. અમરસિંહ અર્ધ નિદ્રાવસ્થામાં વીરાને નિહાળતો હોય તેમ અનુભવવા લાગ્યો.

સર્વત્ર અખંડ શાંતિ હતી. વીરાના તંબુમાં જુદીજ ઘટના હતી. તેને શાંતિ ન્હોતી. બંધુનું વેર લેવાના નિશ્ચય પર તે આવી. આ વિચાર આવતાં સામે અમરસિંહની મૂર્તિ ખડી થઈ. તેની સ્નેહભરી આંખો ચક્ષુ સમક્ષ ખડી થઇ. શત્રુની કન્યા તરફ આ પક્ષપાત જોતા નવાઈ અને માન ઉપજ્યાં. કંઈ અવનવા અનુભવોમાં તણાવા લાગી અને થોડી પળો દીવાની જેવી થઇ ગઈ. હૃદય પતિવ્રત ધર્મને શરમાવતું લાગણીને માર્ગ દોડયું. સંયમ સરી ગયો. આ સ્વપ્ન થોડી ક્ષણો ચાલ્યું પણ ઓચિંતી સ્વપ્નાવસ્થામાંથી જાગી. ધર્મની લાગણી સતેજ થઇ. તેનું અંતઃકરણ વધારે સ્વચ્છ થયું.

રાત્રિના ત્રીજા પ્રહરે તંબુ બ્હાર નીકળી વિશ્વાસુ દાસી અને કેટલાક માણસો સાથે વીરા શસ્ત્ર સજી બ્હાર પડી. એને વેર શિવાય કંઇ સુજતું ન્હોતું. રાજકુમારીને કોઇ અટકાવી શકે એમ ન્હોતું. અમરસિંહની છાવણી કિલ્લાથી થોડે દૂર હતી. વીરા ત્યાં જઇ પ્હોંચી.

અમરસિંહના પ્હેરગીરો નિશ્ચિંતપણે પ્હેરો ભરતાં હતાં ત્યાં વીરાના માણસે તેઓને મારી નાંખ્યા. વીરા તંબુમાં દાખલ થઇ. એક નાનો ઝાંખો દીવો બળતો હતો. વીરા સર્વ વસ્તુઓ જોવા લાગી. આછા પ્રકાશમાં સર્વ વસ્તુઓ ગંભીરતા ધારણ કરતી હોય એમ લાગ્યું.

વીરા રાજકુમાર સુતો હતો તે તરફ ફરી. તેનું પ્રચંડ શરીર, મોહક મુખ, આછા તેજમાં દીપતાં હતાં. તેનાં શ્વેત વસ્ત્રો વધારે શ્વેત લાગતાં હતાં. વીરાએ કમરમાંથી કટાર કાઢી. આ મૃત્યુ સમાન શાંતિમાં તેનું હૃદય ધડકતું હતું. અમરસિંહના માથા પાસે ઉભી રહી. કટાર હાથમાં હતી પણ હૃદય હાથમાં ન્હોતું. નિર્દોષ પુરૂષનો અને તે પણ પોતાનો પ્રિયજન તેનો ઘાત કરતાં એનું હૃદય કેમ ન ધડકે! ફરજ અને પ્રેમની વચ્ચે તે ઝોલા ખાવા લાગી. વેર કરતાં તો પોતાના પિતાને ચિંતામુક્ત કરવા વીરાએ આ કાર્ય કરવાનો નિશ્ચય કર્યો.

સમાજની વેદી પર તે પ્રેમનો ભોગ આપતી હતી. એ ઉજ્જ્વલ પવિત્ર પ્રેમ સંસારિક બંધારણોથી અપવિત્ર લેખાયો. તેણે કટાર ઉંચી કરી અને હૃદય ડગમગે તે પ્હેલાં તો અમરસિંહના હૃદયમાં ઘા કર્યો. ઘા તીક્ષ્ણ હતો. અમરસિંહે ચીસ પાડી, પણ વીરાએ અટકાવ્યો. સ્વપ્નામાં જોયેલી સુંદરીને કાળરાક્ષસી સમી જોઇ તે ક્ષોભ પામ્યો.

કાર્ય કરતાં તો કર્યું પણ હૃદય વલોવાઇ ગયું. અશ્રુધારા વહેવા લાગી. ખાટલા પાસે ધુંટણીએ પડી અમરસિંહને કહેવા લાગીઃ "રાજકુમાર, આ ઘાતકી ક્ષમાને યોગ્ય છે. તમારો ઘાત કરતાં મારા હૃદયનું મૃત્યુ થઇ ચુક્યું છે. જો મૃત્યુ પામતાં એટલું કહે શાંતિ વળે તો કહી લેવા દો કે આ દેહ ભલે પરનો હોય, હૃદય તો તમારૂંજ છે, રાજકુમાર!" ... વીરાનો શ્વાસ છુટયો. તે ડુસકાં ભરવા લાગી.

રાજકુમાર પ્હેલાં કંઇ ન સમજ્યો, પણ ધીમે ધીમે સર્વ સ્પષ્ટ થયું. ઘાની દરકાર ન કરતાં ઉઠી વીરા પાસે પડયો. પ્રેમની ઘેલછામાં તે આ પાપ કરનારીને પોતાના હૃદયમંદિરની દેવી ગણવા લાગ્યો. તેણે કહ્યુંઃ "જીવનાં મુએલા કરતાં તો આ અત્યંત શ્રેયસ્કર છે. વીરા, મૃત્યુની મને પરવા નથી પણ ફરી આ તુચ્છ જીવને મૃત્યુ પછી સંભારજે...પાણી..."

આમ બોલતાં તેનો જીવ ઉડી ગયો. પ્રતાપી પુરૂષ મૃત્યુની શાંતિમાં શાંત થયો.

વીરા સ્તબ્ધ થઇ ગઇ. મૃત્યુ પામેલા પુરૂષને જોઇ રહી. એકદમ પાસે બેઠી. જીવતાં જેની તરફ કંઠોર હતી તેને મૃત્યુ પછી આંસુઓથી પ્હલાળવા લાગી. પત્થરમાં ચેતન મૂકવાનો પ્રયત્ન કરવા લાગી.

તે ધીરે ધીરે સ્વસ્થ થઇ. ઉભી થઇ. અમરસિંહનું માથું ધડથી જુદું કર્યું. હાથમાંથી વીંટી કહાડી કંઇ ન બન્યું હોય તેમ તંબુની બહાર નીકળી.

સ્હવારના કિલ્લામાં જઇ પિતાને ચરણે અમરસિંહનું મસ્તક ધર્યું. શોકની છાયા છુપાવી સર્વના આનંદમાં ભાગ લેવા વૃથા પ્રયત્ન કરવા લાગી આ સાહસે બધાંને વિસ્મિત કર્યા.

દેશ ભયમુક્ત થતાં સર્વત્ર આનંદ પ્રસર્યો. રાજકુમાર અમરસિંહનું મસ્તક કિલ્લાના ઉંચા સ્તંભ પર લટકાવ્યું હતું. સર્વ લોક આ જોવાં ઉલટયું હતું.

વીરાની બારીમાંથી સર્વ દેખાતું હતું. અમરસિંહની હાસ્યજનક દશા પોતાનેજ હાથે કરેલી જોઇ તે કલ્પાંત કરતી હતી. રજપુતાણીના હૃદયથી આ તાપ ન્હોતો જીરવાતો. રજપુતાણીનો ધર્મ તેને દેહત્યાગ કરવાની આજ્ઞા કરી રહ્યો હતો.

અમરસિંહની વીંટી કમ્મરમાંથી કાઢી હીરો ચૂસવા લાગી. હીરાનું ઝેર તેના શરીરમાં વ્યાપ્યું. તે બેભાન થતી ગઇ. આખા રાજમ્હેલમાં આ વાત પ્રસરી રહી. સર્વ આપ્તમંડળ ત્યાં ભરાયું. વીરા ઘડીક આંખ ઉઘાડી સર્વને જોઇ રહી. પોતાના શુદ્ધ, સરળ પતિને જોતાંજ તેને પોતાની માનસિક અપવિત્રતા ખુંચી. સર્વની ક્ષમા માગતી હોય તેમ બે હાથ જોડી સર્વ તરફ જોઇ છેવટે પિતા તરફ જોઇ તેણે આંખો મીચી. તેનો આત્મા પરલોકની વાટે વિચર્યો.

વૃદ્ધ પિતાની શાંતિ અને આનંદ નાશ પામ્યાં. વીરાના પતિને લગ્ન અને જીવનની આશાઓ સ્વપ્નવત્ લાગી.

આખા રત્નેશ્વરમાં આજે શોક છવાઇ રહ્યો છે. રત્નેશ્વર આજે વીરાને પૂજવા તૈયાર થયું હતું. મૃત્યુ પછીની કીર્તિ વિરળ પ્રેમ સમાનજ હતી.

પોતાને તુચ્છ અપવિત્ર ગણનારી આજે શુદ્ધ ક્ષત્રિયાણિ તરીકે માન પામી. વીરા વીરાંગના થઇ ગઇ.

## વિચિત્ર વારસો

નેથેનીયલ ચાર્લ્સ રોથચાઇલ્ડ નામનો એક જગમશહુર બેંકની પેઢીનો ભાગીદાર એક વિચિત્ર પ્રકારનો વારસો બ્રીટીશ મ્યુઝીઅમનાં પ્રાકૃતિક ઇતિહાસ વિભાગને લખી આપતો ગયો છે. એ વારસામાં પોતે એકઠાં કરેલ ૬ હજાર ચાંચડ ડાંસ અર્પણ કર્યા છે. તે ઉપરાંત દારના બાટલાઓમાં તરતાં ૪૦ હજાર જાતનાં જંતુઓ, ૨૦ હજાર અન્ય નમુના અને સૂક્ષ્મ દર્શક માટે ૪ હજાર પટ્ટીઓ ( સલાઇડઝ ) મુકતો ગયો છે. આ વારસો અતિ કીમતી અને ઉપયોગી થઇ પડ્યો છે એમ તે વિભાગના અધિકારીઓનું કહેવું છે.

## વીરાંગના.



ચિત્રકારઃ ] વીરા... ફરજ અને પ્રેમની વચ્ચે ઝોલા ખાવા લાગી. [ શ. શુક્લ.

ગૃહકલહ.



ચિત્રકાર: ] આનંદીબાઈઃ શું રાજખટપટમાં સ્ત્રીઓનું સ્થાન નહિ ? [ રા. શુક્લ

# ગૃહકલહ કિંવા વિનાશના પંથે.

લેખકઃ ડૉ. મોહનલાલ જગન્નાથ પાઠક

"શું ? રાજ્યખટપટમાં સ્ત્રીઓનું સ્થાન નહિ ?" સિંહણ સમી ત્રાડ નાખતી, ધરતીને ધ્રુજાવતી આનંદીબાઇ દિવાનખાનામાં દાખલ થઇ.

પાણિપતના મહાયુદ્ધ પછી પેશ્વાના વંશમાં એક રીતે પડતી દશાનો પ્રવેશ થતો જતો હતો. પાણિપતના હોમકુંડમાં અનેક પરાક્રમી-વીર નરો હોમાઇ ગયા હતા. પરિણામે ઘરભેદુઓની વિનાશક સ્વાર્થલોલુપતા, અધિકાર પદપ્રાપ્તિની આસુરી લાલસા આદિ આત્મઘાતક પ્રવૃત્તિથી પરાભવનો સ્વપ્ને પણ ખ્યાલ ન કરતી પેશ્વાઇને પરાભવનું અંતદર્શન થયું !

સમર્થ રાજનીતિનિપુણ નાના ફડનવિસથી પણ આ અંતર્કલહનો વિનાશક અગ્નિ ન શમાવી શકાયો, ત્યાં અન્ય મુત્સદ્દિઓના હાથ હેઠા પડે તો તેમાં શું આશ્ચર્ય !

પેશ્વાઇને ઐશ્વર્યના ઉચ્ચ શિખરે ચઢાવનાર, ગાત્ર મહારાષ્ટ્રમાંજ નહિં પણ ભારત સમસ્તમાં વિજય ડંકો વગાડનાર, પેશ્વાઇના આધાર સ્તંભ શ્રીમંત નાનાસાહેબ પેશ્વા પાણિપતના પરાભવના અપયશાનલમાં દગ્ધ થઇ કૈલાસવાસી થયા મોટા પુત્ર વિશ્વાસરાવ તે પહેલાંજ પાણિપતની રણભૂમિમાં સ્વર્ગ સંચર્યો એટલે પતિ ને પુત્ર વિયોગમાં શોકમગ્ન ગોપિકાબાઇ ઇશ્વરેચ્છા બલવાન ધારી ભાગ્યાધીન થઇ મહેલમાં શાંત બેસી રહેતા. સદાશિવરાવ ભાઉ પણ ઉક્ત યુદ્ધમાંથી પાછા ન વળ્યા એટલે તેમનાં પત્ની પાર્વતિબાઇને પણ મહેલ બહારનું જગત્ અદ્રશ્યવત્ થઇ ગયું. આ સર્વ પરિસ્થિતિએ આનંદીબાઇના કુટીલ પ્રપંચને નિષ્કંટક માર્ગ કરી આપ્યો. રાઘોબાદાદા જેવા ભોળા ભલા વીર આનંદીબાઇની પાછળ ઘેલા થઇ ગયા. યુદ્ધભૂમિમાં શત્રુ સંહારાર્થે ઉગામેલો અસિસજ્જ કર તેમણે અનિચ્છાએ આનંદીબાઇને સોંપ્યો. અને આનંદીબાઇએ એ અસિબદ્ધકરનો પ્રયોગ પ્રપંચપૂર્વક સ્વકુટુંબપર જ કર્યો !

શ્રી. નાનાસાહેબના મૃત્યુ પછી માધવરાવ અજ્ઞાન હોવાથી પેશ્વાઇના વસ્ત્રો અને રાજ્યસૂત્રો હસ્તગત કરી લેવાનો આગ્રહ આનંદીબાઇએ રઘુનાથરાવને કરવા માંડયો. મરાઠા સૈન્યમાં ભેદજાળ પાથરી એ ઉપદેશ હસાવી ભેદ પાડવાનો પ્રયાસ આનંદીબાઇએ આરંભી દીધો. આજે રાઘોબાદાદાની મુલાકાતે જાનોજીરાવ ભોંસલે આવ્યા હતા. આનંદીબાઇની ઇચ્છાનુસાર રઘુનાથરાવ વર્તે એવી તેમની ઇચ્છા હોવાથી તેઓ રાઘોબાદાદાને સમજાવવાનો પ્રયત્ન કરી રહ્યા હતા.

"મારો જન્મ પેશ્વાના કુળમાં થયો છે અર્થાત્ પેશ્વાકુળની ઇજ્જતનું સંરક્ષણ મારે પ્રથમ કરવું રહ્યું. વળી જુઓ જાનોજીરાવ ! મારે લોકો શું કહેશે તેનો પણ કંઇ

વિચાર કરવો રહ્યો. પેશ્વાના વંશજોનું શુભ ઇચ્છવું એ જેમ મારૂં કર્ત્તવ્ય છે, તેમ આપના જેવા સરદારોનું એ મરાઠાશાહીનું શુભ ઇચ્છવું એજ કર્ત્તવ્ય.

" આ પ્રયાસ મરાઠાશાહીનો પાયો સુદૃઢ કરવાનોજ છે દાદાસાહેબ ! મરાઠાશાહીને ધક્કો પહોંચાડવાનો નહિ !"

" કેવી રીતે ? "

" તે પૂછો, ભાભી સાહેબને ! "

" રાજખટપટ પુરુષો માટે જ હોય; રાજખટપટમાં સ્ત્રીઓને સ્થાન ન હોય. "

એટલામાં અચાનક આનંદીબાઇ ત્યાં આવી પહોંચી. તેણે ઉપલુ વાક્ય સાંભળ્યું. તરતજ તેણે આપણે આરંભમાં જોઇ ગયા તેવી ગર્જના કરી. દાદાસાહેબ આ ગર્જનાથી ચમક્યા. પાછળ ફરી જોઇ રહ્યા. પોતાની પત્ની આનંદીબાઇને ફરી તેજ- પ્રશ્ન દાંત કચકચાવતી કરતી જોઇ.

" શું કહ્યું ? રાજખટપટમાં સ્ત્રીઓને સ્થાન ન હોય ?" આનંદીબાઇએ ફરી પ્રશ્ન કર્યો. " પુરુષ રાજખટપટને નામે પોતાના માન અપમાનને તિલાંજલી આપી દે તો તેના સ્વસંમાનને ટકાવી રાખવા, રાજખટપટની બગડી જતી બાજી સુધારી લેવા, જોખમદાર ગણાતા પુરુષોની સ્ત્રીઓને સત્તા કે સ્થાન નથી એવું ક્યા શાસ્ત્રમાં કહ્યું છે, વારૂ ? તમે રાજખટપટમાં લક્ષ રાખોછો એવો ભાસ મને કરાવવા ભલે મિથ્યા પ્રયાસ કરતા રહો, પણ પેશ્વાના પરિવારમાંનું એક નાનું સરખું બાલક પણ જાણે છે કે રાઘોબાદાદા માત્ર શસ્ત્ર સજી યુદ્ધમાં જવાનું સમજે છે ! સેનાપતિના મોભાથી તલવાર હાથમાં લો છો, તો પછી એ પદને યોગ્ય સન્માન સાચવવા શું પ્રયત્ન ન કરવો ? પેશ્વાના કુળમાં જન્મ લઇ પેશ્વાની ગાદીપર અધિષ્ઠિત થવામાં જ ખરૂં ભૂષણ ! પેશ્વાના આશ્રિત બની તેમના આપેલા ટુકડાપર જીવન નિર્ગમન કરવામાં શો સમાયો છે પુરૂષાર્થ ? હજી મુંછનો દોરો તો ફુટ્યો નથી એવા અજ્ઞાન બાળકને પેશ્વાઇના વસ્ત્રોથી સજાવી ખરા કર્તાહર્તા કાકાશ્રીએ હાજી હા કરતા તેની આગળ નમતા રહેવું ? તલ્વાર રણભૂમિમાં ચલાવવી સ્હેલી હશે પણ ગૃહકલેશમાંથી પોતાનો બચાવ કરી લેવા એ તલ્વારનો લેશ માત્ર ઉપયોગ નથી થતો એ શું મારેજ તમને સમજાવવું રહ્યું ? પાણિપતના યુદ્ધમાં તમે ગયા નહિ તેથીજ પરાજયની કાળી ટીલી પેશ્વાને શિર ચોંટી એમ ગોપિકાબાઇ કહી રહ્યા છે અને સદાશિવરાવ ભાઉ વિશ્વાસરાવને લઇ ગયા અને ગુમ થયા ને તમે જાણી જોઇને પુનામાંજ બેસી રહ્યા એવી વાતો પાર્વતિબાઈ ફેલાવી રહ્યા છે. યુદ્ધમાં સહસ્ત્રાવધિ શત્રુઓનાં મુખ બંધ કર્યા હશે પણ છે સામર્થ્ય આ આપણાંજ ઘરના મુખ બંધ કરવાનું ? "

આ અણચિંતવ્યા આરોપમાંથી મુક્ત થવા જેટલી કુશાગ્ર બુદ્ધિ માત્ર વીર વૃત્તિથી પોષાયલા ભલા ભોળા દાદાસાહેબમાં ન જ હોય. આથી દાદાસાહેબ શાંતજ રહ્યા, તોયે જાનોજી ભોંસલે જેવા પારકા–પોતાનીજ સેનામાં હોવા છતાં ઘરની વાતોમાં તો પારકાજ–ત્યાં ન હોત તો એ વાતો કહી આનંદીબાઇને સમજાવવાનો તેમણે પ્રયત્ન કર્યો હોત. પણ આનંદીબાઇના મત્સરપ્રેરિત મોહજાળમાં રઘુનાથરાવનું સૈન્ય ફસાઇ અપ્રત્યક્ષ રીતે આનંદીબાઇને આધિન થઇ ગયેલું હોવાથી આ સ્થિતિમાં મૌનાવલંબનને જ તેમણે યોગ્ય ધારી લીધું.

આનંદીબાઇએ આ લાગ સાધી અધિક પાનો ચઢાવવાનો પ્રયાસ આદર્યો.

"કાં હવે ચૂપ રહ્યા? પેશ્વાની ગાદી આપી રહી, પણ હાથમાંની તલવારનેયે રાજ દરબારમાં કંઇ પ્રભાવ પડે છે? રાજખટપટમાં જુઓ તો ઉપરિ સ્થાન ભોગવે નાના ફડનવિશ! ઘરમાં જુઓ તો ગોપિકાબાઇનો ત્રાસ! ને પાર્વતીબાઇનાં મહેણાં! બહાર મોંયે ક્યાં કાઢે! એવી વેળાએ પોતાના માન સન્માનને સાચવવાના પ્રયત્ન ન કરીએ તો કાલે ઉઠીને રસ્તામાંનો ભિખારી પણ નહિ ગણકારે સમજ્યા! કેમ જાનોજી કંઇ ખોટું છે?"

"હું યે એજ કહેતો હતો, ભાભી સાહેબ, પણ મારી એ સલાહ દાદાસાહેબને હૈડે ઉતરે ત્યારે ને?"

"હૈદ્રાબાદથી નિઝામના વિઠ્ઠલ સુંદર રાજા આજે અહીં આવ્યા છે. નિઝામશાહીમાં પણ મરાઠાશાહીનાં જય પરાજય, રાજખટપટ, પરસ્પરમાં અતડાપણું ઇત્યાદિની કેવી વાતો થઇ રહી છે તે જણાશે તેમની મુલાકાતમાં." આનંદીબાઇએ ચિણગારી મૂકી.

રઘુનાથરાવને એ પછી પેશ્વાના સુખમાં ઝેર મેળવી દેવાની કેટલીક વિદ્યા આનંદીબાઇએ ભણાવી. લલનાની મોહ માયામાં સંપૂર્ણ લપટાયલા ભલા ભોળા રાઘોબા દાદાએ એ બધું મૂંગા મૂંગા કર્ણદ્વારે હૈડામાં ઉતાર્યા કર્યું.

( ૨ )

માધવરાવ સજ્ઞાન થાય ત્યાં સુધી પેશ્વાઇના સૂત્રો રઘુનાથરાવના હાથમાં રહે એવું લગભગ બધાએ સરદારો, દરબારીઓ આનંદીબાઇની પ્રથમ જાળમાં ફસાઇ ઇચ્છવા લાગ્યા. જ્યાં જુઓ ત્યાં એની એ જ વાત! દામાજી ગાયકવાડ, જાનોજી ભોંસલે મોરોબા ફડનીસ, ભવાનરાવ પંતપ્રતિનિધિ, પટવર્ધન આદિ મોટા મનાતા દરબારી જનો એ જાળમાં ભોળવાયા. અને વિઠ્ઠલ સુંદર રાજાના પુનામાં આગમનનો હેતુ પણ જેનો મહારાષ્ટ્ર રાજખટપટમાં કંઈ પ્રકાશ ન પડતો, તેના આધારરૂપ થવાનોજ હતો. મલ્હારરાવ જેવા શૂરવીર પણ જ્યારે માધવરાવની વિરુદ્ધ રઘુનાથરાવના પક્ષમાં મળી જાય ત્યારે નાના ફડનવિશને હવે અત્યંત સાવધાનતાથી વર્તવા સિવાય છૂટકો ન હતો. અત્યારે તેમની અને મલ્હારરાવ હોલકરની વચ્ચે એજ વિષયની ચર્ચા ચાલી રહી હતી.

"એમાં શું ખોટું ફડનવિશ?" મલ્હારરાવ હોલકરે પૂછ્યું. શ્રીમંત સજ્ઞાન થતાં પેશ્વાઇ તેમને જ મળશે. માત્ર આ પાણિપતના યુદ્ધ પછી આવા અટપટા સંજોગમાં દાદાસાહેબ જેવાના હાથમાં રાજસૂત્રો રહે તો સારૂં."

"તમને જે યોગ્ય લાગે છે તે મારી દ્રષ્ટિએ અયોગ્ય લાગે છે. શ્રીમંત અજ્ઞાન છે તો આપના જેવા સજ્ઞાન સરદારોએ શું સજ્ઞાનતાથી વર્તવાનું તજી દેવું? શ્રીમંતને સર્વ પ્રકારે સહાય દેનાર આપનાં જેવાએ શ્રીમંતને બાજુએ હડસેલી દઇ ગોખો બ-

જગો ઉઠાવવો ? મલ્હારરાવ ! પેશ્વાના પરિવારના સ્ત્રીમંડળના વર્તન સાથે રાજખટપટનો મેળ કાં મેળવી દો છો ? મને થાય છે કે અંતે ગૃહકલહમાંજ આ બધાનો વિનાશ થવા બેઠો છે કે શું ? ”

“ ના ના ! હું સ્ત્રીઓના વર્તનને રાજ ખટપટ સાથે નથી ભેળવી દેતો. જે માર્ગ મને યોગ્ય જણાય છે તે માર્ગનો મેં સ્વીકાર કર્યો છે ! ”

“ મલ્હારરાવ ! જેવી તમારી ઇચ્છા ! જુઓ આ પક્ષભેદ સારો નથી, વિઠ્ઠલ સુંદર આજ મરાઠા રાજ્યમાં ભેદ પડાવવાના મોહક પ્રયત્નો કરી રહ્યા છે પણ તેમના અંતરનો હેતુ તમારા જેવા તલ્વાર બહાદુરના ધ્યાનમાં ઉતરે એવો સરળ નથી. વિઠ્ઠલ સુંદરની મદદથી આનંદીબાઇ લાલચ દેખાડી પ્રપંચજાળ પાથરી રહી છે. મલ્હારરાવ, સાચી પરિસ્થિતિનો ખ્યાલ કરો ! આપણા માલિક ગમે તેવા હોય પણ તેમને નીભાવી લેવા એ આપણું કર્તવ્ય છે. કૈલાસવાસી પેશવાના પુત્ર શ્રીમંત માધવરાવ આજ નહિ તો કાલ સજાન થશે ત્યાં સુધી તમારી સલાહથી કારભાર ચલાવો. પણ પેશ્વાઇમાં આ બળવાનાં મૂળ ન નાખો ! મૂળ ઉંડા જતાં તે તમને તો શું પણ આખા મહારાષ્ટ્રને ખણી કાઢવા અશક્ય થઇ પડશે; પરસ્પરના આ કંકાસમાં સ્વજનોનાં ગળાં રેંસવાની રાક્ષસી રમતો રમાશે ! અને પછી પેશ્વાઇનો નાશ થવામાં તમારા જેવા સરદારો કારણરૂપ બન્યા હતા એવો દુર્લૌકિક તમારાજ પાર્શ્વદો આખી દુનિયામાં ફેલાવી તમારૂં હાસ્ય કરશે ! રાજ્યની ચિંતા જેવી તમને છે તેવી મનેયે છે. સલાહ સંપથી પેશ્વાઇ ટકાવવી, મરાઠાઓના અપૂર્ણ રહેલાં કાર્યની પૂર્તિ કરતા રહેવું, પાણિપતના યુદ્ધથી થયેલી હાનિ પૂરી કાઢવી એમ મને લાગ્યા કરે છે. પણ હું શું કરૂં ? તમારા વિચારો મારી આત્મશ્રદ્ધાને ડગમગાવી રહ્યા છે ! તમારા મનમાં આવે તેમ કરજો ! ઇશ્વરેચ્છા ! પણ વિચાર કરજો અને જ્યારે તમને સમજાય કે તમારા મદદગારો પ્રપંચ રમે છે, ત્યારે જ્યાં હો ત્યાંથી માધવરાવના હિત માટે ન્યાયની તલવાર ઉગામી દોડી આવજો ! તલ્વાર મ્યાનમાં ન રાખશો ” નાના ફડનવિશે હૃદયનો ઉદ્વેગ ઠાલવી દીધો.

“ નાના ! આજ સુધીમાં મને સહજ પણ શંકા આવી હોત તો તેમને મદદ ન કરી હોત ! પણ તેમનો આશય મને શુદ્ધ લાગ્યો તેથી હજીએ હું કહું છું કે માધવરાવ યોગ્ય વયે પહોંચે ત્યાં સુધી દાદાસાહેબજ પેશ્વાઇના સૂત્રો સંભાળે. ”

[ ૩ ]

અંતે પેશ્વાઇમાં બે પક્ષો પડી ગયા ! રાઘોબાદાદાની વીર વૃત્તિ આનંદીબાઇના કુટિલ પ્રપંચમાં વિલાઇ ગઇ. તેઓ એક સામાન્ય મનુષ્યનું વિશ્વાસઘાતક વર્તન ચલાવવા તત્પર થઇ ગયા. વિઠ્ઠલ સુંદરે આણેલા નિઝામ સરકાર સાથેના ઉદગીરના તહનામા પર તેમણે સહી કરી આપી. આજ સુધી નિઝામ તરફથી મળતી ખંડણીમાં એકતાલીસ લાખ રૂપિઆની છૂટ મૂકી. લગભગ બધા સરદારો રાઘોબાદાદાના પક્ષમાં ભળી ગયા. નાના ફડનવિશ અને હરિપંત ફડકે બન્નેજ માત્ર પેશ્વાને વફાદાર રહ્યા. નાસિકના શાંત શિતલ વાતાવરણમાં હવે યુદ્ધની તૈયારીઓ કરવા માંડી. આનંદીબાઇએ પણ પોતાના પક્ષમાં ખેંચાય એટલા સરદારોને પ્રયત્નથી ખેંચી લીધા. ગોદાવરીને પવિત્ર તીરે ભત્રીજા સામે આનંદીબાઇએ રાઘોબાદાદાની તલ્વાર બહાર કઢાવી. કાકા ભત્રિજા વચ્ચે કેટલીક ચકમકો ઝરી ગઇ. માધવરાવ રાત્રિની નિરવ શાન્તિમાં વિચારમગ્ન થઇ રહ્યા: “ કયો માર્ગ ગ્રહણ કરવો ? ”

"કાકા સાથે લડું ? લોકો શું કહેશે ? રાજ્યને માટે કુટુંબમાં ગૃહકલહ ને સ્પર્ધા ! રાજ્યની ચંચળ લક્ષ્મીને અર્થે આપ્ત જનોના ગળાં રેંસવા ! કાકા ભત્રિજાએ પરસ્પરમાં પ્રેમભર્યું વર્તન રાખી પેશ્વાઇની રક્ષા કરવી મૂકી હથીઆરો ઉછાળવા અને કુટુંબને વિનાશની ઉંડી ગર્તામાં ગબકાવી દેવા તૈયાર થઇ જવું એ શું કર્તવ્યપાલન ! પેશ્વાઇ પેશ્વાઓ માટે નથી પણ મહારાષ્ટ્રને માટે છે, એ બન્નેયે ન વિસરવું જોઇએ. મરાઠાશાહીની રક્ષા અર્થે અનેક વીરોએ પ્રાણની આહુતિઓ આપી આજ સુધી તેને સ્થિર રાખી છે. તે મરાઠાશાહીની પેશ્વાઇ કેવળ પેશ્વાના અંતસ્થ કલહથી છિન્નવિછિન્ન થઇ જાય તો મને નથી જોઇ.તું એ પેશ્વાઇના વસ્ત્રો ! કાકાના રક્તથી રંગાયલા હાથનો સ્પર્શ એ વસ્ત્રોને શી રીતે થાય ? કાકાના હાથ પણ ભત્રિજાના રક્તથી રંગાય તો તેમને પણ પેશ્વાની ગાદી પર માનપૂર્વક બેસવું અશક્ય થાય ! આવી સ્થિતિમાં પરકિય સત્તાને પ્રવેશ કરવું કેટલું સુલભ થઇ પડે ! નહિં ! એમ નજ થવું જોઇએ ! એ મમત મૂકયે છૂટકો ! હા ! કાકા ! "

આખરે માધવરાવ ઉભા થયા અને આવી રાત્રીના સમયમાંજ એકલા ઘોડાપર સવાર થઇ ચાલ્યા.

[ ૪ ]

એકાકી માધવરાવ રાઘોબાદાદાના શિબિરમાં પ્રાણના ભય વિના દાખલ થયા. 'માધવરાવ નામરદ બન્યા, પરાજિત થયા' એ લોકનિંદાને માધવરાવે ન, ગણકારી. મધરાતને અમલે આનંદીબાઇ અને રઘુનાથરાવની સલાહથી મલ્હારરાવ અને જનોજીરાવના યુદ્ધ સંબંધે વિચારો ચાલી રહ્યા હતા. એવામાં અણચિંતવ્યા માધવરાવને સામે આવી ઉભા રહેલા જોતાંજ રઘુનાથરાવ ચમકયા એટલુંજ નહિ પણ કોઇ જાદુગર તો માધવરાવનું સ્વરૂપ ધારણ કરી નથી આવી રહ્યો ! અથવા કોઇ ગગનગામી દેવદૂત માધવરાવનો પક્ષ લઇ પોતાના કર્તુકનો જવાબ લેવા તો નથી આવ્યો ! એવી અનેક ભ્રમણાઓ રઘુનાથરાવના મનમાં એક પછી એક ઉપજી અને વિલાઇ; અને માધવરાવે જો મૌનજ સ્વીકાર્યું હોત તો કદાચ રઘુનાથરાવે ઉકત ભ્રમણાઓને વશ થઇ તેમની ક્ષમા પણ માગી લીધી હોત !

"કાકા ! આપ આ શું કરી રહ્યા છો ?"

"શું એટલે ? પાછો પૂછે છે નહિં ?" આનંદીબાઇએ તત્કાળ આગળ આવી ધડાકો કર્યો.

મલ્હારરાવ ને જનોજીરાવ જેવા વીર પુરૂષો તો આભાજ બની ગયા–દેહ ભાન પણ ભૂલી ગયા !

"કાકી ! હું ન પૂછું તો કોણ પૂછશે ?" માધવરાવ ગળગળા થતા બોલ્યા. "માતાનું ને તમારૂં સ્થાન-ને માન મારી દ્દષ્ટિએ સમાન છે. મને ઉપદેશ કરવાનો, મારી ભૂલો સુધારવાનો, ભૂલની યોગ્ય શિક્ષા કરી મને યોગ્ય માર્ગે દોરવાનો અધિકાર તમારો છે. મને યુદ્ધનુ પ્રદર્શન બતાવી, મારા પર શસ્ત્ર ઉગામવામાં તમારો ઉદ્દેશ કયું કાર્ય સાધી લેવાનો છે ?

"કયું કાર્ય સાધી લેવાનો ઉદ્દેશ ?" આનંદીબાઇએ ગર્જી પ્રતિપ્રશ્ન કર્યો. "જો આ તે કાર્ય ! મલ્હારરાવ ! નાંખો બેડી એના હાથમાં હમણાંજ ! અને બતાવો આપણા કાર્યનો ઉદ્દેશ ! ઉપદેશથી સર્પને વશ નથી કરી શકાતો—"

બીજા શબ્દો આનંદીબાઈ ઉચ્ચારે તે પહેલાં માધવરાવ બોલી ઉઠયા "નાંખો બેડી ! આ રહ્યા મારા હાથ ! આ મારી ખુલ્લી છાતી, ઇચ્છા હોય તો ભોંકી દો તલવાર ! આ ગરદન, કાકાને નમતા નમાવી છે તેને ઉડાવી દો, તમને સંતોષ થતો હોય તો !

પણ મારા અંતઃકરણના સમાધાનને અર્થે આ અંતર્કલહાનલની જ્વાલાઓને શમાવી દો ! જેનો જન્મ તેનું મત્યુ નિશ્ચિત છે, તેમાં લેશ પણ દુઃખ માનવાની આવશ્યકતા નથી,! પણ પેશ્વાઇના કુટુંબકલહ ને લીધેજ મહારાષ્ટ્રનો વિનાશ થયો, છત્રપતિ સંપાદિત સ્વાધિનતાનો સંહાર થયો, આસુરી મહત્વાકાંક્ષા અને સંપત્તિના નિશામાં મદોન્મત્ત બની ગરીબડી પ્રજાને પેશ્વાઓએ રવડાવી ! ઇત્યાદિ દુર્લૌકિકનો પ્રસાર થતો અટકાવો ! સ્વેચ્છાથી હું અહીં આવી ઉભો છું ! ચાલો ! ઉડાવી દો મારૂં આ શિરકમલ ! મહારાષ્ટ્રનો કીર્તિધ્વજ નિષ્કલંક ફરફરતો રહેતો હોય ત્યાં મારા પ્રાણના બલિદાનનું શું મૂલ્ય ? એ બલિદાનને આપતા મારા અંતરમા હર્ષના જ મોજાં ઉછળશે ! હા, પણ તેની સાથેજ ઠારી દો આ ગૃહકલહાનલને !

( ૫ )

રણખળપર નિર્ભય રહી માધવરાવ રઘોબા દાદાના શિબિરમાં ગયા હતા. આનંદીબાઇની આજ્ઞા મુજબ માધવરાવને બંદિવાન બનાવવા રઘુનાથરાવના પક્ષના વીર સેનાપતિ મલ્હારરાવ જેવા પણ તત્પર ન થયા. ઉલટી તેમને પ્રતીતિ થઇ કે, રઘુનાથરાવના પક્ષનો આશય માધવરાવનો વિશ્વાસઘાત કરવાનો છે. રાઘોબાદાદાના શિબિરમાં લોકોને દેખાડવા માત્ર માધવરાવ સાથે માનસંમાનભર્યું વર્તન રખાતું પણ ખરૂં જોતા તો ત્યાં માધવરાવ થોડા દિવસ બંદિવાસજ ભોગવી રહ્યા હતા.

થોડો સમય વીતતાં દાદાસાહેબના પક્ષમાં પણ તડાં પડી ગયાં, નિઝામ સાથે પણ દાદાસાહેબને મતભેદ ઉભો થયો; અંતે રાક્ષસ ભૂવનના રણ મેદાનમાં નિઝામ વિરૂદ્ધ પેશ્વાનું સૈન્ય યુદ્ધ માટે સજ્જ થઇ ઉભું ! દાદાસાહેબના હાથી પરજ માધવરાવ બેઠા હતા. અત્યારે પણ તેમને સ્વાતંત્ર્ય તો ન હતું જ મલ્હારરાવ માધવરાવ પાસે ગયા અને નમ્ર સ્વરે વિનંતિ કરી.

" શ્રીમંત પધારો ! "

" ક્યાં ? "

" ક્યાં શું ? પુને પેશ્વાઇની ગાદી આપના આગમનની માર્ગપ્રતિક્ષા કરી રહી છે આપની રક્ષા અર્થે મારી આ તલ્વાર નિરંતર જાગ્રત રહેશે ! પ્રભુ કરે ને આ યુદ્ધમાં વિજયપ્રાપ્તિ થાય ! અને વિજયોત્સાહ સહ માનપૂર્વક પૂના પ્રવેશ કરીએ !

માધવરાવ ઉતર્યા; ઘોડાપર સવાર થયા. મલ્હારરાવ હોલકરનો ઘોડો પણ તેમની સાથે ચાલવા લાગ્યો. ફિતુરી થયેલી સેના માધવરાવ સાથે મળી ગઇ. માધવરાવનો વિજય થયો. માધવરાવ મલ્હારરાવ સાથે પૂના ભણી પ્રયાણ કરી ગયા.

વાદળ વિખરાયું ! માધવરાવની વીરતા અને મુત્સદ્દીપણામાં સહુ કોઇ અંજાયા ! નિરૂપાયે દાદાસાહેબે પેશ્વાઇના વસ્ત્રો માધવરાવને સ્વાધીન કર્યાં.

" સૌની ઇચ્છાનુસાર હું આ પેશ્વાઇના વસ્ત્રો અર્પણ કરૂં છું, તેનો સ્વીકાર કર ! " દાદાસાહેબ બોલ્યા.

માધવરાવ જેમ શૂર હતા તેમ દીલના ઉદાર પણ હતા. સમયાનુસાર કેમ વર્તવું તે સમજતા હતા. તેમણે ઉત્તર આપ્યો, " હું તો માત્ર નામનો પેશ્વા છું, માટે કાકાશ્રી, આપના પરાક્રમના પ્રભાવવડે આ ગાદીની રક્ષા આપેજ કરવી રહી ! "

આટલું થયા પછી પણ પેશ્વાના પરિવારનો ગૃહકલહાગ્નિ શમી જવાને બદલે દિન પર દિન વધુને વધુ ભભૂકતોજ રહ્યો. આનંદીબાઇ જેવી જાગ્રત જ્યોત મત્સરઘૃતથી અંદર ને અંદર પ્રજળતીજ રહી !





# બે બાળવાર્તાઓ.

## (૧) મોરબીની વાણીઅણ.

મચ્છુનાં આછાં નીર વહ્યાં જાય છે. સરખી સમાણી સાહેલિયો પાણી ભરે છે.

એમાં એક વાણીઅણ છે. એનાં કાંઇ રૂપ! જાણે ભગવાને નવરા દિએ ઘડી.

જીવોજી મોરબીનો ઠાકોર છે. ઘોડાને પાણી પાવા આવ્યો છે.

વાણિયણના રૂપ ઉપર નજરૂં પડિયું છે. ઠાકોર વાણીઅણનાં રૂપ મૂલવે છે.

કહે છે, 'વાણીઅણ, આ તારાં બેડલાનાં મૂલ તો કે'?

વાણીઆણના રૂપ એવા ગુણ. કાંઇ લીધી જાય એવી નહોતી.

કહે છે "જીવાજી ઠાકોર, બેડાંના મૂલ કરાવવાં જાવાં દ્યો, ઇ બેડાં કાંઇ હાટે નથી વેચાતાં. એનાં મૂલ તો તારી ઘોડારના ઘોડલાંથી થાય."

વાણીઆણ ઘેર ગઇ. ઠાકોર દરમા માં ગયો. પણ વાણીઆણનું રૂપ આંખે વળગ્યું'તું. કયારે સવાર થાય ને રૂપને મૂલવું. ઈ રૂપ તો મોલે શોભે!

સરજ ઉગ્યો છે. સવાર પડી છે. મચ્છુનાં આછાં નીર વહ્યાં જાય છે. સરખી સમાણી સાહેલિયો પાણી ભરે છે.

મોરબીની વાણીઅણ પણ છે. માથે સોનાની ઇંઢોણી ને રૂપાનું બેડું છે. પાણી ભરે છે.

ત્યાં તો જીવોજી ઠાકોર આવ્યો. કહે છે, "વાણીઅણ આ ઇંઢોણીનાં મૂલ તો કર. આ મોરબીનો રાજા મૂલવે છે."

"રાજા, ઇંઢોણી મૂલવનાર તો મરી ગયા. આ કાંઇ કોળી ખવાસણની ઇંઢોણી નહિ. ઠાકોર, આતો મોરબીની વાણીઅણની ઇંઢોણી છે."

"પણ કહે તો ખરી એનાં શાં મૂલ છે?"

"ઠાકોર જાવા દ્યોને! આ કામ તમારાં નહિ. બાપુ, આ એક ઇંઢોણીમાં ઠાકોરનાં હાથીડા ડુલ થઇ જાય."

ઠાકોર પાછો વળ્યો. વાણીઅણ ઘેર ગઇ. ઠાકોરને રઢ લાગી. મૂલવું તો ઇ વાણીઅણનેજ મૂલવું એને આખીનેજ મૂલવું.

ત્રીજો દિ થયો.

મચ્છુનાં આછાં નીર વહ્યાં જાય છે. સરખી સમાણી સાહેલિયો પાણી ભરે છે.

મોરબીની વાણીઅણ પણ છે. છાલિયે છાલિયે પાણી ભરે છે.

ત્યાંતો જીવોજી ઠાકોર ઘોડે ચડી આવ્યો. કહે છે, "વાણીઅણ, આ છાલિયાનું મૂલ તો કર્યઃ ઠાકોર એને મૂલવશે."

વાણીઅણ કહે છે—'ઠાકોર જાવા દો જીવાજીરાજ, મૂલ કરાવવા રે'વા દો. ઇ છાલિયામાં તો તમારૂં રાજ ડુબી જાય. ત્યારે એનાં મૂલ થાય છાલિયું કાંઇ રેઢું નથી પડયું. આ છાલિયું કાંઈ જેવી તેવીનું નહિ. આતો મોરબીની વાણીઅણનું '

જીવોજી મહેલ ભણી ચાલી નીકળ્યો. વાણીઅણ પાણી ભરી ઘેર ગઈ.

ચોથા દિના પરભાત ઉઘડયાં.

મચ્છુનાં આછાં નીર વહ્યાં જાય છે સરખી સમાણી સાહેલિયો પાણી ભરે છે.

એક વાણીઅણ પણ છે, પાણીનું બેડું ભરે છે.

ત્યાંતો જીવોજી ઠાકોર દેખાણો. કહે છે—" વાણીઅણ આજ તો તારી પાનિયુંનાં મૂલ કરજે. જો જે ઠાકોર મૂલવે છે. આ કાંઇ તેલપળીયો વાણીઓ નથી મૂલવતો "

વાણીઅણ કહે છે. ' રે ! જીવાજી ઠાકોર બહુ જાવા દ્યો. પાનીયુંનાં મૂલ તો મોંઘાં છે. રાજા, એનાં મૂલમાં તો તારી રાણીયું ડુબી જાય એમ છે."

રાજા પાછો ગયો. વાણીઅણ ઘેર ગઈ.

વળી સવાર પડી. રાજા કહે આજ તો મૂલ કર્યેજ છુટકો. ન કરાવું તો જીવોજી ઠાકોર નહિ. વળી વાણીઅણ તે શી જાત !

મચ્છુનાં આછાં નીર વહ્યાં જાય છે. સરખી સમાણી સાહેલિયો પાણી ભરે છે.

એક વાણીઅણ પણ છે. મોરબીની વાણીઅણ. બીજી કોણ હોય ?

વાંકી વળી પાણી ભરે છે. માથાનો ચોટલો જાણે ફણીધર નાગણી.

જીવોજી કહે આજ તો આ ચોટલાનાં મૂલ કરાવું.

" વાણીઅણ આ ચોટલાના મૂલ કર્ય તો. આ ચોટલો તો રાજદરબાર શોભે, વાણિયાના કપાળે તો ભમરો હોય. જો જે આ જીવોજી ઠાકોર છે આજ પાછો નહિં વળે. આ કાંઇ લોટ માંગો બ્રાહ્મણ નથી કે એકલદોકલ વાણિયો નથી, એ સંભાળીને મૂલ કરજે "

વાણીઅણ તે મોરબીની વાણીઅણ. મચ્છુ કાંઠાની વાણીઅણ. માથા સૂધી લાગી.

" રાજા હજી જાવા દ્યો. ચોટલાના મૂલ મોંઘા છે. આ વણીયણ બીજી છે. માથાં ડુલ કરાવવા હોય તો મુલ કરવા આવજો. આજનો દિતો જાવા દઉં છું."

મચ્છુનાં આછાં નીર વહ્યાં જાય છે. સરખી સમાણી સાહેલીઓ પાણી ભરે છે."

એમાં એક વાણીઅણ પણ છે. " મોરબીની વાણિયણ."



## (૨) રાણી અને મોરલો.

'સોનાં ઇંઢોણી કાંઇ રૂપલિયાનું બેડું હો રાજ, રાજાનીને રાણી પાણીડાં સંચર્યાં.'

રાજાની રાણી પાણી ભરવા સંચરી. માથે સોનાની ઇંઢોણી અને રૂપાનું બેડું છે. નણંદબા, હારે નીકળ્યાં છે.

આંબા આંબલિયાની ડાળ્યું નીચે મીઠાં જળે સરોવર ભર્યાં છે. જળમાં બે ચાર હંસ તરે છે: કાંઠે વનના મોરલા ટૌકે છે.

એમાં એક મોરલો છે. બીજાએ મોરલા ખરા પણ આ તો કાંઇ જુદો. જુદાં એનાં રૂપ, જુદાં એનાં રંગ, જુદી એની જાત અને જુદી એની ભાત.

રાણી પાણી ભરે છે ને બેડું માથે ચડાવે છે; મોરલો બેડું ઢોળી નાખે છે. રાણી ફરી ભરે છે મોર ફરી ઢોળી નાખે છે.

રાણીને રસ પડયો.
મોરને રસ પડયો.

મોર, રાણી રમવા માંડયાં. મોરને નેણે નેહ હતો. રાણીને હૈયે હેત હતાં.

પાનીઆરિયું બેઠ જુએ છે.

"અરે બા, આ મોરલાની હારે આ.વડો તે શી માયા?"

"કોણ જાણે પૂરવ જન્મની પ્રીત લાગે છે."

"અહા! જામી છે ને કાંઇ હૈયાનાં હેતની હેળી?"

ત્યાં તો નણંદબા ભસકયાં "ભો-ને ભાભી લાજેય છે? મોરલા હારે રમે છે. ઇ કાંઇ મારો ભાઇ છે!"

"નણંદ બા, આ તો તમારા ભાઈ મોર થઇને આવ્યા છે કઇ કોઇની હારે નથી રમતી"

"જીભજ વાઢી નાખીશ. મારા ભાઇને મોરલો કીધો છે તો! લે મારા ભાઇને મોર કે' છે. બળ્યો તારો મોર. એની કળામાં તે શું બળ્યું છે. ભુંડો ટેહુક, ટેંહુક ટહુકે છે."

નણદી રીસે ભર્યાં ચાલી નીકળ્યાં. જઇને ભાઇને મોરની વાત કહે છે.

રાજા રૂઠયો છે. પણ લીધું છે કે આજ સાંજે મોરલાને લાવું. એના ભોજન કરૂં ને રાણીને ખવરાવું. જોયે. તે કયો મોરલો છે કે રાણી હારે રમે!

ત્યાં તો આ.પો ઉઘડયો ને રાણી આવ્યાં.

સોનાનું કામઠું ને રૂપાનાં તીર. રાજા શિકારે ચડે છે.

બહેનો બને, એ જોવાનો ' સમાજ ' નો આદર્શ બતાવ્યો; ને તાળીઓના ગડગડાટ વચ્ચે અમે એ વધાવી લીધો. સરલા બહેનને વ્યાખ્યાન મંચક પર આવેલાં જોઇ અમે સઘળાંએ તાળીઓથી વધાવ્યાં. શાંત પડતાં એમણે પ્રાસ્તાવિક વિવેચન પછી મૂળ વિષય પર આવતાં કહ્યું, " બહેનો, આપણે મનુ મહારાજના યુગમાં રહેતાં નથી પણ પ્રગતિના જમાનામાં, પાશ્ચાત્ય સંસ્કૃતિના ઝંઝાવાત વચ્ચે રહીએ છીએ. પુરાણી ' **पतिर्ब्रह्मा पतिर्विष्णु, पतिर्देवो महेश्वर ।** ' એ સતીત્વની સાત્વિક ભાવના બુદ્ધિના યુગમા હાલી ઉઠી છે. કારણ સ્પષ્ટ છે. પ્રગતિના નિયમ પ્રમાણે જૂનામાથી નવા યુગને અનુકુળ નવું ઉત્પન્ન થાય છે. એ પ્રત્યેક યુગના ધર્મો બદલાય છે. પારાણિક કાળની કોઇ વાત કહેતા કહે કે રામે લોક લાજથી ડરીને સીતાને વનમા મોકલ્યા કે ધર્માત્મા યુધિષ્ઠિરે સતિ દ્રૌપદીને દ્યુત રમતા દાવમા મુકયાં, કે યદુવંશી રાજા અનેક સ્ત્રી પરણ્યા તો સાંભળનાર નાની બાળાઓ એમનાં મોટા માને પૂછશે કે મા, લોકોની અફવાએ પોતાની સ્ત્રીને વનમા મોકલે તે પુરૂષ કહેવાય ખરો ? વળી સ્ત્રીને વાણિજ્યની વસ્તુ ગણે ને દ્યૂતમા મૂકે ને ધર્માત્મા કહેવાય ? અને અનેક સ્ત્રી એક સાથે પરણે તે ' સ્ત્રી ' એટલે શું સમજતા હશે ?

સર્વ મૂળ જુઓ તો વેદકાળના બ્રાહ્મણોના સ્વાર્થ જેવો પુરૂષોનો ખુલ્લો સ્વાર્થ. સ્ત્રીઓને કહ્યું, ' તમે પૃથ્વી અમે આકાશ: અમે સાગર ને અમારામાં ભરતિ ઓટ લાવનાર તમે ચંદ્ર: અમે મેઘ તમે આકર્ષતા સૂર્ય: અમે વૃક્ષ તમે વેલી:. અમે સાગર તમે સરિતા: અમારા મય તમારે થવું એ તમારું જીવન સાફલ્ય. નારીઓએ તે માની લીધું.

સ્ત્રીઓને કહેવામાં આવ્યું કે " પુલિંગ શક્તિપ્રધાન પુરૂષ હોઇ બુદ્ધિના ક્ષેત્રમાં મહત્તા સર્વોપરિ છે ને સ્ત્રીલિંગ શક્તિ પ્રેરણાત્મક હોઇ હૃદયપ્રધાન ક્ષેત્રમાં આધિનતા તથા સેવાના બળે પુરૂષોની એ અહંતા સ્ત્રીઓએ ઓગાળી નાખવી ઘટે. સ્ત્રીઓએ તે પણ મૂંગે મોંઢે માની લીધું અને તેમાંથી સ્ત્રી એટલે ગુલામડી, ' સ્ત્રી ' એટલે સુખનું એક સાધન ને ' સ્ત્રી એટલે પ્રજોત્પાદક યંત્ર' એ રૂઢ વ્યાખ્યા જન્મી. "

સરલા બહેનની અસ્ખલિત વહેતી વાગધારામાં અમારાં મન ઝોલે ચડયાં હતાં પણ વચ્ચે વચ્ચે પાર્વતી કાણીનો ધીરૂ અને રાધા બહેનની ગામ ગપાટા કરવાની ટેવથી સાંભળવામાં ખલેલ પડતી.

વિષયની ભૂમિકાને અનુસંધાન કરતાં સરલા બહેને આગળ ચલાવ્યું: ' મારી બહેનો ' **नारी नरकस्य द्वार ।** ' એ યુગમાં આપણામાંની કેટલી બહેનો 'દેવી' પદ ભોગવે છે ? કેટલી બહેનો બુદ્ધિના ક્ષેત્રમાં ઉતરી પુરૂષોની અહંતા સ્પર્ધાથી ઓગળાવે છે ? બહુજ થોડી છતાં ઢાંક પીછોડો કરેલું સત્ય અસલ સ્વરૂપમાં દેખાતું હવે કોણ અટકાવશે ? પુરૂષોએ ઉત્પન્ન કરેલી માયા રામેટાતી જાય છે ને સાહિત્યમાં, ધારાસભામાં, કોરપોરેશનોમાં અને કોંગ્રેસોમાં સ્ત્રી પુરૂષોની સાથે પોતાનું સ્થાન લે છે. સ્ત્રીઓ રેલ્વેમાં કામ કરે છે. સ્ત્રીઓ મોટી પોસ્ટ ઓફીસમાં પુરૂષોની જોડે બેસે છે. પોલીસ કે ડીટેક્ટીવ જેવી જોખમની નોકરી કરે છે અને કેટલેક ઠેકાણે લશ્કરી તાલીમ પણ લે છે. ટુંકામાં સ્ત્રીઓ પુરૂષોનું કાર્ય કરવાની શક્તિ ધરાવે છે એ બે પગે ચાલનાર તો કોયું ન જોયું કરી શકે તેમ નથી. સ્ત્રીજાગૃતિ ને સ્ત્રીહકના પ્રશ્ને ઇંગ્લાંડનો મહા પ્રધાન ગ્લેડસ્ટન

પણ સહેજ મુંઝવાયો હતો. અને 'દાઢીમૂછ વગેરના પુરુષો' બનવાનો, સ્ત્રીનો દાવો કરી વાત કાપી નાખતો. પણ તે વખત વીતી ગયો છે. સ્ત્રીઓ સ્ત્રીત્વ રક્ષી પુરુષોને તેમનાં કાર્યમાં મદદ કરે છે. પણ તે એકસરખા દરજ્જાના મિત્ર તરીકેજ.

સાંભળનારના મુખ ઉપર વિકાર થતો જોઇ સરલાબ્હેને પોતાના વેગને રોકતાં કહ્યું: "વહાલી બહેનો, વિચારો સહેજ નવા તો લાગશે ને લાંબા સમયના આપણા સંસ્કારથી મનમાં સંકોચ ઉત્પન્ન થશે પણ પુરુષને સ્ત્રી એકજ કામ કરી શકે છે એ આપણે કુદરતને બારણે ક્યાં નથી જોતાં ? શિકારીને શિકારમાં કુતરાઓ નરને માદા એકજ કામ આપે છે; ઘોડાગાડીમાં કે સ્વારીમાં નરને માદા સરખુંજ કામ કરે છે; ઉંટમાં નરને માદા સરખી મજલ કાપે છે. ઉલટું કેટલી વાતમાં નર કરતાં માદા ચડે તો સ્ત્રીઓને હૃદયપ્રધાન કહી ઘરમાં ગોંધી રાખી છાણવાસીદું, ખાંડણખુંટણ ને બાળઉછેરમાં સ્ત્રીજીવનનો વિકાસ બતાવવો એ ચાટલામાં ચંદ્રમા બતાવવા જેવું નથી લાગતું ? હું તો કહીશ કે સ્ત્રીત્વ વિકસવાને બદલે કરમાતું જાય છે પછી ભલેને શબ્દોમાં કહેવાને આવે 'કે અમે તમને પરાશક્તિની વિભૂતિ ગણી હૃદયમાં પધરાવીએ છીએ. તમારી શક્તિથી અમે સર્વ કામ કરીએ છીએ. પણ સંસારમાં આપણી પરિસ્થિતિ આપણે સારી રીતે જાણીએ છીએ. ઉતાવળી બહેનો કોમ્ફરન્સ ભરાણી લઇ ને "અર્વાચિન સાહિત્ય માં સ્ત્રીઓનો પ્રધાન સ્વર," "કાયદામાં સ્ત્રીઓનું સ્થાન" ઇત્યાદિ નવા વિચારોદ્ગાર પોતાની જરૂરા બહાર કાઢે છે, પણ આપણે તો રચનાત્મક માર્ગ કરવાનું છે. ગુજરાતની આપણી અભણ બહેનોને કેળવણીનું કામ હાથમાં લેવાનું છે. બહેનો કેળવાશે એટલે એમની જરૂરીઆતો કેવી રીતે પુરી પાડવી એ સારી રીતે જાણશે. પછી વાગ્યુદ્ધોની જરૂર નહી રહે, ને ભાવિ ભારતની નાજુક કહેવાતી સ્ત્રીઓ, આર્ય સ્ત્રીઓ, બેડો બજાવો જગાવશે ને સ્વતંત્ર ભારતવર્ષ અને ત્યારે નવું ભારત વર્ષ, નવી સામાજીક પ્રણાલીકા, નવા આદર્શની રચનામાં પુરુષને જોડે ઉભી રહી સ્ત્રી પોતાનો ફાળો આપશે. પણ મારું સ્વપ્ન સાચું પાડવું તે તમારા હાથમાં છે. તમે ભાવિ ભારતના સૃષ્ટા છો. તમારા જોરે ભારત દુનિયાના બીજા દેશો સાથે પોતાનું સ્થાન માગે છે. તમે આદર્શ નાગરિક સ્ત્રીઓ બની, વીર પુત્રોની માતા બની, તમારું દેવીપદ ફરીથી શોભાવો એમ મારો આશીર્વાદ છે. એમ કહી સભાને પ્રણામ કરી સરલાબ્હેન પોતાના સ્થાને પાછાં બેઠાં. પ્રમુખે ઉપસંહાર કરતાં સ્ત્રીઓના હકની વાતમાં સ્ત્રીત્વની ભાવના આર્યાવર્તની બહેનોમાંથી નષ્ટ ન થાય એ વિષય પર ધ્યાન ખેંચી વક્તાનો ઉપકાર માનતાં સભા વિસર્જન થઇ. અમે સૌ વિખરાયાં.

રાધાબ્હેન તથા પાર્વતી કાકી અમારી પોળમાં રહેતાં હતાં. એટલે અમે સાથે સાથે ઘેર આવવા નીકળ્યાં. ગામની પટલાઇ કુટતાં રાધાબ્હેનથી રસ્તામાંએ શાન્ત ન રહેવાયું. 'બ્હેન, એતો વિલાયતી થઇ ગયાં એટલે એમને ફાવે. ઉભા ઉભા ભાષણ તો સૌએ કરે પણ ઘર માથે પડ્યું હોય તો જાણે કે કેટલી વિસુએ સો થાય છે !

"ખરું કહોછો બ્હેન" પાર્વતી કાકીએ નાના ધીરુના ખીસ્સામાંથી ચણા કાઢી આપતાં કહ્યું. "મારી આંખે તો નવા રંગ જોવાના થયા છે. બહાર ર્ક્યા કરવું ને બોલવું, પણ સુગે મોટે પારકે ઘેર સાંજુ દેરાણી જેઠાણીમાં સમાસ કરશે ને ઘરનો આંધરો વહેવાર આવી મોંઘવારીમાં ચલાવવો હોય તો ખબર પડે.

ઘરમાં અમારે તો લાજ મર્યાદા સખત પાળવાની હોય એટલે એમના જેવી વાતો તો ક્યાંથી થાય ? પણ આપણા તો દિવસ ગયા પણ હવે તો આ કુમુદિની બહેનને જોવાનું," એમ બોલતાં મારા તરફ ઇસારો કરી શાન્ત પડયાં. મારૂં નામ સાંભળી ભાષણના વિચારમાંથી હું જાગી. પાર્વતી કાકીની વાત સાંભળી દયા આવી. બિચારાં ગામઠી નિશાળે ચાર ચોપડી ભણી ઠગુમગુ વાંચે લખે. એમને જગતમાં શું ચાલે છે તેની ક્યાંથી ખબર ? સરલા બહેનનું ભાષણ એમને ક્યાંથી ગોઠે ? ફુંદ ઉપર હાથ ફેરવતા ને ધોતીયાની લાલકોર ખાસ દેખાય તેમ સરખી કરતાં પેલા જયશંકર શાસ્ત્રીની પરીઓની વાતો જેવી સગરરાજાના હજાર પુત્રો કે ભીમના પરાક્રમ કે કુંભકર્ણની નિદ્રા જેવી કથા હોય તો એ બિચારા વધારે સાત્વિક શ્રદ્ધાથી સાંભળે !

એટલામાં મારૂં ઘર આવ્યું. ઘરમાં પેસતાં રસોઇ પાણી સાંભર્યાં. કારણ સાસુજીને તાવ આવતો હતો. એમને તુલસીનો ચાહ કરી આપ્યો. ને દસ્મી કરતાં નવ વાગી ગયા. તોએ એ હજી બહારથી નહોતા આવ્યા. દસ વાગે એ આવ્યા, જમ્યા, ને ઢાંકો હુમરો કરી ' સમાજ 'ના ભાષણના વિચારમાં ઉઠતી હું સુવાના ખંડમાં ગઇ. ત્યાં મારા ' ચંદ્ર 'ને વાંચતાં જોયા. મને જોઇ એમણે સરલા બહેનના ભાષણની વાત છેડી " કેમ, શું સાંભળી આવ્યાં ? સરલાબહેને શું નવું કહ્યું." એમણે ચોપડીમાંથી ઉંચુ જોતાં પૂછ્યું.

" સાંભળવું અને વાંચવું બન્ને સાથે બને ? સાંભળવું હોય તો ચોપડી ઉંચી મૂકો." કહી મેં ગમ્મતમાં ચોપડી લઇ લીધી ને હસતાં હસતાં કહેવા માંડ્યું: " અમને તો તમારા સામે બૈરાં બળવો કરવા ઉશ્કેર્યાં. સત્યાગ્રહી બની અમે અમારા હકની માંગણી કરીશું ને પુરૂષોને બતાવી આપીશું કે અમે કાંઇ ગાંજ્યા જઇએ એમ નથી."

મૂળ એ રહ્યા ટીખળી. એટલે હસતાં હસતાં કહેવા માંડ્યું: "બિચારા સત્યાગ્રહીઓ જેવું તમારા ઉત્સાહનું ને બને તો સારૂં. સરલાબહેનને પૂછવું 'તું કે પ્રેમમાં હક્કનું સ્થાન હોય ? ને હક્ક માગવા જવું પડે એ માગનારની નબળાઇ નથી ? કુદરતનો તો નિયમ છે કે લાયક વ્યક્તિને તેના લાયક હક્ક એની મેળે મળે જાય છે. આપણા સાધુસંતો કયાં માગે છે કે મને ફલાણું આપો ! કે અમારો તમારા પર અમુક હક્ક છે ને તે હક્ક પેટે અમારૂં પૂરૂં કરો. પણ તમારો અંતર-આત્મા એની લાયકાત પ્રમાણે તમને સત્કાર કરવા પ્રેરે છે. આપણે તેમ કરી આનંદ પામીએ છીયે."

" વાહ, વાત ઠીક કાપવા માંડી. પુરૂષો ન આપે ત્યારે સ્ત્રીઓ માગે તેમાં ખોટું શું ? ઉલટો તેમાં તો પુરૂષોનો સ્વાર્થ તો ખુલ્લો જણાય છે. મદારીની જેમ બધું પોતાના હાથમાં રાખી એકજ દોરીથી મર્યાદિત વર્તુલમાં રતન ડોસીને નચાવવા જેવું નથી લાગતું ? પણ સ્ત્રીઓ હવે નહિ નાચે, ભૂતકાલમાં બહુ નાચી."

" ભલે, ન નાચે, પુરૂષો નચાવવા ગે નથી માગતા. અમારી સાથે હક્ક માંગે તે પહેલાં બુદ્ધિના ક્ષેત્રમાં, રણસંગ્રામમાં ઇત્યાદિ પુરૂષોના ક્ષેત્રને લાયક શરીરને હૃદય તૈયાર કરે. રામકૃષ્ણ મીશનવાળા દુર્ગાનન્દ સ્વામીને સ્ત્રી પુરૂષની રસાકસી વિષે પૂછતાં, એમણે કહ્યું હતું કે એ મહામાયાની રમત છે. પણ ઉંડા ઉતરી જોઇએ તો એ પાશ્ચાત્ય વિચાર છે. આર્યવર્તમાં એને અનુકુલ ભૂમિકા નથી.

અહિંનું સમાજશાસ્ત્ર પ્રકૃતિ તથા પુરૂષસ્ત્રીના સ્વભાવ પર રચાઇ પાશ્ચાત્ય સમાજશાસ્ત્ર જેવું ચંચલ નથી. એટલે પ્રમાણમાં ઓછી ભૂલો થવાનો સંભવ છે. ”

“ તમે કહો છો તે કાંઇ સમજાતું નથી.” મેં જાણવાની ઇચ્છાએ પૂછ્યું.

“ આપણે ત્યાં સ્ત્રીનાં સ્ત્રીત્વનો વિચાર કરી ‘ સ્ત્રીધર્મ ’ આધીનતા તથા સેવાના પાયા ઉપર રચાયો છે. ને સેવા તો યોગીયોને પણ અગમ્ય છે. તું જ કહે ને કે સેવાથી વધારે મળે કે તારા હકથી ? હું ફાટેલું સાંધેલું પહેરી તને દરેક રીતે ખુશી રાખવા પ્રયત્ન કરૂં, તારામાં મારૂં અંતિમ સુખ જોઉં તારા આનંદમાં મારો આનંદ નીરખું, આશક જેવો તારામાં દિવાનો બની તારી સમિપ સ્નેહસમાધિમાં ડુબું. ટુંકામાં તારી રમાડી રમત રમું. તેનું કારણ એકજ શબ્દમાં કહું તો તારી ‘ આધીનતા. ’ તું ધારે છે કે હકથી તું મને તારો કરી શકે ? પુરૂષો તો સ્ત્રીના ખોખાને નહિં પણ સ્ત્રીત્વ તથા સેવામાં મસ્ત બને છે ને એમની અહંતા ઓગળી જતાં લાઇલા-મજનુન, ફરહાદ-શીરીન કે રાધા-કૃષ્ણ, જેવા અદ્વૈત પ્રેમી યુગલો બને છે. સમાન હકના વાતાવરણમાં અદ્વૈત પ્રેમ હોય છે ખરો ? આશક માશુકના દિવ્ય રસની ઝાંખી ત્યાં સ્વપ્ને પણ થાય ખરી ?

“ પશ્ચિમમાં અદ્વૈત પ્રેમ નહિ હોય ! કારણ આપણે ત્યાં એનો ઇજારો અપાઇ ગયો હશે. ” મેં ટીકા કીધી.

“ ના, ત્યાં પણ હોય. વાતાવરણ પ્રતિકુલ એટલે ઓછા થોડી. બહારના આચાર વિચાર ઉપર સમાજશાસ્ત્ર રચાયલું હોઇ ત્યાંના સંસારમાં સ્ફરો ઝટ દેખાઇ આવતો નથી. પણ લગ્નસ્નેહની ભાવનાથી જોડાતાં ભલભલા ખચકાય છે. તેનું કારણ શું ? આપણી વિધવા બહેનો કરતાં કુંવારી કન્યાઓ પતિ પતિ ઝંખતી મરી ફીટે છે તેનું મૂળ શું ? એજ કે સમાન હકનો પવન. ફ્રાન્સ જેવા યૂરોપી દેશોમાં ઘટતી જતી વસ્તિથી મોટા મોટા સમાજશાસ્ત્રીઓ ગુંચવાયા છે. પરણેલાને ખાસ હકકો આપે છે છતાં એનું એ. સ્ત્રી-જાગૃતિના યુગમાં તે સ્ત્રી-સ્વાતંત્ર્ય ભોગવાય છે ત્યાંની સામાજિક સ્થિતિ જોઇ ? ન જોઇ હોય તો ‘ મેડ હાઉસ ’ તથા ‘ ઑરપ્નેઇજ ’ના હેવાલ વાંચો. નીતિની વાત બાજુએ મૂકી મોટા ભાગના દુઃખોના મૂળ જુવો તો સમાન હક ને એની રસાકસીમાંથી ઉડતા છૂટાછેડા. ” એમણે મુખે હસાવતાં કહ્યું.

“ હશે, મારે શી માથાફોડ. ” મેં કંટાળો ખાતાં કહ્યું-

“ એમ કેમ ! વિવાદ કરવા જેટલું તો પુરૂષોનું ધૈર્ય રાખો. પુરૂષોને લાયક કાંઇ એમને એમ બનાશે. એમણે સ્હેજ ઉત્સાહ આપતાં કહ્યું. ”

“ સરલાબહેને તો કહ્યું'તું કે સ્ત્રીત્વ રક્ષી સ્ત્રી પુરૂષના જેવું સ્થાન લઇ શકે. પુરૂષને સ્પર્ધામાં હરાવે પણ ખરા.” મેં સપ્રમાણ વાત કહેવા માંડી.

“ ભલે સરલા બહેન ખરાં હશે, પણ તને શું લાગે છે ? સ્ત્રીત્વ રાખી પુરૂષના ક્ષેત્રમાં પુરૂષ સાથે સ્ત્રી સ્પર્ધા કરી શકે ખરી ? એક નાનો દાખલો લ્યો. લાકડામાં ઉષ્ણતા લાવવી હોય તો લાકડાની શીતળતા દૂર કરી અગ્નિનો ગુણ જે ઉષ્ણતા તે આપીએ ત્યારે એ ઉષ્ણ બને. પણ લાકડાનો ગુણ શીતળતા રાખી એકી વખતે તેને આપણે ઉષ્ણતા આપી શકીએ ખરા ? લોખંડના કકડાને લોહ-

સુંબકનો આકર્ષવાનો ગુણ આપવો હોય તો લોખંડના કકડાએ લોહચુંબક થવું પડે. તો પુલિંગ શક્તિ ખીલવો પુરૂષોના ક્ષેત્રમાં સ્ત્રીત્વ રહે ખરૂં ? વળી સ્ત્રીમાંથી સ્ત્રીત્વ જાય તો ? અગ્નિમાંથી ઉષ્ણતા જાય તો ? ચંદ્રમાંથી તેનો ગુણ જે શીતળાતા જાય તો ? પૃથ્વીમાંથી સુંગંધી લઈ લઇએ તો ? અગ્નિ, ચંદ્ર કે પૃથ્વી જેવું ખાસ જુદું તત્વ રહે ખરૂં ? "

મેં માથુ હલાવી ના કહી. વાત ટુંકી કરતાં મેં કહ્યું " સરલા બહેન બિચારા તમારા જેવાં વિચારક નહિ, એટલે શું કરે! હું તો સમજી, બરોબર સમજી, કે સ્ત્રીત્વનો સઘળો સાર ' આધીનતા અને સેવામા ' સ્ત્રીત્વની સેવા ઘરના ચાર ખુણાની અંદર ને સ્ત્રીત્વ એટલે પુરૂષોની ઇચ્છાને ચગડોળે ફરવું—."

" વિવાદમાં ન ફાવ્યાં એટલે વાકું પડ્યું. પણ ગૃહકાર્યની આધીનતા તથા સેવાની શક્તિ ઉપરાંત ધોધમાર વહેતી ગાર્ગિહેલીની વિચાર શકિતને કોણ રોકી શકયું હતું ! દંપતિ જીવનનો પતિ સ્વર્ગસ્થ થતાં શાન્ત જીવન ગાળતાં ઝાંસીના બહાદુર રાણી લક્ષ્મીબાઇને કોણ રાજમહેલના ચાર ખુણાની અંદર બાંધી શકયું હતું ? ને આપણા આ વર્ષની કોંગ્રેસના પહેલા સ્ત્રી પ્રમુખ સરોજીની નાઇડુને ગૃહકાર્યના વમળમાં કોઇ ગુંગળાવી શકયું હતું ? કવિ તરીકેનું એમનું જીવન અને રાજનીતિજ્ઞ તરીકેની શકિતએ એમના દંપતિ જીવનને કરમાવવાને બદલે વિકસાવ્યું અને તેની ફોરમ સારા દેશમાં પ્રસરી એ તો હાલની વાત છે."

ખરેજ મારા ' ચંદ્ર ' તો વિચારક નિવડયા. એમની વાતમાં કાંઇક વધારે રસ પડવા માંડયો. ને નવી દૃષ્ટિથી વિષયને ચર્ચાતો જોઇ હું સાંભળી રહી.

" ટુંકામાં બીજા દેશને માટે તો ગમે તેમ હોય પણ ભારતવર્ષમાં તો આર્ય સ્ત્રીના સ્નેહહૃદયમાં સ્નેહોર્મિઓ ઉંચી ઉછળશે, પણ તેનાં પાતાળ ઉંડા હૃદયના ઉંડાણમાં ઉતરી નહિ શકે એ ચોકકસ વાત છે. સ્ત્રીઓના હક સાચવતાં કોઇ પણ મહત્વનું સામાજીક અથવા ધાર્મિક કાર્ય પુરૂષ એકલો ન કરી શકે એમ શાસ્ત્ર ચોખ્ખું કહે છે. કારણ પુરૂષ એક અડધીયું છે. સ્ત્રી એ એનું બીજું અડધીયું છે. બે અડધીયાં એક થતાં એક ' અવિભકત આત્મા ' વિદ્યુતવેગના ' પોઝીટીવ ' ' નેગેટીવ ' શક્તિઓ મળતાં જીવનમાં ઉત્સાહથી ધપે છે. સ્ત્રી સુંદરતા છે, પુરૂષ ભવ્યતા છે. નરી સુંદરતા ન શોભે કે નરી ભવ્યતાએ ન દીપે. માટે જીવન પૂર્ણતા પામે માટે લગ્નસ્નેહની ભાવના. સાધારણ રીતે ગૃહકાર્યમાં સ્ત્રી સર્વોપરી છે. પુરૂષ બહારના વહેવારમાં સર્વોપરી છે. કારણ પ્રકૃતિથી એમનાં શરીર એવાં રચાયાં છે."

" ત્યારે સરલા બહેન, સરોજીની નાઇડુ, અવંતિકા બાઇ ગોખલે ઇત્યાદિ બહેનોમાં એ પ્રકૃતિ કયાં છુપાઇ ગઇ ? " મેં શંકા ઉત્પન્ન કરતાં કહ્યું.

" થોડી સ્ત્રીઓ સેંકડે ચાર પાંચ એવી નીકળે એ ઉપરથી સામાન્ય નિયમ તુટે ખરો ? એમને ય સ્ત્રી પ્રકૃતિ નથી છોડતી. ભગવાન ગીતામાં કહે છે. ' **प्रकृति यान्ति भूतानि निग्रह किम् करिष्यति** ' પછી ભલેને પુરૂષત્વની શકિત ઘણી ખીલેલી હોય. કાલે આપણે સરઘસમાં ગયાં હતાં. ત્યાં કેળવાએલા બકરાની ગાડી નહોતી જોઇ? માટે બેલગાડી, ઘોડાગાડી, કાઢી નાખી બકરાની ગાડીએ જગતનો વહેવાર નભે ખરો ?

ઉત્તર ધ્રુવના પ્રદેશમાં રેઇન્ડીયરની ગાડીજ જોઈએ, માટે આપણા વડોદરાના નવાબ સાહેબની કળીયારની ગાડી જેવી ગાડીઓજ આપણા ગરમ દેશમાં લોકો વાપરે તો એ પ્રથા ચાલે ખરી? તું જ કહીશ કે ના. રોગની દવા શરીરના બંધારણ, હવાપાણી, ખોરાક ઉપર લક્ષ આપીને અપાય છે. એકની એક દવા હજાર રોગ ઉપર વપરાય તો પેલા ઉંટ વૈદ્ય જેવું થાય." એમણે ટાઢાં પડતાં કહ્યું.

એટલામાં ઘડિયાળમાં બારના ટકોરા થયા. ને અમારો વિવાદ સમેટાયો. અમારા વિવાદમાં વડીલોની કર્કશતા ન હતી. એક બીજાના ઉંડાણના અમી કૂપમાં ડુબતાં અમે શાન્ત પડયાં. બહાર જોયું તો ચંદ્રિકા વર્ષી રહી હતી ને વસુંધરા દેવી નિરવ શાન્તિમાં મગન હતાં. તેની અજબ શાન્તિ મારા 'ચંદ્ર'માં અનુભવતી હું ઉંઘી ગઈ. કારણ ચંદ્ર સિવાય કુમુદિનીને કોણ શીતળતા આપે? અમારા એ ચંદ્ર–કુમુદિનીના સ્નેહમાં–વિવાદમાં જુદાઇના વિચારે ઉંઘમાંથી ઝબકી ઉઠતાં એમને પાસે સૂતેલા જોઇ બોલી જવાયું. "હાશ, હું ને મારા ચંદ્ર."



## રંગ ભેદ

દક્ષિણ કારોલીનામાં એક ગોરાએ મોટરની ચોરી કરી, તે બદલ ન્યાયાધીશે તેને ત્રીશ દિવસની સજા ફરમાવી. તે જ ન્યાયાધીશ આગળ, સાઇકલની ચોરી કરનાર હબસી ખડો થયો, અને તેને બેડીકડી સમેત ત્રણ વર્ષની સખ્ત મજુરીની સજા મળી. ×× અમેરિકાનો એક રંગીન સદ્‌ગૃહસ્થ ફ્રાન્સમાં નોકરી કરીને ઘેર આવ્યો. કસ્ટમ્સ સર્વીસમાં નોકરી લેવા એણે સનંદી પરીક્ષા આપી અને પહેલે નંબરે પાસ થયો. ૯૮ ટકા માર્ક મળ્યા. નોકરી લેવા તે ઓફિસમાં ગયો ત્યારે તેને જોઇને અધિકારીને અચંબો ઉપજ્યો. 'મેં ન્હોતું ધાર્યું કે તમે હબસી હશો,' એટલું કહીને તેને રૂખસદ આપવામાં આવી. તેની જગ્યાએ ૭૫ ટકા માર્ક મેળવનાર ગોરાની નીમણુંક થઈ. ×× અમેરિકન હબસીઓની કોલેજમાંથી એક કુમારી થોડે દૂર કોઇ ગામમાં પોતાના ભાઇને ઘેર રજા ગાળવા ગઇ. રાત્રે કંઈક ખખડાટ થયો. ભાઇ બ્હેન ઉઠયાં, ભાઇ બહાર ગયો. ગોળીબહાર થયો. બ્હેન જઇને જુવે છે તો ભાઇને છેલ્લા શ્વાસ લેતો દીઠો. સામે બંદુકધારી અમેરિકન ગોરાંઓ ઉભા હતા. તેમનામાંના એકે કહ્યું, "ચાલો, આ છોકરીને પ પૂરી કરો, એટલે આપણને પૂછનારાળું કોઇ ન રહે." પણ આગેવાને છોકરીને જીવવા દીધી ભાઇનું મુડદું ગાડીમાં નાખીને તે બિચારી એકલી તેને દફનાવવા શહેરમાં ખેંચી ગઇ. ×× ચાર માસ પહેલાં કોઇ હબસીએ ધોળી છોકરી પર હુમલો કર્યો. ગુન્હા બદલ તેને ફાંસીની સજા મળી. થોડા રોજ પછી આલબામા ગામે એ ગોરાઓએ હબસી કુમારીઓ ઉપર હુમલો કર્યો. ફરિયાદ થતાં ૫૦૦ રૂ. દંડ ફરમાવાયો. ×× અમેરિકાના ગલ્ફ રાજ્યની તે તરુણ વિદ્યાર્થીની છે. પણ તેણે એક દિવસ હબસી કુમારીઓની પરિષદ્‌માં હાજરી આપી અને રંગીન છોકરીઓ સાથે ખાણું લીધું. આવા 'અપરાધ' બદલ તેને કોલેજમંડળના પ્રમુખે સંસ્થામાંથી બરતરફ કરી. (વર્લ્ડ ટુ–મોરો.)




લેખક: શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

## પ્રકરણ ઓગણસાઠમું ( ચાલુ ).

" ઓહો ! ત્હમે અહિં ક્યાંથી ? " નંદલાલે રૂક્ષ્મણીના પ્રશ્નનો જવાબ ઉડાવ્યો.

ચપળ હરિણી જેવી આંખ્યો, સુન્દર મુખડું, આકર્ષક પોષાક અને યુવાનીની મસ્તીમાં ઉછળતી રૂક્ષ્મણી સાથે સાદી ગુર્જરાતણ સમી શોભતી સુશિલાની સરખામણી નંદલાલે એકપળમાં કરી લીધી. રૂક્ષ્મણીનું લાવણ્ય અને સૌન્દર્ય સુશિલાથી ઘણે દરજ્જે ચઢે તેવું હતું છતાં નંદલાલને તો સુશિલા આગળ રૂક્ષ્મણી ઝાંખી લાગી.

" હું તો મ્હારી એક બ્હેનપણી એને સાસરે જાય છે ત્હેને મૂકવા આવી છું. " રૂક્ષ્મણીએ મૃદુ અવાજે જવાબ આપ્યો.

" મઝામાં છો ? "

નંદલાલે વિવેકની ખાતર રૂક્ષ્મણીના ખુશખબર પૂછ્યા, પણ ત્હેની આંખ્યો તો સ્ટેશન ઉપરના ઉતારૂઓમાં કોઇને શોધી રહી હતી. ચપળ રૂક્ષ્મણી આ પારખી ગઇ.

**રા. રાયચુરાની**

આ રસભરી ચાલુ વાર્તાનો પહેલો ભાગ આ અંકમાં પૂરો થાય છે. સપ્ટેમ્બર ૧૯૨૯ ના અંકથી એ વાર્તા

**સ્નેહપૂર્ણા**

નો બીજો ભાગ શરૂ થશે. નવા ગ્રાહકોના લાભ માટે

**પહેલા ભાગનો સંપૂર્ણ સાર**

આવતા અંકમાં અપાશે વર્ષની શરૂઆતથીજ ગ્રાહક થઇ એ વાર્તાનો લાભ લેવા ચૂકશો નહિ.

" હાજી, હું ખુશીમાં છું. માફ કરજો મ્હેં ત્હમને રોક્યા હોય એમ જણાય છે. ત્હમારે જવાની ઉતાવળ હોય તેમ લાગે છે. " રૂક્ષ્મણીએ નંદલાલ તરફ એક પરીક્ષકના જેવો કટાક્ષ કર્યો.

" હા હું મ્હારા મિત્રને મુકવા આવ્યો છું અને ત્હેમને શોધું છું. ત્હમે જબરાં પરીક્ષક લાગો છો હો ! " પોતાની વાત રૂક્ષ્મણી જાણી ન જાય તે માટે ગોળગોળ ભાષામાં બોલ્યો.

" વારૂ ત્હારે ત્હમે ખુશીથી જેને શોધવા આવ્યા હો ત્હેને શોધી કાઢો. "

" હાજી, હું પાછો ત્હમને મળીશ. " નંદલાલે રૂક્ષ્મણીને પતાવવા પ્રયત્ન કર્યો.

"એમજ કરજો કે આપણે મેલ પછી મ્હારી ગાડીમાં સાથે જઇશું. હું ત્હમને ત્હમારા ઘર આગળ ઉતારી દઇશ." રૂક્ષ્મણીએ નંદલાલને આમંત્રણ આપ્યું.

નંદલાલને અત્યારે તો એકજ ધ્યાન હતું. સુશિલા, સુશિલા ને સુશિલા ત્હેને શ્વાસે શ્વાસે રમતી હતી. સ્ટેશનમાં તે આમતેમ બહુ ફર્યો પણ સુશિલા અથવા ત્હેની શિષ્યાઓમાંથી કોઇ દેખાયું નહિ.

હજુ મેલને ઉપડવાને લગભગ પોણા કલાકની વાર હતી તેથી દરિયાકાંઠે જઇ મગજને ઠંડું પાડવાની ઇચ્છા નંદલાલને થઇ.

સહજ અંધારૂં થઇ ગયું હતું. રસ્તાપરના દિવાના પ્રકાશમાં જેટલી સ્ત્રીઓ સ્હામે મળી તે સર્વને ત્હેણે નિરખી નિરખીને જોઇ પણ ત્હેમાંયે તે નિરાશ થયો.

દરિયા આગળ બાંધેલી પગથીઓ ઉપર ચઢી ફરવાને સ્થળે ત્હેણે આમ તેમ દૃષ્ટિ ફેંકી એક બાંક પર પોતાની જગ્યા લીધી.

બે મુસલમાન યુવાનો ધીમે ધીમે લલકારતા નિકળ્યાઃ

"હું તો પ્રેમની જોગણ
પિયુને શોધવા ચાલી."

નંદલાલે તેથી ઉલટું ઝીલ્યું.

"હું તો પ્રેમનો જોગી
પ્રિયાની શોધમાં ચાલ્યો."

કોલાબાપર હવા ખાવા આવનારાઓમાં પારસીઓ તથા અંગ્રેજોની સંખ્યા કંઇ વિશેષ હતી. અંગ્રેજ કન્યકા અને યુવાનોનાં જોડલાંઓ પ્રેમની મસ્તીમાં આમતેમ ફરતાં હતાં. ત્હેમને શરમ કે લજ્જા સાથે બહુ નિસ્બત ન હોવાથી તેઓ ફાવે તેમ ફરતાં હતાં અને ફાવે તેવા હાવભાવ અને ગોઠડીથી એક બીજાને રીઝવતાં હતાં.

અંગ્રેજોનું જોઇ કેટલાક પારસી યુવાનો અને યુવતીઓ કંઇક એવીજ પ્રેમની પ્રણાલીમાં ઉછળતાં હતાં. ભપકાબંધ પોષાક, નવી નવી ફેશનો, નવી નવી ઢબછબ તથા પ્રેમના નવા નવા પ્રકારનાં પ્રદર્શન અહિં ભરાયાં હતાં. રસ્તે સેન્ટ લવન્ડરની ભભકથી સઘળું સૌગંધમય બની ગયું હતું. મુખપર રંગ અને પાઉડર લગાવવાની કોઇ કોઇ સુંદરીએ મણા રાખી ન્હોતી. સહુ સહુના તાનમાં સહુ મસ્તાન, ગુલતાન હતા. સ્હામે સાગર ઘુઘવતો હતો, અંધારામાં દૂરદૂર વાલકેશ્વરના ડુંગરા ધ્યાન ખેંચતા હતા.—બીજી બાજુ કોલાબાની દિવાદાંડી ફરતા દિવડાની માફક તેજ ફેંકી રહી હતી. ફરવાની જગ્યાએ સમુદ્રને કાંઠે કાળા પથ્થરોની હાર છે ત્હેની નીચે પ્રેમી અંગ્રેજ જોડલાં હાથમાં હાથ મીલાવી પ્રેમગોઠડીમાં ગાંડાતુર બની ચાલનારા બધા આંધળા હોય તેવો દેખાવ રજુ કરતાં બેઠેલાં હતાં.



નંદલાલનું અત્યારે આ કોઇ દૃશ્યે ધ્યાન ખેંચ્યું નહિ. ત્હેને તો એકજ મુખડું જોવાની ઉતાવળ હતી. તે બાંકપરથી ઉઠયો અને એક

લટાર મારી પછી સ્ટેશનમાં જવું એ વિચારે આગળ ચાલ્યો.

કોલાબાના પુલ સુધી આવ્યો ત્યાં એક ફકીરના સૂર ત્હેને સંભળાયા. નીચે દરિયાની રેતીમાં એ ફકીર ગાતો હતો અને ત્હેની આસપાસ લગભગ બસો સ્ત્રી પુરૂષોનું ટોળું ત્હેણે ઉભેલું જોયું.

ફકીર બહુ મધુર કંઠે જુવાનીના તોફાનમાં મસ્ત બનેલાં જોડલાંઓને શિખામણ આપતો હતો.

એ કાયાકી રેલ, રેલસેં
અજબ નિરાલી હય.–એ.
પાપ પુન્યકી બનાઇ નાલી,
અકલ સડક હય જીસમેં નીકાલી;
મનકા કાંટા લગા,
ઇશ્વર ચાહે ઉધર ઘુમા લી હય–એ.
દયા ધર્મ દો પઇડે બનાકે,
સતકા લફુા ખુબ ચડાકે;
જ્ઞાન કમાની ખેંચ,
ધ્યાનકી સંકલ ડાલી હય–એ.
શ્વાસ ધુવા મુંહસેં હય જારી,
વિવેક ચાવી બની હિતકારી;
તનકા ઈંજીન બના,
જઠરમેં અગ્નિ બાલી હય.–એ.
નબસકા ધંટા હરદમ હીલના,
જીસકા ટેમ રેલસેં મીલના;
હાથકા સીગનલ ગીરા,
રેલ અબ આનેવાલી હય–એ.
અરે મુસાફર કયોં દુઃખ પાતા,
પ્રભુ નામકી ટીકટ ન લેતા;
કબકી સીટી બજી,
રેલ અબ જાનેવાલી હય–એ.
તાર ખબર હીચકી અબ આઇ,
કાલ બદરીયાં શિરપર છાઇ;
રેલ ભંવર ગઇ છોડ,
પડા ઇસ્ટેશન ખાલી હય–એ.

આખું ટોળું ફકીરના મીઠડા કંઠ સાથે જીવનની રેલમાં રહેલા ઉપદેશમાં ડોલતું હતું.

નંદલાલને પણ આ ઉપદેશ લાગ્યો. શા માટે આ સઘળી જીવનની ઉપાધિઓ જોઇએ ? સુખ તે માત્ર ઝાંઝવાના જળ જેવું છે. પ્રભુ નામમાંજ જીવવાનું સાર્થક છે આ વિચારો બીજામાં કાયમના રહ્યા કે ઉડી ગયા, તે તો પ્રભુ જાણે પણ નંદલાલમાંથી તો તરતજ સ્મશાનવૈરાગ્યની માફક ઉડી ગયા. ત્હેણે સાંભળનાર ટોળામાં સુશિલાને ત્હેની શિષ્યાઓ સાથે જોઇ. કોલાબાની રેલ ને જીવનની રેલ સહુ સહુને ઠેકાણે ચાલ્યાં ગયાં અને ફરી પાછા એના એજ વિચારોએ નંદલાલપર સામ્રાજ્ય જમાવ્યું.

ભજન ખતમ થતાં સુશિલાએ ઉતાવળથી સ્ટેશન તરફ જવા માંડયું. નંદલાલ ત્હેની પાછળ ખેંચાયો.

રસ્તામાં મોટરોની બહુ ધમાલ હતી. તેથી સુશિલાએ જ્યારે પાછળ જોયું ત્યારે એકાએક નંદલાલ ઉપર ત્હેની દ્રષ્ટિ પડી. તે બોલી.

"ઓહો ! નંદલાલજી ! ત્હમે કયાંથી ? ફરવા આવ્યા છો શું ?"

શું કહેવું તેના વિચારમાં નંદલાલ એક ક્ષણ થોભી બોલ્યો.

"ત્હમે જાઓ છો તે ત્હમને મૂકવા આવ્યો છું" બોલતાં બોલતાં નંદલાલના શબ્દોમાં સહેજ ધ્રુજારી હતી.

"ઘણોજ ઉપકાર. મ્હારા તરફની લાગણી માટે ત્હમારો આભાર માનું છું. મ્હેં બધું શ્રીમંડળનું બંધારણ નક્કી કર્યું છે અને. મેં ત્હમને જેમ કહ્યું તેમ વસંતભાઇએ અને ત્હમારે ખરેખર અમને મદદ આપવી જોઇશે.

તમારી મદદ વિના અમારો ઉધ્ધાર અસંભવિત છે." વાતો કરતાં કરતાં બધાં સ્ટેશને આવી પહોંચ્યાં. નંદલાલે સુશિલાએ કહેલું કંઇ સાંભળ્યું નહિ. તે તો તેના મુખડા સ્હામુંજ ચોરની માફક વારંવાર કંઇ અનેરી દ્રષ્ટિથી જોયા કરતો હતો.

મેલ ઉપડવાને પંદર મીનીટ હતી.

સુશિલાને મુકવા આવેલું સ્ત્રીમંડળ પ્લેટફોર્મપર બધાનું ધ્યાન ખેંચતું હતું. શ્વેત સ્વદેશી સાડીઓથી શોભીતી આ સાદાઇની દેવીઓ હિંદનું ઉજળું ભવિષ્ય બતાવતી હતી.

ફેશનમાં ને રંગબેરંગી પોષાકમાં મહાલતી રૂક્ષ્મણીએ નંદલાલને સુશિલા સાથે વાત કરતો જોયો. ત્હેને ત્યાં જવાની ઇચ્છા થઇ પણ અત્યારે ત્હેને પોતાના પોષાક માટે શરમ લાગી તેથી તે દૂરથીજ જોયા કરતી હતી.

"એક વખત અમ્હારા આશ્રમમાં જરૂર આવજો, નંદલાલજી!" સુશિલાએ ફરી ફરી આમંત્રણ આપ્યું.

નંદલાલ પોતાની સ્થિતિ સુશિલાને શી રીતે સ્હમજાવે ત્હેની મુંઝવણમાં અથડાતો હતો તેથી ઉત્તરમાં તે સહજ હસ્યો.

આ હાસ્યમાં ત્હેના દિલના આખી ભાવના મૂર્તિવંત બની.

મેલ ઉપડયો. નંદલાલનાં નયનો સુશિલા તરફ ખેંચાઇ રહ્યાં.

વિશુદ્ધ ભાવનાવતી સુશિલા નંદલાલનું એ હાસ્ય જોઇ મુંઝાણી અને એ નયનો નીરખી વિચારમાં પડી.

'પડા ઇસ્ટેશન ખાલી હય' એ ફકીરની કડીને પોતાના જીવન પ્રસંગ સાથે ગોઠવતાં નંદલાલ પ્લેટફોર્મપરથી ઉતર્યો ત્યારે પણ ત્હેને તો સુશિલાજ સર્વત્ર દેખાઇ. એટલામાં રૂક્ષ્મણીએ બુમ પાડી.

" નંદલાલભાઈ! આમ આવો. ગાડી અહિં છે."

---

## પ્રકરણ સાઠમું.

### ખાનગી.



નંદલાલ રૂક્ષ્મણીની સામે યંત્રવત્ ઘોડાગાડીમાં બેઠો.

રૂક્ષ્મણી વસંત તરફ કેવી ભાવના ધરાવે છે તે વિષે નંદલાલ પૂરો માહિતગાર હોવાથી ફરીથી એનું એ પ્રીંજણ રૂક્ષ્મણી ચલાવશે એમ પહેલી દ્રષ્ટિયે નંદલાલને લાગ્યું. પણ તેને બદલે ત્હેણે અત્યારે રૂક્ષ્મણીને કંઇ બીજાજ વિચારોમાં ઉડતી જોઇ.

ઘોડાગાડીમાં બેઠક લેતાં તુરતજ રૂક્ષ્મણીએ સવાલ કર્યો.

" ત્હમે જે મિત્રને શોધતા હતા તે સુશિલા જ કે ?" હાવકે મોંઢે રૂક્ષ્મણીએ પુછેલા આ પ્રશ્નનો જવાબ નંદલાલે ટુંકમાં જ આપ્યો.

"હા."

" ત્હમે ભાગ્યશાળી છો કે ત્હેની મિત્રતા ત્હમે મેળવી શક્યા."

નંદલાલ સ્હમજી શકયો નહિ કે રૂક્ષ્મણી આ શબ્દો કીયા ભાવેથી ઉચ્ચારે છે

"મ્હેં તો એમને વિશે ગઇ કાલેજ સાંભળ્યું અને આજ ત્હેને પ્રત્યક્ષ જોઈ. કાલે જ્હેણે મ્હારી પાસે એની વાત કરી ત્યારે હું તો બહુ અજાયબ થઇ. આટલું ભણેલી, આટલી બધી વિદુષી અને આ નવા જમાનાની સઘળી તાલીમ લીધેલી યુવતી કન્યકામાં એટલી બધી સાદાઇ ક્યાંથી આવી શકે ? આ મોજશોખના જમાનાંમાં, આ આનંદ લેવા જેવી સ્થિતિમાં, આ ફેશનના નવા જમાનામાં આટલી સાદાઇ અને સરળતા ક્યાંથી સંભવે ? મ્હને તો હજી માન્યામાંજ નથી આવતું. જન્મથીજ જ્યાં મોજશોખનાં સંસ્કારો પડયા હોય ત્યાં આવું જીવન ગાળવાની વાત મ્હને તો સ્વપ્ના જેવીજ લાગે છે. મ્હને તો કહેનારે એમ કહ્યું છે કે સુશિલા પોતે સુધરી છે એટલુંજ નહિ પણ પોતાની સાથે ત્હેણે ઘણી બ્હેનોને પણ સુધારી છે. આજે સ્ટેશને મ્હેં જે દેખાવ જોયો તે ઉપરથી એ કહેનારની વાત કંઇક અંશે મ્હને સાચી લાગે છે. ત્હમે એની સાથે રહ્યા હશો એટલે મ્હારા કરતાં એમને વિષે કંઈ વિશેષ માહિતી ધરાવતા હશો."

નંદલાલ પાસે અત્યારે બીજી કોઇ પણ વાત રૂક્ષ્મણીએ છેડી હોત તો તે કંઇ પણ સાંભળત કે નહિં એ એક સવાલ હતો. પણ ત્હેના પ્રિયપાત્ર વિષેની વાત તો તે સંપૂર્ણ ધ્યાન દઇને સાંભળે એ સ્વાભાવિક હતું.

"રૂક્ષ્મણી ! ત્હમારી વાત ખરી છે. ખરેખર સુશિલા એ સુશિલાજ છે. ત્હેણે આ ન્હાની ઉમરે પણ બહુ મ્હોટાં કામો કર્યાં છે અને હજુ કર્યે જાય છે. મ્હારે ને ત્હેમને જો કે બહુ ઓછો પરિચય છે છતાં આ વખતે હું ત્હેમને બરાબર પીછાણી શકયો. ત્હેમણે મુંબઇમાં પોતાના આશ્રમની એક શાખા ચલાવે એવું સ્ત્રીમંડળ કાઢવાની એક યોજના ઘડેલી છે. આ યોજના એવી તો ઉપયોગી છે કે સ્ત્રીજીવનમાં તે કંઇ નવુંજ ચેતન પ્રકટાવશે. પશ્ચિમની કેળવણીથી સ્ત્રીઓને ફાયદાને બદલે જે ગેરફાયદાઓ થયા છે તે સઘળા દૂર કરાવવામાં આવું મંડળ બહુ ઉપયોગી થઇ પડશે. હું ધારૂં છું કે ત્હમે આમાં કદાચ એકમત નહિં થાઓ પણ મારે કહેવું જોઇએ કે ગુજરાતી સ્ત્રીઓમાં ખાસ કરીને શ્રીમંત ને ભણેલા વર્ગમાં જે જાતનું ફેશનનું ને ખર્ચાળપણાનું વાતાવરણ ઉત્પન્ન થયું છે તેનો નાશ કરવાની વધારે જરૂર છે. શરીરે તંદુરસ્ત, વિચારે ઉન્નત ભાવનાવાળી, જ્ઞાનમાં સ્ત્રીજીવનને શોભાવવાવાળી, વાણીમાં મીઠાશ ને સાચા હેતવાળી અને આચારમાં માનવી જીવનના ઉધ્ધારને પોષનારી ગુજરાતણો હાલમાં કેટલી છે ?

આ વિચાર જ્યારથી હું સુશિલાને મળ્યો છું ત્યારથી મ્હારામાં જાગ્રત થયો છે. ફીકકા ચહેરાવાળી, છીછરા જ્ઞાનવાળી, અરધી પુરૂષ અને અરધી સ્ત્રી જેવી દેખાતી, ઉછાંછળી, ઉધ્ધત અને ભાવનાઓમાં શુષ્ક દેખાતી......"

"માફ કરજો નંદલાલજી ! હુ ત્હમારાં એ વાક્યોમાં હા નથી ભણી શકતી."

નંદલાલ પોતાનું બોલવું પુરૂં કરે તે-પહેલાં રૂક્ષ્મણી વચ્ચે બોલી ઉઠી.

"મ્હારે કોઇપર આક્ષેપ કરવાનો હેતુ નથી. હું સ્ત્રીકેળવણીને ચાહનારો છું. હાલની કેળવણીમાં રહેલું ઝેર અને અમૃત એ બન્નેને હું બરાબર પારખી શકું છું એટલેજ જેટલો ઝેરી ભાગ છે તે હું ત્હમને કહી બતાવું છું. અને એ પણ જ્યારે. સુશિલાની ત્હમે વાત કરો છો ત્હારે હું એ વિષયમાં સુશિ-

લાના શા વિચારો છે તે ત્હમને જણાવું છું." નંદલાલે રૂક્ષ્મણી સમક્ષ ખુલાસો કર્યો.

"વારૂ, ત્હમે આગળ ચલાવો. એ તો વચ્ચે બોલવાની મ્હારી ટેવ છે. જરા પણ ખોટું લગાડશો નહિં. ત્હમે સુશિલાને જેટલી ચાહો છો તેટલી હું . પણ ચાહું છું." રૂક્ષ્મણીએ નંદલાલને ખોટું લાગ્યું છે એમ લાગતાં આ શબ્દબાણ છોડયું.

"ના ના. એમાં કંઇ ખોટું લાગવા જેવું નથી. હવે એમાં . બીજું કંઇ ખાસ વિશેષ કહેવા જેવું પણ રહેતું નથી. માત્ર એ સ્ત્રીમંડળમાં ત્હમે સભ્ય થાઓ તો બહુજ સારૂં એમ મ્હારી સલાહ છે."

"જરૂર. ત્હમારી સૂચના માટે ત્હમારો હું ઉપકાર માનું છું. પણ હું એક વાત પૂછવાનું ભૂલી ગઇ. મ્હેં સાંભળ્યું છે કે સુશિલાએ કૌમારવ્રત લીધું છે. આખું જીવન કુવારી રહી તે દેશસેવા કરવાની છે." બોલતી બોલતી ચતુર રૂક્ષ્મણી નંદલાલનો ચહેરો વાંચતી હતી.

"કદાચ હોય ! એ બાબત હું કેમ જાણી શકું ?"

"કુમારી રહે તો ત્હમે એ વિચાર પસંદ કરો ખરા ?"

"આવો પ્રશ્ન હોય !" નંદલાલે રૂક્ષ્મણી સ્હામું અજાયબીથી જોયું.

"ના ના. ત્હમે એના મિત્ર છો એટલેજ મ્હેં એ પૂછયું."

"પણ મારી આગળ એવી વાત કરવાનું સુશિલાને પ્રયોજન શું ?"

"જો મિત્ર પાસે મિત્ર વાત ન કરે તો કોની પાસે કરે ? હું ત્હમને મ્હારા મિત્ર ગણું છું ને મ્હારે પે ત્હમને એક ખાનગી વાત કહેવી છે. સાંભળશો કે?"

રૂક્ષ્મણી પોતાની સાથે કંઇ ખાનગી વાત કરવા માગે છે એ જાણતાં નંદલાલ સ્હમજી ગયો કે તે પોતાની કથનીનાં આગલાં પ્રકરણો ફરીથી ઉથાડશે.

સુન્દરલાલ પાસે રૂક્ષ્મણીને વસંત સાથે પરણાવવાની ચર્ચા કર્યા પછી નંદલાલ રૂક્ષ્મણીને એક વખત ખાનગીમાં મળી આવ્યો હતો અને રૂક્ષ્મણી નિરાશ ન થાય તે માટે તે એટલુંજ કહી આવ્યો હતો કે જ્યાં સુધી વસંત બહારગામથી પાછો ન આવે સાં સુધી એ વાતનો નિર્ણય થઇ શકે તેમ નથી. રૂક્ષ્મણીએ નંદલાલ પાસેથી વસંતનું ઠેકાણું લઇ આ બાબતમાં એક પત્ર લખ્યો હતો પણ હજુ સુધી એ પત્રનો કંઇ જવાબ મળ્યો ન્હોતો. નંદલાલ તો સુશિલાના વિચારે આ બધી વાતો ભુલી ગયો હતો. પણ અત્યારે એ બધો ઇતિહાસ પાછો તાજો થયો.

"ત્હમારી ખાનગી વાતો તો હું બધીયે જાણું છું પછી નવું શું જાણવાનું છે ?" નંદલાલે રૂક્ષ્મણીની વાત ટુંકી કરાવવા શરૂઆતથીજ પ્રયત્ન કર્યો.

"હું ત્હમને એક પ્રશ્ન પૂછી શકું ? ત્હમે ત્હેનો ઉત્તર આપશો ?"

"એક શું કરવા, ત્હમે જેટલા પ્રશ્ન પૂછવા હોય તેટલા ખુશીથી પૂછી શકો છો."

"સુશિલા વિષે ત્હમારા શું વિચાર છે ?" રૂક્ષ્મણીએ બહુ ચપળતાથી આ પ્રશ્ન મૂકયો.

"એટલે ?"

"જ્યારે ગુજરાત મેલ ઉપડયો ત્હારે ત્હમે સુશિલાની આંખ્યો જોઇ હતી ?"

"ત્હમે શું કહેવા માગો છો તે હું સ્હમજી શકતો નથી." નંદલાલ રૂક્ષ્મણીની આ વાતનો ઉદ્દેશ સ્હમજી શકયો નહિ.

"હું ત્હમને સ્હમજાવું છું. જરા ધિરજ રાખી મ્હારા પ્રશ્નના ઉત્તર આપો. સુશિલાની

આંખ્યો સ્હામે ત્હમારી આંખ્યો કેવી હતી તે ત્હમે પોતે જોઇ શક્યા ન હો પણ ત્હમારા હૃદયના ધબકારાની ગતિ ત્હારે વધી હતી કે ?"

"પણ આવા તે પ્રશ્ન ? અને હોય તો કોઇને પૂછાય ?" નંદલાલ હજુ સુધી રૂક્ષ્મણીને સ્હમજી શક્યો નહિં.

"મ્હારા આ પ્રશ્નોનું કારણ એકજ છે કે હું જે જૂની વાતો કહું તે મ્હને નવીજ જણાય, કારણ કે એ વાતો મ્હારા પ્રિયપાત્ર વિષેની છે. હું એક બ્હેન પોતાના ભાઇને પૂછી શકે તે નિર્દોષતાથી ત્હમને પૂછું છું કે સુશિલાની વાત જેમ જેમ હું વધારે વખત કરૂં તેમ ત્હમને એ વાત વ્હાલી લાગે છે કે નહિં ?"

નંદલાલ રૂક્ષ્મણી આગળ હાર્યો. રૂક્ષ્મણી બહુ ચતુર છે એ તો તે આગળથીજ સ્હમજતો હતો. પણ અત્યારે એક પલકમાં પોતાના દિલની વાત રૂક્ષ્મણી જાણી ગઇ એ જોઈ તે બહુ અજાયબી પામ્યો. ભાઇ બ્હેનની નિર્દોષતાથી વાતો કરવાની રૂક્ષ્મણીની સરળ ભાવનાપર તે બહુ પ્રસન્ન થયો.

"રૂક્ષ્મણી ! ત્હમે મ્હારાં બ્હેન બની મ્હારા હૃદયની વાતો જાણી લેવા પ્રયત્ન કરતાં હો તેમ જણાય છે." નંદલાલે બની શકે તો એ વાતનો ગોળગોળ ભાષામાં અંત આણવા કોશેષ કરી.

"અલબત. બ્હેનને ભાઇની ખાનગી વાતો જાણવાનો હક્ક છે અને ભાઇ બ્હેનની ખાનગી વાત જાણવાનો પણ સંપૂર્ણ હક્ક ધરાવે છે. પણ ત્હમને મ્હારા જેવી દિલપારખું બ્હેન હોય એમ ઇચ્છો છો ?"

"જરૂર."

"ત્હારે ત્હમારા અને મ્હારા ઉપર એક ગંભીર ફરજ આવી પડે છે. મ્હારે ત્હમને ત્હમારૂં પ્રિયપાત્ર મેળવી આપવું અને ત્હમારે મ્હને મ્હારૂં પ્રિયપાત્ર મેળવી આપવું."

નંદલાલ આ સાંભળી ચોંકયો. વસંત ને રૂક્ષ્મણીનું સગપણ થાય એ ન બની શકે તેવી વાત હતી. રૂક્ષ્મણી સર્વ વાતોનો સરવાળો આવો લાવશે એમ નંદલાલને હવે ખબર પડી. તે અત્યારે મુંઝાયો. રૂક્ષ્મણીને સુન્દરલાલ સાથે થયેલી ખરેખરી વાત કહી દેવી કે નહિ તેનો તે કંઇ પણ નિશ્ચય કરી શક્યો નહિં.

"કેમ ઉત્તર આપતાં નથી ? કંઇ બહુ મુશ્કેલીનું કાર્ય લાગે છે ? ત્હમારે તો માત્ર ત્હમારા મિત્ર સાથે કામ લેવાનું છે જ્યારે હું તો મ્હારે સુશિલા સાથે કંઇ પણ ઓળખાણ નથી છતાં ત્હેને મ્હારી ભાભી બનાવવાનું બીડું ઝડપું છું. બોલો કોણ હિમ્મતવાન હું કે ત્હમે ?" રૂક્ષ્મણીએ સહાસ્ય કટાક્ષ કર્યું.

આ વખતે ઘોડાગાડી સેન્ટહર્સ્ટ રોડના પુલ આગળ આવી પહોંચી.

"ત્હમને વાંધો ન હોય તો 'હેન્ગીંગ ગાર્ડન' તરફ જરા જઇ આવીએ. આપણને વાત કરવાની આવી તક ફરીથી નહિ મળે." રૂક્ષ્મણીએ નંદલાલની રજા માગી.

સુશિલાને ભાભી બનાવવાનું બીડુ ઝડપનાર આ નણંદ આગળ નંદલાલનું કંઇ ચાલ્યું નહિ.

"મ્હને કંઇ હરકત નથી."

ઘોડાવાળાને બાઇસાહેબનો હેન્ગીંગ ગાર્ડન તરફ જવાનો હુકમ બીજી પળે થયો.

"હં. હવે આપણે મૂળ વાતો પર આવીએ. બોલો વસંતલાલ ક્યારે આવવાના છે?"

"એ ત્રણ દિવસમાં આવવા જોઇએ"

"જરૂર આવવાના છે?" રૂક્ષ્મણી કંઇક વધારે આતુર દેખાઇ.

"એમના છેલ્લા કાગળ ઉપરથી એમ મનાય છે કે હવે વધારે વખત તે ત્યાં રોકાઇ શકે તેમ નથી."

"ત્હારે ત્હમને મારી સર્વ વાતોનો સાર તો હવે જણાઇ ગયો હશે કે ગમે તેમ કરી ત્હમારે મારૂં જીવન સુધારી આપવું પડશે."

નંદલાલને ખરી વાત કહેવાની ઇચ્છા થઇ પણ ત્હેની જીભ હજુ ઉપડી શકી નહિં.

"હું પ્રયત્ન કરીશ." નંદલાલે ટુંકમાંજ પતાવ્યું.

"પ્રયત્ન નહિં પણ ત્હમે જરૂર આ બ્હેનની આંતરડીની દુવા લીઓ અને મ્હને ઠેકાણે પાડો. હું પછી જરૂર સુશિલાને મ્હારા નંદલાલભાઇની અર્ધાંગના બનાવવામાં ફતેહમંદ થઇશ. મ્હને તો હિમ્મત છે કે હું આજેજ જઇ હનુમાન બની ત્હમારૂં કામ કરી આપું. પણ મ્હારા ઉપર હમણાં કૌટુમ્બિક દુઃખનાં વાદળો ચડી આવ્યાં છે એટલે પહેલાં એ સર્વ મુશ્કેલીઓ હું ટાળવા માંગું છું."

રૂક્ષ્મણીની હવે નંદલાલને દયા આવી. તે પોતે મૂળથી વસંતને રૂક્ષ્મણી સાથે પરણાવવા ખુશી હતો પણ સુન્દરલાલ પોતાનો નિશ્ચય ફેરવે તેમ ન્હોતું એ તે જાણતો હતો, ઉપરાંત સ્નેહપૂર્ણા સાથે લગભગ નક્કી જેવું છે તે પણ તે જાણતો હતો એટલે હવે રૂક્ષ્મણીને કઇ રીતે સ્હમજાવવી તે તે પોતે સ્હમજી શક્યો નહિ.

"ત્હમારી મુશ્કેલીઓ ટાળવા માટે એક ભાઇ ત્હમને જેટલી મદદ કરી શકે તેટલી સર્વ સહાય આપવામાં હું પાછો નહિ પડું." નંદલાલે રૂક્ષ્મણીને હિમ્મત આપી.



## સાભાર સ્વીકાર.

**પ્રજામત** (મુંબાઇ) તંત્રીઃ રા. મણીલાલ હે. મહેતા. વર્ષ ૨; અંક ૧-૪. વા. લ. રૂ. ૩.

**જૈનપ્રભાત** (મુંબાઇ) તંત્રી રા. સુરજમલ લ. ઝવેરી વર્ષ ૧, અંક ૪૩-૪૭ વા. લ. રૂ. ૩.

**રંગુન સમાચાર** (રંગુન) તંત્રી રા. મણીભાઇ ર. દેસાઇ પુ. ૩૧ અંક ૪૭ વા. લ. રૂ. ૪.

**સૌરાષ્ટ્રમિત્ર** (રાણપુર) તંત્રી રા. હુસનઅલી જાનમહામદ પુ. ૧ અંક ૧૬.

**સમાજસેવક** (જામનગર) વ્ય. રા. ગોકલદાસ હી. ઠક્કર. વ. ૪; પત્રિકા ૨.

**બ્રહ્મક્ષત્રિય** (અંધેરી) તંત્રીઃ રા. કેશવપ્રસાદ છો. દેસાઇ વ. ૧૯ અંક ૩.

**માતૃભૂમિ** (મુંબાઇ) તંત્રીઃ રાઃ જ. ન. થત્તે પુ, ૧, અંક ૧૨ વા. લ. રૂ. ૪-૩-૦.

**ચૌદમી સદી** (મુંબાઇ): તંત્રીઃ રા. જાફરભાઇ અસીર પું. ૪. અંક ૯-૧૧.

**ભાષણઃ** ગં. સ્વ. ગોદાવરીબેન ભવાનીશંકરનું અખિલ ભારતવર્ષીય ઔદીચ્ય બ્રહ્મસમાજના ૧૯ મા સંમેલન પ્રસંગે મહિલા સંમેલનમાં "સ્ત્રી ધર્મ" વિષે.




# " ગૃહ—પ્રધાન. "

લેખક: રા. જીવણલાલ મોતીલાલ ઠાકોર.

સાધારણ કહેણુ છે કે રીતભાત મનુષ્યના લક્ષણુ કેળવે છે, તેમજ એમ પણુ કહેવાય છે કે વિચારશક્તિ મનુષ્યનું શીલ ખેડેછે. પરન્તુ, આ બે કરતાં ત્રીજું વધારે સત્ય કહેણુ એ છે કે ગૃહ મનુષ્યનું ચારિત્ર બનાવે છે. કારણુ કે ગૃહકેળવણીથી રીતભાતની ઉત્પત્તિ થાય છે, મગજ ખીલે છે અને ચારિત્ર ખરાબ કે સારે રસ્તે દોરવાય છે. ગૃહને ઉન્નતિની સૌથી વજનદાર નિશાળ કહીએ તો અસ્થાને નહીં ગણાય, કારણુ કે પ્રત્યેક મનુષ્યની પ્રતિષ્ઠાનો આધાર નિશાળરુપી ગૃહપર રહેલ છે. જ્યારે મનુષ્ય બાળક તરીકે જન્મ લેછે ત્યારે તે તદ્દન નિરાધાર હોય છે, અને પોતાના શિક્ષણુ અને બુદ્ધિ કાજે સૌથી નજદીકની વ્યક્તિપર તે આધાર રાખે છે. શરુઆતમાં તે દરેક વસ્તુ પ્રત્યે ટગર ટગર જુએ છે, પછી પોતાના પર પડેલા સંસ્કાર અને ભાવનાને નિરિક્ષે છે, શીખે છે, મુકાબલો કરે છે અને એકઠાં કરે છે, અને વિચીક્ષણુ શિક્ષણ નીચે તે ખરેખર-ચમત્કારિક કલાવૃદ્ધિ કરે છે. બાલ્યાવસ્થામાંજ સંસ્કાર પ્રત્યે બુદ્ધિ જલ્દીથી આકર્ષાય છે. જેવી રીતે આયનાપર પડેલી આકૃતિનું પ્રતિબિંબ થાય છે તેવી રીતે બાલ્યાવસ્થામાં પડેલી છાપનું પાછલા વર્ષપર પ્રતિબિંબ પડે છે. જીવનનો પ્રથમ હર્ષ કે શોક, પ્રથમ જીત કે હાર, પ્રથમ સાધના કે દુર્દૈવનું મૂળ બાલ્યાવસ્થા છે. ગૃહ જે બાળકોના ચારિત્રનું પોષણ-સ્થાન છે તે તેનાપર કાબુ રાખનાર શકિતના ગુણ અને દુર્ગુણ પ્રમાણે તેઓપર સારી અને માઠી અસર પાડે છે. જ્યાં સ્નેહ અને કર્તવ્યનો ઉત્સાહ ગૃહપર પ્રસરે છે, જ્યાં બુદ્ધિ અને હૃદય ડાહી રીતે તેના પર કાબુ રાખે છે, જ્યાં દરરોજનું વર્તન પ્રમાણિક અને સદાચરણીછે, જ્યાં રાજ્ય અખત્યાર યા વ્યવસ્થા સુત, સ્નેહી અને સુન્દર છે, ત્યાં એવા ગૃહમાંથી નિરોગી, ઉપયોગી અને સંતોષી વસ્તુઓનું પરિણામ ઇચ્છી શકાય એ વાસ્તવિક છે; કારણુ કે એવા બાળકો તેમની આજુબાજુના કલ્યાણમાં ફાળો આપીને, પોતાનાપર સવિવેક કાબુ રાખીને, અને પોતાના માતપિતાના પગલે પ્રમાણિકપણે ચાલીને આવસ્યક શકિત મેળવે છે.

પારકાના સહવાસથી બાળક પોતાની મેળે તેમના જેવા થવાનું શરુ કરે છે. પોતે જે જુએ તેનું અનુકરણ ને અવલોકન કર્યા વગર તેને ચાલતુંજ નથી. બાળકની સન્મુખ દરેક વસ્તુ—રીતભાતની, ચેષ્ટાની, વાતચીતની, ટેવની અને લક્ષણુની—નમુનો હોય છે. આથી પ્રત્યેક નમુના બાળકની પ્રકૃતિ ખેડવામાં હરેક રીતે ઘણાજ ઉપયોગના છે. અને હરેક બાળકના ચક્ષુ સમક્ષ અહોનિશ સુંદર નમુનો જેનાપર તેની ઉન્નતિ અને અવનતિનો સર્વસ્વ આધાર

હોય છે, અને જે ઇશ્વરની માયાની પણ એક અલૌકિક કૃતિ છે, તેનો આદર્શ નમુનો બાળકની માતા છે. બાળકના આચરણ અને ચાલચલગતપર પિતા કરતાં માતાનું વજન વધારે પડે છે, જેને લીધે માતાનો માનસિક દાખલો ગૃહમાં વધારે ઉપયોગી છે. ગૃહ એ સ્ત્રીનું સ્વતંત્ર વતન છે જ્યાં તે સંપૂર્ણ અધિકાર ભોગવે છે. તેની બાળકોરૂપી નાનકડી પ્રજા પર તેનો અમલ દૈવી છે. તદુપરાંત તે પ્રજા દરેક વસ્તુની તેની પાસેથી અપેક્ષા રાખે છે. ઉપર જણાવ્યા મુજબ તેઓના ચક્ષુ સમક્ષ તે એક આદર્શ દાખલો અને નમુનો છે જેને તે પ્રજા જાણે-અજાણે તપાસે છે અને અનુકરણ કરે છે. માતાની પ્રમાણે બાળકો રીતભાત, સંભાષણ, વર્તણુક અને સંસારની પદ્ધતિ પોતા કાજે ખેડે છે, આથી માતાની ટેવો બાળકોના ટેવો બને છે અને માતાનું ચારિત્ર તેમનામાં ઉત્તરોત્તર જણાય છે. ભવિષ્યની ઓલાદ બાળકના રૂપમાં માતાની ગોદમાં બિરાજમાન છે એમ કહીએ તો અસ્થાને નહીં ગણાય. સૌથી શ્રેષ્ઠ ગૃહશિક્ષક માતાની ઉત્તમ પ્રકારની કેળવણી અને દાખલા પરથી બાળકનું ભવિષ્ય ભાખી શકાય છે. શિવાજીની બાલ્યાવસ્થામાં તેની માતા તેને પુરાણોની ધાર્મિક વાતો કહી સંભળાવતી અને સર્વ કોઇને ભાસતું કે સુપ્યત્ને શિવાજી હિન્દુધર્મને ટેકો આપનાર નાયક રૂપ નીવડશે અને થયું પણ તેમજ. " શિવાજી ન હોત તો સુનત હોત સબકી " ની કહેવતનું ખરૂં માન શિવાજીની માતાનાં શિક્ષણને ઘટે છે.

અનેક શિક્ષકોમાં માતા માનુષી જ્ઞાનને અનુસરી શિક્ષણ અર્પે છે. જેને લીધે માતાના ગૂઢ સંસ્કારથી બક્ષેલા શિક્ષણ અને ઉપદેશ અનેક ગુરુઓની સ્પષ્ટ પદ્ધતિથી આપેલા શિક્ષણ અને ઉપદેશ કરતાં ઉચ્ચતર છે. પુરૂષ મનુષ્યજાતિનું ભેજ છે, પણ સ્ત્રી તેનું હૃદય છેઃ જ્યારે પુરૂષ તેનું બળ છે ત્યારે સ્ત્રી તેની કૃપા, અલંકાર, ક્ષમા અને આશ્વાસન છેઃ જ્યારે પુરૂષ બુદ્ધિ ખેડે છે ત્યારે સ્ત્રી લાગણી કેળવે છે, જેનાથી ચારિત્ર બને છે. જ્યારે પુરૂષ યાદશક્તિ પૂર્ણ કરે છે ત્યારે સ્ત્રી અંતઃકરણમાં સંતોષનું ચેતન ઉત્પન્ન કરે છે. જે સ્નેહનો પુરૂષ ફકત આભાસ દેખાડે છે, તે સ્નેહને સ્ત્રી પ્રેમના સ્વરૂપમાં રૂપાન્તર કરે છે, જેને લીધે દરેક મનુષ્ય સદ્ગુણી બને છે. આનન્દી, ચોકખી, ગુણીયલ અને નીતિથી ખર્ચ કરનાર સ્ત્રીની દેખરેખ નીચેનું નિર્ધન રહેઠાણ આરામ, સંતોષ અને સુખનું ધામ બને છે. તે કુટુંબકબિલામાં પ્રત્યેક ઉમદા સંબંધનું દશ્ય બને છે. તે અનેક રમણીય સંગમને લીધે તો મનુષ્યને ઘણું વ્હાલું લાગે છે. તે હૃદયનું મંદિર છે. તે સંસારનો તોફાની હલ્લામાંથી બચવા કાજે શરણભૂમિ છે. તે સખ્ત મજુરી કર્યા પછીનું વિશ્રામસ્થાન છે. તે સેવા અને સ્વધર્મનું ચેતન છે. તે પડતિમાં દુઃખનું, ચઢતિમાં ગૌરવનું, તદુપરાંત દરેક સમયનું અગત્યનું દૈવી સ્થાન છે. જેટલા સ્નેહથી મનુષ્ય પોતાના ગૃહ પ્રત્યે વ્હાલ રાખશે તેટલાજ સ્નેહથી તે પોતાના દેશની સેવા કરશે. શ્રી દાદાભાઇ નવરોજજીને પોતાના ગૃહ પર ઘણું વ્હાલ હતું. તેમની બાલ્યાવસ્થામાં તેમના ચારિત્ર ખેડવામાં તેમની માતાએ ઘણી સંભાળ લીધી હતી, જેને લીધે તેમણે દીર્ઘાયુષ ભોગવી પોતાના દેશ હિંદુસ્તાનની જે સેવા બજાવી તે કોઇથી અજાણ નથી.

પણ ગૃહ એ બાળકોના ચારિત્રનું પોષણસ્થાન હોઇ સૌથી ઉત્તમ પ્રકારની પાઠશાળા હોય છે એટલુંજ નહીં પણ સંજોગો ને આજુબાજુના વાતાવરણને અનુસરી ખરાબ પ્રકારની શાળા પણ હોય છે. ગૃહની અંદર બાલ્યા-

વસ્થા અને યુવાવસ્થા વચ્ચેના સમયમાં અજ્ઞાનતાને લીધે અગણિત ઉપદ્રવ ઉત્પન્ન થાય છે. અભણ અને સંસ્કાર વિનાની માતા બાળકોના નીતિ અને અનીતિના કષ્ટ અને વ્યાધિની અજીત વ્યકિત છે. જો માતા આળસુ, વ્યભિચારીણી અને ફુવડ હોય, જો તેના ગૃહમાં ઝનૂન, અસંતોષ અને ચાડીચુગલી પ્રસરતાં હોય, તો તે અવનતિનું સ્થાન બનશે અને બાળકો અનીતિને પંથે દોરવાઇ પોતાના તેમજ પારકાના અનિવાર્ય દુઃખનું કારણ બનશે. કિંગ જ્યોર્જ ધી થર્ડની આપખુદી સત્તાનું મૂળ તેની માતાનું શિક્ષણ હતું. તેના બાપ અને દાદા ફકત નામનાજ રાજા હતા. તે જ્યારે બાળક હતો ત્યારે તેની માતા તેને દરરોજ કહેતી કે- "વ્હાલા જ્યોર્જ, તું ખરેખરો રાજા બનજે," જેના પરિણામમાં તેના અમલમાં ઈંગ્લાંડ અવ્યવસ્થિત હતું, અને અંગ્રેજોએ અમેરિકા ખોયું. આવા પ્રકારનાં પરિણામ ઓછાં કરવા માટે નેપોલિયન કહી ગયો છે કે "જો દેશને આબાદાન કરવો હોય તો માતાને જ્ઞાન આપો."

જે પ્રમાણે આપણે મહાન્ પુરૂષો વિષે વારંવાર સાંભળીયે છીએ તેવું મહાન્ સ્ત્રીઓ સંબધી હંમેશાં સાંભળતા નથી, પરન્તુ, સ્ત્રીઓ પુરૂષો કરતાં વધારે માયાળુ અને ગુણવાન હોય છે અને તે વિષે આપણે પુરુષો કરતાં સ્ત્રીઓને વારંવાર સાંભળીયે છીએ. જો કે સ્ત્રીઓએ પુરાણુ કે મહાભારત જેવાં મહાન્ પુસ્તકો રચ્યાં નથી, શાકુન્તલ કે નાગાનન્દ જેવાં નાટકો રચ્યાં નથી, મનુસ્મૃતિ કે વેદ જેવા ધર્મસિદ્ધાંતો ઘડયા નથી, પાણિની જેવું વ્યાકરણ લખ્યું નથી, સ્ટીમરો, એરોપ્લેનો કે એવા અદ્દભુત યંત્રો બનાવ્યાં નથી, અને જો કે તેઓએ અંકગણિત, વૈદક અને રસાયન શાસ્ત્રમાં પુરૂષો જેટલો પ્રમાણમાં વધારે ફાળો આપ્યો નથી, છતાં આદર્શ માતા જે કાંઇ થોડું કરે છે તે આ સર્વ કરતાં ચઢીયાતું છે. મહાન્ પુરૂષો જેને માટે પ્રશંસા મેળવી શકયા તે સર્વના સંસ્કાર તેમની માતા પાસેથી અગાઉથી મળ્યા હતા. માટે સ્વગૃહના કે સ્વદેશના ઉદય કે અસ્ત, શાંતિ કે કલેશના બીજ માતારૂપી વૃક્ષમાં રહેલાં છે. જોકે જ્યોર્જ વૉશિંગ્ટન તેની માતાના પાંચ પુત્રો પૈકી એક હતો અને તેની માતાને ગૃહકાર્યમાંથી મહા મુશીબતે બહુ થોડી ફુરસદ મળતી હતી, છતાં જે સમય બચાવી તેને શિક્ષણ આપ્યું તેના પરિણામમાં વૉશિંગ્ટન પોતાના દેશનો નેતા બન્યો અને દેશને સ્વતંત્ર કર્યો!

ફકત સ્વભાવિક પ્રેમ, નીતિનિપુણતા કે ગૃહકાર્યની વ્યવસ્થાજ બાળકોને કેળવવા માતા માટે જરૂરીયાતનાં છે એટલુંજ નહીં પરન્તુ માતૃપીજ્ઞાન અને તન્દુરસ્તિની સદુપયોગિતા એનામાં કેળવવાં જોઇએ. ઇશ્વર તરફથી ભવિષ્યની પ્રજાની શારિરિક તન્દુરસ્તિનું સઘળું જ્ઞાન પણ માતામાં અર્પવામાં આવ્યું છે. નીતિ અનીતિની વર્તણુક તેમજ માનસિક સ્વભાવ શારિરિક સૃષ્ટિમાં રહેલાં છે. અને જો માતા આવા કુદરતી નિયમોને તિલાંજલી આપી તેના વિષે કાંઇપણ જ્ઞાન સંપાદન કરે તો તેની માતાનો સ્નેહ બાળકોના અકાળ મૃત્યુનો બદલો લેશે એટલુંજ નહીં પરન્તુ પોતે પણ ટુંક મુદતમાં અકાલક મરણને આધિન થશે. પોતાને જે કાંઇ બુદ્ધિની કે સદ્દગુણની પરમેશ્વર તરફથી ભેટ મળી છે તેને અમલમાં મુકવામાં અને સદુપયોગ કરવામાં એક પળનો પણ તે વિલંબ કરે એ ઉચિત નથી. વિશ્વકર્તાએ તેની બક્ષીસ તેને કાંઇ ફોગટ અર્પી નથી. દયાનિધિ એવી ભેટ અર્પવામાં ખર્ચાળ કદાચ હશે પણ તે કદી તેની બક્ષીસ ફોગટમાં ખર્ચતો નહીંજ હોય.

સ્ત્રી કાંઇ અવિચારી વેઠીઓ કે પુરૂષનો ફુરસદની વેળાનો મોહલાલસા તૃપ્ત કરવાનો શણગાર નથી. પોતાના તેમજ પારકાના હિતઅર્થે જગતકર્તાએ તેને જન્મ આપ્યો છે. ભારે તેમજ જુમ્મેદાર કર્તવ્ય આદરવા ખેડેલી બુદ્ધિ અને માયાળુ હૃદયની જેને ખાસ જરૂરીયાત છે, તેનું ધુતપણાનું શ્રેષ્ઠ કાર્ય ક્ષણિક સિદ્ધિની નિપુણતાથી—જેનાપર અમૂલ્ય સમય ગુમાવવામાં આવ્યો છે—પૂર્ણ થઇ શકશે નહીં, અને તેનાં એવી કૌશલ્ય, કાંતિ અને યૌવનના મોહને આંજી નાંખે અને પોતાની જાતને પણ ખુબસુરત બનાવે તેથી કાંઇ તે આ દુનિઆમાં ખરૂં કર્તવ્ય આદરે છે એમ માની લેવું પણ ભૂલ ભરેલું છે. સ્ત્રીનું સૌન્દર્ય તેના બાહ્ય રૂપની લાવણ્યતામાં નથી પરન્તુ તેના શીલ અને સદ્ગુણમાં છે,

સ્ત્રી એ ગૃહકાર્યની પ્રધાન છે. જેવીરીતે એક રાજ્યની સમૃદ્ધિનો આધાર ઘણુંખરૂં તેના પ્રધાનના મંત્રીપણા પર રહેલ છે તેવી રીતે ગૃહકાર્યરૂપી રાજ્યનો સર્વ આધાર સ્ત્રી પર રહેલ છે. સ્ત્રીની સત્તા દરેક ઠેકાણે એક સરખી છે. તેની પદવી અનેક દેશમાં લોકોના નીતિ, વર્તણુક અને ચારિત્રપર ઘણી અસર કરે છે. જ્યાં સ્ત્રીમાં દૂષણ હોય છે ત્યાં અખિલ જનસમાજ પણ હલકી પડે છે; અને જ્યાં સ્ત્રી શુદ્ધ અને સમજુ હોય છે ત્યાં સંસાર પણ પ્રમાણમાં ઉન્નતિની ટોચે ચઢે છે "જ્યાં સ્ત્રીઓ પૂજાય છે ત્યાંજ દેવો નિવાસ કરેછે."*

* સુચિત્ર.



## જાહેર ખબર આપનારાઓ માટે

બ્રિટન નિવાસીઓ વર્તમાન પત્રોમાં જાહેરાત આપી દર વર્ષે છત્રીસ કરોડ પાઉન્ડ ખરચે છે. પરન્તુ અમેરિકાના સંયુક્ત રાજ્યોમાં જા. ખ. આપનાર તરફથી વર્તમાન પત્રોને બે અબજ પચાસ કરોડ પાઉન્ડ મળે છે. લંડનના ધી ગ્રેટ લંડન સ્ટોરે ગયા વર્ષમાં પચાસ લાખ પાઉન્ડ જાહેર ખબર પાછળ ખરચ્યા હતા. દર વર્ષે તે એટલા પૈસા જાહેર ખબર પાછળ ખરચે છે અને તેને ફાયદો પણ તેનોજ થાય છે. એ જાહેર ખબરનો ખરચ તેના ઉત્પન્નનો પચાસમો હીસ્સો ગણવામાં આવે છે. હિંદ કયારે સમજશે ?

## વાયરલેસથી લગ્ન.

યુનાઇટેડ સ્ટેટસના એક શહેરની કુમારીકાના લગ્ન વાયરલેસથી થયા હતા. જેમાં વરરાજા આટલાંટીક મહાસાગરમાં સફર કરતી એક આગબોટના ખલાસી હતા. આ વરરાજા તરફથી પ્રાર્થના તથા લગ્નવિધિ આગબોટના મુખ્ય ઓફીસરે કર્યા હતા. જાનમાં જવાની ઇચ્છા ધરાવનારાઓ આથી જરૂર નિરાશ થયા હશે !



# સાત સાંસારિક ચિત્રો.

લેખક: રા. મગનલાલ જ. મહેતા.

( પુરૂષ જમે છે, બાળક પાસે રમે છે. પુરૂષ જમતાં જમતાં ઉપરા ઉપર બે વખત શાક માગે છે, સ્ત્રી આપે છે. તે પણ થઇ રહેતાં ફરી ત્રીજી વખત માગે છે. સ્ત્રી કાંઇ પણ બોલ્યા વગર વાસણમાં જેટલું હતું તેટલું બધું આપી દે છે. )

બાળક—બાપાજી, બધું શાક તમે લઇ લીધું, મારી બા શું ખાશે?

પિતા—સ્ત્રીઓને તો પુરૂષોને જમાડતાં વધુ-ઘટુ હોય તે ખવાય.

બાળક—એમ કેમ? તમે તો સરસ સરસ જમો છો.

પિતા—અમારે તો સરસ સરસ જમાય.

બાળક—ત્યારે મારી બા કેમ સરસ ન જમે?

પિતા—એ તો એમજ હોય.

બાળક—પણ એમ કેમ હોય? મારી બા માણસ નહીં?

પિતા—માણસ તો ખરી પણ સ્ત્રીને!

( ૨ )

( સ્ત્રી, બાળક તથા પુરૂષ સ્ટેશન પરથી ઉતરી ગામમાં જાય છે. સ્ત્રી કેડપર નાનું બચ્ચું તથા માથાપર ટ્રંક લઇને ચાલે છે. બાળક રમતો કુદતો ચાલે છે. પુરૂષ હાથમાં છત્રી લઇ ડોલતા ડોલતા લ્હેરમાં ચાલે છે. )

બાળક—બાપા, મારી બાને બહુ ભાર લાગતો હશે. તમે થોડું ઉપાડવા ન લાગો?

પિતા—ભાયડાથી ભાર ન ઉપાડાય.

બાળક—ત્યારે મારી બા કેમ ઉપાડે?

પિતા—તે તો ઉપાડે.

બાળક—અને તમે કેમ ન ઉપાડો?

પિતા—મારે ન ઉપાડાય.

બાળક—તમારે હાથ નથી?

પિતા—હાથ તો છે. પણ ઉપાડાય નહીં.

બાળક—પણ કેમ ન ઉપાડાય?

પિતા—તારી બાથી જ ઉપાડાય.

બાળક—મારી બા માણસ નહીં?

પિતા—માણસ તો ખરી પણ સ્ત્રી ને!

બાળક—બા, બા, તંક મારા માથા પર મુક. તને બહુ ભાર લાગતો હસે.

( ૩ )

( આગલા દિવસનો ઉપવાસ હોઇ સ્ત્રી જમવા બેસે છે. બાળક પાસે છે. પિતા પ્રવેશ કરે છે. સ્ત્રી હજુ તો જમવાનું થાળીમાં કાઢીને જ બેઠી છે. )

પુરૂષ—રાંડને અસારમાં લાજ લાગી છે તે ખાવા બેસી ગઇ.

બાળક—બાપા, મારી બાને ગઇ કાલનો ઉપવાસ છે. તેથી જમવા બેઠી છે. તમે તો ગઇ કાલે ખાધું હતું.

પુરૂષ—( બાળકને ) ઠીક, છાનોમાનો બેસ, વાયડા !

સ્ત્રી—( ધીમેથી કરૂણ અવાજે ) કાલનો ઉપવાસ છે તેથી ભૂખ લાગી હતી. ટાઢી ખીચડી પડી હતી, તેથી એમ થયું કે કોળીયો ખાઇ લઉં, પછી રસોઇ કરૂં. ( એમ કહી જમવાનું પડતું મુકી દેછે. )

બાળક—બાપાજી, તમે તો રોજ મારી બાના પહેલા ખાઇ લોછો.

પુરૂષ—( સ્ત્રીને ) પતિ પહેલા સ્ત્રીથી ખવાય કે ? મરી જવાય તોયે શું ?

બાળક—ઉપવાસ હોય તોયે ન ખવાય ? મારી બા માણસ નહીં ?

પુરૂષ—માણસ તો ખરી પણ સ્ત્રીને !

( ૪ )

( પુત્ર આવતી કાલે પરદેશ જવાનો છે. પિતાની જવા દેવાની ઇચ્છા નથી. )

પિતા—( પુત્રને ) ભાઇ, મારૂં કહ્યું માન અને ધંધે વળગ. પરદેશ જવાનું રહેવા દે.

પુત્ર—( પિતાને ) બાપા, તમારો સ્વભાવ મને ગમતો નથી. ઘરમાં ચાર માણસ છીએ તેમાં એ રોજ હડીને તકરાર.

પિતા—હું ના પાડું છતાં તું જઇશ ?

પુત્ર—આશા જરૂર.

પિતા—ઠીક, એકીવાર તને ગમે તેમ કર, તારાથી તો હું કાયર થયો. ( એમ કહી પિતા બહાર જાય છે. )

માતા—( પુત્રને ) ભાઇ, કોઇ રીતે ઘેર રહે. મારૂં રાંકડીનું કહ્યું કર.

પુત્ર—મા, શું કરૂં ! રોજની તકરાર નથી જોવાતી, નથી ખમાતી બળીને અરધો થઇ જાઉં છું.

માતા—ભાઇ, ઠીક અમારાં નસીબ ! ( કપાળે હાથ મુકે છે. ) તું પરદેશ જા. રમણ અમદાવાદ ભણવા ગયો. મારાથી કાંઇ આ ભવમાં છુટાય એમ છે ?

પુત્ર—શું કરૂં મા ? મારો કાંઇ ઉપાય છે ? આખર તો તું પણ હિંદુ સંસારની એક સ્ત્રીને !

( ૫ )

( સ્ત્રી માંદી ખાટલા ઉપર પડી છે. પાસે બાળક બેઠો છે. બહારથી પુરૂષ આવે છે. )

સ્ત્રી—અરેરે મારૂં ક્યાંઇ આવતું નથી. પૈસાનું ઓસડ પણ મળતું નથી.

પુરૂષ—રાંડ, માંદી સુએ સુખ પણ રહેતી નથી, ને બબડે છે.

બાળક—બાપાજી, મારી બાને તાવ આવ્યો છે. દવા લાવી આપો ને પાસે બેસોને.

પિતા—ઠીક, ડાહ્યો થા મા.

બાળક—બાપાજી. તમે માંદા હો કની ત્યારે તો મારી બા ખાય નહીં, પીએ નહીં, ને આખો દિવસ ને રાત તમારી પાસે બેસી રહે. ને મારી બા માંદી હોય ત્યારે તો તમે દવા પણ ન લાવી આપો ને બહાર ફર્યા કરો.

પિતા—એ તો એમજ હોય.

બાળક—એમ કેમ હોય ? મારી બા માણસ નહીં ?

પિતા—માણસ તો ખરી પણ સ્ત્રીને !

( ૬ )

( સ્ત્રી માંદી હોવાથી ખાટલામાં પડી છે. પુરૂષ આવે છે. તેમ જાણ થતાં ખાટલામાંથી ઉઠીને રસોઇ કરવાની તૈયારી કરે છે. )

પુરૂષ—( આવતાંની સાથેજ ) કેમ જમવાનું તૈયાર છે કે ?

સ્ત્રી—થોડીવાર છે. હમણાં કરી આપું છું.

પુરૂષ—સવારનું શું કર્યું ?

બાળક—મારી બાને તાવ આવ્યો હતો તેથી સુતી હતી. હમણાં તમે આવ્યા તેથી બેઠી થઇ છે.

સ્ત્રી—માંદા મરીયે તોયે તમારે થોડી દરકાર છે ?

પુરૂષ—રોજને રોજ કાંઇ ને કાંઇ બહાનું હોય.

બાળક—બાપાજી, તમે માંદા હો ત્યારે તો કાંઇ કામ કરતા નથી અને મારી બાને વઢો છો તે મારી બા માણસ નહીં ?

પુરૂષ—માણસ તો ખરી પણ સ્ત્રીને !

( ૭ )

પુરૂષ—( સ્ત્રીને ) મેં કાલે તને પચ્ચીસ રૂપીઆ આપ્યા હતા તે કયાં છે ?

સ્ત્રી—( લાવી આપીને ) આ લાવી. એઆના મેં વાપર્યા છે. બીજા આ રહ્યા.

પુરૂષ—બસ કેમ વાપર્યા ? મેં તને કાંઇ વાપરવા નહોતા આપ્યા. તારે કયાં કમાવા જવું પડે છે ?

બાળક—બાપાજી, તમે તો ખૂબ પૈસા વાપરો ને મારી બાથી બે આનાયે ન વપરાય ?

પુરૂષ—ઠીક, છાનો માનો બેસ.

બાળક—નહીં બાપાજી, એમ કેમ ? મને સમજાવો.

પુરૂષ—એ તો તારી બાથી ન વપરાય.

બાળક—કેમ બાપાજી, મારી બા માણસ નહિ?

પુરૂષ—માણસ તો ખરી પણ સ્ત્રીને !

બાળક ( માને ) બા, બા, મારી કને પૈસા હોય કની તો તો તને ખૂબ વાપલવા આપું.



## દુનિયામાં મીઠું કેટલું છે ?

ગણત્રીબાજોએ એવી ગણત્રી કરી છે કે દુનિયામાં જેટલું પાણી છે તે બધામાં ૩૬ પદ્મ ટન જેટલું મીઠું રહેલું છે અને દિનપ્રતિદિન તેમાં વધારો થતો જાય છે તેમનું કહેવું છે કે બીજી રીતે એ ગણત્રીને એવી રીતે જાહેર કરી શકાય કે દરિયામાં ૧૪૦ ફુટ ઉંડા મીઠાંના થર જામેલા છે. એ ઉપરાંત પાણી હંમેશા સોસાતુંજ રહેતું હોવાથી અને પૃથ્વીની ખારાસ તરેહવાર રીતે પાણીમાં એકઠી થતી હોવાથી દર વરસે દરિયાની ખારાસમાં વધારોજ થતો જાય છે. મીઠાના સંગ્રહ ઉપરથી પ્રકૃતિશાસ્ત્રીઓ પૃથ્વીની ઉમર ગણી શકે છે.

# ઈનામી ઉખાણું.

સંપાદિકાઃ સૌ. રમણીક.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | | ■ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૮ | | | ■ | ૯ | ■ | ૧૦ | | |
| ૧૧ | | ■ | ૧૨ | | ૧૩ | ■ | ૧૪ | |
| | ■ | ૧૫ | | ■ | ૧૬ | ૧૭ | ■ | |
| ■ | ૧૮ | | ■ | ૧૯ | ■ | ૨૦ | | ■ |
| ૨૧ | ■ | ૨૨ | ૨૩ | ■ | ૨૪ | | ■ | ૨૫ |
| ૨૬ | ૨૭ | ■ | ૨૮ | ૨૯ | | ■ | ૩૦ | |
| ૩૧ | | ૩૨ | ■ | | ■ | ૩૩ | | |
| ૩૪ | | | | ■ | ૩૫ | | | |

આડાઃ—૧. હિંદનો એક ચિત્રકાર. ૪. મોજમઝા માટે બ્હાર ગામ જવું તે. ૮. એક પક્ષી. ૧૦. એક જાતનું કંદ. ૧૧. કુટુંબ. ૧૨. એક વાજીંત્ર. ૧૪. ખેલ. ૧૫. મોસમ. ૧૬. ખેલાડી. ૧૮. ધાર,આકાર. ૧૯. લક્ષ્મી. ૨૦. છોકરો. ૨૨. પુરૂષ. ૨૪. પતિ. ૨૬. શાકનું પાણી (બહુવચન). ૨૮. લટકતું ઝુલખું. ૩૦. સાંભળી. ૩૧ છાપરાંની કોરે. ૩૩. ખરાબ શીખામણ. ૩૪. કાઠીઆવાડનું એક શહેર. ૩૫. કૃષ્ણનું નામ.

ઉભાઃ—૧. કુટુંબી. ૨. પરવશ. ૩ એક જાતનું ઝાડ. ૫. તકરાર કર. ૬. પાણી ભરવાનું વાસણ. ૭. સલાહ સંપથી. ૯. એક જાતનું ફળ. ૧૨. દોરો, ઝાડની છાલનો રેસો. ૧૩. સીપાઇઓ જે આંટા મારે તે. ૧૫. રડવું. ૧૭. નજર માંડીને. ૨૧. ગુજરાતનો એક ડુંગર. ૨૩. ફાટેલું સાંધવું તે. ૨૪. હજામત. ૨૫. નાગ. ૨૭. વાઘ. ૨૯ સાધુનું રહેઠાણ. ૩૦. સારી શીખામણ. ૩૨. ચાળો. ૩૩. ચોખા.

[ નોંધઃ આ ઉખાણાની હરિફાઇમાં માસિકનાં દરેક સ્ત્રી ગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. સ્ત્રી ગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો.ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. આ ઉખાણાનો જવાબ તા. ૩૦ મી ઓગસ્ટ ૧૯૨૬ સુધીમાં અમને મળી જાય તેવી રીતે મોકલી આપવો. ]

## જુન અંકના ઉખાણાની હરિફાઇનું પરિણામ.

જુન ૧૯૨૬ ના અંકમાં જે ઉખાણું આપ્યું હતું તેના બધા મળીને ૩૫ જવાબ મળ્યા હતા, તેમાં ૧૬ જવાબ ખોટા હતા. બાકીના ખરા જવાબોમાંથી એક ન્હાના બાળક પાસે ઉપડાવતાં તેમાંથી નીચે જણાવેલા બ્હેનનું નામ નીકળ્યું છે, એટલે તેમને ઇનામ આપવાનું જાહેર કરીએ છીએ:

સૌ. સમજુબા ગોવિંદભાઇ દેસાઇ, પાદરા વડોદરા.



કાઠીયાવાડના ખાસ અનુભવી વૃદ્ધોની મદદથી
વૈદકશાસ્ત્રના નિયમ પ્રમાણે
સર્વોત્તમ ગુણકારી વસાણામાંથી બનાવેલી

ભયંકર રોગથી પીડાતા બાળકો માટે આશીર્વાદ સમાન. ધાવણ હજમ થતું ન હોય, પેટમાં ચુંક આવતી હોય, કમી, ઉધરસ, દમ, હાંફણુ વગેરે થયાં હોય લોહી ઉડી ગયું હોય ફેફલા થયા હોય તો—

## બીલખીઆની

### બાળાગોળી.

કીંમત બાટલી એકનો
રૂ. ૧-૦-૦ ટપાલ ખર્ચ જુદું.

આ ગોળી વાપરવાથી એ દરદો નાબુદ થાય છે અને નવી શકિત લાવી પુષ્ટ બનાવે છે. અફીણ કે શરીરને નુકશાન કરે એવી એકપણ દવા એમાં ઉમેરેલ નથી છતાં ઉત્તમ ગુણો ધરાવે છે. એક વખત વાપરી જુઓ.

સોલ એજન્ટસઃ—શાન્તિલાલ એન્ડ બ્રધર્સ.
વિઠ્ઠલવાડી સાયના બીલ્ડીંગ નં. ૧, ૨ જે મજલે
પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨

---

કુલીન સ્ત્રીઓને પોતાનો ફુરસદનો વખત જ્ઞાન સાથે
આનંદમાં ગાળવા માટે
અમુલ્ય પુસ્તક.

## ભારત સંગીત ગરબાવળી.

કિંમત રૂ. ૧-૦-૦ પોસ્ટેજ ૦-૪-૦ વધુ
આ પુસ્તક દરેક ઘરમાં રાખવુંજ જોઈએ
કારણ કેઃ—

આ પુસ્તકમાં શૃંગારિક ગાયનો નહિ નાખતાં ઉત્તમ કવિયોના ગરબાઓ, તથા નવરાત્રિ આદિમાં ગાવા લાયક તથા બોધ લેવા લાયક ગરબાઓ હારમોનિયમ સાથે વગાડી ગાઇ શકાય તેવી દરેક સમજણ તાલ માત્રા અને સારેગમ સહીત આપવામાં આવી છે.

આ ગરબાવળીમાંથી સાધારણ ભણેલી પણ દરેક સ્ત્રી તરતજ સહેલાઈથી હારમોનીયમ વગાડતાં શીખી શકે છે.

ભારત સંગીત વિદ્યાલય. ગુલાલવાડી—મુંબાઇ, ૪.

એ બ્હેનને " વર્માની વિવિધ વાર્તાઓ " નામે પુસ્તક ભેટ તરીકે મોકલી આપીશું. એ બ્હેન ઇનામ મેળવવાં ભાગ્યશાળી થયાં તે માટે અમે તેમને અભિનંન આપીએ છીએ. જે બ્હેનોના જવાબ ખરા હતાં તેમનાં નામ નીચે પ્રમાણે છેઃ

( ૧ ) સૌ. અવન્તિકા આચાર્ય, ( ૨ ) સૌ. રસિકમણી ભ. કસોટીઆ, ( ૩ ) સૌ. પુષ્પાવતી શોધન, ( ૪ ) સૌ. રમણી મ્હેતા, ( ૫ ) સૌ. મસ્તુગૌરી કાંટાવાળા, (૬) સૌ. હીરાબાઇ હ. ઉદેશી, ( ૭ ) કુ. વીરબાળા ગો. દેસાઇ, ( ૮ ) સૌ. કસ્તુરલક્ષ્મી આચાર્ય, ( ૯ ) સૌ. મોતીબાઇ તુ. ભગવાનદાસ, ( ૧૦ ) સૌ. સાવિત્રી દે. દવે, ( ૧૧ ) સા. પુષ્પાવતી ચી. દલાલ, ( ૧૨ ) સૌ. કુસુમલતા ર. મોદી, ( ૧૩ ) સૌ. નિલમ હ. શ્રોફ, ( ૧૪ ) સા. કુસુમ મ. રામલાલ, ( ૧૫ ) સૌ. કળાવતી મ. ખડેપાંઉ.

એ ઉખાણાનો ખરો જવાબ નીચે પ્રમાણે છેઃ

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ ધા | ૨ ક | | ૩ સૌ | ૪ રા | ષ્ટ્ર | | ૫ મ | ૬ ન |
| ૭ વ | ર | ૮ ખ | | મ | | ૯ આ | દ | ર |
| | ૧૦ ક | મા | ન | | ૧૨ મ | કા | ન | |
| ૧૩ નિ | | ૧૪ ચ | ન્દ | ૧૫ ન | હા | ર | | ૧૬ સો |
| ૧૭ પ | મ | | ૧૮ કુ | મા | ર | | ૧૯ ન | ભ |
| મ | | ૨૦ સ | મા | લો | ચ | ૨૧ ક | | ન |
| | ૨૨ આ | મ | ર | | ૨૩ ના | વિ | ૨૪ ક | |
| ૨૫ ર | જા | ઇ | | ૨૬ ક્ષા | | ૨૭ તા | મ | ૨૮ |
| ૨૯ જ | ણ | | ૩૦ ચા | ર | લી | | ૩૧ ર | જા |

કુપન-ઓગસ્ટ ૧૯૨૬,

માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે આ કુપન ફાડીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી એવી રીતે કુપન મોકલનારને હરિફાઇમાં દાખલ કરવામાં આવશે.



# ભગિનીસમાજ ઈનામી નિબંધમાળા



## સૂચીપત્ર નં. ૨.

ભગિનીસમાજ તરફથી સ્ત્રીઓ માટે ઇનામી હરીફાઇની નિબંધમાળા, જે અત્યાર અગાઉ જાહેર કરવામાં આવી છે, તે માટે અરજીઓ મોકલવાની અને નિબંધો લખી મોકલવાની છેવટની તારીખો નીચે પ્રમાણે નક્કી થઇ છે.

પહેલો નિબંધઃ વિષય—આપણા સામાજીક કુરિવાજો અને તેથી થતી આરોગ્ય તથા નીતિ-ધર્મની હાનીઃ તે નિવારવા સ્ત્રીઓ શું શું કરી શકે ? એ માટેની **અરજીઓ** જુલાઇ **આસની આખર સુધી અને** લખેલા નિબંધો-ઓક્ટોબ-રની આખર તારીખ સુધી **સ્વીકારવામાં આવશે.**

બીજો નિબંધઃ વિષય—સ્ત્રીઓનો કાર્ય પ્રદેશ, એ માટેની **અરજીઓ ઓગસ્ટ** માસની **આખર સુધી** અને લખેલા નિબંધો-નવેમ્બરની **આખર લગી સ્વીકારવામાં આવશે.**

ત્રીજો નિબંધઃ વિષય—ગોખલેજી અને ગાંધી-જીનાં જીવન ધ્યેયઃ કાર્ય પધ્ધતિ અને તેમાંથી મળતો બોધ. એ માટેની અરજીઓ **સપ્ટેંબર માસની આખર સુધી** અને લખેલા નિબંધો-ડીસેંબર ૧૯૨૬ ની આખર તારીખ સુધીજ સ્વીકારવામાં આવશે.

આ ગોઠવણથી કોઇ પણ લખનાર લેખની લાયકીને આધારે એક, બે, અગર ત્રણે ઇનામને પાત્ર ઠરી શકશે. સમયની અનુકૂળતા પણ સચવાશે. તે તે તારીખ મુજબ અરજીઓ તેમજ લખેલા નિબંધો પહોંચતા કરવા.

નિબંધ લેખનની તૈયારી માટે ઉપયોગી થઇ પડે તેવાં પુસ્તકો વગેરે સાધન મેળવી આપવા માટે અમો બનતી તજવીજ કરીએ છીએ, છતા જ્યાં જેટલે અંશે અમારાથી ન પહોંચી શકાય ત્યાં નિબંધ લેખક પોતાની મેળે વ્યવસ્થા કરી લેવી.

નિબંધ-૧-૨ માટે અગાઉ સૂચવેલાં પુસ્તકો ઉપરાંત નવજીવન પ્રકાશન મંદિર ( અમદાવાદ )માં ત્યારે કરીશું શું ? ભાગ-૧ લો તથા ૨ જો, અને કેળવણીના પાયા ઉપયોગી નીવડશે, માટે ત્રણે પુસ્તકો અમદાવાદથી મંગાવી લઈને વાંચી જવા દરેક લેખક બ્હેનને અમારી ભલામણ છે. તેજ પ્રમાણે નિબંધ-૩ જા માટે સૂચીત પુસ્તકો તથા ગાંધીજીના આત્મવૃતાંત ઉપરાંત **દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો-ઇતિહાસ** ભાગ ૧-૨; **ગોખલેજીનો જીવન સંદેશવાળી ભગિની સમાજની** પત્રિકા અને હિંદસેવક-સમાજ તથા સત્યાગ્રહાશ્રમની યોજના અને બંધારણના અભ્યાસની આવશ્યકતા છે. એ માટેનું સાહિત્ય ગુજરાતીમાં-મરાઠીમાં, હિંદીમાં તેમજ વિશેષ-અંગ્રેજીમાં મળી શકશે. સુશિક્ષિત-બ્હેનો ત્રીજા વિષય માટે ખાસ પ્રયત્ન કરે એવું અમો ઇચ્છીએ છીએ.

ભગિની સમાજ પત્રિકામાળા ( નં. ૧ થી ૧૦૯ )નું વાચન પણ હિતકર, તેમજ ઉપયોગી નીવડશે.

ભગિની-સમાજ દ્વારા મોકલેલાં પુસ્તકોની કીંમત જેમનાથી-જેટલી મોકલવી બને તેટલી જરૂર મોકલી આપવી.

### નિબંધ-લખનારે-દરેકે-પાળવાની શરતો.

૧ નિબંધ વિષયને વળગી રહી મુદ્દાસર લખવો.

૨ કાગળની એકજ બાજુ શાહીથી ચોખ્ખા અક્ષરે લખવો.

૩ નિબંધનું કદ નક્કી કરવામાં આવ્યું નથી,-એટલે લેખકે પોતાની સમયસુચકતા વાપરવી

૪ નિબંધ લેખનની-પરિક્ષા-નહિં લેવામાં આવે.

૫ નિબંધ મુકરર કરેલા માસની આખર તારીખ સુધીમાં રજીસ્ટર્ડ પોસ્ટથી ભગિની સમાજના મંત્રીને નીચેને સરનામે મોકલાવવો.

નિબંધ લેખનની તૈયારી માટે જેમને અભ્યાસ-વગેરેના લાભ મેળવવા ઇચ્છા હોય તેમણે અમને લખી જણાવવું એટલે વ્યવસ્થા કરવામાં આવશે.

અરજીમાં ઉમેદવારનું (૧) પૂરું નામ, તથા (૨) ઠેકાણું; (૩) પિતા અથવા પતિનું નામ, કામ (૪) પોતાની જ્ઞાતિ, (૫) ઉમર વર્ષ તથા (૬) અભ્યાસ લખી મોકલવા વિનંતિ છે.

પોતાના નામ પહેલાં-કુ૦ સૌ૦ અગર ગં૦ સ્વ૦ સ્પષ્ટ લખવાં.

| | |
|---|---|
| રા. કરસનદાસ જ. ચીતલીયા, મંત્રી ભગિની સમાજ જ્ઞાનમંદિર સેંડહર્સ્ટ રોડ, મુંબઇ ૪. | સૌ બ્હેન હંસા મહેતા બી એ. વ્યવસ્થાપક, ભગિની સમાજ નિબંધમાળા. |

## નિબંધમાળા માટે સૂચીત પુસ્તકોની યાદી.*

### પહેલા તથા બીજા વિષય માટે.

| પુસ્તકનું નામ. | કિંમત. | મળવાનું સ્થળ: |
|---|---|---|
| ત્યાગમૂર્તિ અને બીજા લેખો | ૦-૪-૦ | નવજીવન કાર્યાલય. મુંબઇ-અમદાવાદ |
| ત્યારે કરીશું શું ? ભાગ ૧-૨ | ૧-૧૨-૦ | |
| કેળવણીના પાયા | ૧-૦-૦ | |
| આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન | ૦-૬-૦ | ભગિની સમાજ જ્ઞાનમંદિર મુંબઇ નં. ૪. |
| ધર્મનીતિ તથા નીતિ ધર્મ | ૦-૩-૦ | |
| સંસાર સુધારા પર ભાષણ | ૦-૩-૦ | |
| ભગિની સમાજની પત્રિકામાળા | | |
| ભગિની સમાજની પુસ્તકમાળા | | |
| સ્ત્રીઓ અને સમાજસેવા | ૦-૮-૦ | |

### બીજા વિષય માટે.

| | | |
|---|---|---|
| સ્ત્રીઓનો કાર્યપ્રદેશ | ૦-૮-૦ | જીવનલાલ અમરશી મહેતા. પીરમશા રોડ, અમદાવાદ. |
| હિંદુસ્તાનના સામાજીક જીવનમાં સ્ત્રીનું સ્થાન | ૧-૦-૦ | |
| સ્ત્રીઓના કાર્યપ્રદેશવાળો દક્ષિણામૂર્તિ ત્રૈમાસિકના બીજા વર્ષનો બીજો અંક | ૧-૦-૦ | દક્ષિણામૂર્તિ ત્રૈમાસિકના વ્યવસ્થાપક, તખતેશ્વર, ભાવનગર |

### ત્રીજા વિષય માટે.

| | | |
|---|---|---|
| સત્યના પ્રયોગો અથવા આત્મકથા | | નવજીવન ( અઠવાડીક ) અમદાવાદ. |
| જગતનો મહાન પુરુષ | ૧-૪-૦ | સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય, મુંબાઇ, અમદાવાદ. |
| ગોખલેજીનું જીવન ચરિત્ર | ૦-૧૨-૦ | જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ. |

* આમાંનાં જે પુસ્તકોની જેમને જરૂર હોય તેમણે તે તે સ્થળેથી મંગાવી લેવા.

## વિચિત્ર જોડું

એક જુના ન્યુસપેપરમાંથી વિલાયતમાં ૧૩૫ વરસ પહેલાં પરણેલા વિચિત્ર જોડાંના લગ્નની વાત જડી છે. કહે છે કે પતિને પગ નહોતા અને સતીને હાથ નહોતા ! બંને આવાં અપંગ હતાં અને એ દંપતીના જોડલામાં બંનેને મળીને કુલ બે પગ ને બે હાથજ હતા ! લગ્નપત્રકમાં સહી કરતી વખતે વહુજીએ મોઢામાં લેખણ લઇને લખ્યું હતું અને પતી તરફથી મળેલી વીંટીને આંગળી નહી હોવાથી પગના અંગુઠામાં પહેરી હતી !




**જોહુકમી પતિદેવોને અર્પણ:**

પુનાના શ્રી કે. ટી. ડાંગે ત્યાંની એક વેશ્યાને તેણીને સમજાવી, નીતિને રસ્તે ચડાવી ઉદ્ધાર કરવાનો પ્રયત્ન કરવા ગયા. એ વિચિક્ષણ વેશ્યાએ જવાબ આપ્યો: " આપ અમને વેશ્યા, નીચ, નિર્લજ સ્ત્રી વિગેરે કહો છો. અમને તેથી આપ પુરૂષોની ઘૃણા ઉત્પન્ન થાય છે. અમારી આ દશા આપે જ કરી છે. અમારાં જીવન સુધારવાનો અવસર અમને નહિ આપતાં કેદ આપી ! વિશ્વાસઘાતી પુરૂષોનો હવે અમે ભરોસો કરવાની નથી. મારી મા ઘણીજ સુશીલ અને પતિવ્રતા સ્ત્રી હતી. છતાં વેશ્યા કેમ બની તે કહું ? મારો બાપ તેને રોજ માર્યા કરતો છતાંય એ બધા અત્યાચારો મુંગે મોઢે સહન કરી લેતી. એક દિવસ તે પોતાની રખાતને ઘરમાં લઇ આવ્યો અને મારી બાને મારીને કાઢી મૂકી ! સ્ત્રીઓ સ્વભાવે જ સહનશીલ હોય છે પણ સહનશીલતાને હદ હોવી જોઇએ. જ્યારે એ મર્યાદા તુટે છે ત્યારે સ્ત્રી ભયાવહ બની જાય છે. પછી તો ઇશ્વર પણ તેને રોકી શકતો નથી. ખુબ માર અને કનડગતો સહન કરીને ધર્મ સાચવ્યા છતાં પણ જ્યારે ઘર છોડવું પડયું ત્યારે તેણીને બહુ ક્રોધ ચઢયો અને તરતજ વેશ્યા બની ગઇ ! અને ફક્ત પેટ ભરવાને ખાતર નહિ, પણ સ્ત્રીઓ ઉપરના અત્યાચારોનો બદલો લેવા માટેજ પુરૂષોને જાળમાં ફસાવવા, તેમને કુત્તા જેવા ગણવા અને મોકો મળે તો લુંટીને પાયમાલ કરવા તેણી મને ભલામણ કરતી ગઇ છે. અને મારો ઉદ્ધાર શી રીતે કરશો ? અનાથાલયમાં મોકલીને ? કે લગ્ન કરીને કેદમાં જકડીને ! લગ્નનો અર્થ અત્યારે કંઇ નથી. અગ્નિ સમક્ષ કરેલી પ્રતિજ્ઞાઓ પુરૂષોજ તોડે છે અને પત્નિઓને ફક્ત વિષયતૃપ્તિનું માત્ર સાધન ગણે છે ! અમે તો સમાજની સેવા કરીએ છીએ. તમારી જ્ઞાતિ તરફથી તરછોડાયલા કેટલાય વાંઢાઓનું વિશ્રામ સ્થાન છે. એ વાઢાનો કંઇ વિચાર આપે કર્યો છે? શું હજુ પણ આપનો વિચાર અમારો ઉદ્ધાર કરવાનો છે ? "

( " સોશીઅલ રીફોર્મર " )

**સામાજીક અત્યાચાર:**

" અમદાવાદમાં હાલ રહેતા દેવળીઆના એક બ્રાહ્મણ પ્રભાશંકરની વહુ કમળા કે જેને બે છોકરા અને એક છોકરી છે, તેને અમદાવાદના કેટલાક બદમાસોએ ભગાડી ભાવનગરમાં એક મુસલમાન સાથે પરણાવી દીધી છે. ભાવનગરના મુસલમાન ફોજદારનો આમાં હાથ હોવાનું સંભળાય છે. "

" મોરબીના સંઘવી દુર્લભજી જેચંદની ૧૩ વર્ષની બાળાને તેના વાલકો ૪૫ વર્ષના વર સાથે પૈસાની લાલચે પરણાવી દેવા તૈયાર થયા છે."

" થાણાગાલોળ (જેતપુર)ના એક બ્રાહ્મણની દીકરીને સરદારપુર પરણાવેલી. દંપતીને ન બન્યું તેથી બાઇને તેના ધણીએ કાઢી મુકી બાઇ જ્યાં ત્યાં ભટકી પોતાનું પેટ ભરવા માંડી. એક પાપી ઘડીએ તે તેની ઓળખીતી એક લુહાણીને ત્યાં ધાંટવડ ગામે ગઇ. એટલે તે લુહાણીના પતિએ આ બાઇને આલીદરના એક બ્રાહ્મણને વેચી દીધી. આજે એ બ્રાહ્મણ બાઇને કસાઇની જેમ માર મારે છે.. "

" વાડાસીનોર દશા નીમા વણિક જ્ઞાતિના એક મુંબાઇનિવાસી સજ્જન મી. માંજીલાલ ચંદુલાલને પચાસ વર્ષની ઉમરે બીજી વખતનાં લગ્નની તરૂણ સ્ત્રી હયાત હોવા છતાં, પુત્રોત્પત્તિને ખાતર, ત્રીજી વાર દાહોદ ગામની એક બાર તેર વર્ષની કન્યા સાથે પરણવાની વૃત્તિ થઇ. જ્ઞાતિના કોઇ એક યુવાન સાથે આ કન્યાનું વેવીશાળ થયેલું. તે કન્યાના ધનલોભી પિતાએ પોતાના ભાવી જમાઇના જોર પર રદ કર્યું અને તે ગુન્હા બદલ

જ્ઞાતિને રૂ. ૨,૫૦૦) દંડ દીધા. અમુક દિવસે મુંબાઈમાં લગ્ન મુકરર થયાં, પણ તે દરમીયાન આ જ્ઞાતિના સંસ્કારી તરૂણોએ વર્તમાનપત્રોમાં હાહાકાર મચાવી મૂક્યો, અને કન્યાએ પણ ત્રણ ત્રણ દિવસની લાંઘણો ખેંચી. પરિણામે આ પરણવા તત્પર થનાર શ્રીમંતને સન્મતિ સૂઝી અને તેણે લગ્ન કરવા ના પાડી."

"લુણાવાડામાં ઉદિચ્ય બ્રાહ્મણ જ્ઞાતિના ૫૦૦ ઘર છે. અત્યાર સુધી કન્યાની આપ-લે ગામમાંજ થતી અને પરિણામે ફૂંકોડાં સંધાતાં. ત્યાંના રા. ચંદુલાલ દવેએ પોતાની કન્યા માટે યોગ્ય વર લુણાવાડા બ્હારનો શોધી કાઢ્યો તેથી જ્ઞાતિએ તેમનો બહિષ્કાર કર્યો છે !"

"વીસ વર્ષની ઉમ્મરના પતિદેવે ૧૦-૧૨ વર્ષની ઉમ્મરની પત્ની સાથે ઝઘડો થતાં તેને માર મારી સ્વધામ પ્હોંચાડી દીધી. સોલાપુરના સેશન્સ જજ પાસે કેસ ચાલતાં તેને સાત વર્ષની સખ્ત સજા થઇ છે."

"મદ્રાસમાં એક પતિદેવે તા. ૧૯ મી જુને પોતાની ચૌદ વર્ષની વયની પત્ની બિછાનામાં સૂતી હતી તે વખતે તેના ઉપર કેરોસીન છાંટી સળગાવી મૂકી ! એક બીજા પતિદેવે સલીમ ગામમાં પોતાની ગર્ભવતી પત્નીને મારી નાંખી છે!"

"બારીસાલ (બંગાલા)માં કૃષ્ણકુમાર ઘોષ નામના એક માણસે પોતાની બે પુત્રીઓના લગ્નની ગોઠવણ કરી. મોટી પુત્રીએ તે સામે વિરોધ કર્યો પણ માતપિતાએ મચક ન આપી. પરિણામે લગ્નના એક દિવસ પ્હેલાં તે કન્યાએ બાપની પેટી ખોલી તેમાંથી અફીણ કાઢી, તે ખાઇ આપઘાત કર્યો !"

"જયપુરમાં એક નિર્લજ બુઢાને પરણવાનો શોખ થયો, તેથી રૂ. ૭૦૦૦ ખર્ચીને એક નિર્દોષ બાળાનો ભવ બગાડવા તૈયાર થયો, પરંતુ પોલીસને ખબર પડવાથી લગ્ન અટકાવ્યાં છે."

**અમેરિકામાં સ્ત્રીઓ:**

સંયુક્ત સંસ્થાનોના એક સંસ્થાનમાં ગવર્નરના પદે એક મહિલા બીરાજે છે. હમણાં ડેન્માર્કના અમેરિકન એલચી તરીકે પણ, એક અમેરિકન લલના નીમાઇ છે. ખાણોમાં, કારખાનામાં, લશ્કરોમાં, એરોપ્લેનોમાં, રાજકીય સંસ્થાઓ અને રાજવહીવટમાં, અદાલતોમાં, પ્રયોગશાળામાં, રણાંગણમાં અને જ્યાં જુઓ ત્યાં સર્વત્ર સ્ત્રીને સ્થાન છે. સ્ત્રીઓ સામે પ્રતિબંધ નથી. સ્ત્રીઓ જીવન કલહમાં પુરૂષોની પડખોપડખ ઝઝુમે છે અને અબળા તરિકે નહીં પણ સબળા શક્તિ તરિકે પુરૂષ સાથે હકો ભોગવે છે.

સને ૧૯૨૦ માં ૧૮૪ બાળાઓ લશ્કરી તાલીમ લઇ રહી હતી. તે વર્ષમાં દશ લાખ બાળાઓ જાહેર હાઇસ્કૂલમાં ભણતી હતી અને ૯૭ હજારમાંથી ૬૩ હજાર ઉપરાંત સ્ત્રીઓ શિક્ષણકાર્ય કરતી હતી. અમેરિકામાં 'ટીચર' શબ્દ જ નારી જાતિમાં મુખ્યત્વે યોજાય છે. કારણ કે પુરૂષો તો ઘણુંખરૂં વિશેષ ઉત્પાદક અને શ્રમપ્રધાન ઉદ્યોગોમાં આગળ ધપે છે. એ શાળાઓમાંથી દોઢ લાખ બાળાઓ એ સાલમાં ગ્રેજ્યુએટ બની હતી. માસિક ૭-૭ હજારનો દરમાયો મેળવનાર વિદ્યાપીઠની અધીષ્ઠાત્રીઓ સ્ત્રીઓ હોય છે.

ત્યાં સ્ત્રીઓ શરતો, રમતો, ગમતો, અખાડાઓ, ક્રીડાલયો, વિલાસગૃહો-જ્યાં જુઓ ત્યાં દેખા દે છે. મર્દાનગી, હીંમત, સ્વાશ્રય, મધુરતા વગેરે ગુણો તેમનામાં દેખાય છે.

તેમના સામાજિક અને કૌટુંબિક જીવન અને ફરજોમાં તેઓને ઘણી સરલતા છે. તેઓ ખંતી, ઉદ્યમી અને પ્રગતિપ્રિય છે. ત્યાં ' ચાર ચોટલા મળી ઓટલા ભાગે ' એમ બનતું નથી. તેમને રસોડું, ગૃહવ્યવસ્થા, બાળસંગોપન વગેરેનું સારૂં જ્ઞાન હોય છે. વિજ્ઞાનના સાધનો અને વાતાવરણ તેમના જીવનને હળવું, રસમય તથા પ્રફુલ્લ બનાવે છે. નારી ત્યાં દેવી કે પ્રેયસી છે. ગુલામ કે દાસી નથી. ( સૌરાષ્ટ્ર ).

**જાપાનમાં કુટુંબ-વ્યવસ્થા:**

" જાપાન ક્રીશ્ચિયન ઇન્ટેલીજન્સર " નીચે પ્રમાણે લખે છે: " જ્યારે એક કામદારની નોકરી છુટી જાય અને તે પોતાના કુટુંબનું ભરણપોષણ કરવા અશક્ત બને ત્યારે તેના સંબંધીઓ તેની મદદે આવે છે અને તેનાં બાળબચ્ચાંની સંભાળ લે છે. એક ખેડૂત માંદો પડે તો તેનાં સગાંઓ તેનું ખેતર ખેડી આપે. આ પ્રમાણેની કુટુંબ વ્યવસ્થાને લીધે દેશમાં બેકારી કે બીજી આફતોને સમયે બીજો ગંભીર વિચાર કરવો પડતો નથી.

કુટુંબનો માન આબરૂ પ્રથમ જળવાય; વ્યક્તિગત સગવડોનો વિચાર તે પછી થાય આ કુટુંબવ્યવસ્થા હેઠળ લોહી કે લગ્નના સંબંધથી જોડાએલી વ્યક્તિઓ પરસ્પરના હિતને માટે એકત્ર થઇનેજ રહેછે. એમાંના એકાદને પણ મદદની જરૂર પડે કે અનેક તેવી મદદ આપવા ઉત્સુક રહે છે

ઘણાઓએ પોતાના જીવનનો કુટુંબને ખાતર ભુતકાળમાં ભોગ આપ્યો છે, અને તેથી અત્યારે જેને સગાંઓ હોય તેને સહાયનો અભાવ નથી રહેતો. કેટલાક બેકારો અત્યારે દયાજનક સ્થિતિમાં છે ખરા પણ તેનું કારણ એ છે કે તેઓ પોતાના સગાંઓને મગરૂરીને ખાતર પોતાની ખરી સ્થિતિથી બીનવાકેફ રાખે છે, અથવા સગાંઓ સાથે તેમને અણબનાવ હોય છે."

**" શિક્ષણ પત્રિકા "માંથી:**

( ૧ ) ચાડીયું બાળક:

કેટલાંક બાળકો સ્વભાવથી જ ચાડીઆં હોય છે એમ નથી, પણ પ્રસંગે અંગત સ્વાર્થને લીધે તેઓ ચાડીઆં બને છે. ગુણ કે દોષમાં બધાં સરખાં હોવા છતાં જ્યારે પોતાને કુટું પડે છે ત્યારે તે બીજાના ઉપર દોષ ઓઢાડીને રાવ ખાવા ઉપડે છે: ધારો કે ત્રણ બાળક ઘરમાંથી લાડુ ચોરીને છાનામાના ખાવા બેઠાં એક જણને ઓછો ભાગ મળે એટલે તે પોતાનો ભાગ ફેંકી દઇને ' બીજાઓએ ચોરી કરી છે ' એવી ચાડી ખાવા ઉપડે છે. બીજાનો વાંક કાઢનાર બાળક વાંકાહિત છે એમ જ માનીને ચાલવા કરતાં ભાઇશાબ શા માટે ચાડી ખાવા આવ્યા છે તેની તપાસ કરવાની જરૂર છે અને ખરી હકીકત જાણી તેના મન ઉપર ઠસાવવાનું છે કે તે પોતે જ વધારે વાંકમાં છે.

રમતમાં અને એવે પ્રસંગે ચાડી ખાનાર બાળક ઘણીવાર પોતે એકલું જ શંકામાં હોય છે, પોતાને તેનું ભાન હોય છે. પોતે જાણે છે કે ઠપકો પોતાને માથે આવે તેમ છે. એવે વખતે તે બીજાને માથે વાંક ઢોળવાના ઇરાદાથી 'બીજાઓ આમ આમ કરે છે, ' એવી ચાડી ખાવા જાય છે. તપાસ કરતાં માલુમ પડે છે કે બધી વાત પાયા વિનાની છે. આવા બાળકને ખાત્રી કરી આપવી કે તેની ચાડી ચાલે તેમ નથી.

ઘણાં બાળકો માબાપો અને શિક્ષકોનાં ડીટેક્ટીવો તરીકે કામ કરતાં હોય છે. માબાપો ' ફલાણો આમ કરતો હતો. ' ' ફલાણી આમ કરતી હતી. ' તેવી વાતો બાળકો પાસેથી મેળવે છે. તેવી વાતો કરવાનું તેનામાં ઉત્તેજન રેડે છે અને તેમ કરીને તેને ચાડીઓ બનાવી દે છે.

માબાપો અને શિક્ષકો આમ કરી ભયંકર ગુન્હો યાને પાપ કરે છે: શિક્ષક કે માબાપ આવી રીતે જેને ચાડીઓ બનાવે છે તે પોતાના સાથીઓમાં વિશ્વાસ ખુએ છે ને ગમે તેવાં જુઠાં ગપ્પાં મારતાં ને ખુશામતીથી જીવતાં શીખે છે. ટૂંકમાં તે અત્યન્ત અધમ બને છે. માટે માબાપ કે શિક્ષક બાળકો મારફત કોઇ પણ જાતની કોઇની પણ બાતમી ન જ મેળવે.

બાળકો આપણી પાસે વાત લાવે ત્યારે તેને માનવા ન માનવાની બાબતમાં ખૂબ કાળજી લઇએ. ખોટી વાત ઉપર આપણે ઈતબાર રાખીએ છીએ એવું જો બાળકોને માલુમ પડે તો તેઓ તેનો દુરૂપયોગ કરશે, આપણને ભરમાવીને મરજી મુજબ દોરશે; તેમજ જે બાળક ન્યાયબુદ્ધિથી દાદ માગવા પુણ્યપ્રકોપથી વાત કહી હશે તેને તરછોડશું તો આપણે તેનો વિશ્વાસ ખોઇ બેસશું એટલુંજ નહિ પણ તેનામાં ન્યાય પ્રત્યે અરૂચિ ઉત્પન્ન કરીશું.

આપણે એવા ખોટા ' ટેઈલ બેરર ' ને એટલે વાતો લાવનારને ઉત્તેજન જ ન આપીએ. સવાલ જવાબ કરી તેમને બરાબર તપાસી જેવા હોય તેવા બતાવી દઇ તેમની ઝાટકણી કાઢીએ.

ગિ૦

**( ૨ ) રમતમાં સ્પર્ધા:**

નાના બાબાનું મારી પાસેથી ટુવાલ ખેંચી લેવા હતો. ભાઈ તાણવા લાગ્યા. થોડી જ વારમાં આ ખેંચાખેંચીને રમતનું સ્વરૂપ મળ્યું. બાબી, રમણિક ને નાની શારૂ પણ રમતમાં ઉતરી પડયાં. બધાં એકત્ર થઇને ટુવાલને એક બાજુએ તાણવા લાગ્યાં. હું સૌ એકલી સેન્ડોની જેમ બીજી બાજુએ ટુવાલનો છેડો પકડી ને બેઠી. જરાવારમાં મને લાગ્યું કે આ બધાં તો મને જ તાણીને ખાટલા હેઠે લાવવાની તૈયારીમાં છે. મેં આસ્તેથી ટુવાલ છોડી દીધો. બધાં હસી

મીસ શંકુતલા પ્રાંજપેને ઇંગ્લંડમાં ઉંચુ હીસાબી જ્ઞાન મેળવવા માટે એક ૨૦૦ પાઉન્ડની ખાસ સ્ટેટ સ્કોલરશીપ આપવામાં આવી છે. આ સ્કોલરશીપની મુદત ત્રણ વર્ષની છે. વળી આવવા અને જવા માટે તેમને પહેલા વર્ગની પેસેજ પણ આપવામાં આવી છે.

મીસ બાનુ એસ. મોતીવાળા કે જેઓએ ડેન્માર્કની ફીઝીકલ ટ્રેનીંગ કોલેજમાં તાલીમ મેળવી હતી, તેઓ થોડુંક થયા યુરોપથી પાછાં ફર્યા છે. યુરોપીયન કોલેજમાં તાલીમ લઇ સર્ટીફીકેટ ઓફ મેરીટ મેળવનારાં મીસ મોતીવાળા હિંદુસ્તાનમાં પહેલાંજ બાનુ છે.

સને ૧૯૨૨ માં શ્રી મોઢભગિની સમાજ મુંબાઇમાં, શ્રી મોઢબંધુ સમાજના આશ્રયથી સ્થાપવામાં આવી છે. ઉપરોક્ત સમાજનો ઉદ્દેશ એ છે કે "જ્ઞાતિની સ્ત્રીઓમાં કેળવણી વધે, તેઓ હેતાળ બને, વ્હેમની જાળોમાંથી છૂટે, આપણા સુધારા વધારામાં મદદ કરી શકે, બિમારોની સારવાર કરતાં આવડે, પોતાના કુટુંબ ઉપરનું હેત વધે, પોતાના બાળકોને તંદુરસ્ત રાખી સારી કેળવણી આપે, અને ઉચ્ચ ભાવનાથી દેશને મદદ કરવાના ભલા કામમાં હિસ્સો આપે તેમજ જ્ઞાતિ અને કુટુંબનો ઉત્કર્ષ કરે "-મજકુર સમાજ તરફથી સભાઓ, મેળાવડાઓ તથા ગરબા પાર્ટીઓ અને સ્નેહ સંમેલનો કરવામાં આવે છે. પોતાના વિચારો દર્શાવી શકે તે માટે નિબંધોની હરીફાઇ કરાવવામાં આવે છે અને ઇનામો આપવામાં આવે છે.

× × ×

સુરતમાં દશા મોઢ અડાલજા વણીક જ્ઞાતિના શખ્સ મી. ઠાકોરદાસે અમદાવાદની દશા પોરવાડ જ્ઞાતિની સનોતા નામની એકવીસ વર્ષની વીધવા સાથે પુનર્લગ્ન કીધું છે.

× × ×

વડોદરાના શ્રી. જમનાબાઇ દવાખાનાની ખુલ્લી જગ્યામાં સુવાવડખાનું રાખવા માટે એક મકાન બાંધવાનું નક્કી થયું છે. સુપ્રીન્ટેન્ડન્ટ તરીકે મિસિસ હીસ્ટર નિમાયાં છે.

× × ×

અમદાવાદની કન્યાશાળાઓમાં કાંતવાનું કામ શીખવવા માટે રૂ. ૧૦૦૦ ખર્ચવાની મંજુરી આપનારો ઠરાવ ત્યાંની મ્યુનીસીપાલીટીએ બહુમતીથી પસાર કર્યો છે.

× × ×

ભાવનગરના મહિલા વિદ્યાલયે બાલમહારાજાનો જન્મદિવસ ઉજવ્યો હતો. એ પ્રસંગે શહેરની સ્ત્રીઓને જાહેર નિમંત્રણથી બોલાવી ગોહેલવંશના વડવાઓનાં સત્ય-શૌર્યની કથાઓ સંભળાવી હતી. કન્યાઓએ મહારાજાને આશીર્વાદ આપતાં સુંદર ગરબા ગાયા હતા.

× × ×

માંગરોળની દશા સોરઠીઆ જ્ઞાતિની થોડા સમય પર વિધવા થયેલ બ્હેન ઝવલ, જેને તેના પતિએ મૃત્યુ સમયે બ્રહ્મચારિણી જાહેર કરી હતી તેને અક્ષતા હોવાને લીધે ફરી લગ્ન કરવાની મુંબાઇની જ્ઞાતિએ પરવાનગી આપી છે. જામનગરની જ્ઞાતિએ આવી તમામ વિધવાઓને પુનર્લગ્નની છુટ આપવાની હિમાયત કરી છે.

× × ×

ધોરાજીમાં લીલાબાઇ નામની એક નાગર બ્રાહ્મણ વિધવાને ગોવિંદ રેવાશંકર નામના એક પાડોશીએ ધીરે ધીરે પોતાના ફાંસલામાં ફસાવી, ભગાડી મુંબાઇમાં આણી. પછી એને વેશ્યાના ધંધામાં ઉતારી. બાઇને એક મારવાડીની સાથે મહોબ્બત જામી. તેની સાથે પોતે એક દિવસ છૂપી રીતે નાસી ગઇ. બન્ને જણાએ પોલીસ પર ફરીયાદ કરી. ગોવીંદ રેવાશંકર અને એના સાથી વિઠલ પર કેસ ચાલ્યો માજીસ્ટ્રેટને બન્ને તહોમતદારો કુટ્ટણખાનું ચલાવતા હોવાની ખાત્રી થઇ. દરેક તહોમતદારને પાંચ મહીનાની સખ્ત કેદ તથા રૂા. ૧૫૦ દંડ ફરમાવ્યો.

× × ×

ગોંડળમાં એક કચ્છનો ભાટીઓ જેની તેની સ્ત્રીને ભગાડી વેચવાનો ધંધો લઇ બેઠો છે. હમણાંજ એક પીંજારણને ભગાડી ગુજરાતમાં વાણીઅણ તરીકે વેચી છે. તેને સ્ટેસને મુકવા જતાં તે પકડાયો છે. કહેવાય છે કે મોવીઆમાં આવા બદમાશોની એક ટોળી આ નીચ ધંધો ચલાવી રહી છે.

× × ×

પાલીતાણાના શ્રીસીદ્ધક્ષેત્ર શ્રાવીકાશ્રમના પ્રાણરૂપ કાર્યવાહીકા બ્હેન તા. ૨૫ મી જુનને દીવસે સહવારે નવ વાગે મરણ પામ્યા છે.

× × ×

પાટણમાં બે ત્રણ વર્ષના દુકાળને અંગે ઘાસ ચા ચારાની બહુજ મુશ્કેલી છે. સારા સારા ઘરની બ્હેનો આ મુશ્કેલી હળવી કરવા ઝોળીઓ લઇ ઘેર ઘેર પૈસા ઉઘરાવવા નીકળી પડી છે.

× × ×

હૈદરાબાદ (સિંધ) પાસે મહર નામે ગામમાં એક વીસ વર્ષના યુવાનનું વેવિશાળ એક ૧૮ માસની ધાવણી કન્યા સાથે થયું છે !

×

સીંધ કોલેજના પ્રીન્સીપાલ મી. શાહાણીના પુત્રી મીસ જમનાબાઇ શાહાણી ચાલુ વર્ષમાં બી. એ. માં પાસ થઇ, કરાંચીમાં નવી ખુલેલી કાયદાના અભ્યાસ માટેની કોલેજમાં દાખલ થયાં છે. કાયદાનો અભ્યાસ કરનાર સીંધમાં એ પ્રથમ મહિલા છે.

×

પાંડવોએ જેમ દ્રૌપદીને કૌરવો સાથેના જુગારમાં મુકેલી તેમ મહારાષ્ટ્રના એક જુગારી વેપારીએ પોતાની સ્ત્રીને અડાણે મૂકી છે !

× × ×

હાનાનોરના મીસ પી. સી. માધવી કલકત્તાની એડવર્ડ મેડીકલ કોલેજની બી. એય. એસ.

## ઇનામી નિબંધ:

**શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના સેક્રેટરીઓ તરફથી**

મંડળનાં સભાસદોને તેમજ દેશ દેશાવરોમાં વસતી ગુજરાતી હિન્દુ સ્ત્રીઓને વિનયપૂર્વક જણાવવાનું કે "હિન્દુ સ્ત્રીઓની ફરજ" વિષે જે બ્હેનો નિબંધ લખી મોકલવા માંગતી હોય તેએ એ તા ૧૫ મી ઓક્ટોબર ૧૯૨૬ ની અંદર પોતાના નિબંધો ગીરગામ બેકરોડ "અમરેલી હાઉસ" મંડળના સેક્રેટરીઓ ઉપર મોકલી આપવા.

મજકુર નિબધનું લખાણ ફુલસ્કેપ કાગળ ઉપર એક બાજુ લગભગ ૧૪ થી ૧૬ પાનામાં સમાવેશ થાય તેટલું શાહીથી, સ્વચ્છ સારા દસ્કતે લખાયલું હોવું જોઈએ.

મજકુર નિબંધના લખાણ નીચે પોતાનું નામ નહી લખતાં લેખ નીચે પોતે ધારણ કરેલી અમુક સંજ્ઞા લખવી અને તે કવર બંધ કરી મોકલવું અને એક જુદા કવરમાં અમુક સંજ્ઞાવાળો લેખ મારો છે એમ લખી પોતાનું આખું નામ ચોક્કસ ઠેકાણા સાથે લખી કવર બંધ કરી તે જુદુ મોકલવું જોઇએ

મજકુર ઇનામી નિબંધની હરિફાઇમાં ફતેહમંદ થનારાઓને અનુક્રમે નીચે મુજબ ત્રણ ઇનામો સ્વ. જયાવંતી દુલેરાય છગનલાલ સ્મારક ઈનામી નિબંધ ફંડના વ્યાજમાંથી વહેંચી આપવામાં આવશે

**૧ લું ઇનામ રૂ. ૫૦, ૨ જું ઇનામ રૂ ૨૫, ૩ જું ઇનામ રૂ. ૧૫.**

ડીગ્રી માટેની પરીક્ષામા પાસ થયાં છે. ડાક્ટર થનાર એ મહિલા મલાયલી જાતિમાં પ્રથમ જ છે.

× × ×

મલબારના નાટુકલ ગામડામાં કોઇ બે ભાઇઓ ત્યાંના રીવાજ મુજબ એકજ સ્ત્રીને પરણેલાં હતા. મોટા ભાઇને તે સ્ત્રી પોતાના નાના ભાઈ ઉપર વિશેષ પ્રેમ રાખતી. લાગવાથી તેણે તેનું ખુન કર્યું હતું.

×

મદ્રાસની મ્યુનીસીપલ કોરપોરેશને એવો ઠરાવ કર્યો છે કે કન્યા પાઠશાળાઓમાં ભણતી દરેક કન્યાને સંગીતનું શિક્ષણ આપવું.

×

ત્વા લી યુ ર ના મહારાણી સાહેબાએ તા. ૨૫ જુનના દીવસે શીવપુરીના પોતાના રાજ્ય મહેલમાં શ્રીમતી સુભદ્રાશ્રીજી(જિન ધર્માનુયાયી જર્મન બાનુ ? મીસ ક્રોઉઝે પીએચ.ડી લીપઝીક યુનીવરસીટીના પ્રોફેસર ) ને પોતાની મુલાકાતનું માન આપ્યું હતું. એ બ્હેન ત્યાંના શ્રી વીરતત્વ પ્રકાશક મંડળમાં જૈન આગમ, તત્વજ્ઞાન, જુની ગુજરાતી અને હિંદી વગેરેનો અભ્યાસ કરી રહ્યાં છે.

× × ×

ઉજ્જનમાં ભયંકર આગ લાગવાથી ૧૮ લાખ રૂ. નું નુકશાન થયું. ગ્વાલીઅરનાં ના. મહારાણી સાહેબાને આ ખબર પડતાં જે લોકોનાં મકાન બળી ગયાં છે તેમને ફરી બાંધવા માટે બે લાખ રૂ. વગર વ્યાજે આપવાની ગોઠવણ કરી છે. દુકાનદારોને મદદ માટે ફક્ત ત્રણ ટકાના વ્યાજે સવાલાખ અપાશે. જે લોકો તદ્દન નિરાધાર થયાં તેમને રૂ. ૧૦૦૦૦ ની મદદ આપી છે અને હિંદુ-મુસ્લીમના ભેદ વગર મંદિર-મસ્જિદના કામ માટે રૂ. ૨૫૦૦૦ આપ્યા છે. હિંદ સેવક સમાજના ફંડમાં પણ તેમણે રૂ. ૮૦૦૦ આપ્યા છે.

× × ×

અજમેરમાં મળેલી અખિલ ભારતવર્ષીય ભાર્ગવ સુધારક સભાએ આ પ્રમાણે ઠરાવો કર્યા છેઃ (૧) અક્ષતયોનિ વિધવાને કુંવારીજ ગણવી; અને જેમને બાળક નથી થયું એવી વિધવાને પુનર્લગ્નની છુટ આપવી; (૨) ભાર્ગવ સ્ત્રી-પુરૂષ સભાની સંમતિથી કોઈ પણ ઉચ્ચ બ્રાહ્મણ જ્ઞાતિમાં વિવાહ કરી શકે; (૩) છોકરીઓ માટે વિવાહ યોગ્ય ઉમર ૧૫ વર્ષ અને છોકરાઓ માટે ૨૧ વર્ષની ઠરાવવી; (૪) ૩૦ વર્ષથી વધુ ઉમ્મરનો પુરૂષ કુંવારી કન્યા સાથે લગ્ન ન કરી શકે.

× × ×

નાગપુરના જગન્નાથ તેલીએ પોતાની સ્ત્રીમાંથી ભુત કહાડવાને ખાતર તેને સખત માર માર્યો હતો, અને આ મારને પરીણામે તે મરણ પામી હતી. સેસન્સ જજે તેલીને ખુન કરવાનો આરોપસર એક વર્ષની સખ્ત કેદની સજા કરી હતી.

× × ×

દીલ્હીની મ્યુનીસીપાલીટીએ શહેરના બે વોર્ડમાં જુલાઈની ૧લીથી ફરજિયાત પ્રાથમિક કેળવણી દાખલ કરી છે. બાકીના ૭ વોર્ડમાં પણ થોડા વખતમાં દાખલ થશે. કન્યા કેળવણીના પ્રસાર માટે જુલાઇમાં પાંચ વધુ શાળાએ ખોલવામાં આવી છે.

× × ×

અલાહબાદના પ્રસિદ્ધ વકીલ પંડીત સુરજનાથ આગાની પુત્રી કુ શશકેશ્વરી આગા એમ. એ. એલએલ. બી. ની પરીક્ષા પસાર કરી છે. અલાહબાદ યુનીવરસીટીમાંથી એ ડીગ્રી લેનાર એ મહિલા પ્રથમ છે.

× × ×

બાદાપુર ( કાનપુર પાસે ) ગામથી એક ઠાકોર પોતાની બે સ્ત્રીઓ અને એક બાલક સાથે બીજે ગામ જતા હતા. રસ્તામાં પાંચ બદમાશ મળ્યા તેમણે કહ્યું કે ' આગલ લુંટારાઓ બેઠા છે માટે અહિંજ મુકામ કરો. ' ઠાકોરે ગાડીના બળદ છોડી નાંખ્યા એટલામાં પેલાઓએ બે ત્રણ લાઠી તેમને લગાવી દીધી અને સ્ત્રીઓને પોતાનાં ઘરેણાં ઉતારી આપવાનું જણાવ્યું. બેમાંની એક વીર ક્ષત્રાણીએ ગાડીમાંથી ઉતરી લાકડીના બે ત્રણ ફટકા એવા સરસ લગાવ્યા કે એક બદમાશ ત્યાંજ પડયો બાકીના ભાગી ગયા.

× × ×

મોગલસરાઇથી પેસેન્જર ટ્રેનમાં કલકત્તાની એક મારવાડી બાઇ પોતાના નાના બચ્ચા સહે મુસાફરી કરી રહી હતી ત્યારે ટ્રેન બરદવાનથી એક માઇલ દૂર જતા ત્રણ ચોરો ચાલતી ટ્રેને ડબામાં દાખલ થયા. બાઇનાં ઝવેરાત અને ગાં ઉપર હાથ નાંખતા એક ચોર અને આ બહાદુર બાઇ વચ્ચે ઝપાઝપી થઇ. પરીણામે એ બે ટ્રેનમાંથી પડી ગયા અને ટ્રેન ચાલતી હોવાથી બેઉ તુર્તજ ત્યાં મરણ પામ્યાં.

× × ×

અલીપોરના જાણીતા બેરીસ્ટર મી. પી એલ. રોયની પુત્રી મીસ દેવીએ મી. સુરેશચંદર ગોલ-રજી બેરીસ્ટર સાથે લંડનમાં થયેલા પોતાના લગ્ન રદ કરવાની અરજી ગોર્ટમાં દાખલ કરી છે.

× × ×

નસિરાબાદમાં સુશિક્ષિતાદેવી નામની ૨૨ વર્ષની એક બંગાલી વિધવાના લગ્ન ઇન્દોરના પબ્લીક વકર્સ ખાતાના એન્જીનિયર બાબુ લખપતરાયજી સાથે થયા છે. આ બાઇ ૧૧ વર્ષની ઉંમરે વિધવા થયા હતા.

× × ×

પંજાબમાં ઓરાંદપુર ગામે ' સ્નાન-જત્ર ' મેળો ભરાયો હતો. એ મેળામાંથી ૨૦ હિન્દુ સ્ત્રીઓ, બે પાંચ બાળકો અને છ આદમીઓ ગાડીમાં પહોંચવા સારૂ રાત્રે ... થઇ કરથીના સ્ટેશને જતા હતા, વચ્ચે નદી હતી. ત્યાં આગળ મુસલમાનોએ નવો મેળો જમાવ્યો હતો. જેવી સ્ત્રીઓ નદીકાંઠે પહોંચી કે તુરતજ ૧૦-૧૨ મુસલમાનો લાઠી લઇને તેમના ઉપર ધસ્યા ત્યાંથી

જુએ પેઢીના સાતે સાત નામર્દ પુરૂષો બદમાશોની લાઠીની બ્હીકે ૯-૧૦ સ્ત્રીઓ સાથે નાઠા. એમને પોતાની મા બ્હેનો કે ઓરતોની આબરૂ કરતાં જીવ વધારે વહાલો લાગ્યો. બાકીની અગીઆર બહેનોને આ ગુંડાઓ લાકડીને બળે કેણુ જાણે કયાં ઉઠાવી ગયા. બચેલી મંડળી કુસ્થીઆ ગામે પહોંચી. ત્યાંથી કેટલાક હિન્દુઓ આવ્યા. દૂર ખેતરમાં થોડી સ્ત્રીઓને અને ગુંડાઓને જોયા. ગુંડા ભાગ્યા. પણ એ બ્હેનોની દશા કેવી હતી ? લગભગ કપડાં ચીરાએલાં ! શરીરે ડાંગરના કયારાની માટીથી રગદોળાએલાં ! તેમના પર પેલા પિશાચો અત્યાચાર આચરી ચૂકયા હતા. ત્યારે લગભગ વહાણું વાયું હતું. કેટલીક બહેનો પાસેના જંગલમાં એવીજ દયાજનક સ્થિતિમાં હાથ લાગી. બીજી પાંચ બ્હેનોએ આબરૂ રક્ષવા નદીમાં ઝંપલાવ્યું હતું અને છાતી સમાણાં પાણીમાં આખી રાત વીતાવી હતી. શહેરને ગોંદરે બનેલા આ અત્યાચારની તપાસ કરવા પોલીસ ઠેઠ બીજે દિવસે સવારે આવી. ત્રણેક મુસલમાનો પકડાયા છે.

× × ×

કલકત્તામાં યુરોપીઅન અને એંગ્લો-ઇંડીઅન સ્ત્રીઓ જેઓ નીચ ધંધામાં ફસાઇ પડી હોય તેમને આશ્રય આપી સુધારવા અને કામધંધો શીખવવા માટે એક આશ્રમ સ્થપાયો છે. આશ્રમનો વાર્ષિક રૂ. ૧૫૦૦૦ નો ખર્ચ છે. એવોજ એક બીજો આશ્રમ નાની ઉમ્મરની હિંદુ-મુસ્લીમ બાળાઓને બચાવી લેવા માટે સ્થપાયો છે. મીસ લીન્સેલ તેના સુપ્રીન્ટેન્ડન્ટ છે.

× × ×

ખડગપૂર (બંગાલા) માં મસ્જીદ આગળ વાજાં વગાડવાને કારણે હિંદુ-મુસલમાન વચ્ચે ટંટો થયો હતો તે સમયે કેટલાક બદમાશો એક તેલુગુ ગૃહસ્થના ઘરમાં ઘુસ્યા. બાઇ ઘરમાં એકલી હતી અને નિશા પર મસાલો વાટતી હતી. બદમાશોને જોતાંજ તેણે ચતુરાઇ વાપરી લાલ મરચાંનો ભુકો તેમની ઉપર નાંખ્યો. થોડીવારમાં કેટલાક હિન્દુભાઇઓએ સહાયે આવી તેમને મારીને ભગાડી મુકયા.

× × ×

રજવારી ગામ ( બંગાલા ) માં એક દિવસ અર્ધી રાતે બે ડઝન ધાડપાડુઓએ રામનાથ નામે એક ધનવાનના ઘરપર ધાડ પાડી. તે સમયે રામનાથની વિધવા સાળી છરો લઇ વીરતાથી લુંટારૂઓ સામે ઝઝુમી. પુરૂષવર્ગ તેની સહાય કરત તો તેને વિજય મળત પણ બીકના માર્યા કોઇએ હાથ ન ઉપાડયો. પરિણામે બાઇને સખ્ત ઘા વાગ્યા છે.

× × ×

ચટગાંવ ( બંગાલા ) ની કન્યાપાઠશાળાની અધ્યાપિકા શ્રી. કુસુમકુમારી સરકાર જે કેટલાક વખત પર ખ્રિસ્તિ થયાં હતાં તેમણે શુદ્ધ થઇ ફરી હિન્દુ ધર્મ સ્વીકાર્યો છે.

× × ×

સર ગંગારામ વિધવા પૂનર્લગ્ન મંડળ, જેની હેડ ઓફીસ લાહોરમાં છે તેણે પોતાની પ્રવૃતિ આખા હિંદમાં ફેલાવવા માંડી છે. મંડળ હિંદી, ઉર્દુ અને અંગ્રેજીમાં ત્રણ જુદા જુદા માસિકો પ્રકટ કરે છે; વૃદ્ધ અને અશકત સ્ત્રી પુરૂષો માટે આશ્રમ ચલાવે છે. ૯ પગારદાર કાર્યવાહકો એના પરક સ્થળો જ્યાં શાળાઓ છે ત્યાં ફરતા રહે છે. હરદ્વાર, મથુરા અને લાહોરમાં મંડળે વિધવાશ્રમો સ્થાપ્યાં છે.'

× × ×

લાહોરના મુન્સી મહબૂબ આલમ સાહેબની સાથી નાની પુત્રી ઝેનબખાતૂન આ વર્ષે એમ. એ. ની પરીક્ષામાં બીજે નંબરે પાસ થઇ છે.

### એશિયા.

જુઝ ( સીલોન ) ખાતે ચાલીસ વર્ષની એક હમેલદાર સ્ત્રીએ સુવાવડનો સમય નજદીક આવતા એક બાળકને બદલે ત્રણસો ઇંડાંને જન્મ આપ્યો છે. ત્યાં ચારે બાજુ હોહાકાર થઈ રહ્યો છે. સઘળા ઇંડા એક સરખા ગોળ ઘાટના છે અને તે દરેકનું કોટલું કઠણ અને મજબુત છે. આમાંના પચાસ ઇંડા કાચબાના ઇંડા જેટલા કદના છે, બાકીના બીજા નાના મોટા છે. મજકુર સ્ત્રી સારી હાલતમાં છે.

### આફ્રિકા.

દક્ષિણ આફ્રિકા યૂનીઅનમાં સ્ત્રીઓના મતાધિકાર માટે ત્યાંની બે પાર્ટીઓ કામ કરી રહી

છે. સાઉથ આફ્રીકન પાર્ટી બધી સ્ત્રીઓ માટે અને લેબર પાર્ટી ફક્ત યૂરોપીઅન સ્ત્રીઓ માટે એ અધિકાર મેળવવા પ્રયત્ન કરે છે. લેબર પર્ટી તરફથી મી. મુલીનોએ એ મતલબનો એક ખરડો ધારાસભામાં ગયા ફેબ્રુઆરીમાં રજુ કર્યો હતો મી. એલેકઝાંડરે તે ઉપર સુધારો મૂક્યો હતો કે "યૂરોપીઅન" શબ્દ કાઢી નાંખી બધી સ્ત્રીઓને તે લાગુ કરવામાં આવે. આ સુધારો બહુમતીથી ઉડી ગયો તે પછી મૂળ ખરડો રજુ કરવો જોઇતો હતો પણ મી. મુલીનોની ગફલતીથી રહી ગયો હવે એ સંબંધી વિચાર કરી પગલાં લેવાને એક સીલેક્ટ કમીટી નીમાઇ છે. જુદાં જુદાં સ્ત્રીમંડળો તરફથી પ્રતિનીધિઓ એ કમીટિ પાસે પોતાના મંડળોના અભિપ્રાય રજુ કરશે.

૬૨૫.

ઇંગ્લાંડમાં સૌન્દર્ય વધારવા માટે સ્ત્રીઓએ પોતાને માટે કસરત શાળાઓ ખોલવાની શરૂઆત કરી છે જેનો લાભ સેંકડો સ્ત્રીઓ લે છે.

રગબીમાં દિવાને ખાસમાં બેઠક મેળવવા તથા મત આપવાના હક્ક માટે અમીરજાદીઓએ લડત ચલાવેલી, પરંતુ એ બીલના બીજા વાચન વખતે મત લેવાતાં આ માગણી ના મંજુર થઇ છે.

× × ×

લાલા લજપતરાય એક ફ્રેંચ મહિલાનું વર્ણન આપતાં પોતાના પત્ર "પીપલ"માં લખે છે કે એ મહિલાને ભારતના કલા-કૌશલ્ય માટે ખાસ પ્રેમ છે. પોતાના ઘરનું નામ તેણે "ચિત્ર" રાખ્યું છે અને તે ઘરનું બોર્ડ હિંદી લીપિમાં ચિતરાવ્યું છે. એ ઘરના દિવાનખાનામાં ભારતના વિધવિધ દૃશ્યોનાં ચિત્રો લટકી રહ્યાં છે !

× × ×

લીગ ઓફ નેશન્સનું ટાઇપનું કામ કરનાર મીસ પીક મીનીટના ૯૪ શબ્દની ઝડપે એક કલાક લાગલાગટ કામ કરે છે. તેની હરીફ મીસ મીચે મીનીટના ૮૭ અને એક પુરૂષ ૮૮ શબ્દો ટાઇપ કરે છે ! હિંદમાં આટલી ઝડપવાળો નીકળશે ખરો ?

× × ×

હંગરીમાં ગર્લ ગાઇડની પ્રવૃત્તિનો સરકાર તરફથી વિરોધ કરવામાં આવ્યો છે. જાત મહેનત શીખવતી, શરીર મજબુત અને તંદુરસ્તી બનાવનાર તેમજ જાહેર પબ્લિકને આકસ્મિક પ્રસંગે આશીર્વાદરૂપ બનતી આ પ્રવૃત્તિથી સ્ત્રીઓની સ્વાભાવિક કોમળતા ઓછી થઇ જશે એવો ભય ડાહ્યા રાજકર્તાઓને લાગ્યો છે.

અમેરિકા.

ફીલાડેલ્ફીયાના હડસન ફ્રુગર નામના જુવાન ધુતારાએ ઇન્ગ્લંડ, બેલ્જીયમ અને ફ્રાંસની ભોળી સ્ત્રીઓ સાથે જુદાં જુદાં નામોથી લગ્ન કરીને તેમને ખુવાર કરી છે. લંડનની પોલીસે તેને પકડી પાડયો છે એ બહુરૂપીએ જુદા જુદા વેશમાં છેલ્લા બે વર્ષમાં રૂ. ૩૦ લાખ ભેગા કર્યા છે.

**ચીલી** ( દક્ષિણ અમેરિકા ) માં એક ધારો પસાર થયો છે જેની રૂએ ૨૫ વર્ષની ઉમ્મરની સ્વતંત્ર અથવા મીલ્કત ધરાવતી સ્ત્રીઓને મ્યુનીસીપલ કારોબારમાં મતાધિકાર મળ્યો છે. મજુરી માટે કામદાર સ્ત્રીઓને સરખો પગાર મળવા સંબંધી કાયદો ૧૯૨૪ માં થયો છે છતાં હજી ઘણી સ્ત્રીઓને નજીવો જ પગાર મળે છે; જ્યારે કેટલીક વગવાળી સ્ત્રીઓને નહિ જેવા કામ માટે ઉંચા પ્રકારની સરકારી નોકરી અપાય છે.

ઓસ્ટ્રેલિયા.

ન્યુઝીલાંડની પાર્લામેન્ટની પેટા ચુંટણીમાં મીસ. મેલવીલે ઉમેદવારી કરી હતી, પણ પાર્ટીના નિયમોને બંધનકારક નહિ ગણવાથી તે સફળ થઇ શક્યાં નહી. પાર્લામેન્ટની આવતી બેઠકમાં પરિણીત સ્ત્રીઓના રાષ્ટ્ર-હક્ક અને સ્ત્રીપોલીસ, સ્ત્રી જુરર અને સ્ત્રીમેજીસ્ટ્રેટ સંબંધી પ્રશ્નો ચર્ચાશે. સરકારે ૧૯૨૬ માં વસ્તીની ગણત્રી કરાવી છે. જેનો હેતુ એ છે કે મ્હોટાં કુટુંબોને બનતી મદદ આપવાની ગોઠવણ કરી શકાય.



# નોંધ.

**અભિનંદન.**

ચાલુ વર્ષમાં મુંબાઇ યુનીવર્સીટીની તેમજ પૂનાની કર્વે યુનીવ સીટીની પરીક્ષાઓમાં પાસ થયેલા સર્વ બ્હેનોને અમે અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ; અને ઇચ્છીએ છીએ કે હવે પછીના જીવનવ્યવહારોમાં પણ તેઓ એવીજ ઉજ્વળ સફળતા મેળવતાં રહે. પરંતુ આ પરિણામો જોઇ અમને સંતોષ-પૂરેપૂરો સંતોષ થયો છે એમ તો અમે નજ કહી શકીએ. મુંબાઇ યુનીવરસીટીનાં પરિણામોની યાદીઓ પર નજર નાખીએ છીએ તો જણાય છે કે એમાં ખ્રિસ્તિ, પારસી કે દક્ષિણી બ્હેનોના પ્રમાણમા ગુજરાતની હિંદુ કે મુસલમાન બ્હેનોની સંખ્યા બહુજ ઓછી-આંગળીને વેઢે ગણી શકાય એટલીજ છે. સ્ત્રીઓ માટેની ખાસ ; પૂનાની કર્વે યુનીવરસીટીનુ પરિણામ તો એથીય વધુ નિરાશા ઉપજાવે એવું છે. આજ દશ વર્ષથી એ યુનીવરસીટી કામ કરી રહી છે છતાં દશ બારની સખ્યાથી વધુ સ્નાતકો દર વર્ષ નથી નીપજાવી શકતી એ ખરેખર ખેદજનકજ ગણાય ચાલુ વર્ષનો એ યુનીવરસીટીનો પદવીદાન સમારંભ સર કાવસજી જહાંગીર હોલમાં તા. ૨૭ મી જુને થયો ત્યારે માંડ દશ બ્હેનોને સ્નાતકની પદવી મળી હતી આમાં યુનીવરસીટીના સંચાલકો કરતાં છોકરીઓનાં માબાપોને-ખાસ કરીને માતાઓનો દોષ અમને વધારે દેખાય છે. નાનપણથી દીકરીને પારકી કરવાની લાલસામાં અને લ્હાવો લેવાના મોહમાં તણાઇ [illegible] ભણતર અધવચજ અટકાવી દે છે અને જીંદગીના સફળ પ્રવાસ માટે તેને જ્ઞાનનું [illegible] ભાથું બંધાવવું જોઇએ તે બંધાવવાની જરાય દરકાર કરતાં નથી. અમદાવાદ અને વડોદરાની પાઠશાળાઓમાં ભણતી બ્હેનોની સંખ્યા જોતાં આ હકીકતની યથાર્થ સત્યતા સ્હેલાઇથી સમજી શકાશે અમદાવાદના પાઠશાળામાંથી ફક્ત ત્રણ બ્હેનોજ ચાલુ વર્ષમા સ્નાતક થયાં છે જ્યારે વડોદરામાંથી ફક્ત એકજ બ્હેન સૌ. સરલા મ્હેતા, ( સૌ. શારદા બ્હેનનાં પુત્રી ) એ પદવી મેળવી શક્યાં છે. બ્હેન સરલાએ આખી યુનીવરસીટીમાં પ્રથમ નંબરે આવી ચાન્સેલર પ્રાઇઝ મેળવ્યું છે. એ બ્હેનને એ સફળતા માટે અમારાં ખાસ અભિનંદન છે. અમે ઇચ્છીએ છીએ કે સૌ શારદા બ્હેનની જેમ અન્ય માતાઓ પણ પોતાની જવાબદારી સમજે અને પોતાની પુત્રીઓને યોગ્ય કેળવણી આપે.

**સર મોરોપંતનું ભાષણ.**

ઉપર જણાવેલા કર્વે યુનીવરસીટીના પદવીદાન સમારંભ પ્રસંગે સર મોરોપંત જોશીએ સ્ત્રીકેળવણીને લગતું અને એ યુનીવરસીટીના હદબ્હાર વખાણ કરતું એક ભાષણ આપ્યું હતું. એમનું ભાષણ વાંચનારને પ્રથમ દ્રષ્ટિએ એમજ લાગે કે એ યુનીવરસીટી જેવી સંસ્થા આખી દુનિયામાં બીજી નહિ હોય. પરંતુ સર મોરોપંતે પોતે એ ભાષણમાં રજુ કરેલા કેટલાક આંકડા જોતાં કંઇક જુદાજ પ્રકારની લાગણી થાય આજ દસ વર્ષના સતત્ પ્રયત્ન પછી એ યુનીવરસીટીમાં ૪૦ વિદ્યાર્થીનીઓની ગર્વવર સંખ્યા છે ! એ સંખ્યા ઉપરથી એકજ અનુમાન થઇ શકે અને તે એ કે એનો શિક્ષણક્રમ અને એની કાર્યપદ્ધતિ વા તેના પરિણામ સાધારણ જનતાને એ સંસ્થા તરફ આકર્ષવા નિષ્ફળ નિવડ્યા છે. સર મોરોપંત એ સંસ્થાને મુંબાઇ યુનીવરસીટી સાથે સરખાવવા માટે છે ત્યારે તો ખરેખર અજાયબીજ લાગે છે મુંબાઇની યુનીવરસીટીમાં શિક્ષણક્રમમાં આદર્શ સ્ત્રીકેળવણીની દ્રષ્ટિએ અનેક ખામીઓ છે છતાં એ સંસ્થા વરૂ

ઘણી વિદ્યાર્થીનીઓ આકર્ષાય છે. જો કર્વે યુનીવરસીટીની શિક્ષણપદ્ધતિ આદર્શ અને અનિવાર્ય હોત તો એ બ્હેનો બીજી સંસ્થાઓમાં લાગ્યેજ જોડાત. આ બધું જોતાં અમને તો લાગે છે કે સર મોરોપંતે એ સંસ્થાની ફક્ત બ્રીફજ લીધી છે અને નિષ્પક્ષપાત દ્રષ્ટિએ એની ખામીઓનો કે ત્રુટીઓનો વિચાર નથી કર્યો. અમારી માન્યતા મુજબ એ યુનીવરસીટીનો શિક્ષણક્રમ કેટલેક અંશે એકદેશીય થઇ ગયો છે. ઉત્તમ માતા અને ગૃહિણી બને એટલોજ ઉદ્દેશ રાખી ક્રમ ગોઠવાયો છે એ એકદેશી ક્રમમાં પણ ઉપયોગિતાની દ્રષ્ટિએ ઘણી ત્રુટીઓ રહી જાય છે. જે વિષયો શીખવાય છે તે પણ અધુરાં. થોડાં પણ ઉપયોગી વિષયોનું સંપૂર્ણ જ્ઞાન અપાય એ વધારે ઇચ્છવાયોગ્ય છે. બીજું સ્ત્રીઓને ઉત્તમ ગૃહિણી અને માતા થવા ઉપરાંત ઉત્તમ શહેરી તરીકેની ફરજો પણ બજાવવાની હોય છે અને તે માટેની યોગ્ય તાલીમનો પાયો યુનીવરસીટીના શિક્ષણક્રમમાંથીજ નખાવો જોઇએ. આ બે દ્રષ્ટિએ હજી એ યુનીવરસીટીની શિક્ષણપદ્ધતિમાં ઘણા સુધારા થઇ શકે. અમે ઇચ્છીએ છીએ કે સંચાલકો સંસ્થાનું ભાવિ ભવ્યત્તર બને તે માટે એની ખામીઓ શોધી કાઢી તે દૂર કરવાના પ્રયત્ન કરે, જેથી એ સંસ્થા આદર્શ સ્ત્રીકેળવણી માટેનું અનુપમ કેન્દ્રસ્થાન બની રહે.

**ધારાસભામાં સ્ત્રીઓ.**

થોડા સમય પ્હેલાંજ સ્ત્રીઓ વિરૂદ્ધ ધારાસભાઓમાં બેસવાનો જે પ્રતિબંધ છે તે દૂર કરવાની પરવાનગી દરેક પ્રાંતની સરકારને આપનારા હુકમો હિંદી સરકારે કાઢ્યા છે. આ હુકમોની રૂએ મુંબાઇ અને મદ્રાસ પ્રાંતોની ધારાસભામાંથી એ પ્રતિબંધ નજદીકના ભવિષ્યમાં નીકળી જશે એવી આશા રખાય છે. મુંબાઇની ધારાસભા માટે તો એ મતલબનો ઠરાવ ડો. પ્રાંજપે ચાલુ માસની બેઠકમાં રજુ કરનાર છે; મદ્રાસમાં અને વડી ધારાસભામાં પણ એવા ઠરાવો લાવવાની નોટીસ અપાઇ ચૂકી છે. અમને વિશ્વાસ છે કે આ ત્રણે સભાઓ એ ઠરાવો સર્વાનુમતે પસાર કરશે અને સ્ત્રીઓને તેમનો વાજબી હક્ક ભોગવવાની સગવડ કરી આપશે. અત્યાર સુધીમાં સ્ત્રીઓએ મ્યુનીસીપલ કાઉન્સીલર તરીકે ઓનરરી મેજીસ્ટ્રેટ તરીકે તેમજ ધારાશાસ્ત્રી તરીકેનાં કામો કરી પોતાની શક્તિની ખાત્રી આપી છે, તો પછી ધારાસભાના સભાસદ તરીકે એવીજ શક્તિનો પરિચય તેઓ કરાવશે કે કેમ, એ સંદેહ રાખવાની જરૂર નથી. કોચીન રાજ્યમાં અત્યાર પ્હેલાં સ્ત્રીઓએ હક્ક કુશળતાથી ભોગવી પોતાની શક્તિનો પરિચય આપી રહી છે. આ હક્કની માગણી કરવા માટે મુંબાઇની સર્વ કોમોની સ્ત્રીઓની એક મોટી સભા તા. ૨૮ મી જુલાઇએ મારવાડી વિદ્યાલય હોલમાં મિસિસ વકીલના પ્રમુખપદે મળી હતી, જે વખતે મિસિસ તાતા, મિસિસ કઝીન્સ, મિસિસ રાયજી, મિસિસ તૈયબજી, મીસ કોન્ટ્રેક્ટર, મીસ ઝવેરી, મિસિસ પાવરી વગેરે બ્હેનોએ એ હક્કના સમર્થનમાં વિવેચનો કર્યાં હતાં, અને વિરોધી દલીલોનો જવાબ આપ્યો હતો. પરંતુ એ જવાબ આપતાં કેટલીક બ્હેનોએ આખી પુરૂષ જાતિને નકામી વખોડી કાઢી હતી અને સ્ત્રીઓના માર્ગમાં અંતરાય રૂપ હોવાનું જણાવ્યું હતું. એ બ્હેનો ભૂલી જાય છે કે પશ્ચિમમાં ગમે તે હોય પણ હિંદના પુરૂષોએ તો સ્ત્રીઓની ઉન્નતિમાં અંતરાયરૂપ થવાને બદલે ઉલટી મ્હેલ કરી છે અને બ્હેનોને પોતાની ઉન્નતિ માટે સતેજ કરવાના તનતોડ પ્રયત્નો કર્યાં છે. એવા પુરૂષોનો સહકાર હજી પણ આપણા કાર્યમાં મળ્યો જાય છે. પશ્ચિમની સ્ત્રીઓનું આ બાબતમાં આંધળું અનુકરણ કરવાને બદલે આપણા પોતાના સંજોગો વિચારી પુરૂષોના સહકારને આપણે વધાવી લેવા જોઇએ. સભાએ એક ઠરાવ પસાર કરી તેની નકલો ધારાસભાઓના સેક્રેટરીઓને તેમજ ડૉ. સર હરિસિંહ ગોરને મોકલી આપી છે. અમને ખાત્રી છે કે એ ધારાસભાઓના સભ્યો જ્યારે ઠરાવ રજુ થાય ત્યારે તે સર્વાનુમતે પસાર કરી સ્ત્રી વર્ગનો સમાન હક્ક કબુલ રાખશે.

**બાળ-રક્ષણનો કાયદો.**

બાળ-રક્ષણનો કાયદો મુંબાઈની ધારાસભાએ સન ૧૯૨૩ માં પસાર કર્યો છે, પરંતુ હજી સરકારે તે અમલમાં નથી મુક્યો; જ્યારે કલકત્તા અને મદ્રાસમાં એવા કાયદાઓ અત્યાર પહેલાં અમલમાં મૂકાઇ ચૂક્યા છે. મુંબાઇમાં એ કાયદો અમલમાં મુકવાનો સમય આવી લાગ્યો છે એમ સરકારને જણાવવા મુંબાઇના બાનુ જે. પી. ઓની એક સભા તા. ૪થી

હેનુલાઇએ સેવાસદનમાં લેડી ધનબાઇ કાવસજી જહાંગીરના પ્રમુખપદે મળી હતી. આ સભાએ એક પત્ર બધાંની સહી સાથેનો સરકારને લખી એ કાયદો અમલમાં મુકવાની અને સ્ત્રી-મેજીસ્ટ્રેટો સાથેની બાળકો માટેની અદાલતો સ્થાપવાની માંગણી કરી છે. એ પ્રમાણે આખો કાયદો અમલમાં મુકવાનું અત્યારે વ્હેવારૂ ન લાગે તો તેનો ભાગ બીજો અને ત્રીજો હાલ તુરત અમલમાં મુકવાની માગણી તેમણે કરી છે. આ બે ભાગની રૂયે ખરાબ અને અનીતિમય સંજોગોમાં ઉછરતા કે સબડતા બાળકોને બચાવી શકાશે અને તેમને ઉંધે માર્ગે દોરનાર બદમાશોને સજા કરી શકાશે. ઉપરાંત ૧૬ વર્ષની અંદરના ગુન્હેગારોની તપાસ માટે દરેક મેજીસ્ટ્રેટની કોર્ટમાં એક બાનુ મેજીસ્ટ્રેટ રાખવાની પણ તેમણે માંગણી કરી છે. મદ્રાસે પણ આજ પ્રમાણે કટકે કટકે કાયદો લાગુ પાડયો હતો અને માત્ર ગયા વર્ષથીજ તે આખો અમલમાં મુકાયો છે. કલકત્તામાં હજી આખો કાયદો અમલમાં નથી મુકાયો. છતાં એ બન્ને શહેરોમાં બાળકો માટેની ખાસ અદાલતો છે, તેમજ બાળકોને બચાવી તેમને સુધારે અને કામધંધો શીખવે એવા આશ્રમો છે. મુંબાઇના બાનુ મેજીસ્ટ્રેટોએ કરેલી માંગણી તદ્દન વ્યાજબી હોઇ ભાવી પ્રજાના હિત માટે છે જો સરકારને હૈયે એ હિત વસતું હોય તો એ માગણીઓ તે જરૂર સ્વીકારે. નિરાધાર અને નિર્દોષ બાળકોને બદમાશોના પંજામાથી બચાવી લઇ તેમને ભવિષ્યના નમુનેદાર શહેરીઓ બનાવવાનો ઇરાદો સરકારનો હોય તો તેણે જરૂર આ માંગણીઓ તુરત સ્વીકારી લેવી જોઇએ. અમે આશા રાખીએ છીએ કે સરકાર આ બાબત તરફ લક્ષ આપી એ કાયદો અમલમાં મેલવાના અને એવી ખાસ અદાલતો સ્થાપવાના તાત્કાલિક પગલાં ભરશે.

**શિક્ષણ પત્રિકા.** ગુજરાતમાં નાના બાળકોના અભ્યાસ[illegible]સ્થા જો કોઇ સર્વાંગસુંદર હોય તો તે[illegible] ભવન. દક્ષિણામૂર્તિ[illegible]થી અને એ ભવનના સંચાલકો જેટલા[illegible]ના ઉંડા અભ્યાસી છે તેટલાંજ બાળ[illegible]ના, તેમની ટેવોના ખાસ અનુભવી છે. બાળકોની જરૂ[illegible] શિક્ષક-શિક્ષિકા-ઓના અને ભાઇબ્હેનોના ઓજ નથી પરંતુ સ્નેહ અને કોડ પણ તેમના હૃદયમાં ભર્યાં છે. એવા અભ્યાસીઓ અને અનુભવીઓના હાથે ચાલતી સંસ્થા નમુનેદાર હોય તેમાં નવાઇ નથી. અત્યાર સુધી તેમના એ જ્ઞાન અને અનુભવનો લાભ ફકત ભવનમાં અભ્યાસ કરતા વિદ્યાર્થી બાળકોનેજ મળતો. પરંતુ બ્હારની પ્રજા પણ તેનો લાભ લઇ શકે તેવી યોજના તેમણે કરી છે. એ યોજના તે તેમની "શિક્ષણ પત્રિકા". ભવનના બે જાણીતાં સંચાલકો શ્રી. તારાબેન મોડક અને રા. ગિજુભાઇ એ "પત્રિકા" નાં સંપાદકો છે અને બીજા સંચાલકો તેમાં લેખો લખી સહકાર કરે છે. દર મહિને પ્રકટ થતી આ "પત્રિકા" માં એ સંચાલકો પોતાના સુંદર અનુભવો ટાંકે છે અને બાળકોના શિક્ષણ અર્થે ઉપયોગી થઇ પડે એવી અનેક અનુભવસિદ્ધ સૂચનાઓ કરે છે. આ સૂચનાઓ દરેક માબાપને અત્યંત ઉપયોગી થઇ પડે એવી છે અને તેમનો માર્ગ અનેક રીતે સરળ કરે એવી છે. જે ગૃહમાં નાના બાળ[illegible] હોય તે ગૃહમાં આ "પત્રિકા" ની એક ન[illegible] અવશ્ય આવવી જોઇએ. તેનું લવાજમ ઘ[illegible]જુંજ છે-વર્ષે ફક્ત એક રૂપીઓ. અમે ઇ[illegible]એ છીએ કે દરેક દંપતિ આ "પત્રિકા" ના [illegible]ાહક થઇ જાય અને પોતાની સંતતિને ભવિષ્ય[illegible] નમુનેદાર શહેરીઓ બનાવે.

**દુનિયાની [illegible]-પ્રવૃત્તિની પ્હેલ કરનાર શ્રીમતી એલન કી.** શ્રીમતી એલન કીના તા. ૨૫ મી એપ્રીલે સ્વીડનમાં થયલા સ્વર્ગવાસથી સ્ત્રી-હક્કની [illegible] મોટામાં મોટી અને જલ્દી ન પૂરી શકાય [illegible] ખોટ ગઇ છે છેલ્લાં ૫૦ વર્ષમાં એમના [illegible]તોડ પ્રયત્નોથી જે પ્રગતિ સ્ત્રીઓની પરિસ્થિતિમાં થઇ છે અને જે જાગ્રતિ સ્ત્રીવર્ગમાં આવી છે તે ઇતિહાસમાં અમર રહેશે. સ્ત્રી-હક્કની લડતમાં અનેક સ્ત્રીઓએ યથા શક્તિ-મતિ પોતાનો ફાળો આપ્યો છે પરંતુ એ સર્વમાં શ્રીમતી એલન કીનો ફાળો સર્વથી મોટો છે. કોઇ ખાસ પ્રવૃત્તિનાં એ નેતા ન હતાં કે કોઇ લોકપ્રિય લડતને માટે એમણે વ્યવસ્થાપૂર્વક ચળવળ નથી ચલાવી, છતાં અન્ય લડત ચલાવનાર મહિલાઓ કરતાં તેમની દીર્ઘદ્રષ્ટિ વધારે તીવ્ર હતી. યુરપમાં જ્યારે રાજકીય હક્ક માટે સ્ત્રીઓએ ઝનુનભરી લડત ચલાવી ત્યારે તેમના એ પ્રયત્નોને તેમણે વખોડી પણ કાઢયા હતાં.

હાથમાં બાળક વધારે ને વધારે રડવા લાગ્યો. અને પોતાનાં મામા સામે લાંબા ટુંકા હાથો કરી છોડવવા, કરૂણાભરી દ્રષ્ટિએ વિનવવા લાગ્યો. મણીલાલ આ દેખાવ જોઇ શક્યો નહિ, તેને બાળકની માતા યાદ આવી. કંઇપણ ન બોલતાં એક પત્થર ઉપર બેસી એક બાળકની માફક મોટે સાદે રડી પડ્યો. પાડોશીઓ પણ એ દૃશ્ય જોઇને રડી પડ્યાં. વસંતરાયે દૃઢ મન રાખી પરાણે રડવું રોકી ગાડીવાળાને ગાડું ચલાવવા કહ્યું.

દૂર સુધી મણીલાલના છાતીફાટ રૂદનનો ઘાંટો સંભળાયા કર્યો.

ગામમાં પહોંચતાંજ નાની છોકરીને કાગળ દેવા ગોપાળબાબુને ઘેર મોકલી. આ વખતે ભાસ્કર જમતો હતો. મા દિકરા વચ્ચે આજ સવિતાના ગુણોજ ચર્ચાતા હતા. માતા પણ પુત્ર પાસે ક્ષમા માગી રહી હતી. આજ તેના આનંદનો પાર ન હતો. "હું ચાર કલાકે શું કરનો હોઇશ ! આ વિચારે તેને ઘેલો બનાવી મુક્યો. જમતાં જમતાં એજ સુંદર મુખ, એજ સુંદર બોલવાની છટા આંખે તરવરી રહ્યાં. તેવામાં ભદ્રબાળા ( વસંતરાયની છોકરી ) કાગળ લઇને આવી. વધામણીના બદલામાં ઘરમાં આજે ચુરમાનાં લાડુ બનાવ્યા હતા, તેમાંથી ધનકોરે પોતે પોતાના સુંદર હાથો ધોઇ બે લાડુ ભદ્રબાળાને આપ્યા; ભાસ્કરે ઉત્સુકે કોળીયોજ છોડી કાગળ હાથમાં લીધો, છાતી સરસો ચાંપ્યો. સવિતાનો કાગળ આવ્યો જાણી તેની બેનપણીઓ પણ તેના સમાચાર જાણવા આવી હતી. ગોપાળબાબુનો આનંદ અમાપ હતો. તે પણ દિવાનખાનાની જાળીનાં કાણાંમાંથી સવિતાના આવવાના સમાચાર સાંભળવાને એક ચિત્તે તત્પર થઇ બેઠા હતા. તેજ વખતે પુષ્પા નાના કુમારને લઇ હાજર થઇ. સૌનું ધ્યાન કાગળમાંજ હતું. કવર ફાડી ભાસ્કર મોટે અવાજે કાગળ વાંચવા લાગ્યો:

મહાશય;

સવિતાને ગયે આજ ચાર દિવસ થયા છે. મરવાના દિવસ સુધી તમારા સૌનાં વખાણોજ કીધા કર્યાં છે. અને "એજ પતિ આપજો" એ છેવટના શબ્દો બોલી પ્રાણત્યાગ કર્યો છે. હું બે ચાર દિવસ પછી યાત્રાએ જવાનો છું. બાળક-નહુને આ સાથે મોકલ્યો છે. આશા છે કે તે માતાનું દુઃખ જરૂર ભુલાવશે. એજ

લી: મણીલાલના રામરામ.

પત્ર વાંચતાંજ ભાસ્કર "હાય સવિતા" કરતો જમીન ઉપર પડ્યો. પાટોરાણુ પુષ્પની ગોદમાં રમત કરતો નહુ "દુઃખ દેવા વખતે ક્યાં હતા?" એમ [illegible] જવાબ માગી રહ્યો હતો.

## કાળી વહુ.



ચિત્રકારઃ] હર્ષઘેલી થતી સ્નેહલીની આંખે પોતાનું સુંદર વદન અરીસામાં [રા. શુક્લ
નિહાળી રહી...તેજ વખતે ભાસ્કર બ્હારથી આવ્યો. —પૃ ૬૫૮